'(' સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું' સાહિત્ય'.

# શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા

[સંત જ્ઞાનેશ્વરવિરચિત 'ભાવાર્થદીપિકા'ના અનુવાદ સહિત]




અનુવાદકો :

સ્વ. રત્નસિંહ દીપસિંહ પરમાર

શ્રી. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨




સાડા ચાર રૂપિયા

સંવત ૨૦૧૧ : : આવૃત્તિ ૧૦મી : : સને ૧૯૫૫



| | | | | |
|---|---|---|---|---|
| ૧લી | આવૃત્તિ પ્રત | ૨૬૦૦ | છપાયા સંવત | ૧૯૬૮ |
| ૨જી | ,, | ૨૬૦૦ | ,, | ૧૯૭૯ |
| ૩જી | ,, | ૫૩૦૦ | ,, | ૧૯૮૦ |
| ૪થી | ,, | ૫૫૦૦ | ,, | ૧૯૮૫ |
| ૫મી | ,, | ૧૨૦૦૦ | ,, | ૧૯૯૦ |
| ૬ઠ્ઠી | ,, | ૮૦૦૦ | ,, | ૧૯૯૧ |
| ૭મી | ,, | ૫૫૦૦ | ,, | ૧૯૯૭ |
| ૮મી | ,, | ૮૦૦૦ | ,, | ૨૦૦૨ |
| ૯મી | ,, | ૪૫૦૦ | ,, | ૨૦૦૭ |
| ૧૦મી | ,, | ૫૫૦૦ | ,, | ૨૦૧૧ |
| | | કુલ ૫૯૫૦૦ | | |





गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદમય પરમધામની નિત્યપ્રાપ્તિ માટે શ્રીભગવદ્‌ગીતાનું ને સહસ્રનામનું ગાન ગાવા યોગ્ય છે; ધ્યાન વારંવાર શ્રીપતિના રૂપનું કરવા યોગ્ય છે; ચિત્ત સજ્જનોના સંગમાં પરોવવું યોગ્ય છે અને વિત્ત દીન–દુઃખીઓને આપવું યોગ્ય છે.

—'ચર્પટપંજરિકા'

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તુ સાહિત્ય મુદ્રણાલય, રાયખડ : : અમદાવાદ

# શ્રી જ્ઞાનેશ્વર મહારાજ



૧૫ વર્ષની વયમાં જ્ઞાનેશ્વરી જેવો અસામાન્ય ગ્રંથ રચનાર,
મહાન જ્ઞાનવૃદ્ધ અને ચારિત્ર્યવૃદ્ધ ભગવાન જ્ઞાનદેવ



યોગેશ્વર શ્રીકૃષ્ણ અને મહાવીર અર્જુન

# શ્રીપરમેશ્વરસ્તોત્ર

जगदीश ! सुधीश ! भवेश ! विभो ! परमेश परात्पर पूत पितः ॥ प्रणतं पतितं हततत्त्वजनं जनतारण तारय तापितकम् ॥ १ ॥ गुणहीनसुदीनमलीनमतिं त्वयि पातरि दातरि चापरतिम् ॥ तमसा रजसाऽऽवृतवृत्तमिमं ॥ जन० ॥ २ ॥ मम जीवनमीनमिमं पतितं मरुघोरभुवीह च त्रस्तमहो ॥ करुणाब्धिचलोर्म्मिजलानयनं ॥ जन० ॥ ३ ॥ भववारण ! कारण कर्म्मततौ भवसिंधुजले शिव मग्नमतः ॥ करुणाश्च समर्प्य तरिं त्वरितं ॥ जन० ॥ ४ ॥ अतिनाश्य जनुर्मम पुण्यरुचे ! दुरितौघभरैः परिपूर्णभुवः ॥ सुजघन्यमगण्यमपुण्यरुचिं ॥ जन० ॥ ५ ॥ भवकारक ! तारक हारक हे, भवतारक पातकदारक हे ॥ हर शङ्कर किंकरकर्म्मचयं ॥ जन० ॥ ६ ॥ तृषितश्चितमंसि सुधां हितमेऽच्युत ! चिन्मय ! देहि वदान्यवर ॥ अतिमोहवशेन विनष्टकृतं ॥ जन० ॥ ७ ॥ प्रणमामि नमामि नमामि जनं भवजन्म कृतिप्रणिषूदनकम् । गुणहीनमनन्तमितं शरणं जनतारण तारय तापितकम् ॥ ८ ॥

હે પ્રભો ! હે જગદીશ ! હે જ્ઞાનીઓના પણ ઈશ ! હે સંસારના સ્વામી ! હે સર્વવ્યાપક ! હે પરમેશ્વર ! હે પરાત્પર ( પરથી પણ પર )! હે પવિત્ર ! હે પિતા ! હું પતિત ( પાપી ) અને તત્ત્વ હણાયેલો મનુષ્ય આપને પ્રણામ કરું છું. હે જનતારક ( મનુષ્યોને તારનાર ) ! મને તપી રહેલાને ત્રિવિધ તાપથી ભરેલા સંસારસાગરથી તારો. ( ૧ ) હું ગુણહીન, બહુ દીન તથા મલિન મતિવાળો છું, તો આપ પરમ દાતાર અને પાલનકર્તા છો; છતાં પણ આપમાં મારી પ્રીતિ રહેતી નથી અને તમોગુણ તથા રજોગુણથી ઘેરાયેલો રહું છું; માટે હે જનતારક પ્રભો ! મને તપી રહેલાને તારો. ( ૨ ) અહો ! મારું આ જીવન સંસારરૂપી ઘોર મરુભૂમિમાં માછલાની પેઠે દુઃખી થઈ પડેલું છે; તેને આપ આપના કરુણારૂપી સમુદ્રની લહરી વડે સિંચીને હે જનતારક ! મને તપી રહેલાને તારો. ( ૩ ) હે ભવવારણ ! ( સંસારમાં ડૂબવા ન દેનાર ! ) આપ જ આ જગતરૂપી કર્મવિસ્તારના કારણરૂપ છો. હે કલ્યાણરૂપ ! આ ભવસાગરના અપાર જળમાં ડૂબી રહેલા એવા મારા દુઃખી જીવને નાવ આપીને મારો તપી રહેલાનો ત્વરાથી ઉદ્ધાર કરો. ( ૪ ) હે જનતારક ! હે પવિત્ર બુદ્ધિવાળા ! મારો ફરીથી જન્મ ન થાય એમ કરી, પાપોના પ્રવાહરૂપી ભારથી પરિપૂર્ણ થયેલા આ પૃથ્વીમાંથી મારો—અતિ અધમ, નિર્બળ, પાપબુદ્ધિવાળા અને તપી રહેલા જીવનો ઉદ્ધાર કરો. ( ૫ ) હે સંસારના કર્તા, તારક અને સંહારક ! હે ભવતારક ! હે પાપવિદારક ! હે કલ્યાણ કરનારા ! હે જનતારક ! તપી રહેલા આ કિંકરનાં સર્વ કર્મોના સમૂહનો નાશ કરીને ઉદ્ધાર કરો. ( ૬ ) હે અચ્યુત ! હે

ચિન્મય ! હે વર દેનારાઓમાં શ્રેષ્ઠ ! હુ તૃષાતુર થયેલો છું; માટે મને જ્ઞાનરૂપી અમૃત આપો. મેં અત્યંત મોહવશ થઈને મારાં સર્વ કર્તવ્ય કર્મ છોડી દીધાં છે; માટે મને તપી રહેલાને તારો. (૭) હે જનતારક ! હું આપને પ્રણામ કરું છુ, નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું. આપ સંસારનાં જન્મ તથા કર્મોના નાશ કરનાર નિર્ગુણ અને અનંત છો. હું અત્યંત સંતપ્ત થઈને આપને શરણે આવેલો છું; માટે મને તપી રહેલાને તારો. (૮)

# સમર્પણ

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।

सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटी युगधारिणे नमः ॥

હજારો સ્વરૂપ, હજારો ચરણ, હજારો નેત્ર, હજારો મસ્તક, હજારો સાથળ તથા હજારો બાહુવાળા અંતરહિત પરમાત્માને નમસ્કાર હો. હજારો નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા શાશ્વત પુરુષને નમસ્કાર હો.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।

लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणानामीश पारं न याति ॥

નીલ પર્વત જેટલું કાજળ હોય, મહાસાગર સમાન ખડિયો હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડો કાગળ હોય અને તે લઈને સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે; તોપણ હે નાથ ! આપના ગુણોનો પાર આવે નહિ.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव ।

त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

તમે જ માતા અને તમે જ પિતા છો, તમે જ બંધુ અને તમે જ મિત્ર છો; તમે જ વિદ્યા ને તમે જ દ્રવ્ય છો અને હે દેવોના દેવ ! તમે જ મારું સર્વ કાંઈ છો.

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्याऽऽत्मना वा प्रकृतेः स्वभावात् ॥

करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકાર કે પ્રકૃતિના સ્વભાવે જે જે કંઈ કરું છું, તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ ! આપના ચરણકમળમાં સમર્પણ કરું છું.

# મંગલાચરણ

ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥

બિંદુ સહિત ૐકાર (પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટૂંકું અને સર્વોપરી નામ) જેનું યોગીજનો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષદાતા છે, તે પરબ્રહ્મ ૐકારને વારંવાર નમસ્કાર હો. (૧)

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ २ ॥

અનંત બ્રહ્માંડના નાથ શ્રીમન્નારાયણને વીર નરોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણ ભગવાનને તથા સન્માર્ગપ્રેરક દેવી સરસ્વતીને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરવો. (૨)

सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममङ्गलम् ।
येषां हृदिस्थो भगवान् मङ्गलायतनो हरिः ॥ ३ ॥

સર્વ મંગલોના ભંડાર એવા ભગવાન શ્રીહરિ, જે કોઈ મનુષ્યના હૃદયમાં વિરાજમાન હોય છે, તેનું સર્વદા અને સર્વ કાર્યોમાં અમંગળ તો થતું જ નથી; અર્થાત્ મંગળ જ થાય છે. (૩)

व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे ।
नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमो नमः ॥ ४ ॥

વ્યાસસ્વરૂપ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરું છું અને વિષ્ણુસ્વરૂપ મહર્ષિ વ્યાસને, કે જે વસિષ્ઠકુળમાં ઉત્પન્ન થયા હતા અને અધ્યાત્મવિદ્યાના ભંડારરૂપ હતા, તેમને વારંવાર નમસ્કાર કરું છું. (૪)

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचन. शंभुर्भगवान् बादरायणः ॥ ५ ॥

એ ભગવાન બાદરાયણ (વ્યાસમુનિ) જોકે ચાર મુખવાળા નથી, તોપણ સાક્ષાત્ બ્રહ્મા છે; બે હાથવાળા છતાં સાક્ષાત્ શ્રીહરિ છે અને કપાળે ત્રીજું નેત્ર નથી, તોપણ સાક્ષાત્ શંકર છે. (૫)

# નિવેદન

'શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્દગીતા'ની ૧લી આવૃત્તિ સંવત ૧૯૬૮માં પ્રસિદ્ધ થયેલી. તે પછી ઉત્તરોત્તર એની માગ વધતી ગઈ. અત્યાર સુધીમા આ સાથે દશ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. આ દશમી આવૃત્તિની ૫૫૦૦ પ્રતો પ્રસિદ્ધ થાય છે.

શ્રીમદ્દ ભગવદ્દગીતાના સર્જક શ્રીકૃષ્ણ પોતે ભગવાન જ હતા અને પોતાના અનન્ય ભક્ત અર્જુનને મહાભારતીય યુદ્ધમા સહાયક થવા માટે એના રથનું સારથિત્વ સ્વેચ્છાએ સ્વીકાર્યું હતુ. સ્વકર્તવ્યથી વિમુખ થયેલા અર્જુનને શ્રીકૃષ્ણે આ ગીતાના મિષથી કર્તવ્યનો ઉપદેશ આપેલો છે. રણભૂમિમાં યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયેલા સ્વજનોને જોઈને અર્જુનનુ ચિત્ત ક્ષુબ્ધ થાય છે, ત્યારે શ્રીકૃષ્ણ તેને ક્ષાત્રધર્મ સમજાવે છે અને જ્ઞાન, કર્મ તથા ઉપાસનાનો તેને બોધ આપે છે.

આવા અનુપમ ગીતાગ્રંથની એકસૂત્રતા શ્રી વેદવ્યાસે કરી છે. એની ઉપયોગિતા વર્ણવવા જતા સૂર્યને દીવો દેખાડવા જેવુ થાય છે.

શ્રીમદ્દ ભગવદ્દગીતા ઉપર હિંદુ ધર્મના અનેક સંપ્રદાયોના વરિષ્ટ આચાર્યોએ પોતપોતાના વિચારો અને મંતવ્યો અનુસાર ભાષ્ય લખી જનસમુદાયને સરળતાથી તેનુ જ્ઞાન પ્રાપ્ત થાય એ હેતુથી અત્યાર સુધી અનેક પ્રયત્નો કર્યા છે. શંકર. રામાનુજ, મધ્વ આદિ આચાર્યો તે માટે યશોભાગી છે.

શ્રીમદ્દ ભગવદ્દગીતાને હીરાની ઉપમા આપી શકાય. પાસા પાડેલા હીરાને ગમે તે બાજુથી જોતાં તેમાં વિવિધ રંગો દેખાય છે, તેવી જ રીતે શ્રીમદ્દ ભગવદ્દગીતાનું મનન કરતાં પાસારૂપ અનેક અદ્દભુત અર્થો તેમાં રહેલા જણાય છે. અને તેવી રચના કરવા માટે વ્યાસનું બુદ્ધિકૌશલ્ય જ કારણભૂત છે.

શ્રીમદ્દ ભગવદ્દગીતાનાં અત્યાર સુધીમાં અનેક ભાષાંતરો, ભાષ્યો અને ટીકાઓ જગતની વિવિધ ભાષાઓમાં થયેલાં છે; તેમાં પણ શ્રી જ્ઞાનેશ્વર મહારાજે પોતાના વયના પંદરમા વર્ષે 'ભાવાર્થદીપિકા' નામક ઓવીબદ્ધ મરાઠી ટીકા લખીને ગીતામાંનું નવનીત પીરસ્યુ છે, જેની તુલના જગતમાંની કોઈ પણ વસ્તુ સાથે થઈ શકે તેમ નથી.

'જ્ઞાનેશ્વરીના મૂળ ગ્રંથની અનેક આવૃત્તિઓ મુંબઈ, પુના વગેરે સ્થળોમાં જુદે જુદે હાથે નીકળી છે. તથા મૂળ 'ઓવી' અને મરાઠી ગદ્યાત્મક ભાષાન્તર સાથે તેનાં બે પુસ્તકો નીકળેલા છે. એમા એકના અનુવાદક 'કેરલકોકિલ'ના સંપાદક શ્રીયુત કૃષ્ણાજી નારાયણ આઠલ્યે ટેંભૂકર હોઈ ને પ્રકાશક શ્રીયુત ત્રિંબક જનાર્દન ગુર્જર છે. બીજા ગ્રંથના અનુવાદક અને પ્રકાશક પૂનાનિવાસી શ્રીમાન વિનાયક નારાયણ જોષી સાખરે છે. મહારાષ્ટ્રીય પ્રજામાં પ્રસ્તુત બને ગ્રંથો માન પામ્યા છે.

શ્રી જ્ઞાનેશ્વરી ગ્રંથનો લાભ ગુજરાતી ભાષા બોલનારી ગીતાર્થ જિજ્ઞાસુ પ્રજાને સહેલાઈથી મળી શકે એટલા માટે આ સંસ્થા તરફથી તેનો ગુર્જર અનુવાદ ડભોલીનિવાસી સ્વર્ગસ્થ રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે તૈયાર કરાવ્યો હતો; અને પ્રથમ સસ્કરણરૂપે તેનું પ્રકાશન થયું હતું; એમાં ઓવી-ઓનો અનુવાદ શ્રી સાખરે મહારાજના અનુવાદને આધારે તેમજ ટિપ્પણો મુખ્યત્વે શ્રી ટેંભૂકરવાળા ગ્રંથનો આધાર લઈ આપવામાં આવ્યાં હતાં.

શ્રીયુત રઘુનાથ માધવ ભગાડેના હાથે થયેલું હિંદી ભાષાંતર ઠીક જણા-યાથી બીજી આવૃત્તિના પ્રકાશન સમયથી તેની પણ સહાયતા લેવામાં આવેલી છે. ઉપર્યુક્ત હિન્દી જ્ઞાનેશ્વરીનો ગુજરાતી અનુવાદ શ્રીયુત ગોવર્ધનદાસ કહાન-દાસ અમીન પાસે તૈયાર કરાવાયો હતો; અને પ્રસ્તુત બે જ સજ્જનોનાં નામ ( બીજી આવૃત્તિથી ) અપાતા રહે છે.

આ અનુવાદ યોજવામાં ઉપર્યુક્ત બે મરાઠી તથા ત્રીજા હિન્દી ભાષાં-તરનો ઉપયોગ કરાયલો હોવાથી એ ત્રણે ગ્રંથોના અનુવાદક અને પ્રકાશક મહાશયોનો હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે. વળી એક સાથે ચાર પુસ્તકોના ઉપયોગપૂર્વક આ અનુવાદ યોજવામાં સ્વાંમી શ્રી કૃષ્ણાનંદજીએ નિષ્કામ ભાવે જે સહાય કરી છે તેને માટે એ બંધુ પણ ધન્યવાદને પાત્ર છે.

પ્રત્યેક પુસ્તક પ્રયત્નપૂર્વક શુદ્ધ જ છપાય એવું ધોરણ સ્વીકારેલું હોવાથી આ દશમી આવૃત્તિ પ્રકાશિત કરતી વખતે ઉચિત સ્થળે, સંસ્કૃત ભાષામાં પ્રકાશિત થયેલી ગીતાની અઢાર ટીકાઓની મદદ લીધી છે. સમગ્ર ગ્રન્થનું અત્યંત સૂક્ષ્મતાથી પરીક્ષણ કરવામા આવ્યા પછી પૂર્વે થયેલા પ્રચલિત અનુ-વાદોમાં કોઈ કોઈ સ્થળે જણાયેલી ન્યૂનતા દૂર કરવા માટે મૂળ મરાઠી ગ્રંથની પુન સહાયતા લેવામાં આવી છે. શ્રી જ્ઞાનેશ્વર મહારાજરચિત ઓવીઓમાંના મૂળના ગુજરાતી ભાષામાં દૃષ્ટિદોષથી કરવાના રહી ગયેલા ભાષાન્તરને સંપૂર્ણ બનાવવામાં આવ્યો છે, તેમ જ ભાષાંતરમાં જણાયેલી અશુદ્ધિઓ મરાઠી ગ્રંથ સાથે તુલના કરીને નિવારવામાં આવી છે અને ગ્રંથને સમગ્ર રીતે ભાષાંતરની દૃષ્ટિએ મૂળ મરાઠી દરેક ઓવી સાથે સરખાવીને શુદ્ધ કરવાનો દરેક પ્રયત્ન કરવામાં આવ્યો છે. એમ કરતાં પૂર્વની આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિની પૃષ્ઠ-સંખ્યા સો કરતાં વધુ વધી જવા પામી છે. આ આવૃત્તિ મરાઠી ગ્રન્થની ઓવીઓનું શબ્દશઃ અસ્ખલિત ભાષાંતરરૂપે પ્રકાશન પામે છે અને અત્યાર અગાઉની એમાં રહેલી ક્ષતિઓ દૂર થાય છે. આવો અનુપમ ગ્રંથ જનતા સમક્ષ રજૂ કરતાં અમને સંતોષ અને આનંદ થાય છે. આશા છે કે, મુમુક્ષુઓ એનો અવશ્ય લાભ લેશે.

આ ગ્રંથની ઉપકારકતા ઇત્યાદિ વિષે આગલી આવૃત્તિઓમાં પ્રકાશકના નિવેદનમાં ભિક્ષુ અખંડાનંદજીએ જે વિચારો દર્શાવ્યા છે, તે અહીં નીચે અવતરણમાં આપ્યા છે :

‘ ભારતવર્ષમાં વેદ, ઉપનિષદ, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર રામાયણ, મહા-

ભારત અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવી ધર્મકર્મના શિક્ષણથી ભરપૂર દેવદુર્લભ સામગ્રી હયાત છે; પરંતુ તેના પ્રત્યે જનસમાજનું લક્ષ્ય ઘટતુ ચાલ્યુ, એટલે ધર્મઠગોને તક મળવા માંડી. તેમણે ધર્મને નામે પોતાનાં લોભ–લાલચ અને નીતિ–રીતિને પુરાણ અને યજ્ઞાગ્નિમા ઋષિમુનિઓના નામે એટલા ઘુસાડી દીધાં કે ધર્મને નામે અધર્મ અને દૈવી સપત્તિને નામે આસુરી સંપત્તિનો પ્રચાર વધ્યો. આવુ થવાથી ધર્મસંસ્થાપનાર્થે પરમાત્મદેવની મહાન વિભૂતિરૂપ ભગવાન બુદ્ધદેવ પ્રગટ થયા. તેમને સમ્રાટપદની અને બીજી સર્વ પ્રકારની લૌકિક સત્તાસામગ્રી સારી પેઠે પ્રાપ્ત હતી, પરતુ પૂર્વના પુણ્યયોગે તેમણે તેને સવેળાથી જ અસત્, જડ અને દુઃખરૂપ સમજી લઈને એકદમ તજી દીધી. પછી સાધના પણ એવી સાધી કે, જેના પરિણામે મહર્ષિઓને પ્રાપ્ત થયેલા સનાતન સત્યો તેમને પણ યથાવત્ પ્રાપ્ત થયા અને સચ્ચિદાનંદમય પરમપદનો સાક્ષાત્કાર પામી 'કૃતકૃત્ય થયા. આ પ્રમાણે થયા પછી આવી પરમ પુનિત વિરલ'વિભૂતિનું વિશુદ્ધ હૃદય, જનસમાજમા ધર્મને નામે પ્રવર્તેલો અધર્મ જોઈને કકળી ઊઠે અને પ્રાણના ભોગે પણ ટાળવા મથે, એ સ્વાભાવિક છે. સનાતન નિત્ય સત્યો ઉપર અધર્મરૂપી કચરો–પૂંજો ખડકીને તેને જ ધર્મઠગોએ ધર્મનું મુખ્ય અંગ બનાવી દીધો હતો; તે ભગવાન બુદ્ધદેવના અલૌકિક જ્ઞાન-ચરિત્રના પ્રભાવથી દૂર થઈ ગયો. એના એ જ મોક્ષદાયક સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને અને આંતરિક સાધનાને દેશકાળાનુસાર ભાષા વગેરેનાં વસ્ત્રાભૂષણ સજાવીને તેની પુન સંસ્થાપના કરી.'

'બનતું આવ્યુ છે તેમ એ સમયે પણ ધર્મઠગો બૌદ્ધધર્મના અનુયાયી બન્યા અને પછી ધીમેધીમે એ ધર્મને નામે પણ પોતાની લોલુપતા સધાય એવા વહેમો અને ક્રિયાઓ પેસાડવા માડી આ પ્રમાણે જ્યારે બૌદ્ધધર્મના નામે પણ અધર્મે વામમાર્ગે સ્વાર્થસાધુ ધર્મઠગોએ સત્તા જમાવી, ત્યારે સાક્ષાત્ શંકર સમાન ભગવાન શંકરાચાર્ય પ્રકટ થયા. તેમણે પુનઃ તે જ વેદશાસ્ત્રાદિ દ્વારા ઉપદેશાયલાં સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને–દિવ્ય જ્ઞાનચરિત્રને પ્રેરનારો અને પરમ મોક્ષદાયક સનાતન ધર્મ સ્થાપિત કર્યો અને બૌદ્ધધર્મને નામે ચલાવાયેલાં અધર્મોઓના ધતિંગ નામનિશાન સહિત ઉખાડી નાખ્યા. આથી બૌદ્ધધર્મનો પીતવસ્ત્રધારી ભેખ ભારતવર્ષમાથી નીકળી જઈ ભગવાધારી દશનામી ભેખ ચાલુ થયો. વળી સનાતન ધર્મના સર્વોપરી અંગરૂપ તથા વેદોના શિખરરૂપ જે અલૌકિક ઉપનિષદો, દર્શનશાસ્ત્રો તથા એ બધાના સારાશરૂપ જે ભગવતી ભગવદ્‌ગીતા, એ સર્વ ગ્રથો ઉપર ભગવાન શંકરાચાર્યે સરળ ભાષ્યો રચ્યાં અને તેમને વિશેષ સુગમ અને પ્રચલિત કર્યાં.'

'અત્યારે પણ એ ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા વેદાંતનાં અથવા બ્રહ્મવિદ્યાનાં પ્રસ્થાન તરીકે ગણાતા હોઈ વિદ્વાનોમા પ્રસિદ્ધ છે, એમા પણ ભગવદ્‌ગીતા તો તેની સરળતા, છટા અને સુદર વ્યવસ્થાને લીધે તથા મહા-ભારતમાંના કટોકટીના પ્રસગ સાથે એનો સબંધ હોવાને લીધે અને ભગવાન

શ્રીકૃષ્ણ જેવા મહાયોગેશ્વર તથા અર્જુન જેવા મહાવીરના દિવ્ય સંવાદરૂપ હોવાને લીધે ભારતવર્ષમાં એનો પ્રચાર વધારે થયો છે.'

'આ પ્રમાણે ભગવાન શંકરાચાર્યે અનેક મહાન ઉપકારો ઉપરાંત આ શ્રીમદ્‌ગીતારૂપે અપૂર્વ રત્નને મહાભારતમાંથી શોધી કાઢીને તથા વિશેષ સુગમ અને પ્રચલિત કરીને જે મહદ્ ઉપકાર કર્યો છે, તે પણ વર્ણવ્યો જાય તેમ નથી. કાળે કરીને આ સંપ્રદાયની ઓથે પણ વિલક્ષણ માનવીઓએ ને સાધુ–સંન્યાસીઓએ વેદાંતનો દુરુપયોગ કરવા માડેલો; અને હજી એવો દુરુપયોગ વધુ ને વધુ થતો જોવામા આવે છે;* તેથી **શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીનિમ્બાર્કાચાર્ય** અને **શ્રીમધ્વાચાર્ય** જેવા સમર્થ આચાર્યોએ જુદા પડીને પ્રસ્થાનો ઉપર બીજા ભાષ્યો રચ્યાં છે.'

'આ પ્રમાણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર જુદાં જુદા ભાષ્યો થવા ઉપરાત ટીકા–ટિપ્પણ વગેરે પણ એટલાં બધાં રચાયાં છે કે, એ બધું કોઈ વાંચવા માગે, તો દેહાત સુધી પણ પાર આવે નહિ.'

'આ પ્રમાણે માત્ર હિંદુજાતિમાં કે ભારતવર્ષમાં જ નહિ, પણ અન્ય જાતિઓમાં અને અન્ય દેશોમાં પણ શ્રીગીતાનુ અસામાન્ય મહત્ત્વ સારી રીતે સમજાયુ છે અને તે તે દેશની ભાષામાં ઉતારનારા તથા તેનો નિત્યપ્રતિ પાઠ કરવામા અહોભાગ્ય સમજનારા અનેક દિવ્યાત્માઓ થઈ ગયા છે. ભગવતી ભગવદ્‌ગીતાનુ આ દૃષ્ટિથી પણ અસામાન્ય મહત્ત્વ દર્શાવીને તેની જયતીઓ ઊજવવાની ખાસ ભલામણ કરનારો એક અસરકારક લેખ જોવામાં આવ્યો હતો.

'હિંદુસ્તાનમાં સંસ્કૃતનો પ્રચાર ઘટીને પ્રાકૃત ભાષાઓનો પ્રચાર વધ્યો, ત્યારે શ્રીગીતાજ્ઞાનને પ્રાકૃત ભાષામાં ઉતારનારા પણ સેંકડો મહાત્માઓ અને ભક્તો થઈ ગયા છે. તેઓ પૈકી ભગવાન જ્ઞાનેશ્વરે તો માત્ર પંદર વર્ષની જ વયમાં આ 'જ્ઞાનેશ્વરી' ગ્રથ પણ એ સમયની મરાઠી ભાષામાં કાવ્યરૂપે રચ્યો[1] એ ભાષાના આદ્ય કવિ હતા. આ ગ્રંથમાં શ્રીમદ્‌ગીતાજ્ઞાન તેમણે એવા સર્વસુગમ પ્રકારથી, વિસ્તારથી અને સાધનસંપત્તિના વર્ણન સહિત એવું

---

* આ સંબંધમા સ્વામીશ્રી ભાસ્કરાનંદ કહે છે કે:

સંન્યાસધર્મ કેવો કઠિન છે, તે અનેક માણસો જાણતા નથી એમ લાગે છે પ્રત્યેક સંન્યાસીને જે કેટલાક નિયમ પાળવા પડે છે, તે પૈકી થોડાક આ પ્રમાણે:

(૧) સ્ત્રીજન સાથે વાત કરવી નહિ; એટલું જ નહિ, પણ મનમાં સ્ત્રી વિષે વિચાર સુદ્ધા કરવો નહિ.

(૨) કોઈ પણ કારણસર મનને ઉત્તેજિત થવા દેવું નહિ

(૩) કોઈ પણ જાતની ધાતુનો સ્પર્શ કરવો નહિ.

(૪) એવે ઘેર ભિક્ષાર્થે જવું કે જ્યા કોઈ ભૂખ્યુ ન હોય

આથી સ્વામીજી કહેતા કે, આ કળિકાળમાં સોમાંથી એક પણ સાચો સંન્યાસી મળવો મુશ્કેલ છે; હજારમાથી એકાદ બે મળી આવે કે કેમ, એ વિષે પણ સંદેહ છે.

સાંગોપાંગ સમજાવ્યું કે, એનો જોટો પણ જગતભરમાં મળવો દુર્લભ છે.'

'એ 'જ્ઞાનેશ્વરી'ની મહત્તા વિષે આ પછીના ઉપોદ્ઘાતમાં સારી રીતે વિવેચન કરવામાં આવ્યું છે; એટલે અહીં એટલું જ જણાવવાનું કે, જે ભાષામાં આ પદ્યબંધ મૂળ ગ્રંથ છસો વર્ષ પર રચાયો, તે મહારાષ્ટ્રના સમગ્ર સાહિત્યમાં અદ્યાપિ પર્યંત સર્વોપરી ગણાતો આવ્યો છે. ભગવાન જ્ઞાનેશ્વરના સમકાલીન શ્રીનામદેવ, તેમના પછી મહારાષ્ટ્રમાં થઈ ગયેલા તુકારામ, એકનાથ, રામદાસ અને વિષ્ણુબાવા જેવા સમર્થ મહાત્માઓએ અને ભક્તોએ તથા અન્ય અનેકાનેક કવિઓ અને પંડિતોએ આ ગ્રંથનો અત્યંત ભાવપૂર્વક આદર કર્યો છે. આ પ્રમાણે મહારાષ્ટ્રીય ગ્રંથોના ઇતિહાસમાં જેમ જ્ઞાનેશ્વરી ગ્રંથ સર્વથી પહેલો છે, તેમ યોગ્યતામાં પણ સર્વોપરી ગણાય છે. ધર્મગ્રંથ તરીકે, કાવ્યગ્રંથ તરીકે કે વ્યવહારનીતિના ગ્રંથ તરીકે પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને—સર્વોપરી પદને—ડોલાવે એવો એક પણ ગ્રંથ હજી સુધી એ ભાષામાં રચાયો નથી. જુદાં જુદાં દર્શનશાસ્ત્રો, વિવિધ કળાઓ અને ભિન્નભિન્ન ધંધાઓ ઉપરાંત બીજી પણ અનેકવિધ બાબતો. પ્રાણીઓ, વસ્તુઓ. બનાવો, પ્રસંગો તેમ જ જ્યોતિષશાસ્ત્ર અને પાકશાસ્ત્ર ઇત્યાદિ વિષે એમાં ઘણી હકીકતો આવે છે. તે ઉપરથી પણ હરકોઈને જણાય તેમ છે કે, શ્રીજ્ઞાનેશ્વર મહારાજ તો અનેકવિધ જ્ઞાન–વિજ્ઞાનના ઈશ્વર જ હતા.'

'વળી ભગવાન શ્રીકૃષ્ણ. મહાવીર અર્જુન, રાજા ધૃતરાષ્ટ્ર અને સંજયના સ્વભાવના જેવા આબેહૂબ ચિત્ર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે આપ્યાં છે, તેવાં શ્રીભગવદ્-ગીતા ઉપરની બીજી કોઈ પણ ટીકામાં મળી આવશે નહિ. ભાષાગૌરવ, પદલાલિત્ય, ઉપમાચાતુર્ય, ઉપરાઉપરી બંધબેસતા દૃષ્ટાંતો, અસાધારણ વ્યવહાર-જ્ઞાન, અતુલ્ય ગુરુભક્તિ, સર્વ પ્રત્યે નમ્રભાવ, અદ્ભુત પ્રભુપ્રેમ, સરળ અને અસરકારક રીતે ઉચ્ચ સિદ્ધાંતો સમજાવવાની ખૂબી ઇત્યાદિ અનેક બાબતોમાં આ ગ્રંથ જે વિશેષતા ધરાવે છે, તે અન્યત્ર મળવી દુર્લભ છે.'

'ભગવાન જ્ઞાનેશ્વર તેમના પછી થઈ ગયેલા એકનાથ અને તુકારામ આદિ ધુરંધર આચાર્યોના તેમ જ સર્વ મહારાષ્ટ્રવાસીઓના મહાન ધર્માચાર્ય મનાયા છે. મહારાષ્ટ્ર દેશ અને મહારાષ્ટ્રીય ભાષા પર તેમણે કરેલા ઉપકારો મહાન છે. તેમની હયાતીમાં તો તેમના સેવાસમાગમથી અનેકાનેક માનવો કૃતાર્થ થયા હશે, પરંતુ એમના પછી પણ સંસારના તાપથી પરિતપ્ત થયેલા પુષ્કળ માનવો તેમના ઉત્તમ ગ્રંથના સદુપયોગથી તથા તેમના સાચા અનુયાયી સંતભક્તોનાં પ્રતાપથી સુખશાંતિ અને કલ્યાણનો માર્ગ પામ્યા છે અને પામશે.'

'પારિભાષિક શબ્દોની સમજૂતી આમાં ત્રીજી આવૃત્તિથી ઉમેરાઈ હતી. શ્રીગીતામાહાત્મ્ય પછી તેની પૂરવણી તરીકે ૪૫ શ્લોકો ચોથી આવૃત્તિમાં ઉમેરાયા હતા, તે આ આવૃત્તિમાં પણ અપાયા છે. શ્રીગીતામાહાત્મ્ય ઉપલક દૃષ્ટિથી અત્યુક્તિભરેલું ભાસે ખરું; પરંતુ ઊંડી દૃષ્ટિએ જોનારને એવું નહિ ભાસે.

'ટીપેટીપે સરોવર ભરાય' એ જેમ ખોટું નથી, તેમ થોડા શ્લોકોના નિત્યપાઠનું મહત્‌ફળ કહ્યું હોય, તે પણ ખોટું નથી; કેમકે જે થોડા પાઠ રોજ કરતો હોય, તેને વિશેષ પાઠ કરનારાનો અને તેની અસર થતાં શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાની આજ્ઞાઓનું પાલન કરનારાનો પણ પરિચય આવી મળે અને તેમના લાભો જોઈને પોતાને પણ વિશેષ પઠન, મનન અને અનુકરણ કરવાનું મન થવું, એ પણ સ્વાભાવિક છે. વળી પાઠ કરનારને પોતાના મનથી દૈવી ગુણોની ધગશ ન જાગે, તો બહારથી પણ કોઈ કહેનારો મળે કે, 'ભાઈ! વાંચે છે શ્રીમદ્‌-ભગવદ્‌ગીતા, છતાં આચરણ અવળું કેમ?' આમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાપાઠક વહેલો-મોડો સદાચારી અને પવિત્રાત્મા થઈ પ્રભુપદ પણ પામે, એ અસંભવિત નથી.'

'અધ્યાત્મજ્ઞાન એ તો વસ્તુ જ એવી છે કે, તે જનસમાજમાં જેટલું વધારે પ્રચલિત થાય, તેટલા પ્રમાણમાં પવિત્રતા, સાત્વિકતા, સંયમ, પરોપકાર, સાદાઈ, આરોગ્ય, બળબુદ્ધિ તથા પ્રયત્નમાં વધારે થાય અને તેથી જનસમાજનું જીવન સર્વ પ્રકારે ઉન્નત જ થાય. + + તેની તુલનામાં લાખો સમ્રાટનાં સુખસંપત્તિ એકઠાં કરાય, તોપણ તેના ટીપા બરાબર આવે નહિ! અલબત્ત, અત્યારે તો જડવાદીઓના સંસર્ગે આપણે એટલા બધા અવળી સમજણે ચઢ્યા છીએ કે, અંદરઅંદર પોતાના જ દેશભાઈઓનાં ગળાં કાપીને પૈસા મેળવવા; દેશસેવા અને ધર્મને નામે પણ સ્વાર્થદેવને સંતોષવા, ઇત્યાદિ અનેકવિધ કર્મ આચરી રહ્યા છીએ. સાચાં અને સહૃદય પરોપકારી નરનારીઓ અને રાષ્ટ્રીય તથા સામાજિક સંસ્થાઓના સંચાલકોએ તો શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવા વેદશાસ્ત્રમય ગ્રંથને, લોકહિતાર્થે ખાસ સ્થાન આપવાની આવશ્યકતા છે. વળી જ્ઞાનચારિત્ર્યના પ્રચાર અર્થે ખાસ વર્ગો, જયંતીઓ તથા કથાકીર્તનો જ્યાં ત્યાં કરવા–કરાવવાની પણ જરૂર છે.'

મુંબઈ,
તા. ૧–૫–'૫૫

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# શ્રીજ્ઞાનેશ્વરીનો ઉપોદ્‌ઘાત

શ્રીયુત કૃષ્ણાજી નારાયણજી આઠલ્યે ટેંભૂકરે મરાઠી ટીકા સાથે કરેલી જ્ઞાનેશ્વરી સાથે જોડેલા ' મનોગત 'માંના અગત્યના ભાગોનો ભાવાર્થ આ ઉપોદ્‌ઘાતરૂપે આપવામાં આવ્યો છે.

મનુષ્ય આ જગતમાં જન્મ્યો, એનું નામ ' તે ભવસાગરમાં આવ્યો ' એમ કહેવા કરતાં. ' સંશયસાગરમા આવ્યો ' એમ કહેવું વિશેષ શોભે તેમ છે. સંસારનો અર્થ જ ' સંશય ' એવો ગ્રહણ કરવામા આવે, તો તે અર્થ મનુષ્યને આત્મજ્ઞાનના માર્ગમા ઉત્તમ સહાયક થઈ પડે તેમ છે, કેમકે જન્મ પર્યંત તે સંશયમા જ ગૂંચવાયેલો રહે છે. સત્ય તથા અસત્ય, સન્માર્ગ અને કુમાર્ગ, અનુકૂળ અને પ્રતિકૂળ. સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોના યથાર્થ જ્ઞાનના અભાવે, તેની જીવનનાકા, ચક્ષુ રહિત યા ત્રિદોષજ્વરના ભોગ થઈ પડેલા એકાદ નૌકાપતિની નૌકાની પેઠે સંસારસમુદ્રની યાત્રામાં વિવિધ દુઃખ અને વિઘ્નરૂપી ખડકોની સાથે વારંવાર અથડાયા જ કરે છે.

બાળકનો જન્મ થયા પછીથી તેની જ્ઞાનેંદ્રિયો પોતાના કાર્ય શરૂ કરે, એટલે પ્રથમ તો તેને માતાનો બોધ થાય છે. ભૂખ લાગે તો મા ! તરસ લાગ તો મા ! દુઃખ થાય તો મા ! ઠંડી લાગે તો મા ! જે કાંઈ થાય તે સર્વના નિવારણ માટે મા, મા અને માને જ તે ઓળખે છે તેના પ્રેમનું સ્થાન મા, સર્વસમર્થ મા અને કર્તાધર્તા મા જ હોય છે. મા સિવાય જગતમાની બીજી કોઈ વસ્તુનુ મહત્ત્વ તેના ધ્યાન પર હોતુ જ નથી કોઈ મારવાને આવે કે ડોળા કાઢે, અથવા કોઈની ભીતિ લાગે, તો તે માતાની જ સોડમાં ભરાઈ જાય છે; જાણે માતાના જેવો બલિષ્ઠ વીર ત્રિભુવનમાં કોઈ છે જ નહિ, એમ તેને લાગે છે ! પરંતુ જેમ જેમ જ્ઞાનનો અધિક વિકાસ થવા પામે છે, તેમ તેમ તેની પ્રથમની માન્યતા તેને ભૂલભરેલી લાગે છે તેના જોવામાં આવે છે કે, તેની માતા તેના પિતાની આજ્ઞાનુસાર વર્તે છે અને તેની સેવા કરે છે, એટલુ જ નહિ, પરંતુ તેને તે શિક્ષાવચન કહે, તે પણ તે મૂગી રહીને સહન કરે છે. હવે તે જુએ છે કે, જે માતા પ્રત્યેક સંકટમા તેને છાતીસરસુ દાબીને ધીરજ આપે છે અને તેનુ સંરક્ષણ કરે છે, તેના કરતા પિતા જ સમર્થ છે, પણ આ પછી થોડો વખત વ્યતીત થાય, એટલે તેને એ માન્યતા પણ ભૂલભરેલી લાગે છે, કારણકે સરકારનો એકાદ પટાવાળો આવ્યો, એટલે ઘરમા છૈયાં-છોકરા પર અને સર્વ પર અંકુશ રાખનાર પિતા પણ ગભરાઈ જાય છે, આથી પિતાના કરતા સરકાર બળવાન છે, એવી તેના મનની માન્યતા થાય છે. વળી પાછુ તેના જોવામાં આવે છે, કે એવી બલાઢ્ય સરકારના પંજામાથી બિનગુનેગાર ઠરીને છૂટવાને માટે, અથવા મહાવ્યાધિ લાગુ પડ્યો હોય, ત્યારે તેના પંજામાંથી મુક્ત થવાને માટે તે માતાપિતા પ્રભુ આગળ પ્રાર્થના કરે છે; જેથી તે બાળકને જ્ઞાન થાય છે, કે સર્વથી સમર્થ તો એક જગતનિયંતા પરમેશ્વર જ છે.

પછી તે જેમજેમ ઉંમરમાં આવતો જઈને જગતમાં ચાલતી વિવિધ ચર્ચાઓ શ્રવણ કરે છે, તેમ તેમ ઇશ્વરના સંબંધમાં તેમ જ બીજા સૂક્ષ્મ વિષયોના સબંધમાં અનેક સંશય અને તર્કવિતર્ક તેના હૃદયમાં ઊઠવા લાગે છે. પરમેશ્વર નિરાકાર છે કે સાકાર? જો તે નિર્વિકાર, નિરાકાર અને અદૃશ્ય જ છે, તો પછી તે છે એમ શાથી કહી શકાય? ગત જન્મોનું જો આપણને સ્મરણ રહેતુ નથી, તો પછી ગત જન્મો ધરાવનાર પ્રાણી પુનર્જન્મ પામે, તો યે શું અને નવુ પ્રાણી નિર્માણ થાય તો યે શું? ઉભયનો અર્થ તો એક જ થાય છે. પૂર્વસંચિત અનુસાર જ જો પ્રાણીઓને બુદ્ધિ તથા સુખ–દુઃખો પ્રાપ્ત થતાં હોય, તો જે પ્રાણીનો જન્મ પહેલવહેલો જ હોય, તેને પૂર્વસંચિત શુ હોય? તેને બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થાય? અને તેને સુખ–દુઃખ શાથી પ્રાપ્ત થાય? આવા સંશયના હજારો તરંગો અંતઃકરણ પર એક પછી એક આવીને અથડાય છે અને સંશયરૂપ સમુદ્રમાં તેને ગોથાં ખવડાવ્યા કરે છે. તેનું જ્ઞાન વારંવાર બદલાતું રહે છે અને તેથી તેને પ્રથમનો સિદ્ધાંત અસત્ય અને પાછળનો સત્ય ભાસે છે. આ પ્રમાણે જ્ઞાન અને સિદ્ધાંતો બદલાયા કરવાનો ક્રમ ચાલ્યા જ કરે છે. એકાદ કાચનું લોલક પણ બાલ્યદશામાં પ્રાણ સમાન પ્રિય લાગે છે; પણ મોટા થયા પછી જ્યારે હીરામાણેકનું મૂલ્ય સમજવા લાગીએ છીએ. ત્યારે પ્રથમની એવી સમજણ ભૂલભરેલી લાગે છે અને સુવર્ણરત્નો ઇત્યાદિ જ ખરી સંપત્તિ છે, એમ લાગવા માંડે છે. પછી જો કોઈ પ્રકારે વિવેકની પ્રાપ્તિ થાય, તો વળી જગતના મહારાજ્ય જેવી વસ્તુઓ તુચ્છ પણ લાગે અને ખરા સુખનું સાધન તથા ખરી સંપત્તિ કોઈ નિરાળી જ વસ્તુ થઈ પડે, તો તે વાત જુદી છે

'ચક્ષુથી દેખાય તે જ સત્ય' એ સિદ્ધાત જો સત્ય માનીએ, તો તેની દશા પણ ઉપલા સિદ્ધાંતોના જેવી જ થાય છે. સૂર્ય પ્રત્યેક દિવસે પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં જતો પ્રત્યક્ષ આપણી આંખોએ દેખાય છે; પરંતુ આપણે શાળામાં થોડા દિવસ ભણીએ છીએ, એટલે ત્યાંનો શિક્ષક આ વાતને સર્વથા અસત્ય ઠેરવે છે. તે કહે છે કે, 'સૂર્ય લેશ પણ ફરતો નથી; પરંતુ આ પૃથ્વીની સાથે તમે અને અમે જ પ્રતિ કલાકે એક હજાર માઈલની પૂર્વ તરફ મુસાફરી કરીએ છીએ.' વળી સબળ પ્રમાણો આપીને તે આ વાત એવી રીતે સિદ્ધ કરે છે કે, આપણે તેને અસત્ય ઠેરવી શકતા નથી. પાશ્ચાત્ય પ્રજાના જેવા વ્યવહારશાસ્ત્રમાં પારંગત થયેલા લોકોની દશા પણ આવી જ હોય છે. જે યુક્તિને અપૂર્વ કહીને તે આજે તેની પ્રશંસા કરે છે તેનો જ થોડાં વર્ષો વ્યતીત થયા પછી તેઓ ઉપહાસ કરે છે; અર્થાત્ તે ભૂલભરેલી છે એમ કબૂલ કરે છે. આ સંબધી તારયંત્રનું ઉદાહરણ પૂરતુ થઈ પડશે. જ્યારે તારયંત્રનું કામ પ્રથમ શરૂ થયુ, ત્યારે એમ માનવામાં આવતુ હતું કે, જ્યાં આગગાડીના પાટા હોય ત્યાં આગળ જ તારનાં દોરડાં નાખી શકાય છે; કારણ કે તેમા વિદ્યુતવાહકશક્તિ રહેલી છે; પરંતુ પાછળથી એક માણસે એવી શોધ

કરી કે જમીનમા જ વિદ્યુતવાહક શક્તિ છે, માટે ગમે ત્યાં તારના દોરડાં નાખી શકાય છે; આથી આજે આપણે જોઈએ છીએ તે પ્રમાણે જ્યાં ત્યાં તાર શરૂ થઈ ગયા છે. આ પ્રમાણે પ્રથમની શોધનો ઉપહાસ થયો અને પાછલી શોધની પ્રશંસા થવા લાગી.

તાત્પર્ય એ છે કે, ભૂતકાળમાં થયેલી શોધો આપણને અપક્વ લાગે છે; અને વર્તમાન સમયની શોધો ઉત્તમ અને પક્વ લાગે છે. વળી પાછી તેથી પણ આગળ વધેલી શોધો થાય છે કે, હાલની શોધોનો દરજ્જો ઘટી જાય છે. નિશ્ચયોની ફેરફારીની પરંપરા પણ સર્વ મનુષ્યોની પાછળ આ પ્રમાણે જ લાગી રહી છે.

જો કોઈ મનુષ્ય મૃત્તિકાને લઈ મોંમાં નાખે, તો તે સ્વાદરહિત લાગે છે. આથી તેમાં કોઈ પણ પ્રકારનો સ્વાદ નથી એમ કહેવામાં આવે છે; પરંતુ ખરું જોતાં જગતમાં જેટલા રસ છે, તે સર્વ તેમાં જ ભરેલા છે. એક ચિચૂડો લઈને મોમાં નાખવામા આવે, તો તે ખાટો લાગતો નથી; પરંતુ તેને જમીનમાં રોપવામાં આવે, તો તે પૃથ્વીમા રહેલા સર્વ રસોનું પૃથક્કરણ કરીને તેમાંથી કેવળ ખાટા રસનુ જ શોષણ કરે છે. આ ખાટો રસ કેવળ આમલીમાં આવે છે, એટલું જ નહિ, પરંતુ પાંદડાંમાં સુદ્ધાં તે ઓતપ્રોત થઈ રહે છે. શેરડીનો સાંઠો ફક્ત મીઠો જ રસ શોષીને ઉપર લઈ જાય છે, મરચાનું બી તીખો રસ શોષીને મરચાનું પોષણ કરે છે; કાચબો કડવો રસ શોષીને વૃદ્ધિંગત થાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે, પ્રત્યેક બીજના અંગમાં પૃથ્વીના સર્વ રસોનું પૃથક્કરણ કરીને એક એક વિવક્ષિત રસ ગ્રહણ કરવાની શક્તિ છે. પૃથ્વીને જમીન કહો, માટી કહો કે, જડ વસ્તુ કહો; પરંતુ સર્વ રસો તેમાં ભરેલા છે, એથી જ સંસ્કૃતમાં એને 'રસા' એવું અન્વર્થક, ગુણવિશિષ્ટ અને વ્યાપક નામ પ્રાપ્ત થયું છે.

બીજું ઉદાહરણ રંગનું લો. વાદળી અને પીળો રંગ મળીને લીલો રંગ થાય છે; કિરમજી અને શુભ્ર રંગ મળીને ગુલાબી રંગ થાય છે; પીળો અને લાલ મળીને નારંગી રંગ થાય છે. આમ રંગોની ઉત્પત્તિ કહી શકાય છે; પરંતુ શુક્લ વર્ણ અન્ય કોઈ પણ રંગના મિશ્રણથી થાય છે, એવી કલ્પના સુદ્ધા મનમા આવી શકતી નથી. વાસ્તવમાં સર્વ રંગોનું મિશ્રણ એ જ શુભ્ર રંગ છે.

સર્વ રંગોના પ્રમાણસર મિશ્રણથી શુભ્ર રંગ તૈયાર થાય છે, એ વાત સર્વાંશે સત્ય છે. તડકાનો રંગ સફેદ દેખાય છે; પરંતુ તેમા પાસાદાર કાચનું લોલક મૂકવામાં આવે, તો સૂર્યકિરણોનું પૃથક્કરણ થઈ તેમાંથી લાલ, પીળા, જાંબુડો ઇત્યાદિ સાત રંગો બહાર નીકળે છે, એમ હાલના સાધારણ વિદ્યાર્થીઓ પણ જાણે છે જ. આ પરથી તડકાનો શુભ્ર વર્ણ પણ ભિન્નભિન્ન અનેક રંગો મળીને જ થયો છે, એ વાત લક્ષમાં આવે છે. આ જ વિચારને જો આગળ વધારવામા આવે, તો આકાશ એટલે કાંઈ નહિ, એમ જે આપણે

સમજીએ છીએ, તે સમજ પણ ભૂલભરેલી જણાય છે અને 'આકાશ એટલે સર્વ વસ્તુ' એવી આપણને પ્રતીતિ થાય છે.

હવે પ્રકાશ અને અંધારું એટલે શું? એક મનુષ્ય ખરા મધ્યાહ્નકાળે એક ઓરડીમાં બેસી પુસ્તક વાંચે છે અને બીજો બહારથી આવે છે, તે તેની સાથે અથડાઈ પડે છે. જે પ્રકાશ એકની દૃષ્ટિને લેશ પણ દેખાતો નથી, તે અન્યને પુસ્તક વાંચવાને પૂરતો થઈ પડે છે. અંધારી રાત્રિમાં આપણને લેશ પણ દેખાતું નથી અને ઘુવડાદિ પક્ષીઓ તે સમયે આનંદથી વિહાર કરે છે; એટલું જ નહિ પરંતુ તે જ તેનો દિવસ હોય છે અને આપણો દિવસ તે તેની રાત્રિ છે. આથી સિદ્ધ થાય છે કે, આપણે જ્યાં પ્રકાશ નથી એમ કહીએ છીએ, ત્યાં પ્રકાશ હોવો જ જોઈએ. આપણી જોવાની શક્તિના પ્રમાણ કરતાં જો અધિક પ્રકાશ હોય, તો તે પણ આપણને દેખાતો નથી અને કમી હોય, તો તે પણ દેખાતો નથી. અધિક પ્રકાશને જોતાં 'આંખો ઝાંખ મારી જાય છે' એમ આપણે કહીએ છીએ, એટલું જ માત્ર અંતર છે. શીતળતા અને ઉષ્ણતાની વાત પણ આવી જ છે. ત્રણ પાત્રો લઈ એકમાં હાથ દાઝી જાય એવું ગરમ પાણી ભરવું, બીજામાં હાથ અકડી જાય એવું શીતળ પાણી ભરવું તથા ત્રીજામાં સમશીતોષ્ણ પાણી ભરવું. એ પછી એક મનુષ્યને ગરમ પાણીના પાત્રમાં હાથ નાખવાનું કહેવું અને બીજાને શીતળ પાણીમાં હાથ નાખવાનું કહેવું. પછી જ્યારે પાણીમાં હાથ રાખવા અસહ્ય થઈ પડે, ત્યારે બંનેને પેલા સાધારણ પાણીના પાત્રમાં પોતાના હાથ બોળવાને કહેવું. આથી એક કહેશે કે 'આ પાણી તો ઠંડું છે' અને બીજો કહેશે કે, 'આ પાણી ગરમ છે.' આમ પાત્રમાં પાણી એક જ પ્રકારનું છતાં એકને શીતળ અને બીજાને ઉષ્ણ લાગે છે; જેથી શીતળતા અને ઉષ્ણતા વચ્ચેનો ભેદ પણ ક્યાં સુધી સત્ય છે તે સહજ ધ્યાનમાં આવશે.

મોટામોટા વિજ્ઞાનવેત્તાઓએ ગહન વિચાર કર્યા પછી જે વ્યાખ્યાઓ ઠરાવી છે, તે પણ કેટલે અંશે સત્ય છે? 'જેને સ્થિતિ માત્ર છે, પરંતુ પરિમાણ નથી, તેને બિંદુ કહેવામાં આવે છે.' આનો અર્થ શું? અને આવી કોટિનું બિંદુ અસ્તિત્વમાં જ ક્યાંથી હોઈ શકે? બિંદુ ગમે તેટલું સૂક્ષ્મ હોય, તોપણ તેને પરિમાણ તો હોવું જ જોઈએ. બિંદુ સૂક્ષ્મ હશે, તો સૂક્ષ્મદર્શક યંત્ર વડે તેનું પરિમાણ કાઢી શકાશે; માટે પરિમાણ જોઈએ. પરિમાણ જો ન હોય તો બિંદુનું અસ્તિત્વ જ શી રીતે માની શકાય? આ જ સ્થિતિ રેખાની વ્યાખ્યાની પણ છે. 'જેને માત્ર લંબાઈ છે, પણ પહોળાઈ નથી.' આ લક્ષણ લક્ષમાં રાખી રેખા શી રીતે કાઢવી? ગમે તેવી પાતળી રેખા હોય, તોપણ તેને ગર્ભ તો હોવાનો જ અને તેની બંને બાજુએ હદ તો હોવાની જ. જ્યાં ત્યાં આખો જ ગૂંચવણભરેલો પ્રકાર ચાલી રહ્યો છે. પ્રત્યેક દિવસે આપણે સૂર્યને આપણી આંખો વડે જોઈએ છીએ; પરંતુ આપણે જ્યાં તેને જોઈએ છીએ, ત્યાં તે હોય છે કે? જો એકાદ હોશિયાર ગોલંદાજ સૂર્ય તરફ નિશાન તાકીને

અકળાવી નાખે છે; આવી સ્થિતિ થતાં આ કરું કે તે કરું? આ કાર્ય ઉત્તમ કે પેલું કાર્ય ઉત્તમ? આ વસ્તુમાં સુખ છે કે પેલી વસ્તુમાં? આ માર્ગમાં જય છે કે પેલામાં? અહીં જઈશું તો યશ પ્રાપ્ત થશે, કે ત્યાં જઈશું તો યશ મળશે? આવા જ જપ મનુષ્ય પ્રતિદિન કર્યા કરે છે, સોમલમાંના કીડાને સોમલ જ પડ્રસભોજન લાગે છે; નરકમાંના કીડાને નરક જ વિલાસમંદિર લાગે છે અને મદ્યપાન કરનારને મદ્ય જ અમૃત સમાન લાગે છે; પરંતુ જેને થોડી પણ બુદ્ધિ છે, જેને લેશ પણ સારાસારનો વિવેક છે, જેના અંતઃકરણમા જરા પણ વિચારની સ્ફૂર્તિ જાગ્રત છે, તેના મનમાં નીચેની પ્રશ્નપરંપરા આવ્યા વિના રહે જ નહિ, તેને પરિણામે તે મનુષ્ય 'અજ્ઞે છોકની સ્થિતિ સમાન છે' એ તત્ત્વ પર અતિ શાંત અથવા અતિ ઉદ્વિગ્ન સ્થિતિમા—આવશે જ આવશે.

પૃથ્વી કેવડી છે? ચંદ્ર અને સૂર્યની પેલી તરફ શું છે? આપણી સૂર્યમાળા જેવી સૂર્યમાળાઓ અને આપણા સૂર્ય જેવા સૂર્યો અસ્તિત્વ ધરાવે છે એમ કહેવાય છે, તો કેટલી સૂર્યમાળા અને કેટલા સૂર્યો આ વિશ્વમા વિદ્યમાન હશે? તેની પેલી તરફ શું હશે? આ વિશ્વની મર્યાદા ક્યાં સુધી હશે? આ વિશ્વ આ પ્રમાણે ક્યાં સુધી ચાલશે? સર્વનો લય થઈને કલ્પાંત થાય છે; પરંતુ કલ્પાંતની પાછળ શું હશે? ઈશ્વર જેવુ કાંઈ છે કે નહિ? જો હોય તો તે દૃષ્ટિગોચર શા માટે થતો નથી? મરણ પછી આપણું શું થતુ હશે? જો યમદંડ ભોગવવાનો હોય, તો દેહાવસાન થયા પછી શી રીતે ભોગવવો પડે છે? જો યમદંડ ભોગવવાનો ન હોય, તો ઈશ્વરને ઘેર અધો અંધેર કારભાર ચાલે છે, એમ જ કહેવું જોઈએ ને? પુનર્જન્મનો સંભવ છે કે નહિ? ગત જન્મોનું આપણને સ્મરણ રહેતું નથી; તેથી પુનર્જન્મ પ્રાપ્ત થાય અથવા નવા જીવનું નિર્માણ થાય, એ બન્નેનો અર્થ એક જ થાય ને? સર્વ બ્રહ્માંડ જો દ્વૈતમય અદ્વૈત હોય, તો પછી પાપ–પુણ્યમાં ભેદ શા માટે માનવો? ભેદાભેદ કાલ્પનિક હોય, તો પાપ–પુણ્ય, નીતિ–અનીતિ વગેરેને સત્ય શા માટે માનવાં? આપણી પાસેની વસ્તુ અન્યને આપીને પરોપકાર પણ શા માટે કરવો? લોકોનાં ગળાં રહેંસી આપણો ખજાનો તર શા માટે ન કરવો? શ્રીમંતનો પ્રાણ લેવો, એ જો પાપ હોય, તો તેનું સર્વસ્વ આપણા હાથમાં આવે, એ શું પુણ્ય નથી? બળવાન નિર્બળને ખાઈ જાય છે, એ જો પાપ હોય, તો મત્સ્યાદિ નિઃસંતાન શા માટે થતાં નથી? પ્રત્યેક લગ્ન શુભ મુહૂર્ત જોઈને કરવામાં આવે છે, તોપણ આ જગતમાં આટલી બધી વિધવાઓ શા માટે છે? પ્રજોત્પત્તિને માટે આપણે વિધિપૂર્વક લગ્ન કરવાની ખટપટ કરીએ છીએ; પરંતુ પશુપક્ષ્યાદિ જાતિ કે જેની સંતતિનો પાર નથી, તેનાં લગ્નો કોણે વિધિપૂર્વક કર્યાં હતાં? ચોરીનું દ્રવ્ય વિષરૂપ કોને થઈ પડ્યું છે? વ્યભિચાર કરવાથી કોને કોઢ નીકળ્યો છે? આપણે જાતે જ મરી જઈએ છીએ, તો પછી ફળ ભોગવવાને કોણ બાકી રહે છે? દેવ દેખાતા નથી, માટે તે છે એમ બોલવું વ્યર્થ છે? ઇત્યાદિ ચાર્વાક મતો અને આસુરી વિચારો પણ મનમાં ઉપસ્થિત થયા વિના રહેતા નથી.

ત્યારે હવે એ સર્વ પ્રશ્નોનું સમાધાન ક્યાંથી પ્રાપ્ત કરવું? આ સમાધાન અધ્યાત્મશાસ્ત્રના–બ્રહ્મવિદ્યાના અભ્યાસથી જ પ્રાપ્ત થાય તેમ છે. યંત્રશાસ્ત્ર, જ્યોતિશાસ્ત્ર કે ભૂગર્ભશાસ્ત્ર ઇત્યાદિ લૌકિક વિદ્યાઓ, એ યથાર્થ જ્ઞાન અથવા બ્રહ્મવિદ્યાનાં પરંપરાગત સાધનો છે, પરંતુ તેઓ સાક્ષાત્ બ્રહ્મવિદ્યાનો બોધ આપી શકવાને સમર્થ નથી. આત્મબોધ એ જ સત્ય જ્ઞાન છે. આ સર્વ બ્રહ્માંડનું જે મૂળ તત્ત્વ છે, તેનું નામ બ્રહ્મ છે. એ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થવું, એટલે સર્વ જ્ઞાન થયુ સમજવું. સર્વ સુખોનો ખરો ભંડારમાત્ર એ જ્ઞાન જ છે. એને આત્મજ્ઞાન કહો કે બ્રહ્મજ્ઞાન કહો, એ સર્વ એક જ છે. આ બ્રહ્મજ્ઞાન મેળવવા માટે ચંદ્ર–સૂર્ય સમાન દૂરદૂરના પદાર્થોના પ્રશ્નોનો નિર્ણય કરવાની જરૂર નથી; પરંતુ 'હુ કોણુ?' એનો જ વિચાર અને નિર્ણય સર્વથી પ્રથમ કરવાની જરૂર છે એના નિર્ણયમાં જ સર્વ પ્રશ્નો અને તેમના ઉત્તરો સમાઈ જઈ તેનો નિકાલ થઈ જાય છે.

આપણી પાસેમાં પાસે આપણા સિવાય–આપણા 'હું'પણા સિવાય–અન્ય કોઈ પણ વસ્તુ નથી; છતાં ચમત્કાર તો જુઓ કે, આપણે આપણને જ જાણતા નથી! હુ તે હાડ છું કે ચર્મ છું, માંસ છુ કે મસ્તક છું કે પગ છું! હુ છું કોણ' એ વિષે વિચાર કરવા લાગતાં આખરે શૂન્યની જ નિષ્પત્તિ થાય છે કે, હુ એટલે કાંઈ જ નહિ. એટલા માટે જ શ્રીમત્ શંકરાચાર્યાદિકોએ 'ब्रह्म सत्यं जगन्मिथ्या' એવા સિદ્ધાંતો બોધ્યા છે. એટલા માટે જ પૂર્વે કહેલા 'દ્વૈતમય અદ્વૈત' સિદ્ધાંતાનુસાર હુ એટલે કાંઈ નહિ અને કાંઈ નહિ એટલે સર્વ વસ્તુ તે હું જ છું. ત્યારે આ સર્વનું મૂળ શુ? એવી સહજ જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જે એક તત્ત્વને આ બ્રહ્માંડની સાથે સબધ છે, તે તત્ત્વને જ 'પરબ્રહ્મ' કહેવામાં આવે છે. પરબ્રહ્મને એક અનાદિ, અનંત, અતિ વિસ્તૃત વૃક્ષ ધારીએ, તો જીવસૃષ્ટિ એ તેની શાખાઓ છે, વેદ તેનાં પાંદડા છે અને રામકૃષ્ણાદિ અવતારો એ તેને આવેલાં સુંદર ફળો છે; અથવા 'બ્રહ્મ' એ પરમાત્માનો અપરંપાર ખજાનો છે અને જીવસૃષ્ટિ એ નાનીમોટી નળીઓમાંથી આવેલુ તેમાંનુ યત્કિંચિત જીવન છે. આ ઉપરથી આત્મા અને પરમાત્મા વચ્ચે શો સબંધ છે, તે થોડે અશે પણ ધ્યાનમાં આવ્યા સિવાય રહેનાર નથી. બ્રહ્મનુ જે જ્ઞાન, તેને જ 'અધ્યાત્મજ્ઞાન' કહેવામાં આવે છે અધ્યાત્મજ્ઞાનની આગળ ઇતર સર્વ જ્ઞાનો તુચ્છ છે, માટે અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવે અને બ્રહ્મજ્ઞાન અંતઃકરણમાં અકિત થાય, એટલે ઉપલા પ્રશ્નોનો ઉત્તર તેમાં આવ્યા વિના રહેશે નહિ; એટલુ જ નહિ, પરંતુ એવી બીજી કોઇપણ પ્રશ્નમાલિકાઓ ઉપસ્થિત થાય, તો તેની પણ નિવૃત્તિ તે વડે જ થઈ જશે. જગતના લોકો વ્યવહારશાસ્ત્રમા ભલે જોઈએ તેટલી કુશળતા પ્રાપ્ત કરે; પરતુ જ્યાં સમર્થ વિદ્વાનોને પણ મસ્તક હલાવવું પડે છે જ્યાં સંસારતાપથી તપ્ત થયેલાં મનુષ્યોને વિશ્રાંતિ મળે છે, જ્યાં વિપત્તિથી બદ્ધ થયેલાઓ મોક્ષસુખનો અનુભવ મેળવે છે, એવુ સ્થાન તો માત્ર એક અધ્યાત્મશાસ્ત્ર જ છે, કે જે

અધ્યાય સમાપ્ત કરવામા આવ્યો છે.

**બીજા અધ્યાયમાં** અર્જુનના મનમાં ઉત્પન્ન થયેલી અનુકંપા તથા તે પર ભગવંતનો માર્મિક ઉત્તર અને આત્માનાત્મવિચાર ઇત્યાદિ સાખ્યયોગ પ્રતિપાદન કર્યો છે.

**ત્રીજા અધ્યાયમાં** કર્મયોગના પ્રતિપાદનનો પ્રારંભ કરવામાં આવ્યો છે અને તેમાં મનુષ્યોએ પોતપોતાના કર્મો કેવી રીતે કરવાં, તેનું વર્ણન છે. તેમા ઇંદ્રિયોનો સંયમ કરવો ઇત્યાદિ શિક્ષા આપી સ્વધર્માચરણનું માહાત્મ્ય ઘણું વર્ણવ્યુ છે. પછી કામ–ક્રોધના ભયંકર સ્વરૂપનુ ઉત્કૃષ્ટ વર્ણન કરવામા આવ્યુ છે.

**ચોથા અધ્યાયમાં** કર્માકર્મના લક્ષણો અને ભેદ, જુદા જુદા યજ્ઞોની વિધિ, તેમા સર્વશ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞની પદ્ધતિનુ સ્વરૂપ, જ્ઞાનનુ મહત્ત્વ, સંશયગ્રસ્ત મનુષ્યની સ્થિતિ ઇત્યાદિ વિષયો છે.

**પાંચમા અધ્યાયમાં** ૐકારનું સ્વરૂપ, મનની સમતા, વિષયસુખમા જ મગ્ન થનાર મનની સ્થિતિ, ઇંદ્રિયનિગ્રહ કરવાનું ફળ અને યોગમાર્ગથી બ્રહ્મસ્વરૂપ કેવી રીતે થઈ શકાય છે, તે પ્રકાર ઇત્યાદિ બાબતો છે.

**છઠ્ઠા અધ્યાયમાં** પ્રથમ અધ્યાયથી પાચમા અધ્યાય પર્યંત પ્રસ્તાવના નથી; પરંતુ આ છઠ્ઠા અધ્યાયને પ્રસ્તાવના છે. આ અધ્યાયથી જ ગીતાવલ્લીને અંકુર ફૂટ્યો છે, એમ કહેવામાં આવ્યુ છે. આ અધ્યાયમા રાજયોગના અભ્યાસની વિધિ બતાવવામા આવી છે. યોગાભ્યાસ માટે સ્થળ કેવુ પસંદ કરવુ જોઈએ, તે અતિ મનોહર રીતે વર્ણવી યોગાભ્યાસની જુદી જુદી મુદ્રા વર્ણવવામા આવી છે અને નાભિકમળમાં રહેલી ‘કુંડલિની’ નામક દેદીપ્યમાન આદિશક્તિનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં આવ્યુ છે. પછી સર્પ જે પ્રમાણે કાંચળી નાખી દે છે, તે પ્રમાણે યોગીઓનાં અંગ પરની ત્વચા નીકળી જાય છે, તેમને નવા દાંત આવે છે, નવા કેશ ફૂટે છે; અંગની કાંતિ વૃદ્ધિ પામે છે, અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે, પાણી પર ચાલી શકાય છે, ઋદ્ધિસિદ્ધિઓ અંકિત થાય છે, ઇત્યાદિ અપૂર્વ ચમત્કાર યોગીઓને સહજતયા પ્રાપ્ત થાય છે, એ વાત કહેવામા આવી છે.

**સાતમા અધ્યાયમાં** પ્રસ્તાવના નથી. પ્રથમ માયાના સ્વરૂપો, નામરૂપની ઉત્પત્તિ, પછી માયારૂપ નદીનું અતિ સુંદર અને વિસ્તૃત રૂપક આપી, ઈશ્વરના ચાર પ્રકારના ભક્તો અને તેમની ભક્તિનુ કથન કરવામાં આવ્યુ છે. ત્યારપછી ‘અધિયજ્ઞ’ ઇત્યાદિ નવીન આઠ શબ્દોનુ વર્ણન કરવામા આવ્યુ છે.

**આઠમા અધ્યાયમાં** પણ પ્રસ્તાવના નથી. એમા પ્રથમ ગત અધ્યાયમાં વર્ણવેલા ‘અધિયજ્ઞ’ આદિ આઠ શબ્દોનો અર્થ વિશેષ સ્પષ્ટ કરી ‘મનુષ્યને મરણસમયે જે કલ્પના મનમાં આવે છે, તે ગતિને તે પ્રાપ્ત થાય છે; માટે અંતકાળે મારું સ્મરણ થાય, તો જ તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે; તેથી તેનો અભ્યાસ કરવો.’ એ બાબતો વિષે વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાર પછી બ્રહ્મદેવના રાત્રિદિવસ અને પ્રયાણના બે માર્ગ ઉત્કૃષ્ટ રીતે વર્ણવી નરદેહ પર જે અતિ સુંદર અને સમર્પક રૂપક દર્શાવવામાં આવ્યુ છે, તે અવશ્ય જોવા યોગ્ય છે.

**નવમા અધ્યાયમાં** જે વિસ્તૃત પ્રસ્તાવના છે તે અતિ સુંદર છે. તેમાં શ્રીજ્ઞાનેશ્વરે જે નમ્રતા દર્શાવી છે, તે હૃદયને અત્યંત દ્રવીભૂત કરનારી છે. આ અધ્યાયના માહાત્મ્યનું વર્ણન ઉત્તમ રીતે કર્યાં પછી 'ગુપ્ત વાત કોને કહેવી' એ વિષે જે વિચાર પ્રદર્શિત કરવામાં આવ્યો છે, તે લક્ષમાં રાખવા યોગ્ય છે. જ્ઞાનનું માહાત્મ્ય વર્ણવતાં સર્વવ્યાપક પરમેશ્વરની કલ્પના અતિ વિસ્તૃત રીતે વર્ણવવામાં આવી છે. વળી એમા ભક્તિના પ્રકાર સ્પષ્ટ કરી, લોકો ગૌણ ભક્તિમાં કેવી રીતે ફસાઈ પડે છે અને દેહભોળા બની જાય છે, તેનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. તે પછી ખરી ભક્તિ એટલે શું અને તે પરમેશ્વરને કેટલી પ્રિય હોય છે, તે જણાવવામાં આવ્યુ છે. વળી જ્ઞાનયજ્ઞ શી રીતે કરી શકાય છે, તે પણ સમજાવવામાં આવ્યુ છે. પછી જ્ઞાન એ કર્મની આંખ છે; માટે તે નિર્મળ હોવી જોઈએ, એ સિદ્ધાંત પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. તે પછી 'મૃત્યુલોકમાં સર્વ કાંઈ વિપરીત છે' એ ભાગ અત્યંત મનોરંજક રીતે વર્ણવ્યો છે.

**દશમા અધ્યાયમાં** પ્રારંભમાં અતિ વિસ્તૃત પ્રસ્તાવના છે અને નવમા અધ્યાયમા પૂર્વાર્ધ કેવી રીતે સમાપ્ત થયો, તેનું સિંહાવલોકન કરવામા આવ્યુ છે; તથા નવમો અધ્યાય કે જે અત્યંત ગહન છે, તે પોતાના મુખ દ્વારા સ્પષ્ટ કરાવવા માટે શ્રીજ્ઞાનેશ્વરે શ્રીગુરુ તથા શ્રોતાઓને ધન્યવાદ આપ્યો છે. આ અધ્યાયમાં પરમેશ્વરની મુખ્યમુખ્ય વિભૂતિઓ જ વર્ણવવામાં આવી છે, તોપણ તેમા મનોરમતાની ન્યૂનતા નથી.

**અગિયારમા અધ્યાયમાં** પણ વિસ્તૃત પ્રસ્તાવના છે. આ અધ્યાયમાં વિશ્વરૂપનું તથા દિવ્ય દૃષ્ટિનું વર્ણન એટલી સુરમ્ય રીતે કરવામાં આવ્યુ છે, કે તે વાંચતાં મન ધરાતુ નથી. ભગવંતનો અર્જુન પર કેટલો નિસીમ પ્રેમ હતો, તે આ અધ્યાય પરથી વ્યક્ત થાય છે.

**બારમા અધ્યાયમાં** પણ નાની શી પ્રસ્તાવના છે અને તેમાં ગુરુકૃપા-દૃષ્ટિને ગદ્ગદિત અંતઃકરણથી નમન કરવામાં આવ્યુ છે. આ અધ્યાયમાં ભક્તિનો મહિમા વર્ણવવામાં આવ્યો છે, આમાં સમચિત્ત કેવી રીતે થવુ, તે વિષે જે ઓવીઓ છે, તેના જેવી રસભરી ઓવીઓ સમગ્ર જ્ઞાનેશ્વરીરમાં બહુ થોડી મળશે.

**તેરમા અધ્યાયમાં** પ્રસ્તાવના મૂળે જ નથી, તોપણ તે સમસ્ત અધ્યાય અતિશય વિસ્તૃત અને રસિક મનુષ્યનાં તન-મન લેશ પણ અન્ય વિષય પ્રતિ ઢળે નહિ એટલો મનોરંજક છે. તેમાં ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ અર્થાત્ દેહ અને આત્મા વિષે વિવરણ છે. પછી હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે અને હિંસા કર-નારની વિપરીત કૃતિની અજ્ઞાનતા અનેક ચમત્કારિક દૃષ્ટાંતો આપીને વ્યક્ત કરવામાં આવી છે. ત્યારપછી ખરી અહિંસા એટલે શું તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. 'आचार्योपासनम्' એ મૂળ પદ પર ગુરુભક્તિનું ખરું સ્વરૂપ ૯૩ ઓવીઓથી વ્યક્ત કરવામાં આવ્યુ છે. જરાનું ચિત્ર આબેહૂબ છે. અજ્ઞાનનાં લક્ષણો વાંચવા યોગ્ય છે. દીપકનું જે દૃષ્ટાંત આપવામાં આવ્યુ છે, તે આ જ અધ્યાયમા છે, અભક્તનાં લક્ષણો સાંભળીને મનને અતિ આનંદ થાય છે.

**ચૌદમા અધ્યાયમાં** પ્રસ્તાવના છે. સત્ત્વ, રજ અને તમ, આ ગુણોનું વર્ણન આ અધ્યાયમા છે. એમાંના ૨૬મા શ્લોકની ટીકામાં 'અવ્યભિચારી ભક્તિનું સ્વરૂપ' અતિ ઉત્કૃષ્ટ રીતે વ્યક્ત કરવામા આવ્યું છે.

**પંદરમા અધ્યાયમાં** વિસ્તૃત પ્રસ્તાવના છે. પછી સંસારરૂપી વૃક્ષનું મનોહર વર્ણન કરી, તેનું છેદન કરવા માટે વૈરાગ્યનું સાધન આવશ્યક છે, એ સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે.

**સોળમા અધ્યાયમાં** વિસ્તૃત પ્રસ્તાવના છે. પછી દૈવી સંપત્તિનું વર્ણન કરવામા આવ્યું છે. ચાર્વાક મતો–અર્થાત્ પાખંડીઓના ભાષણોની એમાં અત્યંત વિનોદાત્મક નકલ છે.

**સત્તરમા અધ્યાયમાં** પણ વિસ્તૃત પ્રસ્તાવના છે. એમાં ત્રણ પ્રકારની શ્રદ્ધાનું વર્ણન છે, તથા તામસાદિક આહાર અને યજ્ઞાદિનું પ્રતિપાદન છે. અંતે ૐકારનું સ્વરૂપ તથા નામમાહાત્મ્ય અને વિનિયોગ શી રીતે કરવો એ મુખ્ય વિષયનું વર્ણન કરી, એ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

**અઢારમા અધ્યાયમાં** પણ પ્રસ્તાવના અતિ વિસ્તૃત છે. આ અધ્યાય સર્વથી મોટો છે અને તેમાં પાછલા સર્વ અધ્યાયોનુ સિંહાવલોકન કરવામા આવ્યુ છે. આ અધ્યાયને 'એકાધ્યાયી ગીતા' એવું નામ આપવામા આવ્યું છે. પાછળના અધ્યાયોને સત્તર મજલાનું રૂપ આપી, અષ્ટાદશ અધ્યાયને કલશાધ્યાય કહેવામાં આવ્યો છે. જે પ્રમાણે જ્ઞાનેશ્વરે નવમા અધ્યાયમાં પોતાનું સર્વ ચાતુર્ય ખરચી નાખ્યુ છે, તે જ પ્રમાણે આ અધ્યાયમા પણ તેમણે કર્યું છે. આ એક જ અધ્યાયમા ગીતાના સર્વ અધ્યાયો સક્ષેપમા આવ્યા છે; તેથી તેમા મનોરમતા વિશેષ છે. એમાંનો મુખ્ય વિષય ત્યાગ અને સંન્યાસ છે. એમાંના અંતિમ શ્લોકનુ માહાત્મ્ય વિસ્તારથી વર્ણવવામા આવ્યુ છે. ઉપસંહાર પણ વાંચવા જેવો છે. સર્વ વેદો અને ઉપનિષદોનો સાર એકત્રિત કરી, શ્રીવ્યાસે ગીતારૂપે જે ઉપકાર કર્યો, તે જ પ્રમાણે જ્ઞાનેશ્વરે આવી અઢાર મજલાની ઇમારત બાંધી, જનસમાજ પર ચિરસ્મરણીય ઉપકાર કર્યો છે.

આ ઇમારત શાકે ૧૨૧૨મા બાધવામા આવી હતી. એ વખતે તેના તરફ લોકોનુ જેટલુ ધ્યાન ખેચાવુ જોઈતુ હતુ, તેટલું ખેંચાયું ન હતું. ૩૦૦ વર્ષો પર્યંત તે તેવી જ અવસ્થામાં પડી રહી પછી શાકે ૧૫૧૫મા શ્રીએકનાથ મહારાજે તેનો જીર્ણોદ્ધાર કર્યો; અર્થાત્ પાઠાંતરથી શબ્દો અશુદ્ધ થઈ ગયા હતા, તેનું શુદ્ધિકરણ કર્યું અને નવી પ્રત તૈયાર કરી. તે સબંધી તેમણે જાતે જે ઓવીઓ રચી છે, તે અંતિમ ભાગમાં આપવામા આવી છે. ત્યારપછી પુનઃ તે ૩૦૦ વર્ષ પર્યંત તેવી જ અવસ્થામાં રહી; પરતુ સૃષ્ટિનો વ્યવહાર કયા બધ હોય છે? તેના રૂપાંતરનો ક્રમ ચાલ્યા જ કરે છે, તે પ્રમાણે અમારી મરાઠી ભાષામાં 'પરિવર્તન થતાંથતાં મુગ્ધ વધૂને તારુણ્ય પ્રાપ્ત થાય છે,' પ્રમાણે તેનું સ્વરૂપ બદલાયુ, તે એટલે સુધી કે જ્ઞાનેશ્વરીમાનો એકેએક શબ્દ પ્રચારમાથી નીકળી જતાં આખરે પુષ્કળ શબ્દો દુર્બોધ થયા. આથી નવશિક્ષિતોને માટે તેનો

આસ્વાદ લેવાનું કાર્ય ઉત્તરોત્તર કઠણ થતું ચાલ્યું. એટલામા મુંબઈમાં 'ગણુપત કૃષ્ણાજી'નું છાપખાનું અસ્તિત્વમાં આવ્યુ. તેમણે સાવતવાડીના વેદશાસ્ત્રસંપન્ન રા. રા. શંકર ગણેશ શાસ્ત્રી દેવસ્થળી દ્વારા જ્ઞાનેશ્વરીમાંના અઘરા શબ્દોનો કોષ મહાપરિશ્રમે તૈયાર કરાવ્યો. આ જ જ્ઞાનેશ્વરીનો પ્રથમ કોષ છે. ત્યાર પછી પૂનાના જગહિતેચ્છુ છાપખાનાના માલિક રા. રા. રાવજી શ્રીધર ગોંધળેકરે તે જ કોષના આધારે પરિભાષા સહિત જ્ઞાનેશ્વરી છાપીને બહાર પાડી. ત્યારપછી જગદીશ્વર છાપખાનાના માલિક રા. રા. નારાયણ રામચંદ્ર સોહનીએ મૂળ જ્ઞાનેશ્વરી બુક-સાઈઝમા છાપી, તેની પાછળ કઠિન શબ્દોનો કોષ જોડ્યો; પરંતુ જ્ઞાનેશ્વરીમાં વિભક્તિરૂપો જૂની પદ્ધતિનાં હતાં. પ્રથમા અને દ્વિતીયા વિભક્તિ એકસરખી જ હતી. તૃતીયા અને સપ્તમી એકરૂપ જ હતી. વાક્યો પણ સૂત્ર સરખા તૂટક હતાં, જેથી એમાં પણ થોડેઘણે અંશે અઘરાપણું કાયમ જ રહ્યું હતુ. ત્યારપછી નિર્ણયસાગર પ્રેસના માલિક રા રા. જાદવજી દાદાએ ડૉ૦ અણ્ણા મોરેશ્વર કુંટે દ્વારા ટિપ્પણો અપાવી, સટીક જ્ઞાનેશ્વરી છપાવી પ્રસિદ્ધ કરી. આ જ્ઞાનેશ્વરી બુકસાઈઝની હતી અને તેમાં ગીતાનાં પદોના પ્રત્યયો કઠિન શબ્દો પર પૃષ્ઠની નીચે ટિપ્પણ વગેરેની ઘણી સારી વ્યવસ્થા હતી. પછી કોલ્હાપુરનિવાસી વકીલ રા. રા. ભાવેએ લગભગ ત્રણ વર્ષ પૂર્વે 'ભાવાર્થચંદ્રિકા' નામની સાર્થ જ્ઞાનેશ્વરી તૈયાર કરી, તે છપાવી પ્રસિદ્ધ કરી. તેમાં કઠિન શબ્દોના અર્થ કે કોષ પણ આપવામાં આવેલ નથી અને પોથીના આકારમાં હોવાથી વાચકને ઘણી અગવડ પડે છે. ત્યારપછી આ જ ગ્રંથાધારે રા. રા. નારાયણ હરિ ભાગવતે 'ગીતા જ્ઞાનેશ્વરી રહસ્ય' નામનુ નાનું પુસ્તક છપાવ્યુ છે, તે જ્ઞાનેશ્વરીના કેટલાક ભાગનુ ભાષાતર છે અને તેમાંની ભાષા અતિ સુંદર છે; પણ તેમાં નવ અધ્યાયોનો જ સમાવેશ છે અને તે પણ સમગ્ર ભાષાંતર નહિ પરંતુ ચૂંટી કાઢેલાં બોધવચનો જ માત્ર છે.

ઉપલી સર્વ અડચણો દૂર કરી, જ્ઞાનેશ્વરીનો ગ્રંથ આથી પણ સરળ કરી શકાય તો પ્રયાસ કરવો એવી ભલામણ કરી, પ્રસિદ્ધ બુકસેલર રા રા. ત્રિભક જનાર્દન ગુર્જરે ત્રણ વર્ષ પૂર્વે તે કામ મને સોંપ્યુ હતું; પરંતુ ગીતા કેટલી ગહન અને મહત્ત્વપૂર્ણ છે, તે સંબધી ખુદ શ્રીજ્ઞાનેશ્વર મહારાજે જ વિવેચન કર્યું છે. વળી જ્ઞાનેશ્વરીની યોગ્યતા પણ તેવી જ છે, તેનો અર્થ કરવો, એ કાંઈ સામાન્ય વાત નથી. છટ્ઠા અધ્યાય પ્રસંગે અમારું ધૈર્ય ખૂટી જવાનો ભય ઉપસ્થિત થયો હતો; પરંતુ શ્રીમદ્ વિવેકાનંદ જેવા મહાત્માના વ્યાખ્યાનામૃતનો લાભ થવાથી આવું દુર્ઘટ કાર્ય પણ પાર પાડવાનો સુદિન ઊગ્યો છે. લગભગ ત્રણ વર્ષ થયાં, જ્ઞાનેશ્વરીના વ્યસનની મારા મનને જે શાંતિ અને સમાધાનસ્થિતિ પ્રાપ્ત થઈ છે, તે કેવળ નિરૂપમ જ છે. આવા ગ્રંથનું કાર્ય મારા જેવા પામરના હાથથી પાર પડ્યું, એ મારા વડીલોનું પુણ્ય, પૂર્વસંચિતનો યોગ અને શ્રીજ્ઞાનેશ્વર મહારાજના પ્રસાદનું પરિણામ છે.

હવે સર્વની રજા લેતી વખતે શ્રીજ્ઞાનેશ્વરી સંબંધી એક વાક્ય લખ્યા

સિવાય મારાથી રહી શકાતું નથી. તે વાકય આ છે: 'આનંદામૃતનુ પાન કરાવી પુષ્ટિ આપનારી માતા, આત્મસ્વરૂપની પ્રતીતિ કરાવી આપનારી ભગિની; નિર્મળ અંતઃકરણમાંથી ભક્તિરસનો પ્રસ્વેદ ઉત્પન્ન કરનારી ચંદ્રિકા, સંતપ્ત હૃદયને આરામ આપનારી ભાગીરથી, હૃદયાકાશમા વૈરાગ્યનો પરિમલ ફેલાવનારી કમલિની, જ્ઞાનામૃતની વૃષ્ટિ કરનારી મેઘપંક્તિ, અજ્ઞાનાધકારનો વિધ્વંસ કરનારી વિદ્યુલ્લતા, વિકાસ પામેલા સંશયવૃક્ષના ડાળ–પાંખડાં છેદન કરનારી સમશેર, સંસાર–સમુદ્રમાથી તારીને બહાર કાઢનારી નૌકા અને મુમુક્ષુઓના મનને દ્રવીભૂત કરનારી પ્રેમરસની દૃષ્ટિ; એ સર્વનુ એકત્ર સ્વરૂપ આ **જ્ઞાનેશ્વરી** જ છે, એ વાત પ્રત્યેક જણે ખૂબ લક્ષમાં રાખવી '

# અનુક્રમણિકા

કારણ છે, ઇંદ્રિયોનાં લાડ, વિષયસુખ, સ્વધર્મની શ્રેષ્ઠતા અને કામક્રોધ વિષે વર્ણન.

**ચોથો અધ્યાય–જ્ઞાનકર્મસંન્યાસ :** પૃષ્ઠ ૧૩૩થી ૧૫૩. અર્જુનનું વર્ણન, ભગવાનનુ વર્ણન, પૂર્વજન્મનું સ્મરણ, હું અવતાર ધારણ કરી શું શું કરુ છું, મત્સ્યરૂપ કોણ થાય છે, કર્મનુ ફળ મળે છે જ. કર્મની ગતિ ગહન છે, કર્મ, વિકર્મ અને અકર્મના ભેદ; નિષ્કામીનાં લક્ષણો. યજ્ઞના ભેદ યજ્ઞનું રૂપક, યજ્ઞની વ્યાખ્યા, જ્ઞાનયજ્ઞની મહત્તા, જ્ઞાન માટે સતોની સેવા. જ્ઞાનની મહત્તા, જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ, જેને જ્ઞાનમા પ્રીતિ ન હોય તેની દશા અને સંશય જેવું ઘોર પાતક બીજું નથી.

**પાંચમો અધ્યાય–કર્મસંન્યાસયોગ :** પૃષ્ઠ ૧૫૪થી ૧૬૯. સન્યાસ અને યોગનાં લક્ષણો. યોગીનું, વર્તન, અભેદ સ્થિતિ, વિષય–સુખનુ પરિણામ અને આત્મસુખની મહત્તા.

**છઠ્ઠો અધ્યાય–આત્મસંયમયોગ :** પૃષ્ઠ ૧૭૦થી ૨૧૧. જ્ઞાનેશ્વરની વાણીનું માહાત્મ્ય, યોગારૂઢનાં લક્ષણો, સમબુદ્ધિનાં લક્ષણો, અર્જુનનો અકૃત્રિમ પ્રેમ, યોગાભ્યાસ માટે યોગ્ય સ્થળ, મૂળબધના લક્ષણો, જાલધર અને ઉડીયાનબંધ, કુંડલિની શી રીતે જાગ્રત થાય છે, યોગાભ્યાસથી ઘડપણ જઈ નવો દેહ પ્રાપ્ત થાય છે, યોગથી પ્રાપ્ત થતુ અદ્ભુત સામર્થ્ય, સર્વ કાર્યો પ્રમાણસર જ કરવાં, યોગ અઘરો નથી, યોગને સાધ્ય કરવાની સહેલી રીત, સમદૃષ્ટિ કરતાં શ્રેષ્ઠ બીજુ સાધન નથી, મનનો સ્વભાવ, મનનો ઉત્તમ ગુણ, યોગનો પરિચય, યોગાભ્યાસમાં અંતરાય પડે તોપણ તે વ્યર્થ જતો નથી; યોગભ્રષ્ટનો પુનર્જન્મ અને યોગી દેવનો પણ દેવ છે

**સાતમો અધ્યાય–જ્ઞાનવિજ્ઞાનયોગ :** પૃષ્ઠ ૨૧૨થી ૨૩૦. જ્ઞાન, વિજ્ઞાન અને અજ્ઞાનનાં લક્ષણો, કોટ્યવધિ લોકોમાથી એકાદને જ આસ્થા હોય છે, કામ તે હુ જ છુ, પ્રાણીઓ મને ઓળખતાં નથી, માયા ને નદીનુ રૂપક, ચાર પ્રકારના ભક્તો અને તેમના હેતુ, જ્ઞાની મારો પ્રાણ છે, સંસારનાં સાધનોની ભક્તિ, કોઈને પણ અપ્રિય ન લાગે એવુ બોલવુ, પ્રાણીઓનું મિથ્યાત્વ તેમ જ શરીર અને અહંકારનો સંયોગ.

**આઠમો અધ્યાય–અક્ષરબ્રહ્મયોગ :** પૃષ્ઠ ૨૩૧થી ૨૫૪. બ્રહ્મ એટલે શું? અધ્યાત્મ એટલે શું? કર્મ એટલે શું? અધિભૂત એટલે શું? અધિદૈવત એટલે શું? અધિયજ્ઞ એટલે શું? મરણકાળે સ્થિર ચિત્ત, સર્વદા મારું સ્મરણ કરનારને મરણકાળે હુ ક્લેશ થવા દેતો નથી. દેહ ઉપર રૂપક, બ્રહ્માજીનો દિવસ અને તેનો અસ્ત, પુરુષ એટલે શું? મારું ખરું ઘર. મરણકાળે અગ્નિનું બળ જોઈએ તેમ જ અગ્નિમાર્ગ અને ધૂમ્રમાર્ગ.

**નવમો અધ્યાય–રાજવિદ્યા–રાજગુહ્યયોગ :** પૃષ્ઠ ૨૫૫થી ૨૯૯. જ્ઞાનેશ્વરની નમ્રતા અને તેમણે શ્રોતાઓને આપેલી મહત્તા. ગુપ્ત વાત કોને કહેવી?

જ્ઞાનની મહત્તા, મૂર્ખ લોકો માટે બગાઈનું દૃષ્ટાંત, અજ્ઞાનીઓ જ મને મનુષ્યના આકારનો સમજે છે, જ્ઞાનયજ્ઞ, મારી વ્યાપકતા, સ્વર્ગનો વૈભવ, પુણ્યની સમાપ્તિ થયા પછીની દશા, મારું સાંનિધ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ, મને ભક્તિપૂર્વક સર્વસ્વ અર્પણ કરવું, ભક્તિ સિવાય સર્વ વ્યર્થ છે, ભક્તિમા જાતિભેદ નથી, બ્રાહ્મણનું મહત્ત્વ તથા મૃત્યુલોકનુ વર્ણન.

**દશમો અધ્યાય–વિભૂતિયોગ :** પૃષ્ઠ ૩૦૦થી ૩૩૧. પ્રસ્તાવના અને સિંહાવલોકન, ભાવના લક્ષણો, સૃષ્ટિની ઉત્પત્તિ, ખરો ભક્તિયોગ, પ્રેમાળ ભક્ત, અર્જુનને મળેલો અનુભવ, શ્રીકૃષ્ણે કહેલું પોતાનુ પરાક્રમ અને વિભૂતિનું અનંતત્વ

**અગિયારમો અધ્યાય–વિશ્વરૂપદર્શનયોગ** પૃષ્ઠ ૩૩૨થી ૩૯૪. શ્રોતાઓનું ગૌરવ, અર્જુનનો સંકોચ, અર્જુનની કૃતજ્ઞતા, અર્જુનનું ભાષણ, વિરાટ સ્વરૂપના મુખો, સંજયે કરેલું પાંડવોનું વર્ણન, અર્જુનના ભ્રમની નિવૃત્તિ થવી, ભગવાનને આપ્ત ગણીને તેમની સાથે કરેલું વર્તન, ઉપકારદર્શન, વિશ્વરૂપની મહત્તા, શિષ્યની હઠ સહન કરનાર ગુરુ અને વિશ્વરૂપની સમીપ પહોંચવાનો માર્ગ.

**બારમો અધ્યાય–ભક્તિયોગ :** પૃષ્ઠ ૩૯૫થી ૪૧૩. ગુરુકૃપાની પ્રાર્થના, યોગમાર્ગમા રહેલુ કષ્ટ, અભ્યાસયોગ, ફલત્યાગ, બ્રહ્મપ્રાપ્તિનુ સુખ સૌથી અધિક છે, તે જ ભક્ત, તે જ યોગી અને તે જ મુક્ત છે, મને કેવા ભક્તો પ્રિય છે? સર્વ યોગોના સમાવેશરૂપ ભક્તિયોગ અને પ્રેમાળ ભક્તોની શ્રેષ્ઠતા.

**તેરમો અધ્યાય–ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ :** પૃષ્ઠ ૪૧૪થી ૪૯૫. ક્ષેત્ર અને તે સંબંધી જ્ઞાન, ક્ષેત્રના અવયવો, અમાનિત્વ અને અદંભિત્વ, અહિંસા વિષે ગેરસમજૂતી, અહિંસાનું સ્વરૂપ, ક્ષમાનું સ્વરૂપ, આર્જવ, ગુરુભક્તિ, પવિત્રતા, સ્થિરતા, નિગ્રહ અને જરાનું વર્ણન, અજ્ઞાનનાં લક્ષણો, અર્ધજ્ઞાની માટે દીપકનુ દૃષ્ટાંત, દેવો પર અશ્રદ્ધા અને પ્રકૃતિ-પુરુષના ગુણદોષ

**ચૌદમો અધ્યાય–ગુણત્રયવિભાગયોગ :** પૃષ્ઠ ૪૯૬થી ૫૨૫. માયામાથી ઉત્પત્તિ, વિશ્વાત્માનુ સ્વરૂપ, પ્રાણીને સત્ત્વનું બંધન, રજનુ બંધન અને તમનુ બંધન, ગુણાતીતના લક્ષણો અને અવ્યભિચારિણી ભક્તિ કોનું નામ?

**પંદરમો અધ્યાય–પુરુષોત્તમયોગ :** પૃષ્ઠ ૫૨૬થી ૫૬૮. સંસારવૃક્ષનો વિસ્તાર, સંસારવૃક્ષને છેદી નાખવાની યુક્તિ, મોહાંધનાં લક્ષણો, મારી વ્યાપકતા, ઉપાધિનાં લક્ષણો, કહેવાનાં કારણો, ક્ષર પુરુષ, અક્ષર પુરુષ અને ઉત્તમ પુરુષ.

**સોળમો અધ્યાય–દૈવાસુરસંપદ્વિભાગયોગ :** પૃષ્ઠ ૫૬૯થી ૬૦૪. સદ્ગુરુનું સ્તવન શક્ય નથી; અભય, સત્ત્વશુદ્ધિ, દમન, સશાસ્ત્ર યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ (સરળતા–સીધાપણું), અહિંસા, અક્રોધ, ત્યાગ, શાંતિ,

દયા, અનાસક્તિ અને કોમળતા, એ સર્વનાં લક્ષણો, નાસ્તિક મત; આસુરી લોકોનું શાસન અને શ્રુતિ–સ્મૃતિને શિરસાવંદ્ય ગણવી.

# ગીતામાં સંબોધાયેલાં નામોના અર્થ

## श्रीकृष्ण भगवाननां नामोना अर्थ

अनन्तरूपः=જેનાં અનંત રૂપો છે તે.

अच्युतः=જેનો કદી પણ ક્ષય કે અધોગતિ નથી તે.

अरिसूदनः=દુશ્મનનો વિના યત્ને નાશ કરનાર.

कृष्णः=કૃષ્-એ સત્તાવાચક શબ્દ છે અને ણ-એ આનંદવાચક શબ્દ છે; એ બન્ને-સત્તા અને આનંદની એકતાસૂચક જે પરબ્રહ્મ, તે કૃષ્ણ કહેવાય છે.

केशवः=ક-બ્રહ્માને અને ઈશ(શિવ)ને વશ રાખનાર.

केशिनिषूदनः=કેશી નામે ઘોડાના આકારના દૈત્યનો નાશ કરનાર.

कमलपत्राक्षः=કમળનાં પાન જેવી સુંદર વિશાળ આંખોવાળા.

गोविन्दः=ગો-એટલે જે વેદાંતવાક્યો, જેના દ્વારા જાણી શકાય છે તે.

जगत्पतिः=જગતના પતિ.

जगन्निवास=જગતનું નિવાસસ્થાન જેની અંદર છે તે અથવા જે જગતમાં પણ સર્વત્ર વસી રહ્યો છે તે.

जनार्दनः=દુષ્ટજનોને અથવા ભક્તજનોના શત્રુને પીડે છે તે.

देवदेवः=દેવતાઓના પૂજ્ય.

देववरः=દેવતાઓમાં શ્રેષ્ઠ.

पुरुषोत्तम=ક્ષર અને અક્ષર, એ બન્ને પુરુષોથી જે ઉત્તમ છે તે; અથવા જે શરીરરૂપી પુરોમાં રહેનારા પુરુષો-જીવો, તેમનાથી જે અતિ ઉત્તમ, પર અને વિલક્ષણ છે તે.

भगवान्=ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ-એ છ પદાર્થને આપનાર; અથવા સર્વ ભૂતોની ઉત્પત્તિ, પ્રલય, જન્મ, મરણ તથા વિદ્યા અને અવિદ્યા જાણનાર.

भूतभावनः=સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર.

भूतेशः=ભૂતોના ઈશ્વર–પતિ.

मधुसूदनः=મધુ નામના દૈત્યને મારનાર.

महाबाहुः=નિગ્રહ અને અનુગ્રહ કરવામાં જેના હાથ સમર્થ છે તે.

माधव=માયાના–લક્ષ્મીના પતિ.

यादवः=યદુકુળમાં જન્મેલા.

योगवित्तम=યોગ જાણનારાઓમાં શ્રેષ્ઠ.

वासुदेवः=વસુદેવના પુત્ર.

वार्ष्णेयः=વૃષ્ણિ ગોત્રમાં ઉત્પન્ન થયેલા.

विष्णुः=સર્વવ્યાપક.

हृषीकेशः=ઇંદ્રિયોના ઈશ–સ્વામી.

हरिः=સંસારરૂપી દુઃખ હરનાર.

## अर्जुननां नामोना अर्थ

अनघ=પાપરહિત–નિષ્પાપ.

कपिध्वजः=જેની ધજા ઉપર કપિ–હનુમાન છે તે.

कुरुश्रेष्ठः=કુરુકુળમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ.

कुरुनन्दनः=કુરુવંશના રાજાનો પુત્ર.

कुरुप्रवीरः=કુરુકુળમાં જન્મેલાઓમાં વિશેષ વીર.

कौन्तेयः=કુંતીનો પુત્ર.

गुडाकेशः=નિદ્રાનો સ્વામી અથવા ગુડાક એટલે શિવજી જેના સ્વામી છે તે.

धनञ्जयः=દિગ્વિજયમાં સર્વ રાજાઓને જીતનારો.

धनुर्धरः=ધનુષ્ય ધારણ કરનારો.

परंतपः=પરમ તપસ્વી અથવા શત્રુઓને સંતાપ કરનારો.

पार्थः=પૃથા=એટલે કુંતીનો પુત્ર.

पुरुषव्याघ्रः=પુરુષોમાં વ્યાઘ્ર જેવો.

पुरुषर्षभः=પુરુષોમાં ઋષભ એટલે શ્રેષ્ઠ.

पाण्डव=પાંડુનો પુત્ર.

भरतश्रेष्ठः=ભરતના વંશજોમાં શ્રેષ્ઠ.

भरतसत्तमः=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.

भरतर्षभः=ભરતવંશીઓમાં શ્રેષ્ઠ.

भारतः=ભા એટલે બ્રહ્મવિદ્યામાં અતિ પ્રેમવાળો, અથવા ભરતનો વંશજ.

महाबाहुः=મોટા હાથવાળો.

सव्यसाचिन्=ડાબા હાથે પણ ધનુષ્યસંધાન કરનાર.




यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।

अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

# શ્રીગીતામાહાત્મ્ય

श्रीगणेशाय नमः

धरोवाच—भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

શ્રીપૃથ્વીદેવીએ પૂછ્યુ : હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધકર્મને ભોગવતા મનુષ્યને અવ્યભિચારિણી (અનન્ય) ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે? ૧

श्रीविष्णुरुवाच—प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યા : પ્રારબ્ધને ભોગવતો જે મનુષ્ય સદા શ્રીગીતાના અભ્યાસમાં આસક્ત રહેતો હોય, તે જ આ લોકમાં મુક્ત અને સુખી થાય છે અને કર્મથી લેપાતો નથી. ૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वन्ति नलिनीदलमम्बुवत् ॥ ३ ॥

જેમ કમળપત્રને જળ સ્પર્શ કરતું નથી, તેમ જે ગીતાજ્ઞાનનુ ધ્યાન કરે છે, તેને મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતા નથી. ૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

જ્યાં ગીતાનુ પુસ્તક હોય અને જ્યા તેનો પાઠ થયા કરતો હોય, ત્યા પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે. ૪

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपालबालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

જ્યાં શ્રીગીતા પ્રવર્તે છે, ત્યા સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો અને શ્રીકૃષ્ણ પરમાત્મા પણ નારદ, ધ્રુવ અને સર્વ પાર્ષદો સહિત શીઘ્ર સહાયક થાય છે. ૫

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥ ६ ॥

જ્યાં શ્રીગીતાનો વિચાર, ભણવું, ભણાવવું કે શ્રવણ ચાલે છે, ત્યાં હે પૃથ્વિ ! હુ અવશ્ય સદા નિવાસ કરું છું. ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥ ७ ॥

હું શ્રીગીતાના આશ્રયે રહું છું, શ્રીગીતા મારું ઉત્તમ ગૃહ છે અને શ્રીગીતાના જ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણે લોકનું પાલન કરું છું. ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥ ८ ॥

શ્રીગીતા એ અવર્ણનીય પદોવાળી, અવિનાશી, અર્ધમાત્રા તથા અક્ષરોરૂપ, એવી મારી નિત્ય અને બ્રહ્મરૂપિણી પરમ શ્રેષ્ઠ વિદ્યા છે, એમાં સંશય નથી. ૮

चिदानन्देन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानन्दा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી તે ચિદાનંદ શ્રીકૃષ્ણે પોતાના મુખથી અર્જુનને કહેલી, ત્રણ વેદરૂપ, પરમાનંદરૂપ અને તત્ત્વરૂપ પદાર્થના જ્ઞાનથી ભરપૂર છે. ૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

જે મનુષ્ય સ્થિર મનવાળો થઈ નિત્ય શ્રીગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે, તે જ્ઞાનરૂપી સિદ્ધિ પામે છે અને પછી પરમ પદને પ્રાપ્ત થાય છે. ૧૦

पाठेऽसमर्थः सम्पूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય, તો તેથી અર્ધો પાઠ કરે, તોપણ ગોદાન જેટલું પુણ્ય તે પામે છે, એમાં સંશય નથી. ૧૧

त्रिभागं पठमानस्तु गङ्गास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનનું ફળ પામે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ પામે છે. ૧૨

एकाध्यायं तु यो नित्य पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

જે મનુષ્ય ભક્તિયુક્ત થઈ નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યા શિવજીનો ગણ થઈ ઘણો કાળ વસે છે. ૧૩

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वन्तरं वसुन्धरे ॥ १४ ॥

જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા શ્લોકના એક ચરણનો પાઠ કરે છે, તે પણ હે પૃથ્વિ! મન્વતર સુધી મનુષ્ય-પણું પામે છે. ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पञ्च चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥ १५ ॥
चन्द्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥ १६ ॥

જે મનુષ્ય શ્રીગીતાના દશ, સાત, પાચ, ચાર, બે, ત્રણ, એક કે અર્ધો શ્લોકનો પણ નિત્ય પાઠ કરે છે, તે અવશ્ય દસ હજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. શ્રીમદ્ ગીતાનો પાઠ કરતાં અથવા સાંભળતા મરણ પામેલો મનુષ્ય (પશુ આદિનો અધમ દેહ ન પામતાં) મનુષ્યપણુ પામે છે. ૧૫,૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥ १७ ॥

(અને ત્યાં) ગીતાનો પુનઃ અભ્યાસ કરી ઉત્તમ મુક્તિ પામે છે. વળી 'શ્રીગીતા' એવા ઉચ્ચાર સહિત મરે, તે પણ સદ્ગતિ પામે છે. ૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुण्ठं समवाप्नोति विष्णुना सह मोदते ॥ १८ ॥

મહાપાપવાળો પણ જો ગીતાનો અર્થ સાંભળવામાં આસક્ત થાય, તો તે વૈકુંઠ પામે છે અને વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે. ૧૮

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहान्ते परमं पदम् ॥ १९ ॥

અનેક કર્મો કરીને પણ જે નિત્ય ગીતાના અર્થનુ ધ્યાન ધરે છે, તેને (ઈષ્ટ—સાક્ષાત્કાર પામેલો) જીવન્મુક્ત જાણવો અને દેહાંતે

તે પરમ પદ પામે છે. ૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥ २० ॥

ગીતાનો આશ્રય કરી જનક આદિ ઘણા રાજાઓ પાપરહિત થઈ લોકમા ગવાયા છે અને પરમ પદ પામ્યા છે. ૨૦

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पटेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥ २१ ॥

જે (મનુષ્ય) ગીતાનો પાઠ કરી માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેનો પાઠ વૃથા થાય છે; કેમકે એવા પાઠને વૃથા શ્રમરૂપ જ કહ્યો છે. ૨૧

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥ २२ ॥

આ માહાત્મ્ય સહિત ગીતાનો જે અભ્યાસ કરે છે, તે તેના—પૂર્વે કહેલા—ફળને પામે છે અને દુર્લભ ગતિ પ્રાપ્ત કરે છે. ૨૨

सूत उवाच—माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ २३ ॥

સૂત બોલ્યા: જે (મનુષ્ય) ગીતાના પાઠને અંતે મે કહેલા શ્રીગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે, તે ઉપર કહ્યું તે ફળ પામે છે. ૨૩

इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥

(ખાસ સૂચના—શ્રીગીતાઓ સાથે સામાન્ય રીતે ઉપર મુજબનું માહાત્મ્ય છપાય છે; પરંતુ વારાહપુરાણમા બીજુ જે મોટુ શ્રીગીતામાહાત્મ્ય છે, તેમા ઉપલા માહાત્મ્યમાંના તેમ જ એને મળતા ઘણાખરા શ્લોકો હોવા ઉપરાત બીજા પણ અનેક જાણવા જેવા શ્લોકો જણાયા, જેથી, તે આ પછી વધારારૂપે જુદા અપાયા છે. આશા છે, કે સમજુ ગીતાપાઠકોને તે પણ ગમશે, અને દર વખતે નહિ તો કોઈ કોઈ વાર પણ વાંચવાં નહિ ચૂકે. વિશેષ ગીતાપ્રેમીઓને તો એ વધારો આ માહાત્મ્યની પેઠે હરહંમેશ વાચવા—સાભળવા જેવો લાગે, એ પણ સ્વાભાવિક છે.)

# શ્રીગીતામાહાત્મ્યનું અનુસંધાન

श्रीगणेशाय नमः

शौनक उवाच—गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद ।
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥ १ ॥

શૌનકઋષિ બોલ્યા : હે સૂત ! પુરાણોના મુનિ શ્રીવ્યાસજીએ કહેલું, શ્રુતિઓમાં વર્ણવેલું ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહો. ૧

सूत उवाच—पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम् ।
न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥ २ ॥

સૂત બોલ્યા : આપે જે પુરાતન અને ઉત્તમ ગીતામાહાત્મ્ય પૂછ્યું, તે (મોટે ભાગે) ગુપ્ત હોવાથી કોઈથી વર્ણવી શકાય તેવું નથી. ૨

कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौन्तेय एव च ।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥ ३ ॥

(વાસ્તવમાં) ગીતાનું માહાત્મ્ય સારી રીતે તો ભગવાન શ્રીકૃષ્ણ જ જાણે છે, સહેજસાજ અર્જુન જાણે છે, તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્ક્ય તથા જનકરાજા જાણે છે. ૩

अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयन्ति च ।
तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥ ४ ॥

બીજાઓ કર્ણપરંપરાથી સાંભળી લોકોમાં તે વર્ણવે છે, તેથી શ્રીવ્યાસજીના મુખથી મેં જે સાંભળ્યું છે, તે કંઈક આજે તમને હું કહું છું. ૪

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ ५ ॥

જે ગીતા સ્વયં શ્રીવિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે, તે ગીતા સારી રીતે ગાવા યોગ્ય છે. ૫

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।
सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥ ६ ॥

અન્ય શાસ્ત્રોના સંગ્રહનું પ્રયોજન શું છે ? ગીતા એટલા માટે શ્રેષ્ઠ છે, કે તે ધર્મમય, સર્વ જ્ઞાનની પ્રયોજક તથા સર્વ શાસ્ત્રમય છે. ૬

संसारसागरं घोरं तर्त्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य पारं यातु सुखेन सः ॥ ७ ॥

જે મનુષ્ય ઘોર સંસારસાગર તરવા ઇચ્છતો હોય, તે આ ગીતારૂપી વહાણ પર ચડીને સુખેથી પાર પહોંચી જાય છે ૭

गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ॥ ८ ॥

જે પુરુષ આ પુણ્ય–પવિત્ર ગીતાશાસ્ત્ર પ્રયત્નપૂર્વક ભણે છે, તે (સર્વ પ્રકારના) ભય–શોકાદિથી મુક્ત થઈ શ્રીવિષ્ણુપદ પામે છે. ૮

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ॥ ९ ॥

ગીતાનુ જ્ઞાન જેણે સાભળ્યુ નથી અને સદા અભ્યાસયોગથી જ મોક્ષને જે ઇચ્છે છે, તે મૂઢાત્મા બાળકોની પેઠે ઉપહાસ પામે છે. ૯

ये शृण्वन्ति पठन्त्येव गीताशास्त्रमहर्निशम् ।
न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ॥ १० ॥

જેઓ અહર્નિશ ગીતાશાસ્ત્ર ભણે છે, અથવા તેનો પાઠ કરે છે કે સાભળે છે, તેઓને મનુષ્ય નહિ, પણ નિ:સશય દેવો જ* જાણવા. ૧૦

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने ।
सकृद्गीताम्भसि स्नानं संसारमलनाशनम् ॥ ११ ॥

જેમ પ્રત્યેક દિવસે જળસ્નાન મનુષ્યના શરીરનો મેલ દૂર કરનાર છે, તેમ ગીતાજ્ઞાનરૂપી જળમા એકવાર પણ કરેલુ સ્નાન, સસારરૂપી મળનો નાશ કરનાર છે. ૧૧

* આ પ્રમાણે શ્રીગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને શ્રીગીતાપાઠનુ જે મહત્ ફળ દર્શાવ્યુ છે, તે શ્રીગીતાના ઉપદેશ મુજબ વર્તનાર માટે છે. 'ચેલા તેરા, પણ કહ્યા કરુ નહિ.' તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતો જ પાઠ કરે અથવા બાહ્યાચાર રાખે અને અંતર્યા તો 'એરણની ચોરી ને સોયનું દાન' કરવાવાળો અને પરોપકારને નામે સ્વાર્થ, ધર્મને નામે ધૂર્તવેડા, અભેદવાદને નામે દુરાચાર સેવે, એવા બગભક્ત અથવા શુષ્કવેદાતી ધર્મઠગો માટે તો નરકદ્વાર જ ખુલ્લાં સમજવા. એવા બિચારાઓને એટલુ પણ નથી સમજાતુ કે બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ પરમાત્મા નહિ જ ઠગાય. હા, ઈશ્વરનું અસ્તિત્વ સુદ્ધાં જેને ન સમજાયુ હોય, તે એટલો પણ વિચાર શા માટે લાવે? —ખરાબ ભિક્ષુ અખંડાનંદ

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम् ।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥ १२ ॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः ॥ १३ ॥

જે મનુષ્ય પોતે ગીતાશાસ્ત્રનુ પઠન–પાઠન કરવું–કરાવવું જાણતો નથી, બીજા પાસેથી જેણે તે સાભળ્યુ નથી, તેમ જેને જ્ઞાન નથી, જેને તેના પર શ્રદ્ધા નથી અને ભાવના પણ નથી; જે ગીતાને જાણતો નથી, તે મનુષ્યલોકમાં ભટકતા ભૂડ જેવો હોઈને તેનાથી નીચ બીજો કોઈ નથી. ૧૨,૧૩

धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।
गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥ १४ ॥

જે મનુષ્ય (ગીતા વાંચે છે, પણ) ગીતાના અર્થનુ પઠન કરતો નથી, તેના એવા (પોપટિયા) જ્ઞાનને, (દેખાડવા માત્રના) આચારને, વ્રતને, ચેષ્ટાને, તપને અને યશને ધિક્કાર છે; એનાથી અધમ બીજો કોઈ નથી. ૧૪

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।
तन्मोघं धर्मरहितं वेदवेदान्तगर्हितम् ॥ १५ ॥

જે જ્ઞાન ગીતામાં ગવાયુ નથી, તે જ્ઞાન વેદમા અને વેદાતમાં નિંદેલુ હોઈ તેને નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જ્ઞાન જાણવું. ૧૫

योऽधीते सततं गीतां दिवारात्रौ यथार्थतः ।
स्वपन्गच्छन्वदंस्तिष्ठञ्छाश्वतं मोक्षमाप्नुयाम् ॥ १६ ॥

જે મનુષ્ય રાત–દિવસ સૂતા, જતાં, બોલતા અને ઊભો રહેતાં પણ ગીતાનુ યથાર્થ રીતે અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) સતત કર્યા કરે છે, તે શાશ્વત મોક્ષ પામે છે. ૧૬

योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥ १७ ॥

યોગીના સ્થાનમાં, સિદ્ધોના સ્થાનમા, શ્રેષ્ઠ પુરુષો આગળ, સંતસભામાં, યજ્ઞસ્થાનમા અથવા વિષ્ણુભક્તો આગળ પાઠ કરતો મનુષ્ય પરમ ગતિ પામે છે. ૧૭

गीतापाठं च श्रवणं यः करोति दिने दिने ।
क्रतवो वाजिमेधाद्या कृतास्तेन सदक्षिणाः ॥ १८ ॥

જે મનુષ્ય ગીતાનો પાઠ અને શ્રવણ નિત્યપ્રતિ કરે, તે દક્ષિણા સહિત અશ્વમેધાદિ યજ્ઞો કરે છે એમ સમજવું. ૧૮

गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा ।
तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥ १९ ॥

જેણે ભક્તિભાવપૂર્વક તથા એકાગ્ર ચિત્તે ગીતાનું અધ્યયન કર્યું, તેણે સર્વ વેદો, શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો. ૧૯

यः शृणोति च गीतार्थं कीर्तयेच्च स्वयं पुमान् ।
श्रावयेच्च परार्थं वै स प्रयाति परं पदम् ॥ २० ॥

જે મનુષ્ય પોતે ગીતાના અર્થને સાંભળે, ગાય અને પરોપકારાર્થે અન્યને સંભળાવે, તે પરમ પદ પામે છે. ૨૦

नोपसर्पन्ति तत्रैव यत्र गीतार्चनं गृहे ।
तापत्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥ २१ ॥

જે ઘરમાં ગીતાનું પૂજન-અર્ચન થાય છે, ત્યાં ત્રિવિધ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) દુઃખ પ્રવેશતાં નથી તથા વ્યાધિઓનો પણ ભય રહેતો નથી. ૨૧

न शापं नैव पापं च दुर्गतिं न च किञ्चन ।
देहेऽरयः षडेते वै न बाधन्ते कदाचन ॥ २२ ॥

વળી તેને કોઈનો શાપ લાગતો નથી, પાપ લાગતું નથી, જરા પણ દુર્ગતિ થતી નથી, તેમ શરીરના છ શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર) પણ કદી બાધ કરતા નથી. ૨૨

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी ।
जायते सततं तत्र यत्र गीताभिनन्दनम् ॥ २३ ॥

જ્યાં નિરંતર ભગવદ્ગીતાનો આનંદ પ્રવર્તે છે, ત્યાં શ્રીભગવાન પરમેશ્વરમાં અવ્યભિચારિણી (અનન્ય) ભક્તિ ઊપજે છે. ૨૩

स्नातो वा यदि वाऽस्नातः शुचिर्वा यदि वाऽशुचिः ।
विभूतिं विश्वरूपञ्च संस्मरन्सर्वदा शुचिः ॥ २४ ॥

સ્નાન કર્યું હોય વા ન કર્યું હોય, પવિત્ર હોય વા અપવિત્ર હોય, તોપણ જો તે પરમાત્મવિભૂતિનું અને વિશ્વરૂપનું સ્મરણ કરે, તો સર્વદા પવિત્ર છે. ૨૪

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः ।
गीतापाठं प्रकुर्वाणो लिप्यते न कदाचन ॥ २५ ॥

સર્વત્ર ભોજન કરનાર અને સર્વ પ્રકારનો પ્રતિગ્રહ કરનાર (દાન લેનાર) પણ જો ભગવદ્ગીતાનો પાઠ કરતો હોય, તો તે તેના-(પાપ)થી કદી લેપાતો નથી. ૨૫

यस्यान्तःकरणं नित्यं गीतायां रमते सदा ।
सर्वाग्निकः सदाजापी क्रियावान्स च पण्डितः ॥ २६ ॥
दर्शनीयः स धनवान्स योगी ज्ञानवानपि ।
स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥ २७ ॥

જેનું ચિત્ત સદા ભગવદ્ગીતામાં જ રમ્યા કરે છે, તેને સદાય અગ્નિહોત્રી, જપ કરનારો, ક્રિયાવાન, પંડિત, દર્શન કરવા યોગ્ય, ધનવાન, યોગી, જ્ઞાની, યાજ્ઞિક, ધ્યાની તથા સર્વ વેદોના અર્થને જાણનાર સમજવો. ૨૬,૨૭

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥ २८ ॥

જ્યાં ભગવદ્ગીતાના પુસ્તકનો નિત્ય પાઠ કરાતો હોય, ત્યાં પૃથ્વી પર પ્રયાગાદિ સર્વ તીર્થો (આવી વસેલાં) સમજવાં. ૨૮

निवसन्ति सदा गेहे देहदेशे सदैव हि ।
सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥ २९ ॥

વળી તે ઘરમાં અને દેહરૂપી દેશમાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ અને પન્નગો સદા નિવાસ કરે છે. ૨૯

गीता गङ्गा च गायत्री सीता सत्या सरस्वती ।
ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसन्ध्या मुक्तगेहिनी ॥ ३० ॥
अर्धमात्रा चिदानन्दा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी पराऽनन्ता तत्त्वार्थज्ञानमञ्जरी ॥ ३१ ॥
इत्येतानि जपेन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं लभेच्छीघ्रं तथान्ते परमं पदम् ॥ ३२ ॥

ગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્તગેહિની, અર્ધમાત્રા, ચિદાનંદા, ભવઘ્ની, ભય-નાશિની, વેદત્રયી, પરા, અનંતા ને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનો ભંડાર), એ પ્રમાણે આ (ગીતાનાં અઢાર નામોનો)

સ્થિર મનથી જે નિત્ય જપ કરે, તે જ્ઞાનની સિદ્ધિ શીઘ્ર પામે છે અને અંતે પરમપદરૂપ મોક્ષ પામે છે. ૩૦–૩૨

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥ ३३ ॥

જે જે કર્મ કરે, તે સર્વમાં ગીતાના પાઠનુ કીર્તન કરે, (જેથી) તે કર્મ નિર્દોષ રીતે સમાપ્ત કરી (તેનુ) પૂર્ણ (ફળ) પ્રાપ્ત કરે છે. ૩૩

पितॄनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
सन्तुष्टाः पितरस्तस्य निरयाद्यान्ति सद्गतिम् ॥ ३४ ॥
गीतापाठेन सन्तुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयान्त्येव पुत्राशीर्वादतत्पराः ॥ ३५ ॥

જે મનુષ્ય શ્રાદ્ધમા પિતૃઓને ઉદ્દેશી ગીતાનો પાઠ કરે છે, તેના પિતૃઓ સંતુષ્ટ થાય છે ને નરકમાં હોય, તો ત્યાંથી પણ સદ્દગતિ પામે છે અને ગીતાના પાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તર્પિત થયેલા એ પિતૃઓ પુત્રને આશીર્વાદ આપતા પિતૃલોકમા જાય છે. ૩૪,૩૫

लिखित्वा धारयेत्कण्ठे बाहुदण्डे च मस्तके ।
नश्यन्त्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥ ३६ ॥

જે માણસ ગીતા લખીને ગળામા, હાથ ઉપર કે મસ્તકે ધારણ કરે છે, તેનાં વિઘ્નોરૂપી સર્વ દારુણ ઉપદ્રવો નાશ પામે છે. ૩૬

देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्येषु भारते ।
न शृणोति पठत्येव गीताममृतस्वरूपिणीम् ॥ ३७ ॥
हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।
पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ॥ ३८ ॥

ભારતભૂમિમાં ચાર વર્ણો વિષે મનુષ્યદેહ પામીને પણ જે મનુષ્ય અમૃતરૂપિણી ભગવદ્દગીતાને ભણે કે સાભળે નહિ, તે હાથમાં આવેલું અમૃત તજીને દુઃખથી વિષનું ભક્ષણ કરે છે અને જે ગીતારૂપી અમૃતનું આ લોકમાં પાન કરે છે, તે મોક્ષ મેળવી સુખી થાય છે. ૩૭,૩૮

जनैः संसारदुःखार्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।
सम्प्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥ ३९ ॥

સંસારનાં દુઃખોથી દુઃખી થયેલા જે મનુષ્યોએ ભગવદ્દગીતાનું જ્ઞાન સાભળ્યું છે, તેઓએ અમૃત પ્રાપ્ત કર્યું જાણવું અને તે વૈકુંઠને પ્રાપ્ત થયા છે, એમ સમજવું. ૩૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गतास्ते परमं पदम् ॥ ४० ॥

આ લોકમાં ઘણાયે રાજાઓ જનકાદિની પેઠે ગીતાનો આશ્રય લઈ પાપરહિત થઈને પરમપદને પ્રાપ્ત થયેલા છે. ૪૦

गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥ ४१ ॥

શ્રીભગવદ્‌ગીતા સમજવામાં ઉચ્ચ-નીચ મનુષ્યનો ભેદ નથી; કેમકે ભગવદ્‌ગીતા બ્રહ્મસ્વરૂપિણી હોવાથી તેનું જ્ઞાન સૌ કોઈને માટે સમાન છે. ૪૧

यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।
नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥ ४२ ॥

શ્રીગીતાના અર્થને પરમ આદરથી સાંભળી જે આનંદ પામતો નથી. તે મનુષ્ય પ્રમાદને લીધે (તે ગીતાના ઉપદેશ પ્રમાણે વર્તતો નથી તેથી) લોકમાં (કંઈ પણ) ફળ પામતો નથી; પરંતુ વૃથા શ્રમ જ પ્રાપ્ત કરે છે. ૪૨

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥ ४३ ॥

શ્રીગીતાનો પાઠ કરી જે માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેના પાઠનું ફળ વૃથા થાય છે અને કેવળ શ્રમ જ (ફળરૂપે) પ્રાપ્ત થાય છે. ૪૩

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः ।
श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥ ४४ ॥

આ માહાત્મ્ય સહિત ગીતાનો પાઠ જે કરે છે તથા શ્રદ્ધાથી સાંભળે છે, તે દુર્લભ ગતિ પામે છે. ૪૪

माहात्म्यमेतद्गीतायां मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ ४५ ॥

જે મનુષ્ય ગીતાના પાઠને અંતે મેં કહેલા ગીતાના આ સનાતન માહાત્મ્યનો પાઠ કરે છે, તે ઉપર જે કહ્યું તે ફળ પામે છે. ૪૫

इति श्रीवाराहपुराणोद्धृतं श्रीगीतामाहात्म्यं संपूर्णम् ।

# શ્રીગીતામંત્રનાં ન્યાસ, ધ્યાન ઇત્યાદિ

## ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामन्त्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णः परमात्मा देवता ॥ [1]अशोच्यान्नवशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥ [2]सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज इति शक्तिः ॥ [3]अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः इति कीलकम् ॥

આ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી માળામાં મણકા તરીકે સમાયેલા શ્લોકોમા શ્રીકૃષ્ણ ભગવાનનો જે દિવ્ય ઉપદેશ સમાયેલો છે, તે પરમાત્મપ્રેરિત વેદ, ઉપનિષદ અને શાસ્ત્રોના સારરૂપ, ધર્મમય અને પરમપદદાયક હોવાથી મંત્રરૂપ જ છે. આવા મહાઉપકારક સેંકડો મંત્રમણિઓથી ગૂંથવામાં આવેલી આ ભગવદ્ગીતારૂપી મંત્રમાળાના **ઋષિ** ભગવાન વેદવ્યાસ છે, **છંદ** અનુષ્ટુપ છે અને **દેવતા** શ્રીકૃષ્ણ પરમાત્મા છે. 'જે શોક કરવા યોગ્ય નથી, તેનો તું શોક કરે છે અને વાતો બુદ્ધિમાનના જેવી બોલે છે.' એ વચન ગીતામંત્રનું બીજ એટલે કે આરંભનું કારણ છે; 'સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારે (પરમાત્માને) જ શરણે આવ.' આ મંત્ર ગીતાના સર્વ મંત્રોમા શક્તિરૂપ છે અને 'હુ તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર' એ મંત્ર આ ગીતારૂપી મંત્રમાળાનો કીલક એટલે કે આધાર, ખીલો અથવા સ્તંભ છે.

## ન્યાસ વિષે સમજણ

હરકોઈ મંત્રનો પાઠ કે જપ કરવા પહેલાં શરીરની બાહ્ય શુદ્ધિ કરવા ઉપરાંત આંતરિક શુદ્ધિ અને જ્ઞાનની દઢતા અર્થે હાથ ઇત્યાદિ અંગોમાં સામાન્ય રૂપે રહેલા જીવાત્માને વિશેષરૂપે રહેલો કલ્પીને, તેનુ મહત્ત્વ સૂચવનારા તે તે મુખ્ય મંત્રોનો વિધિપૂર્વક ન્યાસ (જમાવ) કરવો અને પોતાના એ દિવ્ય અને અમર જીવાત્માને એવી રીતે તે તે અંગમાં, તે તે ગુણોની મૂર્તિરૂપે રહેલો કલ્પીને, તે તે અંગ દ્વારા તે આત્માને નમન કરવું. આવી રીતે પાઠ કરનારે પ્રથમ મંત્રરૂપ સાધક બનવું, એને 'ન્યાસ' કર્યો એમ કહે છે.

---

૧. જુઓ અધ્યાય ૨, શ્લોક ૧૧. ૨,૩. જુઓ અધ્યાય ૧૮, શ્લોક ૬૬.

આ ન્યાસના બે વિભાગ છે. કરન્યાસ અને અંગન્યાસ.* શ્રીમદ્‌ગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપર્યુક્ત ગીતામંત્રના ઋષિ, છંદ ઇત્યાદિનું સ્મરણ કરીને પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા:

## કરન્યાસનો વિધિ

[1]नैन छिन्दन्ति शस्त्राणि नैन दहति पावक इत्यङ्गुष्ठाभ્યાં नमः ॥

'આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી.' એ મંત્ર ભણીને તથા બન્ને હાથના અંગૂઠાને બન્ને હાથની તર્જનીઓ (અંગૂઠા પાસેની આગળીઓ) વડે સ્પર્શ કરીને તેને अङ्गुष्ठाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[2]न चैन क्लेदयन्त्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥

'આ જીવાત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી.' એ મત્ર ભણીને બન્ને હાથની તર્જનીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને तर्जनीभ्यां नमः કહીને તેને નમસ્કાર કરવા.

[3]अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥

'આ જીવાત્મા છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે' એ મંત્ર ભણીને તથા બન્ને હાથની મધ્યમા (વચલી આંગળીઓ)ને અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને मध्यमाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[4]नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥

'જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન (જગત ઊપજ્યું ત્યારથી) છે.' એ મંત્ર ભણીને, બન્ને હાથની અના

---

* આ ક્રિયા હરહમેશ ઊંડી સમજણપૂર્વક અને નિયમિત રીતે થવાને પરિણામે પાઠકના જ્ઞાનમાં દૃઢતા થાય અને તેના પરિણામે ચારિત્ર્યબળ પણ ખીલી ઊઠે, એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિ-મુનિઓએ યોજેલી આવી અનેકવિધ ક્રિયાઓ અને વિદ્યાઓની ખૂબી નહિ સમજવાથી, તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ લપ કાઢવાની પેઠે જેમ તેમ કરાતી જોઈને જોનારને અભાવ ઊપજે, એ પણ સ્વાભાવિક છે; માટે તે પૂરી સમજણ-પૂર્વક અને ન આવડતી હોય તેણે એ ક્રિયા કોઈ પાસે બરાબર શીખી લઈને વિધિપૂર્વક અને એક ચિત્તે દર વખતે કરવી જોઈએ.

૧. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩.

૨, ૩. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩ તથા ૨૪.

૪. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

મિકાઓ( ટચલીની પાસેની આંગળીઓ )ને અંગૂઠાઓથી સ્પર્શ કરીને તેને अनामिकाभ्यां नमः એમ બોલીને નમસ્કાર કરવા.

[5]पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः ॥

'હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપો જો.' એ મંત્ર ભણીને તથા બન્ને હાથની ટચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને कनिष्ठिकाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા.

[6]नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः ॥

'આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે.' એ મંત્ર ભણીને, બંને હાથની હથેળીઓને તથા તેના પાછલા ભાગોનો યથાક્રમ સ્પર્શ કરીને करतलकरपृष्ठाभ्यां नमः એમ બોલીને તેને નમસ્કાર કરવા. એ પછી હૃદયાદિ અંગન્યાસનો વિધિ આવે છે.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

[7]नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥

'આ જીવાત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી.' એ મંત્ર ભણીને हृदयाय नमः એમ બોલીને, જમણા હાથની પાંચે આંગળીઓનાં ટેરવાંઓથી હૃદયને સ્પર્શ કરીને (હૃદય દ્વારા આત્માને) નમસ્કાર કરવા.

[8]न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥

'એને પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી.' એ મંત્ર ભણીને शिरसे स्वाहा( માથાને સ્વાહા ) એમ બોલીને, જમણા હાથની પાંચે આગળીઓનાં ટેરવાં વડે મસ્તકને સ્પર્શ કરવો.

[9]अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥

'આ (જીવાત્મા) છેદી શકાય નહિ એવો, બાળી શકાય નહિ એવો, ભીંજવી શકાય નહિ એવો અને સૂકવી શકાય નહિ એવો છે.' એ મંત્ર ભણીને शिखायै वषट् ( શિખાને વષટ્ ) એમ બોલીને, જમણા હાથની પાંચે આંગળીઓનાં ટેરવાં વડે ચોટલીનો સ્પર્શ કરવો.

[10]नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥

'આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન

૫, ૬. જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫.
૭, ૮. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૩.
૯, ૧૦. જુઓ અધ્યાય ૨, શ્લોક ૨૪.

છે.' એ મંત્ર ભણીને તથા कवचाय हुम्. એમ બોલી, બન્ને હથેળીઓ બન્ને ખભાને અડાડી, અદબ વાળીએ તેમ કરવું; આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

[११]पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥

'હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો.' આ મંત્ર ભણીને તથા नेत्रत्रयाय वौषट् (ત્રણે નેત્રોને વૌષટ્) એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બન્ને ચક્ષુઓને અને બન્ને ભમરો વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

[१२]नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥

'આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણનાં છે.' આ મંત્ર ભણીને अस्त्राय फट् એ બોલીને, જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવીને, તેની પહેલી બે આંગળીઓ વડે ડાબી હથેળીમાં તાળી વગાડવી.

इति अङ्गन्यास समाप्त ।

## વિનિયોગ

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः ॥

દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલીને તેમની કૃપા પામવા અર્થે આ શ્રીગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવામાં (અર્થાત્ મારું કર્તવ્ય-પ્રાપ્તવ્ય સમજવામાં) મારો વિનિયોગ કરું છું, (એટલે કે તન-મનથી એકચિત્તે જોડાઉં છું.), એવો દૃઢ સંકલ્પ ન્યાસની છેવટે કરવો* અને તે પછી શ્રીગીતામંત્રના ઋષિ અને દેવતાનું નીચે

૧૧, ૧૨. જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૫.

* ન્યાસની છેવટે આ સંકલ્પ અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી લઈને ભક્તિભાવપૂર્વક કરવામાં આવે, તો (જેમ પંખો હલાવવારૂપે કે ખુલ્લી જગામાં જવારૂપે મનુષ્યયત્ન થવાથી હવાનો લાભ વિશેષરૂપે મળે છે, તેમ) સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ પણ જરૂર મળી શકે: અર્થાત્ પ્રભુકૃપા પામવી કે ન પામવી, એનું કારણ કાંઈ પ્રભુમાં મનુષ્યોના જેવો પક્ષપાત, સ્તુતિ-લોભ કે સ્વચ્છંદતા હોવાનું નથી, પણ 'મનુષ્યયત્ન' છે; કેમકે પ્રભુ પોતે જેમ સદાય સર્વત્ર છે, તેમ પ્રભુકૃપા પણ સદા અને સર્વત્ર રહેલી છે.

મુજબ ધ્યાન–વંદન કરવું અને તે પછી જ શ્રીગીતાનો પાઠ શરૂ કરવો.

### શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યાન–વંદન

ॐपार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी–
मम्ब त्वामनुसन्दधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારત મધ્યે ગૂંથેલી, અદ્વૈત જ્ઞાનામૃતને વરસાવનારી, અષ્ટાદશ અધ્યાયવાળી અને સંસાર ઉપરથી મોહ–મમતા ટાળનારી, એવી હે ભગવતિ ભગવદ્ગીતે! હે અંબ! (હે માતા!) હું તમારું ધ્યાન ધરું છું. ૧

### મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાન–વંદન

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

હે વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા ભગવાન વ્યાસ! આપને નમસ્કાર હો, કે જે આપે મહાભારતરૂપી તેલ પૂરેલો આ શ્રીગીતાજ્ઞાનરૂપી દીપક (અમને ધર્મકર્મનો ખરો માર્ગ દર્શાવવા સારુ) પ્રકટાવ્યો છે. ૨

### શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન–વંદન

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણ થનાર ભક્તોને કલ્પવૃક્ષ જેવા, એક હાથમાં ચાબુક તથા છડી ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાયુક્ત અને ભગવદ્ગીતારૂપી અમૃતનું દોહન કરનારા એવા હે શ્રીકૃષ્ણ ભગવાન! આપને નમસ્કાર હો. ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, તેમના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન છે; અર્જુનરૂપી વત્સ છે, મહાન ગીતામૃતરૂપી દૂધ છે

અને બુદ્ધિશાળી મનુષ્ય તેનો ભોક્તા (પીનારો) છે. ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ५ ॥

શ્રીવસુદેવના પુત્ર, દિવ્ય ક્રીડાવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા જગદ્ગુરુ શ્રીકૃષ્ણને હુ વંદન કરુ છું. ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गान्धारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनि ।
सोत्तीर्णा खलु पाण्डवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ઝૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ભમરીવાળી, તે યુદ્ધરૂપી નદીને પાંડવો તરી ગયા; કારણ કે શ્રીકૃષ્ણ તેમના સુકાની હતા. ૬

पाराशर्यवचः सरोजममलं गीतार्थगन्धोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासम्बोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपङ्कजं कलिमलप्रध्वंसिनःश्रेयसे ॥ ७ ॥

શ્રીગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળુ, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશ વડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનુ પાન કરે છે એવું, કળિકાળનાં પાપનો વિનાશ કરનારું અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિની વાણીરૂપી સરોવરમાં ઊગેલુ એવુ મહાભારતરૂપી કમળ અમારું કલ્યાણ કરનાર થાઓ. ૭

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ८ ॥

જેમની કૃપાથી મૂગો વાચાળ બને છે અને પાંગળો પર્વત ઓળંગે છે, તેવા પરમાનંદસ્વરૂપ શ્રીમાધવને હું વંદન કરુ છું. ૮

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે, સામવેદનુ ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ સહિત વેદો વડે જેમને ગાય છે, ધ્યાન વડે સ્થિર થયેલા અને તેમનામાં પરોવાયેલા ચિત્ત વડે યોગીઓ જેમનાં દર્શન કરી શકે છે અને દેવો તેમ જ અસુરોના ગણો જેમના પારને જાણી શકતા નથી, એવા શ્રીપરમાત્મદેવને નમસ્કાર હો. ૯



# શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા

ગુજરાતી સરલાર્થ સહિત

॥ श्रीगणेशाय नमः ॥

# અધ્યાય ૧લો—અર્જુનવિષાદયોગ

## શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું મંગલ

**ॐनमोजी आद्या वेदप्रतिपाद्या । जय जय स्वसंवेद्या आत्मरूपा ॥**

હે ૐકાર! હે આદિરૂપ! જેમનું વેદોએ વર્ણન કર્યું છે એવા આપને નમસ્કાર હો! સ્વયં આપ જ આપને જાણવાવાળા છો. હે આત્મરૂપ! આપનો જયજયકાર હો! હું નિવૃત્તિનાથનો દાસ જ્ઞાનદેવ કહું છું તે હે દેવ! આપ કૃપા કરી સાંભળો. સર્વ અર્થને અને બુદ્ધિને પ્રકાશ કરવાવાળા ગણેશ આપ છો. આ અખિલ વેદ તે આપની સુંદર મૂર્તિ છે અને વેદના અક્ષર આપના નિર્દોષ શરીરને શોભાવે છે. સ્મૃતિઓ આપના અવયવો છે, આપના એ વેદરૂપી શરીરના ભાવ જોવામાં આવે, તો અર્થની સુંદરતા એ આપના લાવણ્યની ખાણ છે; અઢાર પુરાણ આપના મણિભૂષણ છે—પ્રમેય રત્ન છે અને તત્ત્વવિદ્યા એ કુંદન છે. ઉત્તમ પદલાલિત્ય આપના રંગીન વસ્ત્ર છે અને અલંકાર એ ઉજ્જવલ જરીના તાર છે. કાવ્ય અને નાટક કે જે જોતાં જ સાનંદાશ્ચર્ય થાય છે, તે આપની રૂમઝૂમ કરવાવાળી નાનીનાની ઘૂઘરીઓ છે અને તેમાં જે અર્થ રહેલો છે, તે તેનો મંજુલ ધ્વનિ છે. અનેક પ્રકારના તત્ત્વાર્થ અને તેની કુશળતાને સારી રીતે જોવામાં આવે, તો તે તત્ત્વાર્થોના ઉત્તમ પદ એ કાવ્યાદિ ઘૂઘરીઓની વચમાં ચમકતાં રત્ન લાગે છે. તેમાં વ્યાસાદિક ઋષિઓનો બુદ્ધિપ્રભાવ એ એક રમ્ય ઉપવસ્ત્ર છે અને જેના ફરફરતા છૂટા પલ્લવ ઝકઝક થઈ રહી આપની કટિમેખલાને શોભાવી રહ્યા છે. ષટ્શાસ્ત્રો છ હાથરૂપ છે અને તેમના ભિન્નભિન્ન અભિપ્રાયો એ જુદા જુદા હાથમાનાં નિરનિરાળા આયુધોરૂપ છે. તર્કશાસ્ત્ર ફરશીરૂપ છે, ન્યાયશાસ્ત્ર અંકુશરૂપ છે અને વેદાંતશાસ્ત્ર એ ઉત્તમ રસયુક્ત મોદકરૂપે શોભે છે. વાર્તિકકારનાં શારીરિક સૂત્ર ઉપરનાં વ્યાખ્યાનોથી પોતાની મેળે જ ખંડિત થયેલો ચાર્વાક અને બૌદ્ધ મત તે જાણે એક હાથમાં ખંડિત દાંત હોય તેની પેઠે શોભે છે અને કલ્યાણકારક, વરદાયક જે હાથ તે સત્કારવાદ કિંવા બ્રહ્મવાદરૂપે છે;

જેથી ધર્મ તથા પ્રતિષ્ઠાની સ્થાપના થાય છે, તે એ મૂર્તિનો અભય હાથ છે; જેમાં કેવળ મહાસુખરૂપ પરમાનંદ ભરેલો છે, એવો જે અતિ નિર્મળ વિવેક, તે સીધી સૂંઢરૂપે છે; તેમ જ 'ગુરુશિષ્ય' સંવાદ એ સમતારૂપ શુભ્ર દાંત છે. જ્ઞાનદૃષ્ટિ એ સૂક્ષ્મ નેત્રરૂપ છે, પૂર્વ અને ઉત્તર મીમાંસા કાનને ઠેકાણે શોભે છે; બોધામૃત ગંડસ્થળમાંથી નીકળતા મદરૂપ છે અને તેનું સેવન કરનારા મુનિઓ ભ્રમરૂપે છે. એક જ તાત્પર્યવાળા દ્વૈત તથા અદ્વૈત સિદ્ધાંત ગંડસ્થળને ઠેકાણે શોભે છે અને તેમાંના તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પ્રમેયો એ ગંડસ્થળના પરવાળારૂપે દીપે છે. જ્ઞાનમકરંદથી પરિપૂર્ણ એવા ઉપનિષદરૂપી સુવાસિત પુષ્પો મુગટ પર ઘણા શોભી રહ્યાં છે. ૐકારમાંનો અકાર એ બે ચરણ છે, ઉકાર એ વિશાળ ઉદર છે અને મકાર એ સર્વ અવયવોમાં શ્રેષ્ઠ મસ્તકરૂપે છે. એ ત્રણે એકત્ર થતાં તેમાં શબ્દબ્રહ્મનો સમાવેશ થઈ ૐકારનું સ્વરૂપ બન્યું, તે આદિબીજને હું શ્રી ગુરુકૃપાથી નમસ્કાર કરું છું. (૨૦)

હવે અપૂર્વ વાણીમાં વિહાર કરનારી, ચાતુર્ય, અર્થ અને કળાની સ્વામિની અને વિશ્વને મોહિત કરનારી શ્રી સરસ્વતીદેવીને હું નમસ્કાર કરું છું. હૃદયમાં સદાય વાસ કરનાર સદ્‌ગુરુની કૃપાથી જ હું સંસારરૂપી મહાપૂરમાંથી બહાર નીકળ્યો છું અને વિવેક ઉપર મારી વિશેષ પ્રીતિ ચોંટી છે. જે પ્રમાણે આંખમાં મમીરાનું દૈવી અંજન આંજતાં દૃષ્ટિને વિશેષ સામર્થ્ય પ્રાપ્ત થાય છે અને તેથી ભૂમિગત દ્રવ્યો સ્પષ્ટ જણાય છે, અથવા ચિંતામણિ હસ્તગત થતાં જે પ્રમાણે સદાય મનના સર્વ મનોરથ પરિપૂર્ણ થાય છે, તે પ્રમાણે શ્રી ગુરુ નિવૃત્તિનાથની કૃપાથી મારી (જ્ઞાનેશ્વરની) સર્વ ઇચ્છાઓ હમેશાં સફળ થાય છે; માટે શાણા હોય તેમણે શ્રી ગુરુની સેવા કરવી, જેથી તેમના મનની સર્વ કામના સિદ્ધ થશે. જે રીતે વૃક્ષના મૂળમાં જળસિંચન કરવાથી શાખા અને પલ્લવ આપોઆપ વિકાસ પામે છે, કિંવા સર્વ તીર્થનું ફળ માત્ર એક સમુદ્રમાં સ્નાન કરવાથી મળે છે, અથવા અમૃતરસનું સેવન કરવાથી સર્વ રસોનું સેવન કર્યા બરાબર થાય છે; તેવી જ રીતે ઇચ્છિત કામના પૂર્ણ કરનારા જે શ્રીગુરુ તેમને હું કૃતકૃત્ય વારવાર નમસ્કાર કરું છું. (૨૭)

હવે સર્વ કૌતુક ઉત્પન્ન કરનારી અથવા વિચારરૂપ વૃક્ષોનાં અપૂર્વ ઉપવન જેવી ગહન કથા સાંભળો. આ કથા સર્વસુખદાયક તથા સર્વાર્થસિદ્ધિદાયક મહાન ભંડાર કિંવા નવરસપ્રપૂર્ણ અમૃતસિંધુ જ છે, તે

મોક્ષનું સ્થાન છે, સર્વ વિદ્યાનું મૂળ છે; સર્વ શાસ્ત્રો તેના જ આશ્રયે છે, તે સર્વ ધર્મનું મૂળ, સજ્જનોનો આત્મા અને સરસ્વતીના લાવણ્ય રત્નોનો ભંડાર છે; અથવા અન્ય પ્રકારે કહીએ તો સાક્ષાત્ સરસ્વતી શ્રીવ્યાસના મસ્તિષ્કમાં પ્રવેશી કથારૂપે આ ત્રિભુવનમાં પ્રકટ થયાં છે; માટે આ કથા સર્વ કાવ્યોનો રાજા અને સર્વ ગ્રંથોનો મુકુટ છે અને આ કથામાથી જ નવ રસને વિશેષ પોષણ તથા શોભા મળ્યાં છે. આ કથાથી શબ્દરૂપી લક્ષ્મીને શાસ્ત્રીયત્વ પ્રાપ્ત થયુ છે અને આત્મબોધને વિશેષ શોભા પ્રાપ્ત થઈ છે. આ કથાથી ચાતુર્યમાં ડહાપણની, તત્ત્વાર્થમા આસ્વાદની અને સુખના સૌભાગ્યની વૃદ્ધિ થઈ છે. માધુર્યની મધુરતા, શૃગારની સુંદરતા અને યોગ્ય વસ્તુની શ્રેષ્ઠતા આ કથામાં ઉત્તમ રીતે દેખાય છે. આ કથાથી કળા ને કૌશલ્યની પ્રાપ્તિ થઈ તથા પુણ્યનો પ્રતાપ અધિક વૃદ્ધિ પામ્યો. આ કથા વડે જ જનમેજયના બ્રહ્મહત્યાના દોષ નિર્મૂળ થયા અને ક્ષણભર સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા જણાય છે કે, આ કથાથી જ શૃગારાદિ રસોને વિશેષ શોભા અને ગુણોને સદ્ગુણોનુ વિશેષ સામર્થ્ય પ્રાપ્ત થયુ. જેમ સૂર્યોદય થતા જ ત્રિલોક પર પ્રકાશ પડે છે, તેમ વ્યાસના મુખમાથી આ કથા નીકળતા જ સર્વ જગત પ્રકાશિત થઈ શોભવા લાગ્યુ; કિંવા ઉત્તમ ક્ષેત્રમા વાવેલું બીજ જેમ સહેલાઈથી વિસ્તાર પામે છે, તેમ આ ભારતની કથામાં સર્વ વિષયો વિસ્તારપૂર્વક શોભી રહ્યા છે. જેમ નગરમા વાસ કરવાથી મનુષ્ય ચતુર બને છે, તેમ વ્યાસ મુનિની વાણીના પ્રકાશથી સર્વ જગત જ્ઞાનમય બની ગયુ છે. જેમ યૌવનકાળમાં સ્ત્રીના શરીરમા લાવણ્ય વિશેષ ખીલી રહે છે, જેમ વસંતઋતુનું આગમન થતા બગીચામા પ્રથમ કરતાં કઈ ઓર જ વનશ્રી ખીલી ઊઠે છે, જેમ સુવર્ણની લગડી દેખાવમા સાધારણ લાગે છે, પરતુ તેના અલંકાર બન્યા પછી તેની શોભા ઓર જ જણાય છે, તેમ જ શ્રી વ્યાસ મુનિનાં વચનોથી અલકૃત બનવાને કારણે આ કથાને અતિશય ઉત્તમતા પ્રાપ્ત થઈ છે. ઇતિહાસે પણ તેનો આશ્રય લીધો; એટલું જ નહિ, પણ પ્રતિષ્ઠા મેળવવાના હેતુથી સર્વ પુરાણોએ નમ્રભાવે આ ‘મહાભારત’ના આખ્યાનમાં પ્રવેશ કરી જગતમાં પ્રસિદ્ધિ મેળવી છે; એટલા માટે જ એમ કહેવાયું છે કે, **જે વાત ‘મહાભારત’માં નથી, તે ત્રિલોકમાં નથી’** અને **‘ત્રિજગત એ વ્યાસનું ઉચ્છિષ્ટ છે.’** જગતમા આવી સુરસ કથા, કે જે પરમાર્થના મહાન સાધનરૂપ છે, તે મુનિ વૈશંપાયને રાજા જનમેજયને કહી છે, તે અદ્વિતીય, ઉત્તમ,

પવિત્ર, અનુપમ અને અને અતિ કલ્યાણકારક કથા સાભળો. ૪૯

'ભારત' એ એક કમળ છે અને શ્રીભગવાને પોતે અર્જુનને કહેલો ગીતાવિષય તેમાનો પુષ્પરેણુ છે; અથવા વ્યાસે વેદરૂપ સમુદ્રનુ બુદ્ધિરૂપ રવૈયાથી મથન કરી તેમાંથી ગીતારૂપી અનુપમ નવનીત (માખણ) કાઢ્યું છે. એ માખણને જ્ઞાનરૂપી અગ્નિની વિચારરૂપી મંદ ઝાળ આપી ઉકાળવામા આવતાં તેનુ ઉત્તમ ઘી બન્યુ છે. વૈરાગ્યવાન સદાસર્વદા જેની ઇચ્છા કરે છે, સંતો નિત્ય જેનુ સેવન કરે છે અને બ્રહ્મનિષ્ઠ સુદ્ધા જેમા વિહાર કરે છે, જે ભક્તોને શ્રવણ કરવા યોગ્ય અને સર્વ જગતને પરમપૂજ્ય છે, તે કથાનો ભીષ્મપર્વમા નિર્દેશ કરવામાં આવ્યો છે. તેને 'ભગવદ્દગીતા' કહે છે. બ્રહ્મા અને શંકર પણ તેની સ્તુતિ કરે છે અને સનકાદિક અતિ આદરથી તેનુ સેવન કરે છે. જે પ્રમાણે ચકોર પક્ષીનાં બચ્ચાંઓ શરદઋતુના ચદ્રપ્રકાશના કુમળા કુમળા અમૃતકણોનુ ઉલ્લસિત ચિત્તે સેવન કરે છે, તે જ પ્રમાણે શ્રોતાએ નિષ્કામ બુદ્ધિથી ચિત્તની એકાગ્રતા કરી આ ભગવદ્દગીતા શ્રવણ કરવી. આ ગીતામાંના જ્ઞાનનો મૌનપૂર્વક વિચાર કરવો, ઇંદ્રિયોને વશ રાખી તેનો અનુભવ લેવો અને વાચતાં કે સાંભળ્યા પહેલાં તેનું રહસ્ય સમજી લેવુ. જે પ્રમાણે ભ્રમર કમલદલને જાણવા ન દેતાં તેમાના પુષ્પરેણુનુ સેવન કરે છે, તે પ્રમાણે આ ગ્રથનું તાત્પર્ય ગ્રહણ કરવું. ચંદ્રપ્રકાશ થતાંની સાથે જ કમલિની વિકસિત થઈ પોતાનું સ્થાન છોડ્યા સિવાય જ જેમ ચદ્રને પ્રીતિપૂર્વક આલિંગન દેવાનુ સુખ લે છે, તેમ શમદમાદિથી જેનું મન સ્થિર થયુ છે એવો મનુષ્ય સહજ જ આ કથાનુ રહસ્ય અનુભવે છે. અરે! જે શ્રોતાઓ અર્જુનના જેવી યોગ્યતા ધરાવતા હોય, તેવા સતો કૃપા કરી મારા કહેવા તરફ લક્ષ આપશો. હુ આ પ્રમાણે નિર્ભયતાથી જે કંઈ કહું છુ અને વિનતિ કરુ છું તેનુ કારણ એ છે કે, હે પ્રભુ! આપનું હ્રદય ગભીર છે. જેમ માતાપિતાનો સ્વભાવ જ એવો હોય છે કે, બાળકના ભાખડાતોતડા શબ્દોથી પણ સતુષ્ટ બને છે, તે જ પ્રમાણે સજ્જનોએ મારો અંગીકાર કર્યો છે અને મને પોતાનો ગણ્યો છે અને તેથી કરીને હવે 'મારી ખામીઓની ક્ષમા કરશો' એવી પ્રાર્થના કરવાની પણ શી આવશ્યકતા છે? મારો અપરાધ તો બીજો જ છે અને તે એ કે, હું 'ગીતા'નો અર્થ સ્પષ્ટ કરવા ઇચ્છું છુ અને આપને તે સાંભળવાની પ્રાર્થના કરું છું. એ કાર્ય કેટલુ કઠિન છે તેનો વિચાર કર્યા વગર જ એ કાર્ય કરવાનું વ્યર્થ ધૈર્ય મને ઉત્પન્ન થયું છે. બાકી

સૂર્યના પ્રકાશ આગળ આગિયાનો તે શો હિસાબ? પોતાના બચ્ચાં સમુદ્રે તાણી નાખ્યાં તેનું વેર લેવા ખાતર ટિટોડો જેમ પોતાની ચાચથી સમુદ્ર ખાલી કરવા તત્પર થયો હતો, તેમ હુ અધિકારી ન હોવા છતા ગીતા જેવા ગ્રથનો અર્થ કરવા તૈયાર થયો છુ. સાભળો, આકાશને ઢાકી દેવું હોય, તો આકાશથી વિશેષ મોટા થવુ જ જોઈએ અને એ દૃષ્ટિથી વિચાર કરતાં ગીતાનું વ્યાખ્યાન કરવા માટે મારા કરતાં વધુ યોગ્ય પુરુષ હોવો જોઈએ, કારણ આ કામ મારી શક્તિ બહારનુ છે. ગીતાર્થની મહત્તાનું સ્વયં શકરે વર્ણન કર્યું, ત્યારે શ્રીપાર્વતીજીએ કુતૂહલતા-પૂર્વક પ્રશ્ન કરતાં શ્રીમહાદેવે કહ્યું હતું કે, 'હે દેવિ! જેમ તમારુ સ્વરૂપ નિત્ય નવું હોવાથી તેનો પાર કોઈથી પમાતો નથી, તેવી રીતે ગીતાતત્ત્વ નિત્ય નવું છે, એમ એનુ શુદ્ધ સ્વરૂપ ગહન છે તે સમજો.' જેની યોગનિદ્રામાંથી વેદ પ્રકટ થયો છે, તે સર્વેશ્વરે પોતે સ્વમુખથી અર્જુનને આ 'ગીતા'નુ કથન કર્યું છે. આવી અગાધ 'ગીતા' આગળ વેદ પણ સ્તબ્ધ બની જાય, ત્યાં હું એક ક્ષુદ્ર મતિમંદ તરણા જેવો જ છું. મારું શુ ગજુ! એ અપાર ગીતાર્થનો પાર શી રીતે પામી શકાય? સૂર્યના તેજને કોણ ઉજ્જવળ બનાવી શકે તેમ છે? મચ્છરની મૂઠીમાં ગગન શી રીતે સમાઈ શકે? પરંતુ આ સબધમાં મને એક આધાર પ્રાપ્ત થયેલો હોવાથી જ હુ બોલવાની હિમત કરી રહ્યો છું—શ્રી ગુરુની મારી ઉપર કૃપા છે, નહિ તો હું તો મૂર્ખ જ છું. જો કે મે અવિવેક કર્યો છે, તથાપિ આપ સતોની કૃપાજ્યોતિ તો પ્રકાશિત છે ને? પારસમણિમા લોખડને સુવર્ણ બનાવવાનુ સામર્થ્ય રહેલું છે; મૃત મનુષ્યને પણ જો અમૃત પાવામાં આવે તો તેને જીવનલાભ મળે છે; અને સરસ્વતીની કૃપા થાય તો મૂગાને પણ વાણી પ્રાપ્ત થાય છે, એમા આશ્ચર્ય નથી. એ તો વસ્તુની સ્વાભાવિક જ શક્તિ છે કિવા જેની માતા જ કામધેનુ હોય, તેને સારુ આ જગતમા દુર્લભ જેવું શુ હોય? આમ હોવાથી જ હુ આ ગ્રથનુ વિવરણ કરવાનુ સાહસ કરુ છુ. એમા જે કાઈ ન્યૂનતા લાગે, તે પૂરી કરી લેશો અને અધિક જણાય તો ત્યજી દેશો, એવી આપને હું વિનતિ કરુ છું. આપ મને જેવી શક્તિ આપશો, તેવુ જ હું બોલીશ. જેમ કાષ્ઠપૂતળી સૂત્રધાર નચાવે તેમ જ નાચે છે, તેમ હું આપ સાધુજનોનો અનુગ્રહીત હોઈને આજ્ઞાને લીધે આ કાર્યમા પ્રવૃત્ત થતો હોવાથી આપ આપની ઇચ્છાનુસાર જ મને આ કાર્યમાં ચલાવશો.

આ પ્રમાણે સાંભળીને શ્રી ગુરુ નિવૃત્તિનાથે કહ્યું કે, 'આવું કહેવાની કંઈ જ જરૂર નથી. તું ગ્રંથ તરફ જ લક્ષ્ય આપ.' આવું વચન સાંભળી નિવૃત્તિનાથના દાસ શ્રી જ્ઞાનદેવ અત્યંત આનંદિત બની બોલ્યા કે, હવે હું બોલું તે શાંત ચિત્તે શ્રવણ કરો. (૮૪)

धृतराष्ट्र उवाच–**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર બોલ્યો હે સંજય ! ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી એકત્ર થયેલા મારા અને પાંડુના પુત્રોએ પછી શું કર્યું ? ૧

પુત્રપ્રેમથી મોહિત બની ધૃતરાષ્ટ્ર સંજયને પૂછવા લાગ્યા કે, હે સંજય ? કુરુક્ષેત્રનું શું વૃત્તાંત છે તે મને કહી સંભળાવો. જે કુરુ-ક્ષેત્રને ધર્મનું ક્ષેત્ર કહેવામાં આવે છે, ત્યાં મારા અને પાંડુના પુત્રો યુદ્ધ કરવા માટે ગયેલા છે ત્યારે તેઓ પરસ્પર અત્યાર સુધી શું કહી રહ્યા છે તે તું મને સત્વર કહે. (૮૫–૮૭)

संजय उवाच–**दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥**

राजा उवाच–**पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥**

સંજય બોલ્યો પાંડવસૈન્યની વ્યૂહરચના જોઈ દુર્યોધન રાજા દ્રોણાચાર્યની નિકટ જઈ તેમને કહેવા લાગ્યો. દુર્યોધન બોલ્યો · હે ગુરુદેવ ! આપના બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને કરેલી પાંડવની પ્રચંડ સેનાની આ વ્યૂહરચના જુઓ. ૨,૩

સંજય બોલ્યો કે, જે પ્રમાણે મહાપ્રલયને વખતે કાળ પોતાનું ભયાનક મુખ પહોળું કરી સર્વ વસ્તુઓને ગળી જવા તત્પર થઈ રહ્યો હોય છે, તે પ્રમાણે જ પાંડવોનુ સર્વ સૈન્ય ખળભળાટ કરી રહ્યું છે. આ પ્રકારે પાંડવોનુ સર્વ સૈન્ય તૈયાર થઈ ઊભું છે. તેને કોણ રોકનાર છે ? જે પ્રમાણે સમુદ્રમંથન વખતે નીકળેલ કાળકૂટ વિષ ઊછળતા તેનું શમન થઈ શકતુ નથી, અથવા પ્રલયકાળના વાયુથી ભડકેલો વડવાનલ સમુદ્રમાંના પાણીનું શોષણ કરી આકાશ પર્યંત પહોંચે છે, તે પ્રમાણે પાંડવોનુ ભયંકર સૈન્ય નાના પ્રકારની વ્યૂહ-રચનાથી તૈયાર કરેલુ હોવાથી અત્યંત ભયંકર લાગતું હતું; પરંતુ જેમ ગજસમૂહને નીરખી સિંહ તેને તુચ્છ સમજે છે, તેમ દુર્યોધને પાંડવોના સૈન્યને જોઈને તેને તુચ્છ માન્યુ. પછી તે દ્રોણાચાર્યનુ મન

કલુષિત કરવા માટે તેમની પાસે જઈ બોલ્યો કે, પાંડવોનુ સૈન્ય કેવું ઊછળી રહ્યું છે તે જોયુ ને! બુદ્ધિમાન દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને એ સૈન્યની એવી ચમત્કારિક સરસ રચના કરી છે કે, તે હાલતાચાલતા ડુંગરી ગઢ જેવું લાગે છે. તમે જે ધૃષ્ટદ્યુમ્નને ભણાવી વિદ્યાનો ભંડાર બનાવ્યો છે, તેણે આ સૈન્યરૂપી સમુદ્રને વિસ્તાર્યો છે, તે જુઓ! (૯૫)

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥**

એ સેનામાં મોટા ધનુષ્યો ધારણ કરનારા તથા યુદ્ધમાં ભીમ અને અર્જુનના જેવા પરાક્રમી યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ છે. ૪

તદુપરાંત શસ્ત્ર–અસ્ત્રમા પ્રવીણ અને ક્ષાત્રધર્મમાં નિપુણ એવા અનેક મહાન યોદ્ધાઓ છે, કે જેઓ બળ, યોગ્યતા અને પુરુષાર્થમાં ભીમ તથા અર્જુન સમાન છે, તેમનુ પ્રસંગોપાત્ત સહજ વર્ણન કરુ છુ. આ સ્થળે મહાયોદ્ધાઓમા યુયુધાન, વિરાટ રાજા અને મહારથી-શ્રેષ્ઠ દ્રુપદ રાજા પણ આવેલા છે. ૯૮

**धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।**
**पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुङ्गवः ॥ ५ ॥**
**युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।**
**सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥**

ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશીરાજ, પુરુજિત. કુંતીભોજ તથા નરશ્રેષ્ઠ શૈબ્ય, શૂરવીર યુધામન્યુ અને પરાક્રમી ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રો–એ સર્વ મહારથીઓ છે. ૫,૬

જુઓ: આ ચેકિતાન, ધૃષ્ટકેતુ, પરાક્રમી કાશીરાજ, નૃપશ્રેષ્ઠ ઉત્તમૌજા તથા શૈબ્ય પણ આવેલા છે. આ કુંતીભોજને જુઓ. પણે પેલો યુધામન્યુ દેખાય છે તથા આ પુરુજિત આદિ બધા રાજાઓ આવ્યા છે તેમને જુઓ. (૧૦૦) દુર્યોધન કહે છે કે, અહો દ્રોણાચાર્ય! સુભદ્રાના અંતઃકરણને આહ્લાદ આપનારા તેના પુત્ર પેલા અભિમન્યુને જુઓ: તે જાણે બીજો જ અર્જુન ન હોય! વળી આ દ્રૌપદીના પુત્રો સર્વે મહારથી છે તે જુઓ. અહો! અગણિત વીર યોદ્ધાઓ અત્રે એકત્રિત થયા છે. (૧૦૨)

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥

અહો દ્વિજશ્રેષ્ઠ ! હવે આપણા સૈન્યમાં જે મુખ્ય-મુખ્ય સેનાપતિ છે, તેમના નામો પણ આપની જાણ માટે કહી બતાવું છું તે સાભળો. પ્રથમ તો આપ પોતે, પછી ભીષ્મ, કર્ણ, રણવિજયી કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને સૌમદત્તિ (ભૂરિશ્રવા). ૭,૮

હવે આપણા સૈન્યમાં આપ અને બીજા કયા કયા મહાવીર છે, તેમાંથી મુખ્ય મુખ્યનાં નામો કહું છું તે સાંભળો : શૌર્યમા અને બળમાં પ્રત્યક્ષ સૂર્ય સમાન એવા ગંગાનંદન ભીષ્મ, શત્રુરૂપી હાથીને સાક્ષાત્ સિંહવત્ ભાસનાર પરાક્રમી કર્ણ—આવા એકાદ યોદ્ધાના મનમાં પણ એવો વિચાર આવે કે, આ વિશ્વનો સંહાર કરવો છે. તો અવશ્ય તેનો નાશ કરી નાખે. દૂર શા માટે જવું ? માત્ર કૃપાચાર્યને જ જુઓ ને ! શું આ કાર્ય માટે તેઓ જ બસ નથી ? પેલો ઊભો વિકર્ણ વીર અને તેથી થોડે દૂર ઊભેલા અશ્વત્થામાને જુઓ : પ્રત્યક્ષ કાળને પણ તેમનો ડર લાગે છે. યુદ્ધમાં સદૈવ વિજય મેળવનારો સૌમદત્તિ (ભૂરિશ્રવા) તેમ જ (૧૦૮)

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

એ સિવાય પણ ઘણા વીરો મારા માટે પ્રાણ આપવા તૈયાર થયા છે. એ સર્વ યોદ્ધાઓ નાના પ્રકારનાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરનારા અને યુદ્ધકળામા કુશળ છે. ૯

જેમનાં શૌર્યનો પાર બ્રહ્મદેવ પણ ન પામી શકે એવા અન્ય પણ પુષ્કળ વીરો છે. આ યોદ્ધાઓ શસ્ત્રવિદ્યામા નિપુણ છે અને અસ્ત્રવિદ્યાના તો સાક્ષાત્ અવતાર જ છે. વધુ શું કહું ? એમને લીધે જ અસ્ત્રવિદ્યા જગતમાં આટલી પ્રસિદ્ધિ પામી છે. આખા જગતમાં એમની બરાબરી કરી શકે એવા બીજા યોદ્ધા નથી, તોપણ તેમણે મારો જ પક્ષ સ્વીકાર્યો છે. જેમ પતિવ્રતા સ્ત્રીનું મન પોતાના પતિ સિવાય અન્યમા જતું નથી, કેવળ પતિચિંતનમાં જ હોય છે, તેમ આ સર્વ યોદ્ધાઓનુ ધ્યાન મારા વિજયમાં જ લાગેલુ છે. તેઓ

એટલા તો અપાર સ્વામીભક્ત છે કે, આપણા કાર્ય માટે તેઓ પોતાના પ્રાણને પણ તુચ્છ સમજે છે. તેઓ યુદ્ધકળામાં પૂર્ણ નિષ્ણાત અને કીર્તિ પામેલા વીર યોદ્ધાઓ છે. વધુ શું કહેવું ? ક્ષત્રિયોનો ધર્મ એમને લીધે જ ખ્યાતિમાં આવ્યો છે. આ પ્રમાણે આપણા સૈન્યમાં સર્વોપરી પરાક્રમી એટલા બધા યોદ્ધાઓ છે કે, તેમની ગણના કરવી અશક્ય છે. (૧૧૪)

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

ભીષ્મપિતાએ જેનુ સંરક્ષણ કર્યું છે, એવુ આપણુ સૈન્ય અપરિમિત (અગણિત) છે અને ભીમ દ્વારા સરક્ષિત થયેલુ પાંડવોનું સૈન્ય પરિમિત છે ૧૦

સર્વ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ અને યોદ્ધાઓમા પ્રતાપી એવા જે ભીષ્મપિતા, તેમની પાસે આ સર્વ સૈન્યનુ આધિપત્ય છે. તેમણે આ સૈન્યની વ્યૂહરચના એવી તો સરસ કરી છે, કે જાણે કિલ્લા જ ન બાધ્યા હોય ! એમના શૌર્ય આગળ ત્રિભુવન પણ તુચ્છ છે. સમુદ્ર તરીને પાર જવું, એ કોને દુસ્તર દેખાતું નથી ? તેમાં વળી વડવાનલની સહાય મળે, કિંવા પ્રલયકાળના અગ્નિને મહાવાયુની સહાય પ્રાપ્ત થાય, એટલે પછી બાકી જ શું રહે ? એ જ પ્રમાણે આપણા અફાટ સૈન્યને ભીષ્મની સહાય છે; એટલે તો પછી આપણા આવા સૈન્યની સામે કોણ યુદ્ધ કરી શકશે ? તેની આગળ પાંડવોનું સૈન્ય ખરે, તદ્દન તુચ્છ છે, માત્ર તેની રચના જ વિશાળ જણાય છે અને તેમા વળી તેણે ઉદ્ધત ભીમસેનનું આધિપત્ય સ્વીકાર્યું છે. આટલું બોલીને પણ દ્રોણાચાર્યના મન પર જ્યારે કશી અસર તેને જણાતી નથી, ત્યારે દુર્યોધન સ્તબ્ધ થઈ ગયો. (૧૨૦)

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥**

તમે સર્વ નિયુક્ત કરેલી પોતપોતાની જગ્યાએ ઊભા રહી ભીષ્મપિતાનું જ ચોતરફથી રક્ષણ કરો. ૧૧

ત્યાર પછી ફરીફરીને તે સર્વ સેનાપતિઓ પ્રત્યે બોલ્યો કે, તમે પોતપોતાનુ સૈન્ય સજ્જ કરો. જેના તાબામાં સૈન્યની જે અક્ષૌહિણી હોય, તેમાંના શ્રેષ્ઠ મહારથીઓએ પોતપોતાના સૈન્યના મુખ આગળ જઈને ઊભા રહેવુ અને તેમણે તે તે અક્ષૌહિણી

સંભાળી ભીષ્મપિતાની આજ્ઞામા રહેવું. પછી તે દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યો કે, તમે સર્વ સૈન્ય પર દેખરેખ રાખો. વળી આ ભીષ્મને મારા જેવા જ ગણી તેમનું રક્ષણ કરજો; કારણ કે આપણા સર્વ સૈન્યનો આધાર તેમના પર જ છે. (૧૨૪)

सजय उवाच—तस्य सञ्जनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥

સજય બોલ્યો · પછી દુર્યોધનના મનમાં હર્ષ ઉત્પન્ન કરવા માટે કુરુકુળમાના વૃદ્ધ અને મહાપ્રતાપી ભીષ્મપિતાએ સિંહની પેઠે ગર્જના કરીને પ્રચંડ ગર્જનાએ શંખ વગાડ્યો. ૧૨

રાજા દુર્યોધનનું ભાષણ સાંભળી ભીષ્મને ઘણો સંતોષ થયો અને તેમણે સિંહનાદ કર્યો. આ નાદનો બન્ને સૈન્યમા પ્રતિધ્વનિ થયો અને તેના પ્રતિધ્વનિએ નભોમંડળ ગજાવી મૂક્યુ. તે પ્રતિધ્વનિ થયો એટલામાં જ ભીષ્મે વીરવૃત્તિથી ઉશ્કેરાઈને પોતાનો દિવ્ય શંખ વગાડ્યો. આ બન્ને નાદ એકઠા થયા એટલે જાણે આકાશમંડળ પૃથ્વી પર તૂટી પડશે કે શુ, એવો ભાસ થયો અને ત્રૈલોકયના જીવોના કાન બહેર મારી ગયા. ગગનમંડળમાં પ્રચડ ગર્જનાઓ થવા લાગી, સમુદ્રો ઉછાળા મારવા લાગ્યા અને તમામ જગત ગભરાઈ જઈ થરથર કપવા લાગ્યું. આ મહાનાદનો પ્રતિધ્વનિ પર્વતની ગુફામા થવા લાગ્યો અને તે સૈન્યમાં રણવાદ્યો વાગવા લાગ્યા. (૧૩૦)

ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

ત્યાર પછી ઇતર યોદ્ધાઓએ શંખો, નોબત–ડંકા, મૃદગ તથા ગોમુખ ઇત્યાદિ રણવાદ્યો એકદમ વગાડ્યાં અને તેથી પ્રચડ ધ્વનિ ઉત્પન્ન થયો ૧૩

નાના પ્રકારનાં વાદ્યોનો ધ્વનિ એટલો તો કર્કશ અને ભયકર હતો કે, મહાબળવાન માણસોને પણ પ્રલયનો ભાસ લાગવા માડ્યો. નોબત, ભેરી, નિશાન, મૃદંગ, શંખ, ઝાંઝ, તતૂડી ઇત્યાદિ અનેક રણવાદ્યોનો અવાજ અને યોદ્ધાઓની રણગર્જનાઓ શરૂ થઈ. કોઈ આવેશથી ભુજા ઠોકવા લાગ્યા, કોઈ એકબીજાના નામ લઈ મોટેથી હાંક મારવા લાગ્યા અને મદોન્મત્ત હાથીની પેઠે આમતેમ દોડવા લાગ્યા, જેથી તેમને અકુશમાં રાખવા મુશ્કેલ થઈ પડ્યા; ત્યાં કાયરોની તો વાત જ શી પૂછવી? તેઓ તો ક્ષુદ્ર તરણાની પેઠે જ ઊડી

ગયા. યમ સુદ્ધાંને પણ ભીતિ લાગી, તેથી તે પણ તે તરફથી જાણે મુખ ફેરવતો હોય તેમ જણાયું. કેટલાકના તો ઊભા ઊભા જ જીવ ગયા, ભલભલાના દાંત સજ્જડ થઈ ગયા અને નામાંકિત યોદ્ધાઓને પણ કંપારી છૂટી. આ પ્રચંડ વાદ્યધ્વનિ સાંભળી બ્રહ્મદેવ સુદ્ધા વ્યાકુળ થઈ ગયા અને ઇંદ્રાદિ દેવો તો 'આજે જ પ્રલયકાળ આવ્યો કે શું?' એમ જ બોલવા લાગ્યા. (૧૩૬)

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥ १४ ॥
पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनञ्जयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥
अनंतविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

ત્યાર પછી જેને શુભ્ર અશ્વો જોડવામાં આવ્યા હતા, એવા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને દિવ્ય શંખો ફૂંક્યા. શ્રીકૃષ્ણે 'પાંચજન્ય' નામનો, અર્જુને 'દેવદત્ત' નામનો અને અતિ સાહસિક કાર્ય કરનાર ભીમસેને 'પૌંડ્ર' નામનો શંખ વગાડ્યો. કુંતીપુત્ર ધર્મરાજ, નકુલ તથા સહદેવે (ક્રમશ) 'અનંત-વિજય,' 'સુઘોષ' અને 'મણિપુષ્પક' નામના શંખો વગાડ્યા. ૧૪–૧૬

આ પ્રમાણે સ્વર્ગલોકમાં પણ ગભરાટ છૂટ્યો. હવે આ તરફ પાંડવસૈન્યમાં શું થયુ તે સાંભળો: જે વિજયનુ પ્રત્યક્ષ પિયેર અને તેજનો કેવળ ભંડાર છે, જેને ગરુડના જેવા વેગવાળા ચાર અશ્વો જોડેલા છે અને જે જાણે મેરુપર્વતને પાંખ આવી ન હોય તેવો શોભે છે, એવા શ્રેષ્ઠ રથની પ્રભાથી દશે દિશાઓ ઝળકી રહી હતી. જે રથ પર સાક્ષાત્ વૈકુંઠાધિપતિ સારથિ હતા, તે રથની શોભાનુ વર્ણન ક્યાં સુધી કરવું? સાક્ષાત્ શંકરનો અવતાર જે હનુમાન તે તેના ધ્વજસ્તંભ પર વિરાજતા હતા અને ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ હતા. એ પ્રભુનો અદ્ભુત ભક્તપ્રેમ તો જુઓ, પોતાના ભક્ત અર્જુનના સારથિ તરીકે ભગવાન શ્રીકૃષ્ણ પોતે કેવા બિરાજ્યા છે! સેવકને પાછળ રાખી પોતે આગળ બેઠેલા ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પાંચજન્ય નામનો શંખ સહજ લીલાથી વગાડ્યો. સૂર્યનો ઉદય થતાંની સાથે નક્ષત્રોનો લોપ થાય છે, તેમ તે શંખના મહાઘોષથી કૌરવોની સેનામાં થતો વાદ્યધ્વનિ કોણ જાણે ક્યાંય લુપ્ત થયો! વળી અર્જુને પણ પોતાનો

દેવદત્ત નામનો ગંભીર નાદવાળો શંખ જુસ્સાથી વગાડ્યો. તે સમયે તે ઉભય શંખનો અદ્‌ભુત ધ્વનિ એકત્ર થવાથી બ્રહ્માંડના શતશઃ ટુકડા થશે કે શું, એવી ભીતિ લાગવા માંડી. એટલામાં ભીમસેનને પણ આવેશ આવ્યો અને તેણે મહાકાળની પેઠે ખળભળી ઊઠીને પોતાનો પૌંડ્ર નામનો મહાશંખ વગાડ્યો. તે શંખનો ભયંકર ધ્વનિ મહાપ્રલયની મેઘગર્જના જેવો લાગ્યો. એટલામાં ધર્મરાજે પોતાનો અનંતવિજય નામનો શંખ વગાડ્યો; નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક નામના શંખ વગાડ્યા. આ નાદોથી યમ સુદ્ધાં ગભરાયા. (૧૫૦)

**काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥**
**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! મહાધનુર્ધારી કાશીરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજિત સાત્યકી, દ્રુપદ રાજા, દ્રૌપદીના પુત્રો અને મહાપરાક્રમી અભિમન્યુ એ સર્વેએ પોતપોતાના શંખો વગાડ્યા. તે ભયંકર શંખનાદે આકાશ અને પૃથ્વી ગજાવી મૂક્યાં, જેથી દુર્યોધનાદિકનાં હૃદય ફાટી ગયાં! ૧૭–૧૯

દ્રુપદ રાજા, મહાવીર કાશીરાજ, દ્રૌપદીના પુત્રો આદિ જે અનેક રાજાઓ અને વીરો ત્યાં એકત્ર થયા હતા, તેમ જ અર્જુનનો પુત્ર અભિમન્યુ, અજિત સાત્યકિ, નૃપશ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી અને વિરાટ તથા બીજા જે જે સેનાનાયકો હતા, તેમણે પણ પોતપોતાના જુદા જુદા શંખ વગાડવા માંડ્યા. તે શંખના મહાઘોષથી શેષ અને કૂર્મ પણ ચોંકી ઊઠ્યા અને તેઓ ગભરાઈ પૃથ્વીનો ભાર નાખી દેશે કે શું, એમ થઈ રહ્યું! ત્રણે લોક ડગમગવા લાગ્યા, મેરુ અને મંદરાચળ ડોલવા લાગ્યા અને સમુદ્રનાં પાણી કૈલાસ પર્યંત ઊછળવા લાગ્યાં. પૃથ્વી ઊંધી વળી જશે કે શું, આકાશ ધસી પડશે કે શું અને નક્ષત્રો છૂટા પડી જશે કે શું, એમ ભાસવા લાગ્યું. સત્યલોકમાં 'પૃથ્વી ડૂબી, રે ડૂબી, હવે દેવ નિરાધાર થયા,' એવી રાડ પડી રહી. સૂર્ય જાણે થંભી ગયો અને પ્રલયકાળની પેઠે ત્રૈલોક્યમાં હાહાકાર વર્તી રહ્યો. એ દૃશ્ય જોઈને ભગવાન શ્રીકૃષ્ણ અત્યંત ચકિત થયા અને કદાચ

સૃષ્ટિનો પ્રલય થશે એમ જાણી તે અદ્દભુત શંખનાદ બંધ કર્યો, આથી જ આ જગત બચ્યું; નહિ તો શ્રી કૃષ્ણાદિએ જ્યારે શંખ વગાડવાનો પ્રારંભ કર્યો, તે જ સમયે તેનો અંત આવવાનો હતો. હવે એ શંખનાદ જો કે બંધ થયો, તથાપિ તેનો પ્રતિધ્વનિ જે હજી ગાજતો હતો તેને લીધે કૌરવસૈન્યમાં ગભરાટ મચી રહ્યો. જે પ્રમાણે સિંહની સહજ રમતથી ગજસમુદાયનું વિદારણ થાય છે, તે પ્રમાણે તે શંખધ્વનિથી કૌરવોનાં હૃદય ભેદાઈ ગયા. એ ધ્વનિ સાંભળી ઊભા ઊભા જ બધાંના છક્કા છૂટી ગયા અને એકબીજાને સાવધ! સાવધ! એમ કહેવા લાગ્યા. (૧૬૩)

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥ २० ॥

જેના ધ્વજ પર હનુમાન વિરાજે છે, એવા અર્જુને યુદ્ધ માટે વ્યવસ્થિત ઊભેલા દુર્યોધનાદિને શસ્ત્રપ્રહાર કરવા માટે તૈયાર થયેલા જોઈને પોતાનું ધનુષ્ય ઉપાડ્યુ. ૨૦

તે સ્થળે જે બળવાન અને પુરુષાર્થી મહારથીઓ હતા, તેમણે સૈન્યને ફરીથી હિંમત આપી. પછી તેઓ મોટી તૈયારી કરી આગળ ધસ્યા અને તેમણે બમણા આવેશથી કૂચ કરવા માંડી. આ સમયે ત્રણે લોક ભયથી ધ્રૂજી ઊઠ્યા. તે ધનુર્ધારી વીરોએ એટલી ભયંકર બાણવૃષ્ટિ કરી, કે જાણે પ્રલયકાળની પર્જન્યવૃષ્ટિ જ થતી ન હોય! આ દૃશ્ય જોઈ અર્જુનને સંતોષ થયો અને તેણે ગંભીર મુદ્રા કરી સૈન્ય તરફ દૃષ્ટિ ફેંકી. કૌરવોને સજ્જ થયેલા જોઈ તેણે પણ રમતથી પોતાનું ધનુષ્ય ઊંચક્યું. (૧૬૮)

संजय उवाच—हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।
अर्जुन उवाच—सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्ष्येऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

સંજય બોલ્યા હે રાજન્ (ધૃતરાષ્ટ્ર)! તે વખતે અર્જુને આ વચન શ્રીકૃષ્ણને કહ્યું:

અર્જુન બોલ્યો: હે કૃષ્ણ' મારો રથ બને સૈન્યના મધ્યભાગમાં લઈ

જઈ અહીંયાં યુદ્ધ કરવાની ઇચ્છાથી આવેલા સર્વે જણને હુ જોઈ લઉ ત્યાં સુધી ઊભો રાખો. આ રણમાં મારે કોની સાથે યુદ્ધ કરવુ એ મારે પ્રથમ જાણવુ જોઈએ. અધર્મનિષ્ઠ દુર્યોધનનું ભલું ઇચ્છનારા જે યોદ્ધાઓ અત્રે આવ્યા છે, તેમને મારે જોવા છે. ૨૧–૨૩

પછી અર્જુન બોલ્યો : 'હે દેવ! હવે આપણો રથ જલદીથી લઈ જઈ બન્ને સૈન્યની વચ્ચે ઊભો કરો, કે જેથી હું અહીંયાં યુદ્ધ કરવા માટે આવેલા સઘળા યોદ્ધાઓ પર એક દૃષ્ટિપાત કરી લઉં; કારણ કે આ સર્વ એકત્રિત થયેલા યોદ્ધાઓમાંથી મારે કોની કોની સાથે યુદ્ધ કરવાનું છે, તે મારે પ્રથમ જાણવું જોઈએ. આ ઉતાવળા અને દુષ્ટ-બુદ્ધિ કૌરવો બહુધા અંગમાં કૌવત ન હોવા છતાં યુદ્ધ કરવાનો આડંબર કરે છે. એમને યુદ્ધ કરવાની હોંશ છે ખરી; પરંતુ રણભૂમિમાં ટકવા જેટલુ ધૈર્ય એમનામાં નથી' એમ કહી સંજય આગળ બોલ્યો. (૧૭૩)

संजय उवाच—एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥
तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ।
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥ २६ ॥
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥ २७ ॥

સંજય બોલ્યા હે ધૃતરાષ્ટ્ર' આ પ્રમાણે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યા પછી શ્રીકૃષ્ણ ભગવાને બંને સૈન્યના મધ્યભાગે ભીષ્મ, દ્રોણ આદિ સર્વ રાજા સામે તે દિવ્ય રથ લઈ જઈ ખડો કરી દીધો. પછી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા કે, 'અહીંયાં આવેલા કૌરવસમાજને જો.' આ વખતે અર્જુને વડીલ પિતામહ, ગુરુ, મામા, બંધુ, પૌત્રો, મિત્રો, શ્વશુર અને અન્ય પોતાના હિત-કર્તાઓને બને સૈન્યમા ઊભેલા દીઠા. તે સર્વને જોઈને તે કરુણાથી આર્દ્ર થયો અને ખિન્નતાપૂર્વક બોલ્યો ૨૪–૨૭

સંજય બોલ્યા : હે રાજન્! સાંભળો : અર્જુનની આટલી વાત, સાંભળી ત્યાં તો શ્રીકૃષ્ણે રથ લઈ જઈ બન્ને સૈન્યના મધ્યભાગમાં ઊભો કર્યો; અને જે સ્થળે ભીષ્મદ્રોણાદિક આપ્તસંબંધી અને અનેક રાજાઓ સામે ઊભા છે તે ઠેકાણે રથ ઊભો રહેતા જ અર્જુન તે

સૈન્યને ગંભીરતાથી નિહાળી જોવા લાગ્યો. પછી તે બોલ્યો કે, ' દેવાધિદેવ ! જુઓ જુઓ, આ તો અમારો આપ્તવર્ગ અને ગુરુજન છે !' આ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાનને ક્ષણભર આશ્ચર્ય લાગ્યુ. તે પોતાના મનમાં વિચારવા લાગ્યા કે, અર્જુનને આ વિચાર કોણ જાણે ક્યાંથી સૂઝ્યો ? પરંતુ તેના આમ બોલવામાં ગમે તે રહસ્ય હોવું જોઈએ. અન્યના મનની વાત સહજ જાણનાર અંતર્યામી શ્રીકૃષ્ણે હવે પછી બનનારી વાત જાણી લીધી. તોપણ તેઓ તે વખતે કશું જ ન બોલતાં ચૂપ રહ્યા. અર્જુને પોતાના બધા વડીલો, મામા, માતામહ, ગુરુ અને બંધુને જોયા તથા પોતાના પ્રાણ સમાન ઇષ્ટમિત્ર અને પુત્રપૌત્રોને પણ જોયા. પોતાના શ્વશુરાદિ સગાં–સંબંધીઓને પણ તે સ્થળે લડવા માટે એકત્રિત થયેલા જોયા. જેમના પર તેણે ઉપકાર કરેલા હતા અને સંકટસમયે જેમનુ સંરક્ષણ કર્યું હતું, એવા નાનામોટા સર્વને તથા પોતાના ગોત્રના માણસોને બન્ને સૈન્યમા યુદ્ધ માટે સજ્જ થઈ ને ઊભા રહેલા અર્જુને તે સમયે જોયા. આ સમયે તેનુ હૈયુ ભરાઈ આવ્યુ અને આપોઆપ અંતરમાં કરુણાનો ઉદ્ભવ થયો તથા ગ્લાનિ થવાથી વીરવૃત્તિ તેને છોડી ગઈ. જે સ્ત્રીઓ ઉત્તમ કુળમાં જન્મેલી અને લાવણ્યવતી હોય છે, તેમનાથી પોતાના તેજસ્વીપણાને લીધે અન્ય સ્ત્રીઓનુ વર્ચસ્ સહન થઈ શકતું નથી. જે પ્રમાણે નવીન સ્ત્રીના પ્રેમમાં લુબ્ધ થઈ વિષયી પુરુષ પોતાની વિવાહિતા સ્ત્રીને વિસારી દઈ ભ્રમિત થયેલા માણસની પેઠે આચરણ કરે છે અથવા જેમ તપશ્ચર્યાના યોગથી રિદ્ધિસિદ્ધિ પ્રસન્ન થતાં વૈરાગ્યશીલ પુરુષની બુદ્ધિ ભ્રમિત થઈ તેને વૈરાગ્યની સ્મૃતિ રહેતી નથી, તે જ પ્રમાણે અર્જુનના અંતઃકરણમાં કરુણાનો પ્રાદુર્ભાવ થવાથી તે ભ્રમિત થયો અને તેનું ધૈર્ય જતું રહ્યું. વળી જેમ મંત્રજ્ઞાતા મંત્રોચ્ચાર કરવામાં ચૂક કરવાથી ભ્રમિત થાય છે, તેમ અર્જુન મહામોહથી વ્યાકુળ થયો અને તેના હૃદયમા રહેલી સ્વાભાવિક ધીરજનો નાશ થઈ તે ઠેકાણે દયાની સરવાણીઓ ફૂટી. ચંદ્રકિરણનો સ્પર્શ થવાથી ચંદ્રકાંતમણિ દ્રવે છે, તેમ અર્જુન કરુણાથી અતિ આર્દ્ર થયો અને ખિન્ન અંતઃકરણથી શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યો. ૧૯૨

अर्जुन उवाच—दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

गाण्डीवं स्रंसते हस्तात्त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः॥ ३० ॥

અર્જુન બોલ્યો: હે કૃષ્ણ! આ આપ્તજનોને યુદ્ધ માટે સજ્જ થયેલા જોઈને, મારાં ગાત્રો શિથિલ થાય છે, મુખ સુકાઈ ગયું છે, શરીરમા કંપ થઈ રોમેરોમ ખડા થયાં છે, હાથમાથી ગાંડીવ સરી જાય છે અને સર્વાંગમાં દાહ બળે છે. હવે મારાથી અહીયા ઊભા રહી શકાતુ નથી અને મારું ચિત્ત ચકડોળે ચડ્યુ છે. ૨૮–૩૦

અર્જુન બોલ્યો: હે દેવ! જુઓ, મેં આ સર્વ સૈન્યસમુદાય જોયો, તો તેમા મારા ગોત્રના માણસો જ જણાયા એ સર્વે તો યુદ્ધ માટે તૈયાર થઈ ઊભા છે ખરા; પરંતુ એમની સાથે યુદ્ધ કરવું શું ઉચિત છે? આ વિચારથી મને કાઈ સૂઝતું નથી. જુઓ, મારા સર્વ અંગ કંપે છે. મોઢુ સુકાય છે. તથા સર્વ ગાત્રો શિથિલ થઈ ગયા છે. જાણે સર્વાંગે કાટા ભોકાય છે અને મન અતિ સતપ્ત થવાથી ગાંડીવ ધનુષ્ય ઝાલનારો હાથ ઢીલો પડી ગયો છે તેથી મારા હાથમાથી તે કયારે સરી પડ્યું, તેનુ પણ ભાન રહ્યું નહિ. સગાઓ પ્રત્યેના મોહને લીધે મારું અંતઃકરણ આટલું બધુ વ્યાકુલ થયુ છે તેથી તે બરાબર ઝલાયુ નહીં. મારું હૃદય વજ્ર કરતાં પણ કઠિન અને અન્યને દાદ ન આપે એવું અતિ ભયંકર છે, પરંતુ એના કરતાયે આ સ્નેહ અતિ બળવાન થઈ પડ્યો છે. આ મોટું આશ્ચર્ય છે. જેણે યુદ્ધમાં શંકરને પણ જીત્યા હતા અને જેણે નિવાત અને કવચ રાક્ષસોને જડમૂળમાથી ઉખેડી નાખ્યા હતા, તે અર્જુન આ રીતે ક્ષણમાત્રમાં મોહને વશ થઈ ગયો! (૨૦૦) ભ્રમર ગમે તેવા સૂકા કાષ્ઠમાં છેદ પાડે છે, પરંતુ સુકોમળ કમળની કળીમાં તે બદીવાન બની જાય છે. એ ઠેકાણે તે પ્રાણ–પરિત્યાગ કરશે, પરંતુ તે કુમળી કળીને છેદીને બહાર નીકળવાની કલ્પના પણ તેને આવતી નથી. આ જ પ્રમાણે આપ્તવર્ગ ઉપરનાં મોહ–મમતા છોડવા પણ કઠિન છે. સંજય કહે છે: 'હે રાજા ધૃતરાષ્ટ્ર! આ મોહ એ પરમેશ્વરની માયા છે. બ્રહ્મદેવ પણ એ માયાને કળી શકે એમ નથી, તો અર્જુન તેથી વ્યાકુળ થાય એમાં શી નવાઈ!' અસ્તુ, હે રાજન્, પછી પોતાના સર્વ આપ્તવર્ગને જોઈ અર્જુનના મનમાંથી યુદ્ધવિષયનું અભિમાન ગળી ગયું અને તેને ઠેકાણે તેના મનમાં કરુણા શી રીતે થઈ તેની સમજ પડતી નથી. પછી તે શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો: 'હે દેવ! મને લાગે છે કે, હવે અહીં ઊભા રહેવું નહિ; આ સર્વને મારવાનો વિચાર આવતાં જ

મારું મન અતિ વ્યાકુળ થાય અને વાચા બંધાઈ જાય છે.' (૨૦૬)

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

હે કેશવ ! અહીંયા કાંઈ વિપરીત થશે એવાં ચિહ્નો દેખાય છે અને યુદ્ધમાં સ્વજનોનો ઘાત કરવાથી કલ્યાણ થશે એમ મને લાગતુ નથી. ૩૧

જો આ કૌરવોને મારવાને હું તત્પર થયો છુ, તો પછી ધર્મ-રાજાદિનો વિધ્વંસ શા માટે ન કરવો ? કારણ કે આ સર્વે મારા ગોત્રના જ માણસો છે; માટે હે દેવ ! બળો આ યુદ્ધ. મને તો એ ઠીક લાગતું નથી આવું મહાપાતક કરીને અમારે શું કરવાનું છે ? હે દેવ ! અનેક રીતે વિચાર કરી જોતાં મને લાગે છે કે, આ યુદ્ધ કરવાથી પરિણામ ખરાબ જ આવશે અને યુદ્ધ ટાળીશું તો જ કાંઈક કલ્યાણ થશે. ૨૦૯

**न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।**
**किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥**
**येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**
**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबन्धिनस्तथा ॥ ३४ ॥**

હે કૃષ્ણ ! મને વિજય, રાજ્ય અને સુખોની કાંઈ અપેક્ષા નથી. હે ગોવિંદ ! અમારે રાજ્ય અને ભોગ ભોગવીને કે જીવીને શું કરવુ છે ? ભોગો વડે અથવા જીવન વડે અમને શો લાભ થવાનો છે ? કારણકે જેમને માટે અમે રાજ્ય, ભોગો અને સુખોની ઇચ્છા કરેલી છે, તેવા આ ગુરુ, વડીલ, પુત્ર પિતામહ, મામા, શ્વશુર, પૌત્રો, સાળા અને ઇતર સર્વ આપ્તવર્ગ આ સ્થળે પોતાના પ્રાણ અને ધનની આશા છોડીને યુદ્ધ માટે ઊભા છે. ૩૨–૩૪

આવી રીતે જય મેળવવાની મને જરા પણ ઇચ્છા નથી અને એવું રાજ્ય મેળવીને પણ કરવું છે શું ? આ સર્વના વધથી પ્રાપ્ત થનારા આત્મભોગમાં આગ લાગો ! આવા સુખ કરતા તો અમે ગમે તેવાં સંકટો સહન કરીશું અને એમના માટે પ્રસંગવશાત્ અમે અમારા પ્રાણ સુદ્ધા ખર્ચી નાખીશું; પરતુ એમને હણીને રાજ્યસુખ ભોગવ-વાની ઇચ્છા મને સ્વપ્નમાં પણ આવનાર નથી. જો અમારા વડીલવર્ગનું અમે અહિત ઇચ્છયું, તો પછી અમારા જન્મ અને જીવનનુ શું પ્રયો-જન ? કુળમા પુત્રપ્રાપ્તિની ઇચ્છા લોકો કરે છે તેનું ફળ શું આ જ

કે? પુત્રે પોતાના કુળનો સંહાર કરવો એ જ તેનું પરિણામ કે? અરે! તે માટે જ અમારાથી વજ્ર જેવું કઠોર હૈયુ શી રીતે થાય?' અરે! આવો વિચાર મનમાં જ શી રીતે પ્રવેશી શકે? ઊલટું, આપણે તો બને તેટલું તેમનું ભલુ જ કરવું જોઈએ. અમે જે જે મેળવીએ, તે સર્વનો તેઓ ઉપભોગ કરે; એટલુ જ નહિ; પરંતુ તેમના કામ માટે તો અમારે જીવન સુદ્ધા ઓવારી નાખવું જોઈએ. અમારે દેશેદેશના રાજાઓને જીતીને પણ એમને સંતોષવા જોઈએ; તેને બદલે કર્મની કેવી વિપરીત ગતિ છે કે અમે એક જ ગોત્રના માણસો પરસ્પર યુદ્ધ કરવા માટે તત્પર થયા છીએ! એ સઘળાએ સ્ત્રી, સંતતિ અને ધન—એ સર્વને છોડીને તલવારની ધાર પર પોતાનો જીવ મૂક્યો છે. એમને હું શી રીતે મારું? કોના પર શસ્ત્ર ઉગામું?' અને મારા જ આપ્તજનોનો ઘાત કેવી રીતે કરું? એ કોણ છે તેની તમને ખબર નથી? પેલા જે ભીષ્મ ને દ્રોણ ઊભા છે, એમણે અમારા પર મહાન ઉપકાર કર્યો છે. અમારા સાળા, મામા, સસરા અને બંધુઓ પુત્રપૌત્રાદિ છે અને આ તરફ અમારા અતિ નિકટના સગા ઊભા છે. એમનો વધ કરવાની વાત માત્ર મુખમાંથી બોલવી એ પણ પાપ જ છે. (૨૨૪)

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

ભલે તેઓ મારો પોતાનો વધ કરે, તોપણ ત્રૈલોક્યના રાજ્ય વાસ્તે પણ તેમને મારવાની હુ ઇચ્છા કરુ નહિ, તો પછી હે મધુસૂદન! પૃથ્વીના રાજ્ય માટે તો હુ એમને શાનો જ મારું? ૩૫

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

હે જનાર્દન! આ કૌરવોને મારીને અમને શુ સુખ થનાર છે? તેઓ આતતાયી હોવાથી એમનો વધ કરવાથી અમને પાપ જ લાગશે. ૩૬

સામો પક્ષ મને ગમે તે કરે, અથવા પ્રત્યક્ષ અમારો વધ કરે, તોપણ તેમને મારવાનો વિચાર અમારે કરવો ઘટે નહિ. ત્રિભુવનનુ નિષ્કંટક સામ્રાજ્ય કદાચ પ્રાપ્ત થાય, તોપણ એ અનુચિત કાર્ય હું કરવાનો નથી. હે કૃષ્ણ! જો આજે આ ઠેકાણે અમે એમનો વધ કરીએ, તો પછી આ લોકમાં અમારા માટે કોના મનમાં માન રહેશે! અને આપ જ કહો, કે પછી આપનુ સુખ પણ કઈ રીતે અમારી નજરે પડશે? (૨૨૭)

तस्मान्नार्हा वय हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥

માટે અમારા બાંધવ આ કૌરવોને મારવા એ અમારે માટે ઉચિત નથી. હે માધવ ! અમે અમારા આપ્તજનોને મારીને સુખી શી રીતે થઈએ? ૩૭

જો હું આ કુટુંબીઓનો વધ કરીશ, તો હું મહાપાપી બનીશ અને પછી આપ જે મને પ્રાપ્ત થયા છો તે પણ મારા હાથમાંથી જતા રહેશો. કુલક્ષય થવાથી ઘણા પાપ લાગે છે અને આવા સંકટના સમયે પછી આપને કોણે અને ક્યાં શોધવા? જેમ બાગમાં આગનો ભડકો થતાં કોકિલ પક્ષી એક ક્ષણ પણ ત્યાં રહેતું નથી, અથવા જેમ તળાવમાં કાદવ થયેલો જોઈને ચકોર પક્ષી તેનું સેવન ન કરતાં તેનો ત્યાગ કરે છે, તે પ્રમાણે હે કૃપાનિધિ દેવાધિદેવ! આવા આતતાયીઓના તથા કુળજનોના વધથી મારું પુણ્ય પરવારી જશે અને આપ આપની માયામાં મને ફસાવી ચાલ્યા જશો. (૨૩૨)

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

લોભથી ચિત્તભ્રષ્ટ થવાને લીધે આ કૌરવો કુળક્ષય કરવાથી લાગનારા દોષને તથા મિત્ર સાથે વેર કરવાથી થનારા પાતકને જોઈ શકતા નથી; પરંતુ હે જનાર્દન ! કુળક્ષય કરવાથી લાગતુ પાતક અમે સૂર્યના પ્રકાશની પેઠે જોઈ શકતા હોવાથી એ પાપમાથી નિવૃત્ત થવાનો વિચાર અમારે શા માટે ન કરવો?

માટે આ કાર્ય હું કદી પણ કરનાર નથી અને આ સમરાંગણમાં શસ્ત્ર પણ ધારણ કરનાર નથી; કારણકે એ કૃત્ય અનેક પ્રકારે નિંદ્ય લાગે છે. હે કૃષ્ણ! ગોત્રવધ કરવાથી મારા અને તમારા વચ્ચે અંતરાય થશે, તો પછી આપ જ કહો, કે અમારું કોણ રહ્યું? એ દુઃખથી તો અમારું હૃદય જ ફાટી જાય; માટે હે દેવ! આ કૌરવોનો વધ કરી અમારે રાજ્યભોગ મેળવવાની વાત ક્યારેય બનવાની નથી. (૨૩૫)

આ કૌરવો અભિમાનથી ઉન્મત્ત બની જો કે યુદ્ધ કરવા આવ્યા છે; તોપણ અમારે તો અમારું હિત જોવું જ જોઈએ. આપણા આપ્તજનોને આપણે જ મારવા એ વાત કેમ બને? જાણીબૂજીને હળાહળ વિષ શા માટે પીવું? અરે! રસ્તે ચાલતાં જો અકસ્માત્ સિંહ સામો આવે, તો આપણે બીજી બાજુએ હઠી રસ્તો ચૂકવી

ચાલ્યા જઈએ છીએ; કેમકે તેમાં આપણું શ્રેય (સમાયેલુ) છે; તો પછી ખુલ્લા અજવાળાને ત્યજી પૂર્ણ અંધકારમય કૂવામાં જઈ પડવાથી શો લાભ? સામે અગ્નિને જોયા છતાં પણ જો આપણે દૂર નહિ જઈએ, તો તે આપણને એક ક્ષણમાં ભસ્મીભૂત કરી દેશે; તે જ પ્રમાણે આ ખુલ્લેખુલ્લુ પાપ અમને લાગશે એમ જાણ્યા છતાં પણ એ કામમાં શા માટે પ્રવૃત્ત થવું? ત્યાર પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો: હે દેવ! આ પાતકનો અનર્થ કેવડો મોટો છે, તે જુઓ: (૨૪૨)

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

કુળક્ષયથી સનાતન (વંશપરંપરાથી ચાલ્યા આવતા) કુળાચાર નષ્ટ થાય છે., કુળાચાર નષ્ટ થવાથી સર્વ કુળ અધર્મથી વ્યાપ્ત થાય છે. ૪૦

જેમ કાષ્ઠની સાથે કાષ્ઠ ઘસવાથી અગ્નિ પ્રદીપ્ત થઈને સર્વ કાષ્ઠ ભસ્મ થઈ જાય છે, તેમ ગોત્રના જ માણસો મત્સરથી એકમેકનો વધ કરે, તો તે મહાઘોર પાપના યોગથી સર્વ કુળનો ક્ષય થાય છે. આ કુળક્ષયના પાપથી કુળધર્મનો લોપ થાય છે અને પછી તે કુળમાં અધર્મ જ વ્યાપી રહે છે. (૨૪૫)

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥

હે કૃષ્ણ! અધર્મથી કુળ વ્યાપ્ત થતા કુળની સ્ત્રીઓ દુરાચરણમા પ્રવૃત્ત થાય છે અને હે વાર્ષ્ણેય! તેમના દુષ્ટ આચરણથી વર્ણસંકર (પ્રજા) ઉત્પન્ન થાય છે. ૪૧

આમ થયા પછી સારાસાર વિચાર, યોગ્યાયોગ્ય આચરણ, કર્તવ્યાકર્તવ્ય વિવેક સૌ દૂર થાય છે; બળતો દીવો હોલવી અંધારામાં ફરવાથી જેમ સરળ રસ્તામાં પણ માણસ સહેજે ઠોકરાય છે તેમ કુળ-ક્ષયથી કુળધર્મ નષ્ટ થયા પછી તે કુળમાં પાપ સિવાય બીજી કઈ વસ્તુ મળનાર છે? મન અને ઇંદ્રિયોનો નિગ્રહ નષ્ટ થવાથી ઇંદ્રિયો ફાવે તેમ વર્તવા માંડે છે; અને તેથી કુળની સ્ત્રીઓને હાથે પાપાચરણ થવા માંડે છે. તે ઉત્તમ તથા અધમ ગમે તેનો સમાગમ કરે છે; તેથી બ્રાહ્મણ-શૂદ્રાદિ વર્ણોની ભેળસેળ થઈ જાય છે અને પરિણામે જાતિધર્મ નષ્ટ થાય છે. (૫૦) જેમ ચોકમાના બળિ પર કાગડાઓ ચોતરફથી તૂટી પડે છે, તેમ આવા કુળમાં ચારે તરફથી મહાપાતકોનો પ્રવેશ થાય છે. (૫૧)

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥

વર્ણસંકર (પ્રજા) થવાથી કુળનો ઘાત કરનારા પુરુષને અને તે કુળને નરકપ્રાપ્તિ થાય છે; તથા પિંડદાન તેમ જ તર્પણાદિ ક્રિયા બંધ રહેવાને લીધે ઉભય પક્ષના પિતૃઓ નરકમાં પડે છે. ૪૨

પછી તે કુળને અને તેનો નાશ કરનારને ઉભયને નરકપ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે સકળ વંશની વૃદ્ધિ દૂષિત થવાથી પૂર્વજો આપો-આપ પતન પામે છે. જે કુળમાં નિત્યનૈમિત્તિક કર્મો થતા નથી, તે કુળમાં પિતૃઓને તિલોદક કોણ અર્પણ કરશે? આવી સ્થિતિ થતાં પિતૃઓએ શું કરવું અને તેમણે સ્વર્ગમાં શી રીતે રહેવું? તેથી તેઓ પણ પોતાના કુળ પાસે જ આવે છે. જેમ સર્પે નખમાં ડંખ દીધો હોય, તોપણ તેની અસર શિખા પર્યંત સર્વ અંગોમાં વ્યાપી જાય છે, તે પ્રમાણે આપ્ત વર્ગનો વધ કરવાથી ઉત્પન્ન થનારા દોષ વર્તમાન જીવંત કુળથી તે પૂર્વજો સુધીના સર્વને ડુબાડે છે. (૫૧)

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियत वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥
अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનાર આ કુળવિઘાતક પુરુષના દોષને લીધે પુરાતન જાતિધર્મો તથા કુલધર્મો નાશ પામે છે. હે જનાર્દન! જેનો કુળધર્મ નષ્ટ થયો છે, તે મનુષ્યને નક્કી નરકપ્રાપ્તિ થાય છે એમ અમે સાંભળ્યું છે. અરે! અમે જે રાજ્યસુખના લોભથી અમારા બાંધવોને મારવા તત્પર થયા છીએ, તેથી કેવડું મોટું પાપ કરવા તૈયાર થયા છીએ. ૪૩–૪૫

હે કૃષ્ણ! આમાં એક બીજું પણ મહાન પાતક થાય છે કે, આ દોષથી લોકાચાર પણ નષ્ટ થાય છે. જેમકે ઘરને ઓચિંતી આગ લાગી હોય ત્યારે તે અગ્નિ ફેલાતાં પાડોશીનાં બીજાં ઘરોને પણ બાળી ભસ્મ કરે છે; તેમ આવા કુળના સહવાસમાં જે લોકો આવે છે, તેમને પણ તેમના સંસર્ગના યોગથી પાપ લાગે છે. હે દેવ! આ પ્રમાણે તે આખા કુળમાં નાના પ્રકારના દોષની ઉત્પત્તિ થવાથી તેને ભયંકર નરકવાસ ભોગવવો પડે છે અને એકવાર નરકમાં પડ્યા પછી યુગોના યુગો સુધી પણ તેમાંથી છૂટકો થતો નથી. કુળક્ષયને લીધે આવું મોટું પતન થાય છે. હે દેવ! આટલી વાર સુધી ચાલેલો મારો બકબકાટ સાંભળીને આપના મનને જરા પણ ત્રાસ થતો નથી તો

આપે આપનું મન એટલુ કઠોર શા માટે કર્યું ? જુઓ, કુળક્ષય કરીને જેમના માટે રાજ્યસુખની ઇચ્છા કરવાની છે, તે શરીરને ક્ષણિક જાણ્યા છતા પણ શુ અમારે કુળક્ષયનું પાતક વહોરી લેવાનુ છોડવું નહિ, કેમ ? આ સર્વ વડીલોનો વધ કરવાના હેતુથી મેં તેમના તરફ દૃષ્ટિ ફેંકી છે; એ પણ શું નાનુંસૂનું પાતક છે ? બોલો જોઉં ! (૨૬૪)

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

માટે નિ:શસ્ત્ર બની પ્રાણુસરક્ષણાર્થે હુ કાંઈ પણ પ્રયત્ન ન કરતાં છતાં પણ જો આ શસ્ત્રધારી કૌરવો મારો વધ કરશે, તો તેથી પણ મારુ અધિક જ કલ્યાણુ થશે. ૪૬

આવી રીતે જીવવું તેના કરતાં હાથમાંનાં શસ્ત્રો ફેંકી દઈ કૌરવોનાં બાણુ સહન કરવાં એ જ વધારે સારું છે; તેમ કરતાં જો મરણુ પ્રાપ્ત થયુ, તો તે પણ ઠીક જ છે; પરંતુ એમનો વધ કરી પાપ વહોરી લેવાની મારી ઇચ્છા નથી. મારા સર્વકુળનો ક્ષય કરી રાજ્ય મેળવવું, એ તો માત્ર નરક માટે તૈયારી કરવા બરોબર છે. (૨૬૭)

संजय उवाच–**एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

સંજય બોલ્યો આ પ્રમાણે કહીને રણુભૂમિમાં શોકાકુલ ચિત્તવાળો અર્જુન ધનુષબાણુનો ત્યાગ કરીને રથના પાછલા ભાગ પર બેસી ગયો. ૪૭

સંજય બોલ્યો : હે રાજા ! સમરાગણુમાં ઊભેલો અર્જુન આ પ્રમાણે બોલ્યા પછી અત્યંત શોકગ્રસ્ત થયો અને આવેલો ઊભરો ખાળી શકયો નહીં, તેથી રથ પરથી નીચે કૂદી પડ્યો. જેમ કોઈ રાજકુમાર પદચ્યુત થયા પછી તેને કોઈ માન આપતું નથી, કિંવા રાહુ સૂર્યને ઘેરે છે ત્યારે તે નિસ્તેજ થઈ જાય છે, અથવા મહાસિદ્ધિની પ્રાપ્તિના ભ્રમથી ભમેલો તપસ્વી તપને ત્યજી કામના સપાટામાં ઝડપાઈ નિંદાપાત્ર થાય છે, તે પ્રમાણે અર્જુન રથની નીચે ઊતર્યા પછી અત્યંત દુઃખથી આકુળવ્યાકુળ થયેલો જણાયો. સંજય કહે છે : હે રાજા ! પછી તેણે ધનુષબાણુ ફેંકી દીધાં અને તેની આંખોમાંથી એકસરખી અશ્રુધારા ચાલવા લાગી. હવે અર્જુનને દુખિત થયેલો જોઈને વૈકુંઠનાથ શ્રીકૃષ્ણુ તેને કેવી રીતે તત્ત્વજ્ઞાનનો બોધ આપે છે, તે આગળ આવનારી સવિસ્તર કથા ઉત્સુકતાથી સાભળો, એમ નિવૃત્તિનાથના દાસ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા. (૨૭૫)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां प्रथमोऽध्याय ॥ १ ॥

# અધ્યાય ૨ જો—સાંખ્યયોગ

सजय उवाच—तं तथा कृपयाऽऽविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

સંજય બોલ્યો એ પ્રમાણે કરુણાથી વ્યાપ્ત થયેલા, અશ્રુપૂર્ણ નયનવાળા અને ખિન્ન થયેલા અર્જુન પ્રત્યે મધુસૂદન બોલ્યા ૧

પછી સંજય ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે બોલ્યો : હે મહારાજ ! સાંભળો, અર્જુન શોકથી વ્યાકુળ થઈ રુદન કરવા લાગ્યો. પોતાના સમસ્ત કુળને જોઈને તેના મનમાં વિલક્ષણ મોહ ઉત્પન્ન થયો અને તેથી તેનું ચિત્ત પાણીથી મીઠું ઓગળી જાય તેમ અથવા પવનથી વાદળાં વીખરાઈ જાય તેવી રીતે દ્રવી ગયુ. તે ધૈર્યશીલ હોવા છતાં તેનુ હૈયુ પલળી ગયુ અને જેમ રાજહંસ કાદવમાં પડવાથી મ્લાન દેખાય, તેમ અર્જુન મમતાથી વ્યાકુળ થઈ તદ્દન મ્લાન દેખાવા લાગ્યો. આ રીતે અર્જુનને મહામોહથી ગ્રસ્ત થયેલો જોઈને ભગવાન શ્રીકૃષ્ણ બોલ્યા. (૫)

श्रीभगवानुवाच—कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २॥

શ્રી ભગવાન બોલ્યા : હે અર્જુન ! બુદ્ધિમાન લોકોને માન્ય ન થનારો, સ્વર્ગપ્રાપ્તિની આડે આવનારો અને કીર્તિનો નાશ કરનારો આ મોહ તને આ યુદ્ધપ્રસંગે ક્યાથી થયો ? ૨

હે અર્જુન ! જરા વિચાર તો કર, કે આ સ્થળે તને આમ કરવું શોભે છે ? તું કોણ છે અને તું આ શું કરે છે, તેનો આગળથી વિચાર કર. તને શું થયુ છે ? કહે તો ખરો. શું ઓછું આવ્યુ ? શું કરવાનુ રહી ગયુ ? અને દુઃખ શા માટે થયુ ? તું અનુચિત ઘટના તરફ લક્ષ આપી કદી ધૈર્ય છોડતો નથી અને માત્ર તારું નામ સાભળીને જ અપયશ બારે વાટ નાસી જાય છે. તું શૌર્યની ખાણ અને ક્ષત્રિયોનો મુકુટમણિ છે અને તારા શૌર્યનો ડંકો ત્રૈલોક્યમાં વાગે છે. તેં શંકરને જીત્યા, નિવાત-કવચનો ઉચ્છેદ* કર્યો અને તારી કીર્તિને ગાંધર્વના સંગીતવિષયરૂપ બનાવી મૂકી (અર્થાત્ ગાંધર્વો જ્યા ત્યાં તારી કીર્તિનું ગાન કર્યા કરે છે). હે અર્જુન ! જેના પરા-

* નિવાત-કવચ પ્રહ્લાદના બધુ સહ્લાદનો પુત્ર થાય એ સમુદ્રતીરે રહેતો અને ઇંદ્રથી પણ જિતાતો ન હતો. અર્જુને તેનો વધ કર્યો હતો.

કર્મોની તુલના સમસ્ત ત્રિભુવનમા પણ થઈ શકે નહિ, એવો જે તું તે આમ વીરવૃત્તિનો પરિત્યાગ કરી નીચે મોઢે રડવા બેઠો છે! હે અર્જુન! વિચાર કર શું કારુણ્ય તને આવો દીન બનાવી શકે છે? અરે, તિમિરે તે કદી સૂર્યને ગળ્યો છે? પવનને કદી મેઘનો ભય લાગ્યો છે? અમૃતને કદી મરણ નડ્યું છે? કાષ્ઠે કદી અગ્નિનો ગ્રાસ કર્યો છે? કદી મીઠાથી પાણી પીગળ્યું છે? કાલકૂટ વિષ અન્ય વસ્તુના સંસર્ગથી મરણ પામ્યું છે? પ્રચંડ ભુજંગને કદી દેડકાએ ગળ્યો છે? શિયાળે કદી સિંહની સામે ટક્કર લીધી છે? એવી વિલક્ષણ ઘટનાઓ કદી બની છે? છતાં આજે તે તે ઘટનાઓ અહીં સાચી પ્રત્યક્ષ કરી બતાવી છે! હે અર્જુન! આવી અનિષ્ટ બીના પ્રતિ લક્ષ નહિ આપતાં ધીરજ ધારણ કરી સાવધ થા, ઘેલછાનો ત્યાગ કરી ઊઠ અને ધનુષ-બાણ ગ્રહણ કર. સંગ્રામને સમયે તારી આ કરુણાનો શો ઉપયોગ? શ્રીકૃષ્ણ કહે છે: હે અર્જુન! તું ડાહ્યો હોવા છતા વિચાર કેમ કરતો નથી? સંગ્રામમાં દયા બતાવવી ઉચિત છે કે? કહે જોઉં. હે અર્જુન! તારું આવું વર્તન આજ પર્યંત તેં મેળવેલી કીર્તિનો નાશ કરનારું અને સ્વર્ગપ્રાપ્તિમાં વિઘ્ન નાખનારું છે. (૨૦)

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परन्तप ॥ ३ ॥

હે પાર્થ! એવો નામર્દ થતો નહિ, એ તને શોભતું નથી. હે શત્રુને તાપ આપનાર અર્જુન! મનની આ ક્ષુદ્ર દુર્બળતાનો ત્યાગ કર અને યુદ્ધ કરવાને સજ્જ થા. ૩

માટે હે અર્જુન! તું શોક ન કરતાં ધીરજ ધર. આવો શોક તારા જેવા વીર પુરુષને ઉચિત નથી. તે આજ પર્યંત જે કાંઈ સંપાદન કર્યું છે. તેનો આથી નાશ થશે; તેથી તારું વાસ્તવ હિત શામા રહેલું છે તેનો હજી પણ વિચાર કર. સંગ્રામનો વખત હવે આવી પહોંચ્યો છે, માટે દયાભાવ દર્શાવવો નકામો છે. આ કૌરવો શું હમણાં જ તારા સગા બની ગયા છે? શું આ વાતની પૂર્વે તને ખબર જ ન હતી, કે એ મારા સગા છે? અથવા તેઓ સગાવહાલા છે તેમને તું ઓળખતો જ ન હતો શું? તો પછી આ વ્યર્થ માથાફોડ શા માટે? આ યુદ્ધ તારા આખા જન્મમાં શું પહેલવહેલું જ છે? આમેય તમારી વચ્ચે પરસ્પર કલહ તો સદૈવ ચાલ્યો જ આવે છે, ત્યારે અત્યારે જ તને આ શું ભૂત ભરાયું? કોણ જાણે આ મોહ તને કઈ રીતે ઉત્પન્ન થયો, આ તો બહુ જ ખરાબ કહેવાય. આવો

મોહ રાખીશ, તો આજ પર્યંત મેળવેલી કીર્તિનો નાશ થશે અને આ લોક તથા પરલોકનાં સુખ નષ્ટ થશે. તારા અંતઃકરણની આવી નિર્બળતા એ કાંઈ તારા કલ્યાણનું કારણ થવાની નથી. યુદ્ધ પ્રસંગે આવી નિર્બળતા દાખવવી એ ક્ષત્રિયની દુર્ગતિનું કારણ બને છે. આ પ્રમાણે તે દયાળુ મહાપ્રભુએ કરેલા અનેકવિધ બોધને શ્રવણ કરીને અર્જુન બોલ્યો : (૨૯)

**अर्जुन उवाच–कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

અર્જુન બોલ્યો - હે મધુસૂદન ! હું યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણાચાર્ય પર કેવી રીતે બાણ છોડું ? કારણ કે હે શત્રુદમન ! તેઓ તો મારે પૂજા કરવાને યોગ્ય છે. ૪

હે દેવ ! સાંભળો : આટલુ કહેવાની કઈ જરૂર નથી. આપ જ વિચાર કરો; આનુ નામ યુદ્ધ નથી, અમારે હાથે આ તો અનર્થ થાય છે. આ તો અમે પૂજ્ય જનોનો ઉચ્છેદ કરવાને તત્પર થયા છીએ. આ પાપ છે એટલું જ નહીં પણ વડીલોની સેવા કરી, તેમને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખવા જોઈએ; તેને બદલે આપણા હાથે તેમનો વધ થાય એ અનર્થ થાય છે ! દેવ ! સાધુસંતને નમસ્કાર અને તેમની પૂજા કરવાને બદલે તેમની નિંદા શી રીતે થઈ શકે ? તો પછી આ તો અમારા કુળગુરુ હોઈ સર્વદા પૂજ્ય છે. વળી ભીષ્મ અને દ્રોણનો તો હું અત્યંત ઋણી છું. હે દેવ ! જેમના પ્રત્યે અમે સ્વપ્નમાં પણ વેર ધારણ કરી શકીએ નહિ, તેમનો જ પ્રત્યક્ષ ઘાત શી રીતે થઈ શકે ? આજે આ બધાની બુદ્ધિને થયુ છે શું ? જેમની પાસેથી શસ્ત્રવિદ્યાનું શિક્ષણ પ્રાપ્ત કર્યું, તે વિદ્યાથી તેમનો જ વધ કરવાનો ? અને તેમ કરી જો પ્રતિષ્ઠા મેળવવાની હોય તો બળો આ જીવતર ! હું અર્જુન દ્રોણાચાર્યનો શિષ્ય; તેમણે જ મને ધનુર્વિદ્યા શીખવી, તો હવે તેમની જ હત્યા કરીને તે ઉપકારનો બદલો વાળું કેમ ? અમારે જેની કૃપાથી વરપ્રાપ્તિ કરી લેવી છે, તેની જ સાથે કૃતઘ્નતા કરી શું મારે ભસ્માસુર*

* ભસ્માસુર રાક્ષસને શંકરે 'તુ જેના મસ્તક પર હાથ ધરશે તેનુ મૃત્યુ થશે' એવુ વરદાન આપ્યુ હતુ. તે અસુરના મનમાં પાર્વતી વિષે મોહ ઉત્પન્ન થયો; તેથી તેણે શંકરને ભસ્મીભૂત કરવાની ઇચ્છા કરી અને તેમના જ મસ્તક પર પોતાનો હસ્ત ધરવા માટે તેમની પૂઠે લાગ્યો હતો. છેવટે શ્રી વિષ્ણુએ મોહિનીસ્વરૂપ ધારણ કરી પહેલાં અસુરને મોહગ્રસ્ત કર્યો અને પછી યુક્તિપ્રયુક્તિ--થી તેનો હસ્ત તેના જ મસ્તક પર ધરાવી તેને ભસ્મ કર્યો.

થવું કે? (૩૮)

**गुरून् हत्वा हि महानुभावाञ्श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**
**हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ ५ ॥**

ઉદાર અંતઃકરણવાળા ભીષ્મ–દ્રોણાદિ ગુરુજનોને મારવા કરતા આ લોકમાં ભિક્ષા માગી નિર્વાહ કરવો એ જ મને કલ્યાણકારક લાગે છે, કારણ ગુરુજનોને મારી તેમના રક્તથી ભરેલા અને અર્થ તથા કામથી યુક્ત ભોગો જ આ લોકમાં હુ ભોગવીશ. ૫

હે દેવ! સમુદ્રની ગભીરતાને પણ કદાચ ઉપર ઉપરની કહી શકાય; પણ આ દ્રોણાચાર્ય તો વેરનું નામ સુદ્ધાંયે જાણતા નથી. અમાપ આકાશનું પણ કદાચિત્ માપ થઈ શકે, પરંતુ દ્રોણાચાર્યનું હૃદય તો એટલું અગાધ અને ગહન છે, કે તેનું માપ કદી પણ થઈ શકે નહિ. કદાચિત્ અમૃત પણ ખાટું થાય અને વજ્ર પણ તૂટી જશે, કિંતુ પ્રયત્ન કર્યા છતાં પણ દ્રોણાચાર્યના હૃદયમાં વેરનો આવિર્ભાવ થશે નહિ, માતોનો સ્નેહ સર્વોપરી હોય છે, પરંતુ દ્રોણાચાર્યના હૃદયમાં તો મૂર્તિમંત સ્નેહ વાસ કરે છે. દ્રોણાચાર્ય દયાના ઉગમ-સ્થાન, સર્વ ગુણોના ભંડાર અને વિદ્યાના કેવળ મહાનિધિ છે. આ પ્રમાણે તેઓ સર્વશ્રેષ્ઠ હોઈ અમારા પ્રત્યે પૂર્ણ કૃપાવત છે; ત્યારે એમનો ઘાત કરવાની કલ્પના સુદ્ધાં મનમાં આવે ખરી? આવા શ્રેષ્ઠ ગુરુજનોનો રણમાં ઘાત કરીને રાજ્યૈશ્વર્ય ભોગવવાની કલ્પના, મૃત્યુ થતાં પણ મને આવનાર નથી. કદાચ આ ગુરુજનો કરતા રાજ્યોપભોગ શ્રેષ્ઠ હોય તોપણ ભલે; પરંતુ મને તો તે ભોગ કરતાં ભિક્ષાથી નિર્વાહ કરવો જ ઠીક લાગે છે. એમ ન થાય તો દેશત્યાગ કરુ, ગિરિકંદરામાં જઈ રહું; પરંતુ એમના પર શસ્ત્ર તો ઉઠાવું જ નહિ. હે દેવ! નવી ધારવાળા બાણ વડે એમના મર્મસ્થાન પર પ્રહાર કરી તેમના રક્તપાત પછી મળનારા તેમના રક્તથી ભરેલા ભોગ હુ શોધતો ફરું કેમ? તે મેળવીને પણ મારે શું કરવું છે? રક્તથી ભરેલા એવા ભોગ તે શી રીતે ભોગવી શકાય? તેથી આ કર્મયુદ્ધ કરવાનો વિચાર મારા મનમાં આવતો નથી. આમ કહ્યા પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો: 'હે દેવ! સાભળ્યુ કે?' પરંતુ અર્જુનના આ શબ્દો શ્રીકૃષ્ણ ભગવાનને પસંદ પડ્યા નહિ. આ સ્થિતિ જોઈ અર્જુનના મનમાં ભયનો સંચાર થયો અને તે પુનઃ બોલ્યો: હે દેવ! મારા કથન તરફ આપ શા માટે લક્ષ આપતા નથી? (૫૧)

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६॥

(યુદ્ધ અને ભિક્ષાટન એ ઉભયમાથી) અમારે માટે શુ વધુ શ્રેયસ્કર છે તથા આ લોકોને અમે જીતીશું કે એ લોકો અમને જીતશે, એ હું સમજી શકતો નથી. જે કૌરવોને મારીને અમે જીવવાની ઇચ્છા કરતા નથી, તે તો અમારી સામે યુદ્ધ કરવા માટે સજ્જ થઈને ઊભા રહ્યા છે જ. ૬

મારા મનમાં જે હતું તે મે વિચાર કરીને અહી આપને કહી સંભળાવ્યું; પરતુ એમાં સારુંનરસું શું છે, તે તો આપ જ જાણો છો. અરે! અમારે એમની સાથે વેર છે એટલી વાત સાંભળીને તત્કાળ અમારે પ્રાણત્યાગ કરવો જોઈએ, તે કૌરવો રણભૂમિ પર સંગ્રામ કરવા માટે ઊભા છે; ત્યારે તેમને મારવા કે રણ છોડીને ચાલ્યા જવું, આ બેમાં સારું શુ છે તે મને સમજાતું નથી. (૫૪)

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः । यच्छ्रेयः
स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

અજ્ઞાનદોષથી મારું અંતઃકરણ દૂષિત થયુ છે અને મારુ કર્તવ્ય શુ છે તે મને સમજાતુ નથી; તેથી હુ આપને પૂછુ છુ કે એમાં કલ્યાણકારક વાત કઈ છે તેનો નિશ્ચય કરીને મને કહો હુ આપનો શિષ્ય છુ અને આપને શરણે આવ્યો છું, માટે મને ઉપદેશ કરો. ૭

અમારે આ વખતે શું કરવું યોગ્ય છે, તે વિચાર કરવા છતાં પણ સૂઝતું નથી; કારણકે મોહથી મારું ચિત્ત વ્યાકુળ થયુ છે. જે પ્રમાણે તિમિરથી નયનની દર્શનશક્તિનો નાશ થતા નિકટના પદાર્થ પણ જોઈ શકાતા નથી, તેવી રીતે હે દેવ, મારી સ્થિતિ થઈ છે. મારું મન ભ્રાંતિથી ગ્રસ્ત થયું છે, તેથી અમારુ હિત શામાં છે તે પણ મને સમજાતું નથી; માટે હે કૃષ્ણ! આપ વિચાર કરીને મને સત્ય માર્ગનો ઉપદેશ આપો; કારણ કે અમારા ઇષ્ટ મિત્ર, ગુરુ, બધુ, પિતા, કુલદેવતા અને સદા સંકટસમયે રક્ષણ કરનારા આપ જ છો. જે પ્રમાણે ગુરુ શિષ્યને તરછોડતા નથી અને સમુદ્ર નદીઓનો પરિત્યાગ કરતો નથી, તેમ જ હે દેવ, આપ જ વિચાર કરો, કે જ્યારે માતા જ પોતાના પુત્રને છોડીને ચાલી જાય, ત્યારે તે પુત્રનુ રક્ષણ શી રીતે થાય? હે દેવ! અમારા સર્વોપરી આપ જ છો અને અત્યાર સુધી હું જે બોલ્યો તે જો આપને પસંદ પડ્યું ન હોય, તો હે પુરુષોત્તમ! અમને જે ઉચિત અને ધર્મસંમત હોય તે કરવાનો ઉપદેશ જલદી આપો. (૬૩)

**न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।**
**अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥**

આ લોકમાં નિષ્કંટક અને સુસંપન્ન રાજ્ય તથા સ્વર્ગમાં દેવોનું આધિપત્ય, અર્થાત્ ઇંદ્રપદ મળે, તોપણ મારી ઇંદ્રિયોને શોષનારો આ શોક કયા ઉપાયે દૂર થશે તે મને સમજાતુ નથી. ૮

આ સર્વ ગોત્રજોને જોઈને મારા મનમાં જે શોક ઉત્પન્ન થયો છે, તે આપના વિના કોઈ પણ ઉપાયથી નષ્ટ થનાર નથી. સમગ્ર પૃથ્વીનુ રાજ્ય મળે કિંવા ઇંદ્રપદ મળે, તોપણ મારા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો આ મોહ દૂર થનાર નથી. જેમ શેકેલાં બીજ ગમે તેવી ઉત્તમ જમીનમાં વાવે અને તેના પર મનમાન્યુ પાણી સિંચે, તોપણ તે ઊગતા નથી કિંવા જ્યાં આયુષ્યની દોરી તૂટી હોય ત્યાં હરિનામ સિવાય ઇતર ઔષધનો કશો ઉપયોગ નથી, તે પ્રમાણે મને સર્વ રાજ્યભોગ અને સંપત્તિ પ્રાપ્ત થાય, તોપણ આ મોહમાંથી મુક્ત થવા માટે મને તેનો જરા પણ ઉપયોગ નથી. હે કૃપાનિધે! આવી સ્થિતિમા તો તમારી કૃપા જ ઉપયોગી થઈ પડશે. ક્ષણભર ભ્રાંતિ દૂર થતાં અર્જુન આ પ્રમાણે બોલ્યો; પરંતુ તેને પુનઃ મોહે ઘેરી લીધો. જ્ઞાનેશ્વર મહારાજ અર્જુનની આ સ્થિતિ વર્ણવતાં જણાવે છે કે, તેને મોહની લહરી લાગી નહોતી; પરંતુ મહામોહરૂપી કાળ સર્પે જ તેને દંશ દીધો હતો. તેના હૃદયકમળમાં કારુણ્યનો પ્રવેશ થયો છે, એવી સંધિ સાધીને તેના મર્મસ્થાનમાં તેણે દંશ કર્યો હતો; આથી જ લહરી પર લહરી આવી અર્જુનની વ્યાકુળતા વૃદ્ધિંગત થતી હતી. આવો કઠિન પ્રસંગ જોઈને જેની માત્ર કૃપાદૃષ્ટિથી વિષનો નાશ થાય છે, એવા શ્રીકૃષ્ણ ભગવાનરૂપી ગારુડી તેનું રક્ષણ કરવા માટે ધાઈ આવ્યા. હવે મોહથી વ્યાપ્ત થયેલા અને શ્રીકૃષ્ણની નિકટ બેઠેલા અર્જુનનું તેઓ (શ્રીકૃષ્ણ) રક્ષણ કરશે. આટલા માટે જ મેં મોહસ્વરૂપ કાળસર્પે અર્જુનને ગ્રસ્ત કરી લીધો, એવું રૂપક આપ્યું છે. જે પ્રમાણે વાદળાંથી સૂર્ય આચ્છાદિત થાય છે, તે પ્રમાણે ભ્રાંતિથી અર્જુન એ સમયે આચ્છાદિત થયો હતો. જેમ ગ્રીષ્મ ઋતુમાં ડુંગર પર આગ લાગે છે, તે પ્રમાણે અર્જુન દુઃખથી તદ્દન જર્જર થઈ ગયો હતો; માટે બળતા ડુંગર પર જે પ્રમાણે નીલવર્ણનો જળપૂર્ણ મેઘસમુદાય તૂટી પડી તેને શાંત કરે છે, તેમ પ્રથમથી જ નીલવર્ણના અને કૃપામૃતરૂપી જળથી ભરેલા તે મહામેઘરૂપ શ્રીગોપાળ તેના પર

કૃપામેઘની વૃષ્ટિ કરવા લાગ્યા. તેમની દંતપ્રભા જાણે વચમાં વચમાં વિદ્યુત ચમકતી ન હોય તેવો પ્રકાશ આપી રહી હતી તેમનુ ગંભીર ભાષણ જાણે મેઘગર્જના ન હોય તેની પેઠે શોભતું હતું. આવો શ્રી-કૃષ્ણ ભગવાનરૂપ મેઘ કેવી વૃષ્ટિ કરે છે અને તે વર્ષાથી અર્જુનરૂપી પર્વત કેવો શાંત થાય છે તથા તેને જ્ઞાનના નવા અંકુર કેવા ફૂટે છે તે કથા સાવધાન ચિત્તે શ્રવણ કરો, એમ નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા. (૮૦)

संजय उवाच–एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परन्तपः ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥

સંજય બોલ્યો શત્રુઓને સંતાપ કરનારો અર્જુન આ પ્રમાણે શ્રીકૃષ્ણને કહી 'હું હવે યુદ્ધ કરવાનો નથી,' એમ શ્રીગોવિંદને જણાવીને સ્તબ્ધ થઈ રહ્યો. ૯

સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેવા લાગ્યો: હે રાજા! પુનઃ તે અર્જુન શોકયુક્ત અંતઃકરણથી કહેવા લાગ્યો કે, હે દેવ! હવે આપ મને યુદ્ધ કરવા માટે લેશ પણ આગ્રહ કરશો નહિ. હું નિઃસંશય યુદ્ધ કરનાર નથી. આ પ્રમાણે એક સાથે બોલીને તે સ્તબ્ધ રહ્યો. અર્જુનને આ સ્થિતિમાં રહેલો જોઈ શ્રીકૃષ્ણ ભગવાનને ઘણું આશ્ચર્ય લાગ્યું. (૮૩)

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥

હે રાજા! બન્ને સૈન્યની વચ્ચે ઉદ્વિગ્ન થયેલા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ હાસ્ય જેવો ભાવ કરીને બોલ્યા ૧૦

ભગવાન પોતાના મન સાથે બોલ્યા: આ પ્રસંગે આ અર્જુનને કોણ જાણે શું થયુ છે? એને કાંઈ સમજાતું નથી, એણે શું કરવું? શા ઉપાયે એને સમજાવી શકાય? શું કરવાથી એના હૃદયમાં ધૈર્ય ઉત્પન્ન કરી શકાય? એમ વિચારવા લાગ્યા. જે પ્રમાણે માંત્રિક ભૂતના નિવારણનો વિચાર કરે છે અથવા રોગ અસાધ્ય જાણીને વૈદ્ય અમૃત તુલ્ય દિવ્ય ઔષધિની તત્કાળ યોજના કરે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને શોકમોહ ઉત્પન્ન થવાના કારણરૂપ અજ્ઞાનને દૂર કરવાનો મનમાં નિશ્ચય કરીને રોષયુક્ત ભાષણ કરવાનો આરંભ કર્યો. જેમ માતાના ક્રોધમાં ગુપ્તરૂપે સ્નેહ હોય છે કિંવા ઔષધની કટુતામાં અમૃત રહેલું હોય છે, પરંતુ તે બહાર દેખાતું નથી અને ગુણમાં જ પ્રકટ થાય છે, તેમ ઉપરથી ક્રોધયુક્ત પરંતુ અંતરમાં અતિ સ્નેહ ભરેલો ઉપદેશ શ્રીકૃષ્ણે અર્જુનને આપવાનો પ્રારંભ કર્યો. (૯૦)

श्रीभगवानुवाच–अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥ ११ ॥

શ્રી ભગવાન બોલ્યા જેનો શોક કરવો ઉચિત નથી તેનો તું શોક કરે છે અને જ્ઞાનની મોટી મોટી વાતો કરે છે' જે જ્ઞાની છે, તે કોઈ મરેલા કે જીવતાનો શોક કરતા નથી ૧૧

પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા : આ યુદ્ધપ્રસંગે તેં વચમાં જ આ શું ઇદંતૃતીયં ઊભું કર્યું, તે જોઈ મને આશ્ચર્ય થાય છે. તું પોતાને જ્ઞાની કહેવડાવે છે; પરંતુ તું અજ્ઞાનપણું તો છોડતો નથી. તને કંઈ બોધ આપવાનો વિચાર કરું તે પૂર્વે તું જ મોટી ડાહી ડાહી વાતો કરે છે જન્મથી અંધ હોય, તેને વળી ગાંડપણ લાગે; એટલે પછી જેમ ફાવે તેમ તે દોડાદોડ કરી મૂકે તે માણસોના જેવું જ તારું ડહાપણ લાગે છે. તું તારી પોતાની દશા તો જાણતો નથી અને કૌરવો માટે શોક કરે છે, તેથી મને વારવાર આશ્ચર્ય લાગે છે. હે અર્જુન ! આ વિશ્વની જે અનાદિ રચના તે ખોટી છે?. આ ત્રૈલોક્યનો પાલનકર્તા તું જ છે? આ જગતમાં કોઈ એક ઈશ્વર છે અને તે પ્રાણીમાત્રની ઉત્પત્તિ કરે છે; એમ જે કહેવાય છે, તે 'વાત શું ખોટી છે? ત્યારે તો આમ થયુ કે જન્મમૃત્યુ તે જ ઉત્પન્ન કર્યાં છે અને જ્યારે તું ઇચ્છા કરશે, ત્યારે તેનો નાશ થશે, કેમ? જો કે ભ્રમમૂલક અહંકારથી ગ્રસ્ત થઈ તેં કૌરવનો ઘાત કરવાનો વિચાર મનમા આણ્યો નથી તેથી શું તે સર્વ ચિરંજીવ જ રહેશે? કહે જોઉં ! અથવા તું જ માત્ર મારનારો અને અન્ય સર્વ મરનારા! રખેને આવી ભ્રાંતિને કદી પણ ચિત્તમા પ્રવેશવા દેતો! આ જગત અનાદિ કાળથી ચાલ્યુ આવે છે, જાતિ ધર્મ પ્રમાણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; તો તારે તેનો શોક કરવાનું કારણ શુ છે તો મને કહે! (૧૦૦) મૂર્ખતાને લીધે આ વિવેક તુ જાણતો નથી; તેથી જ જે વાત મનમા લાવવી પણ ન જોઈએ, તે વિષે વ્યર્થ ચિંતન કરી ઊલટો મને ડહાપણ શીખવે છે. પણ જે વિવેકી–જ્ઞાની છે તે ઉત્પત્તિ કે નાશ એ બન્ને ભ્રમ છે, તેથી તેમને માટે હર્ષશોક કરતા નથી. (૨)

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

હુ પૂર્વે ક્યારેય ન હતો, તેમ તુ પણ કદી ન હતો, અથવા આ રાજાઓ પણ ન હતા, અથવા હવે પછી પણ આપણે સર્વે નહિ હોઈએ એમ નથી. ૧૨

હે અર્જુન! વળી તું સાભળ. તમે, અમે અને આ સર્વ રાજાઓ વગેરે જે આ સ્થળે એકત્રિત થયા છીએ, તે સર્વ આવા નિત્ય રહેવાના કે સર્વથા નાશ પામવાના એ બન્ને ભ્રાંતિ છે; એ બન્ને ભ્રાંતિ તું છોડી દેશે એટલે તુ સારી રીતે સમજી શકશે કે ઉત્પત્તિ કિંવા નાશ એ બન્ને વાતો ખરી નથી; કારણુ બન્ને માયાના જ યોગથી દેખાય છે, બાકી આત્મા તો વસ્તુતઃ અવિનાશી જ છે. વારુ, પવનથી પાણીમાં તરંગ ઉત્પન્ન થાય છે, ત્યારે કોને ઉત્પન્ન થયેલુ માનવું? અને પવન બંધ થતાં પાણી સ્થિર થાય છે, ત્યારે કોનો નાશ થયેલો માનવો? આનો વિચાર કર. (૭)

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

આત્માનો જે આ દેહ તેને જે પ્રમાણે બાલ્ય, તારુણ્ય અને વાર્ધક્ય–એ ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે અને મટી જાય છે; પરંતુ તે અવસ્થાની સાથે કાંઈ દેહ જતો કે આવતો નથી; તે પ્રમાણે આત્માને અન્ય દેહોની પ્રાપ્તિ અને ક્ષય થાય છે, પરંતુ આત્મા નાશ પામતો નથી, એમ સમજી જ્ઞાની દેહાંતરપ્રાપ્તિ માટે મોહમાં પડતો નથી. ૧૩

વળી શરીર એક જ હોવા છતાં વય પરત્વે તેમાં પણ ફેરફાર માલૂમ પડે છે, એ પ્રત્યક્ષ પ્રમાણુ છે. એ જ શરીરમાં આપણે બાળપણુ જોઈએ છીએ, પણુ બાળપણુ જઈ તારુણ્ય આવે છે; પરંતુ આવા પ્રત્યેક ફેરફારની સાથે કાંઈ દેહનો નાશ થતો નથી, તેજ પ્રમાણે આત્મા માટે પણુ અસંખ્ય શરીરો બદલાયા કરે છે, એવું જાણુનારાને તારી પેઠે દુઃખ થતું નથી. (૧૧૦)

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

હે અર્જુન! ઇંદ્રિયો અને વિષયો સાથેનો સંબંધ, એ શીત તથા ઉષ્ણુ અને સુખ તથા દુ:ખ આપે છે, તે વિષય–સંબંધ ઉત્પત્તિ અને નાશવાળો છે, અર્થાત્ અનિત્ય છે. માટે હે ભારત! તેને મિથ્યા સમજી સહન કર. ૧૪

આ વાત લક્ષમાં ન આવવાનુ કારણુ ઇંદ્રિયાધીનતા છે. ઇંદ્રિયોએ મનુષ્યનું અંતઃકરણુ વિષયો તરફ વાળ્યુ છે, તેથી આ ભ્રમ ઉત્પન્ન થાય છે. ઇંદ્રિયો વિષયનુ સેવન કરે એટલે સુખદુઃખ ઉત્પન્ન થાય છે, આથી અંતઃકરણુ સુખઃદુખમા ગૂથાઈ જાય છે. વિષયો અસ્થિર હોવાથી તેમાં કદી દુઃખ તો કદી સુખ માલૂમ પડે છે. હવે શબ્દવિષયની

વ્યાપ્તિ તો જુઓ! કર્ણ દ્વારા નિંદા સાંભળી દ્વેષ ઉત્પન્ન થાય છે અને સ્તુતિ સાંભળી સંતોષ ઉત્પન્ન થાય છે. સ્પર્શવિષયના બે ગુણો-મૃદુતા અને બીજો કઠિનતા છે; તે ત્વચા પર લાગવાથી સુખ અથવા દુઃખ ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે રૂપવિષયનાં પણ બે લક્ષણો—સુંદરતા અને કદ્રૂપતા છે. નયન દ્વારા જોવાથી આ વિષય પરત્વે સુખ અથવા દુઃખનું ભાન થાય છે. આ જ રીતે સુગંધ અને દુર્ગંધ એવા બે ગુણ ગંધવિષયના છે. ઘ્રાણેંદ્રિય દ્વારા તે સંતોષ અથવા અસંતોષ ઉત્પન્ન કરે છે; તે જ પ્રમાણે રસના બે પ્રકાર દ્વારા પ્રીતિ અને ત્રાસ ઉત્પન્ન થાય છે; માટે વિષયોનો સંગ જ ભ્રષ્ટ કરનાર વસ્તુ છે. ઇંદ્રિયોને વશ થવાથી શીતોષ્ણની બાધા વળગે છે અને માણસ આપોઆપ જ સુખદુઃખને અધીન થઈ જાય છે. ઇંદ્રિયોનો સ્વભાવ જ એવો છે કે, તેને વિષયો સિવાય બીજા કશામાં સુંદરતા જણાતી નથી; પરંતુ તે મૃગજળ જેવા અથવા સ્વપ્નમાં ભોગવેલા ઐશ્વર્ય જેવા જ છે; વિષયો અનિત્ય છે માટે હે પાર્થ! તેનો સંગ ન કરતાં ત્યાગ જ કર. (૧૨૨)

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

હે પુરુષશ્રેષ્ઠ! જે સુખદુઃખને સમાન (મિથ્યા) માને છે, તે વિવેકી પુરુષને આ વિષયસંબંધ બાધ કરી શકતો નથી; તે પુરુષ મોક્ષપ્રાપ્તિ માટે યોગ્ય બને છે. ૧૫

જે પુરુષ આ વિષયોને અધીન થતો નથી, તેને સુખ અને દુઃખની પ્રાપ્તિ થતી નથી તથા તેનો ગર્ભવાસનો ફેરો મટી જાય છે. હે અર્જુન! જે આ વિષયોનો દાસ નથી બનતો, તેને અવિનાશી સમજ. (૧૨૪)

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

જે અસત્ એટલે મિથ્યા છે, તે સત્ અર્થાત્ ખરું કદી પણ થનાર નથી; અને જે સત્ છે, તેનો કદી પણ નાશ થનાર નથી. આ સત્ અને અસતના સિદ્ધાંતને માત્ર તત્ત્વવેત્તાઓએ જ જાણ્યો છે. ૧૬

હવે હે અર્જુન, તને એક બીજી વાત હું કહું છું: તે જ્ઞાનીઓ જાણે છે. આ વાત સંબંધી વિચાર કરવાથી પરલોકની પ્રાપ્તિ થાય છે. આ જગતમાં સર્વવ્યાપક એવું જે એક ગૂઢ ચૈતન્ય છે, તેનો તત્ત્વજ્ઞ લોકો સદૈવ સ્વીકાર કરે છે. દૂધ અને પાણી એકત્ર કરવામાં આવ્યાં

હોય, તોપણ જે પ્રમાણે રાજહંસ તેને ભિન્ન કરે છે, અથવા જેમ ચતુર લોકો મિશ્ર ધાતુને અગ્નિમા તપાવી શુદ્ધ કાંચન જુદું પાડે છે, કિંવા બુદ્ધિના યોગે દહીંનુ મંથન કરી માખણ જુદું કાઢવામાં આવે છે અથવા ભૂસુ અને ધાન્ય એકત્ર હોવા છતાં પવનથી તેને છૂટાં પાડી શકાય છે, તે જ પ્રમાણે વિચાર કરવાથી પ્રપંચજાળનો સહેજ નાશ થાય છે અને જ્ઞાની માટે પછી માત્ર યથાર્થ તત્ત્વ–બ્રહ્મ જ શેષ રહે છે; માટે જ્ઞાનીને અનિત્ય વસ્તુમાં સત્યબુદ્ધિ રહેતી નથી; કારણ કે સત્ અને અસત્ એ ઉભયનુ સ્વરૂપ તેમની જાણમાં હોય છે. (૩૨)

**अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

જે ચૈતન્યથી સર્વ જગત વ્યાપ્ત છે, તે નાશ પામનાર નથી એમ સમજ; આવા નાશરહિત ચૈતન્યનો વિધ્વંસ કરવાને કોઈ પણ સમર્થ નથી. ૧૭

ખરા–ખોટાનો વિચાર કરતાં જણાશે, કે જે અસાર છે, તે ભ્રાંતિ છે અને જે સાર છે, તે સ્વભાવતઃ જ નિત્ય અવિનાશી છે. જેમાંથી આ ત્રૈલોક્યની ઉત્પત્તિ થઈ છે, તેને નામ, રૂપ, રંગ આદિ કોઈ પણ લક્ષણો નથી, તે સદૈવ સર્વવ્યાપક હોઈ જન્મમરણથી અતીત છે; તેનો નાશ કરવા જાઓ, તોપણ કદી તેનો નાશ થતો નથી. (૧૩૫)

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥**

અવિનાશી, અમાપ અને નિત્ય એવા આત્માનો જે દેહ છે, તે નાશવંત છે એમ જ્ઞાનીઓ કહે છે; માટે હે ભારત ! તુ યુદ્ધ કર ૧૮

હે અર્જુન ! શરીરમાત્ર સ્વભાવથી જ નાશવંત છે; માટે તું યુદ્ધ કર. (૧૩૬)

**य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥**

આત્મા મારનારો છે અને આત્મા મરનારો છે, એમ જે સમજે છે તે બન્ને અજ્ઞાની છે; કારણ કે આત્મા કોઈને મારતો નથી અને કોઈથી મરાતો પણ નથી. ૧૯

તું દેહનુ અભિમાન ધરીને તથા શરીર પર દૃષ્ટિ રાખીને કહે છે, કે હુ મારનાર છુ અને કૌરવ મરનાર છે, પરંતુ હે અર્જુન, તું ખરી વાત સમજતો નથી. યથાર્થ વિચાર કરતાં તને જણાશે કે, તું મારનારો પણ નથી અને તેઓ મરનારા પણ નથી. (૧૩૮)

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**
**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥ २१ ॥**

આ આત્મા કદી ઉત્પન્ન થતો નથી અને કદી મરતો પણ નથી. એ પૂર્વે જન્મ પામી પુન મૃત્યુ પામશે એમ જ નહિ એ અજન્મા, નિત્ય, શાશ્વત અને અનાદિ છે, શરીરનો વધ થવા છતા એનો નાશ થતો નથી. હે પાર્થ! આત્માને જે અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકૃત જાણે છે, તે અન્યને કેવી રીતે તથા કોના દ્વારા મરાવશે? (માટે તે મરાવનાર કે મારનાર પણ નથી.) ૨૦,૨૧

જે પ્રમાણે સ્વપ્નમાંના વિષયો સ્વપ્નમાં જ ખરા ભાસે છે, પરંતુ જાગ્રતાવસ્થામા તેમાંનુ કાંઈ જ રહેતું નથી, તે પ્રમાણે આ સર્વ માયિક છે અને તું વ્યર્થ ભ્રમમા પડ્યો છે. અરે! જે પ્રમાણે મનુષ્યની છાયા પર કરાયેલો શસ્ત્રપ્રહાર દેહને નથી લાગતો, તેમજ પાણીથી ભરેલું પાત્ર ઊંધું કરતાં તેમાંનું સૂર્યબિંબ નાશ પામેલું જણાય છે, પણ તેથી ખરો સૂર્ય નાશ પામતો નથી, અથવા ઘરમાંના આકાશનો આકાર ઘરના જેવો જ છે, પરંતુ ઘરનો નાશ થતાં તે આકાશ નાશ પામતું નથી, તે જ પ્રમાણે શરીરનો નાશ છતાં આત્માનો કદી નાશ થતો નથી; માટે બાપુ, તું વ્યર્થ ભ્રાંતિથી ભ્રમિત થઈશ મા. (૧૪૩)

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

જે પ્રમાણે પુરુષ જૂના વસ્ત્ર ઉતારી નવાં વસ્ત્ર પરિધાન કરે છે, તે જ પ્રમાણે આત્મા જૂનાં શરીરોનો ત્યાગ કરી નવાં શરીરો ધારણ કરે છે. ૨૨

મનુષ્ય જે પ્રમાણે જીર્ણ થયેલાં વસ્ત્ર ફેંકી દઈ નવાં વસ્ત્ર ધારણ કરે છે, તે પ્રમાણે આ ચૈતન્યનાથ–આત્મા એક દેહનો ત્યાગ કરી અન્યનો સ્વીકાર કરે છે. (૧૪૪)

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ २३ ॥**
**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અગ્નિ ભસ્મ કરી શકતો નથી, પાણી ભીજવી શકતુ નથી, પવન સૂકવી શકતો નથી. એ છેદી શકાતો નથી, બાળી શકાય તેવો નથી, ભીંજાય તેવો નથી અને સુકાવી શકાય તેવો પણ નથી.

એ તો અવિનાશી, સર્વવ્યાપી. સ્થિર, અચલ અને ત્રણે કાળમા અવિચલ રહેનારો છે ૨૩,૨૪

આ આત્મા જન્મમરણરહિત હોઈ નિત્ય છે, એવું આપોઆપ સિદ્ધ થયુ છે. વળી તે ઉપાધિરહિત હોઈ શુદ્ધ છે; માટે શસ્ત્રાદિકથી એનો ઘાત થઈ શકતો નથી. એ પ્રલયકાળના પાણીમાં ડૂબતો નથી, અગ્નિથી ભસ્મ થઈ શકતો નથી, તેમ જ વાયુમાં પણ એને સૂકવવાની શક્તિ નથી; માટે હે અર્જુન! એ નિત્ય, ક્રિયારહિત તથા શાશ્વત હોઈ સર્વ સ્થળે વ્યાપ્ત છે. (૧૪૭)

**अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि । २५ ।।**

એ આત્માને આકાર નથી, ચિત્ત દ્વારા એ ચિતવી શકાતો નથી, વળી તે વિકારરહિત કહેવાય છે. માટે આત્મા એવા પ્રકારનો છે એમ સમજી લીધા પછી આ શોક કરવો એ તને ઉચિત નથી. ૨૫

આત્મા તર્કશાસ્ત્રની દૃષ્ટિથી દેખાય તેવો નથી. ધ્યાન તો તેનો મેળાપ કરવા માટે સદા તલપતુ જ રહ્યું છે. હે અર્જુન! એ આત્મા મનને સદા દુર્લભ, સાધનથી સદા અસાધ્ય, અનત અને શ્રેષ્ઠ છે. એ ત્રિગુણાતીત, અનાદિ, વિકારરહિત, સ્વરૂપાતીત અને વસ્તુમાત્રના. સ્વરૂપમાં વ્યાપ્ત છે હે અર્જુન! આ રીતે આત્માને સર્વવ્યાપી જાણીશ કે તત્કાળ શોકરહિત થઈશ. (૧૫૧)

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ।। २६ ।।**

હવે આત્મા નિત્ય ઉત્પન્ન થાય છે અને નિત્ય નાશ પામે છે, એવો જો તારો મત હોય. તોપણ હે અર્જુન, તારે એનો શોક કરવો યોગ્ય નથી. ૨૬

અથવા હે અર્જુન, એમ ન જાણતાં એ નાશવત જ છે એમ જો તું માને, તોપણ તારે શોક કરવાનું કારણ નથી; કારણ કે જેમ ગંગાના પાણીનો પ્રવાહ અખંડ છે, તેમ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો પ્રવાહ એકસરખો ચાલ્યા જ કરે છે! જેમ ગંગાનુ પાણી ઉત્પન્ન થાય છે અને મધ્યમા પ્રવાહરૂપે વહીને સમુદ્રને જઈ મળે છે, તેમ આ આત્માની પણ ત્રણ અવસ્થા છે અને પ્રાણીમાત્રને તો આ ત્રણે અવસ્થા ક્યારેય છોડતી નથી, એમ જાણ; માટે એ રીતે પણ આ સર્વને માટે તારે શોક કરવાનું પ્રયોજન જ નથી. સ્વભાવથી જ આ સર્વનો અનાદિ સૃષ્ટિક્રમ ચાલ્યો આવે છે. જો આ વાત તારા

લક્ષમાં ન આવતી હોય, તોપણ પ્રાણીમાત્ર જન્મમરણને અધીન છે માટે જન્મમરણને મટાડી શકાય એમ નથી એવુ સમજીને પણ તારે શોક કરવાનુ પ્રયોજન નથી. (૧૫૮)

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

જે ઉત્પન્ન થાય છે તે નિસશય મૃત્યુ પામે છે અને જે મરે છે તે નક્કી પુનર્જન્મ પામે છે, માટે એ ઘટના અપરિહાર્ય (ટાળી ન શકાય તેવી) છે; તેનો તારે શોક કરવો ઉચિત નથી. ૨૭

જેનો જન્મ થયો, તેનું મૃત્યુ થનાર જ છે અને જેનું મરણ થયુ છે, તેનો પુનર્જન્મ થનાર છે. એ પ્રમાણે આ ઘટમાળ એકસરખી ચાલુ જ છે, અથવા સૂર્યનો ઉદય અને અસ્ત જેમ આપોઆપ નિત્ય થયા કરીને કદી બધ રહેતો નથી, તે જ પ્રમાણે આ જગતમાં મૃત્યુ પણ મટાડી શકાય તેમ નથી. છેવટે મહાપ્રલયકાળે આ ત્રૈલોક્ય-નો પણ સંહાર થાય છે; માટે ઉત્પત્તિ અને અત અપરિહાર્ય છે. જો તને આવી સમજ પડી હોય, તો હે અર્જુન! તુ શોક શા માટે કરે છે? જાણીબૂજીને ઘેલો કા થાય છે? હે પાર્થ! વળી બીજી એક બાજુથી વિચાર કરાય તોપણ તારે દુઃખ લગાડવાનુ કશુ પ્રયોજન નથી

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥
आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्

હે ભારત! સર્વ ભૂતો પ્રથમ અવ્યક્ત અર્થાત્ જાણી ન શકાય તેવી સૂક્ષ્મ સ્થિતિમા હોય છે; તદનંતર વચ્ચે તે વ્યક્ત સ્થિતિમા આવે છે અને અતે અવ્યક્ત સ્થિતિમા લય પામે છે, ત્યારે તે માટે શોક તે શો કરવો? કોઈ આત્માને આશ્ચર્યવત્ જુએ છે, કોઈ તેને આશ્ચર્યવત્ વર્ણવે છે, કોઈ તેને આશ્ચર્યવત્ સાંભળે છે અને કોઈ તેના ગુણાનુવાદ શ્રવણ કરીને પણ તેને જાણતો નથી. ૨૮,૨૯

આ સર્વ પ્રાણીઓ ઉત્પત્તિ પૂર્વે નિરાકાર હતા અને જન્મ લીધા પછી આકારને પ્રાપ્ત થયાં. તે જ્યારે લય પામે છે, ત્યારે પણ તે નિઃસશય અન્ય સ્થિતિમાં નહિ જતાં પોતાની પૂર્વસ્થિતિ અર્થાત્ અવ્યક્ત સ્થિતિને પ્રાપ્ત થાય છે. હવે મધ્યમાં તેમનું જે સ્વરૂપ દેખાય છે, તે નિદ્રાગ્રસ્ત મનુષ્યના સ્વપ્ન સમાન હોઈને માયાના

યોગથી જ સત્ય ભાસે છે. જળને પવનનો સ્પર્શ થતાં તે જે પ્રમાણે તરંગરૂપે દેખાય છે અથવા ભિન્ન ભિન્ન લોકોની ઇચ્છા પ્રમાણે સુવર્ણ જેમ નાનાવિધ અલંકારરૂપે થાય છે, તે જ પ્રમાણે સર્વ પ્રાણીઓ માયાના યોગથી જ ઉત્પન્ન થયાં છે એમ સમજ. જેમ આકાશમાં અભ્રનો ખોટો પડદો ઉત્પન્ન થાય છે, તેમ જે મૂળથી જ નથી તેવાં આ શરીરો માટે તું કેમ રડે છે? અવિનાશી એક ચૈતન્યબ્રહ્મ જ છે, તે અક્ષય બ્રહ્મ પ્રતિ જ તું લક્ષ આપ, કે જેની ઉપર સાધુને પ્રેમ ઉત્પન્ન થવાથી વિષયો તેને છોડી જાય છે, જે બ્રહ્મ માટે તે વિરક્ત બનીને વનવાસી થાય છે, જે બ્રહ્મ પર દૃષ્ટિ રાખીને મનનશીલ પુરુષો બ્રહ્મચર્યાદિ વ્રતો તથા તપો આચરે છે, તે બ્રહ્મ તરફ શુદ્ધ ચિત્તે જોતાં જોતા કેટલાક લોકો અંતરમાં નિશ્ચલ થઈ સર્વ સંસારને વીસરી જાય છે. જેના ગુણાનુવાદ ગાતા ગાતા કેટલાકનાં ચિત્તને ઉપરતિ થાય છે અને અંતે તેમા જ નિમગ્ન થઈ જાય છે. જેના સ્વરૂપનુ વર્ણન સાભળી કોઈ શાંત થઈને દેહાભિમાનથી નિવૃત્ત થાય છે અને કોઈ અનુભવ લઈને તદ્રૂપ જ બની જાય છે, જેમ નદીઓનો સર્વ ઓઘ સમદ્રમા જ જઈને મળે છે, પણ તેમા જગા નથી એમ માની તેમાં નહિ સમાતાં પાછા ફરતા નથી; તેમ આ શ્રેષ્ઠ યોગીઓની બુદ્ધિ એક વેળા તેના તરફ વળી એટલે તે બ્રહ્મ સાક્ષાત્કારમા જ તદ્રૂપ થઈ જાય છે, તદ્રૂપ થયેલા યોગીઓ પુનઃ સંસારમાં આવતા નથી (૧૭૬)

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥**

હે અર્જુન! સર્વ દેહોમા વિદ્યમાન એવો જે આત્મા તેનો કદી પણ વધ થઈ શકતો નથી, માટે સર્વ ભૂતો માટે શોક કરવો તને ઉચિત નથી. ૩૦

હે અર્જુન! સર્વત્ર સર્વના અંતરમાં વ્યાપ્ત અને પ્રયાસ કરવાથી પણ જેનો ઘાત થતો નથી એવું જે એક ચૈતન્ય છે, તે જ જગદ્રૂપ બનેલું છે એ વાત લક્ષમાં રાખ. સ્વભાવતઃ જ સર્વ ઘટનાઓ બને છે અને નાશ પામે છે; ત્યારે હવે તુ જ કહે, કે શોક શાને માટે કરવો? હે પાર્થ! આ સરળ વાત તારા મનમા કેમ ન આવી? એકંદરે આ શોક કરવો એ તને યોગ્ય નથી. (૧૭૯)

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥**

સ્વધર્મની દૃષ્ટિથી જોતા પણ તારે કંપિત થવુ યોગ્ય નથી; કારણ કે ધર્મયુદ્ધ પ્રાપ્ત થવુ એના કરતા અન્ય કોઈ વસ્તુ ક્ષત્રિયોને કલ્યાણકારક નથી. ૩૧

અરે, અર્જુન, તુ વિચાર કેમ કરતો નથી? આ તે તું શું લઈ બેઠો છે? જે સ્વધર્મના પાલનથી મનુષ્ય તરે છે, તેને તો તું તદ્દન વીસરી ગયો છે! કદાચ કૌરવોનું કાંઈ વિપરીત થાય અથવા તારા સબધમા કાંઈ અનિષ્ટ પરિણામ આવે કે આ સર્વ જગતનો પણ નાશ થાય, તોપણ સ્વધર્મ તો કદાપિ ત્યજવો જ નહિ. તેનો ત્યાગ કરીને તારા મનમા જે દયા ઉત્પન્ન થઈ છે, તે દ્વારા તારો ઉદ્ધાર થશે કે? હે અર્જુન! જો કે તારું હૃદય દયાથી પીગળ્યુ છે, તોપણ તે દયા આ યુદ્ધને પ્રસગે અનુચિત છે, ગાયનુ દૂધ ઉત્તમ છતા કેટલાક વ્યાધિ માટે તે વર્જ્ય હોય છે. તે જો નવા તાવવાળાને આપવામાં આવે, તો તે વિષવત્ થઈ પડે છે; તે જ પ્રમાણે જો એક માણસ બીજાના ધર્મનું આચરણ કરે, તો તેના હિતનો નાશ થાય છે; માટે હવે સાવધ થા! વ્યર્થ શોકાકુલ થઈશ નહિ; અને જે ક્ષાત્રધર્મના આચરણથી કોઈ પણ કાળે દોષ નથી, તે સ્વધર્મ પ્રત્યે જ લક્ષ આપ. જેમ યોગ્ય માર્ગે ચાલવાથી કદી પણ અનિષ્ટની ઉત્પત્તિ થતી નથી કે દિવ્ય પ્રકાશમા ચાલવાથી ઠેસ વાગતી નથી, તેમ હે અર્જુન! જે સ્વધર્મના પંથે ચાલે છે, તેની સર્વ મનોકામના પૂર્ણ થાય છે; માટે તમને ક્ષત્રિયને સંગ્રામ સિવાય કોઈ પણ કાર્ય આવે પ્રસંગે ઉચિત નથી. મનમાં કપટ ન રાખતાં સામસામા ઊભા રહી એકબીજા પર પ્રહાર કરી યુદ્ધ આદરવું, એ જ આ પ્રસંગે તારો ધર્મ છે. વધારે શું કહેવું? (૧૯૦)

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ ३२ ॥

હે પાર્થ! સહજ પ્રાપ્ત થયેલો આ યુદ્ધ–પ્રસગ એ તો સ્વર્ગનું ઉઘડેલું દ્વાર છે! આવુ યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયોને જ પ્રાપ્ત થાય છે. ૩૨

હે અર્જુન! આ યુદ્ધ તને પૂર્વપુણ્યથી જ પ્રાપ્ત થયુ છે; જાણે ધર્મની બધી થાપણો જ મળી આવી છે! અરે! આને તે યુદ્ધ કહેવું કે મૂર્તિમત સ્વર્ગનો ઉદય થયેલો કહેવો? જાણે તારા ગુણોની કીર્તિ સાભળીને પ્રત્યક્ષ કીર્તિદેવી જ તારા પર અતિ આસક્ત થઈને તને વરમાળા આરોપવાને આવી હોય તેમ લાગે છે. ક્ષત્રિયોએ પુષ્કળ પુણ્ય કર્યાં હોય, ત્યારે જ આવો યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થાય છે. જેમ

રસ્તે જતા એકાદ વટેમાર્ગુને ચિંતામણિ મળી આવે, કે બગાસું ખાવાને મુખ પહોળું કરતાં તેમા અકસ્માત્ અમૃતબિંદુ આવી પડે છે; તેમ તને આ યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થયો છે. (૧૯૫)

अथ चेत्त्वमिमं धर्म्यं सङ्ग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

એમ છતા પણ જો તુ આ ધર્મયુદ્ધનો ત્યાગ કરીશ, તો આ લોકની કીર્તિ અને પરલોકના સાધનરૂપ સ્વધર્મનો નાશ થશે અને પાપની વૃદ્ધિ થશે. ૩૩

જો તું આવા આ સંગ્રામનો ત્યાગ કરીને વ્યર્થ વસ્તુનો જ શોક કરતો બેસી રહીશ, તો પોતાની હાનિ પોતાને હાથે જ કરવા જેવુ થશે. જો આ રણમા આજે તેં શસ્ત્ર ફેંકી દીધાં, તો વડીલોપાર્જિત કીર્તિનો નાશ કર્યો એમ જ સમજજે. એ પ્રમાણે મેળવેલી કીર્તિનો નાશ થશે એટલુ જ નહિ, પરંતુ સર્વ જગત પણ તારી નિંદા કરશે અને મોટા દોષો તને શોધતા ચાલ્યા આવશે. જેમ પતિરહિત સ્ત્રી સર્વથા અપમાન પામે છે, તે જ પ્રમાણે સ્વધર્મનો ત્યાગ કરનાર પણ અપમાનને પાત્ર બને છે; અથવા જેમ રણમાં પ્રેત પડ્યુ એટલે ચોતરફથી ગીધડાંઓ તેને ફોલી ખાવા મડે છે, તે જ પ્રમાણે સ્વધર્મહીન મનુષ્યના અંગમા મહાદોષો વ્યાપી નાશ કરી દે છે. (૨૦૦)

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

વળી સર્વ લોક નિરતર તારી અપકીર્તિ જ ગાશે અને સભાવિત પુરુષને અપકીર્તિ મરણ કરતા પણ અધિક દુ ખકારક છે ૩૪

માટે તું જો અત્યારે પ્રાપ્ત થયેલા ક્ષાત્રધર્મનો ત્યાગ કરીશ, તો તને પાપ લાગશે અને કલ્પાંતે પણ અપયશનુ કલક ભૂસાશે નહિ. જ્યાં સુધી અપકીર્તિ થઈ નથી ત્યાં સુધી જ સુજ્ઞ પુરુષો જીવવું ઉચિત સમજે છે. આમ હોવાથી હવે તું જ કહે કેં રણમાથી પાછુ શી રીતે જવું ? તું તો જાણે દયાને લીધે રણમાથી પાછો ફરીશ, પણ આ સર્વ એ વાતને માનશે નહિ. આ કૌરવો તને ચારે તરફથી ઘેરી લઈને તારા પર શરવૃષ્ટિ કરશે અને હે અર્જુન, પછી તારા દયાળુપણાથી કાંઈ છૂટકો થશે નહિ. એમ કરતી વખતે મહાન કષ્ટે અહીંયાંથી તારો છૂટકો થયો, તોપણ એ પ્રકારે જીવવું એ તો મરણ કરતા પણ ખરાબ છે. (૨૦૫)

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

આ સર્વ મહારથીઓ તને ભયથી નાસી ગયેલો જ માનશે અને પછી સર્વને બહુમાન્ય એવો તુ હલકો પડીશ ૩૫

વળી એક બીજી વાતનો તે વિચાર નથી કર્યો: તું અહીંયાં ખૂબ સજ્જ થઈને યુદ્ધ કરવા આવ્યો છે, પણ જ્યારે દયાર્દ્ર થઈને પાછો જવાને નીકળીશ, ત્યારે હે અર્જુન, તું જ કહે, તારા વેરી કૌરવો તને દયા આવી છે, એ વાત માનશે કે? (૨૦૭)

अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

તારા સામર્થ્યની નિંદા કરી તારા શત્રુઓ ન બોલવા જોઈએ તેવા ઘણા બોલ તારા સબધમા બોલશે, આથી વધુ દુ ખકારક બીજું શુ હોઈ શકે વારુ? ૩૬

તે લોકો કહેશે: 'ગયો રે ગયો! કે અર્જુન અમારાથી ડરીને નાસી ગયો.' અરે! તારા પર આવું કલંક આવે એ શું સારી વાત કે? હે ધનુર્ધારી! લોકો અનેક પ્રયત્નો કરીને કે પ્રાણ આપીને પણ જે કીર્તિને સંપાદન કરે છે, તે આકાશ જેવી અનુપમ કીર્તિ વગર અડચણે પ્રાપ્ત કરવાની તક તને અનાયાસે મળી ગઈ છે. તારી અમર્યાદિત કીર્તિ અને તારા ઉપમારહિત ગુણો ત્રણે લોકમાં પ્રખ્યાત છે. દેશદેશાંતરનાં રાજા–રજવાડાંઓ તારી સ્તુતિ કરે છે અને તારાં કીર્તિગાન ગાય છે, તે સાંભળી ખરેખર યમ પણ તારાથી ડરે છે. તારી કીર્તિનો મહિમા ગંગાના પાણી જેવો નિર્મળ અને ગહન છે; અને એ કીર્તિ સાંભળીને જગતના મહાન યોદ્ધાઓને પણ તે પ્રાપ્ત કરવાનો લોભ થયો છે. આવો તારા અદ્ભુત શૌર્યનો મહિમા સાંભળી સર્વ કૌરવો પોતાના જાન પર ઉદાર થયા છે. જેમ સિંહની ગર્જના સાંભળી ઉન્મત્ત હાથીને પણ પ્રલયકાળ જ ઊલટ્યો હોય એમ લાગે છે, તેમ આ સર્વ કૌરવોને તારો ડર લાગે છે. પર્વત જેમ વજ્રને અને સર્પ જેમ ગરુડને નમે છે, તેમ આ કૌરવો તારી સમક્ષ નીચું માથુ કરી ચાલે છે; માટે હવે જો યુદ્ધ ન કરતાં પાછો ફરીશ, તો તારું એ મહત્તત્ત્વ નષ્ટ થશે અને તને હીનતા લાગશે. વળી કદાચ તું નાસી જવાને તૈયાર થશે; પરંતુ એઓ તને જવા દેશે નહીં! એ તો તને પકડી આણીને તારી ફજેતી જ કરશે અને તારા સાંભળતાં તારી અતિશય નિંદા કરશે. પાછળથી આમ મર્મભેદક શબ્દો

સાંભળીને અંતઃકરણ વિદીર્ણ થવાનો પ્રસંગ આવે, તેના કરતા અત્યારે જ શૌર્યથી યુદ્ધ શા માટે ન કરવું? જો તે આ લોકોને જીત્યા તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. (૨૧૯)

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

જો તુ યુદ્ધમાં મરણ પામીશ તો તને સ્વર્ગ પ્રાપ્ત થશે અને વિજય મેળવીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. માટે હે અર્જુન, યુદ્ધનો નિશ્ચય કરીને ઊઠ. ૩૭

અથવા આ રણમા યુદ્ધ કરતા જો તું મરીશ, તો સહેજે સ્વર્ગ-સુખ ભોગવીશ, માટે હે અર્જુન, હવે આમ વિચાર કરતો બેસી ન રહે. ઊઠ અને હાથમાં શસ્ત્ર ધારણ કરી યુદ્ધનો આરંભ કર. સ્વધર્મના આચરણથી પૂર્વના દોષો નાશ પામે છે, તેને બદલે એથી પાતક લાગશે એવો ભ્રમ તને ક્યાંથી ઉત્પન્ન થયો? તું જ કહે, કે નાવમાં બેસનારો માણસ કદી ડૂબે કે? અથવા સારા માર્ગમા ચાલનારને કદી ઠેસ વાગીને તે પડે કે? પણ જેમ ચાલતા ન આવડતું હોય તો ઠેસ વાગીને પડી જવાય છે, જેમ દૂધ પીવાથી મરી જવાતું નથી પણ વિષની સાથે દૂધનુ સેવન કરવાથી મૃત્યુ થાય છે, તેમ ફળની આશાથી સ્વધર્મનુ આચરણ કરવાથી દોષ લાગે છે; માટે હે અર્જુન, નિષ્કામ થઈ ક્ષાત્ર-ધર્મ અનુસાર યુદ્ધ કર; એટલે લેશ પણ પાતક તને લાગશે નહિ. (૨૨૫)

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

સુખ–દુ:ખ, લાભ–હાનિ, જય–પરાજય એ સર્વને સમાન ગણી યુદ્ધ માટે તૈયાર થા એટલે તને પાપ નહિ લાગે. ૩૮

સુખ પ્રાપ્ત થતાં ફુલાઈ જવું નહિ અને દુઃખની પ્રાપ્તિ થતા ખેદ કરવો નહિ. આ સમરાંગણમાં જય મળશે કે મરણ થશે, એવા ભવિષ્યના વિચાર કરતા બેસી રહેવું નહિ. સ્વધર્માનુસાર વર્તતાં જે ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિ થાય, તે શાંત વૃત્તિથી સહન કરવી. વળી આ રીતે મનનો નિશ્ચય થયો એટલે સ્વાભાવિક રીતે જ દોષોત્પત્તિ થતી નથી; માટે હવે તું નિશ્ચયપૂર્વક યુદ્ધનો આરંભ કર. ૨૨૮

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥**

હે પાર્થ! અત્યારસુધી તને સાંખ્યબુદ્ધિ એટલે જ્ઞાન અથવા તત્ત્વવિચારનો

બોધ આપ્યો. હવે કર્મયોગ વિષેની બુદ્ધિ સાંભળ, કે જે બુદ્ધિથી યુક્ત થયેલો તુ કર્મબંધનથી છૂટીશ. ૩૯

અત્યાર સુધી જ્ઞાનયોગ વિષે તને સંક્ષિપ્ત બોધ આપ્યો. હવે બુદ્ધિપૂર્વકના કર્મયોગ વિષે કહુ છું, તે સાંભળ: હે અર્જુન! પુરુષ બુદ્ધિયુક્ત કર્મયોગને પ્રાપ્ત થતાં તેને કર્મબંધનની બાધા નડતી નથી–જેમ અંગ પર વજ્રકવચ ધારણ કરવાથી શસ્ત્રોની વૃષ્ટિ વચ્ચે પણ મનુષ્ય અબાધિત રહી ખાતરીપૂર્વક વિજય મેળવે છે. (૨૩૨)

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

આ બુદ્ધિયોગમા આરંભેલા કાર્ય અધૂરાં રહ્યા હોય તોપણ તેથી કરેલા કર્મો નાશ પામતાં નથી અથવા તેને અડચણ કે સંકટ નડતાં નથી અને આ ધર્મના થોડા પાલનથી પણ મોટા ભયમાથી રક્ષણ મળે છે. ૪૦

તે પ્રમાણે આ યોગ આચરતાં આ લોકનાં સુખ નષ્ટ થતાં નથી અને મોક્ષમાં બાધ નડતો નથી. આ યોગમાં આરંભેલાં કાર્યો બંધ પડે તોપણ કરેલાં કર્મોનો નાશ થતો નથી; પણ મનુષ્યે નિષ્કામ બુદ્ધિ અનુસાર તે કર્મ કરવાં જોઈએ પણ ફળની ઇચ્છા રાખવી જોઈએ નહિ. જેમ ભૂત ભૂવાને પીડા કરી શકતું નથી, તેમ જેને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થઈ છે તેને સંસારની ઉપાધિ નડી શકતી નથી. જે બુદ્ધિને પાપપુણ્યનો બાપ થતો નથી, જે અતિ સૂક્ષ્મ અને નિશ્ચળ છે અને સત્ત્વ, રજ તથા તમ–એ ત્રણે ગુણો જેમાં પ્રવેશ કરી શકતા નથી, એવી સુબુદ્ધિ, હે અર્જુન, પુણ્યયોગે જેને થોડી પણ પ્રાપ્ત થાય, તેના સંસારના સર્વ ભયનો નાશ થાય છે. (૨૩૭)

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।**
**बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

હે અર્જુન! આ કર્મયોગમા નિશ્ચયાત્મક બુદ્ધિ એક જ છે અને અનિશ્ચિત પુરુષોની બુદ્ધિ અનેક ભેદોવાળી તથા અનંત હોય છે. ૪૧

જેમ દીપકની જ્યોતિ નાની સરખી હોવા છતાં પણ તે મોટો પ્રકાશ આપે છે, તે જ પ્રમાણે આ સદ્‌બુદ્ધિ અલ્પ હોય તોપણ તેને થોડી સમજશો નહિ. હે અર્જુન! વિવેકીઓ સદા એ સદ્‌બુદ્ધિની જ ઇચ્છા કરે છે; કેમકે સદ્‌બુદ્ધિ જગતમાં અતિ દુર્લભ છે. જે પ્રમાણે ઇતર પથ્થરોની પેઠે પારસમણિ કાંઈ પુષ્કળ મળતા નથી કે અમૃતનું એક બિંદુ પણ મહાસદ્‌ભાગ્યે જ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ઈશ્વરની

પ્રાપ્તિમાં જ પર્યવસાન (અંત) પામનારી સદ્બુદ્ધિ અત્યંત દુર્લભ છે. જે પ્રમાણે ગંગાજળનુ પર્યવસાન નિરંતર સમુદ્ર જ છે, તે પ્રમાણે હે અર્જુન, જેને ઈશ્વરપ્રાપ્તિ વિના અન્ય કાંઈ પ્રાપ્તિ નથી એવી તો આ જગતમા એક નિષ્કામ બુદ્ધિ જ છે. એના વિના બીજા પ્રકારની બુદ્ધિ તે દુર્બુદ્ધિ છે દુર્બુદ્ધિમા તો વિકાર જ ઉત્પન્ન થાય છે અને અવિચારી લોકો એવી દુર્બુદ્ધિમા તથા વિકારોમા જ સદા રમે છે; આથી હે અર્જુન, તે લોકોને સ્વર્ગ, સસાર અને નરકાવસ્થાની જ પ્રાપ્તિ થયા કરે છે, તેમને આત્મસુખ મળતું નથી. (૨૪૪)

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषवहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका वुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥

હે અર્જુન! વેદના માત્ર અર્થવાદમા જ રત થયેલા અને કર્મ વિના અન્ય કાંઈ છે જ નહિ એમ બોલનારા અવિચારી લોકો અને વિષયભોગમા તત્પર તથા સ્વર્ગપ્રાપ્તિનો હેતુ ધરાવનાર લોકો ભોગ અને ઐશ્વર્ય મેળવવા માટે અનેક પ્રકારની વિશિષ્ટ ક્રિયાના વર્ણનથી ભરેલી અને જન્મ તથા કર્મરૂપી ફળ આપનારી જે પુષ્પિત (બાહ્યત મોહક દેખાતી) વાણી બોલે છે, તે વાણીને જેનુ ચિત્ત વશ થયુ છે એવા ભોગ અને ઐશ્વર્ય માટે તત્પર રહેલા લોકોનાં મનમા નિશ્ચયાત્મક અર્થાત્ આત્મતત્ત્વવિષયક કે કર્મયોગવિષયક બુદ્ધિ હોતી જ નથી. ૪૨–૪૪

આવા લોકો વેદના આધાર બતાવી કર્મમાર્ગનુ શ્રેષ્ઠત્વ સ્થાપિત કરે છે; પરતુ તેઓ કર્મના ફળ પર આસક્તિ રાખે છે. તેઓ કહે છે કે, મૃત્યુલોકમા જન્મ લઈને યજ્ઞાદિક કર્મો કરવા અને આહ્લાદ દાયક સ્વર્ગસુખનો ઉપભોગ લેવો. હે અર્જુન! આવા દુર્બુદ્ધિયુક્ત મનુષ્યો સદૈવ એમ જ કહે છે કે, સ્વર્ગસુખ વિના અન્ય સુખો સુખ આપનારાં છે જ નહિ. આવા લોકો કેવળ ભોગની ઇચ્છાથી આસક્ત હોવાને લીધે કેવળ ફળ પર જ દૃષ્ટિ રાખીને સકામ કર્મ કરે છે વળી અનેક પ્રકારના અનુષ્ઠાનો વિધિયુક્ત કરી અત્યત દક્ષતાપૂર્વક ધર્માચરણ કરે છે; પરંતુ હે અર્જુન, તેઓ એક જ વાત બહુ ખોટી કરે છે, તે એ કે તેઓ મનમા સ્વર્ગેચ્છા રાખે છે અને યજ્ઞભોક્તા જે

ઈશ્વર તેને વીસરી જાય છે. જેમ કર્પૂરમા અગ્નિ મૂકી તેને નકામુ બાળી દેવામાં આવે, કે મિષ્ટાન્નમા હળાહળ વિષ ભેળવવામાં આવે, કે દૈવયોગે મળેલા અમૃતકુંભને લાત મારી ઊંધો વાળવામાં આવે. તેમ આવા લોકો પ્રાપ્ત થયેલા ધર્મને સકામપણાથી નષ્ટ કરી નાખે છે. અત્યત શ્રમથી પુણ્ય પ્રાપ્ત કર્યા પછી સંસારની ઇચ્છા શા માટે કરવી? પરતુ આ લોકોના લક્ષમા આ વાત આવતી નથી જે પ્રમાણે કોઈ ઉત્તમ રસોઇયો નાના પ્રકારના પકવાન્ન તૈયાર કરી દ્રવ્યની લાલચે બજારમા વેચે છે, તે પ્રમાણે આવા અવિચારી લોકો સુખોપભોગ માટે ધર્મ ગુમાવે છે; માટે હે પાર્થ! વેદના અર્થવાદમા નિમગ્ન થયેલા લોકોના મનમા સદૈવ દુર્બુદ્ધિનો જ વાસ હોય છે એ વાત લક્ષમા રાખ. (૨૫૫)

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

હે અર્જુન! વેદમાં સત્ત્વ, રજ અને તમ-એ ત્રણ ગુણોનુ જ પ્રતિપાદન છે, માટે તુ ગુણાતીત થા. હુ અને મારુ એ દ્વદ્વનો પરિત્યાગ કર નિત્ય શુદ્ધ સત્ત્વગુણથી સ્થિર થા. યોગક્ષેમ અર્થાત્ નિર્વાહ કેવી રીતે ચાલશે તેની ચિતા છોડી દે અને આત્મસ્વરૂપમા ચિત્તને સ્થિર કર. ૪૫

તુ નિશ્ચયપૂર્વક સમજ કે, વેદ ત્રણ ગુણ(સત્ત્વ, રજ અને તમ)થી પરિપૂર્ણ છે. તેમા ઉપનિષદ ભાગ સાત્ત્વિક છે અને હે ધનુર્ધર, બાકીના જે ભાગમા કર્મ, ઉપાસના વગેરેનું નિરૂપણ કરવામા આવ્યુ છે, તે સર્વ રજ અને તમ ગુણોથી યુક્ત હોઈ કેવળ સ્વર્ગસૂચક જ છે. તુ નિશ્ચયપૂર્વક સમજ, કે એ (ગ્રથો) સુખઃદુખના કારણો જ છે; તેથી રખેને તું કદી તારા મનને તેમા પેસવા દેતો!' માટે તેમ કરીશ નહીં. આ ગુણત્રયની ત્રિપુટીનો ત્યાગ કર અને અહંમમતા છોડી દે તથા અંતરમાં આત્મસુખનો વિચાર થવા દઈશ નહિ. (૨૫૯)

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

નાના જળાશયથી જેટલો અર્થ સરે તેટલો અર્થ મોટા જળાશયથી સહેલાઈથી સરે છે, તેજ પ્રમાણે વેદોનાં જે જુદાં જુદાં ફળ તે બ્રહ્મજ્ઞાનીને સહજ જ પ્રાપ્ત છે. ૪૬

જોકે વેદમાં પુષ્કળ વાતોનો નિર્દેશ થયેલો છે; છતાં આપણે તો જે માર્ગ હિતાવહ હોય, તેનો જ સ્વીકાર કરવો જોઈએ. જેમ

સૂર્યોદય થવાથી પુષ્કળ માર્ગો દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તે સર્વ માર્ગો પર મનુષ્ય એકસાથે આક્રમણ કરી શકતો નથી અથવા સર્વ પૃથ્વી પાણીથી ભરેલી હોય તોપણ આપણે તો ખપ પૂરતું જ પાણી લઈ શકીએ છીએ, તે જ પ્રમાણે જેઓ જ્ઞાની છે તેઓ વેદાર્થનો વિચાર કરીને પણ માત્ર અપેક્ષિત શાશ્વત બ્રહ્મનો જ સ્વીકાર કરે છે. (૨૬૩)

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

હે અર્જુન ! તું કર્મનો જ અધિકારી છે. ફળનો અધિકારી બનીશ નહિ અને કર્મના ફળની ઇચ્છા પણ કરીશ નહિ, તેમ કર્મ ન કરવાનો પણ આગ્રહ ધરીશ નહિ. ૪૭

માટે હે પાર્થ ! સાંભળ, મેં અનેક દૃષ્ટિથી સર્વ વાતોનો વિચાર કરી જોયો તો મને લાગ્યું કે, તને સ્વકર્મ જ ઉચિત છે, તારે તારા કર્તવ્યકર્મને ત્યજવા નહિ; કર્મફળની ઇચ્છા ન રાખતાં તેમ જ નિષિદ્ધ કર્મનો અંગીકાર ન કરતાં નિષ્કામભાવે તારે સત્કર્મ જ આચરવાં જોઈએ. (૨૬૬)

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनञ्जय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥**

હે ધનંજય ! યોગયુક્ત થઈ કર્તાપણાનું અભિમાન તથા ફળની ઇચ્છાનો ત્યાગ કરી કર્મ કર, આરંભિત કર્મ પાર પડે વા ન પડે તેનો હર્ષ કે શોક કરીશ નહિ. કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમતા થવી એને જ યોગ કહે છે. ૪૮

હે અર્જુન ! યોગયુક્ત થઈ ફળની ઇચ્છાનો ત્યાગ કરી મનઃપૂર્વક કર્મ કર, આરંભેલું કાર્ય દૈવયોગે પાર પડ્યું, તો તેથી ફુલાઈ જતો નહિ અને સિદ્ધ ન થયું અથવા અપૂર્ણ જ રહ્યું, તો તેને માટે શોક પણ કરીશ નહિ. કર્મ કરતાં જો તે પાર પડ્યું તો ઠીક જ છે, પરંતુ કદાચિત્ વિઘ્ન આવીને તે અપૂર્ણ રહ્યું, તોયે ઇશ્વરેચ્છા બળવત્તર ગણી રૂડું જ માનવું. જેટલાં કર્મો બને તે સર્વ ઇશ્વરને અર્પણ કરવાં; એટલે પછી પૂર્ણતા કે અપૂર્ણતા માનવાનું કશું પ્રયોજન જ નથી. કર્મ કરતાં સારું કે માઠું જે કાંઈ પરિણામ થાય, તે પ્રત્યે મનોધર્મ સમાન રાખવો; એનું નામ જ યોગસ્થિતિ, એમ શાણા પુરુષો કહે છે. (૨૭૨)

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनञ्जय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

હે અર્જુન ! ઇશ્વિરને અર્પણ કરીને કરેલાં કર્મો (બુદ્ધિયોગ) કરતાં ફળના હેતુથી કરેલા કર્મો અતિ ન્યૂન યોગ્યતા ધરાવે છે; માટે બુદ્ધિનુ જ શરણ ગ્રહણ કર. કર્મના ફળની ઇચ્છા ધરાવનાર લોકો અતિ દીન હોય છે. જ્ઞાની પુરુષ કર્મનાં ફળ જે પાપ અને પુણ્ય તેનાથી આ લોકમાં જ મુક્ત થાય છે. માટે સમત્વબુદ્ધિયોગને સાધ્ય કરી લે. આ યોગ એટલે કર્મનુ કૌશલ્ય જ છે.

હે અર્જુન ! જેમાં મન (ક્રિયા) અને બુદ્ધિ (જ્ઞાન)નુ ઐક્ય થાય છે અને જ્યાં ચિત્તની સમતા થાય છે, ત્યા જ યોગનો સાર છે. હે પાર્થ ! વિચારપૂર્વક બુદ્ધિયોગની અને કર્મયોગની તુલના કરતાં જણાય છે કે, અહંકારયુક્ત અને ફ્લેચ્છાયુક્ત કરાતા કર્મયોગની યોગ્યતા ઘણી ઓછી છે; પરંતુ કર્મનુ આચરણ કરતાં કરતા જ બુદ્ધિયોગ સાધ્ય થાય છે. અને આવી રીતે કર્મસિદ્ધિ થાય તેને જ યોગ-સ્થિતિ કહેવાય છે; માટે હે અર્જુન, બુદ્ધિયોગ જ શુદ્ધ પાયો છે અને તેથી તું તેમા જ તારા ચિત્તને સ્થિર કર અને મનમાથી ફળની આશાને દૂર કર. બુદ્ધિયોગમાં પ્રવૃત્ત થનારની જ મનોકામના સિદ્ધ થાય છે અને તેઓ જ પાપપુણ્યના બંધનમાંથી છૂટે છે. (૨૭૭)

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥

માટે સમત્વબુદ્ધિયુક્ત પુરુષો જ્ઞાની હોવાથી કર્મફળની આશા છોડી, જન્મ-બંધનથી મુક્ત થઈ, સર્વ ઉપદ્રવથી રહિત એવા (પરબ્રહ્મ) પદને પામે છે. ૫૧

હે અર્જુન ! બુદ્ધિયોગયુક્ત પુરુષો કર્મ કરવા છતાં ફળની ઇચ્છા રાખતા નથી, એટલે તે જન્મમરણના ફેરામાંથી મુક્ત થાય છે. હે ધનુર્ધર ! પછી તેઓ બ્રહ્માનંદથી પરિપૂર્ણ એવા અવિનાશી પદને પામે છે. (૨૭૯)

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી પાતકને તરી જશે, ત્યારે જ તુ સાંભળવાનાં અને સાંભળેલાં નાના પ્રકારના વેદના વાક્યોથી વિરક્ત થઈશ. ૫૨

જ્યારે તું આ મોહને ત્યજીશ અને તારા મનમા વૈરાગ્ય પ્રવેશ કરશે, ત્યારે જ તને નિર્દોષ અને ગહન આત્મજ્ઞાન પ્રાપ્ત થશે અને તારું અંતઃકરણ સર્વ પ્રકારે ઇચ્છારહિત બનશે, ત્યારે તને અચ્યુત

પદ પ્રાપ્ત થશે. હે અર્જુન! એવી રીતે તે પદની પ્રાપ્તિ થતાં ભવિષ્ય-ના વિચાર અને ભૂતકાળના સ્મરણના સર્વ પ્રકારો પોતપોતાને ઠેકાણે રહી જશે. (૨૮૨)

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

વેદનાં નાના પ્રકારનાં વાક્યો શ્રવણ કરી ભ્રમમાં પડેલી તારી બુદ્ધિ જ્યારે ભ્રાંતિચક્રમાંથી નીકળી આત્મસ્વરૂપમાં સ્થિર થશે. ત્યારે જ તને સર્વ યોગ-સ્થિતિ સાધ્ય થશે. ૫૩

ઇંદ્રિયના સંસર્ગથી જે બુદ્ધિ ચંચળ થાય છે, તે આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ થયા પછી સહેજે સ્થિર થાય છે. એ પ્રમાણે સમાધિ-સુખમાં જ્યારે તારી બુદ્ધિ સ્થિર થશે, ત્યારે જ તને સર્વ યોગસ્થિતિ સાધ્ય થશે. (૨૮૪)

अर्जुन उवाच—स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

અર્જુન બોલ્યો હે કેશવ! જેની બુદ્ધિ સ્થિર થઈ યોગસ્થ બની છે, તે સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણ કેવાં છે? તે શું બોલે છે? કેવી સ્થિતિમા હોય છે અને કેવું વર્તન કરે છે? ૫૪

પછી અર્જુન બોલ્યો: હે શ્રીકૃષ્ણ! હે કૃપાનિધે! હું જે વાત પૂછું તેનો ખુલાસો કૃપા કરીને કરજો. આ સાંભળી શ્રીકૃષ્ણ ભગ-વાન બોલ્યા: 'હે અર્જુન! તને જે યોગ્ય લાગે તે આનંદપૂર્વક પૂછ.' આ સાંભળી અર્જુન બોલ્યો: 'સ્થિતપ્રજ્ઞ (જેની બુદ્ધિ સ્થિર છે તે), કોને કહેવો? તેને કેવી રીતે ઓળખવો? તે મને સ્પષ્ટ કરીને કહો. જેને સ્થિર બુદ્ધિવાળા કહેવામાં આવે છે અને જે નિરંતર સમાધિ-સુખ ભોગવે છે, તેને કયાં લક્ષણોથી ઓળખવો? હે દેવ! હે લક્ષ્મી-પતે! તે કેવી સ્થિતિમા હોય છે અને કેવું વર્તન રાખે છે? એ કૃપા કરી કહો.' આ સાંભળી ષડ્ગુણૈશ્વર્યસંપન્ન પરબ્રહ્માવતાર ભગવાન બોલવા લાગ્યા:

श्रीभगवानुवाच—प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

શ્રીભગવાન બોલ્યા હે અર્જુન! જ્યારે મનુષ્ય મનમા રહેલી સર્વ વાસ-નાઓને નિઃશેષ ત્યજી દે છે અને આત્મસમાધાન વડે આત્મામાં જ સંતુષ્ટ બને છે, ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

શ્રીભગવાન કહે છે: હે અર્જુન! મનની અતિ ઉત્કટ ઇચ્છા આત્મસુખમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. જે સદા તૃપ્ત છે, જેનું અંતઃકરણ આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોય છે, જેના યોગથી મનુષ્ય વિષયોમાં જઈ ફસાય એવો જે કામ, તેની જેના મનમાં પૂર્ણ નિવૃત્તિ થઈ ગઈ હોય અને જેનું મન આત્મસંતોષમાં અર્થાત્ સ્વાનંદમાં રમમાણ હોય છે, તે પુરુષને સ્થિરબુદ્ધિ જાણવો. (૨૯૩)

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

જેનું મન દુઃખપ્રાપ્તિથી ખેદ પામતું નથી, જેને સુખની ઇચ્છા નથી અને કામ, ક્રોધ અને ભય–એ વિકારો જેના અંતઃકરણમાંથી ચાલ્યા ગયા છે, એવો જે મુનિ, તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. ૫૬

નાના પ્રકારનાં દુઃખોની પ્રાપ્તિ થયા છતાં જેના મનમાં ત્રાસ ઉત્પન્ન થતો નથી અને જેને વિષયસુખની ઇચ્છા નથી, તે સત્પુરુષના અંતઃકરણમાંથી કામ અને ક્રોધ આપોઆપ જ દૂર થાય છે. વળી તે પૂર્ણપુરુષ ભયનું તો નામ સુદ્ધાં જાણતો નથી. આ પ્રકારે જે સંસાર છોડી દઈને કેવળ ભેદથી રહિત થયેલો હોય છે, તે જ પુરુષને સ્થિરબુદ્ધિ સમજવો. (૨૯૬)

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

સર્વ વિષયો પ્રત્યેનું જેનું મમત્વ નષ્ટ થયું છે અને જેને સારા કે માઠા વિષયો પ્રાપ્ત થતાં હર્ષ કે શોક થતો નથી, તેની જ બુદ્ધિ સ્થિર થઈ છે એમ સમજવું. ૫૭

જે પ્રમાણે પૂર્ણિમાનો ચંદ્રમા સારા કે નઠારા લોકોને એકસરખો પ્રકાશ આપે છે, તેમ જે સર્વની સાથે સમાન દૃષ્ટિવાળો છે તથા ભૂતમાત્ર પ્રતિ દયાવાન હોઈ જેની બુદ્ધિમાં કદી ભેદ થતો નથી, જેને સારું થવાથી તેના સંતોષ વડે જેને ગર્વ થતો નથી અને જેને બૂરું થતાં દુઃખ પણ થતું નથી, એવો જે હર્ષશોકરહિત પુરુષ સદા આત્મવિચારમાં નિમગ્ન રહે છે, તેને હે અર્જુન, સ્થિર બુદ્ધિવાળો જાણ. (૩૦૦)

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

જે પ્રમાણે કાચબો પોતાની ઇચ્છા અનુસાર પોતાના અવયવોને સંકોચી

લે છે, તે પ્રમાણે મનુષ્ય જ્યારે પોતાની ઇંદ્રિયોને સર્વ વિષયોમાંથી પાછી ખેંચીને અંકુશમા રાખે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ એમ જાણવું. ૫૮

• કાચબો જ્યારે આનંદમા હોય છે, ત્યારે તે પોતાના હાથપગ પ્રસારે છે અને જ્યારે ઇચ્છે ત્યારે તેને પાછા સંકોચી લે છે; તે પ્રમાણે જેની ઇંદ્રિયો સ્વાધીન થઈ વશ રહે છે, તેની બુદ્ધિ સ્થિર થઈ છે એમ સમજ. (૩૦૨)

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

આહાર ન કરનાર પુરુષના વિષય નષ્ટ છતાં તેનામા કેવળ પ્રીતિ જ શેષ રહે છે, પરંતુ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં તો તે પ્રીતિનો પણ લોપ થાય છે. ૫૯

હે અર્જુન ! બીજી એક ગમ્મતની વાત તને કહું છું તે શ્રવણ કર : કેટલાક યોગસાધકો ઇંદ્રિયોનું દમન કરી વિષયોનો ત્યાગ કરે છે અને શ્રોત્રાદિ ઇંદ્રિયોનું દમન કરે છે, પરંતુ જિહ્વા—રસનાનું દમન કરતા નથી; તેથી તેઓ અનેક રીતે આ વિષયોમાં ફસાઈ પડે છે. કોઈ વૃક્ષના પાંદડાં અને કૂંપળો ચૂંટી નાખવામાં આવે, પણ તેના મૂળમા જો જળસિંચન કર્યા કરવામા આવે, તો પછી તે વૃક્ષનો નાશ શી રીતે થશે ? જે પ્રમાણે જળના બળથી તેને અન્ય સ્થળે ફાટા ફૂટે છે, તે પ્રમાણે રસના—જિહ્વા દ્વારા અંતઃકરણમાં વિષય વધુ ને વધુ પુષ્ટ થાય છે. બાહ્ય વિષયો ન્યૂન થઈ શકે છે, પરંતુ હઠથી જિહ્વાના વિષયો ઓછા કરી શકાતા નથી; કારણ કે તેના સિવાય આ શરીર ચાલી શકતું નથી. પરંતુ હે અર્જુન ! યોગસાધક જ્યારે પરબ્રહ્મનો સાક્ષાત્કાર પામી અનુભવ લે છે, ત્યારે એ રસનાનું નિયમન પણ સહેજે થઈ શકે છે. જ્યારે માણસને સ્વયં બ્રહ્મભાવનો અનુભવ થાય છે, ત્યારે 'શરીર હું છું' એવો ભાવ નષ્ટ થાય છે અને ઇંદ્રિયોના વિષયો ભોગવવાની વાસનાઓ પણ આપોઆપ વિસારે પડે છે. (૩૦૯)

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥**

હે અર્જુન ! આ બળવતી ઇંદ્રિયો તેનો નિગ્રહ કરવાને મથતા વિદ્વાન મનુષ્યના મનને પરાણે પોતાના તરફ ખેંચી જાય છે. ૬૦

હે અર્જુન ! જેઓ ઇંદ્રિયોને વશ કરવા માટે રાત્રિદિવસ પ્રયત્ન કરે છે, તેમને પણ તેઓ અધીન થતી નથી. જે માણસ પોતાની આસપાસ અભ્યાસનો ઊભો પહેરો રાખીને યમ—નિયમનો કિલ્લો

બાંધી લે છે તથા મનને મૂઠીમાં રાખે છે, તેને સુદ્ધાં એ ઇંદ્રિયો વ્યાકુળ કરી નાખે છે એવો એમનો પ્રતાપ છે. જે પ્રમાણે માંત્રિક-(ભૂવા)ને યક્ષિણી ભુલાવામાં નાખી દે છે, તેમ એ વિષયો રિદ્ધિ-સિદ્ધિરૂપે યોગીઓને પ્રાપ્ત થઈ ઇંદ્રિયો દ્વારા યોગીઓનાં મન ભ્રષ્ટ કરે છે. આવે વખતે મન જો વિષયોમાં ગૂંથાઈ ગયુ તો અભ્યાસ તેની જગ્યાએ જ રહી જાય છે. આવી આ ઇંદ્રિયોની પ્રબળ શક્તિ છે (૩૧૪)

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

માટે તે સર્વ ઇંદ્રિયોને વશ કરી જ્ઞાની પુરુષે મારામાં જ પોતાનુ મન સ્થિર કરવું. જેની ઇંદ્રિયો સ્વાધીન હોય છે, તેને નિશ્ચળ બુદ્ધિનો મનુષ્ય સમજવો. ૬૧

માટે હે પાર્થ ! સર્વ વિષયોની ઇચ્છા છોડીને જે ઇંદ્રિયોને વશ કરે છે અને જેનુ અંતઃકરણ વિષયસુખના ભ્રમમાં પડતું નથી, તે જ યોગનિષ્ઠાને પ્રાપ્ત થવાને પાત્ર છે; કારણ કે તે સદા આત્મજ્ઞાનયુક્ત રહે છે અને અંતરમાં મને કદી વીસરતો નથી. જો કોઈ માત્ર બાહ્ય વિષયોને છોડી કર્મેંદ્રિયોનો નિગ્રહ કરી બેસી રહે અને વિષયેચ્છા તેમ ને તેમ રહે, તો તે જન્મમરણના ફેરામાંથી છૂટતો નથી. થોડું પણ વિષપાન શરીરમાં પ્રસરી જવાથી જીવનનો નાશ થાય છે, તે પ્રમાણે મનમાં થોડી પણ વિષયેચ્છા રહેવાથી તે સર્વ શુભ વિચારોનો નાશ કરે છે. (૩૨૦)

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्सञ्जायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

વિષયોનું ચિંતન કરનાર પુરુષના મનમાં વિષયો ઉપર પ્રીતિ ઉત્પન્ન થાય છે અને પ્રીતિમાંથી કામ (ઉત્કટ ઇચ્છા) ઊપજે છે. આ કામની આડે કાંઈ હરકત આવતાં ક્રોધની ઉત્પત્તિ થાય છે અને ક્રોધમાંથી મૂર્ખતા, મૂર્ખતામાંથી સ્મૃતિનાશ, સ્મૃતિનાશમાંથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશમાંથી પુરુષના સર્વસ્વનો નાશ થાય છે. ૬૨,૬૩

અંતઃકરણમાં વિષયોનું સહેજ પણ સ્મરણ થયું તો વિરક્તને પણ તેમની પ્રાપ્તિ માટે તેની ઉપર પ્રીતિ ઊપજે છે અને તેમાંથી ઇચ્છા અર્થાત્ કામ ઉત્પન્ન થાય છે. કામ ઉત્પન્ન થયો એટલે ક્રોધ તો

મૂર્તિમંત ઊભો જ છે અને ક્રોધની સાથે અવિચાર રહેલો હોય છે જ. જે પ્રમાણે દીપકની જ્યોતિ પવનથી બુઝાઈ જાય છે, તે પ્રમાણે અવિચારને લીધે સ્મૃતિ અર્થાત્ આત્મજ્ઞાનનો નાશ થાય છે. સંધ્યાનો સમય થતાં જ અંધકાર સૂર્યપ્રભાને ગ્રસ્ત કરે છે, તેવી જ દશા સ્મૃતિનો નાશ થતાં મનુષ્યની થાય છે. પછી અજ્ઞાનને લીધે તેની બુદ્ધિ કેવળ અંધ બની જાય છે. વળી તે સર્વ વસ્તુથી વિમુખ થઈ તેને કોઈ પણ માર્ગ સૂઝતો નથી. જન્માંધને નાસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે આમતેમ ભાગવા લાગે છે, તે જ પ્રમાણે હે અર્જુન, અજ્ઞાનને લીધે બુદ્ધિ આડી વાટે ભ્રમણ કરવા લાગે છે. આ પ્રમાણે બુદ્ધિનો નાશ થતાં તે ગોટાળામાં પડી જાય છે અને તેનુ સર્વ જ્ઞાન નષ્ટ થાય છે. શરીરમાંથી પ્રાણ નીકળી જતાં જે પ્રમાણે દેહ પ્રેતરૂપ બને છે, તેવી સ્થિતિ બુદ્ધિ નષ્ટ થવાથી જીવની બને છે, માટે હે અર્જુન, સાંભળ: જે પ્રમાણે બળતણને અગ્નિની એક ચિનગારી લાગી તેનો ભડકો થતા તે અગ્નિ ત્રિભુવનનો પણ નાશ કરવા સમર્થ થાય છે, તે પ્રમાણે અંતઃકરણમા યત્કિંચિત્ પણ વિષયનુ સ્મરણ થયુ એટલે તે મહા અનર્થની ઉત્પત્તિ કરે છે. (૩૩૦)

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

પ્રીતિ અને દ્વેષનો પરિત્યાગ કરી જેણે પોતાની ઇંદ્રિયોને અંકુશમાં આણી છે, તે પુરુષ વિષયોનુ સેવન કરે તોપણ તે અંતઃકરણની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે. ૬૪

એટલા માટે મનમાથી સર્વ વિષયો દૂર કર્યા એટલે રાગ અને દ્વેષ આપોઆપ જ નષ્ટ થાય છે અને રાગ અને દ્વેષ ટળ્યા પછી ઇંદ્રિયો વિષયોમા પ્રવૃત્ત થાય તોપણ તે બાધક થતી નથી. આકાશમાંથી સૂર્ય પોતાનાં કિરણરૂપી કરથી જગતની વસ્તુઓનો સ્પર્શ કરે છે, તોપણ તેના સંસર્ગદોષથી લિપ્ત થતો નથી; તે પ્રમાણે જે વિષય પ્રત્યે ઉદાસીન, આત્મસ્વરૂપમાં નિમગ્ન અને કામક્રોધથી અલિપ્ત હોય છે તથા જે વિષયમાં પણ પોતાના સ્વરૂપ સિવાય અન્ય વસ્તુનુ દર્શન કરતો નથી, ત્યાં પછી વિષય શી વસ્તુ છે અને તેને શી રીતે બાધ કરી શકે? અને કદાચ બાધે તો યે કોને? જો પાણીમા બૂડતું હોય કે અગ્નિથી અગ્નિ બળતો હોય તો જ પૂર્ણતાએ પહોંચેલો પુરુષ વિષયસંસર્ગથી ડૂબે. આમ જે પોતે જ સર્વરૂપ બની રહ્યુ છે તેની બુદ્ધિ સ્થિર છે એમ તુ નક્કી સમજ. (૩૩૭)

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

ચિત્તને પ્રસન્નતા પ્રાપ્ત થતાં સર્વ દુખ નાશ પામે છે અને પ્રસન્નચિત્ત પુરુષની બુદ્ધિ શીઘ્ર સ્થિર થાય છે. ૬૫

જ્યા ચિત્તમા સદા પ્રસન્નતા હોય છે, ત્યાં સાંસારિક દુઃખોનો પ્રવેશ થતો નથી. તેના ઉદરમા જ અમૃતનો ઝરો ઉત્પન્ન થયેલો હોય છે. તેને ક્ષુધાતૃષાની પીડા જેમ ક્યારેય થતી નથી તે જ પ્રમાણે જેનું હૃદય પ્રસન્ન હોય છે, તેને વળી દુઃખ કેવુ અને તે થવાનું પણ ક્યાંથી? આવા મનુષ્યની બુદ્ધિ આપોઆપ જ પરમાત્મસ્વરૂપમાં જડાયલી રહે છે. જેમ વાયુરહિત સ્થળે દીપકની જ્યોત લેશ પણ ડોલતી નથી, તેમ જેની બુદ્ધિ સ્થિર હોય છે, તે આત્મસ્વરૂપની સમાધિમા જ નિશ્ચળપણે રત હોય છે. (૩૪૧)

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥ ६६ ॥

જેનુ અત કરણ સ્વસ્થ હોતું નથી, તેને આત્મજ્ઞાનની બુદ્ધિ પણ હોતી નથી, જેનું આત્મામા ધ્યાન નથી, તેને શાતિ હોતી નથી; અને જેને શાતિ હોતી નથી, તેને સુખ ક્યાંથી હોય! ૬૬

આ યોગયુક્તિનો વિચાર જેના અતઃકરણમા હોતો નથી, તેને શબ્દાદિક વિષયો પોતાના પાશમા જકડી લે છે. હે પાર્થ! આવા માણસની બુદ્ધિ કદી સ્થિર રહેતી નથી અને બુદ્ધિસ્થૈર્યની ઇચ્છા પણ તેના મનમા ઉત્પન્ન થતી નથી. હે અર્જુન! જ્યારે તેના અતઃકરણમાં સ્થિરતાની ઇચ્છા જ ઉત્પન્ન થતી નથી, ત્યારે તેને શાંતિ ક્યાથી પ્રાપ્ત થાય? જેવી રીતે પાપીઓની તરફ મોક્ષ એક દૃષ્ટિમાત્રથી પણ જોતો નથી, તે પ્રમાણે જ્યાં શાતિનો અશ લેશ પણ નથી ત્યા સુખ ભૂલે-ચૂકે પણ જતું નથી. અગ્નિમા શેકેલાં બીજ જો ઊગવાનો સંભવ હોય તો જ શાંતિહીન મનુષ્યને સુખની પ્રાપ્તિ થવાનો સભવ માની શકાય, માટે મનનુ અનિયમિતપણુ જ દુઃખનું કારણ હોઈને ઇંદ્રિયનિગ્રહ કરવો એ જ સર્વોત્તમ કાર્ય છે. (૩૪૭)

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

સ્વચ્છંદે વિહરતી ઇંદ્રિયોની પાછળ જ્યારે મન ભટકે છે, ત્યારે તે મન, જેવી રીતે સમુદ્રમા ચાલતી નૌકા પ્રતિકૂળ વાયુના યોગે ડૂબી જાય છે, તે પ્રમાણે

બુદ્ધિને હરી લે છે. ૬૭

જે પુરુષો ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે પોતે ભલેને સમજે કે અમે વિષયરૂપ સાગરને તરી ગયા છીએ; પરંતુ ખરું જોતા તે તરીને પાર થયેલા હોતા નથી. જેમ એક નાવ કિનારે લાગી ન લાગી એટલામાં અચાનક વાવાઝોડું થતાં તોફાનમાં ફસાય છે, તેમ સિદ્ધ થયેલો પુરુષ માત્ર ગમ્મતને ખાતર પણ જો ઇંદ્રિયોનુ લાલન કરે તો તે ફરીથી સંસારદુઃખમાં ફસાઈ જાય છે, એમ તું સમજ. (૩૫૦)

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

માટે હે મહાબાહુ અર્જુન ! ઇંદ્રિયોના અર્થ જે વિષય, તે વિષયોથી જે પોતાની ઇંદ્રિયોને સર્વ પ્રકારે રોકી રાખે છે, તેની બુદ્ધિ સ્થિર થયેલી છે એમ સમજ. ૬૮

માટે હે ધનંજય! આપણી ઇંદ્રિયો આપણા તાબામાં આવી જાય તો તેથી અધિક સાર્થકતા તે આ જીવનમાં બીજી શી હોઈ શકે? જે પ્રમાણે કાચબો પોતાના પ્રસારેલા અવયવોને સ્વેચ્છાથી પોતે જ સંકોચી લે છે, તે પ્રમાણે જેની ઇંદ્રિયો સ્વાધીન અને આજ્ઞાપાલક હોય છે, તેની જ બુદ્ધિ સ્થિરતાને પ્રાપ્ત થયેલી સમજ.. હે અર્જુન! હવે જ્ઞાનીને ઓળખવાનુ બીજું એક સૂક્ષ્મ ચિહ્ન તને બતાવુ છુ તે તું ધ્યાનમાં રાખ. (૩૫૪)

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

પોતાના રૂપ વિષેનુ જે અજ્ઞાન એ સર્વ ભૂતોની રાત્રિ છે તે રાત્રિના સમયમા યોગી પુરુષ જાગૃત હોય (સ્વરૂપાનુભવરૂપ જાગૃતિ ભોગવે છે) અને જે સ્વરૂપના અજ્ઞાનરૂપ રાત્રિના સમયમા સર્વ ભૂતો સત્ય બુદ્ધિથી જાગૃત હોય છે, તે સંસારની જાગૃતિ યોગી પુરુષને રાત્રિ સમાન હોય છે. ૬૯

સર્વ પ્રાણીઓને અજ્ઞાત રહેલા આત્મસ્વરૂપનું જેને પૂર્ણ જ્ઞાન છે અને જે વ્યાવહારિક વિષયસુખની પ્રાપ્તિ માટે મનુષ્યો જાગ્રત રહી મહાપરિશ્રમ સેવે છે, તે વિષયસુખ પ્રતિ જે નિદ્રિત રહી અલક્ષ્ય કરે છે, તે જ મનુષ્ય હે અર્જુન! ઉપાધિરહિત, સ્થિતપ્રજ્ઞ, ગંભીર અને મુનિશ્રેષ્ઠ મનન કરનારાઓમાં શ્રેષ્ઠ છે એમ સમજ. (૩૫૬)

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामायं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥७०॥

ચારે તરફથી પાણીથી ભરાતા અને પોતાની મર્યાદા ન છોડનારા સમુદ્રમાં જેમ સર્વ નદીઓ પ્રવેશ કરે છે, તે પ્રમાણે જે સ્થિરબુદ્ધ પુરુષમાં સઘળા ભોગો કોઈ પણ પ્રકારનો વિકાર ઉત્પન્ન કર્યા સિવાય પ્રવેશ કરે છે, તેને જ શાંતિ મળે છે—જે ભોગોની ઇચ્છા કરે તેને શાંતિ મળતી નથી. ૭૦

વળી હે પાર્થ, એક અન્ય પ્રકારથી પણ સ્થિતપ્રજ્ઞ મનુષ્ય ઓળખી શકાય છે. સમુદ્રમાં જેમ સદૈવ પરિપૂર્ણતા હોય છે, તેમ આવા પુરુષના અંતઃકરણમાં પણ પરિપૂર્ણતાનો વાસ હોય છે. જો કે વર્ષાઋતુમાં નદીઓના ભરપૂર પ્રવાહો સમુદ્રમાં ભળે છે તોય તે જરા પણ વૃદ્ધિ પામતો નથી, અથવા પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ જ ગ્રીષ્મઋતુમાં નદીઓનાં પાણી ખૂટી જાય છે, ત્યારે પણ તે યત્કિંચિત્ ઊણો થતો નથી, તેમ સ્થિતપ્રજ્ઞ પુરુષ પણ રિદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થતાં ઉલ્લાસ પામતો નથી અને તેની અપ્રાપ્તિ થતાં તે અસંતુષ્ટ થતો નથી. સૂર્યના ઘરમાં દીપક સળગાવવામાં આવે, તો જ શું પ્રકાશ થાય અને નહિ તો શું તે અંધારે અથડાય છે? તે જ પ્રમાણે સ્થિતપ્રજ્ઞ પુરુષ પાસેની રિદ્ધિસિદ્ધિ આવી તોય શું અને ગઈ તોય શું! એવી ભાવનાથી તેમનું સ્મરણ માત્ર પણ હોતું નથી; કારણ કે તેનું અંતઃકરણ મહાસુખમાં—પરમાત્મસુખમાં નિમગ્ન હોય છે. જે પોતાના ગૃહના સૌંદર્ય સમક્ષ ઇંદ્રભુવનને પણ તુચ્છ માનતો હોય તેને ભીલોનાં ઝૂંપડાં જોવાથી કેમ સમાધાન થઈ શકે વારુ? જે અમૃતની પણ ઉપેક્ષા કરતો હોય, તે જેવી રીતે કાંજી પીતો નથી તે જ પ્રમાણે આત્માનંદથી તૃપ્ત થયેલ પુરુષ રિદ્ધિસિદ્ધિથી ઉપભોગ લેતો નથી. હે અર્જુન! ચમત્કાર તો એ છે કે, જે પુરુષને સ્વર્ગનાં સુખની પણ અપેક્ષા નથી, તેની સન્મુખ રિદ્ધિસિદ્ધિની તો વિસાત જ શી? આ પ્રમાણે હોવા છતાં લોકો કહે છે કે, સ્થિતપ્રજ્ઞની પાસે રિદ્ધિસિદ્ધિ હોવી જ જોઈએ; એ કેવી આશ્ચર્યકારક વાત! (૩૬૫)

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहङ्कारः स शान्तिमधिगच्छति ॥ ७१ ॥**

જે મનુષ્ય સર્વ કામવાસનાઓનો ત્યાગ કરી, નિસ્પૃહ થઈ તથા "હું અને મારું" એ દ્વંદ્વ છોડી નિરહંકારી રહેતો હોય છે, તેને શાંતિસુખની પ્રાપ્તિ થાય છે ૭૧

આ પ્રમાણે આત્મબોધથી સંતુષ્ટ થયેલો અને પરમાનંદમાં નિમગ્ન થયેલો જે પુરુષ હોય તે જ ખરેખરો સ્થિરબુદ્ધિ છે એમ તારે સમજવું. આવો માણસ 'હુંપણું' છોડી સર્વ વિષયોનો ત્યાગ કરી જગત

માં વિચરે છે. (૩૬૭)

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ ७२ ॥

હે અર્જુન ! આવી સ્થિતિને જ બ્રહ્મસ્થિતિ (સર્વ કર્મ ત્યાગીને બ્રહ્મરૂપ થઈ જવું) કહેવામાં આવે છે. મનુષ્ય જ્યારે એ સ્થિતિ પામે છે (સર્વ કર્મ છોડી બ્રહ્મરૂપ બને છે), ત્યારે તેને મોહ થતો નથી. આવી સ્થિતિમા જો મરણ પ્રાપ્ત થાય. તોપણ તે સર્વથી શાંતિ(મોક્ષ)નેજ પ્રાપ્ત થાય છે. ૭૨

આવી નિઃસીમ બ્રહ્મસ્થિતિનો અનુભવ જ્યારે નિષ્કામ પુરુષ લેવા લાગે છે, ત્યારે તે અનાયાસે જ પરબ્રહ્મ(આત્મસ્વરૂપ)ને જઈ મળે છે. આવા પુરુષોને દેહના અવસાનકાળે થનારી વ્યાકુલતા (ભ્રાન્તિ) જ્ઞાનસ્વરૂપમાં જઈ મળ્યા પછી બ્રહ્મસ્થિતિ વડે તેમનાં ચિત્તમાં આડી આવી શકતી નથી. સંજય ધૃતરાષ્ટ્રને કહે છે: હે રાજન્! શ્રી કૃષ્ણ પરમાત્માએ એ જ સ્થિતિનું વર્ણન અર્જુનને કહી સંભળાવ્યું. શ્રીકૃષ્ણ ભગવાનનુ આવું કથન સાંભળી અર્જુન મનમાં બોલ્યો: 'આ યુક્તિ મને ઠીક ઉપયોગી થઈ પડશે. જે સઘળાં કામોનો દેવે નિષેધ કર્યો છે, તે નિષેધથી જ દેવ મને જે યુદ્ધ માટેનો આગ્રહ કરે છે તે તેમનો આગ્રહ વ્યર્થ સિદ્ધ થઈ શકે છે.' આથી શ્રીકૃષ્ણ ભગવાનનુ ઉપર્યુક્ત ભાષણ સાંભળી અર્જુન અતિ હર્ષિત થયો. હવે તે શંકા કરી ગહન પ્રશ્નો પૂછશે. એ સંવાદ અત્યંત રસમય હોવા સાથે, સર્વ ધર્મનું ઉત્પત્તિસ્થાન અથવા અમર્યાદ વિચારામૃત મહાસાગર જ છે. આ સંવાદનું નિરૂપણ જગદીશ્વર પોતે જ કરશે અને નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહી સંભળાશે. (૩૭૫)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया द्वितीयोऽध्याय ॥ २ ॥

# અધ્યાય ૩જો—કર્મયોગ

अर्जुन उवाच—ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

અર્જુન બોલ્યો હે જનાર્દન! 'કર્મયોગ કરતાં બુદ્ધિયોગ શ્રેષ્ઠ છે'—એવો જ જ્યારે તમારો મત છે. તો પછી હે કેશવ, મને આ હિંસક કર્મમાં શા માટે પ્રવૃત્ત કરો છો? ૧

જ્ઞાનદેવ કહે છે: અર્જુને કેવા પ્રકારે શંકા કરી તે સાંભળો. પછી અર્જુન બોલ્યો: હે દેવ કમલાપતે! તમે જે કહ્યું, તે મેં લક્ષપૂર્વક સાંભળ્યું છે. હે અનંતસ્વરૂપ! આત્મસ્વરૂપમાં કર્મ અને કર્તા એમનો વિચાર કરી જોતાં તો કર્મ અને કર્તા જેવું કાંઈ રહેતું નથી એવો જ જો આપનો નિશ્ચિત મત હોય, તો પછી હે હૃષીકેશ, આપ 'હે પાર્થ! તું સંગ્રામ–યુદ્ધ કર!' એવો ઉપદેશ મને શા માટે આપો છો? આ ભયંકર કર્મજાળમા મને ફસાવતાં આપને સંકોચ કેમ થતો નથી? સર્વ કર્મોનો આપ જ નિષેધ કરો છો, તો પછી મારે હાથે આવા હિંસાત્મક કર્મ શા માટે કરાવો છો? હે હૃષીકેશ! આપ પોતે જ કર્મમાર્ગને આટલુ બધું માન આપી મારે હાથે આવી ભયકર હિંસા કરાવો છો; તેનો આપ પોતે જ કાંઈક વિચાર કરી જુઓ (૫)

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

તમે જાણે કાંઈ ગૂચવણભર્યું બોલીને મારા મનમા ભ્રમ ઉત્પન્ન કરો છો; એટલા માટે એક નિશ્ચિત વાત કહો, કે જે દ્વારા હું મારું કલ્યાણ સાધી લઉં.

હે દેવ! તમે જ જ્યારે આ પ્રમાણે બોલવા માંડો, ત્યારે પછી અમારે અજ્ઞાનીઓએ શું કરવું? અર્થાત્ હવે વિચારનો અંત જ આવી ગયો છે એમ જ સમજવું જોઈએ. અજ્ઞાન દૂર કરવા માટે જો આવો સંદિગ્ધ ઉપદેશ કરવામાં આવે, તો પછી એથી કયો ભ્રમ ભિન્ન હોઈ શકે વારુ? હવે તો આપની પાસે આત્મબોધ મેળવવાની મારી ઇચ્છા પૂરી થઈ ચૂકી, એમ જ માનવું. વૈદ્ય જ જ્યારે રોગીના ઔષધમાં વિષ નાખે, તો પછી રોગીએ જીવવું કઈ રીતે? આપનો આ ઉત્તમ ઉપદેશ મને તો અંધ મનુષ્યને આડા માર્ગમાં ચઢાવી દેવા જેવો

કિંવા મર્કટને દારૂ પાવા જેવો સારો ફળ્યો. હે ભગવાન! દેવ! હું મૂળથી જ અજ્ઞાની અને તેમાં વળી આ મોહથી ગ્રસ્ત થયો અને તે માટે જ તમને વિવેકની વાત પૂછી; તો આપની એકેએક વાત નવીન આશ્ચર્ય નવાઈ જેવી જ નીવડી! એ ઉપદેશમાં તો મને ચોતરફ ગોટાળો જ લાગ્યો! હે દેવ! શરણાગતની સાથે આ પ્રમાણે શાને વર્તો છો? અમે મન, વાણી ને કાયાથી આપના બોલવા પર શ્રદ્ધા રાખીએ અને આપ અમને આવો ભ્રમમય ઉપદેશ આપો, તો પછી અવધિ જ થઈ ને! જ્યારે આપ સ્વયં આવો ઉપદેશ કરો એટલે અમારુ તો કલ્યાણ જ થઈ ચૂક્યુ! હવે જ્ઞાન સંપાદન કરવાની તો આશા જ શી? એટલું જ નહિ, પરંતુ મારા મનની સ્થિરતાનો નાશ થયો અને મન વિશેષ ભ્રમમાં પડી ગયુ! હે કૃષ્ણ! આપની લીલા અમે પામર મનુષ્યો કાંઈ જાણી શકતા નથી, આ ઉપદેશને બહાને જો આપ મારા મનોભાવ જાણવા ઇચ્છતા હો, તો કોણ જાણે? મને આપ ફસાવો છો, કે ગૂઢાર્થ સહિત બ્રહ્મસ્વરૂપ સમજાવો છો, તેની મને કાંઈ સમજ પડતી નથી. માટે હે દેવ! સાંભળો, મને ગૂઢાર્થમા ન કહેતાં ગામડિયાને પણ સમજ પડે એવી ભાષામા સ્પષ્ટ કહી બતાવો. હે કૃષ્ણ! હું અતિશય મંદબુદ્ધિ છું; માટે મને સ્પષ્ટ સમજાય તેવી રીતે નિશ્ચયાત્મક વાત કહો. રોગનો નાશ કરવો એ તો જાણે ઔષધનો હેતુ હોય છે જ; પરંતુ તે સ્વાદિષ્ટ અને રુચિકર પણ હોવું જોઇએ; તે પ્રમાણે સર્વ અર્થથી પરિપૂર્ણ અને આચરવાને યોગ્ય એવું તત્ત્વ આપ મને કહી સંભળાવો. વળી હું એટલું માગી લઉં છું કે, જે રીતે મારા મનને તેનો પૂર્ણ બોધ થાય, તે રીતે મને કહેજો. હે દેવ! આપના જેવા ગુરુ મળવા છતાં મારે મારા મનની ઇચ્છા પરિતૃપ્ત શા માટે ન કરી લેવી? આ સ્થળે મારે મર્યાદા કોની રાખવી? તમે તો મારી માતા છો. દૈવયોગે ફળતી કામધેનુ પ્રાપ્ત થાય, તો પછી ઇચ્છિત વસ્તુ માગવામાં ઊણપ શા માટે રાખવી? ચિંતામણિ હાથમાં આવી પડતા આકાંક્ષિત પદાર્થો લેવામા 'લક્ષ્મી ચાંદલો કરવા આવતા મોઢું ધોવા જવા' જેવો વ્યવહાર શા માટે આચરવો? અમૃતસિંધુને કિનારે ઊભા રહી અમૃતપાન ન કરતા તૃષાથી તરફડીએ, તો પછી અમૃતનિધિ પાસે જવાનો શ્રમ જ શા માટે લેવો? તે જ પ્રમાણે હે કમલાપતે! જન્મોજન્મ આપની ઉપાસના કરતાં કરતાં દૈવયોગે જ્યારે આપ આજે મળ્યા છો, તો પછી હે પરમેશ્વર, અમારી ઈચ્છામાં આવે તે વસ્તુ શા માટે ન માગી લેવી? હે દેવ! આજે

મારી મનોકામના પરિપૂર્ણ કરવાનો દિવસ ઊગ્યો છે. આજે મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઈ, મારાં પૂર્વપુણ્યો ફળી, મારા સર્વ મનોરથોની સિદ્ધિ થઈ છે; કારણ કે પરમ કલ્યાણધામ અને દેવોના દેવ એવા જે આપ તે આજ અમારે આધીન થયા છો. જે પ્રમાણે માતાનું સ્તનપાન કરવામાં બાળકને વેળા-કવેળા જોવાની હોતી નથી તે પ્રમાણે હે દેવ, હે કૃપાનિધે, હું આપને મારી ઇચ્છા પ્રમાણે પ્રશ્નો પૂછું છું માટે હે દેવ, આ લોકમાં આચરવા યોગ્ય અને પરલોકમાં હિતકારક થઈ શકે એવી એક નિશ્ચિત વાત કહો. (૩૧)

**श्रीभगवानुवाच-लोकेऽस्मिन्द्विविधा निष्ठा[1] पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन[2] सांख्यानां कर्मयोगेन[3] योगिनाम् ॥ ३ ॥**

શ્રી ભગવાન બોલ્યા . હે નિષ્પાપ અર્જુન ! સૃષ્ટિના આરંભમાં જ મેં આ લોકમાં આચરવા યોગ્ય બે પ્રકારના માર્ગો બતાવ્યા છે સાંખ્યો (વિચાર કરનારાઓ)ને જ્ઞાનયોગ અને યોગીઓ (કર્મ કરનારાઓ)ને કર્મયોગ. ૩

અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ આશ્ચર્યથી બોલી ઊઠ્યા : હે અર્જુન, મેં તને જે કહ્યું તે ગર્ભિતાર્થ છે. ઈશ્વરાર્પણ કર્મમાર્ગનું નિરૂપણ કરતાં હું પ્રસંગાનુસાર જે જ્ઞાનમાર્ગનો મહિમા વર્ણવી ગયો, તેમાં મારો હેતુ શો હતો, તે નહિ સમજતાં તું વ્યર્થ જ ક્ષોભ પામ્યો છે. વળી હવે ધ્યાનમાં રાખજે કે, ઉક્ત જ્ઞાનયોગ અને કર્મયોગ એ ઉભય માર્ગો મારા જ બતાવેલા છે. હે વીરશ્રેષ્ઠ! આ પૃથ્વી પર એ ઉભય સંપ્રદાય અનાદિસિદ્ધ છે અને મારામાંથી જ ઉદ્ભવેલા છે. જડ અને ચૈતન્ય વિષે વિચાર કરનારા લોકો જેનું આચરણ કરે છે અને જેથી બ્રહ્મસ્વરૂપની પ્રતીતિ થઈ તત્ક્ષણ જ તેમાં તદ્રૂપ બની જવાય છે, તે એક સંપ્રદાયનું નામ **જ્ઞાનયોગ** છે; બીજાને **કર્મયોગ** કહેવામાં આવે છે. આ યોગમાં તત્પર એવા મુમુક્ષુજનો ક્રમેક્રમે

---

૧. સાધનની પરિપક્વ અવસ્થા એટલે પરાકાષ્ઠા, તેનું નામ નિષ્ઠા છે.

૨. માયાથી ઉત્પન્ન થયેલા બધા ગુણો જ ગુણોમાં વર્તે છે એમ માની તથા મન, ઇંદ્રિય અને શરીર વડે થનારી સઘળી ક્રિયાઓમા કર્તાપણાના અભિમાનથી રહિત થઈ પરમાત્મામા એકીભાવથી સ્થિત રહેવાનુ નામ જ્ઞાનયોગ છે. એને જ 'સંન્યાસ,' 'સાંખ્યયોગ' વગેરે નામોથી કહ્યો છે.

૩. ફળ અને આસક્તિનો ત્યાગ કરી ઈશ્વરેચ્છા પ્રમાણે માત્ર ઈશ્વરપ્રીત્યર્થ સમત્વ બુદ્ધિથી કર્મ કરવાનુ નામ 'નિષ્કામ કર્મયોગ' છે, એને જ 'સમત્વયોગ,' 'બુદ્ધિયોગ,' 'કર્મયોગ,' 'તદર્થકર્મ.' 'મદર્થકર્મ' કહ્યો છે.

(જ્ઞાન થયા પછી) મોક્ષને પ્રાપ્ત થાય છે. તૈયાર મળેલા અને રાંધીને તૈયાર કરેલા અન્નથી જેમ એકસરખી જ તૃપ્તિ થાય છે, તેમ આ ઉભય માર્ગોનું સાક્ષાત્ અને પરંપરાગત અંતિમ પરિણામ એક જ હોય છે. જે પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ વહેતી નદીઓ ભિન્નભિન્ન જણાય છે, પરંતુ છેવટે સમુદ્રમાં મળતી વેળાએ અંતે જેમ તે એકત્ર થાય છે; તે પ્રમાણે આ બન્ને સંપ્રદાયો એક જ લક્ષ્યના સૂચક છે. એના અવલંબનનો આધાર ઉપાસકની પાત્રતા પર છે. પક્ષી એક જ ઉડ્ડયનની સાથે ફળને ગ્રહણ કરે છે; પરંતુ તે ફળ તે જ વેગથી મનુષ્ય શી રીતે ગ્રહણ કરી શકશે વારુ? તે તો ધીમેધીમે આ ડાળી પરથી પેલી ડાળી પર, એમ જતો જતો ક્રમેક્રમે જ ફળની પાસે જઈ પહોંચશે; તે જ પ્રમાણે જે માનમાર્ગે ચાલે છે એવા જ્ઞાનીઓ વિહંગમ-માર્ગે સત્વર મોક્ષની પ્રાપ્તિ કરી લે છે અને ઇતર યોગીઓ કર્મમાર્ગે પિપીલિકા-માર્ગથી ચાલી વિહિત વર્ણાશ્રમ ધર્મનું આચરણ કરી ક્રમેક્રમે મોક્ષ પ્રાપ્ત કરે છે. (૪૪)

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

કર્મનું આચરણ ન કરવાથી પુરુષને નિષ્કર્મતા[1] (કર્મશૂન્યત્વ) પ્રાપ્ત થતી નથી, તેમ જ કેવળ (જ્ઞાનરહિત) કર્મસંન્યાસથી પણ તેને એ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. ૪

જો કોઈ પણ મનુષ્ય આરંભથી જ વિહિત કર્મોનો ત્યાગ કરી જ્ઞાનવાનની પેઠે નિષ્કર્મ (કર્મરહિત) થવાની ઇચ્છા કરે, તો તે નિઃસંશય તેવો બની શકતો જ નથી. હે અર્જુન! જે વિહિત કર્મો કરવાનાં હોય, તેનો પરિત્યાગ કરી મનુષ્ય કૃતાર્થ થઈ શકે છે, એમ બોલવું એ કેવળ મૂર્ખતા છે. નદી પરિપૂર્ણ ભરેલી હોય અને સામે કિનારે જવું હોય, તો નાવ વિના શી રીતે જવાશે? કિંવા ક્ષુધાતૃપ્તિની ઇચ્છા હોય તેની ક્ષુધા, રસોઈ તૈયાર કર્યા વિના અથવા તૈયાર હોય તે આરોગ્યા વિના શી રીતે શાંત પડશે? જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી, ત્યાં સુધી તો વ્યાવહારિક પ્રવૃત્તિ પૂંઠે લાગેલી જ રહેવાની. જ્યાં આપણું મન ઇચ્છારહિત થઈ ગયું, એટલે પછી આત્મસંતોષ થઈ સર્વ ખટપટ આપોઆપ જ બંધ થશે. માટે હે પાર્થ, જેને

૧ જે અવસ્થાને પ્રાપ્ત થયેલા પુરુષના કર્મ અકર્મ થઈ જાય છે એટલે કે ફળ ઉત્પન્ન કરી શકતાં નથી, તે અવસ્થાનું નામ નિષ્કર્મતા છે.

પરમાત્મપ્રાપ્તિની ઇચ્છા હોય તેવા દરેક માટે વિહિત કર્માચરણ ત્યાજ્ય નથી.' વળી શું આપણી ઇચ્છાથી જ કર્મોનો સ્વીકાર વા ત્યાગ થઈ શકે કે ? ઇચ્છા પ્રમાણે કર્મના સ્વીકાર વા ત્યાગની વાત બોલવી એ કેવળ બકવાદ સમાન છે. વાસ્તવિક વિચાર કરી જોતાં જણાશે કે, આપણી ઇચ્છા પ્રમાણે કર્મોનો ત્યાગ કરવાથી કર્મનો ત્યાગ થતો નથી. એ દૃઢતાથી જાણજે. (૫૨)

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

કારણકે કોઈ પણ પ્રાણી કર્મ કર્યા સિવાય એક પળ પણ સ્વસ્થ રહી શકતો નથી પ્રકૃતિમાથી ઉત્પન્ન થયેલા સત્વાદિ ગુણો પરતંત્ર એવા સર્વ પાસે કર્મો કરાવે છે. ૫

જ્યા સુધી આ સર્વ પ્રપચ માયાને આશ્રયે છે, ત્યા સુધી સત્ત્વ, રજ અને તમ એ ગુણોને આધીન જ સર્વ વ્યાપાર હોય છે; માટે આપણે કર્મનો સ્વીકાર કરી શકીએ છીએ કિંવા તેનો ત્યાગ કરી શકીએ છીએ એમ કહેવું એ અજ્ઞાનસૂચક છે. વિહિત કર્મોનો આરંભ કર્તાની ઇચ્છા પર અવલંબે છે તેથી દ્વેષ અગર ત્રાસથી ત્યાગ કરવાથી 'મનઇંદ્રિયોનો' કર્મો કરવાનો સ્વાભાવિક ધર્મ શું નષ્ટ થશે? વિહિત કર્મોનો ત્યાગ કરવાથી શું શ્રવણેંદ્રિય પોતાનો સ્વાભાવિક ધર્મ ભૂલી જાય છે? કિંવા આખ પોતાની દર્શનશક્તિ ગુમાવે છે? અથવા ઘ્રાણેંદ્રિય પોતાનો પ્રકૃતિસિદ્ધ ધર્મ વીસરી જાય છે? અથવા પ્રાણાપાન વાયુની ગતિ બંધ થાય છે? મન સંકલ્પવિકલ્પ ત્યજી દે છે? કિંવા ક્ષુધા–તૃષાનો લોપ થાય છે? અથવા શું તેથી સ્વપ્ન અને જાગ્રત અવસ્થાનો નાશ થાય છે? અથવા પગો ચાલવાનુ કામ વીસરી જાય છે? અને તેથી શુ જન્મ–મરણ બધ થાય છે કે? જો આ બધા ઇંદ્રિય–વ્યાપાર બધ રહેતા નથી, તો પછી ત્યાગ તે શાનો કર્યો? તેથી દેહાભિમાનીથી સ્વાભાવિક કર્મોનો ત્યાગ કદી પણ કરી શકાતો જ નથી, કર્મ એ માયાના ગુણોને આધીન હોવાથી હુ કર્મનો સ્વીકાર કરીશ વા તેનો ત્યાગ કરીશ એમ કહેવું વ્યર્થ છે. આપણે રથમાં સ્વસ્થ બેઠા છીએ, તોપણ રથને આધીન હોવાથી રથની સાથે આપણે પણ અવશ્ય ગતિ કરીએ જ છીએ. વૃક્ષનું શુષ્ક પત્ર નિશ્ચેષ્ટ હોવા છતા પણ વાયુના વેગથી ઊડી આકાશમા ભ્રમણ કરે છે; તે પ્રમાણે પ્રકૃતિને આધીન હોવાથી તથા કર્મેદ્રિયોના વિકારોને લીધે નૈષ્કર્મ્ય

સ્થિતિએ પહોચેલો પુરુષ પણ નિત્ય શારીરિક કર્મો કરે છે; માટે જ્યાં સુધી પ્રકૃતિનો સંસર્ગ છે, ત્યાં સુધી કર્મોનો ત્યાગ કદી પણ થઈ શકવાનો નથી. એમ છતાં પણ જે કર્મત્યાગની વાત કરે છે, તે કેવળ વ્યર્થ દુરાગ્રહ જ સેવે છે. (૬૩)

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥**

જે મહામૂર્ખ કર્મેંદ્રિયોનો સયમ કરીને ઇદ્રિયોના વિષયોનું ચિતન કર્યા કરે છે, તે દાંભિક-દુરાચારી કહેવાય છે ૬

વિહિત કર્મોનો ત્યાગ કરી તથા કર્મેંદ્રિયોનો નિગ્રહ કરીને જ માત્ર જે પુરુષ કર્મથી મુક્ત થવાની ઇચ્છા રાખે છે, તેનાથી કર્મો ત્યજી શકાતાં નથી, કારણ કે તેના મનમાં કર્મ કરવાનો સ્વભાવ શેષ રહે છે, તથાપિ તે ઉપરઉપરથી કર્માતીત (કર્મનો ત્યાગી) થયો છું એમ બતાવે છે. આવો પુરુષ ચોખ્ખો દાંભિક-દરિદ્રી છે. હે પાર્થ! આવો પુરુષ અદરથી સદૈવ વિષયાસક્ત હોય છે એમ તું નિઃસશય જાણ. હે અર્જુન! હવે પ્રસગાનુસાર તને ખરા ઇચ્છારહિત મનુષ્યનાં લક્ષણો કહી બતાવું છું; તે લક્ષપૂર્વક શ્રવણ કર. (૬૭)

**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥**

પરતુ હે અર્જુન, જે મનુષ્ય મન વડે ઇંદ્રિયોનુ નિયમન કરીને આસક્તિ ન રાખતા કર્મેંદ્રિય દ્વારા કર્મયોગનુ આચરણ કરે છે, તે જ શ્રેષ્ઠ પુરુષ છે. ૭

જેનુ અતર નિશ્ચય અને પરમાત્મપરાયણ રહે છે, છતા બહારથી પણ લોકાચાર પ્રમાણે વર્તે છે, તેમ જ જે ઇંદ્રિયોને આજ્ઞા કરતો નથી, વિષયોની ભીતિ રાખતો નથી તથા જે જે પ્રસગે જે જે કર્મો ઉપસ્થિત થાય તેનો ત્યાગ કરતો નથી; વળી જે કર્મેંદ્રિયોને કર્મ કરતા રોકતો નથી તેમ તેના વિકારોને વશ પણ થતો નથી, તે વાસનાથી વ્યાકુળ થતો નથી અને તેના મનને મોહની બાધા નડી શકતી નથી. કમળપત્ર જેમ રાત્રિદિવસ પાણીમાં રહેવા છતાં પાણીથી ભિજાતું નથી, તે પ્રમાણે તે સંસારમાં રહી ઇતર જનોના જેવો ભાસે છે. જે પ્રમાણે પાણીની સંગતિથી સૂર્યબિંબ પાણીમા હોય એમ ભાસે છે, તે જ પ્રમાણે ઉપરથી જોતાં તે મનુષ્ય સાધારણ લાગે છે, પરતુ તેની આત્મસ્થિતિ નિશ્ચયપૂર્વક ઓળખી શકાતી નથી. જે મનુષ્ય આવા ગુણોથી યુક્ત હોય તથા નિઃસ્પૃહ હોય, તે જ મુક્ત

છે એમ તું સમજ. હે અર્જુન! તે જ યોગી અને જગતમાં તે જ સ્તુતિપાત્ર છે; માટે જ તું એવો થા એમ હુ તને કહું છું. તું તારા મનનુ નિયમન કર અને અંતરમા સ્થિર થા. (પછી) ભલેને ઇન્દ્રિયો પોતાના વ્યાપારો કરતી રહે. (૭૯)

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिध्येदकर्मणः ॥ ८ ॥

તું વિહિત કર્મો આચર. કમ ન કરવા કરતાં કર્મ કરવા એ જ શ્રેયસ્કર છે. કર્મ કર્યા સિવાય તારા શરીરનો નિર્વાહ સુદ્ધા થશે નહિ. ૮

આ સસારમાં કર્મરહિત થવું જ્યારે અસંભવિત જ છે, તો પછી શાસ્ત્ર વિરુદ્ધ શા માટે વર્તવુ? માટે જે જે કર્મો યોગ્ય હોય અને સમયાનુસાર પ્રાપ્ત થયા હોય, તે તે કર્મ તું નિષ્કામ બુદ્ધિથી કર. હે અર્જુન! વળી એક બીજું કૌતુક એ છે કે, નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મો સહજ જ કર્મપાશમાંથી અર્થાત્ સંસારમાથી મનુષ્યને મુક્ત કરે છે. જે મનુષ્ય અધિકાર પ્રમાણે સ્વધર્માચરણ કરે છે, તે એ આચરણના જ પ્રભાવથી નક્કી મોક્ષ પામે છે. (૮૦)

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥ ९ ॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

હે અર્જુન! ઈશ્વરાર્પણ બુદ્ધિ વિના ફળની ઇચ્છાથી કરેલાં કર્મોથી તો જીવ ઊલટો બધનમાં પડે છે; માટે કર્તાપણાનુ અભિમાન છોડીને ઈશ્વરાર્પણ બુદ્ધિથી જ તુ કર્મ કર. સૃષ્ટિના પ્રારભમા યજ્ઞની સાથે પ્રજાને ઉત્પન્ન કરીને બ્રહ્મદેવ તેમના પ્રત્યે બોલ્યા: 'તમે સ્વધર્મરૂપી યજ્ઞથી ધર્માચરણ કરો; એટલે એ યજ્ઞ તમારા ઇચ્છિત મનોરથ પૂર્ણ કરશે.' ૯,૧૦

પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવું એ જ નિત્ય યજ્ઞ છે, એમ તું સમજ! એટલા 'માટે ભાઈ રે! એવી રીતે વર્તન કરવા પછી તેમાં પાપ પ્રવેશી શકતું નથી. પ્રાણી જ્યારે સ્વધર્મનો ત્યાગ કરી દુષ્કર્મો કરવા પ્રવૃત્ત થાય છે, ત્યારે તે જન્મમરણના ફેરામાં ફસાય છે; માટે જે સ્વધર્માનુસાર કર્મો કરવારૂપ અખડ યજ્ઞ કરે છે, તેને તે કર્મ બંધનરૂપ થતું નથી. આ સર્વ જગત કર્મ વડે બંધાઈને માયાના પાશમાં ફસાયલુ છે; એ સ્વકર્મથી વિમુખ થવાનું જ પરિણામ છે. હવે હે પાર્થ, તને આ સંબંધી એક કથા કહું છું. 'જે

સમયે બ્રહ્મદેવે સૃષ્ટિ નિર્માણ કરી, તે સમયે તેમણે પ્રાણી અને તેમને આચરવાના ધર્મો એ ઉભયને સાથેસાથે જ ઉત્પન્ન કર્યાં; પરંતુ ધર્મ ગહન હોવાથી મનુષ્યો તેને સમજી શક્યા નહિ. આથી તેમણે બ્રહ્મદેવને પ્રાર્થના કરી કે, 'હે દેવ! અમારે આ સંસારમાં તરવાનો ઉપાય શો છે?' ત્યારે બ્રહ્મદેવે પ્રત્યુત્તર આપ્યો કે, 'તમારા વર્ણાશ્રમ અનુસાર ધર્મો મેં પ્રથમથી જ નિર્માણ કરેલા છે. એ ધર્મ પ્રમાણે આચરણ કરશો, એટલે તમારા મનોરથો સહજમાં પૂર્ણ થશે. તમે માત્ર ઉપરઉપરથી જ વ્રતનિયમાદિ કરશો નહિ; ઉપવાસ આદિ કરીને શરીરને કષ્ટ આપશો નહિ; અને તીર્થયાત્રાનો શ્રમ વહોરશો નહિ; યોગાદિક સાધનો તેમ જ સકામ આરાધના તથા મંત્ર–તંત્રાદિક અનુષ્ઠાન કરવાના નાદે રખે ને ચઢી જતા! અન્ય દેવોને ભજશો નહિ; પરંતુ પોતાના વર્ણાશ્રમ પ્રમાણે જે ધર્મ કહેવામાં આવેલો છે, તેનુ જ તમે સહજભાવે આચરણ કરો. જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી નિષ્કામ બુદ્ધિથી પોતાના પતિની સેવા કરે છે, તે પ્રમાણે તમે પોતાના ધર્મનું નિષ્કામ ભાવથી આચરણ કરો. સ્વધર્મનુ આચરણ એ જ એક તમારો યજ્ઞ છે; માટે તેનુ જ આચરણ કરો; આથી હે બંધુઓ! તમે જો સ્વધર્માનુસાર ચાલશો તો તે કામધેનુની પેઠે ફળદ્રૂપ થઈ તમારો કદી પણ પરિત્યાગ કરશે નહિ.' (૯૪)

**देवान्भावयताऽनेन ते देवा भावयन्तु वः ।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

આ સ્વધર્મરૂપી યજ્ઞ વડે તમે દેવોની આરાધના કરો, એટલે દેવો તમારા પર પ્રસન્ન થશે અને આ પ્રમાણે પરસ્પરને પ્રસન્ન કરી તમારું ઉત્તમ કલ્યાણ સાધી શકશો. ૧૧

આ સ્વધર્માચરણથી સર્વ દેવતા સંતુષ્ટ થશે અને તેઓ તમને ઇચ્છિત ફળ આપશે. આ પ્રમાણે સ્વધર્માચરણરૂપી પૂજાથી તમે સર્વ દેવગણનું પૂજન કરશો એટલે તે તમને અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ કરાવી આપશે અને પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ પણ અવશ્ય તેઓ પોતે જ કરશે. જો તમે દેવોને ભજશો તો દેવો પણ અવશ્ય તમારા પર સંતુષ્ટ થશે; અને આ રીતે જ્યારે એકબીજાનો એકબીજામાં પ્રેમ બંધાશે, ત્યારે તમે જે કાંઈ કરવા ઇચ્છશો, તે સહેજે સિદ્ધ થઈ શકશે–તમારી સર્વ મનોકામના પૂર્ણ થશે, વાણી સિદ્ધ થશે તથા તમે અન્યને આજ્ઞા કરવાની યોગ્યતા મેળવશો, તેમ જ મહારિદ્ધિ નિરંતર તમારી સેવામાં

ઉપસ્થિત રહીને 'અમારી સેવાનો સ્વીકાર કરો' એમ તમને કહ્યા કરશે જેમ વનની શોભા પોતાના ફળ અને પુષ્પયુક્ત સૌંદર્ય સહિત વસંતઋતુના દ્વારમાં નિરંતર નિવાસ કરતી હોય છે; (૧૦૦)

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥ १२ ॥

યજ્ઞથી પૂજાયેલા દેવો સંતુષ્ટ થઈ તમને તમારા ઇચ્છિત ભોગો આપશે. દેવતાઓએ આપેલા ભોગો પાછા તેમને જ અર્પણ કર્યા વિના પોતે જ જે ભોગવે છે, તેને ચોર જ સમજવો. ૧૨

તે જ પ્રમાણે તમે જ્યા પણ હશો, ત્યા સર્વ સુખો સહિત મૂર્તિમંત ભાગ્ય તમને શોધતું જ આવશે. હે બંધુઓ! એ પ્રમાણે નિષ્કામ ભાવથી અને એકનિષ્ઠાથી તમે સ્વધર્માચરણ કરશો, તો તમે ઐશ્વર્યવાન થશો; અને પછી તમારામાં વિષયોની ઇચ્છા રહેશે નહિ. સકળ સંપત્તિ પ્રાપ્ત થઈ હોય તે સમયે વિષયસેવનની મિષ્ટતામાં લંપટ બની ઇંદ્રિયોને તૃપ્ત કરવામાં જ જે પોતાનો કાળ વિતાડે છે અને જે દેવે તેને સંપત્તિ આપી છે તેને સ્વધર્માનુસાર ભજતો નથી, જે અગ્નિમાં આહુતિ આપતો નથી, દેવનુ પૂજન કરતો નથી, સારા બ્રાહ્મણાદિને ભોજન કરાવતો નથી, જે ગુરુભક્તિથી કંટાળે છે, અતિથિનો આદરસત્કાર કરતો નથી અને પોતાની જાતને સંતુષ્ટ કરતો નથી, જે શ્રીમંતાઈથી ગર્વિષ્ઠ બનીને કેવળ વિષયાસક્તિમા રચ્યોપચ્યો રહે છે, તેને મોટા સંકટો આવીને ઘેરે છે. આથી તેનુ ઐશ્વર્ય નાશ પામે છે અને અવશિષ્ટ રહેલા ભોગો પણ તેનાથી ભોગવી શકાતા નથી. જેનુ આયુષ્ય ખૂટ્યું હોય એવા શરીરમાં જે પ્રમાણે જીવ નિવાસ કરતો નથી અથવા જેમ હતભાગ્યના ઘરમા લક્ષ્મી ટકતી નથી, તે પ્રમાણે સ્વધર્મનો લોપ થયો એટલે પછી સર્વ સુખ નષ્ટ થયુ એમ જ સમજવું. દીપક બુઝાઈ જતાં જ જેવી રીતે પ્રકાશનો લોપ થાય છે, તેવી રીતે બ્રહ્મદેવ કહે છે કે, 'હે પ્રજાજનો! જે કોઈ સ્વધર્મનું આચરણ છોડે છે, તેનું સ્વાતંત્ર્ય ખરેખર નાશ પામે છે. એટલા માટે જે કોઈ પણ સ્વધર્મના આચરણનો ત્યાગ કરશે તેને કાળ શિક્ષા કરશે અને તેને ચોર ધારીને તેનું સર્વસ્વ હરી લેશે! પછી રાત્રિ થતાં જેવી રીતે સ્મશાનભૂમિને ભૂતપિશાચાદિ પ્રકટ થઈને ઘેરી લે છે, તેવી રીતે સર્વ સંકટો આવીને તેને ઘેરી લેશે. ત્રિભુવનમાંના સર્વ દુઃખો અને સહસ્ર પ્રકારનાં પાતકો તથા સકળ દારિદ્ર તેની પાસે આવી નિવાસ કરે છે.

તે ઉન્મત્ત મનુષ્યની આવી સ્થિતિ થયા પછી તે ગમે તેટલું રુદન કરવા લાગે, તોપણ તે સંકટો તેને કલ્પ સુધી છોડતાં નથી; માટે તમે સ્વધર્મ છોડશો નહિ અને ઇંદ્રિયોને ઇચ્છા પ્રમાણે વર્તવા દેશો નહિ. જેવી રીતે માછલાને પાણીમાંથી બહાર કાઢતાંની સાથે જ મૃત્યુની પ્રાપ્તિ થાય છે, તેવી જ રીતે સ્વધર્મ છોડવાથી તમારી સ્થિતિ પણ તેવી જ થશે; માટે બ્રહ્મદેવ કહે છે કે, 'તમારે સર્વેએ પોતપોતાના ધર્મ પ્રમાણેનાં કર્મો કરવામાં સદા તત્પર રહેવુ જોઈએ.' (૧૧૮)

**यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।**
**भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥**

યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ જેઓ ગ્રહણ કરે છે, તે શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે. વળી જે પુરુષો પોતાને માટે જ અન્ન રાંધીને ખાય છે, તેઓ તો પાતકનું જ ભક્ષણ કરે છે. ૧૩

જે માણસ નિષ્કામ બુદ્ધિથી વિહિત કર્મોનું આચરણ કરવામાં પ્રાપ્ત સંપત્તિનો વિનિયોગ કરે છે, જે પોતાના ગુરુ, આપ્ત અને અગ્નિની પૂજા કરે છે, તથા આવેલા બ્રાહ્મણની સેવા કરે છે, પોતાના પિતૃઓની શ્રાદ્ધતિથિ આદિ પાળે છે અને એ રીતે વિહિત કર્માચરણ તથા પંચમહાયજ્ઞાદિ કરીને જે યજ્ઞશેષ અવશિષ્ટ રહે તેનું આનંદથી પોતાના કુટુંબ સહિત સેવન કરે છે, તેનાં સર્વ પાતકોનો નાશ થાય છે. અમૃતના સેવનથી જેવી રીતે મહારોગોનું નિવારણ થાય છે, તેવી રીતે યજ્ઞાવશિષ્ટ અન્નનુ સેવન કરવાથી સર્વ પાપો તેને છોડી જાય છે. જેવી રીતે બ્રહ્મનિષ્ઠ પુરુષને જરા પણ ભ્રાંતિ થતી નથી, તેવી જ રીતે, યજ્ઞાવશિષ્ટ અન્નનુ પ્રાશન કરનાર મનુષ્યને દોષોની કશી પણ બાધા થઈ શકતી નથી; માટે સ્વધર્મ વડે સંપાદન કરેલું દ્રવ્ય વિહિત માર્ગે જ ખર્ચવુ અને અવશિષ્ટ ભાગનો સુખથી ઉપભોગ લેવો. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે, 'હે પાર્થ! એવી એ આદ્ય સ્થિતિ છે, એ માર્ગ છોડી મનુષ્યે બીજે રસ્તે ચાલવુ નહિ. જે પુરુષ શરીરને જ આત્મા સમજી તથા વિષયોનું સેવન એ જ ભોગ્ય વસ્તુ છે એમ માનીને સત્ય તત્ત્વ જાણતો નથી, જે ભ્રાંતિમાં રહી આ સર્વ સાહિત્યો યજ્ઞ માટે જ છે એમ સમજતો નથી અને અહંકારબુદ્ધિને લીધે જેની દૃષ્ટિ વિષયભોગ પર જ ચોટી રહેલી હોય છે, જે મનગમતાં પકવાન્નો તૈયાર કરી પોતે જ તેનુ સેવન કરે છે તે પાપી છે અને પાતકનુ જ ભક્ષણ કરે છે એમ તું જાણ. આ સર્વ સંપત્તિ કેવળ સ્વધર્મરૂપી

યજ્ઞનુ હવનદ્રવ્ય છે એમ સમજી તે સ્વધર્મ યજ્ઞ દ્વારા પ્રભુને અર્પણ કરવી જોઈએ. તેને બદલે મૂર્ખ લોકો પોતાને માટે જ વિવિધ પદાર્થો તૈયાર કરાવે છે. જેના વડે યજ્ઞસિદ્ધિ થાય છે અને ઈશ્વર સંતુષ્ટ થાય છે, તેવું અન્ન કાંઈ સામાન્ય પદાર્થ નથી; માટે એ અન્નને સાધારણ વસ્તુ ન માનતાં બ્રહ્મરૂપ સમજ; કારણ કે એ સર્વ જગતનું જીવન છે. (૧૩૩)

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**
**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે. યજ્ઞ કરવાથી વરસાદ વરસે છે અને યજ્ઞની ઉત્પત્તિ કર્મથી છે. કર્મ વેદમાથી ઉત્પન્ન થાય છે અને વેદની ઉત્પત્તિ પરમેશ્વરમાથી છે એમ તુ જાણ; એટલે સર્વગત જે વેદ, તે સ્વધર્મરૂપી યજ્ઞમા નિરંતર વાસ કરે છે. ૧૪, ૧૫

અન્નમાંથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે અને વરસાદથી સઘળે ઠેકાણે અનાજ પાકે છે. વરસાદની ઉત્પત્તિ યજ્ઞથી અને યજ્ઞની ઉત્પત્તિ કર્મમાંથી થાય છે. કર્મની ઉત્પત્તિ વેદરૂપ બ્રહ્મમાંથી અને વેદની ઉત્પત્તિ પરમાત્મામાંથી થાય છે; માટે આ સર્વ જગત પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે. પરંતુ હે અર્જુન, કર્મમૂર્તિ જે યજ્ઞ, તેમાં વેદરૂપી બ્રહ્મ નિરંતર નિવાસ કરતો હોય છે. (૧૩૭)

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

હે પાર્થ ! આ પ્રકારે ચાલુ રહેલા ચક્રને અનુસરી જે મનુષ્ય આ જગતમાં વર્તતો નથી, તેનુ જીવન વ્યર્થ છે. તે ઇંદ્રિયલપટ પાતકી પોતાનુ આયુષ્ય વૃથા જ ગુમાવે છે. ૧૬

હે ધનુર્ધર ! આ પ્રમાણે આ સ્વધર્મરૂપી યજ્ઞની મૂળ પીઠિકા તને સંક્ષેપમાં કહી સંભળાવી. જે ઉન્મત્ત પુરુષ ઉચિત એવા સ્વધર્મરૂપી યજ્ઞનું આ લોકમાં આચરણ કરતો નથી, તેમ જ જે દુરાચારી ઇંદ્રિયોને વિષયોથી તૃપ્ત કરવામાં જ સમય ગાળે છે, તે આ પૃથ્વી પર કેવળ પાપથી ભરેલો અને ભારરૂપ જ છે એમ તું સમજ. જેવી રીતે કવખતે આવેલો મેઘ નિરુપયોગી હોય છે તેવી જ રીતે હે અર્જુન ! ઉન્મત્ત પુરુષનાં સર્વ જન્મોમાંના કર્મો નિષ્ફળ થાય છે.

જેનાથી સ્વધર્માનુષ્ઠાન બની શકતું નથી, તેનું જીવન બકરાના ગળામાંના આચળની પેઠે વ્યર્થ છે; માટે હે પાંડુકુમાર! સ્વધર્મ કોઈએ ત્યજવો નહિ, પરંતુ સર્વભાવથી તેનું જ આચરણ કરવું. શરીરની સાથે જ કર્તવ્યકર્મ પ્રાપ્ત થઈ આવ્યાં છે; તો તે ઉચિત કર્મોનો ત્યાગ શા માટે કરવો? હે સવ્યસાચિ! આ મનુષ્યદેહ પ્રાપ્ત થયા છતા વિહિત કર્મો કરતાં જેને કંટાળો આવે છે, તેને મૂર્ખ સમજ. (૧૪૫)

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

વળી જે પોતાના આત્મામાં જ રમમાણ થયેલો છે તથા જે આત્મસુખથી તૃપ્ત થયેલો હોઈને આત્માનંદથી જ તુષ્ટ છે, તેના માટે કાંઈ પણ કર્તવ્યકર્મ બચતુ નથી. ૧૭

જે પુરુષ આત્મસ્વરૂપમાં જ નિમગ્ન હોય છે, તે શારીરિક કર્મ કરવા છતાં કર્મથી લિપ્ત થતો નથી. તે આત્મબોધ વડે સંતુષ્ટ થયેલો હોવાથી કૃતકાર્ય થયેલો જ હોય છે; તેથી તે સહેજે કર્મસંગથી મુક્ત થઈ જાય છે. (૧૪૭)

नव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

આ લોકમા કર્મ કરવાથી તેને કશો પણ લાભ થતો નથી, તેમ જ કર્મ ન કરવાથી તેને કશી હાનિ પણ થતી નથી, તેમ જ કોઈ પણ પ્રાણી પાસેથી તેનો કશો પણ સ્વાર્થ સિદ્ધ કરવાનો હોતો નથી ૧૮

જે પ્રમાણે તૃપ્તિ થવા પછી તેનાં સાધનો પણ આપોઆપ જ પૂરા થાય છે, તે પ્રમાણે સ્વરૂપાનંદમાં નિમગ્ન થયા પછી કર્મો પણ અવશિષ્ટ રહેતાં નથી. હે અર્જુન! જ્યાં સુધી આત્મજ્ઞાન થયું નથી, ત્યાં સુધી જ આ સાધનો આચરવાં પડે છે. (૧૪૯)

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

આ કારણથી ફળની ઇચ્છાનો ત્યાગ કરીને તુ નિત્ય વિહિત કર્મ કર. કેમકે નિષ્કામ બુદ્ધિથી કર્મ કરનાર પુરુષના ચિત્તની શુદ્ધિ થઈ તેને પરમ પદની પ્રાપ્તિ થાય છે. ૧૯

માટે સદા ફળની આશા છોડી તું પોતાના ઉચિત ધર્મનું આચરણ કર. હે પાર્થ! આ જગતમાં જેમણે નિષ્કામ બુદ્ધિથી સ્વધર્મનું આચરણ કર્યું છે, તેઓ ખરેખર મોક્ષપદ પામી ગયા છે. (૧૫૧)

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसङ्ग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

જનકાદિક જ્ઞાનીઓ કર્મ કરીને જ મુક્ત થયા છે અને તારે પણ લોક-હિત પ્રત્યે દૃષ્ટિ રાખી કર્મ કરવા જ ઉચિત છે. ૨૦

કર્મનો લેશ પણ ત્યાગ ન કરતાં જનકાદિક મોક્ષપદને પામ્યા હતા; માટે હે પાર્થ, તું કર્મમાં આસ્થા રાખ. કારણ કે એથી એક બીજો પણ લાભ થવાનો છે અને તે એ છે કે આપણને કર્મ કરતા જોઈને લોકો પણ તે માર્ગે ચાલશે અને તેથી અનાયાસે તેમના દુઃખો નષ્ટ થશે. જેઓ નિષ્કામ બની કૃતાર્થ થયા છે, તેમને માટે પણ લોકો પર ઉપકાર કરવાનુ કર્તવ્ય શેષ રહ્યું જ છે. આંધળાઓની હારને દોરનારો અગ્રભાગનો દેખતો માણસ જ્યાં ચાલે છે, ત્યા જ બધા આંધળાઓ ચાલે છે, તે પ્રમાણે જ્ઞાનીઓએ પોતે ધર્માચરણ કરી અજ્ઞાની જનોને ધર્મમાર્ગ બતાવવો જોઈએ. અરે! જો જ્ઞાની લોકો આવુ વર્તન ન કરે, તો અજ્ઞાની લોકો સ્વધર્માચરણ પ્રતિ શી રીતે વળશે? અને તેમને આ માર્ગ શી રીતે સૂઝશે? (૧૫૭)

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

શ્રેષ્ઠ પુરુષ જે જે કર્મો કરે છે, તે તે કર્મો બીજા માણસો પણ દેખા-દેખીથી કરે છે, અને શ્રેષ્ઠ પુરુષ જે જે માર્ગ નિશ્ચિત કરે છે, તેનુ જ લોકો અનુકરણ કરે છે. ૨૧

આ લોકમા શ્રેષ્ઠ પુરુષો જે આચરણ કરે છે, તેને જ બીજા લોકો ધર્મ સમજીને તે જ પ્રમાણે ચાલે છે. આ ઘટના સાહજિક હોવાથી કર્મોનો ત્યાગ કરી શકતો નથી અને સંતોને તો વિશેષતાથી કર્મનું આચરણ કરવું પડે છે. (૧૫૯)

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

હે પાર્થ! ત્રૈલોક્યમા મારે કાંઈ કરવાનું છે અથવા તો કંઈ અપ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરી લેવાની છે એમ નથી જ, તથાપિ હુ પણ લોકોપકારાર્થે કર્મ કરું છું જ. ૨૨

હે અર્જુન! હવે અન્યની વાત શા માટે કરુ? હું પોતે જ આ કર્મમાર્ગમા જ ચાલ્યા કરું છું. શું મને કાંઈ દુઃખ આવી પડ્યું? કિંવા કાંઈ અપેક્ષા રહી ગઈ? એટલા માટે જ હુ સ્વધર્મનું

આચરણ કરતો હોઈશ એવો જો તું આક્ષેપ કરે તો તને સુવિદિત જ છે કે, મારા જેટલા ગુણ અને ઐશ્વર્યથી સંપન્ન આ જગતમાં અન્ય કોઈ છે જ નહિ. સાંદીપનિ[૧] ગુરુના મૃત પુત્રને મેં આણી

---

૧ ભગવાન શ્રીકૃષ્ણ અને બળરામે ગોકુળમા અનેક બાળલીલાઓ કરીને પુષ્કળ દુષ્ટ રાક્ષસોનો સહાર કરી નાખ્યો હતો; અને એમ કરીને પૃથ્વીનો ભાર પણ થોડોક ઓછો કરી નાખ્યો હતો ત્યાર પછી ધનુર્યાગનુ મિષ કરીને કૃષ્ણ અને બળરામનો વધ કરવા માટે કસ રાજાએ તેમને અક્રૂર દ્વારા મથુરા નગરીમા બોલાવી મગાવ્યા ત્યાં તેમના નાશ માટેની દુષ્ટ કંસે સર્વ પ્રકારની અનેક તૈયારીઓ કરી રાખી હતી, પરંતુ પરિણામ સર્વથા વિપરીત થતા કસનો પોતાનો જ શ્રીકૃષ્ણના હાથે વધ થઈ ગયો ' ત્યાર પછી બળરામ અને કૃષ્ણનુ ઉપનયન થયા પછી તેઓ અવતીનગરીમા સાદીપનિ નામના બ્રાહ્મણને ત્યાં અધ્યયન કરવા માટે રહ્યા હતા ત્યા તેમના વિદ્યાભ્યાસ–અધ્યયનની સમાપ્તિ થયા પછી ઉભય શિષ્યે તે બ્રાહ્મણને ગુરુદક્ષિણા માગી લેવાની પ્રાર્થના કરી. સાંદીપનિ બ્રાહ્મણે બળરામ અને કૃષ્ણના અદ્ભુત મહિમા તથા અમાનુષીય બુદ્ધિ-પ્રભાવનો વિચાર કરીને પોતાની પત્નીની એ વિષે સલાહ લીધી અને ત્યાર પછી 'પ્રભાસક્ષેત્રમાં ડૂબી ગયેલા મારા પુત્રને પાછો લાવી આપો '' એ પ્રમાણે તેમની પાસેથી ગુરુદક્ષિણા માગી. અતુલ પરાક્રમી બળરામ અને કૃષ્ણ 'બહુ સારુ' એમ કહીને રથમાં બેઠા અને પ્રભાસક્ષેત્રમાં જઈને સમુદ્રના તીરે ક્ષણ બે ક્ષણ બેસી રહ્યા. એટલામાં તેઓ પરમેશ્વર છે એમ જાણીને સમુદ્ર મનુષ્યનુ રૂપ ધારણ કરીને તેમની સમક્ષ પ્રકટ થયો અને તેણે અર્ઘ્યપાદ્ય આદિથી તે જગ-દ્વંદ્વોની પૂજા કરી. ત્યાર પછી ભગવાન શ્રીકૃષ્ણે સમુદ્રને ઉદ્દેશીને કહ્યું કે, 'હે સમુદ્ર ' તે તારી મોટી મોટી લહરીઓમા અમારા ગુરુના પુત્રને ડુબાડી દીધો છે, તેને સત્વર પાછો લાવી આપ ' એના ઉત્તરમા સમુદ્રે કહ્યુ કે, 'હે પ્રભો ' તમારા તે ગુરુપુત્રને કાંઈ મે ડુબાડ્યો નથી મારા વારિ–સંચયમાં શખનુ સ્વરૂપ ધારણ કરીને રહેનારો એક અસુર છે તે અસુર વડે જ તે હણાયલો છે ' સમુદ્ર-નું એ કથન સાંભળી ભગવાન શ્રીકૃષ્ણે તે ક્ષણે જ જળમા પ્રવેશ કરીને તે અસુરનો વધ કરી નાખ્યો, અને તેના ઉદરને ચીરીને અદર જોયુ, પણ તેમાં પોતાના ગુરુનો પુત્ર ક્યા ય દેખાયો નહિ ' ત્યાર પછી તે અસુરના દેહમાથી સિદ્ધ કરેલા પાંચજન્ય નામક શખને લઈને શ્રીકૃષ્ણ પુન રથારૂઢ થયા અને બળરામ સહિત યમની સયમિની નામક નગરીમાં આવી પહોચ્યા. યમપુરી સમીપ જતાં જ તેમણે પાચજન્ય શંખનો ધ્વનિ કરીને યમને પોતાના આગમનની સૂચના આપી. એટલે સર્વ પ્રજાને દડ દેનારા યમરાજે મોટા સમારભથી સામે આવીને ભગ-વાનના ચરણોમાં ભક્તિપુરસર પૂજા અર્પણ કરી એ યમ–ધર્મ ભગવાનને હાથ જોડીને કહેવા લાગ્યો કે, 'હે સર્વાન્તર સાક્ષી ભગવન્ ' તમે કેવળ પોતાની લીલાથી જ નરરૂપ ધારણ કરીને આ સ્થાનમા પધાર્યા છો ' વાસ્તવિક રીતે તો

આપ્યો, એ પરાક્રમ તો તું જાણે છે જ; પરંતુ હું આવો નિરિચ્છ છું, તથાપિ હું પણ મૂંગે મોઢે કર્મ કર્યે જ જાઉં છું. (૧૬૩)

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

હે પાર્થ ! જો હું આળસને ત્યાગી કર્મનું આચરણ ન કરું, તો આ સર્વ લોકો સર્વાંશે મારા માર્ગને અનુસરી ચાલવા લાગશે, અર્થાત્ તેઓ પણ કર્મ કરશે નહિ. ૨૩

લોકકલ્યાણના ઉદ્દેશથી હું સ્વધર્માચરણ એવી રીતે જ કરું છું, કે જાણે સકામી મનુષ્ય કર્મ ન કરતો હોય! સર્વ પ્રાણીઓનો આધાર આપણા પર જ છે; માટે આપણે તેમને કર્મભ્રષ્ટ થવા દેવાં જોઈએ નહિ. (૧૬૫)

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

જો હું કર્મ ન કરું, તો આ સર્વ પ્રજા નાશ પામે અને પ્રજાને વર્ણ-સંકર કરવાનો આરોપ પણ મારા પર જ આવે અને સર્વ પ્રજાનો વિનાશક પણ હું જ કહેવાઉં. ૨૪

જો હું નિરિચ્છ થઈને આત્માનંદમાં જ નિમગ્ન રહું અને ધર્મા-ચરણ ન કરું, તો પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થઈ શકે? 'મારું વર્તન જોઈને તે ઉપરથી જ લોકોએ પોતાને અનુસરવાના માર્ગો સમજી લેવા.' એવો જે ચીલો પડેલો છે તે અમે જો ધર્માચરણ ન કરીએ તો બગડી જાય; માટે જે સમર્થ અને સર્વજ્ઞાનસંપન્ન હોય તેણે વિશેષે કરી કર્મનો ત્યાગ કરવો ઘટે નહિ. (૧૬૮)

---

તમે જ અખિલ જગતના અધિપતિ છો. તમારી શી આજ્ઞા છે, તે કહી સંભ-ળાવો. હું આજ્ઞાધીન છું ' એ પછી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે, 'હે યમ ! તારા દૂતો સાંદીપનિ ગુરુના પુત્રને અહીં લાવ્યા છે, તેને પાછો મારે સ્વાધીન કર. બંધો ! તેને અહી લાવવામા તારી અથવા તારા દૂતોની કાંઈ પણ ભૂલ જ થએલી છે એમ નથી; કિંતુ તે તો કેવળ પોતાનાં કર્મ અનુસાર જ અહી આવેલો છે. પરંતુ અત્યારે મારી આજ્ઞાથી તેને તું મુક્ત કર મારી આજ્ઞાથી એમ કરતાં તને કાંઈ પણ દોષ લાગવાનો નથી.' કૃષ્ણની એ આજ્ઞાનું શ્રવણ કરીને યમ-ધર્મે તરત ગુરુપુત્ર લાવીને તેમને સ્વાધીન કર્યો અને ત્યાર પછી બળરામ અને કૃષ્ણ બન્ને જણાએ તે ગુરુપુત્ર સહિત તત્કાળ ગુરુ સાંદીપનિ પાસે આવી તેમનો પુત્ર આપી દીધો.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसङ्ग्रहम् ॥ २५ ॥

'હે ભારત' જેવી રીતે અવિદ્વાન (અજ્ઞાની) લોકો કર્મફળમા આસક્ત થઈને કર્મ કરે છે, તેવી જ રીતે વિદ્વાન લોકોએ લોકકલ્યાણાર્થે ફલેચ્છારહિત થઈને કર્મ કરવા જોઈએ ૨૫

ફળની ઇચ્છા રાખનારા પુરુષો જેવી રીતે કર્માચરણ કરે છે, તેવી જ રીતે નિરિચ્છ જ્ઞાનવાન પુરુષે પણ કર્મો કરવાની લાલસા રાખવી જોઈએ. હે પાર્થ! લોકસમુદાયનું રક્ષણ કરવું આવશ્યક છે: માટે શ્રેષ્ઠજનોએ સન્માર્ગે ચાલી ધર્માચરણમા લોકોની પ્રવૃત્તિ કરાવવી જોઈએ. વારંવાર ઉત્પન્ન થનારા પ્રાણીઓના ધર્મને સર્વ પ્રકારે કાયમ રાખવો જોઈએ; એટલા માટે કર્મમાર્ગનું આચરણ કરીને જગતના મનને પોતાનાં આચરણો તરફ વાળવું જોઈએ, પરંતુ પોતે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિમા આસક્તિ રાખવી નહીં. (૧૭૧)

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

વિદ્વાન મનુષ્યે ફળની ઇચ્છાથી કર્મ કરનાર અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિમાં ભેદ પેદા કરવો નહિ, પરતુ પોતે નિષ્કામ બુદ્ધિથી કર્માચરણ કરી, તેમનામા કર્મ કરવાની અભિરુચિ ઉત્પન્ન કરવી. ૨૬

હે ધનુર્ધર! જે બાળક સ્તનપાન પણ મહાપ્રયત્ને કરી શકે છે, તે પકવાન્ન કેવી રીતે ખાઈ શકે? તેને જેમ પકવાન્ન દઈ શકાય નહિ તે જ પ્રમાણે કર્માચરણથી જેનું ચિત્ત શુદ્ધ થયુ ન હોય એવા તેમ જ કર્માચરણ કરવા માટે જે અધિકારી છે, એવા પુરુષને નૈષ્કર્મ્ય-જ્ઞાનનિષ્ઠાનો બોધ ગમ્મતમા પણ આપવો નહિ, તેને તો સત્કર્મ કરવાનો જ બોધ કરવો અને સત્કર્મોની પ્રશંસા કરવી તથા નિષ્કામ થયેલા પુરુષોએ પણ સત્કર્મ કરી બતાવવાં. વર્ણાશ્રમધર્મના રક્ષણ માટે કર્મનું આચરણ કરનારને કર્મબંધન ભોગવવું પડતું નથી. બહુરૂપી જો કે રાજા-રાણીનો વેશ લે છે, છતાં તેના મનમાં પોતે રાજા-રાણી (સ્ત્રી-પુરુષ) હોવાની ભાવના મુદ્દલ હોતી નથી; પરતુ લોકોને બતાવવા સારુ જ તે તે રીતે વર્તે છે. (૧૭૯)

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ २७ ॥

સર્વ કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણોને લીધે થાય છે, પરંતુ જે મૂઢમતિ હોય છે. તે જ અહંકારથી એમ માને છે કે, 'સર્વ કર્મો હું જ કરું છું' ૨૭

હવે એ જ કર્મો અજ્ઞાનીઓને કેવી રીતે બાધક થાય છે તે હું કહીશ. હે અર્જુન! જો અન્યનો બોજો આપણા મસ્તક ઉપર ઊચકીએ, તો આપણી ગરદન વાંકી વળે કે નહિ? તે જ પ્રમાણે પ્રકૃતિના ગુણો જ સારામાઠા કર્મોની ઉત્પત્તિ કરે છે; છતાં મૂર્ખ માણસો 'તે સર્વ હું જ કરું છું' એમ કહી તેનો ભાર પોતે વહોરી લે છે. આવા દેહાભિમાની પુરુષની આગળ નૈષ્કર્મ્ય સ્થિતિની વાત કરવી નહિ; કારણ કે તેને અનધિકારને લીધે પરમાર્થતત્ત્વની સમજ પડનાર નથી અને કર્મથી પણ તે ભ્રષ્ટ જ થવાનો. હવે તારું હિત શામાં છે તે હું તને કહું છું; માટે લક્ષ દઈને શ્રવણ કર. (૧૮૦)

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥**

હે મહાબાહો! ગુણકર્મના વિભાગનું તત્ત્વ જાણનારો પુરુષ તો ગુણો એ ગુણોમાં એટલે ઇંદ્રિયો એ વિષયોમાં લાગેલી રહે છે, એમ સમજી ગુણકર્મમાં આસક્ત થતો નથી ૨૮

જેમાંથી સર્વ કર્મો ઉત્પન્ન થાય છે, તે પ્રકૃતિનો અહંતા–મમતાનો ભાવ જ્ઞાનીમાં બિલકુલ હોતો નથી. તે જ્ઞાની દેહાભિમાન છોડીને અને ગુણકર્મથી પર થઈ દેહમાં ફક્ત સાક્ષીભાવથી જ વર્તે છે, એટલા માટે સૂર્ય જેવી રીતે જગત પર પ્રકાશ નાખતો હોવા છતાં જગતના વ્યાપારથી લેપાતો નથી, તેવી જ રીતે જ્ઞાની પુરુષ જોકે દેહ ધારણ કરે છે; તોપણ દેહના ગુણકર્મથી બંધાતો નથી. (૧૮૩)

**प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥**

પ્રકૃતિના ગુણોથી જે મોહિત થયા હોય છે, તેઓ જ ગુણથી થયેલાં કર્મોમાં આસક્ત થાય છે, આવા અલ્પજ્ઞ તથા મંદ બુદ્ધિવાળા લોકોના મનમાં જ્ઞાનીએ બુદ્ધિભેદ–સંશય ઉત્પન્ન કરવો નહિ. ૨૯

જે મનુષ્ય પ્રકૃતિને આધીન થઈને વર્તે છે અને ગુણોના ફંદામાં ફસાઈ જાય છે, તે જ કેવળ કર્મથી લિપ્ત થાય છે. ઇંદ્રિયો જ ગુણોને આધીન થઈ પોતપોતાના વ્યાપારમાં વર્તતી હોય છે; છતાં પણ અજ્ઞાની મનુષ્ય તે અન્યના કર્મોને 'હું જ કરું છું' એવો ભાર તે જાણી જોઈને પોતાના માથા પર વહોરી લે છે. (૧૮૫)

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

હે અર્જુન! વિવેકબુદ્ધિથી સર્વ કર્મો મારામા જ અર્પણ કર, કર્મફળમાં આશા રાખ નહિ; કર્તૃત્વાભિમાન છોડ અને શોકરહિત થઈ યુદ્ધ કર. ૩૦

એટલા માટે વિહિત કર્મોનુ આચરણ કરી તે સર્વ કર્મો તારે મને અર્પણ કરવા અને ચિત્તવૃત્તિને સદૈવ આત્મસ્વરૂપમાં લીન કરવી. 'આ કર્મનો હુ કર્તા છું અને અમુક ફળ માટે હુ આ કર્મ કરું છું' એવું અભિમાન તું પોતાના ચિત્તમાં ઉત્પન્ન થવા દઈશ નહિ; અને તું શરીરને સ્વાધીન ન થતાં સર્વ ઇચ્છાનો ત્યાગ કરીને પછી બધા ભોગો યથાસમય ભોગવજે. હવે હાથમા ધનુષ્ય લઈ આ રથ પર બેસ અને સમાધાનવૃત્તિને ધારણ કરી તથા માયા-મોહને ભૂલી જઈને આનંદપૂર્વક વીરવૃત્તિનો સ્વીકાર કર. જગતમા તું તારી કીર્તિ વધાર, સ્વધર્મનો મહિમા ફેલાવ અને દુર્યોધન આદિ દુષ્ટોના ભારથી આ પૃથ્વીને મુક્ત કર. હે પાર્થ! હવે તું નિઃશંક થઈ આ યુદ્ધમા લક્ષ આપ; એ વિના બીજું કાંઈ પણ ન બોલ. (૧૯૧)

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

જે લોકો શ્રદ્ધાપૂર્વક અને ઈર્ષ્યારહિત થઈ મારા આ મતનુ નિત્ય અનુષ્ઠાન કરે છે, તેઓ સુદ્ધા કર્મબંધનમાથી મુક્ત થાય છે ૩૧

હે અર્જુન! આ મારા નિશ્ચિત મતનો જેઓ આદરથી સ્વીકાર કરીને તેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરશે, તેઓ પણ સર્વ કર્મોનુ આચરણ કરવા છતાં પણ કર્મરહિત છે એમ તું જાણ; માટે મે બતાવેલો મત નિઃસંશય આચરવા યોગ્ય છે. (૧૯૩)

ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

જે મારા મતની નિંદા કરી તેનુ અનુષ્ઠાન કરતા નથી, તે લોકો સર્વજ્ઞાનવિહીન, મૂર્ખ, ચિત્તભ્રષ્ટ થયેલા અને નાશ પામેલા છે, એમ તુ જાણ. ૩૨

એથી વિરુદ્ધ જેઓ દેહપાશમાં લુબ્ધ થઈ ઇંદ્રિયોને લાડ લડાવી મારા મતનો ત્યાગ કરે છે, જે તેને સામાન્ય સમજીને તેનો ઉપહાસ કરે છે, અથવા તો વાચાળતાથી 'એ તો માત્ર વ્યાજસ્તુતિ છે' એમ કહે છે, તેઓ મોહરૂપી મદ્યનું પાન કરીને ભ્રમિત થયેલા, વિષયરૂપી

વિષપ્રભાવને વશ થયેલા અને અજ્ઞાનરૂપી કીચડમાં ફસાયલા છે, એમ નિઃસંશય તારે માની લેવું. પ્રેતના હાથમાં પરીક્ષા અર્થે આપેલું રત્ન જેવી રીતે નિરર્થક છે, અથવા તો જન્માંધ કહે કે દિવસ ઊગ્યો તો લોક તેનું કહેવું માનતા નથી; અથવા જેવી રીતે ચંદ્રજ્યોતિ કાગને ઉપયોગી થઈ પડતી નથી; તેવી જ રીતે મૂર્ખ માણસોને આ વિચાર રુચતો નથી. તેમજ હે પાર્થ! જે મનુષ્યો આ પરમાર્થથી વિમુખ હોય તેમની સાથે ભાષણ સુદ્ધાં કરવું જોઈએ નહિ; કારણ કે જેવી રીતે પતંગથી દીપકની જ્યોતિ સહન થઈ શકતી નથી, તેવી રીતે તે મનુષ્યો તે વિચારમાં વિશ્વાસ ન રાખતાં ઊલટી તમારી નિંદાના વ્યાપારનો આરંભ કરે છે. પતંગ દીપકને આલિંગન દેવા જાય કે અચૂક તેનુ મરણ થાય છે; તેવી રીતે વિષયોને આપેલુ આલિંગન પોતાના નાશનુ કારણ જ થઈ પડે છે. (૨૦૧)

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

જ્ઞાની સુદ્ધા પોતાની પ્રકૃતિને અનુસરી વર્તે છે અને સર્વ પ્રાણીઓ પણ પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે જ વર્તતા હોય છે, એટલે પછી એમાં નિગ્રહનુ શુ ચાલી શકે તેમ છે? ૩૩

માટે કોઈ પણ વિચારવાન મનુષ્યે આ ઇંદ્રિયોના લાડકોડ મશ્કરીમાં પણ પૂરા પાડવાનું સાહસ કરવું નહિ. અરે, સર્પની સાથે કોઈથી રમી શકાશે કે? અથવા વાઘનો સહવાસ સારું પરિણામ આણશે કે? અથવા હળાહળ વિષ પ્રાશન કરતાં તે જિરવાશે કે? જેવી રીતે સહેજ રમતાં રમતાં પણ અગ્નિ લાગી જાય, તો ભડકો થાય છે અને પછી તેને કાબૂમાં લાવી શકાતો નથી; તેવી જ રીતે કૌતુકને સારુ ઇંદ્રિયોનુ લાલન કરવાથી તેની વિષયલોલુપતા વધે છે અને પછી તેનો અવરોધ કરી શકાતો નથી; માટે હે અર્જુન! વાસ્તવિક રીતે જોતાં જ્યારે શરીર પરાધીન (ગુણાધીન) જ છે, ત્યારે એના માટે વિષયોપભોગ મેળવવાની ખાસ ખટપટ શા માટે કરવી? તથા પુષ્કળ યત્ન કરી સર્વ વસ્તુ સંપાદન કરીને આ દેહનુ અહોરાત્ર લાલન-પાલન શા માટે કર્યા કરવું? વળી અત્યંત પરિશ્રમ વડે પુષ્કળ સંપત્તિ મેળવીને તથા સ્વધર્મનો ત્યાગ કરીને કેવળ દેહનુ જ પોષણ શા માટે કર્યા કરવું? આ પંચતત્ત્વનુ બનેલું શરીર અંતે પંચતત્ત્વમાં જ જઈને મળી જવા પછી આપણી કરેલી સર્વ મહેનત શોધવા આપણે ક્યાં જઈશું? એટલા માટે કેવળ શરીરનું જ પોષણ કર્યા કરવામાં

પ્રત્યક્ષ હાનિ છે. માટે એના જ વિચારમાં આયુષ્ય ખરચી નાખવું નહિ. (૨૦૯)

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥

વિષયોના રાગ અને દ્વેષ કરવો, એ ઇંદ્રિયોનો ધર્મ જ છે; માટે આપણે એ રાગ–દ્વેષને આધીન થવું નહિ, કારણ કે તે જીવનો ઘાત કરે છે. ૩૪

વિષયોના યથેચ્છ સેવનથી તત્ક્ષણ તો આપણા ચિત્તનું સમાધાન થાય છે, એ વાત ખરી; પરંતુ સંભાવિત લૂટારાનો સંઘાત થતાં તે ગામનો સીમાડો વટાવતાં સુધી જ સ્વસ્થ રહે છે (અને જંગલમાં પ્રવેશતાંની સાથે જ આપણા સર્વસ્વનો નાશ કરશે); તેવું જ આ સમાધાન છે. હે બંધુ! વછનાગ (વિષની કળી) ખાતાં પ્રથમ મિષ્ટ લાગે છે, પરંતુ પરિણામે તે નાશકારક નીવડે છે; તે જ પ્રમાણે ઇંદ્રિયોમાં વસતો કામ વિષયસુખની દુરાશા ઉત્પન્ન કરે છે. મત્સ્ય ગળમાં ખોસેલા માંસને અણસમજને લીધે ખાય છે, પરંતુ 'માંસના ગર્ભમાં રહેલો કાંટો મારો પ્રાણ હરશે' એ વાત તે સમજી શકતું નથી, તેવી જ રીતે વિષયસુખની અભિલાષાથી જે વિષયની ઇચ્છા કરે છે, તે ક્રોધાગ્નિમાં પડી જાય છે. પારધી જેમ મૃગ પકડવા માટે તેને મારી નાખવાની તક સાધી ચારે તરફથી તેને ઘેરી લે છે, તે જ પ્રમાણે આ વિષયસુખની અભિલાષા પણ માણસને ચારે તરફથી ઘેરી લે છે; માટે હે પાર્થ! કામક્રોધને વિઘાતક સમજી તેમનો સંગ તું કરીશ નહિ અને એના કારણરૂપ વિષયોને હૃદયમાં આશ્રય પણ ન આપીશ. મનને એમનું સ્મરણ સુદ્ધાં થવા દઈશ નહિ, તેમ જ આત્મજ્ઞાનની જ્યોત બુઝાવા દઈશ નહિ. (૧૮)

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

અન્યના ધર્મોની અપેક્ષાએ આપણો ધર્મ કદાપિ ગુણરહિત લાગે, તોપણ ઉત્તમ પ્રકારે આચરેલા પર ધર્મ કરતાં આપણે માટે તો તે જ કલ્યાણકારક છે, સ્વધર્માચરણ કરતાં જો મૃત્યુ પણ આવે, તો તે પણ કલ્યાણકારક છે. પરંતુ પરધર્મ તો ભયકારક છે. ૩૫

અરે! આપણો ધર્મ કદાચ જો આચરવો કઠિન હોય, તોપણ તેનું જ આચરણ કરવું ઉત્તમ છે. અન્યનો ધર્મ સારો દેખાતો હોય, તોપણ (તે ન ગ્રહણ કરી) પ્રત્યેક જણે પોતાના જ ધર્મનું આચરણ

કરવુ જોઈએ. બ્રાહ્મણ કદાચ દરિદ્રી થઈ ગયો હોય, તોપણુ તે શૂદ્રના ઘરનાં પકવાન્નોનુ કેમ કરીને સેવન કરી શકે તે કહે જોઈએ? એવું એ અનુચિત કર્મ કેમ કરીને કરી શકાય? તેમ જે વાત ગ્રહણ કરવા યોગ્ય નથી, તેની ઇચ્છા પણ શા માટે કરવી? વળી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત પણ થાય, તોપણુ શું તેનો સ્વીકાર કરવો કે? એનો વિચાર કર. તેમ જ લોકોની મોટી મોટી હવેલીઓ જોઈને શું આપણે આપણાં ઘાસના છાપરા તોડી પાડવા કે? અસ્તુ આપણી પોતાની સ્ત્રી ગમે તેવી કદ્રૂપી હોય, છતા આપણા ઉપભોગ માટે જેવી રીતે તે જ યોગ્ય છે, તેવી જ રીતે આપણો ધર્મ ગમે તેવો કઠિન અને આચરવામાં દુર્ઘટ હોય, તોપણુ આપણો પરલોકનો મિત્ર તો તે જ છે. દૂધ અને ખાંડ–એ બને પદાર્થ મિષ્ટ છે, પણ કૃમિના વ્યાધિવાળાઓને તો તે અહિતકારક છે; એમ છતા પણ રોગી જો તેનુ સેવન કરે, તો પરિણામે તે તેને દુઃખદ નીવડશે, માટે જે કાર્ય અન્યને માટે ઉચિત, પણ આપણને અનુચિત હોય તે કદી પણ કરવું નહિ. સ્વધર્મનુ આચરણ કરતા જો કદી આપણો જીવ પણ આપવો પડે, તોપણુ તે સ્વધર્મ આચરણ કરનાર બંને લોકમા શ્રેષ્ઠ જ મનાય છે. દેવાધિદેવ શ્રીશાર્ઙ્ગપાણિનુ આ પ્રમાણે કથન સાંભળી અર્જુન બોલ્યો: હે દેવ! મારી એક વિનતિ છે, કે આપે હમણા મને જે કહ્યું, તે મેં અક્ષરશઃ સાંભળ્યુ, એટલે હવે મારે જે કાંઈ જોઈએ છે, તે જ હુ પૂછુ છુ.

अर्जुन उवाच–अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

અર્જુન બોલ્યો હે કૃષ્ણ! જીવને વિષયોની ઇચ્છા ન હોવા છતા પણ જીવ બળાત્કારે ધકેલાયા પ્રમાણે કોની પ્રેરણાથી પાપાચરણ કરે છે? ૩૬

હે દેવ! જ્ઞાનીઓ સુદ્ધા સ્થિતિભ્રષ્ટ થઈને તે ભૂલભરેલા માર્ગે ચઢી જાય છે એ કેમ! તેઓ સર્વજ્ઞ હોઈ, છોડી દેવા જેવુ શું છે અને ગ્રહણ કરવા જેવું શું છે. તે સારી પેઠે જાણે છે; છતા પણ તેઓ પરધર્મનુ આચરણ શા માટે કરે છે? અંધ મનુષ્યથી ધાન્ય અને ફોતરાં છૂટાં પાડી શકાતા નથી તે બરાબર છે; પરતુ દેખતા મનુષ્યથી એ કાર્ય શા માટે થઈ શકતું નથી? જેઓ સર્વ સગનો પરિત્યાગ કરે છે, તેઓ જ પુનઃ સગ કરીને પણ તૃપ્ત થતા નથી, જેમણે વનવાસનો સ્વીકાર કરેલો હોય છે, તેવા લોકો પણ પાછા વ્યાવહારિક લોકોના આચરણ કરે છે. તેઓ વાસ્તવમાં પાપથી અલિપ્ત રહેવાની

ઇચ્છા કરે છે; પરંતુ જાણે કોઈ બળાત્કારે તેમને પાપાચરણમાં પ્રવૃત્ત કરતું ન હોય એવી પ્રતીતિ થાય છે. તેઓ જે વિષયોની ભીતિ રાખે છે, તે જ વિષયો તેમના જીવનની સાથે સંલગ્ન થઈને રહે છે. આ વિષયોથી અલિપ્ત રહેવાને તેઓ પ્રયત્ન કરે છે, તોપણ તેમાં ફસાઈ પડે છે. આ પ્રમાણે જ્ઞાનીઓના વિષયસેવનમાં કોઈનો બળાત્કાર દેખાય છે; તો આ બળાત્કાર કોનો છે, તે કૃપા કરી મને કહો. (૨૩૮)

श्रीभगवानुवाच- **काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥**

શ્રી ભગવાન બોલ્યા. એ કામ અને ક્રોધ છે. તેઓની ઉત્પત્તિ રજોગુણમાંથી થયેલી છે. એ ઉભય અકરાતિયા અને મહાપાપી છે. તું આ લોકમાં એમને વેરી સમજજે. ૩૭

એટલે પછી હૃદયને રમાડનાર ને યોગીજનો જેની નિષ્કામ બુદ્ધિથી ઇચ્છા કરે છે એવા શ્રીપુરુષોત્તમ બોલ્યા: હું કહું છું તે સાભળ. હૃદયમાં વસનારા આ કામ અને ક્રોધ જ પુરુષને પાપમાં પ્રવૃત્ત કરનારા છે. તેમનામાં લેશ પણ દયાનો અંશ હોતો નથી. વધારે શું કહુ! અજ્ઞાનીના નાશ માટે એ સાક્ષાત્ યમ છે. આ કામ અને ક્રોધ જ્ઞાનરૂપી દ્રવ્યભંડાર ઉપર બેઠેલા નાગ, વિષયગુફામાં રહેતા વાઘ અને ભજનમાર્ગ ઉપર આક્રમણ કરનારા ચાંડાલ મારાઓ છે. વળી તે દેહરૂપી કિલ્લા પરના પ્રચંડ પાષાણ અને ઇંદ્રિયોરૂપી ગામનો કિલ્લો છે; તેમ જ ભ્રાંતિ અને અજ્ઞાનાદિ ઉત્પન્ન કરવામાં એમની પ્રબળતા વિશેષ છે. એ મનમાં જ જણાતા, મૂળથી જ આસુરી સંપત્તિમાંના હોઈને રજોગુણના કાર્યરૂપે છે અને અવિદ્યાથી જ એમની તૃપ્તિ થાય છે. એમનુ મૂળ તો જો કે રજોગુણમાં છે; પરંતુ તમોગુણના પણ તેઓ અત્યંત લાડકડા છે; માટે તમોગુણે તેમને પોતાનુ સર્વસ્વ (પ્રમાદ અને મોહ) અર્પણ કરેલ છે. તેઓ જીવનના શત્રુ છે; માટે મૃત્યુના નગરમા એમને સારો આદરસત્કાર મળે છે. શું ચમત્કાર વર્ણવીએ? એમની ક્ષુધા આગળ આ સમસ્ત વિશ્વ તો એક કોળિયા જેટલુ પણ નથી અને આશા એમના તે વ્યાપારની વૃદ્ધિ કરે છે. જેની મુઠ્ઠીમાં ચૌદ ભુવનનો તો પત્તો પણ ન લાગે એવી જે ભ્રાંતિ, તે તો આશાની નાની ભગિની છે. આ એકલી ભ્રાંતિ પણ રમતા રમતા નાસ્તા તરીકે જ ત્રૈલોકયનો તો કોળિયો જ કરી જાય તેવી છે. વળી તૃષ્ણાની પુષ્ટિનો આધાર પણ એના દાસીપણા ઉપર જ છે. વળી મોહરૂપી મહારાજે એમને

પૂજ્ય માનેલા છે અને અહંકાર જે અખિલ જગતને નચાવી રહ્યો છે, તે પણ એની સાથે સંબંધ રાખે છે. જે દંભ સત્યના કોથળાને ફાડી નાખીને તેમા અસત્યનો કચરો ભરી દે છે, તે દંભને પણ એણે જગતમાં ફેલાવ્યો છે. એણે પતિવ્રતા સ્ત્રીરૂપી શાંતિને લૂટી લઈને અને માયારૂપી ચાડાલિનીને શૃંગારીને તેના દ્વારા સાધુસમુદાયને ભ્રષ્ટ કરાવ્યા છે. એણે વિવેકને પદભ્રષ્ટ કર્યો, વૈરાગ્યની ખાલ ખેચી લીધી અને ઉપશમને જીવતો જ ગરદન માર્યો છે. એણે સતોષરૂપી નંદન વનનો નાશ કર્યો, ધૈર્યરૂપી કિલ્લો જમીનદોસ્ત કર્યો અને આનદરૂપી છોડ સમૂળો ઉખેડી નાખ્યો છે. વળી એણે જ્ઞાનરૂપી છોડની જડ કાઢી નાખી સુખનુ નામનિશાન પણ ભૂસી નાખ્યુ એમણે જ પ્રાણી-માત્રના હૃદયમા ત્રિવિધ તાપનો અગ્નિ સળગાવી મૂક્યો. એમની ઉત્પત્તિ શરીરની સાથે હોવાથી તે જીવનની સાથે ઓતપ્રોત ગૂંથાઈ રહ્યા છે; પરંતુ શોધ કરતાં જડતા નથી. એ બ્રહ્મસ્વરૂપના પડોશી છે અને જ્ઞાનની પક્તિમા જ વસે છે; માટે એ જગતનો લય કરવા પ્રવૃત્ત છે, તોપણ કોઈથી એમનો પ્રતિબંધ કરી શકાતો નથી. એ પ્રાણીઓને નિર્જળ સ્થળે ડુબાડે છે, અગ્નિ વિના બાળીને ભસ્મ કરે છે અને ખબર ન પડે એમ ગળી જાય છે. એ શસ્ત્ર વિના પ્રહાર કરે છે, દોરા વગર બાધે છે અને તત્ત્વવેત્તાઓને તો હોડ કરીને જમીનદોસ્ત કરે છે, એ કાદવ વિના જ ઊડા ઊતારી દે છે, પાશ વિના જ બંધન કરે છે અને તે દેહના અતરમા એટલા તો ઊંડા ભાગમા ઊતરી ગયેલા હોય છે કે, તેમની બરાબરી કરનાર બીજું કોઈ પણ ત્યાં હોતું નથી. (૨૫૯)

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

જેવી રીતે ધુમાડાથી અગ્નિ, મળથી દર્પણ તથા ઓરથી ગર્ભ વીટાયેલો હોય છે, તેવી રીતે શુદ્ધ જ્ઞાન આ કામથી ઢંકાયેલુ હોય છે. ૩૮

હે અર્જુન! સર્પ જેમ ચદનના થડને વીંટાઈ રહે છે, કિંવા જેમ ઓર ગર્ભની આજુબાજુ આવેલી હોય, તેમ જ જ્ઞાન કામ-ક્રોધથી સદા ઢંકાયેલુ હોય છે. પ્રભા વિના સૂર્ય, ધૂમ્ર સિવાય અગ્નિ અને મળ વિના દર્પણ જેવી રીતે મળી શકતા નથી, તેવી રીતે કામ-ક્રોધરહિત શુદ્ધ જ્ઞાન આપણી દૃષ્ટિએ કદી પડતું નથી. (૨૬૨)

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणाऽनलेन च ॥ ३९ ॥**

હે કૌંતેય! જ્ઞાનીની સાથે સદા વેર રાખનાર અને અગ્નિની પેઠે સદા અતૃપ્ત રહેનાર કામરૂપ શત્રુએ જ્ઞાનને ઢાંકી દીધેલું છે ૩૯

જો કે જ્ઞાન એ પોતે શુદ્ધ છે, તથાપિ કામ–ક્રોધથી આચ્છાદિત હોય છે; અને તેટલા માટે જ કામ તથા ક્રોધ મહાબળવાન થઈ ને બેઠા છે. માટે પ્રથમ કામ–ક્રોધને જીત્યા પછી જ મુમુક્ષુએ જ્ઞાન પ્રાપ્ત કરવું; પણ તે કામ–ક્રોધ જીતવા એ જ પ્રથમ મુશ્કેલી છે; કારણ કે તેમને જીતવાને જે જે સાધનો આણવામાં આવે છે, તે સામા તેમના જ સહાયકારી થઈ પડે છે તે જેમ અગ્નિમાં લાકડાં પડતાં વધારે પ્રદીપ્ત થાય છે, જેમ લાકડાં અગ્નિને સહાય કરે છે; (૨૬૫)

**इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, એ કામનાં નિવાસસ્થાન છે. એમની જ સહાયથી કામ જીવાત્માના જ્ઞાનને ઢાંકી દઈ તેને મોહમાં નાખી દે છે. ૪૦

તે જ પ્રમાણે તેમને જીતવાના જે જે ઉપાયો કરવામાં આવે છે, તેમના વડે ઊલટી કામ–ક્રોધને જ સહાય મળવાથી હઠયોગીઓને પણ આ જગતમા એઓ જીતી લે છે. તોપણ હે અર્જુન! આવા સંકટમાથી પણ પાર પડી જવાનો એક ઉત્તમ ઉપાય છે. જો તું સાધ્ય કરી શકે એમ હોય તો તે ઉપાય તને કહું છું. (૨૬૭)

**तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥**

માટે હે અર્જુન! તું પ્રથમ ઇંદ્રિયોને જીત અને પછી શાસ્ત્રોક્ત તથા સ્વાનુભવસિદ્ધ જ્ઞાનનો નાશ કરનાર આ મહાપાપી કામને તુ મારી નાખ. ૪૧

એમનું (કામ–ક્રોધનું) મૂળ ઠેકાણું ઇંદ્રિયોમાં છે અને ઇંદ્રિયો દ્વારા જ કર્મની પ્રવૃત્તિ થાય છે; માટે એ ઇંદ્રિયોને જ સર્વપ્રથમ જીત. (૨૬૮)

**इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥**

દેહ કરતાં ઇંદ્રિયો સૂક્ષ્મ, ઇંદ્રિયો કરતાં મન સૂક્ષ્મ, મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ અને બુદ્ધિ કરતા પરમાત્મા સૂક્ષ્મ છે. એમ જ્ઞાનીઓ કહે છે. ૪૨

એમ કરવાથી મનની તીવ્ર પ્રવૃત્તિ કુંઠિત થશે અને બુદ્ધિની મુક્તિ થશે અને ત્યાર પછી આ દુષ્ટોનો (કામ-ક્રોધનો) નિવાસ ટળી જશે. (૨૬૯)

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥**

હે મહાબાહો! બુદ્ધિથી પર આત્માને સૂક્ષ્મ જાણી આત્માથી જ આત્માનું સંયમન કર અને અજિત કામને જીત. ૪૩

એવી રીતે અંતઃકરણમાંથી કામ-ક્રોધનો નિવાસ ટળ્યો એટલે તે મૂઆ એમ જ સમજ. જે પ્રમાણે સૂર્યનાં કિરણ વિના મૃગજળ દૃષ્ટિએ પડતું નથી, તે પ્રમાણે રાગ અને દ્વેષ જ્યારે નષ્ટ થશે, ત્યારે બ્રહ્મરૂપી સ્વરાજ તરત જ હાથમાં આવશે, પછી આપણું સુખ આપણે જ ભોગવવામાં શી હરકત છે? ગુરુ-શિષ્યની ગુહ્ય વાત તે આ જ છે અને જીવ-બ્રહ્મનુ ઐક્ય પણ આ જ છે. 'તું ત્યાં સ્થિર થા અને કદી પણ ચલિત થતો નહિ.' સંજય કહે છેઃ હે રાજા! સાંભળ. સકલસિદ્ધ, મુકુટમણિ, લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહ્યું. હવે પછી ભગવાન શ્રીકૃષ્ણ એક પ્રાચીન કથા કહેશે, તે સાંભળી અર્જુન પ્રશ્ન કરશે. તે કથાની યોગ્યતા અને રસિકતા સાંભળી શ્રોતાઓના મનને ઘણો જ સંતોષ થશે. નિવૃત્તિના દાસ જે જ્ઞાનદેવ તે કહે છેઃ ભાઈઓ! આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઉત્તમ તૈયારી કરી તમે કૃષ્ણ અને અર્જુનનો હવેનો સંવાદ સાંભળો. (૨૭૬)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया तृतीयोऽध्याय ॥ ३ ॥

# અધ્યાય ૪થો—જ્ઞાનકર્મસંન્યાસયોગ

ગીતાશાસ્ત્રના પ્રથમ ત્રણ અધ્યાય પર વ્યાખ્યાન કર્યા પછી શ્રવણેંદ્રિયના સુભાગ્યનુ વર્ણન કરવાની ઇચ્છાની મુમુક્ષુજનોને ગ્રંથમાં રુચિ ઉત્પન્ન કરવા માટે મહારાજ શ્રીજ્ઞાનદેવ નીચે પ્રમાણે કહે છે:

'આજે કાનનો ભાગ્યોદય થયો; કારણ કે ગીતાનુ યથાર્થ શ્રવણ થવું એ વાત સ્વપ્નવત્ લાગતી હતી, તે આજે પ્રત્યક્ષ–સત્ય થઈ. મૂળમા તો આત્મવિચારની વાત અને વળી તેમા જગતપિતા શ્રીકૃષ્ણ તેના પ્રતિપાદક તથા ભક્તશિરોમણિ અર્જુન શ્રોતા, એટલે પછી પૂછવુ જ શુ? જેમ કોકિલનો મંજુલ પંચમ સ્વર અને તેમાં ઉત્તમ સુગંધ અને માધુર્ય એકત્ર બને તો જેવો આનંદ થાય છે, તેવો આનદ આ ગીતારૂપી કથામૃતથી થાય છે. શ્રોતાઓના સદ્ભાગ્યનો મહિમા તે શું વર્ણવવો? તમારા અનંત જન્મોનાં જપ–તપનાં ફળ આજે પ્રાપ્ત થઈ અમૃતમય ગગા જ મળી ગઈ છે; માટે સર્વ ઇંદ્રિયો-એ પોતપોતાના કર્મ છોડી શ્રવણેંદ્રિયના સ્થળે એકત્ર થઈ કૃષ્ણાર્જુન-સવાદરૂપી ગીતામૃતનુ પાન કરવું.' ત્યારે સતમંડળીએ જ્ઞાનેશ્વર પ્રત્યે કહ્યું: 'હવે વાગ્જાળ અને વિશેષ વર્ણન સમાપ્ત કરી, કૃષ્ણ તથા અર્જુન શું બોલતા હતા તે કહો એટલે થયું.' સતમંડળના આવા આગ્રહથી જ્ઞાનદેવ મહારાજ બોલ્યા: સંજય ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો, કે દૈવી સંપત્તિથી યુક્ત એવા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણે અતિ પ્રેમથી કહ્યું. જે ગુહ્ય વાત શ્રીકૃષ્ણ ભગવાને પોતાના પિતા વસુદેવને, માતા દેવકીને તેમ જ ભ્રાતા બલભદ્રને પણ કહી ન હતી તે ગુપ્ત વાત અર્જુનને કહી. નિરતર સાન્નિધ્યમા રહેનારી લક્ષ્મીદેવીને પણ જે પ્રેમનો લાભ મળ્યો ન હતો, તે પ્રેમ આજે શ્રીકૃષ્ણે અર્જુન પર ખાલી કરી નાખ્યો. ચમત્મકાર શું વર્ણવું? સનકાદિક પણ આવા પ્રેમને પાત્ર થયા નહોતા; ત્યાર અર્જુને કેટલા સર્વોત્કૃષ્ટ પુણ્યો કર્યાં હશે! મને તો એમ જ જણાય છે, કે ઉભયની સ્થિતિ ભિન્ન છે, તોપણ ઉભય એકરૂપ જ છે; જો આમ ન હોત તો જે ભગવાન યોગીઓને પણ પ્રાપ્ત થતા નથી, વેદોના પણ જાણવામાં આવતા નથી અને ધ્યાનથી પણ જેનાં દર્શન થતા નથી; જે ભગવાન આત્મસ્વરૂપ, અનાદિ અને વિકાર રહિત છે, તે અર્જુન પર કયા કારણથી કૃપાવંત થયા છે વારુ? એ ત્રૈલોક્યરૂપ વસ્ત્રના સંકોચ અને વિસ્તારનુ અધિષ્ઠાન છે. (ત્રૈલોક્ય

એનું સ્વરૂપ હોઈ તેની ઘડી કરીને એ અવતાર ધારણ કરી અહીં આવ્યાં છે.) અને આકારથી પર છે, છતાં અર્જુનને એટલા બધા પ્રેમથી કેમ આધીન થયેલા હશે એ જાણી શકાતું નથી. (૧૫)

श्रीभगवानुवाच–इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા: આ નાશરહિત કર્મયોગ પૂર્વે મેં સૂર્યને કહી સંભળાવ્યો હતો, સૂર્યે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહી સંભળાવ્યો હતો. ૧

પછી શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા: આ કર્મયોગ મેં અગાઉ વિવસ્વાન–સૂર્યને કહી સંભળાવ્યો હતો; પરંતુ તે બનાવને પુષ્કળ દિવસ વહી ગયા છે. પછી સૂર્યે આ સર્વ યોગ વૈવસ્વત મનુને કહ્યો અને મનુએ એનું આચરણ કરી પોતાના પુત્ર ઇક્ષ્વાકુને તેનો ઉપદેશ કર્યો. આવી પરંપરા મૂળથી ચાલતી આવી છે. (૧૮)

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परन्तप ॥ २ ॥

હે અર્જુન! આવી પરંપરાથી પ્રાપ્ત થયેલો આ યોગ રાજર્ષિઓના જાણવામાં આવ્યો; પરંતુ તે જ યોગ પુષ્કળ કાળ વ્યતીત થઈ જવાથી લોકમાંથી નષ્ટ થયો. ૨

ત્યાર પછી બીજા પણ કેટલાક રાજર્ષિઓને આ યોગ વિદિત હતો; પરંતુ પછી આજ પર્યંત એ યોગ કોઈના પણ જાણવામાં નથી; કારણ કે પ્રાણીમાત્રની રુચિ વિષયસેવનમાં તથા દેહ પર જ વિશેષ પ્રેમ હોવાથી આત્મબોધ વિસારે પડ્યો છે. આસ્તિક્ય બુદ્ધિ આડે માર્ગે જવાથી વિષયસુખને જ ઇતિકર્તવ્ય માનીને લોકો જીવની પેઠે જ વિષયરૂપી ઉપાધિ પર પ્રેમ કરવા લાગ્યા છે. જે ગામમાં લોકો દિગંબર રહેતા હોય, તે ગામમાં ઊંચાં વસ્ત્રોની શી મહત્તા હોઈ શકે? જન્માંધને સૂર્ય શા કામનો? બહેરાઓની સભામા સંગીતને કોણ માન આપશે? શિયાળને ચાંદનીનાં દર્શનથી શો આનંદ થવાનો હતો? ચંદ્રોદય પૂર્વે જ જે અંધ બને છે, એવા કાગડા ચંદ્રને શી રીતે ઓળખી શકે? એ જ પ્રમાણે જેને વૈરાગ્યનો સ્પર્શ પણ થયો નથી અને જેમને વિચારના નામની પણ ખબર નથી, તે મૂર્ખને મુજ પરમેશ્વરનો લાભ કેમ કરીને મળી શકે વારુ? આ વ્યામોહ શી રીતે વધ્યો તે તો કોણ જાણે? પરંતુ તેથી ઘણો કાળ વ્યર્થ વહી જવાથી

આ લોકમાં એ યોગનો લોપ અથવા નાશ થઈ ગયેલો આપણા જોવામાં આવી શકે છે. (૨૯)

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

તેજ પુરાતન અને ઉત્તમ રહસ્યરૂપ (તત્ત્વબોધ) મે તને આજે કહી સભળાવ્યો. કારણ કે તુ મારો ભક્ત અને સખા (મિત્ર) છે. ૩

હે કુંતીસુત! ખરેખર તે જ યોગ આજે મેં તને કહી સભળાવ્યો છે. (તેથી તેના સત્ય પર) તારે મનમાં જરા પણ શકા રાખવી નહિ. આ યોગ મારા જીવ કે પ્રાણ સમાન છે; પરંતુ તે તારાથી ગુપ્ત શા માટે રાખવો? કારણ તું મારો અત્યંત પ્રિય ભક્ત છે, કેવળ પ્રેમની મૂર્તિ છે, ભક્તિનો સાગર છે, સત્ય મિત્રતાનુ કેવળ જીવન છે, વિશ્વાસનુ સ્થળ છે; એટલે તારી વંચના કેમ કરીને કરી શકાય? હમણા આપણે યુદ્ધ માટે તત્પર થયા છીએ, તોપણ ક્ષણભર એ યુદ્ધના કોલાહલને એક બાજુ રાખીને, જરા પણ ગભરાટમા ન પડતાં મારે તારુ અજ્ઞાન દૂર કરવું જ જોઈએ. (૩૧)

अर्जुन उवाच–अपरं भवता जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति॥ ४ ॥

અર્જુન બોલ્યો: હે કૃષ્ણ! તમારો જન્મ આધુનિક કાળમાં થયો છે અને સૂર્ય તો પ્રાચીન કાળનો છે, એટલે તમે પ્રથમ તેને એ યોગની વાત કહી હતી, એ કેવી રીતે હુ સાચી માની શકુ? ૪

તે વેળા અર્જુન બોલ્યો: 'હે કૃપાનિધે! હે શ્રીહરિ! માતા પોતાના બાળક પર પ્રેમ કરે તેમા આશ્ચર્ય જેવું શું હોઈ શકે? આપ તો સસારમા થાકેલા માટે છાયડારૂપ અને દીનજનોની માતારૂપ છો. ખરેખર અમારો જન્મ તમારી કૃપાના પ્રતાપે જ થયેલો છે. હે દેવ! માતાને પાગળા છોકરાં થાય તો તેને તેમના જન્મકાળથી કષ્ટ વેઠવું પડે છે. એ સર્વ તો તમે જાણો છો ત્યારે અમે તમારી આગળ તમારી મહત્તા શી રીતે વર્ણવી શકીએ? અત્યારે હવે હું જે કાંઈ પૂછવાનો છું તેનો યોગ્ય ઉત્તર આપો અને જરા પણ ગુસ્સો લાવશો નહિ. હે અનતસ્વરૂપ! ભૂતકાળમાં યોગનો બોધ આપ્યાની (સૂર્યને કર્મયોગ કહ્યાની) જે વાત આપે કહી તે મારા મનને રુચી નથી. સૂર્ય કોણ હતા, તેની આપણા બાપદાદાઓ સુદ્ધાને ખબર નથી, તો તમે તેને ક્યારે અને કેવો ઉપદેશ આપ્યો? સૂર્ય તો ઘણા પ્રાચીનકાળથી

અસ્તિત્વ ધરાવે છે અને આપણે તો હમણાના છીએ; માટે આ વાતમાં મને વિરોધ માલૂમ પડે છે. હે દેવ! તમારી લીલામાં મને કાંઈ સમજ પડતી નથી; અને આપ ખોટું કહો છો, એમ પણ મારાથી એકદમ શી રીતે કહી શકાય? એટલા માટે તમે પોતે સૂર્યને એ યોગનો ઉપદેશ કર્યાની વાત કરો છો, તે મારા સમજવામાં આવી શકે, એવી રીતે સ્પષ્ટ કરીને કહો.'(૪૦)

श्रीभगवानुवाच-बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परन्तप ॥५॥

શ્રીભગવાન બોલ્યા હે શત્રુને તાપ આપનાર અર્જુન' મારા અને તારા અનેક જન્મો થઈ ગયા છે તે સર્વનું સ્મરણ મને છે, તને (માત્ર) તેનું સ્મરણ નથી. ૫

શ્રીકૃષ્ણ બોલ્યા: હે અર્જુન! જે વેળા સૂર્ય હતો તે વખતે આપણે નહોતા, એવી તારા મનમાં શંકા આવેલી છે, છતાં તું એ જાણતો નથી કે, તારા અને મારા તો અનેક જન્મો થઈ ગયા છે; પરંતુ તને એ જન્મોનું સ્મરણ રહ્યું નથી. પણ હે અર્જુન! મેં જે જે વેળાએ જે જે અવતારો ધારણ કર્યા હતા, તે સર્વે અવતારોનું મને તો સ્મરણ છે. (૪૩)

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥ ६ ॥

હું જન્મ-મૃત્યુરહિત અને સર્વ ભૂતોનો નિયતા હોવા છતા પોતાની પ્રકૃતિનો સ્વીકાર કરીને પોતાની માયાથી જ જન્મ ધારણ કરુ છુ. ૬

અર્થાત્ મને ભૂતકાળની સર્વ વાતોનું સ્મરણ છે. હું જન્મરહિત છતાં માયાના યોગથી અવતાર ધારણ કરું છું. મારું અવ્યયત્વ એથી નષ્ટ થતું નથી, પણ અવતાર ધારણ કરવાનો અને તેની સમાપ્તિ કરવાનો જે ભાસ થાય છે, એ પણ માયાના યોગથી જ મારામાં ભાસે છે. એથી મારા સ્વાતન્ત્ર્યનો ભંગ થતો નથી; છતાં 'કર્માધીન છુ' એમ લોકોને જે ભાસે છે, તે કેવળ ભ્રાંતિને લીધે જ ભાસે છે; વાસ્તવમા હું કર્માધીન છું જ નહિ. એક જ વસ્તુ દર્પણના યોગથી બે સ્થળે દીસે છે; પરંતુ તેથી શું કાંઈ વસ્તુ એકની બે બની જાય છે? તે જ પ્રમાણે હે અર્જુન! હુ નિરાકાર હોઈ માયિક દૃષ્ટિએ જ જગત્કાર્ય માટે માયાને સ્વીકારી, સાકાર બનીને નટની પેઠે નાટકના પાત્ર પ્રમાણે બહારના આકારને ધારણ કરું છું. (૪૮)

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મ ક્ષીણ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું. ૭

જેટલા જેટલા ધર્મો છે તે સર્વનું પ્રત્યેક યુગમા મારે રક્ષણ કરવું જ જોઈએ, એવો આ ક્રમ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. એટલામાં જે જે સમયમાં અધર્મના યોગે ધર્મનો ક્ષય થાય છે, તે તે સમયમાં હુ મારું જન્મરહિતપણું એક બાજુએ મૂકી દઉં છુ અને નિરાકારતાનું સ્મરણમાત્ર પણ કરતો નથી. (૫૦)

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥ ८ ॥

સાધુજનોનુ રક્ષણ કરવા માટે, દુષ્ટોનો જ મૂળથી નાશ કરવા માટે અને ધર્મનું સંસ્થાપન કરવા માટે હું પ્રત્યેક યુગમા અવતાર ધારણ કરું છુ ૮

વળી ભક્તોનું સંરક્ષણ કરવા માટે હું દેહ ધારણ કરી અવતાર લઉં છુ અને પછી અજ્ઞાનરૂપી તિમિરને ગળી જાઉં છું. અધર્મની મર્યાદા તોડુ છુ, દોષના દસ્તાવેજો ફાડી નાખું છુ અને જેઓ સાધુજનો હોય છે તેમના હાથે સુખના ઝંડા ફરકાવું છું, દૈત્યકુળનો (અધર્મીઓનો) નાશ કરુ છું, સજ્જનોના સન્માનની પ્રાપ્તિ કરાવુ છુ અને ધર્મ તથા નીતિનો પરસ્પર મેળાપ કરાવી આપુ છુ. અવિવેકરૂપી દીપકના કાજળને કાઢી નાખી વિવેકરૂપી દીપકને પ્રજ્વલિત કરું છું. આવો સમય જોઈ યોગીજનોને તો સર્વથા આનંદરૂપ દિવાળીનો જ ભાસ થાય છે. આ સુખથી સર્વ જગત ઊભરાઈ જાય છે, જ્યાં ત્યાં લોકો ધર્મનું આચરણ કરે છે અને ભક્તો સત્ત્વગુણથી પરિપૂર્ણ થઈ જાય છે. હે અર્જુન ! જ્યારે મારો અવતાર પ્રકટ થાય છે, ત્યારે પાપનો પર્વત લોપ પામે છે અને પુણ્યરૂપી સૂર્યનો ઉદય થાય છે. આવા કાર્યો માટે હુ પ્રત્યેક યુગમા અવતાર ધારણ કરુ છું; પરંતુ જેઓ મને ઉપર કહ્યા પ્રમાણે ઓળખે છે, તેમને જ જગતમા જ્ઞાની સમજવા.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

હે અર્જુન ! આવી રીતે મારો જન્મ અને મારાં કર્મો દિવ્ય છે. આ વાત જે યથાર્થ જાણે છે, તે દેહત્યાગ પછી પુનર્જન્મ પામતો નથી, પરંતુ તે મને જ પ્રાપ્ત થાય છે. ૯

હું જન્મરહિત હોવા છતા જન્મ લઉ છુ અને અક્રિય હોવા છતાં કર્મ કરું છુ; એ વાતને જે નિઃશંકપણે સમજે છે, તે જ પરમ-મુક્ત છે. આવું જ્ઞાન ધરાવનાર દેહસંબધથી ચાલતા દેખાય છે, તો પણ વસ્તુતઃ તેઓ ચાલતા નથી અને તે દેહમાં હોવા છતાં પણ વિમુક્ત હોય છે; તે મૃત્યુ પછી મારા સ્વરૂપમાં આવી મળે છે. (૫૯)

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥**

જેમનાં કામ. ભય અને ક્રોધ નષ્ટ થયા છે અને જે મારા સ્વરૂપમાં ભળી જઈ મારા જ આશ્રયે રહેલા છે, એવા જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા પુષ્કળ જ્ઞાનીઓ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે ૧૦

વળી સામાન્ય રીતે જે ભૂત અને ભવિષ્યની ઘટનાઓ વિષે શોચ કરતા નથી, તેમ જ જે વાસનારહિત હોય છે; તેઓ કોઈ પણ સમયે ક્રોધના માર્ગે વિચારતા નથી; જે વિષયપ્રીતિથી રહિત હોય છે, જે નિત્ય મારા સ્વરૂપની પ્રાપ્તિને લીધે પોતાને ધન્ય અને કૃતાર્થ માને છે; જેઓ મારી જ સેવાને માટે જીવે છે; જે જ્ઞાનના બોધથી જ સંતોષ પામે છે; જે તપના, તેજના રાશિરૂપ અથવા જ્ઞાનના ભંડાર છે; તે તીર્થને પણ પવિત્ર કરનાર તીર્થરૂપ છે, તે અનાયાસે જ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને હુ અને તે એક જ થઈ જઈએ છીએ; તેનામાં અને મારામાં જરા પણ ભિન્નભાવ રહેતો નથી. પિત્તળમાંનો બધો કાટ સંપૂર્ણ નીકળી જાય, એટલે પછી સુવર્ણની પ્રાપ્તિ કરવા માટે આમતેમ દોડાદોડ કરવાની શી જરૂર? તેવી જ રીતે જે યમનિયમાદિ અષ્ટાંગ-યોગમા થઈ તપ અને જ્ઞાનથી શુદ્ધ થયા હોય છે, તે મારા સ્વરૂપ બની જાય એમાં શકા નથી. (૬૫)

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

જેઓ જે ભાવનાથીં મારુ ભજન કરે છે, તેમની ઇચ્છા તે ભાવના પ્રમાણે જ હુ પૂર્ણ કરું છુ હે અર્જુન! સર્વ લોકો સર્વ પ્રકારે, મારા માર્ગથી જ ચાલનારા છે. ૧૧

જેઓ જે જે ભાવનાથી મને ભજે છે, તે તે ભાવનાથી હુ તેમને ફળ આપુ છું. મનુષ્યમાત્રની પ્રવૃત્તિ સ્વભાવતઃ જ મારું ભજન કરવા તરફ છે, પરતુ જ્ઞાનના અભાવે બુદ્ધિમા ભેદ ઉત્પન્ન થતાં, હુ જે ખરી રીતે એક છુ તે મારામાં તેઓ અનેકત્વની કલ્પના કરે છે, એટલે

કે હું સર્વ ભૂતોથી અભિન્ન હોવા છતા મારામા ભેદ કલ્પે છે. હુ નામરહિત હોવા છતાં મને અનેક નામો આપે છે અને શબ્દાતીત હોવા છતાં મને કોઈ દેવ અને કોઈ દેવી વગેરેના નામે ઓળખે છે. હું સર્વ કાળે અને સર્વ સ્થળે એકસરખો છતા મારામાં તેઓ માયાને આધીન થઈ ભ્રાતિથી સારો અને નઠારો એવા ભેદ માને છે. (૭૦)

**काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

કર્મનાં ફળ ભોગવવાની ઇચ્છા રાખનારા લોકો આ લોકમા દેવતાનું પૂજન કરે છે, કારણ કે આ મૃત્યુલોકમાં એ પ્રકારના કર્મથી ફળની સિદ્ધિ જલદી થાય છે. ૧૨

પછી મનમાં અનેક પ્રકારના ઉદ્દેશો ધારણ કરી, જેને જે ફાવે તે ઉપચાર વડે મને અનેક દેવ માની તેમની ઉપાસના કરે છે. આ પ્રકારે જેને જે ઇચ્છા હોય છે, તેને તે પ્રાપ્ત થાય છે; પરતુ તે તેનાં જ કર્મના ફળ છે, એમ તું નક્કી જાણ. ખરું જોતાં એમાં આપનાર અને લેનાર કર્મ વિના બીજુ કોઈ છે જ નહિ. આ લોકમાં કર્મ વડે જ ફળપ્રાપ્તિ થાય છે. જેમ જમીનમા જે જાતનુ ધાન્ય વાવીએ, તેથી બીજી જાતનું ધાન્ય ઉત્પન્ન થતુ નથી અથવા દર્પણમા જેવી વસ્તુ હોય છે તેવી જ દેખાય છે અથવા હે અર્જુન! ડુંગરની ખીણમાં આપણા બોલેલા શબ્દોનો જ પ્રતિધ્વનિ નીકળે છે; તે જ પ્રમાણે હે અર્જુન! પ્રત્યેક ઉપાસનાનો હુ જ આધારભૂત હોવાથી પ્રત્યેકને તેની ભાવના પ્રમાણે જ ફળ મળે છે. (૭૧)

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥**

ગુણ–કર્મના વિભાગાનુસાર (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) ચાર વર્ણ મે ઉત્પન્ન કરેલા છે (અને તેથી) યદ્યપિ હુ એ વર્ણોનો કર્તા દેખાતો હોઉં તથાપિ અકર્તા, નાશરહિત અને અસસારી છુ એમ તુ જાણ ૧૩

હવે એ જ પ્રમાણે તું એ પણ ધ્યાનમા રાખ કે, ચારે વર્ણ ગુણ અને કર્મના વિભાગથી મે જ ઉત્પન્ન કરેલા છે; અને તે ચારે વર્ણોનાં કર્મોની પોતપોતાના પ્રકૃતિ, કર્મ અને ગુણોના તારતમ્ય વડે મેં વ્યવસ્થા કરેલી છે. હે ધનુર્ધર અર્જુન! જો કે એ સર્વ જનો એક જ છે, પરતુ ગુણ અને કર્મના યોગથી તેમના ચાર વર્ણોની વ્યવસ્થા થયેલી છે, એટલા માટે હે પાર્થ! એ જ કારણથી આ વર્ણ-

ભેદની સ્થાપનાનો કર્તા હુ છું જ નહીં. (૮૦)

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४ ॥**

કર્મો મને બદ્ધ કરતા નથી અને કર્મના ફળમાં મને આસક્તિ પણ નથી. અને જે આવો જાણે છે, તેને પણ કર્મો બદ્ધ કરતા નથી ૧૪

આ વર્ણભેદ જો કે મારી સત્તાથી થયેલો છે, છતાં તે વર્ણભેદ મારો કરેલો નથી એમ જે જાણે છે, તે જ કર્માતીત થયેલો છે. (૮૧)

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

(હુ કર્મ કરવા છતા અકર્તા છુ) એમ મારા વિશે જાણીને જ પૂર્વના મુમુક્ષુઓએ કર્મો કરેલા છે, એટલા માટે તુ પણ આગળના લોકો પ્રમાણે જ કર્મ કર. ૧૫

હે અર્જુન! પૂર્વે મુમુક્ષુઓ થયા તેમણે મને આવો જાણીને જ કર્મ કર્યાં હતાં અને જેમ બળેલાં બીજ વાવવાથી મુદ્દલ ઊગતાં નથી, તેમ તેમનાં નિષ્કામ કર્મો જ તેમની મોક્ષપ્રાપ્તિના કારણ થયેલા છે. હે અર્જુન! વળી એક વાત એવી છે કે, 'આ કર્મ છે, કે અકર્મ છે' એ વિષેનો વિચાર પોતાના જ મતથી નિશ્ચિત કરવો એ બુદ્ધિમાન માટે પણ કઠિન કાર્ય છે. (૮૪)

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥**

કર્મ એટલે શુ અને અકર્મ એટલે શુ, એ જાણવા માટે મોટા મોટા દૂરદર્શી લોકો પણ મોહમા પડી ગયા છે. કર્મ એટલે શુ, તે તને જણાવુ છુ, તે જાણવાથી તુ સસારદુખમાથી મુક્ત થઈશ. ૧૬

કર્મ એટલે શું અને અકર્મ એટલે શુ, તે સબંધી વિચાર કરતાં કરતાં મોટા વિદ્વાનો પણ ભ્રમમાં પડી જાય છે. જેવી રીતે ખોટું નાણું ખરા જેવુ લાગવાથી શરાફની આંખ પણ ભ્રમમાં પડે છે, તેવી રીતે માત્ર સંકલ્પ દ્વારા પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાનું જેમનામાં સામર્થ્ય છે, તેવા પણ જેને ભ્રમથી નૈષ્કર્મ્ય સમજે છે, તે વાસ્તવિક કર્મ હોઈને તેઓ સપડાઈ જાય છે. કર્માકર્મની વિચારણામા મોટા મોટા જ્ઞાનીઓની પણ સુસ્તી ઊડી જાય છે, તો પછી અજ્ઞાનીઓની તો વાત જ શી? જ્ઞાની લોકો પણ કેવી રીતે મોહમાં સપડાયા છે, તે વિષેની જ હું વાત કહું છું તે સાંભળ. (૮૮)

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

કર્મ (શાસ્ત્રવિહિત કર્મ), વિકર્મ (શાસ્ત્રનિષિદ્ધ કર્મ) અને અકર્મનું (સર્વ કર્મ છોડી ચૂપ બેસવું તેનું) તત્ત્વ યથાર્થ રીતે જાણવું જ જોઈએ; કારણ કે તે કર્માદિકનું યથાર્થ તત્ત્વ સમજવાનું અતિ કઠિન છે. ૧૭

જીવોનાં કર્મ પ્રમાણે વિશ્વ ઉત્પન્ન કરવાનો ઈશ્વરનો જે સંકલ્પ તેનું નામ કર્મ છે. તેનું યથાર્થ સ્વરૂપ સમજી લેવું જોઈએ; પછી જે કર્મ વર્ણાશ્રમને યોગ્ય અને વેદોક્ત હોય, તેનો અનુષ્ઠાનપ્રકાર અને તેનું ફળ નિશ્ચિતપણે જાણી લેવાં જોઈએ. હવે જે પરમાત્માના વિષયમાં સઘળાં કર્મોનો નિષેધ કહેવામાં આવ્યો છે, તે પોતાનું સ્વરૂપ જ છે આવી રીતે યથાર્થ દૃઢ નિશ્ચય થયો; એટલે પુરુષ સ્વાભાવિક રીતે જ કર્મમાં લિપ્ત થશે નહિ. આ કર્મની વ્યાપ્તિ ગહન છે, આખેય સર્વ જગત કર્માધીન છે; પણ તે હવે રહેવા દઈને ઉપર જણાવ્યા પ્રમાણે કર્માકર્મનું યથાર્થ જ્ઞાન ધરાવનારા પુરુષનાં લક્ષણો વર્ણવું છું તે સાંભળ.

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

જે વિવેકી મનુષ્ય શરીર તથા ઇંદ્રિયોના વ્યાપાર કર્મમાં અકર્મ (આત્માનું અકર્તાપણું) અને અકર્મમાં અર્થાત્ અજ્ઞાની પુરુષ વડે કરાયેલી સઘળી ક્રિયાઓના ત્યાગમાં પણ કર્મ અર્થાત્ ત્યાગરૂપ ક્રિયાને જુએ છે, તે સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન યોગી અને સર્વ કર્મનો કર્તા છે (૧૮)

ફળની આશા ન રાખતા જે મનુષ્ય શરીર, મન અને ઇંદ્રિયોથી કર્મનું આચરણ કરતો રહીને પણ પોતાને અકર્તા માને છે, તેને કર્માતીતપણું અત્યંત સુંદર રીતે સમજાયેલું હોય છે. તેના માટે આત્મસ્વરૂપ સિવાય જગતમાં બીજું કાંઈ પણ બાકી રહેલું હોતું નથી. એટલે તેને કાંઈ કરવાનું રહેતું નથી. તોપણ તે લોકદૃષ્ટિએ સર્વ કર્મો ઉત્તમ રીતે કરતો રહે છે એવું દેખાય છે; એવા પ્રકારનાં લક્ષણોવાળો પુરુષ જ્ઞાની છે એમ જાણવું. જે પ્રમાણે એક મનુષ્ય નદીના કાંઠા ઉપર ઊભો રહી પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોતી વખતે 'હું પાણીથી ભિન્ન છું' એમ સમજે છે અથવા નાવમાં બેસીને જનારા માણસને કાંઠા પરનાં વૃક્ષો દોડતાં હોય એમ જણાય છે, પરંતુ સત્ય દૃષ્ટિએ જોતાં વૃક્ષો અચળ છે એમ તે માને છે, તે જ પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં તે સર્વે મિથ્યા છે અને કર્મરહિત પરમાત્માને જ પોતાનું

સ્વરૂપ જાણે છે. સૂર્ય અચળ છતાં ઉદય અને અસ્તથી તે આપણને ચાલતો જણાય છે; તે પ્રમાણે શરીરસંઘાતથી કર્મ કરતો હોવા છતાં પણ પરમાર્થથી પોતે કર્મ કરતો નથી એમ જાણે છે, તે મનુષ્યના જેવો દેખાવા છતાં પણ મનુષ્ય નથી, પણ પ્રત્યક્ષ પરબ્રહ્મ જ છે એમ સમજવું. જેમ સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડેલું હોય છે, તોપણ તેમાં સૂર્ય હોતો નથી, તેમ આવો મનુષ્ય મનુષ્યકોટિમાં દેખાવા છતાં તેને મનુષ્યનો સ્પર્શ થતો નથી. આવો પુરુષ કાંઈ જોતો નથી, તોપણ અખિલ વિશ્વને જુએ છે; કાંઈ કરતો નથી, તોપણ બધું જ કરે છે અને કશાનો ઉપયોગ લેતો નથી, તોપણ સર્વ વસ્તુને ભોગવે છે. તે એક જ ઠેકાણે બેસે છે, તોપણ તે સર્વત્ર ગમન કરે છે. વધારે શું કહું? તે સર્વ વિશ્વરૂપ જ બન્યો છે. (૧૦૨)

यस्य सर्वे समारम्भाः काम सङ्कल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ १९ ॥

જેનાં સર્વે કર્મોનો આરંભ સંકલ્પથી અને કામેચ્છાથી રહિત હોય છે તથા જેના સર્વ કર્મો જ્ઞાનાગ્નિથી બળીને ભસ્મીભૂત થયાં છે, તેને જ્ઞાનીજનો 'પંડિત' (બ્રહ્મવેત્તા) એવા નામથી ઓળખે છે. ૧૯

જે પુરુષને કર્માચરણ માટે ખેદ થતો નથી (અર્થાત્ કર્મ કરતો બંધ પડતો નથી) અને કર્મફળની ઇચ્છા પણ જેને ઉદ્‌ભવતી નથી; તેમ જ અમુક કર્મ હું કરીશ અથવા તો અમુક શરૂ કરેલાં કામને હું પાર પાડીશ,' એવો સંકલ્પ પણ જેના મનને સ્પર્શ કરતો નથી; જ્ઞાનરૂપી અગ્નિના મુખમા નાખીને જેણે પોતાના સર્વ કર્મોને ભસ્મ કર્યાં છે, એવા પુરુષને તારે મનુષ્યરૂપથી થયેલો પરબ્રહ્મનો અવતાર જ જાણવો. (૧૦૫)

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥ २० ॥

જે કર્મના ફળના ઇચ્છાનો ત્યાગ કરે છે અને આત્માનંદમાં તૃપ્ત રહી અન્ય વિષયનો આશ્રય લેતો નથી, તે સર્વ કર્મો કરતો હોવા છતાં વસ્તુત કાંઈ જ કરતો નથી. ૨૦

જે શરીર પ્રત્યે ઉદાસીન હોય છે અને ફળપ્રાપ્તિ વિષે નિષ્કામ હોય છે, તેમ જ જે નિરંતર આનંદસ્વરૂપમાં નિમગ્ન હોય છે; વળી હે પાર્થ! જે સંતોષના મુખ્ય ગૃહમાં બેસી આત્મબોધનું પકવાન્ન જમતાં કદી ધરાતો નથી, તે સર્વથી મુક્ત જ છે, એમ જાણ. (૧૦૭)

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥
यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥

જેણે આશાનો પરિત્યાગ કર્યો છે. પોતાના ચિત્ત અને બુદ્ધિને સ્વાધીન રાખ્યા (આવી રીતે નિરિચ્છ થઈને) સર્વ સંગ્રહનો પરિત્યાગ કર્યો છે તે શરીર-નિર્વાહાર્થે (ભિક્ષાટનાદિક) કર્મો કરે તોપણ તેને કર્મોનો દોષ લાગતો નથી (સંસાર પ્રાપ્ત થતો નથી) અનાયાસે મળે તેમાં સંતોષ માનનાર, (હું અને મારા એવા) દ્વંદ્વથી અતીત મત્સરરહિત અને કર્મ પૂર્ણ રહે કિંવા અપૂર્ણ રહે. તેમાં હર્ષ કિંવા ખેદ ન કરનાર પુરુષ સંપૂર્ણ કર્મો કરવા છતા પણ કર્મબંધન-થી લેપાતો નથી ૨૧. ૨૨

જે અહંકાર સહિત આશાનો પરિત્યાગ કરીને અધિકાધિક પ્રેમથી બ્રહ્મસુખની મધુરતાનુ આસ્વાદન લે છે, જે વેળાએ જે મળે તેમા સુખ માને છે અને જેને આ મારુ અને આ બીજાનુ એવો ભેદ નથી; તે જે જે દેખે છે અથવા સાંભળે છે, તે સર્વ મારા જ સ્વરૂપો છે એવી ભાવના કરે છે; તે પગ વડે ચાલે છે, મુખ વડે બોલે છે અને શરીરના સર્વ વ્યાપારો કરવા જતા સર્વસ્વરૂપ બની જાય છે. વધુ શું કહુ ?. જગતમા આત્મસ્વરૂપ સિવાય જેને અન્ય કાંઈ દેખાતું નથી, તેને કોઈ પણ કર્મ દ્વારા કોઈ પણ જાતની બાધા શી રીતે થઈ શકશે ? મત્સર ઊપજવા જેટલો દ્વૈતભાવ જ જેનામા નથી, તે નિર્મત્સર છે એમ શું વાણીથી કહેવાની જરૂર છે ? તે સર્વ પ્રકારે મુક્ત છે. તે સર્વ કર્મ કરતો હોવા છતા કર્મરહિત છે. તે સગુણ દેખાય છે, તોપણ ગુણાતીત છે, એમા જરા પણ સંશય નથી. (૧૧૪)

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

જે સર્વ સંગ વડે ત્યજાયેલો છે અને જે ધર્માધર્મના બંધનમાથી પાર પડેલો છે તથા જેનુ ચિત્ત જ્ઞાનમાં સ્થિર થયુ છે. તે જો યજ્ઞને પૂર્ણ કરવાના ઉદ્દેશથી (ઈશ્વરાર્થ) કર્મ કરતો હોય, તોપણ તેના તે કર્મો ફળ સહિત લય પામે છે. ૨૩.

તે દેહધારી હોવા છતા નિર્ગુણ સમાન દેખાય છે. તેને બ્રહ્મની કસોટી પર ચઢાવતા તે તેના જેવો જ શુદ્ધ જણાય છે. આમ જોકે તે કેવળ મુક્ત છે તોપણ કોઈવાર કૌતુકથી યથાવિધિ યજ્ઞાદિક કર્મોનુ આચરણ કરે છે, પરંતુ તેના સર્વ કર્મો તેનામા જ લય પામે છે. જેવી

રીતે, આકાશમા કવખતે ચઢી આવેલાં વ્યર્થ વાદળાં વૃષ્ટિ કર્યા સિવાય આપોઆપ વિલય પામે છે, તેવી જ રીતે તે જો વેદવિહિત કર્મો યથાવિધિ આચરતો હોય તોપણ તે કર્મોમા તેને દ્વૈતભાવ ન હોવાથી તે કર્મ તેનામાં જ લય પામે છે. (૧૮)

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

હોમના સાધન, હોમનુ દ્રવ્ય, અગ્નિ, હોતા અને હવનક્રિયા—એ સર્વ (કારણ કે) બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં બ્રહ્મ જ છે અને બ્રહ્મરૂપી કર્મમા લીન થઈ રહેલા તે બ્રહ્મવેત્તાને પ્રાપ્ત થનારું ફળ પણ બ્રહ્મ જ છે. ૨૪

આ હવન અને તેનો કર્તા હુ છું, અથવા તો આ યજ્ઞનો ભોક્તા અમુક છે, એવો ભિન્નભાવ તેની બુદ્ધિમાં હોતો નથી; એટલા માટે તે જે જે ઇષ્ટ યજ્ઞ કરે છે, તેમાંનાં હોમદ્રવ્યો અને મન્ત્રો એ સર્વને આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ જ સમજે છે; માટે હે અર્જુન! બ્રહ્મ તે જ કર્મ છે એવી સમબુદ્ધિ જેના અંતઃકરણમાં વ્યાપી રહી હોય છે, તે કર્મ કરે છે તોપણ વસ્તુતઃ તે તેની નિષ્કર્મતા જ છે. અવિચારરૂપ બાલ્યાવસ્થામાંથી બહાર પડીને યુવાવસ્થામાં વિરક્તિ સાથે જેના લગ્ન થાય છે, તે પછી જીવ–બ્રહ્મની એકતારૂપ યોગાગ્નિની ઉપાસના જ આરંભે છે. (૧૨૨)

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

અન્ય કેટલાક યોગીઓ દૈવયજ્ઞ (ઇંદ્ર આદિક દેવતાઓના નિમિત્તથી કરેલો યજ્ઞ) કરે છે અને અન્ય કેટલાક બ્રહ્મરૂપ અગ્નિમા (યજ્ઞસંજ્ઞક) સ્વધર્મ (આત્મા) વડે જ આત્માનુ હવન કરે છે. ૨૫

જે રાત્રિદિવસ યજ્ઞ કરનારા છે, તેમણે ગુરુવાક્યરૂપી અગ્નિમાં મન સહિત અજ્ઞાનનો હવન કર્યો. હે અર્જુન! જેને આત્મસુખની ઇચ્છા હોય તેણે જ આ યોગાગ્નિનું યજન કરવું અને તેને જ દૈવયજ્ઞ કહેવામા આવે છે. જેનું ભરણપોષણ પ્રારબ્ધ અનુસાર થાય છે અને જે શરીરના પોષણની ચિંતા કરતો નથી, તેને દૈવયોગે કરીને મહાયોગી જાણવો. હવે જે સ્વકર્મ દ્વારા ઈશ્વરાધીન થાય છે, તેમના વિષે વર્ણન કરું છું, તે સાંભળ. (૧૨૬)

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

કેટલાક શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોને સયમરૂપી અગ્નિમાં હોમે છે અને અન્ય કેટલાક શબ્દાદિ પચ વિષયોનો હવન ઇંદ્રિયોરૂપી અગ્નિમા કરે છે ૨૬

• કેટલાક આત્મસંયમરૂપી અગ્નિમાં હોમ કરનારા લોકો કાયિક, વાચિક અને માનસિક–આ ત્રણ યુક્તિ(મૂળબધ, ઉડિયાનબધ અને અને જાલંધરબંધ)મત્રો વડે પવિત્ર ઇદ્રિયરૂપી દ્રવ્યથી હવન કરે છે. કોઈક વૈરાગ્યરૂપી સૂર્ય ઉદિત થતાં સંયમરૂપી અગ્નિનુ ઉદ્ધરણ કરીને તેના પ્રજ્વલિત થવા પછી ઇંદ્રિયરૂપી અગ્નિને જ્ઞાન દ્વારા સળગાવે છે. તે ઇદ્રિયાગ્નિમાંથી વૈરાગ્યરૂપી જ્વાળા નીકળે છે, કે તરત જ વિષયવિકારરૂપી કાષ્ઠ ભડભડાટ બળવા માડે છે, ત્યારે જ્ઞાનેદ્રિયના પાંચ વિષયરૂપી કુડમાંનો આશારૂપી ધૂમ્રનો તત્કાલ લોપ થાય છે. પછી ઇદ્રિયરૂપી અગ્નિ જેમાં સળગી રહ્યો છે, એવા કુડમાં શાસ્ત્રવિધિ મુજબ વિષયોની મોટી આહુતિઓ આપીને તેઓ હવન કરે છે. (૧૩૦)

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

વળી અન્ય કેટલાક જ્ઞાનથી પ્રદીપ્ત થયેલા મનોનિગ્રહરૂપી અગ્નિમાં સર્વ ઇદ્રિયોનાં અને પ્રાણોના કર્મોનો હવન કરે છે ૨૭

હે પાર્થ ! આ પ્રમાણે કોઈક પોતાના સર્વ દોષોનું ક્ષાલન કરે છે, તો કોઈક હૃદયરૂપી અરણી પર વિચારકાષ્ટ રવૈયો કરે છે અને તેને ધૈર્યરૂપી ભારથી દાબી શાંતિરૂપી દોરીથી બાધે છે, પછી ગુરુવાક્યરૂપી મંત્રથી મંથન કરે છે. આ પ્રકારે સર્વ વૃત્તિઓનું ઐક્ય કરી મથન કરવાથી તત્કાળ કાર્યની સિદ્ધિ થાય છે. એટલે જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત થાય છે. પ્રથમ રિદ્ધિસિદ્ધિના મોહરૂપી ધૂમ્રનો લોપ થાય છે અને પછી અગ્નિની સૂક્ષ્મ ચિનગારી ઉત્પન્ન થાય છે. પછી યમનિયમથી તૈયાર થયેલા મનરૂપ કોયલાની સહાયતાથી તે અગ્નિને સળગાવવામા આવે છે. એ સળગી ઊઠતાં મોટી જ્વાળા ઉત્પન્ન થઈને વાસનારૂપી લાકડાઓને અનેક પ્રકારના મોહરૂપી ઘૃતનું લેપન કરી તેને ભસ્મીભૂત કરી દેવામા આવે છે. ત્યાર પછી જીવનરૂપી દીક્ષિતે જ્ઞાનરૂપ પ્રદીપ્ત અગ્નિમાં ઇંદ્રિયકર્મોની આહુતિ આપી, અંતે પ્રાણકર્મરૂપ 'સૂવા' નામક યજ્ઞપાત્રની સહાયથી અગ્નિમાં પૂર્ણાહુતિ આપ્યા પછી, ઐક્ય બોધરૂપ અવભૃથ સ્નાન(યજ્ઞના અંતમાં કરવામાં આવતું સ્નાન)નો લાભ પ્રાપ્ત થાય છે. પછી સંયમાગ્નિમાં ઇદ્રિયાદિકમાં હોમદ્રવ્યોનો હવન કરતા શેષ રહેલા આત્મસુખનો જ પુરોડાશ (યજ્ઞની પ્રસાદી)

તરીકે સ્વીકાર કરવામા આવે છે. આ રીતે યજ્ઞ કરી કેટલાકો સંસાર-માંથી મુક્ત થયા છે. આ યજ્ઞક્રિયા જો કે નાના પ્રકારની હોય છે; છતાં તેની અંતિમ ફળપ્રાપ્તિ તો એક જ જાતની છે. (૧૪૦)

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

આરંભેલા કર્મને નિશ્ચયથી પાર પાડનારા કેટલાક યોગી દ્રવ્યદાનના સ્વરૂપે દ્રવ્યયજ્ઞ કરે છે, કેટલાક તપશ્ચર્યાસ્વરૂપે તપોયજ્ઞ કરે છે, કેટલાક યોગસ્વરૂપે યોગયજ્ઞ કરે છે, કેટલાક વેદાધ્યયનરૂપે સ્વાધ્યાયયજ્ઞ કરે છે; કેટલાક જ્ઞાન-સંપાદનના સ્વરૂપે જ્ઞાનયજ્ઞ કરે છે અને કેટલાક વ્રતધારણના રૂપે વ્રતયજ્ઞ કરે છે. આવી રીતે મોક્ષપ્રાપ્તિ માટે યોગીઓ અનેક પ્રકારના યજ્ઞ કરે છે. ૨૮

આ જે યોગો કહ્યા તેમનામાના એકને 'દ્રવ્યયજ્ઞ' કહેવામાં આવે છે; એકને 'તપોયજ્ઞ' કહેવામાં આવે છે અને વળી એક 'યોગયજ્ઞ' કહેવાય છે. આ સર્વ યજ્ઞો મેં પૂર્વે તને કહ્યા જ છે. કોઈ શબ્દમાં શબ્દનો જ હોમ કરે છે. તેને 'વાગ્યજ્ઞ' કહેવામાં આવે છે. જે જ્ઞાનથી જાણવા યોગ્ય હોય, તે જ્ઞાન વડે પ્રાપ્ત કરી લેવાના યજ્ઞને 'જ્ઞાનયજ્ઞ' કહેવામાં આવે છે. હે અર્જુન! આ સર્વ યજ્ઞો મહા વિકટ હોવાથી એમનું આચરણ કરવું બહુ કઠિન છે. પરંતુ ઇંદ્રિયોને સ્વાધીન રાખ-નારાને જ તે સાધ્ય થઈ શકે છે. યોગસમૃદ્ધિ વડે સુસંપન્ન થયેલા પુરુષો એ યજ્ઞોને સાધ્ય કરવાની કળામાં કુશળ અને પારંગત હોય છે; કારણ કે તેમણે પોતાના જીવનું આત્મામા હવન કરી દીધેલું હોય છે.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

તે જે પ્રમાણે કેટલાક અપાનવાયુમા પ્રાણવાયુનો પ્રક્ષેપ (પૂરક) કરે છે, પ્રાણવાયુમાં અપાનવાયુનો પ્રક્ષેપ (રેચક) કરે છે અને કેટલાકો પ્રાણ અને અપાન એ ઉભયની ગતિ બંધ કરીને કુંભક (નિરોધ) કરે છે; આવા લોકોને પ્રાણાયામપરાયણ યોગીઓ કહેવામા આવે છે. ૨૯

કેટલાકો અભ્યાસના યોગે અપાનવાયુરૂપ અગ્નિમાં પ્રાણવાયુરૂપ દ્રવ્યનું હવન કરે છે તથા અપાનવાયુને પ્રાણવાયુ સાથે મેળવે છે અને કેટલાક બન્ને વાયુનો નિરોધ કરે છે. આવા મનુષ્યોને 'પ્રાણા-યામી' યજ્ઞ કરનારા કહેવામા આવે છે. (૧૪૬)

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

બીજા કેટલાકો આહાર નિયમિત કરી પ્રાણમા જ (વાયુભેદથી) પ્રાણોનો હવન કરે છે; આ સર્વ યજ્ઞને જાણનારા યોગીઓ યજ્ઞ વડે પાપનો નાશ કરે છે. ૩૦

કેટલાક હઠયોગના ક્રમથી સર્વ આહારોને જીતી પ્રાણવાયુરૂપી અગ્નિમાં ત્વરાથી પ્રાણોનો હવન કરે છે. આ પ્રકારે મોક્ષપ્રાપ્તિની જ ઈચ્છા કરનારા સર્વ લોકો ઉપર બતાવેલા યજ્ઞકર્તાઓ છે. તેઓ પોતાના યજ્ઞ દ્વારા પોતાના કામ–ક્રોધાદિક વિકારો નષ્ટ કરે છે. આ પ્રકારે સર્વ અજ્ઞાનનો નાશ થવાથી સ્વાભાવિક રીતે જ તેનામાં શુદ્ધ સ્વરૂપ અવશિષ્ટ રહે છે અને પછી અગ્નિ તથા યજ્ઞ કરનાર એવો દ્વૈતભાવ તેમના મનમાં નહિ રહેતા, યજ્ઞ કરનારની ઇચ્છા પરિપૂર્ણ થઈ યજ્ઞક્રિયાની પણ સમાપ્તિ થાય છે. આ પ્રમાણે જ જ્યાં સર્વ કર્મો અને કર્તવ્યોનો નાશ થતાં ચિત્તમાં અજ્ઞાનનો તેમ જ કામનાનો પ્રવેશ થતો નથી અને દ્વૈતદોષનો પણ જેને સંસર્ગ થતો નથી, તે બ્રહ્મત્વને પ્રાપ્ત થાય છે. (૧૫૧)

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

હે કુરુકુળશ્રેષ્ઠ! યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ લેનારા લોક સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. યજ્ઞ ન કરનારાને તો આ લોકની પણ પ્રાપ્તિ થતી નથી, તો પછી પરલોકની તો વાત જ શી? ૩૧

એવું જે અનાદિસિદ્ધ તથા શુદ્ધ યજ્ઞને પરિણામે અવશેષ રહેનારું જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છે, તેનું બ્રહ્મનિષ્ઠ લોકો 'अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છુ' એ મંત્રથી સેવન કરે છે, આવી રીતે યજ્ઞનું અવશિષ્ટ રહેલુ જ્ઞાનરૂપ અમૃત પીને તૃપ્ત થઈને તેઓ અમર બને છે અને સહેજે બ્રહ્મત્વને પ્રાપ્ત થાય છે. જેમનાથી આ યજ્ઞાચરણ થતું નથી, તેમને વિરક્તિ વરમાળા આરોપતી નથી; જેમનાથી આત્મસંયમ થઈ શકતો નથી, જે જન્મ પ્રાપ્ત થયા છતાં યોગ–યાગ કરતા નથી, તેમનો હે અર્જુન! આ લોકમાં કશો જ ઢંગધડો નથી, તો પછી તેમના વિષે પરલોકની વાત જ શી? તેમના વિષે કશી વાત જ કરવાની નથી. (૧૫૫)

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

આ પ્રમાણે જે અનેક પ્રકારના યજ્ઞો વેદોએ બતાવેલા છે, તે સર્વે કર્મોમાથી ઉત્પન્ન થનારા છે એમ તુ સમજ. તને આવું જ્ઞાન પ્રાપ્ત થતાં તું મોક્ષને

પ્રાપ્ત થશે. ૩૨

આ પ્રકારે જે તને પુષ્કળ (દ્વાદશ) પ્રકારના યજ્ઞો કહી સંભળાવ્યા, તે સંબંધી વેદોમાં અતિ વિસ્તૃત અને સુંદર વર્ણન કરેલું છે; પરંતુ વેદોમાં કહેલું તેમનું વર્ણન સાંભળીને તેની સાથે આપણે શું કામ છે? તેનો સાર એ જ છે, કે આ સર્વ યજ્ઞો કર્મથી જ ઉત્પન્ન થયેલા છે. આટલું જાણ્યા પછી કર્મની બાધા થનાર નથી. (૧૫૭)

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

હે શત્રુતાપન! દ્રવ્યથી સાધ્ય થનારા યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, કારણ કે હે પાર્થ! સર્વ કર્મોનો જ્ઞાનમાં જ અંતર્ભાવ થાય છે. ૩૩

હે અર્જુન! વેદ જે યજ્ઞોનું મૂળ છે, જેમાં બાહ્ય ક્રિયાઓની ખટપટ ઝાઝી છે અને જેનું અપૂર્વ ફળ સ્વર્ગ છે, તે તો કર્મયજ્ઞ છે અને જો કે તે સત્ય છે, પરંતુ સૂર્યની આગળ નક્ષત્રોનું તેજ જેવી રીતે લોપ પામે છે, તેવી રીતે તે યજ્ઞો જ્ઞાનયજ્ઞની બરાબરી કરી શકતા નથી. આત્મસુખનો ભંડાર મેળવવાને જે જ્ઞાનનું અંજન કરીને યોગીજનો રાત્રિદિવસ જાગ્રત રહે છે; જે જ્ઞાન આરંભેલા કર્મનું પ્રાપ્ય સ્થાન છે; જે જ્ઞાન બ્રહ્મબોધની ખાણ છે; જે આત્મપ્રાપ્તિની ક્ષુધાથી ક્ષુધાતુર થયેલા સાધકોને તૃપ્તિનું સ્થાન છે, જ્યાં કર્મની ઇચ્છા શમી જાય છે અને તર્કનો લોપ થઈ જાય છે; જેના યોગથી ઇંદ્રિયો વિષયસેવનને વીસરી જાય છે; જ્યાં મનનું મનપણું સુકાઈ જાય છે; જ્યાં શબ્દોની દોડ અટકી જાય છે અને જ્યાં અંતરમાં રહેલા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે; જ્યાં વૈરાગ્યની હીનતાનો નાશ થાય છે; જ્યાં વિચારની ઉત્કંઠા પૂરી થાય છે અને જ્યાં અનાયાસે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. (એ જ્ઞાન ઉત્કૃષ્ટ છે.) (૧૬૪)

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

(એ જ્ઞાનને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો) તત્ત્વદર્શી જ્ઞાનીઓને નમસ્કાર કરીને તેમની સેવા કરતાં તથા તેમને પ્રશ્ન પૂછતાં તેઓ તને તે જ્ઞાનનો ઉપદેશ આપશે એમ જાણજે. ૩૪

એવું જે ઉત્કૃષ્ટ જ્ઞાન તે મેળવવાની જો તને ઇચ્છા હોય, તો તું બ્રહ્મજ્ઞાનસંપન્ન સંતની સેવા કર. જ્ઞાની સંત–મહાત્માઓ જ્ઞાનનું ઘર હોય છે અને સેવાધર્મ એ તે ઘરનો ઊમરો હોય છે; માટે હે

અર્જુન! તું સેવા કરીને એ જ્ઞાનને સ્વાધીન કરી લે. શરીર, મન અને જીવથી સર્વ પ્રકારે ગર્વરહિત બની તેમની સેવા કરવી. સેવાથી પ્રસન્ન થયા પછી તે સાધુઓને પોતાના ઇચ્છિત પ્રશ્ન પૂછતાં તેઓ તેમના ઉત્તર આપશે. આ ઉપદેશ પામેલા અંતઃકરણમાં ફરી સંસારની કલ્પના પણ આવતી નથી. (૧૬૮)

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

હે પાંડુપુત્ર! તે જ્ઞાન પ્રાપ્ત થવાથી ફરીથી આવો (ભેદરૂપી) મોહ તારામાં ઉત્પન્ન થશે નહિ અને એ જ્ઞાનના યોગથી એ સર્વ ભૂતોને તુ તારામાં અને મારામાં જોઈશ ૩૫

જે વેળાએ તેમના (સત્પુરુષોના) ઉપદેશરૂપ પ્રકાશથી તારુ ચિત્ત, જ્યારે બ્રહ્મ પ્રમાણે નિઃસંશય નિર્ભય થશે ત્યારે તું અવશ્ય તારી જાત સુદ્ધાં સર્વ ભૂતોને મારા અખંડ સ્વરૂપમાં જોયા કરીશ. હે પાર્થ! આ રીતે જ્યારે સત્પુરુષોની કૃપા થશે, ત્યારે તારા અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ વ્યાપી જશે અને તેથી મોહરૂપી અંધકારનો સર્વથા લય થશે. (૧૭૧)

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

તુ જો બીજા સર્વ પાપીઓ કરતા વધારે પાપી હોઈશ, તોપણ જ્ઞાનરૂપી નૌકાના સાધનથી સકળ પાપરૂપી સમુદ્રને અનાયાસે તરી જઈશ ૩૬

તું જો પાતકનો આગાર, ભ્રાંતિનો સાગર અથવા ભ્રમનો પર્વત હોય, તોપણ જ્ઞાનની શક્તિ આગળ એ સર્વ પદાર્થ તુચ્છ છે. એ જ્ઞાનમા એટલુ બધુ ઉત્તમ સામર્થ્ય રહેલું છે, જે પરમાત્મજ્ઞાનનો ઉદય થતાની સાથે જ 'આ વિશ્વ સત્ય છે' એવા પ્રકારનો ભ્રમ નષ્ટ થઈ જાય છે; તે જ્ઞાનની આગળ મનના અજ્ઞાનની શી વિસાત? એટલા માટે તારા મનમા આ શકા આવવી, એ જ પ્રથમ તો યથાર્થ અને યોગ્ય નથી; કારણ કે આ જગતમાં જ્ઞાનની બરાબરી કરી શકે એવી ઇતર કોઈ પણ વસ્તુ છે જ નહિ. (૧૭૫)

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

હે અર્જુન! પ્રજ્વલિત થયેલો અગ્નિ જેવી રીતે કાષ્ટને ભસ્મ કરી નાખે છે, તેવી જ રીતે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે. ૩૭

ત્રૈલોક્ય સળગવાથી આકાશમાં પ્રસરેલા ધુમાડાને પળ માત્રમાં વિખેરી નાખનાર જે પ્રલયકાળનું વાવાઝોડું છે, તેને એક વાદળીને વિખેરી નાખતાં શી વાર લાગે વારુ? અથવા પવનની સહાયથી પ્રજ્વલિત જે અગ્નિ પાણીને પણ બાળી નાખે છે; એવો પ્રલયકાળનો અગ્નિ શું ઘાસ અને કાષ્ઠ વડે શાંત થઈ શકે ખરો કે? (૧૭૭)

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥**

કારણ કે આ જગતમાં જ્ઞાન સમાન પવિત્ર બીજું કાંઈ પણ નથી. વળી યોગથી યુક્ત થયેલો પુરુષ કાળે કરીને તે (આત્મવિષયક) જ્ઞાન પોતે પોતાની મેળે જ મેળવે છે. ૩૮

અસ્તુ. આ બનાવો કદાપિ બનવાના નથી, એટલે એમનો વિચાર કરવો વિસંગત જ કહી શકાય; અર્થાત્ આપણે જ્ઞાનના સંબંધમાં જેમ જેમ વિચાર કરીએ છીએ, તેમ તેમ એમ જ સ્પષ્ટ દેખાઈ આવે છે કે તેના જેવી પવિત્ર વસ્તુ અન્ય કોઈ પણ જોવામાં આવતી જ નથી. જેવી રીતે ચૈતન્યનો બીજો પર્યાય નથી અર્થાત્ બીજું ચૈતન્ય નથી, તે પ્રમાણે આ લોકમા જ્ઞાન એક અત્યંત ઉત્તમ વસ્તુ હોવાથી તેની બરાબરી કરી શકે એવી કોઈ પણ બીજી વસ્તુ ક્યાંથી મળી શકે? જો સૂર્યના તેજની બરોબરી તેના પ્રતિબિંબનું તેજ કરી શકે અથવા જો આકાશને બાથમાં લઈ શકાય અથવા જો પૃથ્વીના જેટલી વજનદાર કોઈ વસ્તુ મળી આવવાનો સંભવ હોય, તો જ હે પાંડુકુમાર! જ્ઞાનને બીજાની ઉપમા આપી શકાય. એટલા માટે ઘણી ઘણી રીતે વારવાર વિચાર કરી જોતાં એ જ્ઞાનના જેટલી પવિત્રતા કેવળ જ્ઞાનમાં જ રહેલી છે પણ અન્ય કોઈ પણ વસ્તુમાં રહેલી નથી એમ જ કહેવું પડે. જેમ અમૃતના સ્વાદ વિષે કોઈ પૂછે તો તે 'અમૃત જેવો' એમ જ કહેવું પડે છે; તેમ જ્ઞાનને જ્ઞાનની જ ઉપમા આપવી પડે છે! 'આર્ય કહો છો તે ખરું છે, પણ તે જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરવું?' એવો પ્રશ્ન અર્જુન પૂછશે એવું અગાઉથી જ જાણી શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા: હે કિરીટિ! જ્ઞાનપ્રાપ્તિનો જે ઉપાય તે હું તને હવે કહી બતાવનાર છું, તે પ્રત્યે તું લક્ષ આપ. (૧૮૯)

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

પરમ શ્રદ્ધાવાન, જ્ઞાનપ્રાપ્તિ માટે તત્પર અને જિતેંદ્રિય પુરુષને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે પ્રાપ્ત થયા પછી તરત જ ઉત્તમ શાંતિ મળે છે.× ૩૯

આત્મસુખની મિષ્ટતાનો આ સ્વાદ લીધા પછી જેનું મન સર્વ વિષયો વિષે વિરક્ત થઈ જાય છે અને જેનામાં ઇંદ્રિયોની જરા પણ પ્રતિષ્ઠા રહેતી નથી; જે પોતાની ઇચ્છા પોતાના મનને પણ જાણવામાં આવવા દેતો નથી; પ્રકૃતિની અધીનતાને લીધે શરીર વડે કરાયેલાં કર્મોને જે પોતાના શિર પર લેતો નથી; જે જ્ઞાનપ્રાપ્તિની શ્રદ્ધાનો ઉપભોગ લઈ સંતોષ માને છે, તે જ પુરુષને શાંતિથી ભરેલું જ્ઞાન શોધતું આવે છે અને પોતાની મેળે જ તેને પ્રાપ્ત થાય છે. આ જ્ઞાન મનમાં સ્થિર થયુ એટલે શાંતિનો અંકુર ફૂટી આત્મબોધનો પ્રકાશ થાય છે. આવી શાતિમાં પોતાનું ને પારકું, એ વાતનો તો અભાવ જ હોય છે. આવી રીતે જ્ઞાનના મહિમાનું જેટલુ વર્ણન કરીએ, તેટલું ઓછું જ છે. (૧૯૨)

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसंच्छिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नति धनञ्जय ॥ ४१ ॥

ભગવદ્‌વિષયને ન જાણનારો અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયયુક્ત પુરુષ નાશને પામે છે (સ્વાર્થથી વંચિત થાય છે) અને તે શંકાશીલ પુરુષ આ લોક, પરલોક તથા મોક્ષસુખ પણ પામતો નથી હે અર્જુન' યોગ દ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કરેલો છે ને જ્ઞાન દ્વારા જેના સંશયોનો લોપ થયો છે, અને જેને આત્મસ્વરૂપ પ્રાપ્ત થયેલુ છે એવા આત્મજ્ઞાનીને કર્મનું બંધન પ્રાપ્ત થતું નથી ૪૦,૪૧

જે માણસને આવા જ્ઞાન પર પ્રીતિ નથી, તેનુ જીવન શા કામનુ? એવા જીવન કરતાં તો મરણ જ વધારે સારું! જેમ કોઈ એક ઉજ્જડ ઘર અથવા પ્રાણ વિનાનુ શરીર હોય તેમ જ્ઞાનહીન મનુષ્યનું જીવન મોહયુક્ત હોય છે; સત્ય જ્ઞાન પ્રાપ્ત થયુ ન હોય, છતા તેવા જ્ઞાનની પ્રાપ્તિ કરવા માટેની જે ઇચ્છા ધરાવે છે, તેને તેની કાંઈક પણ પ્રાપ્તિ થવાનો સંભવ છે. જ્ઞાન હોવા વિષેની વાત તો જાણે દૂર રહી

× જ્ઞાનની શુદ્ધિવૃદ્ધિ સાથે અંતઃકરણમાં તેમ જ આચરણમાં શુદ્ધિ વધવાથી ધ્યાનયોગની યોગ્યતા આવીને સર્વ કર્મો છૂટી જાય છે તથા સર્વ વૃત્તિઓ પરમાત્મસમાધિમા તલ્લીન થઈ, જ્ઞાની જીવન્મુક્ત થાય છે

પરંતુ તે પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ જે ધરાવતો નથી, તે પુરુષ સંશય-રૂપી અગ્નિમાં જ પડી ગયેલો છે એમ સમજવું; કારણ કે અમૃત ઉપર પણ જે મનુષ્યને અરુચિ ઉત્પન્ન થાય, ત્યારે તે મનુષ્યનું મરણ તદ્દન નિકટ આવ્યું છે, એમ સમજવું. તે જ પ્રમાણે જે વિષયસુખમાં જ આનંદ માને છે અને જ્ઞાનપ્રાપ્તિના સંબંધમાં બેદરકાર હોય છે, અથવા તો જે સંશયગ્રસ્ત હોય છે, તે પણ નિઃસંશય ભ્રષ્ટ થાય છે અને પરલોકના સુખથી વંચિત થાય છે. જેને સન્નિપાતજ્વર લાગુ પડ્યો હોય છે, તે જે પ્રમાણે શીતળતા અને ઉષ્ણતા સમજી શકતો નથી અને સૂર્યપ્રકાશ તથા ચંદ્રપ્રકાશને સમાન જ દેખે છે; તે પ્રમાણે સત્ય અને અસત્ય, અનુકૂળ અને પ્રતિકૂળ, હિત અને અહિત આદિને શંકાશીલ પુરુષ સમજી શકતો નથી. જે પ્રમાણે જન્માંધને રાત્રિ તથા દિવસ સમજાતાં નથી, તે પ્રમાણે સંશયી પુરુષને કોઈ પણ વસ્તુની સાચી ઓળખાણ હોતી નથી; એટલા માટે સંશય જેવું બીજું ભયં-કર પાતક એક પણ નથી. પ્રાણીઓનો નાશ કરનારી એ એક જાળ છે, માટે તું તેનો સંગ તજી પ્રથમ તેને જીત. એનું સ્થાન જ્ઞાનના અભાવમાં હોય છે. જ્યારે અજ્ઞાનનો ગાઢ અંધકાર હોય છે, ત્યારે આ સંશય મનમાં વિશેષ વૃદ્ધિંગત થાય છે. તે શ્રદ્ધાની કલ્પના માત્રને પણ મનમાં પ્રવેશવા દેતો નથી. તે માત્ર મનમાં જ ભરાઈ રહે છે એમ નહિ, પરંતુ બુદ્ધિને પણ જકડી લે છે અને આ થયું એટલે મનુષ્યને ત્રણે લોક સંશયવાળા જ દેખાવા માંડે છે. (૨૦૫)

**तस्मादज्ञानसम्भूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

માટે હે અર્જુન! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા હૃદયના આ સંશયનો જ્ઞાનરૂપી શસ્ત્રથી વધ કરી, (ઇશ્વરાર્પણરૂપ) કર્મયોગનું અવલંબન કર અને યુદ્ધ માટે ઉઠીને ઊભો થા. ૪૨

પરંતુ એટલા બધા વધી ગયેલા સંશયને પણ સ્વાધીન કરી લેવા માટેનો એક ઉપાય છે. જો જ્ઞાનનું ખડ્ગ હાથમાં હશે, તો તેનો સર્વથા નાશ થશે; માટે હે પાર્થ! મનમાં રહેલા સંશયને નિર્મૂળ કરવાને જલદીથી તત્પર થા. સંજય બોલે છે: હે રાજા સાંભળ. જ્ઞાનીજનોના નાથ, જ્ઞાનદીપ શ્રીકૃષ્ણ ભગવાન આવી રીતે મહાકૃપા કરી અર્જુન પ્રત્યે બોલ્યા. ત્યારે અર્જુન હવે આ સર્વ પૂર્વાપર કથા વિષે વિચાર કરી સમયોચિત પ્રશ્ન કરશે. હવે તે કથાની સંકલના,

અભિપ્રાયની શોભા અને રસની મધુરતા વર્ણવવામાં આવશે, જેના શબ્દમાધુર્ય પરથી જાણે આઠે રસ ઓવારી નાખીએ! જે સજ્જનોની બુદ્ધિનું વિશ્રાંતિસ્થાન છે, જે શબ્દોમાંથી શાંતિરસનો ઝરો જ પ્રગટ થશે અને જે સમુદ્ર કરતાં પણ ગંભીર હોઈ અર્થપૂર્ણ છે, તે કથા હવે શ્રવણ કરો. જેમ સૂર્યબિંબ બગલમાં સમાઈ જાય એવું નાનું લાગે છે, પરંતુ તેના પ્રકાશ માટે ત્રિભુવન પણ પૂરાં પડતા નથી; તે પ્રમાણે આ શબ્દોના અર્થની વ્યાપ્તિ અતિ વિસ્તૃત છે. જેમ કલ્પવૃક્ષ કામીજનોની કામના પૂર્ણ કરે છે, તેમ આ વાણી મુમુક્ષુની સર્વ ઈચ્છા પૂર્ણ કરવા સમર્થ છે; માટે એ પ્રત્યે લક્ષ આપો. હે શ્રોતાજનો! તમને એ સિવાય વિશેષ શું કહેવું? તમે જાણો જ છો, એટલે એકાગ્ર મન કરી બરાબર લક્ષ આપવું એ જ મારી વિનતિ છે. જેવી રીતે કોઈ એકાદ સ્ત્રી સુંદર, ગુણવાન અને કુળશીલવતી હોવા સાથે પતિવ્રતા પણ હોય છે, તેવી રીતે આ વાણીમાં સર્વ અલંકાર અને શાંતિ સ્પષ્ટ દેખાય છે. મૂળમાં તો ખાંડ પર પ્રીતિ હોય અને વળી તે જ ઔષધ તરીકે આપવામા આવે, તો તેને વારવાર શા માટે ન ખાવી? મલયગિરિનો સુગંધિત અને મંદ પવન વાતો હોય, તેમાં વળી અમૃતની મિષ્ટતા ભળે અને સૌભાગ્યવશાત્ તેમાંથી પંચમ સૂર જેવો મધુર નાદ નીકળવા લાગે, તો તે વાયુના સ્પર્શથી જે પ્રમાણે સર્વ અંગ શીતળ થઈ જાય છે, તેમાંની મિષ્ટતાથી જિહ્વાને સંતોષ થાય છે અને તેમાંનો મધુર સ્વર સાંભળવાથી કાનને તૃપ્તિ થાય છે; તે જ પ્રમાણે આ કથા સાંભળવાથી શ્રવણેંદ્રિયને પરમ સતોષ થશે અને સંસારદુઃખોથી કાંઈ પણ વિકાર ઉત્પન્ન ન કરતાં આપોઆપ તેનો નાશ થઈ જશે. જો મંત્રથી જ શત્રુનો નાશ થતો હોય, તો પછી કમરમાં કટાર શા માટે બાંધવી? તેમ જ જો દૂધ-સાકરથી રોગનો નાશ થતો હોય, તો પછી કડવા લીમડાનુ સેવન શા માટે કરવું? તે જ પ્રમાણે મનને જીત્યા વિના અને ઇંદ્રિયોને દુઃખ દીધા વિના આ કથાના શ્રવણમાં જ પ્રત્યક્ષ મોક્ષ રહેલો છે; માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે, કે 'તમારા મનમાં જેટલી ઉત્કંઠા હોય તેટલી ઉત્કંઠાથી આ ગીતાર્થને શ્રવણ કરો.' (૨૨૪)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया चतुर्थोऽध्याय ॥ ४ ॥

# અધ્યાય ૫મો—કર્મસંન્યાસયોગ

अर्जुन उवाच—संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

અર્જુન બોલ્યો 'હે કૃષ્ણ' તમે એકવાર કર્મના ત્યાગની પ્રશંસા કરો છો અને તુરત પાછા કર્મયોગની પ્રશંસા કરો છો, તો એ ઉભયમાં જે એક કલ્યાણકારક હોય તે નિશ્ચયપૂર્વક મને કહો. ૧

પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો : 'અહો ! આવું તે કેવું આ તમારું દ્વિઅર્થી બોલવું ? જો તમે એક જ વાત કહો તો તેનો અંતઃકરણપૂર્વક કાંઈ વિચાર પણ કરી શકાય. સર્વ કર્મનો ત્યાગ કરવો એમ તમે પૂર્વે વારંવાર કહ્યું છે અને હવે કર્મ કરવાનો આગ્રહ શા માટે કરો છો ? હે અનંતસ્વરૂપ ! આવું તમારું દ્વિઅર્થી કથન મારા જેવા અજ્ઞાની મનુષ્યથી જોઈએ તેવી રીતે સમજી શકાતું નથી; માટે હે દેવ ! એક તત્ત્વનો બોધ આપવાની ઇચ્છા હોય તો એક જ માર્ગ બતાવવો ઘટે; અન્ય માર્ગ બતાવવાની શી જરૂર છે ? મેં આપને વિનતિ કરી હતી, કે પરમાર્થનો બોધ ગૂઢાર્થમા આપશો નહિ; પરંતુ હે દેવ તે ભૂતકાળની વાત રહેવા દો અને એમાંથી ઉત્તમ માર્ગ કયો, તે જ મને સ્પષ્ટ સમજાવો. જે માર્ગ અંત પર્યંત સાથ દેનારો અને અચૂક ફળ આપી શકે એવો હોય અને જે આચરવામાં સુલભ હોય તે જ માર્ગ બતાવો. જેમ સગવડકારક અને સુખાવહ વાહન(પાલખી) મા નિદ્રાનો ભંગ ન થતાં પુષ્કળ માર્ગ ( સરળતાથી ) કપાય છે તેમ જે માર્ગ હોય તે જ મને કહી બતાવો.' આ પ્રમાણે અર્જુને કહ્યા પછી શ્રીકૃષ્ણદેવ અતિ પ્રસન્ન થઈ બોલ્યા : તું કહે છે તેવો માર્ગ તને બતાવું છુ, તે સાંભળ. જ્ઞાનેશ્વર કહે છે, કે જે પ્રારબ્ધવાન પુરુષને કામધેનુ જેવી માતા મળે, તેને રમવા માટે જોઈએ તો ચન્દ્ર પણ મળી શકે છે. ઉપમન્યુ પર શ્રીશંકર પ્રસન્ન થઈ ગયા, ત્યારે તેમણે તેને તેની ઇચ્છા પ્રમાણે દૂધભાતને બદલે આખો ક્ષીરસમુદ્ર નહોતો આપી દીધો કે ? તે જ પ્રમાણે ઔદાર્યના ભંડારરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા તે અર્જુનને પ્રાપ્ત થયા, તો તેને સુખનું કેંદ્ર કેમ ન મળે ? અથવા શ્રી લક્ષ્મીકાંત જેવો જેનો સ્વામી હોય, તે પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુ માગે એમા શું આશ્ચર્ય હોઈ શકે ? માટે અર્જુને જે જે માગ્યુ, તે તે સુપ્રસન્ન વદને શ્રીકૃષ્ણે આપ્યુ, તે સબંધી હવે કહેવામાં આવશે. (૧૪)

श्रीभगवानुवाच—संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

શ્રીભગવાન બોલ્યા કર્મસંન્યાસ અને કર્મયોગ એ ઉભય મોક્ષદાયક છે; પરંતુ તે ઉભયમાં કર્મસંન્યાસ કરતા કર્મયોગ (વધુ) શ્રેષ્ઠ છે. ૨

ભગવાને કહ્યું: હે કુંતીસુત! કર્મયોગ અને કર્મત્યાગ એ બન્ને મોક્ષદાયક જ છે; તથાપિ જે પ્રમાણે સ્ત્રી અને છોકરાને જળાશયો તરી જવાને નાવ એક સુલભ સાધન થઈ પડે છે, તે પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાની સર્વને સંસારરૂપી સમુદ્ર તરી જવા માટે કર્મયોગ એ ખરેખર સુલભ સાધન થઈ રહે છે. એનું આચરણ કરતા અનાયાસે કર્મત્યાગનું પણ ફળ મળે છે. આ જ કારણથી હું તને કર્મસંન્યાસ કરનારનાં લક્ષણો કહીશ; એટલે કર્મયોગ અને સંન્યાસયોગ એ ઉભય એક જ છે; એવી તને સહેજે ખાતરી થશે. (૧૮)

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥

હે અર્જુન! જે પુરુષ કોઈનો દ્વેષ કરતો નથી અને અભિલાષા રાખતો નથી, તેને નિત્યસંન્યાસી જ+ જાણવો, કારણ કે તે દ્વંદ્વરહિત થઈ સંસારબંધનમાંથી સુખપૂર્વક મુક્ત થતો હોય છે. ૩

જે ગઈ ગુજરીનું સ્મરણ કરતો નથી અને અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી; જે મેરુની પેઠે અંતરમાં સ્થિર હોય છે અને હે પાર્થ! જેના અંતઃકરણમાં હું અને મારું એની સ્મૃતિ સુદ્ધા પણ થતી નથી તે નિત્યસંન્યાસી છે એમ જાણવું. જેના મનની વૃત્તિ આવી થયેલી હોય છે, તેની જ વિષયેચ્છાનો લોપ થાય છે અને તેથી તેને જ આનંદપૂર્વક અખંડ આત્મસુખની પ્રાપ્તિ સહેજે થાય છે. આવા માણસોને ગૃહાદિક છોડવાની કશી જરૂર નથી; કારણ કે તેના મનમાં એવી પૂર્ણ ભાવના હોય છે, કે આ વસ્તુઓની સાથે મારે લેશ પણ સંબંધ નથી, અગ્નિ બુઝાઈ ગયા પછી શેષ રહેલી રાખ જેવી રીતે પીંજેલા રૂમાં પણ રાખી શકાય છે, તેવી જ રીતે જેની બુદ્ધિમાં અહંતા-મમતાનો વિકાર નથી, તે સંસારમાં રહ્યા છતાં પણ કર્મબંધનથી બંધાતો નથી. તાત્પર્ય કે જ્યારે મનમાંની સર્વ કલ્પનાઓ લુપ્ત થઈ

+ મહર્ષિ વસિષ્ઠ, વ્યાસ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, કબીર, નાનક, તુકારામ ઇત્યાદિ પ્રબળ વિશુદ્ધાત્માઓ છેવટ સુધી બાહ્ય સંન્યાસ કર્યા સિવાય આંતરિક ધ્યાનયોગ અને પરમાત્મયોગ સાધીને મુક્ત થયા છે

જાય છે, ત્યારે જ સંન્યાસ સાધ્ય થઈ શકે છે; એ કારણથી કર્મત્યાગ તથા કર્મયોગ એ બન્ને એક જ છે. (૨૫)

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ॥
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥

સાંખ્ય (કર્મનો સવિવેક સંન્યાસ) અને યોગ (કર્મનું વિધિપૂર્વક આચરણ)–આ બન્ને માર્ગ ફળદૃષ્ટિથી જુદા છે, એમ અજ્ઞાનીઓ જ કહે છે, જ્ઞાનીઓ તેમ કહેતા નથી, કારણ કે એ ઉભય પૈકી એકનું પણ અનુષ્ઠાન ઉત્તમ રીતે કરનારને એ બન્ને યોગોનું ફળ મળે છે. ૪

હે પાર્થ! અજ્ઞાની મનુષ્ય જ્ઞાનયોગ અને કર્મયોગની વ્યવસ્થા કેમ કરીને સમજી શકશે? સ્વાભાવિક અજ્ઞાનતાને લીધે તેઓ એમ બોલે છે, કે આ બન્ને યોગ જુદા છે; પણ વસ્તુતઃ પ્રકાશ કાંઈ ભિન્ન-ભિન્ન હોય છે? જેમણે સમ્યગ્‌જ્ઞાન દ્વારા એટલે કે સારી રીતે અનુભવ કરીને પરબ્રહ્મરૂપના તત્ત્વને જાણ્યું છે, તે આ બન્ને યોગ એક જ છે, એમ જ માને છે. (૨૮)

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

જે પદ જ્ઞાનયોગીઓ દ્વારા પ્રાપ્ત કરાય છે, તે જ પદ નિષ્કામ કર્મયોગીઓ દ્વારા પણ પ્રાપ્ત કરાય છે એટલા માટે જ સાંખ્ય તથા યોગને ફળદૃષ્ટિએ જે એક જ સમજે છે તે જ ખરો જ્ઞાની છે. ૫

જ્ઞાનયોગ દ્વારા જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તે જ વસ્તુ કર્મયોગ દ્વારા પણ મળે છે. આ પ્રકારે એ ઉભયમાં સાહજિક ઐક્ય જ છે. આકાશ અને પોલાણમાં જેમ ભેદ નથી, તેમ જ જ્ઞાનયોગ અને કર્મયોગમાં પણ ભિન્નત્વ નથી. જે જ્ઞાનયોગ અને કર્મયોગમાં ભિન્નભાવ જોતો નથી, તે જ આ જગતમાં જ્ઞાનનો પ્રકાશ જુએ છે; (તેને જ જ્ઞાનપ્રાપ્તિ થયેલી છે) અને તેણે જ આત્મસ્વરૂપને જાણ્યું છે. (૩૧)

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाऽधिगच्छति ॥ ६ ॥

હે મહાબાહો! કર્મયોગ સિવાય કર્મસંન્યાસ પ્રાપ્ત કરવો મહાદુર્ઘટ છે. કર્મયોગયુક્ત મુનિને સંન્યાસ ત્વરિત પ્રાપ્ત થાય છે. ૬

હે પાર્થ! જે કર્મયોગના માર્ગથી મોક્ષરૂપી પર્વત પર ચડે છે, તે તે પર્વતના બ્રહ્મરૂપી શિખર પર વગર દુઃખે પહોંચે છે. એથી વિરુદ્ધ જે કર્મયોગ આચરતો નથી, તે જ્ઞાનપ્રાપ્તિ માટે વ્યર્થ જ ફાંફાં

મારે છે; તેને સાચો સંન્યાસ પ્રાપ્ત થતો નથી. (૩૩)

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

જેનું (કર્મયોગીનું) અંતઃકરણ કર્મયોગના આચરણથી શુદ્ધ થયું છે, જેણે દેહ અને ઇંદ્રિયોને સ્વાધીન રાખ્યાં છે અને જેનો આત્મા સર્વ ભૂતોનો આત્મા બની રહ્યો છે, તે પુરુષ કર્મ કરે છે, તોપણ તેથી બદ્ધ થતો નથી. ૭

જેણે પોતાનું મન ભ્રાંતિમાંથી છોડાવી તથા ગુરુવાક્યથી શુદ્ધ કરી આત્મસ્વરૂપમાં સ્થિર કર્યું છે; જ્યાં સુધી મીઠું સમુદ્રમાં પડ્યું નથી, ત્યાં સુધી તે ભિન્ન દેખાય છે; પરંતુ સમુદ્રમાં પડતાંની સાથે જ તે સમસ્ત સમુદ્રમાં પ્રસરી જાય છે; તે જ પ્રમાણે સંકલ્પ-વિકલ્પમાંથી નીકળી બ્રહ્મસ્વરૂપમાં ભળી ગયેલું મન જુદું દેખાય છે, તોપણ તે ત્રિભુવનમાં વ્યાપ્ત હોય છે. પછી તેનામાં 'હું કર્તા,' 'આ કર્મ' તથા 'મારે અમુક કાર્ય કરવાનું છે'–આવા વિચારોનો સ્વભાવતઃ જ અભાવ થઈ જઈ, તે મનુષ્ય સર્વ કર્મો કરવા છતાં પણ અકર્તા બની રહે છે. (૩૭)

नैव किञ्चित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

યોગયુક્ત થયેલો તત્ત્વવેત્તા પોતે જોતો, સાભળતો, સ્પર્શ કરતો, ગંધ લેતો, ખાતો, ગમન કરતો, નિદ્રા લેતો. શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતો, બોલતો, મળત્યાગ કરતો ગ્રહણ કરતો તથા આંખને ઉઘાડ–ઢાંક કરતો હોવા છતાં 'ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થાય જ છે' એમ નિશ્ચયપૂર્વક સમજીને 'હું કાંઈ જ કરતો નથી' એમ માને છે. ૮,૯

કારણ કે હે પાર્થ! તેને પોતાના દેહમાં 'હુંપણા'નું સ્મરણ રહેતું નથી, તો પછી 'હું કર્તા છું' એવું અભિમાન તો તેને ક્યાંથી જ હોય? આ પ્રમાણે શરીરનો ત્યાગ કરેલો ન હોવા છતાં તે યોગયુક્ત પુરુષના અંગમાં નિરાકાર બ્રહ્મના ગુણો આવે છે. બાકી તો ઇતર મનુષ્યોની પેઠે તે પણ શરીરધારી જ હોય છે અને સર્વ વ્યવહાર કરતો નજરે પડે છે. તે નેત્રથી જુએ છે, કાનથી સાંભળે છે, તોપણ શરીરભાવમાં લિપ્ત થતો નથી; એ ચમત્કાર તો જો! તે સ્પર્શ થયેલો સમજી શકે છે, તે નાક દ્વારા વાસ લે છે, સમયોચિત ભાષણ

પણ કરે છે, તે ભોજન કરે છે, ત્યાગ કરવાની વસ્તુનો ત્યાગ કરે છે; ઊંઘ આવતા સુખથી નિદ્રા લે છે, પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે; તેમ જ જે જે વખતે જે જે કર્મો કરવાનાં હોય તે કરે છે. એકે-એક કાર્ય તે શું ગણી બતાવું? શ્વાસોચ્છવાસની ક્રિયા કરવી, આંખ મીચવી–ઉઘાડવી ઇત્યાદિ સર્વ ક્રિયાઓ તેનામાં દષ્ટિગોચર થાય છે; પરતુ હે પાર્થ! તે સદા કૃતકૃત્ય આત્મામાં પોતાપણું અનુભવી ચૂકેલો હોવાથી કોઈ પણ શુભાશુભ ક્રિયાથી લેપાતો નથી. આત્માનુભવના બળથી તે એ કર્મોનો કર્તા હોતો નથી. જ્યારે ભ્રાંતિરૂપી શય્યામાં ઊંઘતો હતો, ત્યારે તે સ્વપ્નભાવમાં ડૂબી પોતાની જાતનું ભાન ભૂલ્યો હતો; પરતુ હવે તેનામાં બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિ આવવાથી તે કર્તા રહ્યો નથી. (એમ જ તે માને છે.) (૪૭)

**ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥**

જે મનુષ્ય ફળેચ્છા ત્યાગી સર્વ ક્રિયા બ્રહ્મપણું બુદ્ધિથી કરે છે, તે કમળ-પત્ર જેમ પાણીમા હોવા છતાં ભિજાતું નથી, તેમ (કર્મ કરવા છતા તજ્જન્ય) પાપોથી લિપ્ત થતો નથી. ૧૦

તેની ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે ખરી; પરતુ દીપકના પ્રકાશથી કરાતાં કાર્યો જેમ દીપકને બંધનકારક થતાં નથી અથવા તો જે પ્રમાણે કમળ જળમાં હોવા છતાં ભિજાતું નથી, તે પ્રમાણે જ્ઞાની સર્વ કર્મો કરતો હોવા છતાં પણ કર્મબંધનોથી બધાતો નથી. (૫૦)

**कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥**

યોગીઓ માત્ર શરીર; મન, બુદ્ધિ અને ઇંદ્રિયોથી ફલાશક્તિ છોડી આત્મ-શુદ્ધિ માટે કર્મો કરતા હોય છે. ૧૧

જે કર્મમાં બુદ્ધિનું ચિહ્ન પણ દેખાતું ન હોય અને જે કામમાં મનનો અંકુર પણ ઊગતો ન હોય, એવો જે વ્યાપાર તે 'દેહવ્યાપાર' છે. આ કરતાં પણ વિશેષ સ્ફુટ કરી સમજાવું છું, કે જે પ્રમાણે નાના બાળકના વ્યાપાર, મન કે બુદ્ધિના અભાવ સહિત થાય છે, તે પ્રમાણે જ યોગીઓના દેહવ્યાપાર પણ થાય છે. આ પ્રકારે પંચ-તત્ત્વથી બનેલું શરીર જ્યારે નિદ્રાગ્રસ્ત હોય છે, ત્યારે મન એકલું જ સ્વપ્નવ્યાપાર કરે છે. હે અર્જુન! વળી આ એક બીજો ચમત્કાર

સાંભળ. વાસનાની શક્તિ એટલી બધી છે, કે તે દેહને ખબર પણ ન પડવા દેતાં તેની પાસે જ સુખદુઃખ ભોગવાવે છે. આ પ્રમાણે ઇંદ્રિયોની જાણમાં આવ્ય વિના જે વ્યાપાર થાય છે, તે માત્ર મનનો જ વ્યાપાર જાણવો યોગી લોકો આ મનોવ્યાપાર પણ કરે છે, પરતુ તેઓ તે કર્મથી બધાતા નથી; કારણ કે તેમણે અહંકારનો ત્યાગ કરેલો હોય છે. જે વખતે એકાદ મનુષ્યનું મન ભ્રમિત થયેલુ હોય છે, અથવા ભૂતનું વળગણુ વળગેલુ હોય છે, ત્યારે તેની ઇંદ્રિયોના સર્વ વ્યાપાર અવ્યવસ્થિત જ હોય છે અને તેની સાથે મન-બુદ્ધિનો સબધ નહિ હોવાથી જ્યારે ભ્રમનો નાશ થાય છે, ત્યારે તેનુ સ્મરણ પણ રહેતું નથી. સામે આવેલા માણસને તે દેખી શકે છે. કોઈ હાક મારે તો તે સાંભળી શકે છે, તથા પોતે બોલી શકે છે; પરતુ તેનામા જ્ઞાનનો તો અભાવ જ હોય છે (તેનુ ચિત્ત સ્વસ્થાન પર હોતું નથી) આવા જે જે કર્મો નિષ્કારણ હોય, તે તે ફક્ત ઇંદ્રિયોના જ કર્મ સમજ જે કર્મો જ્ઞાનપૂર્વક કરવામા આવે છે, તે સર્વ બુદ્ધિના કર્મો છે એમ તું સમજ. યોગીજન અકર્તાપણાની બુદ્ધિને આગળ રાખી કર્મનુ આચરણ કરે છે, તેથી તેઓ મુક્ત જ હોય છે. બુદ્ધિથી લઈને દેહ પર્યંત તેની બુદ્ધિમા અહંકારની સ્મૃતિ સુદ્ધાં હોતી નથી; માટે તે કર્મ કરતો હોવા છતાં પણ શુદ્ધ જ હોય છે. 'કર્મકર્તા હુ છું' એવી ભાવના ન રાખતા જે કર્મ કરે છે તે જ નિષ્કર્મ છે, એવુ ગુરુ દ્વારા પ્રાપ્ત થતુ તત્ત્વ તે જાણે છે. જે શબ્દોથી પ્રતિપાદન થઈ શકતું નથી, તે તત્ત્વ મેં તમને કહ્યુ; તેથી શાતિરસ એટલો બધો વધી પડ્યો છે, કે તેનુ પાત્ર ભરાઈ ગયુ છે અને તે બહાર ઢોળાઈ જાય છે. એ શાતિરસ સાભળવાને અધિકારી કોણ છે? નાશવત વિષયસુખમા આસક્તિરૂપી દારિદ્રય જેનુ નષ્ટ થયુ છે, એવો જે વૈરાગ્યસંપન્ન થાય છે તે જ. (પછી શ્રોતાઓ જ્ઞાનેશ્વરને કહે છે:) 'અરે, આ વિષય તો પૂરો કરો. કથાની સંકલના તોડી ન નાખો. મનથી સમજવુ જે કઠિન છે અને યત્ન કરવા છતાં પણ જે બુદ્ધિને પ્રાપ્ત થતું નથી, તે તત્ત્વ દૈવની અનુકૂળતાથી તમે અમને કહ્યું. જે બોલી શકાતું નથી, તે જ્યારે શબ્દો દ્વારા વ્યક્ત થયુ, ત્યારે હવે બીજુ શું જોઈએ? પરંતુ એ વાત રહેવા દઈ કથા કહી સભળાવો.' શ્રોતાઓની આવી ઉત્કટ ઇચ્છા જોઈ નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર બોલ્યા: જે બે જણનો સવાદ તમે આટલી વાર સાંભળ્યો, તે વિષે મનન કરી પુનઃ તે જ સાંભળો. પછી શ્રીકૃષ્ણ પાર્થ

પ્રત્યે બોલ્યા: પૂર્ણ બ્રહ્મનિષ્ઠનાં ચિહ્નો કેવાં છે તે હું કહું છું, તે તરફ બરાબર લક્ષ આપ. (૭૦)

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते ॥ १२ ॥

આત્મનિષ્ઠ પુરુષ કર્મફળનો ત્યાગ કરી પરમ શાંતિ મેળવે છે અને આત્મનિષ્ઠ ન હોય એવો પુરુષ વાસનાથી પ્રેરિત થઈ ફલાસક્ત થવાથી બદ્ધ થાય છે. ૧૨

જે આત્મજ્ઞાનથી પરિપૂર્ણ હોય છે અને કર્મફળ પરથી જેની આસક્તિ ઊડી ગઈ હોય છે, તેને જ શાંતિ વરમાળા આરોપે છે. હે અર્જુન! બીજો જે સંસારી હોય છે, તે કર્મબંધન વડે બંધાઈને ફલાસક્તિરૂપી ગાંઠથી ફલોપભોગની ખૂટી સાથે સજ્જડ બંધાઈ જાય છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

પરમાર્થજ્ઞાનયુક્ત પુરુષ મનથી સર્વ કામોનો ત્યાગ કરી આ નવ દ્વારવાળા દેહરૂપ નગરમાં કાંઈ પણ નહિ કરતા તથા કાંઈ પણ નહિ કરાવતા આનંદથી રહે છે. ૧૩

જે પુરુષ કર્મફળની ઇચ્છા રાખનારની પેઠે જ સર્વ કર્મો કરે છે; પરંતુ તે કર્મોનો 'હું કર્તા નથી' એમ સમજીને ફળની ઇચ્છાનો ત્યાગ કરે છે, તે પુરુષની યોગ્યતા શી વર્ણવવી? તે પુરુષ જ્યાં જ્યાં દૃષ્ટિ નાખે છે, ત્યાં ત્યાં સૃષ્ટિ સુખમય બની જાય છે અને તે જે કાંઈ કહે છે, તે બોધરૂપ બની રહે છે. માત્ર ફળની ઇચ્છાનો ત્યાગ કર્યો એટલે નવ દ્વારયુક્ત દેહમાં રહેવા છતાં પણ તે તેમાં ન રહેવા બરાબર જ છે; એટલે તેને માટે સર્વ કર્મો કરવા છતાં પણ તે ન કરવા સમાન જ છે. (૭૫)

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

ઈશ્વર જીવનાં કર્મો, તેનું કર્તાપણું અને ફળોના સંબંધને ઉત્પન્ન કરતો નથી, પરંતુ એ સર્વ માયાનો જ ખેલ છે. ૧૪

ઈશ્વર પણ ખરી રીતે અકર્તા હોઈને તેનામાં માયાનું આરોપણ કરવાથી જ જગતનો કર્તા કહેવાય છે; પરંતુ એમ કહેવાથી તે કોઈ પણ જાતનાં કર્મથી લિપ્ત થતો નથી; કારણ કે તેની વૃત્તિ ઉદાસીન હોવાથી કોઈ પણ કર્મ તેને સ્પર્શ કરી શકતું નથી. તેની યોગનિદ્રાનો જરા પણ ભંગ થયા વિના અને તેનું અકર્તાપણું જરા પણ ઘટ્યા વિના

તે મહાભૂતોના પ્રચંડ સમુદાયો ઉત્પન્ન કરી દે છે પ્રાણીમાત્રમાં તે રહેલો છતાં તે કદાપિ કોઈનો હોતો નથી; અને આ જગત ઉત્પન્ન થાય છે તથા લયને પ્રાપ્ત થાય છે, એનું ભાન પણ તેને હોતું નથી.

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥**

ઈશ્વર કોઈનું પાપ અને પુણ્ય પોતાના શિર પર વહોરી લેતો નથી; પરંતુ જ્ઞાન એ અજ્ઞાનથી આવૃત થયેલું હોવાને લીધે સર્વ જીવો મોહ પામે છે. ૧૫

પાપ અને પુણ્ય એ સર્વ તેની પાસે હોવા છતા તેમને તે જોતો નથી; એટલું જ નહિ પણ તે પાપ અને પુણ્યનો સાક્ષીભૂત પણ હોતો નથી; એટલે પછી અન્ય વિષય વિષે પ્રશ્નનો અવકાશ જ ક્યાંથી હોય? તોપણ મૂર્તિ ધારણ કરીને તે દેહની સાથે ખેલે છે (અર્થાત્ અવતાર ધારણ કરીને સૃષ્ટિમા વિચરે છે); છતા તેનું નિરાકારપણું ખંડિત થતું નથી. તે ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે એમ જેઓ બોલે છે, તે અજ્ઞાનને લીધે જ બોલે છે. (૮૨)

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥**

જેમનામાનું એ અજ્ઞાન આત્મસ્વરૂપના જ્ઞાન વડે નષ્ટ થયું છે, તેમનું તે સૂર્ય સમાન ઉજ્જ્વળ જ્ઞાન પરબ્રહ્મને પ્રકાશિત કરે છે. ૧૬

તે અજ્ઞાનનો જ્યારે સંપૂર્ણ લોપ થાય છે, ત્યારે જ ભ્રાંતિરૂપી તિમિરનો પણ લય થાય છે. આમ થતાં ઈશ્વરનું અકર્તાપણું સ્પષ્ટતાથી જાણવામા આવી જાય છે એવી રીતે ઈશ્વર અકર્તા છે, એમ મનનો નિશ્ચય થતાં 'તે જ હું છુ' એ તો પ્રથમથી સિદ્ધ જ હોય છે. અને 'હુ પણ સ્વભાવતઃ મૂળથી જ અકર્તા છુ' એમ સ્વાભાવિક રીતે જ સિદ્ધ થાય છે. આમ જ્યારે ચિત્તમાં વિવેકનો પ્રકાશ પડે છે, ત્યારે તેને આ ત્રિલોકમાં ભેદ જેવું કશું જણાતું નથી અને તે સ્વાનુભવ દ્વારા સર્વ જગતને મુક્ત જ સમજે છે. પૂર્વ દિશામાં સૂર્યોદય થતાં બીજી દિશાઓના તિમિરનો પણ લોપ થઈ જાય છે; તેમ ચિત્તમાં વિવેકનો ઉદય થતાં જ્ઞાનીના હૃદયમાંના અંધકારનો પણ જ્ઞાનના ઉદયથી સર્વ સ્થળથી નાશ થઈ જાય છે. (૮૬)

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

તે પરબ્રહ્મમાં જ જેમની બુદ્ધિ રમમાણ થઈ છે, તે જ તેમનો આત્મા છે; તેનામાં જ જેમની પૂર્ણ નિષ્ઠા છે જે તત્પરાયણ–બ્રહ્મપરાયણ જ થયેલા છે અને આત્મજ્ઞાન વડે જેમના સર્વ પાપો ધોવાઈ ગયેલાં હોય છે, તેઓ જન્મ-મરણની ઘટમાળમાં પડતા નથી. ૧૭

આત્મજ્ઞાનમાં જેની બુદ્ધિ સ્થિર થઈ રહી છે અને જે પોતાને બ્રહ્મસ્વરૂપ જ માને છે, તેમ જ જે રાત્રિદિવસ બ્રહ્મપરાયણ થઈને પોતાની બ્રહ્મસ્થિતિ પૂર્ણપણે ટકાવી રાખે છે, તેનુ આવું સર્વવ્યાપક જ્ઞાન જેમને શોધતું આવેલુ હોય છે, તેમની દૃષ્ટિ સર્વ પ્રત્યે સમ થાય છે જ, એટલે એ વિષે વધુ કહેવાની જરૂર જ નથી. આવા પુરુષો પોતાની જ પેઠે સર્વ વિશ્વને પણ બ્રહ્મસ્વરૂપ જ માને એમાં શું આશ્ચર્ય છે? જેવી રીતે ભાગ્ય કદાપિ કૌતુકથી પણ દીનતાનો અનુભવ લેતું નથી, અથવા જેમ વિવેકને ભ્રાંતિનો સ્વપ્નમાં પણ પરિચય હોતો નથી, જેમ સૂર્ય સ્વપ્નમાં પણ અંધકારને જોતો નથી, જેમ અમૃત મૃત્યુની વાર્તા કદી પણ સાંભળતું નથી, જેમ ચંદ્ર ઉષ્ણતાને જાણતો સુદ્ધા નથી, તેવી જ રીતે જે જ્ઞાનીજનો છે તેમને પ્રાણીમાત્રમાં જરા પણ ભેદ દેખાતો નથી. (૯૨)

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ १८ ॥**

જેઓ જ્ઞાતા–આત્મનિષ્ઠ પુરુષ છે, તેઓ વિદ્યા અને નમ્રતા આદિ ગુણોથી વિભૂષિત બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરાં અને ચાંડાલ આદિ સર્વમાં એક બ્રહ્મને જ જોયા કરે છે. ૧૮

ત્યાર પછી (ઉપરના શ્લોકમાં કહી એવી સ્થિતિ થયા પછી) આ મચ્છર છે અને આ ગજરાજ છે; આ બ્રાહ્મણ છે અને આ અંત્યજ છે; તેવી જ રીતે આ મારો પુત્ર છે અને આ બીજાનો પુત્ર છે–એવો ભેદભાવ તેનામાં કેમ કરીને રહી શકે? અથવા તો આ ગાય અને આ કૂતરું છે, આ મહાન છે અને આ લઘુ છે, એવો દ્વૈતભાવ અદ્વૈતબોધથી જાગ્રત થયેલા પુરુષને ક્યાંથી હોય? જ્યાં દેહમાં હુંપણું રહ્યું હશે, ત્યાં જ ભેદભાવ દેખાશે. પરંતુ જ્યાં ભેદભાવ સર્વાંશે નષ્ટ થયો હોય છે, ત્યાં ભિન્નતા ક્યાંથી હોઈ શકે? (૯૫)

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥**

જેમનું મન સમત્વમાં (બ્રહ્મમાં) સ્થિર થયું છે, તેમણે આ જન્મમાં જ

જન્મ અને મરણને જીતી લીધાં હોય છે; કારણ કે બ્રહ્મ દોષરહિત અને સમાન હોવાથી ઉક્ત પુરુષ બ્રહ્મમાં સ્થિત થયેલા છે. ૧૯

અર્થાત્ નિરંતર જેની દૃષ્ટિ સર્વત્ર સમાન છે, તે પોતે જ અદ્વિતીય બ્રહ્મ છે અને એ જ સમદૃષ્ટિનું પૂર્ણ રહસ્ય છે. જેણે વિષય-સંગ છોડ્યો નથી અને ઇંદ્રિયોને દંડ દીધો નથી, પણ વાસનારહિત થઈ અકર્તૃત્વનો અનુભવ લીધો છે; જેણે લોકાશ્રયથી વર્તી સર્વ લૌકિક વ્યવહાર કરવા છતાં લૌકિક દશામાં રહેલા અજ્ઞાનનો પરિત્યાગ કર્યો છે; તે પુરુષ, પિશાચ જેમ સર્વ લોકોમાં હોવા છતાં દેખાતો નથી, તે પ્રમાણે પોતે શરીરધારી હોવા છતાં લોકોથી ઓળખાતો નથી, અને જેમ પવનના આઘાતથી પાણીમા જ પાણી ઉછાળા મારે છે, પરંતુ તેને જે પ્રમાણે બીજા લોકો પાણીથી ભિન્ન 'તરંગ' એવા નામથી ઓળખે છે; (૧૦૦) તે પ્રમાણે જેનુ મન સર્વત્ર સમતાને પ્રાપ્ત થયું છે, તેનુ શરીર અને નામ જો કે જગત પ્રમાણે હોય છે તોપણ તે સાક્ષાત્ બ્રહ્મ જ છે. તેનુ મન સર્વત્ર સમતાને પામેલું હોય છે. ભગવાન કહે છે કે, હે અર્જુન! હવે જે પુરુષને આવી સમદૃષ્ટિ થઈ હોય છે, તેનાં લક્ષણો સંક્ષેપમાં કહું છું, તે સાંભળ. (૧૦૨)

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

જેની બુદ્ધિ સ્થિર થયેલી છે, જેનુ સર્વ અજ્ઞાન નષ્ટ થયુ છે અને જે બ્રહ્મમા સ્થિર થયો છે, એવો બ્રહ્મવેત્તા પુરુષ ઇષ્ટ વિષય પ્રાપ્ત થયા છતાં સુખ માનતો નથી અને અપ્રિય વિષયની પ્રાપ્તિ થતાં તેના ચિત્તમાં દુઃખ થતુ નથી. ૨૦

જે પ્રમાણે મૃગજળના પૂરથી પર્વત ઘસડાઈ જતો નથી, તેમ પ્રિય કે અપ્રિય વસ્તુની પ્રાપ્તિ થતા જે તેનાથી વિકાર પામતો નથી, તે જ ખરો સમદૃષ્ટિવાળો છે. શ્રીહરિ કહે છે, કે 'હે અર્જુન! આવો, સમદૃષ્ટિનુ તત્ત્વ જાણનારો પોતે જ બ્રહ્મસ્વરૂપ છે.' (૧૦૪)

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

જે પુરુષનુ મન બાહ્ય વિષયમાં આસક્ત હોતુ નથી, તેને જ આત્મામાં રહેલા સુખની પ્રાપ્તિ થાય છે અને એવો બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયેલો મનુષ્ય અક્ષય સુખ મેળવે છે. ૨૧

જે આત્મસ્વરૂપને છોડી કદી પણ ઇંદ્રિયાધીન થતો નથી, તે જો વિષયોનુ સેવન ન કરે તો એમાં આશ્ચર્ય શું હોઈ શકે? આત્મ-

સુખની પૂર્ણતાને લીધે તેનું અંતઃકરણ સ્વાભાવિક જ સંતુષ્ટ થયેલું હોય છે, માટે તે બહાર પગ કાઢતો જ નથી. (ઇંદ્રિયોમાં તેનું મન પરોવાતું નથી.) જે ચકોર પક્ષીએ ચંદ્રવિકાસી કમળપત્રમાં ઉત્તમ ચંદ્રકિરણોનું ભોજન કરેલું હોય છે, તે શું રેતીનો આહાર કરશે કે? આત્મસુખની ઉત્પત્તિ થઈને જેને આત્મસ્વરૂપની પોતાની મેળે જ પ્રાપ્તિ થયેલી હોય છે, તેણે જો વિષયોનો સહજ ત્યાગ કર્યો હોય તો તેમાં વિશેષતા જેવું શું હોઈ શકે? હવે વિષયસુખમાં કોણ ફસી જાય છે, તેનો પણ કૌતુક ખાતર વિચાર કરી જો. (૧૦૯)

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥

કેમકે હે અર્જુન! ઇંદ્રિયો અને વિષયોના સંબંધથી થનારા જે ભોગ (સુખાનુભવ) તે સર્વ ઉત્પત્તિ અને નાશને આધીન હોવાથી દુઃખનાં જ કારણ છે એટલા માટે જ્ઞાની પુરુષો તેમાં રમમાણ થતા નથી ૨૨

જેવી રીતે દરિદ્રી માણસ ક્ષુધા વડે વ્યાકુળ થવાથી અનાજનાં ફોતરાંને પણ ખાઈ જાય છે, તેવી રીતે જેણે આત્મસ્વરૂપનો અનુભવ લીધો નથી, તે જ માણસ ઇંદ્રિયો દ્વારા મળતા સુખમાં આસક્ત થાય છે; અથવા તૃષાતુર હરણો ભ્રમથી ખરા પાણીને ભૂલીને ઝાંઝવાના જળને જ પાણી જાણીને તે તરફ દોડી આવે છે, તેવી જ રીતે જેણે આત્મસુખનો અનુભવ લીધેલો હોતો નથી, તેને જ વિષયસુખ સારું લાગે છે. વિષયમા સુખ નથી જ, તથાપિ ક્ષણભર માની લઈએ, કે વિષયમાં સુખ છે, તો પછી વિદ્યુતથી થતા ચમકારાના પ્રકાશથી જગતનો વ્યાપાર શા માટે ન ચાલે? જો પવન, વર્ષા અને ઉષ્ણતાનું નિવારણ વાદળોની છાયાથી જ થઈ જાય, તો પછી ત્રણ મજલાના ઘરો બાંધવાનું પ્રયોજન શું? એટલા માટે વછનાગને જેવી રીતે મિષ્ટ કહેવું એ પણ અજ્ઞાન જ છે, તેવી જ રીતે વિષયમાં સુખ છે એમ કહેવું તે મિથ્યા બડબડાટ જ કહી શકાય અથવા ભૌમગ્રહને 'મંગળ'-ની સંજ્ઞાથી ઓળખવા છતાં વસ્તુતઃ તે મંગળકારક નથી, કિંવા મૃગજળને જળ કહેવા છતાં તે વાસ્તવિક જળ નથી; તે પ્રમાણે વિષયોપભોગમાં સુખ છે એમ કહેવું વ્યર્થ છે. નાગની ફેણની છાયા ઉંદરને ક્યાં સુધી સુખાવહ હોઈ શકે વારુ? હે અર્જુન! ગળની સાથે લગાડેલા માંસને મત્સ્ય જ્યાં સુધી મોં લગાડતું નથી, ત્યાં સુધી જ ઠીક છે; તે પ્રમાણે વિષયસુખનો જ્યાં સુધી અનુભવ લીધો નથી, ત્યાં

સુધી જ સારું છે. હે કિરીટિ! જો વિરક્તની દૃષ્ટિથી વિષયસુખને જોવામા આવે, તો તે પાંડુરોગથી થયેલી પુષ્ટતા જેવું વૃથા લાગે છે. (પાંડુરોગી અશક્ત હોવા છતાં પણ પુષ્ટ જેવો દેખાય છે.) માટે વિષયોપભોગમા જેને સુખ કહેવામાં આવે છે, તે આદિથી લઈને અંત પર્યંત દુઃખ, દુઃખ અને દુઃખ જ છે, એમ તું સમજ. બિચારા મૂર્ખજનોને તેનું સેવન કરવા સિવાય બીજો માર્ગ જ સૂઝતો નથી. તેઓએ વિષયસુખના રહસ્યને સમજેલ ન હોવાથી તેમનાથી વિષયોપભોગમા ફસી જવાય છે. પરુમાં રહેનારા કીડાને પરુની ઘૃણા કદી આવી છે કે? તેવો જ એમનો પ્રકાર સમજી લેવાનો છે. તે દુઃખિતોને દુઃખ જ પ્રિય (જીવન) હોય છે. કારણ કે તેઓ વિષયરૂપી કાદવમાંના દેડકા અથવા વિષયોપભોગરૂપી મત્સ્ય જેવાં પ્રાણીઓ વિષયસુખનો પરિત્યાગ શી રીતે કરી શકે? જો સર્વ વિષયોમાં વિરક્તિ ધારણ કરે, તો પછી જેટલી દુઃખયોનિઓ છે તે શું નિરર્થક ન થઈ જાય? તેમ જ પછી ગર્ભવાસાદિ સંકટ તથા જન્મમરણના કષ્ટથી ભરપૂર માર્ગે કોણ ચાલશે? જો વિષયાસક્ત પુરુષ વિષયોને છોડી દે, તો પછી મહાપાપો પોતાનો ક્યા નિવાસ કરે? અને એમ થતાં સંસાર શબ્દ પણ અસત્ય થઈ જાય, તેનું કેમ? એટલા માટે જે વિષયોના ભોગથી થનારા દુઃખને જ સુખ માને છે, તે સર્વ અજ્ઞાન એ 'સત્ય જ્ઞાન છે' એમ અજ્ઞાની મનુષ્યો લોકોને બતાવે છે; માટે હે અર્જુન! વિચારી જોતાં જણાય છે, કે વિષયસુખ એ અનિષ્ટનું મૂળ છે; માટે તું ભૂલેચૂકે પણ એ માર્ગે જઈશ નહિ. વિરક્ત પુરુષ વિષયસુખને વિષ સમાન ગણી દૂરથી જ તેનો ત્યાગ કરે છે અને તે નિઃસ્પૃહ હોવાથી વિષયોનાં સુખરૂપી દુઃખ તેને પ્રિય લાગતાં નથી. (૧૨૮)

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥**

દેહપતન પૂર્વે આ લોકમાં જે પુરુષ કામક્રોધથી ઉત્પન્ન થયેલા વેગને સહન કરવા સમર્થ થાય છે, તેજ યોગી છે અને ખરો સુખી પણ તે જ છે. ૨૩

અજ્ઞાનના સંબંધમાં તો અવશ્ય એ વિષયોની વાત સુદ્ધાં પણ નીકળતી નથી; કારણ કે તે દેહધારી હોવા છતાં તેણે ઇંદ્રિયોની વૃત્તિને સ્વાધીન કરી લીધેલી હોય છે. જેમને અંતરમાં આત્મસુખનો લાભ થયો છે, તેઓ તો એ વિષયોના નામ માત્રને પણ જાણતા નથી; પરંતુ આ આત્મસુખનો ઉપભોગ લેવાની તેમની રીત જુદી જ છે.

જેવી રીતે પક્ષી ફળનું જે વેળાએ ચુંબન કરતું હોય છે, ત્યારે ત્યાં ભોક્તા, ભોગ્યવસ્તુ અને ભોગ–એ ત્રિપુટી હોય છે; તેવી ત્રિપુટી આત્મ-સુખના ઉપભોગમાં હોતી નથી, પરંતુ આત્મસુખનો અનુભવ લેનાર જ્ઞાનીઓ તો ભોક્તૃત્વને પણ ભૂલી જાય છે. આત્મસુખનો ઉપભોગ લેવા માટે જે એક પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તે અહંકારનો નાશ કરે છે અને પછી દૃઢતાથી સુખને આલિંગન આપે છે (પોતે સુખ-રૂપ બની જાય છે); અને તે આલિંગનના ઉલ્લાસમા પોતાની મેળે જ એકરૂપતા થઈ જાય છે. જેવી રીતે પાણીમાં પાણી ભળી જવાથી તેમાં ભિન્નતા જણાતી નથી, અથવા આકાશમાના વાયુનો લોપ થયા પછી આકાશ અને વાયુ એ ભેદનો લોપ થાય છે; તેવી જ રીતે આત્મસુખનો અનુભવ લેનારની વૃત્તિ અને આત્મા એકસ્વરૂપ જ બની જઈ તેમા કેવળ સુખ જ રહે છે. આ પ્રમાણે જ્યારે દ્વૈતભાવનો નાશ થઈ એકત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે આ એકત્વને જાણનાર સાક્ષી તે વળી અન્ય કોણ હોઈ શકે? (૧૩૫)

**योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥**
**लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥**

જે યોગી અંતરમાં સુખી છે, કૃતકૃત્ય બની આત્મસ્વરૂપમાં સ્થિત થયો છે અને જેના હૃદયમાં બ્રહ્મનો પ્રકાશ થયો છે, તે બ્રહ્મસ્વરૂપ બની શાંત બ્રહ્મમાં જ નિર્વાણ પામે છે. જેમનાં પાપો નષ્ટ થયા છે. જેમનો દ્વૈતભાવ નિર્મૂળ થયો છે, જેમણે પોતાનું અંતઃકરણ જીત્યું છે, અને જેઓ સર્વ પ્રાણીમાત્રના હિત માટે તત્પર હોય છે, એવા ઋષિઓ શાંત બ્રહ્મને પામે છે. ૨૪, ૨૫

એટલા માટે એ સર્વ રહેવા દઈએ; કારણ કે અહીંયાં (અનુભવ સિવાય) બોલતાં ન આવડે એવી વાત માત્ર બોલી નાખવાથી શો ફાયદો? જે પોતે આત્મસ્વરૂપ થયેલો હશે તે સહજમાં તેનાં લક્ષણો જાણી લેશે. આત્મસુખથી જે પરિપૂર્ણ થયેલા છે, જે સ્વસ્વરૂપમાં નિમગ્ન થઈ રહેલા છે, તે મારા સ્વરૂપને પામેલા છે અને બ્રહ્માનંદના સાક્ષાત્ અવતાર જ છે, એમ હું સમજું છું. તેઓ આનંદના અંકુર અથવા આત્મબોધનાં ક્રીડાસ્થાનરૂપ જ છે. તેઓ વિચારોનું નગર અને પરબ્રહ્મનો સ્વભાવ છે, એટલું જ નહિ; પરંતુ બ્રહ્મવિદ્યાના અલંકારરૂપ છે. તેઓ સત્ત્વનું પણ સત્ત્વ છે અને ચૈતન્યનું સ્વરૂપ છે. મહારાજ

જ્ઞાનદેવ આવા પુરુષનુ વર્ણન કરવામા પૂર્ણ જોશમા હતા, એટલામાં શ્રી ગુરુ નિવૃત્તિનાથ બોલ્યા, કે 'એ વાત હવે રહેવા દે,' એવા પુરુષોનુ તું કેટલુંક વર્ણન કરીશ! તું જ્યારે સાધુ પુરુષોની સ્તુતિ કરવા લાગે છે, ત્યારે તને મુખ્ય કથાનુ સ્મરણ રહેતુ નથી અને અન્ય પ્રસંગોનું વર્ણન કર્યા કરે છે; પરંતુ હવે એ વર્ણન રહેવા દે અને ગીતાર્થરૂપી દીપક પ્રકટાવીને સાધુજનોનાં હૃદયમંદિરમાં મંગળ-દાયક જ્ઞાનનો પ્રકાશ કર.' આ પ્રમાણે નિવૃત્તિનાથ ગુરુનો ઇશારો થતા જ્ઞાનદેવજી બોલ્યા: 'કૃષ્ણ શું બોલ્યા, તેનુ જ વર્ણન હવે સાભળો. હે અર્જુન! જેણે આત્મસુખના જળાશયમાં તળિયા સુધી ડૂબકી મારી છે, તેઓ સ્થિર થઈને આત્મસ્વરૂપ બન્યા છે; અથવા જે આત્માના નિર્મળ પ્રકાશ વડે પોતામા જ વિશ્વને જુએ છે, તે દેહધારી હોવા છતા પણ પરબ્રહ્મ છે. જે વિષયોની ઇચ્છાથી રહિત હોય છે, તે જ ખરેખરા અત્યુત્તમ, અવિનાશી અને અમર્યાદ એવા બ્રહ્મ-સુખના અધિકારી થાય છે. આ સુખ મહર્ષિ માટે જ રાખી મૂકવામાં આવ્યુ હોય છે, વિરક્તને ભાગે જ આ સુખ આવે છે અને નિઃસંદેહ જીવો માટે જ નિરંતર પરિપક્વ થઈ રહેલુ છે.' (૧૪૭)

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

જેઓ કામ-ક્રોધરહિત છે, જેમણે ચિત્તને સ્વાધીન કરેલુ છે અને જેમણે આત્મસ્વરૂપને જાણેલુ છે એવા યોગીઓ જીવન કાળમા અને દેહાંત પછી પણ શાંત બ્રહ્મસ્વરૂપ જ હોય છે. ૨૬

જેમણે પોતાના મનને વિષયોમાંથી પાછુ વાળી લઈ જીતેલું છે, તેઓ જ્યા સૂઈ જાય છે ત્યાંથી નિશ્ચિત પુનઃ જાગ્રત થતા નથી. (તેઓ બ્રહ્માકાર થયા પછી દેહજ્ઞાનમાં આવતા નથી.) હે પાંડુકુમાર! તે પુરુષો જ આત્મજ્ઞાનીઓના કારણરૂપ ધ્યેય-કૈવલ્ય પરબ્રહ્મ જ છે. તેઓ એવા કેમ કરીને થયા અને દેહમાં રહેવા છતા બ્રહ્મત્વ શી રીતે મેળવી શક્યા એવો પ્રશ્ન તુ કદાચિત્ કરે; માટે હું તને એ વિષે સંક્ષેપમાં જે કાંઈ કહું છુ તે સાંભળી લે. (૧૫૦)

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

શબ્દાદિક બાહ્ય વિષયોને બહાર કાઢી નાખી (હૃદયમાંથી દૂર કરી) ભ્રકુટિમાં દૃષ્ટિ સ્થાપન કરી, નાસિકામાં સંચરનાર પ્રાણાપાન વાયુને સમ કરી ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને પોતાને સ્વાધીન કરી; ઇચ્છા, ભય તથા ક્રોધનો નાશ કરી, જે યોગી મોક્ષપરાયણ હોય છે, તે સદા મુક્ત જ છે. ૨૭, ૨૮

વૈરાગ્યની સહાયથી વિષયોને બહાર કાઢી જે અંતરમાં પોતાનું મન એકનિષ્ઠ કરે છે, ઇડાપિંગલાને છોડી સુષુમ્ણામાં પ્રાણ લાવી, લલાટ-ચક્રમાં સ્વરૂપ તરફ દૃષ્ટિ પાછી ફેરવી તેને સ્થિર કરે છે. ડાબાજમણા નાસિકાદ્વારમાંના શ્વાસ–ઉચ્છ્વાસને બંધ કરીને પ્રાણ અને અપાનવાયુને એકત્રિત કરી ચિત્તને ચિદાકાશમાં લઈ જાય છે. પછી ગંગા જે પ્રમાણે રસ્તામાંનાં સારાંનઠારાં સર્વ પ્રકારનાં પાણીને ખેંચી જઈ સમુદ્રમાં એક કરી નાખે છે અને પછી એ પાણી અલગ કરી શકાતાં નથી, તે જ પ્રમાણે 'હે અર્જુન! જ્યારે ચિદાકાશમાં પ્રાણના નિરોધથી મનનો લય થાય છે, ત્યારે વાસનાનો વિચાર પણ આપોઆપ જ લોપ પામે છે. વળી ત્યારે મનરૂપી પટ પર આલેખાયેલું સંસારરૂપી ચિત્ર પણ આપોઆપ ફાટી જાય છે. જેવી રીતે સરોવરમાંનું જળ સુકાઈ ગયા પછી તેમાં પ્રતિબિંબ દેખાતું નથી, તેમ જ્યાં અંતઃકરણનો જ લોપ થઈ જાય છે, ત્યાં અહંકારાદિ રહી જ શી રીતે શકે? એટલે આત્મસ્વરૂપનો અનુભવ લેનાર શરીર સહિત બ્રહ્મ જ થાય છે. (૧૫૭)

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥ २९ ॥**

સર્વ યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વ લોકનો મહેશ્વર અને સર્વ ભૂતોનો હિતકર્તા એવો જે પ્રભુ તે હું જ છું, એમ જે જાણે છે તે શાંતિ-સુખને પ્રાપ્ત થાય છે. ૨૯

કેટલાક લોકો પોતાની જીવત દશામાં જ બ્રહ્મ બની ગયેલા, એમ મેં પૂર્વે તને કહેલ છે, તેઓ આ યોગમાર્ગે ચાલીને આવ્યાથી જ બ્રહ્મ થયેલા છે. આવા લોકો યમનિયમરૂપી યોગમાર્ગના પર્વતને ઓળંગી ગયા હોય છે અને યોગઅભ્યાસરૂપ સાગરને તરી ગયા હોય છે (બ્રહ્મત્વને પામેલા છે); આવા લોકો જ પોતાના આત્માને ઉપાધિ-રહિત કરી પ્રપંચનુ ખરુ સ્વરૂપ સમજી, પોતે સત્ય બ્રહ્મસ્વરૂપ બની રહ્યા છે. આ પ્રમાણે જ્યારે શ્રીકૃષ્ણે યોગયુક્તિના અભિપ્રાયને પ્રદર્શિત કર્યો ત્યારે અર્જુન માર્મિક જ્ઞાતા હોવાથી તેને મોટો ચમત્કાર ભાસવા લાગ્યો. અર્જુનની આવી સ્થિતિ જોઈ તેના મનનો ઉદ્દેશ જાણી લઈ શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે હાસ્યયુક્ત વદને બોલ્યાઃ 'મેં જે તને કહ્યું તે પરથી તારું ચિત્ત પ્રસન્ન થયુ ખરુંને?' ત્યારે અર્જુને

પ્રત્યુત્તર આપ્યો: 'હે દેવ! સામાના મનના વિચારો જાણી લેનારના આપ શિરોમણિ છો, માટે આપે મારા મનનો અભિપ્રાય સારી રીતે જાણી લીધો છે. હે દેવ! હું જે આપને વિચારપૂર્વક પૂછવાનો હતો તે આપે અગાઉથી જ જાણી લીધું છે; માટે હવે આપ જે કંઈ કહો તે વિશેષ સ્પષ્ટતાપૂર્વક કહેજો. બાકી યોગશાસ્ત્રનો જે માર્ગ આપે બતાવ્યો, તે ઊંડા પાણીમાં તરી જવા કરતા છીછરા પાણીમાંથી જવા જેવો સુલભ છે, તેવી જ રીતે જ્ઞાનયોગ કરતા અષ્ટાંગયોગ અમારા જેવા નિર્બળો માટે વિશેષ સુગમ છે. તે યોગ કાલાવધિએ સાધ્ય થાય તેવો હશે, તોપણ ચાલશે માટે હે દેવ! તે યોગ એકવાર પુનઃ કહી બતાવો. હવે એથી જોકે વિસ્તાર તો થશે ખરો જ, છતા પણ એ યોગ આદિથી અંત પર્યંત સંભળાવો જ. ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા: 'તને એ યોગ ઠીક લાગતો હોય, તો તે કહેવામાં મારું શું જાય છે? હે અર્જુન! તુ જે પ્રમાણે સાંભળે છે, તે જ પ્રમાણે આચરે છે; માટે મારે ન્યૂનતા શા માટે રાખવી?' (નિવૃત્તિદાસ કહે છે:) પ્રથમ તો માતાનું દયાળુ ચિત્ત અને તેમાં સ્વબાલક નિમિત્ત થયુ, એટલે પછી તેના સ્નેહની અદ્‌ભુતતા કોણ વર્ણવી શકે? તે સ્નેહને કારુણ્યરસની વૃષ્ટિ કે અદ્‌ભુત સ્નેહની સૃષ્ટિ જ કહીશુ તોપણ ચાલશે! અસ્તુ. ભગવાનની કૃપાદૃષ્ટિનું વર્ણન કરવાનુ કોનામાં સામર્થ્ય છે? તે દૃષ્ટિ અમૃતરસથી પરિપૂર્ણ થઈ, અથવા પ્રેમરસ પીને ઉન્મત્ત થઈ, કે કોણ જાણે કેમ થયુ? તે અર્જુનના પ્રેમપાશમાં એવી સપડાઈ ગઈ, કે તેમાથી પછી બહાર નીકળવાની તેનામાં શક્તિ જ રહી નહિ. આ સંબંધમાં જે કાંઈ વિસ્તાર કરીશુ તે વિષયાંતરમા ગણાશે. અને તોપણ શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સ્નેહનુ પૂરું વર્ણન તો શબ્દો દ્વારા થઈ શકશે જ નહિ. તે અર્જુન પર અત્યંત મોહિત થઈ કહે છે, કે 'હે અર્જુન! જે જે પ્રકારે તારા મનને બોધ થાય, તે તે પ્રકારે વિનોદ સહિત હુ તને યોગમાર્ગ બતાવીશ. યોગના નામો શાં શા છે, તેના ઉપયોગ કયા કયા છે અને તેનુ આચરણ કરવા માટે કોણ કોણ અધિકારી છે એવી જે બાબતો ઉચિત હશે, તે સર્વ હું તને કહી સંભળાવીશ.' એમ કહી શ્રીહરિએ જે જે વાતો સંભળાવી તેનુ વર્ણન આવતા અધ્યાયમા આવે છે. નિવૃત્તિદાસ જ્ઞાનેશ્વર મહારાજ કહે છે, કે દ્વૈતને કાયમ રાખી શ્રીકૃષ્ણે અર્જુનને જે યોગ કહ્યો તે હું સ્પષ્ટ કરીને કહી બતાવું છું. (૧૮૦)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया पञ्चमोऽध्याय ॥ ५ ॥

# અધ્યાય ૬ઠ્ઠો—આત્મસંયમયોગ

પછી સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો : હે રાજા ! હવે ભગવાન યોગ સંબંધી પોતાનો જે અભિપ્રાય પ્રદર્શિત કરે છે, તે સાંભળો. નારાયણે અર્જુનને જ્ઞાનરસની ભૂખ ભાગીને પારણા કરાવ્યાં એવા પ્રસંગે અમે પણ ત્યા અતિથિ તરીકે ગયા હતા. એ ભાગ્યનું મહત્ત્વ શી રીતે વર્ણવી શકાય ? જે પ્રમાણે તૃષાતુર મનુષ્ય પાણીથી ભરેલું પાત્ર હોઠ આગળ લાવે અને મોઢે માંડતા જ તેને પાણીને બદલે અમૃત મળી જાય, અથવા એકાદ મૂલ્યવાન વસ્તુ થોડામાં જ મળી જાય, તેમ આજે 'તમને અને મને સહજમાં પરમાત્મતત્ત્વ પ્રાપ્ત થયુ છે,' પરંતુ ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો : 'હું તને બ્રહ્મરસ માટે કાંઈ પૂછતો નથી.' આ પરથી સંજયે જાણી લીધું, કે ધૃતરાષ્ટ્રનું મન તો માત્ર પોતાના પુત્રની હકીકત સાંભળવા ઉત્કંઠિત થયું છે; આથી તે વિસ્મિત થઈ બોલ્યો કે 'રે, રે ! આ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પુત્રવાત્સલ્યથી કેવળ ઘેલો થયો છે; તેથી અત્યાર લગીના કૃષ્ણાર્જુનના ઉત્તમ સંવાદની મિષ્ટતા તેને કેમ રુચે ? જે જન્મથી જ અંધ છે, તે સૌંદર્યને શી રીતે જાણી શકે ? પણ જો એને આ પ્રમાણે સ્પષ્ટ કહેવામાં આવશે તો એના હૃદયમાં ક્રોધનો આવિર્ભાવ થશે એવી ભીતિથી સંજયે પોતાનો અભિપ્રાય સ્પષ્ટતાથી ન દર્શાવ્યો; તથાપિ પોતાના મનમાં તે પોતે શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદથી અતિ સંતુષ્ટ થયો. એ આનંદની તૃપ્તિથી અને પ્રફુલ્લિત અંતઃકરણથી હવે તે મર્યાદાપૂર્વક ધૃતરાષ્ટ્રને પોતાનુ કથન પોતાના અભિપ્રાય સહિત કહી બતાવશે. ક્ષીરસાગરનુ મંથન કરતા જે પ્રમાણે અમૃતની પ્રાપ્તિ થઈ હતી, તે પ્રમાણે ગીતાનો છઠ્ઠો અધ્યાય ઉત્તમ છે અને તે બુદ્ધિના વિકાસ માટે બહુ જ જાણવા યોગ્ય છે. એ અધ્યાય ગીતાના સારરૂપ છે અને આત્મા તથા અનાત્માના વિવેકરૂપી સમુદ્રનો સામો કાંઠો છે; અથવા તો જાણે યોગ્યસંપત્તિનો ભંડાર જ ખૂલ્યો હોય તે પ્રમાણે લાગે છે. જે આદિમાયાનું વિશ્રાંતિસ્થાન છે, જેના સંબંધમાં વેદને પણ મૌન ધારણ કરવું પડે છે અને જેની સહાયથી ગીતારૂપી વેદીને અંકુર ફૂટ્યા છે, તે આ છઠ્ઠો અધ્યાય સર્વ અલંકારાદિ સામગ્રીથી પરિપૂર્ણ છે. એ અધ્યાયનુ હું વર્ણન કરું છુ તે ચિત્ત દઈને સાંભળો; એવી જ્ઞાનેશ્વર મહારાજ સંતોને પ્રાર્થના કરે છે. મારા શબ્દો શુદ્ધ પ્રાકૃત છે ખરા,

પરતુ તે અમૃતને પણ અવશ્ય ભુલાવી દે એવા મિષ્ટ અક્ષરોના પ્રયોગથી હું બોલીશ. આ શબ્દોની મૃદુતા આગળ સપ્ત સ્વર દ્વારા થતો આનંદ પણ ન્યૂન લાગશે; અથવા તો તેમના છંદો આગળ સુગંધ પણ નીરસ અને હતવીર્ય બની જશે. એમની મિષ્ટતાનો આસ્વાદ લેવા-ની આશાથી કાનોને જ જિહ્વા ફૂટી નીકળશે અને ઇન્દ્રિયો પરસ્પર કલહ કરવા લાગશે. કલહ શા માટે કરશે? તેનો પ્રત્યુત્તર એ છે, કે શબ્દવિષય કાનનો હોવા છતાં જિહ્વા કહેશે કે, એ રસ મારો છે, અને નાકને પણ ભ્રમ થશે કે, એ શબ્દવિષય નથી, પરંતુ ગંધવિષય છે; એટલે તે કહેશે કે એ શબ્દવિષય મારો જ છે. એના કરતાં વિશેષ આશ્ચર્ય બીજાં શું હોઈ શકે? એમના કથનનો હાવભાવ જોઈ આંખને પણ એમ લાગવા માંડશે, કે એ શબ્દ નથી, પરંતુ રૂપની ખાણ જ છે. જ્યારે શબ્દોની સંકલના થઈ વાકયોની રચના બહાર પડશે, ત્યારે ઇન્દ્રિયોને પાછળ રાખી મન જ આગળ થશે અને પોતાના બાહુ પ્રસારી તે વાકયને આલિંગન દેવા દોડશે. એ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો પોતપોતા-ના ધર્મ પ્રમાણે તે શબ્દને પોતાના કરવા ખટપટ કરશે; પરતુ શબ્દ તો સર્વને સમાન રીતે શાંત કરશે. જેવી રીતે એકલો સૂર્ય સર્વ જગત-ને વ્યવહારમા પ્રવૃત્ત કરે છે, તેવી રીતે શબ્દની વ્યાપ્તિ પણ અતિ વિશાળ અને અલૌકિક જાણજો. અને વધારે સૂક્ષ્મ વિચાર કરતાં એમ જ જણાવ્યું છે કે, જેઓ તેનો અર્થ સમજે છે, તેમને તો તેમા ચિંતામણિના ગુણો જ મળી આવે છે. આ શબ્દોના મોટા મોટા થાળ બનાવીને તેમાં મોક્ષરસ પીરસીને નિષ્કામી જનોને આ ગ્રંથરૂપી મિજબાની જ આપવામાં આવી છે. આ મિજબાનીમાં પ્રકાશ માટે નિત્યનવી આત્મજ્યોતિની મશાલ સળગાવી, તેના પ્રકાશમાં ઇન્દ્રિયોને સમજ પડવા દીધા વિના જ પીરસેલાં પકવાન્નોનુ સેવન કરશે, તેમને જ ખરો લાભ થશે; અહીં શ્રવણનુ સાધન જે કાન તેને ત્યાગી દઈ શ્રોતાઓએ મન દ્વારા જ ઉપભોગ લેવાનો છે. પ્રથમ શબ્દરૂપી છાલ કાઢી નાખી તેમાંનુ જે તત્ત્વ તે બ્રહ્મસ્વરૂપ થઈને કેવળ સુખ વડે સુખની મિષ્ટતાનો આસ્વાદ લેવો. મન જ્યારે આટલુ સૂક્ષ્મ થશે, ત્યારે જ આ બોધનો બરાબર ઉપયોગ થશે; નહિ તો સર્વ કથા મૂગાએ કહી અને બહેરાએ સાંભળી એમ જ થશે; પરંતુ હવે આ વાત બંધ રાખીશું. શ્રોતાની ચિકિત્સા કરવાનો આ સમય નથી. અહીં જેમને સ્વભાવથી જ વિષયોની વાસના નથી તે જ આ વાર્તાને સાંભળવાના અધિકારી છે. જેમણે બ્રહ્મજ્ઞાનની

પ્રીતિને લીધે સ્વર્ગ અને સંસારને ઓવારી નાખ્યાં છે, તેમના સિવાય બીજાઓ આ શબ્દોના સ્વાદને જાણી શકવાના નથી. જેમ કાગડો ચંદ્રનાં શાંત કિરણોનો ઉપયોગ લઈ શકતો નથી, તેમ પ્રાકૃત જનોને આ ગીતાગ્રંથના સ્વાદનો પરિચય નથી. પરંતુ તે જ ચંદ્ર જેવી રીતે ચકોર પક્ષીનું ખાદ્ય છે, તેવી રીતે જેમને કર્મનાં ફળોની આશા નથી તેઓ જ આ ગીતાગ્રંથના સ્વાદને જાણે છે. તેવી જ રીતે જેઓ જ્ઞાની છે, તેમના માટે જ આ ગીતાગ્રંથ વિશ્રાંતિનું સ્થાન છે. અજ્ઞાનીઓને તો એ અજાણ્યા ગામ સમાન ભાસે છે. આ વિષય પર પ્રસંગાનુસાર હુ જે કાંઈ બોલ્યો છું, એ માટે સજ્જનોએ મને ક્ષમા આપવી.

હવે શ્રીરંગે અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો, તે વિષે જ વર્ણન કરીશ. એ ઉપદેશને બુદ્ધિ પણ ક્વચિત જ સમજી શકે છે; માટે મારાથી પણ તેનું વર્ણન મહામુશ્કેલીએ થાય તો થાય; પરંતુ શ્રીગુરુ નિવૃત્તિ મહારાજના કૃપારૂપ દીપકના પ્રકાશની સહાયતાથી હુ જે કાંઈ બોલીશ તે જાણી તથા સમજીને જ બોલીશ. ગુરુકૃપાનું ઐશ્વર્ય શી રીતે વર્ણવવું ? ઇંદ્રિયાતીત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયુ એટલે ન દેખાનારી ઇંદ્રિયાતીત વસ્તુ એના વડે જ દૃષ્ટિ સિવાય દેખી શકાય છે. જો દૈવયોગે પારસમણિ હાથ આવે તો જે સુવર્ણ કીમિયાગરોને પણ મળતું નથી, તે લોખંડમાથી જ પ્રાપ્ત થાય છે; તે જ પ્રમાણે જો ગુરુકૃપા થાય તો પ્રયત્ન કરતા શું પ્રાપ્ત ન થઈ શકે ? જ્ઞાનદેવ કહે છે, કે આવી જે સદ્દગુરુની કૃપા, તે મારા પર પૂર્ણ છે; તેથી જ હુ બોલીશ અને મારા બોલવાથી નિરાકાર વસ્તુ હુ સર્વને સુગમ કરી બતાવીશ અને જે વસ્તુ ઇંદ્રિયાતીત છે, તેને ઇંદ્રિયભોગ્ય બનાવી દઈશ. યશ, લક્ષ્મી, ઔદાર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય–એ છ ગુણો જે શ્રીકૃષ્ણમાં વાસ કરે છે અને તેથી જ જેને ભગવાન કહેવામાં આવે છે તથા જેણે સર્વ સંગનો પરિત્યાગ કર્યો છે, તે પોતાના મિત્ર પાર્થ પ્રત્યે બોલ્યા, કે હું જે કાંઈ કહું તે હવે ચિત્ત દઈને સાંભળ. (૩૮)

श्रीभगवानुवाच–अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા. જે અગ્નિનુ સેવન અને વિહિત કર્મો કરતો નથી, તે જ કેવળ સન્યાસી અને યોગી છે એમ નથી, પરંતુ જે કર્મના ફળની, ઇચ્છાનો પરિત્યાગ કરી વિહિત કર્મો કરતો રહે છે, તે જ સન્યાસી અને તે જ યોગી છે. ૧

શ્રીકૃષ્ણ કહે છે : હે પાર્થ ! યોગી અને સંન્યાસી આ જગતમાં

એક જ છે. તેઓ એકબીજાથી ભિન્ન છે, એમ માનીશ નહિ; કારણ કે થોડો વિચાર કરતાં તે એક જ હોવાનું જણાય છે; માત્ર બે નામોનો તેના પર જે આરોપ કરવામાં આવે છે, તેને છોડી દે; કારણ કે બ્રહ્મ દૃષ્ટિથી જોતા એ બેમાં જરા પણ ભેદ નથી; માટે જે યોગ છે તે જ સન્યાસ છે. જે પ્રમાણે એક જ માણસને જુદાં જુદાં નામોથી બોલાવવામાં આવે છે; અથવા જુદા જુદા માર્ગોથી એક જ સ્થળે પહોચાય છે; અથવા એક જ પાણી જુદાં જુદાં પાત્રોમાં ભરવાથી જળમા ભેદ થતો નથી; તે જ પ્રમાણે સંન્યાસ અને યોગમાં ભેદ નથી. હે અર્જુન! જે પુરુષ કર્મો કરીને તેના ફળની ઇચ્છા રાખતો નથી, તેને જ આ જગતમા સર્વની બુદ્ધિથી યોગી સમજવામા આવે છે. પૃથ્વી વૃક્ષાદિકોને ઉત્પન્ન કરવા માટે કઈ અહકાર દાખવતી નથી અને તેમાથી ઉત્પન્ન થનારા ફળની પણ ઇચ્છા રાખતી નથી; તે જ પ્રમાણે પોતાની સ્થિતિ અને પ્રકૃતિને અનુરૂપ જે જે કર્મો કરવાનો પ્રસગ જે જે કાળે આવે, તે સર્વ યથાવિધિ કરવા છતાં પોતામા કર્તાપણાની બુદ્ધિ ઉત્પન્ન થવા દેતો નથી; તેમ જ પોતાના ચિત્તને ફળની આશા પ્રતિ વળવા દેતો નથી. હે પાર્થ! જે પુરુષ આવો હોય તે જ સન્યાસી છે અને તે જ નિઃસંશય યોગીશ્વર છે. આવી ભાવના ઊપજ્યા વિના જે કોઈ વિહિત કર્મોને પ્રતિબાધક સમજી તેનો ત્યાગ કરે છે અને પછી પાછો પ્રકૃતિને વશ થઈ અન્ય કર્મો કરવાને પ્રવૃત્ત થાય છે, તે એક લેપ ધોઈ નાખી બીજો લેપ લગાડવા જેટલી વ્યર્થ જ ખટપટમાં પડે છે અને વ્યર્થ પીડા ભોગવે છે. ગૃહસ્થાશ્રમનો બોજો પ્રથમથી જ સવના શિર પર આવી પડેલો હોય છે; પરતુ યથાવિધિ ગૃહસ્થાશ્રમના ધર્મ ન પાળતાં વગર અધિકારે જે સંન્યાસ ગ્રહણ કરે છે, તે એક ભારને ફેંકી દઈ તરત જ બીજો બોજો પરવશપણે પોતાના શિર પર લઈ લે છે. એટલા માટે શ્રૌતસ્માર્ત હોમાદિ કર્મોના યથાવિધિ આચરણનો ત્યાગ ન કરતા કર્મોની મર્યાદાનુ ઉલ્લંઘન કરવામાં ન આવે, તો યોગ-સુખ સ્વાભાવિક જ આપણી પાસે છે એમ સમજી લેવું. (૫૧)

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।**
**न ह्यसंन्यस्तसङ्कल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

હે અર્જુન! જ્ઞાતાઓ જેને સન્યાસના નામથી ઓળખે છે તેને તુ યોગ જ સમજ, કારણ કે સંકલ્પનો સન્યાસ (ત્યાગ) કર્યા વિના કોઈથી યોગી થઈ શકાતુ જ નથી. ૨

સાંભળ, 'જે સંન્યાસી છે તે યોગી જ છે,' એવો એકવાક્યતાનો ધ્વજ આ જગતમાં અનેક શાસ્ત્રોએ ફરકાવ્યો છે. જે પુરુષમાં ત્યાગવૃત્તિથી સંકલ્પનો લોપ થાય છે, તેને જ યોગનો સાર જે બ્રહ્મ તે પ્રાપ્ત થાય છે, એમ અનુભવથી સિદ્ધ થયેલું છે. (૫૩)

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

જે મુનિને ધ્યાનયોગ પ્રાપ્ત કરી લેવો હોય, તેને માટે વિહિત કર્માચરણ જ સાધન છે અને યોગપ્રાપ્તિ થયા પછી તેની પૂર્ણતા કરવા માટે કર્મનિવૃત્તિરૂપ—શમસાધન× કહેલું છે. ૩

આ પ્રકારે જેને યોગરૂપી પર્વતના શિખર પર જવાની ઇચ્છા હોય તેણે સરળ સોપાનરૂપ કર્મમાર્ગનો કદાપિ ત્યાગ ન કરવો. આ કર્મમાર્ગે પ્રયાણ કરવાની શરૂઆત થતા પ્રથમ તે પર્વતનાં યમ-નિયમરૂપી મજલો આવે છે. પછી આસનોની પગવાટે થઈ પ્રાણાયામરૂપી ટેકરી પરથી ઉપર જવું પડે છે. ત્યાર પછી પ્રત્યાહારરૂપી ટેકરી પરથી ઉપર જવુ પડે છે. ત્યાર પછી પ્રત્યાહારરૂપી અહધો તૂટેલો ટેકરો આવે છે, ત્યાં તો નિરાધાર જ જવું પડે છે. આ સ્થળે તો બુદ્ધિના પગ પણ લપસી પડે છે. આ કઠિન માર્ગે પ્રયાણ કરતા તો હઠયોગીઓ સુદ્ધા પોતાની પ્રતિજ્ઞા છેવટ સુધી પાળી શકતા નથી. તથાપિ અભ્યાસના બળથી જ આ પ્રત્યાહારરૂપી નિરાધાર આકાશમાર્ગમાં તો ફક્ત વૈરાગ્યના ટેકાથી જ મનુષ્યથી ધીમેધીમે ચઢી શકાય છે. એવી રીતે વાયુરૂપી અશ્વની પીઠ પર બેસીને પણ માર્ગક્રમણ કરવુ પડે છે અને ચિત્તને સ્થિર કરવાની વિસ્તૃત જગા પર આવ્યા પછી ધ્યાનનું ધ્યેય પ્રાપ્ત થાય ત્યાં સુધી પંથ કાપવાનું કાર્ય ચાલુ રાખવું પડે છે. પછી જે સ્થળે સાધ્ય અને સાધન એક બની જાય છે, જે સ્થળે માર્ગક્રમણની દોડાદોડી અને પ્રકૃતિની અસ્વસ્થતા સમાપ્ત થાય છે, ત્યાં પહોંચતાં જ બ્રહ્મ સાથે ઐક્ય થવાથી તેનાથી આગળ વધવાની પ્રવૃત્તિ બંધ પડે છે અને પાછળનું કશું જ સ્મરણમાં રહેતું નથી. એવી સમ—અવિકાર ભૂમિમાં સમાધિનો લાભ થાય છે. આ ઉપાયથી જે યોગારૂઢ થાય છે, તે નિઃસંશય પરિપૂર્ણ થયેલો છે. હવે આવા પુરુષનાં ચિહ્નોનો નિર્ણય હુ તને કહુ છું, તે સાંભળ. (૬૧)

× શમ એટલે કર્મ અને કર્મફળમાં લુબ્ધ ન થવુ, સર્વ સંકલ્પો તજી દેવા અને ઇંદ્રિયોના વિષયોમાં ફસાવું નહિ તે.

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसङ्कल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

જ્યારે યોગી વિષયોમાં અને કર્મોમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે. ત્યારે તેને યોગારૂઢના નામથી ઓળખવામા આવે છે. ૪

જેને આત્મજ્ઞાન થયુ હોય છે, તેનાં ઇંદ્રિયરૂપી ઘરોમાં વિષયોનુ આવવું–જવું બંધ થયુ હોય છે. (તેના પર ઇંદ્રિયોનો અધિકાર ચાલતો નથી.) સુખ અને દુઃખની ટક્કરોથી તેનુ મન ચલિત થતું નથી. વિષયો મૂર્તિમંત થઈને તેની સમક્ષ ઊભા રહે. તોપણ તેના પર એમની અસર થતી નથી. આવા પુરુષની ઇંદ્રિયો કદાચ કર્મ કરવામા પ્રવૃત્ત થાય તોપણ તેના ફળના હેતુની તેના હૃદયમાં ઇચ્છા હોતી નથી. દેહના વ્યાપાર ચાલવા છતા, એટલે કે જે જાગૃત હોવા છતાં સૂતેલાની સ્થિતિ પ્રમાણે ઉદાસીન દેખાય છે, તેને જ ખરો યોગ સાધ્ય થયો છે, એમ તું સમજ. યોગીઓની આવી સ્થિતિ સાંભળી અર્જુન શ્રીકૃષ્ણને કહે છે : 'હે અનંતસ્વરૂપ! આપ જે કહો છો તે સાભળીને મને નવાઈ લાગે છે, પરંતુ એ યોગીઓને એવી યોગ્યતા કોણ આપે છે, તે મને કહો.' (૬૯)

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

આત્મા વડે જ પોતાના આત્માનો ઉદ્ધાર કરવો; પોતાના આત્માને અધોગતિએ લઈ જવો નહિ; કારણ કે આત્મા જ આત્માનો હિતકર્તા છે અને આત્મા જ આત્માનો શત્રુ છે. ૫

ત્યારે શ્રીકૃષ્ણ હસીને બોલ્યા : તારા આ બોલવાથી મને આશ્ચર્ય થાય છે. આવી અદ્વૈત સ્થિતિમાં તે કોણ કોને શું આપી શકે? મનુષ્ય જ્યારે ભ્રાંતિરૂપી શય્યા પર પ્રબળ અજ્ઞાનથી નિદ્રિત હોય છે, ત્યારે જન્મ–મૃત્યુનાં દુષ્ટ સ્વપ્નો ભોગવે છે. પછી અકસ્માત્ જાગ્રત થતાં તેનાં જન્મમરણરૂપી સર્વ સ્વપ્નો વ્યર્થ થાય છે અને 'હું નિત્ય ચેતન છું' એવો તેનો નિશ્ચય થાય છે. આ નિશ્ચય પણ તેને પોતાની જ મેળે જ થાય છે, માટે જીવિત અવસ્થા અને મૃત અવસ્થા એ ઉભયનો આધાર તેના પોતના પર જ છે; માટે હે ધનંજય! દેહનુ વૃથા અભિમાન ધારણ કરી એટલે અસત્ય દેહમાં સત્ય વિશ્વાસ રાખી મનુષ્ય પોતે જ પોતાનો ઘાત કરવા પ્રવૃત્ત થાય છે. (૭૦)

बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

જેણે આત્મા વડે આત્મા(શરીરના ઇંદ્રિયસમુદાય)ને જીત્યો છે, તેનો આત્મા જ તેનો બંધુ અર્થાત્ હિતકર્તા છે, અને જેણે આત્મા(શરીરના ઇંદ્રિયસમુદાય)ને જીત્યો નથી, તેનો આત્મા જ તેનો શત્રુ થાય છે. ૬

એવો વિચાર કરીને અહંકારનો ત્યાગ કરીએ એટલે પછી આપણું પોતાનું મૂળ રૂપ બ્રહ્મસ્વરૂપ અનુભવમાં આવે છે અને એમ થયું કે સહેજે આપણે આપણું કલ્યાણ કર્યું, એમ સિદ્ધ થાય છે. જે સુશોભિત શરીરમાં લુબ્ધ થઈને આત્મસ્વરૂપ ભૂલી જાય છે અને અહં ભાવ ધારણ કરે છે, તે કોશેટામાં રહેતા રેશમના કીડાની પેઠે પોતે જ પોતાનો શત્રુ થાય છે. હતભાગીને લાભનો પ્રસંગ આવતાં આંખ મીંચીને ચાલવાનું મન થાય અને તે લાભને ગુમાવે છે; અથવા કોઈ મનુષ્ય 'હું ખોવાઈ ગયો છું' એવો ખોટો ભાવ ધારણ કરી દુઃખી થાય છે; તેમ પોતાના બ્રહ્મસ્વરૂપનું ભાન ન થતાં 'દુઃખી છું' એવો ભાસ માણસને થાય છે; પરંતુ ત્યારે પણ તેની બ્રહ્મરૂપતા નષ્ટ થતી નથી. સ્વપ્નમાં થયેલા તલવારના ઘાથી કોઈ ખરેખર મરે છે કે? પોપટને પકડવા માટે વૃક્ષ પર ટાંગેલી નળી જ તેના ભારથી જ્યારે ઊંધી ફરી જાય છે, ત્યારે પોતે ઊડી ન જતાં 'હું પોતે જ ફરી ગયો છું' એવી શંકાથી તે નળીને છોડતો નથી, તે નિરર્થક ડોક હલાવ્યા કરે છે તથા છાતી અને પગ વડે જોરથી તે નળીને દાબી, ચાંચ વડે મજબૂત પકડી રાખી બંધનથી મુક્ત થવા માટે પોકાર કરે છે. આમ 'હું નિઃસંદેહ બંધાયો છું' એવી વૃથા સમજથી તે જાણીજોઈને પગના પંજાથી વળી વધારે બંધનમાં પડે છે. આવી રીતે અવળી માન્યતાથી નિરર્થક ફસાઈ પડે છે. તેને શું કોઈ બીજાએ બાંધેલો હોય છે? જોઈએ તો તે પોપટને કાપી નાખો, તોપણ તે નળી છોડતો નથી, માટે શ્રીકૃષ્ણે કહ્યું કે, મનમાં જેણે સંકલ્પોને વધારી મૂક્યા છે, તે પોતે જ પોતાનો શત્રુ છે અને જે વૃથાભિમાની નથી તે આત્મજ્ઞાની (અર્થાત્ પોતે જ પોતાનો મિત્ર) છે. (૮૦)

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥

જેણે પોતાના મનને જીતી લીધું હોય છે અને જેના મનને પ્રસન્નતા પ્રાપ્ત થયેલી છે, તે જીવ પરમાત્મારૂપ જ છે; જિતેંદ્રિય, બ્રહ્મજ્ઞાન તથા આત્મસાક્ષાત્કારના જ્ઞાનથી તૃપ્ત થયેલો હોય છે; મૃત્તિકા, પાષાણ અને સુવર્ણને એકસરખા સમજે છે; અને શીત–ઉષ્ણ, સુખ–દુઃખ તથા માન–અપમાનને સમાન માને છે અને મનને નિર્વિકાર સ્વરૂપમાં સ્થિર રાખે છે તેને 'યુક્ત' (યોગારૂઢ) નામથી ઓળખવામાં આવે છે. ૭,૮

જેણે પોતાના મનને જીતેલુ છે અને જેની સર્વ વાસનાઓ શાંત થયેલી છે, તેને બીજાની પેઠે પરમાત્મા દૂર હોતો નથી. સુવર્ણનો મેલ તાવીને કાઢી નાખ્યો એટલે જેમ તે ઉત્તમ સુવર્ણ બની જાય, તે પ્રમાણે મનમાના સંકલ્પો નષ્ટ થતાં તરત જ જીવને બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. ઘટાકાશને ઘટનો નાશ કર્યા પછી મહાકાશને મળવા માટે અન્યત્ર નથી જવું પડતું; તે પ્રમાણે દેહના ખોટા અહંકારનો નાશ થયો એટલે મનુષ્ય પરબ્રહ્મ જ બની રહે છે. આવી સ્થિતિમાં શીતળતા કે ઉષ્ણતા, સુખ કે દુઃખ, માન કે અપમાનનુ યોગારૂઢ મનુષ્યને ભાન રહેતું નથી. સૂર્ય જ્યાં જ્યાં જાય છે, ત્યા ત્યા તેને પ્રકાશ દેખાય છે, તે પ્રમાણે આવો મનુષ્ય પોતે બ્રહ્મસ્વરૂપ હોવાથી તેને જે જે વસ્તુ દૃષ્ટિએ પડે, તે તો સર્વ બ્રહ્મસ્વરૂપ જ ભાસે છે. મેઘવૃષ્ટિની ધારા જે પ્રમાણે સમુદ્રથી અનાદર પામતી નથી, તે જ પ્રમાણે જે બ્રહ્મરૂપ બની ગયો છે, તેને શુભાશુભ કર્મો પોતાના સ્વરૂપથી ભિન્ન લાગતા નથી. પ્રત્યક્ષ દેખાતા સસાર સબધી વિચાર કરતા તેને સંસાર મિથ્યા ભાસે છે અને જે જ્ઞાનથી સંસારનુ મિથ્યાત્વ સિદ્ધ થયુ, તે જ્ઞાન પણ તેને પોતાનું સ્વરૂપ જ ભાસે છે. આવો નિશ્ચય થયો, એટલે હું વ્યાપક છું કે અવ્યાપક, એ વિચારો પણ આપોઆપ શમી જાય છે; કારણ કે તેનો દ્વૈતભાવ સર્વાંશે નષ્ટ થયેલો હોય છે. આવી રીતે શરીરમાં રહ્યા છતા જેણે પોતાની ઇદ્રિયોને જીતી છે, તેનામા સહેજે જ બ્રહ્મત્વની યોગ્યતા આવે છે. આવો મનુષ્ય સહેજે જ જિતેંદ્રિય અને યોગી છે; કારણ કે તેનામા અલ્પ અને મહાન એવો ભેદ નથી. તે શુદ્ધ સુવર્ણના મેરુ જેવડા પર્વતને અને માટીના એકાદ ઢેફાને સરખા જ માને છે અને પૃથ્વી કરતાં પણ અધિક મૂલ્યવાન રત્નને કેવળ પાષાણ માનવા જેટલો નિરિચ્છ હોય છે. (૯૩)

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

સુહૃદ (પ્રત્યુપકારની આશા રાખ્યા વિના ઉપકાર કરનાર), મિત્ર (સહ-

વાસથી પ્રેમ રાખનાર), શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ (પરસ્પર વિરુદ્ધ એવા બન્ને પક્ષનું હિત ઇચ્છનાર), દ્વેષને પાત્ર અને સંબંધી જનમાં તેમજ સાધુ અને પાપીમાં પણ જે યોગીની સમબુદ્ધિ હોય છે, તે સર્વમાં શ્રેષ્ઠ યોગી છે. ૯

એવા યોગીના અંતરમાં આ આપ્ત અને આ શત્રુ અથવા આ ઉદાસીન અને આ મિત્ર, એવી કલ્પના ક્યાંથી આવી શકે? હું જ જગતસ્વરૂપ છું એવો જેના અંતરમાં બોધ થયો છે, તેને વળી બંધુ કોણ અને દ્વેષી કોણ? પછી હે અર્જુન! તેની દૃષ્ટિમાં મોટો અને નાનો એવો ભેદ ક્યાંથી હોઈ શકે? પારસમણિથી થયેલા સોનાની કસોટી કરવાની શી જરૂર હોય? તે જે સુવર્ણ બનાવે છે, તે સર્વોત્તમ જ હોય છે. તે પ્રમાણે તે યોગીની બુદ્ધિ નિરંતર ચરાચરમાં એકત્વ જ અનુભવે છે. વિશ્વમાંના પદાર્થોરૂપી અલંકારોના ઘાટ જોકે અનેક આકારના છે, તોપણ તે એક પરબ્રહ્મરૂપી સુવર્ણના જ બનેલા છે; આવું શુદ્ધ અને ખરું તત્ત્વ સમજેલા તેઓ ચિત્રવિચિત્ર રચનાઓથી ભ્રમમાં પડતા નથી. વસ્ત્ર તરફ દૃષ્ટિ નાખતાં જે પ્રમાણે તે તંતુમય દેખાય છે; તે પ્રમાણે તેને બ્રહ્મ વ્યતિરિક્ત જગતમાં અન્ય કાંઈ જણાતું નથી. (૧૦૦) આવી રીતે સર્વ વિશ્વને જે બ્રહ્મથી ભરેલું જુએ છે, તે જ સમબુદ્ધિવાળો છે. જેનું નામ તીર્થરાજ છે, જેનું દર્શન કરતાં અંતઃકરણમાં શાંતિ ઉત્પન્ન થાય છે, જેની સંગતિથી અહંકાર વડે ભ્રમિત થયેલા પુરુષનો ભ્રમ દૂર થઈ તે બ્રહ્મસ્વરૂપ થાય છે, જેનું વચન ચેતન આપનારું છે અને જેની દૃષ્ટિ મહાસિદ્ધિને ઉત્પન્ન કરનારી વસ્તુ છે તથા સ્વર્ગાદિ સુખો તો જેની રમતમાત્ર છે, એવા બ્રહ્મવેત્તા મનુષ્યનું સહજ સ્મરણ કરતાં પણ તે પોતાની યોગ્યતા આપણને આપે છે. વધારે શું કહું? તેની સ્તુતિ કરતાં પણ આપણું કલ્યાણ થાય છે. (૧૦૪)

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

યોગીજને એકલા જ એકાંતમાં નિવાસ કરીને પોતાનું મન અને પોતાનો દેહ સ્વાધીન રાખી, કશાની પણ આશા ન રાખતાં કે કાંઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરતાં સતત આત્મધ્યાન કરવું. ૧૦

કદી પણ અસ્ત ન પામે એવો જ્ઞાનસૂર્ય જેના હૃદયમાં ઉદય પામ્યો છે, તે પોતે હમેશાં બ્રહ્માનંદમાં જ વિહરતો હોય છે. હે પાર્થ! આવી બ્રહ્માકાર વૃત્તિવાળો પુરુષ જ અદ્વિતીય છે અને તે જ ત્રણે લોકમાં અસંગ્રહી છે, એમ જાણ. આ પ્રકારે શ્રીકૃષ્ણે યોગીઓનાં

અદ્દ્ભુત લક્ષણોને પોતાના કરતા પણ અધિક બતાવ્યાં. જે સર્વ જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે, જે સર્વ દ્રષ્ટાઓની દૃષ્ટિનો પ્રકાશક છે, જેના કેવળ સંકલ્પથી વિશ્વની રચના થાય છે, ૐકારના બજારમાં શબ્દબ્રહ્મરૂપ વસ્ત્ર નીકળેલું છે તે જેના યશના આચ્છાદન માટે પૂરું પડતું નથી અર્થાત્ વેદો પણ જેના યશનું વર્ણન કરવા માટે પૂરતા નથી; જેના સ્વલ્પ તેજથી સૂર્ય અને ચંદ્ર જગતને પ્રકાશ આપે છે; જેના કેવળ નામમાત્રના પ્રભાવ આગળ ગગન તુચ્છ દેખાય છે એવા શ્રીકૃષ્ણ ભગવાનના કેટલા ગુણ તું જાણી શકશે? માટે હવે તેની પ્રશંસા પૂરી કરું છું. આવાં લક્ષણોથી યુક્ત એવા શ્રીકૃષ્ણ ભગવાન પણ જે સાધુઓનાં લક્ષણો વર્ણવે છે, તે હું વર્ણવી શકતો નથી; પરંતુ કાંઈ બોલવું જોઈએ, માટે બોલવાને તત્પર થયો હતો. જે બ્રહ્મવિદ્યા દ્વૈતનો નાશ કરે છે, તે જો સ્પષ્ટ કરીને કહી સંભળાવીશ, તો વહાલા અર્જુનની પ્રીતિ નાશ પામશે; એમ ધારી બ્રહ્મજ્ઞાન વિષે સ્પષ્ટ ન બોલતા તેની આડે પડદો નાંખીને તેમણે અર્જુનના મનને પરસ્પર પ્રેમનો ઉપભોગ લેવા માટે જુદું જ રાખ્યું. જે 'अहं ब्रह्मास्मि'ના દ્વાર સુધી આવી પહોંચ્યા છે અને જે મોક્ષપ્રાપ્તિ માટે આતુર થઈ રહ્યા છે, તેમની દૃષ્ટિ જો અર્જુનના બાહ્ય પ્રેમને લાગશે અને કદાચ અર્જુન 'હુંપણું' ભૂલી જઈ 'હું તે જ આ અને આ તે જ હું' એવો અભેદ મર્મ સમજી જઈ, તે પ્રમાણે વર્તવા લાગશે તો પછી હું એકલો શું કરીશ? તો પછી હું કોને જોઈને મારા નયનોને શાંત કરીશ? કોના આગળ ફાવે તેમ બોલીશ? અથવા કોને આનંદપૂર્વક દૃઢ આલિંગન આપીશ? જો અર્જુનનું અને મારું ઐક્ય થયું, તો જે મારા મનમાં ન સમાઈ શકે તેવી વાત હું કોના આગળ પ્રકટ કરીશ? આવા આવા સંકલ્પ-વિકલ્પો કરી, શ્રીકૃષ્ણે સાધુનાં લક્ષણો વર્ણવી અર્જુનને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો અને તેનું મન તે તરફ વાળ્યું. શ્રોતાઓને આ વાત અશક્ય જેવી લાગશે; પરંતુ આ વાત લક્ષ્યમાં રાખજો, કે અર્જુન એ શ્રીકૃષ્ણ ભગવાનના સુખની જીવંત પ્રતિમા જ છે. એકાદ વંધ્યા સ્ત્રીને ખરો સમય વીતી ગયા પછી એક જ છોકરું થાય, તો તે જે પ્રમાણે પ્રત્યક્ષ પ્રેમની પૂતળી બનીને નાચવા લાગે છે, તેવી જ આ વખતે શ્રીકૃષ્ણની સ્થિતિ થઈ. જો અર્જુન પરનો તેમનો અતિશય પ્રેમ દૃષ્ટિએ પડ્યો ન હોત, તો હું આ પ્રમાણે બોલત નહિ. જુઓ તો ખરા આ કેવી નવાઈ અને કેવી

પ્રસન્નતા ? પણે યુદ્ધપ્રસંગ કેવો અને એમાં આ બ્રહ્મોપદેશ કેવો ? પરંતુ એ સ્થળે ભગવાન પોતાના પ્રેમની પ્રતિમા જે અર્જુન, તેની આગળ નૃત્ય કરે છે. રુચિને ઠેકાણે લજ્જા હોય, પ્રીતિને સ્થાને તિરસ્કાર હોય તથા પ્રમિષ્ટને શુદ્ધિ હોય તો પછી તે ત્રણની પ્રતિષ્ઠા (અધિષ્ઠાન) શું ? આ સર્વે વિસ્તારનો સાર એ જ, કે અર્જુન એ શ્રીકૃષ્ણની મૈત્રીનું ઘર અથવા સુખથી શણગારેલુ મનને જોવાનુ દર્પણ જ હતું. અર્જુન ભક્તિરૂપી બીજ વાવવા માટે ઉત્તમ ક્ષેત્રરૂપ હોવાથી જ તે શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાને પાત્ર થયો હતો. શ્રવણથી તે આત્મ નિવેદન પર્યંતની નવ પ્રકારની ભક્તિમાં જે સખ્ય નામની આઠમી ભક્તિ છે, તેનો અર્જુન મુખ્ય દેવતા છે. ભગવાન પાસે જ હોવા છતા તેનું વર્ણન ન કરતા હું તેના સેવકનું વર્ણન કરુ છું, એનું કારણ શું ? કારણ એ જ, કે તે તેના માલિક (ભગવાન)ને બહુ જ પસંદ પડે એવી યોગ્યતાવાળો છે. તે અર્જુન ભગવાનનો લાડકો સેવક છે; એટલે તેની પ્રશંસા તેને સર્વાંશે રુચશે. જે પતિવ્રતા પોતાના પતિની પ્રેમપૂર્વક સેવા કરે છે અને પતિની પ્રીતિ સંપાદન કરે છે, તે પતિવ્રતા સ્ત્રીની તેના પતિ કરતાં પણ વિશેષ પ્રશંસા શુ નથી કરવામા આવતી ? આથી જ મને અર્જુનની વિશેષ પ્રશંસા કરવાનુ યોગ્ય લાગ્યુ; કારણ કે ત્રિભુવનમાં તે સર્વ સૌભાગ્યને પાત્ર બની રહ્યો છે; જેના પરની પ્રીતિની ઘેલછાથી નિરાકાર અને નિરિચ્છ બ્રહ્મને પણ સાકાર બનીને તેની (અર્જુનની) સાથે સખ્ય કરવાની ઉત્કંઠા થઈ, તેની પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ત્યારે શ્રોતાઓ બોલ્યા : 'કેવી સુંદર વાણી ! જાણે નાદબ્રહ્મ અને સૌંદર્ય પર વિજય મેળવીને જ આવી હોય ! ભાષા હો તો આવી હો. કેવી મધુરી જ્ઞાનરૂપી ચાંદની ચમકી રહી છે ! અને કેવી ભાવાર્થરૂપી શીતળતા પ્રસરી રહી છે ! શ્લોકાર્થરૂપી કમલિની કેવી સ્વાભાવિક વિકાસ પામી રહી છે ! તે બોલવાની એવી યોગ્યતા છે, કે બ્રહ્મવિદ્યા સાંભળવાની ઇચ્છા એના શ્રવણથી તૃપ્ત થાય છે. આ પ્રમાણે કથનના પ્રભાવથી શ્રોતાઓ અંતરમાં પ્રસન્ન થઈ ડોલવા લાગ્યા. તેમના હૃદયના આવા ભાવો જાણી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા, કે 'હે શ્રોતાજનો ! આ તરફ લક્ષ આપો. શ્રીકૃષ્ણરૂપી જે દિનકરે પાંડવકુળમાં પ્રકાશ પાડ્યો, તે શ્રીકૃષ્ણ કોણ છે ? કેવો છે ? જેને દેવકીએ પોતાના ઉદરમાં નવ મહિના રાખ્યો, યશોદાએ અતિકષ્ટથી તેનું લાલનપાલન કીધું, તે તો આખરે પાંડવને જ ઉપયોગી

થઈ પડ્યો. અરે! પુષ્કળ સેવા તથા વિનતિ કરવા જેટલો પ્રયાસ પણ તે ભાગ્યવાન અર્જુનને કરવો પડ્યો નહિ!' (૧૩૮)

હવે એ વાત રહેવા દઈ કથાભાગ કહું છું, તે સાભળો. અર્જુને લાડથી કહ્યું: 'હે દેવ! આપે સતોનાં જે લક્ષણો વર્ણવ્યાં તે મારા અંગમા વસતાં નથી. હુ ખરેખર અયોગ્ય અને અપૂર્ણ છું. પણ તે છતાયે આપના કથનથી મારામાં કદાચિત્ એ યોગ્યતાનો આવિર્ભાવ થાય તો કહી શકાતું નથી. જો તમે મનમાં આણુશો, તો તો હું પોતે બ્રહ્મ પણ થઈ શકીશ! તમે જે વસ્તુનો અભ્યાસ કરવાનો મને ઉપદેશ આપશો તે અભ્યાસમા મને શી અશક્યતા થવાની હતી વારુ? આ તમે જેમની વાત કહી, તે હુ સમજી શકતો નથી, તોપણ તે આભળવાથી તેની સ્તુતિ કરવાનુ મન થાય છે, તો પછી આ યોગ્યતા જેનામા હશે તેના પોતાના આનદનો તો ખરેખર પારાવાર નહિ હોય! હે પ્રભો! મારામા આવી યોગ્યતા આવશે ખરી?' ત્યારે શ્રીકૃષ્ણ હસીને બોલ્યા: 'હા, તને હું બ્રહ્મસ્વરૂપ જ બનાવી દઈશ. સતોષની પ્રાપ્તિ નથી થઈ ત્યા સુધી જ ચારે તરફ સુખની ન્યૂનતા દેખાય છે; પરંતુ તે પ્રાપ્ત થયા પછી સુખની ન્યૂનતા રહે ખરી? તે જ પ્રમાણે જે સર્વેશ્વરનો સંપૂર્ણ સેવક બને છે, તે સહેજે બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે. પણ અર્જુન પોતાના સુદૈવરૂપી ફળોના ભારથી કેટલો બધો નમી ગયો છે તે તો જુઓ! જે ઈશ્વર હજારો જન્મ સુધી ઇન્દ્રને પણ મળવા દુર્લભ છે, તે અર્જુનને એવા તો આધીન થઈ ગયા, કે અર્જુનનો એક બોલ પણ નીચો પડવા દેતા નથી; અર્થાત્ અર્જુને પોતે બ્રહ્મ થવાનુ જે કહ્યું તે ઈશ્વરે સર્વ સાંભળ્યુ. એ ઉપરથી શ્રીકૃષ્ણ ભગવાનના મનમા વિચાર થયો કે અર્જુનને જે બ્રહ્મ થવા વિષેની આતુરતા લાગેલી છે એનું કારણ એ છે કે એની બુદ્ધિના ઉદરમા વૈરાગ્યનો ગર્ભ રહ્યો છે, એ વાત તો નક્કી જ છે. અર્જુન એ નૂતન વૃક્ષ હોવા છતા પણ વૈરાગ્યરૂપી વસંતને બહારથી અહં બ્રહ્માસ્મિરૂપી મૉરથી પરિપૂર્ણ આચ્છાદિત થઈને ઝૂકી રહ્યો છે; માટે એને મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ ત્વરિત થશે; કારણ કે એ વિરક્ત થયો છે. હવે અર્જુન જે જે અનુષ્ઠાન કરશે, તેનું તેને ત્વરિત ફળ મળશે; માટે જો તેને અભ્યાસ કરવાનુ કહીશું, તો તે એનો અભ્યાસ વ્યર્થ થનાર નથી.

શ્રીકૃષ્ણે આમ વિચાર કરી કહ્યું: 'હે અર્જુન! હવે તને જે

યોગમાર્ગ બતાવીશ તે સર્વ માર્ગોનો રાજા છે; માટે તું તે સાંભળ. એ યોગ એવો છે, કે જેના પ્રવૃત્તિરૂપી વૃક્ષની નીચે કૈવલ્યવધિ મોક્ષ-ફળો નજરે પડે છે. (જેના આચરણથી મોક્ષની પ્રાપ્તિ થાય છે) અને એથી જ આ માર્ગના શ્રીશંકર અદ્યાપિ પ્રવાસી છે. અન્ય યોગીજનો પ્રથમ આડા માર્ગે ચાલવા લાગ્યા; પરંતુ અંતે તેમને પણ અનુભવથી આ જ માર્ગ હાથ લાગવાથી તેઓ અજ્ઞાનરૂપી બીજા માર્ગો છોડી, આત્મબોધના આ સરળ માર્ગે જ ચાલવા લાગ્યા. પૂર્વે મહર્ષિઓ આ માર્ગે ચાલવાથી જ તેઓ સાધકમાંથી સિદ્ધ બન્યા હતા. તત્ત્વજ્ઞાનીઓને પણ આ માર્ગથી જ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું. આ માર્ગે ચાલવાનો વિચાર આવતાં જ તૃષા અને ક્ષુધાનો લય થઈ જાય છે અને રાત્રિદિવસનું ભાન રહેતું નથી. આ માર્ગે ચાલતાં મનુષ્ય જે ઠેકાણે પગ મૂકે છે, તે ઠેકાણે જાણે રત્નની ખાણ જ ઉત્પન્ન થાય છે અને કદાચ તે આડી વાટે જાય, તોપણ તેને સ્વર્ગસુખની અવશ્ય પ્રાપ્તિ થાય છે. તે પૂર્વ દિશાએ આવેલા સ્થાનથી નીકળી એટલે કે પ્રવૃત્તિના માર્ગને ત્યાગીને (ઇંદ્રિયોને આકલન કરીને) પશ્ચિમના સ્થાને આવી પહોંચે છે. (પ્રવૃત્તિથી શરૂઆત કરી નિવૃત્તિ-સ્થાને આવી લાગે છે.) પરંતુ હે ધનુર્ધર! આ માર્ગે નિશ્ચળ રહી ચાલવું જોઈએ. વળી આ માર્ગે ચાલતાં જે જે સ્થળે મનુષ્ય જાય છે, તે તે સ્થળ તે પોતે જ બની જાય છે; પરંતુ એ સૌ વાત તારા અનુભવમાં આપોઆપ જ આવશે.' ત્યારે અર્જુન બોલ્યો: 'હે દેવ! ત્યારે આપ મને યોગશાસ્ત્ર ક્યારે કહેશો? ઉત્કંઠારૂપી સમુદ્રમાં બૂડેલો જે હું, તેને આપ ક્યારે બહાર કાઢશો?' શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનના આવાં વચનો સાંભળી બોલ્યા: 'હું જાતે તને મારી ઇચ્છાથી આ બોધ આપવાને તૈયાર થયો છું, તોપણ તું પ્રશ્ન પૂછવાની આટલી બધી ઉતાવળ શા માટે કરે છે?' (૧૬૨)

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**

યોગીએ પવિત્ર પ્રદેશમાં પોતાનું આસન રાખવું (પાથરવું). પ્રથમ દર્ભ, તેના પર મૃગચર્મ અને તેના પર વસ્ત્ર પાથરવું અને તે પર સ્થિર થઈ બેસવું. આ આસન વધારે ઊંચું તેમ જ હદથી વધારે નીચું ન થાય, એની સંભાળ રાખવી. ૧૧

'ત્યારે હવે હું તને યોગમાર્ગ સ્પષ્ટતાપૂર્વક બતાવું છું; પરંતુ

જ્યારે એનો અભ્યાસ કરવામાં આવશે, ત્યારે જ તે ઉપયોગી થઈ પડશે. એટલા માટે એવી રીતે અભ્યાસ કરવા માટે પ્રથમ એક એવું સ્થળ શોધી કાઢવું જોઈએ, કે જ્યા મનોરજનની ઇચ્છા પૂરી થતી હોવાથી ત્યાંથી ઊઠવાનુ મન જ ન થાય અને જેને જોતાં જ વૈરાગ્યની દ્વિગુણ વૃદ્ધિ થાય. આવી જગ્યા પર પૂર્વે સત્પુરુષોનો વાસ થયેલો હોવો જોઈએ. આ સ્થળથી મનના સતોષને સહાય મળવી જોઈએ અને ધૈર્યની વૃદ્ધિ થવી જોઈએ. વળી તે સ્થાનમા અભ્યાસને ઉત્તેજન મળવું જોઈએ અને મનને અનુભવે પુષ્પમાળા પહેરાવવી જોઈએ. એ પ્રમાણેની રમણીયતામા એ સ્થાનની યોગ્યતા હોવી જોઈએ. હે પાર્થ ! તે સ્થળ એવુ હોવું જોઈએ કે તેની પાસેથી નીકળતા પાખડી પુરુષના મનમાં પણ તપશ્ચર્યા કરવાની આસ્થા ઉત્પન્ન થાય ત્યારે જ એ સ્થાનની મહત્તા ! વળી કોઈ એકાદ મનુષ્ય સહજ પોતાના માર્ગમાં ગમન કરતો અચાનક ત્યાં આવી લાગે અને તે કામેચ્છુ હોઈને પોતાના ઘર તરફ જતો હોય તોય તેને ત્યાથી જવાનું મન ન થાય ત્યારે જ એ સ્થાનનું ગૌરવ; અર્થાત્ આ પ્રમાણે જેને તે સ્થળે રોકાવાની ઇચ્છા ન હોય, તેને પણ તે જગ્યા રોકીને બેસાડી દઈ તેનામા વૈરાગ્યવૃત્તિ ઢંઢોળીને જાગ્રત કરે. એકાદ રાજા કે વિલાસી પુરુષને પણ તે જગ્યા જોતા એમ જ લાગે, કે આપણુ રાજપાટ અને ભોગવિલાસ છોડીને આ સ્થળે રહીએ તો કેવું સારુ ? આ પ્રમાણે જે સ્થાન ઉત્તમ અને અતિ શુદ્ધ હોય તે સ્થળે બ્રહ્માનદનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થાય છે. વળી સાધકે એક બીજી વાત પણ લક્ષમા રાખવાની એ છે કે, તે સ્થળે નિવાસ કર્યા પછી ત્યા યોગના અભ્યાસીઓનો જ નિવાસ હોવો જોઈ એ,–બીજા મનુષ્યોનો વસવાટ કે આવ–જા હોવાં જોઈએ નહિ. આવા સ્થળે જેના મૂળિયાં પણ અમૃત જેવાં મિષ્ટ હોય અને જે ફળોથી નમેલાં હોય, એવા વૃક્ષો અવશ્ય હોવા જોઈએ. ત્યાં પગલે પગલે પાણીના ઝરા હોવા જોઈએ કે જેમનું પાણી વર્ષાઋતુમાં પણ નિર્મળ રહેતું હોય અને પાણીની વિપુલતા હોવા છતાં આવા ઝરા પાર ઊતરવાને અને પાણી લેવાને સહેલા હોવા જોઈએ. વળી તે ઠેકાણે સૂર્યની ઉષ્ણતા સૌમ્ય હોવી જોઈએ અને સૂર્યકિરણો પ્રકાશમય હોય, તોપણ તેથી તાપ ઉત્પન્ન થાય એવાં તે સખત હોવાં ન જોઈએ. તે સ્થળે વાયુ મંદ અને શીતળ વાતો હોવો જોઈએ. ત્યાં બહુધા ગરબડ તો હોવી ન જ જોઈએ. વળી ત્યાં શ્વાપદો( પશુઓ )ની વિપુ-

લતા પણ ન હોવી જોઈએ; પરંતુ થોડા પ્રમાણમાં પોપટ અને ભ્રમર હોવા જોઈએ. તે સ્થળે બતકો, હંસ, બે–ચાર ચક્રવાક પક્ષીઓ તથા એકાદ કોકિલ પણ આવીને બેસે તો ફિકર નહિ. મોર ત્યાં નિરંતર પડ્યા–પાથર્યા ન રહેતા હોય, પરંતુ કદી કદી આવ–જા કરતા હોય તેની કાંઈ હરકત નથી; પરંતુ હે પાંડુકુમાર! અવશ્યમેવ આવી એક જગ્યા શોધી કાઢવી જોઈએ. વળી તે જગ્યામાં એક ગુપ્ત ગુફા અને એકાદ શિવાલય પણ હોવું જ જોઈએ. વળી આ ઉભયમાંથી જે આપણને પસંદ પડે તે સ્થળે બહુધા એકાંતવાસ કરીને બેસવું. આવી સર્વ સગવડો જોઈ સ્થળ પસંદ કરવું અને પછી તે સ્થળે ચિત્ત સ્થિર થાય છે કે નહિ તે તપાસવું. ચિત્ત સ્થિર થયા પછી ત્યાં આસન માંડવું. તે આસનનો પ્રકાર આ પ્રમાણે છે: ઉપર સ્વચ્છ વસ્ત્રની ગડી, તેની નીચે કૃષ્ણમૃગનું ચર્મ અને તેની નીચે સાગ્ર દર્ભનું આસન હોવું જોઈએ. તે દર્ભ કોમળ, એકસરખા અને આપોઆપ એક સ્થળે રહી શકે એવી વ્યવસ્થાપૂર્વક ગૂંથેલા હોવા જોઈએ. આ આસન જો વધારે ઊંચું થઈ જાય તો તેથી અંગ ડોલી જવાનો સંભવ છે અને જો બહુ નીચું હોય તો ભૂમિદોષથી શરીરને પીડા થવાનો સંભવ હોય છે; એટલા માટે તેને બહુ ઊંચું કે બહુ નીચું ન રાખતા એકસરખું રાખવું. અર્થાત્ સમતાથી આસન યોજવું. (૧૮૫)

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

તે આસન પર બેસી, મનને એકાગ્ર કરીને ચિત્ત અને ઇંદ્રિયોને જીતીને, પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવા માટે યોગનો અભ્યાસ કરવો ૧૨

ત્યાર પછી તે સ્થળે મનની એકાગ્રતા કરી સદ્‌ગુરુનું સ્મરણ કરી, આત્મસુખનો અનુભવ લેવો. તે સ્થળે અહંભાવનો લોપ થઈ જાય અને અષ્ટ સાત્ત્વિકભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાં સુધી આદરપૂર્વક સદ્‌ગુરુનું સ્મરણ કરવું. વિષયોનું સ્મરણ માત્ર પણ ન રહે, ઇંદ્રિયોની વિષયેચ્છા સર્વાંશે લોપ થઈ જાય અને મનની ચંચળતા મટી જઈ હૃદયમાં તેની ઘડી વળી જાય; આવી રીતે સહજ ઐક્ય સાધ્ય થાય ત્યાં સુધી સ્મરણ કરતા રહેવું જોઈએ. આવી રીતનો અનુભવ થયા પછી જ આસન પર બેસવું. ત્યાર પછી અંગ વડે અંગનો સંકોચ કરવો અને પ્રાણાપાન વાયુ વડે પ્રાણાપાનનો નિરોધ કરવો. આવી રીતે અનુભવ થવા માંડે છે. આ સ્થળે પ્રવૃત્તિ પાછાં પગલાં ભરે છે,

સમાધિ સહજસાધ્ય થાય છે અને આસન પર બેસતા જ સર્વ અભ્યાસ પોતાની મેળે જ પૂર્ણ થાય છે. (૧૯૧)

હવે હું મુદ્રાની મહત્તાનું વર્ણન કરું છુ, તે સાંભળ. પેટનો નીચેનો ભાગ જંઘાને અડકાડીને આસન જમાવવું. એક પગ ઉપર બીજો પગ આડો રાખી, પગની પાનીને ગુદાસ્થાનને અડકાડી, સ્થિર અને દૃઢ રાખવી. જમણો પગ નીચે રાખી, તે વડે વૃષણથી ગુદાસ્થાન પર્યંત રહેલી વચ્ચેની સંધિરેષાને વચ્ચે દબાવવી. ત્યાર પછી ડાબા પગને જમણા પગ પર સ્વાભાવિક રીતે ચઢાવવો; અપાનદ્વાર અને શિશ્નની વચ્ચે જે ચાર આંગળનું અંતર છે, તેની આગળપાછળની દોઢદોઢ આંગળ જગ્યા છોડી, મધ્યમાં રહેલી એક આંગળ જગ્યાને, શરીરને અદ્ધર ઊંચકી રાખી, પગની પાનીના ઉપરના ભાગ વતી દબાવવી. શરીરને ઊંચકી રાખ્યું છે એમ જણાવા ન દેતા, પીઠની કરોડના અંતિમ ભાગને ઊંચકવો અને બન્ને પગના ઘૂંટણને બરાબર રાખવા. પછી હે પાર્થ! એ શરીર બન્ને ઘૂંટણના અગ્ર પર આધાર વિના પોતાની મેળે જ રહે છે. હે અર્જુન! આ 'મૂળબંધ' નામક આસનનાં લક્ષણો છે. એનું જ 'વજ્રાસન' એવું એક ગૌણ નામ છે. આવી રીતે મૂલાધારની મુદ્રા (મૂળબંધ) સાધ્ય થઈ એટલે શરીરના નીચલા ભાગનો વાયુનો રસ્તો બંધ થાય છે અને ભીતરનો અપાન-વાયુ અંદર ને અંદર રહીને જ ઉપર ચડવા માંડે છે. (૨૦૦)

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥

સાધકે પોતે સ્થિર થઈ શરીર, મસ્તક અને ગરદનને સ્થિર રાખતાં અને પોતાની નાસિકાના અગ્ર પર દૃષ્ટિ રાખીને આમતેમ ન જોતાં યોગાભ્યાસ કરવો. ૧૩

પછી ડાબા પગ પર સહજ બને હાથદડિયાના આકારે કરીને રાખવા અને એથી સ્વાભાવિક સ્કંધ ભાગ ઉચ્ચ થાય છે. પછી શરીર સ્થિર રહેવાથી શિરકમળ અંદર પેસે છે અને આંખની પાંપણો ઢળવા માંડે છે. ઉપરની પાંપણો નીચે આવે છે અને નીચલી પાંપણો પ્રફુલ્લિત થવાથી મોટી થાય છે. એમ થવાથી આંખોની અર્ધી ઉઘડેલી અને અર્ધી મિંચાયેલી દૃષ્ટિ રહે છે આવી રીતે દૃષ્ટિ અંદરની અંદર રહે છે અને કદાચિત્ કૌતુકથી વધારે બહાર આવે તો નાસિકાગ્ર સુધી જ આવે છે; અર્થાત્ દૃષ્ટિ અંદરની અંદર જ સ્થિર રહેવાથી પુનઃ બહાર આવતી

નથી, તેથી તે નાસિકાગ્ર પર સ્થાયી થાય છે. આથી અન્ય દિશા તરફ જોવાની કે સ્વરૂપને જોવાની ઇચ્છા આપોઆપ મટી જાય છે. પછી ગળાની નળી અંદર ઢંકાય છે અને હડપચી ગળાની નીચેના ખાડાને વળગે છે તથા ઉર પર દૃઢ થઈ ઉરને દાબી રાખે છે. પછી કંઠમણિ અદૃશ્ય થઈ જાય છે. આવી રીતે જે મુદ્રા બને છે તેને 'જાલધરબંધ'ના નામથી ઓળખવામા આવે છે; નાભિ ઊપસી આવે છે, પેટ સપાટ થઈ જાય છે તથા હૃદયકોષ ભીતર પ્રસરે છે. હે અર્જુન! ગુહ્યદ્વાર પરના ભાગમા અને નાભિના નીચેના ભાગમાં આ પ્રમાણે જે મુદ્રા બને છે, તેને 'વોઢિયાણા બધ'ના નામથી જાણવામાં આવે છે. (૨૧૦)

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

યોગીએ અતઃકરણ શાંત રાખી, નિર્ભય થઈને, બ્રહ્મચર્યવ્રત આચરવું અને મનનો સયમ કરીને તથા મારું ચિતન કરીને મારામાં પરાયણ બની ધ્યાનસ્થ રહેવુ. ૧૪

ઉપર કહ્યા મુજબ શરીરના બાહ્ય અંગથી અભ્યાસક્રમ શરૂ થયો એટલે મનના ધર્મનું બળ લુપ્ત થાય છે. (તે મનના ધર્મ કયા છે તે સાંભળ. કલ્પના ખૂટી જાય છે, મનની દોડ ઓછી થાય છે) અને મનોવિકાર આપોઆપ નિર્મૂળ થાય છે. ક્ષુધાનું શું થયુ અને નિદ્રા કઈ દિશામાં ચાલી ગઈ તેનુ સ્મરણ માત્ર પણ અવશિષ્ટ ન રહેવાથી તેમનો પત્તો પણ મળતો નથી. 'મૂળબધ'થી રોકાયેલો અપાનવાયુ પાછો ફર્યો, એટલે તે સહેજે ઉપર અટકીને ફૂલે છે. તે ક્ષોભ પામી બળવત્તર થાય છે અને જ્યાં અટકેલો હોય છે, ત્યા ગડગડાટ કરે છે અને રહી રહીને મણિપૂર ચક્ર(નાભિકમળમા, રહેલા ચક્ર)ની સાથે અથડાય છે. આવી રીતે નિરોધ પામેલો વટોળિયો પેટમાં ચારેગમ દોડાદોડ કરીને જ્યાં ત્યાં ખળભળાટ કરી મૂકે છે અને બાલ્યાવસ્થાથી સંચિત થયેલા સડેલા મળને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે. આ વાયુ પેટમાં તળેના ભાગમાં ન વળતાં કોઠામાં પ્રવેશે છે અને કફ-પિત્તનો નાશ કરે છે. તે સપ્તધાતુના સ્થાનને ઓળંગી જાય છે, મેદના પર્વતો તોડીને ચૂર્ણ કરી નાખે છે અને હાડમાંના રસને બહાર કાઢી નાખે છે. પછી તે નાડીઓને છૂટી પાડે છે, અવયવોને શિથિલ કરે છે અને યોગ સાધન કરનારને ભયભીત કરી મૂકે છે; પરંતુ આથી

જરા પણ બીવું જોઈએ નહિ. તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તરત જ તેનો નાશ પણ કરે છે. તેમ જ કફ ઇત્યાદિ ભીનાશવાળા અને માંસ વગેરે જડ અથવા શુષ્ક પદાર્થોને એકત્ર કરી દે છે. (૨૨૦)

પરંતુ હે અર્જુન! એટલામાં બીજી તરફ શું બને છે, તે હવે આપણે જોઈશું. પ્રથમ આસનની ઉષ્ણતાથી [૧]કુંડલિની નામની શક્તિ જાગ્રત થાય છે. જેવી રીતે નાગણનાં લાલચોળ બચ્ચાંઓ ગૂંચળાં વળીને સૂતા હોય, તેવી રીતે 'કુંડલિની' નાના સાડાત્રણ આંગળ આડાં ગૂંચળાં વાળીને નીચું મોં કરી નિદ્રિત થયેલી હોય છે. તે વિદ્યુલ્લતાનાં કંકણ કિંવા અગ્નિજ્વાળાની ઘડી અથવા ઘસીને ચકચકિત કરેલા સુવર્ણના ગૂંચળા પ્રમાણે નાભિ સ્કંદમાં જે દબાઈને બેઠેલી હોય છે, તે 'મૂળ-બંધ'ની ચીમટી લાગવાથી જાગ્રત થાય છે. જાણે નક્ષત્ર ખરી પડ્યું ન હોય! અથવા જાણે સૂર્ય આસનભ્રષ્ટ ન થયો હોય! તે પ્રમાણે ચકચકાટ મારતી, અથવા જાણે પ્રકાશનાં બીજને અંકુર જ ફૂટ્યો હોય તેવો ઝગઝગાટ કરતી કુંડલિની આળસ મરડી, પોતાનાં ગૂંચળા-ઓ સીધા કરી, નાભિકમળ પર વેલની પેઠે ઊભી રહેલી દેખાય છે,

---

૧ 'કુંડલિની'નું લક્ષણ તથા સ્વરૂપ 'હઠયોગપ્રદીપિકા'ના તૃતીયોપદેશમાં નીચે પ્રમાણે આપ્યું છે

'सशैलवनधात्रीणां यथाऽऽधारोऽहिनायकः ।
सर्वेषां योगतन्त्राणां तथाऽऽधारो हि कुण्डली' ॥ १ ॥

અર્થાત્ 'સર્પોનો નાયક જે શેષ, તે જેવી રીતે સંપૂર્ણ પર્વત અને વનયુક્ત ભૂભાગનો આધાર છે, તેવી જ રીતે 'કુંડલી' યોગના સર્વ ઉપાયોનો આધાર છે.'

'सुप्ता गुरुप्रसादेन यदा जागर्ति कुण्डली ।
तदा सर्वाणि पद्मानि भिद्यन्ते ग्रन्थयोऽपि च' ॥ २ ॥

'સુપ્ત—નિદ્રિત—કુંડલી ગુરુના કૃપાપ્રસાદથી જ્યારે જાગ્રત થાય છે, ત્યારે હૃદયમાંના સર્વ ચક્રો અને ગ્રંથિઓ પણ ભિન્ન ભિન્ન—અર્થાત્—શિથિલ થાય છે.

નાભિની નીચે કુંડલિની નામક એક સર્પાકાર શક્તિ સાડાત્રણ આંટા વાળીને બેઠેલી હોય છે, એને જાગૃત કરવી એ જ માત્ર યોગનો મુખ્ય અભ્યાસ છે. આસનની સિદ્ધિ થતાં અપાન વાયુ અંદર સંધાઈને સ્વાધિષ્ઠાન ચક્રદ્વારા એ શક્તિ પર જઈને અથડાય છે, એટલે એના આઘાતથી તે ધીમે ધીમે જાગ્રત થઈને પોતાના ગૂંછળાને છોડી સરળ થાય છે. એ કુંડલિની સરળ થતાં જ સુષુમણા નાડીનું દ્વાર ઊઘડે છે અને તેમાંથી પ્રાણવાયુ બ્રહ્મરંધ્ર પર્યન્ત જવા માંડે છે. અધિક માહિતી માટે જુઓ વિવેકાનંદ સ્વામીકૃત રાજયોગ.'

આ ગ્રંથ આ સંસ્થાએ પ્રકાશિત કરેલો છે.

તે સાહજિક રીતે જ ઘણા દિવસોથી ક્ષુધાતુર હોય છે, તેમાં વળી તેને 'જાથત કર્યાનું નિમિત્ત થયું, એટલે તે મુખ ફાડીને, આવેશ સહિત બરાબર સીધી ઊભી રહે છે. હે કિરીટિ! પછી તે હૃદયકમળની નીચે ભરાયેલા પવનને જોરથી ખાઈ જાય છે. એ પછી મુખમાંની જ્વાળા દ્વારા ઉપર નીચેના માંસાદિકના ગ્રાસ કરી તેને ખાવા માડે છે જે ઠેકાણે માંસ હોય, તેનો તો તે સહજ ગ્રાસ કરે છે અને પછી શેષ રહેલા ભાગોનો પણ ગ્રાસ કરે છે. ઊર્ધ્વ ભાગોના મળનું શોધન કરે છે. પછી પગનાં તળિયા અને હાથની હથેળીનુ શોધન કરે છે અને પ્રત્યેક અગ-ઉપાંગ તથા પ્રત્યેક સાધાની ઝડતી લઈ નાખે છે. પોતાની મૂળ જગ્યા ન છોડતા તે નખમાનુ સત્ત્વ પણ કાઢી નાખે છે અને ત્વચાનું ક્ષાલન કરી, અસ્થિ તથા શિરાઓને એકત્ર કરી નાખે છે. ત્યાર પછી તે અસ્થિની નળીઓમાના રસને બહાર લાવી શિરામાંના ગર્ભને શુષ્ક કરી નાખે છે; આથી બહારના વાળનાં મૂળ કરમાઈ જાય છે. ત્યાર પછી તે સપ્ત ધાતુના સાગરમા પોતાની તૃષાની નિવૃત્તિ કરે છે અને શરીરના પ્રત્યેક ભાગને તદ્દન શુષ્ક કરી નાખે છે. નાસિકા-દ્વારમાથી નીકળી ઘણું કરીને બાર આગળના વિસ્તારમાં જે વાયુ પ્રસરે છે તે પ્રાણવાયુને મજબૂત પકડીને અંદર ઘુસાડી દે છે. આ વખતે પ્રાણ અને અપાન એ ઉભય પ્રકારના વાયુ આકુંચિત થાય છે. પ્રાણ અપાનને દાબી રાખે છે અને આ ઉભયના આલિગન વખતે ચક્રોના પડદા જ અવશિષ્ટ રહે છે. પ્રાણ અને અપાન એ ઉભય વાયુ તે જ વખતે એકત્ર થઈ જવાનો સંભવ હોય છે; પરતુ 'કુડલિની' ક્ષણભર ગભરાઈને તે ઉભયને કહે છે કે, 'તમે પાછા જાઓ; અહીંયાં તમારુ શું કામ છે?' હે અર્જુન! સાંભળ. તે શરીરમાના (પચતત્ત્વમાથી) સર્વ પૃથ્વીમય (જડ) ભાગને સ્વાહા કરી જાય છે અને લેશ પણ અવશિષ્ટ રહેવા દેતી નથી. વળી તે જ પ્રમાણે તે સર્વ જળમય ભાગને પણ ચાટી લૂછીને સફાચટ કરી નાંખે છે. આ રીતે ને બન્ને તત્ત્વોને ખાઈ તૃપ્ત થયા પછી સૌમ્ય થઈ, સુષુમ્ણા[1] નાડીની પાસે શાંતપણે રહે છે. તે સ્થળે તૃપ્તિના ઉમળકામાં તે મુખ દ્વારા જે

---

૧. 'सुषुम्ना शून्यपदवी ब्रह्मरन्ध्र महापथ.।
श्मशान शांभवी मध्यमार्गश्चेत्येकवाचका॥'

અર્થાત્-'શૂન્યપદવી,' બ્રહ્મરન્ધ્ર, મહાપથ, સ્મશાન, શાંભવી અને મધ્યમાર્ગ એ સર્વ શબ્દો સુષુમ્ના નાડીના પર્યાયવાચક છે; અર્થાત્ એટલા સર્વ શબ્દોનો અર્થ એક જ છે.' હઠયોગપ્રદીપિકા તૃતીયોપદેશ.

ગરલ (વિષે)ને ઓકી નાખે છે, તે ગરલરૂપી અમૃતના યોગથી પ્રાણનું સંરક્ષણ થાય છે. તેમાનો ગરલરૂપી અગ્નિ બહાર નીકળી જાય છે અને શરીરનો સર્વ દાહ શાંત થાય છે; આથી શરીરમાંથી પૂર્વે જતું રહેલું સામર્થ્ય પુનઃ આવવા માંડે છે, નાડીની પ્રવૃત્તિ બંધ થાય છે અને નવ વાયુઓના સર્વ વ્યાપારો પણ બંધ થવાથી શરીરના ધર્મો અવશિષ્ટ રહેતા નથી. ઈડા[1] અને પિંગલા એક થઈ જાય છે, ત્રણે ગ્રંથિ છૂટી પડી જાય છે અને છયે ચક્રોના સંબંધો લુપ્ત થાય છે. પછી ચંદ્ર અને સૂર્ય નામક વાયુ તો શોધ્યા જ જડતા નથી; બુદ્ધિની જ્ઞાનકળા પોતાના સ્થાનમાં જ શમાઈ જાય છે અને નાકમાં શેષ રહેલો સુગંધી વાયુ કુંડલિની સાથે સુષુમ્ણામાં પ્રવેશે છે. તે વખતે ભ્રૂકુટિચક્રમા આવેલો ચંદ્રામૃતનો તળભાગને ધીમો આઘાત થતાં તે વાંકો થાય છે અને તેમાંનુ અમૃત 'કુંડલિની'ના મુખમા પડવા માંડે છે; આથી તે અમૃતરસથી પરિપૂર્ણ થઈ સમસ્ત શરીરમાં અમૃત પ્રસારે છે અને આ અમૃત પ્રાણવાયુની સહાયથી સર્વત્ર ફેલાઈ જાય છે. તપાવેલા મૂસમાંથી મીણ નષ્ટ થયા પછી જે પ્રમાણે રેડેલા રસથી તે મૂસ ભરાઈ જાય છે (મૂસનો આકાર રસને પ્રાપ્ત થાય છે), તે જ પ્રમાણે તે શરીર એટલું તેજસ્વી બને છે, કે જાણે મૂર્તિમંત તેજનો અવતાર થયો ન હોય! ઘણીવાર એમ બને છે કે સૂર્ય અભ્રદળથી આચ્છાદિત થઈ જાય છે; પરંતુ જ્યારે તે આચ્છાદન નીકળી જાય છે, ત્યારે તે પૂર્વની પેઠે પ્રકાશવા લાગે છે. તે જ પ્રમાણે શરીર પર ત્વચાનું નિરર્થક ઢાંકણ હોય છે, તે જ્યારે છાલની પેઠે નીકળી જાય છે, ત્યારે તે શુદ્ધ સ્ફટિક જેવું અથવા રત્નરૂપ બીજને ફૂટેલા અંકુર જેવું તેજસ્વી દેખાય છે. તેના પ્રત્યેક અવયવની કાંતિ અપૂર્વ તેજ ધારણ કરે છે. જાણે સંધ્યાકાળના આકાશના રંગમાંથી તે શરીર બનાવ્યુ ન હોય! અથવા આત્મચૈતન્યના તેજની પ્રતિમા જ ગોઠવી દીધી ન હોય! અથવા કુંકુમથી ભરેલી મૂર્તિ અથવા આત્મરસથી પરિપૂર્ણ મૂર્તિમંત શાંતિ જ ન હોય! એવી શોભા તે શરીર ધારણ

૧. દેહમા સાડા ત્રણ લાખ નાડીઓ છે. તેમાં ચૌદ મુખ્ય છે અને તે ચૌદમાથી પણ ઇડા, પિંગળા અને સુષુમ્ના એ ત્રણ મુખ્ય છે. એ ત્રણમા પણ વળી સુષુમ્ના મુખ્ય હોઈને તે પરમપદને આપનારી છે. બીજી સર્વ નાડીઓ એના આધારથી જ શરીરમાં રહે છે. એના ૭ સ્થાનો અને એની ૭ શક્તિઓ છે. એ ઇડા અને પિંગળાના મધ્યમાં રહેલી છે ડાબા નાસિકારંધ્રમાંની નાડીનુ નામ ઈડા અને જમણા નાસિકારંધ્રમાંની નાડીનુ નામ પિંગળા છે.

કરે છે. તે આનંદરૂપી ચિત્તનો રંગ અથવા પરબ્રહ્મસુખનું સ્વરૂપ અથવા સંતોષરૂપી વૃક્ષનો છોડવો છે કે શું, એવો તેનો ભાસ થાય છે. તે શરીર સુવર્ણચંપાની પૂર્ણવિકસિત કળી કે અમૃતનું પૂતળું અથવા મદુતાનો ભંડાર જ હોય તેમ ભાસે છે. જે પ્રમાણે શરદઋતુની પૂર્ણિમાની આર્દ્રતાથી ચંદ્રબિંબ શોભે છે, અથવા તો જાણે મૂર્તિમંત તેજ આસને ચડીને વિરાજ્યું હોય, તે પ્રમાણે 'કુંડલિની' જ્યારે અમૃતપ્રાશન કરે છે, ત્યારે તેનું શરીર અત્યંત તેજથી પ્રકાશવા લાગે છે. અરે! આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે શરીરથી યમ સુદ્ધાં ડરે છે. વૃદ્ધાવસ્થા પાછાં પગલાં ભરે છે; તારુણ્યનો મદ લુપ્ત થાય છે અને ગયેલી બાલ્યાવસ્થા પુનઃ પ્રાપ્ત થાય છે. વયમાં તે બાળક જેવડો જ લાગે છે; પરંતુ અતિશય પરાક્રમ કરે છે અને તેનામાં અનુપમ ધૈર્ય હોય છે. જાણે સુવર્ણવૃક્ષને નવા મોર આવી નિત્ય નવીનવી રત્નકળીઓ ફૂટતી ન હોય! તે પ્રમાણે તે પુરુષને નવાનવા નખો નીકળે છે અને તે સતેજ દેખાય છે. તેને દાંત પણ નવીન આવે છે; પરંતુ તે અતિશય સૂક્ષ્મ હોય છે અને જાણે બન્ને બાજુએ હીરાની હારો જ શોભતી ન હોય તે પ્રમાણે તે પ્રકાશે[1] છે. સર્વાંગે

---

૧. જેવી રીતે સર્પ પોતાની કાંચળી(ત્વચા)ને ઉતારી નાખે છે, તે જ પ્રમાણે યોગાભ્યાસના પ્રતાપે મનુષ્ય પણ પોતાના શરીર પરની ત્વચાને ત્યાગીને પાછો તરુણ થઈ શકે છે, એ વાર્તા આથી સિદ્ધ થાય છે. વાગ્ભટે એ જ પ્રયોગ રસાયનના સેવનથી સિદ્ધ થવાનું પોતાના ગ્રંથમાં પ્રતિપાદન કરેલું છે.

'दीर्घमायुः स्मृतिं मेधामारोग्यं तरुणं वयः ।
प्रभावर्णस्वरौदार्यं देहेन्द्रियबलोदयम् ॥ १ ॥
वाक्सिद्धिं वृषतां कांतिमवाप्नोति रसायनात् ।
लाभोपायो हि शस्तानां रसादीनां रसायनात् ॥' २ ॥

વાગ્ભટ—રસાયનાધ્યાય—૩૯

'વિશાળ આયુષ્ય, સ્મરણશક્તિ, ધારણશક્તિ, આરોગ્ય, તારુણ્ય, ઉત્તમ તેજ, સારો વર્ણ, મધુર સ્વર, દેહ અને ઇંદ્રિયોની શક્તિ, વાણીની સિદ્ધિ, વૃષતા (વીર્યવૃદ્ધિ) અને સૌન્દર્ય એ સર્વ રસાયનથી પ્રાપ્ત થાય છે, કારણ કે રસાયન, શરીરમાના રસ આદિ ધાતુઓને ઉત્તમતાથી પ્રાપ્ત કરવાનો રામબાણ ઉપાય છે.'

'पूर्वे वयसि मध्ये वा तत्प्रयोज्यं जितात्मना ।
स्निग्धस्य स्रुतरक्तस्य विशुद्धस्य च सर्वथा ॥' ३ ॥

'આત્મસંયમ કરનારા મનુષ્યે પૂર્વવયમા (૨૫ વર્ષના વયની અંદર) અથવા મધ્યવયમાં (૫૦ની અંદર) સ્નિગ્ધ થઈને, રક્ત કાઢીને અને મન વડે શુદ્ધ થઈને ત્યાર પછી રસાયન સેવન કરવું.

રોમના અંકુર સૂક્ષ્મ માણિક્ય–પાંખડીઓની પેઠે સતેજ દેખાય છે; હાથપગનાં તળિયા કમળવત્ રતાશવાળા દેખાય છે અને આંખના ડોળા સ્વચ્છ તથા તેજસ્વી દેખાય છે. વધારે શું વર્ણન કરીએ? જે

'अविशुद्धे शरीरे हि युक्ता रासायनो विधि ।
वाजीकरो वा मलिने वस्त्रे रग इवाफल ॥' ४ ॥

'શરીર શુદ્ધ થયા વિના જે રસાયન અથવા વાજીકરણનો પ્રયોગ કરવામાં આવે. તો તે મલિન વસ્ત્ર પર ચઢાવેલા રંગ પ્રમાણે સર્વથા અફળ–વ્યર્થ જ થાય છે.'

'रसायनाना द्विविध प्रयोगमृषयो विदु. ।
कुटिप्रावेशिक मुख्यं वातातपिकमन्यथा ॥' ५ ॥

'રસાયન સેવનના બે પ્રકારના પ્રયોગો ઋષિઓએ કહેલા છે. એક તો પર્ણકુટિમાં બેસી રહીને ઔષધ લેવું અને અન્ય એમ ન કરતાં ઔષધનું સેવન કરવું. એમાનો પ્રથમ કુટિપ્રાવેશિક નામનો પ્રયોગ ઉત્તમ છે અને બીજો વાતાતપિક નામનો પ્રયોગ ગૌણ અથવા કનિષ્ઠ છે.'

'निर्वाते निर्भये हर्म्ये प्राप्योपकरणे पुरे ।
दिश्युदीच्या शुभे देशे त्रिगर्भा सूक्ष्मलोचनाम्' ॥ ६ ॥
'धूम्रातपरजोव्यालस्त्रीमूर्खाद्यविलङ्घितम् ।
सज्जवैद्योपकरणा सुमृष्टा कारयेत्कुटिम् ॥' ७ ॥

'જે નગરમા સર્વ સાહિત્યો–સાધનો મળવાનો સંભવ હોય, તે નગરમાંના કોઈ નિર્ભય અને પવન વગરના સ્થાનમાં અથવા મહાલયમાં ઉત્તર દિશાએ પવિત્ર ભૂમિમાં એક પર્ણકુટિ બાધવી એ પર્ણકુટિને ત્રણ ગર્ભ હોવા જોઈએ એટલે કે, દેવાલયના ગર્ભભાગ પ્રમાણે અંદર એક ઓરડી, તેની બહાર બીજી ભીંત અને તેની આગળ ત્રીજી ભીંત એ પ્રમાણે પર્ણકુટિની રચના કરવી એમાં નાની બારીઓ રાખવી અને ધુમાડો, તડકો, ધૂળ, સર્પ, સ્ત્રી અને મૂર્ખજનો તેમાં પ્રવેશ કરવા ન પામે. ત્યા વૈદ્યની સર્વ સામગ્રી તૈયાર હોવી જોઈએ અને એ પર્ણકુટિ સારી રીતે લીપેલી અને સ્વચ્છ હોવી જોઈએ.'

'अथ पुण्येऽह्नि सपूज्य पूज्यास्तानविप्रशेच्छुचि ।
तत्र सशोधनं शुद्ध सुखी जातवल पुनः ॥ ८ ॥
ब्रह्मचारी धृतियुत. श्रद्दधानो जितेन्द्रिय ।
दानशीलदयासत्यव्रतधर्मपरायण ॥ ९ ॥
देवतानुस्मृतियुतोयुक्तस्वप्न प्रजागर ।
प्रियौषध पेशलवाक् प्रारभेत रसायनम् ॥' १० ॥

'રસાયનસેવનનો નિશ્ચય થયા પછી શુભ મુહૂર્તમાં પવિત્ર થઈ, દેવ, બ્રાહ્મણ અને ગુરુની પૂજા કરીને તે પર્ણકુટિમાં પ્રવેશ કરવો અને રેચક (જુલાબ) ઇત્યાદિ લીધા પછી પુન શરીરમા શક્તિ આવે, એટલે ઔષધ લેવાનો આરંભ

પ્રમાણે મોતી પરિપક્વ દશા પ્રાપ્ત થતાં ફૂલવાથી છીપમાં માતાં નથી અને તેથી છીપના સાંધા તૂટી જાય છે, તે પ્રમાણે દૃષ્ટિ પાંપણની વચ્ચે ન માતાં તે દૂર સુધી પંહોચી બહાર નીકળી પડતી હોય એમ દેખાય છે. તે દૃષ્ટિ જોકે પ્રાથમિક જ હોય છે; છતાં સમસ્ત ગગનમંડળને

---

કરવો. એ રસાયનનુ સેવન કરનાર નીરોગી હોવો જોઈએ, તેણે બ્રહ્મચર્યથી રહેવુ, નિત્ય સંતુષ્ટ રહેવુ અને ઔષધમા શ્રદ્ધા રાખવી, પોતાની ઇંદ્રિયોને સ્વાધીન રાખવી અને દાન, સુસ્વભાવ દયા, સત્ય તથા વ્રત આદિમાં તત્પર રહેવુ. દેવતાનું નામસ્મરણ કરવું. યોગ્ય સમયે નિદ્રાધીન થવું અને યોગ્ય વેળાએ જાગ્રત થવુ. ઔષધ વિષે પ્રીતિ રાખવી અને .મધુર-મિષ્ટ-ભાષણ કરવું.'

'नीरजार्द्रपलाशस्य छिन्ने शिरसि तत्क्षतम् ।
अतद्विहस्त गमीर पूर्यमामलकैर्नवै ॥ २८ ॥
आमूल वेष्टितंदम पद्मिनीपङ्कलेपितम् ।
आदीप्य गोमयैर्वन्यैर्निर्वाते स्वेदयेत्तत ॥ २९ ॥
स्विन्नाति तान्यामलकानि तृप्त्या खादेन्नर क्षौद्रघृतान्वितानि ।
क्षीरं शृत चानुपिबेत्प्रकामम्, तनैव वर्तेत च मासमेकम् ॥ ३० ॥
वर्ज्यानि वर्ज्यानि च तत्र यत्नत्, स्पृश्य च शीताम्बु न पाणिनाऽपि ।
एकादशाहेऽस्य ततो व्यतीते, पतन्ति केशादशनानखाश्च ॥ ३१ ॥
अथाल्पकैरेव दिनै सुरूपः, स्त्रीष्वक्षय कुञ्जरतुल्यवीर्य ।
विशिष्टमेधाबलबुद्धिसत्त्वो भवत्यसौ वर्षसहस्रजीवी ॥' ३२ ॥

'કીડાવડે ન ખવાયલા લીલા પલાશ( ખાખરા )ના ઉપરના ભાગને તોડીને તેને બે હાથ જેટલો ઊંડો કરી તે થડાણને નવા આંમળાં વડે ભરવુ તે વૃક્ષને થડથી તે ઉપરના ભાગ પર્યન્ત દર્ભ વીટાળવા અને તેનો ઉપરનો ભાગ કમળની નીચેના ગારા વતી લીપી નાખવો એ પછી એની આસપાસ જંગલી છાણાં ખડકીને તેને વાયુનો સ્પર્શ ન થાય એવી રીતે સળગાવી દેવાં. તે આંબળાં પાકી (સીજી) જાય એટલે તેમને બહાર કાઢી તેમની સાથે મધ અને ઘી મેળવીને ખાવા અને ઉપરથી યથેચ્છ દૂધ ફાળુ દૂધ પીવુ એવી રીતે બીજું કાંઈ પણ ન ખાતાં કેવળ એના આહારથી જ એક માસ પર્યન્ત ચલાવી લેવુ. જે વસ્તુઓ વર્જ્ય (ત્યાજ્ય-છોડી દેવાની) કહેલી છે તેમનું કદાપિ સેવન ન કરવુ. ઠંડા પાણીને તો હસ્તનો સ્પર્શ સુદ્ધાં પણ કરવો નહિ એવી રીતે એ ઔષધના સેવનને અગિયાર દિવસ થયા પછી દાન, વાળ અને નખો ખરી પડે છે અને ત્યાર પછી થોડા દિવસમા તે પુરુષ સુસ્વરૂપ અને હાથી પ્રમાણે સામર્થ્યવાન થઈને ગમે તેટલી સ્ત્રીઓને ભોગવવા છતા પણ થાકતો નથી અને ક્ષીણ પણ થતો નથી. તેની ધારણાશક્તિ, બળ, બુદ્ધિ અને શુક્ર આદિ વધે છે અને તે એક હજાર વર્ષ પર્યન્ત જીવે છે (આ વિષયની વધુ માહિતી મેળવવા માટે આ સંસ્થાએ પ્રકાશિત કરેલા 'વાગ્ભટ' અને 'આર્યભિષક' ગ્રંથો જુઓ.)

વ્યાપ્ત કરી દે છે. હે અર્જુન ! સાંભળ. તેના દેહની સુવર્ણ જેવી કાંતિ થાય છે અને તે વાયુ જેવું હલકું હોય છે, કારણ કે તેમા પાણી અને પૃથ્વીનો ભાગ રહેતો નથી. પછી તેને સમુદ્રપારની વસ્તુઓ પણ દેખાય છે; તે સ્વર્ગમા ચાલતી મસલતો પણ સમજી શકે છે અને મૂગાના મનના ભાવ પણ સમજી શકે છે. તે વાયુરૂપ અશ્વ પર સવાર થઈ શકે છે, પાણી પર ચાલી શકે છે અને એ રીતે પ્રસંગાનુસાર તેને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પ્રાણવાયુનો હસ્ત ગ્રહણ કરી હૃદયાકાશનાં પગથિયા કરી, સુષુમ્નાને દાદરેથી હૃદયમા આવેલી અને જીવાત્માને શોભા આપનારી જે કુંડલિની જગદંબા, તે જગદ્બીજનો ગર્ભ જે જીવ, તે પર છાયા કરે છે. તે નિરાકાર બ્રહ્મની સાકાર મૂર્તિ પરમાત્મા શિવનુ સંપુષ્ટ અને ૐકારની તો સાક્ષાત્ જન્મભૂમિ જ છે. વધારે શું કહેવું ? તે કુંડલિની બાલા હૃદયમા જાગ્રત થઈ છે, એટલે તુરત અખંડ ૐકારધ્વનિ થવા માડે છે. બુદ્ધિ તે કુંડલિની પાસે રહેતી હોવાથી તેના કાનમા કિંચિત્ ૐકારધ્વનિ જાય છે એ ધ્વનિ એવો થાય છે, કે નાદરૂપી કુંડમા જાણે ૐકારના આકારના ધ્વનિનાં રૂપો આલેખેલા ન હોય ! આ વાતો કલ્પનાથી જ જાણી શકાય છે, પરંતુ તે સમયે કલ્પના કરનાર જ ક્યાથી આણવો ? (કારણ કે તેનુ તો જીવાત્મા જોડે ઐક્ય થયેલુ હોય છે) માટે તે હૃદયાકાશ-મા કેવી ગર્જના થાય છે, તે સમજી શકાતુ નથી. હે અર્જુન ! હુ તને એક વાત કહેતા વીસરી ગયો છું આ વાત એ છે કે, જ્યા સુધી વાયુતત્ત્વનો લય થતો નથી, ત્યા સુધી હૃદયકાશમા અવાજ થાય છે. તે અખંડ ૐકારના મેઘગર્જના જેવા ધ્વનિથી હૃદયાકાશ ધમધમી રહે છે: એટલે બ્રહ્મરંધ્રનુ દ્વાર સહજ ઊઘડી જાય છે. કમળમાના પોલાણની પેઠે હૃદયકાશમાં જે અવકાશ હોય છે, ત્યા ચૈતન્ય અર્ધા-તરે વસે છે (તે પૂર્ણ નથી હોતું) તે આત્માને ઘેર કુંડલિની પરમે-શ્વરીય મહેમાન આવ્યાથી, તેજરૂપની મિજબાની આપવામા આવે છે. તે વખતે બુદ્ધિરૂપી શાક સહિત થાળ પીરસીને—જેમા દ્વૈતનો છાયો પણ ન હોય—એવી મિજબાની આપવામા આવે છે, કુંડલિની પોતાની કાંતિનો પરિત્યાગ કરી વાયુરૂપ બને છે; તે વખતે તે જાણે પ્રત્યક્ષ વાયુપૂતળી પોતાનાં પીતાંબર કાઢીને મૂળ સ્વરૂપમા ઊભી ન હોય એવી લાગે છે ! અથવા દીપકજ્યોતિ પવન લાગવાથી બુઝાઈ જાય છે, કે વિદ્યુલ્લતા ગગનમાં ચમકારો મારીને ઝટ વિલુપ્ત થઈ જાય છે, તે પ્રમાણે તે હૃદયકમળ પર્યંતની સુવર્ણની જાડી કાબી જેવી સતેજ કિંવા

તેજરૂપી પાણીના ઝરા પ્રમાણે વહેતી હોય તેવી દીસે છે. પછી તે હૃદયરૂપી પોકળ ભૂમિમાં અકસ્માત્ સમાઈ જાય છે, તે વખતે કુંડલિની શક્તિનું રૂપ શક્તિમાં જ લય પામે છે. આવી સ્થિતિ થયા પછી પણ તે શક્તિ જ કહેવાય છે, બાકી વસ્તુતઃ તે પ્રાણ જ છે; પરંતુ તે વખતે નાદ, બિંદુ અને કલાજ્યોતિનો નાશ થઈ જાય છે. ત્યાર પછી મનઃસંયમ, વાયુનું અદ્ધર રહેવું અથવા ધ્યાન ધરવું એ પણ નષ્ટ થઈ જાય છે, તથા કલ્પના કરવી અને કલ્પનાને તજવી, એ ખટખટ પણ નાશ પામે છે. આવા વ્યાપારો બંધ થાય છે, માટે કુંડલિની એ કેવળ પંચમહાભૂતોને વાટી નાખવાનું મુશળ જ છે. શરીરનો શરીરથી નાશ કરવો એ યોગશાસ્ત્રના સ્વામી જે શંકર તેમણે રચેલા સિદ્ધાંતનો અભિપ્રાય છે. તેનો હેતુ શ્રીમહાવિષ્ણુએ પ્રદર્શિત કર્યો છે. (શ્રી જ્ઞાનેશ્વર કહે છે કે) તે મહાવિષ્ણુના સંકેતથી ગૂઢાર્થરૂપી પોટલાની ગ્રંથિઓ છોડી, વસ્ત્રોની યથાર્થરૂપી સત્યરૂપી ગડી ઉકેલી, શ્રોતાઓ જ મારા મતના ગ્રાહક છે એમ સમજી, મેં તે તેમની સમક્ષ રજૂ કર્યો છે. (૨૯૨)

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

આ પ્રકારે સર્વકાળ પોતાનું અંતઃકરણ સમાધિમાં સંલગ્ન કરી મનોનિગ્રહ કરનાર યોગીને. મોક્ષ જ જેનું પરમ ફળ છે એવી મારા સ્વરૂપમાં રહેતી શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૫

જ્યારે (ઉપર કહેવામાં આવેલી 'કુંડલિની') શક્તિનું તેજ લુપ્ત થાય છે, ત્યારે દેહનું રૂપ પણ લુપ્ત થઈ જાય છે અને તે યોગી એટલું સૂક્ષ્મ રૂપ ધારણ કરે છે, કે તે લોકોને દેખાતો પણ નથી. શરીર પૂર્વવત્ સાવયવ છતાં તે કેવળ વાયુમય જ હોય છે. જે પ્રમાણે કેળની છાલ કાઢી નાખીને કેવળ ગર્ભને જ ઊભો રાખવામાં આવે અથવા જેમ આકાશને અવયવો ફૂટે, તેમ તેના અવયવો હોવા છતાં ન હોવા સમાન જ હોય છે. આ પ્રમાણે શરીરની સૂક્ષ્મ અવસ્થા બન્યા પછી તેને 'ખેચર' એટલે આકાશમાં સંચાર કરનાર કહેવામાં આવે છે અને આવું શરીર પ્રાપ્ત થયા પછી તેનો દેહ લોકોને આશ્ચર્યકારક લાગે છે. આવો યોગી ચાલ્યો ગયા પછી પાછળ જે પગલાં પડે છે, તે પ્રત્યેક પગલે અણિમા આદિ સિદ્ધિઓ બે હાથ જોડી ઊભી રહે છે. (૨૯૭)

પરંતુ તે સિદ્ધિઓનું આપણે શું કામ છે? પૃથ્વી, જળ અને તેજ–આ ત્રણે ભૂતોનો દેહમાં ને દેહમાં જ લય થાય છે. પૃથ્વીને ઉદક (જળતત્ત્વ) ખાઈ જાય છે, ઉદકને અગ્નિ સ્વાહા કરે છે અને હૃદયમા અગ્નિનો વાયુ નાશ કરે છે. પાછળ માત્ર વાયુ અવશિષ્ટ રહે છે, તે શરીરની આકૃતિનો જ હોય છે; પરંતુ તે પણ કેટલીક વારે નીકળીને બ્રહ્મરંધ્રરૂપી આકાશમાં જઈ મળે છે. તે વખતે 'કુંડલિની' નામ નષ્ટ થઈ તેને મારુત (વાયુમય) એ નામ પ્રાપ્ત થાય છે; પરંતુ તે મારુત બ્રહ્મમાં ભળી જાય ત્યાં સુધી તેની શક્તિ કાયમ જ રહે છે. પછી તે જાલંધર બંધને છોડી કાકીમુખ(કંઠસ્થાન)ને ફોડી, બ્રહ્મ-રંધ્રરૂપી આકાશના પર્વત પર પ્રવેશ કરે છે. તે ૐકારની પીઠ પર પગ મૂકી, પશ્યંતી વાચાની સીડી પર પગ દઈ, તરત તેને પણ પાછળ મૂકી દે છે. પછી ૐકારમાની અર્ધવર્તુલાકાર માત્રાને પાછળ નાખી, જે પ્રમાણે નદી સાગરને મળે છે, તે પ્રમાણે તે બ્રહ્માકાશમા જઈ મળે છે. તે પછી (મસ્તકના પોલાણુ) બ્રહ્મરંધ્રમાં સ્થિર થઈ 'હું બ્રહ્મ છું' એવી ભાવનારૂપી બાહુ પ્રસારી, તે પરબ્રહ્મને ભેટી પડીને તેમાં એકરૂપ થઈ જાય છે. એ વેળાએ પંચમહાભૂતોના પટનો નાશ થતાં શિવ-શક્તિનુ ઐક્ય થાય છે–ત્યા તે આકાશ સહિત બ્રહ્માનંદમાં મળી જાય છે. જે પ્રમાણે સમુદ્રનુ પાણી મેઘરૂપ બની, પછી જમીન પર વરસી નદીમાર્ગે ફરી સમુદ્રને જ આવી મળે છે, તે પ્રમાણે હે અર્જુન! દેહનિમિત્તે જીવાત્મા બ્રહ્મપદમાં પ્રવેશ કરે છે, અને એ એકતા પણ સમુદ્રના જળ જેવી છે. પછી હું ભિન્ન છું અને આત્મા ભિન્ન છે, અથવા અમે ઉભય એક જ છીએ, એવો વાદવિવાદ અવશિષ્ટ રહેતો જ નથી. (નાનું) આકાશ (મોટા) આકાશમાં મળે છે, એ સત્યનો જે અનુભવ લેશે તેને જ સિદ્ધિ પ્રાપ્ત થશે; માટે ત્યાંની વાતો શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાતી નથી. હે અર્જુન! વાસ્તવિક કહીએ, તો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો ગર્વ ધરનારી જે વાણી, તેને તો એનો પત્તો સુદ્ધાં લાગતો નથી. ભ્રૂકુટિના અંતરમાં મકાર(ૐકારની ત્રીજી માત્રા)નો પણ પ્રવેશ થતો નથી, તેમ એકલા પ્રાણવાયુને પણ બ્રહ્મ-આકાશમાં જતાં સંકટ પડે છે. ત્યાર પછી તે વાયુ ત્યા ગયા પછી તદાકાર થાય છે, ત્યારે તેનો મહિમા વર્ણવવાને શબ્દોની શક્તિ પણ ખૂટી જાય છે. આ વખતે આકાશતત્ત્વ પણ સંકોચ પામે છે. જે અવ્યક્ત સ્થિતિના ઊંડાણુમા મહદાકાશનો પણ પત્તો લાગતો નથી, ત્યા બિચારા શબ્દોની શી વિસાત? એ બ્રહ્મ અક્ષરની મર્યાદામા

આવી શકે અથવા શ્રવણકક્ષામાં મૂકી શકાય એમ નથી; એ ત્રણ વાર સત્ય કરીને જાણજે. માટે બ્રહ્મનો ચતુર્થ પાદ ઈશ્વરસાક્ષી, આત્માનો ચતુર્થ પાદ તુરીય તથા ૐકારની ચતુર્થ માત્રા 'અ' માત્રા–એ ત્રણેને શુદ્ધ પરબ્રહ્મરૂપ જાણ. જ્યારે દૈવયોગે એનો અનુભવ મળે છે, ત્યારે અનુભવ લેનાર તેમાં તદ્રૂપ થઈ જાય છે. પછી ત્યાંની સ્થિતિ જાણવાનુ કાર્ય એમ આપોઆપ જ અટકી પડે છે; માટે હે ધનુર્ધર! એ વિષે ગમે તેટલુ બોલીએ તે સર્વ વ્યર્થ છે. આ પ્રમાણે સર્વ કથન આપોઆપ બંધ પડે છે. સર્વ સંકલ્પો શમી જાય છે; તેમ જ તેથી ત્યાં બ્રહ્મમાં વિચારોની પણ દાદ લાગતી નથી. તે બ્રહ્મસ્વરૂપ કેવું છે? તે ઉન્મનિ સ્થિતિનુ સૌંદર્ય અને તુરિયા (સમાધિ) અવસ્થાનુ તારુણ્ય છે. તેને આદિ નથી અને તેનું માપ કરી શકાતું નથી. તે વિશ્વનો આધાર અને યોગરૂપ વૃક્ષનું ફળ છે, તેમ જ આનંદનુ તો કેવળ જીવન છે. ત્યાં આકાશની સીમા આવી જાય છે; અર્થાત્ તે મોક્ષની કેવળ સ્થિતિ હોવાથી, તે સ્થળે આદિ અને અંતનો લય થઈ જાય છે. તે બ્રહ્મ પંચમહાભૂતોનુ મૂળ કારણ અને મહાતેજોનું તેજ છે. હે પાર્થ! તે જ બ્રહ્મ મારું મૂળસ્વરૂપ છે. સાધુવૃંદો પર નાસ્તિકોએ અત્યાચાર કર્યો, ત્યારે, તે જ ચતુર્ભુજમૂર્તિ આ સ્વરૂપમાથી આકારને પ્રાપ્ત થઈ. હે અર્જુન! આવુ એ મહાસુખ અવર્ણનીય છે; પરંતુ તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી જે પુરુષો અવ્યાહત પ્રયત્નો કરે છે, તે પુરુષો જ તે સુખ પામે છે. (૩૨૫)

મેં જે અષ્ટાંગયોગનાં સાધનો બતાવ્યા, તે જેઓ પોતે શરીર વડે પ્રાપ્ત કરે છે, તેઓ યોગનિપુણ થવાથી મારી જ યોગ્યતાએ પહોંચે છે. આવા યોગીઓના શરીરો પરબ્રહ્મના રસ વડે તેમની દેહાકૃતિરૂપી પાત્રમાં જાણે પરબ્રહ્મરસ જ ન ભરી કાઢ્યો હોય તેવા સતેજ લાગે છે. જ્યારે અંતરમાં આ અનુભવ પ્રાપ્ત થાય છે, તો પછી આ સર્વ વિશ્વનો તેની આગળ લય થઈ જાય છે. આ કથન સાંભળી અર્જુન બોલ્યો: 'હે પ્રભો! આપે જે કહ્યું તે સત્ય છે, આપે જે માર્ગ બતાવ્યો તે બ્રહ્મપ્રાપ્તિનું સ્થાન છે અને આ ઉપાય વડે જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આપે જે આ માર્ગ દેખાડ્યો તેનો દઢ અભ્યાસ કરનારાઓ ખરેખર બ્રહ્મપદ પામે છે, એ આપના કથનથી મારા જાણવામાં આવ્યું છે. હે દેવ! આપે કહેલી વાત સાભળતાં જ ચિત્તમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, તો પછી તેનો અનુભવ લેનારને તદ્રૂપતા કેમ પ્રાપ્ત ન થાય વારુ? એટલા માટે, આપે જે કાંઈ પણ કહ્યું છે,

તેમા સંશય કરવાનું લેશ માત્ર પણ સ્થાન નથી જ. છતાં હું જે પ્રાર્થના કરું છું તે ધ્યાનથી સાંભળો. અત્યારે આપે જે યોગનુ કથન કર્યું, તે યોગ મને ઘણો જ ગમ્યો; પરંતુ મારી યોગ્યતા હોવાને લીધે આપ જે કહો છો તે પ્રમાણે હું કરી શકીશ નહિ; એ યોગ મારાથી સાધી શકાય તેમ નથી. મારા અંગમાં જેટલી શક્તિ છે, તે સઘળી શક્તિને ખર્ચી નાખતાં પણ જો એ યોગ સિદ્ધ થતો હોય, તોય હુ મહાસતોષથી એનો અભ્યાસ કરવાને તૈયાર છું. પરતુ જેમ આપ કહો છો તેમ મારાથી જો કરી શકાય તો મારી યોગ્યતા પ્રમાણે મારાથી જે કાઈ બની આવે તે સંબધી હું આપને પૂછુ છું. મહારાજ! આપે જે યોગસાધન બતાવ્યા તે મે સાંભળ્યાં; પરતુ ગમે તે માણસ એનો અભ્યાસ કરે તો તેને એ યોગની પ્રાપ્તિ થશે? અથવા યોગ્યતા વિના એ પ્રાપ્ત જ થઈ શકશે નહિ એમ છે?' શ્રીકૃષ્ણ બોલ્યા: 'હે અર્જુન! આવા પ્રશ્નો તું શા માટે પૂછે છે? આ યોગાભ્યાસ તો ખરેખર મોક્ષદાતા જ છે; પરતુ કોઈ સાધારણ બાબત પણ શું અધિકારની યોગ્યતા વિના પ્રાપ્ત થશે ખરી કે? પરતુ જેને યોગ્યતા કહેવામાં આવે છે, તે પ્રાપ્ત થયા વિના કોઈ પણ વસ્તુ જાણવામાં આવી શકતી નથી. અધિકારી થયા પછી કાર્ય આરંભવામા આવે તો જ તે સિદ્ધ થાય છે; પરતુ આ સ્થળે તેની કાઈ અચડણ નથી. વળી યોગ્યતાની કાઈ એકાદ ખાણ હોય છે કે? જે થોડી શી વિરક્તિ કે ધર્માચરણ ધારણ કરી દેહના ધર્મનું વ્યવસ્થિત નિયમન કરશે, તે શું અધિકારી નહિ થાય કે? આ યુક્તિથી તો એ પણ સિદ્ધ થાય છે, કે એટલી યોગ્યતા તો તારામાં છે જ.' શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે અર્જુનનુ તે સમયનું સકટ ફેડ્યુ. પછી તે બોલ્યા: 'હે પાર્થ! આ યોગપ્રાપ્તિની આવી વ્યવસ્થા છે, પરતુ અવ્યવસ્થિત મનુષ્યને કદી પણ તેની પ્રાપ્તિ થવાનો સભવ હોતો નથી.' (૩૪૪)

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

હે અર્જુન! અતિશય આહાર કરનારાથી યોગ કદાપિ સાધી શકાતો નથી અને સર્વથા નિરાહાર રહેનારથી પણ એકાંતવાસ (યોગ) કરી શકાતો નથી તેજ પ્રમાણે અતિ નિદ્રા લેનાર અને જાગ્રત રહેનારથી પણ યોગસાધન થતુ નથી ૧૬

જે જિહ્વા કે નિદ્રાને સર્વથા આધીન થયેલો છે, તેને આ યોગનો અધિકારી કહી શકાતો નથી; અથવા દુરાગ્રહના આવેશમાં જે ક્ષુધા અને તૃષાનો નિરોધ કરીને અતિ અલ્પ પ્રમાણમા ખાય છે

અને નિદ્રાનુ નામ પણ ન લેતાં હઠથી પ્રબળ અભિમાન ધારણ કરે છે,' તેનુ શરીર સુદ્ધાં તેને આધીન રહેતું નથી; તો પછી તેનાથી યોગ તો શી રીતે જ સાધી શકાય? માટે વિષયનું અતિ સેવન કરવાની અથવા સર્વાંશે તેનો વિરોધ કરવાની ઇચ્છા રાખવી નહિ; અર્થાત્ સર્વ કાર્ય નિયમિત જ હોવાં જોઈએ. (૩૪૮)

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥**

જેના આહારવિહાર યુક્ત હોય છે, જેના કર્માચરણ—વ્યાપાર યોગ્ય રીતે ચાલતો હોય છે અને જેની નિદ્રા તથા જાગૃતિ પ્રમાણસર હોય છે, તે પુરુષનો યોગ તેના દુઃખોનો નાશ કરી નાખે છે ૧૭

અન્ન ગ્રહણ તો કરવું, પરંતુ તે યુક્તિથી અને પરિમિતતાથી કરવું; તે જ પ્રમાણે જે જે કર્મો કરવાં તે તે સર્વ યુક્તિથી પ્રમાણમાં લાવી મૂકવાં જોઈએ. ભાષણ પણ પરિમિત હોવું જોઈએ; વ્યાયામ પણ શરીરને માફક આવે તે પ્રમાણે જ કરવો જોઈએ અને નિદ્રા તથા જાગરણ પણ નિયમિત સમય પર્યંત જ કરવાં જોઈએ. આથી શરીરમાંની રક્તાદિક સપ્ત ધાતુઓ તથા કફવાતાદિક સમતોલ રહે છે. આ પ્રકારે યુક્તિથી ઇંદ્રિયોને તૃપ્ત કરવામાં આવે તો આપણું પોતાનું મન જ પોતાની મેળે જ સંતોષની વૃદ્ધિ કરે છે. (૩૫૨)

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥**

જ્યારે યોગીનું નિયત (એકાગ્ર) થયેલુ ચિત્ત આત્મામા જ સ્થિર રહે છે અને જ્યારે તે સર્વ વાસનાઓ પ્રત્યે નિઃસ્પૃહ (નિરિચ્છ) બની જાય છે, ત્યારે તે (યોગી)ને યુક્ત કહેવામા આવે છે. ૧૮

આ પ્રમાણે બાહ્યેંદ્રિયોની સ્થિતિ નિયમિત રાખવામાં આવે તો તેથી અંતરમાં સુખ ઉત્પન્ન થતાં તે મનુષ્યને અભ્યાસ કર્યા વિના સહેજે યોગપ્રાપ્તિ થાય છે. જેવી રીતે ભાગ્યોદય થતાં ઉદ્યોગને નિમિત્તે સર્વ સંપત્તિ આપોઆપ ઘેર ચાલી આવે છે; તેવી જ રીતે જે નિયમશીલ હોય છે, તે વિનોદને ખાતર યોગાભ્યાસ તરફ વળ્યો હોય તોપણ તેને આત્મસ્થિતિનો અનુભવ મળે છે; માટે હે અર્જુન! જે ભાગ્યશાળીને યુક્તિની સહાય મળે, તે મોક્ષસામ્રાજ્ય પર શોભે છે. (૩૫૬)

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृताः ।**
**योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥**

જેવી રીતે વાયુ વિનાના સ્થળમાં રાખેલો દીપક હાલતો નથી, તેવી ઉપમા આત્મવિષયક યોગ કરનાર સ્થિરચિત્ત થયેલા યોગીને લાગુ પડે છે. ૧૯

નિયમિતતાથી વર્તનાર મનુષ્યના મનમાં જો યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે, તો એવી સંધિને ગંગા અને યમુનાના સંગમ પર આવેલા પ્રયાગતીર્થ સમાન સમજવી. તે આત્મસ્વરૂપી પ્રયાગતીર્થમાં જે મનુષ્યનું મન ક્ષેત્રસંન્યાસવત્ અવિચલ રહે છે, તે જ મનુષ્યને તું યોગી જાણ; અને તેના ચિત્તને વાયુ વિનાના સ્થળમા રહેલા દીપકની ઉપમા લાગુ પડી શકે છે. હવે તારા મનનો ભાવ જાણી હું તને જે વાત કહુ છું, તે તું લક્ષપૂર્વક સાભળ. તું યોગની ઇચ્છા રાખે છે, પરંતુ અભ્યાસ પ્રતિ તારું લક્ષ્ય નથી; તો તે અભ્યાસ કઠિન હોવાની ભીતિ લાગે છે કે કેમ? હે પાર્થ! એવી ભીતિ રાખવાની જરૂર નથી; કારણ કે આ લુચ્ચી ઇંદ્રિયો તે અભ્યાસ સબધી ભયકર આકાર રજૂ કરીને ભીતિ ઉત્પન્ન કરે છે. જે ઔષધ જીવનને લબાવે છે, ને પૂર્ણ થવાની અણી પર આવી પહોચેલા જીવિતને અટકાવી રાખે છે, મૃત્યુના પ્રસગને ટાળે છે, તેવા સુધા સમાન ઔષધને પણ જો તે કડવું હોય તો જિહ્વા શત્રુ સમજતી નથી કે શુ? તે જ પ્રમાણે પારલૌકિક હિતસાધનમા પણ જે વસ્તુ પરમોપયોગી અને ઉત્તમ હોય છે, તે સદૈવ ઇંદ્રિયોને દુઃખદાયક લાગે છે. નહિ તો વાસ્તવિક રીતે આ યોગસાધન જેટલું સહેલું અને સાદુ બીજુ એક પણ સાધન આ જગતમા છે જ નહી. (૩૬૩)

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥**
**सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥**

યોગાભ્યાસથી સયમિત થયેલુ ચિત્ત જ્યારે કર્મથી ઉપરામ પામે છે, નિવૃત્ત થાય છે અને જ્યારે યોગી પોતાના શુદ્ધ થયેલા અંતકરણમાં પરમાત્મ-સાક્ષાત્કાર પામી પોતાના સ્વરૂપમા જ સતોષ પામે છે, તથા જ્યારે તે અતિ-સૂક્ષ્મ બુદ્ધિથી ગ્રાહ્ય અને ઇંદ્રિયોથી અગ્રાહ્ય એવુ અપાર સુખ અનુભવે છે, ત્યારે તે સ્થિર થયેલો યોગી બ્રહ્મસ્વરૂપમાંથી ચ્યુત થતો જ નથી ૨૦,૨૧

એટલા માટે આસનના બળથી યુક્ત યોગનો જે ખરો અભ્યાસ કરવાનું મેં તેને જણાવ્યુ, તે દ્વારા જ આ ઇંદ્રિયોનો નિગ્રહ થવાનો સભવ છે. આ યોગસાધનથી જ્યારે ઇંદ્રિયોનો સયમ થઈ જાય છે,

ત્યારે ચિત્ત પોતાની મેળે જ આત્માને ભેટવા માટે જાય છે. સદૈવ ચિત્તની દોડધામ આગળ ને આગળ જ હોય છે; અને તે જ્યારે પાછું વળીને આત્મા પ્રતિ દૃષ્ટિપાત કરે છે અને ચિત્તને આત્મદર્શન થાય છે, ત્યારે તેને 'હું જ આત્મતત્ત્વ છું' એવી પ્રતીતિ થાય છે. આ પ્રતીતિ થતાની સાથે જ તે સુખના સિંહાસન પર આરૂઢ થાય છે અને પછી આત્માનંદમાં જ લય પામે છે. જેના કરતા અધિક કોઈ વસ્તુ છે જ નહિ અને જેને ઇંદ્રિયો કદી જાણી શકતી જ નથી, એવુ જે આત્મસ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ તે પોતે જ બની રહે છે. (૩૬૮)

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥**

તેમ જ જેની પ્રાપ્તિ થયા પછી યોગી બીજા કોઈ પણ લાભને તેથી અધિક માનતો નથી અને ગમે તેવા દુઃખના ડુંગરો તેના પર તૂટી પડે છતાં પણ તેનું ચિત્ત સ્વરૂપાનંદથી ડગમગતું નથી. ૨૨

આવી સ્થિતિની પ્રાપ્તિ થયા પછી મેરુ પર્વત કરતાં પણ પ્રચંડ દુઃખો તેના શરીર પર આવી પડે, તોપણ તેના ચિત્તને ક્ષોભ થતો નથી; અથવા શસ્ત્રથી દેહને છિન્નવિચ્છિન્ન કરી નાખવામાં આવે કે અગ્નિમાં નાખવામા આવે, તોપણ મહાસુખમા નિમગ્ન થયેલુ તેનું ચિત્ત દુઃખ પામતું નથી. આમ આત્મસુખમા નિમગ્ન થયા પછી તેને દેહસ્મૃતિ રહેતી નથી અને આવુ અનિર્વાચ્ય બ્રહ્મસુખ પ્રાપ્ત થવાથી બીજી વાતોને તે ભૂલી જાય છે. (૩૭૧)

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥**

જેમાં દુઃખનો યત્કિંચિત, સચાર થતો નથી અને જે દુઃખના સબંધને તોડી નાખનારો છે તેને જ યોગ કહેવામાં આવે છે. આ યોગ પ્રસન્ન ચિત્ત વડે અને દૃઢ નિશ્ચયથી સાધ્ય કરવો. ૨૩

સંસારના પંજામાં ફસાયલું મન જે બ્રહ્મસુખની મિષ્ટતાથી સસાર-સુખની વાત જ ભૂલી જાય છે; જે સુખ યોગનું ભૂષણ છે, સંતોષનુ સામ્રાજ્ય છે અને જેને માટે સર્વ જ્ઞાનની આવશ્યકતા છે, એવું જે બ્રહ્મસુખ તે અભ્યાસના યોગથી મૂર્તિમંત દેખાવા લાગે છે અને તેમ થતા જ યોગી તત્કાલ તદ્રૂપ બની જાય છે. (૩૭૪)

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥ २४ ॥**

शनैःशनैरुपमेद्बुद्ध्या धृतिगृहीतया।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥ २५ ॥
यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम्।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

સંકલ્પમાંથી ઉત્પન્ન થનાર સર્વ વાસનાનો સર્વાંશે ત્યાગ કરી, મનથી જ સર્વ ઇંદ્રિયોને સર્વ બાજુથી જીતીને તથા ધૈર્યયુક્ત બુદ્ધિ વડે ધીમે ધીમે આત્મસ્વરૂપમાં સ્થિર થવું અને મનને એવી રીતે સ્થિર કરી કોઈ પણ વસ્તુનું ચિંતન કરવું નહિ; આ અસ્થિર અને ચંચળ મન જે જે સ્થળે જાય ત્યાંથી તેને નિગ્રહ વડે પાછું વાળી આત્મસ્વરૂપમાં જ સંલગ્ન કરવું. ૨૪–૨૬

તથાપિ હે અર્જુન ! એક રીતે આ યોગ સુલભ છે સંકલ્પની સંતતિ જે કામ–ક્રોધાદિક, તેનો નાશ કર્યાથી તે સંકલ્પને જ્યારે સંતતિશોક થશે, ત્યારે જ તે યોગ સાધ્ય થશે. વિષયો લય પામ્યા છે, એવી વાત આ સંકલ્પે સાંભળી અથવા તેણે ઇંદ્રિયોને નિયમિતપણે વર્તતી જોઈ એટલે તેનું હૃદય ફાટી જાય છે અને તે પ્રાણ છોડે છે. આ રીતે વૈરાગ્ય થતાં સંકલ્પની યાત્રા સમાપ્ત થાય છે અને ધૈર્યના મંદિરમાં બુદ્ધિ સુખપૂર્વક વસે છે. (૭૭) બુદ્ધિને ધૈર્યનો આશ્રય મળ્યો એટલે તે મનને ધીમે ધીમે બ્રહ્માનુભવની વાટે લાવી બ્રહ્મસ્વરૂપમાં તેની સ્થાપના કરે છે. આ માર્ગ દ્વારા બ્રહ્મપ્રાપ્તિ થાય છે. વળી જો આ માર્ગ સાધ્ય ન થઈ શકે એમ હોય, તો એથી સુલભ એક બીજો માર્ગ સાંભળ. સાધકે પ્રથમ એક નિયમ યાદ રાખવો કે, કરેલો નિશ્ચય કદી પણ છોડવો નહિ આવા નિશ્ચયથી જો ચિત્ત સ્થિર થાય છે, તો અનાયાસે જ કાર્ય સિદ્ધ થઈ જાય છે. પરંતુ જો એમ ન થઈ શકે તો તે ચિત્તને ખુશીથી સ્વતંત્ર વર્તન કરવા દેવું. આવી રીતે સ્વતંત્ર થયા પછી તે જ્યાં જ્યાં જશે, ત્યાં ત્યાંથી 'નિશ્ચય' તેને પાછું ખેંચી લાવશે અને એ રીતે સ્થિરતાનો અભ્યાસ થઈ જશે. (૩૮૨)

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम्।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

જે યોગીનું ચિત્ત સંતોષ પામ્યું છે જેનો રજોગુણ લુપ્ત થયો છે અને જે બ્રહ્મસ્વરૂપ તથા નિષ્પાપ થયો છે તે યોગીને જ નિરતિશય સુખ (બ્રહ્મસુખ) પ્રાપ્ત થાય છે. ૨૭

એક વખતના એવા અનુભવ પછી એ જ પ્રકારે અનેક વેળા

તે ચિત્ત સ્થિર દશાને પ્રાપ્ત થતા, તે સહજ આત્મસ્વરૂપની નિકટ આવે છે અને તે આત્મસ્વરૂપ જોઈ તેમા તદ્રૂપ બની જાય છે. પછી અદ્વૈતમા દ્વૈત ડૂબી જાય છે અને ઐક્યના તેજથી ત્રૈલોક્ય પ્રકાશિત થાય છે. આકાશમાં ઉત્પન્ન થયેલાં વાદળાં જ્યારે નષ્ટ થાય છે, ત્યારે જ્યાંત્યાં શુદ્ધ આકાશ જ દેખાય છે; તે જ પ્રમાણે ચિત્ત જ્યારે બ્રહ્મમાં લય પામે છે, ત્યારે ત્રૈલોક્ય સહજ બ્રહ્મસ્વરૂપ બની જાય છે. (૩૮૯)

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

આ પ્રમાણે નિરંતર આત્મવિષયક યોગ કરનાર પાપરહિત યોગી, જેમાં બ્રહ્મનો અનુભવ રહેલો છે, એવુ અત્યત સુખ અનાયાસે મેળવે છે. ૨૮

મનમાના સંકલ્પ–વિકલ્પો છોડી, જેઓ આ સુલભ યોગસ્થિતિનો પુષ્કળ અનુભવ લઈ સુખી થયા છે, તેઓ તે સુખના સંસર્ગથી પરબ્રહ્મપદે આવી પહોંચ્યા છે. મીઠું જેવી રીતે પાણીમાં ભળી ગયા પછી તે પાણીને છોડી શકતું નથી, તે પ્રમાણે જીવ અને બ્રહ્મનું ઐક્ય થયા પછી તે જુદાં થઈ શકતાં નથી. પછી જીવને બ્રહ્માનંદના મંદિર-માં મહાસુખની દિવાળી થવા પ્રમાણે સમસ્ત જગતને જુએ છે. એવી રીતે યોગી પોતાના જ પગ પોતાની પીઠ પર ઉપાડીને ચાલે છે. પરંતુ જો એવો કઠિન યોગ તારાથી સાધ્ય ન થઈ શકતો હોય તો તને એક બીજો ઉપાય બતાવું છું. (૩૯૦)

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

જેની સર્વત્ર સમદૃષ્ટિ છે, એવો યોગયુક્ત પુરુષ સર્વ ભૂતોમા પોતાના આત્માને અને પોતાના આત્મામા સર્વ ભૂતોને જુએ છે. જે સર્વ ભૂતોમા મને જુએ છે અને મારામાં સર્વ ભૂતોને જુએ છે, તેની દૃષ્ટિથી હુ દૂર થતો નથી અને મારી દૃષ્ટિથી તે દૂર થતો નથી (કારણુ કે અમે બન્ને એકરૂપ જ હોઈએ છીએ.) ૨૯,૩૦

હુ સર્વના દેહમાં છુ અને સર્વ દેહો મારામાં છે, એ વિષે તો વાદ જ નથી. આ રીતે જગત અને ઈશ્વર ઓતપ્રોત છે; પરંતુ સાધકની બુદ્ધિએ આ તત્ત્વ ગ્રહણ કરવું જોઈએ. હે અર્જુન! જે

એકત્વભાવથી સર્વ ભૂતોમાં હું વ્યાપક છુ એમ માનીને મને ભજે છે, વ્યક્તિઓના અનેકત્વને લીધે જેના અંતઃકરણમાં અનેકત્વ ઉત્પન્ન થતું નથી અને જે સર્વ સ્થળે કેવળ હું જ વ્યાપક છુ એમ માને છે, તે અને હું એક જ છીએ. એ વિષે વધારે કહેવું વ્યર્થ છે; કારણ કે હે ધનંજય ! એ વિષે જો બોલવામાં પણ ન આવે તોપણ તેનુ અને મારું સ્વરૂપ એક જ છે. જે પ્રમાણે દીપક અને પ્રકાશમાં એકત્વ હોય છે, તે પ્રમાણે તે મારામા છે અને હું તેનામા છુ. જે પ્રમાણે રસનુ અસ્તિત્વ પાણીના યોગે અને અવકાશ(પોલાણ)નુ અસ્તિત્વ આકાશના યોગે હોય છે, તે પ્રમાણે તે યોગી મારા જ સ્વરૂપથી સ્વરૂપવાન દેખાય છે.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

જે યોગી એકનિષ્ઠાથી સર્વ ભૂતોમા, પ્રાણીમાત્રમાં રહેલો જે હુ તેને ભજે છે, (પછી) તે ગમે તે પ્રકારે વર્તતો હોય તોપણ મારા સ્વરૂપમાંજ રહેલો હોય છે. ૩૧

હે અર્જુન ! જે પ્રમાણે વસ્ત્રમા તંતુ મળી ગયેલા હોય છે, તે પ્રમાણે જેણે ઐક્યદૃષ્ટિથી સર્વ સ્થળે મારી વ્યાપ્તિ છે એમ જાણેલું છે, અથવા અલંકારો અનેક હોય છે, પરંતુ તે સર્વ એક જ સુવર્ણમાંથી બનેલા હોય છે, તેવા અનેકત્વ વિનાના સુવર્ણ પ્રમાણે જેણે પર્વતની માફક સર્વ ઐક્યરૂપે છે એવી સ્થિતિ કરી છે. અથવા તો વૃક્ષનાં જેટલાં પાન હોય છે, તેટલા રોપા કાંઈ વાવેલા હોતા નથી, એવા અદ્વૈતજ્ઞાનના પ્રકાશથી જેની અજ્ઞાનરાત્રિનો અંત થયેલો છે, તે પંચભૂતાત્મક શરીરમાં રહેવા છતાં પણ તેને સ્વરૂપમા પાછા આવવામાં લેશ પણ પ્રતિબંધ નડતો નથી. કારણ કે અનુભવના યોગે જે મારી એકતાને પામે છે, તેના અનુભવે મારુ વ્યાપકત્વ સર્વત્ર છે; એમ જાણેલુ હોય છે અને એ રહસ્યને જાણનાર સર્વવ્યાપક થયેલો હોવો જ જોઈએ, એ પુનઃ પુનઃ કહી બતાવવાની કશી પણ અગત્ય નથી. તેણે જોકે શરીર ધારણ કર્યું હોય છે, તોપણ શરીર સાથે તેને લેશ પણ સંબંધ હોતો નથી. આ વાત શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય એમ નથી, માટે તેનુ વર્ણન શી રીતે કરું ? (૪૦૩)

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

હે અર્જુન ! જે યોગી પોતાની પેઠે જ સર્વને સુખ અને દુઃખ થાય છે, એવી સમદૃષ્ટિથી જુએ છે, તે મને પરમમાન્ય છે ૩૨

જે સમસ્ત જગતને પોતાના સમાન જ માને છે; જે સુખ અને દુઃખના વિકારને ભિન્ન અને શુભ તથા અશુભ એવાં બે પ્રકારનાં કાર્ય છે એમ પોતાના મનમાં સમજતો નથી; જે સમ અને વિષમ એવા ભાવને મનમાં ન લાવતાં ઇતર સર્વ વિચિત્ર વાર્તાઓને પોતાના શરીરમાંના અવયવો પ્રમાણે એક જ સમજે છે અને જેણે સ્વાનુભવ દ્વારા 'ત્રૈલોક્ય હું જ' એમ જાણી લીધું છે, તેને શરીર હોય છે એ વાત જો-કે ખરી છે અને તે સુખદુઃખ ભોગવે છે એમ તેને વિષે લોકો બોલે છે પણ ખરા, તોપણ મારા મનથી તો તે પરબ્રહ્મ જ છે; માટે હે અર્જુન ! જેના યોગથી પોતાના આત્મામાં સર્વ વિશ્વને જોઈ શકાય તથા પોતે જ વિશ્વરૂપ બની શકાય, તે સમદૃષ્ટિની તું ઉપાસના કર: એટલા માટે જ મેં તને અનેક પ્રસંગોએ કહ્યું છે, કે સમદૃષ્ટિ કરતાં આ જગતમાં અન્ય કોઈ વિશેષ વસ્તુ મેળવવા જેવી નથી. (૪૧૦)

अर्जुन उवाच-**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।**
**एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥**
**चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥**

અર્જુન બોલ્યો 'હે મધુસૂદન ! તમે જે આ સમત્વયોગ અર્થાત્ સર્વ બ્રહ્મમય છે, એ પ્રમાણેનો જે યોગ કહ્યો, તે યોગની અચળ સ્થિતિ મનની ચ્યચળતાને લીધે રહી શકે એમ મને લાગતુ નથી. હે કૃષ્ણ ! મન અતિ ચચળ અને કોઈ પણ ઇચ્છાને સિદ્ધ ન થવા દેનારુ એવુ બળવાન અને અભેદ્ય છે. તેનો નિગ્રહ કરવો એ વાયુને અટકાવવા સમાન દુસાધ્ય છે, એમ હુ માનુ છુ ૩૩,૩૪

પછી અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો: 'હે દેવ ! આપે મારે માટે મનમાં દયા લાવીને મને 'સમત્વનો માર્ગ બતાવ્યો; પરંતુ મનના ચચળ સ્વભાવ આગળ મારું કાંઈ ચાલી શકતું નથી. એ મન કેવું અને કેવડું છે તે જાણી શકાતું નથી અને તેની પ્રવૃત્તિ માટે ત્રૈલોક્ય પણ નાનું પડે છે; માટે માંકડાં( વાંદરાં )ને સમાધિ લાગવી કિંવા પ્રચંડ વાવાઝોડાને 'સ્થિર થા' કહેતા જ તેની સ્થિરતા થવી, એ ઘટના જેમ અશક્ય છે, તેમ મનને સ્થૈર્ય પ્રાપ્ત થવું પણ અસંભવિત છે. એ મન બુદ્ધિને ઠગે છે, નિશ્ચયને તોડી નાખે છે અને ધૈર્યને હાથતાળી

આપી છટકી જાય છે. જે મન વિચારને બહેકાવે છે, સંતોષને ખંડિત કરે છે અને એક સ્થળે નિરાતે બેઠેલા માણસને દશે દિશામાં ભ્રમણ કરાવે છે. જેને ગોંધી રાખવા જતા તે ઊછળીને બહાર નીકળી આવે છે અને નિગ્રહ કરવા જતાં ઊલટો નિગ્રહ જ તેને સહાયભૂત થાય છે. આવું જે મન તે શું પોતાનો સ્વભાવ છોડશે કે? એટલા માટે જો એક મન માત્ર જ સ્થિર રહે, તો આપણને સમદૃષ્ટિ પ્રાપ્ત થાય, પરંતુ મનની આવી ચચળ વૃત્તિ હોવાથી તે સમદૃષ્ટિ અમને પ્રાપ્ત થવી અશકય છે. (૪૧૭)

श्रीभगवानुवाच–असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

શ્રી ભગવાન બોલ્યા 'હે મહાબાહો' મન ચચળ હોવાથી તેનો નિગ્રહ કરવો એ અસત કઠિન છે. એ વાત હુ નિસશય માનુ છું; પરતુ હે અર્જુન' વૈરાગ્ય અને અભ્યાસના યોગે તે પણ સ્વાધીન થઈ શકે છે. ૩૫

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા: 'તે જે કહ્યું તે સત્ય છે, મનનો સ્વભાવ ચચળ છે; પરતુ તેને વૈરાગ્યને આધારે અભ્યાસના માર્ગ પર લાવવામા આવે તો તે કાળે કરીને અવશ્ય સ્થિર થશે; કારણ કે આ મન એક ઉત્તમ સદ્ગુણ એ ધરાવે છે, કે જે વસ્તુનો એને ચટકો લાગે છે, તેમાં જ નિરંતર રહેવાને તે આકર્ષાય છે; એટલા માટે વિનોદ ખાતર પણ એ મનને આત્મસુખ પ્રતિ વાળી દેવુ જોઈએ.

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

જે મનોનિગ્રહ કરવાનો અભ્યાસ કરતો નથી. તેને યોગ પ્રાપ્ત થતો નથી જે અતઃકરણને વશ કરી મનોનિગ્રહ કરવાનો પ્રયત્ન કરે છે, તેનેજ પ્રયત્ન વડે યોગ પ્રાપ્ત થાય છે, એવો મારો મત છે ૩૬

જેનામા વૈરાગ્ય નથી, અને જે અભ્યાસ પણ કરતો નથી, તેનુ મન કદી પણ વશ થઈ શકનાર નથી. વળી જે યમ, નિયમ, પ્રાણાયામ વગેરેનો અભ્યાસ કરતો નથી, જેને વૈરાગ્યનુ સ્મરણ પણ થતું નથી અને જે કેવળ વિષયરૂપી જળમા મત્સ્યની પેઠે ડૂબી રહ્યા છે તથા આવી રીતે વિષયલપટ થયેલા મનને યુક્તિની ચીમટી જ કદી લગાવતો નથી, તેનુ મન નિશ્ચલ શી રીતે થશે? એટલા માટે મનોનિગ્રહના જે ઉપાય છે, તેમનો તું આરભ કર. પછી જો, કે તે કેમ વશ નથી થતું? શું યોગસાધનો સર્વ ખોટાં છે? પરતુ

આપણાથી તેનો અભ્યાસ જ થતો નથી, એમ કહે. જો યોગસાધનાનું બળ હોય, તો મનની ચચળતાની શી વિસાત? શું યોગબળથી મહત્તત્ત્વાદિક સ્વાધીન નથી થતાં? આ સાંભળી અર્જુન બોલ્યો : 'હે દેવ! આપ જે કહો છો તે સત્ય છે. ખરેખર, યોગબળની સમક્ષ મનની ચંચળતાનુ બળ ટકી શકનાર નથી; પરંતુ એ યોગ કેવો છે તથા તેને શી રીતે જાણવો, એ વાત મને વિદિત નહોતી; તેથી આટલા દિવસ 'મન એ નિગ્રહ ન કરી શકાય એવું છે' એમ હુ કહેતો હતો. હે પુરુષોત્તમ! આપના પ્રસાદથી મારા આખા જીવન-કાળમાં આજે જ મને એનો પરિચય થયો.' (૪૨૯)

अर्जुन उवाच–अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥
कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥
एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

અર્જુન બોલ્યો હે કૃષ્ણ! જે સાધક શ્રદ્ધાવાન છતાં વિશેષ યત્ન કરતો નથી, જેનું મન અંતકાળે યોગમાંથી ચ્યુત થયુ છે, એવા જ પુરુષ યોગસિદ્ધિ ન પામતાં કઈ ગતિ પામે છે? હે કૃષ્ણ! બ્રહ્મમાર્ગમાં સ્થિર ન થતાં મોહવશ થયેલો યોગી કર્મમાર્ગ અને યોગમાર્ગ એ ઉભયથી ભ્રષ્ટ થઈ છૂટા પડેલાં વાદળાંની પેંઠે શુ નાશ પામતો નથી? હે કૃષ્ણ! મારા આ સંશયનુ નિઃશેષ છેદન કરવાને આપ જ યોગ્ય (સમર્થ) છો. આ સંશય દૂર કરવાને આપ વિના કોઈ સમર્થ નથી. ૩૭–૩૯

પરંતુ હે પ્રભો! મારા મનમા વળી એક બીજો સંશય સહજ ઉત્પન્ન થયો છે. એ સંશયની નિવૃત્તિ કરવાને આપના વિના અન્ય કોઈ પણ સમર્થ નથી; માટે હે ગોવિંદ! જો કોઈ મનુષ્ય મોક્ષપ્રાપ્તિ માટે ભક્તિયુક્ત અંતઃકરણથી શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવા લાગે અને ઇંદ્રિયરૂપી ગામમાંથી નીકળી મોક્ષરૂપી નગરમા જવા માટે ભક્તિરૂપી માર્ગમા પ્રવેશ કર્યો હોય પછી મોક્ષ પણ પ્રાપ્ત ન થાય અને પાછા પણ ફરી ન શકાય, એવી સ્થિતિમા તેનો આયુષ્યરૂપી સૂર્ય મધ્યમા જ અસ્ત થાય, તો તેની શી વલે થાય? કવખતે ચડી આવેલું નાનું પાતળું વાદળું જેમ ટકતું પણ નથી અને વરસતું પણ નથી, તેમ તે ઉભય લક્ષ્યથી વંચિત થાય; અર્થાત્ મોક્ષ તો દૂર રહ્યો, પરંતુ શ્રદ્ધાના

બળે છોડેલો સંસારવ્યવહાર પણ ચૂકે. આમ ઉભય લક્ષ્યપ્રાપ્તિથી વંચિત રહે તેની શી ગતિ થાય તે કહો. (૪૩૯)

श्रीभगवानुवाच—पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

શ્રીભગવાન બોલ્યા હે પાર્થ ! જે આવો યોગેચ્છ પુરુષ હોય છે તે આ લોક અને પરલોકથી વંચિત રહેતો નથી બાપુ ! સત્કૃત્યો કરનાર પુરુષ કદી પણ દુર્ગતિ પામતો નથી ૪૦

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા : હે પાર્થ ! જેને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા છે, તેને મોક્ષ વિના અન્ય ગતિ છે જ નહિ. માત્ર તેને મધ્યમાં વિશ્રાંતિ લેવી પડે છે એ જ, પરંતુ તે વિશ્રાંતિમા તેને જે સુખ મળે છે, તે દેવને પણ મળતું નથી. જો એ જ મનુષ્ય અભ્યાસ દ્વારા મોક્ષમાર્ગે ગમન કરે, તો તો દિવસ( આયુષ્ય )નો અસ્ત થયા પૂર્વે પણ મોક્ષરૂપી નગરમા પહોંચી જાય, પરંતુ જો તેનો વેગ તેટલો ન હોવાથી તેને વિસામો લેવો જ પડે છે, તોપણ અંતમા તો મોક્ષપ્રાપ્તિ તેને માટે નક્કી છે. (૪૪૦)

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

યોગભ્રષ્ટ પુરુષ મહાન પુણ્ય દ્વારા પ્રાપ્ત થનાર ઇંદ્રાદિ લોકમા જઈ ત્યા અનેક વર્ષો સુધી રહી, પછી મૃત્યુલોકમાં આવી પવિત્ર તથા શ્રીમંત પુરુષના કુળમાં જન્મ ધારણ કરે છે ૪૧

અરે આ કૌતુક તો જો ! જે લોકની પ્રાપ્તિ કરવાને સો યજ્ઞ કરનાર ઇંદ્રને પણ આયાસ કરવા પડે છે, તે લોક આ મોક્ષેચ્છુ પુરુષને અનાયાસે પ્રાપ્ત થાય છે. પછી ત્યાના સફળ અને અપ્રતિમ ભોગ ભોગવતાં તેને કંટાળો આવે છે. તે દિવ્ય ભોગમા પણ પછી ત્યાં તેને સુખ થતું નથી અને તે નિરંતર પ્રભુને બે હાથ જોડી એવો પશ્ચાત્તાપ કરે છે કે, હે ભગવન્ ! આ ભોગનું વિઘ્ન મારા માર્ગમાં ક્યાંથી આવ્યુ ? પછી તે પુનઃ મૃત્યુલોકમાં જન્મ પામે છે; પરંતુ તે સર્વ ધર્મના ભંડારરૂપ ઉચ્ચ કુળમા જ અવતરે છે. અહીં તેના ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે અને તેના પૂર્વજન્મના બીજને અંકુર ફૂટે છે. જે કુળ નીતિમાર્ગે ચાલનાર હોય, સત્ય અને સુમધુર ભાષણ કરનાર તથા શાસ્ત્રોક્ત રીતે વર્તનાર હોય, જે કુળમા નિત્ય વેદની ધૂન ચાલી રહી હોય અને સ્વધર્માચરણ જે કુળનો વ્યવસાય તથા સારા

સારવિચાર જેનો મંત્રી હોય, જે કુળની ચિંતા ઈશ્વરને વરેલી હોય અને જે કુળમાં વડીલોની પૂજા થતી હોય–આમ જે કુળમાં સર્વ પુણ્યો એકત્ર થયાં હોય અને જ્યાં સર્વ સુખોની સમૃદ્ધિ હોય, તે કુળમાં યોગભ્રષ્ટ પુરુષ આનંદથી જન્મ ધારણ કરે છે. (૪૪૮)

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

અથવા તો બુદ્ધિમાન યોગીના કુળમા જ આ યોગભ્રષ્ટ પુરુષ જન્મે છે; કારણ કે આવા પ્રકારનો જન્મ આ લોકમા અતિદુર્લભ છે. આવા યોગીના કુળમા જન્મ થયો એટલે પૂર્વજન્મની યોગબુદ્ધિનો તેનામા વિકાસ થાય છે અને તે યોગસિદ્ધિ માટે પુન યત્ન કરે છે ૪૨,૪૩

અથવા જે જ્ઞાનરૂપી અગ્નિમા હવન કરનાર, અધ્યાત્મશાસ્ત્રમા નિષ્ણાત અને પરબ્રહ્મરૂપ ગામના વતનદાર જે 'एकमेवाद्वितीयम्' એ સિદ્ધાંતમાં નિત્ય નિમગ્ન રહી ત્રિભુવનનુ રાજ્ય કરતા હોય છે અને સંતોષરૂપી વનમા કોકિલ જેવો સુંદર ધ્વનિ કાઢે છે, જે વિચારરૂપી વૃક્ષના મૂળ પાસે બેસી બ્રહ્મરૂપી નિત્ય ફળનુ સેવન કરતા હોય છે, એવા યોગીના કુળમા તે યોગભ્રષ્ટ પુરુષ જન્મ ધારણ કરે છે. તેનો જન્મ થયા પછી નાની વયમા જ તેના આત્મામાં આત્મજ્ઞાનનો પ્રકાશ પડે છે અને જે પ્રમાણે સૂર્ય ઉદય પામ્યા પહેલાં તે ચારે તરફ પ્રભા ફેંકે છે, તે પ્રમાણે પ્રૌઢ વયની રાહ ન જોતા, જ્ઞાન તેને બાળવયમાં જ વરે છે. પૂર્વજન્મે સિદ્ધ થયેલી બુદ્ધિના યોગે તેને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત થાય છે અને તેના મુખમાથી સર્વ શાસ્ત્રો સ્વયમેવ નીકળવા લાગે છે આવા ઉત્તમ કુળમા જન્મ લેવાની કામના દેવના મનમા સુદ્ધાં હોય છે અને તેટલા માટે તેઓ નિત્ય જપહોમ કરે છે હે પાર્થ ! દેવ પણ જેની સ્તુતિ કરે, એવા મૃત્યુલોકના ઉત્તમ કુળમા યોગભ્રષ્ટ પુરુષ જન્મ પામે છે. (૪૫૬)

पूर्वाभ्यासेन तेनव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

ઉત્તમ કુળમા જન્મ પામ્યા પછી પરતંત્ર હોય, તોપણ પૂર્વાભ્યાસના બળે યોગ તરફ વળે છે અને જે કેવળ યોગના જિજ્ઞાસુ હોય, તોપણ તેને વેદાચરણના ફળ કરતા વિશેષ ફળ મળે છે. ૪૪

વળી પૂર્વજન્મમાં આયુષ્યના અંતકાળની સદ્‌બુદ્ધિ તેને આ જન્મમાં પુનઃ પ્રાપ્ત થાય છે. એક તો પુરુષ ભાગ્યવાન હોય અને વળી પગવાળો હોય, તેમાં વળી તેની આંખમા દિવ્ય અજન આંજવામા આવે એટલે તેને જે પ્રમાણે પૃથ્વીમાં રહેલુ દ્રવ્ય સહજ દૃષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે તે યોગભ્રષ્ટ પુરુષની બુદ્ધિ ગુરુમુખ સિવાય ન સમજી શકાય એવા વિષયોમા સહજ પ્રવેશ કરી શકે છે. તેની ઈંદ્રિયો પોતાની મેળે જ તેના મનને આધીન થાય છે, મનનુ પ્રાણવાયુની સાથે ઐક્ય થાય છે અને પ્રાણવાયુ ચિદાકાશમા મળે છે. અન્ય વાતનુ તો ગમે તેમ. પરંતુ યોગાભ્યાસ તો તેને અનાયાસે પ્રાપ્ત થાય છે અને સમાધિ પણ તેના મનનુ ઘર પૂછતી આવે છે. તેને જોતાં એવો જ ભાસ થાય છે, કે જાણે યોગસ્થ શકર અથવા યોગનો આરભકાલીન વૈભવ અથવા વૈરાગ્યરૂપી સિદ્ધિનો મૂર્તિમંત અનુભવ જ પ્રગટ થયો છે કે શું ? કે સસારમાપક યત્ર અથવા અષ્ટાગયોગસાહિત્યનો ભંડાર જ જાણે પ્રગટ થયો ન હોય, એવો ભાસ થાય છે. જાણે સુગંધે ચંદનનું રૂપ ધારણ હોય, કર્યું તેમ સાધકદશાના યોગથી પણ તે એટલો તો યોગારૂઢના જેવો જણાય છે, કે સંતોષની મૂર્તિ સમાન કિવા સિદ્ધિના ભડારમાથી કાઢેલી દિવ્ય પ્રતિમા જેવો તે લાગે છે. (૪૬૪)

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

પરંતુ નિયમપૂર્વક પ્રયત્ન કરનાર સર્વ પ્રકારનાં પાતકોમાથી મુક્ત થયેલો અને અનેક જન્મોથી એ જ પ્રયત્ન કરતો આવેલો યોગી પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૪૫

કારણ કે કોટ્યવધિ વર્ષોથી હજારો જન્મોના પ્રતિબધને દૂર કરી તે આત્મસિદ્ધિના કિનારા પર આવી પહોચેલો હોય છે, માટે જ તેને સર્વ સાધનો સ્વભાવતઃ પ્રાપ્ત થાય છે અને પછી તે સહજ વિવેકના સિંહાસન પર આરૂઢ થાય છે. તે પછી વિચાર કરવામાં પ્રબળ એવો જે વિવેક તે પણ પાછળ રહી જાય છે અને જેનો વિચાર પણ આવવો મુશ્કેલ છે એવું જે બ્રહ્મ, તે તો તે પોતે જ બની જાય છે. આ વખતે મનમાંનાં વાદળા દૂર થાય છે, પ્રાણવાયુનુ ચાલવું બધ થાય છે અને ચિદાકાશમા લીન થઈ ૐકારના અર્ધબિદુમાં નિમગ્ન થાય છે. આવી રીતે તેને વર્ણવી ન શકાય તેવું સુખ પ્રાપ્ત

થાય છે; તેથી વાણીવ્યાપાર તો બંધ જ થઈ જાય છે. સર્વ પ્રકારની ગતિ અને ગતિ આપનાર જે નિરાકાર પરબ્રહ્મ તેની જ મૂર્તિ તે બની રહે છે, તેણે પાછળના જન્મોમા અંતઃકરણરૂપી જળમાંના વાસનારૂપી વિક્ષેપનું અને પાપરૂપી મળનું નિવારણ કરી નાખ્યુ હોય છે, તેથી જન્મ થતાંની સાથે જ તેની લગ્નઘટિકા ડૂબી જાય છે અને તદ્રૂપતાની સાથે તેના શુભ લગ્ન થઈ, તે અભેદને પ્રાપ્ત થાય છે. વાદળાં નષ્ટ થયાં એટલે તેઓ જે પ્રમાણે આકાશરૂપી બની રહે છે, તે પ્રમાણે વિક્ષેપો દૂર થતાં, તે આ શરીર વિદ્યમાન હોવા છતા પણ જેમાથી વિશ્વની ઉત્પત્તિ થાય છે અને જેમાં તે પુનઃ લય પામે છે, તે આ વિદ્યમાન દેહમા હોવા છતાં જ બ્રહ્મનુ સ્વરૂપ બની જાય છે. અર્થાત્ તે સદેહ બ્રહ્મ થાય છે. (૪૭૩)

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाऽधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

તપસ્વી, જ્ઞાની તથા કર્મ કરનાર કરતાં યોગી અધિક શ્રેષ્ઠ છે; માટે હે અર્જુન! તુ યોગી થા ૪૬

જે લાભની આશાથી કર્મનિષ્ઠ પુરુષ પોતાના બાહુબળના ભરોસા પર કર્મમાર્ગના પ્રવાહમાં ઝંપલાવે છે, કિંવા જે એક વસ્તુ માટે જ્ઞાની પુરુષ જ્ઞાનરૂપી કવચ ધારણ કરી સમરાંગણમાં આવી પ્રપંચરૂપી શત્રુની સાથે યુદ્ધ કરે છે, અથવા જેની પ્રાપ્તિને અર્થે તપસ્વી લોકો નિર્જન અને વિકટ પર્વતના બિહામણા માર્ગોમાં પ્રવાસ કરે છે, જે ભક્તોના ભજનનુ અધિષ્ઠાન છે અને જે સર્વ પ્રકારે સર્વને પૂજ્ય છે; તથા સાધકોનુ સિદ્ધ તત્ત્વ છે, એવું જે કૈવલ્યપદ તે તે પોતે જ બની જાય છે; માટે જ તે કર્મનિષ્ઠોને વંદ્ય, જ્ઞાનીઓને વિચારણીય અને તપસ્વીઓનો મૂળ ગુરુ છે. જીવ અને પરમાત્મા એ ઉભયના સંગમ સ્થળે તેના મનનુ ઐક્ય થયેલુ હોવાથી, તે દેહધારી હોવા છતાં એટલી બધી યોગ્યતા પામે છે; એટલા માટે હે અર્જુન! આ જ કારણથી 'તું યોગી થા' એમ અંતઃકરણપૂર્વક હું તને નિત્ય કહ્યા કરું છું.

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥**

સર્વ યોગીઓમાથી પણ મારી સાથે જે શ્રદ્ધાપૂર્વક ઐક્ય પામી મને ભજે છે, તે મને પરમ માન્ય છે. ૪૭

અરે! યોગી એટલે દેવનો દેવ, મારાં સર્વ સુખોનો સાગર

અને મારો પ્રાણ છે, એમ સમજ. તે ભક્ત અને ભગવાન, એ ભક્તિની ત્રિપુટી મને જ સમજે છે. હે સુભદ્રાપતે! પછી તેની અને મારી પ્રીતિ વર્ણવી શકાય એમ નથી. એમ જ સમજ કે તે એટલે પ્રત્યક્ષ હું જ છું. આવી રીતના પ્રેમના ઐક્યની તુલના માટે ઉપમા જોઈએ, તો હું દેહ અને તે આત્મા આ સિવાય બીજી ઉપમા ઘટી શકે એમ નથી. સંજય કહે છે: હે રાજા! ભક્તિરૂપી ચકોરનો ચંદ્ર અથવા સર્વ ત્રિભુવનના પતિ અને ગુણના સાગર જે શ્રીકૃષ્ણ તે આ પ્રમાણે બોલ્યા; એટલે પૂર્વથી જ યોગનું ઐશ્વર્ય સાંભળવાની ઉત્કંઠા ધરનાર પાર્થની ઉત્કંઠા બમણી થઈ. શ્રીયદુનાથને અર્જુનનો એ મનોભાવ જાણી આનંદ થયો અને તેઓ મનમાં કહેવા લાગ્યા કે, '. હું જે કહું છું, તેનું બરાબર પ્રતિબિંબ અર્જુનના હૃદયરૂપી દર્પણમાં પડી રહે છે.' હવે તેઓ આનંદના આવેશમાં આગળ કથા કહેશે. આ કથામાં શાંતિરસનું સ્પષ્ટ દર્શન થશે અને જ્ઞાનરૂપી બીજને અંકુર ફૂટશે. જે જ્ઞાનબીજ ઊગવા માટે સત્ત્વગુણની વૃષ્ટિ થઈ, આધ્યાત્મિક તાપનાં તૃણ તણાઈ જઈ, ચતુર શ્રોતાનાં ચિત્તરૂપી ક્ષેત્ર તૈયાર થયાં તથા કાંચન સરખા બીજ વાવવાના સાધનો મળી આવ્યાં છે. આવી સામગ્રીને તૈયાર જોઈ શ્રીનિવૃત્તિનાથને જ્ઞાનરૂપી બીજ વાવવાની ઉત્કંઠા થઈ. મહારાજ કહે છે કે તે બીજ વાવવા માટે શ્રીસદ્‌ગુરુએ અતિ વિનોદની સાથે ચાડાને ઠેકાણે મારી યોજના કરી અને મારા મસ્તક પર હાથ મૂક્યો; અર્થાત્ ચાડામા બીજ નાખ્યાં. એ માટે જ મારા મુખમાંથી જે કાંઈ નીકળે છે, તે સંતોના મનને રુચે છે. અસ્તુ. હવે શ્રીરંગ જે કાંઈ બોલ્યા તે હુ આગળ વર્ણવીશ; પરંતુ તે બોલ માનસિક શ્રવણેંદ્રિયથી સાંભળજો; બુદ્ધિની આંખથી તેમાના તત્ત્વને જોજો અને પછી ચિત્ત દ્વારા તે સંબંધી ઊહાપોહ કરજો; તેને લક્ષ્યના હસ્તથી હૃદયમા સંચિત કરો એટલે તે સજ્જનોનાં મનને મુદિત કરશે. આ શબ્દો વડે નિત્ય આત્મપ્રાપ્તિ થશે; સંકટમાંથી મુક્તિ થશે અને જીવને સુખની પ્રાપ્તિ થશે. હવે શ્રીમુકુંદ વિનોદપૂર્વક અર્જુનને જે સર્વોત્કૃષ્ટ જ્ઞાન આપશે, તે હું તમને ઓવીરૂપે કહી સંભળાવીશ. (૪૯૭)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया षष्ठोऽध्याय ॥ ६ ॥

# અધ્યાય ૭મો—જ્ઞાનવિજ્ઞાનયોગ

श्रीभगवानुवाच—मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

શ્રીભગવાન બોલ્યા . હે અર્જુન ! મારામાં મનને આસક્ત કરીને તથા કેવળ મારો જ આશ્રય ધરી, યોગાભ્યાસ કરીને નિઃસંશય મારુ સંપૂર્ણ સ્વરૂપ જે રીતે તુ જાણી શકીશ તે સાભળ. હુ તને વિજ્ઞાન સહિત તે જ્ઞાન પૂર્ણ રીતે કહુ છું. તે જાણ્યા પછી આ લોકમાં અન્ય કાંઈ જાણવા જેવુ રહેતું જ નથી. ૧,૨

હે શ્રોતાજનો ! શ્રીઅનંત પાર્થ પ્રત્યે બોલ્યા : અરે ! તું નિશ્ચયપૂર્વક યોગજ્ઞાનસંપન્ન થયો છે. હવે હું તને વ્યાવહારિક જ્ઞાન સહિત બ્રહ્મજ્ઞાન એવી રીતે કહી સંભળાવીશ, કે તેના યોગથી જે પ્રમાણે હથેળીમાંના રત્નને આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ, તે પ્રમાણે તું મને સંપૂર્ણ રીતે ઓળખી શકીશ. અહીં વ્યાવહારિક જ્ઞાનને શું કરવું છે ? એવો સશય તારા મનમાં હોય, તો તેને જ ખરેખર સર્વથી પ્રથમ બરાબર જાણવું જોઈએ. એમ કરવાથી જ્ઞાનના સાક્ષાત્કાર સમયે બુદ્ધિની નજર કુંઠિત થઈ જાય છે; અને જેમ નદીના કિનારા પર નાવનું લંગર નાખ્યુ એટલે તે હાલતી નથી, તેમ જ્યા બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, વિચારના પગ પાછા પડે છે અને તર્કનો ઉત્સાહ મંદ પડી જાય છે, તેને જ જ્ઞાનના નામથી ઓળખવામાં આવે છે. હે અર્જુન ! શેષ સર્વ પ્રકારના પ્રપંચજ્ઞાનને વિજ્ઞાન[1] કહેવામાં આવે છે અને એ પ્રપંચને સત્ય માનવો એ ભયંકર અજ્ઞાન છે, એમ જ સમજી લેવું. હવે એ સર્વ અજ્ઞાનનો જ્યારે લોપ થાય છે, વિજ્ઞાન સમૂળ ભસ્મીભૂત થઈ જાય છે અને મૂર્તિમંત જ્ઞાન પ્રકટ થાય છે કે જેના યોગથી વક્તાના શબ્દો ખૂટી જાય છે, શ્રોતાની ઇચ્છા કમી થઈ જાય છે અને અમુક વસ્તુ મોટી ને અમુક નાની એવો ભેદ રહેતો

---

૧. શ્રીમચ્છંકરાચાર્યે ગીતામાના મૂળ ' सविज्ञानम् ' શબ્દનો स्वानुभवसंयुक्तम्' એટલે કે વિજ્ઞાન—અનુભવયુક્ત જ્ઞાન સહિત એવો અર્થ કરેલો છે, છતાં શ્રીજ્ઞાનેશ્વરે વિજ્ઞાન શબ્દનો પ્રાપંચિક જ્ઞાનના અર્થમા સ્વીકાર કરેલો છે. આ ભેદને ધ્યાનમા રાખીને વાચકે વાચનમાં આગળ વધવુ.

નથી, જેના અલ્પ શ્રવણથી પણ હેતુઓ પૂર્ણ થાય છે, તે ગુહ્ય તત્ત્વ હવે હું તને કહી સંભળાવું છું. (૯)

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

હજારો મનુષ્યોમાંથી કોઈક જ મારી પ્રાપ્તિ માટે પ્રયાસ કરે છે; અને મારે માટે યત્ન કરનારા સિદ્ધોમાંથી પણ એકાદ જ મને સત્ય સ્વરૂપમા ઓળખી શકે છે. ૩

અરે! ખરેખર, હજારો મનુષ્યોમાંથી માત્ર એકાદ મનુષ્યને જ આ જ્ઞાનની ઇચ્છા થયેલી હોય છે અને આવી ઇચ્છાવાળા અનેકોમાં પણ કોઈક જ મને જાણનારો મળે છે. હે અર્જુન! જે પ્રમાણે મનુષ્યથી ભરેલા ત્રિભુવનમા લાખોમાંથી કોઈક જ સમરાંગણ માટે લાયક હોય છે અને તેવા અનેકોમાં પણ જ્યારે તલવારના ઘાવ શરીર પર પડવા માંડે છે, ત્યારે તો એકાદ જ મનુષ્ય નભી રહીને વિજયશ્રીનો અધિકારી થાય છે, તે પ્રમાણે મારા જ્ઞાનની પ્રાપ્તિ સંબંધી આસ્થાના પૂરમા કોટ્યવધિ લોકો ભૂસ્કા મારે છે; પરંતુ સામે કાંઠે તો તેમનામાંનો એકાદ માણસ જ જઈ શકે છે (કોઈ એકને જ મારી પ્રાપ્તિ થાય છે); માટે આ સામાન્ય વાત નથી, પણ અતિ મહાન છે; પરંતુ તેનું વર્ણન આગળ કરવામા આવશે, હમણા તો તને વિજ્ઞાનનું સ્વરૂપ કહું છુ તે સાભળ. (૧૪)

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

મારી પ્રકૃતિ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ ભાગમા વિભક્ત થયેલી છે. ૪

હે ધનંજય! સાભળ. જે પ્રમાણે આપણા અંગનો પડછાયો હોય છે, તે પ્રમાણે આ મહદાદિ તત્ત્વો એ કાર્યરૂપે મારી માયા છે, એને જ પ્રકૃતિ કહેવામા આવે છે. એના જુદા જુદા આઠ પ્રકાર છે; એ આઠ પ્રકારમાંથી જ ત્રૈલોક્યની ઉત્પત્તિ થાય છે. જળ, તેજ, આકાશ, પૃથ્વી, વાયુ, મન, બુદ્ધિ અને અહંકાર એ પ્રકૃતિના આઠ પ્રકારો છે; અથવા તેનાં જુદા જુદા આઠ સ્વરૂપો છે. (૧૮)

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

હે મહાબાહો! એ તો મારી અપરા અર્થાત્ ગૌણ પ્રકૃતિ છે. એનાથી

ભિન્ન એવી જે મારી જીવભૂત પ્રકૃતિ છે, તેને પરા પ્રકૃતિ સમજ, કે જેનાથી આ જગત ધારણ કરાયેલું છે. ૫

હે પાર્થ ! આઠ અપરા પ્રકૃતિની જે સૌમ્ય સ્થિતિ અર્થાત્ એકીકરણ તે મારી પરમ પ્રકૃતિ છે, તે જ પરમાત્મામાં જીવભાવ ઉત્પન્ન કરે છે અને તેથી જ તેને 'જીવભૂતા' એવી સંજ્ઞા મળી છે. એ પ્રકૃતિ અચેતનને જીવન અર્પે છે, જ્ઞાનને ચૈતન્ય અર્પે છે અને મનને શોકમોહાદિનો અનુભવ કરાવે છે. એના સાન્નિધ્યથી બુદ્ધિમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે અને એ અહંકારના કૌશલ્યથી જગતને ધારણ કરે છે. ૨૧

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

આ ઉભય પ્રકૃતિ સર્વ ભૂતોની ઉત્પત્તિનુ કારણ છે એમ તુ સમજ અને એ પ્રકૃતિ દ્વારા હુ સર્વ વિશ્વની ઉત્પત્તિ અને સહારનુ કારણ છુ. ૬

આ સૂક્ષ્મ (પરા) પ્રકૃતિ જ્યારે સ્વેચ્છાથી સ્થૂળ પ્રકૃતિની સાથે સંયુક્ત થાય છે, ત્યારે સૃષ્ટિમાં પ્રાણીઓની ટંકશાળ શરૂ થઈ જાય છે. આ ટંકશાળમાં સ્વયં ચાર પ્રકારના સિક્કા (જરાયુજ, અંડજ; સ્વેદજ અને ઉદ્ભિજ્જ) પડવા માંડે છે. એમાં પંચમહાભૂતોની યોગ્યતા તો સમાન જ હોય છે; પરંતુ માત્ર જાતિ ભિન્ન ભિન્ન હોય છે. તેમાં ચોરાશી લક્ષ જાતિ હોય છે અને તે જાતિની ઉપજાતિ કેટલી છે, તેની તો ગણતરી જ નથી. આવી રીતના અનેક પ્રકારના સિક્કાઓથી નિરાકાર–શૂન્ય–અવ્યક્તનો ગર્ભ ભરાઈ જાય છે. આ પ્રકારે પંચમહાભૂતના એકસરખા અનેક સિક્કાઓ બને છે અને તેની વૃદ્ધિનો હિસાબ પ્રકૃતિ (માયા) જ રાખે છે. તે આ સિક્કા પર છાપ મારી તેનો પ્રચાર કરે છે અને પછી તેને પાછા પણ તે પ્રકૃતિ જ ખેંચી લે છે. આ પ્રમાણે કર્મ–અકર્મના વ્યવહારમાં માયા તે જ પ્રવૃત્તિ કરાવે છે. હવે એ રૂપકને મૂકી દઈશું. તું સ્પષ્ટ સમજી શકે એવી રીતે કહુ, તો આ પ્રકૃતિ જ પ્રાણીઓનાં નામરૂપનો વિસ્તાર કરે છે અને એ પ્રકૃતિ મારામાં જ લય પામતી હોવાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ હુ જ છું. (૨૮)

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनञ्जय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

હે ધનંજય! મારાથી પર (બહાર) અને બીજુ અન્ય કાંઈ નથી. સૂત્રમાં જે પ્રમાણે મણકા પરોવાયેલા હોય છે, તે પ્રમાણે આ સર્વ જગત મારામાં જ ઓતપ્રોત ગૂથાયેલું છે. ૭

આ દૃશ્ય જગત મૃગજળ જેવું છે! મૃગજળનુ મૂળ જોવા જઈએ તો તે કેવળ સૂર્યકિરણ નહિ, પરંતુ પ્રત્યક્ષ સૂર્ય જ છે; તે પ્રમાણે હે અર્જુન! જે પ્રકૃતિમાંથી આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે, તે (પ્રકૃતિ અને) સૃષ્ટિ એ ઉભય દેખાય છે, તેમનો ઉપસંહાર કરીને (અમને બાદ કરીને) જો જોવામા આવે તોપણ એ અસત્ય છે, એવો નિશ્ચય થતાં તેનું અધિષ્ઠાનતત્ત્વ હું જ છું એમ સમજાય છે. આ પ્રકારે જે ઉત્પન્ન થાય છે, દેખાય છે અને લય પામે છે, તે સર્વ મારામા જ છે. જે પ્રમાણે સૂત્રને આધારે મણકા રહેલા છે, તે પ્રમાણે આ વિશ્વ મારા આધારે છે. સુવર્ણના મણકા કરીને સુવર્ણના તારમાં જ પરોવ્યા હોય તે પ્રમાણે આ સર્વ વિશ્વ અંતર્બાહ્ય મારાથી જ વ્યાપ્ત છે. (૩૨)

**रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥**
**पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

હે કૌંતેય! જળમા રસ હુ છુ; સૂર્ય અને ચદ્રમા પ્રભા હુ છુ; સર્વ વેદોમા પ્રણવ (ૐકાર) હુ છુ, આકાશમા શબ્દ અને પુરુષમાં પરાક્રમ હુ છુ, તે જ પ્રમાણે પૃથ્વીમા ઉત્તમ ગંધ તે હુ છુ, અગ્નિમા તેજ હુ છુ. સર્વ ભૂતોમાં જીવન હુ છુ અને તપસ્વીઓમાં તપ પણ હુ જ છુ. ૮, ૯

માટે પાણીમાં જે રસ છે, કિંવા પવનમાં જે સ્પર્શ છે અને સૂર્ય તથા ચદ્રમાં જે પ્રકાશ છે, તે હું જ છું, એમ સમજ; તે જ પ્રમાણે પૃથ્વીમાં રહેલી સ્વાભાવિક સુવાસ અને આકાશમાં રહેલો શબ્દ તે હું છું. વળી વેદમાં જે ૐકાર છે તે પણ હું જ છું. મનુષ્યમાં રહેલું મનુષ્યત્વ–અહંભાવનું સત્ત્વ–પૌરુષ તે હું જ છુ તેજને અગ્નિ એવું જે ઉપમાન છે, તે દૂર કર્યું, એટલે ત્યા ખરા સ્વરૂપમાં હું જ પ્રકાશી રહ્યો છુ. આ જગતમાં અનેક પ્રકારના પ્રાણીઓ જન્મ લઈને પોતપોતાની જાતિ અનુસાર અન્નાદિને આધારે જીવે છે. કોઈ પવનનુ સેવન કરીને રહે છે, કોઈ ઘાસ પર ઉપજીવિકા ચલાવે છે, કેટલાકો અન્નનું ભક્ષણ કરીને જીવે છે અને કોઈ માત્ર પાણી પર પોતાનું જીવન નિભાવે છે. આ પ્રકારે સકળ પ્રાણીમાં તેમની પ્રકૃતિ અનુસાર જે જુદું જુદું જીવન દેખાય છે, તે સર્વ હું જ છુ. (૩૯)

**वीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥**

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ॥
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન બીજ હુ જ છુ એમ જાણ બુદ્ધિમંતોની બુદ્ધિ, તેજસ્વીઓનુ તેજ અને ઇચ્છા–પ્રીતિરહિત બળવાન પુરુષોનુ બળ હુ છું હે કુરુશ્રેષ્ઠ ! સર્વ ભૂતોમાં ધર્માનુકૂળ કામ (અન્નપાનાદિની ઇચ્છા) તે પણ હુ જ છુ ૧૦,૧૧

ખરેખર ! ઉત્પત્તિકાળે જે આકાશના અંકુરથી વિસ્તાર પામે છે અને જે સંહારકાળે ૐકારના અક્ષરોને ગળી જાય છે; જ્યાં સુધી આ જગતને આકાર છે, ત્યાં સુધી તે તેના સમાન જ દેખાય છે; પરંતુ મહાપ્રલયકાળે તે કોઈ પણ આકારરહિત હોય છે; એવું જે આ જગતનું અનાદિ અને સ્વતઃસિદ્ધ બીજ તે હુ છું. આ બીજ હુ આજે સર્વથા તારા હાથમાં આપું છું. હે અર્જુન ! એ વિષે સમ્યગ્જ્ઞાન મેળવીને વિચાર કરીશ, ત્યારે તેનાં કેવાં ઉત્તમ ફળ છે તે તું જોઈશ; પરંતુ હવે આ પ્રાસંગિક વાત આપણે કોરે મૂકીશું. હું તને સંક્ષેપ મા જ કહુ છું, કે તપસ્વીઓમાં જે તપ છે, તે મારું જ રૂપ છે; બળવાનમા જે બળ છે, તે હુ જ છું અને બુદ્ધિમંતોમાં જે બુદ્ધિ છે, તે પણ હું છું. જેના આચરણથી ધર્મ અને અર્થ એ પુરુષાર્થની સિદ્ધિ થાય છે, એવો પ્રાણીમાત્રમાં રહેલો કામ, તે પણ હુ જ છું. જો વિકાર ઉત્પન્ન થવાથી ઇન્દ્રિયો પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરવા માંડે, તોપણ તે કામ તેને ધર્મ વિરુદ્ધ જવા દેતો નથી. તે કામ નિષેધનો આડમાર્ગ છોડી વિધિના રાજમાર્ગે જ જાય છે અને વળી તેની સાથે વિવેકરૂપી સળગતી મશાલ પણ હોય છે. આવી રીતે આ કામ ચાલે છે અને તેથી જ ધર્માચરણ બની શકતાં, તે દ્વારા સંસારમાં રહેનારને મુક્તિ પ્રાપ્ત થાય છે. વેદે જેની સ્તુતિ કરી છે, એવા કર્મરૂપી મંડપ પર કર્મફળનાં પાંદડાંઓ મોક્ષનો સ્પર્શ કરે ત્યાં લગી તે કામ પોતાનું કાર્ય કર્યે જાય છે અને સૃષ્ટિની લતાને વધારે છે. યોગીઓના જનક શ્રીકૃષ્ણ કહે છે : આવા નિયમથી રહેનાર અને પ્રાણીમાત્રને બીજભૂત એવો જે કામ તે હું છું. આ પ્રત્યેક વસ્તુને જુદી પાડીને તે તને ક્યા સુધી કહુ ? સારાંશ કે વસ્તુમાત્ર મારામાંથી વિસ્તરી છે, એમ જ તું સમજ. (૫૨)

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

જે સાત્ત્વિક, રાજસ અને તામસ વિકારો છે, તે પણ મારાથી જ ઉત્પન્ન થયેલા સમજ, પરંતુ હું તેમનામા સમાઈ રહેલો નથી, પણ તેઓ મારામા જ સમાઈ રહેલા છે. ૧૨

જે સાત્ત્વિક કિંવા રાજસ અને તામસ આદિ વિકારો છે, તે સર્વ મારા સ્વરૂપમાથી ઉત્પન્ન થયેલા સમજ. જોકે તેઓ મારામાથી ઉત્પન્ન થયા છે, તોપણ હું તેમનામા નથી. જે પ્રમાણે સ્વપ્નના ખાબોચિયામા જાગૃતિ ડૂબતી નથી, કિંવા જે પ્રમાણે બીજ રસથી ભરેલું હોય છે અને તેમાથી અંકુર ફૂટી અંતે કાષ્ટની ઉત્પત્તિ થાય છે અને પછી તે કાષ્ઠમા બીજ રહેતું નથી, તે જ પ્રમાણે સત્ત્વાદિ સર્વ વિકારો મારામાથી ઉત્પન્ન થયેલા છે, તોપણ તેમા હું નથી. ખરેખર, આકાશમા જે વાદળાની ઉત્પત્તિ થાય છે, તેમા શુદ્ધ આકાશ હોતું નથી; કિંવા વાદળામા પાણી હોય છે, પરંતુ પાણીમા વાદળા હોતાં નથી. પછી પાણીના ઘર્ષણથી તેજ (વીજળી) ઉત્પન્ન થાય છે; પરંતુ તે તેજમાં પાણી હોતું નથી; અગ્નિમાથી જે ધુમાડો ઉત્પન્ન થાય છે, તેમા અગ્નિ હોતો નથી; તે જ પ્રમાણે સત્ત્વાદિક સર્વ વિકારો મારામાંથી ઉત્પન્ન થયા છે, તોપણ હું તેમાં હોતો નથી. (૫૯)

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

આ ત્રિગુણ વિકારોથી જ સર્વ જગત મોહિત થઈ ગયુ અને તેથી કરીને ગુણાતીત તથા અવિનાશી એવા મને તે જગત ઓળખતુ નથી. ૧૩

તથાપિ જેવી રીતે પાણીમાથી ઉત્પન્ન થયેલી શેવાળ (લીલ), પાણીને આચ્છાદિત કરી દે છે, કિંવા અભ્રના આચ્છાદનથી આકાશ વ્યર્થ ઢકાઈ જાય છે, કિંવા સ્વપ્ન અસત્ય હોવા છતા પણ જ્યારે તે નિદ્રાના યોગથી સત્ય ભાસીને આપણું ભાન ભુલાવી દે છે, અથવા આખમા પાણીનો મોતિયો બધાઈને આપણી દૃષ્ટિને બંધ કરે છે, તે જ પ્રમાણે મારામા ભાસતી સત્ત્વ, રજ અને તમ–એ ત્રણે ગુણોથી યુક્ત એવી મારી પ્રતિચ્છાયા (માયા), તે પડદાની પેઠે જીવને મારા જ સ્વરૂપની આડે આવે છે; એથી પ્રાણીઓ મને ઓળખતા નથી અને તેઓ મારામાથી જ ઉત્પન્ન થયેલા હોવા છતાં મારા સ્વરૂપમા ભળતાં નથી. જે પ્રમાણે પાણીમાથી જ ઉત્પન્ન થયેલા મોતી પાણીમા પાછા મળતાં નથી અથવા મૃત્તિકામાથી બનાવેલો ઘટ કાચો હોય, ત્યાં સુધી મૃત્તિકામા મળે છે; પરંતુ તેને પકવ્યા પછી તે તેમા ભળતો

નથી; તે જ પ્રમાણે સર્વ પ્રાણીઓ મારા જ અવયવો છતાં માયાના યોગે જીવપણું પામવાથી, મારામાંથી ઉત્પન્ન થયા છતાં મદ્રૂપ બનતાં નથી અને મારા હોવા છતાં મને ઓળખતાં નથી. 'હું' અને 'મારું' એવી ભ્રાંતિથી તેઓ વિષયાંધ બની ગયેલા છે. (૧૭)

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥**

કારણ કે અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક એવી મારી માયા દુસ્તર છે, જેઓ મારા શરણે આવે છે, તેઓ જ એ માયારૂપ નદીને તરી જાય છે. ૧૪

ત્યારે હવે હે ધનજય! મહત્તત્ત્વાદિ જે મારી માયા તેને તરીને મદ્રૂપ કેવી રીતે બની શકાય? જે માયાનદી નિર્ગુણ બ્રહ્મરૂપી પર્વતના તૂટેલા ભાગમાં હોય છે, ત્યારે પ્રથમ સંકલ્પરૂપી જળનો ઉદય થાય છે અને તેમાં પંચમહાભૂતનો નાનો સરખો પરપોટો ઉદ્ભવ્યો છે જે નદી સૃષ્ટિના વિસ્તારરૂપી પ્રવાહથી અને કાળગતિના વેગથી કર્મ તથા મોક્ષના ઊંચા કાંઠા ઉલ્લંઘીને ચાલી જાય છે, જે સત્ત્વાદિ ગુણરૂપી મેઘની વૃષ્ટિથી ભરાઈને ભ્રાંતિરૂપ મહાપૂરથી યમનિયમરૂપી વિશાળ શહેરોને પણ ઘસડી જાય છે, જેમા દ્વેષરૂપી વમળો પડી જે મત્સરરૂપી વલણથી વહે છે, જેમા ઉન્મત્તતા આદિ પ્રચંડ મત્સ્યો તરફડે છે, જેમાં પ્રપંચરૂપી ભેદના પ્રવાહો ચાલે છે અને કર્માકર્મના પૂરમાં સુખદુઃખરૂપી કચરો તણાઈ જઈને કાંઠા પર નીકળી જાય છે, જેમાં વિષયસુખરૂપી દ્વીપ પર કામરૂપી મોજાંઓ અથડાય છે અને જ્યાં જીવસમુદાયરૂપી ફીણ મોટા પ્રમાણમાં દેખાય છે; અહંકારરૂપી પ્રવાહ અને વિદ્યા, ધન તથા સામર્થ્ય–એ ત્રણ મદના જુસ્સાથી ત્યાં વિષયતરંગો ઉછાળા મારે છે; ઉદય અને અસ્તના પૂરથી જન્મમરણના પાષાણો તૂટી પડી, તે ઠેકાણે શરીરરૂપી પરપોટા ઉત્પન્ન થાય છે અને લય પામે છે, જેમાં મોહ અને ભ્રાંતિરૂપી મત્સ્યો ધૈર્ય ધરી માંસને સ્વાહા કરી જાય છે, તે સ્થળે અજ્ઞાનરૂપી પ્રચંડ વમળો ઉત્પન્ન થાય છે; ભ્રાંતિરૂપી ડહોળાયેલું પાણી આસ્થા ને શ્રદ્ધાના ખાડામાં ભરાઈ રહે છે અને રજોગુણના ખડખડાટથી સ્વર્ગપ્રાપ્તિની પ્રચંડ ગર્જના ઉદ્ભવે છે, આવા આ તમોરૂપી પ્રવાહને તરી જવાનુ કાર્ય કઠિન છે તથા સત્ત્વરૂપી સ્થિર પાણીનો અહીં ખાડો છે તે તરી જવું બહુ કઠિન છે. વધારે શું કહું? આ માયાનદી મહાવિનાશકારિણી છે. ખરેખર, એમાંના જન્મ–મૃત્યુના પૂરપ્રવાહમાં સત્યલોકના કિલ્લા તણાઈ

જાય છે અને બ્રહ્માદરૂપી પાષાણો તૂટીને ગબડી પડે છે. એ પૂરના પ્રવાહમા હજી સુધી કોઈના પગ લાગતા નથી. અરે! આવું આ માયાપૂર શી રીતે તરી શકાશે? વળી અહીં એક બીજો ચમત્કાર છે. આ નદી તરવાના જે ઉપાયો વગરસમજ્યે યોજીએ, તે સર્વ અપાયકારક જ નીવડે છે. કોઈ માણસ ડહાપણના બળ પર એમાં ભુસ્કો મારે, તો તેનો પત્તો લાગતો નથી; કોઈનો જ્ઞાનરૂપી ખાબોચિયામાં જ ગર્વ ગળી જાય છે. કોઈ વેદત્રયીના ત્રાપા પર બેસીને તેને અહંકારના પથ્થર બાંધી, આ નદી તરી જવાને નીકળ્યા, તે ઊલટા મદરૂપી મત્સરના પ્રચંડ મુખમાં બિલકુલ ગુમ થયા છે. કોઈ તારુણ્યના બળ પર કમર કસી વિષયની પાછળ પડ્યા, તો તેમને વિષરૂપી મગરે જ ચાવી નાખ્યા. પછી તે વૃદ્ધાવસ્થાના તરંગમાં તણાતાં મતિભ્રંશરૂપી જાળમાં સપડાઈ જાય છે અને તેથી ચારે તરફથી જખમી થઈ શોકરૂપી પાષાણ પર અથડાય છે. પછી ક્રોધરૂપી વમળમાં પડીને જરાક ડોકું ઊંચું કરવા લાગે, એટલે આપત્તિરૂપ ગીધડાઓ તેને ચારે તરફથી ટોચીટોચીને ખાવા માડે છે. પછી તેઓ દુઃખરૂપી કાદવમા ફસાઈ પડી મરણરૂપી રેતીમા રોળાય છે! આ પ્રકારે જેઓ વિષયનો પાલવ પકડીને તેની પાછળ જાય છે, તેમનુ જીવન વ્યર્થ થાય છે. કેટલાક યજ્ઞાદિક ક્રિયારૂપી માટલુ પેટ તળે રાખીને જાય છે; પરંતુ તે સ્વર્ગસુખરૂપી બખોલ આગળ અટકી રહે છે. કેટલાક મોક્ષપ્રાપ્તિની આશાથી કર્મરૂપ બાહુબળ પર ભરોસો રાખે છે; પરંતુ તેઓ પણ કર્તવ્યાકર્તવ્યના વમળમાં સપડાઈ જાય છે. જે નદીમા વૈરાગ્યરૂપી નાવ ચાલતું નથી અને જ્યાં વિવેકરૂપી વાંસડાનો પણ તાગ લાગતો નથી, એવી નદી કોઈ પણ ઉપાયે તરી જવાશે ખરી? એ નદી તરવી અશક્ય છે; એવી રીતે જીવના પોતાના અંગબળથી આ માયારૂપ નદીમાથી તરીને પાર પડી શકાય છે, એમ કહેવું શાના જેવું છે તે હવે કહું છુ. જો પથ્ય ન પાળનારનો વ્યાધિ નાશ થવા શક્ય હોય, જો દુર્જનની બુદ્ધિને સાધુ જાણવાને સમર્થ હોય, વિષયાસક્ત પુરુષ ઐશ્વર્ય પ્રાપ્ત થયા છતાં તેનો ત્યાગ કરે જો ચોરોની સભા ભરાય અથવા મત્સ્ય ગળને ગળી જઈ શકે, જો બીકણ મનુષ્યથી પિશાચ બીને ભાગી જાય, જો હરિણબાળક પારધીની જાળ તોડી નાખવાને સમર્થ થાય અથવા કીડી મેરુ પર્વત ઓળંગી જાય તો જીવો પોતાના ડહાપણથી માયાનદી તરીને પેલે પાર જઈ શકે. માટે હે પાડુસુત! જે પ્રમાણે વિષયી પુરુષ સ્ત્રીને જીતી શકતો નથી, તે પ્રમાણે જીવ આ માયારૂપ નદી તરી શકતો નથી, પરંતુ જે

અનન્યભાવથી મારે શરણે આવે છે, તે જ આ દુસ્તર નદીમાંથી તરીને સહજ પાર પડી જાય છે; એટલુ જ નહિ, પણ તેઓ હજી તો આ કાંઠે ઊભેલા હોય છે એટલામાં જ આ માયારૂપી જળ લુપ્ત થાય છે. જેને સદ્દગુરુરૂપી નાવિક મળ્યો હોય. જેણે બ્રહ્મસાક્ષાત્કારરૂપી દૃઢ મજબૂત રીતે પકડ્યો હોય, જેને આત્મનિવેદનરૂપી નૌકા હસ્તગત થઈ હોય, જે અહંભાવનો બોજો ફેંકી દઈ વિકલ્પરૂપી પવનનુ તોફાન ચુકાવીને અને સ્ત્રીપુત્રાદિ પ્રતિના પ્રેમરૂપી પાણીના પ્રવાહને ટાળીને, જીવાત્માના ઐક્યરૂપી ઉતાર વડે આત્મબોધરૂપી નૌકાના આશ્રયથી નિવૃત્તિને પેલે પાર જઈ પહોચે છે; આવા લોકો વૈરાગ્યરૂપી હલેસાંઓ વડે 'अहं ब्रह्मास्मि' એ ભાવના બળથી તરી મુક્તિતટ પર અવશ્ય આવી પહોંચે છે. આ ઉપાય વડે જેઓ મને ભજે છે, તેઓ જ આ માયારૂપ નદી તરીને પાર પડી શકે છે; પરંતુ આવા ભક્તો વિશેષ હોતા નથી, બહુ જ વિરલ હોય છે. (૧૦૨)

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥
चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

માયાએ જેમના જ્ઞાનને નષ્ટ કરેલુ છે તથા આસુરી પ્રકૃતિનો જેમણે આશ્રય કરેલો છે, એવા પાપી મૂર્ખ અને નરાધમ મારે શરણે આવતા નથી. હે ભરતશ્રેષ્ઠ! આર્ત+ (રોગાદિકથી પીડિત), જિજ્ઞાસુ (ભગવત્તત્ત્વ જાણવા ઇચ્છ-

---

+ (૧) જે રોગ અથવા અન્ય શરીરદુ ખથી પીડાતો હોય અને તે દુઃખના નિવારણાર્થે પ્રભુને ઘણા કરુણભાવથી યાદ કરતો હોય તે આર્તભક્ત કહેવાય છે. જેમ કે દ્રૌપદી, ગજરાજ, સુધન્વા ઇત્યાદિ

(૨) જે રાત્રિદિવસ પ્રભુને શોધવામાં મચેલો રહે છે, તે જિજ્ઞાસુ ભક્ત કહેવાય છે. જેમકે સાધન કરનારા ઋષિમુનિઓ, પરીક્ષિત રાજા ઇત્યાદિ

(૩) જે શરીરસુખ, સ્ત્રીસુખ, પુત્રસુખ, રાજ્યસુખ, સ્વર્ગસુખ અને બીજા સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રભુને યાદ કરે છે, તે અર્થાર્થી ભક્ત કહેવાય છે. જેમકે ધ્રુવ, વિભીષણ, સુગ્રીવ આદિ

(૪) જે શરીરનાં સુખદુ:ખાદિને સહન કરીને કોઈ પણ ભોગ્ય પદાર્થની ઇચ્છા વિના અને કોઈ પણ અન્ય વસ્તુને જાણવાની ઇચ્છા વિના 'પ્રભુનું ભજન કરવુ એ મારી ફરજ છે' એવું સમજીને રાત્રિદિવસ પ્રભુભજનમાં લીન રહે છે, તે જ્ઞાની ભક્ત કહેવાય છે. જેમકે સનત્કુમાર, નારદ આદિ

એ ઉપરાંત મીરાંબાઈ, શાંતોબા, નરસિંહ મહેતા, તુકારામ, જ્ઞાનેશ્વર,

નાર ). અર્થાર્થી ( ભોગેચ્છુ ) અને જ્ઞાની-એવા ચાર પ્રકારના લોકો મને ભજે છે. ૧૫.૧૬

કારણ કે ભક્ત સિવાય ઇતર સર્વે પ્રાણીઓમાં અનાદિકાળથી અહંકારરૂપી ભૂતનો સંચાર થવાને લીધે, તેઓ આત્મસ્વરૂપને વીસરી ગયેલા હોય છે. તે વખતે તેમને નિયમરૂપ વસ્તુનુ ભાન રહેતું નથી, અધોગતિની લાજ લુપ્ત થાય છે અને વેદબાહ્ય વર્તણૂક રાખવામાં તેઓ તત્પર હોય છે. હે અર્જુન ! તેઓ આ શરીરરૂપી ગામમા જે કાર્ય કરવા માટે આવેલા હોય છે, તે કાર્ય ન કરતા, ઇંદ્રિયસમુદાયરૂપી રાજમાર્ગ પર અહંતા-મમતાની ગડબડ કરવા માટે કામ-ક્રોધાદિ વિકારોનો સમૂહ એકત્રિત કરે છે અને દુઃખ તથા શોકના ઘાવ પડવા છતાં તેમને તેની સ્મૃતિ પણ હોતી નથી. તેઓ માયાથી ગ્રસ્ત હોય છે, તેથી માયાથી વંચિત થાય છે; પરંતુ માત્ર ચાર પ્રકારના ભક્તો-એ જ મારું ભજન કરીને આત્મહિત વૃદ્ધિગત કરેલુ છે. આ ચાર-માના પ્રથમને આર્ત, બીજાને જિજ્ઞાસુ, ત્રીજાને અર્થાર્થી અને ચોથાને જ્ઞાની નામથી ઓળખવામા આવે છે. (૧૦૯)

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

તેમાં જ્ઞાનીઓ નિરતર મારામાં રત રહી એકનિષ્ઠાથી મારી ભક્તિ કરે છે, તેથી તે શ્રેષ્ઠ છે. આવા જ્ઞાનીને હુ અત્યત પ્રિય છે અને તે મને અતિશય પ્રિય છે. ૧૭

આર્ત એ દુઃખનિવારણાર્થે મને ભજે છે, મુમુક્ષુ જ્ઞાનપ્રાપ્તિ માટે મને ભજે છે અને ત્રીજો જે અર્થાર્થી તે દ્રવ્યાદિ પ્રાપ્તિ માટે મને ભજે છે; પરતુ ચોથો જે જ્ઞાની છે, તેને કાંઈ પણ કર્તવ્ય ન હોવા છતાં પણ તે મને ભજે છે; અને એટલા માટે તે જ્ઞાની પુરુષ જ મારો ખરો ભક્ત છે. તેના જ્ઞાનના પ્રકાશથી ભેદાભેદરૂપી અંધકારનો નાશ થાય છે અને પછી તે મારી સાથે ઐક્ય પામી મારા સ્વરૂપ બની રહે છે અને તેની ભક્તિ પણ તેવી જ* સ્થિર હોય છે. પરંતુ સ્ફટિકમણિ જે પ્રમાણે જળમય ભાસે છે, તે પ્રમાણે જ્ઞાની ઇતરની દૃષ્ટિથી દેખાય છે; પરંતુ આ કૌતુક કાંઈ વર્ણવી શકાય એમ નથી. જે પ્રમાણે આકાશમાં પવન શાંત થયો એટલે તેનું પવનપણુ કાંઈ ભિન્ન લાગતું નથી, તે જ પ્રમાણે તે મારારૂપ બની જાય છે, તોપણ

---

*તુલસીદાસ સમર્થ રામદાસ, માધવાચાર્ય, શંકરાચાર્ય ઇત્યાદિ અગણિત સંતો થઈ ગયા છે, જે જન્મથી જ ભક્ત હતા

તેની 'ભક્ત' તરીકેની મહત્તા જતી રહેતી નથી. જો પવનને હલાવીને જોવામાં આવે તો તે ગગનથી ભિન્ન દેખાય છે, પરંતુ વસ્તુતઃ તે અને ગગન એકસ્વરૂપ જ છે; તે જ પ્રમાણે તે શારીરિક કર્મો દ્વારા મારો ભક્ત છે એમ ભાસે છે; પરંતુ સ્વાનુભવયોગે તો તે મદ્રૂપ જ હોય છે. જ્ઞાનપ્રાપ્તિના પ્રકાશ દ્વારા હું જ તેનો આત્મા છું, એમ તે જાણે છે; તેથી હું પણ તેનાથી સંતુષ્ટ થઈ તેને મારો આત્મા જ ગણું છુ. જે જીવપણાની સામી પાર(બ્રહ્મસ્વરૂપ)નાં લક્ષણો સમજી જઈ તેને નિત્ય વ્યવહારમાં આચરે છે, તે શું દેહધારી હોવાથી મારાથી ભિન્ન થઈ શકે ખરો કે? કદાપિ નહિ. (૧૧૮)

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

એ સર્વ શ્રેષ્ઠ જ છે, પરતુ તેમાયે જ્ઞાની તો મારો આત્મા જ છે, એમ હું માનું છુ, કારણ કે તે મારામાં ચિત્ત રાખી મને જ સર્વોત્તમ ગતિ માનીને મારો આશ્રય કરે છે. ૧૮

પોતાના હિત માટે તો ગમે તે મનુષ્ય મારી ભક્તિ કરે છે; પરંતુ હુ તો માત્ર જ્ઞાની ઉપર જ પ્રીતિ રાખુ છું, દૂધની આશાએ તો સર્વ લોકો ગાયને દામણ બાંધે છે જ; પરતુ તે પોતાના વાછરડાને તો દામણ વિના દૂધ પીવા દે છે; કારણ કે વાછરડો અન્ય કોઈ વાત જાણતો નથી, પરંતુ તે તન-મન-પ્રાણથી પોતાની માતાને જ ઓળખે છે અને જે વસ્તુ જુએ તેને પોતાની માતા જ માને છે. આ રીતે વાછરડો અનન્ય ભક્ત હોય છે, તેથી ગાય પણ તેના પર તેવી જ પ્રીતિ કરે છે. જ્ઞાની સિવાય જે ઇતર ભક્તો તને કહી બતાવ્યા, તે પણ મને પ્રિય તો છે જ. તેમને મારા સંબધી જ્ઞાન થાય છે, એટલે પછી પુનઃ સંસાર તરફ દૃષ્ટિ નાખતા નથી. જે પ્રમાણે નદી સમુદ્રને મળી એટલે તે પાછી ફરી શકતી નથી, તે જ પ્રમાણે તેના અંતઃકરણરૂપી ગુફામાંથી અનુભવરૂપી ગંગા નીકળી મારામા આવી મળે છે, તે મદ્રૂપ જ બની જાય છે. એનું વર્ણન કેટલી વાર કરું? જે જ્ઞાની કહેવાય છે, તે કેવળ મારો પ્રાણ છે, એ ન કહેવું જોઈએ; પરંતુ એ ન બોલવાની વાત પ્રસંગોપાત્ત તને કહી સંભળાવી. (૧૨૬)

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

અનેક જન્મો પછી 'સર્વ કાંઈ વાસુદેવરૂપ છે' એવુ જ્ઞાન જેનુ પરિપક્વ

થયું છે એવા જ્ઞાનીને મારી પ્રાપ્તિ થાય છે એવો મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯

જે વિષયરૂપી ઘાટા જંગલમાંથી કામ-ક્રોધાદિક સંકટો ટાળીને સદ્વાસનાના પર્વત પર ચડી આવ્યો છે, પછી હે વીરશ્રેષ્ઠ અર્જુન! જે સાધુની સંગતિથી સત્કર્મના સરળ માર્ગમાં, દુરાચરણના આડમાર્ગને છોડીને ફલાશાની બેડી પગમાં ન ઘાલીને સેંકડો જન્મ ભક્તિ-વાટે ચાલ્યો જાય છે; એવો જે જ્ઞાની ભક્ત તે ફળના હેતુને શું હિસાબમા ગણશે? આ પ્રમાણે શરીર સંબંધી અજ્ઞાનરૂપી રાત્રિમા ઉપાધિ રહિત થઈ, એકલા વાટે ચાલતાં સહેજે કર્મક્ષય થઈ જ્ઞાનોદય થાય છે: તે જ વખતે ગુરુકૃપારૂપ ઉષઃકાળ થાય છે અને પછી જ્ઞાનરૂપી સૂર્યનાં સુકુમાર કિરણો પ્રસરે છે. આ વખતે સમદૃષ્ટિનુ ઐશ્વર્ય તેની દૃષ્ટિએ પડે છે અને તે જ્યા જ્યા દૃષ્ટિ નાખે છે, ત્યા ત્યાં મારા સિવાય અન્ય કોઈ વસ્તુ તેની દૃષ્ટિએ પડતી જ નથી. તે સ્વસ્થ બેસે છે ત્યારે પણ તેને હું જ દેખાઉં છુ. વધારે શુ કહુ? એને મારા સિવાય અન્ય કાંઈ દેખાતું જ નથી. જે પ્રમાણે પાણીમાં ડુબેલા ઘડાની અંદર અને બહાર પાણી જ હોય છે, તે પ્રમાણે તે મારી અંદર અને હું તેની અંતર્બાહ્ય સર્વ દિશાએ છુ. આ પ્રમાણે તેને સર્વત્ર જ્ઞાનનો ભંડાર જ દેખાય છે. તે જ્ઞાનથી પરિપૂર્ણ થઈને જ્યા જ્યા સંચાર કરે છે, ત્યા ત્યાં તેને 'હુ જ વિશ્વ છું' એમ ભાસે છે. આ સર્વ વિશ્વમા વાસુદેવ ભરેલો છે, એવો તેને અનુભવ થયા કરતો હોય છે; તેથી ભક્તોમા તે સર્વશ્રેષ્ઠ છે અને જ્ઞાની પણ તે જ છે, હે ધનુર્ધર! જેની અનુભવરૂપી વખારમાં સર્વ ચરાચર વિશ્વ સંચિત થયેલુ છે, એવો આ મહાત્મા અતિ દુર્લભ છે. તેના સિવાય પણ હે અર્જુન! અનેક મનુષ્યો મને ભજે છે, પરંતુ તેમની ભક્તિ કેવળ વિષયસુખની આશાને લઈને હોય છે; કારણ કે આશાતિમિરથી તેની દૃષ્ટિ વિષયાંધ થયેલી હોય છે. (૧૩૮)

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

જુદી જુદી કામનાઓથી જેમનું જ્ઞાન નષ્ટ થયેલુ છે અને જે અજ્ઞાનીઓ પોતપોતાના સ્વભાવને આધીન થયેલા છે, તે જે જે દેવતાની ઉપાસના જે જે નિયમ હોય, તે તે નિયમનુ અવલંબન કરીને મારા-આત્મરૂપ વાસુદેવથી ભિન્ન એવા ઇતર દેવતાઓને ભજે છે. ૨૦

વળી ફળની ઇચ્છાથી તેના હૃદયમાં કામનો સંચાર થયો કે તેના સંસર્ગથી જ્ઞાનરૂપી દીપક ઓલવાઈ જાય છે, આથી તેમને અંત-

બાહ્ય અંધકાર ઘેરે છે; અને હુ તેમની પાસે સમક્ષ હોવા છતાં પણ તેઓ મારાથી વંચિત થાય છે અને પછી તે સર્વ ભાવથી ઇતર દેવ-તાને ભજવા લાગે છે. પ્રથમથી જ તેઓ માયાને આધીન થયેલા હોય છે અને વળી તેમાં ફળપ્રાપ્તિ માટે દીન બનેલા હોય છે. એટલે પછી તેમની અધોગતિનું પૂછવું જ શું? તેઓ લંપટ થઈને મહાકૌતુકથી દેવોની કેવી ભક્તિ કરે છે એ જાણવા યોગ્ય છે! કયા નિયમથી અને ઉપચારદ્રવ્યથી તેમ જ યથાવિધિ દેવને શી શી વસ્તુઓ અર્પવી જોઈએ એમા બરાબર ધ્યાન આપીને તે દેવને જે જે ઉપચારો ગમતા હોય તે તે ઉપચારો તેઓ કરે છે. (૧૪૨)

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

જે જે ભક્ત જે જે દેવતામા ભક્તિભાવ રાખી શ્રદ્ધાથી તેની આરાધના કરવાની ઇચ્છા રાખે છે તેની તે શ્રદ્ધાને તે તે દેવતામા હુ જ સ્થિર કરું છું. ૨૧

પરંતુ જે જે મનુષ્ય કેવળ ફળ માટે જે જે દેવતાની ઉપાસના કરે છે, તેની તે ઇચ્છાને પણ હું જ પૂર્ણ કરું છુ. પ્રત્યેક દેવ કે દેવી હું જ છું; પરંતુ તેનો પોતાનો એવો નિશ્ચય (ભાવ) પણ હોતો નથી અને તેથી તે તે વિશિષ્ટ દેવતાઓમાં તેમનો જુદો જુદો ભાવ હોય છે. (૧૪૪)

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥ २२ ॥**

તે તેવી શ્રદ્ધાથી યુક્ત થઈ તે દેવતાની આરાધના કરવાનો પ્રયત્ન કરે છે અને પછી મે જ નિર્માણ કરેલી તેની તે કામનાઓ પૂર્ણ થાય છે. ૨૨

ત્યાર પછી તેમને જે જે દેવતા પર શ્રદ્ધા હોય તે તે દેવતાનું પોતાની કાર્યસિદ્ધિ થાય ત્યાં સુધી તે યથાવિધિ પૂજન કરે છે. આ પ્રમાણે જે કોઈ જે જે ફળની ઇચ્છા રાખે છે, તે ફરી તેને પ્રાપ્ત થાય છે; પરંતુ તે સર્વ મારી પાસેથી મળે છે. (૧૪૬)

**अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥**

(પરંતુ અન્ય દેવતાને ભજનારા તે) અલ્પબુદ્ધિ મનુષ્યોને પ્રાપ્ત થનારું તે ફળ નાશવંત હોય છે. દેવતાઓના ભક્ત દેવતાઓને જઈ મળે છે અને મારા ભક્તો મને આવી મળે છે. ૨૩

પરંતુ તે ભક્તો મને જાણતા નથી; કારણ કે તે આશાના પાશમાંથી મુક્ત થતા નથી અને એટલા જ માટે નાશવંત એવાં તેમનાં ઇપ્સિત ફળો તેમને પ્રાપ્ત થાય છે. વધારે ક્યાં સુધી કહું? આ પ્રકારનું જે ભજન તે સંસારનું સાધન જ છે; નહિ તો તેનો ફળભોગ તો સ્વપ્નમાંના ક્ષણિક સુખ જેવો જ છે. તેનું મનગમતું દૈવત તે ભલેને હોય; પરંતુ તે દેવતાનું પૂજન કર્યું, એટલે તે દેવત્વને તો પામે જ છે. નહિ તો તન–મન અર્પણ કરી જે મારી ભક્તિને માર્ગે લાગે છે, તે દેહાંતે મારી પાસે જ આવે છે. (૧૫૦)

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**
**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

મારો ઉત્કૃષ્ટ, અવિનાશી અને અત્યુત્તમ ભાવ ન જાણનારા અજ્ઞાની લોકો, હું અવ્યક્ત હોવા છતા પણ મને દેહધારી માને છે. ૨૪

પરંતુ આ પ્રાણી તેમ કરતા નથી અને તેઓ નિરર્થક પોતાનું હિત બગાડી (ઇતર દેવતાના પૂજનથી અલ્પ ફળપ્રાપ્તિ કરી લઈ), હથેળીમાના પાણીમા તરવા જેવુ કરે છે. અમૃતથી ભરેલા સમુદ્રમાં બૂડવાનું થાય, તો પછી મોઢું દાબી રાખીને, મનમા ખાબોચિયામાના પાણીની સ્મૃતિ શા માટે રાખવી? અમૃતનિધિમા પ્રવેશ કર્યો છતા પણ હાથે કરી મરવાનો ઉપચાર શા માટે કરવો? અમૃતમા આનંદથી અમૃતરૂપ જ શા માટે ન બની જવુ? તે જ પ્રમાણે હે ધનુર્ધર! ફળાશારૂપી પિંજરુ ત્યાગી દઈ, અનુભવરૂપી પંખીએ ચિદાકાશમાં સંચાર કરી, ભગવત્સ્વરૂપના સ્વામી શા માટે ન બની રહેવું? તે ચિદાકાશ એટલુ વિશાળ છે, કે ગમે તેટલે ઊંચે ઊડવાનો આપણે મનમાં વિચાર રાખીએ તોપણ સુખપૂર્વક તેટલુ ઊડાણ કરવા માટે વિસ્તરેલુ છે. હું માપી ન શકાઉં એવો હોવા છતાં પણ મને માપની મર્યાદામાં શા માટે ઘાલવામાં આવે છે? મને નિરાકારને સાકાર શા માટે માને છે? હુ સિદ્ધ છું તો પછી મને પ્રાપ્ત કરવા માટે સાધનથી ક્ષીણ શા માટે થવું જોઈએ? પરંતુ હે અર્જુન! વાસ્તવિક રીતે વિચાર કરીએ તો મારું ઉપર્યુક્ત કથન જીવોને બહુધા અરુચિકર જણાય છે. (૧૫૭)

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥**

યોગમાયાથી આવૃત્ત થયેલો એવો જે હું, તે સર્વને સ્પષ્ટ દેખાતો નથી.

આ મૂઢ લોકો જન્મ નહિ પામનાર અને અવિનાશી એવા મને જાણતા નથી.' ૨૫

કારણ કે યોગમાયાના પડદાથી જેઓ આંધળા થયેલા હોય છે તથા તેમનામાં દેહબુદ્ધિના બળથી પ્રકાશરૂપ જે હું તે મને તેઓ જોઈ શકતા નથી. બાકી હું જેમાં ન હોઉં એવી એક પણ વસ્તુ છે ખરી કે? કહે તો ખરો, કે કોઈ પાણી રસરહિત છે કે? પવન કોને સ્પર્શ કરતો નથી? આકાશ ક્યાં હોતું નથી? એ જ પ્રમાણે સમસ્ત વિશ્વ મારાથી જ ભરપૂર છે. (૧૬૦)

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

હે અર્જુન! આગળ થઈ ગયેલાં વર્તમાન અને હવે પછી થનારાં સઘળા પ્રાણીઓને હું જાણું છું, પરંતુ મને કોઈ જાણતુ નથી. ૨૬

આ જગતમાં જેટલા પ્રાણીઓ થઈ ગયા છે, તે સર્વમાં હું જ હતો; હમણા જેટલાં પ્રાણીઓ છે, તેમાં પણ હું જ છું અને ભવિષ્યમાં જે પ્રાણીઓ ઉત્પન્ન થનાર છે, તેઓ પણ મારાથી ભિન્ન હશે નહિ; પરંતુ એ માત્ર કહેવામાં જ છે. આવું વસ્તુતઃ કાંઈ પણ થતું નથી અને કાંઈ જતું પણ નથી. જે પ્રમાણે રજ્જુના સર્પ સંબંધી તે શ્યામ, ચિતકાબરો કે ઘઉવર્ણો-એવી કશી પણ કલ્પના કરી શકાતી નથી, તે પ્રમાણે પ્રાણીમાત્ર મિથ્યા હોવાથી તત્સંબંધી કોઈ પણ પ્રકારની કલ્પના થવી શક્ય નથી. હે પાંડુસુત! આ પ્રકારે હું સદા અખંડ વ્યાપ્ત છું. પ્રાણીમાત્રની પાછળ જે સંસારનો ભાર લાગેલો છે તેનું કારણ જુદું જ છે; માટે હું જે સંક્ષિપ્ત વાત કહું છું તે સાંભળ. (૧૬૫)

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥

હે પરંતપ અર્જુન! ઇચ્છા અને દ્વેષમાંથી ઉત્પન્ન થયેલા સુખદુઃખરૂપી મોહથી સર્વ ભૂતો પ્રમાદી બનીને ઉત્પત્તિસમયે મોટા ગોટાળામાં પડી જાય છે. ૨૭

અભિમાન અને શરીર એ બે વચ્ચે પ્રીતિ બંધાઈ, એ ઉભયની પ્રીતિ દ્વારા ઇચ્છારૂપ કન્યા ઉત્પન્ન થઈ અને તે પોતાના કામરૂપી પૂર્ણ તારુણ્યમાં આવી એટલે દ્વેષની સાથે તેનાં લગ્ન થયાં; આ ઉભય દ્વારા (સુખ-દુઃખરૂપ) દ્વંદ્વમોહ નામક પુત્ર ઉત્પન્ન થયો. પછી તેની

અહંકારરૂપ માતામહે તેની સેવા કરી તેને ઉછેર્યો અને મોટો કર્યો. આ દ્વંદ્વમોહ નિરંતર ધૈર્યને પ્રતિકૂળ હોય છે અને ઇંદ્રિયદમનને અહિતકર્તા હોય છે; કારણ કે તે આશારૂપી દૂધથી પુષ્ટ થયેલો હોય છે. હે ધનુર્ધર! અસંતોષરૂપી મદ્યથી ઉન્મત્ત થવાને લીધે તે વિષય-સેવનથી કંટાળતો નથી. તે શુદ્ધ ભક્તિની વાટ પર વિકલ્પોના કાંટા પાથરી, પછી તેમાંથી કુમાર્ગના આડા માર્ગ કાઢે છે; આથી પ્રાણી-માત્ર ભ્રમિત થઈ સંસારરૂપી અરણ્યમાં અથડાય છે અને તેમને મહા-દુઃખોના સપાટા સહન કરવા પડે છે. (૭૧)

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥

પરંતુ પુણ્યકર્મના યોગથી જેના પાતકો લય પામ્યા છે, તે દૃઢનિશ્ચયી પુરુષ સુખ–દુઃખના મોહમાંથી મુક્ત થઈ મને ભજે છે. ૨૮

આ પ્રમાણે વિકલ્પોના તીક્ષ્ણ પરંતુ નિષ્ફળ કાટા જોઈ, જેમાંથી મતિભ્રમના પાશ ઉત્પન્ન થાય છે તેને જે માનતા નથી; એકનિષ્ઠ ભક્તિના કદમ ભરી જે સીધા ચાલી, વિકલ્પોના ભાલા સરખા કાંટાને છૂંદીને છિન્નભિન્ન કરી નાખે છે, તે મહાપાતકના અરણ્યને ત્યાગીને સરળ માર્ગે ચાલ્યા જાય છે. ત્યાર પછી પુણ્યમાર્ગે ધમધમ કરતા ચાલી મારું સાન્નિધ્ય પામે છે અને એવી રીતે (કામ–ક્રોધાદિક) વાટ-પાડુઓના હાથમાં તેઓ સપડાતા નથી. (૧૭૪)

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

જેઓ મારા આશ્રયથી જરા અને મૃત્યુથી મુક્ત થવા માટે યત્ન કરે છે, તેઓ જ તે બ્રહ્મને જાણે છે, અને સર્વ અધ્યાત્મ (પ્રત્યગાત્મતત્ત્વને) તથા સર્વ કર્મને પણ જાણે છે. ૨૯

વળી હે પાર્થ! જન્મ–મરણના ક્લેશમાથી મુક્ત થવાનાં જે સાધનો છે; તેને પ્રાપ્ત કરવાની જેને ઇચ્છા ઉત્પન્ન થાય છે, તેના તે સંબંધી પ્રયત્નો કોઈ પણ કાળે ફળદ્રૂપ થઈ તેને બ્રહ્મપ્રાપ્તિ થાય છે અને પરિપક્વ થયેલા ફળના રસની પેઠે તે પૂર્ણતા પામે છે. તે વખતે 'અમારા જીવનને ધન્ય છે' એવું આત્મભાન થતાં તેઓ સમસ્ત વિશ્વમાં આનંદ, આનદ અને આનંદનુ જ દર્શન કરે છે. પછી તેમની આત્મજ્ઞાનની જિજ્ઞાસા નિવૃત્ત થઈ જાય છે અને તેમનાં કર્મો પોત-પોતાને સ્થાને વિરમી તેમનુ મન શાંત થઈ જાય છે. હે ધનંજય!

આ રીતે તેમને આત્મજ્ઞાનનો લાભ થાય છે; કારણ કે તેમના આ પરમાર્થરૂપી વ્યાપારમાંની મૂડી હું જ હોઉં છું. તેમને સમદૃષ્ટિરૂપી વ્યાજ મળે છે, તેમની ઐક્યરૂપી સંપત્તિની વૃદ્ધિ થાય છે અને તેમને ભેદરૂપી હીનતાની તો સ્મૃતિ પણ રહેતી નથી. (૧૭૯)

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥**

જે (યોગીઓ) અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે, તે સ્વસ્થચિત્ત પુરુષો મરણકાળે પણ મને જાણે છે. ૩૦

જેમણે અનુભવના હાથથી માયાવશ જીવને વશ કરી પાંચભૌતિક શરીરની સાથે મને સ્પર્શ કર્યો છે (આત્માના પ્રથમ પાદ વિશ્વની અને બ્રહ્મના પ્રથમ પાદ વિરાટની સ્થૂળ પ્રપંચ સહિત એકતા અનુભવી છે), જેમણે જ્ઞાનના બળથી મને અધિયજ્ઞ (પરમાત્મા) તરીકેની દૃષ્ટિથી જોયેલો છે, તેમને શરીરના વિયોગથી દુઃખ થતું નથી. બાકી આયુષ્યની દોરી તૂટવાની અણી પર આવતાં પ્રાણીઓને જે ગભરાટ પેદા થાય છે, તે જોઈને જીવતા જીવને પણ પ્રલયકાળ આવી પહોંચ્યા જેવું નથી લાગતું કે? પરંતુ તે મારામા કેવી રીતે અને કેટલું ઐક્ય પામ્યો છે, તેનું તો વર્ણન કરવું અશક્ય છે; કારણ કે તે મરણના કઠિન પ્રસંગે પણ મારા સાન્નિધ્યથી દૂર થતો નથી. આ તત્ત્વ કહી સંભળાવતી વખતે શ્રીકૃષ્ણના મુખના શબ્દરૂપી કુપ્પીની નીચે અર્જુનની અવધાનરૂપી અંજલિ (ધ્યાન) નહોતી; કારણ કે તેનું ચિત્ત ગયા ૨૯મા શ્લોકના અર્થના ચિંતનમાં રોકાયુ હતું. તે ઠેકાણે બ્રહ્મપ્રતિપાદક વાક્યોરૂપી ફળો અર્થરૂપી પુષ્કળ રસથી ભરેલાં હતાં અને તેની ભક્તિરૂપી સુવાસ ચારે તરફ પ્રસરી હતી, તે વખતે શ્રીકૃષ્ણની કૃપારૂપી મંદ વાયુના યોગથી શ્રીકૃષ્ણરૂપી વૃક્ષ પરનાં વચનરૂપી ફળો અર્જુનના શ્રવણરૂપી ખોળામાં સહજ આવીને પડ્યાં. તે ફળો વેદાંતસિદ્ધાંતનાંજ બનેલાં તથા બ્રહ્મરસના સમુદ્રમાં ઝબોળેલાં અને પરમાનંદરૂપી ખાંડની ચાસણીમાં બોળેલાં હતાં. આ રીતે તૈયાર થયેલાં નિર્મળ ફળોના અર્થરૂપી ગર્ભ (જ્ઞાન)નો લાભ લેવો એવી ઈચ્છા અર્જુનને ઉત્પન્ન થઈ અને તે વિસ્મયરૂપ અમૃતના ઘૂંટડા ભરવા લાગ્યો. આ સુખને લીધે અર્જુનના અંતઃકરણમાં આનંદનાં એટલાં તો ગલગલિયાં થવા લાગ્યાં, કે તે સ્વર્ગસુખ ભોગવનારને પણ તુચ્છ માનવા લાગ્યો. આ પ્રમાણે તે ફળનુ બાહ્ય સ્વરૂપ

જોઈને તેનો આનંદ વૃદ્ધિગત થવા લાગ્યો; એટલે તે વખતે તે ફળનો આસ્વાદ લેવાની જીભને ઉત્કૃષ્ટ ઇચ્છા ઉત્પન્ન થઈ; આથી તે તરત જ અનુમાનરૂપી હાથ પર શ્રીકૃષ્ણવાક્યરૂપી ફળો લઈ અનુભવરૂપી મુખમાં ચપોચપ મૂકવા લાગ્યો, પરંતુ વિચારરૂપી જિહ્વા તે ફળોનો આસ્વાદ લઈ શકશે નહિ અને હેતુરૂપી દાંત તેને ચાવી શકશે નહિ, એમ જાણી સુભદ્રાપતિ અર્જુન તેને મો લગાડતા અચકાયો. પછી તે આશ્ચર્ય પામી બોલ્યો : 'અહો! પાણીમા દૃષ્ટિગોચર થતાં નક્ષત્રો જેવા આ અક્ષરોના સૌંદર્યથી અક્ષરોને ફળ સમજી હું કેવો ફસાઈ પડ્યો! આ કાઈ અક્ષરોનાં પદો નથી; પરંતુ કેવળ આકાશની ગડીઓ જ છે અને એમા મારી બુદ્ધિ ગમે તેટલી ડૂબકીઓ મારે તોપણ તેનો તાગ જડે એમ નથી; (જો આ ફળો ચાખી શંકાય એમ ન હોય) તો પછી તેમનો સ્વાદ જાણી શી રીતે શકાશે? એવો અર્જુને વિચાર કરી પુનઃ યાદવેંદ્ર શ્રીકૃષ્ણ તરફ નજર કરી. પછી અર્જુને શ્રીકૃષ્ણને વિનતિ કરી કે, 'હે દેવ! આજે એકત્ર થયેલાં સાત[1] પદો છે, તેનો કદી પણ કોઈએ સ્વાદ લીધો નથી, એ મોટી આશ્ચર્યકારક વાર્તા છે. બાકી લક્ષપૂર્વક સાંભળી ન શકાય, તો કેવળ સાધારણ શ્રવણના બળ પર અનેક સાધારણ સિદ્ધાંતોનો તાત્પર્યાર્થ કહી બતાવી શકાય કે? નહિ જ. વળી તેમાં હે દેવ! આપનુ આ કથન કાંઈ સાધારણ નથી. શ્રવણેંદ્રિયરૂપી ઝરૂખામાંથી શબ્દરૂપી કિરણોએ અંતર્ભાગમાં પ્રવેશ કર્યો ન કર્યો એટલામાં તો મને વિસ્મયતા પ્રાપ્ત થઈ, મારુ ધ્યાન ખૂટી ગયુ. તે શબ્દોના અર્થ સમજવાની મને ઉત્કંઠા છે, એમ કહેવામા જે વખત ચાલ્યો જાય છે, તે પણ મારાથી સહન થઈ શકતો નથી; માટે હે દેવ! મને તે કહી સંભળાવો.' આ રીતે પાછળના પ્રત્યંતરને લઈ ભવિષ્યના અભિપ્રાય પર દૃષ્ટિ રાખી અને વચમાં જ પોતાની ઇચ્છા દર્શાવી અર્જુને પૂછ્યુ. અર્જુનની પૂછવાની શૈલી કેવી છે, તે તો જુઓ! મર્યાદાનુ ઉલ્લંઘન થાય તે રીતે શ્રીકૃષ્ણના હૃદયને પ્રેમાલિંગન દેવાને તત્પર થયો છે. અહો! શ્રીગુરુને જે વખતે પ્રશ્ન પૂછવાનો હોય છે, તે વખતે આવી જ રીતે પૂછવું પડે છે. મર્યાદા કાયમ રાખીને કેવી રીતે પૂછવું, એ રીત તો ફક્ત સવ્યસાચી અર્જુન જ જાણે છે. (૨૦૪)

હવે તે કેવી રીતે પૂછે છે તથા શ્રીહરિ તેનો ઉત્તર કેવી રીતે

૧. સાત પદ · બ્રહ્મ, કર્મ, અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ અને મૃત્યુસમયે ભગવચ્ચિંતનનું માહાત્મ્ય સંબંધી જ્ઞાન.

આપે છે અને તેનું વર્ણન સંજય કેવા પ્રેમથી કરે છે તે કહેવાશે; માટે તે તરફ લક્ષ્ય આપજો. જે વાર્તા સરળ ભાષામા કહેવામાં આવવાની છે, તેમાં પૂર્ણ ધ્યાન આપો; અને તે ધ્યાન એવુ હોવું જોઈએ કે, જેના યોગે શ્રવણોથી પ્રથમ દષ્ટિ જ તેના અર્થને જોઈ શકે. બુદ્ધિરૂપ જિહ્વાથી તે શબ્દના રસને ન ચાખતાં અક્ષરની શોભાથી જ ઇંદ્રિયો તટસ્થ થઈ જવી જોઈએ. માલતી પુષ્પની કલિકાઓનો સ્વાદ નાસિકાને તો મળી શકે છે જ; પરતુ તેમના બાહ્ય સૌન્દર્યથી નેત્રોને પણ આનંદ નથી મળતો શું? એ જ પ્રમાણે ભાષાની શોભાથી ઇંદ્રિયો સુખનું રાજ્ય કરશે અને ત્યાર પછી તુરત સિદ્ધાન્તના ગ્રામમાં જઈ પહોંચશે. એવી સુંદરતાથી જે બોલવુ સાંભળવાથી, બોલવું જ બંધ થાય છે, તે સાંભળો; એમ નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે. (૨૧૦)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकाया सप्तमोऽध्याय. ॥ ७ ॥

# અધ્યાય ૮ મો—અક્ષરબ્રહ્મયોગ

अर्जुन उवाच—किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

અર્જુન બોલ્યો · હે પુરુષોત્તમ ! તે બ્રહ્મ એટલે શું ? અધ્યાત્મ એટલે શું ? કર્મ એટલે શું ? અધિભૂત શાને કહે છે અને અધિદૈવ કોને કહે છે ? ૧

અર્જુન બોલ્યો : હે દેવ ! સાભળ્યુ કે ? મે જે પૂછ્યુ તેનો ઉત્તર મને વિસ્તારપૂર્વક આપો. બ્રહ્મ એટલે શું, કર્મ શાનુ નામ છે, અથવા અધ્યાત્મ શાને કહેવામા આવે છે, અધિભૂત કેવુ હોય છે અને આ જગતમા અધિદૈવત શું છે, એ હું સારી પેઠે સમજી શકું એવી રીતે કહો. (૩)

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

હે મધુસૂદન ! આ દેહમા અધિયજ્ઞ કહેવાય છે તે કોણ અને કેવો છે; અને જેણે અત કરણને જીત્યુ છે, એવો યોગી મરણકાળે તમને કેવી રીતે જાણે છે ? ૨

'હે દેવ ! અધિયજ્ઞ તે શું, વળી આ દેહમા તે શી વસ્તુ છે; એ વાત અનુમાનથી બરાબર ધ્યાનમા આવતી નથી. હે શાર્ઙ્ગપાણિ ! જેણે અતઃકરણ સ્વાધીન કર્યું છે, તે અતકાળે તમને કેવી રીતે ઓળખી શકે છે, એનુ રહસ્ય મને સ્પષ્ટ રીતે સમજાવો.' (જ્ઞાનેશ્વર કહે છે :) 'જુઓ, ચિતામણિના મદિરમા એકાદ દૈવવાન મનુષ્ય નિદ્રા લે અને તે ઊંઘમા લવારો કરે, તો તેનો તે લવારો સુદ્ધાં વ્યર્થ જતો નથી; તે જ પ્રમાણે મને આપ કહો.' અર્જુનના આ વચનો સાભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા : તે જે પ્રશ્ન કર્યા તેના પ્રત્યુત્તર બરાબર ધ્યાન દઈને સાભળ. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, કિરીટી અર્જુન કામધેનુનો વાછરડો છે અને તેના પર કલ્પતરુનો મડપ આવી રહ્યો છે; તેથી તેના મનના સર્વ હેતુઓ સિદ્ધ થાય એમાં શી નવાઈ ! શ્રીકૃષ્ણ જેના પર ક્રોધિત થઈને જેનો સંહાર કરે છે, તે સુદ્ધાં બ્રહ્મ-સ્વરૂપ પામે છે, તો પછી કૃપાદૃષ્ટિથી જેને ઉપદેશ કરે છે, તેને શું ન પ્રાપ્ત થઈ શકે ? જે વેળા શ્રીકૃષ્ણ હું જ છુ એવો નિશ્ચય થાય છે, તે વેળા આપનુ અતઃકરણ પણ શ્રીકૃષ્ણરૂપ બને છે. પછી સકલ્પરૂપી આગણામા (આપણા મનમાં જે જે સકલ્પોનો ઉદ્ભવ થાય, તે તે

પૂર્ણ કરવા માટે) રિદ્ધિસિદ્ધિ આવીને બે હાથ જોડીને ઊભી રહે છે; પરંતુ આ પ્રકારનો જે નિઃસીમ પ્રેમ તે એક અર્જુનમાં જ છે; માટે તેની ઇચ્છા સદૈવ પરિપૂર્ણ થયા કરે છે. આ કારણથી અર્જુન હવે પોતાના મનમાં જે જે પ્રશ્નો ઉદ્‌ભવશે તે તે મને પૂછશે, એમ જાણી શ્રીકૃષ્ણે પોતાની મેળે જ ઉત્તરોનું પાત્ર પીરસીને અર્જુન સમક્ષ મૂક્યું. સ્તનપાન કરી દૂર રમતા બાળકને ભૂખ લાગવાની કલ્પના જેમ માતા કરી શકે છે; નહિ તો તેના માગ્યા પછી શું માતા તેને દૂધ પાય છે? અર્થાત્ કૃપાળુ સદ્‌ગુરુના હૃદયમાં પોતાના શિષ્ય પ્રતિ આવો પ્રેમ હોય એમા કાંઈ નવાઈ નથી. અસ્તુ. હવે શ્રીકૃષ્ણ ભગવાન જે કાંઈ બોલ્યા તે સાંભળો. (૧૪)

श्रीभगवानुवाच–अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

શ્રીભગવાન બોલ્યા: બ્રહ્મ અવિનાશી અને શ્રેષ્ઠ છે.* સ્વભાવ (બ્રહ્મનુ શરીરમા રહેવુ એટલે હોવું–જીવાત્મા) તે અધ્યાત્મ; અને પ્રાણીની ઉત્પત્તિના કારણસર જે વિસર્ગ, દેવતાઓને ઉદ્દેશીને યજ્ઞમાં ચરુપુરોડાશાદિ દ્રવ્યનુ પ્રદાન, તેને કર્મ કહે છે. ૩

પછી સર્વેશ્વર બોલ્યા: જે આ ફૂટેલા આકાર(દેહ)માં ઓતપ્રોત ભરેલો છે અને જે કદી પણ નાશ પામતો નથી; જેનું સૂક્ષ્મપણું જોતાં તે શૂન્ય છે એમ જ લાગે છે, પરતુ વસ્તુતઃ તેમ નથી અને જે આકાશના ગર્ભમાથી પણ ગાળી શકાય એટલો સૂક્ષ્મ છે, આવો જે વિરલ છે અને જે પ્રાપંચિક જ્ઞાનની ચાળણીમાથી (શરીરમાંથી) હલાવ્યા છતાં પણ ગાળી શકાતો નથી, તેને 'પરબ્રહ્મ' કહેવામા આવે છે. તેનો આકાર અર્થાત્ શરીર જન્મ પામ્યા છતા પણ તે શરીરના ધર્મો જાણતો નથી અને તે શરીર નાશ પામ્યા છતાં તે કદી નાશ પામતો નથી. હે સુભદ્રાપતે! બ્રહ્મની આત્મસ્વરૂપમાં જ નિરતર આવી જે સહજ સ્થિતિ હોય છે, તેને અધ્યાત્મ નામથી ઓળખવામા આવે

* જીવ અક્ષર (નાશરહિત) છે, તો તે પણ પરબ્રહ્મ કેમ નહિ? તેનો ઉત્તર એ છે કે, પરબ્રહ્મની પેઠે જીવ કાંઈ જગતનુ મૂળ કારણ નથી. શ્રુતિ કહે છે કે, 'एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति। અર્થાત્ 'હે ગાર્ગિ' બ્રહ્મવેત્તાઓ જેને પરબ્રહ્મ કહે છે, તેને જ કારણરૂપ જાણવા' માટે જીવનુ સ્વરૂપ જોતા તે પરબ્રહ્મરૂપ નથી; જોકે પોતાના મૂળ સ્વરૂપે તો બધું જ પરબ્રહ્મરૂપ છે, પણ અહીં એ વાત કહેવાનો ઉદ્દેશ નથી, માત્ર એ બન્ને વચ્ચે ફેર શો છે તે કહેવાનો ઉદ્દેશ છે.

છે. (૧૯)

નિર્મળ આકાશમા નાના રંગનાં વાદળા એકાએક કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે જેમ જાણવામા આવતું નથી; તે જ પ્રમાણે તે નિરાકાર શુદ્ધ બ્રહ્મમાં પ્રકૃતિ અને અહંકારાદિ ભેદથી બ્રહ્માંડના આકારોનો આવિર્ભાવ થવા માડે છે; પરતુ કલ્પનાતીત શુદ્ધ બ્રહ્મની ખેડ કરવા માટે અપાત્ર એવી ભૂમિમા 'હું અનેક પ્રકારનો થઈશ,' એવા સંકલ્પનો અંકુર ફૂટે છે અને એથી તરત જ તેને બ્રહ્માડનો આકાર પ્રાપ્ત થતાં તે નમી જાય છે. પ્રત્યેક આકાર જો આપણે તપાસીને જોઈએ તો તે જ બીજથી અર્થાત્ બ્રહ્મથી જ પરિપૂર્ણ ભરેલો છે એમ દેખાય છે. વળી તે પ્રત્યેક આકારમા કેટલા જીવોની ઉત્પત્તિ થાય છે અને નાશ થાય છે. તેની ગણના પણ કરી શકાતી નથી. પછી તે બ્રહ્માડના ગોળાના પ્રત્યેક અંગમાંથી અસખ્ય સકલ્પ ઉત્પન્ન થાય છે. અસ્તુ. આવી રીતે સૃષ્ટિનો વિસ્તાર થાય છે, પરતુ અન્ય કોઈ પણ વસ્તુ સિવાય માત્ર એકલો બ્રહ્મ જ સર્વત્ર ભરેલો છે અને જ્યારે તે અનેકત્વનુ પૂર આણે છે, ત્યારે જ તે અનેક સ્વરૂપે ભાસે છે. તે જ પ્રમાણે સ્થાવર–જગમ વિશ્વની રચના, કારણ ન હોવા છતા પણ વ્યર્થ શા માટે થાય છે અને તેમાં ન્યૂનાધિકતા શા માટે આવે છે, તેની કાઇ સમજ પડતી નથી. ચારે તરફ દૃષ્ટિ ફેંકતા લક્ષાવધિ જાતિઓ ઉત્પન્ન થયેલી જણાય છે. તે સિવાય નાના પ્રકારના જીવોની ગણના થઈ શકે એમ નથી. આ સર્વની ઉત્પત્તિ શામાથી અથવા કોનામાથી થાય છે, એનુ જો અવલોકન કરીએ, એમનું મૂળ અવ્યક્ત જ છે, એમ દેખાય છે અર્થાત્ મૂળ(આદિ)મા કર્તાનુ કે અતમા કારણનુ પણ ઠેકાણુ નથી, છતા પણ વચ્ચે કાર્યની આપોઆપ જ વૃદ્ધિ થાય છે. અવ્યક્તમાં કર્તા સિવાય પણ પ્રત્યક્ષ દેખાતો આકાર ઉત્પન્ન કરવાનો આવો જે વ્યાપાર ચાલી રહ્યો છે, તેને 'કર્મ' કહે છે. (૨૯)

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ॥**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥**

હે પુરુષશ્રેષ્ઠ! નાશવત એવો જે ભાવ (વસ્તુ) તેને અધિભૂત કહેવો; પુરુષને (સમષ્ટિની સૂક્ષ્મ ઉપાધિના અભિમાની હિરણ્યગર્ભ તથા વ્યષ્ટિના સૂક્ષ્મ અભિમાની તૈજસને) અધિદૈવત કહેવો; તથા આ દેહમા (કેવળ સાક્ષીભૂત) રહેલાને અધિયજ્ઞ કહેવો અને તે હુ જ છુ. ૪

હવે 'અધિભૂત' જેને કહેવામાં આવે છે તે વિષે હું સક્ષેપમા

કહુ છુ. જે પ્રમાણે વાદળાં ઉત્પન્ન થાય છે અને લય પામે છે, તે પ્રમાણે જેનું અસ્તિત્વ દેખાય છે, પરંતુ વાસ્તવમા જે વિદ્યમાન નથી, તેને પંચમહાભૂતો એકત્ર મળીને જ રૂપ આપે છે. જે પંચમહાભૂતોને આશ્રયે રહે છે, જે તેના સંયોગથી દૃષ્ટિએ પડે છે તથા વિયોગથી વિનાશ પામતા જણાય છે, એવા જે નામરૂપ, તેને '**અધિભૂત**' કહેવામા આવે છે. પછી અધિદૈવત એટલે 'જીવ' એમ સમજવું. આ જીવ પ્રકૃતિજન્ય ભોગોનો ઉપભોગ લે છે. જે બુદ્ધિનો દ્રષ્ટા છે, ઇંદ્રિયરૂપી દેશનો અધિપતિ છે અને જે શરીરને અંતકાળે મનોરથ-રૂપી પક્ષીઓનું વિશ્રામ લેવાનુ વૃક્ષ છે; જે પ્રત્યક્ષ બીજો પરમાત્મા જ છે; પરતુ અહકારરૂપી નિદ્રામા પડેલો હોવાથી જેને સ્વપ્નની ખટપટને લીધે સંતોષ અને અસંતોષ પણ થાય છે અને જેને સ્વ-ભાવતઃ જ જીવ કહેવામાં આવે છે તથા જે પચભૂતાત્મક શરીરનો મુખ્ય દેવતા છે, તેને '**અધિદૈવત**' કહેવામા આવે છે. (૩૬)

હવે હે પાંડુકુમાર! આ જ શરીરરૂપી ગ્રામમાં જે શારીરિક ઉપાધિનો લય કરે છે, તે '**અધિયજ્ઞ**' હુ છું. બાકી અધિદૈવ તથા અધિભૂત એ સર્વ ખરેખર હું જ છું. સો ટચનુ સોનું હલકી જાતના સુવર્ણ સાથે મળવાથી શું તે હલકું સોનુ થતું નથી કે? તથાપિ તેનુ ઉત્તમપણુ કમી થતું નથી અને પેલુ હીનત્વ પણ ન્યૂન થતુ નથી. જ્યાં સુધી ઉત્તમ સોનુ હલકી જાતના સોનાની સાથે એકત્ર હોય છે, ત્યાં સુધી જ તે હલકુ ગણાય છે; તે જ પ્રમાણે અધિભૂતાદિ સર્વ જ્યાં સુધી અજ્ઞાનરૂપી આવરણથી આવૃત્ત થયાં છે, ત્યાં સુધી જ તે પૃથક છે. જ્યારે અજ્ઞાનનુ આવરણ દૂર થઈ ભેદભાવ નષ્ટ થાય છે, ત્યારે તેને ભિન્ન માનવાં ઉચિત નથી. વાળનું ગૂંછળું કરી તે પર સ્ફટિકની શિલા મૂકવામા આવે, તો ઉપર ઉપરથી જોતાં તે શિલા ખંડિત માલૂમ પડે છે. પછી તે કેશના ગૂંછળાને કાઢી નાખતાં શિલા-માંનો કાપ ક્યાં ગયો તે પણ સમજાતું નથી. આથી શું એમ કહેવાશે કે, પહેલાં શિલા' ખંડિત હતી અને હવે તેને જોડી દેવામાં આવી છે? ના, કદી નહિ; તે તો મૂળથી જ અખંડિત હતી, છતાં કેશની સંગતિથી જ ખંડિત ભાસતી હતી. કેશ એક બાજુએ કાઢી નાખ્યા, એટલે તે પૂર્વે જેવી હતી તેવી જ દેખાવા લાગી; તે જ પ્રમાણે અહંભાવ નષ્ટ થયો એટલે મૂળનું ઐક્ય સ્પષ્ટ સ્વરૂપે દેખાય છે અને જ્યાં ઐક્યની પ્રતીતિ થાય છે, તે '**અધિયજ્ઞ**' હું જ છું. જે હેતુ મનમાં ધારણ કરીને મેં તને પૂર્વે (ચતુર્થ અધ્યાયમાં)

'સર્વ યજ્ઞો કર્મમાંથી ઉત્પન્ન થયેલા છે' એમ કહ્યું હતું, તે જ આ અધિયજ્ઞ છે. એ સર્વ જીવોનો વિશ્રામ છે અને બ્રહ્મસુખનો આધાર છે.

હે અર્જુન ! હવે હુ તને સ્પષ્ટ કરીને કહી સભળાવુ છુ. પ્રથમ વૈરાગ્યરૂપી કાષ્ટ ખડકી, ઇદ્રિયસંયમરૂપી અગ્નિ સળગાવી તેમાં વિષયરૂપી દ્રવ્યની આહુતિ આપવામાં આવે છે. પછી વજ્રાસનરૂપી ભૂમિકા શુદ્ધ કરી તે પર મૂળબધ મુદ્રાની ઓટલી કરવામાં આવે છે અને તે પર શરીરનો મંડપ ઊભો કરવામાં આવે છે. તે ઠેકાણે ઇંદ્રિયનિગ્રહરૂપ અગ્નિના કુંડમાં ઇદ્રિયરૂપ હુતદ્રવ્યો નાખી યોગમત્રથી હવન કરવામા આવે છે. તે પછી મન તથા પ્રાણના નિગ્રહરૂપી હુતદ્રવ્યોની તૈયારીથી ધૂમ્ર વિનાનો નિર્દોષ એવો જે જ્ઞાનાગ્નિ તેને તૃપ્ત કરવામા આવે છે. આ પ્રમાણે આ સાહિત્યો જ્ઞાનમા સમર્પિત થયા પછી તે જ્ઞાન બ્રહ્મમાં લય પામે છે અને પછી સર્વથા શુદ્ધ બ્રહ્મ એ જ કેવળ રહે છે. તેને જ 'અધિયજ્ઞ' અર્થાત્ બ્રહ્મ સમજવો એ વાત શ્રીકૃષ્ણ કહે છે. એટલામાં જ મહાબુદ્ધિમાન અર્જુન તે તત્ત્વ સમજી ગયો. અર્જુન બ્રહ્મનુ ખરુ સ્વરૂપ સમજી ગયો છે એમ જાણી શ્રીકૃષ્ણ બોલ્યા : તું ઘણા જ ઉત્તમ પ્રકારે શ્રવણ કરે છે. શ્રીકૃષ્ણ પરમાત્માના આવાં વચનો સાભળી અર્જુનને સંતોષ થયો. તૃષાતુર બાળકની તૃષાતૃપ્તિ થવાની અથવા શિષ્યોની કૃતાર્થતાથી કૃતાર્થ થવાની રીત માતા અથવા સદ્ગુરુ જ જાણે છે; માટે અર્જુનની પૂર્વે જ શ્રીકૃષ્ણના અગમાં અષ્ટ સાત્ત્વિક ભાવ[1] ઉત્પન્ન થઈ સમાતા નહોતા; પરંતુ તેમણે વિવેકથી તેમની ગતિને રોકી અને પોતે પૂર્ણતા પામેલા સુખના સૌગંધ્ય જેવા અથવા શીત થયેલા અમૃતના તરગ જેવા કોમળ અને સુમધુર શબ્દો તે બોલવા લાગ્યા. તેઓ બોલ્યા: હે શ્રોતૃશ્રેષ્ઠ અર્જુન ! સાભળ. હે તાત ! માયા બળી ગઈ એટલે તેને બાળનારું જ્ઞાન પોતે પણ બળી જાય છે.

---

૧ અષ્ટ સાત્ત્વિક ભાવ આ પ્રમાણે છે :

> स्तम्भः स्वेदोऽथ रोमाञ्च. स्वरभङ्गोऽथ वेपथु ।
> वैवर्ण्यमश्रुप्रलयमित्यष्टौ सात्त्विका मता ॥

અર્થાત્ હૃદય ભરાઈ આવવુ, પ્રસ્વેદ થવો, રોમાંચ થવાં, ગદ્ગદ વાણી થવી, કંપ થવો, નિસ્તેજ થવુ અને અશ્રુ નીકળી પડવાં અને મરણ થવુ; આ આઠ સાત્ત્વિક ભાવ કહેવાય છે.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

વળી જે અંતકાળે મારું સ્મરણ કરતા કરતા દેહ છોડે છે, તે મારા સ્વરૂપમાં મળી જાય છે, એમા સંશય નથી. ૫

અરે! મેં હમણાં જ જેને અધિયજ્ઞ કહ્યો, તે અધિયજ્ઞરૂપે મને જે મૂળથી જ જાણે છે તથા પ્રાણાંતસમયે પણ જાણે છે, તે દેહને મિથ્યા માની પોતામાં જ બ્રહ્મરૂપ બની જાય છે. જે પ્રમાણે ઘર આકાશથી ભરેલું હોય છે અને આકાશમાં જ રહેલું હોય છે, તે જ પ્રમાણે અનુભવરૂપી મારા ઘરમા તેની નિશ્ચયરૂપી ઓરડી હોય છે: માટે તેને બ્રહ્મવ્યતિરિક્ત દેહાદિકનુ સ્મરણ હોતું જ નથી. આ પ્રકારે જે આંતર્બાહ્ય ઐક્યને લીધે મદ્રૂપ જ થઈ રહેલો છે, તે બહારના પંચમહાભૂતોના પાચ કવચો (શરીરો) પડી જાય, તો તેને તે જાણતો પણ નથી. શરીર જીવતું હોવા છતા પણ તેની જે પરવા કરતો નથી, તો પછી તેના પડવાથી તેને દુઃખ કોને થાય વારુ? અર્થાત્ એથી જ અનુભવના ઉદરમાનુ પાણી ચળવિચળ થતું નથી. આ અનુભવને કેવળ ઐક્યભાવથી ગૂથી તેને અવિનાશીપણાના હૃદયમાં નાખવામાં આવ્યો છે અને તેને પૂર્ણાનંદરૂપી સમુદ્રમાં ધોવામાં આવ્યો છે; એટલા માટે તે કામાદિક મળથી મલિન થતો નથી. ઊંડા પાણીમાં ઘડો ડુબાવતાં તેની અંદર અને બહાર પાણી જ હોય છે; છતાં જો દૈવગતિથી તે પછીથી ફૂટી જાય છે, તો શું ઉદકનો નાશ થાય છે કે? અથવા સર્પ પોતાની કાચળીને ત્યાગી દે અથવા ઉષ્ણતા(બફારા)ને લીધે કપડા કાઢી નાખવામાં આવે, તો શું તેથી અવયવોમાં કાંઈ બગાડ થાય છે ખરો? તે જ પ્રમાણે ઉપર ઉપરથી દેખાતું મિથ્યા શરીર નાશ પામે, તોપણ બ્રહ્મ તો સર્વત્ર ભરેલ જ છે. એટલા માટે આ તત્ત્વમાં જો બુદ્ધિ નિપુણ થઈ જાય તો પછી ભય જેવું હોઈ જ કેમ શકે? એટલા માટે એ પ્રમાણે અંતકાળે મારું સ્મરણ રાખીને જેઓ દેહનો ત્યાગ કરે છે તેઓ મમરૂપ જ થાય છે. નહિ તો સાધારણ નિયમ એવો છે કે, મરણસમયે અંતઃકરણમાં જેનું સ્મરણ થાય છે, તેને જ તે પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે એકાદ ભયભીત મનુષ્ય વાયુની પેઠે પલાયન કરતાં માર્ગમાં એકાએક કૂવામાં પડી જાય છે; અને આ સ્થિતિમાં કૂવામાં પડવા પૂર્વે દોડવાના વેગનો અવરોધ કરી તેનાથી પડવાનો ભય ટાળી શકાતો નથી, તેથી તેને કૂવામાં અવશ્ય પડવું જ

પડે છે; તે જ પ્રમાણે મૃત્યુસમયે જીવની સમક્ષ જે વસ્તુ ઊભી રહે છે, તે જ વસ્તુનું રૂપ મરણ પછી તેને ધારણ કરવું પડે છે આ ઘટના કોઈ પણ ઉપાય દ્વારા ટાળી શકાતી નથી અને મનુષ્ય જાગૃત હોતાં તેના મનમાં જે કલ્પનાઓ આવે છે, તે જ કલ્પનાઓ સ્વપ્નમા તેની આંખો જોતી હોય છે. (૭૩)

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ॥
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

અથવા હે કૌંતેય! જે મનુષ્યો મનમા જે જે ભાવ લાવીને અંતે શરીરને છોડે છે, તે બીજા જન્મમા તે તે ભાવથીજ યુક્ત થઈને તે જન્મ લે છે. ૬

તે જ પ્રમાણે મનુષ્ય જાગ્રત હોય છે તે વખતે તેનાં મનમા જે કલ્પના નિદ્રામા ખડી થાય છે; તે જ પ્રમાણે જીવંત દશામાં અંતઃકરણમા જે પ્રત્યે પ્રીતિ હોય છે, તદ્વિષયક પ્રીતિ જ અંતકાળે વૃદ્ધિગત થાય છે અને મરણ સમયે જે વાતનુ સ્મરણ હોય છે, તેની ગતિ તે મરણ પછી પામે છે.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

એટલા માટે હે અર્જુન! મન અને બુદ્ધિને મારામા અર્પણ કરીને સદૈવ મારુ ચિંતન કર અને યુદ્ધમા પ્રવૃત્ત થા; એટલે તુ મારામા જ આવી મળીશ એમાં સંશય નથી ૭

એટલા માટે તું નિત્ય મારુ જ સ્મરણ કરતો રહે. આંખો વડે જે દેખાય, કાનો વડે જે સંભળાય, અથવા મન વડે જે ચિંતાય અને વાણી વડે જે બોલાય તથા હૃદયમાં ભાસનારું તથા બાહ્યદૃષ્ટિથી દેખાનારું સર્વ હું જ છુ એમ સમજવું, એટલે પછી સર્વત્ર હું જ છું, એમ તને સહજ જણાશે. હે અર્જુન! આ પ્રમાણે સર્વ વસ્તુ મદ્રૂપ જ છે, એ વાત તારું મન ગ્રહણ કરશે; એટલે દેહનો પાત થવા છતાં પણ તું મરવાનો નથી, તો પછી યુદ્ધ કરવામાં તને ભય શાનો છે? જો તું મન અને બુદ્ધિને ખરેખર મારા સ્વરૂપમાં જ અર્પણ કરી દઈશ તો તું મદ્રૂપ થઈશ, એ હુ તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. આ કેવી રીતે થઈ શકે, એવો સંશય જો તારા મનમા આવતો હોય તો પ્રથમ તેનો અભ્યાસ કરી અનુભવ લે અને જો હું કહુ છું તે પ્રમાણે ન થાય, તો પછી મારા પર કોપ કર. (૮૦)

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥

હે પાર્થ! પોતાના ચિત્તને અન્યત્ર ક્યાંય ન જવા દેતાં યોગાભ્યાસના સાધનથી (ચિત્તને) એકાગ્ર કરીને જે મારુ ચિંતન કરે છે, તે પ્રકાશાત્મક પરમ પુરુષમા જઈ મળે છે. ૮

એટલે ઉત્તમ રીતે ચિત્ત અને અભ્યાસની સંકલના કરવામાં આવે (મનપૂર્વક અભ્યાસ કરવામા આવે) તો જે પ્રમાણે લંગડો માણસ ઉદ્યોગના બળથી પર્વત પર ચઢી શકે છે, તે પ્રમાણે નિરંતર બ્રહ્મ-વિચારનો અભ્યાસ કરીને ચિત્તને આત્માનો છંદ લગાવ; પછી શરીર રહે કે જાય, તેની પરવા રહેશે નહિ. અનેક ગતિને પામનારું એવું જે ચિત્ત જો આત્માને વરશે; તો પછી શરીર રહ્યું કે ગયું, તેનું સ્મરણ કોઈ પણ કરવાનું નથી. પાણી નદીના પ્રવાહનું રૂપ ધારણ કરી 'ઘૂ ઘૂ' અવાજ કરતું સમુદ્રને મળવા ચાલ્યુ એટલે પછી પાછળ શું થાય છે, તે જોવા પાછું વળતું નથી; પણ સમુદ્રમાં મળીને સમુદ્ર-રૂપ જ બની જાય છે; તે જ પ્રમાણે ચિત્ત આત્મસ્વરૂપ થયુ એટલે જન્મ–મરણની યાતના ટળી જાય છે; કારણ કે ત્યાં પરમાનંદ જ ભરેલો હોય છે. (૮૫)

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥
प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

જે અંતકાળે મન નિશ્ચળ કરી ભક્તિયુક્ત થઈને યોગબળથી આજ્ઞાચક્રમાં (બે ભ્રમરો વચ્ચે) પ્રાણને ઉત્તમ પ્રકારે સ્થિર કરે છે, તથા સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વના પોષક, અચિંત્યરૂપ, સૂર્યના જેવા તેજસ્વી અને તમોગુણથી અલિપ્ત એવા દિવ્ય પરમ પુરુષનું નિરંતર ચિંતન કરે છે, તે તે દિવ્ય પરમ પુરુષને જઈ મળે છે, તેનામા લીન થાય છે. ૯, ૧૦

જેનું અસ્તિત્વ નિરાકાર છે, જેને જન્મ–મરણ છે જ નહિ અને જે સર્વ વ્યાપકતાથી સર્વને જુએ છે; જે આકાશની પૂર્વે વિદ્યમાન હતો, જે પરમાણુ કરતાં પણ સૂક્ષ્મ છે, જેના સાન્નિધ્યથી વિશ્વના સર્વ વ્યાપારો ચાલે છે, જેમાંથી આ સર્વની ઉત્પત્તિ થાય છે, જેની સહાયથી આ સર્વ વિશ્વ જીવે છે અને જે વિષે કશું અનુમાન થઈ શકતું નથી, તે અચિંત્ય જ છે. જેમ કોઈથી પણ અગ્નિના અગારા

કદાપિ ખાઈ શકાતા નથી. જેમ તેજમા અંધકારને પ્રવેશ થતો નથી, અને દેહ વિષેનુ અજ્ઞાન જેની દૃષ્ટિને દેખાતું નથી, જે સૂર્ય રૂપ નિર્મળ કિરણોનો રાશિ છે અને જે જ્ઞાનીઓને નિત્ય પ્રકાશ આપે છે; જેનો અસ્ત કદાપિ થતો નથી, તે પરિપૂર્ણ બ્રહ્મને જાણી તે મરણકાળ સમીપ આવ્યો હોય ત્યારે જે એકાગ્રચિત્તે તેનુ સ્મરણ કરે છે, પદ્માસન વાળી ઉત્તર દિશા તરફ મુખ કરી યોગાભ્યાસ-ક્રમમાં પ્રાપ્ત થયેલુ સુખ અંતઃકરણમા સંચિત કરી, અંતરમા એકાગ્ર-ચિત્તે સ્વરૂપપ્રાપ્તિના ઉમળકાથી સ્વયંભૂ બ્રહ્મને ત્વરિત મળવા માટે સંપાદન કરેલા યોગ દ્વારા સુષુમ્ણા નાડીના મધ્યમાર્ગમા થઈને અગ્નિસ્થાન(નાભિ)માથી બ્રહ્મરંધ્રમા જવાને નીકળે છે, જેનામા પ્રાણ અને ચિત્તનો સંસર્ગ નિરર્થક બાહ્યતઃ જ દેખાય છે, જેના પ્રાણનો લય આકાશમાં થાય છે, પરંતુ મનની સ્થિરતાથી જે બધાયેલો હોય છે અને જેનુ અંતઃકરણ ભક્તિયુક્ત થયુ છે; વળી જે યોગબળ-થી તૈયાર થઈ પોતાનુ મન પોતાને સ્વાધીન રાખી શકે છે; તે યોગી ચિત્ત અને મનને ભ્રૂકુટિમા જ વશ કરી, જે પ્રમાણે ઘંટાનો નાદ ઘંટામાં જ લય પામે છે. તે પ્રમાણે ભ્રૂકુટિમા જ ઉભયનો લય કરે છે. માટલા નીચે ઢાંકી રાખવામા આવેલો દીપક ક્યારે બુઝાઈ જાય છે તેની જેમ ખબર પડતી નથી; તે પ્રમાણે હે અર્જુન! જે કોઈ પોતાના દેહને ત્યાગે છે, (પ્રાણવાયુને બ્રહ્માકાશમાં લઈ જઈને તે આત્મસ્વરૂપમાં ક્યારે લીન થાય છે, એ કોઈની જાણમા ન આવવા દેતા પોતાના દેહનો ત્યાગ કરે છે), તે કેવળ પરબ્રહ્મ જેને પરમ પુરુષ કહેવામાં આવે છે, તેના (મારા) સ્વરૂપમા જઈ મળે છે. (૯૯)

**यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥**

વેદવેત્તાઓ જે તત્ત્વને અક્ષર કહે છે, અને જેમના કામ અને ક્રોધનો લોપ થયેલો છે એવા સંન્યાસી જે સ્વરૂપને પ્રાપ્ત થાય છે અને જેની પ્રાપ્તિ માટે બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યવ્રત પાળે છે, તે પદ હે અર્જુન! તને હું સંક્ષેપથી કહું છું. ૧૧

જે જ્ઞાન સર્વ જ્ઞાનનો અંત છે અને સકળ જ્ઞાનના નિધિરૂપ બુદ્ધિમાન જ્ઞાનીજનો પણ જેને અક્ષર કહે છે, જે પવનના વંટોળિયાની સમક્ષ માત્ર ગગન જ અડગ રહી શકે છે; તેની આગળ વાદળાંઓ કેવી રીતે નભી શકે? તે જ પ્રમાણે જ્ઞાની જેને સમજી ચૂક્યો હોય

તે વસ્તુ જ્ઞાનની મર્યાદામા આવી ગયેલી કહેવાય છે અને તેથી તેને ‘ક્ષર’ (નાશવંત) કહેવામા આવે છે અને જે જાણી શકાતું નથી તેને સહજ ‘અક્ષર’ (અવિનાશી) કહેવાય છે. આ અક્ષર (બ્રહ્મ) માયાતીત હોઈ સચ્ચિદાનંદરૂપ છે. વિષયેચ્છા છોડી સર્વ ઇંદ્રિયોનુ દમન કરી, દેહરૂપી વૃક્ષની નીચે ઉદાસીન વૃત્તિથી બેઠેલા વિરક્ત પુરુષ પણ સદૈવ જેની વાટ જોતા રહે છે અને જે સદાનિરિચ્છ લોકોને પ્રિય હોય છે, જેનો પ્રેમ પ્રાપ્ત કરવા માટે યોગીજન બ્રહ્મચર્યાદિ સંકટોને ગણતા નથી તથા નિષ્ઠુરતાથી ઇદ્રિયનિગ્રહ કરે છે, એવું જે પરમ દુર્લભપદ જેનો અંત નથી અને જેનુ જ્ઞાન વેદને પણ પ્રાપ્ત થયુ નથી, તે પદને, જેઓ મારા ઉપર્યુક્ત કથન પ્રમાણે દેહ છોડે છે, તેઓ સહજ પ્રાપ્ત કરે છે; માટે હે પાર્થ! તે વિષે વળી એકવાર પુનઃ તને કહું છું. ત્યારે અર્જુન બોલ્યો: ‘હે ગુરો! હું હમણાં જ આપને પૂછવાનો હતો, પરંતુ આપે મારા પર સહજ કૃપા કરી; માટે આપ કહેવાની શરૂઆત કરો. વળી જે કહેવું હોય તે માત્ર સાદી ભાષામા જ કહેજો.’ આ સાંભળી ત્રિભુવનદીપ શ્રીકૃષ્ણ બોલ્યા: હુ ક્યા તને ઓળખતો નથી? તને સંક્ષેપથી અને સ્પષ્ટતાથી જ કહુ છું; માટે મનની બહાર ભટકવાની સ્વાભાવિક ટેવ ભાગી તેને હૃદયમા સ્થિર રાખવાનો ઉપાય કરજે. (૧૧૧)

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

જે સર્વ દ્વારોનો નિરોધ કરી, મનને હૃદયમાં સ્થિર કરી, કપાળમાં ભ્રકુટિના મધ્યભાગમા પોતાના પ્રાણવાયુને નિશ્ચળ કરી યોગાભ્યાસમા સ્થિર થાય અને નિર્વિકાર બ્રહ્મનો વાચક એકાક્ષર ૐનો ઉચ્ચાર કરીને મારુ જે સ્મરણ કરતો દેહનો ત્યાગ કરી નીકળી જાય છે, તે ઉત્તમ ગતિને જઈ પહોંચે છે ૧૨,૧૩

પરંતુ જ્યારે ઇંદ્રિયરૂપ દ્વારો નિગ્રહરૂપ તાળા વડે વસાયલાં હોય છે, ત્યારે જ આ કાર્ય બની શકે છે. આમ થયુ એટલે સહજ મન સ્વાધીન થઈ હૃદયમાં સ્વસ્થ થાય છે. જે પ્રમાણે જેના હાથપગ ભાંગી ગયા હોય, તે મનુષ્ય પોતાનુ ઘર છોડી શકતો નથી; તે જ પ્રમાણે હે અર્જુન! ચિત્તની સ્થિરતા થઈ એટલે પ્રાણાયામથી ૐકારનું ધ્યાન કરવું અને પ્રાણવાયુને ક્રમેક્રમે બ્રહ્મરંધ્ર પર્યંત આણવો. પછી અકાર,

ઉકાર અને મકાર—એ ત્રણે માત્રાઓનો લય અર્ધમાત્રામા થાય ત્યાં સુધી ધારણાશક્તિના બળથી પ્રાણવાયુને બ્રહ્માકાશમાં મળવાની તૈયારીમાં હોય તેવી રીતે ધરી રાખો; અર્થાત્ ત્યા સુધી તે વાયુને મસ્તકાકાશમા સ્થિર કરવો, અને ત્યાર પછી ૐકારનો અને તેનો સયોગ થતા મૂળસ્વરૂપ જે બ્રહ્મ તેમા તે રમમાણ થાય છે. (૧૧૬) આમ થતાંની સાથે જ ૐકારનુ સ્મરણ બધ પડી જાય છે અને તે વખતે જ પ્રાણનો અત થાય છે. પછી ૐકારાતીત બ્રહ્માનદસ્વરૂપ જ અવશિષ્ટ રહે છે. એટલા માટે પ્રણવરૂપી એકાક્ષર બ્રહ્મ એવા મારા પરમ સ્વરૂપનુ સ્મરણ કરતા કરતા જે જીવ તે અવસ્થામા જ દેહત્યાગ કરે છે, તે નિશ્ચયપૂર્વક મારામા સમાય છે. હે અર્જુન! કદાચિત્ તારા મનમાં એવી શકા આવે કે, 'મરણસમયે મારુ સ્મરણ કેમ કરીને થઈ શકે? જીવિતનુ સુખ નષ્ટ થઈ, ઈંદ્રિયો સકટમાં પડી, અંતર્બાહ્ય મૃત્યુચિહ્નો પ્રકટ થાય છે, ત્યારે ઊઠીને બેઠું કોણ થઈ શકે વારુ? ઈંદ્રિયોનો સયમ કોણ કરે અને કોના અંતઃકરણથી ૐકારનુ સ્મરણ કરી શકાય? હે તાત! આવા સશયને કદી પણ તુ તારા અત'કરણમાં સ્થાન આપીશ નહિ આમ જો, મારી જે નિત્ય સેવા કરે છે, તેના અતકાળે હુ તેનો દાસ બની રહુ છુ. (૧૨૩)

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

હે પાર્થ! જે યોગી એકાગ્રચિત્તે સદાસર્વદા મારુ સ્મરણ કરનાર અને નિરતર સમાધાનયુક્ત હોય છે, તેને હુ સહજ પ્રાપ્ત થાઉ છુ પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ મને પ્રાપ્ત કર્યા પછી દુ ખનુ સ્થાન અને અશાશ્વત એવા જન્મને પામતા નથી ૧૪,૧૫

જેઓ વિષયોને તિલાજલિ આપી, વિષયેચ્છાઓનો નિરોધ કરી મને જ હૃદયમા રાખી તે સુખનો ઉપભોગ લેતા હોય છે, તેમને તે સમાધાનમા ક્ષુધાદિકની સ્મૃતિ પણ રહેતી નથી, તો પછી ગરીબ બિચારાં નેત્રાદિકનો ત્યા શો હિસાબ હોઈ શકે? આવી રીતે નિરતર મારા ઐક્યરૂપને પામેલા પોતાના અતઃકરણથી મારામાં તલ્લીન થયેલા તથા મદ્રૂપ બની જેઓ મારી સેવા કરનારા છે, તેઓ જો અંતઃકાળ સમયે મારુ સ્મરણ કરે તો જ હું તેમને પ્રાપ્ત થાઉ; તો પછી તેમણે

પૂર્વે જે મારી ઉપાસના કરી તેનો ઉપયોગ શો? સંકટને સમયે એકાદ ગરીબ મનુષ્ય પણ દીનતાથી 'હે દેવ! મારી વહારે ધાઓ' એવી મને વિનતિ કરે, તો તેના દુઃખનું નિવારણ કરવા માટે મારે નથી જવું પડતું? તો પછી જેઓ મારા ભક્ત છે, તેમની મરણસમયે હું સંભાળ ન લઈ શકું, તો પછી તેઓ મારી ભક્તિ શા માટે કરે? માટે આવા આવા સંશયાત્મક અભિપ્રાયોના નામ માત્રનો પણ ઉચ્ચાર કરીશ નહિ. તે જે વેળાએ સ્મરણ કરે છે, તે વેળાએ હું તેમને પ્રાપ્ત થાઉં છું. તેમના ભક્તિરૂપી ઉપકારનો બોજો મારાથી સહન થઈ શકતો નથી. આ પ્રકારે હું ઋણી થયો છું એમ જાણી એ ઋણમાંથી મુક્ત થવા માટે હું મારા ભક્તોની અંતકાળે સેવા કરું છું. દેહ (છૂટવાની) ગ્લાનિનો સંબંધ મારા ભક્તોના સુકુમાર શરીરને ન લાગે એટલા માટે હુ તેમને અંત કાળે આત્મબોધરૂપી પાંજરામાં રાખું છું. તે પાંજરા પર મારા સ્મરણનો આહ્‌લાદકારક અને શીતળ પડદો રાખું છું. આ પ્રકારે જેની બુદ્ધિ મારામાં નિત્ય સ્થિર થયેલી હોય છે, તેમને હુ મારા સ્વરૂપમાં ખેંચી લાવું છું; એટલા માટે દેહના અંતકાળનું દુઃખ મારા ભક્તોને કદી પણ થતું નથી અને તેમને હુ સુખપૂર્વક મારા તરફ વાળી લાવું છુ. આત્મા પરથી દેહરૂપી આવરણ કાઢી નાખીને તથા મિથ્યા અહંકારની ધૂળ ખંખેરીને ભગવત્પ્રાપ્તિની વાસનાથી તેમને તદ્રૂપ કરું છું અને ભક્તને પણ દેહમાં પ્રેમ ન રહેવાથી તે તેનો ત્યાગ કરે છે. તે વખતે દેહ છૂટી જાય છે, એમ સુદ્ધાં તેને લાગતું નથી; તેમ જ દેહના અંતસમયે ભગવત્પ્રાપ્તિ કરવી અને ઈશ્વરસાન્નિધ્ય કરવું, એવી પણ તેના મનમાં ઇચ્છા નથી; કારણ કે પૂર્વેથી જ તે મદ્રૂપ થયેલો હોય છે. વળી તેના શરીરરૂપી પાણીમા આત્મા છે એમ દેખાય છે ખરું; પરંતુ તે દેખાવું પ્રતિબિંબ પ્રમાણે મિથ્યા હોય છે. ચાંદરણું બહાર દેખાય છે, પરંતુ વસ્તુતઃ તેની સ્થિતિ ચંદ્રમા જ છે. આવા બોધથી જે મારી સાથે યુક્ત થયો છે, તેની નિકટ જ હું હંમેશાં છું; માટે તે મરણ પછી પણ નિઃસંશય મદ્રૂપ જ બને છે. જે શરીર ક્લેશરૂપી વૃક્ષોનું વન છે, જે તાપત્રયરૂપી અગ્નિની ધગધગતી સગડી છે, જે મૃત્યુરૂપી કાગડાનો બલિ છે, જે દારિદ્ર્યને વધારે છે, જે મૃત્યુના ભયમાં વૃદ્ધિ કરે છે, જે સર્વ દુઃખનો ભંડાર છે, જે ખરાબ બુદ્ધિનું મૂળ છે, જે પૂર્વજન્મનાં ખરાબ કર્મોનું ફળ છે, જે ભ્રાંતિનુ કેવળ સ્વરૂપ જ છે, જે સંસારનો આશ્રય છે, જે અહંકારાદિ વિકારોનું ઉપવન છે, જે સર્વ પ્રકારના વ્યાધિથી

પિરસાયેલો થાળ છે, જે કાળે ચાવી નાખેલો ઉચ્છિષ્ટ ખીચડો છે, જે આશાનુ અગળબ છે, જે સ્વભાવતઃ જન્મ–મરણને તાજા કરનાર છે, જે ભ્રાંતિથી પરિપૂર્ણ છે, જે ખરાબ કલ્પનાઓથી ઓતપ્રોત ગૂંથાયલું છે; કિંબહુના; જે વીંછીઓનું નિવાસસ્થાન જ છે, જે વ્યાઘ્રની કરાડ છે, જેને વેશ્યા સાથે મૈત્રી છે (અર્થાત્ જે મનને વેશ્યાની પેઠે મોહમાં ફસાવે છે), જે વિષય–પ્રતીતિ કરવાનું ઉત્તમ યત્ર છે, જે યક્ષિણીની દયાનું સ્થાન છે, જે વિષયરૂપી શીતળ જળનો ઘૂંટડો છે, જે સ્નેહભાવથી વર્તનારા ચોરના દૃઢ વિશ્વાસ સમાન છે, જે કોઢગ્રસ્ત મનુષ્યના આલિંગન જેવું છે, જે મહાવિષધારી સર્પના અગ જેવું સુવાળું છે, જે પારધીના સાહજિક ગાયન જેવું સુમધુર છે, જે વૈરીના આદરાતિથ્યની મિજબાની તથા દુર્જને કરેલી આગતાસ્વાગતા સમાન છે; વધુ શું કહું? જે પ્રત્યક્ષ અનર્થનો સમુદ્ર જ છે, જે સ્વપ્નમાં આવેલું સ્વપ્ન છે, જે મૃગજળથી પરિપૂર્ણ વન છે અને જે ઊડેલી ધૂળની રજથી ઘેરાયલું આકાશ છે—એવું જે આ શરીર તે મદ્રૂપ થયેલા પુરુષોને પુનઃ પ્રાપ્ત થતું નથી. (૧૫૧)

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥**

હે અર્જુન! બ્રહ્મલોક પર્યંતના સર્વ લોક ઉત્પત્તિ તથા વિનાશને આધીન છે;* પરતુ હે કૌંતેય! માત્ર મારી પ્રાપ્તિ થયા પછી પુનર્જન્મ થતો નથી. ૧૬

બ્રહ્મત્વનો ઘમંડ રાખનાર બ્રહ્મદેવ સુદ્ધાં પુનર્જન્મના ફેરામાંથી નિવૃત્ત થઈ શકતા નથી; પરંતુ જે પ્રમાણે મૃત મનુષ્યનું પેટ દુખતું નથી કિંવા જાગ્રત થયા પછી કોઈ સ્વપ્નમાંના મહાપૂરમાં ડૂબતું નથી; તે પ્રમાણે જે મને પામેલા છે, તે સંસારથી લિપ્ત થતા નથી. ચૌદ ભુવનનું જે શિખર, સપ્ત ચિરંજીવમાં જે અગ્રભાગે રહેનાર છે અને ત્રૈલોક્યરૂપ પર્વતનું મસ્તક એવું જે બ્રહ્મભુવન તેના એક પ્રહર પર્યંત પણ એક ઇંદ્રનું આયુષ્ય ટકતું નથી અને એક દિવસમાં તો ચૌદ

* બ્રહ્મલોક પણ નાશવંત હોવાથી ત્યાં ગયેલા તેના ઉપાસકોનો પણ નાશ જ થાય અને જેઓ ઉપલા ક્રમે ઈશ્વરની મોક્ષદાયક ઉપાસના કરીને બ્રહ્મલોકમાં જાય છે, તેઓ ત્યાં પૂર્ણજ્ઞાની થઈને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે. શ્રુતિ કહે છે:

'બ્રહ્માના પરમ આયુષ્યને અંતે મહાપ્રલય થાય છે, ત્યારે જેઓની વૃત્તિ બ્રહ્મરૂપ થયેલી હોય, તે સર્વ મહાત્માઓ બ્રહ્માની સાથે પરમપદમાં પ્રવેશ કરે છે; પણ જેઓ માત્ર કર્મ વડે જ બ્રહ્મલોકમા જાય છે તેમને મુક્તિ મળતી નથી'

ઇંદ્રનો અંત આવી જાય છે. (૧૫૫)

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

કેમકે સહસ્ર વેળા ચાર યુગો* વ્યતીત થાય, ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ થાય છે અને પછી તેટલા જ કાળની તેની રાત્રિ આવે છે. આ વાત રાત્રિ-દિવસને જાણનાર લોકો જ જાણે છે ૧૭

ચાર યુગો એક હજાર વાર વીતી જાય ત્યારે બ્રહ્મદેવનો ખરે-ખરો પૂરો એક દિવસ થાય છે અને તે જ પ્રમાણે તેવી હજાર યુગોની ચોકડીની ત્યાં એક રાત્રિ પણ થાય છે. આવો મોટો દિવસ અને મોટી રાત્રિ જ્યાં છે, ત્યા જે ભાગ્યવાન પુરુષો વસે છે તે મરતા નથી; પરંતુ રાત્રિ-દિવસ જુએ છે. તેઓ સ્વર્ગલોકના ચિરજીવી છે. નહિ તો જ્યાં ખુદ ઇંદ્રની જ અવસ્થા એવી છે, કે એક દિવસના અવધિમા ચૌદ ઇંદ્ર થઈ બદલાઈ જાય છે, તો પછી દેવગણની પ્રતિષ્ઠા જ શી વર્ણવવી? પરંતુ જેઓ બ્રહ્મદેવના આઠ પ્રહરને પણ પોતાની દૃષ્ટિથી જુએ છે, તેમને જ (બ્રહ્મદેવના) દિવસ અને રાત્રિ જાણનારા કહેવામાં આવે છે. (૧૫૯)

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥
भूतग्रामः स एवाऽयं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

દિવસના આગમન સાથે અવ્યક્તમાથી સર્વ વ્યક્તિઓનો ઉદય થાય છે અને પુન રાત્રિનું આગમન થતાં ને જ અવ્યક્તમા તેમનો લય થઈ જાય છે. હે પાર્થ! તે જ સર્વ ચરાચર વસ્તુઓનો આ સમુદાય પરતંત્ર હોવાથી

* ઉપર કહેલા યુગ શબ્દને ચાર યુગના અર્થમાં જાણવો. વિષ્ણુપુરાણમા કહ્યું છે કે, 'चतुर्युगसहस्र तु ब्रह्मणो दिनमुच्यते। અર્થાત્ ચાર હજાર યુગ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે.' એમા 'ब्रह्मण' શબ્દથી બ્રહ્મા ઉપરાંત મહર્લોક આદિના નિવાસી પણ સમજવા. બ્રહ્માના આયુષ્યની ગણના આ પ્રમાણે કહી છે:

મનુષ્યોનું વર્ષ તે દેવોનો રાત્રિ-દિવસ છે; એવા દિવસો પ્રમાણે પક્ષ, માસ અને વર્ષની ગણતરી કરતાં બારહજાર વર્ષના ચાર યુગ થાય છે. એવા ચાર યુગ વડે બ્રહ્માનો એક દિવસ થાય છે અને તેટલી જ તેમની રાત્રિ થાય છે, એવાં દિવસ-રાત્રિ વડે પક્ષ, માસ અને વર્ષ ગણતા એવાં સો વર્ષ જેટલું બ્રહ્માનું પરમ આયુષ્ય છે

ફરીફરી ઉત્પન્ન થઈ રાત પડતાં લય પામે છે અને દિવસ થતા પુન ઉત્પન્ન થાય છે. ૧૮,૧૯

તે બ્રહ્મલોકનો જે વેળાએ દિવસ ઊગે છે, ત્યારે તે નિરાકાર-માંથી સાકાર વિશ્વ એવી રીતે ઉત્પન્ન થાય છે, કે તેનુ માપ કાઢી શકાતું નથી. પછી તે દિવસના ચાર પ્રહરો સમાપ્ત થતા આ વિશ્વ નષ્ટ થાય છે અને પુનઃ પોં ફાટ્યો એટલે અગાઉની પેઠે આ વિશ્વ ભરાવા માડે છે. શરદઋતુના પ્રારભમાં વાદળો આકાશમાથી નષ્ટ થાય છે અને ગ્રીષ્મઋતુને અંતે પાછાં તે ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે બ્રહ્મદેવના દિવસના આરભમાં આ ભૂતસૃષ્ટિનો સમુદાય એકત્રિત થાય છે અને તે ચાર યુગો હજારવાર વ્યતીત થાય ત્યાં સુધી રહે છે. પછી બ્રહ્મદેવની રાત્રિનો સમય થતા આ વિશ્વ નિરાકારમાં લય પામે છે અને પૂર્વોક્ત કાળ વ્યતીત થયા પછી પૂર્વવત્ ઉદય પામે છે. આવી રીતે વિશ્વની રચના થાય છે, એ કહેવાનો મારો ઉદ્દેશ એટલો જ કે બ્રહ્મદેવના દિવસ અને રાત્રિના સમયમાં વિશ્વની ઉત્પત્તિ અને લયનો વ્યાપાર થઈ જાય છે. તેની મહત્તાની યોગ્યતાનો વિચાર કરતાં એમ જ જણાય છે કે તે બ્રહ્મદેવ સૃષ્ટિના બીજનો ભંડાર છે, તોપણ તે જન્મ–મરણની મર્યાદામા આવી ગયો છે. હે ધનુર્ધર! આ ત્રૈલોક્ય સૃષ્ટિ સત્યલોકનો પ્રસાર છે અને બ્રહ્મદેવનો દિવસ ઊગતાંની સાથે તે ફેલાવા માંડે છે. પછી જ્યારે રાત્રિનો સમય આવે છે, ત્યારે તે આપો-આપ જ અવ્યક્તમા લય પામે છે અને આ પચભૂતાદિક બ્રહ્મદેવની આજ્ઞાથી સહજ (જ્યાંના ત્યા જ) વિલય પામી જાય છે. જે પ્રમાણે વૃક્ષ બીજરૂપમા સમાયેલુ હોય છે; અથવા મેઘ આકાશમાં વિલીન થઈ જાય છે; તે પ્રમાણે જે પ્રકૃતિમા અનેકત્વનો લય થાય છે, તેને 'સામ્ય કહેવામા આવે છે.' (૧૯૯)

**परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥**

સર્વ ચરાચરનો નાશ થાય છતાં પણ જે નાશ પામતો નથી, તે, તે અવ્યક્તથી પર, ઇન્દ્રિયોને અગોચર તથા અવિનાશી એવો બીજો ભાવ (વસ્તુ) છે.

તે સામ્યમાં (અનેકત્વનો લય થઈ ગયા પછી) ન્યૂનાધિક કાંઈ પણ દેખાતું નથી, એથી તે 'ભૂત' નામને પ્રાપ્ત થતું નથી. જે પ્રમાણે દૂધનું દહી થયા પછી તે(દૂધ)નું નામ તથા રૂપ નાશ પામે છે, તે પ્રમાણે આકારનો નાશ થવા સાથે જગતનુ જગતત્ત્વ નાશ પામે છે;

પરંતુ જેમાંથી એની ઉત્પત્તિ થઈ છે, તે સ્થળે તો તે જેવું ને તેવું (તેના મૂળ સ્વરૂપમાં) જ હોય છે. આ વખતે તેને 'અવ્યક્ત' કહેવામાં આવે છે અને જ્યારે સાકાર બની નામરૂપ ધારણ કરે છે, ત્યારે તેને જ 'વ્યક્ત' કહેવામાં આવે છે. એકબીજાનાં પ્રતીતિ કરાવનારાં આ બે નામો જ છે; વાસ્તવિક જોવા જતાં એકે વસ્તુ નથી. જે પ્રમાણે રૂપાના દાગીનાના ભાંગી નાખેલા આકારને 'લગડી' કહેવામા આવે છે, પછી તેના દાગીના બનાવવામાં આવતાં તે લગડી નાશ પામે છે; તે જ પ્રમાણે વ્યક્ત અને અવ્યક્ત—એ બન્ને વિચારો બ્રહ્મ સંબધી જ થવા છતાં તે બ્રહ્મ વ્યક્ત પણ નથી, તે ઉત્પન્ન પણ થતો નથી અને નાશ પણ પામતો નથી; પરંતુ તે ઉભય સ્થિતિથી અતીત અને અનાદિસિદ્ધ છે. તે બ્રહ્મ વિશ્વાકાર થઈને રહે છે; પરંતુ વિશ્વનો લય થતાં તેનો લય થતો નથી. જેમ અક્ષરો ભૂંસી નાખવાથી તેનો અર્થ ભૂંસાઈ જતો નથી; ઉદક પર તરંગ આવે અને જાય તોપણ ઉદક તો કાયમ જ રહે છે; તે પ્રમાણે ભૂતો નાશ પામ્યા છતાં અવિનાશી બ્રહ્મ સ્થાયી જ રહે છે; કિંવા અલંકારોનો નાશ થતાં કાંઈ સુવર્ણનો નાશ થઈ જતો નથી; તે પ્રમાણે મૃત્યુ પામનાર શરીરમાં જે અમર છે; (૧૭૮)

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

જે અવ્યક્ત ભાવ અક્ષર સંજ્ઞાથી પ્રસિદ્ધ છે, તેને જ પરમ ગતિ કહેવામાં આવે છે. જ્યા જ્ઞાનીઓ પહોંચ્યા પછી પુન ત્યાંથી પાછા આવતા નથી, તે જ એ મારું પરમ ધામ છે. હે પાર્થ ! જેમાં આ સર્વ ભૂતોનો સમાવેશ થઈ જાય છે અને જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે, તે પરમ પુરુષ અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. ૨૧,૨૨

જેને કૌતુકથી અવ્યક્ત કહેવામાં આવતાં તેની સ્તુતિ કરવામાં આવી છે એમ લાગતું નથી; કારણ કે જે મન અને બુદ્ધિને ગમ્ય નથી, જેને આકાર પ્રાપ્ત થયા છતાં પણ જેનું નિરાકારપણું નાશ પામતું નથી અને આકારનો નાશ થયા છતાં પણ તેની નિત્યતામાં ખામી આવતી નથી; માટે જેને 'અક્ષર' (નાશ ન પામનાર) કહેવામાં આવે છે, એવા તે અક્ષરનો 'અક્ષર' કહેવાથી જ બોધ થાય છે;

આથી આગળ કોઈ પણ વસ્તુનો વિસ્તાર જણાતો નથી અને આનું જ નામ પરમ ગતિ છે. પરંતુ તે આ શરીરમા વ્યાપ્ત હોવા છતાં પણ નિદ્રિતાવસ્થામાં છે; કારણ કે તે વ્યાપાર કરાવતો પણ નથી અને કરતો પણ નથી. હે મહાવીર અર્જુન! આમેય શરીરના સર્વ વ્યાપારોમાં એક પણ વ્યાપાર બંધ રહેતો નથી; દશે ઇંદ્રિયોના વ્યાપાર ચાલુ જ રહે છે. વિષયરૂપી બજાર ઉઘાડીને મનના ચૌટામા વ્યાપાર શરૂ થયા પછી જ તેમાંથી ઉત્પન્ન થતાં સુખ–દુઃખનો હિસ્સો અંતઃકરણને પ્રાપ્ત થાય છે. જેમ રાજા સુખથી ઊંઘતો હોય, તે વખતે કાંઈ તેના રાજ્યમાંના વ્યાપાર અટકતા નથી અને પ્રજા તો પોતાના લાભની ઇચ્છાથી વ્યાપાર કરતી હોય છે, તે પ્રમાણે બુદ્ધિની જ્ઞાનશક્તિ, મનની સંકલ્પ–વિકલ્પશક્તિ, ઇંદ્રિયોની ક્રિયાશક્તિ અને પ્રાણવાયુની સ્ફુરણ શક્તિ–આ સર્વ દેહવ્યાપારો કરવામાં ન આવતા હોવા છતા પણ પોતાની મેળે જ થયા કરે છે. જે પ્રમાણે સૂર્ય પોતે ચલાવતો ન હોવા છતા પણ તેના પ્રકાશથી ત્રણે લોકના વ્યવહાર ચાલ્યા કરે છે જ, તે પ્રમાણે હે અર્જુન! તે પરમાત્માને લીધે જ શરીરસંઘાતના વ્યાપાર ચાલ્યા જ કરે છે. એવો તે પરમાત્મા શરીરરૂપી પુરીમાં સૂતો છે; માટે તેને 'પુરુષ' કહેવામા આવે છે, એમ તું સમજ અને માયારૂપી પતિવ્રતાના એકપત્નીવ્રતમા નિમગ્ન હોવાને લીધે તેને પુરુષ એ નામ પ્રાપ્ત થયુ છે; પરંતુ વેદોએ પુષ્કળ ઉપાયો કર્યા છતાં જેનુ આંગણુ સુદ્ધાં દૃષ્ટિએ પડ્યું નથી અને જેમાં આકાશનો સમાવેશ થયો છે, એમ જાણીને જ યોગી લોકો તેને જીવ અને પ્રકૃતિથી અતીત ગણે છે; તે પુરુષ–પરમાત્મા એકનિષ્ઠ ભક્તોની શોધ કરતો તેમને ઘેર આવી લાગે છે. જે એકનિષ્ઠ ભક્ત કાયા, વાચા અને મન વડે કરીને અન્ય કાંઈ વસ્તુ જાણતો નથી, તેની એકનિષ્ઠાનો પાક આપનારું તે ઉત્તમ ક્ષેત્ર છે. હે પાંડવ! આ ત્રૈલોક્ય ભગવદ્રૂપ છે, એવો જેને સાચો મનોભાવ છે, તે આસ્તિક ભક્તનો તે આશ્રય જ છે. જે નિરભિમાનીઓનો વૈભવ છે, જે ગુણાતીતોનું જ્ઞાન છે, જે નિઃસ્પૃહ જનોનું સુખોપભોગ લેવાનુ સ્થાન (રાજ્ય છે), જે સંતોષી જનોનું ભોજન છે, જે સંસારની ચિંતા ન રાખનાર શરણાગતનું આશ્રયધામ છે અને જે ભક્તિને માર્ગે ચાલનારાની મોક્ષરૂપ ગામની સરળ વાટ છે; હે ધનંજય! આવા એક એક ગુણને વર્ણવી કેટલું વર્ણન કરું? પરંતુ જે સ્થળે જતાં મનુષ્ય તદ્રૂપતા પામે છે, તે સ્થાન

એ જ છે. ટાઢની ઝલકથી જેવી રીતે ઊનું પાણી ઠંડું થાય છે, અથવા સૂર્ય ઊગતાં તિમિર જ પ્રકાશરૂપ થાય છે; તેવી રીતે હે પાંડુકુમાર! અજ્ઞાન અને તેનું કાર્ય જે જગત, તે પરમાત્મારૂપી ગામમાં જતાં પોતે જ મુક્તસ્વરૂપ બની રહે છે. જે પ્રમાણે કાષ્ઠને અગ્નિમાં નાખતાં તે પોતે જ અગ્નિસ્વરૂપ બની જાય છે અને તેના પાછા વર્ગ પાડવા જતાં તેનું કાષ્ઠત્વ દૃષ્ટિએ પડતું નથી; અથવા જે પ્રમાણે ખાંડ થયા પછી પુનઃ ચાતુર્યથી તેની શેરડી કરી શકાતી નથી; એક વખત પારસમણિના સ્પર્શથી લોખંડનુ સુવર્ણ કરવામાં આવ્યુ, એટલે પછી બીજો એવો કયો પદાર્થ છે, કે જે તેનું ગયેલુ લોખંડપણું પાછું આણી આપે? માટે ઘીનું જે પ્રમાણે પુનઃ ખરેખરું દૂધ થતું નથી, તે પ્રમાણે જેમાં ભળી જવાથી પુનર્જન્મ નથી, તે જ મારુ ખરેખર ઉત્તમ સ્થળ છે. આ ગૂઢ તત્ત્વ તને હવે સ્પષ્ટ કરીને કહુ છું. ૨૦૩

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

હે ભરતશ્રેષ્ઠ! જે કાળે યોગીઓ મરણ પામીને પાછા જન્મમા આવતા નથી અને જે કાળે મરણ પામ્યા પછી પુન જન્મમા આવે છે, તે કાળ હું તને કહી બતાવુ છું. ૨૩

તે જ પ્રમાણે દેહાવસાન થયા પછી જે સ્વરૂપને યોગીઓ પ્રાપ્ત થાય છે, તે ગૂઢ રહસ્ય અન્ય એક પ્રકારે પણ સરળતાથી સમજી શકાય છે. અથવા અકસ્માત્ એમ બની આવે છે, કે જે યોગીઓ અકાળે દેહ છોડે છે, તેમને પુનઃ દેહ ધારણ કરવો પડે છે; એટલા માટે જો શાસ્ત્રોક્ત શુદ્ધ દેહનું અવસાન થાય, તો તત્ક્ષણ તે યોગીઓ બ્રહ્મરૂપ થાય છે; નહિ તો અકાળે દેહાવસાન થવાથી તેઓ ફરીને જન્મ પામે છે; એ જ પ્રમાણે મોક્ષ અને પુનર્જન્મ—એ ઉભય કાળને આધીન છે. આ કાળ વિષે પ્રસંગોપાત્ત તને વાત કહુ છું, તે હે મહાવીર અર્જુન! તું સાંભળ. મરણ થતાં પંચમહાભૂત પોતપોતાને રસ્તે ચાલ્યા જાય છે; એવા મરણકાલ પ્રાપ્ત થતાં બુદ્ધિને ભ્રાંતિ ગળી શકતી નથી, સ્મરણશક્તિ મંદ થતી નથી અને મન પણ મરણ પામતું નથી. આવો એ સર્વ જ્ઞાનસમુદાય મરણસમયે પ્રકાશિત હોય છે અને તેને આગળ અનુભવેલા બ્રહ્મભાવનો બોધ હોય છે. એવી રીતે એ સમુદાય સાવધ હોય છે; અને જેને મરણ પર્યંત ઇંદ્રિયોની સહાય હોય છે તે સહાય જઠરાગ્નિ પ્રદીપ્ત હોય તો જ મળી શકે છે. વાયુ

અથવા પાણીથી જ્યારે દીવાનો પ્રકાશ બુઝાઈ જાય છે, ત્યારે આપણી આંખ સારી હોવા છતાં પણ તેને કાંઈ દેખાય છે કે? તે જ પ્રમાણે દેહાવસાન વખતે વાયુ વૃદ્ધિ પામવાથી શરીર કફથી વ્યાપ્ત થાય છે અને જઠરાગ્નિનું તેજ બુઝાઈ જાય છે, તે વખતે પ્રાણ જ હોતો નથી, તો પછી ત્યા બુદ્ધિ હોઈ ને પણ તે શું કરી શકવાની છે? કેમકે અગ્નિ સિવાય દેહમા ચૈતન્ય રહી શકતું નથી. જો શરીરમાનો જઠરાગ્નિ નષ્ટ થયો તો પછી તે શરીર, શરીર નથી; પરંતુ માત્ર ભીનો કાદવ જ છે. આ વખતે સાધક પોતાના આયુષ્યનો કાળ અંધારામા અથડાતો હોય તે પ્રમાણે નિર્ગમન કરે છે. આવી સ્થિતિમાં ગત અભ્યાસનુ સ્મરણ રાખી, દેહ છોડી સ્વરૂપમા ભળવુ, એ કેવી રીતે બની શકે વારુ? તે વખતે તો દેહમાના કફના કાદવમાં ચેતના ડૂબી જવાથી આગળ પાછળની વાતોનું વિસ્મરણ થઈ જાય છે; એથી પૂર્વે જે યોગાભ્યાસ કરવામા આવ્યો હોય છે, તેનું સ્મરણ પણ મરણ આવવા પૂર્વે જ નાશ પામે છે. અંધારામા રાખેલી વસ્તુ હાથમા આવતા પહેલા દીપક ઓલવાઈ જાય તે પ્રમાણે જ આ ઘટના થાય છે. આ સર્વનુ તાત્પર્ય એ જ છે કે, જ્ઞાનનુ મૂળ કારણ જઠરાગ્નિ છે અને મરણસમયે સર્વ બળ એ અગ્નિનુ જ હોય છે. (૨૧૯)

अग्निर्ज्योतिरहः शुक्ल· षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

અગ્નિ, જ્યોતિ,+ દિવસ, શુક્લપક્ષ તથા ઉત્તરાયણના છ મહિનામા મરનાર બ્રહ્મવેત્તાઓ બ્રહ્મને× જઈ મળે છે. ૨૪

શરીરની અંદર જઠરાગ્નિની જ્યોતિનો પ્રકાશ હોય અને બહાર ઉત્તરાયણના છ મહિના પૈકી કોઈ પણ મહિનાનો શુક્લપક્ષનો દિવસ હોય (રાત્રિ ન હોવી જોઈએ)–આ પ્રકારે સર્વ રીતે ઉત્તમ યોગ પ્રાપ્ત થયો હોય, ત્યારે જે બ્રહ્મનો અભ્યાસી પુરુષ પોતાના દેહનો ત્યાગ કરે છે, તે જ્ઞાની જનો બ્રહ્મસ્વરૂપમાં જઈ મળે છે. હે ધનુ-ર્ધર! સાંભળ. આ કાળના યોગમાં (તત્કાળાભિમાની દેવતાઓનુ)

+ આ શ્લોક ઉપર **શ્રીમત્ શંકરાચાર્ય** કહે છે કે, અગ્નિ જ્યોતિ દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ માસ–એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે પ્રયાણ કરી ગયેલા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મ પામે છે.

× **શ્રીરામાનુજાચાર્ય** તથા **શ્રીવલ્લભાચાર્ય** કહે છે કે, અગ્નિ આદિ સમયમાં ગમન કરનારા બ્રહ્મવેત્તાઓ જ બ્રહ્મ પામે છે; અર્થાત્ આ ગતિ સામાન્ય જનો માટે કહી નથી.

વિલક્ષણ સામર્થ્ય હોવાથી મોક્ષપ્રાપ્તિ સારુ સ્વસ્વરૂપને પ્રાપ્ત થવા માટેનો આ સરળ માર્ગ છે. આ માર્ગમા જઠરાગ્નિ એ પ્રથમ પગથિયું છે, અગ્નિનુ સતેજપણું એ બીજું પગથિયુ, દિવસ એ ત્રીજું પગથિયું, શુક્લપક્ષ એ ચોથું પગથિયુ છે અને ઉત્તરાયણના છ માસ પૈકીનો એક માસ, એ નિસરણીનુ છેક ઉપરનુ પગથિયું છે. આ ક્રમે ચઢવાથી યોગી મોક્ષસિદ્ધિરૂપી ઘરમાં જઈ પહોંચે છે. આ ઉત્તમ કાળ છે, એમ સમજ અને એને જ શાસ્ત્રમા અર્ચિરાદિ માર્ગ કહેવામાં આવે છે. હવે યોગી સાધકના મરણ માટે અયોગ્ય કાળ કયો છે, તે પ્રસંગાનુસાર તને કહુ છુ, તે સાભળ. (૨૨૫)

**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥**

ધૂમ્ર, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા દક્ષિણાયનના છ મહિનામાં મરણ પામનાર યોગી+ ચંદ્રલોક*નો ઉપભોગ ભોગવીને આગળ ન વધતાં ત્યાંથી પાછા ફરે છે.×

મરણસમયે કફ-વાતાદિ દોષની પ્રબળતાથી અંતઃકરણમાં અંધારું વ્યાપી જાય છે; સર્વ ઇંદ્રિયોની ગતિ કુંઠિત થઈ જાય છે; સ્મૃતિમાં ભ્રમ ઉત્પન્ન થાય છે; મનમાં ઉન્માદનો સંચાર થાય છે અને પ્રાણ રૂંધાય છે, જઠરાગ્નિ બુઝાઈ જાય છે અને ચારે તરફ તેનો ધૂમ્ર પ્રસરી જાય છે; આથી શરીરમાં રહેલું જ્ઞાન આચ્છાદિત થાય છે. જે પ્રમાણે ચંદ્રની આડે વારિથી ભરેલાં વાદળાં આવવાથી, નહિ અંધારું અને નહિ પ્રકાશ એવી ઝાંખીઝાંખી સ્થિતિ થાય છે; તે જ પ્રમાણે તે મરતો

---

+ આ શ્લોક ઉપર શ્રીમત્ શંકરાચાર્ય કહે છે કે, ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ—એ બધા સમયોના અભિમાની દેવતાઓના માર્ગે જનારા યોગી ચંદ્રલોકને પામી છેવટે પાછા અહીં જન્મ ધારણ કરે છે.

* સર્વ કર્મોને ભગવાનના ચરણોમાં સમર્પિત કરવાથી સાત્ત્વિક મોક્ષ થાય છે; પરંતુ જો સકામ કર્મ કરવામાં આવે, તો તેથી તે લોકમાં સુખનો ઉપભોગ લીધા પછી પુનર્જન્મ થયાપછી જે મોક્ષ થાય છે, તેને 'રાજસ મોક્ષ'ના નામથી ઓળખવામાં આવે છે. એ વૈભવ ભોગવવાના સ્થાનને જ આ શ્લોકમાં ચંદ્રલોકનું નામ આપવામાં આવ્યુ છે. ચોવીસમો શ્લોક નિષ્કામ કર્મ કરનારને માટે છે અને આ શ્લોક સકામ કર્મયોગીને માટે છે.

× **શ્રીરામાનુજાચાર્ય** તથા **શ્રીવલ્લભાચાર્યનું** કહેવું છે કે, જે યોગીઓના હૃદયબળનો પૂરો વિકાસ થયો નથી અને જેઓ મનોબળ દ્વારા ઉત્તરાયણ કાળમાં શરીરનો ત્યાગ કરી શકતા નથી, તેઓ ચંદ્રલોકમાં જઈને કાળાંતરે પોતાની ઉન્નતિ કરવા માટે પુનર્જન્મ લે છે.

પણ નથી અને સાવધ પણ હોતો નથી; એવી સ્થિતિમાં શરીર કેવળ પડેલું હોય છે અને આયુષ્ય મરણની વાટ જોતું હોય છે. આ રીતે મન, બુદ્ધિ અને ઇંદ્રિયોની ચારે તરફ અતિશય ધૂમ્ર ફરી વળે છે, અર્થાત્ તેઓ અજ્ઞાન વડે આવૃત થાય છે. ત્યારે આખા જન્મમાં મેળવેલા સર્વ લાભોનો નાશ થાય છે. જે હાથમાં આવેલું જતું રહ્યા પછી ફરીથી બીજા લાભ થશે, એમ કહી જ કેમ શકાય? માટે મરણ-સમયે આવી (પતિત) દશા પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે દેહની આંતર-સ્થિતિ હોય છે અને બહાર કૃષ્ણપક્ષનું પખવાડિયુ હોય છે; તથા તેમાં વળી દક્ષિણાયનના છ મહિના પૈકી એક મહિનો પણ પ્રાપ્ત થાય છે. આ જન્મ-મરણના ફેરામાં નાખનારા સર્વ યોગો જેના મરણસમયે એકત્રિત થાય છે, તેને કાને મોક્ષપ્રાપ્તિની વાત કયાંથી પડે? આ વખતે જે યોગીનું દેહાવસાન થાય છે, તે યોગી હોવાને લીધે ચંદ્રલોક પર્યંત જઈ શકે છે ખરો, પરંતુ (તેના તપનું તેજ નષ્ટ થયા પછી) ત્યાર પછી ત્યાંથી તે પાછા ફરી જન્મ-મરણના ફેરામાં સપડાય છે. હે પાંડવ! મેં જે મરણ માટે અયોગ્ય કાળ દર્શાવ્યો, તે આ જ છે એમ સમજ. જન્મ-મરણના ગ્રામમાં લઈ જનારો ધૂમ્રમાર્ગ આ જ છે. આ સિવાયનો બીજો જે (ઉપર કહેલો) અર્ચિરાદિ માર્ગ છે તે રાજમાર્ગ છે અને તે સુલભ, અતિ ઉત્તમ અને અત્યંત સહેલો છે તથા તે મોક્ષપ્રદેશ પર્યંત લંબાયેલો છે. (૨૩૭)

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥**

આ જગતની શુક્લ* અને કૃષ્ણ-એવી બે ગતિ શાશ્વત માનવામાં આવી છે. એક ગતિથી જનાર યોગીને પાછું આવવું પડતું નથી અને બીજી ગતિથી જનાર યોગીને (આ જગતમાં) પાછું આવવું પડે છે. ૨૬

આવા બે માર્ગ છે. એક સરળ અને બીજો વક્ર અને તે અનાદિ કાળથી ચાલ્યા આવ્યા છે; માટે હે મહાવીર! તે તુંને બુદ્ધિપુરઃસર બતાવવામાં આવ્યા; કેમકે તે માર્ગ પૈકી ઉત્તમ કયો અને અધમ કયો, એ તને દેખાશે અને એથી ખરો-ખોટો માર્ગ ઓળખી પોતાનું હિત સાધવા માટે તારાથી હિત અને અહિત સંબંધી વિચાર પણ કરી શકાશે. ઉત્તમ નાવ (કિનારે) પડેલી જોયા છતાં પણ કોઈ ઊંડા જલપ્રવાહમાં કોઈ ભુસકો મારશે કે? અથવા કોઈ રાજમાર્ગ છોડીને આડી વાટે જશે કે? જે વિષ તથા

* શુક્લ ગતિ એટલે દેવયાન માર્ગ અને કૃષ્ણ ગતિ એટલે પિતૃયાન માર્ગ.

અમૃતને ઓળખે છે, તે અમૃતનો ત્યાગ કરશે કે? તે જ પ્રમાણે જે સરળ માર્ગ જુએ છે, તે આડે માર્ગ જશે નહિ; માટે પ્રથમ ખરા-ખોટાની તપાસ કરવી. આ પરીક્ષા કરતા બરાબર આવડી એટલે મનુષ્ય કદી પણ સંકટમાં આવી પડતો નથી. તે સિવાય મરણસમયે આ માર્ગની પ્રાપ્તિ થવી અતિ દુર્ઘટ જ છે અને આ સમયે જો તેની પ્રાપ્તિ ન થઈ, તો આખો જન્મ અભ્યાસ કરેલો વ્યર્થ થઈ પડે છે. જો યોગી અર્ચિરાદિ માર્ગ મૂકીને ધૂમ્રમાર્ગમાં સપડાઈ જાય છે, તો તે જન્મ-મરણના ફેરામાં ફસાઈ પડે છે અને ફરીફરી તેનું આવાગમન થયા કરે છે. આવાં આ મોટાં સંકટો જોઈને તે એકવાર તો શી રીતે દૂર થાય, તેનો ઉપાય દર્શાવવા ખાતર પ્રસ્તુત બન્ને યોગમાર્ગોનું બરાબર સ્પષ્ટીકરણ કર્યું છે. યોગી એક માર્ગે મોક્ષ પ્રાપ્ત કરે છે અને બીજે માર્ગે જન્મ-મરણના ફેરામાં આવી પડે છે; પરંતુ દેહાવસાનસમયે પ્રારબ્ધાનુસાર જેને જે પ્રાપ્ત થાય, તે ખરો. (૨૪૬)

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवाऽर्जुन ॥ २७ ॥**

હે અર્જુન! આ બે માર્ગ જાણનારો કોઈ પણ યોગી મોહમા પડતો નથી એટલા માટે સર્વકાળમા તુ યોગયુક્ત થા ૨૭

અકસ્માત્ કઈ વેળાએ શું પ્રાપ્ત થશે એનો કાંઈ નિયમ હોતો નથી; એટલા માટે આ વાત રહેવા દઈશું; પરંતુ દેહાંતે બ્રહ્મપ્રાપ્તિ કરી લેવા માટે કયો માર્ગ છે. તે સંબંધી આપણે વિચાર કરીશું. જ્ઞાનીઓ તો દેહ રહો કિંવા જાઓ, અમે કેવળ બ્રહ્મ જ છીએ, એમ જ સમજે છે. રજ્જુમાં સર્પનો ભાસ રજ્જુનું સત્યત્વ જણાતાં નષ્ટ થાય છે. પાણીમાં તરંગો આવે છે અને જાય છે, એવો ભાસ પાણી-ને કદી થાય છે કે? તેને તો ગમે ત્યારે જોઈએ, પણ તે પાણીનું પાણી જ કાયમ હોય છે. તરંગ ઉત્પન્ન થવાથી કાંઈ તે જન્મ પામતું નથી અથવા તરંગોનો નાશ થતાં કાંઈ તે નાશ પામતું નથી; તે પ્રમાણે જે દેહમાં રહી દેહ સહિત બ્રહ્મ થાય છે, તેનામાં દેહનું ઉપનામ સુદ્ધાં રહેતું નથી. વળી ક્યારે કોનો નાશ થાય છે? જ્યારે દેશ, કાળ ઇત્યાદિ આપણે જ બની રહ્યા છીએ, ત્યાર પછી બ્રહ્મપ્રાપ્તિના માર્ગની શોધ શા માટે કરવી? વળી શોધ કરવા કોની પાસે કેવી રીતે જવું? જે વખતે ઘડો ફૂટે છે, તે વખતે તેમાંનું આકાશ બરાબર રસ્તો હાથ લાગે, તો જ આકાશને મળે છે અને નહિ તો શું

નથી મળતું કે? વસ્તુસ્થિતિ એવી છે કે, તે ઘડાના આકારનો જ નાશ થાય છે, બાકી ઘટાકાશ એ ઘટનિર્માણ થયા પૂર્વે મૂળથી જ આકાશરૂપે છે. આવા જ્ઞાનની પરિપૂર્ણતાથી 'હુ બ્રહ્મ જ છું' એવા અનુભવયુક્ત યોગીને સારા અને માઠા માર્ગનુ સંકટ ભોગવવું પડતું નથી; માટે હે પાંડુકુમાર! તું યોગયુક્ત થા. આ યોગથી તને સદૈવ આપોઆપ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થશે. પછી દેહ ગમે ત્યા હો વા જાઓ; પરંતુ તેથી નિષ્પ્રતિબધ તથા નિત્ય બ્રહ્મસ્વરૂપમા કાઈ અતરાય થનાર નથી. તે સૃષ્ટિના પ્રારભમા જન્મ પામતો નથી, સૃષ્ટિના અંતમા મૃત્યુ પામતો નથી તથા સૃષ્ટિની સ્થિતિમા સ્વર્ગ અને સસારસુખના મોહમાં કદી ફસાતો નથી. આ બોધથી જે યોગી સાવધ હોય છે, તેને જ આ બોધની ફળપ્રાપ્તિ થાય છે, કારણ કે તે વિષયભોગને ઓળગી જઈ બ્રહ્મસ્વરૂપમા જઈ મળે છે. હે અર્જુન! ઇદ્રાદિક દેવોને સ્વર્ગમાં નિરંતર સર્વ પ્રકારનાં સુખનો લહાવો મળે છે; પરતુ તેઓ ઓવારી નાખેલા પદાર્થોની પેઠે તે સુખોપભોગને ત્યાજ્ય ગણી તેમને હડસેલી દે છે. (૨૬૦)

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

(બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ અને મરણસમયે ભગવચ્ચિતનનુ માહાત્મ્ય) એ સર્વ પૂર્ણતાથી જાણવામા આવી ગયા પછી વેદ, યજ્ઞ, તપ અને દાન દ્વારા થતી જે પુણ્યફળની પ્રાપ્તિ કહી બતાવી છે તે સર્વ પુણ્યપ્રાપ્તિનુ અતિક્રમણ કરીને યોગી આદ્ય તથા ઉત્કૃષ્ટ સ્થાનને જ પ્રાપ્ત કરે છે.+ ૨૮

વેદનું અધ્યયન કરી (કોઈ મનુષ્ય) વૈદિક બની જાય અથવા યજ્ઞ કરી પુણ્યક્ષેત્રમાં પાક તૈયાર કરે, અથવા તપ તથા દાન કરી સર્વ પુણ્ય સયુક્ત કરે—આ પ્રકારના સર્વ પુણ્યોનું વૃક્ષ ફળના ભારથી લચી પડે, તોયે નિર્મળ બ્રહ્મની બરાબરી કોઈથી પણ કરી શકાતી નથી. જેને ત્રાજવામાં મૂકતાં જે નિત્યાનંદની તુલનામાં નાનું દેખાય છે અને જેની પ્રાપ્તિ માટે વેદ—યજ્ઞાદિ સાધનો કરવાં પડે છે, જેથી (સુખ) કંટાળો આવતો નથી અને જેની સમાપ્તિ થતી નથી; જે ભોગવનારની ઇચ્છા પરિપૂર્ણ કરે છે અને જે મહાસુખ(બ્રહ્મ

+ તાત્પર્ય કે અધ્યયન, યજ્ઞ, તપ અને દાન આદિથી જે લોકોની પ્રાપ્તિ થાય છે, તે લોકોથી પણ ઉત્તમ લોકમા યોગીજનો જાય છે.

સુખરૂપે નો કનિષ્ઠ બંધુ જ છે; એવું જે સ્વર્ગસુખ છે, તે બાહ્ય રીતે જ સુખ તરીકે દેખાય છે અને તે મરણ પછી જ પ્રાપ્ત થાય છે. એ સુખ શત વર્ષો પર્યંત યજ્ઞ કરવાથી પણ સાધ્ય થતું નથી; પરંતુ તેને યોગીશ્વરો પોતાની દિવ્ય દૃષ્ટિથી–યુક્તિ દ્વારા કૌતુકથી જુએ, તો તે બ્રહ્મસુખ સાથેની તુલનામાં હલકું લાગે છે. પછી હે અર્જુન! તે(યોગી)ઓ સ્વર્ગાદિક સુખોનાં પગથિયાં કરી, વસ્તુતઃ તેની પાયમાલી કરી–તે બ્રહ્મપદ પર આરૂઢ થાય છે. સ્થાવર–જંગમના મુખ્ય સ્વામી બ્રહ્મદેવ અને શંકર જેવાને પણ જે આરાધનીય છે, જે યોગીઓની ભોગ્ય વસ્તુ છે, જે આદ્ય જ્ઞાનસ્વરૂપ છે, જે પરમાનંદની કેવળ મૂર્તિ છે, જે વિશ્વતાંર્ગત સર્વ પ્રાણીઓનું જીવન છે, જે સકળ જ્ઞાનનો આત્મા છે, જે યાદવોના કુળદીપક છે, એવા શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. જ્ઞાનદેવ કહે છે કે, કુરુક્ષેત્રમાનો જે કથાભાગ સંજયે ધૃતરાષ્ટ્રને કહી સંભળાવ્યો, તે તમે હવે આગળ સાંભળો. (૨૭૧)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां अष्टमोऽध्यायः ॥ ८ ॥

# અધ્યાય ૯મો—રાજવિદ્યા—રાજગુહ્યયોગ

શ્રીજ્ઞાનેશ્વર કહે છે: 'હે શ્રોતાજનો! સાંભળો. હું પ્રતિજ્ઞાપૂર્વક સ્પષ્ટ કહું છું કે, જો તમે કેવળ આ તરફ લક્ષ આપશો તો સર્વ સુખોને પાત્ર થશો; પરંતુ તમારા જેવા સર્વજ્ઞોની સભા સમક્ષ આ શબ્દો હું કાંઈ ગર્વપૂર્વક ઉચ્ચારતો નથી. તમે લક્ષ આપો.' મારી તમારા પ્રત્યે લાડઘેલી વિનતિ છે; કારણ કે તમારાં જેવાં સુસંપન્ન જ્ઞાનસદન જ્યાં હોય છે, ત્યાં મનોગમ્યતા નામની જે વૃત્તિ છે, તેની મનોગમ્યતા (પસંદગી) પણ પૂર્ણ થઈ જાય છે અને મનોરથની ઇચ્છા પણ તૃપ્ત થાય છે આપની કૃપાદૃષ્ટિની શીતળતાથી બહારમાં આવેલા પ્રસન્નતાના છોડ લીલાછમ બની ગયા છે અને તેની શીતળ છાયા નીચે પરિશ્રમિત થયેલો જે હું તે વિશ્રાંતિ લઉં છું. મહારાજ! આપ તો સુખામૃતના નિધિ જ છો; તેથી હું મારી ઇચ્છા પ્રમાણે તેમાં વિહાર કરી શાંતિ પ્રાપ્ત કરું, એવી આપ મને આજ્ઞા આપો. એટલું જ મારું કહેવું છે. અહીં પણ જો હું મારા મનને મુક્ત કરવામા સંકોચ કરું, તો પછી મારે તૃપ્ત ક્યા થવું વારુ? બાળકના તોતડા બોલોથી અને આડાઅવળા ચાલવાથી જે પ્રમાણે માતા આનંદ પામે છે, તે પ્રમાણે આપ સતજનોની કોઈ પણ ઉપાયે મારા પર પ્રીતિ થાય, એવી પૂર્ણ ઇચ્છાથી જ હું આપની જોડે આટલી બધી છૂટ લઉં છું; નહિ તો આપના જેવા સર્વજ્ઞ શ્રોતાઓને મારા શબ્દોમાંથી કાંઈ નવીન સમજવાનું હોય ખરું? સરસ્વતીના પુત્રને તે વળી પાઠો મોઢે કરીને વિદ્યા સંપાદન કરવી પડતી હશે કે? આગિયો ગમે તેટલો મોટો હોય, તોય સૂર્યના પ્રકાશ સમક્ષ તેનું તેજ પડે ખરું? તેમજ અમૃતરૂપી થાળમાં પીરસવાને યોગ્ય બીજી પાકસિદ્ધિ કઈ છે વારુ? શીતળ કિરણોના રાશિ ચંદ્રને પંખા વડે પવન નાખવો અથવા સુસ્વરને સંગીત સંભળાવવું અથવા દાગીનાને અલંકાર પહેરાવવા, એ કાર્ય ક્યાંય બની શકે ખરું? પરિમલને વળી અન્ય પુષ્પની સુગંધ લેવાની શી જરૂર? સમુદ્ર પોતે ક્યા જળાશયમાં જઈને સ્નાન કરે? અને આ આકાશનો જેમાં સમાવેશ થઈ જાય એવી મોટી વસ્તુ કઈ છે, તે કહો જોઈએ! તેમ જ જેથી તમારી ઇચ્છા તૃપ્ત થાય અને તમે બોલી ઊઠો કે, 'વાહ! ઠીક વ્યાખ્યાન થયુ!' એવું સુયોગ્ય વક્તૃત્વ કોનું હોઈ શકે વારુ? ન્યાય તો જાણે કહે છે—એ બનવું અસંભવિત છે;

**તથાપિ ભક્તિથી આવી ઘટનાઓ બને છે, એમ મહારાજ** કેહે છે, માટે શું સર્વ જગતને પ્રકાશમય બનાવનાર સૂર્યની આરતી રૂની વાટ સળગાવીને ન ઉતારવી કે? અથવા તો સમુદ્રને અંજલિ ભરી પાણીનો અર્ઘ્ય ન આપવો કે? હે સજ્જનો! આપ તો પ્રત્યક્ષ શંકરના જ અવતાર છો અને હુ તો કેવળ ભક્તિથી જ આપની પૂજા કરું છુ, માટે આપ મારા બોલરૂપી બિલ્વપત્રોનો સ્વીકાર કરશો. નાનું બાળક પિતાની થાળીમા જ જમવા બેસીને પોતાની યોગ્યતા ન હોવા છતા પણ પ્રેમથી પિતાના મોંમા કૉળિયો આપે છે અને પિતા પણ તે કૉળિયો લેવા માટે પોતાનુ મો આગળ ધરે છે, તે જ પ્રમાણે હું આપની સાથે બાળકની પેઠે વિનોદાત્મક વર્તન રાખુ છુ, તો મારા વર્તનથી આપને આનદ જ થવો જોઈએ; કારણ કે પ્રેમનો એક મોટામાં મોટો એ ગુણ છે અને આપ સંતજનોએ 'મારાપણા'નું અભિમાન રાખી મને અનેક વખત 'મારો' કહ્યો છે, તેથી મારી આ ધૃષ્ટતાથી આપને વિષાદ તો થવાનો નથી જ. અહો! વાછરડું ગાયના આંચળમાં માથું મારે છે, ત્યારે જે પ્રમાણે ગાયને અધિક પાનો ચઢે છે અને દૂધની ધારા વધારે છૂટે છે, તે પ્રમાણે જે મનુષ્ય અત્યંત પ્રિય હોય છે, તેના ક્રોધથી પ્રેમ દ્વિગુણ વૃદ્ધિ પામે છે; માટે મુજ બાળકના તોતડા શબ્દોથી આપનું નિદ્રિત કૃપાળુપણું જાગૃત થયેલુ છે, એમ જાણીને જ મેં બોલવાનુ સાહસ કર્યું છે. બાકી ચંદ્રની ચંદ્રિકાને કોઈએ ક્ષેત્રમા રોપીને પકવેલી હોય છે કે? અથવા વાયુને વાવા માટે કોઈ ગતિ આપે છે કે? તેમ જ આકાશને કોઈ બાથ ભીડી શક્યુ છે ખરુ કે? (અર્થાત્ આકાશને કોઈ બાથમા સમાવી શકે કે?) નહિ જ. સાંભળો. પાણીને પાતળુ કરવું પડતું નથી અને માખણ તૈયાર થયા પછી પણ કોઈ રવૈયાથી મંથન કર્યા કરતું નથી; તે જ પ્રમાણે આપ લોકોને જોઈને મારુ વ્યાખ્યાન લજ્જાશીલ થઈને બહાર નીકળી પડે છે.

અસ્તુ. જેની આગળ વેદોની ગતિ કુંઠિત થવાથી તેઓ પણ જેની શય્યામા ગાઢ નિદ્રા લે છે, (જેની સમક્ષ વેદોની મતિ કુંઠિત થવાથી તેઓ પણ સ્તબ્ધ રહે છે), એવા ગીતાર્થને પ્રાકૃત ભાષામાં સ્પષ્ટ કરવાનો મારો અધિકાર છે ખરો? વસ્તુસ્થિતિ આવી હોવા છતા પણ ભવિષ્યની આશાથી ઇચ્છા ઉત્પન્ન થઈ અને તે આશા એ છે કે, આપની સમક્ષ ગમે તેવું બોબડું—તોતડું બોલીને આપની પ્રીતિ સંપા-

દન કરવી; માટે હવે ચંદ્ર કરતાં પણ વિશેષ શીતોત્પાદક અને અમૃત કરતાં પણ અધિક જીવન દેનાર અવધાનથી મારા મનોરથને પુષ્ટિ આપો; કારણ કે જ્યારે આપની કૃપાદૃષ્ટિરૂપી વૃષ્ટિ મારા પર પૂર્ણ રીતે થશે, ત્યારે મારી બુદ્ધિરૂપી ભૂમિમાં સકળાર્થરૂપી ધાન્ય પાકશે. બાકી આપ જો ઉદાસીન વૃત્તિ ધારણ કરશો, તો અંકુરિત થયેલું જ્ઞાન પણ શુષ્ક થઈ જશે. વક્તૃત્વરૂપી પક્ષીને અવધાનરૂપી ચારો મળશે, તો તેના પ્રત્યેક અક્ષરરૂપી અવયવને અર્થરૂપી પુષ્ટિ મળશે. અર્થ એ શબ્દ બહાર પડવાની વાટ જુએ છે; શબ્દ બહાર પડતાની સાથે જ તેમાંથી અર્થ ઉપર અર્થની કળે છે અને બુદ્ધિને નાના પ્રકારના અભિપ્રાયો સૂઝવા માંડે છે; એટલા માટે સંવાદરૂપી અનુકૂળ પવન વાવા લાગતા વક્તાના હૃદયાકાશમા શાસ્ત્રસિદ્ધાંતરૂપી મેઘ ભરાઈ આવે છે અને બ્રહ્મજ્ઞાનની વૃષ્ટિ થાય છે. પણ જો શ્રોતાઓનુ ધ્યાન ન હોય, તો વક્તૃત્વનો જામેલો રસ નીરસ થઈ જાય છે. અહો ! ચદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે, એ વાત સત્ય છે; પરંતુ તેમ કરવાની શક્તિ માત્ર એક ચદ્રમાં જ છે; માટે જો શ્રોતા ન હોય તો વક્તાની કશી જ કિંમત નથી. ‘અમને મિષ્ટ બનાવી આરોગો’ એવી વિનતિ ચોખાને ખાનારાઓ પ્રત્યે કરવી પડે છે કે? તે જ પ્રમાણે દોરીવાળી પૂતળીઓને ‘અમને ઉત્તમ રીતે નચાવજો’. એવી વિજ્ઞપ્તિ સૂત્રધાર પ્રત્યે કરવી પડે છે કે ? તે સૂત્રધાર પૂતળીઓને નચાવે છે, તે શું તેમના સ્વાર્થ માટે નચવે છે? નહિ જ, પરંતુ તે તો પોતાની કુશળતા બતાવવા માટે જ તેમને નચાવે છે; તે પ્રમાણે હું તો એક પૂતળી છુ, આપ જેમ બોલાવશો તેમ બોલીશ; માટે મારી પાસે આમ બોલાવો અને તેમ બોલાવો, એવી ખટપટ મારે કરવાની શી જરૂર ?’ તે વખતે ગુરુ શ્રીનિવૃત્તિનાથ જ કહે છે: ‘તારે આટલું વ્યાખ્યાન શા માટે કરવું જોઈએ ? તારો સર્વ અભિપ્રાય અમે સમજી ગયા છીએ; માટે હવે શ્રીકૃષ્ણે અર્જુનને જે કહ્યું હોય, તે શ્રોતાઓને કહી સંભળાવ એટલે થયું.’ આ વચનો સાંભળી નિવૃત્તિદાસ જ્ઞાનદેવ સંતોષ પામી મોટ ઉલ્લાસથી બોલ્યા: જી હા, મહારાજ ! સાંભળો. શ્રીકૃષ્ણે અર્જુનને એમ કહ્યું કે, (૩૩)

श्रीभगवानुवाच–इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

શ્રી ભગવાન બોલ્યા: હવે જેને જાણવાથી તુ આ અશુભ સંસારથી મુક્ત

થઈશ, એવું જે અત્યંત ગુહ્ય+ જ્ઞાન તે તારા જેવા એક નિર્મત્સરને હુ વિજ્ઞાન સહિત કહી સંભળાવુ છું. ૧

હે અર્જુન! મારા અંતઃકરણમાંનું જે અતિ ગુહ્ય જ્ઞાનનું આદિ કારણ રહેલું છે, તે તને પુનઃ કહી સંભળાવું છું. હવે આવી રીતે આ પ્રાણપ્રિય ભેદનો સ્ફોટ હુ તારી આગળ શા માટે કરું છું, એવી કદાચિત્ તારા મનમાં સહજ શંકા આવશે, તો હે તાત! સાંભળ. કારણ એ જ, કે તું સમજુ છે અને કેવળ આસ્થાની મૂર્તિ છે અને હુ તને જે કાંઈ પણ કહું છું, તે તું ધ્યાનપૂર્વક સાંભળે છે. એટલા માટે મારી ગુપ્ત વાર્તા બહાર પડે તો છો પડતી અને ન બોલવા જેવી વાત પડે તો છો બોલવી પડતી, પરંતુ મારા હૃદયમાંની ગુપ્ત વાર્તા તારા હૃદયમાં ઊતરે, એ જ મારી ઇચ્છા છે (તેથી જ તને આ રહસ્યજ્ઞાન સંભળાવું છું). સ્તનમાં દૂધ સંચિત થયેલુ છતાં સ્તન પોતે તેનો આસ્વાદ લઈ શકતું નથી. તે પોતાનાં સ્તનોમાંનું દૂધ ઝરી જાય તોય હરકત નથી, પણ તેનુ અનન્ય ભાવથી પાન કરનારા વત્સની જ માતાને ઇચ્છા હોય છે. વળી કોથળામાંથી બી કાઢીને તૈયાર કરેલી જમીનમાં ઓરવામાં આવે, તો તે વ્યર્થ વેરાઈ ગયાં એમ કહેવાશે કે? આટલા માટે જો પ્રશસ્ત અંતઃકરણનો, શુદ્ધ બુદ્ધિનો, નિંદા ન કરનારો અને એકનિષ્ઠ ભક્ત હોય, તો તેને ગુપ્ત વાત પણ આનંદથી જણાવવામા કશો પણ વાંધો નથી. એવા ગુણોથી મંડિત ભક્ત અત્યારે તો તારા જેવો બીજો કોઈ પણ નથી અને તેથી આ ગુહ્ય વાર્તાને હું તારાથી છાની રાખી શકતો નથી. હવે આ વાર્તાને વારવાર ગુપ્ત ગુપ્ત કહેવાથી કદાચિત્ તને મારુ બોલવું કંટાળા ભરેલુ લાગશે, એટલે હવે તને તે ગુહ્ય પ્રાપંચિક જ્ઞાન સહિત બ્રહ્મજ્ઞાન કહુ છું; પરંતુ ખરું અને ખોટું નાણું ભેગુ થઈ જતાં તેને પારખી પારખી જુદુ કરવામા આવે છે, તેવી રીતે હુ તને જ્ઞાન અને વિજ્ઞાન જુદાં કરી બતાવું છું. અથવા રાજહંસ પોતાની ચાંચની સાણસી કરી ક્ષીર અને નીર પૃથક્ કરી નાંખે છે, તે પ્રમાણે આ જ્ઞાન અને વિજ્ઞાનને નિરાળાં કરી નાખી સ્પષ્ટ વિભાગ કરી હુ તને બતાવું છું. ફોતરાં અને ધાન્ય ઊપણવા માટે પવન આગળ ધરવામા આવે છે, એટલે સહેજે ધાન્ય અને ફોતરા જુદા થઈ ધાન્યનો પોતાની મેળે નીચે ઢગલો થાય છે અને ફોતરા ઊડી જાય છે, તે પ્રમાણે તે જ્ઞાન–વિજ્ઞાનને જાણવાની સાથે જ તે જ્ઞાન સંસારનો નાશ કરીને મોક્ષપદ પર મુમુક્ષુજનને બેસાડી દે છે. (૪૬)

+ ધર્મવિષયક જ્ઞાન 'ગુહ્ય' કહેવાય છે, આત્મજ્ઞાન 'ગુહ્યતર' અને પરમાત્મજ્ઞાન 'ગુહ્યતમ' કહેવાય છે.

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

આ જ્ઞાન સર્વ વિદ્યાનો રાજા છે, સર્વ ગુહ્યમા શ્રેષ્ઠ છે, પવિત્ર છે, ઉત્તમ છે. પ્રત્યક્ષ અનુભવમા આવી શકે એવુ છે, ધર્મને અનુસરનારું છે, સુખપૂર્વક પ્રાપ્ત થનારું અને અવિનાશી છે. ૨

જે જ્ઞાન સર્વ પ્રકારના જ્ઞાનમાં મુખ્ય છે, જે જ્ઞાન સર્વ ગુહ્યોનો સ્વામી છે, જે જ્ઞાન પવિત્ર વસ્તુઓનો રાજા છે, જે જ્ઞાન ધર્મનુ અધિષ્ઠાન છે, જે ઉત્તમોત્તમ વસ્તુ છે અને જેની પ્રાપ્તિ થવાથી પુનર્જન્મ લેવાનુ કારણ રહેતુ નથી, એવુ જે બ્રહ્મજ્ઞાન તે ગુરુના મુખમાથી હજુ વાક્ય દ્વારા બહાર આવે ન આવે એટલામાં જ શિષ્યના હૃદયમાં સ્વયમેવ રહેલ બ્રહ્મ સહજ પ્રત્યક્ષ થાય છે; તે જ પ્રમાણે સુખની ભૂમિકાએ ચડતા જેનો ભેટો થાય છે અને તે ભેટા પછી તેનાથી થનારાં સુખનો જેમા લય થાય છે, જેની પ્રાપ્તિના આ કાંઠા પર ઊભા રહેવાથી પણ ચિત્ત આનંદયુક્ત થાય છે, એવું આ જ્ઞાન સહેલું અને સુલભ હોઈ તે સ્વયં પરબ્રહ્મરૂપ જ છે. વળી આ જ્ઞાનમાં બીજા ગુણો એ છે, કે તે એકવાર પ્રાપ્ત થયા પછી કદી પણ નષ્ટ થતું નથી. વારંવાર તેનુ આસ્વાદન—અનુભવ લેવા છતા પણ તે જ્ઞાન ન્યૂન થતુ નથી અને એનો અભાવ કે કંટાળો પણ આવતો નથી. હે ચતુર અર્જુન ! હવે તું જો એવી શંકા કરે કે એક એવી અપ્રતિમ વસ્તુ હોવા છતાં પણ તે સર્વ લોકોને મળ્યા વિના કેમ રહી ગઈ છે ? અર્થાત્ લોકો એટલી બધી ઉત્તમ વસ્તુ તરફ શા માટે જોતા નથી ? કારણ કે જે લોકો કેવળ એક જ ટકો વ્યાજ મેળવવા ખાતર ઠગનેય પૈસા આપવા માટેની આગમા પણ કૂદી પડવા માટે આગળપાછળનો વિચાર કરતા નથી, તેઓ આવી સહેજે પ્રાપ્ત થનારી અને પોતામા જ—પાસે રહેલી સંપત્તિનો ત્યાગ કેમ કરીને કરતા હશે ? જે જ્ઞાનરૂપી વસ્તુ આટલી બધી પવિત્ર, રમણીય, સુખાવહ, જાણવાને સુલભ, પૂર્ણ રીતે ધર્માનુકૂળ, અને પોતામાં જ પ્રાપ્ત થનાર તથા સર્વ પ્રકારે અનુકૂળ છે, તે છતાં પણ એ જ્ઞાન લોકોના હાથમાં આવ્યા વિના કેમ રહી ગયુ ? આ શંકા માટે અવકાશ છે ખરો; પરંતુ તું આવી શંકા કદી પણ લાવીશ નહિ. (૫૬)

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

હે પરંતપ ! આ (આત્મજ્ઞાનરૂપી) ધર્મમાં શ્રદ્ધા ન રાખનારા પુરુષો મારી

પ્રાપ્તિ ન થવાથી મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં જ પરિભ્રમણ કર્યા કરે છે. ૩

જેમ ગાયનું દૂધ પવિત્ર, મિષ્ટ અને તદ્દન નિકટ જ–ત્વચાના પડદાની અંદર જ હોવા છતાં પણ તેનો ત્યાગ કરી, બગાઈ કેવળ રક્તનું જ સેવન નથી કરતી કે ? કમળના કંદનું અને દેડકાનું વાસ્તવ્ય (સરોવરમાં) એક જ સ્થળે હોવા છતાં કમળમાંના પરાગનું સેવન તો બહારથી આવીને ભ્રમર જ કરે છે અને દેડકાના નસીબમાં તો કાદવ જ ચૂંથવાનું લખેલું હોય છે; અથવા તો દુર્ભાગી પુરુષના ગૃહમાં સુવર્ણમુદ્રા આદિ અગણિત દ્રવ્ય દાટેલું હોવા છતાં પોતાના એ ગૃહમાં દરિદ્રાવસ્થામાં રહી ઉપવાસ કરીને દુઃખ ભોગવતો હોય છે; તે જ પ્રમાણે પ્રાણીમાત્રના સકળ સુખનું વિશ્રાંતિસ્થાન જે હું 'રામ', તે સર્વ પ્રાણીઓનાં હૃદયમાં હોવા છતાં, તે અજ્ઞાની જીવોની વિષયો પર જ વાસના લાગી રહેલી છે. (વિપુલ) મૃગજળ દૃષ્ટિએ પડતાં જેમ મોઢામાં રહેલા અમૃતના ઘૂંટડાને થૂંકી નાંખવામાં આવે, અથવા છીપ મળતાં ગળામાં બાંધેલો પારસમણિ તોડીને ફેંકી દેવામાં આવે, તે જ પ્રમાણે જેના મનમાં અહંતા–મમતાનો પૂર્ણ અધિકાર જામેલો હોય છે તે બિચારાઓ મને પ્રાપ્ત કરી શકતા નથી અને એથી તેઓ જન્મ–મરણના બે કાંઠાની વચ્ચે જ ડચકાં ખાતા પડી રહે છે. હું કેવો છું ? એવો જો પ્રશ્ન કરવામાં આવે તો એનો ઉત્તર એ છે કે, સૂર્ય જેવી રીતે ગમે ત્યાંથી જોનારને પોતાના મુખ સમક્ષ સ્થિત દેખાય છે, તેવો જ મારો પ્રકાર છે–તેવો જ હું સ્થિર છું. પરંતુ સૂર્યમાં જે એ એક ન્યૂનતા છે કે તે કદી દેખાય અને કદી ન દેખાય તેવો હું નથી. (૬૩)

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाऽहं तेष्ववस्थितः ॥ ४ ॥**

હું અવ્યક્તસ્વરૂપ છું અને સકળ વિશ્વ મારાથી વ્યાપ્ત છે. મારામાં સર્વ ભૂતો વસેલા છે (આત્મામાં આત્મરૂપે રહે છે), પરંતુ હું તેમનામાં (આધેય ભાવથી) સ્થિત નથી. ૪

આ સર્વ જગત મારા નિર્ગુણ સ્વરૂપનો જ વિસ્તાર છે. જેમ દૂધ સહજ જામે એટલે તે દહીં થાય છે, અથવા જેમ બીજમાંથી વૃક્ષ થાય છે, અથવા સુવર્ણમાંથી અલંકારો થાય છે, તે જ પ્રમાણે હું નિર્ગુણનો જે વિસ્તાર, તે જ આ સકળ વિશ્વ છે. મારું એ સ્વરૂપ જ્યારે અવ્યક્ત હોય છે, ત્યારે નિરાકાર હોય છે, પણ પછી

તે સૃષ્ટિરૂપે વિસ્તાર પામીને આકાર ધારણ કરે છે. આ પ્રમાણે નિર્ગુણ હોવા છતાં પણ સાકાર થયેલો જે હું, તેણે જ ત્રૈલોક્યની રચના કરી છે. મહત્તત્ત્વથી લઈને દેહ પર્યંત આ સર્વ ભૂતો, જે પ્રમાણે પાણીમાં ફીણ જણાય છે, તે પ્રમાણે મારા સ્વરૂપનો આભાસમાત્ર છે; પરંતુ ફીણ પાણીનું જ બનવા છતાં તેમાંથી શોધવા છતાંય પાણી હાથ આવતું નથી; અથવા હે અર્જુન! સ્વપ્નમાં જીવો અનેક રૂપો ધારણ કરે છે, તે બધાં જ જાગ્રત થતાં અદૃશ્ય થાય છે; તે પ્રમાણે આ સર્વ ભૂતો મારામા જણાય છે, તોપણ હું તેમનામા નથી. આ ઉપપાદન મેં તને પૂર્વે (અ. ૭, શ્લોક ૧૨માં) કહ્યું જ છે; એટલા માટે એક વાર કહેવાયેલી વાર્તાનું પિષ્ટપેષણ ન કરવું એવો નિયમ હોવાથી આ વાર્તાને આટલેથી જ રહેવા દે. હું તે વિષે અધિક અહીં બોલીશ નહિ. પરંતુ તારી દૃષ્ટિનો પ્રવેશ મારા અંતઃકરણમાં યથાર્થ સ્વરૂપમાં થવા દે. (૭૦)

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

અને ભૂતો મારામાં (વસ્તુતઃ) નથી, એવી મારી ઈશ્વરી અદ્‌ભુત ઘટના જો. હુ ભૂતોને ધારણ કરનારો હોવા છતાં ભૂતોમાં હું રહેતો નથી (પરમાત્મા અસગ હોવાથી ભૂતોથી વસ્તુત સબધવાળો થઈને રહેતો નથી) અને મારો આત્મા ભૂતોની ઉત્પત્તિ અને સરક્ષણ કરનારો છે. ૫

માયાથી પર એવા મારા સ્વરૂપને કલ્પના વિના જ તું જો જોવા માંડે, તો 'મારામાં સર્વ ભૂતો છે' એવું મેં તને કહ્યું છે, તે બધું મિથ્યા છે એમ તને જણાશે. કારણ કે સર્વ હું ને હું જ છું. આમ હોવા છતાં સકલ્પરૂપી સંધ્યાકાળના સમયમાં જ્ઞાનરૂપી ચક્ષુઓ અજ્ઞાન-રૂપી અધકારથી કેટલાક કાળ પર્યંત ગ્રસિત થાય છે તેથી એવા ઝાંખા પ્રકાશમા હું અખડ હોવા છતાં ભૂતો મારાથી પૃથક્ દેખાય છે. જેમ માળામાથી સર્પની ભ્રાતિ દૂર થવાથી માળા જ અવશિષ્ટ રહે છે, તેમ તે સકલ્પરૂપ સંધ્યાકાળનો લોપ થતાં મારુ અખંડિત સ્વરૂપ જ અવશેષ રહે છે. ભેદની પ્રતીતિનું કારણ માત્ર દ્રષ્ટાનો સંકલ્પ જ છે. ગાગર, મટકા વગેરેના આકાર શું જમીનમાંથી સ્વયંસિદ્ધ નીકળે છે? પરંતુ કુંભારની બુદ્ધિથી જ તે સર્વ તૈયાર થાય છે. સમુદ્રના પાણીમા શુ તરગોની ખાણ છે? શું તે કૃત્ય પવનનું નથી? કપાસના ગર્ભમાં શુ કાપડની ગાંસડીઓ ભરી મૂકી છે? વાપરનારની સમજશક્તિથી જ કપાસમાંથી કાપડ બનેલું છે.. સુવર્ણમાંથી દાગીના

બનવાથી કાંઈ સુવર્ણપણું નષ્ટ થતું નથી; એ તો જોનારની કલ્પનાથી જ તે દાગીના દેખાય છે. શબ્દનો જે પ્રતિધ્વનિ સાંભળવામાં આવે છે, અથવા દર્પણમાં આપણે આપણા પોતાના જે સ્વરૂપને જોઈએ છીએ એ વસ્તુતઃ આપણા બોલવાનું અને જોવાનું જ પરિણામ છે; તે આપણા પહેલાં જ ખરેખર ત્યાં રહેલાં હતાં ખરાં કે, એ કહે જોઈએ! તે જ પ્રમાણે **મારા નિરુપાધિક સ્વરૂપમાં ભૂતોની કલ્પનાનો જે આરોપ કરે છે, તેને તેની કલ્પનાને લીધે જ મારામાં ભૂતોનો આભાસ થાય છે.** તે કલ્પના કરનારી પ્રકૃતિની સમાપ્તિ થતાં મારામાંનો ભૂતવિષયક ભાસ પણ લુપ્ત થાય છે અને એમ થતાં માત્ર મારું નિરુપાધિક શુદ્ધ સ્વરૂપ જ કેવળ અવશિષ્ટ રહે છે. ફૂદડી ફરતાં આપણને ચક્કર આવે છે, ત્યારે આપણી ચારેગમના ડુંગરો વગેરે ફરતા માલૂમ પડે છે, તે પ્રમાણે આપણા મનમા કલ્પના ઉત્પન્ન થવાથી અખંડ બ્રહ્મસ્વરૂપમાં ભૂતોનો ભાસ થાય છે. આ કલ્પનાનો ત્યાગ કરીને જ્યારે આપણે જોઈએ છીએ, ત્યારે તો 'હુ ભૂતોમાં છું અને ભૂતો મારામાં છે,' એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં આવતી નથી; એટલા માટે 'એક હું જ ભૂતોને ધારણ કરનાર છું અથવા ભૂતોમાં રહેનાર છું,' એ સર્વ વાતો સંકલ્પરૂપ સન્નિપાત વાયુની લહરીમાંના બડબડાટ જેવી જ છે. માટે હે પ્રિયતમ! સાંભળ કે, એવી રીતે હું સૃષ્ટિનો વિશ્વાત્મા અથવા અસત્ સૃષ્ટિનો આધાર છું. એ કલ્પના પણ મિથ્યા જ છે. જે પ્રમાણે સૂર્યનાં કિરણોમાં વાસ્તવિક નહિ પરંતુ વૃથા જ મૃગજળનો ભાસ થાય છે, તે જ પ્રમાણે મારા નિર્ગુણ સ્વરૂપમાં સર્વ ભૂતો હોવાની ભાવના લોકો કરે છે, એટલુ જ નહિ, પરંતુ હુ પણ તેમાં છું એવી ભાવના સુદ્ધાં તેઓ કરે છે. આ પ્રકારે હુ ભૂતોની ઉત્પત્તિ કરું છું, એમ તેઓ કહે છે; પરંતુ વાસ્તવમાં ભૂતો અને હું એક જ વસ્તુ છીએ. જે પ્રમાણે સૂર્ય અને સૂર્યની પ્રભા ઉભય એક જ વસ્તુ છે, તે પ્રમાણે મારા અને ભૂતોના સંબંધમાં પણ સમજવું. આ મારો ઐશ્વર્યયોગ હવે તને બરાબર સમજાયો ને? તો હવે કહે વારુ કે, મારામાં તથા પ્રાણીમાત્રમાં જરા પણ ભેદને અવકાશ છે ખરો? નહિ જ. એટલા માટે સર્વ પ્રાણીઓ મારાથી વસ્તુતઃ ભિન્ન નથી જ અને હું પણ તેમનાથી ભિન્ન છુ. એવું ક્યારેય પણ માનીશ નહિ! (૮૮)

**यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥**

જેવી રીતે સર્વગામી પ્રચંડ વાયુ સદા આકાશમાં જ હોય છે, તેવી રીતે સર્વ ભૂતો મારામાં જ છે, એમ તુ સમજ. ૬

આકાશનો જેટલો વિસ્તાર છે, તેટલા પ્રમાણમાં જ તેમાં વાયુ ભરાઈને રહેલો છે; પરંતુ તેને હલાવવામાં આવે, ત્યારે જ તે આકાશથી પૃથક્ ભાસે છે; નહિ તો ખરી રીતે તો જે આકાશ છે તેજ તે છે. એ પ્રમાણે જ પ્રાણીઓ મારામાં છે એવી કલ્પના મનમા આવે છે, ત્યારે જ મારામા ભૂતો છે એમ ભાસે છે. તે જ કલ્પનાના અભાવમાં સર્વત્ર હું એકલો જ છું, એમ જણાય છે; એટલા માટે ભૂતોનું ન હોવું અને હોવું, એ માત્ર કલ્પનાના સંબંધથી જ ભાસે છે અને કલ્પનાનો લય થતાં તેનો પણ લય થાય છે. કલ્પનાને ઉત્પન્ન કરનારું અજ્ઞાન જ સમૂળ નાશ પામ્યું, એટલે પછી ભૂતોનું નં હોવું અને હોવું ક્યાંથી ભાસે વારુ? એટલા માટે હવે પછી હું તને મારી અદ્ભુત કૃતિ કહી સભળાવું છુ, તે સાંભળ. આ અનુભવરૂપી સમુદ્રમાં એક તરગ બનીને રહે, એ પછી જ્યારે તું આ ચરાચરમા દૃષ્ટિપાત કરીશ ત્યારે તું જ સર્વત્ર ભરેલો છે, એમ તને દેખાશે! દેવ બોલ્યા: 'હે અર્જુન! આ જે જ્ઞાન મે તને કહ્યું, તેનો કાંઈ પ્રકાશ તારા મનમાં પડ્યો કે? (અર્થાત્) તું એનુ રહસ્ય સમજ્યો કે? જો રહસ્ય સમજાયુ હોય તો હવે હું અને વિશ્વ–એ બે ભિન્ન વસ્તુઓ છીએ એવુ જે સ્વપ્ન તને લાધ્યુ હતું, તે ખોટું ઠર્યું કે નહિ? પરતુ તારી બુદ્ધિને પુનઃ જો કલ્પનારૂપી નિદ્રા આવશે, તો પાછો તું ભેદરૂપી સ્વપ્નમા પડીશ અને અભેદનો બોધ નષ્ટ થઈ જશે; માટે આ કલ્પનારૂપી નિદ્રાના માર્ગને બધ કરીને શુદ્ધ જે બ્રહ્મજ્ઞાન, તે પોતાની મેળે જ તને પ્રાપ્ત થાય, એવું જે જ્ઞાનનુ એક તત્ત્વ છે, તે હવે હું તને કહું છુ.' તો હે ધૈર્યવાન ધનુર્ધર ધનંજય! તું સારી રીતે જાણ કે, પ્રાણીમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લય–એ ત્રણે અવસ્થાનુ કારણ કેવળ માયા જ છે.(૯૭)

**सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

હે અર્જુન! સર્વ ભૂતો કલ્પને અતે મારી પ્રકૃતિમાજ લીન થાય છે. અને કલ્પના આરંભમાં હુ જ પુન તેમને ઉત્પન્ન કરતો હોઉં છું. ૭

આ માયાને પ્રકૃતિ કહેવામાં આવે છે અને તે બે પ્રકારની છે, એમ તને પૂર્વે (અ. ૭, શ્લોક ૪, ૫માં) કહ્યું જ છે. એક તો ભેદ-

ભાવથી આઠ ભાગમાં વિભક્ત છે અને બીજી જીવરૂપ છે. હે પાડવ! આ પ્રકૃતિનો સર્વ વિષય તેં પૂર્વે સાંભળ્યો જ છે; .માટે તે વિષે ફરી ફરી બોલવાનુ પ્રયોજન નથી. મહાપ્રલયને અંતે આ સર્વ ભૂતો મારી પ્રકૃતિરૂપ અવ્યક્ત સ્વરૂપમાં લય પામે છે, ગ્રીષ્મઋતુના અંતિમ ભાગમાં જે પ્રમાણે ઘાસ બીજ સહિત સુકાઈ જાય છે, અથવા વર્ષાકાળના મેઘોનો આડંબર સમાપ્ત થયા પછી શરદઋતુનો અંકુર ફૂટે છે અને તે વેળાએ આકાશમાંનાં સર્વ અભ્રો આકાશમાં જ લય પામે છે, અથવા આકાશના પોલાણમાં જે પ્રમાણે પ્રાણવાયુ ઉત્પન્ન થઈને પુનઃ લુપ્ત થાય છે, કિંવા પાણીમાં ઉત્પન્ન થયેલા તરંગો પાણીમાં જ થાય છે, અથવા મનુષ્ય જાગ્રત થતાં તેના મનમાંનાં સ્વપ્નો મનમાં જ શમી જાય છે; તે પ્રમાણે મહાપ્રલયને અંતે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં સર્વ ભૂતો પ્રકૃતિમા જ જઈ મળે છે. પછી સૃષ્ટિના પ્રારંભમાં પુનઃ તે ભૂતોને હું જ નિર્માણ કરુ છુ એવું શાસ્ત્રમાં જે કથન છે, તે સંબંધી ખરી સ્થિતિ શી છે, એ હું તને કહું છું તે સાંભળ. (૧૦૫)

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

આ પ્રમાણે હું મારી પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને સ્વભાવથી પરાધીન એવા આ સર્વ ભૂતસમુદાયને ફરી ફરી ઉત્પન્ન કરું છું. ૮

માટે હે અર્જુન! મારી પ્રકૃતિનો જ્યારે હું સહજ અંગીકાર કરું છું, ત્યારે વસ્ત્ર વણતા જે પ્રમાણે તંતુ સમવાયી અર્થાત્ ઉપાદાનકારણ બને છે એટલે કે તંતુના સમુદાય સબધથી જેવી રીતે વસ્ત્ર પર વણાટ દેખાય છે અને એ પછી તે વણાટના આધારે જે પ્રમાણે નાની નાની ચોકડીઓ પ્રથમ તૈયાર થઈને જેમ વસ્ત્ર તૈયાર થાય છે, તે પ્રમાણે આ પંચમહાભૂતરૂપી કાર્યનું ઉપાદાનકારણ એ પ્રકૃતિ જ હોય છે (જે કારણનો કાર્યમાં સમાવેશ થાય તે કારણને 'ઉપાદાનકારણ' કહેવામાં આવે છે–જેમકે 'ઘડો.' તૈયાર થવાનુ ઉપાદાનકારણ 'માટી' છે). જે પ્રમાણે મેળવણ નાખવાથી દૂધ જામવા માંડે છે, તે પ્રમાણે પ્રકૃતિ પણ સૃષ્ટિમાંના આકારો ધારણ કરવા લાગે છે. જે પ્રમાણે પાણીના યોગથી બીજને અંકુર ફૂટી તેમાંથી વૃક્ષ થાય છે, તે પ્રમાણે પ્રાણીમાત્રવિષયક સૃષ્ટિમાંનો પ્રસાર–ઉત્પત્તિ મારા કારણથી જ થાય છે. ફલાણું શહેર અમુક રાજાએ વસાવ્યુ એમ કહેવામાં આવે છે; પરંતુ વાસ્તવિક જોતા તેમાં રાજાના હાથને કાંઈ મહેનત પડે છે કે? જેવી

રીતે મનુષ્ય સ્વપ્નાવસ્થામાંથી જાગ્રદવસ્થામાં આવે છે, તેવી રીતે હું પ્રકૃતિનો સ્વીકાર કરું છુ. હે પાંડુસુત! સ્વપ્નાવસ્થામાથી જાગ્રદવસ્થામાં આવતાં થાક લાગીને પગ દુખે છે કે? અથવા તે સ્વપ્નાવસ્થામાં હોય છે, ત્યારે તેને કાંઈ શ્રમ પડે છે કે? કહેવાનુ એ જ છે કે, આ ભૂતસૃષ્ટિનુ નિર્માણ કરવામા મને કાંઈ શ્રમ પડતો નથી. જે પ્રમાણે રાજાની આજ્ઞામા રહેલી પ્રજા પોતપોતાના સ્વાર્થ માટે પોતપોતાના વ્યાપાર ચલાવ્યે જાય છે; તે પ્રમાણે જ માત્ર મારો અને પ્રકૃતિનો સબંધ માત્ર છે. બાકી ઉત્પત્તિ, સ્થિતિ અને લય–એ સર્વ વ્યાપાર તેના જ છે. પૂર્ણિમાના ચદ્રને જોતા જ સમુદ્રમા અપાર ભરતી આવે છે, પરતુ હે અર્જુન! તે માટે ચદ્રને કાઈ શ્રમ પડે છે કે? લોખંડ જડ હોવા છતા પણ લોહચુબક નિકટ હોય તો તે હાલે છે; ત્યારે શું લોહની પાસે રહેવામા લોહચુબકને કાઈ પરિશ્રમ પડે છે? આ પ્રમાણે હુ પ્રકૃતિનો અગીકાર કરુ છું, એટલે આપોઆપ જ પ્રાણીમાત્રનો વિસ્તાર થવા માડે છે. હે પાડવ! આ સર્વ પ્રાણીસમુદાય પ્રકૃતિને આધીન છે. જે પ્રમાણે બીજમાંથી વેલી, પત્રો આદિ ઉત્પન્ન કરવા માટે ભૂમિ સમર્થ છે અથવા બાળપણ, તારુણ્ય તથા વૃદ્ધપણું–એ અવસ્થાઓનુ દેહ જ મુખ્ય કારણ છે અથવા આકાશ. મા મેઘમાળા ઉત્પન્ન થવામા જે પ્રમાણે વર્ષાકાળ કારણ છે અથવા સ્વપ્નનુ કારણ જે પ્રમાણે નિદ્રા છે, તે જ પ્રમાણે હે નરેન્દ્ર! આ સર્વ પ્રાણીસમુદાયનુ પ્રકૃતિ એ મુખ્ય કારણ છે. સ્થાવર–જગમનુ, સ્થૂલ–સૂક્ષ્મનુ અને (વધારે શું કહુ?) આ સર્વ જગતનુ મૂળ કારણ પ્રકૃતિ જ છે; એટલા માટે પ્રાણીની ઉત્પત્તિ અને પાલનકર્તૃત્વની સાથે મારે સંબધ નથી. પાણીમા ચંદ્રનો પ્રકાશ વેલીના વિસ્તાર જેવો લાગે છે, તેની ઉત્પત્તિ ચંદ્રે કરેલી હોતી નથી; તે જ પ્રમાણે આ કર્મોની ઉત્પત્તિનું કારણ હુ જ છુ, તોપણ તે મારાથી દૂર જ છે. (૧૨૩)

**न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

(હે ધનંજય! જગતની ઉત્પત્તિ આદિ) કર્મો પ્રત્યે ઉદાસીન પુરુષ પ્રમાણે આસક્તિ વિનાનો જે હુ, તે, મને તે કર્મો બધન કરતાં નથી. ૯

જે પ્રમાણે સમુદ્રમા ભરતી આવવા માંડતા તેને મીઠાનો બધ અટકાવી શકતો નથી, તે પ્રમાણે મારામા લય પામનારા સર્વ કર્મો મને કેવી રીતે બધનકર્તા થઈ શકશે? જો ધુમાડાનો ગોટો વાતા

પવનને હરકત કરી શકે અથવા સૂર્યબિંબમાં અંધકારનો સંચાર થાય અથવા પર્વતના ગર્ભમાંના દ્રવ્યને વરસાદની અતિવૃષ્ટિ બાધા કરી શકે, તો જ પ્રકૃતિનાં કર્મોથી મને બાધા થવાનો સંભવ માની શકાય (પરંતુ એમ થઈ શકતું જ નથી અને તેથી મને કર્મોની બાધા થતી નથી). આમેય પ્રકૃતિના કાર્યનુ હું જ એક કારણ છું. છતાં ઉદાસીનની પેઠે હું કાંઈ જ કરતો અને કરાવતો નથી. જે પ્રમાણે ઘરમાં રાખેલો દીપક કોઈને અમુક કાર્ય કરવાની કે ન કરવાની આજ્ઞા ફરમાવતો નથી; કોણ શું વ્યાપાર કરે છે, તે પણ જાણતો નથી; તે તો માત્ર સાક્ષીભૂત હોઈ ગૃહકાર્યની પ્રવૃત્તિમાં કારણભૂત થાય છે; તે જ પ્રમાણે હું સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ કર્મોમા ઉદાસીન છું અને સર્વ ભૂતોમાં વ્યાપ્ત છું; આ એક જ અભિપ્રાય ખરો છે. ફરી ફરી પુષ્કળ યુક્તિઓથી ક્યાં સુધી કહું ? હે સુભદ્રાપતે ! આ વાત બરાબર લક્ષમાં રાખ. (૧૩૦)

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

હે કૌંતેય ! મારી અધ્યક્ષતાથી આ ત્રિગુણાત્મક માયા આ ચરાચર-(જગત)ને ઉપજાવે કરે છે અને એ જ કારણથી વિશ્વ ફરતું રહ્યા કરે છે. ૧૦

હે અર્જુન ! સમસ્ત સૃષ્ટિના લોકોના વ્યાપારોમાં જેવી રીતે સૂર્ય કારણભૂત છે, તેવી રીતે જગતની ઉત્પત્તિનું કારણ હું છું એમ જાણ; કારણ કે માયાનો મેં અંગીકાર કરેલો છે અને તેના યોગે પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે; એટલા માટે આ જગતની ઉત્પત્તિનું કારણ હું છું. એવી લોકોની માન્યતા થયેલી છે. એથી જોકે ભૂતોની ઉત્પત્તિ મારામાંથી થાય છે, તોપણ હું ભૂતોમાં હોતો નથી, એ મારી અદ્‌ભુત કૃતિ આ જ્ઞાનના પ્રકાશથી બરાબર જોઈ લે. અથવા તો પ્રાણીઓ મારામાં નથી અને હું તેમનામાં નથી, એ રહસ્યને તું કદાપિ ભૂલીશ નહીં. એ મારું મુખ્ય તત્ત્વ તને પ્રકટ કરી બતાવ્યું છે; તો હવે તું તારી ઇંદ્રિયોનાં દ્વારો બંધ કરી એટલે વિષયભોગ બંધ કરી, તે ન જાણે એવી રીતે તારા હૃદયમા આ તત્ત્વોનો ઉપભોગ લે. હે પાર્થ ! આ વેદાંતસિદ્ધાંતનુ રહસ્ય જ્યાં સુધી હસ્તગત થયેલું ન હોય, ત્યાં સુધી મારુ ખરુ તત્ત્વ કદી પણ કળી શકાવાનું નથી. જે પ્રમાણે ભૂસામા હાથ નાખતાં દાણાનો એક કણ સુદ્ધાં હાથ લાગતો નથી, તે પ્રમાણે વેદાંતતત્ત્વ જાણ્યા વિના મારું સત્ય સ્વરૂપ કદાપિ

કોઈના જાણવામા આવી શકતું નથી. બાકી અનુમાનના જોર પર મનુષ્યને ખરું જ્ઞાન પ્રાપ્ત થયુ છે એમ લાગે છે, પણ તે તો વ્યર્થ જ છે! મૃગજળની ભીનાશથી પૃથ્વી કદી પણ ભિંજાય છે ખરી કે? મત્સ્યને પકડવા માટે પાણીમાં જે જાળો પ્રસારવામાં આવે છે, તેમાં ચંદ્રબિંબ પણ સપડાઈ ગયેલું દેખાય છે; પરંતુ તે જાળ પાણીમાંથી બહાર કાઢી ખંખેરતાં તેમા ચદ્રબિંબ કયાં હોય છે, તે કહે જોઈએ! તે જ પ્રમાણે 'અમને અનુભવ મળી ચૂકયો' એમ શબ્દ તથા વાણી-ના યોગે કેટલાક લોકો ઉપર ઉપરથી બતાવતા હોય છે; પરંતુ સત્ય બોધની કસોટીનો સમય આવે છે, ત્યારે તેમનુ વાચાળ જ્ઞાન બિલકુલ નિરુપયોગી જ ઠરે છે. (૧૩૯)

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

મેં મનુષ્યદેહ ધારણ કરેલો હોવાથી, મૂર્ખ લોકો મારી અવજ્ઞા કરે છે; કારણ કે હું સર્વ ભૂતોનો સ્વામી એવુ જે મારુ ઉત્કૃષ્ટ સ્વરૂપ, તેનુ જ્ઞાન તેમને હોતુ નથી ૧૧

કિં બહુના, આ સંસારનો ડર રાખી, તું જો મારી પ્રાપ્તિની ખરી ઇચ્છા ધરાવતો હોય, તો તને મે જે તત્ત્વ બતાવ્યુ, તે તારા લક્ષમા પૂર્ણ રીતે ઠસાવ. આખમા કમળો થવાથી મનુષ્ય ચદ્રિકા શુભ્ર હોવા છતાં તેને પીળી કહે છે, તે પ્રમાણે મારા નિર્મળ શુદ્ધ સ્વરૂપમા પણ તેને દોષ દેખાય છે. તાવને લીધે મુખ કડવું થઈ જવાથી મનુષ્યને દૂધ પણ વિષ સમાન કડુ લાગે છે, તે પ્રમાણે હુ મનુષ્ય ન હોવા છતાં પણ લોકો મને મનુષ્ય માને છે; માટે હે ધનજય! હું વારંવાર કહુ છું, કે આ અભિપ્રાય કદી પણ વીસરીશ નહિ; માત્ર સ્થૂલ દૃષ્ટિ-થી જોવું એ તો વ્યર્થ જ છે. જે પ્રમાણે સ્વપ્નમાંના અમૃતથી કોઈ અમર થતું નથી, તે પ્રમાણે મને જે સ્થૂલ દૃષ્ટિથી જુએ છે, તે વસ્તુતઃ મને જોતો જ નથી. જોકે કેટલાક અજ્ઞાની લોકો સ્થૂલ દૃષ્ટિ-થી મને જાણવાનુ કહ્યા કરે છે; પરંતુ તેમનો એ ભ્રમ યથાર્થ જ્ઞાન-ની આડે જ આવે છે. જે પ્રમાણે નક્ષત્રોનુ પ્રતિબિબ પાણીમાં જોઈ, તેને મોતી જ સમજી, તે પ્રાપ્ત કરી લેવા માટે હસ પક્ષી આકાશ-માથી ભુસકો મારી પ્રાણ ગુમાવે છે, મૃગજળને ગંગાજળ સમજી તેની પાસે જવાથી કાંઈ પણ પ્રાપ્ત થતું નથી; તેમ જ બાવળને કલ્પવૃક્ષ સમજી તેને હાથમાં લીધાથી કશો પણ લાભ થતો નથી. લીલા સર્પને નીલમણિનો હાર સમજી પકડવામાં આવે, બરફના કકડાને રત્ન

સમજી ઊંચકી લેવામાં આવે, અથવા તો પૃથ્વીમાંનો દ્રવ્યનો ભંડાર બહાર નીકળીને ઉજ્જડ પડ્યો છે, એમ ધારી ખેરનાં લાકડાંના અંગારાને પછેડીમાં બાંધી લેવામાં આવે, પોતાનો જ પડછાયો પાણીમાં પડેલો છે, એમ ન જાણીને સિંહ કૂવામાં ભુસકો મારીને જેમ પ્રાણ ગુમાવે છે, તે પ્રમાણે પ્રપંચમાં દેખાઉં છું, તેવો જ સાકાર હું છું, એમ નિશ્ચયપૂર્વક માનીને જેઓ પ્રપંચમાં રચીપચી રહે છે, તેઓ ચંદ્રને બદલે તેના પાણીમાં પડેલા પ્રતિબિંબને પકડવા ઇચ્છનાર અને મથનાર પ્રમાણે જ ભૂલથાપ ખાતા હોય છે; અર્થાત્ સંસારમા હુ છુ એવો જે તેમનો કૃતનિશ્ચય હોય છે, તે સર્વથા નિષ્ફળ જાય છે. જેમ કોઈ કાંજી પીને અમૃતપાનથી થતા સુખના લાભની ઇચ્છા રાખે છે, તેવી જ રીતે તેઓ અંતઃકરણપૂર્વક વિશ્વાસથી નાશવંત સ્થૂલ આકાર—દેહમા મને અવિનાશીને જુએ છે, એટલે તેમને હું કેવી રીતે દેખાઈ શકું વારુ ? કોઈ પશ્ચિમ સમુદ્રના તટ પર જવાના હેતુથી પૂર્વ દિશામાં આવેલા સમુદ્રની વાટે જવા માંડે, તો તેને પશ્ચિમનો સમુદ્ર પ્રાપ્ત થશે કે ? અથવા હે મહાવીર ! ફોતરાંને ખાંડવાથી તેમાંથી ધાન્યપ્રાપ્તિ થશે કે ? તે જ પ્રમાણે આ વિસ્તાર પામેલા જગતને જાણવાથી મને જાણવાની આશા રાખવી વ્યર્થ છે. ફીણ પીવાથી શું પાણી જેવી તૃપ્તિ થાય છે ખરી કે ? (૧૫૪)

લોકો માયામોહિત મનોવૃત્તિથી સંસારમાં જ હુ છું, એમ ભ્રાંતિથી માનીને, ત્યાંની જન્મ—મરણાદિ સ્થિતિ મને પણ વળગેલી છે, એમ વૃથા જ સમજે છે. નામરહિત, ક્રિયારહિત તથા દેહરહિત એવો જે હું, તેને લોકો નામધારી, કર્મકર્તા અને દેહધર્મોથી યુક્ત એવો સમજે છે; તે જ પ્રમાણે તેઓ એવી કલ્પના કરે છે કે, મને નિરાકારને આકાર છે, નિરુપાધિકને ઉપચાર છે, કર્તવ્યરહિતને વ્યવહાર છે, જાતિરહિતને જાત, ગુણાતીતને ગુણ, ચરણરહિતને ચરણ, હસ્તરહિતને હસ્ત, પરિમાણાતીતને પરિમાણ તથા સર્વવ્યાપકને એક સ્થાનીય છે. જે પ્રમાણે શય્યામા સૂતેલો માણસ સ્વપ્નમા વનશોભા જુએ છે, તે જ પ્રમાણે લોકો મને કર્ણરહિતને કાન, નેત્રરહિતને નેત્ર, ગોત્રરહિતને ગોત્ર, નિરાકારને રૂપ, અવ્યક્તને વ્યક્તિ, નિરિચ્છને ઇચ્છા અને હું જે સ્વયમેવ તૃપ્ત છું તેને તૃપ્ત કરવાની કલ્પના કરે છે. સર્વ જગતને આચ્છાદિત કરનાર એવા મને વસ્ત્ર રહિત માનીને તેઓ વસ્ત્ર પહેરાવે છે. હું ભૂષણાતીત એટલે નિરાકાર હોવા છતાં મને તેઓ અલંકાર પહેરાવે છે. જગતના ઉત્પન્ન કરનારને મને અન્યનો

ઉત્પન્ન કરેલો માને છે, હું સ્વયમેવ હોવા છતાં મારી મૂર્તિઓ બનાવે છે; હું સ્વતઃસિદ્ધ હોવા છતાં મારી પ્રાણપ્રતિષ્ઠા કરે છે અને હું નિત્ય સર્વત્ર હોવા છતાં તેઓ મારું આવાહન-વિસર્જન કરે છે! હું નિરંતર, નિરાકાર, સ્વતઃસિદ્ધને તેઓ બાલ્ય, તારુણ્ય અને વૃદ્ધાવસ્થા લાગુ પાડે છે! હું અદ્વૈત હોવા છતાં મારામાં દ્વૈત માને છે. હુ કાંઈ પણ ન કરનાર હોવા છતાં મને કર્મ કરનારો અને હું કાંઈ પણ ન ખાતો હોવા છતાં ખાનારો માને છે. મને કુળ-ગોત્ર ન હોવા છતાં લોકો મારા કુળનું વર્ણન કરે છે; હું નિત્ય હોવા છતા હું મરું છું, એમ માનીને મારા મરણનો શોક કરે છે; તેમ જ હું સર્વના અંતઃકરણમાં વસી રહેલો હોવા છતાં મને અમુકનો શત્રુ અને અમુકનો મિત્ર કલ્પી લે છે! નિજાનંદમા નિમગ્ન રહેનાર એવા મને તેઓ ઇચ્છા કરનારો માને છે અને હું સર્વ સ્થળે સમાન રીતે વ્યાપ્ત હોવા છતાં મને એકદેશીય કિંવા એક સ્થળે વસનારો ધારે છે! હુ સર્વ સ્થાવર-જંગમનો આત્મા હોવા છતાં મને એકનો સંરક્ષક અને એકનો સંહારક માનીને સર્વત્ર મારી પ્રસિદ્ધિ કરે છે! આ પ્રમાણે સર્વ ક્ષુદ્ર મનુષ્યધર્મ મને વળગેલા છે, એવું તેમનુ વિપરીત માનવુ (જ્ઞાન) હોય છે. તેઓ જે વેળાએ કોઈ એક મૂતિને પોતાની દૃષ્ટિ સમક્ષ નિહાળે છે, તે વેળાએ તે મૂર્તિને દેવ માનીને ભાવથી ભજે છે અને પછી તે ભાગી જતા તેમાનું દેવત્વ નષ્ટ થયેલું માની તેનો ત્યાગ કરે છે. મને તેઓ આ પ્રમાણે મનુષ્ય જ માનતા હોવાથી ખરી રીતે તેમનુ તે જ્ઞાન જ સત્ય જ્ઞાનની આડે આવે છે. (૧૭૧)

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

તે મૂર્ખાઓની આશા, કર્મો તથા જ્ઞાન-એ સર્વ વ્યર્થ જ હોય છે; તેઓ વિચારશૂન્ય થાય છે અને મોહમાં નાખનારા રાક્ષસી તથા આસુરી સ્વભાવનો જ આશ્રય કરે છે. ૧૨

સારાંશ કે, મારે વિષે જેમની આવી ધારણા હોય છે, તેમનો જન્મ વ્યર્થ જ છે, અથવા જે પ્રમાણે પર્જન્ય કાળ સિવાયનો મેઘ વ્યર્થ છે તેવો છે. કિંવા મૃગજળના તરંગો દૂરથી જ જોવાને યોગ્ય હોય છે, અથવા મૃત્તિકા પર ચીતરેલા ઘોડેસવાર, કપટવિદ્યા વડે કરાયલા અલંકાર કે સંધ્યાકાળે દૃષ્ટિગોચર થતાં ગંધર્વનગરો+ ભાસે છે

+ આકાશ અભ્રોથી આચ્છાદિત થતાં આપણી પોતાની કલ્પના પ્રમાણે

તેઓ વ્યર્થ છે, થૂવેર જોકે સરળ ઊંચું વધે છે, તોપણ તે અંદરથી પોકળ હોય છે અને તેને ફળ પણ આવતાં નથી; તેમ જ બકરીના ગળામાંના આંચળમાંથી દૂધ નીકળતું નથી અથવા લોધરના વૃક્ષને ફળ આવે છે, તોપણ તે કોઈથી લઈ શકાતા નથી; તે પ્રમાણે તે મૂર્ખજનોનું જીવન પણ વ્યર્થ છે; તેમનાં કર્મોને પણ ધિક્કાર હો. એટલે એ મૂર્ખજનોએ જે કાંઈ પણ શાસ્ત્રાધ્યયન કર્યું હોય છે, તે વાંદરાએ નારિયેળ તોડયું હોય તે પ્રમાણે અથવા તો આંધળાને મોતી જડી આવ્યાં હોય તે પ્રમાણે જ છે; કિંબહુના, તેમણે અધ્યયન કરેલાં શાસ્ત્રો નાના બાળકના હાથમાં આપેલાં શસ્ત્રો અથવા અપવિત્ર મનુષ્યને બીજ સહિત શીખવેલા મંત્રો પ્રમાણે નિરર્થક જ હોય છે. હે ધનંજય! જેનું ચિત્ત યથાર્થ જ્ઞાનસંપન્ન નથી, તેનું સર્વ જ્ઞાન તથા આચરણો વ્યર્થ છે. એવી રીતે તમોગુણરૂપી રાક્ષસી સદ્‌બુદ્ધિનો ગ્રાસ કરીને જ્ઞાનના સ્થાનનો નાશ કરનારી યક્ષિણી જ છે. એ પ્રકૃતિથી જેઓ ગ્રસ્ત થાય છે, તેઓ હંમેશાં ચિંતા વડે આક્રાંત હોઈને તામસ પ્રકૃતિના જડબામાં જઈ અનાયાસે સપડાઈ જાય છે. પછી આ તામસી પ્રકૃતિ આશારૂપી લાળમાં હિંસારૂપી જિહ્‌વાને પલાળી અસંતોષરૂપી માંસના પિંડ નિરંતર ઓગાળતી હોય છે; જે અનર્થરૂપી કર્ણ પર્યંત હોઠ ચાટતી ચાટતી બહાર નીકળે છે; જે પ્રમાદરૂપ એટલે કે ભૂલરૂપી પ્રચંડ પર્વતની અંધકારમય ગુફા છે; જેની દ્વેષરૂપી દાઢો જ્ઞાનને ચાવીચાવીને ભૂકો કરી નાખે છે; અને જે અગસ્ત્ય ઋષિના કુંભાવરણ પ્રમાણે સ્થૂલબુદ્ધિ લોકો માટે આસુરી માયાનું આવરણ છે, એવા પ્રકારની તે રાક્ષસી પ્રકૃતિના મુખમાં જેઓ ગ્રાસરૂપ થઈ પડે છે, તેઓ ભ્રાંતિરૂપી કુંડમાં આખા ને આખા ડૂબી જાય છે. આ પ્રમાણે જેઓ અજ્ઞાનના અંધારકૂપમાં પડે છે, તેમને વિચારરૂપી હાથની સહાયતા મળતી નથી; એટલું જ નહિ, પરંતુ તેઓ ક્યાં જાય છે, તેનો પણ પત્તો લાગતો નથી. આ નિષ્ફળ કથા હવે રહેવા દઈશું; કારણ કે મૂર્ખાઓનું વર્ણન કરતાં વાણી પણ ક્ષીણ થઈ જશે.

શ્રીકૃષ્ણે એમ કહ્યા પછી અર્જુને 'જી હા,' એમ કહ્યું. શ્રીકૃષ્ણ ભગવાન પુનઃ કહેવા લાગ્યાઃ 'જેનું વર્ણન કરવાથી વાણીને સુખ થાય

હાથી, ઘોડા, નગર, ધનુષ્ય ઇત્યાદિ જે જે ભિન્ન ભિન્ન આકૃતિઓ દૃષ્ટિગોચર થાય છે, તેને ગાંધર્વનગરના નામથી ઓળખવામાં આવે છે; અને ઘણું કરીને અમુક વસ્તુનું મિથ્યાત્વ દર્શાવવું હોય, ત્યાં એ ઉદાહરણ આપવામાં આવે છે.

છે, એવા સાધુએ–મહાત્માઓની કથા હવે સાંભળ.' (૧૮૭)

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

હે અર્જુન ! જેમણે દૈવી પ્રકૃતિનો આશ્રય કર્યો છે, એવા એકનિષ્ઠ મહાત્માઓ તો હું ભૂતોનો આદિ અને અવિનાશી છું, એમ જાણીને મને જ ભજે છે. ૧૩

જે સાધુઓના નિર્મળ અંતઃકરણમાં હું ક્ષેત્રસંન્યાસી (આજન્મ એક જ પવિત્ર ક્ષેત્રમાં રહેવાનો સંકલ્પ કરનારો) થઈને નિવાસ કરું છું અને ઊંઘમાં પણ વૈરાગ્ય જેમની સેવા કરે છે, એટલે કે સ્વપ્નમાં પણ જેમને વિષયવાસનાનો સ્પર્શ થતો નથી, જેમની પરમાત્મપ્રાપ્તિની ઉત્કટ ઇચ્છામાં પણ ધર્મનું જ રાજ્ય હોય છે. ધર્મ જેમની સદ્‌વાસનામાં રાજ્ય કરે છે; (જેમને અધર્મની ઇચ્છા માત્ર પણ નથી) અને જેમનું મન સદા સદ્વિચારોને જ પુષ્ટિ આપતું હોય છે, જે જ્ઞાનરૂપી ગંગામાં સ્નાન કરી આંતર્બાહ્ય શુદ્ધ થયેલા હોય છે, જે પૂર્ણ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિથી તૃપ્ત હોય છે અને જેમનાં શરીરો જ જાણે શાંતિને નવપલ્લવ આવ્યા ન હોય એવા થયેલા છે, તે જ પ્રમાણે જેમનાં શરીર જાણે બ્રહ્મના અંકુર અથવા ધૈર્યરૂપી મંડપના સ્તંભ જ ન હોય તેવાં અને આનંદના સમુદ્રમાં ડુબાડીને કાઢેલા કુંભની પેઠે આનંદરૂપી જળથી પૂર્ણ ભરેલા હોય છે; અને જેમને ભક્તિની એટલી બધી પ્રાપ્તિ થઈ હોય છે, કે તે મોક્ષને પણ 'આઘો ખસ' એમ કહે છે અને જેમની સહજ લીલામાં પણ નીતિ જાગ્રત હોય છે. જેમણે પોતાના અવયવોમાં શાંતિરૂપી અલંકારો ધારણ કર્યા છે અને પોતાના ચિત્તથી મને–સર્વવ્યાપકને પણ આવૃત્ત કરી લીધો છે; આવા જે મહાત્માઓ છે, તે ભગવદ્‌ભક્તિને અનુકૂળ રહેનારી સાત્ત્વિક પ્રકૃતિના પણ શણગાર (ભાગ્ય) રૂપ જ છે. તેઓ સર્વ દૃશ્ય વસ્તુઓને પણ મારું જ સ્વરૂપ જાણી, દિનપ્રતિદિન વૃદ્ધિગત થતા પ્રેમથી મને ભજે છે; છતાં તેમના મનોધર્મમાં દ્વૈતનો સ્પર્શ સુદ્ધાં કરેલો હોતો નથી. હે અર્જુન ! આ પ્રકારે જેઓ મદ્રૂપ બની મારી સેવા કરે છે, તે સેવાની આશ્ચર્યકારક વાત કહેવાની છે, તે સાંભળ.

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

સર્વદા ભક્તિયુક્ત અને સ્વીકારેલા શમાદિ વ્રતને દૃઢતાથી પાળનારા તે

મહાત્માઓ સતત મારું કીર્તન કરી તથા ઇન્દ્રિયદમન અને નમસ્કાર કરીને મારી જ ઉપાસના કરે છે. ૧૪

તેમણે હરિકીર્તનમાં પ્રેમથી નૃત્ય કરીને પ્રાયશ્ચિત્તના સર્વ વ્યાપારો નષ્ટ કર્યાં છે અને પાપનું તો નામ સુદ્ધાં રહેવા દીધું નથી. યમ અને દમની તો તેમણે દયાજનક દશા કરી દીધી હોય છે. તીર્થોના સ્થાન દૂર કર્યાં હોય છે અને યમલોકના સર્વ વ્યાપારો બંધ કરી નાખ્યા હોય છે. યમ તેમને કહે છે કે, નિયમન કોનું કરવું? દમ કહે છે કે, જીતું કોને? અને તીર્થો કહે છે કે, ક્ષાલન કોનું કરું? કારણ કે પાપ તો આવા પુરુષમાં જરા સરખું રહ્યું હોતું નથી. આ પ્રમાણે તેઓ મારા નામના ઘોષથી સંસારનાં સર્વ દુઃખો નષ્ટ કરે છે અને સર્વ જગત બ્રહ્મસુખથી ગાજી રહે છે. આવા પુરુષો પ્રભાત થયા વિના જ લોકોને પ્રકાશ આપે છે, એટલે કે આત્મજ્ઞાનનો લાભ કરાવી આપે છે. અમૃત વિના જ પ્રાણીઓના જીવોનુ રક્ષણ કરે છે અને યોગ વિના જ કૈવલ્યદર્શન કરાવે છે. તેમને રાજા અને રંકનો ભેદ નથી, નાના–મોટાનો ભેદ નથી, સમગ્ર જગત માટે તે આનંદના ભંડારરૂપ થઈ પડે છે. વૈકુંઠમાં તો માત્ર કોઈક જ જઈ શકે છે; પરંતુ આવા પુરુષ તો જ્યાં જાય ત્યાં વૈકુંઠ જ બનાવી દે છે. આ પ્રમાણે નામભજનના મહિમાથી તેઓ સમગ્ર વિશ્વને પવિત્ર કરી દે છે. તે સાધુઓનું તેજ સૂર્ય પ્રમાણે નિર્મળ હોય છે, પરંતુ તેનામાં પણ અસ્ત થવાનો દોષ રહેલો છે અને જો તેમના તેજને ચંદ્ર સમાન કહીએ તો ચંદ્ર તો વળી મહિનામા એક વખત જ સંપૂર્ણ હોય છે; પણ આ ભક્ત તો સદાકાળ પૂર્ણ જ હોય છે. એમના ઔદાર્યને જો મેઘ સમાન કહીએ તો તે પણ ઓસરી જતો હોવાથી ભક્તની ઉપમા માટે યોગ્ય કહેવાય નહિ. કિંતુ એ સાધુઓ તો નિઃશંક સપક્ષ (પાંખોવાળા) સિંહ સમાન જ છે. મારા જે નામનો એક વખત ઉચ્ચાર થવા સારુ હજારો જન્મ સુધી મારી સેવા કરવી પડે છે, તે મારું નામ જેની વાચા સમક્ષ નિરંતર પ્રેમથી નૃત્ય કરે છે; (મારા જે નામનો આવો મહિમા છે કે) હું વૈકુંઠમાં પણ નથી હોતો, એકાદ વખત સૂર્યમંડળમાં પણ નથી દેખાતો એટલું જ નહિ, પણ કોઈવાર યોગીઓના મનનું પણ ઉલ્લંઘન કરી જાઉં છું; પરંતુ હે પાંડવ! જો હું ક્યાંય પણ ન મળું, તોપણ જેઓ મારા નામનો સતત ઘોષ કર્યા કરે છે, તેમની પાસે તો હું અવશ્ય જ હોઉં છું. અહાહા! તેઓ મારા ગુણથી એટલા બધા તૃપ્ત થયેલા હોય છે કે, તેથી તેઓ દેશ અને

કાળને ભૂલીને મારા કીર્તનસુખથી તે સ્વયં પોતામા જ સુખી થયેલા હોય છે. કૃષ્ણ, વિષ્ણુ, હરિ, ગોવિંદ–એ શુદ્ધ નામોની સંકલનાથી અને આત્મા તથા અનાત્માના વિચારથી પૂર્ણ થયેલા પ્રબંધને સ્પષ્ટ અને ઉચ્ચ સ્વરે ગાયા કરે છે. વિશેષ શું વર્ણન કરુ ? હે પાંડુપુત્ર ! અનેક પ્રકારે તેઓ મારા ગુણાનુવાદ ગાતા વિશ્વમાં ઘૂમ્યા કરે છે.

હે અર્જુન ! અને બીજા કેટલાકો મહાયત્નથી પંચપ્રાણ અને મનને જીતી લઈ બાહ્યતઃ યમ–નિયમની વાડ કરીને અંદર મૂળબંધનો દુર્ગ તૈયાર કરે છે તથા તેની ઉપર નિરંતર ચાલુ રહેનારી પ્રણાયામ-રૂપ તોપો ગોઠવી રાખે છે. ત્યાર પછી કુંડલિની ઊર્ધ્વમુખ થતાં તેના પ્રકાશ વડે મન અને પ્રાણની સહાયથી ચંદ્રામૃતની સત્તરમી કળાનો તલભાગ સ્વાધીન કરી લે છે. એ વેળાએ પ્રત્યાહાર પણ પોતાનું જ પરાક્રમ બતાવીને કામ–ક્રોધાદિ વિકારોનો સહકુટુંબ નાશ કરી નાખે છે અને ઇંદ્રિયોને પણ બાંધી–જકડી હૃદયમા લઈ આવે છે. એટલામાં ધારણારૂપી ઘોડેસવારો આક્રમણ કરી પંચમહાભૂતોનું ઐક્ય કરે છે અને સંકલ્પની ચતુરંગી સેના( મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર )નો નાશ કરી નાખે છે. એમ થતા ધ્યાન 'વિજય ! વિજય !' કહી ડંકો બજાવે છે અને તન્મયતારૂપી ચળકતું એક છત્ર નજરે પડે છે. પછીથી સમાધિરૂપી લક્ષ્મીનો અખંડ આત્માનુભવરૂપી રાજ્યસુખના બ્રહ્મરૂપ ઐક્ય વડે રાજ્યાભિષેક થાય છે. હે અર્જુન ! એવું જે મારું કઠિન ભજન તે કોણ કરે છે એ મેં તને કહ્યુ. હવે એ ઉપરાંત ભજન કરનારા બીજા કોણ છે તે સાભળ. (૨૧૯)

વસ્ત્રના બન્ને પાલવ પર્યંત જેવી રીતે આડો અને ઊભો ભરેલો તંતુ જ હોય છે, તેમ આ જગતમા સર્વત્ર હું જ વ્યાપ્ત થયેલો છુ, એવી તેમની માન્યતા હોય છે. બ્રહ્માથી માંડીને કીડી સુધીનાં સર્વને તે મારા સ્વરૂપ જ માને છે અને નાનુ–મોટું, સજીવ–નિર્જીવ વગેરે જે કાંઈ જુએ છે, તેને મારું જ સ્વરૂપ સમજીને સાષ્ટાંગ પ્રણામ કરે છે. તે પોતાની ઉત્તમતાને મનમાં ન લાવતાં તેમ જ સામાની યોગ્યાયોગ્યતા જોવા ન બેસતા, વસ્તુમાત્રને નમન કરવામાં પ્રસન્ન રહે છે. જેમ ઊંચે સ્થાનેથી પડતું પાણી ઢોળાવ તરફ જ વહેવા લાગે છે, તેમ ભૂતમાત્ર દૃષ્ટિએ પડતાં જ તેને નમન કરવાનો તેમનો સ્વભાવ હોય છે. ફળ પામેલા વૃક્ષની શાખાઓ જેમ સ્વભાવતઃ પૃથ્વી તરફ ઝૂકતી રહે છે, તે જ પ્રમાણે તે સર્વ પ્રાણીમાત્રને નમન કરતા રહે છે. તે નિરંતર ગર્વ-

રહિત હોઈ ને, નમ્રતા જ તેમની અખૂટ સંપત્તિ હોય છે અને સર્વ કર્મો તેઓ મને ‘જય જય’ મંત્રથી અર્પણ કર્યા કરે છે. નમ્ર થતાં થતાં તેમના મનમાંથી માન અને અપમાનનો વિચાર જ જતો રહે છે, તેથી તે સહેજે મદ્રૂપ બની રહે છે. આ પ્રકારે મારારૂપ થવા છતાં પણ તેઓ નિરંતર મારી જ ઉપાસના કર્યા કરે છે. હે અર્જુન! આ એક શ્રેષ્ઠ ભક્તિનું વર્ણન થયુ. હવે જે ભક્ત જ્ઞાનયજ્ઞથી મારી ભક્તિ કરે છે, તે વિષે સાંભળ. (૨૨૮)

પરંતુ હે કિરીટિ! તેમના ભજનની શૈલી તું જાણે છે જ; અને એ વિષે મેં પૂર્વે વર્ણન પણ કરેલું છે. ત્યારે અર્જુને કહ્યું: ‘હાજી, ખરેખર એ ઈશ્વરીય પ્રસાદ જ છે; તોપણ અમૃતનું સેવન કરનારાથી ‘બસ, બસ, થયું, પૂરતું છે’ એવું ક્યારેય પણ બોલાય છે ખરું?

આ વચનથી શ્રીકૃષ્ણ તેને ઉત્સુક જાણી આનંદિત ચિત્તે ડોલવા લાગ્યા અને કહેવા લાગ્યા: ‘હે પાર્થ! ધન્ય! જોકે એકવાર કહેલી વાત ફરી કહેવી એ અપ્રાસંગિક જ છે, તોપણ તારી ઉત્સુકતા મને ફરી કહેવામાં પ્રવૃત્ત કરે છે.’

ત્યારે અર્જુને કહ્યું કે, ‘તમે કહો છો તેમ નથી. જુઓ, ચકોર પક્ષીની તૃષાને તૃપ્ત કર્યાના કર્તવ્ય વિના ચંદ્રને બીજું કાંઈ પણ કર્તવ્ય નથી કે શું? પરંતુ તેનો સ્વભાવ જ છે કે, જગતને શાંતિ આપવી; એટલે જે કોઈ ચાંદનીનું સેવન કરે, તેને શાંતિ મળે જ છે. એ શાંતિ લેવા સારુ ચકોર પક્ષી પોતાના સ્વાર્થ માટે જેવી રીતે ચંદ્ર તરફ વારંવાર પોતાની ચાંચ ધરે છે, તેમ હે પ્રભુ! હે કૃપાસિંધો! હું પણ આપ દયાસાગર પ્રત્યે જેટલી પણ વિનતિ કરું તેટલી ઓછી જ છે. મેઘ પોતાની શ્રેષ્ઠતાથી આખા જગતની તૃષા દૂર કરે છે અને તે તેની અગાધ વૃષ્ટિના પ્રમાણથી જોતા તેને મન ચાતકની તૃષા તે કેટલીક હોઈ શકે વારુ? પરંતુ ગંગાજળની માત્ર એક જ અંજલિની ઇચ્છા હોય તોપણ જેમ ગંગાતીરે જ જવું પડે છે, તે જ પ્રમાણે અમારી ઇચ્છા થોડું કે વધારે સાંભળવાની હોય, તોપણ પ્રભુએ તે પૂર્ણ કરવી જોઈએ.

ત્યારે દેવ શ્રીકૃષ્ણે કહ્યું: ‘હે અર્જુન! હવે તારું બોલવાનું રહેવા દે. મને જે સ્વાભાવિક સંતોષ થયેલો છે, તેની વધુ સ્તુતિ કરવાની આવશ્યકતા નથી. મારું કથન તું જેમ ધ્યાન આપીને સાંભળી રહ્યો છે, તે જ મારા વક્તૃત્વને પ્રોત્સાહક થાય છે. તે જ પ્રમાણે ધ્યાનથી હવે પછીનું મારું કથન પણ સાંભળી લે.’ એ પ્રકારે અર્જુનનું સન્માન

કરી, શ્રીહરિએ હવે પોતાના વક્તૃત્વનો આરંભ કર્યો. (૨૩૮)

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

જ્ઞાનયજ્ઞથી પૂજન કરનારા કેટલાક લોકો એકરૂપથી, ભિન્ન ભિન્ન રૂપથી સર્વતોમુખ જે હુ, તે મારી ઉપાસના કરે છે. ૧૫

જ્યાં બ્રહ્મ બહુવિધ થાય છે, તે જ્ઞાનયજ્ઞનું લક્ષણ છે; ત્યાં આદિ સંકલ્પ જ યજ્ઞસ્તંભ છે. પંચમહાભૂતો જ્યાં યજ્ઞમંડપ છે, જીવ અને ઈશ્વરની ભિન્નતા પશુ છે, પાંચે મહાભૂતોના વિશેષ ગુણો તે, અથવા તો પંચ ઇંદ્રિયો અને પંચ પ્રાણ તે યજ્ઞનાં સાહિત્ય છે, બ્રહ્મવિષયક અજ્ઞાન તે જ ઘૃત છે; હે બલાઢ્ય અર્જુન ! તે યજ્ઞમાં મન–બુદ્ધિરૂપી બે કુંડોમાં જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત કરાય છે. સુખ અને દુઃખમાંની જે સમતા વેદિકા, એટલે કે યજ્ઞકુંડની આસપાસનો પરિઘ છે; આત્મા અને અનાત્માનો વિચાર કરવામાં બુદ્ધિની જે કુશળતા તે યજ્ઞમાંના મંત્ર છે. શાંતિ જ સ્રુક્ અને સ્રુવા (નામનાં હવનપાત્રો) છે તથા જીવ યજ્ઞ કરનાર છે. તે જીવ અનુભવરૂપી પાત્રથી બ્રહ્મવિચારરૂપ મહામંત્ર દ્વારા જ્ઞાનાગ્નિરૂપ અગ્નિહોત્ર કર્મ વડે જીવ અને ઈશ્વરના ભિન્નત્વની આહુતિ આપીને તે ભેદનો નાશ કરી નાંખે છે. તે વેળાએ અજ્ઞાનનો નાશ થતાં યજ્ઞ કરનાર તથા યજનક્રિયા પણ ત્યાં ને ત્યાં જ રહી જાય છે અને પછી જીવ (યજમાન) આત્માનંદરૂપી રસમાં અવભૃથ× સ્નાન કરે છે. એ સમયે તેને ભૂતો, વિષયો અને ઇંદ્રિયો ભિન્ન ભિન્ન નથી જણાતાં; પરંતુ બ્રહ્મ સાથે તાદાત્મ્ય થયેલુ હોવાથી આત્મબુદ્ધિનાં કારણે તે સર્વને એક જ જાણે છે. હે અર્જુન ! જેમ નિદ્રામાંથી જાગ્રત થયા પછી મનુષ્યને ભાન થઈ જાય છે; કે સ્વપ્નમા જોયેલી ચિત્રવિચિત્ર સેના પોતે જ બન્યો હતો; અર્થાત્ તે સેના યથાર્થ સેના ન હતી, કિંતુ તે સર્વ તે પોતે જ બન્યો હતો ! એ પ્રમાણે તે જ્ઞાની પુરુષને સર્વ વિશ્વ એકરૂપ ભાસે છે અને પોતાના જીવભાવને પણ વીસરી જઈને તૃણથી બ્રહ્મા પર્યંત આત્મા જ ભરેલો છે, એમ માને છે. કેટલાક આ પ્રકારે જ્ઞાનયજ્ઞ વડે ઐક્ય પામીને મારી ભક્તિ કરે છે. જોકે જગતમા અનાદિકાળથી કાર્ય–કારણ પદાર્થ એકબીજાથી ભિન્ન જ જણાય છે અને સઘળાં

× યજ્ઞની પૂર્ણાહુતિ પછી યજ્ઞમા થયેલા દોષના નિવારણ અર્થે યજ્ઞના યજમાન અને ઋત્વિજો વડે વૈદિક વિધિથી કરવામાં આવતુ સ્નાન 'અવભૃથ' સ્નાનને નામે ઓળખવામાં આવે છે

નામરૂપ ઇત્યાદિ પણ જગતમાં ભિન્ન ભિન્ન દેખાય છે; તથાપિ તે સર્વના અધિષ્ઠાન બાબતમાં ભક્તોનું જ્ઞાન ભિન્ન ભિન્ન નથી હોતું જેમ અવયવ જુદા જુદા છતાં તે સર્વ એક જ શરીરના હોય છે, ડાળીઓ નાની મોટી છતાં તે સર્વ એક જ વૃક્ષની હોય છે, કિરણ પુષ્કળ હોવા છતાં તે સર્વ એક જ સૂર્યના હોય છે, તે જ પ્રમાણે અનેક વ્યક્તિઓ, અનેક નામો તથા અનેક પ્રકારના સ્વભાવો વિશ્વમા વિદ્યમાન છતા પણ તે ભિન્ન ભિન્ન ભૂતોમાં એક અભિન્ન એવો જે હું તેનો જ એ સર્વત્ર ભાવ છે, એમ ભક્ત જાણે છે. હે પાંડવ! આવી રીતે સર્વ ભૂતોને ભિન્ન જાણીને જે ઉત્તમ જ્ઞાનયજ્ઞ કરે છે, અને જ્ઞાની હોવાથી તેમના જ્ઞાનમાં ભેદભાવ અવશિષ્ટ રહેતો નથી. જ્યારે અને જે સ્થળે જે જે વસ્તુ જુએ છે, તે તે વસ્તુ મારા સિવાય અન્ય કાંઈ જ નથી, એવો તેમના મનનો નિશ્ચય હોય છે. પાણીમાનો પરપોટો જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં તે પાણીરૂપ જ હોય છે. તે નષ્ટ થાય અથવા રહે, તોપણ તે પાણીરૂપ જ હોય છે. પવનથી મૃત્તિકાના રજકણ ઊંચે ઊડી જાય, તોપણ તેઓ કાંઈ પૃથ્વીધર્મથી છૂટતા નથી અને પુનઃ જ્યારે નીચે પડે, ત્યારે પણ તે પૃથ્વીરૂપ જ હોય છે; તે જ પ્રમાણે ગમે ત્યાં ગમે તે ભાવનાથી, ગમે તે થાઓ અથવા ન થાઓ; પરંતુ તે સર્વ હું જ છું, એવી તેમના મનની વૃત્તિ થઈ ગઈ છે હે અર્જુન! મારા સ્વરૂપની જેટલી વ્યાપકતા છે, તેટલો જ વિશાળ તેમનો અનુભવ છે; માટે જગત અનેક સ્વરૂપોથી ભરેલું દેખાશે, ત્યારે પણ તે અનેક સ્વરૂપે હું જ છું, એમ જ તેઓ માનતા હોય છે. જે પ્રમાણે સૂર્યબિંબ સર્વને પોતાની સન્મુખ જ દેખાય છે, તે પ્રમાણે તે જ્ઞાની જનો જ્ઞાનથી વ્યાપક હોવાને લીધે નિત્ય જગતની સમક્ષ જ હોય છે. હે અર્જુન! તેમના જ્ઞાનમાં અંતર્બાહ્ય એવો ભેદ હોતો નથી. હે પાંડવ! આકાશમાં સર્વત્ર ભરેલા વાયુની પેઠે હું જેમ સર્વત્ર રહ્યો છું, તેમ તે પણ સર્વત્ર રહેલા છે; અર્થાત્ બન્નેનાં માપ સરખાં છે. આવો બોધ જેને પ્રાપ્ત થયો છે, તે ભજન ન કરે તોપણ તે ભજન કર્યા જ કરે છે. વાસ્તવમાં હું જ સર્વસ્વ છું; મારી ઉપાસના ક્યારે અને કોણે કરી નથી? પણ મારું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે જ અજ્ઞાનીઓને મારા પ્રત્યે અપ્રીતિ રહે છે. આ પ્રમાણે યોગ્ય જ્ઞાનયજ્ઞથી જે મારી ઉપાસના કરે છે, તે ભક્તો વિષે મેં તને કહ્યું. સદા સર્વકાળે જે જે કર્મો થાય છે, તે તે દ્વારા મારી સહજ પ્રાપ્તિ થઈ

શકે છે, પરંતુ મૂર્ખાઓને મારું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે હું તેમને પ્રાપ્ત થતો નથી. (૨૬૪)

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

અગ્નિહોત્રાદિ શ્રૌતયજ્ઞ, વૈશ્વદેવાદિક સ્માર્તયજ્ઞ, પિતૃને અર્પાયેલું સ્વધા નામક અન્ન, ઔષધ (મનુષ્યનું અન્ન), મંત્ર, હુતદ્રવ્ય (ઘૃતાદિ હવિ), અગ્નિ અને હવનકર્મ હું જ છું. ૧૬

તે યથાર્થ જ્ઞાનનો મનુષ્યના મનમાં ઉદય થતાં તેને માટે મુખ્ય વેદ હું જ બનું છું. તેને માટે વિધિ અને અનુષ્ઠાન કહ્યાં છે, તે યજ્ઞ પણ હું જ છું. પછી હે પાંડવ! તે યજ્ઞવિધાનમાંથી પ્રગટ થનારો જે યથાવિધિ યજ્ઞ, તે પણ હું જ છું. દેવતાઓને હવિ આપનારો મંત્ર હું છું. પિતરોને હવિ દેવાનો મંત્ર હું છું, સોમવલ્લી વગેરે નાના પ્રકારની ઓષધિ હું છું, ઘૃત હું છું, સમિધા હું છું, મંત્ર અને હુતદ્રવ્ય, ઘૃત, સમિધ આદિ હું છું, ઋત્વિજ હું છું, જેમાં યજ્ઞક્રિયા કરાય છે, તે અગ્નિ પણ મારું જ સ્વરૂપ છે અને અગ્નિમાં હવન કરવાની જે જે વસ્તુઓ છે, તે સર્વ પણ હું જ છું. (૨૬૮)

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

આ જગતનો પિતા, માતા, પ્રાણીઓને કર્મફળ આપનાર (પિતામહ એટલે બ્રહ્મદેવનો પિતા) જાણવા યોગ્ય વસ્તુ, જગતને પાવન કરનારાં યજ્ઞ-યાગાદિક પુણ્યકર્મ, પ્રણવ અને ઋગ્વેદ, સામવેદ તથા યજુર્વેદ પણ હું જ છું.૧૭

જેના અંગસંગથી અષ્ટવિધ પ્રકૃતિ જગતનો પ્રસવ કરે છે, તે જગતપિતા હું છું. જેવી રીતે અર્ધનારીનટેશ્વરના સ્વરૂપમાં પુરુષ તે જ સ્ત્રી અને સ્ત્રી તે જ પુરુષ છે, તેમ સ્થાવર–જંગમની માતા પણ હું જ છું; અને ઉત્પન્ન થયેલું જગત જે સ્થળે રહે છે તથા જેના યોગથી પ્રાણીમાત્રનું રક્ષણ થાય છે, તે પણ નિઃસંશય મારા સિવાય અન્ય કોઈ નથી. પ્રકૃતિ અને પુરુષ એ ઉભય જેના અંતઃકરણોપાધિરહિત સ્વરૂપમાં અર્થાત્ નિર્ગુણ સ્વરૂપમાં ઉત્પન્ન થાય છે, તે વિશ્વનો પિતામહ ત્રિભુવનમાં હું જ છું. હે અર્જુન! સર્વ જ્ઞાનમાર્ગો જે ગામમાં આવી મળે છે અને ચારે વેદનાં ચૌટાંમાં જેને જાણવા યોગ્ય કહેવામાં આવે છે, જે સ્થળે પુષ્કળ પ્રકારના મતો ઐક્યને પ્રાપ્ત થાય છે, જ્યાં શાસ્ત્રોને એકબીજાની સાથે ઓળખાણ થઈ છે અને જ્યાં

ભૂલેલાં જ્ઞાન એકત્ર થયાં છે, તે સ્થાનને પવિત્ર કહેવામાં આવે છે. બ્રહ્મબીજને પરા, પશ્યંતી, મધ્યમા તથા વૈખરી–એ ચતુર્વિધ વાચારૂપ અંકુર ફૂટતાં, તેનું ૐકારરૂપ મંદિર પણ હું જ છું. તે ૐ કારના ગર્ભમાંથી अ, उ અને म् તથા અર્ધમાત્રા ઉત્પન્ન થાય છે અને તે ઉત્પત્તિ પછી ત્રણે વેદનો ઉદ્ભવ થયો છે; માટે ઋક્, યજુષ્ તથા સામ એ ત્રણે વેદ પણ હું જ છું. એ પ્રમાણે વેદની વંશપરંપરા પણ હું જ છું, એમ શ્રીકૃષ્ણ બોલ્યા. (૨૭૭)

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥**

પ્રાપ્ત થવા યોગ્ય કર્મફળ, જગતનું પોષણ કરનાર બધાનો સ્વામી, પ્રાણીઓનાં શુભ તથા અશુભ કર્મોને જોનારો સાક્ષી, સર્વનું નિવાસસ્થાન, શરણાગતનો રક્ષક, અનપેક્ષ મિત્ર; જગતની ઉત્પત્તિ, પ્રલયરૂપ તથા સર્વનો આધાર, નિધાન× અને અવિનાશી કારણ પણ હું જ છું. ૧૮

આ સર્વ સ્થાવર–જંગમ વિશ્વ જે પ્રકૃતિના ગર્ભમાં રહેલું છે, તે પ્રકૃતિ શ્રમ પામવાથી જે સ્થળે વિશ્રાંતિ લે છે, તે ઉત્તમ સ્થાન હું છું; અને જેને લીધે એ પ્રકૃતિ જીવે છે, જેના આશ્રયથી વિશ્વ પ્રસવે છે અને જે પ્રકૃતિને સ્વાધીન થઈ સત્ત્વ, રજ અને તમ–આ ગુણોનો ઉપભોગ લે છે, તે વિશ્વલક્ષ્મીનો પતિ હું જ છું અને હે અર્જુન! સર્વ ત્રૈલોક્યનો સ્વામી પણ હુ જ છું. આકાશે સર્વ સ્થળે હોવું જ જોઈએ, વાયુએ ક્ષણમાત્ર પણ સ્વસ્થ રહેવું નહિ, અગ્નિએ બાળવાનો ધર્મ સ્વીકારવો, મેઘોએ વૃષ્ટિ કરવી, પર્વતોએ પોતાની જગ્યા છોડવી નહિ, સમુદ્રે પોતાની મર્યાદા ઓળંગવી નહિ, પૃથ્વીએ સર્વ ભૂતોનો ભાર વહન કરવો–એ સર્વ આજ્ઞા મારી જ છે. મારા બોલાવ્યાથી વેદો બોલે છે, મારા ચલાવ્યાથી સૂર્ય ચાલે છે. સર્વ જગતનો ચાલક જે પ્રાણ, તે પણ મારા આંદોલનથી જ આંદોલિત થાય છે. મારી જ આજ્ઞાથી કાળ ભૂતોનો ગ્રાસ કરી જાય છે. હે અર્જુન! આ પ્રમાણે આ સર્વ જેની આજ્ઞા શિરસાવંદ્ય ગણી પોતપોતાનાં કર્મો કરે છે, એવો સમર્થ જગતનો નાથ, તે પણ હું જ છું અને આકાશની પેઠે સર્વ સ્થળે રહી સાક્ષીભૂત રહેનારો પણ હું જ છું. હે પાંડવ! આ પ્રમાણે નામરૂપમા જે સર્વત્ર ભરેલો છે અને જે પોતે જ નામ-

× પ્રલયસમયે સમગ્ર ભૂતો સૂક્ષ્મરૂપથી જેમાં લય પામે છે, તેનુ નામ 'નિધાન' છે.

રૂપનો આધાર છે, તે પણ હું જ છું. જે પ્રમાણે તરંગો પાણીમાં ઉત્પન્ન થાય છે અને તરંગોમા પાણી હોય છે, તે પ્રમાણે મારામાં જગત અને જગતમાં હું છું. આ રીતે જગતનુ નિવાસસ્થાન હું છું. જે એકનિષ્ઠાથી મારે શરણે આવે છે, તેને હુ જન્મ-મરણના બંધનથી મુક્ત કરું છું; માટે શરણાગતનું રક્ષણ કરનાર એકલો હું છું. પ્રકૃતિના પૃથક્ ગુણોને લીધે હુ એક હોવા છતા અનેકપણાથી જગતના પ્રાણીમાત્રમાં પ્રાણરૂપે (જીવંત) છું. સૂર્ય જેમ સમુદ્ર કે ખાબોચિયું ન જોતાં સર્વમાં પ્રતિબિંબિત થાય છે, તેમ બ્રહ્મદેવથી માંડીને ક્ષુદ્ર કીડી પર્યંત પ્રાણીમાત્રનો હું પરમ મિત્ર છું. હે પાંડવ! આ ત્રિભુવનનું જીવન હું જ છું અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લય પણ હું જ છું. બીજમાંથી વૃક્ષ અને શાખા ઉત્પન્ન થાય છે અને પાછળથી તે સમસ્ત વૃક્ષનો બીજમાં સમાવેશ થાય છે; તે પ્રમાણે જે આદિ સંકલ્પમાંથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે અને પુનઃ તે જગત જે આદિ સંકલ્પમાં લય પામે છે, તે અવ્યક્ત વાસનારૂપી જગત-બીજ-સંકલ્પનો પણ કલ્પને અંતે જ્યાં લય થાય છે, તે સ્થાન હુ જ છું. જ્યારે નિરાકાર સ્વરૂપ પ્રકટ થાય છે, ત્યારે આ સર્વ નાનાવિધ રૂપો લય પામે છે, વર્ણ અને આકાર નષ્ટ થાય છે તથા જાતિભેદ પણ અવશિષ્ટ રહેતા નથી, ત્યારે પુનઃ જગતને નિર્માણ કરવા સંસ્કારરૂપી વાસનાશક્તિને ધારણ કરીને જે સ્થળે દેવો રહે છે, તે સ્થળ પણ હું જ છું. (૨૯૫)

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

હે પાર્થ! સૂર્યરૂપે તાપ હુ જ પાડુ છુ, વરસાદને અટકાવનાર અને છોડાવનાર હુ જ છુ, અમૃત હુ જ છુ, મૃત્યુ હુ જ છુ અને સત્ એટલે વિદ્યમાન વસ્તુ (કાર્ય) તથા અસત્ એટલે તેનુ કારણ પણ હુ જ છુ. ૧૯

હું સૂર્યરૂપે જે વખતે તૃપ્ત થાઉં છું, તે વખતે જગત શુષ્ક (કોરું) થાય છે અને પુનઃ ઇંદ્રરૂપે જ્યારે જળવૃષ્ટિ કરું છું, ત્યારે તે પુનઃ સમૃદ્ધ થાય છે. જે પ્રમાણે અગ્નિ કાષ્ઠનુ ભક્ષણ કરે છે, ત્યારે તે કાષ્ઠ જ અગ્નિરૂપ બની જાય છે; તે પ્રમાણે મરનાર અને મારનાર બને મારાં જ સ્વરૂપ છે. આ માટે મૃત્યુને ભાગે જે જે રૂપો આવ્યાં છે, તે પણ મારાં જ રૂપો છે અને ન મરનારાં રૂપો તો સ્વભાવતઃ જ મારાં છે. હવે વધારે શું કહું? સર્વ તને એકદમ જ

કહી દઉં છું, કે સત્ તથા અસત્; અર્થાત્ ખરાં અને ખોટાં એવાં બંને પ્રકારનાં રૂપો મારાં જ છે, એમ તું જાણ. હે અર્જુન! જ્યાં હું નહિ હોઉં, એવું કોઈ પણ ઠેકાણું જ નથી, છતાં પણ પ્રાણીઓનું કેવું દુર્ભાગ્ય છે, કે જેથી તે મને જોતાં નથી. જે પ્રમાણે તરંગો પાણી વિના જ સુકાઈ જાય અથવા સૂર્યકિરણ દીપકના પ્રકાશ વિના જાણે ન જ જોઈ શકાય, તે પ્રમાણે સર્વ જીવરૂપે હું જ બનેલો હોવા છતાં તેઓ મને ઓળખતા નથી, એ જ મહાન આશ્ચર્ય છે. આ સકળ વિશ્વમાં અંતર્બાહ્ય હું જ ભરેલો છું અને આ જગત મદ્રૂપ જ છે; પરંતુ જીવોનાં કર્મો એવાં તો આડે આવે છે કે, તેઓ મને જ 'નથી' એમ કહે છે (માને છે). જે અમૃતના કૂપમાં પડ્યા પછી તેમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરે, તેને કેવો અભાગી કહેવો? હે કિરીટિ! અન્ન માટે ભટકતા અંધ મનુષ્યને ચિંતામણિ મળતાં, દૃષ્ટિ ન હોવાને લીધે જે પ્રમાણે તેને પગથી ખસેડી નાખે છે, તે પ્રમાણે યથાર્થ જ્ઞાન ન હોય તેમની સ્થિતિ ઉપર્યુક્ત અંધ મનુષ્યના જેવી જ થાય છે; એટલા માટે જ્ઞાન વિના જે જે કર્મો કરવામાં આવે, તે તે સર્વ ન કર્યા સમાન જ છે. અંધ મનુષ્યને ગરુડની પાંખ મળે, તોપણ તે તેનો શો ઉપાય કરી શકવાનો હતો? તે જ પ્રમાણે યથાર્થ જ્ઞાન સિવાય સત્કર્મોનો શ્રમ વ્યર્થ છે. (૩૦૬)

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ ॥ २०

ત્રણ વેદ જાણનારા, સોમપાન કરનારા અને તેના યોગથી નિષ્પાપ થયેલા યાજ્ઞિકો યજ્ઞ દ્વારા મારું પૂજન કરીને સ્વર્ગપ્રાપ્તિ માટે મારી પ્રાર્થના કરે છે અને તેઓ ઈચ્છિત પુણ્યલોકરૂપી સ્વર્ગમાં જઈને ત્યાં દેવોના દિવ્ય ભોગોને ભોગવે છે. ૨૦

અરે અર્જુન! વર્ણવિહિત ધર્મોનું આચરણ કરી જે પોતે જ વિધિમાર્ગની કસોટી બને છે (વેદમાં જણાવ્યા પ્રમાણે યથાવિધિ આચરણ કરે છે), તે યજ્ઞ કરવા માંડે છે, એટલે ત્રણ વેદ સંતોષ પામી મસ્તક ધુણાવે છે અને તેની સમક્ષ ક્રિયા પણ ફળ સહિત આવીને ઊભી રહે છે. આ પ્રમાણે યજ્ઞમાંનું સોમપાન કરનાર યજ્ઞકર્તાઓ (દીક્ષિત) જેઓ પોતે જ યજ્ઞસ્વરૂપ થાય છે, તેમણે નામ માત્ર જ પુણ્યનો-વાસ્તવમાં તો પાપનો રાશિ જ સંચિત કર્યો હોય છે એમ જાણ. યજ્ઞ કરીને પણ તે કેવી રીતે પાપ કરે છે? તેનો ઉત્તર એ

છે કે, ઋક્, યજુષ્ અને સામ–એ ત્રણ વેદોને જાણીને સેંકડો યજ્ઞથી તેઓ મારુ યજન કરે છે; પરંતુ મારી પ્રાપ્તિની ઇચ્છા નહિ રાખતા તેઓ ક્ષુદ્ર સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા કરે છે. હે અર્જુન! જે પ્રમાણે એકાદ હતભાગી મનુષ્ય કલ્પતરુની નીચે બેસી, ઝોળી તૈયાર કરી ભિક્ષા માગવાને નીકળે, તે પ્રમાણે તેઓ સેંકડો યજ્ઞ દ્વારા મારુ યજન કરી સ્વર્ગસુખની જ ઇચ્છા કરે છે; માટે એ પુણ્ય નથી, પરંતુ ખરેખરુ પાપ જ છે. મારી પ્રાપ્તિની ઇચ્છા છોડી સ્વર્ગસુખની ઇચ્છા કરનારને અજ્ઞાની લોકો પુણ્યવાન કહે છે; પરંતુ જ્ઞાનીઓ તો તેમને જન્મ–મરણના ફેરામા પડનારા અને હીનદશાને પ્રાપ્ત થયેલા જ માને છે. સહેજ વિચાર કરતા નરકના દુઃખોની તુલના કરતા કદાચિત્ સ્વર્ગપ્રાપ્તિને સુખ કહી શકાય, પરંતુ આ ઉભયથી ભિન્ન, અખંડ, આનંદદાયક અને નિર્દોષ એવું જે સુખ તે તો મારુ સ્વરૂપ જ (પ્રાપ્ત કરવામા) છે. હે મહાવીર અર્જુન! મારી પ્રાપ્તિના માર્ગમાંની સ્વર્ગ અને નરક–એ બે આડવાટો છે અને તે ચોરોને જવાની વાટ છે. સ્વર્ગપ્રાપ્તિ પુણ્યાત્મક[1] પાપથી થાય છે અને નરકપ્રાપ્તિ પાપાત્મક પાપથી થાય છે, પરંતુ જેના યોગથી મારી પ્રાપ્તિ થાય છે, તેને જ તું શુદ્ધ પુણ્યકર્મ સમજ. હે પાંડુસુત! પ્રાણી મારામાં જ રહેતો હોવા છતા જે કર્મને લીધે તેને મારાથી વંચિત રહેવું પડતું હોય, તે કર્મને પુણ્ય કહેતા જીભ ન કપાઈ જાય? પરંતુ હવે એ વાત રહેવા દઈશું આ પ્રમાણે તે દીક્ષિત મારું યજન કરી સ્વર્ગભોગની ઇચ્છા કરે છે, તે સ્વર્ગભોગનુ થોડું વર્ણન સાભળો.

એ પ્રમાણે તે દીક્ષિત મારું યજન કરીને સ્વર્ગભોગની ઇચ્છા કરે છે. ત્યાર પછી જે પુણ્યથી હુ પ્રાપ્ત થઈ શકતો નથી, એવા પાપાત્મક પુણ્યને પ્રાપ્ત કરીને તે હોશેહોશે સ્વર્ગમાં જાય છે. જ્યા અમરત્વ એ જ સિંહાસન છે, જ્યા ઐરાવત સરખા વાહન છે, જ્યા અમરાવતી એ પાટનગર છે, જ્યા અષ્ટમહાસિદ્ધિના ભંડારો ભરેલા છે, જ્યા અમૃતના કોઠારો પરિપૂર્ણ છે, જ્યા કામધેનુના ટોળાના ટોળા છે, જ્યા દેવોના ચાકરોને પણ ચાલવા માટે ચિંતામણિથી મઢેલા માર્ગો છે અને વિલાસ માટે કલ્પતરુનાં ઉપવનો બનાવેલા છે, જ્યાં ગંધર્વો ગાયન

૧. પુણ્યાત્મક પાપ એટલે સ્વર્ગપ્રાપ્તિ માટે જે કર્મો કરવા. તે દેખીતી રીતે પુણ્યકર્મ ગણાય છે, પરંતુ જન્મ–મરણનો એ કર્મોથી ફેરો મટતો નથી. તેથી એ પુણ્યાત્મક કર્મો પાપનાં જ ફળ આપે છે.

કરે છે અને રંભા જેવી અપ્સરાઓ નૃત્ય કર્યા કરે છે, જ્યાં વિલાસિની વનિતાઓમા ઉર્વશી અગ્રેસર છે, જ્યાં શયનસદનમાં મદન રાજસેવા કરે છે. જ્યા ચંદ્ર કચરો કાઢવાનું કાર્ય કરે છે, જ્યા દોડધામનું કામ વાયુ સરખા અનુચર બજાવે છે, જ્યાં ઇંદ્રને આશીર્વાદ આપવા માટે બૃહસ્પતિ જેવા મુખ્ય બ્રાહ્મણ છે અને જ્યા સ્તુતિપાઠક હજારો દેવ છે અને જેની આસપાસ લોકપાલ જેવા રાજાઓ ચાલે છે અને જયને મેળવી ચૂકેલા પદવીધર વિજયવત સરદારો પણ જોવામાં આવે છે અને જ્યાં ઉચ્ચૈઃશ્રવા નામક ખાસ અશ્વરત્ન કોટવાલ છે. ઇંદ્રલોકના આવા આવા દિવ્ય ભોગ જ્યા સુધી પુણ્યનો અંશ અવશિષ્ટ હોય છે, ત્યાં સુધી સકામ યજ્ઞ કરનારા ઇંદ્રના સુખ સમાન ભોગવે છે. (૩૨૭)

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

તેઓ તે વિસ્તીર્ણ સ્વર્ગલોકનો ઉપભોગ કરી પુણ્ય સમાપ્ત થતાં પાછા મૃત્યુલોકમાં આવે છે. અને આ પ્રમાણે ત્રણ વેદમાં નિર્દિષ્ટ કરેલાં કેવળ વૈદિક કર્મ કરનારા કામુક લોકો જન્મ-મૃત્યુના આવાગમનમાં પડે છે. ૨૧

પછી તેમનાં પુણ્યની પૂંજી સમાપ્ત થતાંવાર જ ઇંદ્રપણાના ઐશ્વર્ય પરથી ઊતરી પુનઃ તેઓ મૃત્યુલોકમાં પાછા આવે છે. જેવી રીતે કોઈ એક મનુષ્ય વેશ્યાના નાદમાં પોતાના સર્વ ધનની ધૂળધાણી કર્યા પછી નિર્ધન થાય છે, એટલે તેને વેશ્યાના દ્વારને અંગુલીસ્પર્શ કરવાનો પણ અધિકાર હોતો નથી, તેવી જ રીતે સ્વર્ગસુખ માટે યજ્ઞ કરનારની સ્થિતિ પણ અતિ લજ્જાસ્પદ થઈ જાય છે, એ હું તને વિસ્તાર કરીને શું કહું ? એવી રીતે જે વેળાએ સ્મરણ રાખવું જોઈએ તે વેળાએ મને ભૂલી જઈને જેઓએ પુણ્યમાર્ગના આચરણથી સ્વર્ગ-પ્રાપ્તિ કરી લીધી હોય છે, તેઓ અમરત્વના લાભને ગુમાવી મૃત્યુ-લોકમાં પાછા આવે છે. પછી માતાના ઉદરરૂપી ગુહામાં–વિષ્ટાના થરમાં નવ માસ સુધી ઊકળી–આકીને જન્મ પામી પાછા મરણ પામે છે. અરે ! જે પ્રમાણે સ્વપ્નમાં મળેલો ભંડાર જાગ્રદવસ્થામાં આવતાં નષ્ટ થાય છે, તે પ્રમાણે જ યજ્ઞકર્તાઓનું સુખ તું સમજ. હે અર્જુન ! ધાન્ય કાઢી લીધા પછી ફોતરાં વ્યર્થ હોય છે, તે પ્રમાણે મનુષ્યો વેદાર્થજ્ઞાની હોય તોપણ મને જાણ્યા વિના તેમનો જન્મ વ્યર્થ છે, અર્થાત્ ત્રણે વેદોક્ત ધર્મો મારા વિના કેવળ નિરર્થક છેઃ માટે હવે મને જ ઓળખ, અન્ય કોઈ પણ વસ્તુને મનમાં આણીશ નહિ, એટલે

તું સુખી થઈશ. (૩૩૪)

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

જે લોકો એકનિષ્ઠ થઈને મારું ચિંતન કરી મારી ઉપાસના કરે છે, એવા સર્વદા મારી સાથે યુક્ત થયેલા નિષ્કામ ભક્તોના યોગક્ષેમને હું ચલાવ્યા કરું છુ. ૨૨

જેમણે પોતાનું ચિત્ત સર્વ ભાવો વડે મારામાં અર્પણ કરી દીધું છે; જેમ ગર્ભમાંનો ગોળો કોઈ પણ ઉદ્યોગ કરવાનું જાણતો નથી, તે પ્રમાણે જેને મારા સિવાય અન્ય કંઈ જ સારું દેખાતું નથી અને જેમણે કેવળ મારે માટે જ જીવ ધારણ કરી રાખેલો હોય છે, એવી જ રીતે એકનિષ્ઠ અંતઃકરણથી જેઓ મારું ચિંતન કરીને મારી સેવા કરે છે, તેમની સેવા હું જ કરું છું. મારા ભક્તો જે સમયે ઐક્ય પામીને મારા ભજનમા નિમગ્ન થાય કે તે સમયથી મને તેમની ચિંતા થવા માંડે છે. એ પછી તેઓ જે કાંઈ પણ કરવાનું મનમાં લાવે છે, તે તે સર્વ મારે જ કરવું પડે છે. જેમ પાંખ વગરનાં બાળ-પક્ષીઓના જીવન માટે તેમની માતા પક્ષિણી જ બધી ખટપટ કરતી હોય છે; અથવા તો માતા પોતાની ભૂખ–તરસને વિસારીને પોતાના દૂધપીતા બાળક માટે સુખકારક ઉપાયો યોજે છે, તે જ પ્રમાણે મનઃ-પૂર્વક પોતાનો સર્વ બોજો મારા પર જ જેમણે નાંખી દીધેલો હોય છે, તેમનાં સર્વ કાર્યો મારે જ કરવા પડે છે. તેમને મારી સાથે જો તાદાત્મ્ય સાધ્ય કરવાની ઇચ્છા થાય, તો હું તેમની ઉત્કંઠા પૂર્ણ કરું છુ. કિંવા મારી સેવા કરવાને તેઓ જો આગ્રહ કરે તો હું તેમનામાં અને મારામાં પ્રેમભાવ ઉત્પન્ન કરું છું. એ પ્રમાણે તેઓ પોતાનામાં મનમા જે જે ઇચ્છાઓ કરે છે, તે તે તેમની સર્વ ઇચ્છાઓ મારે વારંવાર પૂરી કરવી પડે છે અને તેમને જે કાંઈ અપાયલું હોય છે, તેનુ સંરક્ષણ પણ હું જ કરુ છું. હે પાંડવ ! જેમનો સર્વ ભાવ મારામાં જ હોય છે, તેમના યોગક્ષેમનો ભાર પણ મારા પર જ આવી પડે છે. એટલે કે તેમના જીવનનો નિર્વાહ હું જ ચલાવુ છું. (૩૪૩)

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥

અને અન્ય દેવતાની ભક્તિ કરનારા જે લોકો શ્રદ્ધાયુક્ત થઈ તે દેવતાઓનું યજન કરે છે, તો તે પણ હે અર્જુન ! મારું જ યજન કરે છે; પરંતુ તેમનું

એ આચરણ અવિધિ(અજ્ઞાન)પૂર્વક હોય છે. ૨૩

હવે હું સર્વ વ્યાપકરૂપે રહેલો છું, એમ ન જાણીને પ્રત્યેક સાંપ્રદાયિક લોક અગ્નિ, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર–એમને 'હું છુ' એમ જાણીને ભજે છે. જોકે એમ કરીને પણ મારું જ પૂજન તેઓ કરે છે; કારણ કે આ સમસ્ત જગતમાં હું જ વ્યાપ્ત છું; પરંતુ તેમનું આ પ્રકારનું પૂજન વિધિપૂર્વક નહિ હોતાં ભૂલભરેલું હોય છે. વૃક્ષોની શાખા, પત્રો આદિ બીજમાંથી જ ઉત્પન્ન થાય છે, છતાં પાણી તો મૂળમાં જ સિંચવું પડે છે. દસે ઇંદ્રિયો એક જ દેહની હોઈને તેમણે સેવન કરેલા વિષયો એક જ સ્થળે તૃપ્તિ કરવાવાળા છતાં ઉત્તમ રસોઈ કરી કાનમાં મૂકવામાં આવતી નથી; તેમ જ સુવાસ માટે પુષ્પોને આંખ પર ધરવામાં આવતાં નથી; અન્નનુ સેવન તો મુખથી જ કરવું જોઈએ અને સુવાસ તો નાકથી જ લેવી જોઈએ; તે જ પ્રમાણે મારી પૂજા પણ મારી પ્રીતિ અર્થે જ કરવી જોઈએ. એ પ્રમાણે મને જાણ્યા વિના જેઓ ભજે છે, તેઓનુ ભજન વ્યર્થ જ છે; અર્થાત્ એથી કર્મના આચરણમાં જ્ઞાનદૃષ્ટિ છે અને એટલા માટે તે જ્ઞાન નિર્દોષ થવું જોઈએ. (૩૫૦)

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥

કારણ કે હુ જ સર્વ યજ્ઞોનો ભોક્તા અને સ્વામી છુ, પરતુ અન્ય દેવતાના ભક્તો મને તત્ત્વત જાણતા નથી, તેથી તેઓ મુખ્ય યજ્ઞફળથી વંચિત થાય છે (મારી પ્રાપ્તિ તેમને થતી નથી). ૨૪

હે અર્જુન! આમેય વિચાર કર કે, એ સર્વ યજ્ઞોપચારોનો મારા વિના બીજો ભોક્તા કોણ છે વારુ? હુ જ આ સર્વ યજ્ઞોનો આદિ છું અને યજનનો અંત પણ હું જ છું; પરંતુ જેઓ દુર્બુદ્ધિ જનો છે, તેઓ મને ત્યાગીને ઇંદ્રાદિ દેવોને ભજે છે. જેવી રીતે ગંગાનું પાણી દેવ અને પિતૃઓને નામે ગંગામાં જ અર્પણ કરવામાં આવે છે, તે પ્રમાણે મારી વસ્તુ તેઓ મને જ અર્પણ કરે છે; પરંતુ તે જુદા જુદા ભાવથી થતું હોવાને લીધે હે પાર્થ! તેઓ મને ક્યારેય પામતા નથી; પરંતુ પોતાના મનમાં તેઓ જે ઇચ્છા ધારણ કરે છે ત્યાં જ તે જાય છે. (૪૫૪)

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥

દેવોની ઉપાસના કરનારા દેવલોકમાં જાય છે, પિતૃભક્તોને પિતૃલોક પ્રાપ્ત થાય છે, (ક્ષુદ્ર દેવતાદિના) ભૂતોના પૂજકોને ભૂતોની પ્રાપ્તિ થાય છે અને મારું ભજન કરનારાઓને મારી પ્રાપ્તિ થાય છે. ૨૫

મન, વાચા અને ઇદ્રિયો વડે ઇંદ્ર આદિ દેવોને ભજનારા દેવ લોક પામે છે; પિતૃનાં વ્રતો કરનારને પિતૃલોક પ્રાપ્ત થાય છે; અને વૈતાલ, પિશાચ તથા ક્ષુદ્ર દેવોને સાધવા જારણમારણાદિ ઘાતક મંત્રો સાધનારાને મરણ પછી પિશાચયોનિ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે તેમના સંકલ્પ પ્રમાણે તેમના કર્મો તેમને ફળ આપે છે. જેઓ દૃષ્ટિથી મને જ જુએ છે, કાનથી મારું શ્રવણ કરે છે, મનથી મારો જ વિચાર કરે છે, વાચાથી મારું જ વર્ણન કરે છે, સર્વાંગે અને સર્વ સ્થળે મને જ નમસ્કાર કરે છે, દાનપુણ્ય વગેરે સર્વ કાઈ મારે જ માટે કરે છે, મારુ સ્વરૂપ યથાર્થ રીતે જણાવનારા શાસ્ત્રોનુ જ અધ્યયન કરે છે, મારાથી જ અંતર્બાહ્ય તૃપ્ત થાય છે, જેઓનુ આયુષ્ય કેવળ મારે માટે જ ખર્ચાયું છે, જેમને મારા સિવાય અન્ય કશાની પ્રાપ્તિની ઇચ્છા હોતી નથી, 'અમે હરિની કીર્તિને વધારનારા છીએ' એવો ગર્વ ધરાવી જેઓ મારો જ મહિમા ગાતા અને સમજાવતા ફરે છે, જેઓ મારી ઇચ્છાથી જ સકામ છે, જેઓ મારા પ્રત્યેના પ્રેમથી જ સપ્રેમ છે, જેઓ મારા પ્રેમમા મસ્ત બનીને જગત તરફ ભાળતા પણ નથી, મને જ જાણવો એ જ જેમના શાસ્ત્ર છે અને જેમના ગુરુમંત્રથી બીજાઓને મારી પ્રાપ્તિ થાય, આ પ્રકારે જેઓ પોતાના સર્વ વ્યવહારોમા મારા સિવાય અન્ય કોઈની ઇચ્છા કે ચિંતન કરતા નથી, તેઓ મરણ પહેલા જ મદ્રૂપ થઈ જાય છે, તો પછી મૃત્યુ પછી તો મારા વિના તેઓ બીજે સ્થળે જવાના જ ક્યાં છે? એટલા માટે મારુ યજન કરનારા અને મને જ સર્વ પ્રકારે સેવાના હેતુથી અર્પણ થઈ રહેનારા, દેહ છતાં તેમ જ દેહ પડ્યા પછી પણ મને જ પામે છે. હે અર્જુન! મારામાં પોતાપણું અર્પણ કર્યા વિના, અન્ય કોઈ પણ ઉપચારથી મારામાં તેમનો ખરો પ્રેમ ઉત્પન્ન થતો નથી; મારા વિષે જ્ઞાન ધરાવવાનું અભિમાન ધરનારને મારા સંબંધી જરા પણ જ્ઞાન હોતું નથી. 'હું કૃતાર્થ થયો છું,' એમ જે દર્શાવે છે, તેની કૃતાર્થતામાં ન્યૂનતા સમજવી. 'હું મુક્ત થયો છું' એમ જે કહે છે, તે મુક્ત થયો જ નથી એમ સમજવું. હે કિરીટિ! 'અમે યજ્ઞ કર્યો,' 'અમે ધર્માચરણ કર્યાં,' 'અમે તપ કર્યાં,' એમ કહીને જેઓ ઘમંડ રાખે છે, તેમને મારી પ્રાપ્તિના પ્રમાણથી જોતાં લેશમાત્ર યોગ્યતા પણ પ્રાપ્ત

થયેલી હોતી નથી. વિચાર કર કે, જ્ઞાનબળમાં વેદ કરતાં કોઈ પણ અધિક જ્ઞાતા છે કે? અથવા સહસ્રમુખી શેષ કરતાં કોઈ સરસ વક્તા છે કે? ના, નથી જ. ત્યારે એવો તે શેષ પણ જેની શય્યા તળે પેસી જાય છે એટલે અંતે તે પરમાત્માનું બિછાનું બની રહે છે, અને તે વેદો પણ જેને વિષે 'નેતિ નેતિ' એટલે 'આ વસ્તુ પરમાત્મા નથી,' એમ કહીને અટકી જાય છે અર્થાત્ મૌન રહે છે, એવો જે હું, તેને આવા અભિમાની લોકો શી રીતે પ્રાપ્ત કરી શકે? તેમજ સનકાદિક પૂર્ણ બ્રહ્મજ્ઞાનીઓ પણ પરમાત્મસ્વરૂપનો નિર્ધાર કરતાં ભ્રમિત થઈ ગયા છે. તપસ્વીઓમાં મહાદેવથી અધિક કોણ છે? પરંતુ તેમણે પણ અભિમાન છોડી પરમાત્માનું પાદોદક અર્થાત્ ભાગીરથીને પોતાના મસ્તક પર ધારણ કરી છે. સંપન્નતામા લક્ષ્મી કરતાં કોણ અધિક છે? તેના ઘરમાં સિદ્ધિ સરખી તો દાસીઓ રમતાં રમતાં જે ઘર બનાવે છે, તેનુ જ નામ જો અમરપુરી રાખવામા આવે, તો ઇંદ્રાદિક દેવો તે ઘરમાંના પૂતળાં જ કહેવાય. પછી તે દાસીઓને તે ઘર ન ગમવાથી જ્યારે તે તેને ભાંગી નાખે છે, ત્યારે ઇંદ્ર રંક બની જાય છે અને તે (દાસી) જે વૃક્ષ તરફ દૃષ્ટિ નાખે છે, તે વૃક્ષ કલ્પવૃક્ષ બની જાય છે. આવું તો, જેના ઘરની દાસીનુ સામર્થ્ય છે, તે ઘરની પટરાણી લક્ષ્મીની પણ આ ઠેકાણે (પરમાત્મસ્વરૂપમાં) પ્રતિષ્ઠા નથી. હે અર્જુન! જ્યારે તે લક્ષ્મીએ પણ મનોભાવથી સેવા કરી અને સર્વ અભિમાનનો પરિત્યાગ કર્યો, ત્યારે જ તે (મારા) પગ ધોવાના અધિકારને પ્રાપ્ત થઈ! માટે **મહત્તાને ત્યજી દઈને અને સર્વશાસ્ત્રીય જ્ઞાનને ભૂલી જઈને તથા વિદ્વત્તાનું અભિમાન મૂકી દઈને જ્યારે નમ્રતાથી વર્તવામાં આવે છે, ત્યારે જ મારી પ્રાપ્તિ થાય છે.** હે કિરીટિ! સૂર્યના તેજ આગળ ચંદ્રપ્રકાશનો પણ લોપ થાય છે, તો પછી પતંગિયાએ પોતાના તેજનો ઘમંડ શા માટે રાખવો? તે જ પ્રમાણે જ્યાં લક્ષ્મીનું ઐશ્વર્ય અને શંભુનું તપ પણ કંઈ વિસાતમાં નથી, ત્યાં પછી અજ્ઞાની' અને પાખંડીઓ તો મને કેમ કરીને જ જાણી શકે? એટલા માટે સર્વ દેહાભિમાન છોડીને સર્વ ગુણોનો ઉતાર કરીને તથા સંપત્તિના મદનો પરિત્યાગ કરીને મનુષ્યે પોતાનો દેહ અને સર્વસ્વ મારા પરથી ઓવારી નાખવું જોઈએ. ૩૮૧

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

જે પત્ર, પુષ્પ, ફળ અને પાણી ભક્તિપૂર્વક મને અર્પણ કરે છે,૦ તે શુદ્ધચિત્ત ભક્તે પ્રેમપૂર્વક આપેલાં (પત્ર, પુષ્પ વગેરે) હું સગુણ રૂપથી પ્રકટ થઈ પ્રીતિપૂર્વક આરોગું છુ. ૨૬

ત્યાર પછી દૃઢ ભક્તિથી મને અર્પણ કરવાના નિમિત્તથી ગમે તે વૃક્ષનાં ગમે તે ફળ મારી સમક્ષ મૂકે, તેને હું જાતે જ મારા બન્ને હાથ આગળ કરી ગ્રહણ કરુ છું અને તેના ડીટાને પણ નહિ તોડતાં તેનું આદરપૂર્વક સેવન કરુ છું. ભક્તિભાવથી જો કોઈ મનુષ્ય મને પુષ્પ પણ અર્પણ કરે છે, તો વાસ્તવિક રીતે તેને સૂંઘવું જોઈએ પણ હું તો તેને સૂંઘવાને બદલે પ્રેમના ઉમળકાથી મારા મુખમાં જ મૂકી દઉં છું. વધારે શું કહું ? પુષ્પો તો શું, પણ વૃક્ષનુ એક પાંદડુ પણ મને તો પ્રિય છે. પછી તે ગમે તે વૃક્ષનું હોય અને તાજુ હોય કે સુકાયલુ હોય, એની મને પરવા નથી. પરંતુ તે પૂર્ણ ભક્તિભાવથી અર્પણ કરાયલુ છે એમ જોતા જ, જેવી રીતે કોઈ એક ક્ષુધાતુર મનુષ્ય અમૃત વડે તૃપ્ત થાય છે, તે જ પ્રમાણે પૂર્ણ ભક્તિભાવથી અર્પણ કરાયેલું તે પાંદડુ અમૃત તુલ્ય માનીને એકાદ ક્ષુધિત મનુષ્યની પેઠે તેને ખાવા માંડુ છું. કદાચ ઝાડના પત્ર ન મળે ને પાણી મળે, તો તે પાણી પણ જો મને ખરા મનોભાવથી અર્પણ કરવામાં આવે, તો તેથી તેણે મારે માટે વૈકુંઠ કરતાં પણ વિશેષ વિશાળ દેવાલયે બધાવ્યા પ્રમાણે અથવા તો કૌસ્તુભમણિ કરતાં પણ તેજસ્વી અલંકાર મને ચઢાવ્યા પ્રમાણે સતોષ આપ્યો છે એમ હુ માનુ છુ. તેણે જાણે દૂધ સમાન સ્વચ્છ અને ક્ષીરસમુદ્રમાંની લહરીઓ પ્રમાણે ફૂગેલા અને મનોહર અગણિત શય્યાસ્થાનો મારા માટે નિર્માણ કર્યા પ્રમાણે છે કપૂર, ચંદન, કૃષ્ણાગરુ—એવાં સુગધી દ્રવ્યોનો મહામેરુ કરીને તથા ઢગલાબંધ વાટો સળગાવીને સૂર્યની દીપમાળ સળગાવ્યા જેવુ જ તે કાર્ય છે. વળી તે કાર્ય ગરુડ જેવાં વાહનો, કલ્પતરુનાં ઉદ્યાનો અને કામધેનુના ટોળાંઓ મને આપ્યા સમાન છે. મને અમૃતથી પણ મિષ્ટ પકવાન્નો અર્પણ કરવાથી જેટલો સતોષ થાય છે, તેટલો જ, કિબહુના તેથી પણ વિશેષ સતોષ એ ભક્તિયુક્ત અતઃકરણથી અર્પણ કરેલા જળના બિંદુથી થાય છે. હે કિરીટિ! વધારે શું કહું ? મને અર્પણ કરવાના ઉદ્દેશથી થોડાક પૌઆના દાણાની પોટલી રંક સુદામા પ્રીતિથી બગલમા મારીને આવ્યા હતા, તેની ગાઠો મે છોડી હતી એ તે જોયુ છે કે નહિ ? હુ તો ફક્ત ભક્તિને જ ઓળખું છું. જગતમા તે નાનો કે મોટો હોય, એ વિચાર મનમાં આણતો નથી. મારા પ્રત્યે

જેનો અનન્ય ભાવ ચોંટ્યો, તેના ઘરનો હું પરોણો જ છું. બાકી પત્ર, પુષ્પો, ફળ–એ તો મારી ભક્તિ કરવા માટે કેવળ નિમિત્ત માત્ર જ છે; નિષ્કલંક ભક્તિ એ જ મારી પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. એ વિના એટલે કે ભક્તિતત્ત્વ વિના હું અન્ય સર્વ સામગ્રીઓને વ્યર્થ સમજું છું! એટલા માટે હે અર્જુન! સાંભળ; તું તારી બુદ્ધિને સ્વાધીન કરીને નિરંતર તારા મનોરૂપ મંદિરમાં મારું વિસ્મરણ થવા દઈશ નહિ, કિંતુ મારું સ્મરણ કર્યા કર. (૩૯૭)

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

હે અર્જુન! તું જે કાંઈ પણ કરે છે, જે કાંઈ ભક્ષણ કરે છે, જે કાંઈ હવન કરે છે, જે કાંઈ દાન આપે છે અને જે કાંઈ સ્વધર્માચરણરૂપ તપ કરે છે, તે સર્વ મને અર્પણ કરી દે. ૨૭

એટલા માટે તું જે જે કાંઈ વ્યાપાર કરે, જે જે વસ્તુનો ઉપભોગ લે અથવા તો જે પુષ્કળ પ્રકારના યજ્ઞોથી મારું યજન કરે, સત્પાત્રને જે જે દાન કરે, નોકરોને જે પગાર આપે અને જે જે તપ આદિ સર્વ સાધનો તથા વ્રતો કરે તે તે અને તારા હાથથી સહજ રીતે થતા અન્ય પણ સર્વ કર્મો તું મને જ અર્પવાના ઉદ્દેશથી ભક્તિપુરઃસર કર. તે કરવા વિષેનું તારા મનમાં સ્મરણ કે અભિમાન રાખીશ નહિ; પરંતુ નિરહંકાર અને નિષ્કામ બુદ્ધિથી સર્વ શુભ કર્મ કરીને તે મને અર્પણ કર (૪૦૧)

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

આ પ્રમાણે સર્વ કર્મો મને અર્પણ કરવારૂપ સંન્યાસયોગથી તારું અંતઃકરણ યુક્ત થતાં શુભ તથા અશુભ ફળ આપનારા કર્મબંધનોથી તું મુક્ત થઈશ અને આ રીતે મારામાં આવી મળીશ. ૨૮

એમ થવા પછી જે પ્રમાણે અગ્નિમાં શેકેલા બીજને અંકુર ફૂટતા નથી, તે પ્રમાણે મને અર્પણ કરેલાં શુભાશુભ કર્મોની ફળપ્રાપ્તિ તને થનાર નથી. અરે, જો એ આગલા કર્મો અવશિષ્ટ રહ્યાં હોય, તો તે સુખ–દુઃખરૂપે ફળીભૂત થયા પછી તે સુખ–દુઃખ ભોગવવા માટે જન્મ ધારણ કરવો પડે છે, પરંતુ તે જ કર્મો જો મને અર્પણ કરવામાં આવે, તો તે જ વખતે જન્મ–મરણનો ફેરો ટળી જઈ, સર્વ દુઃખોની પણ આપોઆપ નિવૃત્તિ થઈ જાય છે. એટલા માટે હે અર્જુન! આ

સુલભ સન્યાસયુક્તિનો પ્રયોગ અત્યારથી જ કર; 'થાય છે,' 'કરું છું' એમ કહીને વખત ગુમાવીશ નહિ. એટલા માટે આ (કર્મફળને ત્યાગવાની) સરળ યુક્તિ મેં બતાવી છે. એથી આ દેહના બંધનમાં ન પડતાં તથા સુખ–દુઃખના સાગરમાં ન ડૂબતાં, તું અનાયાસે જ મારા સુખસ્વરૂપમાં નિમગ્ન થઈ જા–મારામાં એક થા. (૪૦૬)

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाऽप्यहम् ॥ २९ ॥

હુ સર્વ ભૂતોમા સમાન છુ, મારો કોઈ શત્રુ પણ નથી અને કોઈ મિત્ર પણ નથી, પરંતુ જેઓ મને ભક્તિથી ભજે છે, તેઓ મારામા હોય છે અને હું પણ તેમનામાં* રહેલો હોઉં છુ. ૨૯

હું સર્વ ભૂતમાં એકસરખો હોવાથી મારામાં મારું અને તારું એ ભેદ નથી. જેઓ મારા એવા સ્વરૂપને જાણે છે અને અહંકારનો સમૂળ ઉચ્છેદ કરીને કાયા, વાચા તથા મન વડે કર્મો કરીને મને ભજે છે, તેઓ જગતમાં જોકે દેહ વડે વ્યાપાર કરતા હોય છે; છતાં તેમનું ચિત્ત દેહાદિ વ્યાપારમા હોતું નથી પણ સંપૂર્ણપણે મારામા જ હોય છે, અને હું પણ તેમના હૃદયમાં પૂર્ણ ભરેલો હોઉં છું. જે પ્રમાણે વડનું વિશાળ વૃક્ષ બીજમાં હોય છે અને વૃક્ષમા બીજ હોય છે, તે પ્રમાણે મારામા અને તેમનામાં માત્ર નામનુ જ અંતર હોય છે. બાકી અંતઃસ્થિતિનો વિચાર કરી જોતાં તે અને હું એક જ છીએ. જેવી રીતે પારકાં ઘરેણાં માગી લાવીને શરીર પર ધારણ કરવાં વ્યર્થ છે, તે જ પ્રમાણે તેમનુ શરીર ધારણકાર્ય ઉદાસીનતાનું જ હોય છે; અર્થાત્ તેઓ દેહ રાખી રહે છે. તોપણ તેમનુ આચરણ દેહરહિત પુરુષ જેમ કરે તેવું હોય છે. પવનની સાથે જ જેમ પુષ્પની સુવાસ તેની પાછળ પાછળ જ જાય છે અને ડીટા પાસેનુ પુષ્પ વાસરહિત રહે છે, તેમ આયુષ્યની મુદત પૂર્ણ કરવાના કાળ સુધી જ તેઓ દેહ ધારણ કરીને રહે છે અને હે પાંડવ! તેમનુ જે કાંઈ પણ અભિમાન છે, તે સર્વ મારી ભક્તિને લીધે મારામાં મળી જાય છે (૪૧૪)

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

* જેવી રીતે સૂક્ષ્મ રૂપથી સર્વત્ર અગ્નિ વ્યાપ્ત થઈને રહેલો હોય છે; છતાં સાધનો વડે પ્રકટ કરવાથી જ પ્રત્યક્ષ થાય છે, તેવી જ રીતે સર્વત્ર રહેલો પરમેશ્વર પણ ભક્તિપૂર્વક ભજન કરનારાના જ અંતઃકરણમાં પ્રત્યક્ષરૂપથી પ્રકટ થાય છે.

અત્યંત દુરાચારી હોવા છતાં પણ જે એકનિષ્ઠાથી મારું ભજન કરવા માંડે, તેને સાધુ જ સમજવો જોઈએ; કારણ કે તે યથાર્થ નિશ્ચયવાળો થયો હોય છે. એટલે કે તેનો એવો નિશ્ચય થયો હોય છે કે પરમેશ્વરના ભજન સમાન અન્ય કાંઈ જ નથી. ૩૦

એવા પ્રેમભાવથી જેઓ મને ભજે છે અને જેમને આ શરીર પુનઃ પ્રાપ્ત થતું નથી, તેઓ ભલે ગમે તે જાતિના હોય અને હે મહાવીર ! તેમનાં આચરણો પાપ કરનારાઓમાં પ્રથમ વર્ગમાં આવનારાં હોય; તોપણ જેમણે પોતાના આયુષ્યનો અંત ભક્તિમાર્ગમાં આણ્યો છે, એટલે એ અંતકાળે મનની જેવી વૃત્તિ હોય છે, તેવી જ ગતિ ખરેખર બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે. એટલા માટે પોતાના આયુષ્યનો અંતિમ કાળ જે મારી ભક્તિમાં વ્યતીત કરે છે, તે પૂર્વ વયમાં જો દુરાચારી હોય, તોપણ તે સર્વોત્તમ જ છે એમ સમજ. કોઈ એક મનુષ્ય મહાપૂરમાં નદીને આ કાંઠેથી ભુસ્કો મારે અને સર્વ મનુષ્યો તેને મરેલો ધારતા હોવા છતા તે ન મરતા જેમ અચાનક મહાપૂરમાંથી તરીને બીજે કાંઠે નીકળી પડે છે અને તેથી જે પ્રમાણે તેનુ ડૂબી જવું ખોટું ઠરે છે, તે જ પ્રમાણે પૂર્વ વયમાં કરેલાં પાતકો ઉત્તર વયમાં કરેલી ભક્તિથી નાશ પામે છે; માટે પાપાચરણ કરનાર પશ્ચાત્તાપરૂપી તીર્થમાં સ્નાન કરી, જો સર્વ ભાવથી મારે શરણે આવે, (અને પશ્ચાત્તાપ પછી લેશ પણ પાપાચરણ ન કરે), તો તેને અને તેના યોગે નિષિદ્ધ કર્મને નિર્મલત્વ પ્રાપ્ત થાય છે અને તેનું કુળ પવિત્ર જન્મમાં આવ્યાનું ખરું ફળ તેને જ પ્રાપ્ત થાય છે. તેને સર્વ શાસ્ત્રો વગેરેનુ જ્ઞાન થઈ જાય છે, તેને તપના આચરણનુ શ્રેય પણ મળી જાય છે અને તેને અષ્ટાંગ યોગસાધનની સર્વોત્તમ સિદ્ધિ મળે છે. હે પાર્થ ! વધારે શું કહું ? એકનિષ્ઠારૂપી પેટીમાં મનોબુદ્ધિના સર્વ વ્યાપારોને ભરી દઈને તેને મારા સ્વરૂપમા જ તે મૂકી રાખે છે. આ પ્રકારે જેનો અખંડ પ્રેમ મારામાં જ હોય છે, તે નિશ્ચિત જ સર્વ કર્મોના સપાટામાથી પાર ઊતરી જઈ મત્સ્વરૂપ થઈ જાય છે. (૪૨૪)

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

હે અર્જુન ! તે સત્વર જ ધર્માત્મા થઈ જાય છે અને સદા રહેનારી પરમ શાંતિને પ્રાપ્ત થાય છે. (સારાશ કે) મારો ભક્ત કદી પણ નાશ પામતો નથી, એ તુ નિશ્ચયપૂર્વક જાણ ૩૧

તે કેટલોક અવકાશ વીત્યા પછી મારા સમાન થતો હશે, એમ

કદાચિત્ તું ધારતો હોઈશ; પરંતુ તેમ નથી. વિચાર કર કે, જે અમૃતમાં વાસ કરે છે, તેને મૃત્યુ ક્યાંથી જ હોય ? જે વખતે સૂર્ય ઉદય પામતો નથી, તે વખતને જેમ રાત કહેવામાં આવે છે, તેમ મારી ભક્તિ વિનાનું જે કર્મ તે મહાપાપ કહેવાય છે. હે પાંડુસુત ! તેના ચિત્ત સાથે જ્યારે મારો યોગ થાય છે, તેનું ચિત્ત મારામાં લીન થાય છે, ત્યારે જ ખરેખર તે મારા સ્વરૂપને પામે છે. એક દીપકથી બીજો દીપક સળગાવ્યા પછી તેમાં પહેલો દીપક કયો તે જેમ કહી શકાતું નથી, તે પ્રમાણે જે સર્વભાવથી મને ભજે છે, તે મદ્રૂપ જ બની રહે છે; પછી તેને મારી સ્થિતિ, મારી કાંતિ અને મારી નિત્ય-શાંતિ અવશ્ય પ્રાપ્ત થાય છે. વધારે તો શું, પણ તે મારા જીવનથી જ જીવતો રહે છે. હે પાર્થ ! વારંવાર એની એ જ વાત કેટલી વાર કહું ! પણ જો કોઈને મારી પ્રાપ્તિની ઇચ્છા હોય, તો તેણે મારી ભક્તિ ક્યારેય વીસરવી નહિ. એમાં કુલીનતાની આવશ્યકતા નથી, જાતિની ઉત્તમતાનો પ્રશ્ન નથી, તો પછી વિદ્વત્તાની વ્યર્થ વાત તો જોઈએ જ શા માટે ? વળી એમા શરીરનું રૂપ, વયની પ્રતિષ્ઠા કે સંપત્તિના ડોળની પણ જરૂર નથી; કેમકે જો મારામાં ભક્તિ ન હોય તો એ બધું જ વ્યર્થ છે. દાણા વગરનાં નકામાં (ખાલી) કણુસલાંનો ઢગ લાગેલો હોય અથવા સુંદર શહેર હોવા છતા, તે મનુષ્ય વસતિ વિના ઉજ્જડ હોય, તો તેમનો ઉપયોગ શો ? અથવા તો મોટું તળાવ હોવા છતા સુકાયલું હોય; અથવા અરણ્યમાં એક દુઃખ અને કષ્ટમા પડેલા મનુષ્યને તેવો જ સંકટથી ઘેરાયેલો બીજો મનુષ્ય મળે અથવા તો જેમ વાંઝિયા પુષ્પોથી એકાદ વૃક્ષ લચી ગયેલું હોય, તો તે જેમ વ્યર્થ છે; તેમ જ-તે પ્રમાણે, સર્વ વૈભવ, કુળ અને જાતિની મહત્તા વ્યર્થ છે. જેમ શરીર સર્વ અવયવોથી યુક્ત હોય; પરંતુ તેમાં જીવ ન હોય, તે જ પ્રમાણે મારી ભક્તિ વિના મનુષ્યનું જીવન વ્યર્થ છે. અરે ! એમ તો પૃથ્વી પર પાષાણ પણ અનેક પડેલા છે. વળી ફાફડાના વૃક્ષો-કાટાવાળાં વૃક્ષો પણ પુષ્કળ હોય છે; પરંતુ સજ્જનોએ તેમને નિષિદ્ધ જ માન્યાં છે; તે જ પ્રમાણે જેઓ મારી ભક્તિ કરતા નથી, તેમને પુણ્ય ત્યજી દઈ છોડીને ચાલી જાય છે. લીમડો લીંબોળીઓના ભારથી નમી જાય, તોપણ તેથી કાગડા-ઓને જ સુકાળ થાય છે; તે પ્રમાણે મારી ભક્તિ ન કરનાર મનુષ્ય પાપ એકઠા કરવા માટે જ જીવે છે. અથવા તો જેવી રીતે ષડ્રસથી

ભરેલા અન્નના થાળને ચૌટામાં મૂકવાથી તે કૂતરાને જ ઉપયોગી થઈ પડે છે, તેવી જ રીતે જે સ્વપ્નમાં પણ પુણ્યમાર્ગના આચરણને જાણતો નથી, તે ભક્તિહીન મનુષ્યનું જીવન સંસારનાં દુઃખો આગળ થાળ પીરસી રાખ્યા પ્રમાણે છે. એટલા માટે કુળ ઉત્તમ ન હોય, કે જાતિનો અંત્યજ પણ હોય; અથવા પશુદેહ પ્રાપ્ત થયો હોય, તોપણ તે મનુષ્યનો વ્યવહાર ચાલી શકે છે, પરંતુ ભક્તિ વિના ચાલી શકતું નથી તેથી હૃદયમાં ભક્તિ હોવી જોઈએ. ગ્રાહે ગજેંદ્રને પકડ્યો ત્યારે તેણે દીનપણાથી મારું સ્મરણ કર્યું, તેથી તે વખતે તે મને પામ્યાથી તેનું પશુત્વ વ્યર્થ થયું, અર્થાત્ તે મુક્તિનો અધિકારી થયો. (૪૪૨)

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ३२ ॥**

સ્ત્રીઓ, વૈશ્ય, શૂદ્ર વગેરે જે કોઈ પાપયોનિમાં જન્મેલા હોય તોપણ હે કૌંતેય! મારો આશ્રય કરવાથી તેમને પણ ઉત્તમ ગતિ મળે છે ૩૨

હે કિરીટિ! અધમાધમ અને જેનું નામ પણ લેવું ઉચિત નથી, એવી પાપયોનિમાં જેમનો જન્મ થયો હોય અને જે પ્રત્યક્ષ પાષાણ જેવા મૂર્ખ હોય; પરંતુ જેઓ મારામાં સર્વભાવે દૃઢ હોય છે, જેમની વાણીથી મારા નામનું ઉચ્ચારણ થાય છે, જેમની દૃષ્ટિ મારા સ્વરૂપનું દર્શન કરી કૃતાર્થ થાય છે, જેમના મનમા મારા સિવાય અન્ય સંકલ્પ હોતો નથી, જેમના કર્ણ મારા ગુણાનુવાદ શ્રવણ કર્યા કરે છે, જેમના સર્વ અવયવોમાં મારી સેવા એ જ આભૂષણ છે, જેમની બુદ્ધિને વિષય દેખાતા નથી, પણ હું જ દેખાઉં છું–આવી સ્થિતિ જેમને પ્રાપ્ત થાય તો જ જેઓ જીવે છે, નહિ તો આ વસ્તુઓના વિના મરણ જ જેમને વધારે સારું લાગે છે. હે પાંડવ! આમ સર્વ પ્રકારે મને જેઓ પોતાનું જીવન સમજે છે, તેઓ પાપયોનિમાં જન્મેલા હોય અને શાસ્ત્રનાં નામ પણ સાંભળ્યાં ન હોય, છતાં પણ મારી સાથે તેમની તુલના કરવાથી તેઓ મારાથી ઓછા નથી એમ જ માનજે. જુઓ, ભક્તિના જ બળથી દૈત્યોએ દેવોને પણ પાછળ હઠાવી દીધા અને પ્રહ્લાદની ભક્તિના મહિમા માટે મારે નૃસિંહાવતાર ધારણ કરવો પડ્યો. હે કિરીટિ! જે પ્રહ્લાદે મારી પ્રાપ્તિ માટે સદૈવ અનંત સંકટો સહન કર્યાં, તે પ્રહ્લાદના ચરિત્રનું વર્ણન કરવામા આવતાં, મારી પ્રસન્નતાથી જે પ્રાપ્તિ થાય છે, તે પ્રાપ્તિ તે વર્ણનથી થાય છે. બાકી તે દૈત્યકુળમાં જન્મેલો હતો; પરંતુ ઈંદ્રને સુદ્ધાં તેનાથી અધિક મહત્ત્વ

પ્રાપ્ત થયુ નથી; માટે મારી પ્રાપ્તિ કરવા માટે એક ભક્તિ જ સાચું સાધન છે, જાતિ વગેરે કાંઈ પણ તેમાં પ્રતિબંધરૂપ નથી. રાજ-આજ્ઞાના અક્ષરો જો એક ચામડાના ટુકડા પર લખાયલા હોય; તોપણ તે ટુકડાથી સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે અને તે અક્ષરો સિવાય સોનારૂપાની પણ કશી કિંમત હોતી નથી; કિંતુ રાજ-આજ્ઞા એ જ મુખ્ય હોય છે; અને તે જ રાજ-આજ્ઞાના-રાજસિક્કાના ચામડાના કકડાથી બધી વસ્તુઓ વેચાતી મળે છે, તે જ પ્રમાણે જ્યારે મન અને બુદ્ધિ મારા પ્રેમથી યુક્ત થાય છે, ત્યારે જ મહત્તા અને જ્ઞાન ઉપયોગી થઈ શોભી શકે છે; એથી કુળ, જાત અને વર્ણ નિષ્કારણ છે; તેથી હે અર્જુન! **ફક્ત મારી ભક્તિથી જ જીવન સાર્થક થાય છે.** આ મારી ભક્તિ ગમે તે મનુષ્ય સાચા મનોભાવથી કરે, તો તે ગમે તે જાતનો હોય, તેની ચિંતા નહિ. જ્યાં સુધી નાળાંઓ ગંગામાં મળ્યા નથી, ત્યાં સુધી જ તેમને નાળાં, ઝરણાં આદિ નામથી ઓળખવામાં આવે છે, પરંતુ તે ગંગામાં મળી ગયાં એટલે તો ગંગાસ્વરૂપ જ બની રહે છે. કાષ્ઠ જ્યા સુધી અગ્નિમાં નાખવામાં આવ્યાં નથી, ત્યા સુધી જ તેને ખેર, ચંદન આદિ નામો હોય છે; તે જ પ્રમાણે જ્યાં સુધી મદ્રૂપતા પ્રાપ્ત થઈ નથી, ત્યાં સુધી જ ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રી, શૂદ્ર, અંત્યજ ઇત્યાદિ જાતિઓ ભિન્ન ભિન્ન હોય છે. જેવી રીતે સમુદ્રમાં મીઠું નાખવામા આવતા તે સમુદ્ર સાથે એકરૂપ થઈ જાય છે, તે જ પ્રમાણે મનોભાવપૂર્વક મારે શરણે આવવાથી જાતિ, વ્યક્તિ ઇત્યાદિ ભેદનો લોપ થઈ જાય છે. જ્યા સુધી સમુદ્રમા ભળ્યા નથી, ત્યાં સુધી જ નદ, નદી પૂર્વવાહિની, પશ્ચિમવાહિની આદિ પાણીના પ્રવાહના ભેદ હોય છે, તે જ પ્રમાણે કોઈ પણ રીતે મારા પર ચિત્ત ચોટયુ, એટલે પછી સહેજે તેને મદ્રૂપતા જ પ્રાપ્ત થાય છે. અરે! પારસમણિને તોડી નાખવાના હેતુથી પણ જો લોખંડ તેનો સ્પર્શ કરે છે, તોપણ લોખંડનું સુવર્ણ બની જાય છે. ગોપીઓએ પ્રેમના મિષથી મારામા પોતાના ચિત્તની સંલગ્નતા કરી હતી અને તેથી જ તેઓ મદ્રૂપ થઈ નથી? અથવા તો ભયના યોગે કંસ પણ મારા સ્વરૂપને નહોતો પામ્યો? અથવા મારી જોડે અખંડ વૈરભાવ રાખવાથી શિશુપાલ આદિ મદ્રૂપ નથી થયા? એ જ પ્રમાણે પાંડવો અને યાદવોને સગપણના સંબંધથી અને વાસુદેવાદિકને મમતાથી મારું સાયુજ્ય મળ્યુ નહોતું કે? હે ધનુર્ધર! નારદ, ધ્રુવ, અક્રૂર, શુક અને સનત્કુમારને હું ભક્તિથી પ્રાપ્ત

થયો છું; તેવી જ રીતે ગોપીઓને વિષયબુદ્ધિથી, કંસને ભીતિથી તથા શિશુપાલાદિકને વેરબુદ્ધિથી હું પ્રાપ્ત થયેલો છું. અરે! હું જ એકમાત્ર નિર્વાણનું સ્થાન છું; માટે મને ગમે તે માર્ગે ભક્તિથી, વિષયબુદ્ધિથી, વિરક્તિથી અથવા વેર આદિ ગમે તે ભાવથી ભજીને પ્રાપ્ત થાય, તો તેની મને કશી પણ પરવા નથી. હે પાર્થ! હવે તું વિચાર કરીને જો કે, મારામાં આવી મળવા માટેના ઉપાયોની તો અહીં ન્યૂનતા નથી જ અને ગમે તે જાતિમાં જન્મ થયો હોય અને તે મારી ભક્તિ કરે અથવા શત્રુતા કરે; પરંતુ ભક્તિ અથવા શત્રુતા જે કરવી હોય તે કેવળ મારી જ કરવી જોઈએ. અરે! જો કોઈ ગમે તે નિમિત્તથી પણ મારે શરણે આવે તો મદ્રૂપ થવું, એ તેના હાથમાં જ રહેલું છે; માટે હે અર્જુન! પાપયોનિમાં જન્મ પામેલા અથવા વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી—એ પણ જો મારી ભક્તિ કરે, તો તે મારું સ્વરૂપ અવશ્ય પામે છે. (૪૭૪)

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**

જ્યારે એમ જ છે, ત્યાર પછી પુણ્યવાન હોવા સાથે મારી ભક્તિ કરનારા બ્રાહ્મણ અને રાજર્ષિ મને પ્રિય હોય, એમાં તો પૂછવાનું જ શું હોય? એટલા માટે, તું જ્યારે આ અશાશ્વત અને દુઃખદાયક એવા મૃત્યુલોકમાં જન્મ પામેલો છે, તો મારું ભજન કર. ૩૩

એવી વસ્તુસ્થિતિ હોવાથી સ્વર્ગલોક તો જેમનું કેવળ ઇનામમાં મળેલું ગામ જ છે અને મંત્રવિદ્યાના તો જેઓ જન્મસ્થાન છે; જેઓ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ છે; જેઓ પૃથ્વી પરના દેવ છે; જેઓ તપશ્ચર્યાના મૂર્તિમંત અવતાર છે; જેમના યોગથી સર્વ તીર્થોનું દૈવત ઉદય પામ્યું છે; જેમનામાં યજ્ઞોનો અખંડ નિવાસ છે, જેઓ વેદોનાં મજબૂત કવચો છે. અરે! જેમની દૃષ્ટિના સંબંધથી સર્વત્ર મંગળની વૃદ્ધિ થાય છે, જેમની આસ્થારૂપ આર્દ્રતાથી સત્કર્મોનો પ્રચાર થયેલો છે અને જેમના સુનિશ્ચયપ્રભાવથી સત્ય અવિચલ રહ્યું છે, જેમના આશીર્વાદથી અગ્નિના આયુષ્યની વૃદ્ધિ થતાં તેમની પ્રીતિને લીધે સમુદ્રે અગ્નિને પોતાના ગર્ભમાં આશ્રય આપેલો છે, જેમની પ્રીતિ માટે મેં લક્ષ્મીને હડસેલીને દૂર કરી અને કૌસ્તુભમણિને ગળામાંથી કાઢીને હાથમાં રાખ્યો અને જેમના ચરણરજની પ્રાપ્તિ માટે મેં મારું વક્ષઃસ્થળ આગળ ધર્યું છે. હે નરેંદ્ર!* મારી શાંતિ કાયમ રહે

* એક વેળા ઋષિઓ સરસ્વતી નદીને તીરે મોટા મોટા સત્ર (યજ્ઞ) કરતા

એટલા માટે જેના પાદનુ ચિહ્ન અદ્યાપિ હું મારા હૃદય પર રાખીને ફરું છું, હે મહાવીર! જેનો કોપ કાળ, અગ્નિ અને રુદ્રનુ નિવાસસ્થાન છે; જેની પ્રસન્નતા પ્રાપ્ત થતાં સિદ્ધિઓ અનાયાસે પ્રાપ્ત થાય છે, એવા પૂજ્ય જે બ્રાહ્મણો અને તેઓમાંથી પણ જેઓ મારી ભક્તિ કરે તો તે મદ્રૂપ થાય, એનું સમર્થન કરવાની શી જરૂર છે? ચંદન-અંગવાયુસ્પર્શિત ઓછી યોગ્યતાના લીમડાને પણ દેવના મસ્તક પર જ્યારે સ્થાન મળે છે; ત્યારે ચંદનને ત્યાં સ્થાન નહિ મળે, એવી શંકા જ શા માટે કરવી જોઈએ? અથવા તો ચંદનનો દેવના મસ્તકે નિવાસ થવાનુ કહેતાં તે ખરું નહિ તો શું ખોટું ભાસવાનું કે? શંકરે વિષપ્રાશન કર્યા પછી તેના દાહનુ શમન કરવાના ઉદ્દેશથી તેમણે મસ્તક

બેઠા હતા, તેવામાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમૂર્તિમાંથી સત્ત્વગુણ પ્રધાન મૂર્ત્તિ કોની છે એ વિશે કેટલોક વાદાનુવાદ થયો, પરંતુ નિર્ણય કશો પણ થયો નહિ એટલે અંતે એ ત્રણેની પરીક્ષા કરવા માટે સર્વ ઋષિઓએ ભૃગુઋષિને તેમની પાસે મોકલાવ્યા. ભૃગુઋષિ પ્રથમ બ્રહ્મલોકમાં ગયા અને ત્યાં પોતાના પિતા બ્રહ્મદેવને નમસ્કાર ન કરતાં તેમની સામા જઈને ઊભા રહ્યા. પુત્રે મારું અપમાન કર્યું, એવા વિચારથી બ્રહ્મદેવને બહુ જ ખેદ થયો, પરંતુ કેટલીકવાર પછી તેમનો કોપ શાંત થયો અને તેમણે ભૃગુને તેના અપરાધની ક્ષમા આપી. ભૃગુઋષિએ બ્રહ્મદેવના ગુણની પરીક્ષા કરીને કૈલાસમાં શ્રી શંકરને મળવા માટે પ્રયાણ કર્યું. ત્યાં ભૃગુઋષિનો સત્કાર કરવાને મહાદેવ પોતે ચાલી–ચલાવીને સામા આવ્યા; એટલે ભૃગુઋષિ કહેવા લાગ્યા કે, 'હે શંકર' તું સ્મશાનમાં નિવાસ કરનાર, ગળામાં નરમુંડમાળા અને સર્પોને ધારણ કરનાર અને સર્વાંગમાં ચિતાભસ્મનું લેપન કરનાર હોવાથી અમંગલ છે એટલા માટે મને સ્પર્શ કરીશ નહિ!' ભૃગુનાં એ વાક્યો સાભળી હૃદયમાં કોપનો આવિર્ભાવ થવાથી શંકરનાં નેત્રો આરક્ત થયાં અને ક્રોધથી પોતાના ત્રિશૂળને ઉગામીને તે ભૃગુઋષિને મારવા માટે તેમના અંગ પર ધસી ગયા, પરંતુ પાર્વતીએ તેમના મનનુ સાંત્વન કરીને તેમને પાછા વાળ્યા ત્યાર પછી ભૃગુઋષિ વિષ્ણુ-લોકમાં ગયા. ત્યાં શ્રી વિષ્ણુ, લક્ષ્મીના અંકમાં શયન કરતા તેમના જોવામાં આવ્યા તુરત ઋષિએ વિષ્ણુના વક્ષસ્થળમાં બળપૂર્વક લતાપ્રહાર કર્યો અને વિષ્ણુભગવાને જાગ્રત થઈને જોતાં ભૃગુઋષિ ઊભેલા દેખાયા. ભગવાન તરત ઊઠયા અને કહેવા લાગ્યા 'હે બ્રહ્મન્' મારાથી આપનું અતિશય અપમાન થયું છે એની ક્ષમા આપશો, એવી પ્રાર્થના છે.' એમ કહીને તેમણે તે ઋષિ-વર્યની સેવાનો આરંભ કર્યો. એટલે ભગવાનને લાત મારવા છતાં મનમાં જરા પણ કોપ ન કરતાં મનોભાવથી સેવાં કરતા જોઈને ઋષિનો એવો નિશ્ચય થયો કે, સર્વથી ઉત્કૃષ્ટ સત્ત્વગુણ કેવળ વિષ્ણુમાં જ વસેલો છે.

શ્રી ભાગવત, દશમસ્કંધ અધ્યાય–૮૯

પર નિરંતર અર્ધચંદ્રને ધારણ કર્યો; તો પછી દાહનું શમન કરનાર અને પૂર્ણ તથા સુવાસમાં ચંદ્રથી પણ અધિક એવું જે ચંદન, તે સર્વાંગે ધારણ શા માટે ન કરવું? રસ્તામાના ઉદકો જેનામાં આવી મળવાથી સહજ જ સમુદ્રમાં જઈને મળે છે, તે ગંગાને સમુદ્ર સિવાય બીજી ગતિ છે કે? એટલા માટે જેમને ગતિ અને જ્ઞાન આપનારો તથા સંરક્ષણ કરનારો એક હું જ છું, તેવા રાજર્ષિ તથા બ્રાહ્મણોને ભક્તિ તથા મુક્તિનુ સ્થાનમાત્ર હું જ છું. શતાવધિ છિદ્રવાળી નાવમાં બેસીને આપણે તો ડૂબવાના જ નથી એવા વિશ્વાસથી નિશ્ચિત શી રીતે રહી શકાય? શસ્ત્રોની વૃષ્ટિ વરસતી હોવા છતાં આપણને તો એથી કશી પણ હાનિ થવાની નથી એવી ધારણાથી તેની વચ્ચે ઉઘાડા અંગે શી રીતે ફરી શકાય? પાષાણવૃષ્ટિ થવા છતાં પણ ઢાલ શા માટે ન ધરવી? રોગ થયા છતા ઔષધ સેવવામાં ઉદાસીનતા શા માટે રાખવી? હે અર્જુન! ચારે તરફ દાવાનળ લાગ્યા છતા તેમાંથી બહાર શા માટે ન નીકળવું? તે જ પ્રમાણે ઉપદ્રવયુક્ત જે આ મૃત્યુલોક, તેમાં જન્મ્યા છતાં મારુ ભજન શા માટે ન કરવુ? અરે! જે મારું ભજન ન કરતો હોય એવા મનુષ્યના અંગમા એવું તે કયુ સામર્થ્ય છે અને તેના ઘરમાં એવી તે કઈ વસ્તુની સમૃદ્ધિ છે, કે જેથી તે નચિંત રહે તો ચાલી શકે? મને ન ભજતાં વિદ્યા, તારુણ્ય આદિ દ્વારા તેમને સત્યસુખની પ્રાપ્તિ થશે, એવો તો તેમને કયો ભરોસો છે? પરંતુ હે ભાઈ! સર્વ ભોગ્ય વસ્તુઓ જે દેહના સુખ માટે છે, તે દેહ તો આ મૃત્યુલોકમાં કાળના મુખમાં સપડાયેલો છે. અરે! આ મૃત્યુલોકના અંતિમ મનુષ્યરૂપી બજારમાં દુઃખરૂપી માલ ભરેલો છે અને મરણરૂપી માપ ચાલ્યા કરે છે; ત્યા બજાર ભરવાની વેળાએ મનુષ્યરૂપથી આવવું થયેલું છે. માટે હે પાંડુસુત! આવા દુઃખરૂપી બજારમાં જીવને સુખ કારક નીવડે, એવી કઈ વસ્તુ ખરીદી શકાશે? બુઝાઈ ગયેલા અગ્નિની પડી રહેલી રાખને ફૂંકતા બેસી રહેવાથી દીવો સળગશે કે? અરે! વિષના છોડને વાટી તેમાંથી રસ કાઢીએ, તો તેને શું અમૃત કહી શકાશે કે? અને તે રસનુ પાન કરીને જેવી રીતે અમર થવાની ઇચ્છા રાખીએ તે પ્રમાણે જ આ વિષયોથી થનારું જે સુખ છે તે કેવળ મહદ દુઃખ જ છે; પરંતુ તે છતાંય અજ્ઞાનીઓથી તેનું સેવન કર્યા સિવાય રહી શકાતું નથી. પગના જખમ પર મસ્તક છેદીને બાંધવું એ જેટલું ઇષ્ટ હોઈ શકે, તેટલી જ ઇષ્ટ આ મૃત્યુલોકની વસ્તુઓને

કહી શકાય. આ મૃત્યુલોકમા સુખની વાર્તા કોઈ અજ્ઞાનીના મુખમાંથી નીકળતી હોય તો ભલે નીકળે; પરંતુ અગ્નિશય્યા પર શયન કરવાથી સુખયુક્ત નિદ્રા કદી આવે ખરી કે? અરે! જે મૃત્યુલોકનો ચંદ્ર ક્ષયરોગી છે, જ્યાં મૂળમાં ઉદય જ અસ્ત માટે થાય છે, જ્યાં દુ:ખ જ સુખનો સ્વાગ ધારણ કરીને દુનિયાને છેતરે છે, જ્યાં કલ્યાણનો અકુર ફૂટ્યો ન ફૂટ્યો એટલામાં જ તેના પર અકલ્યાણનું આચ્છાદન આવી પડે છે, જ્યા મૃત્યુ તો ઉદરમાંના ગર્ભની સુદ્ધાં શોધ કરે છે, જ્યા ચિંતન ન કરવા યોગ્ય વસ્તુનું મનુષ્ય ચિંતન કરે ન કરે, એટલામાં જ યમદૂત આવીને લઈ જાય છે અને તેઓ ક્યા જાય છે, તેનો પત્તો પણ લાગતો નથી. અરે! સર્વ રસ્તાઓ શોધી વળ્યા છતાં મૃત્યુના મુખમાથી પાછા આવવાનો માર્ગ હાથ લાગતો નથી અને જે સ્થળે મૃત્યુ પામેલા લોકોની કથા એ જ પુરાણો ગણાય છે; ત્યાંની અશાશ્વતતાની કીર્તિ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર બ્રહ્મદેવના આયુષ્યની સમાપ્તિ પર્યંત પણ જો ગાવામા આવે, તોપણ તેનો અત આવે તેમ નથી. જે મૃત્યુલોકની સ્થિતિ આવી અનિત્ય છે, ત્યાં જન્મ લેનારા લોકોનું નિશ્ચિતપણુ જોઈને મહા આશ્ચર્ય થાય છે! પ્રત્યક્ષ અથવા પરલોકના થનારા લાભ માટે જેઓ કોડી પણ ખર્ચતા નથી, તેઓ સર્વ પ્રકારે હાનિ કરનાર વસ્તુઓમા કોટ્યવધિ ધન ખર્ચે છે અને વિષયસુખમા પુષ્કળ ફસાઈ પડેલા હોય છે, તેને જ્યાં સુખી માનવામાં આવે છે અને મહાલોભિયાને જ્ઞાની માનવામાં આવે છે; જેનુ આયુષ્ય થોડુ જ અવશિષ્ટ રહ્યુ હોય અને જેની શક્તિ તથા બુદ્ધિ મદ થઈ ગયેલી હોય, તેને 'વડીલ, શ્રેષ્ઠ, માતામહ, પિતામહ' કહીને પગે પડવામા આવે છે. નાનુ છોકરુ જેમ જેમ મોટુ થતું જાય છે, તેમ તેમ લોકો ખુશી થાય છે, પરતુ જેમ જેમ દિવસો જાય છે, તેમ તેમ તેના આયુષ્યની ન્યૂનતા થતી જતી જોઈને તે માટે કોઈ શોક કરતું નથી; મનુષ્યો દિવસાનુદિવસ કાળની નજીક પહોચતા જાય છે, છતાં જન્મતિથિ ઊજવીને આનદ માને છે: અરે! 'મર' એટલો શબ્દ માત્ર પણ તેમનાથી સહન થતો નથી અને તેઓ કોઈનુ મૃત્યુ થતા રુદન કરે છે, પરતુ દરરોજ પોતાનું વિદ્યમાન આયુષ્ય ધીમે ધીમે વીતતું જાય છે, એની તેઓ મૂર્ખતાને લીધે કશી પણ ગણના કરતા નથી; તેનો શો ચમત્કાર વર્ણવવો? દેડકાને સર્પ ગળતો હોય છે, તોપણ તે મરણની કલ્પના સુદ્ધાં મનમાં આણતો નથી અને તે જ

વેળાએ દેડકો પુનઃ પોતાની જીભથી માખીઓને પકડીને ગળી જવાનો વ્યાપાર ચલાવતો હોય છે. તેવી જ રીતે એ પ્રાણીઓ કોણ જાણે કયા લાભ માટે પોતાની ઇચ્છા વધાર્યે જાય છે! હાય, હાય! આ કેટલી બધી શોચનીય દશા! મૃત્યુલોકનો વ્યવહાર તદ્દન વિપરીત અને અનિષ્ટ છે. એ કેટલીક વાર કહું? હે અર્જુન! આવા મૃત્યુલોકમાં તું જો કે યદૃચ્છાથી જન્મ પામ્યો છે, એ કેટલી અપાયકારક ઘટના છે? આ મૃત્યુલોકમાં સર્વ ઘટના ઊંધી જ બનતી ચાલી જાય છે. હે અર્જુન! તું અહીં દૈવવશાત્ જન્મ્યો છે, માટે અંગ ખંખેરીને એનાથી વેગળો થા અને જેના યોગથી તું મારા અવિનાશી પદને પ્રાપ્ત થઈ શકે, એવા **ભક્તિમાર્ગને ત્વરિત ગ્રહણ કર.** (૫૧૬)

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

હે અર્જુન? તું પોતાના મનને મારામાં સ્થિર કર. મારો ભક્ત થા, મારું યજન કર અને મને જ નમસ્કાર કર. આ રીતે મારામાં ચિત્તને સ્થિર કરી મારામાં પરાયણ થઈશ, એટલે તુ મને પરમેશ્વરને જ આવી મળીશ. ૩૪

તું તારું મન મદ્રૂપ કરી મારા ભજનમાં પ્રેમ રાખ અને સર્વ સ્થળે હું જ છુ, એમ સમજીને મને નમસ્કાર કર. મનમાંના સર્વ સંકલ્પો નષ્ટ કરી જે મારા પ્રતિ જ લક્ષ રાખે છે, તે જ મારું નિર્મળ યજન કરનારા કહેવાય છે. આ પ્રમાણે જ્યારે તું મારામા પરાયણ થઈશ, ત્યારે તરત જ તું મારા સ્વરૂપને પામીશ. આ મારા મનની ગુહ્ય વાત મેં તને કહી દીધી છે; બીજા સર્વથી છુપાવીને રાખી મૂકેલી મારી ગુપ્ત વાત તને પ્રાપ્ત થઈ છે, તે વાત જો બરાબર ગ્રહણ કરીશ તો તું સુખી બનીશ. ભક્તોની ઇચ્છા પૂર્ણ કરનાર કલ્પવૃક્ષ શ્રીકૃષ્ણ ભગવાન આ પ્રમાણે બોલ્યા, એમ સંજયે કહ્યું.

હે શ્રોતાઓ! સાંભળો; પાડો જે પ્રમાણે મહાપ્રવાહની જરા પણ પરવા ન રાખતાં તેવાં-પાણીના પ્રવાહમાં જ-બેસી જાય છે, તે પ્રમાણે આ કૃષ્ણાર્જુનસંવાદને સાંભળીને વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સ્વસ્થ થઈને બેઠો. તે વખતે ડોકું હલાવીને સંજય મનમાં બોલ્યો: 'અહાહા! આજે અમૃતની વૃષ્ટિ થયેલી છે, પરંતુ આ ગૃહસ્થ જો કે અહીં રહેલ હોવા છતાં પણ તેમની સ્થિતિ અન્ય સ્થળે જોવામાં આવે છે, પણ એ અમારો સ્વામી હોવાથી જો હું આમ બોલીશ, તો મારી વાણી દૂષિત થશે; પરંતુ કરવું શું? એનો સ્વભાવ પડ્યો! પણ સુનિ-

શ્રેષ્ઠ વ્યાસમુનિએ શ્રીકૃષ્ણાર્જુનસંવાદ ધૃતરાષ્ટ્રને કહેવાને મારી યોજના કરવાથી મારાં તો ભાગ્ય જ ઊઘડી ગયાં છે.' મનમા આવો નિશ્ચય કરી મહા આયાસથી બોલતાં સંજયને એવો અષ્ટસાત્ત્વિક ભાવ* ઉત્પન્ન થયો કે, તેને રોકી શક્યો નહિ. તેની વાણી સ્તબ્ધ થઈ ગઈ અને નખથી શિખા પર્યંત રોમાંચ ખડાં થયાં; નયનો અર્ધ ઢંકાયેલાં રહ્યાં અને તેમાથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં; અંતરમા આનંદના ઓઘ છૂટવાથી શરીર કંપવા લાગ્યુ; સર્વ રોમરંધ્રમાંથી નિર્મળ પ્રસ્વેદનાં બારીક બિંદુઓનો ઉદ્ભવ થવાથી, મોતીથી ભરેલો ઝભ્ભો જ પહેર્યો છે કે શું, એવો ભાસ થવા લાગ્યો-આ મહાનંદથી જીવદશા લુપ્ત થવાને લીધે વ્યાસે સોંપેલું કામ અપૂર્ણ જ રહેશે કે શું, એમ તેને ક્ષણભર લાગ્યું; એટલામાં શ્રીકૃષ્ણાર્જુનસંવાદનો આનંદપૂર્ણ અવાજ તેના કર્ણપટ પર અથડાયો, આ પ્રમાણે થતાં જ તેને પુનઃ દેહભાન આવ્યું અને તે પોતાને સોંપાયેલુ કામ કરવા તત્પર થયો. પછી તરત જ નયનાશ્રુ તથા સર્વ શરીરનો પરસેવો લૂછી નાખીને તે ધૃતરાષ્ટ્ર પ્રતિ બોલ્યો: 'મહારાજ! સાંભળો;' હવે શ્રીકૃષ્ણવાક્યરૂપ ઉત્તમ બીજ અને સંજયના સાત્ત્વિક ભાવરૂપી બીજા વખતનો પાક લેવા માટે ખેડાયેલું ક્ષેત્ર મળી આવ્યુ છે. એટલે કે પૂર્વાર્ધના જ્ઞાનનો પાક સંજયના અંતઃકરણમાં આવી જ ગયો છે અને હવે ઉત્તરાર્ધના જ્ઞાનનો પાક થવા માટે સંજયના અંતઃકરણમાં તૈયારી છે અને તે વડે શ્રોતાઓને પણ સિદ્ધાંતરૂપી પાકનો સુકાળ થશે. અહો! સ્વલ્પ લક્ષ આપશો, તોપણ આનંદના ઢગલા ઉપર વિરાજમાન થશો; કારણ કે શ્રવણેંદ્રિયને સુદૈવે માળા આરોપી છે; અર્થાત્ ઈશ્વરવિભૂતિનાં જે જે સ્થળો છે, તે સર્વ સિદ્ધ પુરુષોના રાજા ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને દર્શાવશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, તે કથા શ્રવણ કરો. (૫૩૫)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां नवमोऽध्यायः ॥ ९ ॥

•

* આ અષ્ટ સાત્ત્વિક ભાવ આ પ્રમાણે છે:

स्तम्भ. स्वेदोऽथ रोमाञ्च स्वरभङ्गोऽथ वेपथु ।
वैवर्ण्यमश्रुप्रलयमित्यष्टौ सात्त्विका मता ॥

અર્થાત્ હૃદય ભરાઈ આવવુ, પ્રસ્વેદ થવો, રોમાંચ થવા, ગદ્‌ગદ વાણી થવી. કંપ થવો, નિસ્તેજ થવુ અને અશ્રુ નીકળી પડવાં અને મરણ આ આઠ સાત્ત્વિક ભાવ કહેવાય છે.

# અધ્યાય ૧૦મો—વિભૂતિયોગ

નિર્મળ બ્રહ્મજ્ઞાનનો બોધ કરવામાં ચતુર, વિદ્યારૂપી કમળને વિકસિત કરનાર અને પરાવાણીના અર્થરૂપી પ્રમદા સાથે વિલાસ કરનાર હે ગુરો! આપને નમસ્કાર હોજો! સંસારરૂપી અંધકારનો-અજ્ઞાનનો નાશ કરવામાં સૂર્યની પેઠે અપાર સામર્થ્યવાન તથા તારુણ્યમાં આવેલી તુર્યાવસ્થાની સાથે વિલાસ કરનાર એવા આપને નમસ્કાર હોજો! સર્વ જગતનું પાલન કરનાર, કલ્યાણરૂપી રત્નના ભંડાર, સજ્જનરૂપી વનમાં ચંદન સમાન શ્રેષ્ઠ અને જેનુ સ્વરૂપ આરાધન કરવાને યોગ્ય છે, એવા જે આપ તેમને મારા નમસ્કાર હોજો! ભક્તનાં ચિત્તરૂપી ચકોરના ચદ્ર સમાન તૃપ્તિદાતા, બ્રહ્માનંદરૂપ અનુભવના રાજા, શ્રુતિઓના જ્ઞાનના સમુદ્ર અને મદનના ગર્વનો નાશ કરનારા એવા આપને મારા નમસ્કાર હોજો! ભાવયુક્ત જ્ઞાનીઓના ભજનને પાત્ર, સંસારરૂપી હાથીના ગંડસ્થળને વિદારનાર અને જગતના ઉત્પત્તિના સ્થાનરૂપ એવા આપને મારા નમસ્કાર હોજો! હે ગુરો! આપના કૃપારૂપી ગણેશ જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે નાના બાળકને પણ સર્વ શાસ્ત્રોના ગૂઢ સિદ્ધાંતોનુ જ્ઞાન થાય છે. ગુરુની ઉદાર વાણીથી જ્યારે અભયવચન મળે છે, ત્યારે નવરસામૃતના સમુદ્રનો પણ પાર પામી શકાય છે. જ્યારે આપની પ્રીતિરૂપી સરસ્વતી મૂક જનનો પણ અંગીકાર કરે છે, ત્યારે તે પણ ગ્રંથરચનાની બાબતમાં બૃહસ્પતિ સાથે પણ હોડ કરી શકે છે. વધારે તો શું પરતુ જેના પર આપની કૃપાદૃષ્ટિ થાય છે, અથવા જેના મસ્તક પર આપનો વરદ હસ્ત મુકાય છે, તે જીવ હોવા છતા પણ ઈશ્વર સમાન બની જાય છે. આવો જે ગુરુકૃપાનો મહિમા, તેનુ વર્ણન કઈ વાચાના સામર્થ્યથી હુ કરી શકુ? સૂર્યનાં અંગને દ્રવ્યોનું મર્દન કરી સ્વચ્છ કરવાનું સભવિત હોય ખરુ કે? કલ્પતરુને પુષ્પો આવે એવી ઇચ્છા કરવી પડતી નથી (કારણ કે તે સર્વદા ફળદ્રૂપ જ છે). ક્ષીરસાગરને તે શી વસ્તુની મિજબાની આપી શકાય? કપૂરને અન્ય કઈ વસ્તુની સુવાસ આપી શકાશે? ચંદનને કઈ વસ્તુનુ લેપન કરીએ? અમૃતને તે શી રીતે પકાવવું? અને ગગન કરતા પણ અન્ય કોઈ વસ્તુને વધારે ઊંચી બનાવવાનો પ્રયત્ન સિદ્ધ થાય ખરો? તે જ પ્રમાણે શ્રીગુરુના મહિમાને જાણવાનુ સાધન જ કયાં છે? એ વાત જાણીને જ મે મૌન રહીને ગુરુને નમસ્કાર માત્ર કર્યો છે.

જો બુદ્ધિના બળથી ગુરુના સામર્થ્યનું વર્ણન કરવાની વાત કરીએ, તો તે કાર્ય મોતીને તેજસ્વી બનાવવા માટે તે પર પાણી ચઢાવવા જેવું થશે (કારણ કે મોતી તેજસ્વી અને પાણીદાર જ હોય છે; તેથી તેના પર પાણી ચઢાવવાની આવશ્યકતા હોતી જ નથી, તેમ કરવુ એ વ્યર્થ હોય છે); અથવા ઉત્તમ સુવર્ણ પર રૂપાનો ઢોળ ચઢાવવાની પેઠે જ શ્રી.ગુરુની સ્તુતિ કરવાનું કાર્ય નિરર્થક છે; માટે ગુરુચરણમાં બે હાથ ને ત્રીજું મસ્તક મૂકવું, એ જ યોગ્ય છે. (૧૫)

પછી શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા: 'હે સ્વામિન્! આપે મારા પર કૃપાદૃષ્ટિ કરવાથી જ શ્રીકૃષ્ણાર્જુનના સંવાદરૂપી સંગમમાં હુ પ્રયાગના વટવૃક્ષ સમાન વિસ્તાર કરવાને સમર્થ થયો છું. આપ કૃપાદૃષ્ટિથી શું નહિ કરી શકો? પૂર્વે ઉપમન્યુએ દૂધ માગતાં શંકરે જેમ સમસ્ત ક્ષીરસમુદ્ર તેની સમક્ષ મૂકી દીધો હતો, અથવા ધ્રુવે* રૂસણું લીધું,

* ધ્રુવ, સૂર્યવંશીય ઉત્તાનપાદ રાજાની અણમાનીતી પટરાણીનો પુત્ર હતો. તે એકવાર પિતાના અંકમા બેસવાની ઇચ્છાથી સભામા આવ્યો, પરંતુ રાજાએ તેને પોતાના ખોળામાં બેસવા ન દીધો. તેનુ આવુ અપમાન થયેલું જોઈને રાજાની બીજી એક માનીતી રાણીએ તે બાળકને પતિ સમક્ષ અનેક અપશબ્દો સંભળાવ્યા અને કહ્યુ કે. 'હે બાળક' તુ રાજાના ખોળામાં બેસવાને યોગ્ય નથી. જો રાજાના ખોળામાં બેસવાની જ તારી ઇચ્છા હોય, તો તે માટે ઘોર અરણ્યમાં જઈને ઈશ્વરની પ્રાર્થના કર અને મારા ઉદરમાથી ફરી અવતાર લેવાનુ માગી લે, એટલે રાજાના ખોળામા બેસવાની તારી ઇચ્છા પૂર્ણ થશે.' સાવકી માતાનુ એ ભાષણ સાભળીને તે બાળક રાજકુમાર રડતો રડતો પોતાની માતા પાસે ગયો અને ત્યા બનેલો સર્વ વૃત્તાન્ત તેણે માતાને કહી સંભળાવ્યો. માતાને એથી ઘણુ જ માઠુ લાગ્યુ અને તે કહેવા લાગી કે, 'હે પુત્ર' તારી સાવકી માતાના ઉપદેશ પ્રમાણે તુ ઈશ્વરની પ્રાપ્તિ કરી લે, એટલે અવશ્ય સુખી થઈશ.'

ધ્રુવ પોતાની જનનીને સાષ્ટાંગ નમસ્કાર કરી અરણ્યમા ચાલતો થયો. અરણ્યમા કેટલેક અંતરે ગયા પછી તેની સાથે નારદનો મેળાપ થયો અને તેણે નારદને પૂછ્યું કે, 'પરમેશ્વરની પ્રાપ્તિ કેવી રીતે અને ક્યાં જઈને તપશ્ચર્યા કરવાથી થઈ શકશે?' નારદે એ બાળકની અવસ્થા અલ્પ હોવાથી તેને અલ્પવયમાં વિરક્તતા થવાનુ કારણ પૂછ્યું અને એના ઉત્તરમાં ધ્રુવે પોતાને ત્યા બનેલો સઘળો બનાવ નારદ મુનિને કહી સંભળાવ્યો. નારદ તે બાળકને કહેવા લાગ્યો કે, 'હે બાળક આવી અજ્ઞાન અવસ્થામાં તને ઈશ્વરપ્રાપ્તિ થવી કઠિન છે, એથી તુ માન-અપમાનનો વિચાર ન કરતાં પાછો ઘેર જા'' ધ્રુવે જણાવ્યુ કે 'હે મુનિરાજ' આપ કહો છો તે વાત ખરી છે, પરંતુ ઈશ્વરની પ્રાપ્તિ થયા વિના ઘેર પાછા જવુ એ મને તો યોગ્ય લાગતું નથી. મને તો આપ ઉપદેશ આપો એટલુ બસ.' નારદે તે બાળકના ઈશ્વરપ્રાપ્તિ માટેના અચળ નિશ્ચયને,

તો તેને અચળપદરૂપી મીઠાઈ આપી શ્રીવિષ્ણુએ મનાવ્યો, તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યામાં શ્રેષ્ઠ અને સકળ શાસ્ત્રોનું વિશ્રાંતિસ્થાન એવી જે અધ્યાત્મવિદ્યારૂપી ભગવદ્ગીતા, તેનુ એવીરૂપે વર્ણન કરવાની આપે

જોઈને તેને '૩ઁ નમો ભગવતે વાસુદેવાય' એ મંત્ર શીખવીને કહ્યું કે, 'મધુવનમાં જઈને ઈશ્વરની નિસ્સીમ આરાધના કર!' આજ્ઞાનુસાર ધ્રુવે મધુવનમાં જઈ અન્નનો ત્યાગ કરી, આત્માને બ્રહ્માંડમાં સ્થિર કરીને ઈશ્વર-આરાધનાનો વ્યાપાર ચલાવ્યો. ધ્રુવની આવી અખંડ તપશ્ચર્યાને જોઈને 'કદાચિત આપણી પદવી એ છીનવી લેશે.' એવા ભયથી સર્વ દેવો મળીને ભગવાન શ્રી વિષ્ણુને શરણે ગયા. ભગવાને તેમને આશ્વાસન આપીને કહ્યુ કે, 'એ બાળક મારો અનન્ય ભક્ત છે, એટલે હુ પોતે મધુવનમા જઈ તેને દર્શન દઈને તમારા દુઃખનું નિવારણ કરી નાખું છું" ધ્રુવ બન્ને નેત્રોને બંધ કરી, શ્રી વિષ્ણુની મૂર્તિને ધ્યાનમા ધારીને પ્રભુસ્તવન કરતો હતો, એવામા શ્રી વિષ્ણુએ ત્યાં પધારીને તેના ધ્યાનમાંના પોતાના સ્વરૂપનો અચાનક લોપ કરી નાખ્યો. એથી ધ્રુવે નેત્રો ઉઘાડીને જોયુ તો જે મૂર્તિના સ્વરૂપના ધ્યાનમાં તે નિમગ્ન હતો તે મૂર્તિ તો સાક્ષાત્ પોતા સમક્ષ ઊભેલી છે, એમ તેના જોવામાં આવ્યું. તે વિષ્ણુમૂર્તિને જોતાં જ આનંદથી તે તેનાં ચરણોમા આળોટવા લાગ્યો અને પોતે હજી જ્ઞાનહીન હોવાથી ઈશ્વરની સ્તુતિ ક્યા શબ્દોથી અને કેવી રીતે કરવી એની તેને સૂઝ ન પડી. તેને આવી સ્થિતિ જોઈને ઈશ્વરે તેના ગાલનો પોતાના શંખ વડે સ્પર્શ કર્યો, એટલે તરત તે બાળકના હૃદયમા જ્ઞાનનો ઉદય થયો અને તે તત્કાળ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો. એથી પરમેશ્વરે પ્રસન્ન થઈને તેને કહ્યું કે, 'આજ સુધીમા જે વસ્તુ મેં બીજા કોઈને પણ આપી નથી, તે આજે તને હું આપું છું. પરંતુ તુ હવે પાછો તારે ઘેર જા. તારો પિતા તને રાજ્યાભિષેક કરીને તપશ્ચર્યા કરવા માટે જશે અને તુ છત્રીસ હજાર વર્ષ પર્યન્ત રાજ્યશાસન કરીશ.' એમ કહીને શ્રી વિષ્ણુ ભગવાન અંતર્ધાન થયા ત્યાર પછી ધ્રુવ પાછો ઘેર આવ્યો, પરંતુ તેને થોડોક પશ્ચાત્તાપ થયો અને તેનું કારણ એ કે, તે સમયે તેને સૂઝ ન પડવાથી ઈશ્વરનો સાક્ષાત્કાર થવા છતા મુક્તિનો માર્ગ તે ન મેળવી શક્યો. આથી તેને ઘણુ જ માઠુ લાગ્યુ તે જ્યારે અરણ્યમા ચાલ્યો ગયો હતો, તે વેળાએ તે વિશેના સમાચાર નારદ મુનિએ ઉત્તાનપાદ રાજાને જણાવ્યા અને તેથી રાજાને પોતાના કૃતકર્મનો અને પોતા સમક્ષ પોતાની માનીતી રાણીએ ધ્રુવનો નાશ કરવા માટે કરેલી યુક્તિનો પોતે ભોગ બન્યો તેનો પશ્ચાત્તાપ થવા માંડ્યો હતો, એટલે જ્યારે પોતાના પુત્રના પુન આગમનની ખબર તેના સાભળવામા આવી, ત્યારે પ્રથમ તો તેણે તે ખબરને ખોટી જ માની; પરતુ ધ્રુવને આવેલો જોઈને સર્વને આનંદ થયો અને રાજાએ ધ્રુવને રાજ્યાભિષેક કરીને તપશ્ચર્યા કરવા માટે અરણ્ય પ્રતિ પ્રયાણ કર્યું. ધ્રુવકુમારે શ્રી વિષ્ણુ ભગવાનની આજ્ઞા અનુસાર રાજ્ય કરીને અંતે અચળપદે ગમન કર્યું. એ ધ્રુવનો તારો આજે પણ આકાશમા દેખાય છે. (શ્રીમદ્ ભાગવત, ચતુર્થ સ્કંધ, અ. ૮-૧૨)

મને શક્તિ આપી છે. જે ભાષણના વનમા ભ્રમણ કરતાં એક પણ ફળદ્રૂપ અક્ષર સાંભળવામાં આવતો નહોતો, એવી ફળદ્રૂપ વિચારયુક્ત મારી વાણીને આપે કલ્પલતા જ કરી મૂકી છે. જે મારી બુદ્ધિની ગતિ દેહ બહાર પહોચતી નહોતી, તે જ બુદ્ધિને આપે બ્રહ્માનંદરૂપ ભંડારની ઓરડી જ બનાવી મૂકી છે અને મારા મનને ગીતાર્થરૂપી ક્ષીરસાગરમાં જાણે જળમંદિર જ બંધાવી આપ્યું છે. આ પ્રમાણે ગુરુની એકેએક કૃતિ અગાધ હોવાથી, મારાથી તેમના અપાર સામર્થ્યનું વર્ણન શી રીતે કરી શકાય? માટે મહારાજ! હુ ધૃષ્ટતાથી જે કાંઈ બોલી ગયો હોઉં તે માટે મને ક્ષમા કરશો. અત્યાર પર્યંત આપના કૃપાપ્રસાદથી મેં ભગવદ્ગીતાના પૂર્વખંડનુ ઓવીબદ્ધ વર્ણન આનંદથી કર્યું.'

પ્રથમ અધ્યાયમાં આપ્ત અને સ્વકીય જનો સાથે યુદ્ધ કરવું અયોગ્ય છે એમ લાગવાથી અર્જુનને ખેદ ઉત્પન્ન થયો હતો તથા બીજા અધ્યાયમાં યોગ સ્પષ્ટતાથી કહેલો છે; પરંતુ તેમાં જ્ઞાનયોગ અને કર્મયોગના ભેદ દર્શાવ્યા છે; ત્રીજા અધ્યાયમાં કેવળ કર્મ-મહિમાનું જ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે; ચોથા અધ્યાયમાં તેનું જ્ઞાન સહિત પ્રતિપાદન કરવામા આવ્યું છે અને પાંચમા અધ્યાયમાં યોગતત્ત્વનો આરંભ કરેલો છે. તે જ યોગતત્ત્વ છઠ્ઠા અધ્યાયમાં આસનવિધિથી લઈને જીવનુ બ્રહ્મ સાથે ઐક્ય થવા પર્યંત સ્પષ્ટ રીતે બતાવ્યું છે. તે જ પ્રમાણે અષ્ટાંગયોગ, સ્થિતિ અને યોગભ્રષ્ટને મળતી ગતિ, એ સંબંધી પણ છઠ્ઠા અધ્યાયમા વર્ણન કરવામાં આવ્યુ છે. પછી સાતમામાં પ્રકૃતિનો ઉપક્રમ તથા પરિહાર બતાવી તે પછી ઈશ્વરનું ભજન કરનારા ચાર પ્રકારના ભક્તોનુ એટલે કે આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાનીનું વર્ણન કરવામાં આવ્યું છે. પછી સાત[1] પ્રશ્નોનું સ્પષ્ટીકરણ કરી મરણકાળની સ્થિતિ અર્થાત્ પ્રયાણસમયે ચિત્તશુદ્ધિ કરવાનો નિર્ણય વગેરે આઠમા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. પછી અગાધ વેદોમા જેટલો સાર ભરેલો છે તે સર્વ મહાભારતના એક લાખ શ્લોકમાં લાવી મૂકવામાં આવ્યો છે અને મહાભારતમાં ભરેલુ સર્વ જ્ઞાન શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપી ગીતાના સાતસો શ્લોકમાં છે તથા ગીતાનું સર્વ જ્ઞાન એટલા નવમા અધ્યાયમાં આણ્વામાં આવ્યુ છે; માટે નવમા અધ્યાયનું જ્ઞાન સમજવાને જ્યાં અર્જુન પણ અશક્ત થયો. તો પછી તેને સ્પષ્ટ રીતે કહી બતાવવાનો ગર્વ હું

૧ આઠમા અધ્યાયનો પહેલો અને બીજો શ્લોક જુઓ.

શા માટે ધારણ કરું ? અહો ! ગોળ અને સાકરના ગાગડા એક જ રસમાંથી તૈયાર કરવામાં આવે છે, તોપણ તેની મિષ્ટતા જુદી જુદી હોય છે; (તે જ પ્રમાણે ગીતાના સર્વ અધ્યાયોમાં જો કે બ્રહ્મતત્ત્વનું જ નિરૂપણ કરવામાં આવ્યું છે; તોપણ) કેટલાક અધ્યાયો બ્રહ્મને પ્રથમથી ઓળખેલ હોય તે પ્રમાણે બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, કેટલાક બ્રહ્મનું સ્થળ દર્શાવે છે અને કેટલાક બ્રહ્મને જાણવા જતા જ્ઞાન અને ગુણો સહિત મનુષ્ય પોતે જ બ્રહ્મરૂપ જ થાય છે, એમ દર્શાવે છે. એ પ્રમાણે ગીતાના અધ્યાયો છે: પરંતુ નવમો અધ્યાય તો અવર્ણનીય જ છે. છતાં તેનું મેં વર્ણન નિરૂપણ કર્યું, એ હે પ્રભો ! કેવળ આપનું જ સામર્થ્ય છે. અહો ! વસિષ્ઠે સાટીન નામે વસ્ત્ર વડે સૂર્ય સમાન પ્રકાશનો વિસ્તાર કર્યો, વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી, રામચંદ્રે સમુદ્ર પર પાષાણનો સેતુ બાંધી સર્વ સૈન્ય પાર ઉતાર્યું, મારુતિએ જન્મતાં વાર આકાશમાં ઉડ્ડયન કરી સૂર્યને ફળની પેઠે હસ્તમાં ધર્યો અને અગસ્ત્યઋષિએ એક જ આચમનથી સમુદ્રનું પ્રાશન કર્યું; તે જ પ્રમાણે આપે મારા જેવા મૂક મનુષ્યની વાણીથી અનિર્વાચ્ય બ્રહ્મનું વર્ણન કરાવ્યું છે. જેમ રામ–રાવણના યુદ્ધને રામ–રાવણના યુદ્ધની જ ઉપમા છે (અર્થાત્ તે અનુપમ જ છે), તે પ્રમાણે શ્રીકૃષ્ણનું નવમા અધ્યાયમાંનું કથન પણ નવમા અધ્યાયના જેવું જ એટલે કે અનુપમ જ છે. ગીતાનું ખરું રહસ્ય જે તત્ત્વજ્ઞાનીઓના સમજવામાં આવેલું છે, તેઓ જ એના નિર્ણયને જાણી શકે છે.

આ પ્રકારે પ્રથમ નવ અધ્યાયોનું મેં યથામતિ વર્ણન-નિરૂપણ કર્યું છે; હવે અહીંથી ઉત્તરખંડનો પ્રારંભ થાય છે, તે સાંભળો. એ ઉત્તરખંડના પ્રારંભના અધ્યાયમાં શ્રીકૃષ્ણ અર્જુનને પોતાની મુખ્ય અને ગૌણ વિભૂતિઓનું વર્ણન કહી સંભળાવશે. તેની ઉત્તમ રસભરી કથા હું આપને કહું છું. ભાષાના સુંદરપણાથી શાંતરસ શૃંગારરસને જીતી લેશે અને ઓવીઓ અલંકારશાસ્ત્રના આભૂષણરૂપે દીપી નીકળશે. મૂળ સંસ્કૃત ગ્રંથ અને તે પરની આ પ્રાકૃત ટીકા વાંચવાથી જો તેનો ખરો અર્થ મનમાં ઊતરશે, તો તે બેમાંનો મૂળ ગ્રંથ કયો છે તેની પણ સમજ પડનાર નથી. જે પ્રમાણે શરીરના સૌંદર્યથી શરીર જ અલંકારને શોભાવે છે, તે સ્થળે કોણ કોને શોભા આપે છે, તેનો નિર્ણય થઈ શકતો નથી; તે પ્રમાણે સંસ્કૃત અને પ્રાકૃત ભાષા બેઉ એક જ ગ્રંથના ભાવાર્થનું વર્ણન કરી એક સ્થળે કેવી રીતે શોભે છે, તે તમે નિર્મળ બુદ્ધિથી સાંભળો. કોઈ પણ ભાવ પ્રકટ

કરતાં જ્યારે રસની વૃષ્ટિ થાય છે, ત્યારે જ ચાતુર્ય ને શોભા આવે છે; તે જ પ્રમાણે પ્રાકૃત ભાષાનું સૌંદર્ય તથા તારુણ્ય લૂટી તેના યોગથી અગણિત ગીતાતત્ત્વની રચના કરવામા આવી છે. જે સ્થાવર-જંગમનો પરમ ગુરુ છે અને જે ચતુર જનના ચિત્તને આનંદ આપનારો છે, તે યાદવેશ્વર શ્રીકૃષ્ણ શું બોલ્યા હતા તે હવે સાંભળો. 'હે અર્જુન! શ્રવણ કરવા માટે સર્વ પ્રકારે તારું અંતઃકરણ યોગ્ય છે.' એવું ભગવાન બોલ્યા હતા એવું નિવૃત્તિદાસ શ્રી જ્ઞાનેશ્વર કહે છે. (૪૯)

**श्रीभगवानुवाच–भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

શ્રીભગવાન બોલ્યા હે મહાબાહો! ફરી પણ મારાં પરમ વચન સાંભળ. તુ મારા ભાષણથી સંતુષ્ટ થાય છે, એટલા માટે તારુ હિત થાય એવી ઇચ્છાથી આ હુ તને કહુ છું. ૧

મે આગળ નવ અધ્યાયમાં જે કાંઈ કહેલું છે. તેમાં મારા ભાષણમા તારું કેવુંક ધ્યાન છે તે મેં જોઈ લીધું છે; તેથી મારી ખાતરી થઈ કે, તારુ ધ્યાન પરિપૂર્ણ છે. માટલામા થોડું પાણી રેડી પ્રથમ ખાતરી કરવામાં આવે છે કે, પાણી ગળે છે કે નહિ, તે પછી જ તેને પરિપૂર્ણ ભરવામાં આવે છે. તે પ્રમાણે પ્રથમ મેં તને થોડું કહી સંભળાવ્યુ, પછી મારો બોધ તું ગ્રહણ કરી શકે છે, એવી ખાતરી થઈ; તેથી તને વધારે સંભળાવવું એમ મને લાગવા માંડ્યું. જે ચાકરને રાખ્યા પછી તેની કસોટી કરવા માટે તેના આવવા-જવાના માર્ગમા ગમે તે વસ્તુ નાખવામાં આવે છે, તે વસ્તુને લઈને પોતાની પાસે ન રાખતા સ્વામીને તે સ્વાધીન કરે, તો તેને ખજાનચી બનાવી દેવામાં આવે છે; તેમ હે અર્જુન! તું પણ મારી પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલો હોવાથી મારા જ્ઞાનભંડારનો સ્વામી થયો છે. ડુંગરને જોઈને જેમ મેઘ ભરાઈ આવે છે, તેમ કૃપાસાગર શ્રીકૃષ્ણ અર્જુનને જોઈ આ પ્રમાણે બોલ્યા: 'હે અર્જુન! પૂર્વે કહેલો અભિપ્રાય તને પુનઃ કહું છુ. પ્રતિ વર્ષ અનાજ વાવવાથી પાક સારો આવતો જાય, તો પુનઃ અનાજ વાવવાનો કંટાળો આવતો નથી; અથવા હે પાંડુસુત! જે પ્રમાણે ઉપરાઉપરી તાપ આપવાથી સુવર્ણનો કસ વધે છે, તેથી સોની તેને અધિક શુદ્ધ કરે છે; તે પ્રમાણે હે પાર્થ! મારો અભિપ્રાય કહેવામા હું તારા પર જરા પણ ઉપકાર કરતો નથી; પરંતુ મારા સ્વાર્થને જ માટે કથન કરુ છું. જે પ્રમાણે બાળકને અલંકાર પહેરા-

વેલા હોય તો ય તેનુ સુખ બાળકને હોતું નથી; પણ તેની માતાને જ તેના સૌંદર્યથી સુખ થાય છે, તે જ પ્રમાણે જેમ જેમ તારું હિત સાધ્ય થતું જશે, તેમ તેમ મારું જ સુખ અનેકગણું વૃદ્ધિ પામતું જશે. હે અર્જુન! હવે આપણે આ અલંકારી ભાષા રહેવા દઈશું. ખરી વાત એમ છે કે, મારો તારા પર અત્યંત પ્રેમ હોવાથી હું તારી સાથે ગમે તેટલુ બોલું, તોપણ મને તૃપ્તિ થતી નથી. અને એ માટે જ એની એ જ વાત મારે તારી આગળ કરવી પડે છે, તો હવે મારા ભાષણમાં અંતઃકરણપૂર્વક ધ્યાન આપ. હે માર્મિક અર્જુન! મારાં અતિ ઉત્તમ વાક્યો શ્રવણ કર. એ વાક્યો નથી; પરંતુ અક્ષર રૂપથી પ્રત્યક્ષ પરબ્રહ્મ જ તને આલિંગન આપવા માટે આવ્યો છે. હે કિરીટિ! તું મને વસ્તુતઃ જાણતો નથી ને? જો એમ જ હોય, તો જે હું તને દેખાઉં છું, તે જ આ સમસ્ત વિશ્વ છે! (૬૩)

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

દેવગણોને તથા મહર્ષિઓને પણ મારી ઉત્પત્તિ જ્ઞાત નથી; કારણકે હું સર્વ પ્રકારે દેવો અને મહર્ષિઓનું આદિ કારણ છું. ૨

આ મારું સ્વરૂપ જાણવામાં વેદની વાણી પણ કુંઠિત થઈ છે; મન અને પ્રાણની ગતિ પણ ખૂટી ગઈ છે અને મારા તેજની આગળ રાત્રિ થયા સિવાય જ સૂર્ય અને ચંદ્ર અસ્ત પામી ગયા છે. અરે! જે પ્રમાણે ઉદરમાંનો ગર્ભ પોતાની માતાનુ વય જાણવાને અસમર્થ હોય છે, તે પ્રમાણે મારામાંથી ઉદ્‌ભવેલા દેવો મને જાણવાને સમર્થ નથી. જળચરો જે પ્રમાણે સમુદ્રનો અંત જાણતા નથી તથા મચ્છર જે પ્રમાણે આકાશને ઓળંગી શકતું નથી, તે પ્રમાણે મહર્ષિઓનું જ્ઞાન પણ મને જાણી શકતું નથી. હું કોણ છું, કેવડો છું, કોનો છું, શામાંથી ઉત્પન્ન થયો છું; આ પ્રશ્નોનો નિર્ણય કરતાં કરતાં તેમને યુગોના યુગો વહી ગયા છે; કારણ કે હે અર્જુન! આ સર્વ મહર્ષિઓ, દેવો અને ઈતર પ્રાણીઓનુ મૂળ હું હોવાથી મને જાણવાનું કાર્ય તેમને માટે કઠિન થઈ પડે છે. પર્વત પરથી નીચે આવેલુ પાણી પુનઃ ઉપર ચડે અથવા વૃક્ષ વધતાંવધતાં ફરીથી મૂળને સ્પર્શ કરે, તો જ મારામાંથી ઉત્પન્ન થઈ મારામાં રહેલુ જગત મને જાણી શકે. જો વૃક્ષમાંનો ગર્ભ વૃક્ષ તથા વનને વીંટાઈ વળે અથવા તરંગમાં સમુદ્ર સમાઈ જાય, અથવા તો પરમાણુઓમાં જગત સમાઈ જાય,

તો જ મારામાં ઉત્પન્ન થયેલા જીવો, મહર્ષિઓ કે દેવો મને જાણી શકે. આ પ્રમાણે જો કે મને જાણવો એ કઠિન છે, તોપણ જો કોઈ કદાચિત્ સહજ ભૂલથી બાહ્ય પણ પ્રવૃત્તિનો માર્ગ છોડી ઇંદ્રિયોને વશ કરે છે, તો તે દેહને પાછળ મૂકી ( દેહભાવ છોડી) ને પંચમહાભૂતોનું અતિક્રમણ કરે છે. (૭૩)

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

જે મને અજન્મા અર્થાત્ ઉત્પન્ન ન થનારો, અનાદિ તથા સર્વ લોકોનો મહાન અધિપતિ ઈશ્વરતત્ત્વથી જાણે છે, તે મનુષ્યોમાં જ્ઞાનવાન પુરુષ સર્વ પાપોના પાશથી મુક્ત થઈ જાય છે. ૩

મનની આવી સ્થિતિ સ્થાયી થયા પછી જ નિર્મળ આત્મ-પ્રકાશ વડે મારા ઉત્પત્તિરહિત સ્વરૂપને પોતાનાં નેત્રો સમક્ષ તે જુએ છે તથા હું સર્વના આરંભથી અગાઉનો અને સર્વ લોકનો મહેશ્વર છું એવું મારું સ્વરૂપ જે જાણે છે, તે પાષાણુમા જેવો પારસમણિ અથવા છ રસોમાં જેવું અમૃત છે, તે પ્રમાણે મનુષ્યોમાં મારો અંશ છે, એમ તું સમજ. તે બોલતાંચાલતાં જ્ઞાનની કેવળ મૂર્તિ છે અને તેના અવયવો તો જાણે સુખના અંકુર જ છે; બાકી લોકદૃષ્ટિથી તેનું જે મનુષ્યત્વ જણાય છે, તે તો કેવળ ભ્રમ જ છે. અરે, કપૂરમાંથી ઓચિતો હીરો મળી આવે અને તેના પર જો પાણી પડે, તો શું તે હીરો કપૂરની પેઠે પીગળી જશે કે? અને તે હીરો હીરા પ્રમાણે જ તે કપૂરના ઢગમાથી બહાર નીકળી આવવાનો નથી કે? તે પ્રમાણે જ મનુષ્યલોકમાં તે મનુષ્ય સાધારણ મનુષ્યની પેઠે વસે છે, તોપણ તે માયાની બાધાને તો જાણતો જ નથી; કારણ કે પોતાના નાશના ભયથી પાપ તેને છોડી દઈ પલાયન કરી જાય છે. જેમ સર્પ પોતાના નિવાસસ્થાનરૂપ બળતા ચંદન વૃક્ષનો ત્યાગ કરે છે, તે પ્રમાણે જ્ઞાનાગ્નિના પ્રકાશ વડે જે મને ઓળખે છે, તેને સર્વ સંકલ્પો ત્યાગી જાય છે. મને કેમ જાણવો, એમ તારા મનમાં આવતું હોય, તો હું કેવો છું અને મારા વિકાર કયા છે, તે તું સાંભળ. એ વિકારો જુદાં જુદાં પ્રાણીઓમા તેમની પ્રકૃતિના જેવા બનીને ત્રણે લોકમાં પ્રસરેલા છે. (૮૨)

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥**

**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥**

બુદ્ધિ (નિશ્ચય કરવાની શક્તિ,) તેમ જ તત્ત્વજ્ઞાન અસંમોહ, (અમૂઢતા ક્ષમા, સત્ય, દમ, (ઇંદ્રિયનિગ્રહ) ક્ષમ, (મનનો નિગ્રહ) સુખ, દુઃખ ઉત્પત્તિ વિનાશ, ભય, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ તથા અપયશ–એ સર્વ ભિન્નભિન્ન પ્રકારના પ્રાણીઓના ભાવ મારા વડે જ ઉત્પન્ન થાય છે. ૪, ૫

આ વિકારોમાં પ્રથમ બુદ્ધિ છે. પછી અમર્યાદ જ્ઞાન, નિર્મોહતા સહનશીલતા, ક્ષમા તથા સત્ય; પછી મનોનિગ્રહ અને ઇંદ્રિયનિગ્રહ એ ઉભય છે; અને હે અર્જુન! જગતમાંનાં સુખ–દુઃખ તથા જન્મ–મરણ એ મુજ પરમાત્માના ભાવરૂપ સ્વરૂપમાં છે. હે પાંડુસુત! ભીતિ અને નિર્ભયતા, અહિંસા, સમતા અને સંતોષ, તપ અને દાન, યશ તેમ જ અપકીર્તિ–એ ભાવો જે સર્વત્ર દૃષ્ટિએ પડે છે, તે સર્વ મારા વડે જ ભૂતોમાં ઉત્પન્ન થાય છે. ભૂતો જેમ નિરનિરાળાં છે, તેમ તે વિકાર પણ ભિન્નભિન્ન છે, એમ સમજ. એમાંના કેટલાકોને મારું જ્ઞાન થાય છે અને કેટલાકને નથી થતું. જેમ પ્રકાશ તથા અંધકાર સૂર્યમાંથી જ ઉત્પન્ન થાય છે; પ્રકાશ ઉદયની સાથે અને તિમિર અસ્તની સાથે દૃષ્ટિએ પડે છે, તે જ પ્રમાણે મારું જ્ઞાન થવુ કે ન થવુ, એ પ્રાણીઓનાં પોતાનાં જ કર્મનું ફળ છે; એટલા માટે જ તેમનામાં જુદાજુદા વિકારોનો આવિર્ભાવ થાય છે. આ પ્રમાણે હે અર્જુન! આ સર્વ જીવસૃષ્ટિને મારા જ વિકારોથી ભરેલી છે એમ સમજ. હવે જેઓ આ પૃથ્વીના પાલક છે અને જેમની આજ્ઞા પ્રમાણે સર્વ લોકો વર્તે છે, એવા બીજા અગિયાર ભાવો છે, તે હું તને કહું છું. (૯૧)

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

પ્રાચીન (ભૃગુ આદિ) સાત× મહર્ષિઓ અને તેમની પણ પૂર્વે થઈ ગયેલા (સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર આદિ) બ્રહ્મદેવના ચાર (માનસ) પુત્રો તથા (સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ આદિ) ચૌદ+ મનુઓ

× સાત મહર્ષિઓનાં નામ–ભૃગુ, મરીચિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અત્રિ અને વસિષ્ઠ.

+ ચૌદ મનુઓ.–સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, દેવસાવર્ણિ, ઇંદ્રસાવર્ણિ.

એ મારામાં ભાવવાળા બધા જ મારા સંકલ્પથી ઉત્પન્ન થયેલા છે અને તેમનામાંથી જગતનાં આ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે. ૬

સર્વ ગુણોથી યુક્ત અને મહર્ષિઓમાં જેઓ જ્ઞાતા છે એવા જે કશ્યપાદિ પ્રખ્યાત સાત ઋષિઓ થયા છે અને ચૌદ મનુઓમાં સ્વાયંભુવાદિ મુખ્ય જે ચાર છે, તે હું તને કહું છું. હે ધનુર્ધર! એવા આ એકાદશ ભાવો સૃષ્ટિની ઉત્પત્તિ માટે મારા મનમાંથી ઉત્પન્ન થયેલા છે. જ્યારે લોકોની વ્યવસ્થા થયેલી નહોતી અને ત્રિભુવનની રચના થયેલી નહોતી, ત્યારે પંચમહાભૂતોનો સમુદાય ક્રિયારહિત હોઈ પોતાના સ્થાનમાં જ સ્તબ્ધ હતો. ત્યાર પછી આ સપ્તઋષિ અને ચાર મનુ ઉત્પન્ન થયા અને તેમણે અષ્ટ લોકપાલ ઉત્પન્ન કરીને તેમને સમસ્ત જગતમા મુખ્ય કરી રાખ્યા. એટલા માટે આ એકાદશ જન રાજા સમાન હોઈ ઇતર સર્વ જગત તેમની પ્રજા છે અને આ રીતે આ સર્વ વિશ્વ-વિસ્તાર મારો જ છે, એમ તું સમજ. પ્રથમ બીજ એકલું જ હોય છે, પછી તે વૃદ્ધિંગત થતા તેને અંકુર ફૂટે છે; અંકુરમાંથી થડ બને છે અને થડમાથી શાખાઓ ફૂટે છે; શાખાઓમાંથી અનેક પાંખડીઓ ફૂટી તેને કોમળ પલ્લવ આવે છે અને તેનાં પાદડાં થયા પછી તેને પુષ્પો અને ફળો આવે છે. આ પ્રમાણે સમસ્ત વૃક્ષની રચના થયા પછી તેને કારણદૃષ્ટિથી જોતા તે સર્વ બીજરૂપ જ છે; એમ સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે મૂળ આરંભમાં હું એકલો જ હતો, મારામાંથી મનની ઉત્પત્તિ થઈ અને મનમાથી સપ્ત ઋષિ તથા ચાર મનુ ઉત્પન્ન થયા, તેમાથી ઇંદ્રાદિ અષ્ટ લોકપાલ ઉત્પન્ન થયા અને તે લોકપાલોએ અનેક પ્રકારના લોકો ઉત્પન્ન કર્યા અને લોકોમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ. આ પ્રમાણે ખરેખર સર્વ વિશ્વરૂપે હું જ વિસ્તરેલો છું; પરંતુ આ એકાદશ ભાવની વાત જેને શ્રદ્ધાપૂર્વક માન્ય હશે તેના જ સમજવામાં આવી શકશે. (૧૦૩)

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

અને જે પુરુષ આ મારી પરમ ઐશ્વર્યરૂપ વિભૂતિને એટલે આ મારા વિસ્તારને અને યોગશક્તિને એટલે તેને ઉત્પન્ન કરવાના ચાતુર્યને તત્ત્વથી જાણે છે,+ તે પુરુષ નિશ્ચલ ધ્યાનયોગ વડે મારામાં જ એકીભાવથી સ્થિત થઈ સમ્યગ્દર્શનના યોગથી યુક્ત (પૂર્ણ જ્ઞાની) થાય છે, એમાં સંશય નથી. ૭

+ જે કાંઈ દૃશ્ય માત્ર સંસાર છે, તે બધી ભગવાનની માયા છે અને એક વાસુદેવ ભગવાન જ સર્વત્ર પરિપૂર્ણ છે, આ જાણવું જ તત્ત્વથી જાણવું છે.

માટે હે સુભદ્રાપતે! આ મારા વીસ ભાવો અને અગિયાર વિભૂતિઓ છે, કે જેમણે આ સર્વ જગતને વ્યાપી નાખેલુ છે. માટે બ્રહ્માથી માંડીને કીડી પર્યંત મારા વિના અન્ય કંઈજ નથી. આ રીતે જે મારા સત્ય સ્વરૂપને જાણે છે, તેનામાં જ સત્ય જ્ઞાનની જાગૃતિ થાય છે અને તેટલા માટે જ ઉત્તમ અને અધમ એવાં પ્રાણીઓમાંના ભેદનું તેને સ્વપ્ન પણ આવતું નથી. હું, મારી વિભૂતિ અને મારી વિભૂતિથી યુક્ત થયેલાં પ્રાણી—એ યોગાનુભવ સર્વ એક જ છે, એમ તારે સમજવું; અર્થાત્ જે આવા જ્ઞાનયોગથી મનોભાવપૂર્વક ખરેખર મદ્રૂપ થયેલો છે, તે કૃતાર્થ થયો છે એમાં સંશય નથી; કારણ કે હે અર્જુન! અભેદદૃષ્ટિથી જે મને ભજે છે, તેના ભજનના છંદથી હું તેના પાશમાં બદ્ધ થાઉં છું; માટે જે મારી અભેદભાવથી ભક્તિ કરે છે, તેને મારી પ્રાપ્તિમાં ખરેખર જરા પણ વિઘ્ન નડતું નથી અને આવી ભક્તિ કરતો જો તે મરણ પામે તો તેનું તે મરણ પણ ઉત્તમ જ થાય છે, એમ છઠ્ઠા અધ્યાયમાં મેં પૂર્ણતાથી કહ્યું છે જ. હવે આ અભેદભક્તિ કેવી હોય છે, એ જાણવાની જો તારા મનમાં ઇચ્છા થઈ હોય, તો હું કહુ છું તે સાંભળ.

**૮- अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

હું વાસુદેવ જ સંપૂર્ણ જગતની ઉત્પત્તિનો કારણ છું અને મારાથી જ સર્વ જગત પ્રવૃત્ત થાય છે, એમ તત્ત્વથી જાણીને શ્રદ્ધા અને ભક્તિથી યુક્ત થયેલા જ્ઞાતાજનો મને પરમેશ્વરને જ નિરન્તર ભજે છે. ૮

હે અર્જુન! આ સર્વ જગતનો ઉત્પન્નકર્તા અને પાલનકર્તા પણ હું જ છું અને જેમ પાણીના અનેક તરંગોનો જન્મ જળમાં જ થાય છે, તેમને આશ્રય પણ પાણીનો જ હોય છે અને તેમનું જીવન પણ પાણી જ હોય છે. અને એ પ્રમાણે તેમને સર્વત્ર જેમ પાણી જ હોય છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વમાં મારા સિવાય અન્ય કાંઈ પણ નથી. આ પ્રકારે મને સર્વવ્યાપક જાણી જેઓ ખરી ઉત્કંઠાથી અને પ્રેમભાવથી સર્વ સ્થળે મને ભજે છે અને દેશકાળ—વર્તમાન આદિથી હું ભિન્ન નથી (એમ જેઓ જાણે છે) અને વાયુ જેમ આકાશરૂપ થઈને આકાશમાં જ સંચાર કરે છે, તેમ જે આત્મજ્ઞાનીઓ મને સર્વવ્યાપકને મનમાં સંભારીને સુખપૂર્વક ત્રિભુવનમાં કાળક્રમણ કરે છે; અને જે જે પ્રાણી દૃષ્ટિએ પડે છે, તે તે ઈશ્વરનાં સ્વરૂપો છે

એમ જાણે છે, તે જ મારા ખરા 'ભક્તિયોગ'ને આચરે છે, એમ તારે સમજવુ. (૧૧૮)

**मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।**
**कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥**

અને તે (જ્ઞાની પુરુષો) નિરન્તર મારામાં જ ચિત્ત લગાડનારા અને મારામાં જ રહીને પ્રાણને અર્પણ ×કરનારા ભક્તજન એકબીજાને મારે વિષે બોધ કરતા તથા ગુણ અને પ્રભાવ સાથે મારુ કીર્તન કરતા સર્વકાળ સંતુષ્ટ રહે છે અને મારામાં નિરતર રમમાણ થાય છે. ૯

આગળ કહ્યું તેમ જે ચિત્તથી મદ્રૂપ જ થયેલા છે અને મારા જ યોગથી જેમના પ્રાણ તૃપ્ત છે તથા જે જ્ઞાનના નાદમાં જીવંતપણાનું તથા મરણનું પણ તેમને ભાન નથી, તે પછી બોધના બળ પર વિનોદથી સવાદસુખમાં નાચવા લાગે છે. આવી સ્થિતિમાં એકબીજા વચ્ચે આપલેનો વ્યવહાર પણ જ્ઞાનનો જ હોય છે. જે પ્રમાણે પાસે પાસેનાં તળાવો પાણીથી છલકાઈ ગયા પછી, તેમના પાણી એકબીજા સાથે ભેળાઈ જાય છે, અને પછી તરગોને તરંગો જ આશ્રયભૂત બને છે તે જ પ્રમાણે જ્ઞાનીઓના એકત્ર મળવાથી બ્રહ્માનંદરૂપી તરંગો એક-બીજા સાથે મળે છે, ત્યારે જ્ઞાન જ્ઞાનરૂપે પ્રકાશી જ્ઞાનના અલંકાર ધારણ કરે છે. જેમ સૂર્ય સૂર્યના જ ઓવારણા લે અથવા ચંદ્ર ચંદ્રને આલિંગન આપે અથવા યોગ્યતામાં સમાન એવા બે પ્રવાહ એકબીજામાં મળે, તેમ બ્રહ્મની એકતારૂપ સંગમથી પૂર આવી તેમાં અષ્ટસાત્ત્વિક ભાવરૂપ કચરો તરી નીકળ્યો કે પછી તે જ્ઞાતાઓ સંવાદરૂપી ચાર રસ્તાના ગણપતિ (અગ્રણી) બની જાય છે. પછી તેઓ બ્રહ્માનંદના આવેશમા દેહરૂપી ગ્રામની બહાર દોડવા લાગીને મારી પ્રાપ્તિથી તૃપ્તિસૂચક ઉદ્ગારોની મોટેથી ગર્જનાઓ કરવા લાગે છે. ગુરુ–શિષ્યમાં એકાતમાં જ જે એકાક્ષરી મંત્ર કહેવાવો જોઈએ, તે સર્વ જણ મેઘની પેઠે ત્રિલોકમાં ગર્જના સમાન પોકાર કરવા માંડે છે. જેમ કમળની કળી વિકસિત થયા પછી પોતામાં રહેલા મકરંદને ઢાકી રાખી શકતી નથી અને રાજાથી તે રંક સુધી સર્વને પોતાની સુવાસની મિજબાની પીરસે છે, તે જ પ્રમાણે જગતમા મારા ગુણો ગાઈને ગાવાના ઉમળ-કામાં તેઓ સ્તબ્ધ રહે છે અને તે સ્થિતિમાં તેમના જીવભાવ તથા

× મારા–વાસુદેવ–માટે જ જેમણે પોતાનુ જીવન અર્પણ કરી દીધુ છે, તેમનુ નામ છે 'मद्गतप्राणा'

દેહભાવ–એ ઉભયનો લોપ થઈ જાય છે અને આવા પ્રેમાવેશમાં તેમને રાત્રિ–દિવસનું ભાન રહેતું નથી. એ રીતે તેઓ આત્મતત્ત્વથી મારા સુખનો સંપૂર્ણ સ્વાદ અનુભવે છે.

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥**

આ પ્રમાણે સદૈવ મારા ધ્યાનમા લાગેલા અને પ્રીતિપૂર્વક મને ભજનાર એવા જે જ્ઞાનીઓ હોય છે, તેમને જે તત્ત્વજ્ઞાનરૂપ યોગથી હુ પ્રાપ્ત થઈ શકુ એવો બુદ્ધિયોગ (હું તેમને) આપું છું. ૧૦

આ પ્રકારે જેઓ આત્મતત્ત્વથી મારું પરિપૂર્ણ સુખ ભોગવે છે, તેમને હે અર્જુન! મારે જે કાંઈ આપવાનુ હોય છે, તે સ્થાનનો માર્ગ જ તેમણે સ્વીકારેલો હોય છે; કારણ કે હે અર્જુન! તેઓ જે માર્ગને સ્વીકારીને મારી પાસે આવવા નીકળેલા હોય છે, તે માર્ગની દૃષ્ટિથી જોતાં સ્વર્ગ અને મોક્ષના માર્ગો એ તો આડમાર્ગ જેવા જ તેમને ભાસે છે. અર્થાત્ તેમણે મારામાં રાખેલી ભક્તિના બદલામાં મારે તેમને જે કાંઈ આપવાનું હોય છે, તે તો તે ભક્તોએ પોતે જ પોતાને સ્વાધીન કરી લીધેલું હોય છે. હવે મારી ભક્તિનું જે પ્રેમસુખ છે તેને વૃદ્ધિંગત કરવુ અને મારા તે ભક્તો પર કાળની દૃષ્ટિ ન પડે એની સંભાળ રાખવી એ જ મારું કર્તવ્ય છે, હે કિરીટિ! જેવી રીતે લાડકું બાળક રમતું હોય. ત્યારે માતા તેનામા પ્રેમદૃષ્ટિ રાખી તેની પાછળપાછળ દોડ્યા કરે છે અને બાળક જેમ જેમ કોઈ નવીન રમકડું જુએ છે તો તે બાળકનો આગ્રહ પૂર્ણ કરવા તેને રમવાને માટે એકએકથી નવીન ઉત્તમ પ્રકારનાં રમકડાં આણી આપે છે, તેવી જ રીતે મારા ભક્તોની ઉપાસનાના સંપ્રદાય મારે વધારવા પડે છે. જે સંપ્રદાયની વૃદ્ધિ કરવાથી મારા ભક્તો મને સહજ આવીને મળે છે, તે સંપ્રદાયનું સંરક્ષણ કરવું–ખાસ કરી તેની વૃદ્ધિ કરવી, એવી ઇચ્છા મને થયા કરે છે. ભક્તોનો મારા પ્રત્યે પ્રેમ હોવાથી મને પણ તેમના પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે; કારણ કે મારે ઘેર પ્રેમી ભક્તોની ઘણી ન્યૂનતા છે. મેં ઉપલક ભક્તિ કરનારાઓ માટે સ્વર્ગ અને મોક્ષ એવા બે પદાર્થ ઉત્પન્ન કરેલા છે અને મારું શરીર લક્ષ્મી સહ શેષને સ્વાધીન કર્યું છે; પરંતુ બાહ્ય શરીર ઉપરાંત જે એક અતિ ઉત્કૃષ્ટ આત્મસુખ–છે, તે તો કેવળ પ્રેમાળ ભક્તો માટે જ યત્ન કરીને ખાસ રાખી મૂકવામાં આવ્યું છે. હે અર્જુન! પ્રેમાળ ભક્તોને હું અતિશય મારા નિકટમાં રાખું છું, એ વાત મુખથી ઉચ્ચારવા યોગ્ય નહિ,

કિન્તુ અનુભવથી જ સમજાય એવી છે. (૧૪૦)

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

તેમના પર અનુગ્રહ કરવા માટે જ તેમના અંતઃકરણમાં એકીભાવથી સ્થિત થઈને સુપ્રકાશિત તત્ત્વજ્ઞાનરૂપ દીપકના યોગથી તેમના અજ્ઞાનજન્ય અંધકારનો હું નાશ કરું છું. ૧૧

આત્મા જે હું તેની ભક્તિ, એ જ જીવનનું પ્રયોજન માની જેમણે મારા સિવાય ઇતર સર્વ વસ્તુઓ વ્યર્થ માનેલી છે, તે શુદ્ધ આત્મજ્ઞાનીઓ માટે હું કપૂરની મશાલ સળગાવી મશાલચી બની તેમની આગળ આગળ ચાલ્યા કરું છું; કારણ કે અજ્ઞાનરૂપી રાત્રિમાં વિસ્તરેલા ગાઢ તિમિરનો નાશ કરી, તે ભક્તો માટે હું નિરંતર જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય કરું છું. પ્રેમાળ ભક્તોને પ્રિય એવા પુરુષોત્તમ જ્યારે આ પ્રમાણે બોલ્યા, ત્યારે અર્જુને કહ્યું: 'હે દેવ! મારા સર્વ મનોરથો પૂર્ણ થયા છે. આપે મારા પરના સંસારરૂપી કચરાને સારી પેઠે ઝાટકી કાઢ્યો છે અને હે પ્રભો! તેને લીધે હું પુનર્જન્મના બંધનમાંથી મુક્ત થયો છું. અહો! મારા જન્મોને આજે મેં મારી પોતાની આ આંખોથી જોયા છે અને મારું જીવિત આજે મારા હાથમાં આવ્યું છે, એમ મને ભાસે છે. હે પ્રભો! આપના મુખમાંથી આ બોલવું સાંભળીને આજે મારા જીવનનું સાર્થક્ય થયું છે અને મારા ભાગ્યનો ઉદય થયો છે. હવે આ વચનરૂપી સૂર્યથી મારા અંતર્બાહ્ય અજ્ઞાનાંધકારનો નાશ થયો છે; તેથી હે પ્રભો! આપનું યથાર્થ સ્વરૂપ મને દેખાવા માંડ્યું છે.' (૧૪૮)

अर्जुन उवाच-परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

આવી રીતે ભગવાનના વચનોને સાંભળીને અર્જુન બોલ્યો. હે દેવ! આપ પરમ બ્રહ્મ, ઉત્તમ સ્થાન અને પરમ પવિત્ર છો. આપ સનાતન, દિવ્ય પુરુષ, સર્વ દેવોના આદિદેવ, ઉત્પત્તિરહિત અને સર્વવ્યાપક છો. ૧૨

'હે કૃષ્ણ! આપ પરબ્રહ્મ છો અને સર્વ મહાભૂતોનું વિશ્રાંતિ સ્થાન હોઈ પવિત્ર અને સર્વ જગતના પાલનકર્તા છો. આપ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ-એઓના પરમ દૈવત છો. હે દેવ! પચીસમું તત્ત્વ જે પુરુષ તે આપ જ છો અને માયાથી અતીત જે દિવ્યભાવ, તે પણ આપ જ છો. હે સ્વામી! આપ અનાદિસિદ્ધ હોઈ આપને

જન્માદિ ધર્મ નથી; આપ આ સર્વ ગુણોથી યુક્ત છો એવી સમજ મને હમણાં પડી છે. આપ જ ત્રણે કાળના ચાલક છો; આપ જીવન-કળાના મુખ્ય દેવતા છો, આપ જ બ્રહ્માંડના આશ્રયભૂત છો, એમ સ્પષ્ટ રીતે હું અત્યારે જ જાણી શકયો. (૧૫૨)

**आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।**
**असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥**

આપ એવા છો એટલા માટે જ સર્વ ઋષિ–દેવર્ષિ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ, એ સર્વ ઋષિ—મહર્ષિઓ આપ એવા હોવાનું કહે છે અને આપ પોતે પણ મને તે જ કહો છો ૧૩

'અને બીજી પણ એક રીતે એ વાત સત્ય હોવાની પ્રતીતિ થાય છે અને તે એ છે કે, પૂર્વે આપના સંબંધમાં એવી જ વાત અનેક ઋષિઓએ કહેલી છે. પરંતુ તેમણે કહેલી વાતની સત્યતા આજે જ મને સમજાઈ, અને તે પણ આપે કૃપા કરી તેથી જ જાણી શકયો છું. બાકી નારદમુનિ મારે ઘેર સદૈવ આવ્યા કરે છે, તેઓ પણ એ જ વાતનું ગાન કર્યા કરે છે; પરંતુ આજ સુધી હું તેનો અર્થ સમજતો નહોતો. માત્ર તે ગાયનથી થતો સંગીતનો આહ્લાદ જ હું ભોગવતો હતો. મહારાજ! અંધોના ગ્રામમાં સૂર્ય પોતે પ્રકટ થાય, તોપણ તેમને તો માત્ર ઉષ્ણતાની જ પ્રતીતિ થાય છે, પણ પ્રકાશનો અનુભવ થઈ શકતો નથી; તે જ પ્રમાણે નારદ એ અધ્યાત્મગાયન કરતા હતા, ત્યારે તેની રાગ–રાગિણીનું માધુર્ય જ મને ઉપરટપકેથી સમજાતું હતું, પરંતુ અન્ય કાંઈ પણ હું સમજી શકતો ન હતો; તે જ પ્રમાણે અસિત અને દેવલના મુખથી પણ આપના આ જ પ્રકારના ગુણાનુવાદ હું સાંભળતો હતો, પરંતુ તે વખતે મારી બુદ્ધિ વિષયરૂપી વિષથી વ્યાપ્ત થઈ હતી. વિષયરૂપી વિષનો મહિમા જ એવો છે કે, પરમાર્થ મિષ્ટ હોવા છતાં પણ તે જીવને કટુ લાગે છે અને વિષય કટુ હોવા છતાં તે મિષ્ટ લાગે છે. બીજા ઋષિઓ વિષે શું કહું? પરંતુ સર્વશ્રેષ્ઠ વ્યાસમુનિ પોતે 'અમારા રાજમહાલયમાં આવીને આપના સ્વરૂપનું એવું જ વર્ણન કરતા હતા; પરંતુ એકાદ અજ્ઞાની માણસને અંધારામાં ચિંતામણિ મળતાં તે તેને ફેંકી દે છે અને દિવસ ઊગતા તે ચિંતામણિ છે એમ તેને ઓળખે છે, તે જ પ્રમાણે હે કૃષ્ણ! વ્યાસાદિક મુનિઓનાં ભાષણો જ્ઞાનરૂપી રત્નોની ખાણ સમાન હોવા છતાં આપના ઉપદેશરૂપી સૂર્યના પ્રકાશ વિના મેં તેમનો ત્યાગ–અસ્વીકાર–કરી તેમને મેં ફેંકી દીધાં હતા. (૧૬૨)

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

હે કેશવ' આપ આ જે કાંઈ પણ મને કહો છો, તે સર્વ હું સત્ય માનુ છું. હે ભગવન્' દેવો અને દૈત્યો પણ આપનું સ્વરૂપ જાણી શક્યા નથી ૧૪

'હવે આપનાં વાક્યરૂપી કિરણો મારા હૃદયમાં ફેલાઈ ગયાં છે અને ઋષિઓએ કહેલા માર્ગ વિષેના મારા અજ્ઞાનનો સર્વથા લોપ થઈ ગયો છે. હે મહારાજ! તેમના શબ્દ એટલે જ્ઞાનના બીજ–શબ્દ-બીજ–મારા હૃદયરૂપી ઊંડી જમીનમા પડ્યાં હતાં, તે અત્યારે આપની કૃપારૂપી ભીનાશથી તેને સંવાદરૂપી ફળો આવ્યાં છે. હે અનત! નારદાદિક સંતોનાં ભાષણરૂપી નદીઓને માટે આપના તથા મારા વચ્ચેના સંવાદરૂપી સુખનો હું સમુદ્ર થયેલો છું. હે પ્રભો! હે સદ્‌ગુરો! મેં જન્મજન્માંતરે જે જે પુણ્યો કર્યા હશે, તે તે સર્વેએ આપની પ્રાપ્તિ કરાવી આપી છે અને તે સર્વ મારા ઋણમાંથી મુક્ત થયાં છે. બાકી પુખ્ત વચનાં મનુષ્યો દ્વારા આપના ગુણાનુવાદ મારે કાને પડતા હતા, પરંતુ જ્યાં સુધી આપે મારા પર કૃપા કરી નહોતી, ત્યાં સુધી હું તેનું રહસ્ય સમજ્યો નહોતો; અર્થાત જ્યારે ભાગ્ય અનુકૂળ થાય છે, ત્યારે જ કરેલા ઉદ્યોગો સફળ થાય છે. તે પ્રમાણે ગુરુકૃપા થાય છે, ત્યારે જ શ્રવણ કરેલું અને અધ્યયન કરેલું સર્વ ખરું છે, એવો અનુભવ થાય છે. માળી સદાય તનતોડ મહેનત કરીને ઝાડને પાણી પાય છે, પણ તેને ઋતુ આવ્યા સિવાય ફળ આવતા નથી. અહો! જ્યારે વિષમ જ્વર ઊતરે છે, ત્યારે જ જેમ મિષ્ટ વસ્તુ મિષ્ટ લાગે છે, આરોગ્ય પ્રાપ્ત થાય છે, ત્યારે જ જેમ ઔષધને સારું ગણવામા આવે છે, અથવા ઇંદ્રિયો, વાચા અને પ્રાણમાં જ્યારે ચૈતન્ય આવીને સંચાર કરે છે, ત્યારે જેમ તે સાર્થક થાય છે, તે જ પ્રમાણે વેદશાસ્ત્રનો અથવા યોગાદિકનો અભ્યાસ કર્યા છતાં પણ જ્યારે ગુરુની કૃપા થાય છે, ત્યારે જ તેમની સાર્થકતા થાય છે. આ પ્રમાણે અનુભવના કેફમાં આવી અર્જુન સતોષથી નૃત્ય કરતો દેવ પ્રત્યે બોલ્યો : આપના કથનની પ્રતીતિ હવે મને થઈ છે, માટે હે મુક્તિદાતા શ્રીકૃષ્ણ! મને ખરેખર એવી પ્રતીતિ થઈ છે કે દેવ કે દાનવની બુદ્ધિ આપને જાણી શકે એમ નથી. હે દેવ! આપના કથનનો અનુભવ ધ્યાનમાં ન આવતાં છતાં જે કોઈ પોતાના જ્ઞાનથી જ આપને જાણવાની કલ્પના કરે છે, તેને કદી આપનુ જ્ઞાન થતું નથી, એવો મારો તો દૃઢ નિશ્ચય થઈ ચૂકયો છે. (૧૭૫)

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

હે પુરુષોત્તમ! હે ભૂતભાવન! હે ભૂતેશ! હે દેવાધિદેવ! હે જગત્પતે! આપ પોતાના સામર્થ્યથી જ આપને જાણો છો. ૧૫

'જેવી રીતે આકાશની વિશાળતાને આકાશ જ જાણે છે, અથવા પૃથ્વીના વજનની જેમ પૃથ્વીને જ માહિતી હોય, તેમ હે લક્ષ્મીપતે! આપની સર્વ શક્તિ આપ જ જાણો છો. બાકી આપની શક્તિ અમારા જાણવામાં આવી છે એવો વેદાદિક વ્યર્થ ગર્વ ધરાવે છે. અહો! મનની ગતિને કેવી રીતે પાછી ઠેલી શકાય વારુ? પવનને શી રીતે વહન કરતો રોકી શકાય? બાહુ વડે માયારૂપી સાગરને કેવી રીતે તરવો? તે જ પ્રમાણે આપનું જ્ઞાન થવું અતિ દુર્ઘટ છે તેથી આપનુ જ્ઞાન કોઈને થતું નથી. મહારાજ! આપનુ જ્ઞાન આપને જ છે અને તે અન્યને આપવાને પણ આપ જ સમર્થ છો; તો એકવાર મારી આકાંક્ષાના કપાળ પરના પ્રસ્વેદને લૂંછી નાખો. માટે હવે એકવાર મારી સાંભળવાની ઉત્કંઠા પૂરી કરો. હે પ્રાણીમાત્રના ઉત્પાદક! હે સંસારરૂપી ગજનો નાશ કરનાર સિંહ! હે સર્વ દેવોના પૂજ્ય જગદધિપતે! આપે સાંભળ્યું કે? આપની મહત્તાને—અમે ઓળખવાનો ભલે દંભ બતાવીએ પણ ખરી રીતે તો અમે આપની પાસે ઊભા રહેવાની પણ યોગ્યતા ધરાવતા નથી; પરંતુ તે કારણને લીધે જો આપને વિનતિ ન કરીએ, તો અમારા માટે બીજો ઉપાય જ નથી. ચારે તરફ સમુદ્ર અને નદીઓ પાણીથી ઊભરાઈ જતા હોય તોપણ ચાતકને તેમનો શો ઉપયોગ? કારણ કે તેને તો જ્યારે સૂર્યનું ભ્રમણ સ્વાતિ નક્ષત્રમા થતું હોય, ત્યારે મેઘના બિન્દુ પડે છે તો જ પીવા માટે જળની પ્રાપ્તિ થાય છે અને ત્યારે જ તેની તૃષા શાંત થાય છે; તે જ પ્રમાણે હે કૃષ્ણ! જગતમાં જોકે ચારે તરફ ગુરુઓ પ્રસરેલા છે, છતાં મારો તો આપના વિના બીજો કોઈ પણ ગુરુ નથી; તેથી મારી ગતિ તો આપ જ છો. અસ્તુ, હવે આપની વિભૂતિનું વર્ણન કરો. (૧૮૪)

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

(એટલા માટે) જે વિભૂતિઓના યોગથી આપ આ સર્વ લોકોને વ્યાપીને રહેલા છો, તે આપની સર્વ દિવ્ય વિભૂતિઓને કહેવા માટે આપ જ યોગ્ય છો. ૧૬

'હે મહારાજ! આપની અનંત વિભૂતિઓમાંથી જેટલી વ્યાપક, શક્તિવાન અને સતેજ હોય, તે સર્વ આપ મને દેખાડો. હે અનંત! આપની જે વિભૂતિઓ ત્રણે લોકને વ્યાપીને રહેલી છે, તેમાંની મુખ્ય -મુખ્ય અને પ્રસિદ્ધ હોય તે મને કહો. (૧૮૬)

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥**

હે યોગિન્! આપનું સતત ચિંતન કરનારો હું આપને શી રીતે જાણી શકું? અને હે ભગવન્! આપ કયા કયા ભાવોમાં મારા વડે ચિંતન કરવા-યોગ્ય છો? ૧૭

'હે મહારાજ! હું આપને શી રીતે જાણી શકું? અને સદા શાનું ચિંતન કરું? જો સર્વત્ર આપ જ છો, એમ કહીએ તો તો પછી મારાથી આપનું ચિંતન થવાનું જ નહિ; માટે પૂર્વે (૪-૫-૬ શ્લોકોમાં) સંક્ષેપથી આપે જે વિભૂતિઓ કહેલી છે તેનો વિસ્તાર ફરી એકવાર કરો. જે જે વિભૂતિઓમાં આપનું ચિંતન કરવામાં શ્રમ પડે નહિ, એવી આપની પ્રાપ્તિની જે યુક્તિ હોય તે મને સ્પષ્ટ કરીને કહો. (૧૮૯)

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥**

(અને) હે જનાર્દન! તે તમારો યોગ અને વિભૂતિ મને પુનઃ વિસ્તાર-પૂર્વક કહો, કારણ કે તમારું અમૃતમય વક્તવ્ય ગમે તેટલી વાર સાંભળવા છતાં મને તૃપ્તિ જ થતી નથી (અર્થાત્ સાંભળવાની ઉત્કંઠા જાગ્રત જ રહેલી હોય છે). ૧૮

'હે ભૂતપતે! મેં આપને જે વિભૂતિ વિશે પ્રશ્ન કરેલો છે તે મને કહો. તેની તે જ વાત ફરીફરીને શું કહેવી એમ કદાચિત્ આપ કહેશો તો હે જનાર્દન! એવી શંકાને આપ મનમાં લાવશો નહિ; કારણ કે જગતમાંના સાધારણ અમૃતપાન માટે પણ 'હવે બસ થયું' એમ કોઈથી કહેવાતું નથી. જે અમૃત હળાહળ વિષનો સગો ભાઈ છે, અને તેનું મરણની ભીતિથી દેવોએ પ્રાશન કર્યું, તોપણ બ્રહ્મ-દેવના એક દિવસમાં ચૌદ ઇન્દ્રનો લય થાય છે! એ લૌકિક અમૃત તો માત્ર ક્ષીરસાગરમાંનો એક જાતનો રસ જ છે; એને વ્યર્થ જ અમૃતનું નામ મળ્યું છે, તોપણ તેના સ્વાદથી પણ જ્યારે કોઈની તૃપ્તિ થતી નથી, તે તુચ્છ અમૃતનો જ્યારે આટલો બધો મહિમા

છે, ત્યારે આપનું કથન તો ખરેખરું પરમામૃત જ છે! એ તો મંદરાચલ ન હલાવતાં અને ક્ષીરસાગરનું મથન ન કરતાં, સહજ પ્રાપ્ત થનાર અનાદિ, સ્વાભાવિક અને સ્વયમેવ છે. વળી એ પ્રવાહી પણ નથી અને ઘટ્ટ પણ નથી, એમાં નથી મિષ્ટતા કે નથી સુવાસ અને તે સ્મરણ કરતાંની સાથે જ ગમે તે મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે. જેની વાત સાંભળતાં વાર જ સર્વ સંસાર મિથ્યા ભાસવા માંડે છે, અને એના યોગે અમૃતત્ત્વ હઠ કરીને પોતાની મેળે જ આવે છે; એના યોગે જન્મમરણની ઘટમાળાનો સમૂળ ઉચ્છેદ થાય છે અને અંતર્બાહ્ય મહાસુખની વૃદ્ધિ થવા લાગે છે, પછીથી તેનું દૈવયોગે જો સેવન કરવામાં આવે છે, તો તે મનુષ્યને તદ્રૂપ બનાવી દે છે. આવું જે આપનું પરમામૃત, તેનું પાન આપ મને કરાવો છો, ત્યારે મારાથી 'બસ થયું' એમ નથી કહી શકાતું. પ્રથમ તો આપનું નામ જ મને પ્રિય છે; તેમાં વળી આપનો ભેટો થયો અને સહવાસનો લાભ મળ્યો. વળી આપ આનંદપૂર્વક મને તે ઉપદેશામૃત પાવા લાગ્યા; એટલે હવે એ સુખ કોના જેવું છે, તે મારાથી કહી શકાતું નથી; છતાં મને અંતરમાં ઘણો જ સંતોષ થાય છે, માટે હવે આપના મુખે આપની વિભૂતિ એકવાર ફરીથી સાંભળવા ઇચ્છું છું. આપના મનમાં એમ આવે કે એકવાર કહેલું કથન વારંવાર શું કહેવું? પરંતુ હે મહારાજ! જુઓ, સૂર્યનો પ્રકાશ નિત્ય મળે છે છતાં તેને કદી વાસી કહી શકાશે ખરું? અગ્નિને અપવિત્ર કહી શકાશે ખરો? અખંડ પ્રવાહિત ગંગોદકમાં વાસીપણું હોય છે ખરું? આપે આપના મુખ દ્વારા જે જ્ઞાન કહી સંભળાવ્યું છે, તે સાંભળીને મને તો એવો જ ભાસ થયો કે, નાદબ્રહ્મ મૂર્તિમાન થઈને મારા સમક્ષ ઊભો છે; તેમજ જાણે કે દુર્લભ ચંદનપુષ્પની હું સુવાસ લઈ રહ્યો છું.' અર્જુનનું આ કથન સાંભળી શ્રીકૃષ્ણ સર્વાંગે ડોલવા લાગ્યા અને બોલ્યા: 'આ પાર્થ હવે ભક્તિ અને જ્ઞાનની ખાણ જ થયો છે.' આ પ્રમાણે પોતાના ભક્ત અર્જુનને જે આનંદ થયો તે જોઈ દેવને પણ અનુભવના સંતોષમાં પ્રેમનો ઉમળકો આવ્યો; પરંતુ તેને મહાશ્રમથી દાબીને શ્રી અનંત બોલવા લાગ્યા. (૨૦૫)

श्रीभगवानुवाच–हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥

(આવી રીતે અર્જુનના પૂછવાથી) શ્રી કૃષ્ણ ભગવાન બોલ્યા હે કુરુશ્રેષ્ઠ

વહાલા અર્જુન! હવે મારી મુખ્ય મુખ્ય વિભૂતિઓ હું તને કહીશ; કારણ કે મારા (વિભૂતિના) વિસ્તારનો અંત નથી. ૧૯

પોતે બ્રહ્મદેવના પિતા છે, એ વાત જાણવા છતાં પણ તેનું સ્મરણ ન રહ્યાથી ભગવાન બોલ્યા: 'હે તાત અર્જુન! બહુ સારું કર્યું!' ભગવાને અર્જુનને તાત કહ્યો, તેથી આશ્ચર્ય પામવાનું પ્રયોજન નથી; કારણ કે ભગવાન પોતે નંદપુત્ર થઈને રમત રમ્યા નથી કે? વિશેષ પ્રેમને લીધે જ એવું બને છે. પછી ભગવાન બોલ્યા કે, 'હે ધનુર્ધર! સાંભળ; હે સુભદ્રાપતે! તેં પૂછેલી મારી વિભૂતિઓ અગણિત છે. તે જોકે મારી જ વિભૂતિઓ છે; છતાં તેમની ગણના મારી બુદ્ધિથી પણ કરી શકાતી નથી. જેવી રીતે કોઈથી પણ પોતાના અંગ પરના વાળ ગણી શકાતા નથી, તે જ પ્રમાણે મારાથી મારી વિભૂતિઓ પણ ગણી શકાતી નથી. અર્થાત્ હું પોતે કેવો અને કેવડો છું, તે વાતની મને પોતાને જ સમજ પડતી નથી; એટલા માટે મારી જે જે મુખ્ય મુખ્ય અને પ્રસિદ્ધ વિભૂતિઓ છે તે તને કહું છું, તે સાંભળ. હે કિરીટિ! એ વિભૂતિઓને જાણવાથી બીજી સર્વ વિભૂતિઓ તારા જાણવામાં આવી જશે. જેમ વૃક્ષનું બીજ હાથમાં આવતાં વૃક્ષ જ હાથમાં આવ્યા જેવું થાય છે, અથવા બાગ હાથમાં આવવાથી ફળો અને ફૂલો પણ આપોઆપ હાથમાં આવે છે, તેમ તે વિભૂતિઓને જોવાથી સર્વ વિશ્વ જોવામાં આવ્યા પ્રમાણે થાય છે. હે ધનુર્ધર! ખરી રીતે તો મારા વિસ્તારનો અંત જ નથી! આ જો, ગગન સમાન મહાન પદાર્થો પણ મારામાં સમાઈ જાય છે. (૨૧૪)

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥**

હે ગુડાકેશ! સર્વ ભૂતોના અંતરમાં રહેલો સર્વનો આત્મા હું છું; અને સર્વ ભૂતોનો આદિ, મધ્ય ને અંત પણ હું જ છું. ૨૦

હે ગુડાકેશ! હે ધનુર્વિદ્યામાં શિવના જેવા નિષ્ણાત અર્જુન! સાંભળ; પ્રત્યેક પ્રાણીમાં જે આત્મા છે, તે હું છું; શરીરના અંદરના ભાગના અંતઃકરણમાં હું જ છું અને પ્રાણીમાત્રની બાહ્ય બાજુએ પણ મારું જ આચ્છાદન છે, અને પ્રાણીમાત્રના આરંભમાં. અંતમાં તથા મધ્યમાં પણ હું જ છું. જેમ મેઘની નીચે, ઉપર, અંદર તથા બહાર-સર્વત્ર આકાશ જ હોય છે અને તે આકાશમાંથી ઉત્પન્ન થઈ આકાશમાં જ રહે છે, અને પછી જ્યારે તે મેઘો લય પામે છે, ત્યારે પણ આકાશ જ થઈને રહે છે; તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લય-

એ ત્રણે ગતિઓ પ્રાણીમાત્રને આપનાર હું જ છું. આ પ્રમાણે મારું અનંતત્વ અને વ્યાપકત્વ મારી વિભૂતિના યોગથી જ સમજવામાં આવી શકે છે; માટે જીવને જ કાન બનાવીને પૂર્વે સાંભળેલી વાતોના અનુસંધાનમાં ધ્યાન રાખીને આગળ સાંભળ. હે સુભદ્રાપતે! હવે પછી તને કહેવાની વિભૂતિઓ જે સંભળાવવાનુ મેં તને કહ્યું હતું, તેમાંની મુખ્ય વિભૂતિઓનું શ્રવણ કર. (૨૨૦)

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

અને હે અર્જુન! અદિતિના બાર પુત્રોમા એટલે દ્વાદશ× આદિત્યોમાં વિષ્ણુ અર્થાત્ વામન અવતાર તે હું છુ, પ્રકાશવતોમાં કિરણોવાળો સૂર્ય તે હું છુ; તથા ઓગણપચાસ વાયુદેવતાઓમાં એટલે મરુદ્ગણોમાં મરીચિ નામનો વાયુદેવતા તે હું છું અને નક્ષત્રોમાં નક્ષત્રોનો અધિપતિ ચદ્રમા તે હું જ છું. ૨૧

પછી કૃપાવંત શ્રીકૃષ્ણ બોલ્યા: 'બાર આદિત્યોમાં વિષ્ણુ હું છું, તેજસ્વી વસ્તુઓમાં કિરણવાળો સૂર્ય હું છું, ઓગણપચાસ મરુદ્ગણોમાં મરીચિ હું છું અને આકાશમાંનાં નક્ષત્રોમાં ચંદ્ર હું છું. (૨૨)

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**
**इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥**

વેદોમા સામવેદ+ હું છુ. દેવોમાં ઇંદ્ર હું છું ઇંદ્રિયોમા મન÷ હું છું અને ભૂતપ્રાણીઓમાં ચેતના અર્થાત્ જ્ઞાનશક્તિ હું છુ. ૨૨

શ્રી ગોવિંદ બોલ્યા: વેદોમાં સામવેદ હું છું, દેવોમાં મરુદ્બંધુ જે ઇંદ્ર તે હું છુ, ઇંદ્રિયોમા અગિયારમું જે મન તે હું છું અને તે જ પ્રમાણે પ્રાણીમાત્રમાં જે મૂળ જીવકળા છે તે હું છું. (૨૨૪)

**रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥**

એકાદશ રુદ્રોમાં શંકર હું છું. યક્ષ તથા રાક્ષસોમાં ધનનો સ્વામી કુબેર હુ છુ, અષ્ટ વસુઓમાં અગ્નિ હુ છું અને શિખરવાળા પર્વતોમાં મેરુ પર્વત હું છુ. ૨૩

---

× બાર આદિત્ય—ધાતા, મિત્ર, અર્યમા, શક્ર, વરુણ, અંશ, ભગ, વિવસ્વાન્, પૂષા, સવિતા, ત્વષ્ટા અને વિષ્ણુ.

+ સામવેદની ઉચ્ચ ભાવનાઓ તથા પ્રાર્થનાઓમાં સમજીને અસરકારક સગીતની પેઠે ગાવા—સાંભળવાથી શ્રદ્ધાભક્તિની અસર વધારે થાય અને પરિણામ વહેલું આવે એ સ્વાભાવિક જ છે.

÷ કેમકે મન—મનન—વિચાર જે રસ્તે પ્રેરે, તે જ રસ્તે માણસની બુદ્ધિ. ચિત્ત અને ઇંદ્રિયો પ્રેરાય છે.

સર્વ રુદ્રોમા કામદેવનો શત્રુ જે શંકર તે હુ છું, એ વિશે મનમાં જરા પણ શકા કરીશ નહિ. શ્રી અનંત કહે છે કે, યક્ષ-રાક્ષસોમાં શંકરનો મિત્ર જે ધનવાન કુબેર તે હું છું, આઠ વસુઓમાં અગ્નિ હું છું અને શિખરધારી સર્વ પર્વતોમાં ઉચ્ચ મેરુપર્વત હું છું. (૨૨૭)

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥
महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

હે પાર્થ! પુરોહિતમા મુખ્ય અર્થાત્ દેવતાઓનો પુરોહિત જે બૃહસ્પતિ તે હુ છું એમ જાણ. સેનાપતિઓમા કાર્તિકસ્વામી હું છુ અને જળાશયોમાં સમુદ્ર હું છુ. સિદ્ધ મહર્ષિઓમા ભૃગુ હું છુ, વાણીમા એક અક્ષર અર્થાત્ ૐકાર હું છું, તથા સર્વ પ્રકારના યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને અચળ વસ્તુઓમાં હું હિમાલય હું છું. ૨૪,૨૫

ઇંદ્રનો જે સચિવ (પ્રધાન) છે, સર્વ જ્ઞાનનો જે આદિપીઠરૂપ છે અને સર્વ પુરોહિતોમાં શ્રેષ્ઠ એવો જે બૃહસ્પતિ તે હું છું. હે અર્જુન! જે શંકરના વીર્યથી, અગ્નિના સંગથી, કૃત્તિકાના ઉદરમાં ઉત્પન્ન થયો છે અને જે ત્રિભુવનમાના સર્વ સેનાપતિઓમા મુખ્ય મનાય છે, એવો જે કાર્તિકસ્વામી, તે હું જ છું. સર્વ સરોવરોમા જળનિધિ જે સમુદ્ર તે હું છું અને મહર્ષિઓમાં તપોરાશિ જે ભૃગુ તે હું છું, વૈકુંઠવાસી શ્રી વિષ્ણુએ કહ્યું કે, સર્વ ભાષણમાં જે સત્ય વડે વ્યવહાર થાય છે, તે સત્ય એકાક્ષર ૐકાર હું છું. સર્વ યજ્ઞોમા કર્મત્યાગ કરીને ૐકારાદિથી ઉત્પન્ન થતો જે જપયજ્ઞ, તે હું છું. (ઈશ્વરના) નામરૂપ જપયજ્ઞ શ્રેષ્ઠ હોવાથી જે જપયજ્ઞને સ્નાનાદિક કર્મોની અપેક્ષા નથી અને જેના નામમાત્રથી ધર્મ તથા અધર્મ પવિત્ર થાય છે અને વેદોમાં પણ જે નામને પરબ્રહ્મના નામથી ઓળખવામાં આવે છે, એવો જે પરમાત્માના નામરૂપી જપયજ્ઞ છે, તે હુ છુ. લક્ષ્મીપતિ કહે છે કે, સ્થાવર પર્વતોમા જે પુણ્યરાશિ કહેવાય છે તે હિમાલય પર્વત હું છું. (૨૩૪)

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥
उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

સર્વ વૃક્ષોમા પીપળો હું છું અને દેવર્ષિઓમા નારદ હુ છું; ગંધર્વોમા ચિત્રરથ હું છું અને સિદ્ધોમાં કપિલમુનિ હુ છુ. અશ્વોમાં ક્ષીરસાગરમાથી નીકળેલો ઉચ્ચૈ શ્રવા નામનો અશ્વ હું છું; અને ઉત્તમ હાથીઓમાં ઐરાવત નામનો હાથી હું છુ. અને મનુષ્યોમાં હું રાજા છું એમ જાણ ૨૬,૨૭

કલ્પવૃક્ષ, પારિજાતક તથા ચંદનતરુ એ ગુણમાં શ્રેષ્ઠ હોવાની વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, તોપણ આ સર્વ વૃક્ષોમાં જે પીપળાનું વૃક્ષ છે, તે હું છુ. હે પાંડવ! સર્વ દેવર્ષિઓમાં નારદઋષિ મને જ જાણ અને સર્વ ગંધર્વોમા ચિત્રરથ નામનો જે ગંધર્વ છે તે પણ હુ છું. હે જ્ઞાનવંત! સર્વ સિદ્ધોમાં હુ કપિલાચાર્ય છું. સર્વ પ્રખ્યાત અશ્વોમાં હુ ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ છું. રાજાને ભૂષણ આપનારા હાથીઓમા ઐરાવત નામનો હાથી હું છુ. દેવોએ ક્ષીરસાગરનુ મંથન* કરી કાઢેલા સર્વ રસોમાં ઉત્તમ એવો જે અમૃતરસ તે હું છું. સર્વ લોકો આજ્ઞાધારક થઈને જેની સેવા કરતા હોય છે, તે સર્વ પુરુષોમાનો શ્રેષ્ઠ પુરુષ જે રાજા, તે પણ મારી વિશેષ વિભૂતિ છે. (૨૩૯)

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥
अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितृणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

આયુધોમા હું વજ્ર નામનુ આયુધ છુ; ગાયોમા હુ કામધેનુ છુ, પ્રજાને ઉત્પન્ન કરનાર જે મદન, તે હું છુ; સર્પોમા હું વાસુકિ નામનો સર્પ છું, નાગોમા હુ નાગરાજ અનત છુ, જળદેવતાઓમાં હુ વરુણ છુ, પિતરોમા હું અર્યમા નામનો પિતર છુ, અને નિયમન કરનારાઓમા હુ યમ છુ. ૨૮, ૨૯

હે અર્જુન! જેણે સો યજ્ઞો પરિપૂર્ણ કર્યા છે, એવા ઇંદ્રના હાથમાં રહેલાં આયુધોમાં જે શ્રેષ્ઠ આયુધ વજ્ર, તે હું છું. (ચારે તરફ જેની સેના છે એવા) શ્રીવિષ્ણુ બોલ્યા કે, સર્વ ગાયોમાં જે કામધેનુ, નામની ગાય છે) તે હું છુ અને જગતનાં પ્રાણીઓની

* દેવોએ તથા અસુરોએ એકવાર મેરુ પર્વતને મંથનદંડ બનાવી વાસુકિ નાગને જોતરું બનાવી તથા મથનદડને કચ્છપ ભગવાનની પીઠ પર મૂકી, ક્ષીરસાગરનુ મથન કર્યું આ મથનથી લક્ષ્મી આદિ ચૌદ રત્નો–લક્ષ્મી, કૌસ્તુભ (મણિ), પારિજાતક (તરુ), સુરા, ધન્વતરિ, ચંદ્રમા, કામદુઘા (ધેનુ), ઐરાવત (ગજ), રભા, ઉચ્ચૈશ્રવા (સાતમુખી ઘોડો), કાલકૂટ (ઝેર), શાર્ઙ્ગ (ધનુષ્ય), પાચજન્ય શખ, અમૃત નીકળ્યાં, જેમાં અમૃત તેમ જ ઐરાવત આદિ રત્નો હતાં.

ઉત્પત્તિ કરનારાઓમાં જે મદન, તે હું છું. હે કુંતીસુત! સર્પકુળનો નાયક જે વાસુકિ તે હું છું અને સર્વ નાગોમાં હું સર્વશ્રેષ્ઠ અનંત (શેષ) નામનો નાગ છું. શ્રીકૃષ્ણ કહે છેઃ સર્વ જળદેવતાઓમાં હું પશ્ચિમ દિશાનો પતિ વરુણ છું. સર્વ પિતૃગણોમાં હું પિતૃદેવતા અર્યમા છું. આ વાત યથાર્થ રીતે તાત્ત્વિક દૃષ્ટિએ કહું છું. જેઓ જગતનાં શુભાશુભ કર્મો લખી રાખે છે, જેઓ પ્રાણીઓનાં માનસિક અને શારીરિક કર્મોની ઝડતી લે છે તથા જે કર્માનુસાર ભોગોનાં ફળ આપે છે, તે નિયંત્રકોમાં હું પ્રાણીઓનાં કર્મોનો સાક્ષીભૂત યમ-ધર્મ છું, એમ રમાપતિ આત્મારામ બોલ્યા.

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥**

દૈત્યોમા હુ પ્રહ્લાદ છુ, ગણતરી કરનારાઓમાં હુ કાળ છુ (ક્ષણ, ઘડી. દિન, પક્ષ, માસ આદિમાં જે સમય તે હું છુ), પશુઓમા મૃગરાજ (સિંહ) હુ છુ અને પક્ષીઓમાં હુ ગરુડ છુ. ૩૦

અરે! દૈત્યકુળમાં જે પ્રહ્લાદ નામનો (ભક્તરાજ) દૈત્યનો અવતાર થયો હતો તે પ્રહ્લાદ હું છું એમ સમજ અને તેથી જ તે દૈત્યોના સ્વભાવથી લિપ્ત થયો ન હતો. શ્રીગોપાળકૃષ્ણ કહે છેઃ હરણ કરનારાઓમા હું મહાકાળ છું અને સર્વ પશુઓમા હું સિંહ છું; એમ જાણ. હે અર્જુન! વળી સાભળ, સર્વ પક્ષીઓમા હું ગરુડ પક્ષી છુ; માટે જ તે મને પોતાની પીઠ પર વહન કરી શકે છે.

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥**

પવિત્ર કરનારી વસ્તુઓમાં હુ વાયુ છુ, શસ્ત્રધરોમાં રામ હુ છું. મત્સ્યોમા હુ મકર છુ અને નદીઓમાં ભાગીરથી (ગંગા) છું. ૩૧

હે ધનુર્ધર! જે એક ઘડીથી પણ ઓછા વખતમાં આ પૃથ્વીની આસપાસ ફરી વળે છે અને એક દોડમાં સાતે સમુદ્રની પ્રદક્ષિણા કરી આવે છે એવા વેગવાન તત્ત્વોમા શ્રેષ્ઠતમ જે વાયુ તે હું છું; અને હે અર્જુન! સર્વ શસ્ત્રધરોમાં શ્રેષ્ઠ શ્રીરામ હુ છું. જે રામે ત્રેતાયુગમાં સકટમાં પડેલા ધર્મની દયા ખાઈને, પોતાના સ્વરૂપનુ જ બીજુ ધનુષ્ય બનાવી, વિજયશ્રી માટે પોતાના વિના બીજો માર્ગ જ રાખ્યો ન હતો; અને ત્યાર પછી સુવેલાચલ પર ઊભા રહીને લંકાધીશ રાવણના મસ્તકોની પંક્તિને ગગનમા જયઘોષ કરનાર ભૂતોને બલિ તરીકે અર્પણ કરી દીધી હતી; જે રામે દેવોને માન પ્રાપ્ત કરાવી

આપ્યું, ધર્મનો જીર્ણોદ્ધાર કર્યો અને જે રામ સૂર્યવંશમાં કેવળ પ્રતિ-સૂર્ય તરીકે ઉદિત થયો હતો, તે શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ સીતાપતિ જે રામચંદ્ર, તે હું જ છું. પુચ્છવાળાં જળચરોમાં હું મકર છું. વહન કરતી સર્વ નદીઓમાં, જે ગંગાને ભગીરથ રાજા સ્વર્ગમાંથી (આ પૃથ્વી પરનાં પ્રાણીઓના કલ્યાણ માટે) લાવતો હતો, એટલામાં જહ્નુઋષિ જેને ગળી ગયો અને પુનઃ પોતાની સાથળ ફોડીને માર્ગ આપ્યો હતો; તે ત્રૈલોક્યમાંની સર્વ નદીઓમાં જે મુખ્ય નદી જાહ્નવી તે હુ છું, એમ હે અર્જુન! તું જાણ. આ પ્રમાણે સૃષ્ટિમાંની મારી એકેએક વિભૂતિનું વર્ણન કરવા બેસું, તો હજાર જન્મોમાં અર્ધી સંખ્યાની વિભૂતિઓનું પણ વર્ણન થઈ શકે તેમ નથી. (૨૫૮)

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥**
**अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः ॥ ३३ ॥**

હે અર્જુન! હુ સૃષ્ટિઓનો આદિ, અંત અને મધ્ય છુ; સર્વ વિદ્યાઓમાં આત્મા–અનાત્માનો ભેદ દર્શાવનારી જે અધ્યાત્મવિદ્યા, અર્થાત્ બ્રહ્મવિદ્યા, તે હુ છું; તેમ જ પરસ્પર વાદવિવાદ કરનારાઓમા તત્ત્વનિર્ણયને જાણવાની ઇચ્છાથી કરવામાં આવતો વાદ× તે હુ છુ, અક્ષરોમાં 'અ'કાર હુ છુ; સમાસોમા દ્વંદ્વ નામનો સમાસ હુ છુ; તથા અક્ષયકાળ અર્થાત્ કાલનો પણ મહાકાલને અને વિરાટ સ્વરુપ સર્વને ધારણ અને પોષણ કરનારો પણ હુ જ છુ. ૩૨,૩૩

જે પ્રમાણે સર્વ નક્ષત્રોને વીણી લેવાની ઇચ્છા ઉત્પન્ન થતાં આકાશની પોટલી બાંધવામાં આવે, તો તે સર્વ હાથમાં આવે છે, અથવા પૃથ્વીના પરમાણુઓની ગઠડી લેવી હોય, તો ભૂગોળને જ બગલમાં મારી લેવી જોઈએ, તે પ્રમાણે મારો વિસ્તાર જોવાની–જાણવાની ઇચ્છા હોય, તો મને પોતાને જ પ્રથમ જાણી લેવો જોઈએ (એટલે તે સર્વ દૃષ્ટિગોચર થશે). શાખા, ફળો અને ફૂલો–એ સર્વને સામટાં લઈ લેવાં હોય, તો જે પ્રમાણે વૃક્ષને જ ઉખાડી લેવું જોઈએ, તે પ્રમાણે મારી સર્વ વિભૂતિઓ જાણવાની ઇચ્છા થાય, તો મારું નિર્દોષ (ઉપાધિરહિત જ) સ્વરૂપ જ જાણી લેવું જોઈએ. બાકી હે

× તત્ત્વના નિર્ણય માટે ગુરુ–શિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગ–દ્વેષ વિના જે ચર્ચા થાય, તેને 'વાદ' કહે છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

અર્જુન! મારી ભિન્નભિન્ન વિભૂતિઓ તું ક્યાં સુધી સાંભળીશ? માટે એકવાર તેં મને જાણી લીધો; કે તે સર્વ વિભૂતિઓ પોતાની મેળે જ તારા જાણવામા આવી જશે, એટલે સર્વત્ર હું જ વ્યાપ્ત છું, એમ તું જાણ. હે કિરીટિ! હું સર્વ સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત છું. જે પ્રમાણે વસ્ત્રમાં આડા અને ઊભા તંતુ જ ભરેલા હોય છે, તે પ્રમાણે સર્વત્ર હું જ વ્યાપક છું એમ જે જાણે છે, તેણે મારી વિભૂતિઓ જાણીને શું કરવું છે? પરંતુ એમ કરવાની તારી યોગ્યતા નથી, માટે એ વાત હવે રહેવા દઇએ. હે સુભદ્રાપતે! મારી વિભૂતિઓ કઈ છે એમ પૂછયું છે, તો તે તું સાંભળ. (આત્મજ્ઞાન કરાવનારી) સર્વ વિદ્યાઓમાં વેદાંતવિદ્યા હું છું. અરે! બોલનારાઓમાં જે સર્વ શાસ્ત્રોની સંમતિથી કદાપિ સમાપ્ત થતો નથી તે વાદ હું છું. વિચાર કરતાં જે ઊલટો વૃદ્ધિંગત થાય છે, વળી જેથી શ્રોતાઓના તર્કને પુષ્ટિ મળે છે અને તે તર્ક પર વક્તાઓનાં મધુર ભાષણો થાય છે; શ્રી ગોવિંદે કહ્યું એવો જે ઊહાપોહ અને ચર્ચાયુક્તવાદ તે હું છું; અને અક્ષરોમા હું સર્વથી વિશેષ ૐમાં અ-ઉ-મ તેમાં સ્પષ્ટ જે મૂળ અક્ષર 'અ'કાર તે હુ છું. વ્યાકરણમાં જે શબ્દોનો સમાસ આવે છે તે સમાસોમાં દ્વંદ્વ સમાસ હું છું, એમ તું જાણ; અને મચ્છરથી લઈને બ્રહ્મદેવ પર્યંત સર્વને ગ્રસનાર જે કાળ, તે પણ હું જ છું. મેરુમંદરાદિક સહિત જે પૃથ્વીનો નાશ કરે છે અને પ્રલયકાળે જળ-મય થયેલા જગતને જે તેના સ્થાનમા જ શમાવી દે છે તથા હે કિરીટિ! તેવા પ્રલયકાળના તેજને જે બાથમાં ભીડી લે છે, સર્વ પવનને જે ગળી જાય છે અને જેના ઉદરમાં આકાશ પણ સમાઈ જાય છે, એવો અપરિમિત કાળ તે હું છું, એમ લક્ષ્મીની સાથે વિલાસ કરનારા શ્રીકૃષ્ણે કહ્યું. પછી તેઓ પુનઃ કહેવા લાગ્યા કે, રે! સૃષ્ટિનો ઉત્પન્નકર્તા યે હું છું. (૨૭૩)

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्।**
**कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥**

સર્વનું હરણ કરનાર મૃત્યુ હુ છું; ભવિષ્યમા થનારાં પ્રાણીઓની ઉત્પત્તિનો તેમ જ ઉન્નતિની પ્રાપ્તિનો હેતુ હુ છું; અને સ્ત્રીલિંગીમાં વિભૂતિઓમાં* કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધૃતિ-ધૈર્ય અને ક્ષમા હુ છું. ૩૪

* કીર્તિ વગેરે આ સાત દેવતાઓની સ્ત્રીઓ અને સ્ત્રીવાચક નામવાળા ગુણો પણ પ્રસિદ્ધ છે, એટલા માટે બન્ને પ્રકારે જ ભગવાનની વિભૂતિઓ છે.

ઉત્પન્ન થયેલા પ્રાણીમાત્રને ધારણ કરનાર હું જ છું, સર્વનું જીવન હું જ છું અને અંતે સર્વનો સંહાર પણ હું જ કરતો હોવાથી મૃત્યુ પણ હું જ છું, એમ તું સમજ. હવે સ્ત્રીજાતિમાંની મારી બીજી સાત વિભૂતિઓ છે, તેમનું હું કૌતુકથી વર્ણન કરું છુ તે સાંભળ. હે અર્જુન! નિત્યનવીન એવી જે કીર્તિ, તે મારી જ મૂર્તિ છે. ઔદાર્યયુક્ત જે સંપત્તિ, તે પણ હું જ છું. ન્યાયસિંહાસન પર બેસીને વિવેકના માર્ગ પર ચાલનારી વાણી, તે પણ હું જ છું. પદાર્થ જોવામાં આવતાં જે સ્મૃતિ થઈ આવે છે, તે સ્મરણશક્તિ પણ હું જ છું. આ લોકમાં સ્વહિતને અનુકૂળ એવી બુદ્ધિ હું છું તથા ત્રિભુવનમાં ધૃતિ પણ હું છું અને ક્ષમા પણ હું છું. સંસારરૂપી ગજેંદ્રનો નાશ કરવામાં કેવળ સિંહ એવા ભગવાન શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે, આ પ્રમાણે સ્ત્રીજાતિની જે સાત શક્તિઓ છે, તે સર્વ હું જ છું, એમ તું સમજ. (૨૮૦)

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

ગાયન કરવા યોગ્ય શ્રુતિઓમાં (સામોમાં) બૃહત્સામ હુ છુ, છંદોમાં હુ ગાયત્રી છન્દ છુ. માસોમા માર્ગશીર્ષ માસ હુ છુ અને ઋતુમા હુ વસતઋતુ છુ. ૩૫

શ્રીરમાપતિ કહે છે: 'હે મિત્રશ્રેષ્ઠ! વેદો પૈકી સામવેદમાંનો બૃહત્સામ હું છું, સર્વ છદોમાં ગાયત્રી છદ છે તે હું છુ. અર્થાત્ તે મારું સ્વરૂપ છે, એમ તું નિઃસંશય જાણ. શ્રીકૃષ્ણ કહે છે કે, 'સર્વ મહિનાઓમાં માર્ગશીર્ષ માસ હું છું અને સર્વ ઋતુઓમાં પુષ્પોની વૃદ્ધિ કરનાર વસંતઋતુ હું છું.' (૨૮૩)

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥
वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

છળ કરનારાઓમાં હુ જુગાર છુ અને પ્રભાવશાળી પુરુષોનો પ્રભાવ હુ છુ; તનારાઓનો વિજય હુ છુ, નિશ્ચય કરનારાઓનો નિશ્ચય હુ છું, તેમ જ ત્વિક પુરુષોનો સાત્ત્વિકભાવ હુ છુ, યાદવોના જ અંતર્ગત વૃષ્ણિવશીઓમા સુદેવ અર્થાત્ હુ પોતે તમારો સખા અને પાંડવોમાં ધનજય એટલે અર્જુન છું, મુનિઓમા વેદવ્યાસ હુ છુ અને કવિઓમાં ઉશના (શુક્રાચાર્ય) કવિ ગુ હુ જ છું. ૩૬,૩૭

હે વિદ્વાન અર્જુન! અન્યને ફસાવવાના જે પ્રકાર છે, તેમાં જે દ્યૂત નામની વિદ્યા છે તે મારી વિભૂતિ છે; તેથી જ ચકલા પર આ જુગારરૂપી ચોરી ચાલતી હોય, તોપણ તેનો પ્રતિષેધ કોઈ કરતું નથી. સર્વ સતેજ પદાર્થોમાં જે તેજ છે, તે હું છું અને સર્વ આરંભેલાં કાર્યોમાં જેની ઇચ્છા રાખવામા આવે છે, તે જય હું જ છું. દેવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે, નીતિને ન ત્યાગનારો સર્વ ઉદ્યોગોમાં નીતિયુક્ત જે ઉદ્યોગ છે, તે હું જ છુ; સત્ત્વધીરોમાં હું સત્ત્વ છું અને યાદવોમાં (હું વાસુદેવ એટલે) શ્રીમત હું છું, એમ શ્રી અનંતે કહ્યું. જે દેવકી તથા વસુદેવ માટે જન્મ ધારણ કરી યશોદાની પુત્રી માટે ગોકુળમાં ગયા હતા અને જેણે સ્તનપાન કરવાના નિમિત્તથી પૂતના રાક્ષસીના પ્રાણ હર્યા હતા, તે હું છું. હજી તો બાળપણની કળી પૂરી વિકસિત થઈ ન હતી, એટલામાં તો જેણે પૃથ્વીને દૈત્યરહિત કરી અને હસ્તમાં ગોવર્ધન પર્વત ધારણ કરીને ઇદ્રનો ગર્વ ઉતાર્યો, જેણે યમુનામાના કાલીયનાગનુ મર્દન કરી તેના (યમુનાના) હૃદયમાના દુઃખનું નિવારણ કર્યું હતુ (કાલીયમર્દનના સમયમા સર્વ લોકો ગોકુળને ત્યાગીને યમુનાના તીરે આવ્યા હતા, તે વેળાએ તેમને બાળનારા અગ્નિનુ ભક્ષણ કરીને તેમનુ સરક્ષણ કર્યું હતું); અને બ્રહ્મદેવે ગોપબાળકો તથા વાછરડાઓનું હરણ કર્યું, ત્યારે તે સર્વને નવા ઉત્પન્ન કરી તેને જેણે ગાડો બનાવી દીધો; બાલદશાના આરભકાળમા જ જેણે કસ–ચાણૂરાદિક મોટા મોટા પ્રચડ યોદ્ધાઓને સહેજમાં જ વિદારી નાખ્યા હતા. એવી એવી તને કેટલીક વાતો કહી સભળાવુ? તે પોતે પણ એવી અનેક વાતો સાભળી અને જોઈ છે. અર્થાત્ યાદવવંશમા આવી જેની કૃતિ છે તે જ મારુ સ્વરૂપ છે; અને સોમવંશીય તમારા પાંડવોમા હું તું–જે અર્જુન છે તે હું જ છું, એમ તુ સમજ. હું પડે પણ અર્જુન હોવાથી જ તારા–મારા પ્રેમભાવમા અતર પડતુ નથી. તુ લોકદૃષ્ટિથી સન્યાસી બનીને મારી ભગિની સુભદ્રાને હરી ગયો હતો; તોપણ તારે વિષે મારા મનમાં સશય ઉત્પન્ન થયો નહિ; કારણ કે તારું અને મારુ સ્વરૂપ એક જ છે. વળી સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા જે વ્યાસમુનિ, તે હું છું તથા સર્વ કવિઓમાં શ્રેષ્ઠ એવા જે ઉશનાચાર્ય* તે હું છું, એમ યાદવ-

* એને શુક્રાચાર્ય પણ કહેવામાં આવે છે; પરતુ સોમવશીય યયાતિ રાજાની પત્ની જે દેવયાની તેનો પિતા જે શુક્રાચાર્ય તે આ નહિ. આ વારુણિ કવિનો પુત્ર હતો અને દેવયાનીના પિતા વારુણિ ભૃગુનો પુત્ર હતો

શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ બોલ્યા. (૨૯૫)

**दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥**

દમન કરનારાઓમાં દંડ અર્થાત્ દમન કરવાની શક્તિ તે હું છું, જય મેળવવાની ઇચ્છા રાખનારાઓની હું નીતિ છું; ગુહ્ય અર્થાત્ ગુપ્ત રાખવા યોગ્ય ભાવોમાં હું મૌન છુ અને જ્ઞાનવાનોનું તત્ત્વજ્ઞાન પણ હું જ છુ. ૩૮

અરે! શિક્ષામાં જે અનિવાર્ય શિક્ષા, કીડીથી લઈને બ્રહ્મદેવ પર્યંત સર્વને સમાન શાસન કરે છે, તે હું છું, એમ સમજ. સારાસારનો વિચાર કરીને જે શાસ્ત્રોમાં ધર્મનું અનુકરણ કરેલું હોય છે, તે સકલ શાસ્ત્રોમાંનું નીતિશાસ્ત્ર હું છું. હે બળવાન અર્જુન! સર્વ ગુહ્ય વાતોમાં હું મૌન છું; એટલા માટે મૌન ધારણ કરનાર સમક્ષ બ્રહ્મદેવ સુદ્ધાં અજ્ઞાની ઠરે છે. અરે! જ્ઞાનીઓમાં જે જ્ઞાની છે તે હું છું, એમ સમજ. હવે વિભૂતિવિસ્તાર રહેવા દઈશું; કારણ કે ગમે તેટલો શ્રમ કરવા છતાં પણ વિભૂતિઓનો અંત નથી જ આવવાનો.

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥**
**नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥**

હે અર્જુન! જે સર્વ ભૂતોની ઉત્પત્તિનું કારણ છે તે પણ હું જ છું. મારા સિવાય હોઈ શકે એવાં ચરાચર ભૂતો કોઈ જ નહિ. હે શત્રુઓને તાપ આપનાર! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ જે વિભૂતિઓનો વિસ્તાર છે, તે મેં તને સંક્ષેપથી કહી સંભળાવ્યો છે. ૩૯,૪૦

હે અર્જુન! કદાચ વર્ષાની જળધારાઓની ગણના થઈ શકશે, અથવા પૃથ્વી પરના ઘાસનાં તૃણોની ગણતરી થઈ શકશે; પરંતુ સમુદ્ર પરના તરંગોની ગણતરી તો ક્યારેય કરી શકાતી નથી, તેવી જ રીતે મારી ગુણવિશેષ વિભૂતિઓની ગણતરી પણ કદી થઈ શકતી નથી. હે અર્જુન! વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ મેં તને મારી મુખ્ય મુખ્ય પંચોતેર વિભૂતિઓ કહી સંભળાવી. પરંતુ મારી વિભૂતિઓ સમજી લેવા માટેની તારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થઈ, તે મને તો વ્યર્થ જ લાગી; કારણ કે મારી બીજી વિભૂતિઓનો કેટલો બધો વિસ્તાર છે, એનો પત્તો ન હોવાથી તું કેટલુંક સાંભળી શકે અને હું કેટલુંક કહી શકું? એટલા માટે હું એક વાર તને મારો ભેદ જણાવી દઉં

છું કે જે બીજમાંથી ભૂતોના અંકુરો ફૂટે છે, તે બીજ હું છું; માટે લઘુ કે ગુરુ એવું કાંઈ પણ ન માનતાં, ઉચ્ચ–નીચ એ સર્વ ભાવનો પરિત્યાગ કરી, સર્વ વસ્તુમાં હું જ છું એમ તું માન. હે અર્જુન! એના કરતાં પણ એક સર્વસાધારણ સંકેત હું તને કહું છુ તે સાંભળ. એ સંકેતના યોગે તું મારી વિભૂતિઓને તત્કાળ ઓળખી શકીશ. (૩૦૬)

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

(એટલા માટે) હે અર્જુન! જે જે પણ વિભૂતિયુક્ત અર્થાત્ ઐશ્વર્યયુક્ત તેમ જ શોભાયુક્ત અથવા અન્ય કોઈ પણ પ્રભાવથી યુક્ત હોય, તે તે મારા તેજના અંશમાંથી જ (ઉત્પન્ન) થયેલી છે, એમ તું જાણ. ૪૧.

હે ધનંજય! જે જે સ્થાનમાં સંપત્તિ અને દયાનું વાસ્તવ્ય હોય તે તે સ્થાનમાં મારો અંશ છે, એમ તું જાણ. (૩૦૭)

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અથવા હે અર્જુન! આ જે પુષ્કળ વાતો મેં તને કહી, તે જાણવાથી તને શું પ્રયોજન છે? હું આ સંપૂર્ણ જગતને પોતાની યોગમાયાના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું; એટલા માટે મને જ તત્ત્વથી જાણવો જોઈએ. ૪૨.

આકાશમાં સૂર્યબિંબ એક જ હોવા છતાં તેની પ્રભાનો જેમ ત્રિભુવનમાં પ્રસાર થાય છે, તેમ જે એકલાની જ આજ્ઞા સર્વ જનો પાળે છે, તે મહાનુભાવને એકલો જાણીશ નહિ અને નિર્ધન પણ માનીશ નહિ. બીજાની ઈચ્છા તૃપ્ત કરવા માટે કામધેનુને પોતાની સાથે કાંઈ સામગ્રી લેવી પડે છે ખરી કે? તેની પાસેથી તો જે વેળાએ જે કોઈ જે વસ્તુની યાચના કરે છે, તેને તે તત્કાળ તે વસ્તુ આપીને સંતોષે છે, તે જ પ્રમાણે મારી વિભૂતિના અંગમા સર્વ ઐશ્વર્ય ભરેલુ છે. મારી વિભૂતિને ઓળખવાનો એ જ સંકેત છે, એમ તું જાણ. હે અર્જુન! જેમની આજ્ઞાઓ સર્વ લોકો વડે જ શિરસામાન્ય કરાતી તારી દૃષ્ટિએ પડે, તેઓ વિભૂતિ એટલે કે મારા જ અવતાર છે એમ જ તું સમજજે. મારી વિભૂતિમાં આ સામાન્ય વિભૂતિ અને આ વિશેષ વિભૂતિ એવો ભેદ માનવો એ એક મહાદોષ છે; કારણ કે આ સર્વ વિશ્વમાં હું જ એકલો વ્યાપ્ત છું. વસ્તુસ્થિતિ આમ હોવાથી સામાન્ય વિભૂતિ અને અસામાન્ય વિભૂતિ એવો ભેદ કલ્પી મિથ્યા જ આપણી બુદ્ધિને કલંકિત શા માટે કરવી જોઈએ?

ફીણનું વ્યર્થ મંથન શા માટે કરવું? અમૃતને ઉકાળીને અર્ધું મૂકવી દેવાનો હેતુ શો? વળી વાયુને જમણું અને ડાબું અંગ હોય છે કે? સૂર્યબિંબનો આગલો અને પાછલો ભાગ જોવા જતાં આપણી દૃષ્ટિ જ લુપ્ત થાય છે (તે સર્વ પ્રકાશમય હોવાથી તેને આગળ અને પાછળના ભાગો જ નથી અને તેથી તેની તરફ જોતાં નેત્રો અંધ બની જાય છે). તે પ્રમાણે મારા સ્વરૂપમાં સાધારણ અને વિશેષ એવો ભેદ નથી અને હે સુભદ્રાપતે! મારી જે ભિન્ન ભિન્ન અનંત વિભૂતિઓ છે, તેમની તું કેટલીક ગણના કરી શકવાનો હતો? માટે હવે મારી વિભૂતિ જાણવાની ઇચ્છા રહેવા દે; મારા માત્ર એક જ અંશથી આ સર્વ વિશ્વ વ્યાપ્ત છે; માટે સર્વત્ર હું જ છું, એમ અભેદબુદ્ધિથી મને ભજ. જ્ઞાનરૂપી વનને વસંતઋતુની પેઠે આનંદ આપનાર અને વિરક્તોને એકાંતમા સમાગમસુખ આપનાર સકલઐશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા. (૩૧૮)

એટલે અર્જુન બોલ્યો: 'હે પ્રભો! 'મારી વિભૂતિઓમા ભેદ માનીશ નહિ' એમ જે આપે કહ્યું, તે આપની મહત્તાને ભૂષણરૂપ જ છે; કારણ કે જો ભેદ માનવામાં આવે તો ભેદ ભિન્ન અને તેનો ત્યાગ કરનાર અમે ભિન્ન એમ થવાનો સંભવ છે. શું સૂર્ય ઉદય પામ્યા પહેલા જગતને એમ કહે છે કે, હું આવું છું માટે અંધારાને એક બાજુ ખસેડી દ્યો (કારણ કે સૂર્ય ઉદિત થવા સાથે જ અંધકારનો આપોઆપ જ લોપ થઈ જાય છે; તે જ પ્રમાણે સર્વ જગત ઈશ્વરમય છે, એવું જ્ઞાન ઉત્પન્ન થતાંની સાથે જ ઈશ્વરને જાણનાર પણ તદ્રૂપ જ થઈ જાય છે). પરંતુ હે દેવ! જો આ વિષયમા આપને અવિચારી કહીએ, તો તો અતિપ્રસંગ કર્યો જ કહેવાય. હે પ્રભો! જો તમારું નામ જ કોઈ એકવાર મુખથી ઉચ્ચારે અથવા કર્ણ દ્વારા સાંભળે, તો તેના મનમાથી ભેદનો ખરેખર જ લોપ થઈ જાય છે; તો એવા તમે પ્રત્યક્ષ પરબ્રહ્મ જ સદ્ભાગ્યે મારા હાથમાં આવ્યા છો, એટલે પછી તમારા અને મારામા નામ માત્રનો ભેદ ક્યાથી જ હોઈ શકે? અને તે ભેદ કોઈ જોઈ જાણી પણ ક્યાથી શકે (મૂળ ન હોય ત્યા શાખાનો સંભવ જ ક્યાં રહ્યો)? ચંદ્રબિંબની સીમામાં પ્રવેશ કર્યા પછી પણ ઉષ્ણતા કે તાપથી કોઈ પીડાય ખરું? નહિ જ! પરંતુ હે શ્રીકૃષ્ણ! આપ મહાન અને સમર્થ છો, એટલે ગમે તેમ બોલો!' અર્જુનનું એ બોલવું સાંભળતા જ શ્રીકૃષ્ણને અતિશય સંતોષ થયો અને તેમણે અર્જુનને અંતઃકરણપૂર્વક આલિંગન આપીને કહ્યું કે,

'મારા બોલવાથી તું ક્રોધ કરીશ નહિ. ભેદોની પરંપરા કહી સંભળાવવાના પ્રવાહમાં મેં વિભૂતિઓના જે જે પ્રકારો કહ્યા તે તે અભેદ ભાવથી તારા મનમાં ઠસ્યા છે કે નહિ, એ જાણવા માટે જ ક્ષણભર ઉપર ઉપરથી હું એમ બોલ્યો, તો મારી વિભૂતિ વિષે તને સારો બોધ થઈ ગયો છે, એવો મારો અનુભવયુક્ત નિશ્ચય થઈ ચૂક્યો છે!' એટલે અર્જુન બોલ્યો: 'હે દેવ! એ બધું આપ પોતે જોઈ લ્યો; પરંતુ આ વિશ્વમાં સર્વત્ર આપ જ ભરેલા છો, એમ જ મને તો દેખાય છે.'

એવી રીતે અર્જુનની યોગ્યતામાં આવવાની વાર્તા સંજય કહેતો હતો, ત્યારે પણ રાજા ધૃતરાષ્ટ્ર સ્તબ્ધ જ થઈને બેઠો હતો. એથી સંજયના મનમાં ખેદ ઉત્પન્ન થયો અને તે કહેવા લાગ્યો: સહજ લાભ થતો હોવા છતાં લતાપ્રહાર કરવો, એ આશ્ચર્ય નથી કે શું? ધૃતરાષ્ટ્ર રાજાની જ્ઞાનદૃષ્ટિ સાચી છે, એમ હું અત્યાર લગી સમજતો હતો; પરંતુ મારી એ ધારણા ભૂલભરેલી નીવડી છે–વસ્તુતઃ એ બાહ્ય દૃષ્ટિ પ્રમાણે જ જ્ઞાનદૃષ્ટિથી પણ અંધ જ છે. પણ હવે આપણે ધૃતરાષ્ટ્રની વાત રહેવા દઈશું. અર્જુન કેવળ પોતાના હિતની યોગ્યતાને વધાર્યા કરે છે; કારણ કે એ વાર્તા કરતાં પણ એક બીજી ઉત્તમ વાત વિષે તેના મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થવા લાગી, તેથી તે બોલ્યો: 'સર્વ જગત ઈશ્વરમય છે, એવો મારા અંતઃકરણને જે અનુભવ થયો છે, તે મારી દૃષ્ટિ સમક્ષ પ્રત્યક્ષ થવી જોઈએ. એ ઇચ્છાને પગલે તેની બુદ્ધિ ચાલવા લાગી છે; અધિક દૈવવાન હોવાથી તે એવી ઇચ્છા કરવા લાગ્યો કે આજ મારી બન્ને આંખોથી મારે સકળ વિશ્વરૂપ જોવું છે. આજે અર્જુન એટલે કલ્પતરુની કેવળ શાખા જ છે; એટલા માટે તેને વાંઝિયા પુષ્પો આવવાનો કદી સંભવ જ નથી; કારણ કે તેના મુખમાંથી જે જે વચન નીકળે તે તે શ્રીકૃષ્ણ સત્ય કરી આપે છે. જે શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રહ્લાદના વચનને અનુસરીને પોતે જ વિષરૂપે બન્યા હતા (અર્થાત્ હિરણ્યકશિપુના કહેવાથી કયાધુએ પ્રહ્લાદને વિષ આપ્યું હતું, ત્યારે શ્રીકૃષ્ણ પોતે જ વિષરૂપે થયા હતા), તે જ સદ્ગુરુરૂપે અર્જુનને અત્યારે પ્રાપ્ત થયેલા છે, એટલા માટે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, 'વિશ્વરૂપ વિષેના પ્રશ્નનો પ્રારંભ પાર્થ કેવી રીતે કરે છે, તે કથા હવે પછીના પ્રસંગમાં કહેવામાં આવશે' (૩૩૫)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया दशमोऽध्याय ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો—વિશ્વરૂપદર્શનયોગ

હવે આ પછી અગિયારમા અધ્યાયમાં જે કથાભાગ છે, તે શાંત અને અદ્ભુત એ બે રસથી પરિપૂર્ણ છે અને એમાં પાર્થને શ્રીભગવાનનું વિશ્વરૂપ દૃષ્ટિગોચર થવાનુ છે. આ પ્રસંગે શાંત રસને ઘેર અદ્ભુત રસ અતિથિ તરીકે આવેલો હોવાથી, તેની સાથે ઇતર રસોને પણ પંક્તિનો લાભ મળ્યો છે. લગ્નમા વધૂવરને જેમ સારાં આભૂષણો પહેરી ફરવાનો લહાવો મળે છે તથા તેમની જ સાથે જાનૈયાઓને પણ વસ્ત્રાલંકારોથી ભૂષિત થઈ ફરવાહરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે ભાષાને જેવો સુખાસન પર બેસવાનો લાભ મળે છે, તેવો સર્વ રસોને પણ આનંદમાં મહાલવાનો લાભ મળેલો છે. પરંતુ તે સર્વમાં શાંત રસ અને અદ્ભુત રસ એવા તો શોભી નીકળ્યા કે જાણે શંકર અને વિષ્ણુ પરસ્પર પ્રેમભાવથી એકબીજાને આલિંગન આપવાને જ આવ્યા ન હોય, એવો જ ભાસ થાય છે. અથવા તો અમાવાસ્યાને દિવસે જે પ્રમાણે સૂર્ય અને ચંદ્ર એ ઉભય બિંબોનો એક જ સમયે જેમ ભેટો થાય છે, તે જ પ્રમાણે આ અધ્યાયમાં શાંત અને અદ્ભુત રસનું ઐક્ય થયુ છે. અથવા તો જેમ ગંગા અને યમુના—એ બન્ને નદીના ઓઘ પ્રયાગક્ષેત્રમા આવીને મળ્યા છે, એ જ પ્રમાણે શાંત અને અદ્ભુત—એ બન્ને રસ એકત્ર મળી અગિયારમો અધ્યાય સાક્ષાત્ પ્રયાગરૂપ જ બન્યો છે અને તેથી આ અધ્યાય સાંભળવાથી જગત માંના સર્વ મુમુક્ષુજનો પવિત્ર થાય છે. આ ઉભય રસના સંગમમાં ગીતારૂપી ત્રીજી સરસ્વતી ગુપ્ત છે અને શાંત તથા અદ્ભુત, એ બન્ને રસો ગંગા—યમુનાના ઓઘની પેઠે મૂર્તિમંત છે; એટલે બંધુઓ! અગિયારમા અધ્યાયમાં એ ત્રિવેણીસંગમનો યોગ જ આવેલો છે, એમ સમજો. આ પ્રસંગે શ્રવણેંદ્રિયનાં દ્વારથી આ તીર્થમાં પ્રવેશ કરવો અતિ સુલભ છે (અર્થાત્ ત્રિવેણીસંગમ પ્રમાણે અહીં ડૂબવાની ધાસ્તી જરા પણ નથી). જ્ઞાનદેવ કહે છે કે, આ માર્ગને આટલો બધો સરળ મારા ગુરુદેવ નિવૃત્તિનાથે જ બનાવ્યો છે. આ ગીતારૂપી તીર્થનો સંસ્કૃતભાષા રૂપી તીરપ્રાંત કઠિન હોવાથી, તેને તોડી નાંખીને અને ત્યાં મરાઠી ભાષારૂપી પગથિયાંનો સરળ ઓવારો બાંધીને શ્રીનિવૃત્તિદેવે કેવળ ધર્મનિસરણી જ બનાવી છે; એટલા માટે આ તીર્થમાં ભક્તિભાવથી ગમે તેણે સ્નાન કરવું અને જે પ્રમાણે

પ્રયાગમાં માધવનું દર્શન થાય છે, તે પ્રમાણે અહીં શ્રીભગવાનના વિશ્વરૂપનુ દર્શન કરવું અને જન્મ-મરણરૂપી સંસારને તિલાંજલિ આપી દેવી. વધારે શું કહું ? આ અગિયારમા અધ્યાયમાં સર્વ રસો આવીને મૂર્તિમંત ઊભા રહેલા છે અને તે સ્થળે જગતના શ્રવણસુખની રેલમછેલ ચાલી રહી છે. આ ઠેકાણે શાંત અને અદ્‌ભુત રસ પ્રત્યક્ષ દેખાય છે અને ઇતર રસોની શોભા પણ દૃષ્ટિએ પડે છે; પરંતુ એ ઉપમા પણ હીન જ છે. અરે ! આ સ્થળે તો પ્રત્યક્ષ મોક્ષસુખ જ પ્રાપ્ત થાય છે. આ અગિયારમો અધ્યાય દેવોનુ પોતાનું વિશ્રાંતિસ્થાન છે. અર્જુન ભાગ્યવતોનો મુકુટમણિ જ છે; કારણ કે તે આવા અલૌકિક સ્થાનમાં આવી પહોંચવાના ભાગ્યને પણ પ્રાપ્ત કરી શકયો છે, પરંતુ આ ઠેકાણે એકલો અર્જુન જ આવ્યો છે, એમ શા માટે કહેવું જોઈએ ? ગીતાના અર્થનો પ્રાકૃત ભાષામાં વિસ્તાર થયેલો હોવાથી ગમે તે મનુષ્યને માટે એના ઉપભોગનો સુકાળ થયેલો છે; એટલા માટે મારી વિનતિ છે કે, આપ સજ્જનો આ તરફ લક્ષ આપો. આપ સંતોની સભા સન્મુખ આટલી છૂટથી બોલવું મને ઉચિત નથી; પરંતુ આપ મને પ્રેમથી આપના બાળક પ્રમાણે ગણજો. અહો ! પોપટને આપણે જ ભણાવીએ છીએ અને આપણા જ ભણાવેલા શબ્દો જ્યારે તે બોલે છે, ત્યારે આપણે મસ્તક ડોલાવીએ છીએ. માતાને પોતાના બાળક પાસે કરાવેલુ કુતૂહલ જોઈ આનંદ નથી થતો ? તે જ પ્રમાણે હે પ્રભો ! હું જે કાંઈ પણ બોલીશ, તે આપે જ મને શીખવેલુ છે; અને તેથી હે દેવ ! આપનું કથન આપ પોતે જ શ્રવણ કરો. મારું ભાષણ એટલે આપે પોતે જ રોપેલું જ્ઞાનનું એક મિષ્ટ વૃક્ષ છે એટલે એને એકાગ્ર અંતઃકરણરૂપ જળના સિંચનથી વધારો; એથી એ વૃક્ષને જ નવરસાદિ પુષ્પો આવીને તે ફૂલશે તથા પુષ્કળ પ્રકારના અર્થ-રૂપી ફળના ભારથી તે નમી પડશે અને આપની એ કૃતિથી સર્વ જગતને સુખ પ્રાપ્ત થશે. (શ્રીજ્ઞાનેશ્વરના) એમ બોલ્યા પછી, સત-જનો પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, 'અમે તારા કથનથી સંતોષ પામ્યા છીએ; એટલે હવે અર્જુન શું બોલ્યો તે માત્ર કહે.' (૨૧)

ત્યારે નિવૃત્તિના દાસ જ્ઞાનદેવ બોલ્યા : શ્રીકૃષ્ણાર્જુનનો સંવાદ મને પ્રાકૃત પ્રાણીને શી રીતે કહેતાં આવડે વારુ ? પરંતુ આપ જો મને શક્તિ આપો તો હું કહી શકીશ. અહો ! વનવગડામાંનો ઝાડપાલો ખાનારા વાંદરાઓ પાસે જે રામે લંકાધીશ રાવણનો પણ પરાભવ

કરાવ્યો હતો; તેણે જ એકલા અર્જુન દ્વારા કૌરવોના અગિયાર અક્ષૌહિણી સૈન્ય પર વિજય પ્રાપ્ત કરાવ્યો ન હતો કે? જગતમાં સમર્થ પુરુષો જે કાંઈ પણ કરવાનું મનમાં ધારે, તે ન થાય એમ બને જ નહિ; અર્થાત્ જે કામ સમર્થ ભગવાન કરી શકે છે, તે સર્વ પ્રાણીઓના હાથે થઈ શકતું નથી; તે જ પ્રમાણે આપ પણ સમર્થ જ છો, એટલે કૃપા કરીને મારા મુખ દ્વારા ગીતાનો ઉચ્ચાર કરાવો—ગીતાના અર્થનો વિસ્તાર કરાવો. હવે વૈકુંઠનાયક શ્રીકૃષ્ણના મુખમાંથી ગીતાનો જે ખરો ભાવાર્થ નીકળ્યો હતો, તે હુ તમને કહી સભળાવું છુ. માટે મારા કથનમાં ધ્યાન રાખો. ધન્ય ભાગ્ય તે ગીતાના કે વેદો જે પરમાત્માનુ પ્રતિપાદન કરે છે, તે પરમાત્મા શ્રીકૃષ્ણે જ પોતાના મુખથી તેનૂ નિરૂપણ કર્યું ! એ ગીતાની મહત્તાનુ શું વર્ણન કરીએ વારુ? કારણ કે તે ગીતાશાસ્ત્રનું મહત્ત્વ શંકરની બુદ્ધિને પણ ગમ્ય થયુ નથી. એટલા માટે તે ગીતાશાસ્ત્રને જીવભાવથી વંદન કરવુ, એ જ વધારે સારું છે, અસ્તુ. પછી અર્જુને વિશ્વરૂપ જોવાની પોતાના મનની ઇચ્છા તૃપ્ત કરવા માટે શ્રીકૃષ્ણની સાથે ચાતુર્યથી બોલવાનો ઉપક્રમ કેવી રીતે કર્યો તે સાભળો. આ સર્વ જગત ઈશ્વરરૂપ જ છે, એવી પ્રતીતિને પ્રાપ્ત થયેલો અર્જુન એવી ઇચ્છા ધરાવતો હતો કે, મને બાહ્ય દૃષ્ટિથી પણ ઈશ્વરપ્રતીતિ થાય; પરંતુ આ વાત સ્પષ્ટ કહેવાની તેની હિંમત ચાલી નહિ; કારણ કે દેવને એકદમ એમ કેમ કહેવાય કે, 'મને આપના ગૂઢ વિશ્વરૂપનુ દર્શન કરાવો.' તેણે વિચાર કર્યો કે, પૂર્વે કોઈ પણ પ્રિય ભક્તે જે વાત ક્યારેય પૂછી નથી, તે વિશ્વરૂપ મને બતાવશો કે કેમ, એમ મારાથી એકાએક કેવી રીતે પૂછી શકાય વારુ? હું જોકે શ્રીકૃષ્ણદેવનો વિશેષ સ્નેહપાત્ર છું, તોપણ માતા યશોદા કરતાં તો સ્નેહમા મારી અધિકતા ન જ હોય, એ સ્વાભાવિક છે. પરતુ માતા યશોદા પણ તે વાત પૂછતાં ભયભીત થઈ હતી! મેં એમની ગમે તેવી સેવા કરી હશે, તોપણ મારાથી ગરુડની બરાબરી કરી શકાશે કે? પણ તે ગરુડે પણ વિશ્વરૂપના નામનો કદાપિ ઉચ્ચાર કર્યો નથી. તેમ જ હું શું સનકાદિકો કરતાં તો વધારે દેવની સમીપ નિવાસ કરનારો નથી જ? પરતુ તેમને પણ આ ચેષ્ટા સૂઝી નહોતી! તેમ જ શું હું ગોકુળના ભાવિક ગોપ–ગોપીઓ કરતાં દેવને વિશેષ પ્રિય છુ કે? પરતુ તે ગોકુળના લોકોને પણ 'હું તો એક બાળક છું,' એમ સમજાવીને ભગવાને ભ્રમમાં નાખ્યાં હતાં અને

અંબરીષ રાજા[×] માટે દશવાર ગર્ભવાસ ભોગવ્યો, પરંતુ પોતાનુ વિશ્વરૂપ કોઈને પણ ન દેખાડતા તેમણે અત્યાર લગી ગુપ્ત જ રાખી મૂક્યુ છે! માટે એવી ગુહ્ય વાત મારાથી શી રીતે પૂછી શકાશે? પરંતુ નહિ પૂછું તો ભગવાનનુ વિશ્વરૂપ જોયા સિવાય મને ચેન પણ પડનાર નથી; એટલુ જ નહિ, પણ તેમ કર્યા સિવાય હું જીવત રહીશ

× અંબરીષ નામના એક ભક્ત રાજાએ એકાદશીવ્રતના પાલન માટે વિષ્ણુને પણ અવતાર ધારણ કરાવ્યા હતા એ વિષ્ણુના અવતાર ધારણનુ કારણ આ પ્રમાણે છે

અંબરીષ રાજા નિત્ય નિયમિત એકાદશીવ્રત કરતો હતો અતિથિ અભ્યાગતની સેવા કરતો અને દૃઢ નિશ્ચયથી નિત્ય હરિચિંતનમા નિમગ્ન રહેતો હતો. એકવાર દુર્વાસાઋષિ ખાસ તેના વ્રતનો ભંગ કરવાના ઉદ્દેશથી જ અતિથિ થઈને તેને ત્યા આવ્યા તે દિવસ સાધનદ્વાદશી માત્ર એક ઘડી જ બાકી હતી, એટલે એવી વેળાએ અચાનક એ અતિથિને આવેલા જોઈ કેમ થશે અને કેમ નહિ. એનો વ્રતધારી અંબરીષને મોટો વિચાર થઈ પડ્યો છતાં આવેલા અતિથિ ઋષિ દુર્વાસાનુ અભિવંદન કરી તેને અર્ઘ્યપાદ્ય આપી તેમની ઉપચારપૂર્વક પૂજા કરી અને ત્યાર પછી ઋષિને પ્રાર્થના કરી કે 'કૃપા કરીને આપ શીઘ્ર સ્નાન કરી આવો, કારણ કે દ્વાદશી એક ઘટિકા માત્ર અવશિષ્ટ છે માટે અનુષ્ઠાન કરીને પાછા સત્વર પધારો'' ઋષિ નદીતીરે ગયા અને ત્યા વિધિપૂર્વક અનુષ્ઠાન કરવા લાગ્યા એમા વિલબ થતા સાધનઘટિકા આવી લાગી. વ્રતભંગ થવાના ભયથી અંબરીષે તીર્થોદક લઈને પારણુ કરી નાખ્યુ ને ઋષિ માટે નાના પ્રકારના પકવાનો તૈયાર કરાવ્યા એ પછી સ્નાન આદિથી મુક્ત થઈને દુર્વાસા ઋષિ પાછા આવ્યા અને અંબરીષના મુખને જોઈને પૂછ્યું કે, 'તે ભોજન કર્યું કે શુ? હે દુરાત્મન્' અતિથિને જમાડ્યા પૂર્વે જ તુ જમી બેઠો કે?' એમ કહી ઋષિએ તેને શાપ દીધો અને તેથી અંબરીષ શાર્ઙ્ગધર ભગવાનનું સ્મરણ કરતા ભગવાન વિષ્ણુ ભક્તના ભયનુ ભંજન કરવા માટે વૈકુંઠને ત્યાગીને ત્યા આવી લાગ્યા, કારણ કે શ્રી નારાયણ ભક્તવત્સલ કહેવાય છે અને શરણાગતનુ સંરક્ષણ કરવુ એ તેનો પરાપૂર્વનો ધર્મ છે. સર્વ પુરાણોનુ એ જ કથન છે કે, પોતાના વત્સના ધ્વનિને સાભળી ગાય જેવી રીતે તરત દોડી આવે છે, તેવી જ રીતે ભક્તના પોકારને સાભળી ભક્તવત્સલ ભગવાન પણ તેના ઉદ્ધાર માટે તરત દોડીને આવે છે ઋષિએ અંબરીષને એવો શાપ આપ્યો હતો કે, 'જગતમાની અખિલ યોનિઓમા તારો જન્મ થાઓ અને તુ અનેક કાળ પર્યંત અનંત પ્રકારના ગર્ભવાસના દુ ખો ભોગવ'' એટલામા ભગવાન હૃષીકેશ પાસે આવીને ઊભા રહ્યા અને ઋષિનુ વચન મિથ્યા નહિ થાય એમ જાણીને અંબરીષ ભક્તભયભંજક ભગવાનનાં ચરણોમાં પડી ગયો એટલે વિષ્ણુ ભગવાને દુર્વાસા ઋષિને કહ્યુ કે 'તમે અંબરીષને શાપ દીધો છે પણ મારી

કે નહિ, એ વાતની શંકા જ છે; માટે હવે પૂછવાની શરૂઆત તો કરવી જ; પછી ભલે દેવની ઇચ્છામાં આવે તેમ કરે. એમ વિચાર કરી અર્જુન બીતો બીતો બોલવા લાગ્યો; પરંતુ તે એવી ખૂબીથી બોલ્યો કે, દેવ એકએ પ્રશ્નોત્તરમાં જ તેને પોતાનું સર્વ વિશ્વરૂપ બતાવી દે. શ્રીકૃષ્ણ અર્જુન માટે આમ કરે તેમાં શું આશ્ચર્ય ? વાછરડાને જોતાંની સાથે ગાય પ્રેમાવેશમા આવી ઊઠીને ઊભી થઈ જાય છે, તો પછી વાછરડાનુ મુખ તેના સ્તનની સાથે સ્પર્શ કરે, ત્યારે તે પોતાના દૂધના પ્રવાહને અટકાવી શકતી નથી. જે પાંડવોનું રક્ષણ કરવા માટે શ્રીકૃષ્ણ ભગવાન જંગલો અને પર્વતોમાં પણ રખડ્યા હતા, તેઓ અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના કોઈ પણ રીતે રહી શકે ખરા ? શ્રીકૃષ્ણ ભગવાન સ્વભાવથી જ પ્રેમમૂર્તિ છે અને તે પ્રેમને અર્જુનરૂપી પાત્ર મળ્યું, એટલે ભેદભાવ રહી શકે જ કેમ ? માટે અર્જુને પૂછતાંવાર જ દેવ આપોઆપ વિશ્વરૂપ ધારણ કરશે; માટે હવે આરંભના તે પ્રસંગનું શ્રવણ કરો. (૪૩)

अर्जुन उवाच-**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम । १ ॥**

અર્જુન બોલ્યો હે ભગવાન ! મારા પર અનુગ્રહ કરવા માટે આપે આત્મતત્ત્વના પ્રકાશક—અધ્યાત્મ નામક અતિશય ગુહ્ય તથા ભ્રમનાશક જે વચનોનો મને ઉપદેશ આપ્યો, તેના યોગે મારા સર્વ મોહ(ચિત્તભ્રમ)નો લોપ થયો છે. ૧

ત્યાર પછી પાર્થ બોલ્યો : હે કૃપાનિધે ! આપે કેવળ મારા લાભ

---

એને રક્ષવાની ઇચ્છા હોવાથી એ શાપ આપ મને દો.' દુર્વાસા ઋષિ મહાજ્ઞાની હોવાથી મનમા વિચાર કરવા લાગ્યા કે 'જે ભગવાનનો સાક્ષાત્કાર દેવોને પણ દુર્લભ છે, તે ભગવાનનો મારા શાપના યોગે અચાનક મૃતલોકના પ્રાણીઓને પણ સાક્ષાત્કાર થતાં તેમનો ઉદ્ધાર થશે. એવી પરોપકારમય ભાવનાથી તેમણે વિષ્ણુ ભગવાનને શાપ દેતા કહ્યુ કે, તુ ભૂમિમાં અવતરીને નાના સ્થાનમા જન્મ ધારણ કરજે. દશ વાર જન્મ—અવતાર ધારણ કર્યા પછી મારા શાપથી તુ મુક્ત થઈશ. તુ સહજ મહા વિશ્વાત્મા હોવાથી સ્થૂલ અને સૂક્ષ્મમા તારો જ નિવાસ છે, એટલે તારા અવતારથી જગતનો ઉદ્ધાર થશે અને ભૂમિનો ભાર ઊતરશે'' ભગવાને—જગત્પિતાએ દુષ્ટોના દમન અને સૃષ્ટિના પાલન માટે એ કાર્યકારણ શાપનો સ્વીકાર કર્યો અને તેથી ભગવાનના પ્રસિદ્ધ મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ. રામ, કૃષ્ણ અને બુદ્ધ એ નવ અવતાર થયા છે અને દશમો કલ્કિ અવતાર થવાનો છે, એવી માન્યતા છે. ભગવાનને એ ગર્ભવાસની ગંભીર પીડા કેવળ ભક્તના દુઃખનિવારણાર્થે જ ભોગવવી પડે છે.

માટે શબ્દાતીત ગુહ્ય રહસ્યનું નિરૂપણ કરી બતાવ્યું છે. જ્યારે પંચ મહાભૂતો બ્રહ્મમાં લીન થાય છે અને જીવ તથા માયા લય પામે છે, ત્યારે પરમાત્મા જે સ્વરૂપને ધારણ કરીને રહે છે, તે અંતિમ સ્વરૂપને કૃપણની પેઠે હૃદયમાં સંગ્રહેલું હોઈને વેદોથી પણ ગુપ્ત રાખ્યું હતું, તે આજે મારી સમક્ષ આપે હૃદય ખોલીને પ્રકટ કર્યું છે. જે અધ્યાત્મજ્ઞાન માટે શ્રી શંકરે પોતાનું ઐશ્વર્ય છોડી શ્મશાનમાં વાસ કર્યો, તે જ્ઞાન હે પ્રભો! આપે મને ક્ષણમાત્રમાં આપ્યું છે; પરંતુ જો એમ કહેવામાં આવે, તો પછી આપની જોડે ઐક્ય થવાની શી સાર્થકતા વારુ (ઐક્ય થયા પછી આપવા અને લેવાનો સંબંધ બાકી જ ક્યાંથી રહે વારુ)? પરંતુ મહામોહના પૂરમાં મને માથા સુધી ડૂબેલો જોઈને, આપે પોતે પૂરમાં ભૂસકો મારીને મને બહાર ખેંચી કાઢ્યો છે. આપના સિવાય આ જગતમાં અન્ય કોઈ પણ વસ્તુ નથી; પરંતુ અમારા કર્મોનું પ્રાબલ્ય તો જુઓ કે, અમે 'દેહ હું છું' એવા મોહના ચક્રમાં પડીને આપનાથી ભિન્ન છીએ એમ ખુલ્લેખુલ્લું કહીએ છીએ. હું આ જગતમાં કોઈ એક અર્જુન છું, એવું દેહાભિમાન ધરાવતો હતો તથા કૌરવોને આપ્ત માનતો હતો; તેમ જ એમને મારીશ તો તેથી થનારાં પાતક માટે કોણ જાણે મને શી શિક્ષા થશે, એવાં ખરાબ સ્વપ્ન જોતો હતો; પરંતુ હે પ્રભો! આપે મને જાગ્રત કર્યો છે. હે દેવ! હે લક્ષ્મીપતે! ગંધર્વનગરીની વસતી છોડી હું પાણી પીવાની ઇચ્છાથી મૃગજળ પીતો હતો, અથવા વસ્ત્રના બનેલા સર્પના દંશવાથી મને મરણની ખરી લહરીઓ આવતી હતી. આ પ્રમાણે અજ્ઞાનથી મરવા પડેલા મને જીવનદાન આપવાનું પુણ્ય આપે સંપાદન કર્યું છે. કૂવામાં પોતાના પડેલા પ્રતિબિંબને ન ઓળખતા સિંહ કૂવામાં કૂદી પડવાની તૈયારીમાં હોય અને તેને એવી અવસ્થામાં જોઈ અચાનક કોઈ આવીને તેનું જેમ રક્ષણ કરે, તેમ હે અનંત! અજ્ઞાનસાગરમાં ડૂબતો મને અટકાવીને આપે મારું સંરક્ષણ કર્યું છે, બાકી અત્યાર પર્યંત મારો તો એવો જ નિશ્ચય હતો કે, ભલે સપ્ત સમુદ્ર આ ક્ષણે જ એકત્ર થઈ જાય, અથવા આ સર્વ જગત ડૂબી જાય કે તૂટી પડે; (તોય ચિંતા નહિ) પણ ગોત્રજો સાથે મને યુદ્ધ કરવાનો પ્રસંગ ન આવે! આવા અહંકારના યોગથી મે આગ્રહરૂપી જળમાં ડૂબકી મારી હતી; પરંતુ આપ નિકટ હતા તો સારું થયું; નહિ તો તેમાંથી મને કોણ બહાર કાઢત વારુ? વાસ્તવિક રીતે હું ન હોવા છતાં કોઈ છું એમ માનવાનો અને જે કાંઈ પણ નથી તેને

પૌત્રજ નામ આપવાનો મને મોટો ઉન્માદ થયો હતો! પરંતુ એ ઉન્માદમાંથી આપે મારું રક્ષણ કર્યું! પૂર્વે અમે લાક્ષાગૃહમાં બળતાં હતાં તેમાંથી અમને બહાર કાઢી આપે અમારું સંરક્ષણ કર્યું હતું ખરું, પણ ત્યારે તો અમને કેવળ દેહનો જ ભય હતો; પરંતુ અત્યારે આ બીજા લાક્ષાગૃહમાં તો મારું ચૈતન્ય નષ્ટ થવાની અણી પર આવી લાગ્યું હતું; તેમાંથી પણ આપે મને ઉગાર્યો. દુરાગ્રહરૂપી હિરણ્યાક્ષ દૈત્ય મારી બુદ્ધિરૂપી પૃથ્વીને બગલમાં મારીને મોહરૂપી સમુદ્રના ઊંડા પાણીમાં લઈ ગયો હતો; એટલામાં આપના બોધના સામર્થ્યથી હું એકાએક શુદ્ધિમાં આવ્યો છું. આ તો આપને આ વરાહનો બીજો અવતાર જ ધારણ કરવો પડ્યો છે. આવા આપનાં મહત્કૃત્યો અપાર છે, તે મારી, એકની એક વાણી શી રીતે વર્ણવી શકે? વધારે શું કહું? આપે આપના પાંચે પ્રાણ મને અર્પણ કરી દીધા છે. હે દેવ! આપનો તે શ્રમ વ્યર્થ ન જતાં આપને યશની પ્રાપ્તિ થયેલી છે અને તે એ કે, મારા અજ્ઞાનનો સમૂળ નાશ થયો છે. હે મહારાજ! આનંદસરોવરમાંનાં કમળ જેવા આપનાં આ નેત્રો જેને માટે પોતાના કૃપાપ્રસાદનાં મંદિરો તૈયાર કરે છે (જેની ઉપર આપની કૃપાદૃષ્ટિ થાય છે), તેની સાથે મોહનો મેળાપ કદાપિ થતો જ નથી. મહારાજ! મૃગજળની વૃષ્ટિ વડવાનળને શું કરી શકવાની હતી? તેમ હે દાતાર! હું આપના કૃપામંદિરમાં પ્રવેશ કરી બ્રહ્મજ્ઞાનનો પૂર્ણ અનુભવ લીધા કરું છું; એટલે મારા મોહનો નાશ થાય તેમાં શું આશ્ચર્ય? ખરેખર હું આપના ચરણનો શપથ લઈને કહું છું કે, મારો હવે ઉદ્ધાર થઈ ગયો છે. (૯૮)

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥**

હે કમળપત્રાક્ષ! સકલ ચરાચરની ઉત્પત્તિ અને વિનાશ આપ વડે જ થાય છે અને આપ જ સર્વાત્મા તથા સર્વેશ્વર છો, એ બધું વિસ્તારપૂર્વક મેં આપના મુખથી સાંભળ્યું છે. ૨

હે કમળનયન! હે કોટિ સૂર્યના પ્રકાશવાળા! હે મહેશ! આજે મેં આપના મુખથી સાંભળ્યું છે કે, આ સર્વ ભૂતો જેનામાંથી ઉત્પન્ન થાય છે અને જેનામાં લય પામે છે, એવી જે માયા, તે માયા દેવે અર્થાત્ આપે મને વિસ્તારપૂર્વક કહી સંભળાવી છે. એવી રીતે તે માયાનું મૂળ બતાવીને પરમાત્માનું મૂળ સ્થાન પણ બતાવી દીધું છે,

કે જેના યશરૂપ વસ્ત્રને પરિધાન કરીને વેદો વસ્ત્રયુક્ત થયેલા છે (વેદો જે પરમાત્માના યશો ગાય છે). જે વેદો ઉત્પન્ન થઈને અસ્તિત્વમા છે અને જેમનામાંથી ધર્મ જેવા રત્નો નીપજે છે; પરંતુ હે દેવ! એ સર્વ કાર્યો આશ્રય કરતા હોવાથી જ બને છે. હે દેવ! આપનુ જે અગાધ માહાત્મ્ય જે સર્વ માર્ગો દ્વારા જાણવાને યોગ્ય છે અને જે આત્માનુભવથી પરિપૂર્ણ છે, તે આપે મને બતાવી દીધું છે. જેમ વાદળાનો લોપ થતાં જ આકાશમાં સૂર્યમંડળ દૃષ્ટિગોચર થાય છે, અથવા તો હાથ વડે લીલને દૂર કરતા જ સ્વચ્છ જળ દેખાય છે, અથવા ચંદનના વૃક્ષને સર્પોએ નાંખેલો ઘેરો નીકળી જતાં તેને આલિંગન આપી શકાય છે, અથવા પિશાચનો નાશ થયા પછી તરત જ દ્રવ્ય હસ્તગત થાય છે, એવી જ રીતે જ્ઞાનને આવરણરૂપ ઢાંકી દેનારી જે માયા હતી, તેને શ્રીકૃષ્ણદેવે બાજુએ હઠાવી દીધી હોવાથી મને બ્રહ્મત્વનો મેળાપ થયો છે; એટલા માટે હે દેવ! આપની અગાધ શક્તિનો હવે મારા જીવમાં પૂરેપૂરો વિશ્વાસ બેઠો છે; પરંતુ મારા મનમા બીજી ઇચ્છા ઉત્પન્ન થઈ છે. જો શરમ રાખીને એ વિષે આપને ન પૂછુ તો પછી બીજા કોને પૂછુ ? કારણ કે આપના સિવાય મારું બીજુ કોઈ સ્થાન જ નથી. મત્સ્ય જો જળનો આભારૂ માનીને તેને પરિશ્રમ ન આપતાં બહાર રહેવાનો મનમાં ઉદ્દેશ રાખે અથવા તો બાળક જો માતાની પાસે સ્તનપાન કરવામાં લજ્જા ધારણ કરે, તો હે શ્રીહરિ! તેમના બચવાનો બીજો કોઈ ઉપાય છે ખરો? એટલા માટે સંકોચ ન ધરતાં મનમાં આવે તે પ્રશ્ન આપને પૂછવો જ; આ પ્રમાણે અર્જુન હજી તો કહેતો હતો, એટલામાં તો તરત જ શ્રીકૃષ્ણદેવ બોલી ઊઠ્યા કે, તારું એ ભાષણ હવે રહેવા દે અને તને શી ઇચ્છા ઉત્પન્ન થઈ છે, તે મને કહે. (૮૦)

एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

હે પરમેશ્વર! આપના સ્વરૂપનુ જેવુ વર્ણન કર્યું તે બરાબર તેજ છે; પરતુ હે પુરુષોત્તમ! આપના જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, વીર્ય અને તેજયુક્ત રૂપને પ્રત્યક્ષ જોવાની ઇચ્છા છે. ૩

પછી અર્જુન બોલ્યો: હે દેવ! આપે મારી જે જે વાતો કહી, તેમના અનુભવથી મારી દૃષ્ટિ શાંત થઈ છે. હવે જેની ઇચ્છાથી આ સર્વ જગતની ઉત્પત્તિ તથા લય થાય છે અને જે સ્થાનને આપ

'પોતાના સ્વરૂપ તરીકે ઓળખાવો છો, તે આપનું મુખ્ય સ્વરૂપ કૃપા કરી દેખાડો. જ્યાંથી આપ દેવોનાં સંકટોનું નિવારણ કરવાના નિમિત્તથી દ્વિભુજ, ચતુર્ભુજ ઇત્યાદિ રૂપો ધારણ કરીને પધારો છો; ક્ષીરસમુદ્રમાંના શેષશયનના આરંભથી મત્સ્ય–કૂર્માદિ અવતાર ધારણ કરી, સર્વ અવતારકૃત્યોની સમાપ્તિ થયા પછી હે ગારુડી શ્રીકૃષ્ણ! જે સ્થળે આપ પુનઃ પ્રયાણ કરો છો; ઉપનિષદો જેના ગુણાનુવાદ કરે છે; યોગીજન હૃદયમાં સ્મરીને જેનું ધ્યાન ધરે છે અને જેને સનકાદિક ઋષિઓ નિત્ય આલિંગન આપીને રહે છે; એવા જે આપના અગાધ વિશ્વરૂપની કીર્તિ અમે સાંભળીએ છીએ, તે જોવા માટે હે દેવ! મારું મન ઘણું અધીરું થઈ રહ્યું છે. આપે મારો સંકોચ દૂર કરી ઇચ્છા પૂછી, તેથી હું કહું છું કે, મારી આ જ એક બલવત્તર ઇચ્છા છે. આપના સર્વ વિશ્વસ્વરૂપને મારી દૃષ્ટિથી જોવાનો મારા મને અખંડ ધ્યાસ લીધો છે. (૮૯)

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

હે પ્રભો!+ તે આપનુ રૂપ મારા વડે જ જોવાનું શક્ય છે એમ જો આપને લાગતું હોય, તો હે યોગેશ્વર! આપના તે અવિનાશી સ્વરૂપનુ મને દર્શન કરાવો. ૪

પરંતુ હે શાર્ઙ્ગધર! મારા મનમાં હજી એક એવી શંકા છે કે, આપનુ વિશ્વરૂપ જોવાની મારામાં યોગ્યતા છે કે નહિ, તે મને પોતાને સમજાતું નથી; અને એનું કારણ પૂછો તો તે એ જ છે કે, શું રોગી પોતાના રોગના નિદાનને જાણી–ઓળખી શકે છે ખરો? તેમ જ વળી હે મહારાજ! જેમ આસક્તિ પ્રબળ થવાથી મનુષ્ય પોતાની યોગ્યતા વીસરી જાય છે, અથવા તૃષાતુરને તેની તૃષા શાંત કરવા માટે સમસ્ત સમુદ્ર પણ શક્તિમાન થવાનો નથી એમ લાગે છે, તે જ પ્રમાણે તેવી જ પ્રબળ ઇચ્છાથી હું પણ ભુલાવામા પડી ગયેલો હોવાથી મારી ઇચ્છાને હું દાબી શકતો નથી, એટલા માટે માતા પોતાના સંતાનની યોગ્યતાને જાણીને જેવી રીતે તેની ઇચ્છાને પૂરી કરે છે, તેમ હે જનાર્દન! મારા અધિકારનો વિચાર કરીને પછી આપ આપના વિશ્વરૂપનું મને દર્શન આપવાનો આરંભ કરો. જો મારો અધિકાર હોય

+ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તથા અંતર્યામીરૂપથી શાસન કરનારા હોવાને લીધે ભગવાનનું નામ 'પ્રભુ' છે.

તો મારા પર કૃપા કરો અને જો મારો અધિકાર ન હોય તો સ્પષ્ટ મને ના પાડી દો. પંચમ સ્વરમય ઉત્તમ સંગીતના શ્રવણથી બહેરાને આનંદ ક્યાંથી મળી શકે? એકલા ચાતકની જ તૃષા શાંત કરવા માટે જ મેઘ જળવૃષ્ટિ કરે છે, પણ જગત માટે કરતો નથી, એવો કાંઈ પ્રકાર નથી, પરંતુ મેઘ તો સર્વને જ માટે જળ-વૃષ્ટિ કરે છે; પણ તે વૃષ્ટિ ખડક પર થતાં વ્યર્થ જ જાય છે. ચંદ્રપ્રકાશથી કેવળ ચકોરને જ અમૃતની પ્રાપ્તિ થાય છે અને બીજાને તેવી પ્રાપ્તિ ન થાય એવા શપથ આપેલા છે કે? ના. પણ (ચકોરના જેવી અમૃતપાન કરવાની યુક્તિને બીજાઓ જાણતા નથી, તેથી તેમને જેમ તેનો કશો લાભ મળતો નથી તેજ પ્રમાણે) દૃષ્ટિ વિના પ્રકાશ વ્યર્થ છે (છતાંય ચંદ્ર તો પ્રકાશે છે); અર્થાત્ આપ ઘણું કરીને પોતાનું વિશ્વરૂપ મને દેખાડશો જ એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે; કારણ કે ભયંકર અથવા સુંદર સ્વરૂપ બતાવવાની આપની શક્તિ અલૌકિક છે! કારણ કે આપનુ ઔદાર્ય સ્વતંત્ર છે અને આપની, જ્યારે કોઈ એક વસ્તુ આપી દેવાની, ઇચ્છા થઈ જાય છે, તે વેળાએ પાત્રતા કે અપાત્રતાનો ભેદ આપ માનતા નથી, પણ આપ સર્વ પ્રત્યે સરખા ઉદાર રહો છો. એનું પ્રત્યક્ષ ઉદાહરણ એ છે કે, મોક્ષ સમાન આપનુ પવિત્ર ધામ મોક્ષ આપે પોતાના શત્રુઓને પણ આપી દીધુ છે! ખરેખર જોકે એ દુષ્પ્રાપ્ય વસ્તુ છતા તે પણ આપના ચરણની સેવા કરે છે અને તેને જ્યાં જવાની આજ્ઞા કરો, ત્યા જઈને તે દાસ પ્રમાણે આપની આજ્ઞાનું પાલન કરે છે. જે પૂતના સ્તનમાં વિષ ચોપડીને આપને મારી નાખવાના હેતુથી સ્તનપાન કરાવવા આવી હતી, તેને પણ આપે સનકાદિકની બરાબર સાયુજ્ય મુક્તિ આપી છે. (૧૦૦)

હે મહારાજ! ધર્મરાજાના રાજસૂય યજ્ઞમાં ત્રિભુવનમાંના દેવો, ઋષિઓ તથા રાજાઓ એકત્ર થયા હતા. તે વેળાએ જેણે દુર્વાક્યો ઉચ્ચારીને આપનુ અપમાન કર્યું હતું, તે મહા અપરાધી[×] શિશુપાલને

× જે વેળાએ ધર્મરાજાએ ઇંદ્રપ્રસ્થમા રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો હતો, તે વેળાએ ત્યા દેશદેશના રાજાઓ એકત્ર થયા હતા અને તેમનામાં શિશુપાલ પણ હતો ત્યાં અગ્રપૂજા કોની કરવી, એ વિષે વાદવિવાદ થતાં ભીષ્મપિતામહના અભિપ્રાયથી શ્રીકૃષ્ણની અગ્રપૂજા કરવાનો નિશ્ચય થયો અને તેથી ધર્મરાજા શ્રીકૃષ્ણની પૂજા કરવા લાગ્યા. શિશુપાલથી એ સહન ન થતાં તે ભીષ્મ અને કૃષ્ણની નિંદા કરવા લાગ્યો, પણ તેના બોલવા તરફ કોઈએ કાંઈ ધ્યાન આપ્યુ નહિ. એટલે તે વધારે ઉશ્કેરાઈને સભામાં બોલવા લાગ્યો કે,

પણ આપે સારૂપ્ય-મુક્તિ પ્રદાન કરી હતી અને હે ગોપાળકૃષ્ણ! ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવને અચળ પદની ઇચ્છા હતી કે? પિતાના અંક પર બેસવાનું સુખ મળે એ જ ઇચ્છાથી તે વનમાં ગયો હતો; પરંતુ આપે તેને ચંદ્ર–સૂર્યાદિક કરતાં પણ શ્રેષ્ઠ સ્થાને સ્થાપિત કર્યો. આ પ્રમાણે દુઃખી જનોને ઉદારતાપૂર્વક દાન આપનારા એક આપ જ છો. અજામિલે* મૃત્યુસમયે પુત્રમિષે નારાયણ નામનો ઉચ્ચાર કરવાથી,

---

'અહીં દેવર્ષિ, રાજર્ષિ અને મોટા મોટા બ્રહ્મર્ષિઓ પધારેલા હોવા છતાં આ ગોપપુત્રની પૂજા થાય છે એ યોગ્ય નથી!' એમ કહીને તે ભીષ્મને ઉદ્દેશીને અનેક દુર્વચનો ઉચ્ચારવા લાગ્યો અને અંતે હાથચાલાકી પર આવી લાગ્યો. એટલે ભીમનો કોપ અનિવાર્ય થતાં શિશુપાલના શરીર પર તે ધસી ગયો; પણ ભીષ્મપિતામહે તેને અટકાવ્યો અને તેને શિશુપાલની મૂળ કથા સંભળાવી એટલે તે શાંત થયો, એથી વિશેષ રોષમાં ભરાઈને શિશુપાલ ભીષ્મને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, 'હે ભીષ્મ! તેં ભીમને બેસાડી શા માટે દીધો? એને મારી જોડે લડવા દે; હું એક ક્ષણમાં જ એનો પરાભવ કરીને એને પરલોકમાં મોકલી દઉં છું!' એમ કહીને વળી તે વધારામાં ભીષ્મને કહેવા લાગ્યો કે. 'ઓ મૂર્ખ-શિરોમણિ! આ સ્થાનમાં મોટા મોટા બ્રહ્મર્ષિઓ હોવા છતાં આ ગોવાળિયાના છોકરાની પૂજાનો તે આરંભ કરાવ્યો છે, એ તારી કૃતિ મને યોગ્ય લાગતી નથી. એટલા માટે જે એની પૂજા કરશે તેનો હુ અવશ્ય વધ કરીશ અને મારી જોડે જે કોઈ યુદ્ધ કરવા આવશે, તેને પણ નિસંશય મારી નાખીશ' તેમ જ કૃષ્ણનો વધ કરવામાં પણ હું આગળપાછળનો વિચાર કરવાનો નથી'' શિશુપાલના એ અંતિમ વાક્ય પૂરું થતા શ્રીકૃષ્ણ મૃદુ અને શાંતવાણીથી બોલ્યા કે, 'શિશુપાલ મારી ફોઈનો પુત્ર થાય છે અને એણે મને અનેક અન્યાયો કરેલા છે. એને દ્વારિકાપુરીને દગ્ધ કરી હતી; ભોજ રાજાને રૈવતક પર્વત પરથી બાંધીને લઈ ગયો હતો અને વસુદેવના યજ્ઞમાના અશ્વને મારી નાખ્યો હતો; પરંતુ મારાં ફોઈને મેં આશ્વાસન આપેલું હોવાથી એના સર્વ અપરાધોને આજ સુધી મેં ક્ષમા કર્યાં હતા, કિંતુ આજનું અપમાન મારાથી સહન કરી શકાય તેમ નથી, આજે એના સો અપરાધ પૂરા થયા છે!' એટલું કહીને શ્રીકૃષ્ણે શિશુપાલ પર પોતાનું દિવ્ય ચક્ર ચલાવી તેના માથાને ધડથી વેગળું કરી નાખ્યુ અને તેનો ઉદ્ધાર કર્યો' કારણ કે તેની ભક્તિ (વિરોધભક્તિ) પરિપૂર્ણ હતી અને તેથી જ તેને સાયુજ્ય મુક્તિ આપવામાં આવી હતી.

* કાન્યકુબ્જ દેશમાં પરનારીલંપટ અને અતિશય દુરાચારી અજામિલ નામનો એક બ્રાહ્મણ વસતો હતો. તે ચોરી ઇત્યાદિ નીચ કર્મો કરીને પોતાનું અને પોતાની પ્રિયતમાના કુટુંબનું પોષણ કરતો હતો. તેને પોતાની સ્ત્રીથી દશ સંતાનો થયાં હતાં અને તેમાં નારાયણ નામનો એક સર્વથી નાનો પુત્ર હતો. તેના પર

તેને તમે મુક્તિ આપી હતી. હે પ્રભો? જે ભૃગુઋષિએ આપના હૃદય પર લાત મારી હતી, તેનું શ્રીવત્સલાંછન ચિહ્ન આપે આપના હૃદય પર ભૂષણ તરીકે ધારણ કર્યું છે. આપના વેરી શંખાસુરના શરીરને આપે આપના હાથમાં ધારણ કર્યું છે. આ પ્રમાણે અપકાર કરનારા ઉપર પણ આપ ઉપકાર જ કરો છો અને અપાત્ર મનુષ્યને પણ આપ ઔદાર્યથી દાન આપો છો. આપ બલિરાજા પાસે દાન માગવા જઈને તેના દ્વારપાળ થયા હતા. જે ગણિકા આપને પૂજતી નહોતી અને આપના ગુણાનુવાદ પણ સાભળતી નહોતી, તેણે પોપટને જ બોલાવવા સારુ કેવળ આપના નામની હાક મારી; એટલે આપે તેને વૈકુંઠસુખની પ્રાપ્તિ કરાવી આપી હતી. આવાં ક્ષુલ્લક કારણોથી પણ આપ સ્વસ્વરૂપ પ્રાપ્ત કરાવી આપો છો. તે આપ મને ભિન્ન પ્રાપ્તિ કેમ કરવા દેશો વારુ? જે કામધેનુ પોતાના દૂઝતાપણાની અધિકતા વડે જગતનાં સંકટોનુ નિવારણ કરે છે, તેનાં પોતાના જ વાછરડાં ક્યારેય ઉપવાસી રહે ખરાં? તેથી મેં જે વસ્તુ માટે વિનતિ કરેલી છે, તે વિશ્વરૂપનું, દેવ મને દર્શન ન કરાવે એમ કદી બનવાનુ નથી; પરંતુ વિશ્વરૂપ જોવાની યોગ્યતા મને આપો. આપના વિશ્વરૂપને મારી આંખો જોઈ શકશે, એમ જો આપની ખાતરી હોય, તો હે દેવ! વિશ્વ-રૂપને જોવાની મારી ઇચ્છા પરિપૂર્ણ કરો. (૧૧૧)

અર્જુને આવી વિનતિ કરી, ન કરી, એટલામા ષડ્ગુણૈશ્વર્યના રાજા જે શ્રીકૃષ્ણ તેમનાથી તે પ્રાર્થના સહન કરી શકાઈ નહિ. અર્જુન વર્ષાકાળ સમાન અને શ્રીકૃષ્ણ વર્ષાકાળે ઉત્પન્ન થતા કૃપામૃતયુક્ત મેઘ સમાન દેખાવા લાગ્યા; અથવા અર્જુન વસંતઋતુવત્ અને શ્રીકૃષ્ણ

---

તેની ઘણી જ પ્રીતિ હતી એટલે સુધી કે, નારાયણ વિના એક પળવાર પણ તેને ગમતુ નહોતુ. અંતે જ્યારે તેના મૃત્યુનો સમય પાસે આવ્યો અને યમના દૂતો આવીને તેના પંચ પ્રાણોને હરવા લાગ્યા, ત્યારે પણ તે પોતાના પુત્રના નારાયણ નામનો વારંવાર ઉચ્ચાર કરીને તેને બોલાવતો જ રહ્યો. આવી સ્થિતિને જોઈ પ્રત્યક્ષ વિષ્ણુએ ત્યાં પધારીને તેના પ્રાણ બચાવ્યા અને વિષ્ણુના પાર્ષદો તેને વૈકુંઠમાં લઈ ગયા. સારાશ કે, ઈશ્વરના નામનો મહિમા અગાધ છે. કારણ કે અજામિલ જો કે અત્યંત નીચ હતો અને પાપી હતો, તોપણ તેના મુખે નિરંતર ' નારાયણ નારાયણ ' એ નામનો ઘોષ થતો હોવાથી પાપી હોવા છતા પણ તેનો ઉદ્ધાર થઈ ગયો. તે સંસારસાગરમાથી તરીને સુખરૂપ નિર્વિઘ્ન પાર થઈ ગયો. એટલા માટે જ કહેલુ છે

'સર્વ પાપ જાતાં ટળી, લેતાં પ્રભુનું નામ;
અધિકારી જે નરકનો, પામે શાશ્વત ધામ!'

તેમાં મંજુલ શબ્દ કરનાર કોકિલ પક્ષી હોયને એવો ભાસ થવા લાગ્યો. પૂર્ણ ચંદ્રના પ્રતિબિંબને જોઈને જેમ ક્ષીરસાગરમાં ભરતી આવે છે, તેમ તે સમુદ્રથી બમણી કરતાં પણ વધારે પ્રેમભરતીથી શ્રીકૃષ્ણનું હૃદય ઉછાળા મારવા લાગ્યુ. પછી શ્રીકૃષ્ણ પ્રસન્નતાના ઉભરામાં મોટા ધ્વનિથી બોલી ઊઠ્યા: 'હે પાર્થ! મારાં અગણિત સ્વરૂપોને નિહાળ. અર્જુનના મનમાં તો દેવના એક વિશ્વરૂપને જોવાનો જ ઉદ્દેશ હતો; પરંતુ શ્રીકૃષ્ણે તો સર્વ જગત વિશ્વરૂપ છે, એમ બતાવ્યુ. ધન્ય છે, પ્રભુના ઔદાર્યને! ઔદાર્ય અપરિમિત હોવાથી, તે યાચકોને તેમની માગણી કરતાં પણ હજારોગણું આપે જ જાય છે. અહો! જે ગુહ્ય વિશ્વરૂપ શેષની બે હજાર આંખોને પણ બતાવ્યુ નહોતું, જેનાથી વેદો પણ વંચિત છે અને લક્ષ્મીથી પણ જે ગુપ્ત રાખ્યુ હતું તે વિશ્વરૂપ હવે અનેક પ્રકારે પ્રકટ કરીને પ્રભુએ પાર્થને દેખાડવાનો વ્યવસાય આરંભ્યો છે. ધન્ય છે, તે અર્જુનના ભાગ્યને! કોઈ મનુષ્ય જાગ્રદાવસ્થામાંથી સ્વપ્નાવસ્થામા જાય છે, ત્યારે જેમ સ્વપ્નમાં દૃષ્ટિગોચર થતા સર્વપદાર્થરૂપ તે પોતે જ બની જાય છે, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણ પોતે જ બ્રહ્માંડ થયા છે! પ્રભુએ શ્રીકૃષ્ણસ્વરૂપને ત્યાગીને જે અજ્ઞાન દૃષ્ટિના પટલથી લોકોને મનુષ્યરૂપ દેખાતા હતા, તે પટલને ખસેડી પોતાના સમસ્ત યોગબળને પ્રકટ કર્યું; પરંતુ અર્જુનથી એ રૂપ જોઈ શકાશે કે નહિ, તેનું સ્મરણ સુદ્ધાં ન રહેવાથી, તેઓ પ્રેમાવેશમાં એકાએક, મારા રૂપને નિહાળ, એમ કહેવા લાગ્યા. (૧૨૨)

श्रीभगवानुवाच–पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतिनि च ॥ ५ ॥

(આ પ્રકારે અર્જુને પ્રાર્થના કરવાથી) શ્રી ભગવાન બોલ્યા. હે પાર્થ! અનેક પ્રકાર, અનેક વર્ણ અને અનેક આકારનાં મારાં સેંકડો અને હજારો અલૌકિક રૂપોને નિહાળ. ૫

હે અર્જુન! તેં મારા એક જ વિશ્વરૂપને જોવાની ઇચ્છા દર્શાવી ને તેથી જો હુ એક જ રૂપ તને બતાવુ તો તેમાં આશ્ચર્ય શું? માટે મારા સ્વરૂપમાં જ સર્વ જગત ભરેલુ છું, તે તું નિહાળ. મારાં રૂપો કેવાં છે એમ જો તારા મનમાં આવે, તો તે ઇચ્છાને પ્રત્યક્ષ તે રૂપોને જોઈને જ તૃપ્ત કરી લે. મારાં કેટલાંક રૂપો કૃશ, કેટલાંક સ્થૂળ, કેટલાંક ઠીંગણાં, કેટલાંક ઊંચાં, કેટલાંક જાડા, કેટલાંક પાતળાં અને કેટલાંક અમર્યાદ છે; કેટલાંક વિસ્તૃત, કેટલાંક નિષ્કપટી, કેટલાંક ઉદ્યોગ કરનારાં, કેટલાંક સ્વસ્થ બેસી રહેનારાં, કેટલાંક ઉદાસી,

કેટલાં પ્રેમયુક્ત અને કેટલાક તીવ્ર બુદ્ધિનાં છે, કેટલાંક અસાવધ, કેટલાંક સાવધ, કેટલાંક સુંદર, કેટલાંક ગભીર, કેટલાંક ઉદાર, કેટલાંક કૃપણ, કેટલાંક ક્રોધી, કેટલાંક શાંત, કેટલાંક ઉત્તમ મદથી યુક્ત, કેટલાંક નિરુપયોગી, કેટલાંક આનંદયુક્ત, કેટલાંક પોકાર કરનારાં અને કેટલાંક ન બોલનારા છે; કેટલાંક સૌમ્ય, કેટલાક લોભી, કેટલાક વિરક્ત, કેટલાંક જાગ્રત, કેટલાંક નિદ્રિત, કેટલાક સંતોષી, કેટલાંક દુઃખી, કેટલાક પ્રસન્ન, કેટલાંક નિઃશસ્ત્ર, કેટલાંક શસ્ત્રધારી, કેટલાક ઉગ્ર, કેટલાંક સ્નેહાળ, કેટલાંક ભયંકર, કેટલાંક ચિત્રવિચિત્ર, કેટલાંક સમાધિસ્થ, કેટલાંક ઉત્પત્તિની લીલામાં નિમગ્ન, કેટલાંક પ્રીતિથી પાલન કરનારાં, કેટલાક ક્રોધથી સંહાર કરનારાં અને કેટલાંક સાક્ષી-ભૂત–આ પ્રમાણે વિવિધ પ્રકારનાં, અનેક અને તેજસ્વી તથા ભિન્ન ભિન્ન વર્ણોનાં મારાં રૂપો છે. કેટલાંક તપ્ત સુવર્ણ જેવાં, તે જ પ્રમાણે સેકડો પીળા રંગનાં, કેટલાંક સૂર્યના અસ્તસમયે આકાશ જેવું સુશોભિત દેખાય છે તેવાં, કેટલાંક રક્તવર્ણનાં, કેટલાંક અતિ સુંદર, કેટલાંક માણિક્યખચિત બ્રહ્માંડ જેવાં સુશોભિત, કેટલાંક અરુણોદયના જેવાં રક્ત વર્ણનાં, કેટલાંક શુદ્ધ સ્ફટિકના જેવાં સ્વચ્છ અને શુભ્ર વર્ણનાં, કેટલાંક ઇંદ્રનીલમણિના જેવાં લીલા, કેટલાક કાજળ જેવાં કાળાં, કેટલાંક રક્ત જેવાં લાલ, કેટલાંક તાવેલા સુવર્ણ જેવા પીળાં, કેટલાંક નવા મેઘ જેવાં શ્યામ વર્ણનાં, કેટલાંક ચંપાના પુષ્પ જેવાં પીળાં, કેટલાક લીલાછમ, કેટલાંક તપ્ત તાંબાના જેવા લાલ અને કેટલાંક ચંદ્ર જેવા અતિ શુભ્ર–આવાં મારાં નાના પ્રકારનાં રૂપોને નિહાળ. જેમ આ ભિન્ન ભિન્ન રંગો છે, તે પ્રમાણે ભિન્ન ભિન્ન આકૃતિઓ પણ છે કે જે આકૃતિઓના સૌંદર્ય આગળ પોતે મદન પણ લજવાઈને શરણે આવ્યો છે. કેટલાક મૂર્તિમાન સૌંદર્ય, કેટલાંક તેજઃપુંજ તથા કેટલાંક એવાં મનોહર છે, કે જાણે શૃંગારલક્ષ્મીનો ભંડાર જ ખુલ્લો ન થઈ ગયો હોય! કેટલાક મૃદુ, કેટલાંક ખરબચડાં, કેટલાંક અતિ વિકરાળ, કેટલાંક ઊંચી ડોકવાળા અને કેટલાક પ્રચંડ મસ્તકવાળા ભયંકર છે. હે સુભદ્રાપતે! આ પ્રમાણે મારા રૂપની સેકડો આકૃતિઓ છે, અને તેમને જોવા જતા તેમનો પાર આવે તેમ નથી. એ એક એક રૂપના એક એક અવયવમાં સમસ્ત જગત ભરેલું છે તે નિહાળ. (૧૪૦)

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત! બાર આદિત્ય, આઠ વસુ, અગિયાર રુદ્ર, બે અશ્વિનીકુમાર, ઓગણપચાસ મરુદ્ગણ અને પૂર્વે કદી પણ જોયાં ન હોય એવાં અનેક આશ્ચર્યકારક રૂપો મારામાં છે, તેમને નિહાળ. ૬

મારી દૃષ્ટિ ઊઘડતાંની સાથે આદિત્યાદિ દેવોની ઉત્પત્તિ થાય છે અને પુનઃ તે જ દૃષ્ટિ બંધ થતાં સર્વ દેવો લય પામે છે. મારા મુખમાંના શ્વાસોચ્છ્વાસ સાથે સર્વ જ્વાલામય થઈને જ્વાલામાંથી અષ્ટ વસુનો સમુદાય ઉત્પન્ન થાય છે અને મારી ભ્રૂકુટિના છેડા કોપથી એક સ્થાનમાં મળી જતાં દેખાય કે, તરત એકાદશ રુદ્રગણ ઉત્પન્ન થયેલા દૃષ્ટિએ પડે છે. મારી સૌમ્ય મુદ્રામાંથી અસંખ્ય અશ્વિનીકુમારો ઉત્પન્ન થાય છે અને હે પાંડવ! મારા કાનમાંથી અનેક વાયુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે મારા એક એક અવયવની લીલામાંથી દેવ અને સિદ્ધોના કુળો ઉત્પન્ન થાય છે. તે અપાર અને વિશાળ રૂપોને આ સ્થળે જો. જે રૂપોનું વર્ણન કરવામાં વેદોની પણ વાણી કુંઠિત થયેલી છે અને જે રૂપોને નિહાળવામાં કાળનું આયુષ્ય પણ ખૂટી પડયું છે, તેમ જ જે રૂપોનો અંત બ્રહ્મદેવથી પણ લઈ શકાયો નથી અને જેમનું નામ ત્રણ વેદોએ પણ કદી સાંભળ્યું નથી, તે મારા અનેક રૂપોને આ સ્થળે પ્રત્યક્ષ જોઈ લે અને તેમનાં દર્શન દ્વારા આશ્ચર્યકારક લીલાનો તથા મહાસિદ્ધિનો ઉપભોગ કર. (૧૪૭)

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

હે ગુડાકેશ! ચરાચર સહિત આ સર્વ જગત અને અન્ય જે કંઈ તું જોવા ઇચ્છે છે, તે સર્વ આજે મારા દેહમા એક જ સ્થળે રહેલું જોઈ લે. ૭

હે કિરીટિ! એ રૂપના પ્રત્યેક રોમના મૂળમાં જે સૃષ્ટિ રહેલી છે, તે નિહાળ. એ જાણે કલ્પતરુના થડની આસપાસ કુમળું ઘાસ જ ન ઊગ્યું હોય, તેવો જ ભાસ થાય છે! જેવી રીતે ઝંઝાવાતના યોગથી જેમ પૃથ્વી પરના પરમાણુઓ પ્રકાશમાં ઊડતા હોવાનું દેખાય છે, તેવી જ રીતે આ રૂપોના પ્રત્યેક અવયવના સાંધેસાંધામાં બ્રહ્માંડનાં સમૂહોના સમૂહો ભ્રમણ કર્યા કરે છે. એ એક એક સ્વરૂપના અવયવોમાં સમસ્ત બ્રહ્માંડ ભરેલું છે તે જો; અને જો તને કદાચિત્ વિશ્વથી પણ પર વસ્તુને જોવાની ઇચ્છા થાય, તો તે માટે પણ સંકટ સહન કરવાનું કાંઈ કારણ નથી. તને જે ગમે, તે તું આ મારા શરીરમાં સુખથી જોઈ લે. આ પ્રમાણે તે વિશ્વરૂપ શ્રીકૃષ્ણ પૂર્ણ પ્રેમથી બોલ્યા.

પછી પોતાનુ સ્વરૂપ અર્જુન જુએ છે કે નહિ, તેની તપાસ કરતાં તે તો સ્વસ્થ બેસી રહેલો તેમને દેખાયો. એ આમ સ્વસ્થ થઈને કેમ બેસી રહેલો છે, તેનુ કારણ તપાસતાં તેમને, તે તેમનું વિશ્વરૂપ જોવાની આશામાં જેવો મગ્ન થઈ ગયો હતો, તેવી જ સ્થિતિમાં દેખાયો. (૧૫૩)

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

પરંતુ આ તારાં ચર્મચક્ષુઓ વડે તું મને જોઈ શકવાનો નથી એટલા માટે હુ તને દિવ્ય ચક્ષુ આપું છું; અને પછી તુ મારી ઈશ્વરીય શક્તિઓનું અવલોકન કર. ૮

ત્યાર પછી તેઓ મનમાં જ કહેવા લાગ્યા કે, આની ઉત્કંઠા અદ્યાપિ ઓછી થઈ નથી અને આને (વિશ્વરૂપદર્શનથી) આનંદ પણ થયો નથી. મેં એને વિશ્વરૂપનું દર્શન તો કરાવ્યું, પણ તે એનાથી જોઈ શકાયુ નથી. એમ સ્વગત વિચાર કરી દેવ હસ્યા અને અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, 'મેં તો તને વિશ્વરૂપ બતાવ્યું; પણ તું તો તેને જોતો જ નથી, એ શું?' એ બોલવું સાંભળી બુદ્ધિમાન અર્જુન કહેવા લાગ્યો કે, 'હે મહારાજ! એ દોષ કોનો છે? તમે બગલા પાસે ચંદ્રામૃતપાનનો પ્રયત્ન કરાવો છો! (ચંદ્રામૃતના ભોક્તા ચકોર પક્ષી છે, બગલા નથી.) મહારાજ! આપ દર્પણને લૂછી સ્વચ્છ કરીને તે અંધ મનુષ્યને બતાવવાની ખટપટ કરો છો અને હે હૃષીકેશ? બહેરાની આગળ ગાયન લલકારવા બેઠા છો. હે શાર્ઙ્ગધર! આપ જાણી જોઈને પુષ્પ-પરાગનો ચારો ભ્રમરને ન નીરતાં દેડકાને નીરો છો અને તે વ્યર્થ થાય-તેવો લાભ ન લેવાય તો તેથી બીજા પર કોપ શાને કરવો જોઈએ? જે વિશ્વરૂપ ઇંદ્રિયોને અગોચર છે, એવું શાસ્ત્રોએ પણ વર્ણન કર્યું છે અને જેને કેવળ જ્ઞાનદષ્ટિ જ જોઈ શકે છે, તે રૂપને જો તમે મારાં ચર્મચક્ષુઓ સમક્ષ રજૂ કરો, તો હું તેને કેવી રીતે જોઈ શકું? પરંતુ તમારી આ ચૂક વિષે જરા પણ ઉચ્ચાર ન કરતાં સ્વસ્થ થઈને બેસી રહેવું એ જ ઠીક છે. એમ ધારી હું સ્વસ્થ જ બેઠો.' અર્જુનનું આ કથન સાંભળી દેવ બોલ્યા: 'ભાઈ અર્જુન! તારું બોલવું મને માન્ય છે. તને જો વિશ્વરૂપ બતાવવાની જ મારી ધારણા હોય, તો મારે તને પ્રથમ તે જોવાનુ સામર્થ્ય આપવું જ જોઈએ; પરંતુ પ્રેમના ઉમળકામા બોલતાં બોલતાં તને જ્ઞાનદષ્ટિ આપવાનુ મને વિસ્મરણ જ થઈ ગયુ હતું! ખેડ કર્યા સિવાય બીજ વાવવાથી તેટલો સમય જેમ વ્યર્થ જાય છે, તેમ તને દિવ્ય

ચક્ષુ આપ્યા સિવાય વિશ્વરૂપ બતાવવાની મારી ખટપટ પણ વ્યર્થ થઈ છે. માટે હવે તને એવી દૃષ્ટિ આપું છું, કે જેના યોગથી તું મારું વિશ્વરૂપ સારી રીતે જોઈ શકીશ. પછી હે પાંડવ! તે દૃષ્ટિથી મારો સર્વ (અઘટિત ઘટનારૂપ) ઐશ્વર્યયોગ જોઈ તેને પૂર્ણ અનુભવમાં ઉતારજે. જે માત્ર વેદોથી જ જાણવા યોગ્ય છે અને જે સકળ લોકોના આદિ પુરુષ છે, તેમ જ જે સર્વ જગતના પરમપૂજ્ય છે, તે શ્રીકૃષ્ણ પરમાત્મા એ પ્રમાણે બોલ્યા. (૧૬૪)

संजय उवाच—एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

સંજય બોલ્યો હે ધૃતરાષ્ટ્ર રાજા! એ પ્રમાણે બોલીને ત્યાર પછી મહા યોગેશ્વર શ્રીકૃષ્ણે પાર્થને પોતાનું પરમ શ્રેષ્ઠ વિશ્વરૂપ દેખાડ્યું. ૯

સંજયે ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું: હે કૌરવકુળમાંના ચક્રવર્તી ધૃતરાષ્ટ્ર રાજા! મને વારંવાર એ જ આશ્ચર્ય થાય છે, કે આ ત્રણે લોકમાં લક્ષ્મી કરતાં પણ અધિક કોઈ ભાગ્યશાળી છે કે? અથવા આ જગતમાં શ્રુતિ સિવાય અન્ય કોઈ પણ સંકેતથી વર્ણન કરનાર છે કે? અથવા જેને દાસત્વ કહેવામાં આવે છે, તે કેવળ એક શેષ સિવાય અન્ય કોઈના અંગમાં છે કે? અહો! ભગવાનની પ્રાપ્તિ માટે યોગીના જેવી આઠે પ્રહર સેવા કરનાર ગરુડ સમાન ઇતર કોઈ છે કે? પરંતુ તે સર્વ તો એક બાજુએ રહી ગયા અને જે દિવસે પાંડવોનો જન્મ થયો, તે દિવસથી સર્વ કૃષ્ણ–સુખ કેવળ પાંડવોમાં જ આવીને એકત્ર થયેલું છે; તથાપિ પાંચે પાંડવોમાંથી અર્જુને, જેવી રીતે કોઈ કામાતુર પુરુષને કોઈ એક સ્ત્રી પોતાને સ્વાધીન કરી લે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણને સ્વાધીન કરી લીધા છે. (તે એટલે સુધી કે) ભણાવેલો પોપટ પણ એટલું બોલે નહિ અથવા ખેલ કરવાને કેળવેલો પશુ પણ એટલો બધો આજ્ઞામાં ચાલે નહિ, તેવા બોલ શ્રીકૃષ્ણ બોલતા હતા અને તેની આજ્ઞામાં તેઓ રહેતા હતા. કોણ જાણે અર્જુનને તે કેવુંક દૈવ અનુકૂળ થયું હશે! એ જાણી શકાતું નથી. આજે પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માનું ઐશ્વર્ય ભોગવવાને માત્ર ભાગ્યવાન અર્જુનનાં જ નયનો યોગ્ય છે; માટે જ તેનો પડતો બોલ પણ શ્રીકૃષ્ણ ઝીલી લે છે. અર્જુન ક્રોધિત થાય છે, તોપણ દેવ સ્વસ્થતાથી સહન કરે છે અને તે રૂસણું લે છે, તો પરમાત્મા તેને મનાવે છે. શું દેવ અર્જુનની પાછળ ગાંડા થયા છે? અર્જુનની વાત બાજુએ રાખીએ તો શ્રીકૃષ્ણની

યોગ્યતાનુ વર્ણન પણ થવુ અશક્ય છે. (તે કૃષ્ણ ક્યાં અને અર્જુન ક્યાં!) જે સમર્થ શુકદેવજીએ બાર વર્ષ પર્યંત માતાના ઉદરમાં રહી વિષયને જીત્યો, તે એમના વિષય(રસક્રીડા)નું વર્ણન કરી કૃતાર્થ થવાની ઇચ્છાથી એમના સ્તુતિપાઠક બન્યા! હે રાજા! શ્રીકૃષ્ણ પરમાત્મા જે યોગીઓનુ સમાધિધન છે, તે અર્જુનને સ્વાધીન થયા, એ મને મહાન ચમત્કાર લાગે છે! આટલુ બોલી સંજયે પુનઃ ધૃતરાષ્ટ્રને કહ્યુ : હે રાજા! આમાં આશ્ચર્ય કે ચમત્કાર જેવું શું છે? શ્રીકૃષ્ણ જેનો અંગીકાર કરે, તેનો આવો જ ભાગ્યોદય થાય; માટે તે દેવાધિદેવે પાર્થને કહ્યું: 'હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું. તેના યોગથી તું મારું અખંડ વિશ્વરૂપ જોઈ શકીશ.' શ્રીકૃષ્ણના મુખમાંથી આ અક્ષરો નીકળતાં જ એકદમ અર્જુનનુ સર્વ અજ્ઞાન લુપ્ત થઈ ગયુ. (૧૭૭)

જ્ઞાનેશ્વર કહે છે: 'તને દિવ્ય દૃષ્ટિ આપું છું,' એ અક્ષરો નહિ પરંતુ બ્રહ્મનું ઐશ્વર્ય દર્શાવનાર જ્ઞાનરૂપી મશાલો જ શ્રીકૃષ્ણે અર્જુન માટે પ્રદીપ્ત કરી હતી. ત્યાર પછી દિવ્ય દૃષ્ટિનો પ્રકાશ પડતાની સાથે જ અર્જુનની જ્ઞાનદૃષ્ટિનો ચોતરફ વિસ્તાર થવા લાગ્યો. આ પ્રમાણે શ્રીકૃષ્ણે તેને પોતાના ઐશ્વર્યનુ દર્શન કરાવ્યું. ભગવાનના સર્વ અવતારો જે વિશ્વરૂપ સમુદ્રના તરંગો છે, કિંવા જેના તેજરૂપી સૂર્યકિરણોને લીધે આ સર્વ જગત મૃગજળ પ્રમાણે ભાસે છે, જેની અનાદિસિદ્ધ સત્સ્વરૂપ ભૂમિકા પર સ્થાવર–જંગમરૂપ ચિત્રો ઊઠે છે, એવુ જે પોતાનુ મૂળ સ્વરૂપ તે શ્રીકૃષ્ણે બતાવ્યુ. પૂર્વે બાળવયમા જ્યારે શ્રીકૃષ્ણે એક વખત માટી ખાધી હતી, ત્યારે યશોદાએ ક્રોધિત થઈને તેમને પકડી રાખ્યા હતા. આ વખતે શ્રીકૃષ્ણે બીતાં બીતાં 'મેં માટી ખાધી નથી' એમ કહીને પોતાના મોઢાની ઝડતી આપવાના નિમિત્તે અથવા અન્ય કોઈ નિમિત્તથી તે ઉઘાડીને તેમાં માતા યશોદાને ચૌદ ભુવનોનું વિસ્તારથી દર્શન કરાવ્યું હતું! અથવા મધુવનમા બાળક ધ્રુવના મનમાં દેવની સ્તુતિ કરવાની ઉત્કટ ઇચ્છા થઈ હતી; પરંતુ સ્તુતિ કેવી રીતે કરવી તે ન આવડવાથી, દેવે તેના ગાલને પોતાના શંખનો સ્પર્શ કરાવ્યો, કે તરત જ વેદ પણ જેવી સ્તુતિ કરી ન શકે, તેવી સ્તુતિ તે કરી શક્યો. હે રાજા! શ્રીહરિએ ધનંજયને ઉપદેશ કરતાંની સાથે જ માયા કોણ જાણે ક્યાં પલાયન કરી ગઈ તેનો પત્તો જ લાગ્યો નહિ. એકાએક ઐશ્વર્યતેજનો પ્રકાશ વિસ્તરતા તેને સર્વ ચમત્કારમય જ દેખાવા લાગ્યું તથા તેનુ ચિત્ત આશ્ચર્ય-

નિમગ્ન થયું. નદીકિનારે માર્કંડેય ઋષિએ સંધ્યા કરતાં દેવને એવી વિનતિ કરી કે, 'મને આશ્ચર્ય બતાવો;' ત્યારે પૃથ્વીથી આકાશ પર્યંત સર્વત્ર જળ જળ જ થઈ રહ્યું અને તેમાં તે એકલા જ તરવા લાગ્યા; તે પ્રમાણે વિશ્વરૂપના કૌતુકમાં પાર્થ નિમગ્ન થયો. (૧૮૭)

તે બોલ્યો: આ સ્થળે કેવડું મોટું આકાશ દૃષ્ટિએ પડતું હતું. તે કોણ જાણે ક્યાંય ગયું! તે જ પ્રમાણે સ્થાવર-જંગમ મહાભૂતો પણ ક્યાં ગયાં? દિશાનો તો પત્તો જ લાગતો નથી; આકાશ અને પાતાળ ક્યાં, તે પણ સમજાતું નથી અને જાગ્રત થયેલા મનુષ્યને જે પ્રમાણે સ્વપ્નમાં જોયેલા પદાર્થો દૃષ્ટિએ પડતા નથી, તે પ્રમાણે આટલા વખત સુધી દૃષ્ટિએ પડતી સૃષ્ટિ નષ્ટ થઈ છે; અથવા સૂર્યના તેજથી જે પ્રમાણે ચંદ્ર અને તારાઓ લોપ પામે છે, તે પ્રમાણે સૃષ્ટિની સર્વ રચનાનો વિશ્વરૂપના પ્રભાવે લોપ કરી નાખ્યો છે, આ વખતે અર્જુનના મનમાંથી મનની સ્મૃતિનો લોપ થતાં બુદ્ધિ બુદ્ધિ વડે વશ કરી શકાતી ન હતી. તથા ઇંદ્રિયોની વૃત્તિઓ પાછી ફરીને હૃદયમાં આવીને છુપાઈ ગઈ હતી! અર્થાત્ સ્તબ્ધતાને સ્તબ્ધતા પ્રાપ્ત થઈ, એકાગ્રતામાં એકાગ્રતાનું આગમન થયું અને જાણે સર્વ જ્ઞાન પર મોહિની અસ્ત્રનો જ પ્રયોગ કરવામાં આવ્યો હોય, એવો જ ભાસ થવા લાગ્યો. એ પ્રમાણે તે આ આશ્ચર્યયુક્ત કૌતુકથી ચારે તરફ જવા લાગ્યો, તો તેને પોતાની સમક્ષ જે નાની ચતુર્ભુજ મૂર્તિ હતી, તે જ વધીને અનેક રૂપે ચોતરફ પ્રસરી ગઈ છે એમ દેખાયું. જેમ વર્ષાકાળના મેઘ કે મહાપ્રલયકાળના સૂર્યનું તેજ એકાએક ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે ભગવાને કોઈ પણ સ્થાનમાં કેવળ પોતાના વિના અન્ય કોઈ પણ અવશિષ્ટ રહેવા દીધું નહિ. પ્રથમ તો શ્રીકૃષ્ણનું સ્વરૂપ જોઈ અર્જુનને પરમ સંતોષ થયો; પરંતુ ક્ષણાર્ધમાં નેત્રો ઉઘાડીને જુએ છે તો વિશ્વરૂપ તેના જોવામાં આવ્યું. એવી રીતે આ બન્ને નેત્રો વડે સર્વ વિશ્વરૂપને જોવાની અર્જુનની જે ઇચ્છા હતી, તે સર્વ આશા આ રીતે શ્રીકૃષ્ણે પૂર્ણ કરી. (૧૯૬)

**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**
**अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥**

તે વિશ્વરૂપમાં અનંત મુખ, અનંત નેત્ર, અને અનંત અદ્ભુત દર્શનીય પ્રકારો હતા, તેમાં અનંત સુપ્રકાશિત અલંકારો હતા અને અનંત ચકચકિત આયુધો ઉપાડીને પકડવામાં (ધરી રાખવામા) આવ્યાં હતાં. ૧૦

ત્યાર પછી ( અર્જુને તે વિશ્વસ્વરૂપમાં ) અનેક મુખો જોયાં અને તે કેવળ શ્રીવિષ્ણુના રાજમહેલ સમાન દેખાતાં હતાં—જાણે લાવણ્ય-શ્રીના ભંડાર જ ખુલ્લા થયા હોય તેવાં દીપતાં હતાં; અથવા તો આનંદરૂપી વનો જ બહારમાં આવ્યાં હોય, તેવાં દેખાતાં હતાં. જેમ સૌંદર્યને રાજ્યાધિકાર પ્રાપ્ત થાય, તેમ શ્રીહરિનાં આહ્લાદકારક મુખો અર્જુને જોયાં અને તેજ પ્રમાણે તે મુખોમાંનાં કેટલાંકમાં જાણે ભયંકર કાળરાત્રિનાં સૈન્યો જ ઉદ્ભવ્યાં હોય ને, એવાં પણ કેટલાંક મુખો ભયંકર દેખાયાં. જાણે મૃત્યુને જ મુખો ઉત્પન્ન થયાં હોય, ભયના કિલ્લા જ ઊભરાઈ નીકળ્યા હોય, અથવા પ્રલયાગ્નિના મહાકુંડો જ સળગી ઊઠ્યા હોય, તેવાં અદ્ભુત અને ભયંકર મુખો અર્જુને તે સ્થળે જોયાં. તેમ જ અનેક સૌમ્ય અલંકારયુક્ત તથા ચમત્કારિક મુખો પણ અર્જુને તે સ્થળે જોયા. પોતાની જ્ઞાનદષ્ટિથી જોવા છતા પણ તે મુખોનો અંત તે પામી શક્યો નહિ, તેથી તે કાર્ય છોડી દઈને તેની આંખો ક્યા છે, એની તે કૌતુકથી શોધ કરવા લાગ્યો; એટલે નાના પ્રકારના રંગના કમળનાં વનો જ જાણે વિકસિત થયાં હોય, એવી સૂર્યના તેજના જેવી ચમકતી આંખોની હારની હારો જ તેની દૃષ્ટિએ પડી; તેમ અતિ શ્યામ વર્ણના મેઘસમુદાયમા કલ્પના અંતસમયે જેવી રીતે વીજળી ચમકે છે, તે પ્રમાણે ભ્રૂકુટિની નીચે પીળા વર્ણનાં નેત્રો અગ્નિની પેઠે ચળકતાં હતાં, તે એક જ રૂપમાં જુદાં જુદાં અનેક આશ્ચર્યો જોઈને વિશ્વરૂપમાં અનેક વિષયો ભરેલા છે, એવો તેને અનુભવ થવા લાગ્યો. ત્યાર પછી આ વિશ્વરૂપના પગો ક્યાં છે, મુકુટ ક્યા છે તથા બાહુદંડ ક્યાં છે, તે જોવાના કૌતુકથી તેની ઇચ્છા વધતી ચાલી. શું ભાગ્યવાન પાર્થના મનોરથ કદી વિફળ થાય ખરા ? શંકરના ભાથામાં કદી પણ નિષ્ફળ બાણો હોઈ શકે છે કે ? અથવા બ્રહ્મદેવની વાચામાં કદી નિરર્થક શબ્દોનો સમાવેશ હોય ખરો ? કદી જ નહિ; અર્થાત્ અર્જુને તે અપાર વિશ્વરૂપના આદિ અને અંતનુ નિરીક્ષણ કરી લીધું. જે રૂપનો તાગ વેદોને પણ લાગ્યો નથી, તેના સર્વ અવયવો અર્જુને પોતાની બન્ને આંખોથી અલ્પ સમયમાં જોઈ લીધા. જે વિશ્વરૂપ નાના રત્નોના અલંકારથી શોભાયમાન હતું, તેના ચરણોથી લઈને મુકુટ પર્યંતના મહિમાને તેણે જોઈ લીધો. પરબ્રહ્મ પોતે જ સ્વસ્વરૂપ ધારણ કરે અને તેના પર પરબ્રહ્મરૂપી જ અલંકારો ધારણ કરવાથી તે અલંકારો શાના જેવા શોભે છે, એ હું શું કહું ? જે મહા-તેજથી સૂર્ય અને ચંદ્રના મંડળો પ્રકાશિત થાય છે અને જે મહા-

તેજ વડે વિશ્વ પ્રકાશિત થાય છે, તેનું જે જીવન, તે બ્રહ્મ. બ્રહ્મરૂપી અલંકાર ધારણ કર્યા પછી તેને જાણવાની કોની શક્તિ હોઈ શકે? છતાં પણ બ્રહ્મે બ્રહ્મરૂપ અલંકારો જ ધારણ કરવાનું અર્જુનની દૃષ્ટિએ દેખાયુ. પછી તે પોતાની જ્ઞાનદૃષ્ટિથી વિશ્વરૂપના હાથ જોવા લાગ્યો, તો તે સાદા ને સરળ જોવામાં આવ્યા અને તેમાં કલ્પાંતની જ્વાળાઓને ભેદનારાં શસ્ત્રો ચમકતાં હતાં. પોતે જ અંગ, તે પર ધારણ કરેલા અલકારો પણ પોતે જ, પોતે જ હાથ, પોતે જ હથિયાર, પોતે જ જીવ અને શરીર પણ પોતે જ; અરે વધારે શું? ચરાચર વિશ્વ પણ પોતે પરમાત્મા જ છે, એવું દૃશ્ય અર્જુને જોયું. તે રૂપનાં કિરણોની પ્રખરતાને લીધે નક્ષત્રો પણ વિખેરાઈ ગયાં અને તે વિશ્વરૂપના તેજથી અગ્નિ પણ અંજાઈ જઈને સમુદ્રમા પેસી ગયો. જાણે હળાહળ વિષના તરંગો જ ઊછળતા ન હોય, કે મહાવિદ્યુતના અરણ્યો જ ઉદ્‌ભવ્યાં ન હોય! એવા આયુધો હાથમાં ગ્રહણ કરીને, અન્યને મારવા માટે જાણે અપરિમિત હાથો ઉગામ્યા હોય, એવું દૃશ્ય અર્જુનની દૃષ્ટિએ પડ્યું. (૨૧૭)

**दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।**
**सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥**

અંગ પર સુપ્રકાશિત પુષ્પો અને વસ્ત્રો હતા તથા અંગોને સુગંધી દ્રવ્યો લગાડેલા હતા. એવાં સર્વ આશ્ચર્યોથી ભરેલા તથા સર્વ બાજુએ મુખવાળા, વિશ્વરૂપ ધારણ કરેલા દેવને અર્જુને જોયા. ૧૧

તે હાથમાંના અસંખ્ય શસ્ત્રોના ભયથી અર્જુને પોતાની દૃષ્ટિ ફેરવી લીધી અને પછી કંઠ તથા મુકુટ તરફ જ જોવા લાગ્યો; તો તેને એમ લાગ્યુ કે, કલ્પતરુની ઉત્પત્તિ આમાંથી જ થયેલી હશે! મહાસિદ્ધિના અધિષ્ઠાનરૂપ લક્ષ્મી શ્રમિત થતાં જ્યાં વિશ્રાંતિ લે છે, એવાં અતિ ઉત્કૃષ્ટ કમળોની સુવાસ ભગવાન લેતા હોય એવું તેની દૃષ્ટિએ પડ્યું. મુકુટ પર પુષ્પોના ગુચ્છો એક પર એક ગોઠવેલા હોઈને કંઠમા અવર્ણનીય પુષ્પમાળાઓ ધારણ કરેલી હતી. જાણે સ્વર્ગ પર સૂર્યતેજ પથરાયલું હોય કે મેરુ પર્વત સુવર્ણથી મઢેલો હોય, તેમ કમ્મરની આસપાસ ધારણ કરેલું પીળું પીતાંબર ઝળકી રહ્યું હતું. જે પ્રમાણે દેવને કર્પૂર વડે લિપ્ત કરીએ, અથવા કૈલાસપર્વતને પારા વડે મઢીએ, કિંવા ક્ષીરસાગરને શુભ્ર સ્વચ્છ જળથી આચ્છાદિત કરી દઈએ, અથવા ચંદ્રની ઘડીને ઉકેલીને આકાશને તેનો બુરખો પહેરા-

વીએ, તે પ્રમાણે તે શરીરમાં સર્વાંગે અતિ શુભ્ર ચંદનનો લેપ દેખાયો. જેના યોગે પ્રકાશ આપનારી વસ્તુઓમાં તેજનો આવિર્ભાવ થાય છે અને જે 'બ્રહ્માનંદ' જે સ્વભાવતઃ શીતલ છે તેના દાહનો પણ જેના યોગે નાશ થાય છે અને જેની સુગંધથી સ્વાભાવિક રીતે જ સુગંધવાળી પૃથ્વી પણ સુગંધિત થાય છે, નિર્લેપ એવો જે પરમાત્મા તે પણ જે ગંધને ધારણ કરે છે અને મદન પણ જે સર્વાંગે ધારણ કરે છે, તે સુગંધના મહત્ત્વને કોણ વર્ણવી શકે? આમ એકેએક અલંકારની શોભા જોઈ અર્જુન ભ્રમમાં પડ્યો; તેથી દેવ બેઠેલા છે કે ઊભા છે, સૂતેલા છે અથવા તો તેઓ શાના ઉપર છે તેની પણ તેને સમજ પડી નહિ. આખ ઉઘાડીને તે આમતેમ જોવા લાગ્યો, તો તેને સર્વ વિશ્વરૂપ વડે ભરપૂર જ દેખાયુ. આથી તેણે તે તરફ ન જોતા સ્વસ્થ બેસવાનો વિચાર કરી આખો મીંચી, તો અતરમાં પણ તેને વિશ્વરૂપ જ દૃષ્ટિગોચર થયુ! સામે ભયંકર મુખો જોઈ ભીતિથી પાછળ જોયુ, તો ત્યાં પણ વિશ્વરૂપનાં મુખ, હાથ અને પગ તેવી જ અવસ્થામાં દેખાવા લાગ્યાં! અહો! આંખો ઉઘાડી રાખીને જોતા સર્વત્ર વિશ્વરૂપ જણાય એમાં આશ્ચર્ય તો શાનુ હોય વારુ? પરતુ આખો બંધ કરવા છતા પણ તે દેખાય, એ તો આશ્ચર્યકારક ખરુ જ! પ્રભુના અનુગ્રહનો એવો પ્રભાવ છે, તે જુઓ કે પાર્થના જોવામાં અને ન જોવામાં શ્રીકૃષ્ણ વ્યાપી રહ્યા છે; અર્થાત્ અર્જુન એક આશ્ચર્યના પૂરમાં પડી પાછો કિનારે આવે છે, તેટલામા જ વળી બીજા ચમત્કારના મહાસાગરમાં પડે છે. આ રીતે શ્રીકૃષ્ણે અર્જુનને અસાધારણ કુશળતાથી વિશ્વરૂપ દેખાડી સર્વત્ર તેના જ દર્શનમાં ડુબાડી દીધો. તે સર્વવ્યાપી અને સ્વભાવતઃ વિશ્વતોમુખ હોવાથી અને એ જ જોવા માટે અર્જુને પ્રાર્થના કરી હતી; તેથી પોતે જ સર્વ રૂપો ધારણ કરી સજ્જ થયા. શ્રીકૃષ્ણે અર્જુનને જે દિવ્ય દૃષ્ટિ આપી હતી, તે એવી ન હતી કે દીપકનો કે સૂર્યનો પ્રકાશ હોય તો જ જોઈ શકાય અથવા આંખ બંધ કરવાથી દેખાતું બંધ પડી જાય; માટે અર્જુનને તો આંખો ઉઘાડી હોય, બંધ હોય કે અંધારામા પણ તે દિવ્ય દૃષ્ટિ વડે દેખાતું હતું; એમ હસ્તિનાપુરમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું તથા ઉમેર્યું કે, હે રાજા! સાંભળ્યુ કે? નાના અલંકારથી ભરેલું તથા જેને સર્વ બાજુએ આંખો છે, એવું વિશ્વરૂપ પાર્થે જોયુ. (૩૬)

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥

આકાશમાં જો એકીવેળાએ સહસ્ર સૂર્યની પ્રભા પ્રસરે, તો તે પણ તે વિશ્વરૂપ પરમાત્માના પ્રકાશ તુલ્ય કદાચિત જ થાય. ૧૨

હે રાજા! તે વિશ્વરૂપનું તેજ શાના જેવું હતું એમ કહું? પ્રલયકાળે જેવી રીતે દ્વાદશ સૂર્યો એકત્ર મળે છે, તેમ સહસ્રાવધિ સૂર્યો જો એક જ વેળાએ ઉદય પામે, તોપણ તે વિશ્વરૂપના તેજની બરોબરી તેમનાથી કરી શકાય તેમ નથી જ. સર્વ વીજળીઓને એકત્ર કરીને તથા પ્રલયકાળના અગ્નિનાં સર્વ સાહિત્યોને એકઠાં કરીને, તેમાં જો ઉદક કરતાં દશગણું વધારે મહાતેજ મેળવી તે વિશ્વરૂપના અંગમાંના તેજની કાંઈક અંશે બરાબરી કરી શકાય, પરંતુ તેની સાથે સંપૂર્ણ બરાબરી થવી, એ તો અસંભવિત જ છે. આવું તે શ્રીહરિના મહિમાવાળું સર્વાંગ તેજસ્વી વિશ્વરૂપ વ્યાસની કૃપાથી મારી દૃષ્ટિએ પડ્યું. (૨૪૧)

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥**

અનેક વિભાગોમાં વિભક્ત થયેલું સર્વ જગત તે દેવાધિદેવ(શ્રીકૃષ્ણ ભગવાન)ના શરીરમાં અર્જુને તે સમયે એક જ સ્થળે સ્થિત થયેલું જોયું. ૧૩

વળી તે વિશ્વરૂપમાં સર્વ જગત એક બાજુએ દેખાતું હતું; જેમ સમુદ્રમાં પાણીની સપાટી પર ભિન્ન ભિન્ન પરપોટા દૃષ્ટિગોચર થાય છે, અથવા આકાશમાંનાં અભ્રોમાં જેમ ગંધર્વનગર જણાય છે, પૃથ્વી પર કીડીઓના રાફડા અથવા ડુંગર પર સૂક્ષ્મ માટીના કણ હોય છે, તે પ્રમાણે તે સમયે દેવાધિદેવ શ્રીકૃષ્ણના શરીરમાં અર્જુને સર્વ જગતને જોયું. ( ૨૪૪ )

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ।**
**प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥ १४ ॥**

તે વખતે ધનંજય આશ્ચર્યચકિત થયો અને તેના અંગ પર રોમાંચ ખડા થયાં અને તે નમસ્કાર કરી તથા હાથ જોડી દેવને કહેવા લાગ્યો. ૧૪

એટલે પછી વિશ્વ જુદું અને આપણે જુદા એવું જે થોડુંઘણું તેનામાં દ્વૈત હતું, તેનો પણ હવે લોપ થતાં અર્જુનનું મન સહજ વિરામ પામી ગયું. તેના અંતરમાં બ્રહ્મનો આનંદ જાગ્રત થતાં તેના બાહ્ય અવયવો ઢીલા પડ્યા અને નખથી શિખા પર્યંત રોમાંચ ખડાં થયાં. વર્ષાઋતુની શરૂઆતમાં પર્વત પરનો સર્વ મળ વહી ગયા પછી, જેમ ઘાસ ઊગી નીકળે છે, તેવી જ રીતે અર્જુનનાં સર્વાંગ પર રોમાંચ ખડાં થઈ ગયાં. ચંદ્રકિરણોનો સ્પર્શ થતાં જેમ ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ

છૂટે છે, તેમ અર્જુનના શરીર પર સ્વેદબિંદુઓ ફૂટી નીકળ્યાં. કમળની કળીમાં ભ્રમર સપડાય એટલે તે કળી કંપિત થવા માંડે છે, તેમ અંતરસુખની લહરીઓ વડે અર્જુનનું શરીર કંપવા લાગ્યું. કપૂરની કેળના ગર્ભમાંના પાલવને છોડવા માંડતાં કપૂરકળીનાં પડો ઉકેલાઈ જઈ તેમાંથી જેમ કપૂરના રસની ધારાઓ વહેવા માંડે છે, તેમ તેની આંખોમાંથી આનંદાશ્રુની ધારાઓ વહેવા લાગી. સમુદ્ર ભરેલો હોવા છતાં પણ ચંદ્રોદય થતાંની સાથે તેમા ભરતી આવે છે, તેમ અંતરસુખના તરંગોથી તે વારંવાર ડોલવા લાગ્યો. આમ તેના હૃદયમાં અષ્ટ સાત્ત્વિક ભાવોની પરસ્પર હોંસાતોંસી થવા માંડી અને અર્જુનને બ્રહ્માનંદની રાજ્યપ્રાપ્તિ થઈ, તેમ જ બ્રહ્માનંદસુખની પછી તરત દેવ અને હું એવું દ્વૈત કાયમ રહેવાથી અર્જુન શ્વાસોચ્છ્વાસ મૂકીને એકદૃષ્ટિથી જોવા લાગ્યો અને જે બાજુએ દેવ બેઠા હતા, તે બાજુએ વળીને મસ્તક નમાવીને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો. (૨૫૪)

अर्जुन उवाच-**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसङ्घान्।**
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥**

અર્જુન બોલ્યો હે દેવ! તમારા દેહમા હું સર્વ દેવોને ભિન્ન ભિન્ન પ્રકારના (જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ) પ્રાણીઓના સમુદાયને કમલાસન પર બેઠેલા સર્વપ્રાણીઓના નિયંતા પ્રજાપતિ બ્રહ્મદેવ સર્વ ઋષિઓને (શેષ, વાસુકિ, તક્ષક, આદિ) દિવ્ય સર્પોને જોઉં છુ. ૧૫

અર્જુન બોલ્યો: હે પ્રભો! આપનો જયજયકાર થાઓ. આપની અમો પ્રાકૃતજનો પર મોટી કૃપા થઈ કે, અમને વિશ્વરૂપ જોવાનો પ્રસંગ મળ્યો. હે ભગવાન! આપે આ ઘણી સારી વાત કરી કે જેના યોગથી મને સ્વાભાવિક જ અત્યાનંદ પ્રાપ્ત થયો છે. અને એ કે સર્વ સૃષ્ટિને આપનો જ આશ્રય છે, એમ મેં આજે મારી પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ જોયુ. હે દેવ! પર્વતોના સંબંધથી જેમ સ્થળે સ્થળે ગુફાઓમાં શ્વાપદોના અરણ્યો હોય છે, તેમ આ આપના શરીરમાં સેંકડો ઇંદ્રચંદ્રાદિ લોકો મારી દૃષ્ટિએ પડ્યા છે. અહો! આકાશમાં ગ્રહોના સમુદાય દેખાય કે વિશાળ વૃક્ષ પર પક્ષીઓના માળા દૃષ્ટિએ પડે, તેમ હે શ્રીહરિ! આપના આ વિશ્વરૂપી શરીરમાં દેવો સહિત સ્વર્ગ દેખાય છે. હે પ્રભો! પંચમહાભૂતો તથા તેમાંથી ઉત્પન્ન થનારાં ભૂતસૃષ્ટિમાંના પ્રાણીમાત્ર–એ સર્વને હું આપના શરીરમાં જોઈ રહ્યો છું, તે જ પ્રમાણે આપના શરીરમાં સત્યલોક પણ છે અને ત્યાંનો બ્રહ્મદેવ પણ આ જ છે ને? બીજી તરફ જોઈએ તો કૈલાસ પણ દેખાય છે. પાર્વતી સહ

શ્રીશંકર આપના શરીરના એક ભાગમાં દેખાય છે. હે હૃષીકેશ! આપને પોતાને પણ આપણા આ શરીરમાં હું જોઉં છું, કશ્યપાદિ ઋષિનાં સર્વ કુળો તથા સર્પો સહિત પાતાળ પણ આપના વિશ્વરૂપમાં દેખાય છે; કિંબહુના. હે ત્રૈલોક્યપતે! આપના આ એકેએક અવયવરૂપી ભીંત ઉપર ચૌદ ભુવનો ચિત્રની પેઠે આલેખાયેલાં જેવાં દેખાય છે અને તે ભુવનોમાંના જે જે લોકો છે, તેઓ પણ તે ચિત્રોમા દેખાય છે. આવું આપનું અલૌકિક વિશાળપણું પ્રત્યક્ષ દૃષ્ટિએ પડે છે. (૨૬૫)

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।**
**नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप ॥१६॥**

હે વિશ્વેશ્વર! હે વિશ્વરૂપ! આપને અનેક બાહુ, અનંત ઉદરો, અનંત મુખો તથા અનંત નેત્રો હોઈ, સર્વ બાજુએથી આપ અનંત રૂપો ધરાવો છો એમ હું જોઉં છુ; પરંતુ આપનો આદિ, મધ્ય તથા અંત હુ જોઈ શકતો નથી. ૧૬

આપે આપેલાં દિવ્ય ચક્ષુના બળથી આપના બાહુદંડમાં આકાશના અંકુરો ફૂટ્યા છે કે શું, એવો જ મને ભાસ થાય છે. તે જ પ્રમાણે હે દેવ! આપના હાથો વડે એક જ સમયે સર્વ વ્યાપારો થતા દેખાય છે તથા આકાશમાં જેમ બ્રહ્માંડના ભંડારો ઊઘડ્યા હોય, તેમ આપના શરીરમાં અપાર ઉદરો દેખાય છે. આપના હજારો મસ્તકોના કોટ્યવધિ મુખો, જાણે પરબ્રહ્મરૂપી વૃક્ષ, વદનરૂપી ફળોથી લચી પડ્યાં હોય તેમ દેખાય છે; તે જ પ્રમાણે આપની વિશ્વમૂર્તિ પર જ્યાં ત્યાં મુખો દેખાય છે અને નેત્રોની પણ અનંત પંક્તિઓ દેખાય છે. કેવળ એટલું જ નહિ, પણ સ્વર્ગ, પાતાળ, ભૂમિ, દિશા કે આકાશ—એ સર્વ ભેદોનો લોપ થઈને એ સર્વ વિશ્વમૂર્તિમય દેખાય છે. કોઈ પણ બાજુએ આપ વિનાની એકાદ પરમાણુ જેટલી જગ્યા પણ કૌતુકથી જોતા દેખાતી—મળી શકતી—નથી. આ રીતે આપ સર્વમાં વ્યાપેલા છો. થોડા વખત પર નાના પ્રકારનાં અપરિમિત મહાભૂતોથી આ સર્વ જગત વ્યાપ્ત હતું, તે સર્વ હે અનંત! આપનાથી વ્યાપેલા દેખાય છે. આપ ક્યાંથી પ્રકટ થયા, અહીં આપ બેઠા છો કે ઊભા છો; કઈ માતાના ઉદરમા હતા, આપની આકૃતિ કેવડી છે, આપનુ રૂપ કેવું છે, વય કેટલું છે, આપની પેલી પાર શું છે અને આપનું અધિષ્ઠાન શું છે, એ જેમ જેમ હું જોવા લાગ્યો, તેમ તેમ એમ જ મારા જોવા અને જાણવામા આવ્યુ કે, આપ

સર્વત્ર છો અને આપનું અધિષ્ઠાન આપ જ છો; આપ કોઈના ઉદરમાંથી ઉત્પન્ન થયા નથી, પણ આપ જન્મરહિત તેમ જ સ્વયંભૂ છો. હે દેવ! આપ ઊભા પણ નથી અને બેઠેલા પણ નથી; આપ ઊંચા પણ નથી અને ઠીંગણા પણ નથી; તેમ જ આપની ઉપર અને આપની નીચે આપ પોતે જ છો. હે દેવ! આપનું સ્વરૂપ આપના પોતાના સ્વરૂપ જેવું જ છે (અર્થાત્ આપનું સ્વરૂપ અનુપમેય છે.) અને આપનું વય પણ આપના વય જેટલું જ છે. હે દેવાધિદેવ! આપની પીઠ અને આપનું પેટ આપ પોતે જ છો, વધારે તો શું કહું? પણ હે અનંત! હું જેમ જેમ વધારે વધારે જોવા લાગ્યો, તેમ તેમ આપના જેવા આપ પોતે જ છો; એમ વિશેષતાથી મારા જાણવામાં આવે છે. પરંતુ આપના વિશ્વરૂપમાં મને એક જ ઊણપ લાગે છે અને તે એ કે તેને આદિ, મધ્ય અને અંત–એ ત્રણે નથી (એટલે આપનું મૂળ ક્યાં છે, મધ્ય ક્યાં છે અને અંત ક્યાં છે, તે તો જણાતાં જ નથી). મેં સર્વ સ્થળે તેની તપાસ કરી જોઈ; પરંતુ મને તેનો કશો પણ પત્તો મળ્યો નહિ; એટલા માટે આદિ, મધ્ય અને અંત–એ ત્રણે આપનાં સ્વરૂપમાં નથી, એમાં તો લેશમાત્ર સંશય નથી. હે આદિમધ્યાંતરહિત! હે અપરિમિત જગદીશ! ખરેખર, આ પ્રમાણે હું આપનું વિશ્વરૂપ જોઉં છું. આપના વિશ્વરૂપમાં સેંકડો ભિન્ન ભિન્ન મૂર્તિઓ ઊમટેલી છે; તેથી આપે અંગ પર નાના પ્રકારના રંગોથી વિભૂષિત અંગરખું જ જાણે પહેર્યું હોય, એવા જ આપ દેખાઓ છો. આપના વિશ્વરૂપી પર્વતમાં જે જે ભાતભાતની જુદી જુદી મૂર્તિઓ છે, તે વૃક્ષ અને વેલીની પેઠે શોભે છે અને મૂર્તિઓ પર જે અલંકારો છે, તે ફળો તથા ફૂલો છે. હે દેવ! આપ જાણે મહાસમુદ્ર છો અને મૂર્તિરૂપ તરંગોથી ખળભળેલા દેખાઓ છો; અથવા આપ ઉત્તમ વૃક્ષ છો અને મૂર્તિરૂપી ફળોથી ભરેલા દેખાઓ છો. જે પ્રમાણે પૃથ્વી ભૂતોથી ભરેલી છે અથવા આકાશ જેમ નક્ષત્રોથી વ્યાપ્ત છે, તેમ આપનું વિશ્વરૂપ મૂર્તિઓથી ઊભરાઈ જતું દેખાય છે. જે એકેક મૂર્તિના અંગમાથી ત્રૈલોક્ય ઉત્પન્ન થાય છે અને પુનઃ તેમાં જ લય પામે છે, તેવી મૂર્તિઓ તો આપના શરીરમાંના એક રોમમાં જ રહેલી છે. એવા આ જગતનો વિસ્તાર કરનાર આપ કોણ છો અને ક્યાથી ઉત્પન્ન થયા, તે જેમ જેમ હું જોવા લાગ્યો, તેમ તેમ મને જણાયું કે જે મારા સારથિ હતા તે આપ જ છો. તો હે સુહૃદ! આપ સદા–સર્વદા આવા જ સર્વવ્યાપક છો; પરંતુ ભક્તો પર કેવળ અનુગ્રહ કરવા માટે

જ સગુણરૂપ ધારણ કરો છો, એમ જ મને ભાસે છે. આપની તે ચતુર્ભુજ શ્યામ મૂર્તિ જોતાં મન તથા આંખ કેવાં તૃપ્ત થાય છે! તેને આલિંગન આપવાથી તેને બન્ને હાથોમાં પકડી શકાય છે. હે વિશ્વરૂપને ધારણ કરનાર દેવ! આવું મનોહર રૂપ આપ કેવળ ભક્તો પર કૃપા કરવા માટે જ ધારણ નથી કરતા કે? ધારણ કરો છો; પરંતુ અમારી દૂષિત દૃષ્ટિથી આપના તે રૂપને અમે એક સામાન્ય મનુષ્ય-સ્વરૂપ સમાન માનીએ છીએ. આપે સહજ દિવ્ય ચક્ષુ આપીને મારી દૃષ્ટિનો દોષ લુપ્ત કર્યો છે; તેથી જ આપનો મહિમા યથાર્થ દૃષ્ટિગોચર થઈ શક્યો છે. પરંતુ રથની મકરાકાર ધૂંસરીના પાછલા ભાગ પર જે આપ બેઠા હતા, તે જ આપે આવડું અમાપ વિશ્વરૂપ ધારણ કરેલું છે, એટલું તો હું સારી રીતે નિશ્ચયપૂર્વક જાણી શક્યો છું. (૨૯૩)

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।**
**पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥**

હે ભગવન્! મસ્તકે મુકુટયુક્ત, હાથમાં ગદા તથા ચક્રવાળા, તેજના સમૂહ-રૂપ, સર્વ દિશાએ દેદીપ્યમાન, પ્રદીપ્ત અગ્નિ અને સૂર્યની પ્રભા સમાન પ્રભાવાળા તે અપ્રમેય (અમુક પ્રકારના છો એવો નિશ્ચય કરવાને માટે અશક્ય) તથા (દિવ્ય ચક્ષુ વિના) જોવાને માટે અશક્ય એવા આપને સર્વ બાજુએ જોઉં છું. ૧૭

હે શ્રીહરિ! આપે મસ્તક પર જે મુકુટ ધારણ કર્યો હતો, તે જ આ નથી કે શું? પરંતુ અત્યારનું તેનું તેજ અને આકાર વિશેષ છે એ જ મોટું આશ્ચર્ય છે! ઉપરના હાથમાંનું ફરતું ચક્ર પણ આ જ નથી કે શું? કારણ કે હે વિશ્વમૂર્તે! તેને તમે ગતિહીન કરીને હાથમાં ધારણ કરો છો. તે ચિહ્ન અદ્યાપિ કાયમ જ છે. બીજા હાથમાંની આ ગદા તેની તે જ નથી કે શું? હે ગોવિંદ! નીચેના બે હાથો અશ્વોની લગામ ધરવા માટે તૈયાર હોઈને નિઃશસ્ત્ર નથી કે? અને હે વિશ્વેશ! વિશ્વરૂપ જોવાની મારી ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે જ આપે એકાએક આ વિશ્વરૂપ ધારણ કર્યું છે, એ હું જાણું છું; પરંતુ હે દેવ! આપના આ રૂપને વિષે આશ્ચર્ય માનવાની પણ મારી યોગ્યતા નથી. આ આશ્ચર્યથી મારું મન દિઙ્મૂઢ જેવું થઈ ગયું છે, તો તેમાં નવાઈ શી વારુ? આ તમારું વિશ્વરૂપ અહીં છે કે નહિ, એવો વિચાર કરવા માટેનો પણ અવકાશ નથી. તે રૂપના તેજનો ચમત્કાર એવો છે, કે તે સર્વત્ર ભરેલું દેખાય છે. આ રૂપના તેજની એવી અલૌકિક જાજ્વલ્યતા છે, કે તેની સમક્ષ અગ્નિની જ્યોતનો પ્રકાશ પણ ઝાંખો

થઈ જાય છે અને સૂર્ય પણ 'આગિયા' નામક જંતુની માફક મંદ પ્રકાશવાળો બની જાય છે. એમ જ ભાસે છે કે, સર્વ સૃષ્ટિ મહાતેજના મહોદધિમાં ડૂબી ગઈ છે; અથવા તો કલ્પાંતસમયની વીજળીએ સર્વ આકાશને ઢાંકી દીધું છે કે શું? અથવા તો પ્રલયકાળના તેજની જ્વાળાઓ વડે આકાશ વ્યાપ્ત થઈ ગયું છે કે? આવું આપનું તેજ હવે તો મારી દિવ્ય દૃષ્ટિથી પણ જોઈ શકાતું નથી. તે તેજ અધિક પ્રખર હોવાથી શરીરમાં દાહ ઉત્પન્ન થાય છે. અને તેની તરફ જોતાં, મારાં દિવ્ય ચક્ષુને પણ ત્રાસ ઉત્પન્ન થાય છે. અહો મહારાજ! પ્રલયકાળનો અગ્નિ જે કાળાગ્નિ, રુદ્રમાં ગુપ્ત હોય છે, તે પ્રલયરુદ્રની જ કલિકા જાણે વિકસિત થઈ હોય એમ જ ભાસે છે; તેમ જ આપના પ્રસરેલા વિશ્વરૂપના તેજના વહ્નિમાં પંચમહાભૂતાત્મક શરીરો બળીજળીને બ્રહ્માંડના કોલસા થતા જોવામાં આવે છે. જે આપના રૂપની વ્યાપ્તિનો તથા આપના તેજનો અંત નથી, એવું જે આ અદ્ભુત રૂપ, તે મેં યાવજ્જન્મ જોયુ નથી. (૩૦૬)

**त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥**

હે પ્રભુ આપ જ જાણવા યોગ્ય પરમ અક્ષર છો, અર્થાત્ પરબ્રહ્મ, પરમાત્મા છો; અને આપ જ વિશ્વના મહા આધારભૂત છો; આપ અવિનાશી હોઈ નિત્યધર્મના રક્ષક છો અને આપ ચિરકાળ રહેનાર પુરુષ છો, એવો મારો મત છે. ૧૮

હે દેવ! આપ પરબ્રહ્મ હોઈને સાડાત્રણ માત્રાનો જે ૐકાર છે તેનાથી પણ પર છો. આપનુ સ્થાન શોધીશોધીને શ્રુતિ થાકી ગઈ, પણ તેનો પત્તો મળ્યો નહિ. આપનામાં પ્રાણીમાત્ર લય પામે છે અને આપ વિશ્વનો સમાવેશ કરવાનુ સ્થાન હોવાથી ગહન, અવ્યય તથા અવિનાશી છો. આપ ધર્મના જીવન છો, અનાદિસિદ્ધ છો અને નિત્યનવા છો તથા છત્રીસ× તત્ત્વોથી પણ પર સાડત્રીસમા પુરુષ હોઈને આ જગતના ઈશ્વર છો. (૩૦૭)

**अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।**
**पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥ १९ ॥**

હે પ્રભો! જેને આદિ, મધ્ય અને અંત નથી, જેની શક્તિનો અંત નથી. જેને અનંત હાથો છે, સૂર્ય અને ચંદ્ર જેની આંખો છે, પ્રદીપ્ત અગ્નિ જેનું

× છત્રીસ તત્ત્વોનુ વર્ણન ૧૩મા અધ્યાયના શ્લોક ૬-૭માં છે.

મુખ છે અને જે પોતાના તેજથી આ વિશ્વને તપ્ત કરે છે, એવા આપને હું જોઉં છું. ૧૯

આપ આદિ, મધ્ય અને અંતરહિત હોઈ આપના પરાક્રમથી અપાર છો. આપને ચારે બાજુએ અસંખ્ય હાથ તથા પગ છે; ચંદ્ર અને સૂર્ય આપની આંખો છે અને તે શાંતિ તથા કોપની લીલા દર્શાવે છે. આપ તમોરૂપી નેત્ર વડે એકનું શાસન કરો છો અને કૃપારૂપી નેત્ર વડે એકનુ પાલન કરો છો. ખરેખર, આવા અનેક પ્રકારે આપ મને દૃષ્ટિગોચર થાઓ છો. જેવી રીતે પ્રલયાગ્નિ સળગ્યા પછી ચોતરફ પ્રકાશ ફેલાય છે, તે પ્રમાણે આપનું મુખ મહાતેજસ્વી દેખાય છે. દાવાનળથી પર્વત સળગી ઊઠતાં જેમ પર્વત પરના સર્વ પદાર્થો સળગવાથી જ્વાળાઓ ભડકી ઊઠે છે, તેમ તમારી જીભ અને દાઢો દાંતને ચાટતી હોય તેમજ દેખાય છે. તમારા આ મુખમાંના અગ્નિની ઉષ્ણુતાથી તથા તમારા વિશ્વરૂપના તેજથી સર્વ વસ્તુઓ કરમાઈ ને નાશ પામતી દેખાય છે. (૩૧૪)

**द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।**
**दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

હે મહાત્મન્! આકાશ અને પૃથ્વી વચ્ચેનું આ અંતર તથા સર્વ દિશાઓ કેવળ આપથી જ વ્યાપ્ત છે, આપના આ અદ્‌ભુત ઉગ્ર રૂપને જોઈને આ સર્વ ત્રૈલોક્ય અતિશય ભયભીત થઈ ગયુ છે. ૨૦

અથવા સ્વર્ગ, પાતાળ, પૃથ્વી અને અંતરિક્ષ, તેમ જ દશે દિશા અથવા સર્વ દિશાચક્ર—એ સર્વ તમારા એક રૂપથી જ વ્યાપ્ત થયેલાં છે, એમ કૌતુકથી હું જોયા કરું છું! આકાશ સહિત સર્વ વિશ્વ આપના ભીષણુ રૂપમાં ડૂબે છે કે શું? અથવા આપના અદ્‌ભુત રૂપના રસના થાળમાં ચૌદે ભુવનો આવીને સપડાયાં હોય એવું આપનુ રૂપ આશ્ચર્યકારક છે! એટલે તે કેવી રીતે જોઈ શકાય? આપના ભવ્ય રૂપની પ્રાપ્તિની કલ્પના કરી શકાતી નથી, આપના રૂપનું તેજ પણુ સહન કરી શકાતું નથી અને આપના આ રૂપના દર્શનથી જગતને સુખની પ્રાપ્તિ થવી તો એક બાજુએ જ રહી; પરંતુ એથી વિરુદ્ધ તે મહાકષ્ટથી પ્રાણુ ધારણુ કરી રહે છે (એવી જગતની સંકટગ્રસ્ત અવસ્થા થયેલી છે). હે દેવ! આવું આપનું અદ્‌ભુત રૂપ જોઈ ભીતિની કમકમીઓ કેમ આવે છે, તે સમજાતું નથી; કારણુ કે ભીતિથી થતા દુઃખના તરંગોમાં ત્રૈલોક્ય ડૂબે છે. નહિ તો આપના જેવા મહાત્માના

દર્શનથી ભય અને દુઃખની પ્રાપ્તિ કેમ સંભવે ? પરતુ આપના આ રૂપને જોઇને સુખ કદી થવાનુ જ નથી, એમ મને ભાસે છે. જ્યાં સુધી આપનું રૂપ જોવામા આવ્યુ ન હતું, ત્યા સુધી જગતને સંસારસુખ જ ઉત્તમ ભાસતું હતું; પરંતુ આપનું રૂપ જોવાથી વિષયવાસનાઓનો પણ કંટાળો આવ્યો છે અને ત્રાસ પણ ઉત્પન્ન થયો છે. તેમજ આપના આ ભયંકર વિશ્વરૂપને જોઈને તેને એકદમ ભેટી શકાશે કે ? અને જો ભેટી ન શકાતું હોય, તો આપના આવા ભયકર વિશ્વરૂપ-દર્શનના દુઃખમાં કેવી રીતે રહી શકાય ? જો પાછળ હઠીએ, તો અનિવાર્ય જન્મ–મરણરૂપી સંસાર દુઃખ દે છે અને આગળ વધીએ તો આ પ્રચંડ વિશ્વરૂપને આપે ધારણ કરેલું હોવાથી આપને આલિંગન આપી શકાતુ નથી. આવી રીતે બન્ને સકટોની ભીંસમા સપડાઇને બિચારુ ત્રૈલોક્ય ચગદાઈ મરે છે. આપનુ વિશ્વરૂપ જોવાની મારી તીવ્ર ઉત્કંઠાનુ ફળ આખરે આવું જ આવ્યુ છે, જેમ એકાદ મનુષ્ય અગ્નિમાં દાઝવાથી દાહનું શમન કરવા સમુદ્ર તરફ દોડી જાય છે, પણ ત્યા સમુદ્રના પ્રચંડ તરગો જોઈ ને તેને વિશેષ ભીતિ લાગે છે, તે જ પ્રમાણેની આ જગતની સ્થિતિ થયેલી છે. આપને જોઈ ને જગત તરફડવા લાગ્યું છે. (૩૨૫)

**अमी हि त्वां सुरसङ्घा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।**
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥**

હે પ્રભો ! પૃથ્વીનો ભાર ઉતારવા માટે અવતરેલા દેવોના અંશરૂપી કેટલાક યોદ્ધાઓ આપના સ્વરૂપમાં પ્રવેશ કરે છે, કેટલાક ભયભીત થઈને હાથ જોડીને આપની સ્તુતિ કરે છે, તથા મહર્ષિ અને સિદ્ધોના સમુદાયો 'સ્વસ્તિ' શબ્દોનો ઉચ્ચાર કરી સપૂર્ણ સ્તુતિ વડે આપની પ્રશસા કરે છે ૨૧

હવે આ ત્રૈલોક્યથી પર જે દેવો તે દેવોના સમુદાયોની સ્થિતિને જુઓ. આપના અંગના તેજથી એ દેવો સર્વ કર્મોના બીજને બાળી નાંખીને સદ્ભાવથી આપના સ્વરૂપમાં લીન થાય છે અને બીજા કેટલાકો અત્યારે આપના આ રૂપને જોઈ ને ભયભીત થઈ, આપનામાં જ સઘળો વિશ્વાસ રાખીને આપ સમક્ષ હાથ જોડીને આપની પ્રાર્થના કરી રહ્યા છે કે, 'હે દેવ ! અમે અજ્ઞાનરૂપી સમુદ્રમાં પડીને વિષય જાળમાં સપડાયા છીએ અને સ્વર્ગસુખ તથા સંસારની વચમાં દબાયા છીએ. આવા સંકટમાંથી આપ સિવાય અમને કોણ છોડાવશે ? એટલા માટે જ હે દેવ ! અમે સર્વભાવે આપને શરણે આવ્યા છીએ,' એમ તેઓ કહે છે અને કશ્યપાદિ મહર્ષિ તથા કપિલાદિ સિદ્ધ અને

વિદ્યાધરાદિ ગંધર્વોના સમુદાયો 'આપનું કલ્યાણ થાઓ' એમ કહી આપની પ્રાર્થના કરી રહ્યા છે. (૩૩૧)

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।**
**गन्धर्वयक्षासुरसिद्धसङ्घा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

હે પ્રભો! રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય (રુદ્રગણ), વિશ્વેદેવા, અશ્વિનીકુમાર મરુતગણ, પિતર,+ગંધર્વ, યક્ષ, અસુર, તથા સિદ્ધગણોના સમુદાયો એ બધાં જ વિસ્મિત થઈ આપના રૂપ પ્રતિ ટગટગર જોયા કરે છે. ૨૨

હે પ્રભો! એ અગિયાર રુદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, સાધ્ય નામક સર્વ દેવતાઓ, અશ્વિનીકુમાર તથા ઓગણપચાસ મરુદ્ગણ—એ સર્વ પોતાના વૈભવથી તેમજ પિતર, ગંધર્વ, યક્ષ તથા સર્વ રાક્ષસ-ગણ, ઇંદ્રાદિક મુખ્ય દેવ તથા સર્વ સિદ્ધ—એ સર્વ પોતપોતાના લોકમાંથી તીવ્ર ઉત્કંઠાથી આપનું વિશ્વરૂપ જુએ છે, તે જુઓ! અને હે પ્રભો! આપને જોઈને ક્ષણેક્ષણે મનમાં આશ્ચર્ય પામીને તેઓ આપની સમક્ષ પોતાનાં મસ્તકો નમાવે છે. તે સર્વ મંજુલ શબ્દથી સ્વર્ગમાં આપનો જયજયકાર કરે છે અને જોડેલા હાથો મસ્તક ઉપર મૂકીને આપને નમસ્કાર કર્યા કરે છે. તે દેવનાં નમ્રતારૂપી વૃક્ષની વાડીમાં અષ્ટસાત્ત્વિકભાવરૂપી વસંતઋતુ ખીલીને તથા તે વૃક્ષોને કર-સંપુટરૂપી પલ્લવો ફૂટીને આપની પ્રાપ્તિ તેમને ફળરૂપે થઈ છે. (૩૩૭)

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥**

હે મહાબાહો! આપનું અનેક મુખવાળું, અનેક નેત્રવાળું. અનેક હસ્ત-વાળું, અનેક સાથળોવાળું, અનેક પગવાળું, અનેક પેટવાળું, અનેક દાઢવાળું, વિકરાળ તથા વિશાળ રૂપ જોઈને સર્વ લોકો અત્યંત ભયભીત થયા છે અને તે જ પ્રમાણે હું પણ ભયભીત થયો છું. ૨૩

જાણે તેમનાં નેત્રોનું ભાગ્ય જ ઉદય પામ્યું હોય, તેમ આપના અગાધ વિશ્વરૂપને જોઈને. તેઓના મન વડે આજે સુખનો સુદિન ઊગ્યો છે. આ ત્રૈલોક્યને વ્યાપ્ત કરનાર આપનું સ્વરૂપ જોઈને દેવો

---

+ સ્મૃતિમાં કહ્યું છે કે, અન્ન ઊનું હોય અને શ્રાદ્ધમાં જમનાર વેદવેત્તાઓ જ્યાં સુધી વાણીનું માન રાખીને જમે છે તથા હવિષ્યાન્નના સારાનરસા સ્વાદની વાત કરતા નથી, ત્યાં સુધી જ પિતૃઓ જમે છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, 'उष्मपा हि पितरः।' અર્થાત્ પિતૃઓ ઉષ્ણ અન્નના ભોક્તા છે; આથી જ શ્લોકમાં પિતૃઓને 'ઉષ્મપા' કહ્યા છે.

પણ ચકિત થયા છે; કારણ કે એ સ્વરૂપ ગમે ત્યાંથી જોતાં પ્રત્યેક પ્રેક્ષકને, જાણે તે પોતાની સામે જ હોયને તેમજ દેખાય છે. આ પ્રમાણે એ રૂપ એક જ હોવા છતાં વિચિત્ર અને ભીષણ છે. એને પુષ્કળ મુખો છે, પુષ્કળ નેત્રો છે અને અનંત હાથો છે. તેમાં શસ્ત્રો ધારણ કરેલાં છે; તે જ પ્રમાણે તેને અનંત ઉત્તમ બાહુ, પગ તથા ઉદર છે; અને તે નાના વર્ણોથી યુક્ત છે, તથા તેનું પ્રત્યેક મુખ જાણે ખાવા ધાતું હોય તેવું દેખાય છે. મહાકલ્પને અંતે ક્રોધિત થયેલો યમ જ્યાં ત્યાં પ્રલયાગ્નિની હોળીઓ પ્રસારી દે છે અથવા શંકરનાં સંહારક યંત્રો તથા પાત્રો, પ્રલયભૈરવનાં મંડળો અથવા વધ કરનારી જગદંબાની વિભૂતિઓ સંહાર કરવા માટે આવી હોય, તેમ જ્યાં ત્યાં આપનાં પ્રચંડ મુખો દેખાય છે અને ગુફામાં જેમ સિંહ માતો નથી, તેમ આપના દાંતો મુખમાં ન સમાતાં (મુખની બહાર નીકળેલા હોવાથી) ભયંકર દેખાય છે. પ્રલયરાત્રિના તિમિરમાં સંહારક પિશાચો બહાર નીકળી પડે છે, તેમ પ્રલયકાળના સંહારના રક્ત વડે આપની દાઢો ખરડાયેલી દેખાય છે. વધારે શું કહું ? કાળ જેમ યુદ્ધને આમંત્રણ આપે, કે સર્વ સંહારમાં જીવોનો નાશ થઈ જાય, તે પ્રમાણે આપના મુખમાં અત્યંત ભયંકરપણું દેખાય છે. શું કહું ? આ સર્વ જગત અતિ દીન દેખાય છે, જો કોઈ જગત પ્રતિ જરા દૃષ્ટિ નાખી જોશે, તેને તે દુઃખરૂપ યમુના નદીના કાંઠા પરનાં વૃક્ષો સમાન ઊભું રહેલું છે, એમ જ જોવામાં આવશે. આપના આ મહામૃત્યુરૂપી સાગરમાં જગતનું આયુષ્યરૂપી નાવ શોકરૂપી તોફાનના ઝપાટાથી હિલોળા ખાય છે. હે દેવ ! કદાચિત્ આપ એમ કહેશો કે, 'તને લોકોની ભીતિ માટે ચર્ચા કરવાનું શું પ્રયોજન છે ? હમણાં જે વિશ્વરૂપ જોયું, તેનું તું તારે ધ્યાન ધરી સુખોપભોગ લે;' તો હવે મારે ખરેખરું કહેવું જોઈએ, કે લોકોની ભીતિનું તો માત્ર મેં બહાનું જ બતાવ્યું છે, પણ વાસ્તવમાં તો અતિભયથી મારા જ હાંજા ગગડી ગયા છે. જો કે પ્રલયકાળનો રુદ્ર પણ મારાથી બીએ છે અને મારી ભીતિથી મૃત્યુ લપાઈ જાય છે; પરંતુ આવો બળવાન છતાંયે હું તમારું અંતર્બાહ્ય સ્વરૂપ જોઈને કંપાયમાન થયા કરું એવી તમે મારી સ્થિતિ કરી મૂકી છે; પરંતુ હે પ્રભુ ! આપનું આ ભયંકર રૂપ કે જે આપના ઉગ્ર તેજ વડે ભયને પણ જીતી લે છે, તેને વિશ્વરૂપ કહેવું, એ શું આશ્ચર્યકારક નથી ? એ વિશ્વરૂપ નહિ પણ મહામારિકા-મરકી જ છે. (૩૫૨)

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥**

હે વિષ્ણો! આકાશ પર્યંત પહોંચેલા પ્રકાશમાન, અનેક વર્ણોયુક્ત પ્રસરેલા મુખવાળા તથા પ્રદીપ્ત વિશાળ નેત્રોવાળા આપના આ સ્વરૂપને જોઈને મારો અંતરાત્મા ભયભીત થઈ ગયો છે. મારુ ધૈર્ય ટકતુ નથી અને મને શાંતિ પણ વળતી નથી. ૨૪

આપનાં કેટલાંક ક્રોધિત મુખો જાણે મહાકાળની સાથે સ્પર્ધા કરીને લડતાં હોય અને જાણે તેમણે પોતાની વિશાળતા વડે આકાશને પણ પાછળ હઠાવી દીધું હોય એમ ભાસે છે. તેઓ આકાશની વિશાળતાથી પણ દબાતાં નથી અને તે મુખોનુ ત્રિભુવનના પવનથી પણ આચ્છાદન થઈ શકતું નથી; ઊલટાં તે જ પોતાની ખાકથી અગ્નિને પણ બાળીને સર્વત્ર ભડકા ઉત્પન્ન કરે છે. તેમજ તે સર્વ સમાન નથી, પરંતુ તે પ્રત્યેક મુખમાં રંગરૂપનો ભેદ છે અને પ્રલયકાળનો અગ્નિ ઉત્પન્ન થાય છે, તે વેળાએ તે અગ્નિ પણ તે મુખોની જ સહાયથી પૃથ્વીનો પ્રલય કરતો હશે કે કેમ, એ કલ્પી શકાતું નથી. એમના અંગમાં એટલુ બધું તેજ હોય છે કે, તેથી ત્રૈલોક્ય બળીને રાખ થઈ જાય છે. તે મુખોમાં બીજાં પણ મુખો છે અને તેમાં પણ દાંત તથા દાઢો છે. જાણે વાયુને ધનુર્વાત થયો, અથવા સમુદ્રમાં મહાપૂર આવી તે મર્યાદા છોડી વહેવા લાગ્યો કે શું? અથવા વડવાનલની સહાયથી વિષરૂપ અગ્નિ જગતનો સંહાર કરવાને પ્રવૃત્ત થયો છે કે શુ? અગ્નિ હળાહળ વિષનુ પાન કરતો હોય, અથવા મરણ પોતેજ મૃત્યુનો સંહાર કરવાને ઉદ્યુક્ત થાય, તે પ્રમાણે આ વિશ્વરૂપનું તેજ પ્રખર હોઈ તેને અન્ય મુખો પણ લાગેલાં છે. પરંતુ તે મુખો કેવડાં મોટાં છે? એમ પૂછતાં કહેવું પડે કે અંતરિક્ષ પોતે જ તૂટીને જાણે આકાશની મધ્યમાં ખીણ પડે તેવાં તે પ્રચંડ દેખાય છે; અથવા હિરણ્યાક્ષ રાક્ષસ પૃથ્વીને બગલમાં મારી જે વખતે પાતાળમા જવા નીકળ્યો, તે વખતે હાટકેશ્વરે (સપ્ત પાતાળના મહાદેવના અવતારે) જેમ પાતાળનાં બારણાં ઉઘાડી નાખ્યાં હતાં, તે પ્રમાણે તમારાં આ મુખો પ્રસરેલાં છે અને તેમાં જિહ્વાઓ વેગને લીધે લબડ્યા કરે છે અને આ સમસ્ત વિશ્વ પોતાના એક કોળિયા માટે પણ પૂરતું થઈ પડનાર નથી, એમ જાણી કૌતુકથી પણ તે જિહ્વાઓ વિશ્વનું ભક્ષણ કરી જતી નથી. પાતાળમાંના નાગો ફૂંફાડાથી જે પ્રમાણે વિષની જ્વાળા નીકળી આકાશને સ્પર્શે છે, તે પ્રમાણે આ મુખોની ગુફામાં જિહ્વાઓ ભાસે છે! પ્રલયકાળની વીજળી-

ઓને એકત્રિત કરી, જેમ ગગનના કિલ્લાઓને શણગારીએ, તે જ પ્રમાણે ઓષ્ઠોની બન્ને બાજુએ આપની દાઢોના આંકડા ઝળહળતા દેખાય છે; અને કપાળના ભાગમાંના ઊંડાણમાં ભયને પણ બિવડાવનારી આંખો દેખાય છે. તે જાણે મહામૃત્યુનો પ્રવાહ અંધારામા છુપાઈને બેઠો હોય તેવી જ દેખાય છે આ પ્રમાણે ભીતિનુ કૌતુક કરીને આપ શાની પ્રાપ્તિની આશા રાખો છો, તે હું સમજી શકતો નથી; પરંતુ મને તો માત્ર મરણની ભીતિ ઉત્પન્ન થયેલી છે. હે દેવ! મને વિશ્વ-રૂપ જોવાની જે આકાંક્ષા થઈ હતી, તે મને ફળી અને તે રૂપ જોઈને આંખોને જે શાંતિ પ્રાપ્ત થવી જોઈતી હતી તે થઈ છે. હે દેવ! માટીના શરીરનો નાશ થાય તેની પરવા નથી; પરંતુ મારું તો ચૈતન્ય પણ રહેશે કે નહિ, એનો જ મને તો ભરોસો નથી. (આપના એ રૂપનાં દર્શનથી) મનમાં પણ થોડોઘણો તાપ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિમાં ભીતિ ઉત્પન્ન થતાં અભિમાનની પણ વિસ્મૃતિ થઈ ગઈ છે, એટલુ જ નહિ, પરંતુ ઇંદ્રિયોથી ભિન્ન એવો જે આનંદસ્વરૂપ નિશ્ચળ આત્મા, તેને પણ કંપારી છૂટવા માંડી છે. હે દેવ! વિશ્વરૂપના સાક્ષાત્કારના મહિમાને શું વખાણુ, કે જેના દર્શનથી મારુ જ્ઞાન પણ પલાયન કરી ગયુ છે અને આપનો તથા મારો જે ગુરુ–શિષ્યનો સબંધ છે, તે પણ આ જગતમા રહેશે કે નહિ, એનો પણ મને સશય આવવા લાગ્યો છે. હે દેવ! આપના વિશ્વરૂપનાં દર્શનથી વ્યાકુળ થયેલા મારા અંતઃકરણને શાત રાખવાને ધૈર્ય આપવાનો હું યત્ન કરું છું. પ્રથમથી જ મારામા ધૈર્યનો અભાવ છે, તેમા વળી આ વિશ્વરૂપ જોયુ, એટલે પૂછવું જ શું? આપે મને ઉપદેશના ગોટાળામા ઠીક નાખી દીધો. મારો જીવાત્મા વિશ્રાંતિ લેવાના નિમિત્તથી બિચારો ચારે તરફ દોડી રહ્યો છે; પરતુ ક્યાય તેને વિશ્રાંતિસ્થાન મળતું નથી. આ પ્રમાણે આપના આ વિશ્વરૂપી મહામારીના દર્શનથી સ્થાવર–જગમાદિ સૃષ્ટિમાની સર્વ વસ્તુનુ જીવન નષ્ટ થયેલુ છે. હુ પણ જો આપને શરણે નહિ આવું, તો જીવતો પણ કેમ રહી શકુ? (૩૭૪)

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसन्निभानि ।**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! પ્રલયકાળના અગ્નિ જેવી પ્રદીપ્ત અને (ભયંકર) એવી દાઢોથી વિકરાળ બનેલાં આપના મુખોને જોતાં જ હુ દિશાઓને પણ ઓળખી શકતો નથી અને મને સુખ ભાસતું નથી; એટલા માટે મારા પર આપ કૃપા કરો ૨૫

જેવી રીતે મહાભયરૂપ કાંઈ મોટું વાસણ ફૂટી જઈને આપણી આંખો સમક્ષ પ્રત્યક્ષ દેખાય, તે પ્રમાણે આપનાં અતિ વિકરાળ પ્રચંડ મુખો પ્રસરેલાં દેખાય છે અને તેની અંદર દાંત તથા દાઢો એટલાં બધાં ખીચોખીચ આવેલાં છે, કે તે બન્ને હોઠોની અંદર સમાતાં નથી (પણ તે બહાર નીકળેલાં છે), તેના યોગે ચારે તરફથી પ્રલયકાળનાં શસ્ત્રોની ઘટ્ટ વાડ કરી લીધી હોયને, એવો જ ભાસ થાય છે. તક્ષક નાગ પૂર્ણ વિષથી ભરેલો હોવા છતાં તેના મુખમાં જેમ વિષનો જ ભંડાર ભરવામાં આવે, અથવા અમાવાસ્યાની રાત્રિમાં ભૂતોનો સંચાર થાય અથવા પ્રલયાગ્નિ આગ્નેયાસ્ત્ર ચલાવે, તે પ્રમાણે આપનાં વિશાળ મુખોમાંથી આવેશ ઊભરાઈને બહાર નીકળે છે અને તેથી અમારા પર મરણરૂપી જળનાં પૂરો જ ચઢી આવ્યાં છે કે શું, એવો જ પ્રત્યક્ષ ભાસ થાય છે. સર્વ બ્રહ્માંડનો નાશ કરનાર પ્રલયાગ્નિ ઉદ્ભવે અને તેને પ્રલયકાળનો પ્રચંડ પવન સહાય આપે, તેના જેવાં આપનાં આ સંહારક મુખો જોઈ મારું ધૈર્ય તદ્દન લુપ્ત થઈ ગયુ છે, હું ઉન્મત્ત થવાથી મને દિશાઓનો પણ ભ્રમ થઈ ગયો છે અને મને પોતાને પણ વીસરી ગયો છું. આપનું વિશ્વરૂપ હજી તો મેં નેત્રો વડે પૂરું જોયુ પણ નહોતું, એટલામાં જ તેથી ઊપજનારા સુખનો લોપ થઈ ગયો હતો. એટલા માટે હે મહારાજ! આપના આ વિરાટ સ્વરૂપને હવે સંકેલી લો. આવી રીતે આપ મને ડરાવશો, એવી જો પ્રથમથી મને ખબર હોત, તો મને વિશ્વરૂપ દેખાડો, એમ હું આપને ક્યારેય પણ કહેત ખરો કે? માટે હવે આપના આ વિશ્વસ્વરૂપી પ્રલયાગ્નિથી એક વાર મારો પ્રાણ બચાવો. હે અનંત! આપ જો અમારા ખરેખરા સ્વામી હો, તો મારા મરણનો અટકાવ કરીને પછી આ આપના મહા-મારિકારૂપ વિશ્વરૂપના પ્રસારને સંકુચિત કરો. હે દેવાધિ દેવ! સર્વ વિશ્વનું નિવાસસ્થાન એવા આપ સર્વ જગતનું પાલન કરવાને બદલે ઊલટો તેનો સંહાર કરવા માગો છો? એટલા માટે હે દેવરાયા! જલદી પ્રસન્ન થઈ આપની આ માયા સંકોચી લો અને મને આ મહાદુઃખમાંથી ઉગારો. આટલા સમય સુધી અત્યંત આર્જવતાપૂર્વક આપને વારંવાર જે પ્રાર્થના કરી રહ્યો છું, તેનું કારણ એટલું જ કે આ વિશ્વરૂપને જોઈને હું અતિશય ભયભીત થઈ ગયો છું. જે વેળાએ અમરાવતીમાં રાક્ષસોનો છાપો પડ્યો હતો, ત્યારે તેમનો પરાભવ મેં એકલાએ કર્યો હતો. હું કાળના મુખમાં જતાં પણ ભયભીત થાઉં તેવો નથી; પરંતુ હે દેવ! આપનું આ વિશ્વરૂપ તેવા વિષયોમાંનું

નથી. અહીં તો મૃત્યુ પર પણ સરસાઈ કરીને સકળ વિશ્વ સહિત અમારું ભક્ષણ કરવાના હેતુથી જ આપ પ્રાપ્ત થયા છો (એમ હું દેખું છું)! આ જુઓ, પ્રલયકાળનો સમય ન હોવા છતાં પણ આપ જગતના રક્ષણકર્તા જ કાળરૂપે આવીને પ્રાપ્ત થવાથી આ બિચારા ત્રિભુવનનાં સો વર્ષો આજે જ ભરાઈ ચૂક્યાં (જણાય) છે! અહો! રે દૈવ! તારી ગતિ કેવી અને કેટલી વિપરીત છે! વિશ્વરૂપનાં દર્શનથી શાંતિ થશે, એવી આશાથી મેં આપ જે દેવરૂપ છો, તેને વિશ્વરૂપ દેખાડવાનું કહ્યું, પણ તેથી સુખ થવાને બદલે ઊલટી વિઘ્નોની જ ઉત્પત્તિ થઈ! અરેરે દૈવ! હવે તો ખરેખર આ વિશ્વ ડૂબ્યું જ! કારણ કે, જ્યાં આપે જ આ વિશ્વનો ગ્રાસ કરવા માંડ્યો, ત્યા પછી તેનો બચાવ ક્યાંથી થઈ શકે? હે દેવ! આપ જ અનેક મુખો પ્રસારીને આ સર્વ સૈન્યનું ચારે તરફથી ભક્ષણ કરી રહ્યા છો, એ હું પ્રત્યક્ષ મારી દૃષ્ટિથી જોઈ શકું છું. (૩૯૧)

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।**
**भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥**
**वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।**
**केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥**

અને હે પ્રભો! આ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સર્વ પુત્રો રાજાઓના સમુદાયો અને ભીષ્મ, દ્રોણ તથા કર્ણ અને અમારા પક્ષના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ સહિત સર્વ યોદ્ધાઓ વિકરાળ દાઢવાળા આપનાં મુખોમા ત્વરાથી પ્રવેશ કરે છે. તેમાંના કેટલાક આપના દાંતોમાં સપડાયા છે એમ દેખાય છે અને કેટલાકનાં મસ્તકોનો ચૂરેચૂરો થઈ ગયેલો જોવામાં આવે છે. ૨૬,૨૭

અહો! કૌરવ કુળના વીરો તથા અંધ ધૃતરાષ્ટ્રના પુત્રો આવા આ જ છે ને? અરેરે! એઓ તો ગયા! મુઆ! પરિવાર સહિત એ તમારા મુખમાં (ગેબ થઈ) ગયા! અને બીજા જે દેશદેશના રાજાઓ તેમની કુમકે (અમારી સામે લડવા) માટે આવેલા છે, તેમના મરણનો સંદેશો ઘેર જઈને કહેવા માટે પણ કોઈ મનુષ્ય અવશિષ્ટ રહ્યો નથી! આવી રીતે આપ સર્વને ગળી જાઓ છો. વળી આ રણમાં તમે મહાઠાઠવાળા મોટા મોટા ગજોના સમુદાયને પણ ગટાગટ ગ્રાસ કરી જવાનો આપે એકસરખો સપાટો ચલાવ્યો છે! બંદૂકો તથા તોપોનો મારો ચલાવનારાઓનાં અને પાયદળ સેનાનાં ઝુંડનાં ઝુંડ આપના મુખમા અદૃશ્ય થતાં દેખાય છે! કૃતાંત કાળના

મુખ સમાન અસ્ત્રોમાંનું એક જ અસ્ત્ર જે સર્વ વિશ્વનો વિનાશ કરવા માટે પૂરતુ ગણી શકાય, તેવાંમાંનું એક અસ્ત્ર પણ સર્વ વિશ્વનો નાશ કરવા સમર્થ છે, એવા કોટ્યવધિ અસ્ત્રોને પણ આપ ગળી જાઓ છો. ચતુરંગ સેના, અશ્વ જોડેલા રથો, એ સર્વને દાંતનો પણ સ્પર્શ ન થવા દેતા આપ ગટ દઈને ગળી જાઓ છો! તો હે દેવ! આથી આપને કેવો સંતોષ થાય છે? અહો! ભીષ્મ જેવો સત્યવાદી, અને શૌર્યનિપુણ બીજો કયો પુરુષ છે? છતાં તેનો તથા દ્રોણ જેવા બ્રાહ્મણનો પણ આપ ગ્રાસ કરી ગયા! અરેરે! અહો! સૂર્યપુત્ર મહાવીર કર્ણ, તે પણ ગયો! અને હવે અમારા પક્ષના યોદ્ધાઓનો વારો આવતાં આપે એમની અડચણ પણ દૂર કરી દીધી! હાય! હાય! બ્રહ્મદેવ! આ પ્રભુની પ્રસન્નતાથી આ કેવી અયોગ્ય ઘટના થઈ રહી છે કે પછી હું પ્રભુની પ્રાર્થના કરીને માત્ર બિચારા જગતના સંહારનું કારણ જ થઈ પડ્યો છું? પ્રથમ થોડા ઘણા પ્રકારથી પ્રભુએ પોતાની વિભૂતિઓ કહી સંભળાવી હતી, પણ તેટલીથી જ સંતોષ ન પામતાં, મેં વિશ્વરૂપ જોવાનો દુરાગ્રહ સેવ્યો; અર્થાત્ ભોક્તવ્ય કદી પણ ટળતું નથી એમ જે કહેવામાં આવે છે તે અક્ષરે અક્ષર સત્ય છે! અને (જેવું ભોક્તવ્ય હોય) તેવી બુદ્ધિ પણ થાય છે, એ પણ સત્ય જ છે. લોકોએ પોતાના મરણનું ઠીકરું મારા શિર પર ફોડવું, એવો વિધિનો લેખ લખાયલો જ હશે તે કેમ કરીને મિથ્યા થાય? પૂર્વે સમુદ્રમંથનસમયે હાથમાં અમૃત આવેલું હોવા છતાં પણ દેવોએ સમુદ્રમંથનની ક્રિયાને બંધ ન કરતાં વિશેષ મેળવવાનો લોભ રાખ્યો, એટલે છેવટે તેમના હાથમાં હળાહળ વિષ જ આવ્યું! પરંતુ તે સંકટ પણ મારા સંકટ કરતાં તો એક પ્રકારે ઓછું ભયાનક હતું અને તેનું તો નિવારણ પણ કરી શકાય તેમ હતું અને તે સમયનું દેવોનું તે સંકટ તો શિવે દૂર પણ કર્યું હતું. પરંતુ અત્યારનો જે આ વિશ્વરૂપનો પ્રકાર છે એટલે કે આ અગ્નિને સાહ્ય કરનાર વાયુ નહિ, પણ પોતે જ પ્રજ્વલિત થયેલો વાયુ છે, એટલે એનો પ્રતિકાર કોનાથી કરી શકાય? તેમજ જે વિષ સમસ્ત ગગનમાં પ્રસર્યું છે, તેને કોણ ગળી શકે? મહાકાળની સાથે રમવાનું કોનું સામર્થ્ય હોઈ શકે? ૪૦૫

જ્ઞાનેશ્વર કહે છે કે, અર્જુન આ પ્રમાણે દુઃખથી વ્યાપ્ત થઈ મનમાં ને મનમાં જ શોક કરવા લાગ્યો; પરંતુ દેવના મનમાંનો અભિપ્રાય તે જાણી શક્યો નહિ. હું મારનારો અને આ કૌરવો મરનારા એવા જે મોહથી તે વ્યાપ્ત થયો હતો, તેનો તે મોહ નષ્ટ કરવા

માટે જ શ્રીઅનંતે તેને પોતાનું આ વિશ્વરૂપ દેખાડ્યું અને કોઈને કોઈ મારતો નથી, પરંતુ સર્વનો સંહાર કરનાર હું જ છું, એ તત્ત્વને તેમણે તે વિશ્વરૂપના યોગે વ્યક્ત કર્યું હતું, પરંતુ એ અર્જુનના સમજવામાં ન આવતાં તે વ્યર્થ વ્યાકુળ બની પોતાના મનમાં વિના કારણ ભીતિ ધરવા લાગ્યો. (૪૦૯)

તે વેળાએ અર્જુન પુનઃ કહેવા લાગ્યો : 'અહો! આકાશમાં જેમ વાદળો લુપ્ત થાય, તેમ શિરપેચ તથા કવચ સાથે ઉભય પક્ષની સેનાઓ આપના મુખમાં ગરક થઈ ગઈ. એ જાણે મહાપ્રલયને સમયે યમનો કોપ થતાં તે જેમ એકવીસે સ્વર્ગને પાતાળ સહિત ગળી જાય છે અથવા દૈવ પ્રતિકૂળ થતાં જેમ સંગ્રહ કરનારનું ઐશ્વર્ય જ્યાંનું ત્યાં જ પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે, તે જ પ્રમાણે આ કર્મની ગતિ કેવી વિલક્ષણ છે તે તો જુઓ કે, આ એકત્રિત થયેલાં સૈન્યો એકાએક આ મુખમાં પ્રવેશ કરીને તેમાથી એક પણ સૈનિક બહાર નીકળી શકતો નથી! ઊંટના મુખમાં અશોકવૃક્ષની ડાળીઓ જેવી રીતે ચવાતી જોવામાં આવે છે, તે પ્રમાણે આ સર્વ લોકો આ મુખમાં લીન થતા દેખાય છે; પરંતુ મુગટ સહિત મસ્તકો દાઢોના ચીપિયામાં સપડાતાં, તેમનો દબાઈને કેવો આટો થઈ જાય છે તે નિહાળો! એ માથાં દાંતોના અંદરના ભાગમાં રત્નોની પેઠે ચમકે છે અને તેમનો ભૂકો જીભના તાળવાને કિંચિત્ ચોંટેલો જણાય છે. તે મસ્તકોમાંનાં જે વજનદાર અને ભરાવદાર હતા, તેમનામાંના લોહીથી દાઢો સહેજ ખરડાયેલી દેખાય છે! આ વિશ્વરૂપ કાળે, જે બળવાન લોકોનાં શરીરો ગ્રસ્યાં છે, તેમના દેહોનાં અસ્થિપિંજર, જીવનનો નાશ કરીને, ખાસ રાખી મૂક્યાં છે, તેમ જ શરીરમાંનો ઉત્તમ ભાગ જે મસ્તકો, તે જો કે મહાકાળનાં મુખમાં સપડાયાં હતા; છતાં અંતે ખાસ કરીને તેમને જાળવી રાખવામાં આવ્યાં છે. (૪૧૮)

વળી પાછો અર્જુન કહે છે કે, 'શો ચમત્કાર છે! આ જગતમાં જન્મ લેનારને મરણ સિવાય બીજો માર્ગ જ નથી, તેથી સર્વ જગત આ વદનરૂપી કૂવામાં પડીને આપોઆપ જ ડૂબી જાય છે. આ સર્વ સૃષ્ટિ આપોઆપ જ આ મુખના માર્ગમાં પ્રવૃત્ત થઈ છે અને આ પરમાત્મા એક જ સ્થળે સ્વસ્થ રહી સર્વ જગતને સહેજમાં જ ગળી જાય છે. બ્રહ્મદેવ સરખા મોટા મોટા દેવો પણ આ વિશ્વરૂપના સર્વથી ઊંચા મુખમા દોડતા નજરે પડે છે; બાકી બીજાઓ તો બીજી બાજુનાં મુખોમાં પ્રવેશ કરે છે અને ઇતર પ્રાણી માત્ર તો જ્યાં જન્મે

છે, ત્યાં જ નાશ પામે છે; પરંતુ આ વિશ્વરૂપના સપાટામાંથી તો નિઃસંશય કોઈ પણ છટકી જઈ શકતું નથી. (૪૨૨)

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।**
**तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥ २८ ॥**

હે પ્રભો! જે પ્રમાણે નદીઓના મોટા મોટા પ્રવાહો એક વખતે વહેવા માંડતાં જેમ સમુદ્ર તરફ જ દોડતા દોડતા જાય છે, તે જ પ્રમાણે આ મૃત્યુલોકના વીરો પણ આ તમારાં પ્રજ્વલિત મુખોમાં પ્રવેશ કર્યા કરે છે. ૨૮

જેવી રીતે મહા નદીઓના પ્રવાહો સહજ–સ્વાભાવિકપણે સમુદ્ર તરફ વળે છે, તેવી જ રીતે સર્વ આ જગત ચારે તરફથી આવીને આપના મુખમાં જ પ્રવેશ કરે છે; અને સર્વ પ્રાણીઓ આયુષ્યરૂપી માર્ગમાં રાત્રિદિવસરૂપી પગલાંથી ત્વરાથી તમારા મુખમાં આવી પડવાના યોગને સાધે છે. (૪૨૪)

**यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ।**
**तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥**

હે પ્રભો! જેમ પ્રજ્વળેલાં અગ્નિમાં નાશ પામવા માટે જ પતંગિયાં મહાવેગથી પ્રવેશ કરતાં હોય છે, તેમ આ સર્વ લોકો પણ આપના મુખમાં નાશ પામવા માટે જ મહાવેગથી પ્રવેશ કર્યા કરે છે. ૨૯

જેવી રીતે દાવાનળથી સળગેલા પર્વતની ગુફામાં પતંગિયાં કૂદીકૂદીને પડે છે, તેમ આ સર્વ લોકો આપના મુખમાં આવી આવીને પડે છે અને તપ્ત થયેલા તવા પર પાણી પડતાં તે બળીને ભસ્મ થઈ જાય છે, તેમ જેણે જેણે આપના મુખમાં પ્રવેશ કર્યો છે, તેમનાં નામ અને રૂપો વ્યવહારમાંથી સમૂળા નષ્ટ થઈ ગયાં છે; અર્થાત્ તેમનાં નામ અને રૂપનો પત્તો જ મળતો નથી. (૪૨૬)

**लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।**
**तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥ ३० ॥**

હે વિષ્ણો! પ્રજ્વલિત મુખો વડે સર્વ લોકોને ગ્રસતા આપ સર્વ બાજુએથી વારંવાર ચાટી રહ્યા છો અને આપની ઉગ્ર પ્રભા સંપૂર્ણ જગતને તેજ વડે વ્યાપ્ત કરીને તેને તપાવે છે. ૩૦

અને આ પ્રમાણે સર્વ જગતનું ભક્ષણ કર્યા છતાં પણ આપની ક્ષુધા ઓછી થતી નથી! આપનો જઠરાગ્નિ આટલો બધો પ્રદીપ્ત કેમ થયો વારુ? જેવી રીતે કોઈ રોગિષ્ઠ મનુષ્યને તાવમાંથી સાજો થયા પછી ખૂબ ભૂખ ઊઘડે છે અથવા કોઈ એક ભિખારી દુષ્કાળમાં

સપડાયો હોય (ને ગમે તેટલુ ખાતાં છતાં તેની તૃપ્તિ જ થતી નથી), તે પ્રમાણે સર્વ જગતનો લય કરવા છતાં હજી પણ આપ જીભલીઓને જ ચાટ્યા કરો છો! આ જ કારણથી આપના મુખ આગળ ખાવાની એક પણ વસ્તુ અવશિષ્ટ રહેવા પામી નથી. આપની આ પ્રખર ક્ષુધાનો મહિમા શી રીતે વર્ણવવો? સમુદ્રનો ઘૂંટડો કરી જાઉં કે પર્વતનો કોળિયો કરી ખાઉં કે આ સર્વ બ્રહ્માંડને ડાઢ નીચે દબાવી દઉં? સર્વ દિશાઓને ગળી જાઉ અને ચટ દેતો બધી ચાંદનીઓને ચાટી જાઉં! આ પ્રકારનું આપનું ખાઉધરાપણું નજરે પડે છે! જેવી રીતે ભોગનું વિશેષ સેવન કરવાથી કામની વૃદ્ધિ થાય છે અથવા અગ્નિમાં જેમ જેમ કાષ્ઠ વધારે નાખીએ, તેમ તેમ તે (શાંત પડતો નથી પણ) વિશેષ પ્રદીપ્ત થાય છે, તે જ પ્રમાણે સર્વ જગતનું ભક્ષણ કરવા છતાં પણ આપનાં મુખો બસ ખાઉં-ખાઉં જ કરી રહ્યાં છે! જેમ દાવાનળમાં કોઠ નાખવાથી અગ્નિ સંતુષ્ટ થતો નથી, તે પ્રમાણે આપનું આ એક જ મુખ એટલું બધું પ્રસરેલું છે કે, તેની જીભના ટેરવાને ત્રિભુવન પણ પૂરતાં થઈ શકતાં નથી! જ્યારે આપના આ એક જ મુખની આવી ઉગ્રતા છે, તો પછી આપનાં આ અગણિત મુખોને પૂરાં પડે તેટલાં ત્રિભુવનો ક્યાંથી લાવવાં? એવી રીતે એ મુખોને ખાવાનુ મળવાનો સંભવ નથી, તો પછી એટલા બધાં મુખો આપે ઉત્પન્ન શા માટે કર્યાં છે? જેવી રીતે ચારે તરફથી દાવાનળ સળગતાં તેની વચ્ચે હરણો સપડાઈ જાય, તે પ્રમાણે આ સર્વ જગત આપના આ વદનરૂપી (દાવાનળની) જ્વાળાની મધ્યે સપડાઈ ગયુ છે. આ વિશ્વની સ્થિતિ એવી થઈ છે કે આપ તેના દેવ નથી; પરંતુ આ વિશ્વરૂપે તેના કાળ જ થઈને આવ્યા છો, અથવા જગતરૂપી જલચર માટે આપે વદનરૂપી કાળજાળ જ પ્રસારેલી છે; તેથી આપના વિશ્વરૂપની તેજરૂપી જાળમાથી સ્થાવર-જંગમ વસ્તુઓ કોઈ પણ સ્થળેથી બહાર પડી છટકી જઈ શકે તેમ નથી. આ આપનાં મુખો નથી, પરંતુ જગતનો નાશ કરનારાં લાક્ષાગૃહો જ નિર્માણ થયેલાં છે! આપના પ્રખર તેજથી પ્રાણીમાત્રના અંગો કેવાં બળતા હોય છે, તે વાત અગ્નિ પોતે સમજી શકતો નથી; તોપણ જેને તેનો સ્પર્શ થાય છે, તેનો તો પ્રાણ ગયા સિવાય રહેતો જ નથી, અથવા પોતાની તીક્ષ્ણ ધારથી બીજાને મરણ કેમ પ્રાપ્ત થાય છે, તે જેમ શસ્ત્ર જાણતું નથી, અથવા તો પોતાનું સેવન કરવાથી લોકોના પ્રાણ કેવી રીતે હરાઈ જાય છે, એનું વિષને જેમ સ્વપ્ન માત્ર પણ હોતું નથી, તે જ પ્રમાણે આપના મુખની

પ્રખરતાની આપને સ્મૃતિ જ નથી; પરંતુ આપના આ આણી તરફના મુખમાં જ સર્વ જગત નાશ પામ્યું છે. હે દેવ! જેને સર્વના આત્મા કહેવામાં આવે છે, તે આપ એક જ છો અને સર્વ વિશ્વના વ્યાપક પણ છો; તો પછી અમારો નાશ કરવા શાને માટે પ્રવૃત્ત થયા છો? મેં પોતે તો મારા જીવની આશા છોડી દીધી છે અને તેથી આપ પણ સંકોચ ન રાખતાં આપના મનમાં જે કાંઈ પણ હોય તે ખુશીથી ખુલ્લું કરીને કહી દો. હજી પણ આપ પોતાના વિશ્વરૂપની ઉગ્રતાને કેટલી વધારશો? હે દેવ! આપમાં જે જગતનું પાલકપણું રહેલું છે, તેનું તો જરા સ્મરણ કરો અને બીજું કાંઈ નહીં તોય છેવટે મારા પર તો કૃપા કરો. (૪૪૩)

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।**
**विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥**

હે પ્રભો! આપને નમસ્કાર હો; આપ પ્રસન્ન થાઓ, આવું ઉગ્ર રૂપ ધારણ કરનારા આપ કોણ છો, તે મને કહો. આપ સર્વના આદિ છો, તે આપને હું તત્ત્વથી જાણવાની ઇચ્છા ધરાવું છું, કેમકે આપની પ્રવૃત્તિઓને હું જાણતો નથી.

'અહો વેદવંદ્ય (વેદને નમવા યોગ્ય), ત્રિભુવનના એક આદ્ય (ત્રિભુવનને વિષે એક તથા આદિ) વિશ્વવંદ્ય મહારાજ! મારી એક પ્રાર્થના સાંભળો.' આ પ્રમાણે બોલી અર્જુને ભગવાનના ચરણ પર મસ્તક મૂક્યું અને કહ્યું કે, 'હે દેવાધિદેવ! સાંભળો. મારા સમાધાન માટે 'વિશ્વરૂપ બતાવો' એમ મેં કહ્યું હતું, પણ આપે તો એકદમ ત્રિભુવનને ગળી જવાના હેતુથી મહા ભયંકર રૂપ ધારણ કર્યું! કહો, આપ કોણ છો? આવાં અને આટલાં બધાં ભયંકર મુખો આપે શા માટે ધારણ કર્યાં છે? તેમ જ આ સર્વ હાથોમા શસ્ત્રો શા માટે લીધાં છે? વારંવાર ક્રોધિત થઈને, ગગન કરતાં પણ વિશેષ ઉચ્ચ થઈને તથા આંખો લાલચોળ કરીને ભીતિનું દર્શન આપ મને શા માટે કરાવો છો? હે દેવ! અહીં આપ યમનો દ્વેષ શા માટે કરો છો (અર્થાત્ યમનું સ્થાન શા માટે સાચવો છો)? આવું ઉગ્ર સ્વરૂપ ધરવામાં આપનો શો હેતુ સમાયલો છે?' અર્જુનનાં આ વચનો સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યા: 'હું કોણ છું અને શા માટે ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને આવડો મોટો થયેલો છું, એ જ તું જાણવા માગે છે ને? તો સાંભળ.' (૪૫૦)

श्रीभगवानुवाच-कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥

શ્રીભગવાન બોલ્યા લોકોનો ક્ષય કરનારો વૃદ્ધિ પામેલો હુ મહાકાળ છુ; અત્યારે આ લોકોનો નાશ કરવાને માટે હુ અહીં પ્રવૃત્ત થયેલો છુ. ઉભય સૈન્યમાં જે યોદ્ધાઓ ઊભેલા છે, તે સર્વ તારા સિવાય પણ જીવંત રહેવાના નથી (અર્થાત્ તુ યુદ્ધ નહિ કરે તોપણ એ બધાંનો નાશ થઈ જશે). ૩૨

'હુ ખરેખરો કાળ છું, લોકોનો સંહાર કરવા માટે જ પ્રચંડ સ્વરૂપ ધારણ કરીને મેં ચારે તરફ મારાં મુખોનો પ્રસાર કરેલો છે અને હવે અત્યારે જ હું સર્વ વિશ્વને ગળી જવાનો છું.' ત્યારે અર્જુન બોલ્યો : 'અરેરે! પાછળના સંકટથી ત્રાસીને મેં આની પ્રાર્થના કરી, તો આ તો વળી તેથી પણ અધિક ભયંકર સંકટ આવીને પ્રાપ્ત થયુ.' પણ મારા આવા કઠોર ભાષણથી અર્જુન કદાચિત્ ખિન્ન થશે, એમ ધારીને શ્રીકૃષ્ણ અર્જુન પ્રતિ પુનઃ બોલ્યા : 'પરંતુ એક સગવડ છે અને તેથી તમો પાડવો આ સંહારરૂપી લાક્ષાગૃહમાંથી ક્ષેમ-કુશળ બહાર નીકળી જશો.' આટલું સાંભળતાં જ અર્જુનના જીવમાં જીવ આવ્યો. તે મૃત્યુરૂપી મહામારીના સકંજામાં જ સપડાયો હતો; પરંતુ આ (આશ્વાસનાત્મક) શબ્દો સાંભળતાં તે પુનઃ સાવધ થયો અને શ્રીકૃષ્ણના શબ્દોને લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો. દેવ બોલ્યાં:' 'હે અર્જુન! અરે! તમે પાંડવો તો મારા જ છો, એ વાત લક્ષમાં રાખ; બાકી તો આ સર્વ જગતને ગળવા માટે જ હું ઉપસ્થિત થયો છુ. પ્રલયકાળના પ્રચંડ અગ્નિમાં માખણનો લોંદો નાખવાથી જેમ તે નાશ પામે છે, તે જ પ્રમાણે તે મારા મુખમાં આ સર્વ જગતને ગયેલું જોયુ છે, તો હવે એ સર્વ જગતનો નાશ થશે જ એમ તું નિઃસંશય જાણ! આ સર્વ સૈન્ય (લડવાનો અને લડીને મરવાનો) વ્યર્થ દંભ કરે છે. આ સ્થળે એકત્ર થયેલુ આ સર્વ સૈન્ય વીર-વૃત્તિના બળ પર મહા ગર્વથી બોલે છે કે, યમ પણ અમારા આગળ તુચ્છ છે! તેઓ કહે છે કે, અમે સૃષ્ટિ પરપ્રતિસૃષ્ટિ નિર્માણ કરીશું! શરતમાં મૃત્યુને પણ હરાવીશું. જગતનો સંહાર કરી નાખીશું અને સર્વ પૃથ્વીને ગળી જઈશું. આકાશને ઉપર ને ઉપર જ બાળી નાખીશું અને બાણોના ચલનથી પવનને હાલવા દઈશું નહીં! એ પ્રમાણે આવી ચતુરંગ સેનાની સંપત્તિના બળ પર ફૂદકા મારીને કૃતાંત(કાળ)ની સાથે પણ જેઓ સ્પર્ધા કરે છે તથા પરાક્રમના ગર્વથી જેઓ આઠમા આસમાન પર ચઢી ગયા છે, શસ્ત્રો કરતાં પણ જેમના બોલ અતિ

તીક્ષ્ણ છે; જેઓ અગ્નિ કરતાં પણ અધિક દાહક છે અને મારવાના કામમાં જેઓ હળાહળ વિષને પણ મધુર કહેવડાવે છે; તોપણ જેમ ગંધર્વનગરીના વૈભવ અથવા તો પોકળીનાં (આકાશનાં) વળેલાં વીંટળાં અથવા ચિત્રોમાંનાં પૂતળાં જેમ હોય છે, તે પ્રમાણે એ વીરો નિર્જીવ છે, એમ તું સમજ. અરેરે! જેવું મૃગજળનું પૂર આવે, તેવી જ એ સૈન્યની સ્થિતિ સમજી લેવી; અથવા તો વસ્ત્રનો સર્પ બનાવીએ અથવા અલંકાર પહેરાવીને જેમ પૂતળી ઊભી રાખીએ, તેવી જ સૈન્યની દશા સમજી રાખજે. (૪૬૫)

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

એટલા માટે હે અર્જુન! તું ઊઠ, યશ મેળવ અને શત્રુને જીતીને સર્વ રાજ્યનો ઉપભોગ લે, એમને તો મે પૂર્વથી જ મારી નાખેલા છે. તુ કેવળ નિમિત્તરૂપે જ આગળ થા. ૩૩

બાકી તો જે બળથી શરીરની ચેષ્ટાઓ ચાલ્યા કરે છે, તે સર્વ બળનો તો હું પ્રથમથી જ કોળિયો કરી ચૂક્યો છું. હવે તો આ સર્વ સૈન્ય કુંભારના ઘરમાં પૂતળાંની પેઠે સર્વ નિર્જીવ જ છે. કળસૂત્રી (પૂતળીઓને નચાવનારી દોરી) તૂટી જતાં તે પૂતળીઓને ગમે તે માણસ હડસેલે એટલે તે પડી જાય છે, તેમ આ સર્વ સૈન્યનો આકાર તોડી નાખતાં કાંઈ જ વાર લાગવાની નથી; એટલા માટે હે અર્જુન! સત્વર ઊભો થા અને શુદ્ધિમાં આવ! ઉત્તરની ગાયો શત્રુઓ લઈ જવા લાગ્યા, તે સમયે તેં શત્રુનાં સર્વ સૈન્યો પર મોહનાસ્ત્ર ફેંકી વિરાટ રાજાના ડરપોક કુમાર ઉત્તરના હાથે તેમનાં (શત્રુઓનાં) વસ્ત્રોનું હરણ કરાવ્યું હતું, તે જ સૈન્ય અત્યારે તે સમય કરતાં પણ નિકૃષ્ટ થઈ ગયું છે અને અનાયાસે રણક્ષેત્રમાં આવી લાગ્યું છે, તો તેનો સંહાર કર અને 'એકલા અર્જુને શત્રુઓને જીત્યા' એવો યશ મેળવ. આ યશ કાંઈ લૂખો નથી, પરંતુ તેની સાથે રાજ્ય પણ તને મળશે. હે સવ્યસાચિન્! તું નિમિત્તમાત્ર થઈને શત્રુઓનો સંહાર કર.

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान् ।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥**

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને અન્ય પરાક્રમી યોદ્ધાઓને તો મેં પ્રથમથી જ મારેલા છે. એમને તું માર, ખિન્ન ન થા. યુદ્ધ કર; રણમાં તું શત્રુઓને જીતીશ. ૩૪

તું દ્રોણની પરવા ન કર, ભીષ્મનો ભય રાખીશ નહિ અને કર્ણ ઉપર શસ્ત્રો કેમ ચલાવું એમ પણ ન કહે તથા જયદ્રથને મારવા માટે શી યોજના કરવી, તેનો પણ વિચાર કરીશ નહિ. એ સિવાય બીજા નામાંકિત યોદ્ધાઓને પણ ભીંતમાંનાં ચિત્રોમાંના સિંહ પ્રમાણે નિર્જીવ સમજ. તેમને તો મસોતાથી જ લૂછી નાખ્યાં એટલે થયું! અર્થાત્ હે અર્જુન! યુદ્ધ માટે એકત્ર થયેલા આ અન્ય સાધારણ યોદ્ધાઓની તો વિસાત જ શી? એ સર્વ હવે મિથ્યાભાસ જ છે; ખરેખર તો મેં તેમને ગ્રસી લીધા જ છે. જ્યારથી તે સઘળાઓને તે મારા મુખમાં ગયેલા ભાળ્યા; ત્યારથી જ તેમના આયુષ્યની પરિસમાપ્તિ થઈ ચૂકી છે. એ તો હવે ખાલીખમ ખોળિયા સમાન છે; એટલા માટે હે અર્જુન! તું સત્વર ઊઠ અને મેં જેમને મારેલા છે, તેમનો તુ સંહાર કર; નકામા શોક-સંકટમાં ડૂબી રહીશ નહિ. જે પ્રમાણે એક નિશાન તાકીને આપણે પોતે જ કૌતુકથી તેને ભેદી નાખીએ છીએ, (બાણ તો નિમિત્ત જ છે) તે પ્રમાણે આ સર્વનો નાશ કરવા માટે તુ તો કેવળ નિમિત્તમાત્ર જ છે. અરે! જેઓ તારી સાથે વૈરભાવ રાખતા હતા, તેમને તો જન્મતાની સાથે જ આ કાળરૂપી વાઘ ઉપાડી ગયો છે, તો હવે રાજ્ય સહિત યશ પ્રાપ્ત કરી તું તેનો ઉપયોગ લે. સ્વભાવતઃ ઉન્મત્ત, સર્વ જગતમાં બળવાન, દુષ્ટ અને વિષનો ઉપયોગ કરનારા જે તારા પિતરાઈ. તેમને તો વિલંબ ન કરતાં મારી નાંખ્યા એવા પ્રકારની આ વાત હે અર્જુન! જગતના વાક્પટમાં લખી રાખ (લોકોની ચર્ચાનો વિષય કરી રાખ) અને વિજયી થા. (૪૮૧)

संजय उवाच—एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥

સંજયે કહ્યું: કેશવનું આવું કથન સાંભળીને થરથર કંપતો કિરીટી હાથ જોડી પુનઃ શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને બીતો બીતો ગદ્‌ગદિત અંતઃકરણથી નમ્ર થઈ કહેવા લાગ્યો કે– ૩૫

(જ્ઞાનદેવ કહે છે કે) આ પ્રમાણે સર્વ કથા સંજયે અપૂર્ણ મનોરથવાળા ધૃતરાષ્ટ્રને કહી સંભળાવી. વળી તે કહે છે કે, સત્યલોકમાંથી ગંગાનો પ્રવાહ નીકળ્યા પછી જે પ્રમાણે ખળખળ ધ્વનિ કરે છે, તે પ્રમાણે ગંભીર વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા; અથવા મેઘના પાણીની ધારાઓ જે પ્રમાણે એકદમ ગડગડાટ કરતી છૂટે છે, અથવા સમુદ્ર-

મંથન સમયે ક્ષીરાબ્ધિ જેમ મંદરાચળના રવૈયાથી ઊભરાઈ જતો હતો, તે પ્રમાણે અનંતસ્વરૂપ, વિશ્વના મૂળ શ્રીકૃષ્ણ ગંભીર વાણીથી જે વાક્ય બોલ્યા, તે અર્જુને થોડુંક સાંભળ્યું; પણ તેથી તેના સુખની કે દુઃખની વૃદ્ધિ થઈ, તે કાંઈ જાણવામાં આવી શક્યું નહિ; પરંતુ તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તે અતિ નમ્રતાથી નમી બે હાથ જોડી વારંવાર શ્રીકૃષ્ણના ચરણોમાં મસ્તક નમાવવા લાગ્યો; અને કંઈક બોલવા જતો હતો, એવામાં તેનો કંઠ ભરાઈ આવ્યો. હે શ્રોતાજનો! આ સ્થિતિ સુખથી થઈ કે દુઃખથી, તેનો આપ પોતે જ વિચાર કરી લ્યો! પરંતુ દેવના બોલવાથી જ અર્જુનની આવી સ્થિતિ થઈ, એમ શ્લોકમાંના પદના અર્થના આધારે જ હું કહું છું. પછી બીતાંબીતાં તેણે ભગવાનના ચરણોમાં પુનઃ મસ્તક નમાવ્યુ અને તે કહેવા લાગ્યો કે, હે મહારાજ! આપે એમ જ કહ્યું ને કે હે અર્જુન! હુ કાળરૂપે હોઈને આ સર્વને મેં જે ગ્રસી નાખ્યા છે, તે તો કેવળ મારો ખેલ જ છે; તો હે દેવ! આ આપનુ બોલવું નિશ્ચયાત્મક સત્ય છે, એમ હું માનું છું. (૪૯૧)

अर्जुन उवाच—स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥३६॥

અર્જુન બોલ્યો : હે હૃષીકેશ ! આપના નામ અને પ્રભાવના કીર્તનથી સર્વ જગત આનંદપૂર્ણ થાય છે અને આપના પર પ્રેમ કરે છે, તેમ જ રાક્ષસો ભયભીત થઈને દશે દિશાઓમાં પલાયન કરી જાય છે અને સર્વ સિદ્ધોના સમુદાય આપને નમસ્કાર કરે છે, એ યોગ્ય જ છે. ૩૬

પરંતુ આપ કાળરૂપ પરમેશ્વર આમ શાંતિના સમયમાં જગતનો પ્રલય કરવાની પ્રવૃત્તિ કરી, જગતનો ગ્રાસ કરી જાઓ એ વાર્તાનો મારા વિચાર સાથે મેળ થતો નથી. કોઈ મનુષ્યના અંગમાંથી તારુણ્યને કાઢી લઈ તેના સ્થાનમાં વૃદ્ધત્વને એકાએક કેમ કરીને નાખી શકાય? એટલા માટે આપ જે કરવાનું કહો છો, તે બહુધા અસંભવિત છે. જુઓ, હે અનંત! દિવસના ચાર પ્રહરની સમાપ્તિ થયા સિવાય ખરે બપોરે જ સૂર્ય કદી અસ્ત પામે ખરો કે? (એટલુ જ નહિ, પણ) આ જુઓ! આપ જે અખંડિત કાળ છો, તેને પણ ત્રણ અવસ્થાઓ હોય છે અને તે પ્રત્યેક પોતપોતાના સમયમાં બળવાન હોય છે. જે સમયે ઉત્પત્તિ થવા માંડે, તે સમયે સ્થિતિ અને પ્રલયનો લોપ થાય છે; અને સ્થિતિના સમયમાં ઉત્પત્તિ તથા પ્રલયનુ (બળ)

કાંઈ ચાલતું નથી અને પ્રલયના સમયમા ઉત્પત્તિનો અને સ્થિતિનો આપોઆપ જ લય થાય છે. આ અવસ્થાઓ અનાદિ અને અનિવાર્ય છે; માટે આજે આ જગત સ્થિતિનો ઉપભોગ લેવાના આનંદમાં હતું, એવામાં તેને ગ્રસ્યું, એમ જે કહો છો, એ વાત મને રુચતી નથી. ત્યારે દેવ સંકેતથી કહેવા લાગ્યા કે, 'અરે! આ ઉભય સૈન્યોનુ આયુષ્ય તો મેં તને પ્રત્યક્ષ દર્શાવી આપ્યુ તેમ ખૂટી ચૂક્યુ જ છે; બાકી બીજા લોકો તો યથાકાળે જ મરણ પામશે એમ તું સમજ.' એમ શ્રીકૃષ્ણ બોલતા હતા, એટલામાં જ સર્વ સૈન્ય પૂર્વવત્ તેના સ્થાનમા જ છે, એમ અર્જુને જોયુ. પછી તે બોલ્યો : 'હે દેવ! આપ વિશ્વના ચાલક અને સૂત્રધાર છો અને તેથી જ આ જગત પૂર્વ સ્થિતિને પુનઃ પ્રાપ્ત થયુ છે. હે શ્રીહરિ! આપ દુઃખસાગરમા ડૂબેલાઓને બહાર કાઢો છો, એવી આપની કીર્તિનુ અમને પૂર્ણ સ્મરણ છે. આપની કીર્તિનું વારવાર સ્મરણ થતાં મહાસુખ ભોગવતો હુ આનદસમુદ્રના તરગોમા વિહરુ છુ. હે દેવ! આ જગત જીવતું રહેવાથી આપ ઉપર પ્રેમભાવ રાખીને સુખમા રહે છે અને જેઓ દુષ્ટ છે, તેમનો આપ નાશ કરો છો જ; પણ હે હૃષીકેશ! ત્રિભુવનમાના રાક્ષસોને આપનો ભય લાગે છે અને તેથી તેઓ આપનાથી દૂરે દિશામા દૂર ભાગી જાય છે. બાકી તો દેવ, મનુષ્ય, સિદ્ધ, યક્ષ, કિંબહુના સર્વ સ્થાવર–જંગમ આપને જોઈને હર્ષયુક્ત થઈને આપને જ વદન કરે છે.' (૫૦૬)

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
**अनन्तदेवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

હે મહાત્મન્ હે અનત! હે દેવાધિદેવ! આપ શ્રેષ્ઠ છો અને બ્રહ્મદેવના પણ ઉત્પન્નકર્તા છો, તો પછી તેઓ આપને શાને નમસ્કાર ન કરે? હે જગન્નિવાસ! જે સત્ અને અસત્ છે, તેથી પર જે અવિનાશી બ્રહ્મ તે આપ છો. ૩૭

હે નારાયણ! શા કારણથી રાક્ષસો આપને નમસ્કાર ન કરતાં દૂર નાસે છે? એનુ કારણ આપને પૂછવું પડે તેમ નથી, કારણ કે એટલુ તો અમે પણ જાણી શકીએ છીએ. આ જુઓ! સૂર્યોદય થયા પછી અધકાર કેમ કરીને રહી શકે? એ જ પ્રમાણે, આપના સમક્ષ રાક્ષસો કેમ કરીને ઊભા રહી શકે? સ્વપ્રકાશનુ મુખ્ય સ્થાન જે આપ તે દૃષ્ટિગોચર થતાં નિશાચરો સહજ નાશ પામે છે. હે શ્રીરામ! આટલા દિવસ એ વાત અમારા સમજવામાં આવી નહોતી; પરતુ હવે આપનો

અલૌકિક મહિમા અમારા જોવા ને જાણવામાં આવી શકે છે. જે સ્થાનમાંથી અનેક સૃષ્ટિની પંક્તિઓ અને પ્રાણીમાત્રની વેલીઓ સમસ્ત વિશ્વમાં પ્રસરે છે, તે માયાનું આદિસ્થાન આપની ઇચ્છા જ છે. આપ અગણિત, સર્વોથી નિત્ય પરિપૂર્ણ છો, આપનામાં પરમાવધિ અનંત ગુણો ભરેલા છે. આપ દેવોના પણ દેવ છો. હે સદાશિવ! આપ સકળ બ્રહ્માંડના નિવાસસ્થાન છો અને અવિનાશી છો. અને હે દેવ! આપ જ વ્યક્ત અને અવ્યક્ત છો તથા તેનાથી પર એવું જે જ્ઞેય તત્ત્વ છે, તે પણ આપ જ છો. (૫૧૩)

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥**

આપ આદિદેવ અને પુરાણપુરુષ છો, આપ વિશ્વનું લયસ્થાન છો. આપ જ્ઞાતા છો, આપ જાણવા યોગ્ય વસ્તુ છો અને આપ પરમ પદ છો. હે અનંતરૂપ! આપ વડે આ સર્વ જગત વ્યાપ્ત છે. ૩૮

આપ શિવ (પુરુષ) અને શક્તિ(પ્રકૃતિ)થી પણ આગળના હોઈને માયાની મર્યાદા પણ આપ જ છો; અને આપ પુરાતન છો અને આ આપનાથી પૂર્વનો હોય એવો બીજો કોઈ પણ નથી. આપ જ સર્વ વિશ્વના ચાલક છો અને સર્વ જીવોનું અધિષ્ઠાન છો, તથા ભૂત અને ભવિષ્યના જ્ઞાતા આપ જ છો. શ્રુતિનાં નેત્રને જે સ્વરૂપથી સુખ થાય છે, તે આપનું અભિન્ન સ્વરૂપ જ છે અને જે માયા વડે આ સકળ જગત વ્યાપ્ત છે, તે માયાને પણ આપનો જ આશ્રય છે; એટલા માટે આપ સર્વ સૃષ્ટિનું આશ્રયસ્થાન હોઈ પરમ શ્રેષ્ઠ છો અને બ્રહ્માંડના અંતકાળે માયા પણ આપનામાં જ લય પામે છે. વિશેષ શું કહું? હે દેવ! આ સર્વ જગત આપે જ વિસ્તાર્યું છે; એટલે અનંતસ્વરૂપ એવા આપનું વર્ણન કરવા કોણ સમર્થ છે? (૫૧૮)

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**
**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, કશ્યપાદિ પ્રજાપતિ અને બ્રહ્મદેવના પિતા પણ આપ જ છો. આપને હજારો વાર નમસ્કાર હો અને ફરીફરી પણ નમસ્કાર હો. હે સર્વરૂપ પરમેશ્વર! આપને સામેથી, પાછળથી અને સર્વ બાજુએથી નમસ્કાર હો. જેનાં બળ અને પરાક્રમનો પાર નથી, એવા આપ છો

અને આપે જ જ્યારે સર્વ જગતને વ્યાપી લીધુ છે, તો પછી આપ જ સર્વસ્વ-રૂપ છો. ૩૯,૪૦

જેમાં આપ ન હો, એવી આ જગતમાં કઈ વસ્તુ છે? અને જ્યાં આપ ન હો, એવું કયું સ્થાન છે? માટે આપ જ્યાં જ્યાં હો, ત્યાં ત્યાં આપને મારા નમસ્કાર હો. હે શ્રીઅનંત! આપ જ વાયુ છો, શાસન કરનાર જે યમ તે પણ આપ જ છો, પ્રાણી માત્રમાં રહેલો જઠરાગ્નિ પણ આપ જ છો; આપ જ વરુણ, ચંદ્ર તથા સૃષ્ટિ નિર્માણ કરનાર બ્રહ્મદેવ છો અને બ્રહ્મદેવને પણ જે ઉત્પન્ન કરનાર છે, તે પણ આપ જ છો. હે શ્રીજગન્નાથ! આ સિવાય પણ બીજી આપની જે જે વિભૂતિ સાકાર હોય કે નિરાકાર હોય, તેમને મારા નમસ્કાર હો. આ પ્રમાણે અર્જુને પ્રેમભરેલા હૃદયે નમસ્કાર કર્યા અને ફરીથી 'હે પ્રભો! આપને નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું,' એમ તે કહેવા લાગ્યો. ફરીથી શ્રીકૃષ્ણની મૂર્તિને સારી રીતે ધારી ધારીને જોવા લાગ્યો, પછી પુનઃ 'હે પ્રભો! આપને નમસ્કાર હો, નમસ્કાર હો!' એમ તે બોલવા લાગ્યો. એકેએક અવયવને જોઈને અને ચિત્તમા સમાધાન પામી તે પુનઃ 'હે પ્રભો! આપને નમસ્કાર હો, નમસ્કાર હો!' એમ બોલવા લાગ્યો. સ્થાવર-જંગમ પદાર્થ અને પ્રાણીઓને તે સ્વરૂપમાં જોઈને હે પ્રભો! આપને નમસ્કાર કરું છું! નમસ્કાર કરું છું! એમ જ તે કહેવા લાગ્યો. આ પ્રમાણે શ્રી અનંતનાં અદ્ભુત રૂપોને આશ્ચર્યથી જોઈને 'નમસ્કાર હો, નમસ્કાર હો!' એમ તે બોલવા લાગ્યો. એના કરતાં વિશેષ સ્તુતિ કેવી રીતે કરવી, તે પણ સૂઝે નહિ અને સ્વસ્થ પણ બેસી શકાય નહિ; એવી સ્થિતિ અર્જુનની થઈ; જેથી તે પ્રેમભાવથી વધારે અને વધારે સ્તુતિ કરવા લાગ્યો કે જેનુ વર્ણન થવું અશક્ય છે. આ પ્રમાણે તેણે હજારો વાર નમસ્કાર કર્યા અને તે પુનઃ તે શ્રીહરિને કહેવા લાગ્યો કે, મારી સન્મુખ જે આપ દેખાઓ છો, તેને મારા નમસ્કાર હો. દેવને પીઠ અને પેટ છે કે નહિ, એની તપાસ કરવાથી અમને શો લાભ થવાનો હતો? તથાપિ હે સ્વામી! મારી પીઠ પાછળ જે આપ છો, તે આપને નમસ્કાર કરું છું. આપ મારી પીઠ પાછળ ઊભા છો, એટલા માટે જ આપને પૃષ્ઠરક્ષક કહી શકાય છે; પરંતુ ખરી રીતે આપ જગતની પીઠ પાછળ છો કે આગળ છો, એવું કાંઈ પણ કહી શકાતું જ નથી. આપના ભિન્ન ભિન્ન અવયવોની ગણતરી કરી શકાતી નથી; એટલા માટે સર્વસ્વરૂપ જે આપ તેનાં સર્વાંગને નમસ્કાર કરું

છું ! હે દેવ આપ જે અનંત બળના ભંડાર છો, આપ અગણિત પરાક્રમી અને સર્વ રૂપો ને સર્વકાળમાં સમ છો ! હે સર્વવ્યાપી ! આપને નમસ્કાર કરું છું. જેવી રીતે સમસ્ત આકાશમાં આકાશમય હોઈને આકાશ જ હોય છે, તેમ સર્વ સ્થળે આપ જ વ્યાપી રહેલા હોવાથી, સર્વમાં આપ વ્યાપક છો. આમ સર્વત્ર આપ જ કેવળ ભરેલા છો અને જે પ્રમાણે ક્ષીરસાગરમાં તરંગો પણ દૂધના જ આવે છે, તે પ્રમાણે આપ છો ! એટલા માટે હે દેવ ! સર્વ પદાર્થોથી આપ ભિન્ન નથી, એવી મને પ્રતીતિ થઈ ગઈ છે; માટે હવે સર્વત્ર અને સર્વમા આપ જ ભરેલા છો, એ મારા અનુભવમાં આવ્યુ છે. ( ૫૩૬ )

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वाऽपि ॥ ४१ ॥**
**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाऽप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

હે પ્રભો ! આપનો આ મહિમા ન જાણતા હુ આપને મિત્ર સમજી, હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! આવુ અમર્યાદાથી અથવા પ્રીતથી જે ઉદ્દામ ભાષણ બોલ્યો છુ. વળી હે અચ્યુત ! બોલતાં, સૂતા, બેસતાં અને જમતાં, આપણે બન્ને જણા એકલા હોતાં કે અન્ય લોકોની સમક્ષ મશ્કરીમાં જે આપનુ મેં અપમાન કર્યુ હોય, તે માટે હુ આપને-અનંતસ્વરૂપને 'ક્ષમા કરો' એવી પ્રાર્થના કરું છુ. ૪૧,૪૨

પરંતુ હે પ્રભો ! આપની આવી યોગ્યતા છે, એમ હુ જરા પણ જાણી શકયો ન હતો અને તેથી જ હું આપની સાથે સગપણના સંબંધથી અમર્યાદાથી-તોછડાઈથી બોલ્યા કરતો હતો. અરેરે ! મારા હાથે એ ઘણું જ અયોગ્ય થયુ છે. મેં અમૃતનો ઉપયોગ લીંપવા-ગૂંપવામાં કર્યો અને કામધેનુને આપીને તેના બદલામાં વાછડો લીધો ! પારસ મણિનો પહાડ મળેલો હોવા છતાં તેને તોડીને તેનાથી અમે ઘરનો પાયો પૂર્યો છે, તેમ જ કલ્પતરુને તોડીને તેની ખેતરને ફરતી વાડ બનાવી છે. ચિંતામણિની ખાણ હાથ લાગી, તો તેના પથ્થરો ગોફણમાં ઘાલીને ધણી વગરનાં ભટકતાં ઢોરોને હાંકી કાઢવામાં તેનો ઉપયોગ કર્યો; તે જ પ્રમાણે આપની સાથેના અતિ સ્નેહનો ખરો ઉપયોગ ન કરી લેતાં, મેં આપને દૂર કર્યા. આ આજનું જ પ્રકટ ઉદાહરણ જુઓ કે, આ યુદ્ધ એટલું બધું તે શું મોટું અને શી કિંમતનું ! છતાં મેં આપ પરબ્રહ્મને મારા સારથિ બનાવ્યા છે ! હે કૃપાસાગર ! દુષ્ટ

કૌરવોની સભામાં વિષ્ટિ કરવાને માટે અમે આપને દૂત બનાવીને દોડાવ્યા હતા. આ પ્રમાણે હે જગદીશ્વર! અમે અમારા કામ માટે આપનો ઉપયોગ કરી લીધો છે. આપ યોગીઓનું સમાધિસુખ હોવા છતાં હુ મૂર્ખ આપને જાણી શક્યો નહિ અને આપની સાથે વિનોદાત્મક સભાષણો કર્યાં. (૫૪૩)

આપ વિશ્વના આદિ પુરુષ છો, આપની પૂર્વે બીજું કોઈ પણ થયુ નથી, એવા જે આપ જ્યારે સભામાં વિરાજતા હતા, ત્યાં આપ અમારા સંબંધી છો, એવા સબધથી આપને સગા ગણીને હું આપની સાથે વિનોદથી બોલતો હતો. કદાચિત્ આપને ઘેર આવતો, ત્યારે આપની બરોબરનું માન મેળવતો હતો અને જો તે તમે ન આપો તો સ્નેહીના સંબધથી હુ રિસાઈ ને ઘેર પાછો જતો અને હે શાર્ઙ્ગ-પાણિ! આપ મારા પગો પકડીને મને મનાવતા હતા. આ પ્રમાણે જેમ ફાવે તેમ અમે આપનો અનાદર કર્યો હતો; શાણપણાના ઘમંડથી અમે આપની સામે પીઠ કરીને પણ બેઠેલા છીએ. તો હે શ્રીકૃષ્ણ! અમારી એવી યોગ્યતા છે ખરી કે (આપની સાથે આવી અમર્યાદાથી વર્તીએ)? નહિ જ. અમારી એ એક મોટામાં મોટી ભૂલ જ થયેલી છે. હે દેવ! આપની સાથે પટાબાજી ખેલતા, અખાડામા કુસ્તી કરતાં અને શેતરજ ખેલતાં આપનો તિરસ્કાર કરીને આપની જોડે ખૂબ તકરાર કરી છે. વળી જે ઉત્તમ વસ્તુ હોય તે સર્વથી પ્રથમ અમને આપો એમ કહીને હું માગી લેતો હતો. વળી આપ સર્વજ્ઞને હું અનેકવાર યુક્તિની ખોટી ખોટી વાતો સભળાવતો હતો; તેમ જ આપના અમો શું સગાસબંધી છીએ એવી પૃચ્છા પણ કરી છે. આ રીતે ત્રિભુવનમા પણ ન સમાય એવા અપરાધ અમારે હાથે થયેલા છે; પરંતુ આપના જ ચરણના સોગંદ છે કે, એવું વર્તન આપની જોડે, અમે આપને ન ઓળખી શકવાથી જ કર્યું છે. હે દેવ! આપ ભોજન-સમયે પ્રેમભાવે મારું સ્મરણ કરતા; પરંતુ હું વ્યર્થ ગર્વ કરીને રિસાઈ બેસતો. આપના અંતઃપુરમાં ખેલતાં પણ મને સંકોચ થતો નહોતો અને શય્યા પર પણ આપની સાથે જ હું નિદ્રા લેતો હતો. હું આપને 'ઓ કૃષ્ણ' કહીને બોલાવતો અને બીજા યાદવોના જેવા જ માનતો હતો; અને જ્યારે આપ જવા માંડતા, ત્યારે હું સોગંદ ખાઈને આપને રોકતો હતો. અતિ પરિચયને લીધે અનેક વેળા હું આપના આસન પર બેઠો છું અને આપના શબ્દોનો અનાદર કર્યો છે; માટે હે અનંત! આવી અમર્યાદાની બીજી કેટલી વાતો આપને કહું? હું

સર્વ અપરાધોનો ભંડાર જ છું; માટે હે પ્રભો! આપની સમક્ષ અથવા પીઠ પાછળ મારે હાથે જે કાંઈ અપરાધ થયા છે, થાય છે ને હવે પછી થવાના હોય તે સર્વ અપરાધોને માતા જેમ પુત્રના અપરાધ, પેટમાં સમજી બેસી રહે છે, તેમ તમે પેટમાં રાખજો (પણ તે માટે મારા ઉપર ક્રોધ ન કરતા). કોઈ એક વેળાએ નદીનું પાણી ગંદું થઈને પણ સમુદ્રને મળવાને જાય છે, તોપણ સમુદ્રને તેનો અંગીકાર કર્યા વિના બીજો ઉપાય જ હોતો નથી; તેવી જ રીતે પ્રીતિથી તથા ભૂલથી હે દેવ! હું આપની વિરુદ્ધ જે જે બોલ્યો હોઉં તે તે હે મુકુંદ! પેટમાં શમાવી દ્યો! હે દેવ! આપની સહનશક્તિના પ્રતાપથી જ આ પૃથ્વી પ્રાણીમાત્રનો ભાર સહન કરવા સમર્થ થયેલી છે. હે પુરુષોત્તમ! આપને જેટલી પ્રાર્થના કરું એટલી થોડી જ છે; તો હવે હે અતર્ક્ય કૃષ્ણ! આપનો જ કહેવાયેલો હું આપને શરણે આવ્યો છું, માટે મારા સર્વ અપરાધ ક્ષમા કરો. (૫૬૦)

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥**

હે દેવ! જેના સામર્થ્યની ઉપમા નથી એવા આપ આ ચરાચર જગતના ઉત્પાદક તથા અતિ શ્રેષ્ઠ અને પૂજ્ય ગુરુ છો, આપ સમાન આ ત્રૈલોક્યમા અન્ય કોઈ પણ નથી, તો પછી આપના કરતા અધિક તો ક્યાંથી જ હોઈ શકે? ૪૩

હે શ્રીકૃષ્ણ! હવે જ મેં આપનો મહિમા યથાર્થ જાણ્યો છે. હે દેવ! આપ જ આ ચરાચરનું ઉત્પત્તિસ્થાન છો. આપ જ વિષ્ણુ, શંકર વગેરે સર્વ દેવોના પરમ દૈવત છો અને તે બ્રહ્મદેવને વેદ ભણાવનાર મૂળ ગુરુ પણ આપ જ છો. હે શ્રીરામ! આપ ગંભીર છો અને સર્વ ભૂતો પ્રત્યે આપની સમદૃષ્ટિ છે. આપ સર્વ ગુણોમાં અપ્રતિમ અને અદ્વિતીય છો. આપની બરોબરીનો બીજો કોઈ પણ નથી; એટલે તે બરોબરીનું પ્રતિપાદન કેવી રીતે કરી શકાય? કારણ કે આપે જે આકાશ ઉત્પન્ન કરેલું છે, તેમાં સર્વ જગતનો સમાવેશ થાય છે; આવા જે આપ તેની બરોબરીનો બીજો કોઈ છે, એ બોલવું જ લજ્જાસ્પદ થઈ પડે છે, તો પછી આપનાથી બીજો કોઈ અધિક છે, એમ તો કહેવાય જ કેમ? સર્વ ત્રિભુવનમાં આપ એક જ રહેલા હોઈ, આપની બરોબરીનો અથવા આપનાથી અધિક બીજો કોઈ જ નથી. આપનો મહિમા અગાધ છે અને તેનું વર્ણન કરવાને અમે અસમર્થ છીએ. (૫૬૬)

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥**

એટલા માટે હે દેવ ! હુ સાષ્ટાંગ નમસ્કાર કરીને સ્તુત્ય અને સમર્થ એવા આપને પ્રસન્ન થવા માટે પ્રાર્થના કરું છુ. જેમ પિતા પુત્રના અપરાધ, મિત્ર મિત્રના અપરાધ અને પુરુષ પોતાની પ્રિયાના અપરાધ સહન કરે છે, તે પ્રમાણે આપ મારા અપરાધને સહન કરવાને યોગ્ય છો ૪૪

આ પ્રમાણે બોલીને અર્જુને ભગવાનને સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને આ વખતે તેને અષ્ટ સાત્વિક ભાવો ઉત્પન્ન થયા. પછી તે ગદ્ગદ થઈ કહેવા લાગ્યો : પ્રસન્ન થાઓ ! પ્રસન્ન થાઓ ! મને અપરાધ રૂપી સમુદ્રમાંથી બહાર ખેંચી કાઢો. આપ અમારા સબધી છો, એમ માનતો હોવાથી, વિશ્વના સુહૃદરૂપ આપને મેં કદાપિ માન આપ્યુ નથી અને આપ સર્વ વિશ્વના ઈશ્વર છો, એમ જો કોઈ કહેતુ તો સામા અમે આશ્ચર્ય બતાવતા હતા ! અમારે જ આપનું વર્ણન કરવાનું યોગ્ય હોવા છતા પણ સભામા આપ જેમ જેમ પ્રેમથી મારા ગુણનુ વર્ણન કરતા જતા હતા, તેમ તેમ ઊલટો હુ ક્રોધિત થઈને અધિકાધિક બડબડાટ કર્યા કરતો હતો. હે સુકુદ ! મારા હાથથી આવા જે અમર્યાદ અપરાધ થયા છે, તેમાથી મારુ રક્ષણ કરો. અરે ! આવા પ્રકારે આપની પ્રાર્થના કરવાની પણ યોગ્યતા મારામાં નથી; પણ નાનું બાળક પિતાની સાથે જેમ લાડથી બોલે છે તેમ જ બોલું છું કે, હે પ્રભો ! પુત્રના હાથે પુષ્કળ અપરાધ થયા હોય, તોપણ પિતા દ્વૈતભાવ છોડીને તેને જેમ સહન કરે છે, તેમ મારા સર્વ અપરાધોને આપ સહન કરો. હે દેવ ! મિત્રની ઉદ્ધતાઈને મિત્ર જેમ શાંતિથી સહન કરે છે, તેમ મારા અપરાધોને આપ સહન કરો. જેવી રીતે પોતાના મનને ગમતા મિત્ર પાસેથી સન્માન મેળવવાની કોઈ અપેક્ષા રાખતુ નથી, તેમ આપે ( રાજસૂય યજ્ઞમા ) અમારુ ઉચ્છિષ્ટ ઉઠાવ્યુ છે, તે બદલ ક્ષમા કરો. જેમ પ્રિય સ્નેહીનો મેળાપ થતાં પોતાને વીતેલા સકટો તેને કહેવામાં જરા પણ સકોચ થતો નથી, અથવા જેણે પોતાના તન, મન અને આત્મા સુદ્ધાં પોતાના પતિને અર્પણ કર્યાં છે, એવી પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને મળતાં, જેમ પોતાના મનની વાત તેને કહ્યા વિના રહી શકતી નથી, તેમ જ હે પ્રભો ! મારા અપરાધો ક્ષમા કરવા માટે મેં આપને વિનતિ કરી, પરંતુ એ સિવાય એક બીજો પ્રશ્ન આપને પૂછવાનો મારો મનોભાવ થયો છે. ( ૫૭૮ )

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

હે દેવાધિદેવ! હે જગન્નિવાસ! પૂર્વે કદી ન જોયેલા એવા આપના આ વિશ્વરૂપને જોઈને મને હર્ષ થયો છે અને ભયથી મારું મન અતિ વ્યાકુળ થયુ છે, એટલા માટે હે દેવ! પ્રસન્ન થાઓ અને આપનું તે પ્રથમનુ સ્વરૂપ મને દેખાડો. ૪૫

હે શ્રીકૃષ્ણ! આપની જોડે મૈત્રી કરીને 'મને વિશ્વરૂપ બતાવો' એવો આગ્રહ મેં સેવ્યો હતો, તે અત્યત દયાળુતાથી આપે પૂર્ણ કર્યો. આગણામા કલ્પતરુ વાવવાની અને કામધેનુના વાછરડાને રમાડવા દેવાની મારી હોંશ આપે પૂરી કરી. મને રમવા માટે પાસાને બદલે નક્ષત્રો અને દડાને બદલે ચંદ્ર મેળવવાની આકાંક્ષા હતી, તે આપે જાણે માતાની પેઠે પૂર્ણ કરી. જે અમૃત થોડું સરખું મેળવવું પણ અશક્ય છે, તેની આપે ચાર મહિના સુધી વૃષ્ટિ કરી, ઉત્તમ રીતે જમીન તૈયાર કરીને તેના પ્રત્યેક ભાગમા આપે ચિંતામણિની વાવણી કરી દીધી. આ પ્રમાણે હે પ્રભો! આપે મારા સર્વ લાડકોડ પૂરા કરવાથી, હું કૃતકૃત્ય થયો છું. જે વિશ્વરૂપ આપે મને પ્રત્યક્ષ બતાવ્યુ, તેની વાત સુદ્ધાં શંકર તથા બ્રહ્મદેવે સાંભળી નથી; તો પછી તેને તેમણે દૃષ્ટિથી તો ક્યાંથી જ જોયુ હોય? ઉપનિષદને પણ જેનો ભેટો થયો નથી, એવું આપનું આંતરસ્વરૂપ આપે મને પ્રત્યક્ષ બતાવ્યુ. કલ્પના આદિથી આજ ઘડી પર્યંતમાં મારા જેટલા જન્મો થઈ ગયા છે, તે સર્વ જન્મોમાંના પ્રત્યેક જન્મની સ્થિતિનો હું વિચાર કરી જોઉં છું, પરંતુ આ સ્વરૂપની વાર્તા મેં કદાપિ સાંભળી હોય અથવા તો આવું રૂપ કદી જોયું હોય, એમ મારા સ્મરણમાં આવતું નથી. આ વિશ્વરૂપના આંગણામાં પણ બુદ્ધિની કલ્પના ગયેલી નથી, તો પછી મનમાં તો તેની સ્મૃતિ હોય જ ક્યાથી? આવી સ્થિતિમાં તે વિશ્વરૂપ નજરે જોવાની તો વાત જ શી કરવી? વિશેષ શું કહેવું? એવું પૂર્વે કદાપિ સાંભળ્યુ પણ નથી અને જોવામાં પણ આવ્યું નથી. હે દેવ! આ આપનું વિશ્વરૂપ આપે મને દેખાડવાથી મારુ મન ચકિત થયું છે; પરંતુ અત્યારે હવે મારા મનમાં એક એવી ઇચ્છા ઉત્પન્ન થઈ છે કે, આપની સાથે વાર્તાલાપ કરીને આપના સ્નેહનો ઉપભોગ લેવો અને આપને આલિંગન આપવું. તે કાર્ય કરવાની ઇચ્છા છતાં આપની આવી સ્થિતિમાં આપના કયા મુખની સાથે વાર્તાલાપ કરવો અને કોને આલિંગન દેવું? કારણ કે આપનાં રૂપો તથા મુખોનો

તો પાર નથી. જેમ પવન સાથે દોડવું અથવા ગગનને આલિંગન દેવું બની શકતું નથી, જેમ સમુદ્રમા જળક્રીડા થઈ શકતી નથી, તેમ આપના વિશ્વરૂપનો ઉપભોગ લઈ શકાતો નથી. ઊલટી તેની મને ભીતિ લાગે છે; એટલા માટે હે દેવ! એ સ્વરૂપને આપ આટોપી લો અને એટલી મારી ઇચ્છા પૂરી કરો. કૌતુકથી આ ચરાચરનું અવલોકન કરીને પણ જેમ ઘરમાં જ રહેવાની ઇચ્છા થયા કરે છે, તેમ આપનું ચતુર્ભુજ રૂપ જ અમારું વિશ્રાંતિસ્થાન છે. મેં સર્વ યોગનો અભ્યાસ કર્યો છે તોપણ તે યોગ વડે જે દર્શનીય રૂપ છે તે એ જ છે અને મને એનું જ દર્શન થયું છે અને શાસ્ત્રોનો વિચાર કરતાં પણ તે જ સ્વરૂપનો સિદ્ધાત પ્રતિપાદિત થાય છે. અમે સર્વ યજ્ઞો કર્યા, તોપણ તેની ફળપ્રાપ્તિમા પણ એ જ રૂપ છે અને એ જ રૂપ માટે સર્વ તીર્થો કરવાં પડે છે. જે જે પુણ્યદાન અમે કરીએ છીએ, તેમની ફલપ્રાપ્તિ કેવળ આપના ચતુર્ભુજરૂપની પ્રાપ્તિમા સમાયલી છે. આ પ્રમાણે તે ચતુર્ભુજરૂપના દર્શન માટે મારા મનમાં પ્રેમ ઉત્પન્ન થયો છે અને તે જોવાની તીવ્ર ઉત્કંઠા ઉદ્ભવી છે; માટે મારી એ ઉત્કંઠા સત્વર પૂર્ણ કરો. અહો! બીજાના મનોગત ભાવને જાણનાર જગન્નિવાસ! હે પરમપૂજ્ય દેવાધિદેવ! પ્રસન્ન થાઓ! પ્રસન્ન થાઓ. (૫૯૯)

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।**
**तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

હે સહસ્રબાહો! વિશ્વમૂર્તે! આપને મુકુટધારક અને હાથમાં ગદા તથા ચક્ર ધારણ કરેલા જોવા, એવી મારી ઇચ્છા છે; એટલા માટે આપ તે જ ચતુર્ભુજ રૂપવાળા થાઓ. ૪૬

'હે દેવ! જેની આગળ ઇંદ્રનીલમણિ પણ ઝાખો પડી જાય છે, એવા આપના અંગની કાંતિનું કયા સુધી વર્ણન કરું? આપની કાંતિને લીધે જ નીલકમળમાં તથા આકાશમાં પણ નીલતા આવે છે. જેમ મરકતમણિમાં સુગંધ આવે કે આનંદને હાથ ફૂટે, તે પ્રમાણે પ્રભુના મુકુટણથી મદનને શોભા પ્રાપ્ત થાય છે. પ્રભુએ મસ્તક પર ધારણ કરેલ મુકુટને મસ્તકના સૌંદર્યથી વિશેષ શોભા પ્રાપ્ત થાય છે અને અંગની પ્રભાથી શણગારને શોભા મળે છે. ગળામાં ધારણ કરેલી વૈજયંતી માળા ઇંદ્રધનુષ્યના મધ્ય ભાગમાં આકાશમાંનાં વાદળ સમાન શોભે છે. રાક્ષસોને પણ મોક્ષપદ આપનાર પ્રભુના હાથમાંનાં ગદા તથા ચક્ર કેટલાં સૌમ્ય દેખાય છે! માટે હે પ્રભો! આવી આપની સર્વ શોભા

જોવાને હું ઉત્સુક થયેલો છું; તો હવે તે રૂપ ધારણ કરો. વિશ્વરૂપ દર્શનના ઉપભોગને ભોગવીને મારાં નેત્રો તૃપ્ત થયાં છે અને હવે તેમને કૃષ્ણની (ચતુર્ભુજ) મૂર્તિને જોવાની, જેમ ભુખાળવા મનુષ્યને ક્ષુધા ઉત્પન્ન થાય, તેમ આતુરતા થઈ છે. હવે આપના સુમધુર કૃષ્ણ-રૂપને જોવાની ઇચ્છા વિના મારી બીજી કોઈ પણ ઇચ્છા નથી. જો તે રૂપ પાછું દૃષ્ટિગોચર ન થાય, તો પછી આ વિશ્વરૂપની કિંમત પણ ઓછી જ સમજું છું. અમને આપની મૂર્તિ વિના ભક્તિ (ભોગ) અને મુક્તિ દેનારું બીજું કશું પણ નથી; માટે હવે આ વિશ્વરૂપ સંકોચી લઈ માધુર્યપૂર્ણ ચતુર્ભુજ સ્વરૂપને ધારણ કરો. (૬૦૮)

**શ્રીભગવાનુવાચ–मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।**
**तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

શ્રીભગવાને કહ્યું હે અર્જુન! જે વિશ્વરૂપને તારા સિવાય પૂર્વે બીજા કોઈએ પણ જોયુ નથી એવું મારું આ દિવ્ય (તેજોમય) સર્વવ્યાપક, અપાર, સર્વના મૂળરૂપ ને ઉત્કૃષ્ટ રૂપ મેં પ્રસન્ન થઈને મારા યોગસામર્થ્યથી તને દેખાડયું છે. ૪૭

એ પ્રમાણેનું અર્જુનનું બોલવું સાંભળીને શ્રીકૃષ્ણને મહા આશ્ચર્ય લાગ્યુ અને તેઓ કહેવા લાગ્યા કે, 'તારા જેવો અવિચારી મનુષ્ય મેં જોયો નથી. તને જે આ અદ્વિતીય લાભ થયો છે, તેથી સંતોષ ન માનતાં ભીતિથી હઠવાદી મૂઢ મનુષ્ય પ્રમાણે કેમ બોલે છે? હું કોઈના ઉપર પણ પ્રસન્ન થાઉં છું તો બહારથી જ પ્રસન્ન થાઉં છું; અર્થાત્ મનઃપૂર્વક કોઈ પર પણ હું પ્રસન્ન થતો નથી. તે મારી મનઃપૂર્વક પ્રસન્નતા કેવળ તારા માટે જ થઈ હોવાથી, અંતઃ-કરણમાંના શુભ ભાવોને કમાવીને સર્વ જીવોના સમુદાયને એકત્ર કરી મેં આટલુ મોટું ધ્યાન તૈયાર કર્યું છે. મારું મન તારી પ્રેમભક્તિથી આટલું બધું ઉન્મત્ત કેમ બની ગયુ એ હુ પોતે પણ જાણી શકતો નથી અને તેથી જ મારા પરમગુહ્ય વિશ્વરૂપનો ધ્વજ જગતમાં ચઢાવી દીધો છે. એ મારું અખંડ અને અનાદિ સ્વરૂપ હોઈ એમાંથી જ કૃષ્ણાદિક અવતાર ઉત્પન્ન થાય છે. એ સ્વરૂપ કેવળ જ્ઞાનતેજથી ભરેલુ, વિશ્વવ્યાપક, અનંત અને અચળ હોઈ સર્વનું આદિ કારણ છે. હે અર્જુન! તારા સિવાય બીજા કોઈએ આ રૂપ વિશે પૂર્વે કાંઈ સાંભ-ળ્યુ પણ નથી અને એ રૂપને જોયું પણ નથી; કારણ કે એ રૂપ સાધનોથી પ્રાપ્ત થનારું નથી. (૬૧૬)

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।**
**एवं रूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

હે કુરુશ્રેષ્ઠ ! આ મૃત્યુલોકમા તારા સિવાય બીજા કોઈને પણ આ પ્રકારનું મારું વિશ્વરૂપ, વેદાધ્યયન, યજ્ઞાચરણ, દાન તથા કર્માચરણ વડે, તેમ જ ઉગ્ર તપશ્ચરણથી પણ દેખાવું શક્ય નથી. ૪૮

આ સ્વરૂપના સ્થાનપર્યંત આવતાં આવતાં જ વેદોએ પણ મૌન ધારણ કર્યું છે. યજ્ઞ કરનારાઓ પણ સ્વર્ગ પર્યંત જઈ પાછા ફર્યા છે. સાધકોએ યોગાભ્યાસમાં શ્રમ પડે છે તેથી અતિ મહેનતવાળો જાણીને યોગાભ્યાસ જ છોડી દીધો અને અધ્યયન કરનારાઓને માટે પણ આ સ્વરૂપ પર્યંત આવી પહોચવાનું સુલભ નથી. પૂર્ણત્વને પ્રાપ્ત થયેલાં નિત્ય નૈમિત્તિક કર્મોએ પોતાની શ્રેષ્ઠતાના ભ્રમથી દોડાદોડ કરી મૂકી, તોયે તે મહાશ્રમથી સત્યલોક પર્યંત જ પહોચી શક્યાં છે. તપસ્વીઓએ એનુ ઐશ્વર્ય જોઈ ને ઊભાં ઊભાં જ પોતાનુ ઉગ્રપણું છોડી દીધું. આ પ્રમાણે તપાદિ સાધન કરનાર પણ એથી દૂર રહ્યા છે. આવું જે વિશ્વરૂપ તારી દૃષ્ટિએ સહજમાં પડ્યુ, તેવી રીતે આ મનુષ્યલોકમાં બીજા કોઈના પણ જોવામાં આવ્યુ નથી, આજે આ જગતમાં ધ્યાનસંપત્તિને યોગ્ય પાત્ર એવો તું એક જ માણસ છે. બ્રહ્મદેવના નસીબમાં પણ આ વિશ્વરૂપદર્શનનો લાભ લખાયેલો નથી. (૬૨૨)

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

હે અર્જુન ! આ મારુ આવુ ઘોર રૂપ જોઈને તને ભય અને મૂઢતા ન થાઓ. તુ હવે ભયરહિત થઈ પ્રેમપૂર્વક સંતુષ્ટ મનથી મારુ આ રૂપ પુનઃ નીરખી નીરખીને જો. ૪૯

'અર્થાત્ વિશ્વરૂપદર્શનના લાભથી આજે તું ધન્ય થયો છે. ભાઈ રે ! આ રૂપનો ભય ધરીશ નહિ. એના કરતાં કોઈ પણ વસ્તુને ઉત્તમ માનતો નહિ. અમૃતથી ભરેલો સમુદ્ર પ્રાપ્ત થતાં, તેમાં ડૂબી મરવાના ભયથી કોઈ તેનો ત્યાગ કરે ખરો ? અથવા સુવર્ણનો ડુંગર દૃષ્ટિગોચર થતા 'આ આટલા મોટા પર્વતને કેમ કરીને લઈ જઈ શકાશે,' એમ કહીને કોઈ તેને છોડી જાય છે ખરુ ? દૈવયોગે ચિંતામણિ પ્રાપ્ત થતાં, તેને અંગ પર ધારણ કરવાથી બોજો લાગશે, એમ જાણી કોઈ તેને ફેંકી દેશે ? કામધેનુ પ્રાપ્ત થતા, આપણાથી તેનુ પોષણ થઈ શકશે નહિ, એમ ધારીને કોઈ તેનો અસ્વીકાર

કરશે ખરો ? ઠંડક આપનારો ચંદ્ર જો આપણા ઘેર આવે, તો તેનાથ ઉષ્ણતા થવાનો ભય લાવીને 'તું બહાર ચાલ્યો જા' એમ કોઈ તેને કહેશે ખરો ? 'તું છાયા ફેલાવે છે, માટે દૂર ચાલ્યો જા,' એમ સૂર્યને કોઈથી કહી શકાશે ? નહિ જ. તે જ પ્રમાણે આ વિશ્વરૂપનું ઐશ્વર્ય આજે તારા હાથમાં સહેજ આવેલું હોવા છતાં તારા અંગમાં આવો ગભરાટ શાથી ઉત્પન્ન થાય છે ? પણ હે અર્જુન ! તું સર્વથા મૂઢ હોવાથી તારાથી કાંઈ પણ સમજી શકાતું નથી. એટલે તને વધારે શું કહેવું ? અરે ! તું અંગને છોડીને પડછાયાને જ આલિંગન આપે છે કે ? તું પોતાના મનને અધીર બનાવીને સાકાર ચતુર્ભુજ સ્વરૂપમાં સ્નેહ રાખે છે; પરંતુ તે મારું સત્ય સ્વરૂપ નથી; એટલા માટે હે પાર્થ ! હજી પણ તે ચતુર્ભુજસ્વરૂપમાંની આસ્થાને છોડી દે અને મારા વિશ્વરૂપમાં અનાસ્થા ધરીશ મા, અર્થાત્ મારા વિશ્વરૂપમાં જ આસ્થા રાખજે. આ વિશ્વરૂપ જોકે ભયંકર અને વિશાળ છે, તોપણ તે જ મારું નિત્યસ્વરૂપ છે, એમ તું તારો પૂર્ણ નિશ્ચય રાખ. જે પ્રમાણે કૃપણ પોતાનું મન દ્રવ્યના ભંડારમાં રાખી માત્ર શરીરથી જ જગતમાં વ્યાપાર કરતો હોય છે, અથવા પાંખો ફૂટ્યા વિનાનાં પોતાનાં બચ્ચાં પાસે માળામાં જ જીવ રાખીને પક્ષિણી સર્વત્ર ભ્રમણ કરે છે, અથવા ગાય જોકે ડુંગર પર ચરતી હોય છે, છતાં તેનું ચિત્ત તો ઘેર બાંધેલા વાછરડા કે વાછરડીમાં જ લાગેલું હોય છે; તે જ પ્રમાણે તારો પ્રેમ મારા વિશ્વરૂપમાં દૃઢ અને અવિચળ રાખ; બાકી મનના સમાધાન માટે જ ભલે ઉપર ટપકેથી મારી ચતુર્ભુજમૂર્તિનું ધ્યાન ધર્યા કર. હે પાંડવ ! વારંવાર આ મારાં વાક્યો વીસરીશ નહીં અને તેમને તું સ્મરણમાં રાખ તેમ જ આ મારા સ્વરૂપમાંથી તું તારા ભાવને અન્ય સ્થળે જવા દઈશ નહિ. એ સ્વરૂપ તેં કદી જોયુ નહોતું; તેથી તને ભીતિ ઉત્પન્ન થઈ છે, પણ તેને છોડી દે. અને આ વિશ્વરૂપમાં તારા સ્નેહને અવિચળપણે રહેવા દે. ત્યાર પછી વિશ્વરૂપને ધારણ કરનારા શ્રીકૃષ્ણ ભગવાન કહેવા લાગ્યા : 'હે અર્જુન ! તારા કહેવા પ્રમાણે હું હવે મારું, પૂર્વનુ ચતુર્ભુજસ્વરૂપ ધારણ કરું છું, તે તું આનંદથી નિહાળ.' (૬૩૯)

संजय उवाच—इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

સંજય બોલ્યો : ભગવાન વાસુદેવે આ પ્રમાણે ભાષણ કરીને પુનઃ પોતાનુ

મૂળ રૂપ અર્જુનને દેખાડયું અને સૌમ્ય રૂપવાળા થઈને ભયભીત થયેલા અર્જુનના મનને પુનઃ ધૈર્ય આપ્યુ. ૫૦

આટલું વાક્ય ઉચ્ચારીને દેવે પુનઃ તરત જ મનુષ્યરૂપ ધારણ કર્યું; પરંતુ એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી; એ તો દેવના ભક્તો પરના પ્રેમનો પ્રભાવ છે. ભગવાનં ભક્તની ઇચ્છાનુસાર ચાહે તે સ્વરૂપ ધારણ કરી શકે છે. શ્રીકૃષ્ણ ભગવાન કેવળ પરબ્રહ્મ હોવાથી, તેમણે વિશ્વરૂપ સમાન પોતાનુ સર્વસ્વ અર્જુનના હાથમા આપ્યું; પરંતુ તેને ગમ્યુ નહિ. પોતાને કોઈ વસ્તુ જોઈતી હોય એટલે તે માગી લઈને પછી તેને નાંખી દેવી, અથવા રત્નમાં દૂષણ બતાવવું, અથવા એકાદ રૂપવાન કન્યાને જોયા પછી 'મને એ ગમતી નથી' એમ કહેવું, એવો પ્રકાર આ થયો. શ્રીકૃષ્ણે અર્જુનને પોતાંના ઉપદેશનો જે ઉત્તમ ભાગ વિશ્વરૂપ તે બતાવ્યુ (કે સામે લડવાને ઊભા છે તેમને તું માર કે નહિ માર, પણ તે સર્વ તો મરી ગયા જ છે). એથી વધારે તેઓ તેના પ્રતિ શી પ્રેમભાવના દર્શાવે વારુ? સુવર્ણની લગડીને ભાંગીને તેનો મનગમતો દાગીનો ઘડાવ્યા પછી, તે જો મનને પસંદ ન પડે, તો જેમ તેની પુનઃ લગડી બનાવવામાં આવે, તે જ પ્રમાણે અર્જુનની પ્રીતિ માટે શ્રીકૃષ્ણે વિશ્વરૂપ ધારણ કર્યું પરતુ તે તેના મનને રુચ્યુ નહિ; તેથી પુનઃ કૃષ્ણરૂપનો સ્વીકાર કર્યો. આ પ્રકારે શિષ્યની હઠ સહન કરનારા ગુરુ કોઈ પણ દેશમાં જોવામાં આવ્યા છે ખરા? આ પ્રમાણે દેવ પોતાના ભક્ત પર કેટલી પ્રીતિ રાખે છે, તેનું વર્ણન પણ થઈ શકતું નથી, એમ સંજય બોલ્યો. પછી ભગવાને વિશ્વને વ્યાપીને વિશ્વરૂપનું જે દિવ્ય તેજ પ્રકટ કર્યું હતુ, તેનો પુનઃ તે જ કૃષ્ણરૂપમાં સમાવેશ કરી નાખ્યો. જે પ્રમાણે પરમાત્મસ્વરૂપમાં સર્વ જીવસ્વરૂપનો સમાવેશ થાય છે, અથવા બીજમાં વૃક્ષનો આકાર સમાઈ જાય છે, અથવા તો સ્વપ્નનો વિચાર જાગ્રદવસ્થામા નષ્ટ થાય, તે પ્રમાણે શ્રીકૃષ્ણે પાછી ચતુર્ભુજમૂર્તિ ધારણ કરીને વિશ્વરૂપના યોગનો લોપ કરી નાંખ્યો.૦ જેમ સૂર્યની પ્રભા સૂર્યમાં જ લય પામે છે, મેઘ આકાશમાં જ લય પામે છે, સમુદ્રની ભરતીને સમુદ્ર જ જીરવે છે, તેમ શ્રીકૃષ્ણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. અર્જુનની રુચિ માટે શ્રીકૃષ્ણરૂપ આકૃતિમાં જે વિશ્વરૂપ વસ્ત્રની ઘડી નાંખવામાં આવી હતી, તે ઉકેલીને બતાવવામાં આવી; પરંતુ તે વસ્ત્રની લબાઈ, પનો અને રંગ વગેરે બધું બરાબર રીતે જોઈ લીધા પછી, અર્જુનરૂપી ગ્રાહકને તે વસ્ત્ર ખરીદવાની ઇચ્છા ન હોવાથી

વ્યાપારી શ્રીકૃષ્ણે પુનઃ તેની ઘડી વાળીને તે વસ્ત્ર મૂકી દીધું. આ પ્રમાણે વિશ્વરૂપની અતિવૃદ્ધિ થવાથી સર્વ જગત તેથી વ્યાપ્ત થઈ ગયું હતું; પરંતુ હવે તે જ વિરાટ સ્વરૂપ મોહક અને મધુર ચતુર્ભુજ-સ્વરૂપ બની ગયું; કિંબહુના, અનંતે જ પુનઃ લઘુ સ્વરૂપ ધારણ કરીને ડરી ગયેલા અર્જુનને આશ્વાસન આપ્યું. એકાદ મનુષ્ય સ્વપ્નમાં સ્વર્ગે જઈ, એકાએક જાગ્રત થવાથી ચકિત થાય છે, તે પ્રમાણે અર્જુન ચકિત થયો; અથવા ગુરુકૃપા થતાવેંત જ સર્વ પ્રપંચજ્ઞાન લય પામી જેમ પરમાત્મસાક્ષાત્કાર થાય છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણને જોવાથી અર્જુનની સ્થિતિ થઈ. અર્જુનના મનને એમ લાગ્યું કે, આ ચતુર્ભુજ મૂર્તિની આડે જે વિશ્વરૂપનો પડદો હતો તેનો લોપ થયો, એ બહુ સારું થયું. જે પ્રમાણે કાળને જીતવામાં આવે, કે ભયંકર પવનમાંથી છૂટકો થાય, અથવા સાતે સમુદ્ર તરી ગયા પછી જેવો આનંદ થાય, તે જ પ્રમાણે વિશ્વરૂપ જોયા પછી શ્રીકૃષ્ણરૂપનાં દર્શન થતાં અર્જુનના ચિત્તમાં અતિ આનંદ થયો. સૂર્યાસ્ત થયા પછી જેમ આકાશમાં નક્ષત્રો પુનઃ પ્રકાશવા માંડે છે, તે પ્રમાણે વિશ્વરૂપ નષ્ટ થયા પછી અર્જુનને સર્વ લોકસમુદાય સાથે વર્તમાન પૃથ્વી દૃષ્ટિગોચર થવા લાગી અને જુએ છે તો હવે તેને જ કુરુક્ષેત્ર દેખાવા માંડ્યું તથા પોતાના અને શત્રુના સૈન્યમાં સર્વ ગોત્રજો એકબીજા પર શસ્ત્રાસ્ત્રોની વૃષ્ટિ વરસાવતા હતા અને તેમણે વરસાવેલાં બાણોના માળખા હેઠળ પોતાનો રથ પણ તે ને તે જ ઠેકાણે ઊભો છે તથા ભગવાન લક્ષ્મીપતિ ધૂંસરી પર બેઠેલા છે તથા પોતે રથની નીચે ઊભેલો છે (એવો દેખાવ તેના જોવામાં આવ્યો). (૬૬૨)

अर्जुन उवाच—दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

અર્જુન બોલ્યો : હે જનાર્દન! આ આપનું સૌમ્ય માનવસ્વરૂપ જોઈને હવે હું સાવધ થયો છું અને મારું મન પૂર્વવત્ સ્વસ્થ બન્યું છે ૫૧

એ પ્રમાણે વીરશ્રેષ્ઠ અર્જુને જેવી યાચના કરી હતી, તેવા પ્રભુના પૂર્વવત્ સ્વરૂપને જોયા પછી તે કહેવા લાગ્યો કે, 'હે મહારાજ! ખરેખર હવે હું બચી ગયો છું એમ મને ભાસે છે.' તેનું જ્ઞાન બુદ્ધિને છોડીને ભયથી અરણ્યમાં જતું રહ્યું હતું. અહંકાર સહિત મન ભ્રમણ કર્યા કરતું હતું. ઇંદ્રિયોના વ્યાપાર બંધ પડી ગયા હતા. વાચા બોલવાનું ભૂલી ગઈ હતી અને આ પ્રમાણે શરીરરૂપી ગ્રામમાં અવ્યવસ્થા ચાલી

રહી હતી; તે સર્વ મટી જઈને હવે તેની ઇંદ્રિયો પોતપોતાનો વ્યાપાર કરવા લાગી અને તેથી કરીને શ્રીકૃષ્ણની મૂર્તિનાં દર્શનથી હુ બચી ગયો, એ પ્રમાણે તેને ભાસ થવા લાગ્યો. આ પ્રમાણે સુખ થવાથી અર્જુન બોલ્યો: 'હે દેવ! આપે જે આ માનવસ્વરૂપ ધારણ કર્યું, તેને મે આંખો ભરીને જોયુ. હે દેવરાય! આપે આ રૂપનું દર્શન મને કરાવ્યું, એ આપે ભૂલેલા બાળકને સમજાવીને જેમ માતાએ જાણે સ્તનપાન કરાવ્યું હોય, તેના જેવું છે. વિશ્વરૂપના સમુદ્રમાં જે હું હાથ વડે તરંગોનુ પાણી કાપતો હતો, તે હું હવે આપની આ ચતુર્ભુજ મૂર્તિરૂપી તીરભૂમિ પર આવી પહોંચ્યો છું. હે દ્વારકાવાસી વીરશ્રેષ્ઠ! આપે મને માત્ર દર્શન આપ્યુ છે, એટલું જ નહિ પરંતુ મુજ સુકાતા જતા વૃક્ષ પર મેઘવૃષ્ટિ જ કરી છે. હે મહારાજ! સહજ રીતે તૃષાતુર થયેલા મને અમૃતસિંધુની જ પ્રાપ્તિ થઈ અને હું હવે જીવતો રહીશ એવો વિશ્વાસ બેઠો છે, અર્થાત્ મારા મરણની મારી ભીતિ દૂર થઈ છે. મારા હૃદયરૂપી આંગણામાં હર્ષરૂપી વેલી રોપાઈ, તેથી મને આનંદ અને જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે.' (૬૭૨)

श्रीभगवानुवाच–सुदुर्दर्शमिदं रूप दृष्ट्वानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ ५२ ॥

શ્રીભગવાન બોલ્યા 'હે અર્જુન! જોવાને અતિ અશક્ય એવુ જે મારું રૂપ તેં જોયુ, તે રૂપ જોવાની દેવો પણ નિરંતર ઇચ્છા કર્યા કરે છે. ૫૨

અર્જુનનું ભાષણ સાંભળીને ત્વરિત જ શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા કે, 'અરે! આ શું? વિશ્વરૂપમા પ્રેમ રાખીને જ પછી આ ચતુર્ભુજ મૂર્તિને ભેટવા કેવળ શરીર દ્વારા આવ, એમ જે મેં તને પૂર્વે શીખવ્યુ હતું તે તુ ભૂલી ગયો કે શું? અરે અર્જુન! અંધના હાથમા સુવર્ણનો મેરુપર્વત આવે તોપણ તેને તે નાનો જ લાગે, તેવું જ તને થયુ છે. પણ એ ભૂલ મનની ભાવનાની છે. બાપુ! મેં જે વિશ્વરૂપનું તને દર્શન કરાવ્યુ, તે વિશ્વવ્યાપક રૂપ તપ કરવા જતાં શંકરને પણ પ્રાપ્ત થઈ શકતું નથી. હે કિરીટિ! અષ્ટાંગયોગસાધનથી યોગસાધના કરતા યોગીઓ ભલેને કાયાથી ક્ષીણ થાય, તોપણ તેમને પણ આ વિશ્વરૂપના દર્શનનો યોગ મળી શકતો નથી. એ વિશ્વરૂપ એકવાર પણ ક્ષણભર જોવા મળે તો સારું, એવું ગોખતાં ગોખતાં દેવોનુ આયુષ્ય પણ ખપી જાય છે. આશારૂપ અંજલિને હૃદયરૂપી કપાળ પર રાખી અર્થાત્ અતિશય આશાબદ્ધ થઈ ચાતક પક્ષી જે પ્રમાણે મેઘની વાટ જોતો

આકાશ તરફ જોઈને બેસી રહે છે, તે પ્રમાણે દેવો અને મનુષ્યો ઉત્સુક થઈને જેની પ્રાપ્તિ કરવા માટે આઠે પ્રહર ઇચ્છા કરે છે, પણ તેમનામાંથી કોઈએ સ્વપ્નમાં પણ જે સ્વરૂપને જોયું નથી, તે વિશ્વરૂપનું તેં પ્રત્યક્ષ મહાઆનંદથી આવલોકન કર્યું છે. (૬૮૧)

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥**

હે અર્જુન ! તને જેવી રીતે મારું દર્શન થયુ છે, તેવું દર્શન વેદાધ્યયનથી, તપથી, દાનથી કે યજ્ઞથી પણ કોઈને થઈ શકાવાનું નથી. ૫૩

હે અર્જુન ! આ વિશ્વરૂપનું દર્શન થવાનો એક પણ ઉપાય નથી, એટલા માટે ચારે વેદોએ પણ ષટ્ શાસ્ત્રો સહિત પરાજય માની લીધો છે. હે ધનુર્ધર ! મારા વિશ્વરૂપની સમક્ષ આવવાને અનેક તપો પણ સમર્થ નથી. જેવી રીતે મારા વિશ્વરૂપનું અનાયાસે તને દર્શન થયું છે, તેવી રીતે તે રૂપ, દાન તથા યજ્ઞો કરનારને પણ દૃષ્ટિએ પડવું કઠિન છે. આવા સ્વરૂપવાળો **જે હું, તે કેવળ એક જ ઉપાયથી પ્રાપ્ત થઈ શકું છું, તે ધ્યાનમાં રાખ. તે ઉપાય એ કે, જો મનુષ્યનું અંતઃકરણ ભક્તિથી તરબોળ બની જાય, તો જ તેને મારા વિશ્વરૂપનું દર્શન થાય છે.*** (૬૮૫)

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥**

હે પરંતપ અર્જુન ! મારા વિશ્વરૂપને ખરેખર જાણવાનું, જોવાનું અને તદ્રૂપ થવાનું એક માત્ર સાધન કેવળ અનન્ય ભક્તિ+ જ છે. ૫૪

* આ શ્લોકનું રહસ્ય એવુ છે કે, ભગવાન પોતે અનુગ્રહથી જેનો અંગીકાર કરે છે, તેને જ તે ભગવત્સ્વરૂપ–વિશ્વરૂપના દર્શનનો લાભ મળી શકે છે. કેવળ સાધનોના યોગે જ ભગવાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. હા, સાધનોના ઉપચારથી કદાચિત્ દોષરહિત એટલે કે શુદ્ધ થઈ શકાય છે; પરંતુ પરમેશ્વરના પૂર્ણ અનુગ્રહ વિના પૂર્ણત્વ–પૂર્ણ ગુણત્વનો આવિર્ભાવ તો થઈ શકતો જ નથી. સારાંશ એટલો જ કે, વિશ્વરૂપના દર્શનનો લાભ થવામાં મુખ્યત્વે જો કોઈ વસ્તુની અપેક્ષા હોય. તો તે કેવળ પરમાત્માના અનુગ્રહની જ છે.

+ ભક્તિ સર્વસમર્થ હોવાથી તે સાધનની આવશ્યકતાને પણ પૂર્ણ કરે છે. અનન્ય–કેવળ પ્રેમસ્વરૂપિણી–ભક્તિ વડે પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થાય છે, વિશ્વસ્વરૂપનું દર્શન થાય છે અને પછી હૃદયમાં સહજ તે સ્વરૂપનો પ્રવેશ પણ થઈ જાય છે. આવી સ્થિતિની પ્રાપ્તિ માટે તાદાત્મ્યભક્તિની જ આવશ્યકતા છે. 'તું પરંતપ હોવાથી તને તે તાદાત્મ્યભક્તિનું પણ દાન કરવાનો

પરંતુ તે ભક્તિ, જે પ્રમાણે વર્ષાની ધારાઓ આકાશમાંથી છૂટી, એટલે સીધી પૃથ્વી પર જ જઈને પડે છે અને તે સિવાય તેમના માટે બીજી ગતિ જ નથી હોતી, તે પ્રમાણે જો એકનિષ્ઠ હોય; અથવા ગંગાનો પ્રવાહ ચાલુ થયા પછી અન્ય સર્વ પ્રવાહોને સાથે લઈ સમુદ્રને જ મળવા માટે જાય છે, અને તેના પ્રવાહ તથા સમુદ્રમાં મળવાના કાર્યમાં ખંડ નથી પડતો એટલે કે સમુદ્રમાં મળ્યા વિના તેની જેમ બીજી ગતિ જ નથી હોતી, તેમ સર્વ ભાવે મારા તરફ અનન્ય વેગવાળી હોવી જોઈએ. તે જ પ્રમાણે જે અષ્ટ સાત્વિક ભાવથી જે સર્વત્ર સમાન પ્રેમ રાખે છે, તે મને પ્રાપ્ત થઈને મદ્રૂપ જ બની જાય છે; અને જે પ્રમાણે ક્ષીરસમુદ્રકાંઠા ઉપર તેમ જ મધ્ય ભાગમા સર્વત્ર સરખો જ મિષ્ટ હોય છે, તે પ્રમાણે હું સર્વત્ર સરખો–સમાન જ છુ. તે જ પ્રમાણે મારાથી લઈને કીડી પર્યંત, કિંબહુના, સ્થાવર–જંગમ પ્રાણી માત્રમાં મને ભજવા માટેનો દ્વૈતભાવ–મારા સિવાય બીજો ભાવ–અવશિષ્ટ હોતો જ નથી, તે જ મનુષ્ય મારું વિશ્વ-રૂપ જાણવા યોગ્ય છે. જ્યારે આવી ચિત્તવૃત્તિ થાય છે, ત્યારે જ મારા વિશ્વરૂપનું જ્ઞાન થાય છે અને જ્ઞાન થયુ એટલે દર્શન પણ થાય છે જ. પછી જે પ્રમાણે કાષ્ઠમાંથી અગ્નિ ઉત્પન્ન થઈ કાષ્ઠ સળગે છે, ત્યારે કાષ્ઠનુ નામ પણ ન રહેતાં તે અગ્નિરૂપ બની જાય છે, અથવા સૂર્ય અને ચંદ્ર ઉદય પામતાં, અંધકારથી પરિપૂર્ણ આકાશમાં સર્વત્ર પ્રકાશ થઈ રહે છે, તે પ્રમાણે મારા વિશ્વરૂપની પ્રતીતિ થતાં મારા ભક્તોનો અહંકાર નષ્ટ થાય છે. અહંકારનો નાશ થતાં દ્વૈતભાવ જતો રહે છે; એટલે પછી 'હું' અને 'તે' એ સર્વ ભાવ ટળી જઈ સર્વત્ર હું જ ભરેલો છું, એવો ભાવ ચિત્તમાં દૃઢ થાય છે, ત્યારે જ તેના અંગમા પૂર્ણ એકત્વનો આવિર્ભાવ થાય છે અને તે ભક્ત મારામાં ઐક્ય પામે છે. (૬૯૫)

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥**

હે પાંડવ ! મારી જ પ્રાપ્તિના ઉદ્દેશથી કર્મ કરનાર, મને જ સર્વસ્વ માન-

મે નિશ્ચય કરેલો છે એટલે કે તને પૌષ્ટિક સાધનથી હું મર્યાદામાર્ગીય ફળનું પણ દાન આપીશ.' એવો શ્રીકૃષ્ણના બોલવાનો આશય છે. સારાંશ કે ઉત્તમા-ધિકારીને ફળ પણ તેવુ જ ઉત્તમ પ્રાપ્ત થાય છે અને મર્યાદિત ફળની પ્રાપ્તિ કરનાર અધિકારી મધ્યમ જ હોય છે. એવો વિવેક સર્વત્ર જાણી લેવાનો છે.

નાર, ઉપાધિરહિત અને પ્રાણીમાત્રની સાથે વૈરભાવ ન રાખનાર જે મારો ભક્ત છે, તે જ મને પામે છે. ૫૫

જે મને એકલાને જ, પોતે કરેલાં કર્મો અર્પણ કરે છે અને જેને જગતમાં મારા સિવાય અન્ય કાંઈ પ્રિય નથી; જે મને જ આ લોક અને પરલોકના ફળરૂપ માને છે; જેણે જીવનનું ફળ પણ મને જ માનેલો છે; જે 'પ્રાણીમાત્ર' એ નામને ભૂલીને મને જ સર્વત્ર જુએ છે અને તેથી નિર્વૈર થઈને જગતમાં જે જે વસ્તુ દૃષ્ટિગોચર થાય છે, તે સર્વને ભજે છે; હે પાંડવ! જે ભક્તની વૃત્તિ આવી બને છે, અને તેનું કફ, પિત્ત ને વાતાત્મક શરીરનો જ્યારે લોપ થાય છે, ત્યારે તે પોતે મદ્રૂપ જ બની જાય છે. સંજય કહે છે: 'હે ધૃતરાષ્ટ્ર! જેના ઉદરમાં સર્વ જગત ભરાયલું હોવાથી જેનું ઉદર મોટું થયું છે, એવા શ્રીકૃષ્ણ ભગવાને કરુણાયુક્ત વાણીથી અર્જુનને ઉદ્દેશીને આવું ભાષણ કર્યું. આનંદરૂપ સંપત્તિથી શ્રીમાન અને સમસ્ત જગતમાં શ્રીકૃષ્ણની ભક્તિ કરવામાં ચતુર એવા અર્જુને દેવની બન્ને મૂર્તિઓને નિહાળી નિહાળીને જોઈ; પરંતુ વિશ્વરૂપ કરતાં કૃષ્ણમૂર્તિમાં જ વિશેષ લાભ છે, એવી તેની માન્યતા થઈ. અર્જુનની આ માન્યતાનો શ્રીકૃષ્ણે આદર કર્યો નહિ; કારણ કે વ્યાપક રૂપ કરતાં એકદેશીય રૂપ ઉત્તમ (સત્ય) નથી. પ્રસ્તુત વાત સિદ્ધ કરવા માટે શ્રીકૃષ્ણે એકબે ઉત્તમ દૃષ્ટાંતો આપ્યાં. તે સાંભળી અર્જુન પોતાના મનમાં એમ કહેવા લાગ્યો કે, 'આ બન્ને રૂપોમાં ઉત્તમ રૂપ કયું, તે વિષે હવે પ્રશ્ન કરીશ.' મનમાં આવો વિચાર કરીને હવે તે શ્રીકૃષ્ણને કેવા પ્રકારે પ્રશ્ન કરે છે, તે કથા સાંભળો. જ્ઞાનદેવ કહે છે, કે જે કથા ઓવી-પ્રબંધમાં વિનોદપૂર્વક કહેવામાં આવશે, તે આનંદયુક્ત અંતઃકરણથી સાંભળજો. સદ્ભાવની અંજલિ ભરીને ઓવીરૂપી ખીલેલાં પુષ્પોને વિશ્વરૂપના બન્ને ચરણોમાં મેં અર્પણ કર્યાં છે. (૭૦૮)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां एकादशोऽध्याय ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો—ભક્તિયોગ

(હે ગુરુકૃપાદૃષ્ટિ!) તારો જયજયકાર થાઓ. તું નિર્મળ, ઉદાર અને નિરંતર અજ્ઞાનરહિત આનંદની વૃષ્ટિ કરનાર તરીકે પ્રસિદ્ધ છે. વિષયરૂપી સર્પના વીંટળાઈ જવાથી મૂર્છિત થયેલા મનુષ્યનું વિષ તારા યોગથી ઊતરી જાય છે. તારા પ્રસાદરૂપી તરંગોનું પૂર આવે, તો તો પછી સંસારના તાપથી કોને ત્રાસ થાય એમ છે અને શોકથી કોણ પીડા પામે એમ છે? હે સ્નેહમૂર્તિ! તારાથી સેવકને યોગસુખના ચમત્કારોની પ્રાપ્તિ થાય છે અને 'હું બ્રહ્મ થાઉં' એવી સેવકની જે ઉત્કંઠા, તેને પણ તું જ પૂર્ણ કરે છે. ભક્તને તું કૌતુકથી તારી આધાર-શક્તિના ખોળામાં બેસાડીને હૃદયાકાશરૂપી પારણામાં પોતાના ઉપદેશથી સુવાડી હીંચકો નાખે છે. મનને વિષયોથી પરાઙ્મુખ કરીને, આત્મ-જ્યોતિનાં ઓવારણાં લઈને, મન અને પવનની રમત કરાવે છે. સેવકને આત્મસુખનો ઉપભોગ આપે છે. રે! જીવનકળાનું અમૃતપાન કરાવીને 'हंसः सोऽहं' એ અખંડ ધ્વનિનો ઘૂઘરો હાથમાં આપીને, સમાધિ-સુખનો બોધ આપી નિદ્રામાં નાંખે છે. એટલા માટે તું સાધકોની માતા છે અને તારા ચરણોનું શરણ લેવાથી જ્ઞાનમાત્રની પ્રાપ્તિ થાય છે; માટે જ હું તારો આશ્રય છોડતો નથી, હે સદ્‌ગુરુકૃપાદૃષ્ટે! જેના પર તારી દયા થાય છે, તે સર્વ વિદ્યારૂપી સૃષ્ટિનો ઉત્પાદક જ થાય છે; માટે હે શ્રીમતી અંબે! હે સેવકના મનની ઇચ્છા પૂર્ણ કરનારી કલ્પલતા! આ ગીતાના અર્થને વિસ્તારવાની મને આજ્ઞા આપ. હે માતા! આ મારા ગ્રંથમાં નવ રસના સાગરો, અલંકારોની ખાણો અને ભાવાર્થના પર્વતોને નિર્માણ કર. દેશભાષારૂપી જમીનમાં અલં-કારરૂપી સુવર્ણની ખાણો ઉઘાડીને વિચારરૂપી લતાઓની ગાઢ રોપણી કર. તેમાં સંવાદરૂપ ફળોના સમૂહો અને માર્મિક અર્થરૂપી સતત ટકનારાં પુષ્કળ ઉપવનો કરી દે. પાખંડરૂપી ટેકરા અને વિતંડાવાદરૂપી આડમાર્ગોને તોડી, કુતર્કરૂપી હિંસક પશુઓનો નાશ કર. મને શ્રીકૃષ્ણ-ના ગુણ સદા ગાવાને માટે તત્પર રાખ અને શ્રોતાઓને શ્રવણરૂપ રાજ્યા-સન પર આરૂઢ કર. મરાઠી ભાષારૂપી નગરમાં બ્રહ્મવિદ્યાનો સુકાળ કર અને સર્વ લોકો બ્રહ્મવિદ્યારૂપ સુખનો આપવા—લેવાનો વ્યાપાર ચલાવતા થાય, એવી વ્યવસ્થા કર. હે નિત્ય ગુરુકૃપાદૃષ્ટિ માતા! તું તારા કૃપારૂપી પલ્લવનું મારા પર આચ્છાદન કરીશ તો આ પ્રમાણે ગ્રંથનિરૂપણ વગેરે

સર્વ હું ઉત્પન્ન કરીશ. આટલી વિનતિ સાંભળતાં જ શ્રીગુરુએ કૃપાદષ્ટિથી જ્ઞાનેશ્વર પ્રતિ જોઈ કહ્યું કે, 'હવે વધારે કહેવાની જરૂર નથી. હવે ગીતાર્થ કહેવાનો પ્રારંભ કર.' ત્યારે જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું: 'આ મારા પર મહાપ્રસાદ જ થયો છે, તેથી હવે હું આનંદ પામીને ગીતાનો અર્થ દર્શાવનારી કવિતા બોલું છું, તે(સાંભળવા)માં ધ્યાન આપો.' એવી તેમણે શ્રોતાઓને પ્રાર્થના કરી. (૧૯)

अर्जुन उवाच--एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અર્જુન બોલ્યો: હે દેવ! આ પ્રમાણે એકનિષ્ઠ બની જેઓ આપના સગુણ રૂપની ઉપાસના કરે છે અને જેઓ અવ્યક્ત, અવિનાશી તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરે છે, તે બન્ને પ્રકારના ભક્તોમાંથી ભક્તિનું ખરું તત્ત્વ કોના સમજવામાં આવ્યું છે વારુ? ૧

સકળવીરશિરોમણિ અને સોમવંશના વિજયધ્વજરૂપ પાંડુપુત્ર અર્જુન કહેવા લાગ્યો: 'હે શ્રીકૃષ્ણ! સાંભળ્યું કે? આપે મને જે વિશ્વરૂપ બતાવ્યું, તે અદ્‌ભુત હોવાથી મારા ચિત્તમા ભય ઉત્પન્ન થયો હતો અને મને આપની આ સગુણ મૂર્તિનાં દર્શન કરવાની ટેવ હોવાથી મારાં મનમાં એનાં દર્શનની જ ઉત્કંઠા ઉત્પન્ન થઈ; પરંતુ હે દેવ! આપે મારો નિષેધ કર્યો; તથાપિ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં સાકાર અને નિરાકાર--એ ઉભય રૂપો નિઃસંશય આપનાં જ છે. ભક્તિથી આપના સગુણ રૂપની અને યોગથી નિર્ગુણ રૂપની પ્રાપ્તિ થાય છે. હે વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ! આપની પ્રાપ્તિ કરી લેવા માટેના આ બે માર્ગો છે. સાકાર તથા નિરાકાર: એ બે દેહલી(ઉંબરા)ઓ છે. સો ટચના સોનાની લગડીમાં જે કસ ઊતરે છે, તે જ કસ તે લગડીમાંથી એક ટુકડો કાપી લેવામાં આવે, તો તેમાંથી પણ ઊતરે છે; એટલા માટે આપના વ્યાપક અને એકદેશીય રૂપની યોગ્યતા સરખી જ છે. અમૃતના સમુદ્રમાં જે સામર્થ્ય રહેલું છે, તે જ સામર્થ્ય અંજલિ જેટલા પ્રમાણના અમૃતમાં પણ રહેલું હોય છે અને મારા મનનો તો ખરેખર એ અનુભવ છે. પરંતુ હે દેવ! આપે ક્ષણભર જે વ્યાપક રૂપ ધારણ કર્યું હતું, તે આપનું ખરું સ્વરૂપ છે કે માત્ર લીલા જ છે, એ રહસ્યને જાણવાની મારી ઇચ્છા છે; અર્થાત્ જે પોતાના સર્વ કર્મો કેવળ આપને માટે જ કરે છે, જેને મન આપના સિવાય બીજી વસ્તુ જગતમાં શ્રેષ્ઠ નથી અને જેણે પોતાના સર્વ મનોધર્મ આપની ભક્તિને

વેચાતા આપી દીધા છે; અને આ પ્રમાણે હે શ્રીહરિ ! જે ભક્તો આપની મૂર્તિને હૃદયમાં ધારણ કરીને આપની જ ઉપાસના કરે છે અને આપનું જે સ્વરૂપ ૐકારથી પણ પર છે તેમ જ જે સ્વરૂપનું વાણીથી વર્ણન થવું અશક્ય છે અને કોઈ પણ વસ્તુની સાથે જેની તુલના કરી શકાતી નથી; તેમ જ જે સ્વરૂપ અવિનાશી, નિરાકાર, સ્થળરહિત તથા નામરહિત છે અને જ્ઞાની લોકો જેની 'सोऽहंभाव'થી (તે હું છું) ઉપાસના કરે છે, એવા તે જ્ઞાનીઓમાં તથા ભક્તોમાં હે શ્રીઅનંત ! ખરા યોગને કોણ જાણી શક્યું છે, તે મને કહો.' અર્જુનનાં આ વચનોથી જગદ્બંધુ શ્રીકૃષ્ણ સંતોષ પામીને કહેવા લાગ્યા : 'વાહ ! વાહ ! પ્રશ્ન કરવાની શૈલી તો તેં ઉત્તમ રીતે સાધ્ય કરી છે !'

श्रीभगवानुवाच-मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

શ્રીભગવાન બોલ્યા હે અર્જુન ! મારામા ચિત્તને સ્થિર કરીને નિત્યયુક્ત થઈ જેઓ ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી મને ભજે છે, તેમણે ભક્તિયોગને ખરી રીતે જાણેલો છે, એમ હુ માનું છું. ૨

આ જો ! અસ્ત થવાના સમયે સૂર્યબિંબનો લોપ થવાની સાથે જ તેનાં કિરણો પણ તેની પાછળ પ્રયાણ કરી જાય છે; અથવા હે અર્જુન ! વર્ષાઋતુમાં નદી જેમ અધિક વધે છે, તે પ્રમાણે મારી ભક્તિ કરતાં જેનામાં નિત્ય નવીન શ્રદ્ધા જોવામા આવે છે; અથવા સમુદ્રમાં મળી ગયા પછી પણ જેનામા અનિવાર્ય લહરીઓ ઉત્પન્ન થતી જ હોય છે, તેવી પવિત્ર ગગા પ્રમાણે જેના હૃદયમાં પૂર્ણ પ્રેમભાવ ઊભરાતો હોય છે, તેમ જ દિવસ અને રાત્રિનો મનમાં વિચાર ન લાવતાં કાયા, વાચા અને મનથી મારામા જ ચિત્ત રાખીને જેઓ મારી ઉપાસના કરે છે અને એ પ્રમાણે જે ભક્તો પોતાનો મારામા જ સમાવેશ કરી દે છે, તેમને જ-તે ભક્તોને જ-હું 'પરમ યોગયુક્ત' થયેલા માનું છું. (૩૯)

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

પ્રાણીમાત્રનું હિત કરવામાં તત્પર અને સર્વત્ર સમદૃષ્ટિવાળા જે પુરુષો સર્વ ઇન્દ્રિયોનુ યથાર્થ નિયમન કરીને અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિંત્ય,

કૂટસ્થ, અચળ, શાશ્વત તથા નાશરહિત બ્રહ્મની ઉપાસના કરે છે, તેઓ મારા-માં જ આવી મળે છે; અર્થાત્ મારા સ્વરૂપ જ થઈ જાય છે. ૩,૪

અને હે અર્જુન! બીજા જે મારા જ્ઞાની ભક્તો છે, તે 'આપણે બ્રહ્મ છીએ' એવી વૃત્તિ ધારણ કરીને નિરાકાર બ્રહ્મને પ્રાપ્ત કરી લેવાની ખટપટ કરે છે; પરંતુ જે બ્રહ્મ મનથી અચિંત્ય અને બુદ્ધિથી અગ્રાહ્ય છે, તેને ઇંદ્રિયો કઈ રીતે જાણી શકે વારુ? અને જે ધ્યાન માટે પણ ગૂઢ હોવાથી એક સ્થળે મળી આવતો નથી અને જેનો કોઈ પણ આકાર નથી, જે સર્વત્ર, સર્વદા, સર્વરૂપે નિત્ય રહેલો છે અને જેની પ્રાપ્તિ થતાં ચિંતન પોતાની મેળે જ થંભી જાય છે, જે કદી થયો નથી અને થવાનો પણ નથી, તેમ જ જે છે એમ પણ નથી અને નથી એમ પણ નથી, એટલે કે જેની પ્રાપ્તિનો કોઈ ઉપાય જ નથી, જે ચાલતો પણ નથી અને હાલતો પણ નથી, જે પૂર્ણ થતો નથી અને દૂષિત પણ થતો નથી એવા બ્રહ્મને જેણે પોતાના અંગ-બળથી સ્વાધીન કરી લીધો છે, વૈરાગ્યરૂપી પ્રચંડ અગ્નિથી વિષયરૂપી સૈન્યને બાળીને જેઓ પોતાની ભડકેલી ઇંદ્રિયોને મહાકષ્ટપૂર્વક ધારણ કરી રહેલા હોય છે અને પછીથી જેઓ આત્મસંયમના પાશથી તેમને ઉલટાવી દઈને હૃદયગુહામાં પૂરી દે છે, (યોગ કરતી વખતે) અપાન વાયુના દ્વારને આસનની બળવતી મુદ્રા લગાડીને જેઓ મૂળબંધનો મિનારો ઊભો કરે છે; આશાના સંબંધને તોડી નાખીને તથા અધી-રાઈનો ડુંગર દૂર કરીને, નિદ્રારૂપી અંધકારનો જેઓ નાશ કરી નાંખે છે, મૂળબંધ આસનના જ્વાળાગ્નિથી શરીરમાંની સપ્ત ધાતુની હોળી કરીને, જેઓ વ્યાધિનાં મસ્તક ષટ્ચક્રને અર્પણ કરી દે છે, ત્યાર પછી કુંડલિનીની મશાલને આધારચક્ર પર ઊભી રાખીને તેના પ્રકાશમાં આનંદથી મસ્તક પર્યંત ચાલ્યા જાય છે; નવ દ્વારની ચોકીમાં ઇંદ્રિયનિગ્રહનો ખીલો ઠોકી, સુષુમ્ણા નાડીનો માર્ગ જે ખુલ્લો કરી દે છે; પ્રાણશક્તિરૂપી ચામુંડાદેવીની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે સંકલ્પ-રૂપી મેંઢાંનો ભોગ આપીને, મનોરૂપી, મહિષાસુરનાં મસ્તકોનું બલિ-દાન આપે છે; ઇડા અને પિંગલા એ નાડીઓનું ઐક્ય કરીને, અના-હત ધ્વનિની ગર્જના કરીને જીવનકલાના તળાવ પર્યંત જઈ પહોંચે છે, ત્યાર પછી સુષુમ્ણા નાડીના મધ્ય ઓરડામાંના કોરેલા દાદર પરથી ઉપર ચડીને મસ્તકમાના બ્રહ્મરંધ્ર પર્યંતની મજલ પર પહોંચી જાય છે; ત્યાર પછી મકારરૂપ (તુર્યાવસ્થારૂપ) કઠિન નિસરણી પર ચઢી માયાને કાખમાં દબાવીને બ્રહ્મને જઈ મળે છે; આ પ્રમાણે જેઓ

સર્વત્ર સમાન બુદ્ધિ રાખીને બ્રહ્મપ્રાપ્તિ કરી લેવા માટે વખત ન ખોતાં યોગાદિક કઠિન માર્ગ સ્વાધીન કરી લે છે; આ પ્રકારે હે અર્જુન! જેઓ પોતાને નિરવયવ સાથે પોતાની અદલાબદલી કરે છે, તેઓ પણ મારામાં જ આવીને મળે છે, બાકી યોગના બળથી તેમને કાંઈ પણ અધિક પ્રાપ્તિ થાય છે એમ નથી જ; ઊલટી તેમને વધારે યાતનાઓ જ સહન કરવી પડે છે. (૫૯)

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનારા દેહધારી પુરુષોને ઉપાસનાનું કષ્ટ થાય છે અને અવ્યક્ત ગતિ મહાપ્રયાસથી પ્રાપ્ત થાય છે. ૫

પ્રાણીમાત્રનો પ્રિય, આશ્રયથી રહિત અને અવ્યક્ત (દૃષ્ટિથી અગોચર) જે બ્રહ્મ તેને ભક્તિ સિવાય જ પ્રાપ્ત કરી લેવાની જેઓ ઇચ્છા કરે છે, તેમને માર્ગમા લુટારારૂપ ઇંદ્રાદિકની પદવીઓ આ વરમાળા પહેરાવે છે; અને રિદ્ધિસિદ્ધિની જોડી બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં આડે આવે છે. કામ–ક્રોધાદિ પુષ્કળ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે અને નિરાકાર પરબ્રહ્મની પ્રાપ્તિ કરવા માટે તેમને શૂન્ય વસ્તુ(આકાશ)ની સાથે ઝઘડો કરવો પડે છે; તૃષાને તૃષાનું પાન કરીને તૃપ્ત કરવી પડે છે, ક્ષુધા લાગી હોય તો તે ક્ષુધાને ખાઈને જ ક્ષુધા શાંત કરવી પડે છે અને નિરાકારની પ્રાપ્તિ માટે રાત્રિ–દિવસ હાથોના ઝપાટાથી વાયુની જ ગણતરી કરવી પડે છે. દિવસે તડકામાં સૂવું, સ્વચ્છંદ ઇંદ્રિયોનો નિરોધ રૂપી ઉપભોગ લેવો અને વૃક્ષોની સાથે મિત્રભાવથી ખેલવું; શીતળતા-રૂપી વસ્ત્ર ધારણ કરવાં, ઉષ્ણતારૂપ વસ્ત્ર ઓઢવુ અને જળવૃષ્ટિરૂપી ગૃહમાં નિવાસ કરવો; કિંબહુના, હે અર્જુન! સતી સ્ત્રીને જેમ પતિ સિવાય જ રોજ કાષ્ઠ ભક્ષણ કરીને સતી થઈ પડવા જેવો જ આ યોગ છે. આ સ્થળે જો કે પતિની પાછળ સતી થવા માટે અગ્નિપ્રવેશ કરવાનુ કાર્ય નથી, તેમ દેવો તથા પિતૃઓ માટે બલિ આપવાનુ હવ્ય–કવ્યનુ નિમિત્ત પણ નથી, તોપણ મૃત્યુની સાથે નિત્ય નવી નવી લડાઈ કરવી પડે છે. આવું મૃત્યુ કરતાં પણ તીક્ષ્ણ અને ઊકળતું જે વિષ છે, તેને કોઈ ગળી શકશે કે? અરે, ડુંગરને ગળવા જતાં શું મુખ ફાટી નહિ જાય કે? માટે હે મહાવીર! આવું યોગસાધન કરવા જે નીકળ્યા છે, તેમના નસીબમાં દુઃખરૂપી શુષ્ક ભાગ જ લખેલો છે. બોખા માણસને લોખંડના ચણા ખાવાનો વખત આવે, ત્યારે તેનાથી તેનુ પેટ ભરાશે

કે પ્રાણ જશે, એ કાંઈ સમજાતું નથી. કોઈ મનુષ્ય પોતાના બાહુથી સમુદ્ર તરી ગયો છે કે? અથવા આકાશમાં કોઈ પગેથી ચાલી શક્યુ છે કે? સમરાંગણમાં ગયા પછી સામા ઘા ઝીલ્યા વગર સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે કે? એટલા માટે હે અર્જુન! પાંગળો આદમી જેમ વાયુની સાથે દોડવાની હોડ કરી શકતો નથી, તેમ દેહાભિમાની જીવને નિરાકારની પ્રાપ્તિ થનાર નથી. આમ હોવા છતાં પણ મનમાં ઇચ્છા ધારણ કરીને અવ્યક્ત ( દૃષ્ટિથી અગોચર ) બ્રહ્મની પ્રાપ્તિ માટે જ જેઓ આથડ્યા કરે છે, તેઓ માત્ર કલેશને જ પ્રાપ્ત થાય છે; એટલા માટે હે પાર્થ! જેમણે ભક્તિમાર્ગનો સ્વીકાર કરેલો છે, તેમને આવાં કષ્ટ ખમવાં પડતાં નથી. (૭૫)

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

પરંતુ જેઓ મત્પરાયણ થઈને સર્વ કર્મો મને જ અર્પણ કરી દે છે અને મારું ધ્યાન ધરીને અનન્ય ભાવથી મારી જ ઉપાસના કરે છે તથા મારામાં જ જેમણે પોતાનું ચિત્ત સમર્પણ કર્યું છે, એવા મારા ભક્તોનો, હે પાર્થ! હું જન્મ-મરણયુક્ત સંસારસમુદ્રમાંથી સત્વર જ ઉદ્ધાર કરું છું. ૬,૭

પોતાના વર્ણાશ્રમધર્મ પ્રમાણે કરવાનાં જે જે કર્મો પોતાના ભાગમાં આવેલાં હોય, તે સર્વ કર્મો કર્મેંદ્રિયો સુખથી કરે છે, સર્વ કર્મો યથાવિધિ મને અર્પણ કરીને અને નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરીને કર્મ દ્વારા ઉત્પન્ન થનારાં ફળોને બાળીને ભસ્મ કરી નાંખે છે. આ પ્રમાણે હે અર્જુન! સર્વ કર્મો મને અર્પણ કરીને તેમનો જેઓ નાશ કરે છે તેમજ કાયિક, વાચિક અને માનસિક જે જે કર્મો કરવાની ઇચ્છા જેમને હોય છે, તેમને પણ મારા વિના બીજી સગવડ જ હોતી નથી; એવા જેઓ નિરંતર મારી સેવા કરીને મત્પરાયણ થાય છે, તેઓ મારા ધ્યાનના નિમિત્તથી મારું નિવાસસ્થાન જ બની રહે છે. એમની પ્રીતિ મારી સાથે વ્યવહાર કરીને બિચારી મુક્તિ અને ભુક્તિ( ભોગ )ને પણ ત્યાગી દે છે. એવી રીતે અનન્ય ભાવથી જેમણે મન, બુદ્ધિ અને શરીરથી પોતાનું સર્વસ્વ મને અર્પણ કરી દીધું છે, તેમની શી ઇચ્છા હું પરિપૂર્ણ નથી કરતો વારુ; અર્થાત્ તેમની તો સર્વ ઇચ્છાઓ ગમે તેમ કરીને પણ અવશ્ય મારે પૂર્ણ કરવી પડે છે. (૮૨)

વધારે શું કહું? હે પાર્થ! જે પોતાની માતાના ઉદરથી જન્મ

હે છે, તે માતાને કેટલો બધો પ્રિય હોય છે! એ કહેવાની કશી પણ અગત્ય નથી. તે જ પ્રમાણે મારા ભક્તો ગમે તે હોય અને ગમે તેવા હોય, છતાં તેમને હું પ્રિય છું અને મને તેઓ પ્રિય છે; અને તેમને જેઓ ત્રાસ આપનારા હોય, તેમનો નાશ કરવાની તો મેં પ્રતિજ્ઞા જ લીધી છે. મારા ભક્તોને સંસારની ચિંતા શા માટે હોવી જોઈએ? શ્રીમંતની પત્નીને કદી અન્નની ભીખ માગવાનો પ્રસંગ આવે છે ખરો કે? કદી પણ આવતો નથી! એ જ પ્રમાણે મારા ભક્તો, તે મારા કુટુંબીજનો છે એમ જ હું સમજું છું; અર્થાત્ જો તેમના પર કોઈ સંકટ આવી પડે, તો તેથી મને જ લજ્જા ઊપજે છે. આ સૃષ્ટિમાં મારા ભક્તોને જન્મ-મૃત્યુના તરંગોમાં ડૂબતા જોઈ, મારા મનમાં કંઈ કંઈ થઈ જાય છે. ભવસાગરના તરંગો જોઈને કોને ભય લાગતો નથી? અર્થાત્ એ ભવસાગરના તરંગોથી મારા ભક્તજનો પણ ભયભીત બને છે અને તેથી જ હે અર્જુન! રામ-કૃષ્ણાદિ અવતારો ધારણ કરીને, આ મૃત્યુલોકમાં હું તેમના ઉદ્ધાર માટે જ આવ્યા કરું છું. મારાં હજારો નામરૂપી નૌકાઓ તૈયાર કરીને, આ સંસારરૂપી સાગરમાથી હું તેમનો તારક થયો છું, એમ તારે નિશ્ચયપૂર્વક સમજવું. જે ઉપાધિરહિત હોય છે, તેમને હું મારું ધ્યાન ધરવાનો બોધ આપું છું અને પરિવારવાળાઓને નામરૂપી નૌકા પર બેસાડું છું; અર્થાત્ તેમને મારા નામસ્મરણનો ઉપદેશ કરું છું. કેટલાક ભક્તોનાં પેટ સાથે પ્રેમરૂપી તુબડું બાંધીને તેમને મુક્તિરૂપી તટ પર લઈ આવું છું. પરંતુ જેમણે પોતાને મારા ભક્તના નામથી ઓળખાવ્યા હોય- પછી ભલેને તેઓ ચતુષ્પદાદિ અર્થાત્ પશુ આદિ હોય ને તેમને પણ મેં વૈકુંઠના રાજ્યાસનને યોગ્ય બનાવ્યા છે; એથી મારા ભક્તોના મનમાં કશી પણ ચિંતા ઉત્પન્ન થતી નથી; કારણ કે તેમને તારવાને હું સદા સજ્જ ઊભો હોઉં છું અને જે વેળાએ ભક્તો પોતાની ચિત્તવૃત્તિ મારામાં અર્પણ કરે છે, તે વેળાએ તેમનામાં મારો પ્રવેશ થાય છે. એ જ કારણથી હે ભક્તરાજ ધનંજય! જો ભક્તિમાર્ગ ગ્રહણ કરવાની તારી ઇચ્છા હોય તો સર્વ ચિત્તવૃત્તિ મને અર્પણ કરવાનો આ મંત્ર શીખી લે; અર્થાત્ હું તને 'ભક્તિમાર્ગમાં સંચર' એ મંત્રનો ઉપદેશ આપું છું. (૯૬)

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥

હે અર્જુન ! તું મારામાં જ મન રાખ તથા મારામાં જ બુદ્ધિની સ્થાપના કર. એમ કર્યા પછી તું મારામાં જ વાસ કરીશ એમાં સંશય નથી. ૮

મન અને બુદ્ધિને નિશ્ચયપૂર્વક મારા સ્વરૂપમાં જ સર્વદા સ્થિર કરીને રાખ. એ બન્ને પ્રેમપૂર્વક મારા સ્વરૂપમાં યથાર્થતાથી એકત્ર થઈને મારામાં પ્રવિષ્ટ થયા કે પછી તરત જ તું મારામાં આવી મળીશ. કારણ કે મન અને બુદ્ધિએ મારામાં વસવાટ કર્યા પછી, તારા અને મારા વચ્ચે દ્વૈતભાવ રહેવાનો સંભવ નથી. અર્થાત્ દીપક બુઝાઈ જતાં જેમ તેનું તેજ લુપ્ત થાય છે, અથવા સૂર્યબિંબ અસ્ત થતાંની સાથે તેનો પ્રકાશ લોપ પામે છે, અથવા પ્રાણ જવાની સાથે જ ઇંદ્રિયો પણ પ્રયાણ કરવા માંડે છે, તે પ્રમાણે મન તથા બુદ્ધિ એકત્ર થઈને જ્યાં નીકળી જાય છે, ત્યાં અહંકાર પણ પોતાની મેળે જ તેમની સાથે ચાલ્યો જાય છે; માટે મન તથા બુદ્ધિને મારા સ્વરૂપમાં સ્થિર કર; એટલે તું પણ સર્વવ્યાપક બની જઈશ. હે અર્જુન ! હું મારા ગળાના શપથ સાથે કહું છું કે, મારા આ બોલવામાં એક અક્ષર માત્ર પણ અસત્ય નથી. (૧૦૩)

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥ ९ ॥**

હે ધનંજય ! જો તું તારું ચિત્ત મારામાં સ્થિર કરવા સમર્થ ન હોય, તો અભ્યાસ*ના યોગથી મને પ્રાપ્ત કરી લેવાની ઇચ્છા ધરાવ. ૯

અથવા જો તું મન અને બુદ્ધિ સહિત તારું ચિત્ત મારામાં સંપૂર્ણ રીતે અર્પણ કરવા સમર્થ ન હોય, તો દિવસના આઠ પ્રહરમાં એક ક્ષણભર પણ મન અને બુદ્ધિને મારામાં લગાડ. આથી જેટલી વાર સુધી તારા મનને મારા સમાગમસુખનો અનુભવ થશે, તેટલી વાર તો તને વિષયો પ્રતિ અવશ્ય અરુચિ ઉત્પન્ન થશે. જેમ શરદ ઋતુનો પ્રારંભ થતાં જ નદીઓમાં પાણી આછાં થવા માંડે છે, તેવી જ રીતે જેમ જેમ મારામાં તારું ચિત્ત વધારે અને વધારે પરોવાતું જશે, તેમ તેમ તું પ્રપંચથી મુક્ત થતો જઈશ અથવા પૂર્ણિમા પછી ચંદ્રબિંબ જેમ દિવસે દિવસે ન્યૂન થતું થતું અંતે અમાવાસ્યાએ અદૃશ્ય થઈ જાય છે, તેમ હે અર્જુન ! તે ચિત્ત ધીમે ધીમે વિષયોપભોગો-

---

* પરમેશ્વરના અપાર ગુણ, મહિમા ઇત્યાદિનું ચિંતન, કીર્તન, શ્રવણ, અન્યોન્ય પ્રબોધન તથા ભગવદ્વિષયગ્રંથોનું પઠન–પાઠન ઇત્યાદિ જો કાળજીપૂર્વક અને લૌકિક કામના વિના કરાય, તો તે પણ અભ્યાસયોગ જ છે.

માથી નીકળીને મારામાં લાગતાં લાગતાં અંતે મદ્રૂપ જ થઈ જશે. જેને અભ્યાસયોગ કહે છે તે આ જ છે, એમ નિશ્ચયપૂર્વક સમજ. એનાથી પ્રાપ્ત ન થઈ શકે એવી કોઈ પણ વસ્તુ નથી. અભ્યાસના બળથી કોઈ અંતરિક્ષમાં ભ્રમણ કરે છે, કોઈ વાઘસર્પાદિને પણ નિર્વૈર બનાવે છે, કોઈ વિષને પણ પચાવી શકે છે, કોઈ સમુદ્ર પર પણ પગ વડે ચાલવાનો માર્ગ બનાવી શકે છે અને કોઈ કોઈ તો અભ્યાસના યોગથી વેદોને પણ હસ્તગત કરી લે છે; અર્થાત્ અભ્યાસ કર્યા છતાં કોઈ પણ વસ્તુ પ્રાપ્ત ન થાય એમ નથી; અર્થાત્ અભ્યાસના યોગથી તુ મારામાં આવી મળીશ. (૧૧૩)

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

અભ્યાસ કરવાનુ પણ જો તારામાં સામર્થ્ય ન હોય, તો મારા ઉદ્દેશથી જ કર્મો કરતો રહે જો મારા ઉદ્દેશથી કર્મો કરીશ તોપણ તને મોક્ષપ્રાપ્તિ થશે જ. ૧૦

અથવા તારા અંગમાં અભ્યાસ કરવાની શક્તિ પણ ન હોય, તો તારા આચરણનો જે ક્રમ હોય તે જ ચાલુ રાખ. ઇંદ્રિયોનો નિરોધ કરીશ નહિ, ઉપભોગો ઓછા કરીશ નહિ અને પોતાની જાતિનું અભિમાન પણ છોડીશ નહિ. પોતાના કુળધર્મ અને કુળાચારોનું યથાવિધિ પાલન કર્યા કરજે. જે કર્મો કરવાને યોગ્ય હોય તે કરતો રહેજે અને અનુચિત કર્મો કરીશ નહિ. આ પ્રમાણે સુખથી વર્તવાને તુ પૂર્ણ સ્વતંત્ર છે; પરંતુ મન, વાણી અને કાયા દ્વારા જે જે કાંઈ વ્યાપારો થાય, તે 'હું કરુ છું' એમ હુંપણાનું અભિમાન કરીશ નહિ. જે પરમાત્મા આ વિશ્વનો ચાલક છે તે, કર્મનો કર્તા કોણ છે અને અકર્તા કોણ છે, તે સારી રીતે જાણે છે. અમુક કર્મો ઓછાં થયાં કે અમુક અધિક થયા, એ વિષે ખેદ પામીશ નહિ. કારણ કે જેવા પ્રાચીન સંસ્કાર હશે તેવાં તે કર્મો થશે. આ પ્રમાણે મનમાં નક્કી માન. બીજો કોઈ પણ પ્રકારનો આગ્રહ સેવીશ નહિ. પોતાનો અહંભાવ પરમાત્મામાં જોડી દેજે. જે પ્રમાણે જે માર્ગે માળી પાણીને લઈ જાય છે, તે માર્ગે તે પાણી નમ્રપણે ચાલ્યું જાય છે; તેમ તુ મનમાંના કર્તૃત્વાભિમાન છોડી દેજે. એમ કરવાથી પ્રવૃત્તિ–નિવૃત્તિનો બોજો બુદ્ધિ ઉપર પડતો નથી (અમુક સારુ અને અમુક નઠારું એવો ભેદ અવશિષ્ટ રહેતો નથી)- અને ચિત્તવૃત્તિ મારામાં અખંડ રહે

છે તથા કર્મનું શુભાશુભ ફળ પ્રાપ્ત થતું નથી. હે અર્જુન! માર્ગ સરળ છે કે વક્ર છે, તે વિષે રથને કશી પણ ચિંતા હોય છે ખરી? તેને તો જ્યાં જ્યાં લઈ જવામાં આવે છે, ત્યાં ત્યાં તે જાય છે; તે જ પ્રમાણે જે જે કર્મો તું કરે, તે થોડાં છે કે પુષ્કળ છે, તેનો વિચાર ન કરતાં તે મને જ એકનિષ્ઠાથી અર્પણ કર. હે અર્જુન! આ પ્રકારે સર્વ કર્મો વિશેની મારામાં જ ભાવના ધરવાથી (સર્વ કર્મો મને જ અર્પણ કરવાથી) શરીરત્યાગ પછી તું મારા પદને પામીશ. (૧૨૪)

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

હવે એટલું કરવામાં પણ જો તું અસમર્થ હોય, તો મનનો સંયમ કર; અને અનન્ય ભાવે મારે શરણે આવી સર્વ કર્મોના ફળનો ત્યાગ કરી દે. ૧૧

અથવા હે પાંડુકુમાર! જો આ પ્રમાણે તારાથી મને કર્મો પણ અર્પણ કરી શકાય તેમ ન હોય, અર્થાત્ 'હું કરું છું! હું કરું છું' એવું અભિમાન જો છોડી શકાતું ન હોય, તો તું આ માર્ગ ગ્રહણ કર. કર્મ કરવાને પ્રેરનારી જે બુદ્ધિ, તેની પૂર્વે કે પછી અથવા કર્માચરણની પૂર્વે કે તેને અંતે, મારું સ્મરણ કરવાનું અર્થાત્ કર્મ કરતાં જે હુંપણાનું અભિમાન છે, તે ન જઈ શકતું હોય અને તે જો તને કઠિન લાગતું હોય, તો મારું વારંવાર સ્મરણ કરવાના વ્યવસાયને પણ એક બાજુ રહેવા દે અને તારી બુદ્ધિને ઇંદ્રિયનિગ્રહ કરવામાં રોક અને જે જે વખતે જે જે કર્મો બને તે સર્વ કર્મોનાં ફળોની આશાને મનમાં સ્થાન ન આપીશ એટલે કે સઘળાં કર્મો નિષ્કામ ભાવથી જ કર. જે પ્રમાણે વૃક્ષ કે વેલીને ફળો આવતાં જ, તેઓ તેમની આશા ન રાખતાં તેમને નાખી દે છે, તે જ પ્રમાણે જે જે કર્મો પૂર્ણ થાય તે સર્વના ફળની આશા છોડી દે. પરંતુ મનમાં મને સ્મરીને અથવા મને ઉદ્દેશીને કોઈ પણ કર્મ કરવાની ખટપટ ન કરતાં, સર્વ કર્મોને નિષ્ફળ જ થવા દે—કર્મના ફળની આશા જ ન કર, પણ જે કર્મ કરે તે નિષ્કામપણાથી—હું કરું છું એવા અભિમાનનો ત્યાગ કરી કર. જે પ્રમાણે ખડક પર વૃષ્ટિ થવાથી અને અગ્નિમાં બી વાવવાથી તે નિષ્ફળ જ જાય છે, તે પ્રમાણે જે જે કર્મો તું કરે, તે સર્વને સ્વપ્નવત્ માન. અરે! જે પ્રમાણે પિતા પોતાની કન્યા પ્રત્યે નિષ્કામ રહે છે, તે પ્રમાણે જે જે કર્મો તું કરે, તેના ફળની કામના રાખીશ નહિ. જે પ્રમાણે અગ્નિની જ્વાળા આકાશમાં વ્યર્થ જાય છે, તે પ્રમાણે કર્મોથી

ઉત્પન્ન થનારાં ફળોને જતાં કર. હે અર્જુન! કર્મો કરીને તેમના ફળની ઇચ્છા ન રાખવી, એ માર્ગ સામાન્ય જેવો લાગે છે, પણ સર્વ યોગોમાં તે યોગ શ્રેષ્ઠ છે. આ પ્રમાણે કર્મો કરીને તેમના ફળનો ત્યાગ કરવામાં આવે, તો તે કર્મો પુનર્જન્મના કારણભૂત થતાં નથી. જેમ વાંસ એકવાર ફલિત થયા પછી પુનઃ ફળતો નથી, તેવી જ રીતે આ દેહ વડે (આ જન્મમાં જ, ફરીથી) દેહ ધરવાની ક્રિયા સમાપ્ત થઈ જાય છે. કિંબહુના, જન્મ–મરણના બંધનમાથી સદાને માટે મુક્તિ મળી જાય છે. પછી હે અર્જુન! અભ્યાસના યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાનની પ્રાપ્તિ થતાં ધ્યાન ધારી શકાય છે. ત્યાર પછી સર્વ મનોવૃત્તિઓ અને ધર્મ, ધ્યાનને આલિંગન આપે છે અને તે વેળાએ કર્મો આપોઆપ જ દૂર રહી જાય છે. જ્યારે કર્મ આપોઆપ દૂર રહે છે, ત્યારે ફળની ઇચ્છાનો પણ લોપ થઈ જાય છે અને તેમ થતાં સર્વ શાંતિ સ્વાધીન થાય છે; માટે હે સુભદ્રાપતે! શાંતિ ઉત્પન્ન થવાનો આ જ એક માર્ગ છે, માટે તારે પ્રથમ અભ્યાસ કરવો જોઈએ. (૧૪૦)

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥

અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં (જ્ઞાન સહિત) ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાન કરતા (જ્ઞાનધ્યાનયુક્ત) કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; કારણ કે કર્મ-ફળના ત્યાગથી શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૨

હે પાર્થ! અભ્યાસ કરતાં જ્ઞાન કઠિન છે અને જ્ઞાન કરતાં ધ્યાન અધિક કઠિન છે. કર્મફળની ઇચ્છાનો ત્યાગ એ ધ્યાન કરતાં પણ ઉત્તમ છે અને ત્યાગ કરતાં પણ બ્રહ્મપ્રાપ્તિનું સુખ વિશેષ છે. હે મહાવીર! બ્રહ્મપ્રાપ્તિનો આ જ માર્ગ છે અને એ જ માર્ગથી શાંતિની પ્રાપ્તિ કરી લે છે; (૧૪૩)

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

જે કોઈનો પણ દ્વેષ કરતો નથી, જે સર્વ ભૂતોનો મિત્ર છે, જે દયાળુ છે, જે મમત્વશૂન્ય છે, જે નિરહંકાર છે, જેને સુખ અને દુઃખ–એ ઉભય સમાન છે, જે ક્ષમાવાન છે, ૧૩

તેના મનમાં ભૂતમાત્ર પ્રત્યે દ્વેષભાવ હોતો નથી તથા ચૈતન્ય આત્મા–ને જેવી રીતે પોતાનું અને પારકું એવો ભાવ હોતો નથી. જે પ્રમાણે પૃથ્વી ઉત્તમ મનુષ્યનો ભાર સહન કરવો અને અપાત્ર

મનુષ્યને ભાર સહન કરવો નહિ, એવો ભેદભાવ ધરાવતી નથી; અથવા પ્રાણને જે પ્રમાણે રાજાના દેહમાં રહેવું અને રંકના દેહમાં ન રહેવું, એવો ભાવ હોતો નથી; અથવા પાણીને જેમ ગાયની તૃષા તૃપ્ત કરવી અને વાઘને વિષ બની મારી નાખવો, એવી ઇચ્છા હોતી નથી; તે જ પ્રમાણે પ્રાણીમાત્ર સાથે જેની સમાન મૈત્રી છે અને જે કૃપાને પણ આધારભૂત થાય છે, તથા જેના મનમાં 'હું અને મારું' એવો ભાવ ઉદ્દભવતો નથી અને જેના મનથી સુખ-દુઃખ બન્ને સરખાં છે, તે જ પ્રમાણે ક્ષમામાં જે પૃથ્વી સમાન છે અને સંતોષને જેણે પોતાના ખોળામાં સ્થાન આપ્યુ છે (તે જ યોગી છે અને તે જ મને પ્રિય છે).

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥

જે સર્વદા સંતુષ્ટ છે, જે સ્થિરચિત્ત છે, જેના મનનો સંયમ થયેલો છે, જેનો નિશ્ચય બળવાન છે અને જેણે પોતાનું મન તથા બુદ્ધિ મને અર્પણ કર્યાં છે, એવો જે મારો ભક્ત છે; તે મને પ્રિય છે. ૧૪

વર્ષાઋતુ સિવાય પણ સમુદ્ર જેમ સદાકાળ પાણીથી ભરેલો જ હોય છે, તે જ પ્રમાણે આનંદના ઉપચારો કર્યા વિના પણ જે સહેજે આનંદમાં નિમગ્ન રહે છે; જે દઢતાથી મનને સ્વાધીન રાખે છે અને જેના મનના નિશ્ચયને નિશ્ચયના બળથી સત્યતા પ્રાપ્ત થાય છે; જેના હૃદયમંદિરમાં જીવ અને પરમાત્મા-એ ઉભય એક જ આસન પર વિરાજે છે, એવો યોગસંપન્ન બનીને જે મન તથા બુદ્ધિને મારામાં સમર્પિત કરી દે છે અને અંતરમાં ધ્યાનયોગથી તથા બાહ્ય રીતે અષ્ટાંગયોગથી સિદ્ધ થયો હોય, તોપણ જે પ્રેમપૂર્વક મારામાં તલ્લીન રહે છે; હે અર્જુન! એવો જે મારો ભક્ત છે, તે જ યોગી છે અને તે જ મુક્ત છે. વધારે શું કહું? તે સ્ત્રી અને હું પતિ હોઉં, એટલો બધો તે મને પ્રિય છે; એટલું જ નહિ, પરંતુ તે મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે, એમ કહેવું એ પણ અપૂર્ણ જ છે. ખરી રીતે જોતાં પ્રેમી ભક્તની વાત, એ કેવળ ભ્રમમાં નાખનારી જ વાત છે અને શબ્દ દ્વારા કહી સંભળાવવા જેવી ન હોવા છતાં પ્રેમ જ એવો ઉચ્ચાર કરાવે છે અને એટલા માટે જ હું એને એવી ઉપમા આપી ગયો. બાકી શું પ્રેમનું વર્ણન કરી શકાય ખરું? પરંતુ હે અર્જુન! હવે આ સર્વ વાત રહેવા દે; કારણ કે પ્રિય મનુષ્ય વિષે વાત નીકળતાં પ્રેમ બમણો અરે ચારગણો વધી જાય છે; તેમાં વળી જો શ્રોતા

પણ પ્રેમી મનુષ્ય જ હોય, તો તો પછી તેના માધુર્યને શાની ઉપમા આપી શકાશે? હે અર્જુન! તું જ મારો પ્રિય છે અને શ્રોતા પણ તું જ છે અને તેમાં વળી મારા પ્રિય ભક્તોની જ વાત નીકળી છે, તો હવે જે થવાનું હોય તે થાઓ; પરંતુ હું બોલીશ જ અને બોલવાનો પ્રસંગ મળ્યો, એને પણ હું સદ્ભાગ્ય જ સમજું છું; એમ કહી દેવ ડોલવા લાગ્યા. પછી તેઓ કહેવા લાગ્યા: જે ભક્તને હું મારા હૃદયમાં સ્થાન આપું છું, તેનાં લક્ષણો હવે હું કહું છું, તે સાંભળ. (૧૬૪)

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને લોકોના સંસર્ગથી જેને સંતાપ થતો નથી તેમ જ જે (વિષય સબંધી) આનંદ, ક્રોધ, ભય તથા ત્રાસથી મુક્ત હોય છે, તે મને પ્રિય હોય છે. ૧૫

જે પ્રમાણે સમુદ્ર ક્ષુબ્ધ થાય તોપણ જળચરો ભય નથી પામતાં અને જળચરોનો સમુદાય પુષ્કળ વધ્યા છતાં સમુદ્રને પણ તેનો કંટાળો આવતો નથી; તે જ પ્રમાણે આ ઉન્મત્ત જગતથી જે ખેદ પામતો નથી અને જેનાથી લોકોને પણ ત્રાસ થતો નથી; વધારે શું કહું? શરીર જે પ્રમાણે અવયવોથી કંટાળતું નથી તે જ પ્રમાણે 'હું જ સર્વનો આત્મા છું' એમ માની જે પ્રાણીમાત્રથી કંટાળતો નથી, સમગ્ર જગતને પોતાનું શરીર માનવાને લીધે જેને પ્રિય અને અપ્રિય એવો ભેદ રહેતો નથી અને આ પ્રકારે દ્વૈતભાવનો લોપ થતાં થતાં જેનામાંથી આનંદ અને ક્રોધાદિ વિકાર નષ્ટ થાય છે, આ પ્રમાણે સુખ-દુઃખની જેને બાધા થતી નથી; જે ભય, ઉદ્વેગ ઇત્યાદિકથી રહિત હોય છે અને એટલી બધી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોવા છતાં પણ જે મારી ભક્તિ કરે છે, તે મને અતિ પ્રિય થઈ પડે છે. આ પ્રેમનું હું શું વર્ણન કરું? અરે! તે તો મારા પ્રાણનો પ્રાણ પ્રાણ છે. જે આત્માનંદથી તૃપ્ત થયો છે અને જે રૂપાંતર કરીને જન્મ પામ્યો છે, તે પૂર્ણતારૂપી તરુણ સ્ત્રીનો પતિ જ છે. (૧૭૧)

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

મારો જે ભક્ત નિઃસ્પૃહ, અંતર્બાહ્ય પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય અને ફળની ઇચ્છાથી કોઈ પણ કર્મ ન કરનાર હોય છે, તે મને પ્રિય છે. ૧૬

હે અર્જુન! તેનામાં કામનાનો સર્વથા અભાવ હોય છે અને તેની વૃત્તિમાં નિરંતર સુખની વૃદ્ધિ જ થયા કરે છે. કાશીક્ષેત્ર મુક્તિ પ્રાપ્ત કરી આપવા માટે પ્રખ્યાત છે; પરંતુ ત્યાં દેહ પાડ્યા વિના મુક્તિ મળતી નથી. હિમાલયમાં જવાથી દોષો ધોવાય છે, પરંતુ ત્યાં પણ હવા અનુકૂળ ન આવવાથી જીવની હાનિ થાય છે; પરંતુ સજ્જનના સમાગમથી કશી જ હાનિ ન થતાં પવિત્રતા જ પ્રાપ્ત થાય છે. પતિતપાવની ગંગાનું ઉદક પણ પવિત્ર છે અને તેના જળમાં સ્નાન કરવાથી પાપ અને મનના તાપ દૂર થાય છે; પરંતુ તેના જળપ્રવાહમાં ડૂબી જવાની ભીતિ હોય છે; તેવી જ રીતે ભક્તિરૂપી નદી ઊંડી છતાં પણ મનુષ્ય જો તેમાં પ્રવેશ કરશે, તો તે ડૂબશે નહિ અને પ્રાણને હાનિ પણ થશે નહિ અને તેને અવિચ્છિન્ન મોક્ષની પ્રાપ્તિ થશે. જે સંતોના સમાગમથી ગંગાનાં પાતકો પણ નષ્ટ થાય છે, તે સંતના સમાગમથી પવિત્રતા પ્રાપ્ત થશે કે નહિ, એવો સંશય રાખવો વ્યર્થ અને નિષ્કારણ છે. માટે જે સાધુ છે તે પોતાની પવિત્રતાથી તીર્થને પણ આશ્રયભૂત થઈને મનના સર્વ વિકારોને વિખેરી નાંખે છે. તે સૂર્યની પેઠે અંતર્બાહ્ય નિર્મળ હોય છે અને પગીને જેવી રીતે દ્રવ્યને જોવાની દૃષ્ટિ હોય છે, એટલે ભૂમિમાં દ્રવ્ય ક્યાં છુપાવ્યું છે, તે પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ દેખાય છે, તેવી રીતે તેને બ્રહ્મતત્ત્વ પ્રત્યક્ષ દેખાય છે. જેમ આકાશ સર્વવ્યાપક છતાં પણ સર્વથી અલિપ્ત હોય છે, તેમ તેમનું મન સર્વ કાંઈ સમજવા છતાં પણ કશી વસ્તુથી લિપ્ત થતું નથી. જેવી રીતે પારધીના હાથમાંથી છૂટી જવા પછી પક્ષી નિર્ભય બને છે, તેમ તે સંસારની ચિંતાથી અલિપ્ત થઈ નિરિચ્છ બની રહે છે. મરી ગયેલા માણસને પોતાનું અંગ નાગું પડેલું હોય તેની લજ્જા હોતી નથી, તેમ જે નિત્ય સુખી હોય છે, અને જેને સારા કે નઠારાની પરવા હોતી નથી, તેને કોઈ પણ તુચ્છ જણાતું નથી; અને કોઈ પણ કર્મ કરવામાં તેના મનમાં કર્તૃત્વાભિમાન બિલકુલ હોતું નથી. અગ્નિ જેમ બળતણ વિના આપોઆપ બુઝાઈ જાય છે, તેમ મોક્ષપ્રાપ્તિ માટેનાં કહેલા અંગોમાંનું ઉપશમ (શાંતિ) નામક અંગ તેને પ્રાપ્ત થયું હોય છે. હે અર્જુન! આ પ્રકારે આત્મસ્વરૂપથી ઓતપ્રોત થયેલો પુરુષ દ્વૈતની પેલી પાર નીકળી જાય છે અથવા ભક્તિ દ્વારા ઉત્પન્ન થતું સુખ ભોગવવા માટે તે પોતે જ પોતાની બે સ્થળે વહેંચણી કરીને એકનું નામ 'સેવક' અને બીજાનું નામ 'દેવ' રાખે છે. આ પ્રકારે જે, ભક્તિ ન કરનાર લોકોને ભક્તિમાર્ગનું આચરણ કરી બતાવે છે,

તેના પર જ મારી પ્રીતિ હોય છે, તે મારા નિજ સ્વરૂપનું ધ્યાન થાય છે; વધુ શું કહેવું, પણ જ્યારે તે મને આવી મળે છે, ત્યારે જ મને આનંદ થાય છે. તેને માટે જ મારે અવતારો ધારણ કરવા પડે છે. તેને જ માટે મારે અહીં નિવાસ કરવો પડે છે અને તેના પરથી હું પંચ પ્રાણને ઓવારી નાખું છું, એટલો બધો તે મને પ્રિય હોય છે.(૧૮૯)

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

જે ઇષ્ટ વસ્તુના લાભથી હર્ષ પામતો નથી, તે ન મળવાથી ખેદ પામતો નથી, તેનો વિયોગ થતા શોક કરતો નથી અને તેની પ્રાપ્તિની ઇચ્છા ધરાવતો નથી તથા શુભાશુભ કર્મોનો ત્યાગ કરે છે અને મારી ભક્તિ કરે છે, તે મને પ્રિય છે. ૧૭

જે આ વિશ્વમાં બ્રહ્મપ્રાપ્તિના લાભ સમાન બીજી કોઈ પણ વસ્તુ ઉત્તમ માનતો નથી, તેને કોઈ પણ બીજા ઉપભોગથી આનંદ થતો નથી, તે પોતે જ બ્રહ્મ થવાથી દ્વૈતભાવને વીસરી જાય છે; જેથી તેના મનમાંથી દ્વેષ પણ નષ્ટ થાય છે, જે ખરેખર પોતાની જ વસ્તુ છે, તે કલ્પાંતે પણ નષ્ટ થનાર નથી, તે ગત વસ્તુનો શોક કરતો નથી. જે સ્વરૂપ કરતાં ઉત્તમ વસ્તુ આ જગતમાં બીજી કોઈ પણ નથી, તે ઉત્તમ વસ્તુ જે પોતે જ બની રહેવાથી, તે કોઈ વસ્તુની ઇચ્છા કરતો નથી; તેને કોઈ પણ વસ્તુ સારી અથવા માઠી લાગતી નથી. જેમ સૂર્યની પાસે રાત્રિ તથા દિવસનો ભેદ લેશ પણ હોતો નથી, તેમ તે કેવળ જ્ઞાનસ્વરૂપ હોવા છતાં પણ પોતાનો કાળ ભજનમા વ્યતીત કરે છે. હું તારા ગળાના સમ ખાઈને કહુ છું કે, આવા ભક્તના જેવી પ્રિય મને બીજી કોઈ પણ વસ્તુ નથી. (૧૯૬)

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ १८ ॥**

જે શત્રુ અને મિત્રની સાથે સમાનતાથી વર્તે છે, જે માન અને અપમાનને સમાન માને છે, જે શીત અને ઉષ્ણ તથા સુખ અને દુ ખને એકસરખાં જ ગણે છે અને જે કોઈ પણ વસ્તુમાં આસક્તિ ધરાવતો નથી; ૧૮

હે અર્જુન! જેના મનમાં વક્તાનો વિચાર માત્ર પણ હોતો નથી અને જે શત્રુ તથા મિત્ર ઉભયને સમાન જ માને છે, અથવા હે અર્જુન! જેમ દીપક ઘરનાં માણસોને જ પ્રકાશ આપવો અને પરાયાને ન આપવો એવો ભેદભાવ રાખતો નથી; વૃક્ષ જેમ પોતાના

પર ઘા મારનારને અને પોતાને રોપનારને એકસરખી જ છાયા આપે છે; શેરડી પોતાને પાણી પાવાવાળાને મિષ્ટ અને યંત્રમાં ઘાલીને પીલનારને કટુ સ્વાદ કદી આપતી નથી; તે પ્રમાણે હે અર્જુન! શત્રુ અને મિત્રભાવ જેના મનમાં હોતો નથી અને માનાપમાનમાં જે સમબુદ્ધિ રાખે છે, આકાશ જેમ ત્રણે ઋતુમાં સમાન હોય છે, તેમ જે શીતઋતુ અને ગ્રીષ્મઋતુને સરખી જ માને છે. હે અર્જુન! મેરુપર્વત જેમ ઉત્તર અને દક્ષિણ બન્ને દિશા તરફના વાયરાને સરખો જ માને છે, તેવી જ રીતે સુખ અને દુઃખ પ્રાપ્ત થતાં જે પોતાના મનની સમતા ડગમગવા દેતો નથી; રાયથી રંક પર્યંત સર્વને ચંદ્રકિરણો જે પ્રમાણે એકસરખાં જ સુખકર હોય છે, તે પ્રમાણે જે પ્રાણીમાત્રને સમાન માને છે; સર્વ જગતને પાણી એકસરખું જ સેવ્ય છે, તે પ્રમાણે તે સર્વ પ્રત્યે સમાન રહે છે અને ત્રણે લોકો જેની ઇચ્છા કરે છે, જે અંતર્બાહ્ય થનારા વિષયોના સંબંધને તેમ જ ભવિષ્યમાં પ્રાપ્ત થનારા વિષયોના સંબંધને છોડી દે છે અને એકાંતમાં રહી પોતાના મનને મનમાં જ સ્થિર કરી સુખ અનુભવે છે. (૨૦૬)

**तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

જેને નિંદા અને સ્તુતિ સમાન છે, જે મૌન ધારણ કરે છે, યદૃચ્છયા જે કાંઈ પ્રાપ્ત થાય, તેથી જ જે સંતુષ્ટ રહે છે, જેનું કોઈ પણ સ્થાન નિશ્ચિત હોતું નથી, જેની બુદ્ધિ સ્થિર હોય છે અને જે મારી ભક્તિ કરે છે, તે મનુષ્ય મને પ્રિય છે. ૧૯

બીજા કોઈએ પોતાની નિંદા કરી હોય, તેથી જે ક્રુદ્ધ થતો નથી અને સ્તુતિ કરવાથી જે ફુલાઈ જતો નથી, આકાશ સર્વવ્યાપક હોવા છતાં તેને કશાનો પણ સંસર્ગ થતો નથી, તેવી જ રીતે જે નિંદા અને સ્તુતિને સરખી જ ગણીને પ્રપંચમાં—સંસારમાં રહ્યો હોય અને પરમાર્થમાં—વનમાં રહ્યો હોય તોપણ પોતાની વૃત્તિને સમાન રાખીને જ વર્તે છે; સંકલ્પવૃત્તિનો અભાવ હોવાથી સત્ય કે અસત્ય ભાષણ મુખમાંથી નીકળવા છતાં જે મૌની થઈ રહે છે અને બ્રહ્મસ્થિતિના ઉપભોગથી દૂર થતો નથી; જેમ વૃષ્ટિ ન થવાથી પણ સમુદ્ર સુકાઈ જતો નથી, તેમ પોતાની ઇચ્છા અનુસાર બને તોપણ જે હર્ષ પામતો નથી અને ન બને તો ખેદ પણ પામતો નથી; અને જે પ્રમાણે વાયુ એક જ સ્થાને રહેતો નથી, તે જ પ્રમાણે જે કોઈ પણ એક

વિશિષ્ટ સ્થાનમાં આશ્રય કરીને રહેતો નથી, જેમ વાયુ આકાશમાં નિત્ય સર્વત્ર રહે છે, તેમ સર્વ જગત જેનું રહેઠાણ છે, આખું વિશ્વ મારું ઘર છે એવો જેનો પાકો નિશ્ચય થયેલો છે; કિંબહુના ! સ્થાવર જંગમ વિશ્વ જ જે પોતે બન્યો છે અને હે અર્જુન ! આવી પૂર્ણતાએ પહોંચ્યા છતાં પણ જેની મારા ભજનમાં પૂર્ણ ઇચ્છા છે, તેને હું મારા મસ્તક પર મુકુટની પેઠે ધારણ કરું છું. ઉત્તમ પુરુષ આગળ મસ્તક નમાવવું એમાં તો આશ્ચર્ય જ નથી. ત્રણે લોકમાં વસતાં સ્ત્રી–પુરુષો જેનાં (મારાં) ચરણોનુ તીર્થોદક લઈ પોતાને ધન્ય માને છે એવો જે હું, તે તેને (મારા ભક્તને) મસ્તક પર ધારણ કરું છું. અર્થાત્ જેની પૂર્ણ શ્રદ્ધા મારામાં છે, તેનો આદરસત્કાર કેવી રીતે કરવો, તે વાત શ્રીશંકર ગુરુ હોય, તો જ સમજી શકાય એવી છે; પરંતુ હવે એ વાત રહેવા દો; કારણ કે શ્રીશંકરની શ્લાઘા કરવા જતાં આત્મસ્તુતિ કરવા જેવું થશે; માટે હે અર્જુન ! આ દૃષ્ટાંત આ સ્થળે યોગ્ય નથી. રહસ્ય સમજી લે કે, મારા ભક્તોને હું મારા મસ્તકે ધારણ કરું છું. તે ચોથી* પુરુષાર્થસિદ્ધિ જે મોક્ષ તેને હાથમાં લઈ ને ભક્તિમાર્ગે જ જગતને ભક્તિનો પાઠ ભણાવતો હોય છે. તે બ્રહ્મપ્રાપ્તિનો પૂર્ણ અધિકારી હોવા છતાં મુક્તિની આંધછોડ કરે છે, પરંતુ તે પાણી જેવો નમ્ર હોય છે. એટલા માટે જ હું તેને નમસ્કાર કરું છુ, તેને મારા મસ્તક પર ધારણ કરું છું અને તેના લતા-પ્રહારને અર્થાત્ શ્રીવત્સલાંચ્છન–ચિહ્નને હું મારા હૃદય પર ધારણ કરું છું. તેના ગુણરૂપી અલંકારો હું મારી વાણીને ધારણ કરાવું છું (તેના ગુણાનુવાદ ગાઉં છું) અને તેની કીર્તિરૂપી અલંકારો શ્રવણેંદ્રિયને ધારણ કરાવું છું (તેના યશ સાંભળું છું), આવા જે મારા ભક્તો છે, તેમને જોવા માટે ઉત્કંઠા થવાથી નેત્રરહિત એવો જે હું, તે અવતાર ધારણ કરીને તેમને જોઉં છું અને મારા હાથમાંના કમળથી તેમની પૂજા કરું છું. બે હાથ પર બીજા બે હાથ ધારણ કરી તેમને આલિંગન આપવા માટે હું અવતાર ધારણ કરું છું. તેમની સંગતિના સુખાતિશયથી મારે–નિરાકારને પણ દેહ ધારણ કરવો પડે છે. વધારે શું કહું ? તેઓ મારો જીવ અથવા પ્રાણ જ છે, તે આજ એકલાં મારા પરમ મિત્રો છે એમ કહેવામાં અતિશયોક્તિ શી છે ? એટલું જ નહિ, પરંતુ જેઓ તેમના ચરિત્રને શ્રવણ કરે છે, અને

* પુરુષાર્થ ચાર છે : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

જેઓ મારા ભક્તોનાં ચરિત્રોની જ પ્રશંસા કરે છે, તેઓ પણ મારા પ્રાણ કરતાં મને અધિક પ્રિયકર લાગે છે. હે અર્જુન! તને આ જે સંપૂર્ણ યોગ મેં કહી સંભળાવ્યો, તે ભગવત્પ્રાપ્તિના ઉપાયોથી ભરેલો 'ભક્તિયોગ' છે. આ યોગસ્થિતિનું મહત્ત્વ એટલું વિશેષ છે કે, તેના પર હું અત્યંત પ્રીતિ કરું છું અને તેને મારા મનમાં તથા મસ્તક પર ધારણ કરું છું. (૨૨૯)

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्धाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

પણ મારામાં શ્રદ્ધા રાખીને અને મત્પરાયણ થઈને મારા જે ભક્તો અત્યાર સુધીમાં વર્ણવેલા ધર્મામૃતનું સેવન કરે છે, તેઓ મને અતિશય પ્રિય છે.* ૨૦

આ રમ્ય અને અમૃતવૃષ્ટિ કરનારી તથા ધર્માનુકૂળ યોગની વાત સાંભળી જે તેનો અનુભવ લે છે તથા પૂર્ણ શ્રદ્ધા રાખી જે તેને મનમાં ઠસાવે છે અને પૂર્ણ વિચાર કરી જે તેનું આચરણ કરે છે, તેને જેમ ઉત્તમ ક્ષેત્રમાં બી વાવવાથી ઉત્તમ પાક ઊતરે છે, તેમ ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. જેઓ મને શ્રેષ્ઠ તથા સર્વસ્વ માની મારા પ્રત્યે પ્રેમ ધરે છે, તેઓ જ આ જગતમાં મારા ખરા ભક્તો અને ખરા યોગી છે અને એટલા માટે જ હે પાર્થ! તેમના વિશે મારા દિલમાં અતિશય પ્રેમ વસતો હોય છે. જેમને ભક્તિકથા અત્યંત પ્રિય હોય છે, તેઓ જ આ જગતમાં મારાં તીર્થસ્થાન છે; તેઓ જ પુણ્યક્ષેત્ર છે અને તેઓ જ પવિત્ર પુરુષ છે. હું તેમનું ધ્યાન ધરું છું, કેમકે તેઓ જ મારું પૂર્ણ દૈવત અને તેમના વિના મને બીજી પ્રિય વસ્તુ એક પણ નથી. મને તેમનો જ છંદ લાગે છે અને તે જ મારા સુખના ભંડાર છે, વધુ શું કહું? તેમનાં દર્શન સિવાય મને સંતોષ થતો નથી. હે પાંડુસુત! મારા પ્રેમાળ ભક્તોની કથા, જેઓ કહે છે તેઓ જ મારા પરમ દેવતાઓ છે એમ હું માનું છું.

સંજય કહે છેઃ 'સર્વ જગતને આનંદ આપનાર અને સર્વ જગતને ઉત્પન્ન કરનાર જે મુકુંદ તે આ પ્રમાણે બોલ્યા: હે રાજા ધૃતરાષ્ટ્ર! જે નિર્મળ, નિષ્કલંક, લોકો પર કૃપા કરનાર, શરણાગતનું

* ઉપર જણાવેલાં લક્ષણોવાળા આઠે પ્રકારના ભક્તોને ઉત્તમ સમજવા; પરંતુ એ ધર્મામૃતને જાણી માત્ર વાતો અને દેખાવમાં ઊતરવાથી સર્વજ્ઞ ઈશ્વર કંઈ ઠગાતો નથી; કદાચ દુનિયા અંજાઈ જાય, તો તે પણ સદાકાળ ઠગાયેલી રહેતી નથી.

રક્ષણ કરનાર અને શરણે જવા યોગ્ય છે, દેવોને સહાય કરવી, એ જ જેનું શીલ, લોકોનું લાલન કરવું એ જ જેની લીલા અને શરણાગતનું સંરક્ષણ કરવું, એ જ જેનો ખેલ છે; જે ધર્મ અને કીર્તિથી શોભનાર અને દાન કરવામા જે સરળ છે અને જે નિરુપમ બળવાન હોવા છતાં પણ બલિના પ્રેમબંધનથી બદ્ધ છે; જે ભક્તજનો પર પ્રેમ ધરનાર ભક્તોને અનાયાસે પ્રાપ્ત થનાર, સત્યથી ચાલનારને તારનાર અને ચૌદ વિદ્યા તથા ચોસઠ કળાના ભંડાર છે, એવા ભક્તોના રાજા વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ ભગવાન ભાગ્યશાળી અર્જુન પ્રત્યે બોલતા હતા અને અર્જુન સાંભળતો હતો. વળી સંજયે કહ્યું કે, હે રાજા ધૃતરાષ્ટ્ર ! હવે પછીનો કથાનો પ્રકાર સાંભળો. જ્ઞાનદેવ કહે છે, તે જ રસભરિત કથા પ્રાકૃત ભાષામાં કહું છું તે સાંભળો. હે શ્રોતાજનો ! મારે આપના જેવા સંતોને શરણે જઈ આપની સેવા કરવી, એ જ મને મારા ગુરુ નિવૃત્તિદાસે શીખવ્યું છે. (૨૪૭)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकाया द्वादशोऽध्याय ॥ १२ ॥

# અધ્યાય ૧૩ મો—ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ

આત્મરૂપ ગણેશનું સ્મરણ કરી સર્વ વિદ્યાઓના આશ્રયસ્થાન જે શ્રીગુરુનાં ચરણો તેમને મારા નમસ્કાર હો! તેમનું સ્મરણ કરવાથી સર્વ કવિતાશક્તિ સ્વાધીન થાય છે અને સર્વ વિદ્યા જિહ્વાગ્રે આવે છે, તેમ જ ભાષણમાં એટલું બધું માધુર્ય આવે છે કે, તે અમૃતને પણ અરુચિકર બનાવી દે છે. અને મુખમાંથી નીકળતા પ્રત્યેક અક્ષરને રસો અનુકૂળ થાય છે. ગર્ભિત અર્થોની રેલમછેલ થઈને તેવા અર્થો એક પછી એક સૂઝતા આવે છે અને આત્મજ્ઞાનનુ રહસ્ય ઝટ સમજવામાં આવી જાય છે. જો મનમાં શ્રીગુરુના ચરણોનુ અખંડ સ્મરણ રાખવામાં આવે, તો એવા પ્રકારે જ્ઞાનનો ભાગ્યોદય થાય છે, તે ગુરુના ચરણોમાં હું નમસ્કાર કરું છું. (૫)

अर्जुन उवाच—प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥

અર્જુન બોલ્યો : હે કેશવ ! પ્રકૃતિ તથા પુરુષ, ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ અને જ્ઞાન તથા જ્ઞેયને જાણવાની હુ ઇચ્છા રાખું છું. ૧

ત્યારે અર્જુન કહેવા લાગ્યો કે, 'હે દેવ! પ્રકૃતિ તથા પુરુષ અને ક્ષેત્રજ્ઞ તથા ક્ષેત્રજ્ઞ વિશેષ આદિને આપની પાસેથી સંપૂર્ણ રીતે જાણી લઉં એવી મારી ઇચ્છા છે.'* (૬)

---

* સાખરે મહારાજ તથા રા. આઠલ્યેની પ્રતિઓમા પ્રસ્તુત તેરમા અધ્યાયના પ્રારંભમાં જ્ઞાનેશ્વરકૃત ગુરુવંદનારૂપ મંગલાચરણની ૭ ઓવી આપેલી છે અને તેમાંની છઠ્ઠી ઓવી આ પ્રમાણે છે. 'ते नमस्कारूनि आतां जो पितामहाचा पिता । लक्ष्मीयेचा भर्ता । ऐसें म्हणें ॥ એનો અર્થ એવો થાય છે કે, 'એવાં એ ગુરુચરણોને વંદન કરીને (જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે) બ્રહ્મદેવના પિતા અને શ્રી લક્ષ્મીના નાથ શ્રીકૃષ્ણ ભગવાન એમ બોલ્યા કે,' પરંતુ મંગલાચરણમાંની આ છઠ્ઠી ઓવીને કાયમ રાખવાથી તરત તેમા દર્શાવેલા શ્રીકૃષ્ણ ઉવાચના સંબંધને લીધે કૃષ્ણવચનથી જ તેરમા અધ્યાયનો આરંભ કરવો પડ્યો છે અને તેથી અર્જુનના પ્રશ્નથી આરંભાતા પ્રસ્તુત અધ્યાયના પ્રથમ શ્લોકનો એ બન્ને પ્રતિઓમાં અભાવ અથવા લોપ થઈ ગયો છે. પરંતુ રા. વિશ્વનાથ કાશીનાથ રાજવાડેએ 'જ્ઞાનેશ્વરી' જે એક સંશોધિત શુદ્ધ આવૃત્તિ પ્રકટ કરી છે, તેમાં તેરમા અધ્યાયના મંગલાચરણમાં માત્ર પાંચ જ ઓવી આપેલી છે અને પ્રથમ શ્લોકના અર્થની ઓવી છઠ્ઠી આવે છે, તે આ પ્રમાણે 'तेव अर्जुन म्हणे प्रकृति पुरुष । क्षेत्रज्ञ आणि क्षेत्र विशेष । हें तुज पासाव अशेष । इच्छितु असें जाणों ॥

श्रीभगवानुवाच–इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ २ ॥

શ્રી ભગવાન બોલ્યા હે કુંતીપુત્ર! આ શરીરને 'ક્ષેત્ર' કહેવામાં આવે છે અને જે એને જાણે છે, તેને તત્ત્વજ્ઞ પુરુષો 'ક્ષેત્રજ્ઞ' કહે છે. ૨

હે પાર્થ! સાંભળ; આ દેહને ક્ષેત્ર કહેવામાં આવે છે અને જે એ ક્ષેત્રને જાણે છે, તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે. (૭)

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ ३ ॥

હે અર્જુન! સર્વ ક્ષેત્રોમાં જે ક્ષેત્રજ્ઞ, તે પણ હું જ છું એમ જાણ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ વિષેનું જે જ્ઞાન છે, તે જ ઉત્તમ જ્ઞાન છે, એવો મારો અભિપ્રાય છે. ૩

અને જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે અને જે સર્વ ક્ષેત્રોનું પોષણ કરે છે, તે હું જ છું, એમ નિશ્ચયપૂર્વક જાણ. જે જ્ઞાન વડે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને યથાર્થ રીતે જાણી શકાય છે, તેને જ હું સાચું અને ઉત્તમ જ્ઞાન સમજુ છું (૯)

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ४ ॥

તે ક્ષેત્ર શું, ક્યા પ્રકારનું અને કયા વિકારવાળું છે અને તેમાથી શાં શાં કાર્યો ઉત્પન્ન થાય છે તથા તે ક્ષેત્રજ્ઞ કોણ છે અને તેનું સામર્થ્ય શું છે; તે સર્વ મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ. ૪

ત્યારે હવે આ શરીરને જે અભિપ્રાયથી 'ક્ષેત્ર' નામ આપવામાં આવ્યું છે, તે સર્વ અભિપ્રાય હું કહી સંભળાવું છું. એને ક્ષેત્ર શા માટે કહેવું? એ કેવી રીતે અને ક્યાં ઉત્પન્ન થાય છે? કયા કયા વિકારોથી એની વૃદ્ધિ થાય છે? એ સાડાત્રણ હાથનું નાનું સરખું હોવા છતાં કેટલું બધું મોટું અને કેટલું બધું ભારી છે, તેમ જ ફળદ્રૂપ અને અફળદ્રૂપ શરીર–ક્ષેત્ર કોનું છે? ઇત્યાદિ જે જે એના ગુણો છે, તે ક્રમશઃ હું વર્ણવું છું, તે પ્રતિ તું લક્ષ આપ. એ જ ક્ષેત્ર માટે શ્રુતિની બડબડ નિરંતર ચાલુ છે અને તર્કશાસ્ત્ર પણ એનો

એટલે હવે સાખરે અને આઠલ્યેની પ્રતિમાંના પાઠનો સ્વીકાર કરવાથી ગીતાનો આખો પ્રથમ શ્લોક ઊડી જતો હોવાથી અહીં રા. રાજવડેની આવૃત્તિમાંના પાઠનો જ સ્વીકાર કરેલો છે અને તે જ અધિક યોગ્ય છે; કારણ કે 'જ્ઞાનેશ્વરી'-મા કેટલીક પ્રક્ષિપ્ત ઓવી પણ પછીથી દાખલ થયેલી છે અને આ પ્રકાર પણ તેવો જ હોય એમ દેખાય છે.

જ નિશ્ચય કરવા માટે જ એકસરખો ઊહાપોહ કર્યા કરે છે, એ જ વાતને વાટતાં વાટતાં ષટ્ શાસ્ત્રો× થાકીને બેઠાં છે અને એટલા માટે જ અદ્યાપિ તેમનામાં ઐકય થયું નથી. એ ક્ષેત્ર વિષે એકમતનું સ્થાપન કરવા માટેના અખિલ જગતમાં શાસ્ત્ર સંબંધ યુક્ત વાદવિવાદ ચાલુ જ છે; પરંતુ અદ્યાપિ એકબીજાનાં મુખેમુખ મળ્યાં નથી અને ઐકય પણ થયુ નથી. એના જ સબંધમાં યુક્તિપ્રયુક્તિઓ લઢાવતાં લઢાવતાં અંતે તેમનો પરાભવ થયો છે. એ ક્ષેત્ર કોનું છે, તે કોઈ જાણતું નથી; પરંતુ તેની અહંતાની મહત્તા એટલી બધી છે કે, જેના યોગે નિત્ય ઘેરઘેર એની જ માથાફોડ ચાલતી જોવામાં આવ્યા કરે છે. નાસ્તિકોનું મુખ બંધ કરવા માટે વેદ અતીવ પ્રબળ છે. એવી સ્થિતિ જોઈને પાખંડીઓ વેદ વિષે જુદા જ પ્રકારનો બકવાદ કર્યા કરે છે. તેઓ કહે છે કે, તમે વેદો નિર્મૂળ છો અને વ્યર્થ બકબકાટ કરનારા છો. જો આ વાતનો તમે અસ્વીકાર કરતા હો, તો તેને સિદ્ધ કરવાનું અમે પ્રતિજ્ઞા સહ બીડું ઝડપીએ છીએ. આવા પાખંડીઓના સમૂહોના સમૂહો દૃષ્ટિગોચર થાય છે. કોઈ વસ્ત્રવિહીન થઈ કેશલુંચન કરાવી ફરે છે, પણ તેમણે ઠરાવેલા સર્વ વિતંડાવાદો આપોઆપ જ જમીનદોસ્ત થાય છે. એ ક્ષેત્ર મૃત્યુના પંજામાં સપડાઈને નિરર્થક જશે, એવા ભયથી ( આત્માને બ્રહ્માંડમાં લઈ જઈ તેનું સંરક્ષણ કરવા માટે ) યોગીઓ આગળ વધે છે. જેઓ મૃત્યુથી ભીતિ પામે છે, તેઓ એકાંતવાસ સેવી યમ–નિયમોના સાધનસમુદાયને એકત્રિત કરે છે. એ જ ક્ષેત્રના વિચારના અભિમાન માટે શ્રીશંકરે રાજ્યનો પરિત્યાગ કર્યો હતો અને તેને ઉપાધિ સમજી સ્મશાનવાસ સ્વીકાર્યો હતો. આ ક્ષેત્રનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરીશ જ, એવી પ્રતિજ્ઞા લઈ શંકરે વનમાં વાસ કરી, દશ દિશાને જ પોતાનું આચ્છાદન માની લીધું અને કામને યોગથી ભ્રષ્ટ કરનાર જાણીને તેને બાળી નાખ્યો. આ જ વસ્તુનો નિશ્ચય કરવા માટે બ્રહ્માને ચાર મુખો ઉત્પન્ન થયાં; છતાં તેમનાથી પણ એ ક્ષેત્રનું જ્ઞાન મેળવી શકાયું નહિ. ( ૨૬ )

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ५ ॥**

આ ક્ષેત્રક્ષેત્રજ્ઞ–જ્ઞાન ઋષિઓએ બહુ પ્રકારે કહેલું છે, ઋગ્વેદાદિ વેદોએ

× ષટ્શાસ્ત્ર : ન્યાય, વૈશેષિક, યોગ, સાંખ્ય, પૂર્વ મીમાંસા ને ઉત્તર મીમાંસા ( વેદાન્ત ).

ભિન્ન ભિન્ન વિભાગપૂર્વક એનું નિરૂપણ કરેલું છે અને યુક્તિથી યુક્ત તથા નિશ્ચયાત્મક બ્રહ્મસૂત્રના પદો દ્વારા પણ (એ જ્ઞાન) વર્ણવાયેલું છે. ૫

કર્મવાદીઓ કહે છે કે, આ સમગ્ર ક્ષેત્ર જીવના તાબામાં છે અને તેની સર્વ વ્યવસ્થા પ્રાણને સોંપવામાં આવી છે; જે પ્રાણને ઘેર તેના ચાર બંધુઓ (અપાન, વ્યાન, સમાન તથા ઉદાન) અંગમહેનતથી પ્રયત્ન કરતા રહે છે અને તેના પર દેખરેખ રાખનારો અધિકારી મન છે; તે જીવ પાસે પંચ જ્ઞાનેદ્રિયો તથા પચ કર્મેદ્રિયો મળી દશ ઇંદ્રિયોરૂપ બળદોની જોડી હોય છે અને તેથી તે રાત્રિદિવસ તેમની પાસે મહેનત કરાવીને વિષયરૂપી ક્ષેત્રને ખેડાવ્યા કરે છે. પછી કર્તવ્યથી અંતઃકરણમાંથી દોષ દૂર કરવાની તક ચૂકવીને (વિહિત કર્માચરણની સધિ ખોઈ નાખીને) તથા અન્યાયના બીજ વાવીને તેમાં દુષ્કર્મોનું ખાતર પૂરે છે. આથી તેવાં જ ફળો આવીને કોટ્યવધિ જન્મ પર્યંત જીવ દુઃખ ભોગવ્યા કરે છે; અથવા વિહિત કર્માચરણરૂપી તક સાધી લઈ ને સત્કર્મોરૂપી બીજ વાવીને કોટ્યવધિ જન્મ પર્યંત સુખ ભોગવતો રહે છે. (૩૨)

પરંતુ સાંખ્યમતવાદીઓ આ અભિપ્રાયનો સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે, ક્ષેત્ર એ જીવના અધિકારમા નથી, જીવ તો એક વટેમાર્ગુ છે અને તે ભ્રમણ કરતો કરતો ક્ષેત્રમાં માત્ર અમુક સમય માટે જ વાસ કરે છે અને પ્રાણ તો પહેરેગીર હોવાથી સર્વદા જાગ્રત રહીને ક્ષેત્રનું રક્ષણ કરે છે.

સાંખ્યમતવાદીઓ જે અનાદિસિદ્ધ પ્રકૃતિની સ્તુતિ કરે છે, તે પ્રકૃતિની વૃત્તિ આ ક્ષેત્રમાં છે, એમ તું જાણ અને તે પ્રકૃતિનાં જ ઘરનાં સર્વ રાચરચીલાં હોવાથી, ક્ષેત્રનો સર્વ વહીવટ પ્રકૃતિના ઘરમાં જ થયા કરે છે. આ ક્ષેત્રમાં મૂળ વાવણી કરનાર જે આ સૃષ્ટિના મુખ્ય ત્રણ ગુણો છે, તે પ્રકૃતિના ઉદરમાંથી જ ઉત્પન્ન થયેલા છે. એમાંનો રજોગુણ વાવણી કરે છે, સત્ત્વગુણ સંરક્ષણ કરે છે અને તમોગુણ સર્વ પાક એકઠો કરે છે. પછી મહત્તત્ત્વનાં ખળાં કરીને કાળ નામક જબરદસ્ત સાબેલા વડે ફોતરાંમાંથી જેમ દાણા છૂટા પાડવામાં આવે, તેમ સસારરૂપી ખળામાં જીવને રગડવામા આવે છે અને એટલામા જ અવ્યક્ત રૂપ સંધ્યાકાળ (મરણ) અનાયાસે આવી પહોચે છે.

પરતુ બુદ્ધિમાન સંકલ્પવાદીઓને આ વાત નહિ રુચવાથી તેઓ કહે છે કે, આ તમારી કલ્પનાઓ સર્વથા પ્રાકૃત છે. અહો! બ્રહ્મની આગળ વળી પ્રકૃતિનો શો હિસાબ? આ ક્ષેત્રની ખરી વાત અમે

કહીએ છીએ તે જરા સાંભળો તો ખરા. લયરૂપી પલંગ પરની શૂન્યરૂપી શય્યામાં બળવાન સંકલ્પ ઊંઘતો હતો. તે અકસ્માત્ જાગ્રત થયો અને તે પોતાના વ્યાપારમાં સર્વદા ઉદ્યમી હોવાથી, તેણે પોતાની ઇચ્છાનુરૂપ ધન પ્રાપ્ત કર્યું અને તે સંકલ્પના નિર્ગુણ સ્વરૂપનું ત્રિભુવન જેવડું ઉપવન તેની જ ખટપટથી જ સ્વરૂપને પ્રાપ્ત થયું. ત્યાર પછી ભિન્ન ભિન્ન પંચમહાભૂતોને એકત્ર કરી ભૂતગ્રામના જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ—એવા ચાર ઘાટ રચવામાં આવ્યા. ત્યાર કેડે પ્રથમ પંચમહાભૂતના જુદા જુદા પેટાભેદો વડે બંધ (પાળ) તૈયાર કરવામાં આવ્યા અને તેની ઉભય બાજુએ કર્મ—અકર્મના ઢગલા ખડકીને, તેની વચ્ચે કેવળ નિઃસત્ત્વ જમીનનાં એટલે કે પશુ–પક્ષી આદિનાં અરણ્યો બનાવ્યાં. પછી એ જ સંકલ્પના યોગથી જન્મ–મૃત્યુને આવવા–જવા માટે સુલભ અને કદી બંધ ન પડે એવી વાટ તૈયાર કરવામાં આવી. પછી તે જ સંકલ્પે અહંકારની સાથે ઐક્ય સાધી આયુષ્ય હોય ત્યાં સુધી સ્થાવર અને જંગમરૂપી વૃક્ષનું આરોપણ કરી બુદ્ધિ મારફત તેનો વહીવટ કરાવવા માંડ્યો. આ પ્રમાણે ચિદાકાશમા સંકલ્પરૂપી શાખાની વૃદ્ધિ થવાથી, સર્વ પ્રપંચનું–સંસારબંધનુ મૂળ કારણ તે (સંકલ્પ) થયો. (૫૦)

આ પ્રમાણે સંકલ્પવાદીઓનાં સુક્તાફળોનુ શ્રવણ કરી, તે સ્થળે જે ઇતર (સ્વભાવવાદી) જનો હતા, તેઓ આગળ આવી બોલ્યા કે, આપ તો મહાસમર્થ વિદ્વાન છો, તેથી આપનો અભિપ્રાય આપની પાસે જ રહેવા દો. પરબ્રહ્મના ગામમાં સંકલ્પનુ ગૃહ છે, એમ જો માનવામાં આવે, તો પછી સાંખ્યોની પ્રકૃતિને શા માટે ન માનવી? પરંતુ તમે કહો છો તેવી વસ્તુસ્થિતિ જ નથી. તમે સંકલ્પના છંદને છોડી દો. એ પ્રકરણ શું છે, તે અમે જ કહી શકીશું. જુઓ, આકાશનાં અભ્રોમાં પાણી કોણ ભરે છે? આકાશમાથી નક્ષત્રો નીચે પડી જતાં નથી, તેમને કોનો આધાર છે? આકાશરૂપી છત્ર વચ્ચે ઝોલાં ન ખાતાં એકસરખું ટટ્ટાર તણાયેલું રહે છે, તેને કોણે અને ક્યારે તાણ્યુ છે? પવનને નિરંતર નિયમિતતાથી વહન કરવાની આજ્ઞા કોણે કરી છે? શરીર પર જે રોમ દેખાય છે, તેની વાવણી કોણુ કરે છે? સમુદ્ર કદી ઘટતો નથી, તેમાં પાણી કોણ ભરે છે? વર્ષાની ધારા કોણ ઉત્પન્ન કરે છે? આ ઘટનાઓ પ્રમાણે તો ક્ષેત્ર એ સ્વભાવસિદ્ધ જ છે, તેનો કોઈ પણ વતનદાર–ઉત્પન્નકર્તા નથી. જે એમાં રહીને પરિશ્રમ કરશે, તેને જ એ ફળ આપશે અને જે પરિશ્રમ કરશે નહિ, તેને ફળ

આપશે નહિ. (૫૭)

એટલામાં બીજા એક (કાળવાદી) ક્રોધિત થઈને કહેવા લાગ્યા કે, તમે કહો છો એ જો સત્ય હોય, તો આ ક્ષેત્ર પર કાળની સત્તા કેમ ચાલે છે? કાળનો સપાટો અનિવાર્ય છે એમ જાણ્યા છતાં જે મિથ્યાભિમાની છે, તે તેનો આદર નહિ કરતાં પોતાના જ મતનું સમર્થન કરે છે. સિંહની ગુહાની પેઠે મૃત્યુ ભયંકર છે, એમ સમજવા છતાં પણ જો તમે આ ક્ષેત્ર વિષે વ્યર્થ બકવાટો કરશો, તો શું તે કામ લાગવાનો છે? આ કાળ મહાકલ્પની પણ પેલી તરફ જઈને બ્રહ્મદેવનુ સ્થાન જે સત્યલોક, તેને પણ પોતાના સપાટામાં લઈ લે છે. સ્વર્ગના અરણ્યમા પ્રવેશ કરી નિત્ય નવા નવા અષ્ટલોકપાલ ઉત્પન્ન કરે છે અને આઠ દિશા પર રહેલા આઠે ઐરાવતોનો સહાર કરે છે. એના જ અગવાડુથી જીવરૂપી મૃગો જન્મ–મૃત્યુના ખાડામાં પડી નિર્જીવ થઈને ભ્રમણ કરે છે. એ કાળે પોતાના હાથનો કેટલો મોટો પંજો પ્રસાર્યો છે, તે તો જુઓ! જગતરૂપી ગજરાજને તો એણે તે પંજામાં જ પકડી રાખ્યો છે; એટલા માટે સર્વ ઉપર કાળની સત્તા કહેવાય છે, તે સત્ય જ છે. આ પ્રમાણે હે અર્જુન! આ ક્ષેત્ર વિષે અનેક મતભેદ છે. (૬૫)

ઋષિઓએ નૈમિષારણ્યમા આવા પુષ્કળ વાદવિવાદ કર્યા હતા, એમ પુરાણો કહે છે. વેદમાંના અનુષ્ટુપાદિ છંદોમાં પણ એ વિષે પુષ્કળ ચર્ચા કરવામાં આવી છે અને અદ્યાપિ એ ક્ષેત્ર વિષે ગર્વથી ગ્રંથો રચવામા આવે છે. વેદમાંનુ બૃહત્સામ સૂત્ર કે જે જ્ઞાનદૃષ્ટિએ જોતા અતિ પવિત્ર છે, તે પણ ક્ષેત્ર એટલે શું, તે સમજી શક્યું નથી; અને બીજા પણ પુષ્કળ દૂરદર્શી મહાકવિઓ–જ્ઞાનીઓ આ ક્ષેત્ર વિષે વાદવિવાદ કરી કરીને થાકી ગયા છે. એનુ જ્ઞાન મેળવવું એટલું બધું વિકટ છે કે, ખરેખરી રીતે એ (ક્ષેત્ર) કોનુ છે, તે કોઇથી પણ નિશ્ચિતપણે કહી શકાતું નથી અને એ કોઈને પણ સ્વાધીન થતું નથી. માટે હવે એ ક્ષેત્ર એટલે શું, એ વિષેનો *આદિથી અંત સુધીનો વિચાર હું તને કહી સભળાવું છું. (૭૧)

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ६ ॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ७ ॥

પચ મહાભૂતો, અંહકાર, બુદ્ધિ, મહત્તત્ત્વ અને દશ ઇંદ્રિયો, મન અને ક્ષેત્રાદિક જ્ઞાનેંદ્રિયોના શબ્દાદિક પાચ વિષયો[1] અને વાણી આદિ કર્મેંદ્રિયોના પાચ વિષયો; ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (સમુદાય), ચેતના[2] (ચૈતન્યની સત્તાસ્ફૂર્તિ) તથા ધૈર્ય, એ વિકારથી યુક્ત આ ક્ષેત્ર (શરીર)[3] છે; તે મેં સંક્ષેપમા કહ્યું.[4] ૬,૭

પંચમહાભૂતો, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો મળી દશ ઇંદ્રિયો; એક મન, જ્ઞાનેંદ્રિયોના પાંચ અને કર્મેંદ્રિયોના પાંચ મળી દશ વિષયો; સુખ, દુઃખ, દ્વેષ, સંઘાત, ઇચ્છા, ચેતના અને ધૃતિ–આ રીતે આ ક્ષેત્રના છત્રીસ તત્ત્વો છે, તે સર્વ તને મેં કહી સંભળાવ્યા છે. હવે મહાભૂતો કયાં, વિષયો કયા, ઇંદ્રિયો કઈ, એ વિષે જુદું જુદું વર્ણન કરી તને કહુ છું. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ–એ 'પંચ મહાભૂતો' છે, એમ સમજ. (૭૬)

અહંકારનું રૂપ હવે દૃષ્ટાંત સહિત કહી બતાવું છું. જાગ્રદવસ્થામાં સ્વપ્ન જેમ ગુપ્ત હોય છે, અમાવાસ્યાને દિવસે ચંદ્ર જેમ ગુપ્ત હોય છે, નાના બાળકમાં તારુણ્ય જેમ ગુપ્ત હોય છે, પુષ્પની કળીમાં સુગંધ જેમ ગુપ્ત હોય છે અને કાષ્ઠમાં જેમ અગ્નિ ગુપ્ત હોય છે, તે જ પ્રમાણે માયાના ઉદરમાં એ અહંકાર ગુપ્ત હોય છે. જેમ હાડજ્વર કુપથ્યનું બહાનું શોધે છે અને કુપથ્ય થતાં જ શરીરના અંતર્બાહ્ય ભાગમાં વ્યાપી જાય છે, તેમ પંચ મહાભૂતોનો સંયોગ થઈ જ્યારે

૧. શબ્દ, રૂપ, સ્પર્શ, રસ અને ગંધ.

૨. દેહ–ઇંદ્રિયોના સમુદાયમાં જણાતી અંતઃકરણની વૃત્તિ

૩. પહેલા શ્લોકમાં શરીરને (ક્ષેત્ર) કહ્યું છે અને અહીં ચોવીસ તત્ત્વોવાળી પ્રકૃતિને 'ક્ષેત્ર' કહ્યું; તેથી પરસ્પર વિરોધ ભાસે છે, પણ તેમ નથી; કેમકે ચોવીસ તત્ત્વોવાળી પ્રકૃતિને જ ક્ષેત્ર કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે. શરીરને 'ક્ષેત્ર' કહ્યું છે, તે તો આત્માના અજ્ઞાનને લીધે. શરીરરૂપે પરિણામ પામતી પ્રકૃતિ સાથે જીવને જે અહંતા–મમતા બંધાઈ ગઈ છે, તે અધ્યાસ દૂર કરવા માટે તથા શરીરરૂપી પ્રકૃતિથી આત્માની ભિન્નતા સમજાવવા માટે.

૪. તત્ત્વજ્ઞાનના અભાવે જ પ્રકૃતિ શરીરરૂપે પરિણામ પામેલી છે અને તેની સાથે જીવને અહંતા–મમતા બંધાઈ ગઈ છે; માટે તેને ટાળવા સારુ અહીં સુધીના શ્લોકોમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની ભિન્નતા ટૂંકમાં સમજાવી. હવે એ ક્ષેત્રજ્ઞ અથવા જીવાત્મા, એ જ્ઞાનને અનુસરતો પ્રયત્ન કરીને કેવી રીતે આગળ વધે છે તથા કઈ કઈ યોગ્યતાઓ પામીને તત્ત્વદર્શી સિદ્ધ જ્ઞાની થઈ શકે છે, તેની સમજણ આપે છે.

દેહનો આકાર બંધાય છે, ત્યારે જે દેહને ચોતરફ નચાવે છે, તેને જ 'અહંકાર' કહેવામા આવે છે. આ અહંકારની ગંમત એવી છે કે, તે અજ્ઞાનની પાછળ ન પડતાં, સજ્ઞાનની જ પાછળ લાગે છે અને તેને નાના પ્રકારના સંકટોમા નાખી દે છે. (૮૨)

યદુરાજ શ્રીકૃષ્ણ કહે છેઃ હે અર્જુન! હવે જેને બુદ્ધિ કહેવામાં આવે છે, તેનાં આ લક્ષણો છે. કામનું જોર ઉત્પન્ન થતાં જે ઇંદ્રિયોની સહાયથી વિષયોના સમુદાયને જીતી લાવે છે અને સુખ-દુઃખની લૂટનો જ્યારે જીવને અનુભવ લેવો પડે છે, ત્યારે સુખ અને દુઃખ-એ ઉભયમાં વિશેષ યોગ્યતા કોની છે, એ જેના યોગથી સમજી શકાય છે; આ દુઃખ છે, આ સુખ છે, આ પુણ્ય છે, આ પાપ છે, આ સત્કાર્ય છે, આ દુષ્કાર્ય છે, એ જાણવાનો વિવેક જેના યોગથી આવે છે, જેના યોગથી ઉચ્ચ-નીચને ઓળખી શકાય છે, નાનાં-મોટાને જાણી શકાય છે અને જેની દૃષ્ટિથી જીવ વિષયોને ઓળખી શકે છે; જે જ્ઞાનતત્ત્વનું મૂળ છે, જે સત્ત્વગુણની વૃદ્ધિ પામતી દશા છે અને જે આત્મા તથા જીવ એ ઉભયની સંધિમાં વસે છે; તે જ હે અર્જુન! 'બુદ્ધિ' છે એમ સમજ. હવે અવ્યક્તનાં લક્ષણ સાંભળ. (૮૯)

હે મહાબુદ્ધિમંત! સાંખ્યોએ જેને 'પ્રકૃતિ'-એ સંજ્ઞા આપી છે, તેને જ તું હાલ 'અવ્યક્ત' નામથી ઓળખ અને પૂર્વે (સાતમા અધ્યાયમા) સાખ્ય તથા યોગ-આ મતો પૈકી પ્રકૃતિના જે બે પ્રકારો વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવ્યા છે, તેમાંની બીજી જે જીવદશા-તેને જ, હે વીરશ્રેષ્ઠ અર્જુન! અવ્યક્ત-એ પર્યાયથી ઓળખવામાં આવે છે. પ્રભાત થતાંની સાથે જેમ આકાશમા નક્ષત્રો અદૃશ્ય થાય છે, સૂર્યાસ્ત થતાની સાથે પ્રાણીમાત્રના વ્યાપાર બંધ પડે છે, દેહ નષ્ટ થયા પછી દેહથી લઈને વાસના પર્યંત સર્વ વિકારો જેમ કરેલાં કર્મોમાં ગુપ્ત હોય છે, બીજના આકારમાં જેમ વૃક્ષ અંતર્ગત હોય છે અથવા તંતુઓમાં જેમ વસ્ત્ર અંતર્ગત હોય છે, તે પ્રમાણે મહાભૂતો તથા ભૂતોનો સમુદાય પોતાનો સ્થૂળ ધર્મ છોડી જે સ્થળે સૂક્ષ્મ બનીને જેમાં અંતર્ધાન પામે છે, તે જ હે અર્જુન! 'અવ્યક્ત' છે, એમ તું સમજ. હવે સર્વ ઇંદ્રિયોના ભેદ કહું છું તે સાંભળ. (૯૭)

કર્ણ, નેત્ર, ત્વચા, નાક તથા જિહ્વા-એ પાચ જ્ઞાનેંદ્રિયો છે. આ પાચ પૈકી જેની સાથે બુદ્ધિ ભળે છે, તેના દ્વારા તે સુખ-દુઃખનો

વિચાર કરે છે. વાચા (વાણી), હસ્ત (હાથ), પાદ (પગ), ગુદા અને શિશ્ન–એ ઇંદ્રિયોના બીજા પાંચ પ્રકાર છે, તેને કર્મેંદ્રિયો કહે છે. પ્રાણની સ્ત્રી ક્રિયાશક્તિ કે જે આ શરીરમાં નિવાસ કરે છે, તે પેલી પાંચ કર્મેંદ્રિયોના દ્વારથી અંતર્બાહ્ય જવા–આવવાનો વ્યાપાર કરે છે. શ્રીકૃષ્ણ કહે છે: આ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો મળીને દશ ઇંદ્રિયોનું વર્ણન કર્યું; હવે મન એટલે શું તે કહું છું. (૧૦૩)

જે ઇંદ્રિયો તથા બુદ્ધિ એ ઉભયના સંગમમાં રજોગુણની ખાંધ પર પ્રકાશે છે, જેમ આકાશનો નીલવર્ણ તથા મૃગજળના તરંગો વ્યર્થ ભાસે છે, તે જ પ્રમાણે વાયુનો જે વ્યર્થ ચમકાટ તે જ મન છે; અને શુક્ર તથા શોણિતનું ઐક્ય થઈ જ્યારે પંચ તત્ત્વોનો આકાર બને છે; ત્યારે એક વાયુતત્ત્વના સ્થાનભેદથી પાંચ પ્રાણ અને પાંચ ઉપપ્રાણ એવા દશ પ્રકાર થાય છે. પછી તે દશ ભાગ પોતપોતાના ધર્મના બળથી દેહમાંના એકએક ભાગમાં વસતિ કરે છે; તેમનામાં કેવળ ચાંચલ્ય રહેલું હોવાથી તેના અંગમાં રજોગુણનું જે બળ ઉત્પન્ન થાય છે, તે બુદ્ધિના બાહ્ય ભાગ પર અને અહંકારના મધ્ય ભાગમાં બળવાન થઈને રહે છે. તેનું 'મન' એ નામ તો વ્યર્થ આપવામાં આવ્યું છે, બાકી તે મૂર્તિમંત કલ્પનારૂપ જ છે. જેના યોગથી બ્રહ્મને જીવદશા સ્વીકારવી પડી, જે કોઈ પણ કાર્યનું મૂળ કારણ છે, જેના યોગથી વાસના ઉત્પન્ન થાય છે, જે સદૈવ અહંકારની સાથે સ્પર્ધા કરે છે, જેના યોગથી ઇચ્છાની વૃદ્ધિ થાય છે, આશા પ્રબળ થાય છે અને ભયને સહાય મળે છે; જેમાં દ્વૈતભાવ ઉત્પન્ન થાય છે, જેના યોગથી અજ્ઞાનને જોર મળે છે, જે ઇંદ્રિયોનો વિષયમાં પ્રવેશ કરાવે છે, જે ક્ષણમાં સૃષ્ટિ ઉત્પન્ન કરે છે અને નાશ પણ કરે છે, જે મનોરથોની ઉતરડો ખડકીને તેને પાછી ઉતારીયે નાંખે છે; જે ભ્રમોનો ભંડાર અને વાયુતત્ત્વનો અર્ક છે અને જે બુદ્ધિનું કાંઈ પણ ચાલવા દેતું નથી; અર્થાત્ તેને ગોંધી રાખે છે; તેને જ હે અર્જુન! 'મન' કહેવામાં આવે છે, એ નિઃસંશય છે. હવે વિષયોના ભેદ કેવા છે તે સાંભળ. (૧૧૯)

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–એ પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષયો છે. જે પ્રમાણે પશુ લીલા ચારા તરફ દોડ્યું જાય છે, તે પ્રમાણે આ પાંચ જ્ઞાનેંદ્રિયોના દ્વારથી (સદસદ્ વિચારનું) જ્ઞાન બહાર

દોડી જાય છે. પછી સ્વર તથા વર્ણનો ઉચ્ચાર, વસ્તુનું ગ્રહણ અને પરિત્યાગ, ચાલવું અને મળમૂત્રનો ત્યાગ કરવો—એ પાંચ કર્મેંદ્રિયોના પાંચ વિષયો છે, જેના યોગે ક્રિયા બહાર દોડી જાય છે, એવા જ્ઞાનેંદ્રિયોના અને કર્મેંદ્રિયોના દશ વિષયો આ દેહમાં રહેલા છે. હવે ઇચ્છા એટલે શું, તે કહું છું. (૧૨૧)

પૂર્વે જે પદાર્થનો ઉપભોગ લીધો હોય, તેનું સ્મરણ થવું, કર્ણપટ પર શબ્દ પડતાંની સાથે જ પ્રકાશિત થનારી જે વૃત્તિ, ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થતાં જ કામનો ટેકો લઈને જે વૃત્તિ તરત જ ઊપજે છે, જે વૃત્તિનો ઉદ્ભવ થવાથી મન આમતેમ ભ્રમણ કરવા માંડે છે અને જ્યાં જવું ન જોઈએ એવા સ્થળે ઇંદ્રિયો મોં ઘાલે છે, જે વૃત્તિની સંગતિથી બુદ્ધિ ઉન્મત્ત બની જાય છે અને જેની વિષયો પર પ્રીતિ હોય છે, તે વૃત્તિને 'ઇચ્છા' કહેવામાં આવે છે. ઇચ્છા ઉત્પન્ન થતાંની સાથે જ ઇંદ્રિયોને પોતાના ઉપભોગ માટે જો વિષયો ન મળે તો તે વેળાએ ઇંદ્રિયોની જે વૃત્તિ ઉત્પન્ન થાય છે, તેને 'દ્વેષ' કહેવામાં આવે છે. હવે સુખનું લક્ષણ એ છે કે, તે પ્રાપ્ત થતાં જીવને બીજી સર્વ વસ્તુની વિસ્મૃતિ થાય છે, જે કાયા, વાચા અને મનને પોતાના સોગંદ આપી દેહની સ્મૃતિનો નાશ કરે છે, જે પ્રાપ્ત થતાંની સાથે પ્રાણ પાંગળો બની જાય છે અને સાત્ત્વિક વૃત્તિ પૂર્વ કરતાં દ્વિગુણ વૃદ્ધિ પામે છે, જે ઇંદ્રિયોની સર્વ વૃત્તિઓને હૃદયના એકાંતમાં થાબડી નિદ્રાગ્રસ્ત કરે છે; વધારે શું કહું? જીવને આત્માનો લાભ થતાં જે ઉત્પન્ન થાય છે, તેને જ 'સુખ' કહેવામાં આવે છે; અને હે પાર્થ! એવા લાભ વિનાની જે સ્થિતિ છે, તે જ 'દુઃખ' છે, એમ સમજ. જ્યા કલ્પના ઉત્પન્ન થાય છે, તે સ્થળે સુખ થતું નથી, બાકી કલ્પનાનો લોપ થતાંની સાથે તે સહજ પ્રાપ્ત થાય છે; એટલા માટે કલ્પના લુપ્ત થવી અને ઉત્પન્ન થવી, એ જ સુખદુઃખનું કારણ છે. (૧૩૩)

હવે હે અર્જુન! અલિપ્ત અને સાક્ષીભૂત એવા બ્રહ્મની (ચૈતન્યની) જે આ દેહમાં સત્તા છે, તેને ચેતના કહેવામાં આવે છે. આ શરીરમાં જે નખથી શિખા પર્યંત સર્વદા જાગ્રત હોય છે અને જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિ—આ ત્રણે અવસ્થામાં જેનામાં ફરક પડતો નથી, એટલે જે સમાન અને વિકારરહિત હોય છે; જેના યોગથી મન, બુદ્ધિ ઈત્યાદિકને ચેતના મળે છે અને જે માયારૂપી વનને સર્વદા

વસંતઋતુ સમાન પ્રફુલ્લિત રાખે છે અને જેનો જડ તથા ચેતન વસ્તુઓમાં અંશરૂપે એકસરખો સંચાર હોય છે તેને ચેતના કહેવામાં આવે છે. રાજા પોતાના સૈનિકોને ન ઓળખતો હોવા છતાં પણ ફક્ત તેની આજ્ઞાથી જ તેની પ્રજા પરચક્રને જીતી લે છે, અથવા ચંદ્રના યોગથી જેમ સમુદ્રમાં ભરતી આવે છે, લોહચુંબકના સાન્નિધ્ય માત્રથી જેમ લોખંડમાં ચંચળપણું આવે છે. સૂર્યનો પ્રકાશ માત્ર જ જે પ્રમાણે સર્વ જીવો પાસે વ્યાપાર કરાવે છે, સ્તનને મુખ લગાડવા દીધા સિવાય કાચબી જેમ કેવળ નજરથી પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે; તે પ્રમાણે અર્જુન! આ શરીરમાં આત્માની સંગતિથી જડ વસ્તુઓમાં પણ જે સજીવતા લાવે છે, તેનું નામ 'ચેતના' છે. હવે ધૈર્યના ભેદ કયા છે, તે સાંભળ. (૧૪૨)

પંચ તત્ત્વોને જાતિસ્વભાવથી જ એકબીજાની સાથે પ્રકટ વેર હોય છે; જેમકે પાણી પૃથ્વીનો નાશ કરે છે, તેજ પાણીનું શોષણ કરે છે, તેજનું વાયુની સાથે યુદ્ધ ચાલે છે અને આકાશ વાયુનું સહેજે ભક્ષણ કરી જાય છે, જેમ આકાશ સર્વત્ર ભરેલુ હોવા છતાં કદી પણ કોઈ વસ્તુની સાથે ન ભળતાં, સર્વથી ભિન્ન જ હોય છે, તેમ પંચ મહાભૂતો એકબીજાથી વિરુદ્ધ હોવા છતાં પણ દેહમાં એકત્ર રહે છે; અને ભિન્ન ભાવનો વિવાદ છોડી પોતાના ગુણો દ્વારા એકબીજાનું પોષણ કરે છે. આ પ્રમાણે વિરોધ છતાં પણ જેના યોગથી પાંચેમાં મૈત્રી થાય છે અને ધૈર્ય કાયમ રહે છે, તે વૃત્તિને હું 'ધૃતિ' કહુ છુ. (૧૪૮)

અને હે પાંડવ! જીવની સાથે છત્રીસ તત્ત્વોનુ જે ઐક્ય થાય છે; તેને જ 'સંઘાત' કહેવામાં આવે છે. આ પ્રમાણે આ છત્રીસ ભેદ તને સ્પષ્ટ રીતે કહ્યા અને એ સર્વના સમુદાયને જ 'ક્ષેત્ર' નામ પ્રાપ્ત થયુ છે. હે તાત અર્જુન! રથના સર્વ ભાગો મળવાથી જે પ્રમાણે 'રથ' નામની ઉત્પત્તિ થાય છે; જેમ પગથી લઈને મસ્તક પર્યંત સર્વ અવયવો મળીને જ 'દેહ' નામ ઉત્પન્ન કરે છે; હાથી, ઘોડા, રથ અને પાયદળ—એ સર્વના સમુદાયને જે પ્રમાણે 'સેના' નામ પ્રાપ્ત થાય છે; અક્ષરોના સમુદાયને જેમ 'વાક્ય' કહેવામાં આવે છે; મેઘોના સમુદાયને જેમ 'અભ્ર' કહેવામાં આવે છે; સર્વ લોકોના સમુદાયને જેમ 'જગત' કહેવામાં આવે છે; તેલ, વાટ અને અગ્નિ એકત્ર મળવાથી તે જેમ 'દીપક' કહેવાય છે, તે જ પ્રમાણે આ છત્રીસ તત્ત્વો જ્યારે એક સ્થળે મળે છે, ત્યારે તે સર્વના સમુદાયને

'ક્ષેત્ર' કહેવામાં આવે છે અને સર્વ પ્રાણી જગતમાં રહીને જે પાપની કે પુણ્યની કમાઈ કરે છે, તેને પાક સમજીને મેં તેને વિનોદથી 'ક્ષેત્ર' નામ આપ્યું છે. કોઈ આ ક્ષેત્રને દેહ પણ કહે છે અર્થાત્ એનાં અનેક નામો છે. બ્રહ્માની આ બાજુએ બ્રહ્માથી લઈને સ્થાવર–જંગમ પર્યંત જે કાંઈ પણ નિર્માણ થાય છે અને લય પામે છે, તે સર્વ ક્ષેત્ર જ છે; પરંતુ દેવ, મનુષ્ય, સર્પ–એવી જુદી જુદી યોનિઓમાં જેઓ નિર્માણ થાય છે, તે સર્વ સત્ત્વ, રજ અને તમ–એ ત્રણ ગુણોની સંગતિથી જ ઉત્પન્ન થાય છે.

હે અર્જુન ! આ ગુણો વિષેનો વિચાર આગળ (ચૌદમા અધ્યાયમાં) કહીશ. આ સ્થળે તો જ્ઞાનનું સ્વરૂપ શું છે એ જ હું તને કહી સભળાવું છું. ક્ષેત્રના સર્વ લક્ષણો વિકાર સહિત તને કહી સંભળાવ્યાં અને હવે જે દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે, તે ઉદાર જ્ઞાન વિષે કહું છું, તે તું સાભળ. જે જ્ઞાન માટે યોગી લોકો સ્વર્ગનો વક્ર માર્ગ ઓળગીને બ્રહ્મરંધ્રરૂપ આકાશને પણ ગળી જાય છે તથા સિદ્ધિની ગરજ રાખતા નથી, સિદ્ધિની પરવા કરતા નથી અને કઠિન યોગસાધન આચરે છે; તપરૂપી કિલ્લા ઉલ્લંઘી કોટ્યવધિ યજ્ઞો ઓવારી નાખી કર્મકાંડરૂપી વેલીને ઉખેડી નાખે છે; પુષ્કળ પ્રકારના ઉપાસનામાર્ગો સ્વીકારી કોઈ નગ્ન દેહે ફરે છે અને કેટલાક સુષુમ્ણાના ગુપ્ત માર્ગમા જ સંચાર કરે છે; જે જ્ઞાનની પ્રાપ્તિ માટે સર્વ ઋષિઓ મનમા ઉત્કટ ઇચ્છા ધારણ કરી વેદરૂપી વૃક્ષના પાન પર ચાલે છે; અર્થાત્ વેદોએ કહેલા સર્વ માર્ગોને શોધે છે; કેટલાક ગુરુસેવાથી જ્ઞાનપ્રાપ્તિ થશે એવી બુદ્ધિથી અનેક જન્મોને ગુરુસેવા પર ઓવારી નાખે છે. જે જ્ઞાનની પ્રાપ્તિ થવાથી અજ્ઞાનનો લોપ થાય છે અને જીવ તથા આત્માનું ઐક્ય થાય છે; જે જ્ઞાન ઇંદ્રિયોને વિષયની ઇચ્છા થવા દેતુ નથી, કર્મોની ઉત્કંઠાને છિન્નભિન્ન કરી નાખે છે અને મનની ચિંતાને દૂર કરે છે; જે જ્ઞાનનો લાભ થવાથી દ્વૈતનો અભાવ થાય છે અને અદ્વૈતનો સુકાળ થઈ રહે છે; જેના યોગથી ગર્વનો સર્વથા નાશ થઈ જાય છે; જે જ્ઞાન માયાને આશ્રય આપતું નથી અને જેનામા પોતાપારકાનો ભાવ પ્રવેશતો નથી. જે સંસારને સમૂળ ઉખેડી નાખે છે, સંકલ્પરૂપી કાદવને ધોઈ નાખે છે અને સર્વવ્યાપક પરબ્રહ્મનો મેળાપ કરાવી આપે છે, જેની પ્રાપ્તિ થતાં પ્રાણ પાંગળો બની જાય છે; અર્થાત્ ઇંદ્રિયો, પાસેથી વિષયોપભોગ મેળવવા માટેની તેની ઉત્કંઠા. મટી જાય છે અને

જે જ્ઞાનની સત્તાથી જ જગતમાના સર્વ વ્યાપારો ચાલતા હોય છે અને જેના પ્રકાશથી જ બુદ્ધિ પ્રૌઢ થઈને જીવ આનંદમય થાય છે; એવું જે જ્ઞાન તે પવિત્રતાનો ભંડાર છે અને તેની પ્રાપ્તિ થતાં વિષયોથી આવૃત થયેલું મન નિર્મળ બને છે. હું જીવ છું એવો આત્માને જે ક્ષયરોગ લાગેલો હોય છે, તે તેની પ્રાપ્તિથી લય પામે છે. તે જ્ઞાનનું નિરુપણ કરવું અશક્ય હોવા છતાં પણ હું તને તે સમજાવીને કહું છું, તો તે બરાબર સમજી લે; બાકી તે આંખ વડે દેખાય એવી વસ્તુ નથી. એ જ્ઞાન જ્યારે આ શરીરમાં ઉત્પન્ન થાય છે; ત્યારે તે ઈંદ્રિયોના આચરણ પરથી દૃષ્ટિગોચર થાય છે. વૃક્ષોની પ્રફુલ્લતાથી જેમ વસંત ઋતુનો પ્રારંભ સમજાય છે, તેમ ઇંદ્રિયોના વ્યાપારથી જ્ઞાન-પ્રાપ્તિની પ્રતીતિ થાય છે. વૃક્ષના મૂળમાં પાણી પહોંચ્યુ એટલે જેમ તેની શાખાઓના વિસ્તારમાં પણ પ્રફુલ્લતા જણાય છે; અંકુરની કોમળતા ઉપરથી જેમ જમીનની મૃદુતા જણાઈ આવે છે, અથવા કુલીન મનુષ્યની વર્તણૂક ઉપરથી જેમ. તે માણસનું શ્રેષ્ઠત્વ જણાઈ આવે છે, આદરાતિથ્ય પરથી જેમ સ્નેહભાવ જણાઈ આવે છે, એકાદ માણસનું દર્શન થતાં જ મન પ્રફુલ્લિત થવાથી તે કોઈ પવિત્ર પુરુષ છે, એવું તરત જણાઈ આવે છે, કેળમાં ઉત્પન્ન થયેલુ કપૂર જે પ્રમાણે તેની વાસ પરથી ઓળખાઈ આવે છે; અથવા બારીના કાચની પાછળ રાખેલા દીપકનો જેમ બહાર પ્રકાશ પડે છે, તે પ્રમાણે હૃદયમાં જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી શરીર પર તેનાં જે લક્ષણો દૃષ્ટિગોચર થાય છે, તે હવે કહી સંભળાવું છું, તે લક્ષ દઈને તું ઉત્તમ રીતે સાંભળ. (૧૮૪)

**अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।**
**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ८ ॥**

માનની ઇચ્છાનો લોપ, દાંભિકતાનો અભાવ, અહિંસા, (પ્રાણીમાત્રને કોઈ પણ રીતે ન સતાવવું), ક્ષમાભાવ–શાંતિ (મન, વાણીની) સરળતા, આચાર્યોપાસન, શ્રદ્ધા–ભક્તિ સહિત ગુરુની સેવા, અંતર્બાહ્ય પવિત્રતા,* સ્થિરતા અને આત્મ-સંયમ. ૮

---

* સત્યતાપૂર્વક શુદ્ધ વ્યવહારથી દ્રવ્યની અને તે દ્રવ્ય વડે ખરીદાયેલા અન્નથી આહારની, તેમ જ યોગ્ય રીતભાતથી અને વર્તનથી આચરણોની અને પાણી તથા માટી વગેરેથી કરાયલી શરીરની શુદ્ધિને બહારની શુદ્ધિ કહે છે, રાગ, દ્વેષ, કપટ વગેરે વિકારોનો નાશ થઈ અંતઃકરણ શુદ્ધ થાય, તેને અંદરની શુદ્ધિ કહેવામાં આવે છે.

કોઈ પણ રીતે વ્યવહારમાં સઘળી વાતો અનુકૂળ થઈ પડવામાં જેને રુચિ નથી અને લોકો તરફથી થતાં પોતાનાં વખાણ જેને અસહ્ય બોજા જેવાં લાગે છે, પોતાના ગુણોનું કોઈ વર્ણન કરે કે પોતાનું કોઈ સન્માન કરે અથવા પોતાના અંગની યોગ્યતાનું કોઈ વર્ણન કરે, તો વ્યાધે સપડાવેલા હરિણની પેઠે અથવા નદીને તરીને પેલે પાર જતાં વચ્ચે પૂરમાં સપડાયેલા મનુષ્યની પેઠે જે ગભરાઈ જઈ પોતાની પાસે મોટાઈને આવવા દેતો નથી; લોકોએ પોતાને પૂજ્ય માનેલો છે એમ ન જોવું, પોતાની કીર્તિ ન સાભળવી અને આપણે અમુક છીએ તેની લોકોને સ્મૃતિ પણ ન થાય તો સારું એવી જેની ઇચ્છા હોય; તે પુરુષ વિશે સત્કાર કે આદરની વાત જ શાને કરવી જોઈએ? અને તે આદરને પણ આવકાર કેમ કરીને આપે? અર્થાત્ કોઈ તેને નમસ્કાર કરે, તો તે તેને મૃત્યુ સમાન લાગે છે. બૃહસ્પતિના જેવી સર્વજ્ઞતા હોવા છતાં પણ તે પોતાનુ માહાત્મ્ય લોકોમાં વધવાની ભીતિથી જે ઉન્મત્ત પ્રમાણે જ વર્તે છે. પોતાનું શાણપણ જે બતાવતો નથી અને શ્રેષ્ઠતાનો ત્યાગ કરે છે અને અતિ પ્રેમથી ગાંડપણને–ઉન્માદને સ્વીકારે છે. જેને કીર્તિનો કંટાળો અને પ્રવૃત્તિશાસ્ત્રોના વાદવિવાદ તરફ ઉદાસીનતા હોઈને સ્વસ્થતાપૂર્વક બેસી રહેવા પર જ અતિ પ્રીતિ હોય છે; લોકો ભલે પોતાનું અપમાન કરે અને આપ્તવર્ગ પોતાની સંગતિ કરે નહિ, એવી જેની ઇચ્છા હોય છે; જેના અંગમાં નમ્રતાનો ભંડાર ભરેલો હોવા છતાં પણ હીનતાને જ જે પોતાનું ભૂષણ બનાવવાના યત્નો કરે છે, 'હું જીવતો છું કે નહિ' એવા ભાસને, લોકોના મનમાં જન્મ આપનારું પોતાનુ વર્તન હોવું જોઈએ, એવી જ જે વાંચ્છના રાખે છે; 'આ તે પોતાના પગ વડે ચાલતો હશે કે વાયુની ગતિ વડે ધકેલાતો હશે,' એવો જ ભાસ લોકોને થાય એવું જે પોતાનું વર્તન રાખવા ઇચ્છે છે; પ્રાણીમાત્રને પોતાથી ભીતિ ઉત્પન્ન ન થાય, પોતાના અસ્તિત્વ અને નામરૂપનો લોપ થાય એવી જ જેની ઈશ્વર–ચરણોમાં નિરંતર પ્રાર્થના હોય છે; જે નિત્ય એકાંતવાસ સેવે છે અને અમુક સ્થાન નિર્જન છે એમ સાંભળતાં જ જે આનંદ પામે છે, જે વાયુના અનુરોધથી વર્તે છે, જેને આકાશ સાથે વાર્તાલાપ કરવો પ્રિય લાગે છે અને વૃક્ષો જેને પ્રાણ સમાન જ પ્રિય લાગે છે, આવાં લક્ષણો જેનામાં દેખાય, તે જ જ્ઞાનની શય્યા પર વિરાજિત છે અને તેને જ જ્ઞાન હસ્તગત થયું છે એમ તું સમજ;

એટલા માટે 'અમાનિત્વ' (અભિમાનરહિત) મનુષ્યને આ લક્ષણોથી ઓળખવો. હવે અદાંભિકત્વને ઓળખવાનાં લક્ષણો બતાવું છું. (૨૦૨)

અદાંભિકત્વ કૃપણના મન જેવું હોય છે. જીવ જાય તોપણ કૃપણ પુરુષ પોતાના દાટી મૂકેલા પૈસા કોઈને બતાવતો નથી, તેમ હે અર્જુન ! પોતાના પ્રાણ પર પણ સંકટ આવી પડે, તોપણ અનભિમાની પુરુષો પોતાનાં સુકૃત કોઈને પોતાના મુખથી કહી બતાવતા નથી; દૂધનો પાનો ચઢાવી જનારી ગાય જેમ પોતાનો પાનો ચઢાવી લે છે, અથવા વેશ્યા જેમ પોતાની પ્રૌઢ વય–મોટી ઉમરને છુપાવે છે, કોઈ ધનવાન મનુષ્યને જંગલમાં ચોરોનો ભેટો થતાં તે જેમ પોતાની શ્રીમંતાઈ બતાવતો નથી, કુલીન કન્યા જેમ પોતાના વિશેષ અવયવોને વસ્ત્રોથી ઢાંકી રાખે છે, અથવા ધાન્યની વાવણી કર્યા પછી તેને પાવડા વડે ખેડૂત જેમ માટી વાળીને તેને ઢાંકી દે છે, તેમ પોતે કરેલાં દાન અને પુણ્યને જે કોઈના જાણવામાં આવવા દેતો નથી; જે પોતાના દેહને શણગારી સુશોભિત કરતો નથી, જે લોકોની આજર્વતા કરતો નથી, પોતાના દાન–ધર્મનાં ઢોલ વગાડતો નથી, કરેલા ઉપકારો બોલી બતાવતો નથી, કરેલા અભ્યાસની બડાઈ હાંકતો નથી અને પ્રતિષ્ઠાને બદલે પોતાની વિદ્યા વેચતો નથી; પોતાના શરીરના ઉપભોગ માટે કૃપણ પ્રમાણે કાંઈ જ ખર્ચ કરતો નથી; પણ જ્યાં ધર્મનું કાર્ય કરવાનું હોય છે, ત્યાં આગળ પાછળનો જરાય વિચાર ન કરતાં ઉડાઉપણાથી ધન વાપરે છે; ઘરમાં અઢારે પ્રકારની અડચણ હોય અને પોતાના શરીરમાં ક્ષુધા હોવા છતાં પણ દાન કરવાનો પ્રસંગ મળતાં જે કલ્પવૃક્ષને પણ પાછળ હઠાવી દે છે; વધારે શું કહું ? જે સ્વધર્માચરણમાં ગંભીર હોઈ પ્રસંગ આવતાં અતિ ઉદાર બની જાય છે, અને આત્મા તથા અનાત્માની ચર્ચા ચાલતી વેળાએ તે વિષેના વાદવિવાદમાં જે અતિ નિપુણ હોય છે અને બીજી બાબતમાં ગાંડા જેવો જ લાગે છે, કેળનાં થડ હલકાં અને પોકળ દેખાય છે, તોપણ તેનાં ફળ માવાદાર અને અતિરસાળ હોય છે; અથવા મેઘ જોવામાં હલકો અને સહજ પવન આવતાં વેરાઈ જાય છે; પરંતુ વૃષ્ટિ વખતે તે સર્વત્ર જળ જળ કરી મૂકે છે, તે જ પ્રમાણે જેને પૂર્ણતાથી જોતાં બુદ્ધિને સમાધાન ભાસે છે; તે જ પુરુષ વર્ણનીય છે–પ્રશંસા કરવાને યોગ્ય છે. અસ્તુ. જેનામા આવાં ઉત્તમ લક્ષણો દેખાય તેનામાં જ્ઞાનનો આવિર્ભાવ થયેલો છે, એમ તું સમજ. જેને 'અદાંભિકત્વ' કહેવામાં

આવે છે, તે એ જ છે. (૨૧૬)

હવે હું અહિંસાના લક્ષણો કહું છું, તે સાભળ. અનેક પ્રકારના મતવાદીઓએ પોતપોતાના અભિપ્રાય અનુસાર અહિંસાનું વર્ણન કરેલું છે તે સાભળ. જેવી રીતે વૃક્ષોની શાખાઓ તોડીને તે જ વૃક્ષના થડની આસપાસ તેની વાડ કરવામા આવે, અથવા પોતાના જ હાથોને કાપી તેમને રાધીને તેમના આહારથી જ આપણી ક્ષુધાનું શમન કરીએ, અથવા દેવાલય ભાગીને તેના જ સામાન વડે દેવના ગોખ ચણવામા આવે, તે પ્રમાણે યજ્ઞાદિ કર્મમા હિંસા કરીને પછી તેમાથી અહિંસા ઉત્પન્ન કરવી એવો વિચિત્ર નિર્ણય કર્મકાડકારોએ આપ્યો છે. કહે છે કે, વરસાદના અભાવથી સર્વ સૃષ્ટિ ખળભળી ઊઠે છે, ત્યારે જળવૃષ્ટિ માટે પર્જન્યેષ્ટિ આદિ અનેક યજ્ઞો કરવામા આવે છે, પરંતુ આ યજ્ઞોના મૂળમા દૃષ્ટિપાત કરતાં પશુની હિંસા પ્રકટ રીતે જ થાય છે, તો પછી તેનાથી અહિંસાનો પેલી તરફનો તીરપ્રાન્ત ક્યાથી અને કેમ કરીને દેખાય? કેવળ હિંસા જ રોપવામા આવે, તો તે ઠેકાણે અહિંસા ઊગશે કે? પરતુ હે અર્જુન! આ યાજ્ઞિકોની ઉત્કંઠા તો પરાકાષ્ઠાએ જ પહોંચી છે. હે પાડવ! સર્વ વૈદ્યક ગ્રથો પણ એવા જ કથનથી પરિપૂર્ણ છે કે, એક જીવનું રક્ષણ કરવા માટે બીજા જીવનો નાશ કરવો. નાના પ્રકારના રોગોથી ગ્રસ્ત થઈ અનેક જીવો સબડે છે, એ દૃશ્ય જોઈ, એ થતી હિંસાના નિવારણ અર્થે રોગની પરીક્ષા કરી ઔષધિની યોજના કરવામા આવે છે; તેને માટે એકાદ વૃક્ષનું મૂળ ખોદી લાવવામા આવે છે, બીજા રોપાને સમૂળ ઉખેડી લાવે છે, એકાદ વૃક્ષને વચ્ચેથી જ કાપી નાખવામા આવે છે, એકાદ પ્રચંડ વૃક્ષની છાલ કાઢી નાખવામાં આવે છે, કોઈ સગર્ભ જીવને નીચે-ઉપર આચ્છાદન નાખીને ઉખેડી કાઢે છે. બિચારા અજાતશત્રુ વૃક્ષના સર્વાંગે ઘાવ કરી તેમાંથી નીકળતું દૂધ કેટલાકો કાઢી લે છે; આ પ્રમાણે હે ધનુર્ધર! અનેક વનસ્પતિઓનું જીવન નષ્ટ કરી, તેમને શુષ્ક કરી નાખવામાં આવે છે; સજીવના અગમાં હાથ ઘાલીને તેના ઉદરમાના પિત્તને કાઢી લેવામા આવે છે અને તે દ્વારા પીડિત થયેલા અનેક જીવોનું રક્ષણ કરવામાં આવે છે. અહો! સુખપૂર્વક રહેવા માટેનાં ઘરોને તોડીને તેમનાં મંદિરો બાંધવામાં આવે, શાહુકારને રડાવી સદાવ્રતો ઉઘાડવામાં આવે, મસ્તકને વસ્ત્રો વડે વીંટીને ઢાંકવા જતાં નીચેનાં અંગો નગ્ન થઈ જાય અથવા આગળનું આંગણું ઉઘાડું

હોવાથી ઘર તોડીને તેના પર મંડપ બાંધવામાં આવે, શાલદુશાલા બાળી તાપણું કરવામાં આવે, હાથીને સ્નાન કરાવવામાં આવે, તે વ્યર્થ છે; કારણ કે તેને સ્નાન કરાવી, ધોઈને સ્વચ્છ કર્યો પછી પાણીમાંથી નીકળીને બહાર જમીન ઉપર આવતાં જ તે જેમ સૂંઢમાં કાદવ-ધૂળ લઈને પોતાના અંગને તરત જ બગાડી નાખે છે, બળદને વેચી નાખીને તેના દ્રવ્ય વડે કોઢ બાંધવામાં આવે, અથવા પોપટને હાંકી કાઢ્યા પછી તેના માટે પાંજરું તૈયાર કરવામાં આવે, એનું નામ તે કર્મ છે કે કર્મની ચેષ્ટા? અને એવી બુદ્ધિને જોઈને શું કર્તવ્ય છે વારુ-હસવું કે રડવું? કેટલાકો ધર્મસંપ્રદાય પ્રમાણે પાણી ગાળીને પીએ છે; પરંતુ ગળણામાંથી પાણી નિચોવી લેતી વેળાએ જીવો મરે છે. કેટલાકો હિંસા થવાની ભીતિથી ધાન્યને ન રાંધતાં ઉપવાસી જ રહે છે; પરંતુ તેથી તેમના પ્રાણ વ્યાકુળ થાય છે; એ પણ એક પ્રકારની હિંસા જ છે. આ પ્રમાણે હે પ્રસન્ન મનવાળા અર્જુન! કર્મ કાંડમા હિંસાને જ અહિંસા માનીને જે સિદ્ધાત કરવામાં આવ્યો છે, તે તું સારી રીતે સમજી લે. અહિંસાનાં લક્ષણો કહેવાની જ્યારે મેં મનમાં ઇચ્છા કરી, ત્યારે મારી બુદ્ધિને એમ લાગ્યુ કે, પ્રારંભમા ખરી અહિંસાના લક્ષણો કહી સંભળાવવાં, ત્યારે અહિંસાનું વર્ણન કરવાની મારી બુદ્ધિની ઇચ્છાને પૂર્ણ કર્યા વિના મારાથી કેમ કરીને રહી શકાય? આથી મારે તેનું વર્ણન કરવું પડ્યું. તને પણ તે બરાબર સમજાય એવો પણ મારો મનોભાવ હતો. હે અર્જુન! મુખ્ય કરીને એ જ હેતુનો મનમાં આવિર્ભાવ થતા, મેં તને અહિંસાનાં લક્ષણો કહ્યાં. બાકી કોઈ વિનાકારણ અવળે માર્ગે ચાલે ખરું કે? અને હે અર્જુન! આપણો મત સ્થાપવા માટે પ્રથમ અન્યનો મત કેવો છે, તે વિષેનો વિચાર કરવો પડે છે. એ પ્રમાણે પોતાના મતને સ્પષ્ટ કરીને કહેવાની આ રીત છે. હવે એ વિષે મારો જે મુખ્ય મત છે તે સાંભળ. (૨૪૨)

મારો તે મત સ્પષ્ટ રીતે કહીને પછી હુ અહિંસાનાં લક્ષણો કહીશ. જેના અંગમાં અહિંસાનાં એ લક્ષણો દેખાવા માંડે, તેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયેલું છે એમ તરત અનુભવવામાં આવી જાય છે. જેના મનમાં અહિંસાનો પૂર્ણ વિસ્તાર થયેલો હોય છે, તે તો અહિંસાનું સ્વરૂપ તેની શરીરરચના અને તેનાં આચરણ ઉપરથી જ ઓળખાઈ આવે છે. જેમ સુવર્ણને કસોટી પર ચઢાવતા તેનું મૂલ્ય સમજાઈ

જાય છે, તેમ જ્યારે જ્ઞાન અને મનનો મેળાપ થાય છે, ત્યારે જ મનમાં અહિંસાની છાપ પડી જાય છે. હે અર્જુન! આ અહિંસાની છાપ કેમ અને કેવી રીતે પડે છે, તે સાંભળ. બગલો જેવી રીતે પાણીની લહેરોને ન ઓળંગતાં અને પગ વડે તેમને ન તોડતાં, તેને હલવા દેતો નથી, પરંતુ પોતાના ખાદ્ય પદાર્થ મત્સ્ય પર ધીમેથી નજર રાખીને વેગથી પાણીમાં ચાલે છે; અથવા અંદરના કેસરનો ભંગ થશે, એવી ભીતિથી ભૃંગ જે પ્રમાણે કમળ પર ધીમેથી પગ મૂકે છે, તે જ પ્રમાણે જે માણસ પરમાણુમા પણ અતિ સૂક્ષ્મ જીવો ભરેલા છે, એમ જાણીને તેઓ ન મરે તો સારું એવી કરુણાનો મનમાં ઉદ્ભવ થતાં તે જમીન પર ઘણી જ સંભાળપૂર્વક પગ મૂકીને ચાલે છે. તે જે રસ્તે જાય છે, ત્યાં સર્વત્ર કૃપાદૃષ્ટિથી જોતો જ ચાલે છે અને જે દિશામાં જાય છે, ત્યા મનમાં સ્નેહભાવ રાખીને, ઉપદ્રવ ન થાય એટલા માટે પોતાના જીવ કરતા પણ બીજા જીવોની ઘણી સંભાળ રાખે છે. એવી રીતે હે અર્જુન! એવી રીતે જેઓ સંભાળ રાખીને ચાલે છે, તેમની અહિંસાનુ માપ શબ્દો દ્વારા કરી શકાય તેમ નથી જ. માયાના યોગે બિલાડી પોતાનાં બચ્ચાને મુખમા ઝાલી રાખે છે, ત્યારે દાંતનો સ્પર્શ પણ તેમને થતો નથી. અથવા તો જેમ મમતાળુ માતાની પોતાના બાળકના માર્ગ પરની દૃષ્ટિમા સર્વથા પ્રેમ અને પ્રેમ જ ભરેલો હોય છે, અથવા કમળપત્રથી વાયરો ખાતા જેમ નેત્રોની કીકીઓનુ સમાધાન થાય છે, તેમ તે મનુષ્ય જમીન પર પોતાનો પગ ધીમેથી મૂકીને ચાલે છે અને તેના પગો જો કોઈ જીવોને લાગે છે, તોપણ તેમને તેનાથી ત્રાસ ન થતા સુખ જ થાય છે વળી હે અર્જુન! આવી રીતે ધીમેથી ચાલતી વખતે જમીન પર જીરડુ અથવા કીડી પણ તેના જોવામાં આવે તો તરત તે ધીમેથી ત્યાંથી પાછો ફરે છે; એમ સમજીને કે જો સેવકરૂપ એવા આપણે પગ પછાડતા ચાલીશુ તો અવાજ થશે, અને તે સ્વામીરૂપ પ્રાણીની નિદ્રાનો ભંગ થશે અને તેના સ્વાસ્થ્યને ધક્કો લાગશે. એવી દયા મનમા ઉત્પન્ન થવાથી કોઈ પણ પ્રાણીનું ઉલ્લંઘન ન કરતા તે પાછો ફરે છે. જીવનાશના ભયથી તે ઘાસ પર પણ પગ મૂકીને ચાલતો નથી. એટલે પછી કોઈ પ્રાણીને જોવા છતા પણ તે પ્રાણીની દરકાર ન રાખે અને માર્ગમાં આગળ વધે એ તો બને જ કેમ? જેમ કીડી મેરુને ઓળંગી શકતી નથી, મચ્છરથી સમુદ્ર તરી જઈ શકાતો નથી, તેમ કોઈ પણ પ્રાણીનો મેળાપ થતાં

તેનાથી તે ઉલ્લંઘી શકાતું નથી. એવું તેનું વર્તન કૃપારૂપી ફૂલફળોથી ફળદ્રૂપ થાય છે અને તેની વાણીમાં પણ મૂર્તિમંત દયા જોવામાં આવે છે. તે શ્વાસોચ્છ્વાસથી પણ બીજાને ત્રાસ આપતો નથી અને તેનુ મુખ કેવળ પ્રેમના ભંડાર સમાન જ દેખાય છે, તેમજ તેના દાંત જાણે માધુર્યને અંકુર ફૂટ્યા હોય તેવા ભાસે છે. મુખમાંથી અક્ષરો બહાર પડ્યા પૂર્વે, તેની મુખમુદ્રા પર સ્નેહભાવ દૃષ્ટિગોચર થાય છે, હૃદયમાં પ્રથમ દયા ઉત્પન્ન થાય છે અને પછી કૃપાથી પરિપૂર્ણ શબ્દો બહાર નીકળવા માંડે છે. તે પોતાથી બને ત્યાં સુધી તો કોઈની જોડે બોલતો જ નથી અને કદાચિત્ બોલવું પડે, તો આપણા બોલવાથી કોઈને સંતાપ તો નહિ થાય, એવી તેના મનમાં ભીતિ થયા કરે છે; બોલતાં બોલતાં જો પોતાના મુખમાથી વધારે ઓછા શબ્દો નીકળે, તો તે શબ્દો કોઈના હૃદયમાં ખૂંચે નહિ, અને તે શબ્દોથી કોઈના મનમાં કાંઈ પણ શકા ઉત્પન્ન ન થાય. કોઈનુ નક્કી કરેલું કાર્ય બગડે નહિ, કોઈને ભીતિ લાગે નહિ, કોઈ હબકીને જાગી જાય નહિ, તેમ જ જો કોઈ તેના બોલવાનો તિરસ્કાર કરે તો-પણ કોઈને પીડા ન થાય, કોઈ આંખો કાઢીને મારા તરફ ન જુએ, એમ મનમાં ધારીને જે બોલતો નથી; અને પછી કોઈની પ્રાર્થના સાંભળીને પ્રેમભાવથી કદાચિત્ તે બોલવા માંડે તો તેનું બોલવું શ્રોતાને માબાપના બોલની પેઠે આનંદદાયક થઈ પડે છે. અથવા તો જાણે નાદબ્રહ્મ મૂર્તિમંત થઈ ઊભો હોય, અથવા સ્વચ્છ ગંગોદક ઊછળ્યું હોય, અથવા પતિવ્રતા સ્ત્રીને વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થઈ હોય, તે પ્રમાણે સત્ય, કોમળ, પરિમિત તથા મધુર—એવા અમૃતના તરંગોના જેવા શબ્દો તેના મુખમાથી નીકળે છે. પણ જે શબ્દો વ્યાજસ્તુતિથી ભરેલા હોય, વાદ અને છળ ઉત્પન્ન કરનારા, બીજાને ત્રાસ આપનારા હોય, નિંદા અને છળથી ભરેલા, અન્યના હૃદયને ડંખે એવા; તેમ જ પ્રતિજ્ઞા, દંભ, હિંમત, કપટ, આશા, શંકા અને ઠગબાજીથી ભરેલા હોય એવા શબ્દો તે કયારેય બોલતો નથી. તે જ પ્રમાણે હે અર્જુન! તેની દૃષ્ટિ સ્થિર હોઈ ભ્રૂભાગ મુક્ત હોય છે, એટલે કે તેના કપાળમાં ક્રોધની કરચલીઓ પડતી નથી. પ્રત્યેક પ્રાણીમા બ્રહ્મ વ્યાપ્ત છે, તેને કદાચિત્ ત્રાસ થશે એમ જાણી તે બહુધા કોઈની તરફ જોતો પણ નથી. એમ હોવા છતાં પણ કોઈ વેળાએ અંતરકૃપાના બળથી જો તે આંખો ઉઘાડીને કોઈ તરફ જુએ છે, તો ચંદ્રબિંબમાંથી નીકળતી

અમૃતધારાઓ જોકે કોઈની દૃષ્ટિએ પડતી નથી, તોપણ ચકોર પક્ષીને તેની પ્રતીતિ થઈ આનંદ થાય છે, તે જ પ્રમાણે તે અહિંસાવ્રતવાળો મનુષ્ય કોઈ પણ પ્રાણીને જુએ, ત્યારે તેને આનંદ થાય છે. તેની દૃષ્ટિમાં જેટલો પ્રેમ છે, તેટલો પ્રેમ પોતાનાં બચ્ચાં પ્રત્યે કાચબીનો પણ હોતો નથી. (કાચબીની કેવળ દૃષ્ટિથી જ તેનાં બચ્ચાં મોટાં થાય છે, એટલું બધું તેની દૃષ્ટિમાં પ્રેમપોષણનું સામર્થ્ય છે.) કિંબહુના, ભૂતમાત્ર તરફ આવી પ્રેમાળ દૃષ્ટિથી તે જુએ છે. તેના હાથ પણ તેવા જ પ્રેમપોષક હોય છે. જે પ્રમાણે બ્રહ્મનિષ્ઠના મનોરથ પૂર્ણ થયેલા હોય છે, તે પ્રમાણે જેના હાથ કાંઈ પણ કરવાની ઇચ્છા ન હોવાથી નિર્વ્યાપાર હોય છે, જેમ જન્માંધે જોવાની ક્રિયા છોડી દીધી હોય છે, અથવા જેમ કાષ્ઠ વિનાની આગ બુઝાઈ જાય છે. અથવા મૂંગાએ મૌન વ્રત લીધું હોય, તે પ્રમાણે જેના હાથોને કંઈ પણ કરવાનુ બાકી રહેલુ હોતું નથી; તેમ જ તેઓ અકર્તા બનીને સ્વસ્થ થઈને બેસી રહે છે પવનને આઘાત થશે અથવા આકાશને નખ વાગી જશે એમ ધારીને જેઓ પોતાના હાથ-પગોને પણ હલાવતા નથી, તો પછી શરીર પર બેઠેલી માંખ ઉડાડવી, આંખમાં જતી રજકણોને દૂર કરવી અને આંખોથી પશુપક્ષીઓને ભીતિ બતાવવી, એ વાત તો ક્યાથી જ બની શકે? હે કિરીટિ! તેને હાથમાં દંડ કે લાકડી લેવાનુ પણ પસંદ નથી, તો પછી શસ્ત્રો તો ક્યાંથી જ ઉપાડે? વિનોદ ખાતર પણ હાથમા કમળ લઈને ફેરવવાથી અથવા પુષ્પનો હાર ઉછાળીને ઝીલવાથી, તે સુકોમળ વસ્તુ પણ ગોફણ પ્રમાણે કદાચિત્ કોઈ જીવને વાગી જઈ તેને ઈજા થાય એમ જાણીને હાથ વડે તે ક્રિયા કરતો નથી. અંગ પરનાં રોમને ઈજા થવાની ભીતિથી જે અંગ પર હાથ ફેરવતો નથી અને આંગળીઓના નખ કપાવી નાખવાથી હિંસા થશે એમ જાણી, તે તેને પણ વધારે છે. પ્રથમ તો કોઈ પણ ક્રિયા હાથ વડે કરવી જ નહિ, એવો જેનો નિશ્ચય હોય છે પરંતુ જો એવો જ પ્રસંગ આવી પડે, તો હાથ જોડવા સિવાય બીજો કશો અભ્યાસ જ જેને હોતો નથી, અથવા તેને હાથથી વ્યાપાર કરવા જ પડે તો તે માત્ર એ જ કે હાથ ઊંચકીને બીજાને અભયવચન આપવું, કોઈ પડી જતું હોય તો તેને હાથનો આધાર આપવો અથવા પીડિત મનુષ્યના અંગ પર ધીમે રહીને હાથ ફેરવવો—આ ક્રિયાઓ પણ તે મહા સંકટથી કરે છે; તથાપિ જે દુઃખી પ્રાણીની

ચિંતાને દૂર કરે છે અને તેની એ કૃતિથી કૃપાનો જે ઝરો છૂટે છે તેવો ઝરો ચંદ્રનાં કિરણોમાંથી છૂટવો પણ કઠિન છે; તેના હાથનો સ્પર્શ થતાં જ મલય પર્વતનો પવન પણ પીડિત મનુષ્યને કઠિન લાગે છે અને એવા જ મૃદુ હાથ વડે પસવારવાથી પશુને પણ આનંદ થાય છે. જે હાથો સદૈવ મોકળા હોય છે, અને ચંદનના વૃક્ષનો કોઈ પણ ભાગ શીતળ જ હોય છે અને તેને ફળ નથી આવતાં, તોપણ કોઈને તે નિષ્ફળ ( વ્યર્થ ) ભાસતું નથી, તેમ તેના અક્રિય હાથ પણ નિષ્ફળ હોતા નથી ( એ અહિંસકનું લક્ષણ છે). ( જ્ઞાનેશ્વર મહારાજના શ્રોતાઓ કહે છે: ) હવે એ વાક્પાંડિત્યને રહેવા દો–કારણ કે સજ્જનોનાં શીલ અને સ્વભાવ જેવાં હોય છે, તેવાં જ તેના હાથો, આચરણો પણ થાય છે. (૨૯૧)

હવે તેનું મન કેવું હોય છે, એ વિષે કાંઈ કહેવાનો વિચાર કરીએ તો એ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, જે આ સર્વ વાર્તાઓનું વર્ણન કરવામાં આવ્યું, તે સર્વ કૃતિ કોની છે વારુ? વૃક્ષની શાખાઓ એટલે તે વૃક્ષ નહિ કે શું ? પાણી વિના સમુદ્ર હોઈ શકે ખરો ? તેજ અને સૂર્ય ભિન્ન ભિન્ન છે ખરા ? અવયવ અને શરીર નિરાળાં છે ખરાં ? અથવા પાણી અને પાણીનું માધુર્ય ભિન્ન છે ખરુ ? માટે આગળ જે ઇંદ્રિયોના બાહ્ય વ્યાપાર કહી સંભળાવ્યા, તે પણ મનોવ્યાપાર છે, એમ તું સમજ. જે બીજ જમીનમાં વાવ્યું હોય, તે જ પૃથ્વીની ઉપર વૃક્ષના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે, તે જ પ્રમાણે ઇંદ્રિયો દ્વારા જે વ્યાપાર થાય છે, તે મનની જ પ્રેરણાથી થાય છે. મનમાં જો અહિંસાનો ઉદય નહિ થયો હોય, તો ઇંદ્રિયો દ્વારા તે કેવી રીતે બહાર આવશે ? હે અર્જુન ! કોઈ પણ વૃત્તિ પ્રથમ મનમાં જ ઉત્પન્ન થાય છે અને પછી જ તે વાચાથી, દૃષ્ટિથી તથા હાથથી કૃતિમાં આવે છે. બાકી જે વાત મનમા ઊપજતી નથી, તે શું મુખ દ્વારા બોલી શકાશે કે ? બીજ સિવાય જમીનમાં અંકુર ઊપજશે કે ? જેમ સૂત્રધાર સિવાય 'કળસૂત્રી–સાચાવાળી પૂતળી ક્રિયા કરી શકતી નથી, તે જ પ્રમાણે મન જ્યારે કોઈ પણ વ્યાપાર કરવાને માટે પ્રવૃત્ત હોતું નથી, ત્યારે ઇંદ્રિયો પ્રથમથી જ નિર્બળ બની જાય છે. જે પાણી ઉદ્‌ગમસ્થાનમાથી જ સુકાઈ જાય છે, તેનો નદીના ગર્ભમાં ઓઘ ક્યાથી વહી શકે વારુ ? પ્રાણ નીકળી ગયા પછી દેહ કાંઈ પણ વ્યાપાર કરી શકે છે કે ? તે પ્રમાણે હે પાર્થ ! મન એ જ ઇંદ્રિયોના વ્યાપારનું

મૂળ કારણ છે અને સર્વ ઇંદ્રિયોને વ્યાપારમા પ્રવૃત્ત કરનાર પણ એ જ છે. પરંતુ મનમાં જે વાસના જે વખતે ઉત્પન્ન થાય છે, તે વખતે તે પ્રમાણેના વ્યાપારો ઇંદ્રિયો દ્વારા થતા હોય છે; માટે જેમ પક્વ ફળની વાસ પોતાની મેળે જ ચારે તરફ પ્રસરે છે, તેમ મનમાં ખરેખરી અહિંસા અવિચળ અને બળવતી હોય, તો ઇંદ્રિયોમા વ્યાપારમાં અહિંસા જ દૃષ્ટિએ પડે છે. (૩૦૫)

અર્થાત્ ઇંદ્રિયો સર્વ રીતે કેવળ અહિંસાને જ પોતાની સંપત્તિ માનીને તેની લેવડદેવડનો વ્યાપાર કરતી હોય છે. જેવી રીતે સમુદ્રમાં ભરતી આવતાં સમુદ્રના પાણી વડે ખાડીઓ ભરાઈ જાય છે, તેમ મનમાં આવેલી અહિંસાની ભરતી જ ઇંદ્રિયોના વ્યાપારમાં પણ દેખાય છે. વધારે શું કહું ? મહેતાજી જેવી રીતે નાના બાળકનો હાથ ઝાલીને તેના હાથે સુંદર અક્ષરો લખાવે છે, તે પ્રમાણે મન જ પોતાનામાં પૂર્ણ વિકાસને પામેલી દયાને, હસ્તપાદાદિ ઇંદ્રિયોમાં આણીને તેમનામાં અહિંસા ઉત્પન્ન કરે છે (તે ઇંદ્રિયોને અહિંસાનાં આચરણોમાં પ્રેરે છે); માટે હે અર્જુન ! ઇંદ્રિયો દ્વારા થતી અહિંસાની ક્રિયાઓ મનની જ છે, એમ સમજ. આ રીતે જેણે કાયા, વાચા અને મનથી હિંસાને ત્યજી છે, એવા પુરુષને જ્ઞાનનો વિલાસી અને જ્ઞાનનું ઘર જ સમજવો. વધારે શું કહું ? તે મૂર્તિમંત જ્ઞાન જ છે. જે અહિંસા આપણે સાભળીએ છીએ અને ગ્રથાધારે જેનું નિરૂપણ કરીએ છીએ, તે અહિંસાનું પ્રત્યક્ષ દર્શન કરવાની આકાંક્ષા થાય, તો તે પુરુષના દર્શનનો લાભ લેવો. (૩૧૩)

જ્ઞાનદેવ કહે છે કે : આ પ્રમાણે શ્રીકૃષ્ણે જે વાત અર્જુનને કહી, તે મારે તમને એક જ શબ્દમાં કહેવી જોઈતી હતી; પરંતુ તેનો વિસ્તાર અતિ વધી ગયો, તે માટે તમે મને ક્ષમા કરો. તમે કહેશો કે, પશુઓએ લીલું ઘાસ ખાવા માડતાં તે ચરતાં ચરતાં આગળ વધી જઈ ત્યાથી પાછાં ફરવાનું ભૂલી જાય છે, અથવા પક્ષી આકાશમાં ઊડવા માડ્યુ એટલે પવનના વેગથી ઉપર અને ઉપર જ ઊડતું ચાલ્યું જાય છે, તેમ પ્રેમના ઊભરામા રસવૃત્તિ પ્રવૃત્ત થતાં મારી બુદ્ધિને હું જ સ્વાધીન રાખી શક્યો નથી. કિંતુ ખરી રીતે જોતાં એવો પ્રકાર અહીં નથી; પરતુ વિસ્તાર કરવાનું અહીં સ્પષ્ટ કારણ છે. બાકી અહિંસા શબ્દ ત્રણ જ અક્ષરોનો હોઈ, તેનું વર્ણન થોડા જ શબ્દોમા થઈ શકે એમ છે; પરતુ હિંસાને જ અહિંસા કહેનારા ઘણા મતોનું

ખંડન કરવામાં આવે, ત્યારે જ તેનો અર્થ સ્પષ્ટ કરી શકાય છે. અહિંસા સંબંધી જે ઉપલબ્ધ મતો છે, તે જેવા ને તેવા જ રહેવા દઈ, જો હું અહિંસાનું વર્ણન કરીશ, તો તે તમારે ગળે ઊતરશે નહિ; રત્નપરીક્ષકોના ગામમાં શાલિગ્રામ શિલાઓ જો વેચાય એમ હોય તો જ તેમની ગાંસડી છોડવી. સરસ્વતીની સમક્ષ જેમ કોઈની પણ વક્તૃત્વ કરવાની શક્તિ નથી; અથવા જે સ્થળે લોટનો જ વિક્રય ઓછો થતો હોય, તે સ્થળે કર્પૂરની વાસનો ભાવ કોણ પૂછે? માટે હે શ્રોતાજનો! આ સભામાં હું મોટો વક્તા છું, એવું અભિમાન જો હું ધરીશ, તો મારું બોલવું તમને રુચનાર નથી. સામાન્ય અને વિશિષ્ટ વાત જો એકસરખી રીતે જ કહેવામાં આવે, તો તેને તમે પોતાના કાન સુધી પણ લઈ જશો કે નહિ, તેની શંકા જ છે (અર્થાત્ તે તમે સાંભળવાના નહિ જ). જો કોઈ પણ વસ્તુના સત્ય સ્વરૂપના વર્ણનમાં શંકાને અવકાશ રહે, તો તમે જે મારા પ્રતિ લક્ષ આપો છો, તે પાછે પગલે જ પલાયન કરી જશો. જે પાણી પર શેવાળ પથરાયેલી હોય છે, તે પાણી પાસે હંસ પક્ષીઓ જાય છે કે? અથવા અભ્રની પેલી તરફ જો ચંદ્રકિરણ સુંદર રીતે પ્રકાશતાં હોય, તોપણ શું ચકોર પક્ષી તેને ભક્ષણ કરવા માટે પોતાની ચાંચ ઉઘાડે છે ખરો? નહિ જ. તે પ્રમાણે જો નિરૂપણ નિર્દોષ નહિ હોય, તો તમે મારા પ્રતિ લક્ષ આપશો નહિ અને આ ગ્રંથને હાથમાં પણ ઝાલશો નહિ. એટલું જ નહિ, પરંતુ ઊલટા મારા પર ખિન્ન થશો. અહિંસા વિષે જુદા જુદા અભિપ્રાયો અને આક્ષેપોનું નિરસન ન થાય, તો તે વ્યાખ્યાન મને, તમારા સમાગમનો લાભ મળવા દે તેમ નથી જ (અર્થાત્ તમે મારા તે શુષ્ક વ્યાખ્યાનને સાંભળતા બેસો તેમ નથી). વળી મારું આ સર્વ પ્રતિપાદન તો તમે સંતજનો સદૈવ પ્રસન્ન રહો એટલા માટે જ છે. બાકી ખરેખર જોતાં તો તમે ગીતાના અર્થના ભોક્તા છો, એમ જાણીને જ મેં ગીતાના વ્યાખ્યાનને એક-સરખું પકડી રાખ્યું છે. તમે ગમે તેવી હાનિ સ્વીકારીને પણ એ સાંભળવામાં પોતાનું ધ્યાન આપશો અને ભગવદ્દગીતાનું રહસ્ય પૂર્ણતાથી તમારા જાણવામાં આવી જશે. એટલા હેતુ માટે આ બધો ગ્રંથ-વિસ્તાર નથી, પરંતુ તમારા સર્વસ્વનું આ તારણ જ છે. અથવા તો પોતાના સર્વસ્વનો લોભ રાખીને જો તમે આ તારણની આશા છોડશો, તો ગીતાની અને મારી એક જ ગતિ થશે, એમ તમે નિશ્ચયપૂર્વક

સમજજો. તાત્પર્ય એ છે કે, તમારા કૃપાપ્રસાદની મને આવશ્યકતા હોવાથી જ, મેં ગીતાના અર્થને કહેવાનું એક નિમિત્ત શોધી કાઢ્યું છે. એટલે તમારા જેવા રસિક શ્રોતાઓને રુચે એવું જ વ્યાખ્યાન કરીને મેં અહિંસા વિષેના જુદા જુદા અભિપ્રાયો તમને કહી સંભળાવ્યા. આથી કથાનો વિસ્તાર થયો અને શ્લોકોનો અર્થ બાજુએ રહી ગયો, તે માટે મને-બાળકને આપ ક્ષમા કરો. જમતાં જમતાં કોળિયામાં કાંકરો આવી જાય, તો તેને કાઢી નાખવામાં ગયેલો સમય વ્યર્થ ગયેલો કહેવાતો નથી. કારણ કે તે કાંકરાને કાઢી નાખવો જ જોઈએ. અથવા કોઈ ગામથી પોતાનો પુત્ર આવતો હોય, અને માર્ગમાં ચોરોને ભૂલથાપ આપીને આવતાં વિલંબ થાય, તો માતાએ તેના પર ક્રોધે ભરાવું કે તે જીવતો ક્ષેમકુશળ પાછો ઘેર આવ્યો એટલે તેની અલાબલા કાઢવી જોઈએ, એનો વિચાર આપ પોતે જ કરવા સમર્થ છો. પરંતુ આ દૃષ્ટાંતો આપવાનું કાંઈ પ્રયોજન નથી; કેમકે મારા વધેલા વ્યાખ્યાન માટે આપે મને પ્રથમથી જ ક્ષમા કરી છે. એ આપની મહત્તા અને ઉદારતા છે. હવે શ્રીકૃષ્ણે અર્જુનને શું કહ્યું તે સાંભળો. (૩૩૮)

શ્રીભગવાન બોલ્યા: હે જ્ઞાનોત્તમનયન અર્જુન! સાવધ થા. તને હવે જ્ઞાનની સારી પ્રતીતિ કરાવી દઉં છું. જે સ્થળે ખેદરહિત ક્ષમા વસે છે, તે જ સ્થળે જ્ઞાન રહે છે, એમ તું સમજ. અગાધ સરોવરમાં જેમ કમળો હોય છે કે ભાગ્યવાનને ઘેર જેમ લક્ષ્મી નિવાસ કરે છે, તે પ્રમાણે હે અર્જુન! જેના યોગે ક્ષમાની વૃદ્ધિ થાય છે, તેવા જ્ઞાનનાં અને જ્ઞાનીના લક્ષણો કહી બતાવું છું એટલે તે સંપૂર્ણ રીતે તારા લક્ષમાં આવશે. પોતાના વહાલા બાળકના શરીર પર માબાપે પહેરાવેલા અલંકારોને જેમ તે બાળક ઉદાસીન વૃત્તિથી ધારણ કરી રાખે છે, તેવી જ રીતે આવી પડનારા સઘળા ભોગોને જ્ઞાની સહન કરે છે. આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક—આ ત્રણે પ્રકારનાં તાપોના ઉપદ્રવોથી પણ જે દુઃખ માનતો નથી; અને ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ થતાં જેટલો સંતોષ થાય, તેટલો જ સંતોષ અનિષ્ટની પ્રાપ્તિ થતાં પણ જેને થાય છે; જે માન અને અપમાન સહન કરે છે, સુખ અને દુઃખને સ્થાન આપે છે, નિંદા કે સ્તુતિ જેને ડગાવી શકતી નથી, ગ્રીષ્મઋતુથી જેને તાપ લાગતો નથી, શીતઋતુથી જેને ઠંડી લાગતી નથી; ગમે તેવા સંકટથી જે ડરતો

નથી, મેરુ પર્વતને જે પ્રમાણે પોતાના શૃંગનો ભાર લાગતો નથી, કે યજ્ઞવરાહ જે પ્રમાણે દંતાગ્રે ધરેલી પૃથ્વીનો ભાર લાગે છે, એમ કહેતો નથી; અથવા સ્થાવર–જંગમ ભૂતોનો બોજો જેમ પૃથ્વીને લાગતો નથી, તેમ અનેક પ્રકારનાં સુખ–દુઃખો પ્રાપ્ત થાય, તોપણ જેના અંતઃકરણમાં કષ્ટ થતું નથી; નદી અને નદના પ્રચંડ પ્રવાહોના પ્રવાહો ચાલ્યા આવે, તે છતાં પણ તેને કયાં રાખીશું એવી ચિંતા ન કરતાં, જે પ્રમાણે સમુદ્ર તેને પોતાના ઉદરમાં સહજમાં સમાવી દે છે, તે પ્રમાણે જેને કોઈ પણ વસ્તુ અસહ્ય હોતી નથી તથા પોતે સર્વ વાત સહન કરે છે, એનું સ્મરણ પણ જેને હોતું નથી; દેહને જે જે ઘટનાઓ પ્રાપ્ત થાય છે, તે સર્વ આપણે જ છીએ એમ ધારી આપણે જ બધું સહન કરીએ છીએ એવું અભિમાન જેનામાં ઉત્પન્ન થતું નથી, એવી ખેદરહિત ક્ષમા જે પુરુષમાં નિવાસ કરતી હોય છે, તે પુરુષના યોગે હે અર્જુન! જ્ઞાનને પણ મહત્ત્વ પ્રાપ્ત થાય છે. (૩૫૩)

હે પાંડવ! એવો જે પુરુષ છે, તે ખરેખર જ્ઞાનનો પ્રિયતમ સુહૃદ જ છે. હવે આર્જવ(સરળતા)નું વર્ણન કરું છું, તે સાંભળ: ગમે તે ઉદ્દેશથી મનુષ્ય ભલે ગમે તે આચરણ કરે, તોપણ જેમ તેને પ્રાણ અનુકૂળ હોય છે; અથવા સૂર્ય જેમ સારી અને માઠી વસ્તુનો ભેદભાવ ન ધરતાં સર્વત્ર એકસરખો પ્રકાશ આપે છે; પણ મનુષ્યના મુખને જોઈને પ્રકાશ પાડતો નથી અથવા આકાશનો જેમ સર્વ જગતમાં એકસરખો વિસ્તાર થયેલો છે, તે પ્રમાણે જેનું મન પ્રાણી પ્રાણીમાં ભેદભાવવાળું નથી; પરંતુ સમાન હોય છે અને સર્વ જગત જેને પરિચિત હોય છે અને જેને આ મારો અને આ પરાયો, એવો ભાવ હોતો નથી, પણ સઘળું જગત જાણે પોતનું સગું જ છે એમ માનીને જે વર્તતો હોય છે; જેને ગમે તે મનુષ્યની સાથે મૈત્રી થાય છે. પાણીને જેવી રીતે ઢાળ હોય છે તેવો જ જેનો સ્વભાવ હોય છે અને કોઈ પણ કાર્ય કરવામાં જેનું મન આડે આવતું નથી, પવનના વેગ જેવું જેના મનનું સરળપણું હોય છે અને જેનામાં શંકા તથા ઇચ્છાનો નિવાસ જ નથી; જેવી રીતે માતાના ખોળામાં બેસવામાં બાળકને શંકા થતી નથી, તેવી રીતે જે બીજાઓને સંમતિ આપવા માટે વિચાર કરતો બેસી રહેતો નથી, હે ધનુર્ધર! વિકાસ પામેલા કમળથી જે પ્રમાણે પોતાની સુવાસ ગુપ્ત રાખી શકાતી નથી, તે જ

પ્રમાણે બહાર એક અને અંદર બીજું એવા વિચારો જેના મનમાં કદાપિ હોતા નથી; જેમ રત્નનું સૌંદર્ય દેખાવા પૂર્વે જ તેના તેજનો વિસ્તાર થાય છે, તેમ જ કોઈ પણ કાર્યનો પ્રારંભ કરવા પૂર્વે જ જેના મનની દોડ આગળ પડતી હોય છે અને વ્યવહાર પાછળ હોય છે; જેને શંકાશીલ થઈને વિચાર કરવાનું આવડતું જ નથી અને સદોદિત તૃપ્ત રહેવું, એ જ જેનો અનુભવ છે; અમુક કાર્ય કરવું અને અમુક ન કરવું એવો જેના અંતઃકરણમાં વિચાર માત્ર પણ હોતો નથી, જેની દૃષ્ટિ કપટયુક્ત નથી, જેનું બોલવું સંદિગ્ધ નથી તથા જે કોઈની પણ સાથે ખરાબ બુદ્ધિથી વર્તતો નથી; જેની દશ ઇંદ્રિયો તથા પંચ પ્રાણ સદા નિષ્કપટ બુદ્ધિથી જ વર્તન કરતાં હોય છે. અમૃતની ધારાની પેઠે જેનું મન સરળ હોઈને જે આ સર્વ લક્ષણોનું જન્મસ્થાન જ હોય છે. હે વીર! આવો પુરુષ મૂર્તિમંત આર્જવ જ છે અને તેનામાં જ જ્ઞાને પોતાના કુટુંબ સાથે નિવાસ કરેલો છે, એમ જાણ. (૩૬૮)

હે ચતુરશ્રેષ્ઠ! હવે હું તને ગુરુભક્તિનું વર્ણન કહું છું, તે સાંભળ. આ ગુરુસેવા સર્વ ભાગ્યોની જન્મભૂમિ છે, કારણ કે શોકથી ગ્રસ્ત થયેલા જીવને તે બ્રહ્મસ્વરૂપ બનાવે છે. આવી જે ગુરુસેવા, તે વિષે હવે તને કહું છું, તે તરફ પૂર્ણ લક્ષ આપ. જે પ્રમાણે ગંગા પોતાનું સર્વ ઉદક લઈને સમુદ્રને મળે છે, અથવા શ્રુતિ જે પ્રમાણે સર્વ અભિપ્રાયો સહિત બ્રહ્મપદમાં પ્રવિષ્ટ થાય છે, અથવા પતિવ્રતા સ્ત્રી જે પ્રમાણે પોતાનું જીવન અને ગુણાવગુણ-એ સર્વ પોતાના પ્રિય પતિને અર્પણ કરે છે, તે પ્રમાણે જેણે પોતાનું સર્વસ્વ ગુરુકુળમાં અર્પણ કરી દીધું છે અને જેણે પોતાના શરીરને ગુરુભક્તિનું ઘર બનાવ્યું છે, જેવી રીતે વિરહિણી પતિવ્રતા નિરંતર પતિનું જ ચિંતન કરે છે; તે પ્રમાણે જે દેશમાં ગુરુનું ગૃહ હોય, તે જ દેશ જેના મનમાં નિરંતર ઘોળાયા કરે છે, તે દિશામાંથી આવેલા પવનને પણ જે સામો જઈ નમસ્કાર કરે છે અને 'મારે ઘેર પધારો' એવી પ્રાર્થના કરે છે; ખરી પ્રીતિથી ગાંડા બનીને જે દિશામાં ગુરુ રહેતા હોય, તે દિશા સાથે જ વાર્તાલાપ કરવામાં જેને પ્રીતિ હોય છે અને જે પોતાના જીવને ગુરુગૃહનો વતનદાર કરી મૂકે છે; પરંતુ જેવી રીતે વાછરડાને દામણ બાંધેલું હોવા છતાં તેનું સર્વ લક્ષ ગાય પ્રતિ જ લાગેલું હોય છે, છતાં તેનું શરીર તો ગોઠામાં જ હોય છે, તે પ્રમાણે કેવળ ગુરુની

આજ્ઞાને લીધે જ જેનો દેહમાત્ર પોતાના ગામમાં વસે છે; પણ જેને એમ ભાસતું હોય છે કે આપણા ગળામાંથી આ ગુરુઆજ્ઞારૂપી તોક ક્યારે નીકળશે અને ગુરુનો મેળાપ ક્યારે થશે? આવી ચિંતામાં જેને એક એક ક્ષણ પણ એક એક યુગ કરતાં મોટી ભાસે છે, અને એટલામાં જો તેના ગુરુના ગામમાંથી કોઈ માણસ આવે કે પોતે ગુરુએ જ એકાદ મનુષ્યને મોકલ્યો હોય, તો ગતાયુ મનુષ્યને જાણે વધુ આયુષ્ય ન મળ્યું હોય કે શુષ્ક થઈ ગયેલા અંકુર પર અમૃતધારા ન પડી હોય! અથવા માછલું ખાબોચિયામાંથી સમુદ્રમાં ન આવ્યું હોય! એકાદ કંગાલ મનુષ્યને દ્રવ્યનો ભંડાર હાથ ન લાગ્યો હોય કે જન્માંધને એકાએક દૃષ્ટિની પ્રાપ્તિ ન થઈ હોય! અથવા ભિખારીને ઈંદ્રપદ ન મળ્યું હોય! તે પ્રમાણે ગુરુના કુળનું નામ સાંભળતાં જ, તે મહાસુખથી અતિશય પ્રફુલ્લિત થાય છે કે, જાણે આકાશને પણ બાથમાં ભરી લે. ગુરુકુળ પ્રતિ આવી પ્રીતિ ધરાવનાર કોઈ પણ મનુષ્ય તારી દૃષ્ટિએ પડે, તો તું એમ સમજજે કે, તેનામાં જ્ઞાન તો સેવક તરીકે રહેલું હોય છે. અંતઃકરણમાં અત્યંત પ્રેમયુક્ત થઈ જે શ્રીગુરુની મૂર્તિની ધ્યાનોપાસના કરે છે, પોતાના શુદ્ધ હૃદયરૂપી મંદિરમાં પોતાના આરાધ્ય દૈવત શ્રીગુરુની સ્થાપના કરીને પોતે જ પોતાની ભાવનાથી પૂજાનું સાહિત્ય જે બને છે અથવા જ્ઞાનરૂપી કિલ્લામાં આનંદરૂપી દેવાલય બાંધીને તેમાં શ્રીગુરુરૂપ શિવલિંગની સ્થાપના કરીને તે પર ધ્યાનરૂપી અમૃતથી અભિષેક કરે છે; અથવા બોધરૂપી સૂર્ય ઉદિત થતાં સાત્ત્વિક બુદ્ધિરૂપી મસૂરની દાળનો ખોબો ભરીને જે શિવરૂપી ગુરુને અર્પણ કરે છે; ઉત્તમ સમયને જ શિવની પૂજાના ત્રણે કાળ માની, તે સમયે જે દેહાભિમાનરૂપી ધૂપ બાળે છે અને જ્ઞાનરૂપી દીપક વડે જે ગુરુરૂપી શ્રીશંકરની નિત્ય નિયમિતતાથી આરતી ઉતારે છે; અખંડ ઐક્યરૂપી નૈવેદ્ય ગુરુને સમર્પણ કરી પોતે પૂજારી બની, ગુરુને શંકરના સ્થાનમાં માની જે તેનું સ્તવન કરે છે અથવા પોતાના અંતઃકરણની શય્યા કરી ગુરુને પોતાનો પતિ માની જે તેનો ઉપભોગ લે છે; અને એ રીતે પ્રેમના યોગથી જે પોતાની બુદ્ધિમાં એવાં એવાં કૌતુકો ધારણ કરે છે; એકાદ વેળાએ મનમાં ગુરુ પ્રત્યેની પ્રીતિનો ઉમળકો આવતાં તે ઉમળકાને જ જે ક્ષીરાબ્ધિ માને છે; ગુરુધ્યાનથી ઉત્પન્ન થનાર સુખરૂપી શેષશય્યામાં ગુરુ, એ જાણે વિષ્ણુ જ નિદ્રાગ્રસ્ત થયેલા છે અને તેના ચરણ સેવનારી લક્ષ્મી પોતે છે એવું જે

સમજે છે અને ગરુડ પણ પોતે જ બની બે હાથ જોડી ગુરુની સમક્ષ ઊભો રહે છે; અથવા પોતે ગુરુરૂપી વિષ્ણુની નાભિમાંથી ઉત્પન્ન થનાર બ્રહ્મદેવ બની, ગુરુમૂર્તિના પ્રેમથી પોતાના મનમાં જે ધ્યાનસુખનો અનુભવ લે છે; કોઈ વેળા ભક્તિના પ્રેમથી ગુરુને માતારૂપ કલ્પીને સ્તનપાનથી થતા સુખનો અનુભવ લેતો તેના ખોળામાં આળોટે છે; અથવા હે અર્જુન! જ્ઞાનરૂપી વૃક્ષની નીચે ગુરુને જ ગાય માની, પોતે તેની પાછળ લાગેલો વાછરડો બને છે; અથવા ગુરુકૃપાના સ્નેહરૂપી ઉદકમાં જાણે પોતે મત્સ્ય જ બન્યો હોય તેવી ભાવના તે કોઈ વેળા કરે છે; ગુરુકૃપા એ જ અમૃતની વૃષ્ટિ છે અને પોતે ગુરુસેવકરૂપી છોડ છે, એવા જુદા જુદા સંકલ્પો તેના મનમાં ઉત્પન્ન થાય છે. તેના પ્રેમની અગાધતા તો જુઓ! કોઈવાર તે આંખ અને પાંખ વિનાનું પક્ષીનું બચ્ચું જ બની જાય છે અને ગુરુને પક્ષિણી બનાવી, તે પક્ષિણીરૂપી માતાની ચાંચમાંથી પોતે ચારો ગ્રહણ કરે છે; અથવા ગુરુ એ તારક છે, એમ માની પોતે તેનો પાલવ પકડે છે. આ પ્રમાણે જેમ સમુદ્રમાં ભરતી આવવાથી તરંગો પર તરંગો ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે તેમના બળથી ગુરુના ધ્યાન પરથી અનેક ધ્યાનો ઉત્પન્ન થાય છે. તેમાંનાં કેટલાંકનું વર્ણન કરું? આવી રીતે ગુરુમૂર્તિને અંતરમાં ધારણ કરીને તે ગુરુભક્ત ધ્યાનસુખનો અનુભવ લે છે. આવો જીવ હવે તે શ્રીગુરુની બાહ્ય સેવા કેવા પ્રકારથી કરે છે, તે ધ્યાનપૂર્વક સાંભળ. (૪૦૩)

તે મનમાં એવો નિશ્ચય કરે છે કે, હું ગુરુની એટલી ઉત્તમ સેવા કરીશ કે, જેથી ગુરુ સંતુષ્ટ થઈ 'કાંઈ માગ' એમ મને કહેવાના જ. એવા પ્રકારની મારી કરેલી શુદ્ધ સેવાથી ગુરુ પ્રસન્ન થશે, ત્યારે હું તેમની પ્રાર્થના કરીને એમ કહીશ કે, હે પ્રભો! જેટલો આપનો પરિવાર છે તે સર્વ પરિવારનાં રૂપો હું એકલો જ ધારણ કરું; અને આપના ઉપભોગનાં જેટલાં સાધનો હોય તે સર્વ સાધનોનાં સ્વરૂપો પણ હું જ ધારણ કરું અને આપની સેવા કરું, એવો વર મને આપો. પછી શ્રીગુરુ કહેશે કે, 'ભલે તેમ થાઓ.' પછી હું તેમનો સર્વ પરિવાર બનીને તેમની સર્વ પ્રકારે સેવા કરીશ. તેમના ઉપયોગમા આવે એવી જે જે વસ્તુઓ છે, તે પ્રત્યેક વસ્તુ હું જ બનીશ, ત્યારે જ મારી ગુરુસેવાનો ચમત્કાર દૃષ્ટિએ પડશે. ગુરુ જોકે અનેક ભક્તોની માતા છે, તોપણ તે ગુરુકૃપાને હું મારા શપથ આપીને

મારી એકલાની જ માતા કરી લઈશ. ગુરુપ્રેમને મારો ઉન્માદ લગાડીને તેની પાસે એકપત્નીવ્રતનું આચરણ કરાવીશ; ગુરુની પ્રીતિ પાસે મારામાં જ નિવાસ કરવા માટે અન્ય ક્ષેત્રોનો સંન્યાસ લેવડાવીશ, પવન ગમે તેટલો વાય, તોપણ તે ચારે દિશાની અંદર વાય છે, તે પ્રમાણે હું પિંજરું બની જઈ ગુરુકૃપાને ચારે તરફથી ઘેરી લઈ મારી સ્વામિની જે ગુરુસેવા, તેને હું મારા ગુણોની શિલ્પકળાથી વિભૂષિત ગુહા બનાવીશ. વધારે તો શું ? પરંતુ ગુરુભક્તિની દાસી હું જ બનીશ (એટલે કે મારા સિવાય અન્ય કોઈને પણ ગુરુસેવા કરવા દઈશ નહિ). અને ગુરુસ્નેહરૂપી વૃષ્ટિની નીચે હું પૃથ્વી બનીશ. આ રીતે નાના પ્રકારની કલ્પના તે પોતાના મનમાં કરે છે અને કહે છે કે, હું જ શ્રીગુરુનું નિવાસગૃહ થઈશ અને ત્યાં દાસ બનીને તેમની સેવા કરતો રહીશ. જતાંઆવતાં ગુરુ જે ઉંબરાને ઓળંગે છે તે ઉંબરો પણ હું જ થઈશ અને દ્વારો પણ હું જ થઈશ તથા દ્વારપાળ પણ હું જ બનીશ. હું ગુરુની પાદુકા થઈને તે પાદુકા ગુરુના ચરણોમાં પણ હું જ પહેરાવીશ અને છત્ર પણ હું જ બનીને, તેને ગુરુના મસ્તક ઉપર હું જ ધરીશ. આ ઠેકાણે ખાડો છે, આ ઠેકાણે ઊંડો ખાડો છે અને અહીં ટેકરો છે, એવો ગુરુને ઇશારો આપનાર ચોપદાર પણ હું જ બનીશ અને ગુરુ પર ચમ્મર ઢોળનાર, ગુરુને હાથનો આધાર આપનાર અને ગુરુની આગળ દોડનાર હજૂરિયો પણ હું જ બનીશ. ગુરુની ઝારીને હાથમાં ઉપાડનાર ચાકર હું થઈશ. અને કોગળો કરવા માટે ગુરુને જળ પણ હું જ આપીશ. તેમ જ કોગળાને કાઢી નાખવા માટે ગુરુને થૂંકદાની પણ હું જ આપીશ. ગુરુને પીઠી ચોળીને સ્નાન પણ હું જ કરાવીશ અને તેમનાં આસન, અલંકાર. વસ્ત્ર, ચંદનાદિક સર્વ ઉપચારોનું રૂપ પણ હું જ ધારણ કરીશ. હું રસોઇયો થઈને ગુરુને ખાવાના પદાર્થો પીરસીશ અને આત્મત્વથ ગુરુને ઓવારીશ (શ્રીગુરુનાં દુખડાં લઈશ); એટલે તેમના પરથી અલાબાલા ઉતારીશ. જે વેળાએ ગુરુ મહારાજ ભોજન કરશે તે વખતે હું તેમની પંક્તિનો લાભ લઈશ અને આગળ થઈને તેમને પાનબીડું પણ હું જ આપીશ. ગુરુનો એઠવાડ હું જ કાઢીશ, ગુરુની શય્યા હું જ ઝાડીશ અને ગુરુની પાદસેવા પણ હું જ કરીશ. ગુરુનું સિંહાસન હું જ થઈશ અને પછી તે પર ગુરુ આરૂઢ થશે. આ પ્રમાણે સર્વ પ્રકારે હું ગુરુની સેવા કરીશ. જે ચમત્કાર પ્રતિ ગુરુનું લક્ષ જશે, તે ચમત્કાર પણ હું જ

બનીશ. ગુરુના શ્રવણરૂપી આંગણામા શબ્દોનો અસખ્ય સમુદાય હું જ બનીશ અને જે સ્થળે ગુરુના અગનો સ્પર્શ થશે, તે સ્થાન પણ હું જ બનીશ. શ્રીગુરુનાં નયનો જે જે રૂપેનુ પ્રેમથી અવલોકન કરશે, તે સર્વ રૂપો પણ હું જ બનીશ. અને તમની જિહ્‌વાને જે જે પદાર્થો ભાવશે, તે તે સર્વ હું જ થઈશ. હું જ સુવાસરૂપ બનીને તેમની ઘ્રાણેંદ્રિયની સેવા કરીશ; એવી રીતે સર્વ પ્રકારે ગુરુની બાહ્ય સેવા કરીને ગુરુને જોઈતી સર્વ વસ્તુઓ હું જ બનીને સર્વ તરફથી તેમને વ્યાપી લઈશ.' (૪૩૦)

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે: જ્યાં સુધી આ દેહ છે, ત્યાં સુધી ગુરુની આવી જ સેવા કરીશ એમ તે કહે છે. દેહ પડ્યા પછી તેની બુદ્ધિ ગુરુસેવા વિષે જે આસ્થા રાખે છે તે આશ્ચર્ય હવે સાંભળો.

તેવો જીવ કહે છે કે, 'આ શરીરની માટીને પૃથ્વીના તે ભાગમાં મેળવી દઈશ કે, જ્યાં શ્રીગુરુનાં ચરણોનો સ્પર્શ થશે. મારા ગુરુ વિનોદથી જે ઉદકને સ્પર્શ કરશે, તે ઉદકમાં હું મારા શરીરમાંના જળ-ભાગને મેળવી દઈશ. જે દીપકથી લોકો શ્રીગુરુની આરતી ઉતારતા હશે અથવા જે દીપક શ્રીગુરુના મદિરમાં પ્રકાશતા હશે, તે દીપકમાં હું મારા શરીરનુ તેજ મેળવી દઈશ. જે સ્થળે પંખાથી તથા ચમ્મર-થી શ્રીગુરુને પવન નાખવામાં આવતો હશે, તે સ્થળે હું મારા પ્રાણ-વાયુનો લય કરીશ. જે અવકાશમાં શ્રીગુરુ પોતાના પરિવાર સહ વસતા હશે, તે અવકાશમાં હું મારા શરીરમાનો આકાશનો ભાગ મેળવી દઈશ. આ પ્રમાણે જીવંત અવસ્થામાં કે મૃત્યુ પછી પણ હું શ્રીગુરુ-ની સેવા કર્યા વિના રહીશ નહિ અને એક પળવાર પણ અન્યને ગુરુ-સેવા કરવા દઈશ નહિ. આ પ્રમાણે કલ્પોના કલ્પો પર્યંત ગુરુસેવા કર્યા કરીશ.' આ પ્રકારનાં ભાવના અને ધૈર્ય જેના મનમાં છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે ગુરુની અપાર સેવા કરવા માટે, રાત્રિ-દિવસ જોતો નથી અથવા હવે બહુ થઈ એમ પણ કહેતો નથી. ગુરુ કામ કરવાની આજ્ઞા કરે, તો તેને એવી સ્ફુરણા આવે છે કે, તે ગગનના જેવડો મોટો થાય છે અને જે તે કામ એકસરખો એકલો જ કર્યા કરે છે. મનની દોડ તેના અંગની દોડ કરતાં આગળ હોય છે અને તેની કામ કરવાની ઇચ્છા મન સાથે સ્પર્ધા કરે છે. કોઈ પ્રસંગે તે ગુરુના ખેલ માટે પોતાના જીવનને પણ ઓવારી નાખે છે. એ પ્રમાણે જે ગુરુની સેવાથી કૃશ થાય છે, ગુરુના પ્રેમથી પુષ્ટ થાય છે અને

જે ગુરુની આજ્ઞાનું નિવાસસ્થાન જ બની રહે છે, તે ગુરુકુળના યોગથી જ પોતાને કુલીન માને છે. જે પોતાના ગુરુબંધુઓ સાથે સૌજન્યથી વર્તી સુજન બને છે અને ગુરુસેવારૂપી વ્યસનથી જ નિરંતર વ્યસની બનીને રહે છે; ગુરુની પરંપરાથી ચાલી આવેલા ધર્મ, એ જ તેના વર્ણાશ્રમધર્મ બની રહે છે અને ગુરુની સેવા એ જ તેનું નિત્યનૈમિત્તિક કર્મ બની રહે છે; ગુરુ એ જ તેનું ક્ષેત્ર છે, ગુરુ જ તેનું દૈવત છે, ગુરુ જ માતા અને ગુરુ જ તેના પિતા છે અને તે ગુરુસેવા સિવાય અન્ય વસ્તુને ઓળખતો જ નથી. ગુરુનું દ્વાર એ જ તેના સર્વ ધર્મોનો સાર છે અને ગુરુસેવક પર તે પોતાના સગા ભાઈની પેઠે પ્રેમ કરે છે; જેની વાણી રાત્રિ–દિવસ ગુરુનામનો જ જપ કર્યા કરે છે અને તે ગુરુવાક્ય વ્યતિરિક્ત અન્ય કોઈ પણ શાસ્ત્રને હાથમાં ધરતો નથી; જે પાણીને ગુરુના ચરણનો સ્પર્શ થયો હોય, તે પાણી ગમે તેવું હોય તોપણ ત્યાં ત્રૈલોક્યનાં સર્વ તીર્થો તીર્થયાત્રા કરવાને આવતાં હોય, એવું મહાન તીર્થ તે તેને માને છે; અકસ્માત્ શ્રીગુરુનો ઉચ્છિષ્ટ પ્રસાદ મળે, તો તે લાભ આગળ જે સમાધિસુખને પણ તુચ્છ માને છે. ગુરુ ચાલતા હોય, ત્યારે તેમની પાછળ પગથી જે રજકણો ઊડે છે, તેમને જે પોતાના મસ્તક પર ધારણ કરે છે અને તે લાભની આગળ મોક્ષસુખને પણ જે તુચ્છ માને છે, તેની ગુરુભક્તિનો મહિમા તે કેટલોક વર્ણવું? કારણ કે તેનો પાર નથી; પરંતુ મારી બુદ્ધિને ગુરુભક્તિનો ઉમળકો આવવાથી આટલું કહેવું પડ્યું. જેને આ ગુરુભક્તિની ઇચ્છા હોય અને જેને આ ગુરુભક્તિ પર પ્રેમ હોય, તેને આ ગુરુસેવા સિવાય અન્ય કોઈ વસ્તુ મિષ્ટ લાગતી નથી. તે બ્રહ્મજ્ઞાનનું જન્મસ્થાન હોઈ તેના જ યોગથી જ્ઞાનને શોભા મળે છે. વધારે શું કહું? ગુરુસેવા કરનારો એ દેવ છે અને જ્ઞાન તેનો ભક્ત છે. જેને ગુરુભક્તિ ઉપર ખરેખરી પ્રીતિ હોય છે, તેની પાસે જગતને પૂરી નાખે તોય વધે એટલું જ્ઞાન ભરેલું રહે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે: ગુરુસેવાની મારા મનમાં ખરેખરી ઉત્કંઠા હોવાથી મેં તે ગુરુભક્તિનું અમર્યાદિત રીતે લંબાણ વર્ણન કર્યું. બાકી તો હું હાથ હોવા છતાં ઠૂંઠો, નેત્રો હોવા છતાં ભજનના સંબંધમાં અંધ અને પગ હોવા છતાં ગુરુસેવામાં તો પાંગળા કરતાં પણ અધિક પાંગળો છું અને ગુરુનું વર્ણન કરવામાં મૂંગો તથા આળસુ છું. એટલા અવગુણો મારામાં હોવા છતાં પણ ગુરુ મને

વ્યર્થ પોષે છે. પરંતુ તેવી ગુરુભક્તિ પ્રાપ્ત થવા માટે મને ઉત્કટ ઇચ્છા છે; તેથી જ મારે શરીરનું પોષણ કરવું પડે છે. મેં ગુરુસેવા વિષે આટલું અમર્યાદ વર્ણન કર્યું, તે સહન કરી મને તમારી સેવા કરવાનો પ્રસંગ આપો; એટલે હું ગ્રંથાર્થ ઉત્તમ રીતે કહી સભળાવીશ. (૪૬૦)

હે સાધુજનો! સાંભળો, સાંભળો! ભૂતોનો ભાર સહન કરનાર વિષ્ણુનો અવતાર જે શ્રીકૃષ્ણ ભગવાન તે કહેનાર છે અને અર્જુન સાંભળનાર છે. કપૂર જેમ આંતર્બાહ્ય શુદ્ધ હોય છે, તે પ્રમાણે જેનું શુચિત્વ સ્વચ્છ દેખાય છે તે જ ખરું શુચિત્વ છે. અથવા તો રત્નો જે પ્રમાણે આંતર્બાહ્ય ચમકતાં હોય છે અને સૂર્ય જે પ્રમાણે અંદર તથા બહાર ઝગમગતો હોય છે; કર્મના યોગથી જેની બાહ્યશુદ્ધિ થઈ હોય છે અને જ્ઞાનના યોગથી અંતઃશુદ્ધિ થઈ હોય છે. આમ ઉભય પ્રકારે તે શુદ્ધ થયેલો હોય છે; વેદમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે મંત્રોચ્ચાર કરી, મૃત્તિકા તથા પાણીનો બહાર લેપ કરવાથી જેમ બાહ્ય શુદ્ધિ થાય છે; જે પ્રમાણે મનમાં આવે ત્યારે બુદ્ધિના યોગે દર્પણને ધૂળ વડે સ્વચ્છ કરી શકાય છે, અથવા અરીઠાના પાણીમાં ધોવાથી વસ્ત્રના ડાઘ જેમ નષ્ટ થાય છે; તેની પેઠે તે બહારથી નિર્મળ થયેલો છે, અને અંતરમાં પણ જ્ઞાનનો પ્રકાશ હોવાથી, તે ખરેખર આંતર્બાહ્ય શુદ્ધ થયેલો હોય છે. બાકી હે અર્જુન! અંતરમાં શુદ્ધ ન થતાં, જે બાહ્યતઃ કર્મો કરે છે, તેની સર્વત્ર વિટંબના જ થાય છે. જે પ્રમાણે પ્રેતને અલંકારથી શણગારવામાં આવે, અથવા ગધેડાને તીર્થસ્થાનમાં સ્નાન કરાવવામાં આવે, કડવી દૂધીને ગોળનો લેપ કરવામાં આવે, ઉજ્જડ ઘરને તોરણ બાંધવામાં આવે, ઉપવાસી મનુષ્યના પેટ પર અન્નનું લેપન કરવામાં આવે, વિધવાને કંકુ-સિંદૂરનો ચાંલ્લો કરવામાં આવે, પોલા કળશને ઢોળ ચડાવી બહારથી ગમે તેટલું ચકચકિત કરવામાં આવે-તે સર્વ જેમ વ્યર્થ છે; અથવા તો ચિત્રમાંનું ફળ અથવા માટીનું ફળ ગમે તેટલું ઉત્તમ દેખાય, તોય તેમાં છાણ જ ભરેલું હોય છે, તેવી જ સ્થિતિ એકલી બાહ્ય શુદ્ધિ કરનારની છે. હલકા પદાર્થની વધારે કિંમત આવતી નથી. મદિરાથી ભરેલી ગાગર ગંગાના ગર્ભમાં લઈ જઈને રાખી મૂકવામાં આવે, તોપણ તે પવિત્ર થતી નથી. અર્થાત્ અંતરમાં જ્ઞાનપ્રાપ્તિ થતાં બાહ્ય કર્મોની શુદ્ધિ આપોઆપ જ થાય છે; પરંતુ જ્ઞાનપૂર્વક બાહ્ય કર્માચરણ થાય છે જ-

ક્યાં? એટલા માટે બાહ્ય કર્મનું આચરણ કરીને જે શુદ્ધ થયેલો છે અને જ્ઞાનથી જેનું અંતર નિર્મળ થયુ હોય, તેનામાં અંદર અને બહારની શુદ્ધિ એવો ભેદ રહેતો નથી. તેનામાં તો સર્વત્ર શુદ્ધિનો પ્રચાર થઈ ને કેવળ શુચિત્વ જ નિવાસ કરે છે. અંતરમાં શુદ્ધ વાસના ઉત્પન્ન થતાં બહાર ઇંદ્રિયોમાં તે એવી રીતે જ જણાઈ આવે છે; જેમ સ્ફટિકના ઘરમાં રહેલા દીપકનો પ્રકાશ અંદરની પેઠે બહાર પણ ઝગઝગાટ મારતો દેખાય છે; જેના યોગથી સંશય ઉત્પન્ન થાય, મિથ્યા વિકાર ઊપજી આવે તથા કુકર્મમાં પ્રવૃત્તિ થાય-એવા વિષયો તે સાભળે, દેખે અથવા તેમનો ભેટો થાય, તોપણ તેના મન પર તેની બિલકુલ છાપ પડતી નથી. જેમ આકાશને મેઘના રંગનો પાસ બેસતો નથી, તેમ તેની ઇંદ્રિયો વિષયોપભોગ લે છે, તોપણ વિષયોના વિકારથી તેના મન પર કોઈ પણ પ્રકારની અસર થતી નથી. વાટે જતાં પવિત્ર અથવા અપવિત્ર સ્ત્રીનો મેળાપ થતાં તેના મનમાં વિકાર ઉત્પન્ન થતો જ નથી. આવી રીતે તે સંસારનો વ્યવહાર ચલાવે છે; પરંતુ ઇંદ્રિયોના વિકારોનું પ્રાબલ્ય તેના મન પર જામવા દેતો નથી. એકાદ તરુણ સ્ત્રી પોતાના પતિને આલિંગન આપે છે અને પુત્રને પણ આલિંગન આપે છે; પરંતુ પુત્રને આલિંગન આપતી વખતે જેમ તેના મનમાં કામવાસના ઉત્પન્ન થતી નથી, તેમ જેનું મન નિર્મળ હોય છે, તેનામાં ભલાં અને બૂરાં કર્મોને ઓળખવાનો વિવેક હોય છે તથા યોગ્યાયોગ્ય કર્મ જાણવાનું તેનામા જ્ઞાન હોય છે; જેમ પાણીમાં હીરો ભિજાતો નથી અને આધણમાં રેતી સીઝતી નથી, તે પ્રમાણે તેની મનોવૃત્તિને વિકારોની બાધા થતી નથી. હે પાર્થ! આ જ આચરણનું નામ શુચિત્વ અથવા પવિત્રતા છે. જ્યાં એ શુચિત્વ દૃષ્ટિગોચર થાય છે, ત્યા જ્ઞાનનો નિવાસ અવશ્ય હોય છે, એમ તું સમજ. (૪૮૪)

જેના મનને સ્થિરતાની પૂર્ણ પ્રાપ્તિ થયેલી છે, તે પુરુષ જ્ઞાનનું જીવન જ છે. જો કે તે ઉપરટપકે દેહ વડે ગમે ત્યાં ભ્રમણ કરતો હોય છે, તોપણ તેના મનનુ આસન તો અવિચળ જ હોય છે. જેમ ગાય જંગલમાં ચરવાને ગઈ હોય, તોય ઘરમાં બાંધેલા વાછરડા પરનો તેનો પ્રેમ જંગલમાં તેની સાથે જતો નથી; અથવા પતિના પ્રેત સાથે બળીને સતી થવા નીકળેલી પતિવ્રતા સ્ત્રીને સહગમન સમયના ભોગો પ્રેમદાયક હોતા નથી અથવા તો કૃપણ પોતાના ઘરને છોડીને દૂર જાય તોપણ તેનું ચિત્ત ઘરમા દાટી મૂકેલા દ્રવ્યમાં જ હોય છે; તે જ પ્રમાણે

દેહના વ્યાપારો ચાલતા હોવા છતાં પણ તેનુ ચિત્ત સ્થિર જ હોય છે. જેમ દોડતાં અભ્રોની સાથે આકાશ દોડતું નથી, અથવા ભ્રમણ કરતાં નક્ષત્રોની સાથે જેમ ધ્રુવ તારક ફરતો નથી; હે અર્જુન! પ્રવાસીની સાથે જેમ રસ્તો પ્રવાસ કરતો નથી, કે વૃક્ષો જતાં-આવતાં નથી, તે પ્રમાણે આ પંચમહાભૂતાત્મક શરીરની જો કે ઇંદ્રિયોના સંબંધથી હાલચાલ થતી હોય તોપણ તેનું મન કોઈ પણ વિકારની લહરીથી ઢળતું નથી. જે પ્રમાણે ઝંઝાવાતના આઘાતથી પૃથ્વી કંપતી નથી, તે પ્રમાણે વિકારના યોગથી તેનું મન ડોલી જતુ નથી, દારિદ્રય અને દુઃખથી તેને પીડા થતી નથી, ભીતિ તથા શોકથી તે વ્યાકુળ થતો નથી અને દેહને જો મૃત્યુ પ્રાપ્ત થાય તોપણ તે ડરતો નથી. કોઈ વસ્તુની બળવત્તર આશા, વાર્ધક્ય તથા સર્વાંગે વ્યાધિની વ્યાપ્તિ હોવા છતા પણ જેનું ચિત્ત ચળતુ નથી; નિંદા, અપમાન, દંડ, કામ તથા લોભનો પ્રબળ હુમલો પોતાના ઉપર થવા છતાં પણ તેના મનની વૃત્તિ પાછી હઠતી જ નથી; આકાશ તૂટી પડે કે પૃથ્વી દ્રવી જાય, તોપણ જેની ચિત્તવૃત્તિ પલટાતી નથી અને હાથીને પુષ્પો વડે મારવામાં આવે તો તે મારનું તેને ભાન પણ હોતું નથી, તે પ્રમાણે હૈયુ વીંધી નાખે એવા શબ્દોનો પ્રહાર કરવામાં આવ્યા છતા પણ તેનું મન દુઃખિત થતું નથી. ક્ષીરસાગરના તરંગોથી જેમ મંદરાચળ ચલાયમાન થતો નથી કે દાવાનળની જ્વાળાથી જેમ આકાશ બળી જતુ નથી તેમ ઇંદ્રિયો પર વિષયવિકારના ગમે તેટલા તરંગો આવે ને અથડાય તેથી મન ડગમગતું નથી કે કલ્પાતે પણ તે ધૈર્ય છોડતો નથી. હે તીવ્રદૃષ્ટિ અર્જુન! જેને સ્થૈર્ય કહેવામાં આવે છે અને જે એ નામથી પ્રસિદ્ધ છે, તે સ્થિરતાના એવા લક્ષણો છે. (૫૦૦)

એ અવિનાશી સ્થૈર્ય જેના અંગમાં આતર્બાહ્ય વ્યાપી રહ્યું છે તે જ્ઞાનનો પ્રકટ ભંડાર જ છે. હવે અંતઃકરણના નિગ્રહનાં લક્ષણ દૃષ્ટાંતપૂર્વક કહી બતાવું છું. સર્પ જેમ પોતાને પીડનારના ગૃહને યોદ્ધો પોતાના હથિયારને અથવા કૃપણ જેમ પોતાના ધનને ભૂલતા નથી; અથવા જેમ એકના એક દીકરાને તેની માતા પોતાના જીવ પ્રાણ સમાન માને છે, અથવા મધુમક્ષિકા મધુમાં જ આસક્ત રહે તે પ્રમાણે હે અર્જુન! તે પોતાનું અંતઃકરણ સંભાળીને તેને ઇંદ્રિયો દ્વારમાં પણ ઊભું રહેવા દેતો નથી. અને તો આપણે અંતઃકર સ્વાધીન રાખ્યુ, એ વાતને કામરૂપી પિશાચ સાંભળશે અને આશાદ

ડાકણ અંતઃકરણની આવી અવસ્થા જોઈને તેને પોતાના પાશમાં ફસાવશે, એમ ધારીને બહુ જ બીતો રહે છે; જે પ્રમાણે વ્યભિચારિણી સ્ત્રીને તેનો સામર્થ્યવાન પતિ બહાર ફરકવા ન દેતાં ઘરમાં ને ઘરમાં જ ગોંધી રાખે છે, તે જ પ્રમાણે તે પોતાની મનોવૃત્તિઓને ઇંદ્રિયો પાસે જવા ન દેતાં, અંતરમાં જ ગોંધી રાખે છે. જીવિતાવસ્થામાં દેહની દરકાર ન રાખતાં તે દેહને કૃશ કરી ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે. મનના દરવાજામાં પ્રત્યાહારની જગ્યાએ તે યમદમને સદાકાળ દ્વારપાળ તરીકે પહેરો ભરવા ઊભા રાખે છે. મૂળબંધ,* વજ્ર(ઉડિયાન) બંધ,+ તથા જાલંધરબંધ—એ ત્રણેને સ્થિર કરી, ઈડા તથા પિંગલામાં રહેલી સુષુમ્ણામાં તે પોતાના ચિત્તને ચોંટાડે છે; અર્થાત્ ચિત્તનો લય કરે છે. સમાધિની શય્યા પાસે તે ધ્યાનને બાંધી રાખે છે, એટલે કે ધ્યાનનો પરિપાક જે સમાધિ તે થઈ જાય ત્યાં સુધી ધ્યાનસ્થ રહીને જે આત્માનું ઐક્ય થતાં સુધી ચિત્તને સ્થિર કરે છે. આવી જે ચિત્તની સ્થિતિ તેને અંતઃકરણનિગ્રહ કહેવામાં આવે છે અને આવો અંતઃકરણનિગ્રહ જેનામાં હોય છે, તેનામાં જ્ઞાનનો વિજયધ્વજ ફરકે એમ તું નિઃસંશય સમજ. જે સાધકની આજ્ઞાને તેનું મન શિરસાવંદ્ય માને છે, તે કદાચિત્ મનુષ્યના આકારથી જગતમાં વિચરતો હોય, છતાં પણ મૂર્તિમંત જ્ઞાન જ છે, એમ જ તારે જાણવું. (૫૧૨)

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ९ ॥

વિષયોમાં વિરક્તિ, અહંતાનો અભાવ, તેમ જ જન્મ, મૃત્યુ, જરા (વૃદ્ધત્વ) તથા શરીરવ્યથામા દોષદૃષ્ટિથી જોવું; ૯

અને જેના મનમાં વિષયો વિરુદ્ધ વૈરાગ્યની જીવતી મદદ છે, ઓકેલું અન્ન પુનઃ ખાઈ જવાની જેમ જિહ્‌વાને ઇચ્છા થતી નથી, અથવા પ્રેતને આલિંગન આપવાની ઇચ્છા થતી નથી; જેમ વિષ ખાવાની રુચિ થતી નથી કે બળતા ગૃહમાં પ્રવેશ કરી શકાતો નથી;

* એને જ 'મૂલાધાર ચક્ર'ના નામથી પણ ઓળખવામા આવે છે. એ ચક્ર નાભિની નીચે પીઠની કરોડના છેલ્લા—નીચેના છેડા પર રહે છે. એ ચક્ર વાયુમય છે તથા એનો આકાર ત્રિકોણ છે. કુંડલિની એમાં જ વીંટળા વાળીને પડેલી હોય છે.

+ આ ચક્ર નાભિની સામે બરડાની કરોડમા હોય છે અને એને જ 'સ્વાધિષ્ઠાન ચક્ર'ના બીજા નામથી પણ ઓળખવામા આવે છે.

વાઘની ગુફામા જેમ વસવાને જઈ શકાતુ નથી અને ઊકળતા લોખંડના રસમા ભૂસકો મારી શકાતો નથી અને જેમ અજગરનું ઓશીકું કરી શકાતું નથી; તે પ્રમાણે હે અર્જુન! જેને વિષયની વાતો ગમતી નથી, તે ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ જ થવા દેતો નથી. જેના મનમા વિષયસેવન વિશેનું આળસ ભરેલુ છે અને જે વિષયસેવન કરવાથી કંટાળી ગયેલો છે, જેના મનનું ઇન્દ્રિયનિગ્રહ સાથે ઐક્ય થયેલું છે; હે પાડવ! જે સદૈવ તપ તથા વ્રતાનુ એકસરખી રીતે આચરણ કર્યે જાય છે અને જેને મનુષ્યની વસ્તીમાં આવવાથી પ્રલયકાળના જેવું દુઃખ થાય છે; જેને યોગાભ્યાસના વિષયમાં તીવ્ર ઇચ્છા હોય છે અને જેને અરણ્યવાસ અતિ પ્રિય હોઈને લોકોમાં ભળવાનુ તો નામ પણ જેનાથી સહન થઈ શકતું નથી; બાણની શય્યા પર સૂવુ અથવા પરુના કાદવમા આળોટવુ, એના જેવા જે ઐહિક ભોગોને સમજે છે; અને સ્વર્ગપ્રાપ્તિને તો જે કૂતરાના સડેલા માંસની પેઠે ગણે છે; જેને વિષયવૈરાગ્ય કહેવામા આવે છે તે એ જ છે અને એ જ આત્મપ્રાપ્તિનુ ભાગ્ય હોઈને તેના યોગથી જ જીવ બ્રહ્માનંદનું સુખ ભોગવવાને યોગ્ય થાય છે. આ પ્રમાણે આ લોક–પરલોકના સુખોપભોગનો જેને પૂર્ણ કંટાળો હોય છે, તેનામા જ જ્ઞાન વસે છે, એમ તુ નિઃસંશય સમજ. (૫૨૪)

હવે નિરભિમાનનું વર્ણન દૃષ્ટાંતપૂર્વક શરૂ થાય છે: જે આસ્થાપૂર્વક યજ્ઞ કરે છે તથા તળાવ, ઉપવન વગેરે બંધાવવાનાં કર્મો કરે છે, પરંતુ કર્તૃત્વાભિમાનને લેશ માત્ર પણ પોતાના અંગમા પેસવા દેતો નથી; વર્ણાશ્રમના પોષક નિત્યનૈમિત્તિક કર્મો કરવા બાકી રહેતાં નથી, છતા એ કર્મો મેં કર્યાં કે મારા કરવાથી જ સિદ્ધ થયાં, એવી લેશ માત્ર ભાવના જે મનમાં લાવતો નથી; જે પ્રમાણે વાયુ સહજતયા સર્વત્ર ફરે છે, અથવા સૂર્ય નિરભિમાનથી સર્વત્ર પ્રકાશ પાડે છે, અથવા શ્રુતિ જેમ સ્વભાવથી જ સર્વને ઇષ્ટ હોય એવી વાતનુ વર્ણન કરે છે, અથવા ગંગા અમુક જ ઠેકાણે જવાનુ મનમા ન લાવતાં સહજ ઓઘથી વહન કરતી જાય છે; તે પ્રમાણે જેનુ હમેશનુ વર્તન સહજ તથા અભિમાન વિનાનું હોય છે; વૃક્ષને યથાકાળે ફળો આવે છે, પરંતુ વૃક્ષને તેની સ્મૃતિ પણ હોતી નથી, તેની પેઠે કર્મ કરવા છતાં પણ કર્મફળપ્રાપ્તિ વિષે જેની વૃત્તિ ઉદાસીન હોય છે; માળામાંની દોરી કાઢી નાખવાથી તેનુ ઐક્ય જેમ નષ્ટ થાય છે, તેમ જેણે મન, વાચા અને કર્મમાંથી અહંકારનો નાશ કર્યો છે; અન્નને આકાશ

સાથે સંબંધ ન હોવા છતાં પણ તે જેમ આકાશમાં દૃષ્ટિગોચર થાય છે, તેમ દેહથી કર્માચરણ કરવા છતાં પણ જે તેનાથી અલિપ્ત રહે છે; દારૂડિયાને જેમ પોતાનાં અંગ પરનાં વસ્ત્રોનું પણ ભાન હોતું નથી, અથવા જેમ ચિત્રના હાથમાં આપેલા શસ્ત્રનો ઉપયોગ ચિત્રથી થઈ શકતો નથી; અને જેમ બળદની પીઠ પર લાદેલાં શાસ્ત્રોનો ઉપયોગ બળદને હોતો નથી; તે પ્રમાણે જે પોતાના દેહવિષયક અભિમાનથી રહિત હોય છે, તેને જ નિરહંકારના નામથી ઓળખવામાં આવે છે અને આ ચિહ્નો જેનામાં પૂર્ણતાથી દૃષ્ટિગોચર થાય છે, તેનામાં જ જ્ઞાનનો નિવાસ હોય છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી જ. (૫૩૫)

જન્મ, મૃત્યુ, જરા, દુઃખ, વ્યાધિ, વાર્ધક્ય તથા પાતકોની પ્રાપ્તિ થવા પૂર્વે જ તેમનાથી જે સાવધ હોય છે, તેનામાં દોષદૃષ્ટિ આવેલી સમજવી. જે પ્રમાણે માન્ત્રિક પોતાને પિશાચ બાધા કરી ન શકે એટલા માટે પ્રથમથી જ મંત્રેલા દોરાચિઠ્ઠી બાંધવાની વ્યવસ્થા કરી રાખે છે, યોગી જે પ્રમાણે પોતાને અન્ય મનુષ્યોનો રોગ લાગે નહિ એટલા માટે પ્રથમથી જ સાવચેતીના ઉપાયો યોજી રાખે છે, અથવા કડિયો ભીંત ચણતી વેળાએ જે પ્રમાણે તેને આધાર આપીને આગળ–પાછળ ખસવા દેતો નથી; સર્પના મનમાંથી જેમ જન્માંતરનું વેર પણ નષ્ટ થતું નથી, તે પ્રમાણે પૂર્વ જન્મના દુઃખોનું સ્મરણ રાખીને પુનર્જન્મ ન થવા દેવા માટેનો તે ઉદ્યોગ કરે છે. જે પ્રમાણે આંખમાં રજકણ પડતાં તેની વેદના સહન કરી શકાતી નથી, અથવા શસ્ત્રના જખમમાં ભાલાનો ઘા સહન થઈ શકતો નથી, તે પ્રમાણે આ જન્મમાં રોજ થનારાં દુઃખો તે ભૂલતો નથી. તે કહે છે કે, અરેરે! હું મૂત્રદ્વારમાંથી પરુના ખાડામાં પડેલાં દુર્ગંધવાળાં વારિબિંદુમાંથી જન્મ્યો છું અને માતાનું સ્તનપાન કરતી વેળાએ મારા મુખમાં સ્તન પરનો પ્રસ્વેદ પણ ગયેલો છે! આ પ્રમાણે જે જન્મથી કંટાળી જાય છે અને 'જેમના યોગે મને આ જન્મ પુનઃ પ્રાપ્ત થવાનો સંભવ છે, તે કર્મો હું કદાપિ કરવાનો નથી!' એમ કહેનો જન્મ પુનઃ પ્રાપ્ત ન થાય એવાં જ કર્મો કરતો રહે છે. જે પ્રમાણે જુગારી દાવ હારી જતાં તેનો બદલો મેળવવા માટે પુનઃ સાવધતાથી ખેલે છે, અથવા પુત્ર પોતાના પિતાનું વેર વાળ્યા વિના જંપતો નથી, અથવા એકાદ માણસને કોઈએ માર્યો હોય તો તેનો બદલો તેનો કોઈ સહાયક–મિત્ર–સગો વાળી લે છે, તે જ પ્રમાણે પુનર્જન્મ પ્રાપ્ત ન થાય એટલા માટે સંભાળપૂર્વક તેની વાંસે પડીને સાવધ રહે છે; જેવી રીતે

સંભાવિત પુરુષથી અપકીર્તિ સહન કરી શકાતી નથી, તેમ તેના મનમાંથી અમાંગલિક જન્મની લજ્જા પણ લુપ્ત થતી નથી. મૃત્યુ કલ્પાંતે આવવાનું હોય, તોપણ તે આજથી જ તેને માટે સાવધ રહ્યા કરે છે. હે અર્જુન ! નદીના મધ્યભાગમાં અતિશય ઊંડું પાણી છે, એવી વાત સાંભળતાં જ તરનારો માણસ હજી કાંઠા પર ઊભેલો હોવા છતાં પણ કમ્મરે તુંબડાં સ્વાભાવિક રીતે જ બાંધે છે, અથવા રણમાં જવા પૂર્વે જ જે પોતાના મરણને સાચવતો હોય છે, અથવા ઘાવ થયા પૂર્વે જ જે સાવચેત મનુષ્ય ઢાલ આગળ ધરે છે, અથવા આવતી કાલના મુકામ પર કાંઈ દગો થશે તો, એમ ધારીને જે આજથી જ સાવધ રહે છે, અથવા તો જે પ્રાણ જવા પૂર્વે જે ઔષધની યોજના કરી રાખે છે, તેની પેઠે સાવચેત મનુષ્ય પણ હરેક બાબતમાં પ્રથમથી જ ચેતીને સાધનની યોજના કરે છે; નહિતર બળતા ઘરમાં સપડાયા પછી કૂવો ખોદવાનો પ્રયત્ન જેમ વ્યર્થ જાય છે, તેમ પાછળથી કરેલાં સાધન બહુ જ ઓછાં કાર્યસાધક નીવડે છે. અરે ! નદીના ઊંડાણવાળા ભાગના તળપ્રદેશમાં જનાર પાષાણની પેઠે જે આ સંસારસાગરમાં ડૂબે છે, તેનો પોકાર પણ જ્યાં કોઈના સાંભળવામાં આવી શકતો નથી, ત્યાં તે પોતાના ડૂબવાની વાત કોને કહી શકે વારુ ? એટલા માટે બળવતની સામે જેનુ હાડવેર બંધાયેલુ હોય છે, તે જેમ રાત્રિદિવસ શસ્ત્રથી સજ્જ થઈને ફરે છે, અથવા વિવાહને યોગ્ય થયેલી કન્યા અલ્પ સમયમાં જ અન્યને ઘેર જવાની હોવાથી, તેનો બાપ તેને ઘરમા હોવા છતા પણ ન હોવા સમાન જ ગણે છે, અથવા સંન્યાસ ગ્રહણ કર્યા પછી મનુષ્ય જેમ મરવાને સર્વદા તૈયાર હોય છે, તેમ તે જીવતો હોવા છતાં પણ 'હમણા જ મૃત્યુ પ્રાપ્ત થયું છે' એમ માની મૃત્યુનો વિચાર કરે છે; અર્થાત્ જે એ રીતે જીવિત અવસ્થામાં જ પુનર્જન્મને નિવારે છે અને આ દેહના મૃત્યુની સાથે એટલે આ જન્મની સમાપ્તિ થયા પછી પુનઃ પુનઃ પ્રાપ્ત થનાર મૃત્યુને સદાને માટે મારી નાખે છે અને પોતે બ્રહ્મરૂપે અવશિષ્ટ રહે છે; અને આ રીતે જન્મ-મૃત્યુનું દુઃખ રહ્યું નથી, તેને કદી પણ જ્ઞાનની ન્યૂનતા હોતી નથી. (૫૫૪)

તે જ પ્રમાણે શરીરને વૃદ્ધાવસ્થા આવ્યા પહેલાં પૂર્ણ તારુણ્યમાં જ વૃદ્ધાવસ્થાનો વિચાર કરતો તે કહે છે: આજે મારા આ શરીરમાં જે શક્તિ છે, તે જ શરીર વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં શુષ્ક કાચલી સમાન થઈ જશે. દૈવહીનની સર્વ ખટપટો વ્યર્થ જાય છે, અથવા મંત્રીરહિત રાજાની જેવી સ્થિતિ થાય છે, તેવી જ મારા આ હાથ-પગ ચાલતા

અટકયા એટલે મારી શક્તિની સ્થિતિ પણ થઈ જશે. પુષ્પોની સુવાસ લેનાર નાસિકા ઊંટના ઘૂંટણ જેવી ગંઠાઈ જશે, સુગંધ લેવામાં અશક્ત થઈ જશે. આષાઢ માસમાં વરસાદની ઝડીમાં ચોરીથી ચરતા હરાયા ઢોરની ખરીઓ જેવી રીતે ગારાથી સડી જાય છે, તેવી રીતે મારું આ શરીર પણ સડી જશે. મારી જે આંખો સાંપ્રતકાળમાં કમળપત્રની સાથે સ્પર્ધા કરે છે, તે જ ભવિષ્યમાં પાકેલાં પડોળાંની પેઠે નિસ્તેજ બની અખોલમાં ઊંડી પેસી જશે. આંખની ભ્રમરો સુકાયેલી છાલની પેઠે આંખો પર લટકશે અને છાતી આંખોમાંથી વહેતા પાણીથી સડી જશે. જે પ્રમાણે કાકીડો બાવળના વૃક્ષ ઉપર ચડ–ઊતર કરતો હોવાથી ગુંદર વડે ખરડાઈ જાય છે, તે પ્રમાણે મોં થૂંકના યોગથી ખરડાઈ ભરાઈ જશે. રસોડાના ચૂલા પાસે ખણેલા ખાડામા પાણી ભરાઈને જેમ તેમા પરપોટા પેદા થાય છે, તેવી જ રીતે નાક લીંટથી ખદબદી જશે. જે ઓષ્ઠને હું તાંબૂલથી રંગું છું અને હસતી વખતે દાંત દેખાડું છું તથા જેના યોગથી હું ઉત્તમ ભાષણ કરી શકું છું, તે જ આ મુખમાથી લાળનો પ્રવાહ વહેવા માંડશે. અને દાંતની સાથે દાઢ પણ તૂટી પડશે. કરજ થતાં જેમ જમીનદારી (ખેતીવાડી) ડૂબી જાય છે અને ખેડૂત તેમાંથી ઊગરી શકતો નથી; અથવા બહુ વરસાદ પડવાથી જેમ ઢોરો અથવા જાનવરો જમીન સાથે જકડાઈ જાય છે, તેવી જ રીતે જીભ પણ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં ઊપડશે નહિ; જેવી રીતે સુકાયેલા ઘાસનાં તણખલાં પવનથી ઊડી જાય છે, તેવી જ દશા માથાના અને દાઢીના કેશને પ્રાપ્ત થશે અને નાનાં છોકરાં તેને ખેંચી કાઢવા માંડશે. આષાઢના મેઘથી જે પ્રમાણે પર્વતનાં શૃંગો પરથી ઝરણાં ઝરે છે, તે પ્રમાણે શરીરનાં રંધ્રોમાંથી પાણીનાં પૂર છૂટવા માંડશે; મુખથી શબ્દોચ્ચાર થશે નહિ અને કાન દ્વારા સ્પષ્ટ સાંભળી શકાશે નહિ. આ પ્રમાણે આ શરીરની સ્થિતિ વૃદ્ધ માંકડાના જેવી થઈ જશે. ખેતરમાં પક્ષીઓને બિવડાવીને ઉડાડી મૂકવા માટે ઊભું કરેલું ઘાસનું મનુષ્યાકાર પૂતળું (ચાડિયું) જે પ્રમાણે પવનથી હાલે છે, તે પ્રમાણે સર્વાંગ સહજમાં ડોલવા માંડશે. પગ લથડિયાં ખાશે અને હાથ કંપવા લાગશે તથા સર્વ શરીરની સર્વ ચેષ્ટાઓનો એ પ્રમાણે વેશ થશે. મળમૂત્રનાં દ્વારો પણ ફૂટેલાં (કાણાં) વાસણ જેવા થઈને પોતાની શક્તિથી બહાર જશે અને કુટુંબીઓ મારો સત્વર અંત થવા માટે દેવી અને દેવતાઓની બાધા–આખડી રાખી માનતા માનશે. મારી આવી અવસ્થા જોઈને જગત મારો ધિક્કાર કરશે; અને મૃત્યુ સત્વર

આવશે નહિ; તેથી આપ્તજનોને મારો કંટાળો આવશે. સ્ત્રીઓ મને પિશાચ કહેશે અને બાળકો તે સાંભળી મારાથી ભય પામશે. વધુ શું કહું ? હું સર્વ પ્રકારે લોકોની ઘૃણાને પાત્ર થઈશ. મારો ખાંસીનો અવાજ આખી રાત સાંભળી સૂનેલાં માણસો કહેશે કે, આ ડોસો કોણ જાણે ક્યાં સુધી આમ કેટલાને ત્રાસ આપવાનો છે ? આ પ્રમાણે વૃદ્ધાવસ્થાની સ્થિતિ તારુણ્યમાં જ વિચારી લઈ, તે આવતા પહેલાં જ તે વિષે તે મનમાં કાળજી રાખે છે અને કહે છે કે, એવી દશા પ્રાપ્ત થશે અને સાપ્રત તારુણ્યના વિષયોપભોગો લેવા માટે નહિવત્ થઈ જશે; તો પછી મારું હિત સાધવા માટે મારી પાસે શું રહેશે ? એટલા માટે તે કાન બહેરા થયા નથી ત્યાં સુધીમાં આત્મા અને અનાત્મા વિશેની સર્વ વાતો સાંભળી લે છે અને પાગળાપણું આવે ત્યાં સુધીમાં તીર્થયાત્રા કરી લે છે; દૃષ્ટિ સાબૂત છે ત્યાં સુધીમાં તે જોવા યોગ્ય વસ્તુને જોઈ લે છે અને જ્યાં સુધી વાણી કાયમ છે ત્યાં સુધીમાં ઈશ્વર-ના ગુણાનુવાદ ગાઈ લે છે. પાછળથી આપણા હાથો ઠૂંઠા થશે એમ જાણી તે સાબૂત હોય ત્યાં સુધી જ તે સર્વ દાન–ધર્મ કરી લે છે. આવી રીતે આગળ ઉપર એ પ્રમાણેની દશા આવતાં મન શુદ્ધિમાં રહેવાનું નથી એમ જાણીને અગાઉથી જ શુદ્ધ આત્મજ્ઞાનનો પૂર્ણ વિચાર કરી રાખે છે. આવતી કાલે આપણને ચોર લૂટી લેશે એમ માનીને આજે જ જે પોતાની સંપત્તિની વ્યવસ્થા કરી રાખે છે અને તેથી અલિપ્ત રહે છે; અથવા દીપક બુઝાઈ ગયા પૂર્વે જ ઘરમાંની સર્વ જણસો વ્યવસ્થિત કરી રાખે છે, તે જ પ્રમાણે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા પહેલાં તારુણ્યમાં જ જ્ઞાનની પ્રાપ્તિ ન કરી લેવાથી જે જન્મ–મૃત્યુના ચક્રમાં પડીને આ જન્મ વ્યર્થ જાય તેના કરતા જન્મ–મૃત્યુ આપનારી તે સર્વ વસ્તુઓને પોતાની પાસેથી દૂર કરી નાખવી જોઈએ. જે વાટમાં અનેક પર્વતો, કિલ્લાઓ વગેરે છે, એમ ધારીને અથવા પક્ષીઓને પોતપોતાના માળામાં જઈ ભરાતાં જોઈને સંધ્યાકાળ થયાનું જાણી, જે વટેમાર્ગુ પોતાની સાથે કાંઈ પણ અવેજ કે જોખમ જેવું નહિ રાખતા છડેછાંટ જ ચાલ્યો જાય છે તેને ચોરો કેવી રીતે લૂંટી શકે ? તે પ્રમાણે વાર્ધક્ય પ્રાપ્ત થયા પછી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય મરણને આધીન થવામાં જીવનની સાર્થકતા નથી એમ માનીને જે તારુણ્યમાં જ આત્મચિંતન કરી લે છે, તે વૃદ્ધ કરતાં પણ વૃદ્ધ છે એટલે જ્ઞાન-વાન છે એમ શા માટે માનવું નહિ ? ખંખેરી લીધેલા તલના છોડવા પરના ડોડાને પુનઃ ખખેરવાથી જેમ તલની પ્રાપ્તિ થતી નથી; પ્રચંડ

અગ્નિ પ્રદીપ્ત થયા છતાં પણ ભસ્મને બાળી શકતો નથી, તેમ જ ભવિષ્યમાં આપણો વૃદ્ધાપકાળ આવવાનો છે એમ જાણીને જેણે વાર્ધક્ય માટે અગાઉથી જ વિચાર કરી તૈયારી કરી રાખી છે, તેને વાર્ધક્યથી હાનિ થતી જ નથી, તેથી તેનામાં જ જ્ઞાનનો વાસ છે એમ તું સમજ. નાના પ્રકારના રોગોએ જ્યાં સુધી શરીરને ઘેરી લીધું નથી, ત્યાં સુધી શરીરના આરોગ્યનો ઉપયોગ આત્મજ્ઞાનમાં કરી લે છે. જેવી રીતે સર્પના મુખમાંથી પડેલો શ્વાસ શાણા માણસો ત્યજી દે છે, તે પ્રમાણે જે સુખના વિયોગે ( અભાવે ) દુઃખ, વિપત્તિ તથા શોક પ્રાપ્ત થાય છે, તે દેહના સ્નેહને પ્રથમથી જ ત્યાગીને તે ઉદાસીન વૃત્તિથી રહે છે અને જે જે કર્મોના યોગથી પોતાને દોષ લાગવાનો સંભવ હોય તે તે કર્મો કરતો નથી, તથા કર્મેંદ્રિયોના માર્ગથી દોષો અંદર જાય નહિ તે માટે તે માર્ગના મુખ આગળ નિયમરૂપી પાષાણો આડા મૂકી તે માર્ગોને બંધ કરી દે છે, આ રીતે જે વર્તે છે, તે જ જ્ઞાનસંપન્ન પુરુષ છે, એમ તું સમજ. હવે હે અર્જુન ! તે જ્ઞાનવંતનું એક બીજું અલૌકિક લક્ષણ તને કહી સંભળાવું છું, તે સાંભળ. ( ૫૯૩ )

**असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ १० ॥**

સર્વત્ર ઉદાસીનતા, પુત્ર, સ્ત્રી, ગૃહ ઇત્યાદિમાં પૂર્ણ અનાસક્તિ અને ઇષ્ટ કે અનિષ્ટ કાંઈ પણ પ્રાપ્ત થાય, તોપણ પોતાના ચિત્તનું સમાધાન નિરંતર અવિચળ રાખવું. ૧૦

જેવી રીતે કોઈ એક પ્રવાસી બીજા પ્રવાસીએ થોડા વખતને માટે પોતાને સ્વાધીન કરેલી ગાંસડીને, તેમાં અભિલાષા—મમત્વ ન રાખતાં તે પ્રવાસીના આવતા સુધી યત્નથી જાળવી રાખે છે; અથવા માર્ગમાં ચાલતા તડકાના ત્રાસને ટાળવા માટે જેમ કોઈ એક પ્રવાસી વૃક્ષની શીતળ છાયામાં બેસે છે, તેટલી પણ જેને ગૃહ વિશે આસ્થા હોતી નથી; તેવી રીતે તે પોતાના શરીર વિષે ઉદાસીન હોય છે.

જેમ મનુષ્યનો પડછાયો તેની સાથેનો સાથે જ હોવા છતાં તેના હોવા ન હોવાનું મનુષ્યને ભાન પણ હોતું નથી, તેમ નિત્ય પોતાના સાન્નિધ્યમાં રહેનાર પોતાની પત્ની વિષે તેને આસક્તિ હોતી નથી, સંતતિને તો તે ધર્મશાળામાં એકત્ર રહેલા પ્રવાસીઓની પેઠે કે વૃક્ષની છાયામાં બે પ્રહર માટે બેઠેલાં પ્રાણીઓ પ્રમાણે માને છે. હે અર્જુન તે શ્રીમંત હોવા છતાં પણ પોતાની સંપત્તિ પ્રત્યે એવો ઉદાસીન રહે

છે કે, જેમ કોઈ વટેમાર્ગુ રસ્તામાં બનતી ઘટનાઓનો કેવળ સાક્ષીભૂત જ હોય છે; અર્થાત્ એ સંપત્તિનો હું માત્ર સાચવનારો અથવા પરમાત્માના હુકમ મુજબ આપનારો–લેનારો છું, પણ એમાં મારું કાંઈ જ નથી એમ માને છે; અથવા તો પાંજરામાંનો પોપટ જેમ પોતાને પાળનારની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તે પ્રમાણે જે વેદાજ્ઞાનુ ઉલ્લંઘન કરતો નથી; પરંતુ વેદાજ્ઞા પ્રમાણે વર્તે છે; અને સ્ત્રી, પુત્ર, ઘર પ્રત્યે જે આસક્તિ રાખતો નથી, તે પુરુષ જ્ઞાનનું અધિષ્ઠાનરૂપ છે, એમ તું સમજ. જે પ્રમાણે મહાન સમુદ્ર ગ્રીષ્મ અને વર્ષાઋતુમાં સરખો જ રહે છે, તે પ્રમાણે જે લાભ તથા હાનિ પ્રત્યે સમાન રહે છે તથા જેમ સૂર્ય ત્રણે કાળમાં સમાન જ હોય છે, તેમ જ જેના મનમાં સુખદુઃખથી ભેદભાવ ઉત્પન્ન થતો નથી અને જેના ચિત્તની સમતામાં આકાશ પ્રમાણે ન્યૂનતા થતી નથી, તેનામાં શુદ્ધ જ્ઞાન પ્રત્યક્ષ વસે છે, એમ તું જાણ. (૬૦૩)

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी÷ ।**
**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ ११ ॥**

અને મારામા અનન્ય× ભાવયુક્ત નિર્દોષ ભક્તિ હોવી, એકાંતવાસ પર પ્રેમ અને લોકસમુદાયમા રહેવા પ્રત્યે અપ્રીતિ હોવી, ૧૧

જેણે મન, વાણી, કાયાથી નિશ્ચય કર્યો છે કે, પરમાત્મા સિવાય આ જગતમાં અન્ય કોઈ શ્રેષ્ઠ વસ્તુ છે જ નહિ; જેના શરીર, વાચા અને મને એવા કૃતનિશ્ચયના શપથ લીધા છે કે, આ જગતમાં મારા સિવાય (પરમાત્મા સિવાય) જોવા યોગ્ય અને મેળવવા યોગ્ય અન્ય કોઈ પણ વસ્તુ નથી; વધારે શું કહું ? જેણે પોતાનું મન મારા સ્વરૂપમાં જોડ્યુ છે, તેણે જ મારું અને પોતાનુ ઐક્ય સાધ્યું છે અને જાણે મારા સ્વરૂપની શય્યા કરી છે. જે પ્રમાણે પોતાના પતિની સન્મુખ જતા સ્ત્રીના મનમાં જરાય શંકા આવતી નથી, તે પ્રમાણે મારી સાથે ઐક્ય કરવામાં જેને લેશ પણ સંશય આવતો નથી; જે પ્રમાણે ગંગા એકવાર સમુદ્રને મળ્યા છતાં તેમાં જ મળીને રહે છે, પણ ભિન્ન થતી નથી; તે પ્રમાણે જે મારી સાથે ઐક્ય પામવા છતાં પણ સર્વ ભાવ

÷ કેવળ એક સર્વશક્તિમાન પરમેશ્વરને જ પોતાનો સ્વામી માની, સ્વાર્થ અને અભિમાનનો ત્યાગ કરી, શ્રદ્ધા અને ભાવના સાથે પરમ પ્રેમપૂર્વક પરમેશ્વરનું સતત ચિંતન કરવુ એ જ 'અવ્યભિચારિણી' ભક્તિ છે.

× ભગવાન વિના બીજો કોઈ પણ શ્રેષ્ઠ નહિ હોઈ, તે જ મારું શરણુ છે, આવી નિશ્ચયાત્મક બુદ્ધિથી.

વડે મને જ ભજતા રહે છે; સૂર્યની પ્રભાનો સૂર્યની સાથે જ ઉદય થાય છે અને સૂર્યાસ્તની સાથે જ લય થાય છે, એ ઐક્ય જેમ પ્રભાને જ શોભે છે, તેમ જ પવનના આઘાતથી પાણી પર પાણી ઊછળીને ઉપર આવે છે, તેને લોકો તરંગ કહે છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો તે પાણી જ હોય છે. તે પ્રમાણે જે એકનિષ્ઠ થઈને મારી સેવા કરે છે, તે જ મૂર્તિમંત જ્ઞાન છે. અથવા મનુષ્યને પવિત્ર તીર્થો, ઉત્તમ તપોવનો તથા ગુહાઓમાં રહેવાની રુચિ હોય છે. પર્વતની કંદરાઓમાં તથા સરોવરોનાં તીરો પર રહેવા પ્રત્યે તેને વિશેષ પ્રેમ હોય છે અને નગરનિવાસ પ્રત્યે અપ્રીતિ હોય છે. તેને એકાંતવાસ બહુ ગમે છે અને મનુષ્યની વસ્તીમાં રહેવાનો કંટાળો હોય છે. આવો પુરુષ જ્ઞાનની મૂર્તિ જ છે. હે સુબુદ્ધિમાન! જ્ઞાનના સ્પષ્ટીકરણ માટે હજી બીજાં પણ કેટલાંક લક્ષણો આગળ તને કહું છું. (૬૧૫)

**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ १२ ॥**

અધ્યાત્મજ્ઞાનમાં* નિમગ્ન હોવુ અને પારમાર્થિક જ્ઞાનનો સાક્ષાત્કાર થવો; આ લક્ષણો જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપનારાં છે;+ એટલા માટે એમને 'જ્ઞાન'ની÷ સંજ્ઞા પ્રાપ્ત થઈ છે; એથી જે વિપરીત તે અજ્ઞાન× છે. ૧૨

પરમાત્મારૂપી વસ્તુ જે જ્ઞાનના યોગથી દેખાય છે, તે જ એક જ્ઞાન; તેવા જ્ઞાન વિનાનો સંસાર તથા સ્વર્ગ મેળવી આપનારાં સર્વ જ્ઞાન અજ્ઞાન જ છે, એમ જે પૂર્ણ રીતે સમજ્યો છે અને તેથી સર્વ-પ્રાપ્તિની ઇચ્છા ત્યજી સંસાર પ્રત્યે ઘૃણા ધરે છે તથા અધ્યાત્મજ્ઞાનમાં સદ્‌ભાવથી ડૂબકી મારે છે; જેમ વટેમાર્ગુ જે સ્થળેથી અનેક માર્ગો ફૂટતા હોય, ત્યાં બરાબર તપાસ કરી આડમાર્ગ છોડી સરળ રાજમાર્ગે જાય છે, તેમ જ જ્ઞાનમાત્ર વિષે વિચાર કરી ઇતર જ્ઞાનનો પરિત્યાગ કરી, જે પોતાનું મન તથા બુદ્ધિને અધ્યાત્મજ્ઞાનમાં સંલગ્ન કરે છે;

* જે જ્ઞાન વડે આત્મવસ્તુ અને અનાત્મવસ્તુ જાણી શકાય તે જ્ઞાનનું નામ 'અધ્યાત્મજ્ઞાન' છે.

+ જ્ઞાનપ્રાપ્તિનાં ૨૪ સાધન અને લક્ષણ છે.

÷ આ અધ્યાયના ૭મા શ્લોકથી માંડી અહીં સુધી જે સાધનો કહેવામાં આવ્યાં છે, તે સઘળાં તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે હેતુ હોવાથી 'જ્ઞાન' નામથી ઓળખવામાં આવ્યાં છે.

× ઉપર જણાવેલાં જ્ઞાનનાં સાધનોથી વિપરીત જે માન, દંભ, હિંસા વગેરે છે, તે અજ્ઞાનની વૃદ્ધિમાં હેતુ હોવાથી તેમને 'અજ્ઞાન' નામથી કહ્યાં છે.

તે જ પ્રમાણે ઈતર જ્ઞાન ભ્રાંતિમૂલક હોવાથી જે પોતાની બુદ્ધિ મેરુ પર્વતની પેઠે સ્થિર કરી અધ્યાત્મજ્ઞાન પ્રતિ જ વાળે છે; આકાશમાંનાં અન્ય નક્ષત્રોની પેઠે ધ્રુવ કદી પણ ચલાયમાન થતો નથી, તેમ અધ્યાત્મજ્ઞાનમાથી જેનો નિશ્ચય ડગી જતો નથી; તેનામાં જ્ઞાન અવશ્ય વસે છે એમાં લેશ પણ સંશય નથી. આ રીતે તેના મનમાં જ્ઞાન પૂર્ણ રીતે અંકિત થયા પછી તે મદ્રૂપ થઈ જાય છે. (૬૨૩)

જેવી રીતે જમવા માટે પીરસેલી પતરાળી પર બેઠેલો કોઈ મનુષ્ય જ્યાં સુધી જમવાનો પ્રારંભ કરે નહિ, ત્યાં સુધી તે જમવાને બેઠેલો છે એમ કહી શકાતું નથી; તે પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા થવા છતા જ્ઞાન મેળવ્યા વિનાના પુરુષને 'જ્ઞાની'ની સંજ્ઞા પ્રાપ્ત થતી નથી. તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ત થતા જ્ઞેયરૂપી ફળ પર જ તેની સરળ દૃષ્ટિ રહે છે. બાકી જ્ઞાનનો લાભ થયા છતા પણ જો જ્ઞેય વસ્તુ હસ્તગત ન થાય, તો જ્ઞાનનો લાભ વ્યર્થ જ છે, એમ હું સમજું છું. અંધ મનુષ્યના હાથમાં દીવાનો શો ઉપયોગ? તે પ્રમાણે જ્ઞાનનો માત્ર નિશ્ચય કરવામાં આવે અને આત્મદર્શન ન થાય, તો તે જ્ઞાન વ્યર્થ જ કહી શકાય છે. જો જ્ઞાનના પ્રકાશથી પરમાત્માની પ્રાપ્તિ ન થતી હોય તો તે બુદ્ધિ અંધ મનુષ્ય પ્રમાણે નિરર્થક જ છે; માટે તે જ્ઞાન વડે જ્યા જુઓ ત્યાં પરમાત્મા જ દૃષ્ટિગોચર થાય છે, એવી જેની બુદ્ધિ નિર્મળ થઈ છે એટલે નિર્દોષ જ્ઞાને દર્શાવેલા જ્ઞેયને જે જુએ છે અને એવા જ્ઞાનથી જે સંપન્ન થયો છે અને જ્ઞાન જેટલુ અગાધ તેટલી જ જેની બુદ્ધિ પણ વિશાળ છે, તે પુરુષ જ્ઞાનથી સંપન્ન જ છે, એમ શબ્દો દ્વારા વર્ણવવાનુ કાંઈ પણ કારણ નથી. જેની બુદ્ધિ જ્ઞાનના પ્રકાશ સાથે જ જ્ઞેયને આલિંગન આપે છે, તે હાથોહાથ પરતત્ત્વની પ્રાપ્તિ કરી લે છે. હે અર્જુન! એવો પુરુષ જ્ઞાનરૂપ છે, એમ કહેવામા આશ્ચર્ય તે શું હોઈ શકે! સૂર્યને સૂર્ય કહી નવીનતાથી ઓળખાવવો પડતો નથી. (૬૩૩)

ત્યારે શ્રોતાઓ કહેવા લાગ્યા: હવે રહેવા દો. જ્ઞાન વિષે અધિક સ્પષ્ટતાની કંઈ જરૂરિયાત નથી. ગીતાર્થ કહેવામા નિરર્થક વિલંબ શા માટે કરો છો? અધ્યાત્મજ્ઞાન વિષે વિસ્તારપૂર્વક નિરૂપણ કરીને તમારા વક્તૃત્વનો અમને ઉત્તમ લાભ આપ્યો છે. બીજા કવિઓ કોઈ વસ્તુનું વર્ણન કરતી વખતે તે વસ્તુ વિષે જ સીધું વર્ણન ન કરતાં, તેના ઉપાંગો વિષે મહાન કૌતુકથી બહલાવી બહલાવી વ્યર્થ વર્ણન કરતા જાય છે. એટલે કવિઓના આ મંત્રને તું પોતાના વર્તનમાં આગંતુક

પ્રમાણે શાને ઘુસાડે છે? જો કોઈ એક મનુષ્ય અન્ય મિત્રોને ભોજન કરવા માટે પોતાને ત્યાં બોલાવી બેસવાને માટે પાટલા ગોઠવી, રંગોળી પૂરીને મોટો ભપકો કરે; અને સૌ જમવા બેસે એટલે તૈયાર કરેલું અન્ન તે જગ્યાએ થઈને માત્ર લઈ જવામાં આવે; પણ પત્રાવળીઓમાં પીરસવામાં ન આવે તો નિમંત્રિત મિત્રોનું અન્ય પ્રકારે ગમે તેટલું કરાયેલું આદરાતિથ્ય તેમને નિરુપયોગી હોઈ જેમ વ્યર્થ જાય છે; અથવા અન્ય અનેક ગુણોવાળી ગાય દૂધ દોહતી વખતે જો આંચળને હાથ અડકાડવા ન દેતાં લાતો મારે, તો તેનુ વ્યર્થ પોષણ કોઈ પણ કરશે નહી. તે પ્રમાણે જ્ઞાનના નિરૂપણ વખતે જ્ઞાન વિષે ન બોલતાં ઇતર કવિઓ અન્ય વિષયોનુ અતિ વર્ણન કરે છે; તે પ્રમાણે ન કરતાં તમે અમને સત્ય જ્ઞાનની પૂર્ણ પ્રતીતિ કરાવી આપી છે એ ઠીક કર્યું. જે જ્ઞાનની અલ્પસ્વલ્પ પ્રાપ્તિ માટે પણ લોકો મહા સંકટો ખમી યોગાદિ સાધનો સાધે છે એવા, બુદ્ધિને તૃપ્ત કરી દેનારા જ્ઞાનનું વર્ણન તમે કર્યું છે. આવા પ્રકારની અમૃતવૃષ્ટિની ઝડીઓ સદાકાળ ચાલુ રહે, તોપણ તેનાથી કોઈ કંટાળશે કે? તેમ જ સુખના કરોડો દિવસો વીતી જાય તોપણ તેને ગણુતાં બેસી રહી કોઈ કંટાળશે ખરો કે? પૂર્ણિમાના ચંદ્રની રાત્રિ એક યુગ પર્યંત પહોંચે, તોપણ ચકોર તેના પ્રતિ જોતાં કંટાળશે કે? તે જ પ્રમાણે તમારા જેવા રસિક વક્તા જ્ઞાનોપદેશ કરે તે સાંભળી 'હવે બહુ થયું' એમ કોણ કહેશે? ભાગ્યવાન પરોણાને ચતુર પીરસનારી મળતાં, ભોજન માટે રાંધેલ વાનગીઓ ખૂટી ન પડે તો સારું એવી તેની અભિલાષા હોય છે, તે જ પ્રમાણે આજની કથાનો આ પ્રસંગ છે; કારણ કે અમને જ્ઞાનશ્રવણ પ્રત્યે પ્રીતિ છે અને તમને તે કહેવા પ્રત્યે પ્રેમ છે. આથી જ તમારા વ્યાખ્યાનમાં ચારગણું બળ આવ્યું છે, તો 'જ્ઞાનમાં તમે પરિપૂર્ણ છો' એમ કહ્યા વગર અમે શી રીતે રહી શકીએ? હવે આપ આગળ, બુદ્ધિના ગર્ભમાં જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણોની વિરુદ્ધ જે અજ્ઞાન છે, તેનું વર્ણન કરો. (૬૪૭)

સંતોનાં આવાં વચન સાંભળ્યા પછી નિવૃત્તિ મહારાજના દાસ શ્રીજ્ઞાનદેવ કહેવા લાગ્યા કે, 'મારી પણ અજ્ઞાનનુ વર્ણન કરવાની મનોભાવના હતી. એવામાં હે ગુરો! આપે મને આજ્ઞા કરી, તો હવે વ્યર્થ બડબડાટ કરતો નથી. આ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાનનાં અઢાર લક્ષણો કહી બતાવ્યાં. પછી બોલ્યા કે, જેનામાં આ લક્ષણો દૃષ્ટિગોચર થાય, તેનામાં જ્ઞાન નિવાસ કરે છે, એવો મારો પોતાનો અભિપ્રાય છે અને બીજા જ્ઞાનીઓનો મત પણ એ જ છે. મેં તને

હસ્તામલકવત્ સ્પષ્ટ રીતે તે જ્ઞાનનું દર્શન કરાવ્યું છે. હે મહાબુદ્ધિમાન અર્જુન ! હવે જેને અજ્ઞાન કહેવામાં આવે છે, તેનું વર્ણન પણ લક્ષણો સહિત સ્પષ્ટ કરી સંભળાવું છું. હે ધનંજય ! જ્ઞાનની સમજ પડ્યા પછી અજ્ઞાન સહજ સમજી શકાય છે; કારણ કે જ્ઞાનનો અભાવ તે જ અજ્ઞાન છે. દિવસની સમાપ્તિ થયા પછી રાત્રિની જ પાળી આવે છે; કારણ કે રાત્રિ અને દિવસ એ બે પ્રકારો ઉપરાત ત્રીજો કોઈ પ્રકાર જ સૃષ્ટિમાં નથી; તે પ્રમાણે જ્યાં જ્ઞાન નથી ત્યાં અજ્ઞાનનો જ વાસો છે; તથાપિ અજ્ઞાનનાં કેટલાક લક્ષણો તને કહી સંભળાવું છું. પોતાના પ્રતિષ્ઠાની જ વાટ જોતો જે બેસી રહે છે અને લોકો તરફથી સત્કાર મળે તો જ સંતોષ પામે છે; તથા તેવું માન મળે તો ગર્વથી પર્વતના શિખર પર ચઢી જઈને કદાપિ નીચે ઊતરતો નથી (નમ્ર થતો નથી), આવા પુરુષમાં પૂર્ણ અજ્ઞાન નિવાસ કરે છે એમ તું સમજ. અથવા પોતાના ધર્માચરણ વિશે–પીપળાને યજ્ઞોપવીત સંસ્કાર કર્યા પછી તેને જેમ દોરી બાંધવામાં આવે છે તેમ; અથવા તો દેવળમાંનું ચમ્મર જેમ સર્વના ઉપયોગમા આવે છે; તે પ્રમાણે લોકોમા તે પોતાનાં કૃત કર્મોની પ્રસિદ્ધિ કરે છે. પોતાને આવડતી વિદ્યાની પોતાના મુખથી પ્રસિદ્ધિ કરે છે અને પોતાને હાથે બનેલા સત્કૃત્યો જાહેર કરી લોકોને ઢોલ વગાડીને જણાવે છે. આ પ્રમાણે જે કૃત્યોથી પોતાની પ્રતિષ્ઠામાં વધારો થાય તે નિત્ય કરતો રહે છે; અને દિવસમા ત્રણવાર સ્નાન કરી અંગે અત્તર વગેરે લગાડી શરીરને શણગારે છે; પરંતુ માનવજાતની કોઈ પણ પ્રકારની સેવા કરવાની ઇચ્છા ધરાવતો નથી. આવો માણસ અજ્ઞાનની ખાણ છે, એમ તું સમજ. જે પ્રમાણે અરણ્યમાં દાવાનળ સળગવાથી સ્થાવર–જંગમ સર્વ બળીને ભસ્મીભૂત થઈ જાય છે, તે પ્રમાણે જેનાં સ્વાભાવિક આચરણથી પણ જગતને દુઃખ થાય છે, જે સહજતયા ભાષણ કરે, તે પણ મનુષ્યના હૃદયને તીક્ષ્ણ ભાલાની અણીની પેઠે ભેદી નાખે છે અને જેની સર્વ યોજનાઓ ઇતર જનોને વિષ કરતાં પણ અધિક ઘાતુક થઈ પડે છે, તેનામાં અજ્ઞાનનો જ નિવાસ છે. વધારે શું કહું ? તે અજ્ઞાનનું ઉત્પત્તિ–સ્થાન જ છે અને તેનુ જીવન હિંસાનુ ઘર જ છે. ધમણો ફૂંકવાથી જેમ ફૂલે છે અને પવન નીકળી જતા તે તરત જ દબાઈ જાય છે, તે પ્રમાણે જે લાભ થવાથી ફુલાઈ જાય છે અને હાનિ થતાં દુઃખનિમગ્ન થઈ જાય છે; વાવાઝોડામા સપડાયેલી ધૂળ જેમ આકાશ પર્યંત ઊંચે ચડે છે, તે પ્રમાણે લોકો સ્તુતિ કરે, તો જે હર્ષથી ફુલાઈ જાય છે;

ખોબલીભર પાણીથી પણ જેમ કાદવ ઢીલો થઈ જાય છે અને થોડો પવન વાતાં સુકાઈ જાય છે, તેમ કોઈએ થોડી નિંદા કરી હોય, તો જે માથું કૂટે છે; આ પ્રમાણે જે માન-અપમાનને સહન કરી શકતો નથી, તેનામાં પૂર્ણ અજ્ઞાનનો નિવાસ હોય છે, એમ તું સમજ. જે મનમાં કાંઈ હોય અને મુખ દ્વારા કાંઈ બીજું જ બોલી બતાવે છે અને એકને વચન આપી, તેની વિરુદ્ધમાં બીજાને મદદ આપે છે; પારધી દુષ્ટ બુદ્ધિથી જે પ્રમાણે મૃગાદિકને ચારો નીરે છે, તે પ્રમાણે બહારથી પ્રેમમય વર્તન બતાવી, જે ઉત્તમ લોકોની સાથે પણ અંતઃકરણથી વેર રાખે છે; શેવાળથી લીપાયેલી શિલા ઉપરથી જે પ્રમાણે લીલીછમ દેખાય છે, કે લિંબોળી પીળી દેખાય છે, તે પ્રમાણે જેનાં કર્મો કેવળ બહારથી જ ઉત્તમ દેખાય છે, તે મનુષ્યમાં અજ્ઞાન નિઃસંશય છે, એમ તું નિશ્ચયપૂર્વક સમજી રાખ. ગુરુકુળનું નામ લેતાં જેને લાજ લાગે છે, ગુરુસેવાનો જે તિરસ્કાર કરે છે અને ગુરુની પાસેથી પોતાને જે વિદ્યા પ્રાપ્ત થઈ હોય, છતા તે વાતને પણ જે માનતો નથી; આવા મનુષ્યનું નામ લેવું તે શૂદ્રના ઘરનું અન્ન સેવન કર્યા સમાન છે; પરંતુ અજ્ઞાનનાં લક્ષણ કહેતા, ન છૂટકે જ તેનો ઉચ્ચાર કરવો પડ્યો.

માટે હવે જે ગુરુભક્તનું નામ સૂર્યના તેજની પેઠે સર્વ અજ્ઞાનાંધકાર દૂર કરનાર છે, તેનુ નામ લઈ વાચાથી થયેલા પાપનુ પ્રાયશ્ચિત કરુ છુ. આટલાથી જ ગુરુનિંદકના નામોચ્ચારણથી વાચાને લાગેલા મહાન દોષનુ નિરસન થશે. ગુરુનિંદકના નામોચ્ચારથી ઉત્પન્ન થનાર મહાન ભયોને નિવૃત્ત કરવાનુ સામર્થ્ય ગુરુભક્તના નામોચ્ચારમાં છે. અસ્તુ. હવે અજ્ઞાનનાં ઈતર લક્ષણો પણ શ્રવણ કરો. જે આળસુ રહીને કર્મ કરતો નથી તથા મનમા સંશયને ધારણ કરે છે, તે જંગલમાંની અમગલ મૃત્તિકા અને કાટાથી ભરેલા કૂવા જેવો છે. આ કૂવો કેવો હોય છે? તેના મુખ પર કાંટાવાળાં વૃક્ષો ઊગેલા હોય છે અને અંદર પ્રાણીઓ પડીને મરી ગયેલા હોવાથી, તેમના અસ્થિ એકઠાં થયેલાં હોય છે, તે પ્રમાણે જે મનુષ્ય આતર્બાહ્ય મલિન હોય છે, જે પ્રમાણે અન્ન ઉઘાડુ છે કે ઢાંકેલુ છે, તે ન જોતાં કૂતરાં તેને ખાય છે, તે પ્રમાણે જે ધનની બાબતમા પોતાનો અને પરાયાનો વિચાર રાખતો નથી; કૂતરો જે પ્રમાણે સ્ત્રીસંગ કરતી વખતે એકાંત કે ભરબજારનો વિચાર કરતો નથી અને કોઈ પણ પ્રકારનો વિધિનિષેધ માનતો નથી; તે પ્રમાણે જે સ્ત્રીસંગની બાબતમાં નિર્લજ્જ હોય છે,

કર્મનો વખત વીતી જાય અથવા નિત્યનૈમિત્તિક કર્મો રહી જાય, તોપણ જેના મનમાં ખેદ થતો નથી; પાપાચરણ વિષે જે નિર્લજ્જ હોય છે અને પુણ્ય–કર્મની કલ્પના પણ જેના મનમાં આવતી નથી તથા જેના મનમાં અતિશય વિકલ્પો આવે છે અને દ્રવ્યપ્રાપ્તિ વિષે પાપ-પુણ્યનો વિચાર કરતો નથી, તે કેવળ અજ્ઞાનનું જ પૂતળું છે એમ તું સમજ. જે પ્રમાણે ઘાસની સળી પર કીડી ચડતાં તે નમી જાય છે, તે પ્રમાણે અલ્પ લાભ માટે પણ જેની બુદ્ધિનું સ્થૈર્ય ડગી જાય છે; ખાબોચિયામાં પગ પડવાથી જેમ તેમાંનુ પાણી કંપિત બને છે, તેમ જે ભયનું નામ માત્ર સાંભળીને ગભરાઈ જાય છે; પાણીના પૂરમાં પડેલુ તુબડું જેમ હવા જે તરફ ઘસડી જાય, તે તરફ ચાલ્યુ જાય છે; તેમ જે મનોરથના પૂરમાં તણાઈ જાય છે; પવનની સહાયથી જેમ ધૂળ ગગન પર્યંત ઊંચે ચડી જાય છે, તેમ જે દુઃખની વાત સાંભળી વ્યાકુળ થઈ જાય છે; વાવાઝોડું જેમ ક્યાંય પણ સ્થિર હોતું નથી; જે ક્ષેત્ર, તીર્થ કે નગરમાં ક્યાય પણ સ્થાયી રહેતો નથી; ઉન્મત્ત થયેલા કાકીડાને જે પ્રમાણે નીચેથી ઉપર અને ઉપરથી નીચે ચઢવા–ઊતરવાનો વ્યર્થ નાદ લાગે છે; જે પ્રમાણે પાણીનું માટલું તેની ચારે તરફ આધાર મૂક્યા સિવાય સ્થિર રહેતું નથી, તે પ્રમાણે જે નિદ્રાકાળ સિવાય અન્યકાળમાં એક સ્થળે ન રહેતાં ચારે તરફ ભમતો ફરે છે; જેની ચંચળતા માંકડાંની પેઠે અતિ ચપળ છે, તેનામાં અજ્ઞાન પૂર્ણતાથી વસેલું છે; અને હે અર્જુન! જેના અંતરમાં સંયમનો અંશ પણ હોતો નથી, જેમ વહેળામાં વૃષ્ટિનુ પૂર આવતા તે રેતીના બંધને ગણકારતું નથી અને કિનારાના બંધને તોડી નાખે છે, તે પ્રમાણે જે શાસ્ત્રનિષિદ્ધ કર્મ કરવાથી ડરતો નથી, પણ યથેચ્છ વર્તે છે, જે વ્રતો પાળતો નથી, સ્વધર્મને લાત મારીને હડસેલી મૂકે છે અને જેની ક્રિયા શાસ્ત્રોએ બાંધી આપેલા નિયમોથી વિરુદ્ધ હોય છે; જેને પાપાચરણનો કંટાળો હોતો નથી, જેને પુણ્યાચરણ લેશ પણ જ્ઞાત નથી અને જે લજ્જાની મર્યાદા-ને ખણી નાખે છે; જે કુળધર્મને ઓળખતો નથી, વેદની આજ્ઞાને માનતો નથી અને જેને સારામાઠાં કૃત્યોનો વિવેક હોતો નથી; જે પ્રમાણે આકેલો આખલો છૂટો મુકાયલો હોવાથી ફાવે ત્યાં સંચરે છે કે પવન નિરંકુશતાથી ફાવે તેમ વાય છે અથવા અરણ્યમાં ફાટેલા વહે-ળાનુ પાણી ગમે ત્યાં વહે છે; અથવા અંધ હાથી મદોન્મત્ત બને કે પર્વતને દાવાનળ લાગે, એટલે પછી તે કોનો ઘાણ કાઢશે કે કોને બાળી મૂકશે એનો જેમ કોઈ નિયમ હોતો જ નથી, તે પ્રમાણે જેનું મન

વિષયો વિષે બહેકેલું હોય છે. ઉકરડા પર શું નાખવામાં નથી આવતું વારુ? મસ્તાન આખલાને કોણ રોકી શકે છે? શહેરના દરવાજાના ઊંબરા પરથી કોણ આવતું જતું નથી? (૭૦૦) જે પ્રમાણે અન્નક્ષેત્રમાં ગમે તે માણસ જમી શકે છે, અગર તો સાધારણ મનુષ્યને અધિકાર મળતાં તે તેનો અમલ પોતાના મનને ગમે તેવી રીતે ફાવે તેમ બજાવે છે; અથવા વણિકની દુકાને ગમે તે ગ્રાહક જઈ શકે છે; તે પ્રમાણે જેનું અંતઃકરણ ચંચળ છે, તેનામાં સંપૂર્ણ અજ્ઞાનની વૃદ્ધિ થાય છે, એમ તું સમજ. જે જીવતાં તેમ જ મૃત્યુ પછી પણ વિષયોની વાસનાને છોડતો નથી અને આ લોકમાં એવાં આચરણ કરે છે કે જેથી સ્વર્ગમાં પણ વિષયોપભોગ પ્રાપ્ત થાય; જેના સર્વ પરિશ્રમો કેવળ વિષયોપભોગની પ્રાપ્તિ માટે જ હોય છે અને જેને સકામ કર્મો સિવાય ઈતર કર્મો કરવાં ગમતાં જ નથી; તેમ જ જે વિરક્તનું દર્શન થતાં પણ સચૈલ (પહેરી રાખેલાં સઘળાં વસ્ત્રો પલાળી નાખીને) સ્નાન કરે છે; જેમ કોઢિયા માણસને પોતાના ગળત્કુષ્ટના વ્યાધિને લીધે ગળી જતી અને લોહી તથા પરુથી ખરડાયેલી આંગળીઓવાળા હાથ વડે ખાવામાં ઘૃણા ઉત્પન્ન થઈ સૂગ ચઢતી નથી; તેમ વિષયોને જેનો કંટાળો આવ્યા છતાં વિષયોનો જેને કંટાળો આવતો નથી અને કર્મફળ વિષે નિરિચ્છ થતો નથી; જે પ્રમાણે ગધેડીની પાછળ ગધેડો લાગતાં, તે ગધેડી લાતો મારીને તેનું નાક તોડી નાખે છે, તોપણ તે પાછો ન ફરતાં તેની પૂઠે જ લાગેલો રહે છે; તે પ્રમાણે જે વિષયો માટે બળતા અગ્નિમાં ભૂસકો મારવાને આગળપાછળ જોતો નથી અને જે પોતાના એ વ્યસનને દૂષણ નહિ, પણ ભૂષણ જ માને છે; મૃગજળની લાલસાથી દોડતાં દોડતાં મૃગની છાતી તૂટી જાય; તોપણ તેનો વેગ કમી ન થતાં ઊલટો વધે છે; પરંતુ એ મિથ્યા છે એમ તે માનતો નથી; તે પ્રમાણે જે જન્મથી મૃત્યુ પર્યંત વિષયપ્રાપ્તિ માટે એકસરખો શ્રમ કરવા છતાં તે પ્રત્યે તિરસ્કાર થવાને બદલે જેનો તેનામા ઊલટો પ્રેમ જ વધતો જાય છે; બાળપણમાં (પુત્રને) માતાપિતા પ્રત્યે વહાલ હોય છે અને બાલ્યાવસ્થાની સમાપ્તિ થતાં તારુણ્ય દશામાં સ્ત્રી પ્રત્યેની ઘેલછા લાગે છે; સ્ત્રીનો ઉપભોગ પૂર્ણ થતા વૃદ્ધાવસ્થા આવે છે એટલે પછી તે તેવો જ પ્રેમ છોકરાછૈયા પર રાખવા માંડે છે; જન્માંધ જેમ ઘર છોડીને ક્યાંય જતો નથી, તે પ્રમાણે જે છોકરાછૈયા વચ્ચે રહીને જ કાળ ક્રમણ કરે છે; પરંતુ જેને મૃત્યુ પર્યંત વિષયો પ્રતિ તિરસ્કાર છૂટતો નથી, તેનામા અજ્ઞાનનો પાર નથી, એમ તું સમજ. (૭૧૨)

હવે અજ્ઞાનનાં બીજાં પણ કેટલાંક લક્ષણો કહી સંભળાવું છું. જે પોતાના દેહને આત્મા ધારીને કર્મો કરે છે અને જો કોઈ એકાદ કર્મનું આચરણ ઓછુંવત્તું થાય તો અભિમાનથી ફુલાઈ શોકમાં ડૂબી જાય છે; દેવને પ્રસાદ મસ્તક પર રાખતાં જ જેમ ભક્ત તોરથી ઘૂમવા માંડે છે, તે જ પ્રમાણે જે વિદ્યાના જોર પર અને વચના અભિમાન પર આધાર રાખી છાતી કાઢી ધમધમ પગલાં મૂકતો, નાચતો-કૂદતો ચાલે છે; આખા જગતમા એકલો હુ જ શાણો અને શ્રીમંત છુ અને મારા જેવો ધીમંત કે શ્રીમંત બીજો કોઈ પણ નથી તથા મારા જેવું નીતિરીતિ ભર્યું વર્તન પણ બીજા કોનુ છે? મારી બરાબરી કરી શકે એવો બીજો કોઈ નથી, હું જ સર્વજ્ઞ છું અને એકલો હું જ જગતમાં જ્ઞાતા છુ, આ પ્રમાણે જે સર્વ વાતનુ અભિમાન કરે છે; વ્યાધિગ્રસ્ત માણસથી જેવી રીતે કોઈ પણ પ્રકારનો ભોગ સહન થઈ શકતો નથી, તે પ્રમાણે બીજાનુ સારું થયેલું જેનાથી સહન કરી શકાતું નથી; દીપક જે પ્રમાણે આખી દિવેટને ખાઈ જઈને સ્નેહ-(તેલ)ને બાળી નાખે છે અને તેને જે જગ્યાએ મૂકયો હોય, તે જગ્યાને કાળીમેશ કરી નાખે છે; તથા તેના પર પાણીનુ ટીપુંય પડતાં તડતડ અવાજ કરે છે, પવનથી ઓલવાઈ જાય છે અને ઘરને તેનો સહેજ પણ સ્પર્શ થાય તો તેને સળગાવી દે છે અને એક તૃણ પણ બાકી રહેવા દેતો નથી; અને જો કોઈ સ્થળે જરા સરખો પણ પ્રકાશ ફેંકે છે, તો તેટલાથી પણ ગરમી કર્યા વિના રહેતો નથી; આવા દીપકના અલ્પ ગુણોની પેઠે જેની પાસે વિદ્યા અલ્પ હોય છે પણ દોષો અધિક હોય છે, તેનામાં અજ્ઞાનનો વાસ છે. જે રોગીને નવજ્વર થયો હોય, તેને ઔષધ તરીકે પણ જો દૂધ આપવામાં આવે, તોય તે જેમ તેના તાવને કોપાવનારું થઈ પડે છે; અથવા સર્પને દૂધ પાવામા આવે, તો જેમ તેનું વિષ કરી તે ઓકે છે, તે પ્રમાણે ગુણવાન મનુષ્યનો જે મસ્તર કરે છે, વિદ્યા વિશેની અહંતા ધરાવે છે અને તપના આચરણથી જેના અંગમાં,ઉષ્ણતા વ્યાપી રહે છે; અંત્યજને રાજ્યાસન પર બેસાડવામાં આવતાં જેમ તે અભિમાનથી ફુલાઈ જાય છે, અથવા અજગર સ્તંભને ગળી જાય, તો તે જેમ અકડવા માંડે છે; તેવા પ્રકારનો જેના અંગમાં ગર્વનો અકડાટ ભરેલો છે એમ જોવામાં આવે અને જે વૃક્ષના ઠૂંઠાની પેઠે કદી પણ નમતો નથી, પાષાણ પ્રમાણે જેનુ હૈયુ કઠિન હોવાથી જે દ્રવતો નથી અને ગારુડીના મંત્રથી જેમ મણુની વેદના શમતી નથી; એવો જેનો

સ્વભાવ હોય અને તેથી જે ગુણીજનોને ગણકારતો ન હોય તેવા માણુસમાં અજ્ઞાનનો દિનપ્રતિદિન વધારો જ થતો જાય છે, એ હું તને નિશ્ચયપૂર્વક કહુ છું. (૭૨૭)

હે ધનંજય ! જે પોતાની સંપત્તિ, ઘરબાર તથા દેહ અને વિદ્યમાન જન્મ વિષે કશો પણ વિચાર કરતો નથી; કૃતઘ્નીની ઉપર ઉપકાર કરવામાં આવે, અથવા ચોરને વ્યાપાર કરવા માટે નાણાંની મૂડી ધીરવામાં આવે કે નિર્લજ્જ મનુષ્યની સ્તુતિ કરવામાં આવે, તો જે પ્રમાણે તેઓ કરેલા ઉપકારને ભૂલી જાય છે; અથવા નઠારા કૂતરાનાં કાન અને પૂંછડી કાપીને તેને ઘરમાંથી બહાર કાઢી મૂકવામાં આવે, તોપણ તે ગળતા રક્ત સાથે જ પુનઃ તે ઘરમાં જ પ્રવેશ કરે છે, સર્પના મુખમાં સપડાઈ ગળાતો હોવા છતાં પણ દેડકો માત્ર વિનોદને ખાતર પણ માંખોને ગળવાનું ભૂલી જઈ શકતો નથી; તે પ્રમાણે અંગમા ખંજવાળ આવીને નવ દ્વારો વહેતા હોવા છતાં પણ જેના મનમાં પોતાની આવી સ્થિતિ થવાનું કારણ શું, એવો વિચાર જેને ઉદ્ભવતો નથી, અથવા તે માટે ખેદ પણ થતો નથી; માતાના ગર્ભાશયમાં વિષ્ટાના થરમાં નવ માસ પર્યંત જે ખદબદે છે, જે ગર્ભમાંના તથા ઉદરમાંથી બહાર નીકળતી વેળાના દુઃખોનું કાંઈ પણ સ્મરણ કરતો નથી, ખોળામાં બેસાડેલા બાળકને મળમૂત્રના ગારામાં આળોટતું જોવા છતાં પણ જેને તે પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થતી નથી કે ત્રાસ પણ થતો નથી, સાંપ્રત જન્મ વિષે તથા ભાવિ જન્મ વિષે જેના મનમાં કાંઈ પણ વિચાર ઉત્પન્ન થતા નથી; અને તે જ પ્રમાણે પોતાના તારુણ્યના મદમા છકેલો હોવાથી ભવિષ્યમાં અવશ્ય આવનારા મૃત્યુ વિષેની જે કાંઈ પણ ચિંતા ધરાવતો નથી, પોતાના જીવનમા પૂર્ણ વિશ્વાસ રાખીને આપણને ગમે ત્યારે પણ મૃત્યુ તો પ્રાપ્ત થનાર જ છે, એ વિષે જે લેશ પણ વિચાર કરતો નથી; ખાબોચિયુ કદાપિ સુકાવાનું નથી, એવી ધારણાથી જે પ્રમાણે તેમાંથી મત્સ્ય અગાધ સરોવરમા જતા નથી; અથવા પારધીના ગાયનથી મુગ્ધ થઈ લોભાઈ જવાથી, જે પ્રમાણે મૃગ પારધીને નહિ જોતાં ફસાય છે; અથવા મત્સ્ય જે પ્રમાણે ગલમાં લગાડેલા માંસની અંદરનો આકડો છે, તે જીવલેણ છે, તેની કલ્પના કરતું નથી અને ગલ ખાઈને મરી જાય છે; અથવા દીપકની જ્યોતિથી હું બળીને ભસ્મ થઈશ, એ રહસ્યને ન જાણીને જેમ પતંગ તેની ઉપર ઝડપ મારે છે; ઘર બળતું હોવા છતા પણ એકાદ મૂર્ખ જેમ નિદ્રાના ઘેનમાં તે પ્રતિ લક્ષ આપતો નથી; કિંવા

જે અન્નમાં વિષ નાખવામાં આવ્યું હોય, તે અન્નને જેમ અજાણ્યુ મનુષ્ય નીડરપણે ખાય છે; તે પ્રમાણે જીવનરૂપે આ મૃત્યુ જ આવીને ઊભું છે, એમ જે વિષયસુખના ઉન્માદમાં પડીને જાણી શકતો નથી; અને પોતાના શરીરની પુષ્ટતા, રાત્રિ, અને દિવસનો ઉપયોગ તથા વિષયથી થનારા સુખની પ્રૌઢતાને જે સત્ય માને છે; અને એ વિનાની આ જગતમાંની બીજી સર્વ વસ્તુઓને જે મિથ્યા માને છે, પરંતુ બિચારો એમ સમજતો નથી કે, વેશ્યા આપણને તન–મન અર્પે છે, તે તેનો પ્રેમ ઉપરટપકેનો છે અને એ તો ઊલટો આપણને ડુબાડવાનો અને ધન લૂટવાને માટેનો જ માર્ગ હોય છે; એ રહસ્ય સમજતો નથી, અથવા માર્ગમા જતાં ચોરોનો ભેટો થતાં તેમના તરફથી ઉપરટપકે દેખાડાતી મૈત્રી ખરી હોતી નથી પણ વનમાં જવા પછી આપણા પ્રાણ લેવા માટે જ તેમની તે મૈત્રી હોય છે અને માટીની પ્રતિમાને સ્નાન કરાવી પૂજા કરવી, એ જેમ તેનો નાશ કરવા સમાન જ છે; પાંડુરોગથી પુષ્ટ થયો હોય તો તે ખરી પુષ્ટતા નહિ, પણ તેના આયુષ્યની સમાપ્તિનુ જ ચિહ્ન હોય છે, તે પ્રમાણે જે આહાર અને નિદ્રામાં તલ્લીન થઈ તેનાથી આપણો નાશ છે એમ સમજતો નથી; શૂળી પર ચડાવવાને લઈ જવામાં આવતો મનુષ્ય પોતાની સમક્ષ શૂળીને જોઈને તેની તરફ વેગથી દોડવા માંડે છે, તો તે પોતાના પ્રત્યેક પગલાથી મૃત્યુને વધુ ને વધુ સાન્નિધ્યમાં કરતો જાય છે, તે પ્રમાણે દેહ જેમ જેમ વધે, આયુષ્ય જેમ જેમ વૃદ્ધિંગત થતું જાય તથા મનુષ્ય જેમ જેમ વિષયસુખમાં નિમગ્ન થતો જાય, તેમ તેમ મૃત્યુ આયુષ્યને જીતતું જાય છે અને મીઠું જે પ્રમાણે પાણીમા નાખવાથી પીગળી જાય છે, તે પ્રમાણે જેમ જેમ વય વધતી જાય તેમ તેમ તે કાળને નિકટ ને નિકટ લાવતી જાય છે, અને તે મરણ પોતાને હાથોહાથ લઈ જશે એ રહસ્યને જે સમજતો નથી. હે અર્જુન! આયુષ્યની વૃદ્ધિ સાથે પોતાનુ મરણ વધારે અને વધારે નિકટમા આવતું જાય છે. એ વાત વિષયોમાં લીન રહેવાથી જે સમજી શકતો નથી, હે મહાબાહો અર્જુન! તે અજ્ઞાનરૂપી દેશનો રાજા છે એમ કહેવામા કોઈ પણ પ્રકારની શંકા જ નથી. (૭૫૩)

જેવી રીતે તેવો પુરુષ આયુષ્યના ઉન્માદમાં ભવિષ્યમાં પ્રાપ્ત થનારા મૃત્યુ વિષે વિચાર કરતો નથી, તેવી જ રીતે તારુણ્યના જોમમાં ભવિષ્યમાં આવનારી વૃદ્ધાવસ્થા વિષે પણ ચિંતા ધરાવતો નથી. ડુંગરના ઢાળ પરથી ગાડી ગબડી પડતાં કે પર્વતના શૃંગ પરથી પાષાણ નીચે ગબડી

પડ્યા પછી પોતાનું શું થશે તેનું જ્ઞાન જેમ તેને હોતું નથી, તે પ્રમાણે જે 'મને વાર્ધક્ય ઘેરશે, ત્યારે મારી શી સ્થિતિ થશે' તેનો વિચાર કરતો નથી અથવા તો વક્ર અરણ્યમાંના વહેળામાં વૃષ્ટિનું પૂર આવતાં જેમ તેને ઓળંગી શકાતું નથી; અથવા પાડાઓ વચ્ચે ટક્કર ચાલતી હોય તે વખતે તેઓ ઉન્મત્ત થવાથી બીજા કોઈને પોતાની નિકટ આવવા દેતા નથી; તે પ્રમાણે જેના અંગમાં તારુણ્યનો મદ સંચરેલો હોય છે, તે પુરુષ અજ્ઞાનનું ઘર જ છે. શરીરસંપત્તિ ઘટવા માંડે, તેના શરીરમાંના તેજનો લોપ થતો જાય અને ગર્દન હાલવા સાથે મસ્તક પણ કંપવા લાગે, દાઢીના વાળ સફેદ થઈ જાય છે અને ડોકનો કાંટો ઢીલો થઈ જવાથી ગરદન, જાણે 'ના–ના' એમ કહેતી હોય તેમ, વ્યર્થપણે ડાબે-જમણે હાલ્યા કરે છે; આવી સ્થિતિ થયા છતાં જે આશાને વધાર્યે જાય છે, તે પુરુષ પણ અજ્ઞાનમાં જ ડૂબેલો છે. અંધ મનુષ્યને પોતાની સામેનો સ્તંભ છાતી સાથે અથડાય, ત્યાં સુધી તેને જેમ તેના અસ્તિત્વની ખબર પડતી નથી, અથવા દૃષ્ટિ સમક્ષ ઝાડ પરથી નીચે પડેલા જાંબુને બીજો કોઈ માણસ ઉઠાવીને પોતાના મોઢામાં મૂકી આપે તો સારું એમ માની આળસુ માણસ જાતે પડ્યો રહી, તે જાંબુને પોતાને હાથે ઉપાડી પોતાના મુખમાં મૂકવા સુદ્ધાંની જાતે ખટપટ કરતો નથી; તેમ જ જે તારુણ્યનો ઉપભોગ લેતાં, ભાવિ વૃદ્ધાવસ્થા વિષે વિચાર કરતો નથી, તે કેવળ અજ્ઞાનની સજીવ મૂર્તિ છે એમ જ જાણવું.

કોઈ અંધ વા કમ્મરમાંથી વાંકો વળી ગયેલો મનુષ્ય મળે, તો જે તારુણ્યના મદમાં છકી જઈ તેની મશ્કરી કરે છે; પરંતુ ભવિષ્યમાં આપણી સ્થિતિ પણ એવી જ થવાની છે એમ વિચારતો નથી અને મોતની નિશાની જે વૃદ્ધાવસ્થા તે પ્રાપ્ત થવા છતાં જે તારુણ્યનો ઘમંડ છોડતો નથી, તે પુરુષ પણ અજ્ઞાનનું જ ઘર છે, એમ તું નક્કી સમજ. વળી અજ્ઞાનનાં બીજાં પણ કેટલાંક વિશિષ્ટ લક્ષણો કહું છું, તે સાંભળ. (૭૬૩)

વાઘના જંગલમાંથી એકવાર ચરીને બળદ ભાગ્યવશાત્ સુખરૂપ ઘેર પાછો આવ્યો હોય અને વાઘ પોતાને કાંઈ પણ હાનિ કરતો નથી એવો તે વિશ્વાસ ધરીને જેવી રીતે ફરીથી પણ તે જ જંગલમાં ચરવા જાય છે અને કાળનો ભોગ થાય છે; અથવા જે ઘરમાંની સંપત્તિ પર સર્પ બેઠેલો હોય, તે ઘરનો ભંડાર એક વખત સર્પદંશ થયા વિના એકાદ મનુષ્ય લઈ આવે, તો તે પછી સંપત્તિ પર સર્પ બેસે

છે એ વાત જેવી રીતે તે પુરુષ સાચી માનતો નથી; તેમ જ આવા બનાવો અવારનવાર બનતા નથી અને તેથી તેમ કરવામાં જીવનું જોખમ સમાયેલું છે, એવું પણ જે માનતો નથી; અને પોતાનો વેરી ઊંઘ્યો હોય, માટે હવે વેરનો અંત આવ્યો હોવાનું માને છે અને એવા ભરોંસા પર સ્વસ્થ થઈ બેસી રહે છે, તો તે વેરી જાગ્રત થતાં જેમ તે પોતાનાં બાળબચ્ચાં સહિત પોતાનો જીવ પણ ખોઈ બેસે છે, તે પ્રમાણે જ્યાં સુધી ક્ષુધા અને નિદ્રા-સારી હોય અને જ્યાં સુધી કોઈ પણ જાતનો રોગ લાગુ પડ્યો ન હોય, ત્યાં સુધી જે તે વિષે ચિંતા રાખતો નથી અને સ્ત્રીપુત્રાદિ તથા સંપત્તિ આદિ વધારે વધારે મળતાં જાય, તેમ તેમ જે વધારે મદાંધ થતો જાય છે, અને એક ક્ષણમાં સ્ત્રીપુત્રાદિનો વિયોગ થશે તથા એક ક્ષણમાં સંપત્તિનો નાશ થઈને વિપત્તિ આવશે, એવા એવા ભવિષ્યમાં આવી પડનારા દુઃખનો જેને વિચાર પણ આવતો નથી, તે પૂર્ણ અજ્ઞાની છે; અને હે અર્જુન! જે આ મૃત્યુલોકમાં ઇંદ્રિયોને યથેચ્છ ચરવા દે છે, તેને પણ કેવળ અજ્ઞાનરૂપ જ સમજવો. જે તારુણ્યના ઉન્માદમાં સંપત્તિના મદથી સેવ્યા-સેવ્ય વસ્તુનો વિચાર ન કરતાં એકસરખો તેનો ઉપભોગ લેતો જ રહે છે, ન કરવા યોગ્ય કૃતિ કરે છે, અસંભવનીય વસ્તુની આકાંક્ષા રાખે છે અને જે કાર્યનો વિચાર કરવો ન જોઈએ, તેનો વિચાર જે નિરંતર પોતાના મનમાં લાવે છે; જ્યાં પ્રવેશ ન કરવો જોઈએ, ત્યાં પહોંચી જાય છે; જે વસ્તુ લેવી ન જોઈએ, તેની માગણી કરે છે અને જે કાર્યનો વિચાર સુદ્ધાં કરવો ન જોઈએ કે જેને સ્પર્શ પણ કરવો ન જોઈએ, તેનો વિચાર અને સ્પર્શ જે કરે છે; જ્યાં જવું ન જોઈએ, ત્યાં જાય છે, જોવું ન જોઈએ તે જુએ છે, ખાવું ન જોઈએ તે ખાય છે અને આ પ્રમાણે વર્જ્ય ગણેલી કૃતિ કરવાથી જ જે આનંદ પામે છે, જેની સંગત કરવી ન જોઈએ, તેની સંગત કરે છે, જ્યાં બિલકુલ સબંધ રાખવો ન જોઈએ, ત્યાં ઘાડો સંબંધ બાંધે છે અને જે માર્ગનું આચરણ કરવું ન જોઈએ; તે માર્ગ આચરે છે; જે સાંભળવું ન જોઈએ તે સાંભળે છે, બોલવું ન જોઈએ તે બકે છે અને તે કરવાથી આપણાથી દોષ થાય છે એ શંકાને જે મનમાં સ્થાન જ આપતો નથી; પોતાના મનમાં આવે તથા પોતાને જે સુખા-વહ લાગે, તે જ કાર્ય કરવા તરફ લક્ષ હોવાને લીધે જે સારી-માઠી કૃતિનો લેશ પણ વિવેક-વિચાર કરતો નથી અને એ કારણથી ભળતી જ કૃતિનું આચરણ કરે છે; પરંતુ પોતાને હાથે પાપ થશે કે પોતાને

નરકયાતના ભોગવવી પડશે, એ ભવિષ્યના પરિણામની જે લેશમાત્ર પણ ચિંતા રાખતો નથી; એવા ધર્મભ્રષ્ટ માણસોને લીધે સમસ્ત જગતમાં અતિશય અજ્ઞાનનો પ્રસાર થાય છે અને તેની એટલી બધી વૃદ્ધિ થાય છે કે, જ્ઞાનને પણ તે પોતાના બળ વડે પાછળ હઠાવી શકે છે.

અસ્તુ. જેના યોગથી તું અજ્ઞાનનુ સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજી શકે એવાં તેનાં કેટલાંક બીજાં લક્ષણો તને કહી સંભળાવું છું, તે સાંભળ. જે પ્રમાણે ભ્રમરનું ચિત્ત નવવિકસિત કમળના કેસર પર આસક્ત હોય છે, તે પ્રમાણે જેની પ્રીતિ ગૃહમાં જડાયેલી હોય છે; જેમ ખાંડના ઢગ પર માખીઓ બણબણે છે, તેમ જેનું મન સ્ત્રીમાં આસક્ત થયેલું હોય છે, દેડકો જેમ પાણીના કુંડમાંથી બહાર નીકળતો નથી, માખી જેમ નાકના લીંટમાં ફસાઈ ગયા પછી જેમ બહાર નીકળી શકતી નથી કે પશુ કાદવમાં સપડાયા પછી બહાર નીકળી શકતું નથી; તે પ્રમાણે જેનું મન ઘરમાંથી દૂર ખસતું નથી અને જે મરણ પછી પણ પોતાના ઘરરૂપી દરમાં સર્પ થઈને બેસે છે. એકાદ સ્ત્રી જેમ પોતાના પ્રિયકરના ગળામાં હાથ નાખીને બેસે છે, તેમ જે પોતાની પર્ણકુટીને જીવ સાથે જકડી રાખે છે; જે પ્રમાણે મધુના રક્ષણ માટે મધુમક્ષિકા સંકટ સહન કરે છે, તે પ્રમાણે જે ગમે તેવી યાતનાઓ વેઠીને પોતાના ગૃહનું સંરક્ષણ કરે છે; વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલા એકના એક બાળક પર માતાપિતાનો જેટલો પ્રેમ હોય છે, તેટલો પ્રેમ જે ઘર પર રાખે છે; અને હે અર્જુન! જેને આ જગતમાં સ્ત્રી સિવાય અન્ય કોઈ પણ વસ્તુ પ્રિય હોતી નથી; તે જ પ્રમાણે જે જીવભાવથી સ્ત્રી પર પ્રેમ કરે છે અને આપણે કોણ છીએ તથા આપણું સાર્થક્ય શાથી થશે, એ કશી વાત જે જાણતો નથી; જે પ્રમાણે સિદ્ધ પુરુષનું ચિત્ત બ્રહ્મસ્વરૂપમાં લીન થયા પછી તેના સર્વ વ્યવહારો બંધ પડી જાય છે; તે પ્રમાણે જેણે પોતાનું સર્વસ્વ સ્ત્રીને વેચી નાખેલું હોય છે, તે પોતાની હાનિ, લજ્જા કે લોકોએ કરેલી નિંદા પ્રતિ લક્ષ આપતો નથી. જેવી રીતે માંકડું મદારીને વશ હોય છે અને તેનું નચાવ્યુ નાચે છે, તે પ્રમાણે તે સ્ત્રીને વશ હોય છે અને તેનો નચાવ્યો નાચે છે; તે જ પ્રમાણે મનમાં જે સ્ત્રી પર પ્રીતિ હોય છે, તેનુ જ ધ્યાન ધરીને તેના છંદમાં જ વર્તે છે; સ્ત્રી માટે ગમે તેવું કાર્ય કરવા તત્પર થાય છે. પોતાનાં કૃત્યોથી મેળવેલી કીર્તિને કલંક લગાડે છે. સ્ત્રીને માટે, લોભી માણસની જેમ પોતે કષ્ટ વેઠીને જેટલું એકત્ર કરી શકાય તેટલું ધન ભેગું કરે છે, કેવળ પોતાની જાતને જ નહિ, પરંતુ પોતાનાં સગાંસંબંધીઓ અને મિત્રોને

પણ તે દુઃખ પહોંચાડે છે; તેમ વળી દાન-પુણ્ય ન કરતાં, પોતાના ગોત્રજો તથા કુટુંબીઓ સાથે ધન સંબંધી કપટ કરે છે અને સ્ત્રીની માગણી પૂરી કરવામાં ઊણપ રહેવા દેતો નથી તેમ જ તેને ખુશ કરવામાં પાછી પાની કરતો નથી; તે પોતાના આરાધ્ય દેવતાની સેવા પણ ભાગ્યે જ કરે છે, ગુરુને થાપ આપે છે અને માતાપિતા દ્રવ્ય માગે, ત્યારે 'હમણાં પૈસા સિલકમાં નથી' એમ કહે છે; પરંતુ સ્ત્રીને માટે જે જે ઉત્તમ વસ્તુઓ જોઈશે, તે તેના ઉપભોગ માટે લઈ આવે છે. જે પ્રમાણે પ્રેમાળ ભક્ત પોતાના ઇષ્ટ દેવતાને ભજે છે, તે પ્રમાણે જે એકાગ્ર ચિત્તે સ્ત્રીની સેવા કરે છે, જેટલી ઉત્તમ અને મૂલ્યવાન વસ્તુ હોય, તે સઘળી સ્ત્રીને જ અર્પે છે અને બાકી કુટુંબનાં બીજાં માણસોને નિર્વાહ પૂરતી વસ્તુ પણ આપતો નથી; પોતાની સ્ત્રી પ્રતિ જો કોઈ વક્ર દૃષ્ટિથી જુએ કે તેની વિરુદ્ધ વર્તન કરે, તો જેને યુગનો અંત થયા સમાન માઠું લાગે છે, ખરજવું થવાની ભીતિથી જેમ કોઈ નાગના શપથનો ભંગ કરતો નથી, તે પ્રમાણે જે સ્ત્રીના થૂંકને હાથમાં ઝીલી લઈને તેના મનોરથનો ભંગ કરતો નથી અર્થાત્ તેના સર્વ મનોરથો પૂર્ણ કરે છે. હે અર્જુન! વધારે શું કહું? જેને સ્ત્રી એ જ કેવળ દૈવત છે એમ લાગે છે અને જે તેનાથી ઉત્પન્ન થયેલી સંતતિમાં જ અથાગ પ્રીતિ રાખે છે તથા તે(સ્ત્રી)નાં જેટલાં આપ્તજનો હોય, તે સર્વને પોતાના જીવ કરતાં પણ અધિક પ્રિય ગણે છે; તે અજ્ઞાનનું મૂળ છે અને તેને જ લીધે અજ્ઞાનની વૃદ્ધિ થાય છે. વધારે શું કહું? ત કેવળ અજ્ઞાનરૂપ જ છે. (૮૦૪)

જેવી રીતે અશાંત સાગરમાં મોજાંઓને લીધે નૌકા ડોલંડોલાં જ થાય છે, તે પ્રમાણે જે પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં સુખને શિખરે ચડી જાય છે અને તે પ્રિય વસ્તુ ન મળતાં દુઃખના પાતાળમાં પટકાય છે. હે મહાબુદ્ધિમંત અર્જુન! જેના ચિત્તમાં વસ્તુના લાભાલાભથી ચિંતા ઉત્પન્ન થાય છે, તે અજ્ઞાની છે. તેમ જ જે મારી ભક્તિ કરે છે, પરંતુ મનમાં ફળની ઇચ્છા રાખે છે; અને બાહ્યતઃ વિરક્તતા બતાવનારો મનુષ્ય જેમ અંતરમાં ધનની ઇચ્છા રાખનારો હોય છે; અથવા વ્યભિચારિણી પોતાનું જારકર્મ ચાલુ રાખવા માટે જેમ પતિનો પડતો બોલ ઝીલી લઈ, તેની ઇચ્છા પ્રમાણે વર્તે છે; તે પ્રમાણે હે કિરીટિ! જે મારી ભક્તિનો ડોળ બતાવી અંદરથી વિષયો પ્રતિ દૃષ્ટિ રાખે છે અને છતાં વિષયપ્રાપ્તિ ન થાય તો ભક્તિ છોડી દઈ 'ઈશ્વર ખોટો છે' એમ બોલી મારા અસ્તિત્વના અસ્વીકારરૂપ

ચેષ્ટાઓ કરી મારી અવહેલના કરે છે; કણબી જેમ પોતાની ખેતી વધારે છે, તેમ એક મૂકીને બીજો એમ પુષ્કળ દેવોની સેવા કરે છે અને પહેલા દેવના જેવો જ બીજા દેવનો અનાદર કરે છે; જેની પાસે વિશેષ ઠાઠમાઠ હોય, એવા ગુરુ પર શ્રદ્ધા રાખી જે તેની પાસેથી ગુરુમંત્ર લે છે અને સાચા સંતનો ભાવ પણ પૂછતો નથી, પ્રાણીઓ સાથે જે કઠિન શબ્દો બોલી તેમનો તિરસ્કાર કરે છે અને પાષાણની મૂર્તિ પર વિશેષ પ્રેમ રાખે છે; તેમ જ જેનાથી એકનિષ્ઠપણાથી ભક્તિ કરી સ્વસ્થ રહી શકાતું નથી; જે મારી મૂર્તિ તૈયાર કરી તેને ઘરના એક ખૂણામાં બેસાડે છે અને પોતે બીજા દેવોની યાત્રા કરતો ફરે છે; જે રોજ તો મારી પૂજા કરે છે, પણ કોઈ કાર્યપ્રાપ્તિ માટે કુલ-દેવતાની પૂજા કરે છે અને એકાદ પર્વણી આવતાં વળી કોઈ ત્રીજા જ દેવતાની પૂજા કરે છે! ઘરમાં મારી સ્થાપના હોવા છતાં જે ઇતર દેવની પ્રાર્થના કરે છે અને નૈવેદ્ય ધરે છે તથા શ્રાદ્ધકાળે પિતરોની પૂજા કરે છે, એકાદશીને દિને જે પ્રમાણે મારી ભક્તિ કરે છે, તે જ પ્રમાણે નાગપંચમીને દિવસે નાગની પૂજા કરે છે; ચતુર્થીને દિવસે જે ગણપતિની ભક્તિ કરે છે તથા ચતુર્દશીને દિવસે દેવીની પૂજા કરીને 'હે અંબે! હું તારો આશ્રિત છું,' એવી પ્રાર્થના કરે છે; જે નિત્યનૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઈએ, તેનો ત્યાગ કરી નવ-રાત્રમાં નવચંડીનો પાઠ કરે છે; રવિવારને દિવસે જે ભૈરવ ને મેલડી માતાના નામનો ખીચડો વહેચે છે; અને સોમવારને દિવસે બિલ્વ-પત્ર લઈને શંકરને ચઢાવે છે; આ પ્રમાણે જે એકલો જ અનેક દેવોની સેવા કરે છે અને જેમ ગામમાંની વેશ્યા પ્રીતિ બતાવી સર્વનું મન આકર્ષી લે છે, તે પ્રમાણે ક્ષણવાર પણ સ્વસ્થ ન બેસતાં જે સદાકાળ વિષયપ્રાપ્તિ માટે બધા જ દેવોનું પૂજન કરે છે; આ રીતે દેવ–દેવીઓની ભક્તિ કરતો રહી જે ચોતરફ દોડાદોડ કરી મૂકે છે, તે અજ્ઞાનનો અવતાર જ છે અને ઉત્તમ એકાંત સ્થળો, તપોવનો, તીર્થો તથા તટોને જોઈ જેનું મન કંટાળી જાય છે તે પણ અજ્ઞાન-રૂપ જ છે. જેને શહેરમાં રહેવાથી સુખ થાય છે, અનેક મનુષ્યોમાં બેસવા–ઊઠવાનું ગમે છે અને લૌકિક વ્યવહારમાંની વાતો કહેવાનો જેને ઉમંગ હોય છે, તે પણ અજ્ઞાનરૂપ જ છે. (૮૨૫)

જે એવા પ્રકારનો વિદ્વાન હોય છે કે, જે વિદ્યાના યોગે આત્માની પ્રાપ્તિ થવાનો સંભવ હોય એવી વિદ્યા સાંભળવામાં આવતાં તેનો ઉપ-હાસ કરી તેને જે કાને પણ પડવા દેતો નથી, ઉપનિષદો તરફ જે

નજર પણ નાખતો નથી, યોગશાસ્ત્ર જેને ગમતું નથી અને અધ્યાત્મ-જ્ઞાન તરફ જેનુ લક્ષ જતું નથી; જે બુદ્ધિના યોગે આત્મા–અનાત્માનું નિરૂપણ થાય છે, તે બુદ્ધિને ત્યાગીને જેનું મન બીજાં સર્વ શાસ્ત્રોમાં આકર્ષાય છે, જે કર્મકાંડને જાણે છે, જેને પુરાણો કંઠે હોય છે અને જે જ્યોતિષમાં તો એટલો નિપુણ હોય છે કે, તે જે કહે તે પ્રમાણે જ થાય છે; જે શિલ્પશાસ્ત્રમાં અતિ નિષ્ણાત હોય છે, પાકશાસ્ત્રમાં પણ પ્રવીણ હોય છે અને જારણ, મારણ, ઉચ્ચાટન તથા વશીકરણ તો જેના હાથના મેલ સમાન છે; કામશાસ્ત્રનો પાકો દર્દી છે અને કોઈ વાત સાંભળવામાં આવતાં તે વિષે મહાભારત સમાન વ્યાખ્યાન આપે છે અને ધર્મશાસ્ત્રો જેની સમક્ષ મૂર્તિમંત થઈને ખડાં રહે છે; જે નીતિશાસ્ત્રને ઉત્તમ પ્રકારે જાણે છે, જે વૈદકશાસ્ત્રવિશારદ છે અને કાવ્ય તથા નાટકમાં જેની બરાબરી કોઈથી કરી શકાતી નથી; જે સ્મૃતિની સતત ચર્ચા ચલાવે છે, ગારુડીની મંત્રવિદ્યાને જાણે છે અને વેદોમાંના શબ્દોનો કોશ તો જાણે એનો સેવક જ છે! જે વ્યાકરણમાં નિપુણ છે, ન્યાયશાસ્ત્રમાં જેની મતિ ગહન છે–આ સર્વ ગુણોથી વિભૂષિત હોવા છતા કેવળ એક આત્મજ્ઞાનના વિષયમા જ જે જન્માંધ જેવો છે તે–અને એક આત્મજ્ઞાન વિના બીજાં સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતનો સ્તંભ હોય તોપણ તેના જ્ઞાનને ધિક્કાર હો! આવો મનુષ્ય સર્વગુણસંપન્ન હોય તોપણ મૂળ નક્ષત્રમા જન્મેલા બાળક સમાન હોવાથી, તારે તેનામાં લેશમાત્ર પણ મોહ રાખવો નહિ. (૮૩૫)

જે પ્રમાણે મોરના શરીર પરના પીછા પર આંખો હોય છે, પરંતુ તેમનામાં માત્ર દૃષ્ટિ જ હોતી નથી, તેવી જ આવા મનુષ્યની સર્વ વિદ્યાઓ વ્યર્થ છે. મૃત મનુષ્યને જીવંત કરનારી જડીબુટ્ટી જો પરમાણુ જેવડી પણ મળી આવે તો પછી ગાડું ભરેલા બીજા મૂળિયાની શી અગત્ય છે? ઉત્તમ ગુણો હોવા છતાં આયુષ્ય અલ્પ હોય અથવા મસ્તક વિના અલંકાર ધારણ કરવામાં આવે અથવા વર–વધૂ વિનાનો વરઘોડો કાઢવામા આવે એ જેમ વિડંબના જ છે ને! તેમ હે પાર્થ! એક અધ્યાત્મજ્ઞાન વિના બીજાં સર્વ શાસ્ત્રો અપ્રમાણ જ છે; એટલા માટે હે અર્જુન! જે પઢત મૂર્ખને આત્મજ્ઞાનનો નિત્યબોધ નથી, તે મનુષ્યનુ શરીર અજ્ઞાનનુ વૃદ્ધિંગત થયેલું બીજ જ છે અને તેની વિદ્વત્તા અજ્ઞાનની વેલ સમાન છે. તે જે બોલે છે, તે અજ્ઞાનનાં ફૂલ છે અને તે જે પુણ્ય માર્ગનું આચરણ કરે છે, તે અજ્ઞાનનું ફળ છે અને જેને અધ્યાત્મજ્ઞાન પર શ્રદ્ધા નથી, તેને

જ્ઞાનાર્થ (તત્ત્વાર્થ) પ્રાપ્ત થતો નથી, એ નવેસરથી કહી બતાવવાની કશી પણ અગત્ય નથી. નદીના આ તરફના તીર સુધી પણ ન જતાં જે પાછો ફરે છે, તે પેલી તરફના કાંઠાની વાતને કેમ કરીને જાણી શકે? અથવા ઘરમાં પ્રવેશ કરતાં ઉંબરામાં જ જેનું મસ્તક કપાઈને ખાંચામાં અટકી પડે છે, તે ઘરમાં શું મૂકેલું છે, તે શી રીતે જોઈ શકશે? તે પ્રમાણે હે અર્જુન! જેને અધ્યાત્મજ્ઞાનની સાથે ઓળખાણ નથી, તે જ્ઞાનાર્થ (તત્ત્વાર્થ) શી રીતે જોઈ શકશે? અર્થાત્ આવા મનુષ્યને જ્ઞાનનુ તત્ત્વ સમજાતું નથી, એ તને વિશેષતાથી આંકડા માંડીને કહી સભળાવવાનુ કશુ પણ કારણ નથી. ગર્ભિણી સ્ત્રીને ભોજન આપ્યુ, એટલે જેમ તેના ગર્ભમાના બાળકની પણ તૃપ્તિ થઈ જાય છે; તે જ પ્રમાણે પૂર્વે જ્ઞાનનાં જે લક્ષણો વર્ણવી બતાવ્યાં, તેનાથી વિરુદ્ધ જે જે વસ્તુ છે તે સર્વ અજ્ઞાન છે એમ સમજવું. (૮૪૮)

આંધળાને ભોજન માટેનુ આમંત્રણ આપવાથી તેની સાથે જેમ એક બીજો દેખતો માણસ પણ આવે છે, તે જ પ્રમાણે જ્ઞાનનાં લક્ષણો સમજાવતાંની સાથે જ અજ્ઞાનના લક્ષણો પણ આપોઆપ સમજી શકાય છે, એ પ્રમાણે અમાનિત્વથી માંડી તત્ત્વજ્ઞાનાર્થ દર્શન સુધી દર્શાવેલા જ્ઞાનથી વિરુદ્ધ અજ્ઞાનનાં લક્ષણો ફરીથી કહી બતાવ્યાં; કેમકે જ્ઞાનનાં અષ્ટાદશ લક્ષણોને ઊલટાવવાથી સહજમાં તે અજ્ઞાનનાં લક્ષણો બની રહે છે. ગત અગિયારમા શ્લોકના ઉત્તરાર્ધના દ્વિતીય અર્ધમાં શ્રીમુકુંદે કહ્યું છે કે, 'આ જ્ઞાનના લક્ષણો છે અને આથી ઊલટાં જે લક્ષણો છે, તે અજ્ઞાનનાં છે;' માટે આ પ્રકારે મેં તે અજ્ઞાનનાં લક્ષણો વિસ્તારપૂર્વક વર્ણવી બતાવ્યાં. બાકી દૂધમા પાણી મેળવી દૂધ વધારીને શું કરવાનુ છે? તે જ પ્રમાણે એક અક્ષર પણ ન છોડતાં અને વ્યર્થ બકબકાટો પણ ન કરતાં મૂળમા જે અર્થ હતો, તે જ મેં વિસ્તારપૂર્વક કહી બતાવ્યો છે. આ વખતે શ્રોતાઓ બોલ્યા: 'હે કવિપોષક! તારા હાથથી એવો તે શું મોટો અન્યાય થયો છે કે, તું ક્ષમા યાચે છે? તને તો જાણે શ્રીમુરારિએ પોતે જ કહ્યું છે કે, 'મેં જે અભિપ્રાય ગુપ્તપણે ઢાકી રાખ્યા છે, તેને તું પ્રકટ કર.' દેવનું મનોગત તેં અમને સ્પષ્ટ રીતે કહી બતાવ્યુ એમ જો અમે કહીએ, તો તારું હૈયું ભરાઈ આવશે; માટે અમે આ સર્વ વાત છોડી દઈએ છીએ; પરંતુ તેં અમને શ્રવણસુખથી ભરપૂર જ્ઞાનનૌકા પ્રાપ્ત કરાવી આપી; તેથી અમને અતિ સંતોષ થાય છે. હવે એ પછી શ્રીહરિ શું બોલ્યા, તે અમને સત્વર કહી સંભળાવ.' એવું સંતોનુ વાક્ય સાંભળતાંની

સાથે નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા: 'સાંભળો, દેવ એમ બોલ્યા: 'હે અર્જુન! આ જે સર્વ લક્ષણો તેં સાંભળ્યાં તે અજ્ઞાનના લક્ષણો હતાં. આ અજ્ઞાનભાગ તરફ દુર્લક્ષ કરી તું જ્ઞાનપ્રાપ્તિ માટે તારો નિશ્ચય દૃઢ કર. ત્યારે તે શુદ્ધ જ્ઞાનના યોગે તને જ્ઞેય વસ્તુની પ્રાપ્તિ થશે. આ વચનો સાંભળતા જ અર્જુને તે જાણવાની મનમાં ઇચ્છા કરી, ત્યારે સર્વજ્ઞોના રાજા શ્રીકૃષ્ણે અર્જુનનો મનોભાવ જાણી કહ્યું કે, હવે જ્ઞેય વિષે સાભળ. (૮૬૪)

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥**

જે જ્ઞેય–જાણવા યોગ્ય છે, જેને જાણવાથી જીવને મોક્ષ મળે છે, તે વિષે હવે તને કહું છુ તે અનાદિ સર્વોત્કૃષ્ટ બ્રહ્મને સત્ પણ કહી શકાય તેમ નથી અને અસત્ પણ કહી શકાય તેમ નથી ૧૩

જ્ઞેય એટલે પરમાત્મ વસ્તુ; તેને જ્ઞેય કહેવાનું કારણ એટલું જ છે કે, તે બ્રહ્મજ્ઞાન સિવાય ઇતર કોઈ પણ ઉપાયથી પ્રાપ્ત થઈ શકે તેમ નથી; અને તે જાણવામાં આવી ગયા પછી મુમુક્ષુને કોઈ પણ પ્રકારનું કર્તવ્ય કરવાનું બાકી રહેતું નથી; કારણ કે તેનું જ્ઞાન જ મુમુક્ષુને તદ્રૂપતામા આણે છે (તેને જાણવાની સાથે જ તે તદ્રૂપ થઈ જાય છે). જેને જાણી લીધા પછી મુમુક્ષુ જન સંસારનો ત્યાગ કરીને નિત્યાનંદમા નિમગ્ન થાય છે; તે જ્ઞેય એવું છે કે, જેને આદિ નથી અને જેનું સહજ સ્વભાવે જ પરબ્રહ્મ નામ છે. તે નથી એમ જો કહીએ, તો તે વિશ્વરૂપે દૃષ્ટિગોચર થયા કરે છે અને વિશ્વ જ પરબ્રહ્મ છે એમ જો કહેવામાં આવે તો તે પણ સત્ય નથી, કારણ કે વિશ્વ એ તો માયા છે! તેને રૂપ, વર્ણ કે આકાર નથી, તેમ જ તે દેખાતું નથી અને તે કોઈને દેખતું પણ નથી એટલે પછી 'તે છે' એમ પણ કોઇથી કઈ રીતે કહી શકાય? વારુ ત્યારે 'તે નથી' એમ જો માનીએ તો આ મહત્તત્ત્વાદિનો ઉદ્ભવ ક્યાથી અને શામાંથી થયો વારુ? અને એના વિના જે બીજુ કાંઈ હોવુ જોઈએ તે શું છે? અર્થાત્ એના વિષે 'છે' કે 'નથી' એમ કાઈ પણ કહી શકાતું નથી અને એ કારણથી જ વેદોની વાણી મૂક થયેલી છે; અને તેના વિષેની કલ્પના પણ કરી શકાતી નથી, જે પ્રમાણે માટીમાંથી તૈયાર કરેલા ઘડા, ગાગર વગેરે વાસણોના આકાર પ્રમાણે પૃથ્વી દેખાય છે (પરંતુ તે તેમનાથી ભિન્ન હોય છે), તે પ્રમાણે સર્વરૂપે સમસ્ત જગતમા તે

બ્રહ્મનો જ વિસ્તાર થયેલો છે (તથાપિ તે સર્વથી ભિન્ન છે).(૮૭૩).

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १४ ॥

આ જગતમા તેને સર્વ બાજુએ હાથ તથા પગ છે, સર્વ બાજુએ નેત્રો, મસ્તકો તથા મુખો છે, સર્વ બાજુએ કાનો છે અને તે સર્વત્ર વ્યાપક છે. ૧૪

સર્વ સ્થળે, સર્વ કાળે, સ્થૂળ તથા સૂક્ષ્મ વસ્તુઓ દ્વારા જે ક્રિયા થાય છે, તે તેની જ સત્તાથી થતી હોવાથી, તે ક્રિયાનો હાથ તે જ છે. તે બ્રહ્મને એ જ કારણથી 'વિશ્વબાહુ' કહેવામાં આવે છે, કે સર્વત્ર સર્વ પ્રકારે સર્વદા તે જ ક્રિયા કરાવતો હોય છે, અર્થાત્ તેની જ સત્તા માત્રથી સર્વ ક્રિયાઓ થાય છે; અને હે અર્જુન! તે સર્વત્ર એક સમયાવચ્છેદે કરીને હોય છે, તેથી જ તેને 'વિશ્વાંઘ્રિ' (વિશ્વપાદ) નામ પ્રાપ્ત થયું છે. જે પ્રમાણે સૂર્યને શરીર તથા નયનો; એ અવયવો ભિન્ન ભિન્ન નથી, તે પ્રમાણે જે સ્વપ્રકાશથી સર્વને જુએ છે, તેને નેત્રો ન હોવા છતાં પણ વેદોએ તેને મોટા શાણપણથી 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યા છે. જે સર્વ કરતાં ઉચ્ચ અને સર્વ પ્રકારે નિત્ય છે, તેથી જ તેને 'વિશ્વમૂર્ધા' કહેવામાં આવે છે. અગ્નિની જે મૂર્તિ છે, તે જ તેનું મુખ છે; કેમકે તે અગ્નિ દ્વારા જ સર્વ વસ્તુનો ઉપભોગ લે છે. હે પાર્થ! તેને એ જ કારણથી શ્રુતિએ 'વિશ્વતોમુખ' કહ્યો છે અને આકાશ જે પ્રમાણે સર્વ વસ્તુમા ઓતપ્રોત થએલું છે, તે પ્રમાણે શબ્દમાત્રની સાથે તેના શ્રવણો છે; અને તેથી જ તે બ્રહ્મને આપણે 'સર્વત્ર સાંભળનાર' ના નામથી ઓળખીએ છીએ; કારણ કે તે જગતની સર્વ વસ્તુમા વ્યાપી રહ્યો છે. હે મહામતે! હે અર્જુન! બ્રહ્મની એ પ્રમાણે વ્યાપ્તિ હોવાથી શ્રુતિએ બ્રહ્મને 'વિશ્વતશ્ચક્ષુ' કહ્યો છે, તે પણ પરમાત્માને અવયવો છે, એમ સિદ્ધ કરવા માટે નહિ; પરંતુ પરમાત્માનું વ્યાપકત્વ સમજાવવા માટે જ છે, નહિ તો ત્યાં નેત્ર, હસ્ત, પગ વગેરે અવયવોનો સંભવ જ ક્યાંથી હોઈ શકે? કારણ કે તે સર્વ શૂન્યનો નિષ્કર્ષ (પરિણામ) છે. એકાદ મોટો તરગ નાના તરંગનો નાશ કરતો જણાય છે; પરતુ પાણીની દૃષ્ટિથી જોતા મોટો તરગ નાના તરંગથી ભિન્ન હોય છે ખરો કે? તે પ્રમાણે જો વસ્તુતઃ સર્વત્ર બ્રહ્મ જ વ્યાપક છે, તો પછી તેનામાં વ્યાપ્ય-વ્યાપક ભાવનો સંભવ જ ક્યાંથી હોય? ત્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શાસ્ત્રો વ્યાપ્ય-વ્યાપક ભાવનું પ્રતિપાદન શા માટે કરે છે? તો

તેનો ઉત્તર એ છે કે, શિષ્યને યથાર્થ બોધ થવા માટે જ તેમ કરવાની જરૂર પડે છે. જે પ્રમાણે હિસાબ કરતી વખતે શૂન્ય બતાવવા માટે વર્તુલાકૃતિ–મીંડું કાઢવામાં આવે છે, તે પ્રમાણે અદ્વૈતનું સ્પષ્ટીકરણ કરવા માટે દ્વૈતનો સ્વીકાર કરીને જ તેનું સ્પષ્ટીકરણ કરવું પડે છે, નહિ તો હે અર્જુન! ચોતરફ ગુરુ–શિષ્ય સંપ્રદાય બંધ પડી જાય અને અદ્વૈત વિષેનાં સર્વ ભાષણોની પરિસમાપ્તિ થઈ જાય. એટલા માટે શ્રુતિએ દ્વૈતવિષયક સ્પષ્ટીકરણ કરીને જ અદ્વૈતનુ પ્રતિપાદન કરવાનો રાજમાર્ગ શરૂ કર્યો છે; માટે હવે તે જ જ્ઞેય બ્રહ્મ આપણાં નેત્રો દ્વારા દેખાતા આકારોમાં કેવી રીતે વ્યાપક છે તે તું સાંભળ. (૮૯૧)

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तंसर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १५ ॥**

તે સર્વ ઇંદ્રિયોને તેમના વિષયોનું જ્ઞાન કરાવી આપનાર હોવા છતાં સર્વ ઇંદ્રિયોથી રહિત છે; તે ક્યાંય પણ આસક્તિ ધરતો નથી, છતાં સર્વને ધારણ કરે છે, તથા ગુણરહિત છતાં ગુણોનો ઉપભોગ લેનાર છે. ૧૫

હે અર્જુન! જે પ્રમાણે અવકાશ(પોલાણ)માં આકાશ ભરેલું છે, અથવા તંતુઓ વસ્ત્રમાં જેમ વસ્ત્રરૂપે થઈને રહે છે, તે પ્રમાણે બ્રહ્મ આ વિશ્વમાં રહેલો છે. રસ જે પ્રમાણે ઉદકમાં ઉદકરૂપ થઈને રહે છે, તેજ જે પ્રમાણે દીપકમાં દીપકરૂપે રહે છે, સુગંધ જેમ કર્પૂરરૂપે કર્પૂરમાં રહે છે અને ક્રિયા જે રીતે શરીરરૂપે શરીરમાં રહેલી છે; કિંબહુના, હે અર્જુન! સુવર્ણ જે પ્રમાણે સુવર્ણના રવાને રૂપે દૃષ્ટિગોચર થાય છે, તે જ પ્રમાણે જ્ઞેય બ્રહ્મ જ આ સર્વ જગતનું આદિ કારણ હોઈ સર્વમાં મૂર્તિમાન દેખાય છે. તે સોનું જ્યારે રવાને રૂપે દેખાય છે, ત્યારે ત આપણને રવો છે એમ જ ભાસે છે, પરંતુ સોનાની દૃષ્ટિથી જોતાં તે રવો વસ્તુતઃ સુવર્ણ જ છે. હે અર્જુન! પાણીનો પ્રવાહ વાંકો હોય, તો પાણી પણ વક્ર દેખાય છે; પરંતુ વાસ્તવમા તે વક્ર નથી. લોખંડને તપાવ્યા પછી તેનો જે લાલ રંગ દૃષ્ટિગોચર થાય છે, તે રંગ વસ્તુતઃ અગ્નિનો આકાર નથી, પણ લોખંડનો જ છે. ઘટના આકારથી આકાશ ગોળ દેખાય છે અને મઠમાં જોઈશું તો તે આપણને ચતુષ્કોણ દેખાશે; પરંતુ તે મઠ અને ઘટનો નાશ થતા આકાશનો નાશ થતો નથી; તે પ્રમાણે જે બ્રહ્મ માયાની ઉપાધિને લીધે વિશ્વમય થાય છે, પરંતુ માયામાં તેનું અસ્તિત્વ હોતું નથી; હે અર્જુન! તે બ્રહ્મ મન ઇત્યાદિ ઇંદ્રિયોના જેવું તથા સત્ત્વાદિ ગુણોના જેવું બન્યું હોય, એવો ભાસ થાય છે; પરંતુ જે

પ્રમાણે ગોળની મિષ્ટતા ગોળના આકારમાં હોતી નથી, તે પ્રમાણે ઇંદ્રિયો અને ગુણો એ બ્રહ્મનો આકાર નથી. હે કપિધ્વજ! જે પ્રમાણે દૂધની અવસ્થામાં ઘી દૂધના આકારે હોય છે; પરંતુ ઘી દૂધ નથી; તે પ્રમાણે બ્રહ્મ વિશ્વમાં ભરેલો છે, પરંતુ તે વિશ્વ નથી. સુવર્ણના અલંકાર બન્યા પછી આપણે તેને ફૂલ, વાંક, ચંદનહાર, બંગડી વગેરે નામો ભલે આપીએ છીએ; બાકી તે છે તો સુવર્ણ જ. આ પ્રમાણે સ્પષ્ટ ભાષામાં, હે અર્જુન! સમજી લે કે બ્રહ્મ એ ગુણો તથા ઇંદ્રિયો-થી પૃથક્ છે. નામ, રૂપ, સંબંધ, જાતિ, ક્રિયા, ભેદ—એ સર્વ સંજ્ઞાઓ આકારને જ છે; બ્રહ્મને નહિ. તે બ્રહ્મ કદી ગુણ થતો નથી અને તેને ગુણની સાથે કશો સંબંધ પણ નથી; પરંતુ ગુણો જ તેમનામાં ભાસે છે. આ કારણથી હે અર્જુન! અજ્ઞાનીઓ એમ સમજે છે કે, એ ગુણો બ્રહ્મમાં જ રહેલા છે; પરંતુ બ્રહ્મમાં ગુણ છે એમ માનવું, એ અભ્ર આકાશમાં દૃષ્ટિગોચર થાય છે, માટે આકાશ તેને ધારણ કરે છે; અથવા દર્પણમાં જે પ્રતિબિંબ દૃગ્ગોચર થાય છે તે દર્પણનું જ છે, એમ કહેવા સમાન છે; સૂર્યનું પ્રતિબિંબ પાણી ધારણ કરે છે, તેથી સૂર્યનું અસ્તિત્વ પાણીમાં માનવું, અથવા સૂર્યરશ્મિમાં મૃગજળનું અસ્તિત્વ માનવું, એના જેવી એ વાત છે; માટે ગુણ તથા બ્રહ્મ વચ્ચે સંબંધ ન હોવા છતાં પણ બ્રહ્મ ગુણને ધારણ કરે છે, એવો જે નિશ્ચય છે, તે ભ્રામક તથા વ્યર્થ છે. જે પ્રમાણે ભિક્ષુ સ્વપ્નમાં રાજ્યનો ઉપભોગ લે, તે જેમ મિથ્યા છે, તે જ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મનો ગુણનો ઉપભોગ ભ્રાંતિમાત્ર અથવા ઉક્તિમાત્ર છે; માટે બ્રહ્મ ગુણોનો સંગ કરે છે અથવા ગુણોનો ઉપભોગ લે છે, એમ કહેવું ઉચિત નથી. (૯૧૨)

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १६ ॥**

તે સર્વ ભૂતોની બહાર હોઈને અંદર પણ છે; તે સ્થિર હોઈને ચળ પણ છે; તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જાણી શકાતો નથી,* છતાં તે દૂર+ હોવા છતા નિકટ÷ પણ છે. ૧૬

* સૂર્યનાં કિરણોમાં રહેલું જળ સૂક્ષ્મ હોવાથી સાધારણ માણસના જાણ-વામાં આવતું નથી, તેવી જ રીતે સર્વવ્યાપી પરમાત્મા પણ સૂક્ષ્મ હોવાથી સામાન્ય માણસોના જાણવામાં તે આવતો નથી.

\+ શ્રદ્ધારહિત, અજ્ઞાની જનો વડે ન જાણી શકાયાથી બહુ દૂર છે.

÷ તે પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ અને સર્વનો આત્મા હોવાથી અત્યંત સમીપ છે.

હે પાંડુસુત! અગ્નિના અંગારા જો કે ભિન્ન ભિન્ન તથા અનેક આકારના હોય, તોપણ તેમનામાંની ઉષ્ણતા જે પ્રમાણે એક જ હોય છે, તે પ્રમાણે ચરાચર ભૂતોમાં એક જ બ્રહ્મ વ્યાપક છે. આ પ્રમાણે જે અવિનાશી હોઈ સૂક્ષ્મ રીતે સર્વ જગતમાં વ્યાપ્ત છે, તે જ્ઞેય છે. શરીરની ભીતર પણ છે અને બહાર પણ છે; તે જ પ્રમાણે દૂર પણ છે અને નિકટ પણ છે અને જે એક અર્થાત્ અદ્વિતીય છે. ક્ષીર-સાગરની મધુરતા કાંઠા પર થોડી અને મધ્યભાગે વિશેષ હોતી નથી; તે પ્રકારે જે સર્વવ્યાપક તથા પરિપૂર્ણ છે, જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ એ સર્વ જુદાં જુદાં ભૂતોમાં તેની અખંડ વ્યાપ્તિ છે. હે શ્રોતૃશિરોમણે! હજારો જુદા જુદા ઘડાઓમાં ચંદ્રબિંબ ભિન્ન ભિન્ન દેખાય છે; પરંતુ તેમાં જેમ ભેદ હોતો નથી, અથવા મીઠાના પુષ્કળ કણોમાં એકસરખી જ ખારાશ હોય છે અને અનેક શેરડીના સાંઠાઓમાં એક જ પ્રકારની મિષ્ટતા રહેલી હોય છે; (૯૧૯)

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १७ ॥**

તે બ્રહ્મ મૂળથી જ વિભક્ત નથી, આકાશની પેઠે એકરૂપે પરિપૂર્ણ હોવા છતાં પણ ચરાચર પ્રાણીમાત્રમાં વિભક્ત હોય તેમ ભિન્ન ભિન્ન દેખાય છે અને તે જ જાણવા યોગ્ય પરમાત્મા, વિષ્ણુરૂપે સર્વ ભૂતોનો ધારણપોષણ કરનાર, રુદ્રરૂપથી સંહાર કરનાર તથા બ્રહ્મારૂપથી સર્વની ઉત્પત્તિ કરનાર છે. ૧૭

તે પ્રમાણે અનેક ભૂતમાત્રમા જે એકભાવે વ્યાપક છે અને હે અર્જુન! વિશ્વરચનાનું જે આદિ કારણ છે, જે પ્રમાણે તરંગો સમુદ્ર-માંથી ઉત્પન્ન થાય છે તથા સમુદ્ર જ તરંગોનો આધાર છે, તે પ્રમાણે પ્રાણીમાત્રની ઉત્પત્તિનો જે હેતુ છે તે જ તેનો આધાર છે; બાલ્યા-વસ્થા, તરુણાવસ્થા તથા વૃદ્ધાવસ્થાને જેમ એક જ શરીર આધારભૂત હોય છે, તે પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય-એ ત્રણે અવસ્થાઓને જે આધારભૂત છે; દિવસના પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળ—એ ત્રણે કાળ વ્યતીત થાય, તોપણ આકાશમાં જેમ ફેરફાર થતો નથી; તેમ હે પ્રિયતમ! સૃષ્ટિના ઉત્પત્તિકાળે જેને આપણે બ્રહ્મદેવ કહીએ છીએ, સ્થિતિકાળે જેને આપણે વિષ્ણુ કહીએ છીએ અને લયકાળે જેને આપણે રુદ્ર કહીએ છીએ અને આ ત્રણે કાર્યો જ્યારે સમાપ્ત થાય છે, ત્યારે જે શૂન્ય હોય છે, તેને આપણે પ્રકૃતિ કહીએ છીએ; તથા આકાશનું શૂન્યત્વ ગળી જઈને ગુણત્રયનો નાશ કરનાર જે

પ્રકૃતિરૂપી શૂન્ય, તેનો પણ જે નાશ કરે છે, તેને શ્રુતિએ મહાશૂન્ય કહ્યું છે અને શ્રુતિનિર્દિષ્ટ એ મહાશૂન્ય તે જ આપણું જ્ઞેય બ્રહ્મ છે.(૯૨૬)

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १८ ॥

તે બ્રહ્મ ચંદ્ર-સૂર્યાદિકને પણ પ્રકાશ આપે છે, તે અજ્ઞાનરૂપી અંધકારની પેલી બાજુએ છે, એમ કહેવાય છે, તે જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞેયસ્વરૂપ છે તથા જ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે અને તે જ સર્વના હૃદયમાં વિદ્યમાન છે. ૧૮

જે બ્રહ્મ અગ્નિને દીપન કરવાની શક્તિ આપે છે, જે ચંદ્રમા પાસેથી જગતમાં અમૃતની પ્રાપ્તિ થાય છે, તેને જે અમૃત આપે છે, જે સૂર્યના પ્રકાશથી સમસ્ત જગત વ્યવહાર કરે છે, તેને જેના યોગે દૃષ્ટિ પ્રાપ્ત થાય છે; જેના પ્રકાશથી તારાગણને પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેમ જ મહાતેજ પણ જેના તેજથી તેજસ્વી થાય છે; જગતમાં જે મૂળ પદાર્થોનું પણ મૂળ અર્થાત્ આદિ છે; જે વૃદ્ધિની વૃદ્ધિ, બુદ્ધિની બુદ્ધિ અને જીવનો પણ જીવ છે; જે મનનું મન, નેત્રોનું નેત્ર, કાનોનો કાન અને વાચાની વાચા છે; જે પ્રાણનું જીવન, ગતિનો વેગ અને જેના યોગ ક્રિયાનું કર્તૃત્વ પ્રાપ્ત છે; હે પાંડુકુમાર! જેનાથી આકાર, વિસ્તાર અને સંહારને પોતપોતાનાં સ્વરૂપો પ્રાપ્ત થાય છે; જે પૃથ્વીને ધારણ કરનાર છે, જે પાણીનું જીવન છે અને જેના યોગથી તેજ પ્રકાશમાન થાય છે; જે વાયુને વહન કરવાની શક્તિ આપે છે, જેમાં આકાશ સમાવિષ્ટ થાય છે; વધારે શું કહું? સર્વ ભાસમાન વસ્તુઓ જેના તેજથી જાણવામાં આવે છે, હે પાંડવ! આ સર્વ જગતમાં જે સર્વ પદાર્થોના સ્વરૂપે સર્વપણાથી રહ્યો છે અને જેનામાં દ્વૈતભાવનો જરા પણ પ્રવેશ નથી; જેનું દર્શન થતાંની સાથે દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન—એ ત્રિપુટી બ્રહ્મ-સ્વરૂપમાં ઐક્યભાવ પામે છે અને પછી પાછો તે જ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન—એ ત્રિપુટી બની જેના યોગથી બ્રહ્મ જાણવામાં આવે છે, તે પણ તે જ છે. જેવી રીતે હિસાબનો તાળો મળી રહેતાં હિસાબના કાચા કાગળોનું કામ પૂરું થાય છે; તે પ્રમાણે બ્રહ્મ પ્રાપ્ત થતાં સાધ્ય અને સાધક એ બન્ને ભાવોનો લોપ થાય છે; હે અર્જુન! બ્રહ્મમાં દ્વૈતનો લેશ પણ સંબંધ રહેતો નથી. હવે આ વાત રહેવા દો. માત્ર એટલું જ જાણવું પૂરતું છે કે, તે જ્ઞેય બ્રહ્મ સર્વના હૃદયમાં નિવાસ કરે છે.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ॥
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १९ ।

એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય તને સક્ષેપથી કહી સંભળાવ્યાં. એમને જાણવાથી મારો ભક્ત મારા સ્વરૂપમાં મળી જાય છે. ૧૯

આ પ્રમાણે હે પ્રિય મિત્ર! તને ક્ષેત્ર એટલે શું, તે દાખલા-દલીલ સાથે વિસ્તારથી સમજાવ્યુ; તે જ પ્રમાણે હે અર્જુન! તે ક્ષેત્ર પછી તું ખુલ્લી આંખે જોઈ શકે એવી રીતે તને જ્ઞાન પણ સમજાવ્યું. વળી તારી બુદ્ધિની તૃપ્તિ થાય અને હવે બસ થયુ, એમ તું કહે, ત્યાં સુધી અજ્ઞાનનાં લક્ષણોનું પણ કૌતુકથી નિરૂપણ કર્યું અને હમણાં જ જ્ઞેય એટલે શું, તે તને દૃષ્ટાંતપૂર્વક સમજાવ્યુ. હે અર્જુન! આ સર્વ વાતોનો વિચાર કરી, મારી પ્રાપ્તિની ઇચ્છા રાખીને મારા ભક્તો મદ્રૂપ થાય છે, દેહાદિક પરિવારનો ત્યાગ કરીને જેઓ પોતાના ચિત્તને મારામા પરોવે છે; હે કિરીટિ! મારા તે ભક્તો એ પ્રકારે મને જાણીને પોતાનું ચિત્ત મને અર્પણ કરીને અને મારા ચિત્તને પોતાનામાં આકર્ષીને મદ્રૂપ થાય છે. આવી રીતે મદ્રૂપ થવાનો સૌથી સુલભ માર્ગ મેં મુમુક્ષુ માટે તૈયાર કરી રાખ્યો છે. ઊંચાણ પર ચડવા માટે જેવી રીતે પગથિયાં કરવાં પડે છે, અથવા આકાશ–વાતાવરણ–માં ગમન કરવું હોય, તો પર્વત બાધવો પડે છે; કે ઊંડાં પાણી-માંથી તરી જવા માટે જેમ નાવમા બેસવું પડે છે; બાકી, હે વીરો-ત્તમ! સર્વત્ર આત્મા છે, એમ જો તને કહેવા માંડુ, તો તે તને સ્પષ્ટ રીતે સમજાશે નહિ; અર્થાત્ તરી બુદ્ધિ જડ છે એમ જોઈ ને તે એક જ બ્રહ્મના ચાર વિભાગ કરી બતાવ્યા. જે પ્રમાણે બાળકને જમાડવું હોય, તો આપણા ગ્રાસના વીસ ભાગ કરી, તેના મુખમાં વીસ વખત થોડુંથોડું અન્ન આપવુ પડે છે, તે પ્રમાણે મે તને બ્રહ્મ ચાર પ્રકારે સ્પષ્ટતાપૂર્વક સમજાવ્યું. તારી અવધાનશક્તિને જોઈ ને એક ક્ષેત્ર, એક જ્ઞાન, એક જ્ઞેય તથા એક અજ્ઞાન–એવા તે બ્રહ્મના ચાર ભાગ કર્યા. (૯૫૨)

અને હે પાર્થ! આટલુ કર્યાં છતા પણ જો બ્રહ્મ સ્પષ્ટ રીતે તારા જાણવામાં ન આવી શકે, તો તને અન્ય પ્રકારથી ફરીથી એક-વાર સ્પષ્ટ કરી બતાવુ છું. હવે તેના ચાર ભાગ ન કરતાં તથા તે એક છે, એમ પણ ન માનતાં, તેના આત્મા તથા અનાત્મા (પુરુષ તથા પ્રકૃતિ) એવા બે ભાગ કરી તને તે કહું છું; પરંતુ તું એક કાર્ય કર. હું જે માગું તે મને આપ, તે વસ્તુ શી છે એમ જો તું પૂછે તો મારે એટલું જ જણાવવાનું છે કે હું જે કાંઈ કહું તે બરાબર ધ્યાન દઈ લક્ષપૂર્વક સાંભળી લે. શ્રીકૃષ્ણનાં આવાં વચનો સાંભળી

પાર્થના અંગ પર રોમાંચ ખડાં થયાં. આવી સ્થિતિ જોઈ દેવ કહેવા લાગ્યા કે, 'આના મનમાં આ વાત સંપૂર્ણ રીતે અંકિત થઈ છે.' આ રીતે શ્રીકૃષ્ણને પણ આવેશ આવ્યો; પરંતુ તેને કાબૂમાં રાખી તેઓ બોલ્યા: હે અર્જુન! તને બ્રહ્મના પુરુષ તથા પ્રકૃતિ–એવા બે ભાગ સ્પષ્ટ કરીને કહું છું, તે સાંભળ. પ્રકૃતિ અને પુરુષનું જેમાં વર્ણન છે; તે માર્ગને યોગી લોકો 'સાંખ્યમાર્ગ' કહે છે; અને જેનું પૂર્ણ-પણે વર્ણન કરવા માટે મેં કપિલાવતાર ધારણ કર્યો હતો તે પ્રકૃતિ તથા પુરુષનો વિવેક સાંભળ. (૯૫૯)

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ २० ॥**

પ્રકૃતિ તથા પુરુષ–એ ઉભય અનાદિ જ છે એમ તું સમજ; અને વિકાર (બુદ્ધિ, ઈંદ્રિયો, શરીર વગેરે) તથા ગુણ (સત્ત્વ, રજ અને તમ)–એ પ્રકૃતિ-માંથી ઉત્પન્ન થયેલા છે, એમ તું જાણ. ૨૦

પુરુષ અનાદિ છે અને પ્રકૃતિનું અસ્તિત્વ પણ અનાદિ કાળથી જ છે; જેમ દિવસ અને રાત્રિની જોડી છે; જેમ છાયા એ રૂપ નથી, પરંતુ તે રૂપની સાથે લાગેલી જ હોય છે; હે ધનંજય! જેમ બીજ વાવ્યા પછી કણ અને ફોતરાં બન્નેની ઉત્પત્તિ સાથે જ થાય છે, તેમ જ પ્રકૃતિ તથા પુરુષ–એ ઉભયનું અનાદિસિદ્ધ યુગ્મ સુપ્રસિદ્ધ છે. તને કહ્યું તે ક્ષેત્ર, સર્વની પ્રકૃતિ સમજવી અને જેને ક્ષેત્રજ્ઞ કહ્યો છે તેને પુરુષ સમજવો. એ નામો જુદાં જુદાં છે, પરંતુ એ દ્વારા નિરૂપણ કરવાની વસ્તુ ભિન્ન નથી, એ વાતને સર્વદા તું લક્ષમાં રાખજે. હે પાંડુસુત! જે સત્તાનો કદી પણ નાશ છે જ નહિ તેને પુરુષ તરીકે ઓળખ અર્થાત્ જે કેવળ ભાવ (અસ્તિત્વરૂપ) છે, તે પુરુષ છે અને તેની સત્તાસ્ફૂર્તિના યોગથી જે જે ક્રિયાઓ થાય છે, તે સર્વ પ્રકૃતિ છે એમ જાણવું. બુદ્ધિ, ઇંદ્રિયો, અંતઃકરણ ઇત્યાદિ વિકારો તથા સત્ત્વ, રજ અને તમ–એ ત્રણે ગુણો પણ પ્રકૃતિમાંથી જ ઊપજે છે અને એમના દ્વારા જ સર્વ કર્મો થતાં રહે છે; માટે એ સર્વ પણ પ્રકૃતિ જ છે.

**कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २१ ॥**

કાર્ય એટલે શરીર તથા મહત્તત્ત્વ અને કરણ એટલે તેર ઇંદ્રિયો એ સર્વની ઉત્પત્તિનું ઉપાદન કારણ પ્રકૃતિ છે અને પુરુષ–જીવાત્મા–એ સુખદુઃખના ભોક્તૃત્વનો હેતુ એટલે કારણ છે. ૨૧

ત્યાં પ્રથમ ઇચ્છા, ઇચ્છામાંથી બુદ્ધિ અને બુદ્ધિમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે; અને તેથી તે ઇચ્છા તથા બુદ્ધિ ફળપ્રાપ્તિ માટે ઇંદ્રિયોને પોતપોતાનાં કર્મમાં પ્રવૃત્ત કરે છે. ફળપ્રાપ્તિ માટે જે ઉપાય કરવામાં આવે છે, તેને હે ધનંજય! કાર્ય કહેવામાં આવે છે. આ પ્રમાણે પ્રકૃતિ જ પ્રબળ ઇચ્છાની સહાયથી મનને જાગ્રત કરી તેના દ્વારા સર્વ વ્યવહાર કરાવે છે; માટે કાર્ય, કર્તૃત્વ તથા કારણ–એ ત્રિપુટીનું મૂળ પ્રકૃતિ જ છે, એમ સિદ્ધોના રાજા શ્રીકૃષ્ણ બોલ્યા. આ રીતે ત્રણે એકત્ર થતાં પ્રકૃતિ ક્રિયારૂપ થાય છે; પરંતુ જે ગુણનું વિશેષ પ્રાબલ્ય હોય છે તે ગુણ પ્રમાણે તે ક્રિયા કરે છે. જે કર્મ સત્ત્વગુણમાંથી ઊપજે છે, તે સત્કર્મ છે; જે કર્મ રજોગુણમાંથી ઊપજે છે, તે મધ્યમ એટલે કે કામ્ય કર્મ હોય છે અને જે કર્મ તમોગુણમાંથી ઊપજે છે, તે નિષિદ્ધ અર્થાત્ ધર્મવિરુદ્ધ કર્મ હોય છે. આ પ્રમાણે પ્રકૃતિમાંથી જ સારાં અને માઠાં કર્મો ઉત્પન્ન થાય છે અને તે કર્મો દ્વારા સુખ–દુઃખ ઊપજે છે. માઠાં કર્મોમાંથી દુઃખ તથા સત્કર્મોથી સુખ થાય છે અને પુરુષ તે ઉભયને ભોગવે છે. જ્યાંસુધી સુખ તથા દુઃખ ઉત્પન્ન થતા રહે છે, ત્યાંસુધી પ્રકૃતિ વ્યાપાર કર્યા કરે છે અને પુરુષને તે ભોગવવા પડે છે. પ્રકૃતિ અને પુરુષનો આ વ્યવહાર એવો અઘટિત છે, કે સ્ત્રી રળે છે અને પુરુષ સ્વસ્થ બેસીને ખાય છે. સ્ત્રી–પુરુષનો કદી પણ સંબંધ થતો નથી, તોપણ સ્ત્રીમાંથી જગત ઉત્પન્ન થાય છે! કેવો ચમત્કાર!

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરુષ પ્રકૃતિની સાથે સંબંધ રાખીને પ્રકૃતિના ગુણોનો ઉપભોગ લે છે અને તે ગુણોનો સંબંધ જ પુરુષના સારા કે માઠા જન્મનું કારણ બને છે. ૨૧

જે બ્રહ્મ નિરાકાર હોઈને ઉદાસીન છે તેમ જ નિર્ધન હોઈને કેવળ એકલો જ છે; અને જીર્ણ હોઈને આ જગતમાં જે અતિ વૃદ્ધ વસ્તુ હોય તેના કરતાં પણ અતિ વૃદ્ધ છે, તેનું ઉપનામ પુરુષ છે. બાકી વસ્તુતઃ તે સ્ત્રી છે કે નપુંસક છે અથવા તે શું છે, તે પણ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. તેને આંખ, કાન, હાથ, પગ, રૂપ, વર્ણ કે નામ આદિ કાંઈ પણ નથી. હે અર્જુન! એવો જે સર્વ અવયવથી રહિત છે, તે જ પ્રકૃતિનો સ્વામી છે અને તે જ સુખ–

દુઃખનો ભોક્તા છે. તે અકર્તા, ઉદાસી અને અભોક્તા છે; તોપણ આ પતિવ્રતા પ્રકૃતિ જ તેને ઉપભોગ લેવામાં પ્રવૃત્ત કરે છે. તે પ્રકૃતિ પોતાના ગુણ તથા રૂપની જરા સરખી હિલચાલ વડે અપૂર્વ ખેલો કરી બતાવે છે, તેથી તેને 'ગુણમયી' એવું નામ પ્રાપ્ત થયું છે; કિંબહુના, તે મૂર્તિમંત ગુણ જ છે. એ પ્રતિક્ષણે રૂપ તથા ગુણથી નવી બને છે અને પોતાના જુસ્સા વડે જડ વસ્તુઓ પાસે પણ કર્મ કરાવે છે. નામ, પ્રીતિ, ઇંદ્રિયો તથા સર્વેના વ્યાપારનું કારણ એ જ છે. વાસ્તવિક જોતાં મન એ નપુંસક છે, તોપણ તેને તે ત્રણે લોકમાં દોડાવે છે. આ પ્રમાણે તેનાં કર્મો અલૌકિક છે, એ ભ્રમનો તો કેવળ મહાપર્વત છે. એ સ્વયમેવ વ્યાપ્તિ કરે છે અને અમર્યાદ વિકારો ઉત્પન્ન કરે છે. એ કામરૂપી વેલીનો મંડપ છે, મોહરૂપી વનની વસંત-ઋતુ છે અને એ જ દૈવી માયાને નામે પ્રસિદ્ધ છે. એ શબ્દસૃષ્ટિનો વિસ્તાર કરે છે, નિરાકારને આકાર આપે છે અને સતત પ્રપંચની જાળ પાથર્યા કરે છે. સર્વ કળાઓ એમાંથી ઉત્પન્ન થઈ છે, સર્વ વિદ્યાઓ પણ એણે જ રચી છે અને ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયા—એ પણ એની જ સંતતિ છે. એ નાદની (છંદ–ટેવ–લત–વ્યસનની) ટંકશાળ છે અને ચમત્કારનું ઘર છે. વધારે શું કહું ? આ સર્વ જગત એનો જ ખેલ છે, જગતની ઉત્પત્તિ–પ્રલય થાય છે, એ જ એનાં સવાર-સાંજ છે. અસ્તુ. એ જ જગતને અદ્‌ભુત મોહ પમાડે છે. એ અદ્વયની પ્રતિમા, અસંગની સંગિની, શૂન્યમાં જ વસનારી અને વિહરનારી છે. આવો એના સૌભાગ્યનો મહિમા છે; અને તેથી જ એ અનવરુદ્ધ બ્રહ્મનો પણ અવરોધ કરે છે. વસ્તુતઃ બ્રહ્મમાં કોઈ પણ જાતનો વિકાર હોતો નથી; છતાં તેનામાં એ પોતે જ વિકાર બને છે. તે સ્વયંસિદ્ધની ઉત્પત્તિ, તે નિરાકારનો આકાર અને સ્થિતિ તથા સ્થળ પણ એ પોતે જ બને છે, તે પોતે જ ઇચ્છારહિતની ઇચ્છા, તે પૂર્ણની તૃપ્તિ, તે અવર્ણ-કુલરહિતની જાતિ તથા ગોત્ર પણ પોતે જ બની જાય છે. તે બુદ્ધિ નીચનાં લક્ષણ, તે અપારનું પ્રમાણ અને અમનસ્કનું મન અને બુદ્ધિ પણ એ પોતે જ બને છે. તે નિઃસ્વરૂપનું સ્વરૂપ, તે નિર્વ્યાપારનો વ્યાપાર અને નિરહંકારનો અહંકાર પણ એ પોતે જ બની રહે છે. તે નામરહિતનું નામ, તે જન્મરહિતનો જન્મ અને કર્મ તથા ક્રિયા, એ પોતે જ થઈ રહે છે. તે નિર્ગુણના ગુણ, તે અચરણના ચરણ, તે અશ્રવણના કાન તથા અચક્ષુનાં ચક્ષુ પણ બને છે. તે ભાવાતીતના ભાવ, નિરવયવના અવયવ, કિંબહુના, પુરુષના સર્વ વિકારો માયા પોતે

જ બને છે. આ પ્રમાણે આ પ્રકૃતિ પોતાની સર્વવ્યાપકતાના કારણે તે અવિકારી બ્રહ્મને વિકારવશ કરે છે. જેમ અમાવાસ્યાની રાત્રિમાં ચંદ્રના તેજનો લોપ થાય છે, તેમ બ્રહ્મનું તેજ આ પ્રકૃતિની સમક્ષ લુપ્ત થઈ જાય છે. ઉત્તમ સુવર્ણની અંદર વાલભાર પણ અન્ય ધાતુ મળે, તો તે સર્વ સુવર્ણનો કસ ઊતરી જાય છે; અથવા સદાચારી મનુષ્ય પણ સંધ્યાકાળે અપવિત્ર સ્થાનમાં ગયો હોય તો તેટલાથી જ તેને પિશાચબાધા થઈને તે ગાંડો બની જાય છે; અથવા વાદળાં જે પ્રમાણે બપોરે પણ સ્વચ્છ આકાશમાં અંધકાર ફેલાવી દઈને સુદિનનો દુર્દિન કરી મૂકે છે, જે પ્રમાણે ગાયના ઉદરમાં દૂધ અને કાષ્ઠમાં અગ્નિ રહેલો હોય છે; અથવા જે પ્રમાણે ઉત્તમ રત્નો વસ્ત્રમાં વીંટાળેલાં હોય, ત્યારે તેનુ તેજ બહાર પડતું નથી; રાજા પરાધીન થવાથી અથવા સિંહ રોગગ્રસ્ત થવાથી જેમ તેના તેજનો લોપ થાય છે, તે જ પ્રમાણે પુરુષ પ્રકૃતિને આધીન થઈ જતાં તેનું તેજ પડતું નથી. મનુષ્ય નિદ્રાગ્રસ્ત થાય છે, ત્યારે સહજે સ્વપ્નમાં સુખ–દુઃખ ભોગવવા માટે જેવી રીતે નિદ્રા તેને પ્રવૃત્ત કરે છે, તે પ્રમાણે પ્રકૃતિને આધીન થવાથી પુરુષને ગુણ ભોગવવા પડે છે. ઉદાસીન પુરુષ પણ સ્ત્રીને આધીન થાય; તો તે તેના છંદમાં બિલકુલ ગાંડો બની જાય છે, તેવી રીતે તે બ્રહ્મ અજ અને નિત્ય છે, તોપણ તે પ્રકૃતિને આધીન થાય છે; ત્યારે તેને ગુણસંગ લાગે છે અને તેને જન્મ–મૃત્યુના ઘા સહેવા પડે છે. પરંતુ હે અર્જુન! તપાવેલા લોખંડ પર ઘા કરતાં તે ઘા અગ્નિ પર જ પડે છે, એમ લોકો કહે છે; અથવા પાણી હાલે છે, ત્યારે તેમા ચંદ્રનાં અનેક પ્રતિબિંબ જણાવાથી ચંદ્ર અનેક હોવાની કલ્પના લોકો કરે છે; દર્પણમાં મોઢું જોતાં જેવી રીતે બીજું મુખ દેખાય છે; અથવા કુંકુમની ઉપર સ્ફટિકમણિ મૂકવામાં આવે તો રાતો દેખાય છે, તેવી રીતે ગુણોની સંગતિથી જ જન્મરહિત પુરુષ જન્મ લેતો હોય એમ ભાસે છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેમ નથી. પુરુષ ઉત્તમ અને અધમ યોનિમાં જન્મતો લાગે છે, પરંતુ સંન્યાસીનું સ્વપ્નમાં શૂદ્રાદિ થવું અસત્ય હોય છે, તે પ્રમાણે એમ ભાસવું તે કેવળ ભાસમાત્ર જ છે, અર્થાત્ જે પુરુષને જન્મ, મૃત્યુ આદિ ભોગવવાં પડતાં નથી છતાં તેનો ભાસ થાય છે, તે સર્વનું મૂળ કારણ* પ્રકૃતિના ગુણોની સંગત જ છે. (૧૦૨૧)

* સત્ત્વગુણના સંગથી દેવયોનિમાં તેમ જ રજોગુણના સંગથી મનુષ્યયોનિમાં અને તમોગુણના સંગથી પશુ–પક્ષી વગેરે નીચ યોનિઓમાં જન્મ થાય છે.

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २३ ॥

જેને સાક્ષીભૂત, પ્રકૃતિને અનુકૂળ રહેનાર, ધારણ કરનાર, ઉપભોગ લેનાર પરમેશ્વર અને પરમાત્મા કહેવામાં આવ્યો છે, એવો શ્રેષ્ઠ પુરુષ આ દેહમાં વિદ્યમાન છે. ૨૩

આ પુરુષ જો કે પ્રકૃતિમાં રહેલો છે, તોપણ જૂઈના વૃક્ષને આધાર આપવા માટે ઊભો કરવામાં આવેલો થાંભલો, જે પ્રમાણે તે ઝાડના સર્વ વિકારોથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે તે પ્રકૃતિથી અલિપ્ત હોય છે અને પ્રકૃતિમાં તથા એનામાં જમીન–આસમાનનું અંતર રહેલું છે. હે અર્જુન! એ પુરુષ પ્રકૃતિરૂપી નદીના તીર પર મેરુપર્વતની પેઠે અચળ ઊભો રહેલો હોય છે અને એનું પ્રતિબિંબ જોકે એ નદીમાં પડેલું હોય છે, તોપણ તે પોતે તો તે જળથી પલળતો નથી, ધોવાતો નથી, તેમ તે નદીના પ્રવાહમાં તણાઈ પણ જતો નથી. પ્રકૃતિનો જન્મ થાય છે ને લય પણ થાય છે છતાં પુરુષ (અનાદિસિદ્ધ બ્રહ્મ) તો કાયમનો કાયમ જ હોય છે; એટલા માટે જ એ જ સર્વ જગતનો શાસ્તા છે. એના યોગથી જ પ્રકૃતિ બચે છે અને એની જ સત્તાથી તે જગત નિર્માણ જ કરે છે; માટે એ પ્રકૃતિનો ભર્તા (પતિ) છે. હે કિરીટિ! અનંત સમયથી ચાલતી આવેલી સૃષ્ટિ કલ્પાંતકાળે જે એનામાં લય પામે છે, એ પ્રકૃતિનો સ્વામી છે; એ જ બ્રહ્માંડનો સૂત્રધાર હોઈ પોતાની મહત્તાથી પ્રપંચને ચલાવે છે. અને આ દેહમાં જેને પરમાત્મા કહે છે તે પણ એ જ છે, એમ તું સમજ. હે પાંડુસુત! પ્રકૃતિથી પર એક પુરુષ છે એમ જે કહેવામાં આવે છે, તે પુરુષ ખરેખર એ જ છે.

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २४ ॥

જે આ રીતે પરમાત્માને તથા ગુણ સહિત પ્રકૃતિને જાણે છે, તે સર્વ રીતે કર્મો કરતો હોવા છતાં પુન જન્મ પામતો નથી. ૨૪

જે આ પ્રમાણે આ પુરુષને પૂર્ણતાથી જાણે છે, તેમ જ સર્વ ગુણો તથા સર્વ કર્મો પ્રકૃતિનાં છે એમ જાણે છે; અને હે ધનંજય! આ (પુરુષ) રૂપ છે, આ (પ્રકૃતિ) તેની છાયા છે, આ (પુરુષ) સત્ય જળ છે, આ (પ્રકૃતિ) મૃગજળ છે એવો નિર્ણય કરે છે; તથા હે અર્જુન! જે પોતાના મનથી પ્રકૃતિ તથા પુરુષના સ્વરૂપને યથાર્થ

રીતે જાણે છે; તે જોકે શરીરથી સર્વ કર્મો કરે છે, તોપણ આકાશ જે પ્રમાણે ધૂળ ઊંચે ઊડવાથી મલિન થતું નથી, તે પ્રમાણે તે પ્રકૃતિનાં કર્મોથી લિપ્ત થતો નથી. જીવિતાવસ્થામાં જે દેહના મોહમાં પડીને પ્રકૃતિને આધીન થતો નથી, તે દેહના જવા પછી પુનઃ જન્મતો નથી; અર્થાત્ તે જન્મ–મૃત્યુના પાશમાંથી છૂટે છે. પ્રકૃતિ–પુરુષ વિશેનું યથાર્થ જ્ઞાન જેને થાય છે, તે જ્ઞાન એ રીતે મનુષ્ય પર અલૌકિક ઉપકારકર્તા થાય છે. હવે એ જ્ઞાનનો અંતઃકરણમાં સૂર્યવત્ ઉદય કરનારા અનેક ઉપાયો છે, તે હું કહું છું તે તું સાંભળ.

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २५ ॥

કોઈ ધ્યાનયોગના શુદ્ધ થયેલા મનથી પોતામાં આત્માને જુએ છે; કોઈ વિચારથી અને કોઈ કર્મયોગથી પોતાના અંતરમાં આત્માનો સાક્ષાત્કાર કરે છે, પોતામાં આત્માને જુએ છે. ૨૫

હે સુભટ! કોઈ વિચારરૂપી શગડીમાં શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી પુટો આપીને આત્મા પરથી અનાત્મરૂપી કાટ કાઢી નાખી, આત્મરૂપ સુવર્ણને શુદ્ધ કરે છે. છત્રીસ પ્રકારના ભેદરૂપ હીણા કસને બાળી નાખીને પોતાના શુદ્ધ તત્ત્વને શોધી લે છે. ત્યાર પછી હે અર્જુન! કોઈ એ આત્માને આત્મજ્ઞાનની દૃષ્ટિથી આત્મામાં જ જુએ છે અને કેટલાકો ભક્તિમાર્ગથી, કેટલાકો સાંખ્યવિચારયોગથી અને કેટલાકો કર્મયોગના આધારથી આત્મસ્વરૂપનો પરિચય કરી લે છે. એવા ભિન્ન ભિન્ન પ્રકારો વડે ખરેખર સર્વ જનો આ સંસારરૂપી સાગરમાંથી તરી જાય છે. (૧૦૪૧)

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २६ ॥

પરંતુ આ પ્રમાણે જેમને આત્મજ્ઞાન હોતું નથી, એવા બીજા લોકો ગુરુમુખથી આત્મજ્ઞાનનું શ્રવણ કરીને આત્માની ઉપાસના કરે છે; અને આ શ્રવણાનુરૂપ ઉપાસના કરનારાઓ પણ જન્મમૃત્યુને તરી જાય છે. ૨૬

પરંતુ તેઓ એમ કરે છે કે, કોઈ પણ પ્રકારના અભિમાનને ત્યજી દઈ શ્રદ્ધાપૂર્વક એકના જ વચનમાં વિશ્વાસ રાખે છે. જે પુરુષના વચનમાં વિશ્વાસ રાખવામાં આવે, તે પ્રાણીમાત્રનું હિત અને અહિત શામાં છે, એ યથાર્થ રીતે જાણે છે, તથા લોકોને હાનિ થતી જોઈ દયાર્દ્ર થાય છે અને દુખિતોની ખબર લઈ તેમનાં દુઃખ દૂર કરે છે

અને તેમને સુખ આપે છે. ત્યાર પછી તેવા પુરુષના મુખમાંથી જે જે વચનો નીકળે, તેનો ઉત્તમ પ્રકારે આદર કરી, તેને સંપૂર્ણ રીતે સાંભળી, મનુષ્યો પોતાનાં તન-મન તેને અર્પણ કરી દે છે. તેમનાં વચનોને સાંભળવાના કાર્યને દાન, ધર્મ, તપ વગેરે નામો આપે છે અને તે સાંભળવા માટે બીજા સર્વ વ્યાપારોનો ત્યાગ કરે છે અને તેમના મુખમાંથી બહારપડતા શબ્દો પરથી પોતાનું જીવન ઓવારી નાખે છે. હે કપિધ્વજ! આવા પુરુષોના કહેવા પ્રમાણે જે વર્તે છે, તે અંતે આ મૃત્યુરૂપી સમુદ્રમાંથી ઉત્તમ રીતે બહાર નીકળે છે. આ રીતે સદ્વસ્તુ(બ્રહ્મ)ને જાણવાના અનેક માર્ગો છે; પરંતુ આ સ્થળે તો તે સર્વનું મંથન કરીને સિદ્ધાંતરૂપી માખણ જ તને આપું છું. હે અર્જુન! તેથી તને સહજ આત્માનુભવ મળશે અને બ્રહ્મરૂપ થવા માટે શ્રમ પણ પડશે નહિ; માટે હું તે સિદ્ધાંતનું જ વિવેચન કરી મતવાદીઓનું ખંડન કરી, કેવળ શુદ્ધ ફલિતાર્થ જ તને કહી સંભળાવું છું. (૧૦૫૦)

यावत्संजायते किञ्चित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २७ ॥

હે ભરતશ્રેષ્ઠ! સ્થાવર અથવા જંગમ કોઈ પણ પ્રાણી ઉત્પન્ન થાય છે-તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ. ૨૭

'ક્ષેત્રજ્ઞ' શબ્દથી મેં તને જે આત્મસ્વરૂપ કહ્યું અને 'ક્ષેત્ર' નામથી જે પ્રકૃતિતત્ત્વ વર્ણવ્યું, તે બંનેના પરસ્પર સંયોગથી જ આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે. જેમ વાયુસંગથી જળમાં તરંગ ઉત્પન્ન થાય છે અથવા સૂર્યકિરણ અને મરુભૂમિના સંયોગથી જેમ મૃગજળનું પૂર પ્રકટ થાય છે, અથવા પર્જન્યધારાથી પૃથ્વી પલળતાં જ જેમ કોટ્યવધિ અંકુર ફૂટે છે, તેમ જ આ સર્વ ચરાચરમાં જે કંઈ જીવ-નામથી પ્રસિદ્ધ છે, તે સર્વ પ્રકૃતિ અને પુરુષના સંયોગથી જ ઉત્પન્ન થાય છે, એમ જાણ. હે અર્જુન! પુરુષ અને પ્રકૃતિથી કોઈ પણ ભૂત-વ્યક્તિ ભિન્ન નથી. (૧૦૫૬)

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २८ ॥

નાશવંત સર્વ ભૂતોમાં જે સમાનપણે રહેનારા અવિનાશી પરમાત્માને જુએ છે, તે જ ખરું જુએ છે; અર્થાત્ તે જ ખરો જ્ઞાની છે. ૨૮

વસ્ત્ર પોતે જોકે તંતુ નથી, તથાપિ તે તંતુઓ વડે જ વણા-

ચહુ‌ં હોય છે, એ પ્રમાણે તે પૂર્ણ દૃષ્ટિ રાખીને પુરુષ અને પ્રકૃતિમાંના ઐક્યને નિહાળે છે, આ સર્વ ભૂતો એકમાંથી એક નિર્માણ થયેલાં છે; પણ તું એમનો અનુભવ આવી રીતે લે, એ જ પ્રમાણે તેમનાં નામ પણ નિરનિરાળાં હોઈને વર્તન પણ ભિન્ન ભિન્ન હોય છે; અને સર્વના વેષ પણ નાના પ્રકારના હોય છે. હે કિરીટિ! આવી અવસ્થા જોઈને જો તું મનમાં એવી જ ગાંઠ બાંધી લે કે, આત્મા અને ભૂતો વચ્ચે ભેદ જ રહેલો છે, તો હે અર્જુન! તો કોટિ જન્મ પર્યંત આ સંસારમાથી પાર પડવાનો નથી. જેમ એક જ દૂધીના વેલાને જેવો જેવો આધાર હોય, તેમ તેમ તે પ્રમાણમાં દૂધી લાંબી, ગોળ, વાંકી-ચૂંકી એમ અનેક પ્રકારના આકારની થાય છે; તોપણ તે દૂધી જ કહેવાય છે; અથવા જેમ એક જ બોરડીના ઝાડની વાંકી અને સીધી તમામ ડાળોને બોરડીની જ ડાળો કહેવામા આવે છે; તેવી જ રીતે ગાંડા અને ડાહ્યા સર્વ જીવમાત્રમાં આત્મારૂપી વસ્તુ તો એકસરખી જ છે. નાના–મોટા પ્રત્યેક અંગારામાં જેમ ઉષ્ણતા સમાનપણે જ વહે છે, તેમ અનેક જીવરાશિમાંનો આત્મા તો એક જ છે. સમસ્ત આકાશ-માંથી જળની ધારાઓ પડતી હોય છે; તોપણ હે વીર અર્જુન! તેમનામાંનું પાણી તો એક જ હોય છે, તેમ જ આ ભૂતોના આકાર કદાચિત્ જુદા જુદા હોય તોપણ તેઓ સર્વમા જે આત્મા રહેલો છે, તે તો સમાન અને એકનો એક જ છે; ઘટ અથવા મઠમાંનુ આકાશ જોકે જુદા આકારનું હોય તોપણ આકાશરૂપે તો તે એક જ હોય છે; તે પ્રમાણે ભૂતો જુદા જુદા હોય તોપણ તેમનામા આત્મા નામક વસ્તુ તો એક જ છે. સુવર્ણના અલંકારો અનેક હોય, પરતુ તેઓ જો શુદ્ધ સુવર્ણમાથી તૈયાર કરવામા આવ્યા હોય, તો સર્વમા સુવર્ણનો કસ તો એકસરખો જ હોય છે, તે પ્રમાણે ભૂતોનો ભાસ નાશવંત છે, પણ તે સર્વમાનો આત્મા તો અવિનાશી જ છે. આ પ્રમાણે વ્યવ-હારદૃષ્ટિએ આત્મા જોકે જીવધર્મથી ભિન્ન અને પરમાર્થદૃષ્ટિએ જીવથી અભિન્ન છે એમ જે જાણે છે, તે જ સર્વ જ્ઞાનીઓમા ઉત્તમ અને પ્રશસ્ય જ્ઞાની છે. હે અર્જુન! આ હુ તેની સ્તુતિ કરુ છું, એમ તું સમજીશ નહિ. વધારે શું કહું? પરમ ભાગ્યવાન પુરુષ તે જ છે. (૧૦૬૮)

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥ २९ ॥

એ પરમાત્મા સર્વ ભૂતોમાં સમદૃષ્ટિથી રહેલો છે, એમ જાણીને જે

પોતાના આત્મસ્વરૂપનો નાશ કરતો નથી, તે ઉત્તમ ગતિને પામે છે ૨૯

આ શરીર ગુણ અને ઇંદ્રિયોની કોથળી છે; એ વાત, પિત્ત અને કફ—એ ધાતુઓથી ભરેલું છે અને અધમ પાંચ તત્ત્વોનું બનેલું હોઈને બળવાન છે. એ પ્રકટ પાંચ કાંટાવાળો વીંછી જ છે; એને પાંચ પ્રકારના અગ્નિ લાગેલા છે તથા જીવરૂપી પંચાનન સિંહ (આત્મા) શરીરરૂપી હરણના નાજુક રહેઠાણમાં સપડાયેલો છે. જેવી રીતે ખરા સિંહને હરણના રહેઠાણનો નાશ કરવામાં કાંઈ જ પ્રયાસ કરવો પડતો નથી, તે પ્રમાણે જીવને અનિત્ય શરીરાદિકનો નાશ કરવામાં કાંઈ પણ હરકત નથી, તોપણ શો ચમત્કાર ! કોઈ પણ પ્રાણી આત્માનો નિત્યભાવની બુદ્ધિરૂપી છૂરી અનિત્ય દેહાદિકના ઉદરમાં મારી તેનો નાશ કરતું નથી ! એટલે શરીર અનિત્ય છે અને આત્મા નિત્ય છે, એમ માની નિત્ય એવા આત્માની પ્રાપ્તિ માટે અનિત્ય શરીરનો ઘાત કોઈ પણ કરતું નથી; એટલા માટે હે અર્જુન ! જે જ્ઞાની છે, તે આ દેહમાં રહીને પણ પોતાનો ઘાત ન કરતાં અંતે બ્રહ્મપદને જઈ મળે છે. યોગજ્ઞાનની પ્રૌઢતાથી કોટ્યવધિ જન્મોને ઓળંગી 'અમે પુનઃ જન્મ ધારણ કરનાર નથી' એમ કહી યોગીજનો જે પદમાં ડૂબકી મારે છે, જે પરબ્રહ્મ આકાર અને નાદની પેલી તરફના ટેકરા પર તુર્યાવસ્થાના અંતર્ગૃહમાં હોય છે અને ગંગાદિ નદીઓ જેમ સમુદ્રમા જઈ મળે છે તથા ત્યા વિશ્રાંતિ પામે છે, તેવી રીતે મોક્ષ સહિત સર્વ ગતિઓ તેનામાં વિશ્રાંતિ લેવાને પધારે છે. જે પુરુષો ભૂતોમાં વસ્તુતઃ વિષમ બુદ્ધિ રાખતા નથી, તે પુરુષોને તે પરબ્રહ્મનું સૌખ્ય આ દેહમાં જ પ્રાપ્ત થાય છે. દીપકો અનેક હોય; તોપણ તે સર્વનું તેજ એક જ હોય છે, તે પ્રમાણે પરાપૂર્વથી અનાદિ એવો એક જ પરમાત્મા સર્વત્ર વ્યાપ્ત છે. હે પાંડુસુત ! આ પ્રમાણે જીવ અને આત્મામાં સમતા રાખી જે જીવન ધારણ કરે છે, તે નિશ્ચયપૂર્વક જન્મ–મરણના તડકામાં સપડાતો નથી. જે કોઈ આ સામ્યરૂપી શય્યામાં સ્વસ્થતાપૂર્વક નિદ્રાને આધીન થયેલા હોય છે, તેને હું ભાગ્યવાન–પૂર્ણ મુમુક્ષુ કહું છું અને વારંવાર તેનું વર્ણન કરું છું. (૧૦૭૯)

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥ ३० ॥**

પ્રકૃતિના યોગથી જ સર્વ પ્રકારે કર્મો કરાય છે અને આત્મા તેનો કર્તા નથી એમ જે જુએ છે, તે જ ખરો જ્ઞાની છે. ૩૦

મન–બુદ્ધિ જેમાં પ્રમુખ છે, એવી પાંચ જ્ઞાનેંદ્રિયોનાં તથા પાંચ કર્મેંદ્રિયોનાં સર્વ કર્મો પ્રકૃતિનાં જ છે, એમ જે પૂર્ણતાથી જાણે છે,

તે અકર્તા આત્માને ઓળખે છે. જેમ ઘરમાં રહેતાં માણસો જ ઘરમાંના સર્વ વ્યાપારો કરે છે અને ઘર પોતે કાંઈ જ કરતું નથી તથા જેમ આકાશમાં વાદળાં દોડતાં દેખાય છે, પરંતુ આકાશ તો સ્થિર જ હોય છે, તે પ્રમાણે પ્રકૃતિ આત્માના પ્રકાશ વડે ગુણોથી યુક્ત થઈ પુષ્કળ ખેલો ખેલે છે, તોપણ આત્મા તો થાંભલાની પેઠે સ્થિર હોઈને પ્રકૃતિનાં કરેલાં કર્મોને જાણતો નથી. એ પ્રમાણેનો અનુભવ લઈ જેણે પોતાના હૃદયમાં પ્રકાશ પાડેલો હોય છે, તેણે અકર્તા આત્માને પૂર્ણતાથી જાણ્યો એમ તું જાણ. (૧૦૮૩)

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३१ ॥

જ્યારે મનુષ્ય સર્વ ભૂતોની ભિન્નતાને એક જ પરમેશ્વરમાં રહેલી જુએ છે અને પરમેશ્વરમાંથી આ જગતનો વિસ્તાર થયો છે એમ જાણે છે, ત્યારે જ તે બ્રહ્મસંપન્ન થાય છે. ૩૧

હે અર્જુન! એવો મનુષ્ય ભિન્ન ભિન્ન ભૂતોને એકરૂપે જ જુએ છે, ત્યારે તે બ્રહ્મસંપન્ન થયો કહેવાય છે; જે પ્રમાણે પાણીમાંના સર્વ તરંગો જમીન પરના પરમાણુના કણ, સૂર્યમંડળમાંનાં કિરણો, દેહમાંના સર્વ અવયવો, મનમાંના સર્વ ભાવો અને અગ્નિમાંથી નીકળતી સર્વ ચિનગારીઓ—આ સર્વ વસ્તુઓ પોતાનાં ઉત્પત્તિસ્થાનથી કદાચિત્ ભિન્ન દેખાય, તોપણ જે ભૂમિકામાંથી તે ઉત્પન્ન થયેલી છે, તેની સાથે તે સર્વ સામ્ય ધારીને જ રહેલી હોય છે, એવી રીતે પ્રાણીમાત્ર એક જ આત્મામાંથી ઉત્પન્ન થયેલા છે, એવી જેના મનથી ખરેખરી ખાતરી થઈ ગયેલી હોય છે, તેને જ બ્રહ્મરૂપી સંપત્તિની નૌકા હસ્તગત થયેલી છે, એમ કહી શકાશે. પછી તે જ્યાં જુએ છે, ત્યાં તેને સર્વ બ્રહ્મમય જ દેખાય છે. વધારે શું કહું? તેને અપાર સુખની પ્રાપ્તિ થાય છે. હે પાર્થ! આ પ્રમાણે પ્રકૃતિ તથા પુરુષની વ્યવસ્થા અનુભવસિદ્ધ દૃષ્ટાંતો સહિત તને કહી સંભળાવી, તે તું સમજ્યો ને? જેમ અમૃત હસ્તગત થઈ જાય કે દ્રવ્યભંડાર દૃષ્ટિએ પડી જાય, તેવા જ પ્રકારનો આ લાભ છે, એમ તું માન. હે સુભદ્રાપતે! આ અનુભવ પરથી જો તું તારા મનમાં એક સ્થાયી વિચાર કરવા ઇચ્છતો હોય, તો તું તે હમણાં કરતો નહિ; પરંતુ એના પર તને એક-બે ગહન વિચારો કહેવાના છે, તે મન લગાડીને સાંભળ. આ પ્રમાણે ભગવાનને કહી સંભળાવવાનો આરંભ કર્યો, એટલે પોતાનું સર્વાંગ અવધાનમય કરી અર્જુન તે સાંભળવા તૈયાર થયો. (૧૦૯૩)

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३२ ॥

હે કૌંતેય! આ પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી અવિનાશી છે અને એટલા માટે તે શરીરમાં હોવા છતાં કાંઈ પણ કરતો નથી અને કશાથી પણ લિપ્ત થતો નથી. ૩૨

જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ પાણીમાં પડવા છતાં તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે જ જેને પરમાત્મા કહેવામાં આવે છે, તે શરીરમાં હોવા છતાં શુદ્ધસ્વરૂપ જ હોય છે, એમ તું જાણ. હે કિરીટિ! સૂર્ય પાણી ઉત્પન્ન થવા પૂર્વે અને પછી પણ હતો તેવો ને તેવો જ કાયમ હોય છે; પરંતુ અજ્ઞાની લોકો તેનું પ્રતિબિંબ પાણીમાં જોવામાં આવતાં તેને જ સૂર્ય કહે છે; તે પ્રમાણે આત્મા દેહમાં છે, એ કથન સત્ય નથી; તે તો દેહ ઉત્પન્ન થયા પૂર્વે જ્યાં હતો, ત્યાં જ પાછળથી પણ હોય છે. જેમ આરસીમાં આપણું સ્વરૂપ દેખાય છે તે મિથ્યા છે, તેમ આત્મા દેહમાં વાસ કરે છે, આ કથન પણ સર્વથા મિથ્યા છે. તે દેહનો અને આત્માનો પરસ્પર સંબંધ છે એમ કહેવું તે સર્વથા વ્યર્થ છે. વાયુ અને રેતીની કદાપિ ગાંઠ બાંધી શકાય કે? કારણ કે એક અદૃશ્ય અને બીજી જડ વસ્તુ છે; તેમ જ અગ્નિ અને રૂ—એ ઉભયને એક દોરામાં કેવી રીતે પરોવી શકાય? એક પુરુષ પૂર્વ દિશા તરફ જવા નીકળે અને બીજો પશ્ચિમ તરફ જાય તો તેમનો મેળાપ થાય નહિ તેના જેવો જ એ સંબંધ અશક્ય છે. પ્રકાશ અને તિમિરનો, મૃત તથા જીવતનો એકબીજા સાથે સંબંધ હોતો નથી; એ જ પ્રમાણે આત્મા અને શરીરને પણ પરસ્પર સંબંધ નથી, એમ તું સમજ. રાત્રિ અને દિવસ, સુવર્ણ અને સૂર્ય આદિનો જે પ્રમાણે પરસ્પર સંબંધ હોતો નથી, તે જ પ્રમાણે આત્મા અને દેહ વચ્ચે સબધ નથી. વાસ્તવિક જોતાં શરીર એ પંચ તત્ત્વોનું બનેલું છે અને કર્મની દોરીઓમાં પરોવાયેલુ છે, તથા જન્મ-મૃત્યુના ભવચક્રમાં ફર્યા કરે છે. કાળરૂપી અગ્નિના મુખમાં એને માખણના લોંદાની પેઠે મૂકવામાં આવ્યું છે અને માખીની પાંખ હાલતાં જેટલો વખત લાગે છે, તેટલા અલ્પ સમયમા તે શરીર નાશ પામે છે. આ દેહ અગ્નિમાં પડે છે, તો તે રાખ થઈને ઊડી જાય છે ને કૂતરાના મુખમાં સપડાય છે, તો તેની વિષ્ટા બને છે. હે કપિધ્વજ! આ બે પ્રકારના અપઘાતોમાંથી જો દેહ બચી થાય, તો જે સ્થાનમાં એનો નાશ (ઘાત) થાય, તે સ્થાને એનામાં કીડા તથા જંતુઓના સમુદાયો

ઉત્પન્ન થાય છે. આ પ્રકારે એ છેવટે અનિષ્ટ જ પરિણામને પ્રાપ્ત થાય છે. આ દેહની આવી બૂરી દશા થાય છે, પરંતુ આત્મા તો નિત્ય-સિદ્ધ અને સ્વભાવથી જ અનાદિ છે. તે નિર્ગુણ હોવાથી પૂર્ણ પણ નથી અને અપૂર્ણ પણ નથી. ક્રિયાનો કર્તા પણ નથી અને અકર્તા પણ નથી, તેમ જ કૃશ પણ નથી અને પુષ્ટ પણ નથી. તે નિરાકાર હોવાથી દશ્ય પણ નથી અને અદશ્ય પણ નથી; તે તેજસ્વી પણ નથી અને નિસ્તેજ પણ નથી; તે અલ્પ પણ નથી અને અધિક પણ નથી; તે શૂન્ય હોવાથી ખાલી પણ નથી અને ભરેલો પણ નથી; તે કોઈ વસ્તુરહિત પણ નથી અને વસ્તુ સહિત પણ નથી; તે સાકાર પણ નથી અને નિરાકાર પણ નથી; તે આત્મસ્વરૂપ હોવાથી તેને આનંદ પણ નથી અને શોક પણ નથી; તે એક પણ નથી અને અનેક પણ નથી; તે કોઈ વસ્તુથી મુક્ત પણ નથી અને કશાથી બદ્ધ પણ નથી; તે લક્ષણરહિત હોવાથી આટલો કે તેટલો, સ્વયંભૂ કે બનેલો અને બોલકણો કે મૂગો નથી. તે સૃષ્ટિની ઉત્પત્તિ સાથે ઉત્પન્ન થતો નથી અને સૃષ્ટિના સંહાર સાથે લય પામતો નથી. એ ઉત્પત્તિ અને લય–એ ઉભય સ્થિતિઓનું લયસ્થાન છે; એ અવ્યય હોવાથી તેની ગણના કે વર્ણન કરી શકાતાં નથી; એ વૃદ્ધિંગત પણ થતો નથી અને ન્યૂન પણ થતો નથી. એ ઉમેરાતો પણ નથી અને ખર્ચાતો પણ નથી. હે પ્રિયોત્તમ! આવું જે આત્માનું સ્વરૂપ છે, તે દેહમાં છે એમ જે કહેવામા આવે છે, તે મઠાકાશમાં મહાકાશ સમાયેલુ કહેવા સમાન છે. એ આત્માની અખંડ વ્યાપક સ્થિતિમા અનેક દેહાકૃતિઓ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. દેહ ઉત્પન્ન થવાથી તે દેહ ધારણ કરતો નથી અને દેહ નાશ પામવાથી તે મૃત્યુ પામતો નથી; તે તો પરા-પૂર્વથી જેવો છે તેવો ને તેવો જ હોય છે. જેમ આકાશમા દિવસ અને રાત્રિ આવે છે અને જાય છે, તે પ્રમાણે આ આત્મસત્તામાં દેહ આવે–જાય છે; માટે આ શરીરમાં તે આત્મા કાંઈ કરતો પણ નથી અને કરાવતો પણ નથી; તેમ જ શરીરના કોઈ પણ વ્યાપારમા આસક્ત થતો નથી અર્થાત્ તેના સ્વરૂપમાં કશી પણ ન્યૂનાધિકતા થતી નથી; એટલુ જ નહિ, પણ તે દેહમાં હોવા છતાં દેહના સર્વ વ્યાપારોથી અલિપ્ત જ હોય છે. (૧૧૧૯)

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

જે રીતે સર્વવ્યાપક આકાશ સૂક્ષ્મતાને લીધે કશાથી પણ લિપ્ત થતું નથી, તેવી રીતે સર્વ દેહોમાં અધિષ્ઠિત થયેલો આત્મા દેહાદિકનાં કર્મથી લિપ્ત થતો નથી. ૩૩

હે અર્જુન! આકાશનો પ્રવેશ ક્યાં નથી? અર્થાત્ આકાશ સર્વત્ર છે; પરંતુ એને એનામાં રહેલી કોઈ પણ વસ્તુથી પીડા થતી નથી; તે પ્રમાણે આત્મા સર્વત્ર સર્વ દેહોમાં રહેલો છે, તોપણ દેહની કોઈ પણ ઉપાધિથી તે લિપ્ત થતો નથી; એટલા માટે વારંવાર શુદ્ધ તત્ત્વનું આ લક્ષણ ધ્યાનમાં રાખ કે, ક્ષેત્ર( શરીર કિંવા તેના ધર્મ)-થી ક્ષેત્રજ્ઞ (આત્મા) તદ્દન ભિન્ન છે. (૧૧૨૨)

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३४ ॥**

હે ભારત! જેમ એક સૂર્ય સર્વ જગતને પ્રકાશિત કરે છે, તેવી જ રીતે એક ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રોને પ્રકાશિત કરે છે. ૩૪

આત્માના સંબંધથી જોકે શરીરમાં થતા વ્યાપારો જોવામાં આવે છે; તોપણ શરીર એ આત્મા નથી. લોહચુંબકના સંસર્ગથી લોહ ચલાયમાન થાય છે; પરંતુ લોહ પોતે લોહચુંબક નથી, એ જ અવસ્થા આત્મા અને દેહને લાગુ પડે છે. દીપકના પ્રકાશથી ઘરનો વ્યવહાર કરાય છે, પરંતુ દીપક અને ઘર વચ્ચે કોટિશઃ અંતર છે. હે કિરીટિ! કાષ્ઠના ગર્ભમાં અગ્નિ હોય છે; પરંતુ અગ્નિ કાંઈ કાષ્ઠ નથી. આ દૃષ્ટિથી તું આત્માને જો. આકાશ તથા અભ્રમાં કે સૂર્ય તથા મૃગજળમાં જે પ્રકારનું અંતર છે, તે જ અંતર આત્મા તથા દેહની વચ્ચે છે. ગગનમાંનો એક જ સૂર્ય જેમ જુદા જુદા સર્વ લોકોને પ્રકાશિત કરે છે, તેવી રીતે એક આત્મા જ સર્વ દેહોમાં પ્રકાશ પાડે છે, એમ તને જણાઈ આવશે. હવે પછી આત્મા અને દેહના વિષયમાં પુનઃ કોઈ પણ પ્રકારની શંકા કરીને કાંઈ પણ પૂછીશ નહિ. (૧૧૨૮)

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३५ ॥**

જે આ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેના અંતરને અને સર્વ ભૂતોની પ્રકૃતિના બંધનથી મુક્તિ કેવી રીતે થાય છે એ તત્ત્વને જાણે છે. તેઓ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૩૫

હે શબ્દતત્ત્વસારજ્ઞ! તે જ બુદ્ધિને પ્રજ્ઞા જાણવી કે, જેના યોગે શરીર અને આત્મા વચ્ચે રહેલા અંતરને સમજી શકાય. આ અંતરને

સમજવા સારુ ચતુર (મુમુક્ષુ) જન જ્ઞાનીઓના ઉંબરા ઘસી નાખે છે અને હે અર્જુન! એને જ સમજવા માટે તેઓ શાંતિરૂપી સંપત્તિ સ્વાધીન કરી લઈ, શાસ્ત્રોરૂપી દૂઝતી ગાયને પોતાને ઘેર પાળે છે (નિત્ય શાસ્ત્રાધ્યયન કરે છે). એને જ સમજવા માટે પુરુષ યોગરૂપી આકાશ પર ચડી જવાની હામ ભીડે છે, શરીરાદિકને તૃણપ્રાય માને છે અને સંતોની પાદુકા પોતાના મસ્તક પર ધારણ કરે છે. આ પ્રમાણે જ્ઞાનનાં સાધનો દ્વારા અંતરમાં તેઓ નિશ્ચય કરી લે છે અને એ પછી શરીર તથા આત્મા વચ્ચેનો ખરો તફાવત તેમની દૃષ્ટિએ પડે છે. આમ કહી ભગવાન બોલ્યા : તેના જ્ઞાન પરથી હું મારા જ્ઞાનને ઓવારી નાખું છું. હું તેના જ્ઞાનની સ્તુતિ કરું છું. આજે મિથ્યા માયા પ્રાણીઓમાં ભિન્નભિન્નરૂપે આ પૃથ્વી પર વિસ્તાર પામેલી છે; જે માયા શુક-નલિકાન્યાયે (પોપટ વાંસની નળીના ઊલટાઈ જવાથી છૂટો હોવા છતાં ભ્રાંતિથી પોતાને બંધાઈ ગયેલો માને છે તેવી રીતે) જીવોને નહિ વળગેલી હોવા છતાં વળગેલી છે એમ દેખાય છે. એવી આ વસ્તુસ્થિતિ પૂર્ણતાથી જાણવામાં આવેલી હોય છે, તે મનુષ્ય જેમ દોરડીમાંથી સર્પની મિથ્યા ભ્રાંતિનો લોપ થતાં દોરડી તે દોરડી જ દેખાય છે; અથવા છીપના ચળકાટથી તેમાંના ચાંદીના ભ્રમનો નાશ થતાં છીપ તે છીપ જ જણાઈ રહે છે, તેમ આત્માથી ભિન્ન એવી પ્રકૃતિને અંતઃકરણપૂર્વક આત્માથી ભિન્ન જ જાણે છે, તે બ્રહ્મરૂપ જ બની રહે છે, એમ હું કહું છું. જે બ્રહ્મ આકાશ કરતાં પણ અધિક વ્યાપક છે, જે પ્રકૃતિથી પર તેનો તીરપ્રદેશ છે અને જે પ્રાપ્ત થતાં જ પોતા પાસેથી કોઈને દૂર કરતા નથી; જે બ્રહ્મમાં પ્રકૃતિના અનુરોધથી બનેલા આકારનો લોપ થાય છે, જીવપણાનો લય થાય છે અને દ્વૈતભાવનો લોપ થાય છે. જે અદ્વય છે; હે પાર્થ! તે પુરુષ એ પરમતત્ત્વરૂપ પોતે જ બને છે કે, જે રાજહંસ જેમ નીર અને ક્ષીરને જુદાં પાડે છે, તેમ આત્મા અને પ્રકૃતિને ભિન્ન કરી નાંખે છે. (૧૧૪૩)

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, શ્રીકૃષ્ણે આ પ્રમાણે અર્જુનને આત્મા તથા પ્રકૃતિ વિષે સંપૂર્ણ અનુભવ કરાવી આપ્યો. જેવી રીતે એક વાસણમાંનું પાણી બીજા વાસણમાં રેડવામાં આવે, તેમ શ્રીહરિએ પોતાના હૃદયમાંનું આ જ્ઞાન અર્જુનના અંતઃકરણમાં રેડયું; અને (એમાં વિશેષતા તે શી થઈ? કારણ કે) જે નર છે તે જ નારાયણ

છે, તો પછી જ્ઞાન કોણે કોને આપ્યુ ? કેમકે શ્રીકૃષ્ણે અર્જુન પ્રતિ અંગુલિનિર્દેશ કરીને 'આ તે જ હું છું,' એમ કહ્યું. પરંતુ આ વાત મને પૂછ્યા વિના કાંઈ પણ કહેવાનું પ્રયોજન નથી. અસ્તુ. વધારે શું કહું ? દેવે અર્જુનને પોતાનું સર્વસ્વ આપ્યું. ભગવાને આટલું બધું કહ્યું, તોપણ અર્જુન પોતાના મનમાં તૃપ્ત ન થતાં વિશેષ કહેવા માટે કૃષ્ણ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો. દીપકમાં જેમ જેમ તેલ પૂરવામાં આવે તેમ તેમ અધિક પ્રકાશ પડે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ જેમ જેમ વધારે કહેતા ગયા તેમ તેમ અર્જુનના મનમાં શ્રવણેચ્છા વૃદ્ધિંગત થતી ચાલી. જે પ્રમાણે કોઈ એકાદ સ્ત્રી સુઘડ હોય અને પીરસવામાં જેનો હાથ ઉદાર હોય તેમ જ જમનારો પણ ચતુર અને ભોક્તા હોય તો બન્નેને પીરસવાની અને જમવાની પરસ્પર હોંશ પેદા થાય છે, તે જ પ્રમાણે અર્જુનનો સાંભળવાનો ઉત્સાહ જોઈને શ્રીકૃષ્ણ ભગવાનની પણ વિશેષ કહેવાની ઇચ્છા થઈ અને તેમનું વ્યાખ્યાન ચારગણું વધી ગયુ. જે પ્રમાણે અનુકૂળ પવનથી મેઘ એકત્ર થતાં વૃષ્ટિ થાય છે કે ચંદ્રોદય થતાં સમુદ્રમાં ભરતી આવે છે, તે પ્રમાણે શ્રોતાની આદરબુદ્ધિથી વક્તાને બોલવાનું સ્ફુરણ ચઢે છે. (૧૧૫૩)

સંજય કહે છે : હે ધૃતરાષ્ટ્ર રાજા ! આ પ્રમાણે અર્જુનની સાંભળવાની ઇચ્છા જોઈ દેવ પોતાના જે વક્તૃત્વથી સમગ્ર વિશ્વને આનંદભરિત કરનાર છે તે વક્તૃત્વ તું સાંભળ. આ પ્રમાણે મહાભારતના ભીષ્મપર્વની સંગતિમાં શ્રીવ્યાસમુનિએ પોતાની અમર્યાદ બુદ્ધિથી જે કથા કહેલી છે, તે શ્રીકૃષ્ણાર્જુનસંવાદ ઉત્તમ મરાઠી ભાષામાં ઓવી નામના છંદમાં કહું છું. હું હવે કેવળ શાંતિરસની જ કથા વર્ણવીશ; પરંતુ તે શૃંગારાદિ રસો કરતાં પણ વિશેષ ઉત્તમ થશે. એવી પ્રેમાળ દેશી ભાષામાં એ કથા કહીશ કે, તે સાહિત્યને શિક્ષણ આપનારી હોવાથી પોતાના માધુર્યથી અમૃતને પણ ફિક્કું પાડશે. જે ચંદ્રના ઉદયથી ચંદ્રકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે, તે ચંદ્રને પણ મારી વાણીથી દ્રવ પ્રાપ્ત થશે. તેમજ મારા વાક્યના રસથી નાદબ્રહ્મ પણ લુપ્ત થઈ જશે. અજ્ઞાનીઓને પણ સાત્ત્વિકતાનું પાનું ફૂટશે; અને જે અધિકારી છે, તો તેને શ્રવણ કરતાંની સાથે સમાધિ જ લાગી જશે. ગીતાનો અર્થ એવો તો કહી સંભળાવીશ કે, તેનો સર્વ જગતમાં પ્રસાર થતાં તે સર્વ જગતને આનંદદાયક થઈ પડશે. એથી વિચારનું દૈન્ય મટી જશે, મન અને કાન જાગ્રત થશે અને જ્યાં નજર નાખવામાં બ્રહ્મવિદ્યાની ખાણ

જ જોવામાં આવશે. બ્રહ્મ પ્રત્યક્ષ દૃષ્ટિએ પડશે, સુખનો ઉદય થશે અને સર્વ જગતમાં આત્મજ્ઞાનનો સુકાળ થઈ જશે. શ્રીનિવૃત્તિનાથનો મારા પર અનુગ્રહ હોવાને લીધે હું હવે એવું ભાષણ કરીશ કે, આ સર્વ વાતોની આપને સાક્ષાત્ પ્રતીતિ થશે; માટે પ્રત્યક્ષ અક્ષરમાં કવિત્વ અને ઉપમાની રેલછેલ કરી મૂકીશ અને ગ્રંથના પ્રત્યેક પદના અર્થની સ્પષ્ટતા કરીશ; એક પણ પદને છોડી દેવાનો નથી. એટલે સુધી મને મારા શ્રીમત ગુરુએ સર્વ શાસ્ત્રોમાં નિપુણ કરેલો છે અને હુ જે આ ભાષણ કરું છું, તે આપ માન્ય કરો છો અને તેમની જ કૃપાથી આપ જેવા સંતમંડળની સભામાં ગીતાનો અર્થ કહી સંભળાવવાની મારામાં યોગ્યતા આવેલી છે! આપ જેવા સંતોનાં ચરણ-દર્શનથી મને કશી પણ અડચણ પડતી નથી. હે પ્રભો! સરસ્વતી, કે જે સર્વને બોલવાની શક્તિ આપનારી છે, તેને મૂંગુ બાળક ન અવતરે, તેમાં નવાઈ જેવુ શું હોય વારુ! લક્ષ્મીના હાથમાં સામુદ્રિક ચિહ્નોની ન્યૂનતા ન હોય એ સ્વાભાવિક જ છે. તે જ પ્રમાણે આપ સંતોની સમક્ષ આવનારો કોઈ પણ માણસ અજ્ઞાની રહે એમ બની જ કેમ શકે? એટલે મારા બોલવામાં હવે હું નવે રસોની રેલછેલ જ કરી નાખીશ. તો હે પ્રભો! હવે મને થોડોક સમય આપો, એટલે હું ઉત્તમ પ્રકારની કથા કહી સંભળાવીશ, એમ જ્ઞાનદેવે કહ્યું. (૧૧૭૦)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

# અધ્યાય ૧૪ મો—ગુણત્રયવિભાગયોગ

હે ગુરો! હે સકળ દેવોમાં શ્રેષ્ઠ! હે બુદ્ધિરૂપી પ્રાતઃકાળના સૂર્ય! હે આનંદનો ઉદય કરનારા! આપનો જયજયકાર થાઓ. આપ સર્વનું વિશ્રાંતિસ્થાન છો અને સર્વના હૃદયમાં 'अहं ब्रह्म' તત્ત્વને પ્રવેશ કરાવનારા છો; કિંવા તમો સમુદ્રરૂપ હોઈને તમારામાં ચૌદ લોક લહરીઓ પ્રમાણે આંદોલિત થયા કરે છે, આપનો જયજયકાર થાઓ. હે દીનદયાળ! હે કરુણાના સાગર! હે બ્રહ્મવિદ્યારૂપી વધૂના વલ્લભ! જે કોઈ આપને જાણતા નથી, તેમને આ સર્વ વિશ્વ સત્ય ભાસે છે; અને જે કોઈ આપને જાણનારા છે, તેમને સર્વ વિશ્વમાં આપના વિના અન્ય કાંઈ પણ દૃષ્ટિગોચર થતું નથી. નજરબંધીના ખેલમાં ગારુડી બીજાની દૃષ્ટિને ચોરતો દેખાય છે, પરંતુ તે પોતાની જાતને છુપાવી શકતો નથી; જ્યારે આપની જાતને છુપાવી રાખવાનું આપનું ચાતુર્ય વિલક્ષણ છે! મહારાજ! આ જગતમાં આપ જ કોઈને જ્ઞાનનો બોધ આપો છો, તો વળી કોઈને માયાના તડાકામાં સપડાવો છો, એવો આપનો સહજ ખેલ આપનામા નિરંતર ચાલુ જ છે; આપને મારા નમસ્કાર હો. જગતમાં પાણીમાં જે મધુરો સ્વાદ છે, તે આપને લીધે જ તેમાં આવ્યો છે અને પૃથ્વીમાં જે સહન કરવાની શક્તિ છે, તેમાં આપની જ શક્તિ કારણભૂત છે. ચંદ્ર અને સૂર્ય—એ કેવળ પ્રચંડ છીપોની પેઠે નિસ્તેજ છે; પરંતુ ત્રણે લોકમાં તેમનો જે પ્રકાશ પડે છે, તે આપના તેજની શક્તિનો પ્રભાવ છે. ચારે દિશામાં વિચરનારો વાયુ પણ આપની જ શક્તિથી વિચરતો હોય છે અને આકાશ જો કે મોટું દેખાય છે, તોય તેનો આપનામાં જ સમાવેશ થાય છે અને તે પણ સંતાકૂકડીની રમત રમનાર પ્રમાણે આપના એકાદ ખૂણામાં જ ભરાઈ જાય છે. વધારે શું કહું? સર્વ માયા આપમાં જ છે અને જ્ઞાન પણ આપની શક્તિથી જ ચારે તરફ નિહાળી શકે છે; એટલું જ નહિ, પણ આપના સ્વરૂપનો પાર ન લાગવાથી શ્રુતિઓથી પણ તેનું વર્ણન કરી શકાયું નથી. (૧૦)

વેદો વર્ણન કરવામાં ચતુર તો ખરા; પરંતુ જ્યાં સુધી આપનું દર્શન થયું નથી, ત્યાં સુધી જ તેઓ આપનું વર્ણન કરી શકે છે. આપનું દર્શન થતાં જ અમારી ને તેમની દશા એક સમાન જ બની રહીને ઉભયને મૌન ધારણ કરી સ્વસ્થ થઈ બેસી રહેવું પડે છે. સર્વ

જળમય થઈ જતાં એક બિંદુની જેવી રીતે કશી પણ ગણના હોતી નથી, એટલું જ નહિ પણ તે વેળા મહા નદીઓ પણ ઓળખી શકાતી નથી; કિંવા સૂર્ય ઉદિત થતાંની સાથે ચંદ્ર જેમ આગિયા જેવો બની જાય છે, તેવી જ રીતે આપના સ્વરૂપની આગળ મારી અને શ્રુતિની એક સરખી જ યોગ્યતા છે. અને જ્યાં દ્વૈતભાવનો લોપ થતાં પરા સહિત વૈખરી વાણી સ્તબ્ધ રહે છે, એવા આપનું વર્ણન કયા મુખથી કરી શકાય એમ છે? એટલા માટે હવે આપની સ્તુતિ કરવાના છંદને છોડી દઈ ચુપચુપ આપના ચરણો પર મસ્તક ધરી દેવું એ જ ઉત્તમ માર્ગ છે; તો હે ગુરુરાજ! આપ જેવા છો તેવા જ હું આપને નમસ્કાર કરું છું. મારા ગીતાર્થકથનરૂપી વ્યાપારમા મને નફો કરાવી આપવા માટે આપ મારા શાહુકાર થાઓ; આપની કૃપારૂપી મૂડીની થેલીની ગાંઠ છોડી મારી મતિરૂપી કોથળીને ભરો અને આપ મહાન હોવાથી મને જ્ઞાનપદ( જ્ઞાનરૂપ નફો )ની પ્રાપ્તિ કરાવો. મને જ્ઞાનથી ભરપૂર કાવ્ય બનાવવાનો મહાન લાભ કરાવી આપો. હુ એ લાભ-નફામાંથી સુંદર વિચારરૂપી કર્ણભૂષણો તૈયાર કરાવી સતોના કાનને વિભૂષિત કરીશ. હે મહારાજ! ગીતાર્થરૂપી ગુપ્ત ભૂભંડારને બહાર કાઢવાની મારા મનમાં જે ઇચ્છા ઉત્પન્ન થયેલી છે, તે સફળ કરવા માટે આપનું સ્નેહરૂપી અંજન મારાં નેત્રોમાં આજો; જેથી મારાં બુદ્ધિરૂપી નેત્રો એકવાર શબ્દમય સૃષ્ટિનું એટલે કે ગીતાર્થરૂપી ધનનું નિરીક્ષણ કરી શકે. એવા પ્રકારના આપના કરુણારૂપી સૂર્યબિંબના નિર્મળ પ્રકાશનો વિસ્તાર કરો કે, જેથી મારી બુદ્ધિરૂપી વલ્લરી વૃદ્ધિંગત થઈ તેને કાવ્યરૂપી ફળો આવે; એટલા માટે વસંતઋતુ આપ થાઓ. આપની કૃપાદૃષ્ટિની એટલા ઔદાર્યથી વૃષ્ટિ કરો કે, તેથી મારી બુદ્ધિરૂપી ગંગામાં સિદ્ધાંતરૂપી મહાપૂર આવે. હે વિશ્વૈકધામ! આપનો પ્રસાદચંદ્રમા મને સ્ફૂર્તિની પૂર્ણિમા બનાવો ( પૂર્ણ ચંદ્ર વડે જેમ પૂર્ણિમા શોભે છે, તે પ્રમાણે આપની કૃપાથી મને પણ સ્ફૂર્તિ આવો-મને શોભાવો ). તે પૂર્ણિમાનું અવલોકન કરતાં જ મારા જ્ઞાનસમુદ્રમાં રસિકતાની એવી ભરતી આવે કે, સ્ફૂર્તિનો પ્રવાહ ન સમાઈ શકતાં, નવે રસ ઊભરાઈ જગતમાં ફેલાઈ જાય. જ્ઞાનદેવ મહારાજનુ આવું કથન સાંભળી શ્રીગુરુ નિવૃત્તિનાથ મહારાજ સંતુષ્ટ થઈ બોલ્યા: તું સ્તુતિના મિષથી દ્વૈતનો વ્યર્થવિસ્તાર કરે છે; માટે હવે આ વ્યર્થ સ્તુતિ રહેવા દે. જે જાણવાનો વિષય છે, તેનું ઉત્તમ રીતે વર્ણન કરી ગીતાર્થ પ્રકટ કર અને ઉત્કંઠાનો લેશ પણ ભંગ થવા દઈશ નહિ. (૨૬)

જ્ઞાનદેવ મહારાજ બોલ્યા: હે પ્રભો! આપ આપના મુખેથી ગ્રંથવર્ણન કરવાનું કહો એટલી જ વાટ હું જોતો હતો. પ્રોતું-તૃણાંકુરનું મૂળિયું મૂળે જ અમર અને વળી તેના પર અમૃતની વૃષ્ટિ થઈ, એટલે પછી વાત જ શી કરવી? હવે ગુરુકૃપા થઈ એટલે હું ગીતાના મૂળ શ્લોકના પ્રત્યેક પદનું સવિસ્તર તથા સ્પષ્ટ વર્ણન કરીશ. એના શ્રવણથી મનના સર્વ સંશયો નષ્ટ થશે અને શ્રવણેચ્છા દ્વિગુણ વૃદ્ધિને પ્રાપ્ત થશે. મારી વાણીમાંથી એવા મધુર અને ઉત્તમ શબ્દો નીકળે, એટલી જ ગુરુના ચરણ પાસે મારી યાચના છે. અસ્તુ. પૂર્વે તેરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને એવી કથા કહી છે કે, આત્મા અને પ્રકૃતિના સંયોગથી આ જગત નિર્માણ થાય છે અને ગુણોના આગ્રહથી આત્મા સંસારમાં નિમગ્ન થાય છે; માયાની ઉપાધિથી જ એને સુખદુઃખ ભોગવવાં પડે છે; અને તેના સંગરહિત (ગુણાતીત) થવાથી તે મુક્ત થાય છે; માટે હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, સંગરહિત એવા આત્માને પ્રકૃતિનો સંગ કેવી રીતે થાય છે? આત્મા અને પ્રકૃતિનો જે સંયોગ થાય છે તે કયો? અને તે કેવાં સુખદુઃખાદિ ભોગવવાં પડે છે? તે ગુણ કેવા છે ને કેટલા છે? તે ગુણો કેવી રીતે બંધન કરે છે? અને ગુણાતીત પુરુષનાં લક્ષણ શાં છે? એ પ્રમાણે એ સર્વ વિષયોનું વર્ણન કરવું, એ જ વિષય આ ચૌદમા અધ્યાયમાં છે; તો હવે તે વૈકુંઠનિવાસી વિશ્વેશનો અભિપ્રાય શો છે, તે સાંભળો. તેઓ બોલ્યા: હે અર્જુન! શ્રવણ કરવાની સર્વ સામગ્રી સંચિત કરી તું આ જ્ઞાનને પ્રાપ્ત કરી લે. પૂર્વે મેં તને એ જ્ઞાન અનેક પ્રકારે સ્પષ્ટ કરીને કહેલું છે; પરંતુ અદ્યાપિ તારા અજ્ઞાનનો સંપૂર્ણ નાશ થયેલો જોવામાં આવતો નથી. (૪૦)

श्रीभगवानुवाच—परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

શ્રી ભગવાન બોલ્યા: જે જ્ઞાનને જાણીને સર્વ મુનિઓ જન્મથી મોક્ષ સિદ્ધિને પામ્યા છે, તે સર્વ જ્ઞાનમા ઉત્તમ અને શ્રેષ્ઠ એવુ જે જ્ઞાન, તે હુ તને પુનઃ કહું છુ. ૧

એટલા માટે હે તાત! 'પર' એ શબ્દનો જે મહિમા શ્રુતિએ વર્ણવ્યો છે, તે તને હું પુનઃ કહી સંભળાવું છું. આપણા જ્ઞાન કરતાં આત્મજ્ઞાનને 'પર' કહેવાનું કારણ એટલુ જ કે, આપણા એ જ્ઞાનની ભવ (સંસાર) તથા સ્વર્ગાદિકની પ્રાપ્તિ વિના અન્ય કશામાં પ્રિયતા હોતી નથી અને એ જ કારણથી હું આત્મજ્ઞાનને સર્વ જ્ઞાન કરતાં

ઉત્તમ જ્ઞાન કહું છું; કારણકે તે અગ્નિરૂપ અને ઇતર જ્ઞાન એની સમક્ષ તૃણરૂપ છે. જે જ્ઞાનની મજલ સંસાર ને સ્વર્ગનાં સુખોથી આગળ પહોંચતી નથી, તેને યજ્ઞયાગાદિ કર્મો જ ઉત્તમ લાગે છે અને તેને દ્વૈત સિવાય બીજા કશાનો ય પરિચય હોતો નથી. તેવાં સર્વ જ્ઞાનો આ આત્મજ્ઞાનની સમક્ષ સ્વપ્નવત્ ભાસે છે. જે પ્રમાણે વાયુની પ્રચંડ લહેરોનો પણ આકાશમાં જ લય થાય છે, અથવા સૂર્ય ઉદય થતાં જ જે પ્રમાણે ચંદ્રાદિ નક્ષત્રોના તેજનો લોપ થાય છે, અથવા જે પ્રમાણે પ્રલયકાળના પાણીમાં નદી, નદ વગેરે ભેદ રહેતો નથી; તે પ્રમાણે આ આત્મજ્ઞાનનો ઉદય થતાંની સાથે જ ઇતર સર્વ જ્ઞાનો લય પામે છે; માટે હે અર્જુન! એ જ્ઞાનને હું 'ઉત્તમ' કહું છું. હે પાંડુસુત! આપણી અનાદિકાળની આપણા હાથમા રહેલી જે મુક્તિ અથવા મોક્ષ, તે આ જ્ઞાનની પ્રાપ્તિથી આપણને હસ્તગત થાય છે. એનો અનુભવ થતાં સર્વ જ્ઞાતાઓ જન્મ–મૃત્યુરૂપી સંસારને માથું ઊંચું કરવા દેતા નથી; અને પોતાના મનની વિષયો તરફની દોડને પાછી હઠાવીને તેને પોતાની જગ્યાએ બેસાડી રાખ્યા પછી સ્વાભાવિક રીતે સહજ વિશ્રાંતિ લે છે, એમ થતાં તેઓ દેહધારી હોવા છતાં પણ ઇંદ્રિયોને પ્રિય વિષયોનુ આચરણ કરતા નથી; અને દેહાભિમાની નહિ રહેતાં, દેહરૂપી બંધને એકદમ ઉલ્લંઘીને મારી યોગ્યતાને જ પામે છે. (૫૧)

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥

આ જ્ઞાનનો આશ્રય કરી જે મારા સાયુજ્યને પામેલા છે, તે સૃષ્ટિના ઉત્પત્તિકાળમા જન્મતા નથી અને પ્રલયકાળમાં નષ્ટ પણ થતા નથી. ૨

કારણકે હે અર્જુન! જે મારી નિત્યતાથી નિત્ય અને મારી પૂર્ણતાથી પરિપૂર્ણ થઈ રહેલા છે; અને જેમ હું નિરંતર, અનંત. મહાનંદરૂપ અને સત્યસિદ્ધ છું, તે જ પ્રમાણે તેઓ પણ થતાં તેનામાં અને મારામાં પરસ્પર લેશ પણ ભેદ રહેતો નથી. જે પ્રમાણે હું અનંત છુ, તે જ પ્રમાણે તેઓ પણ (અનત) થાય છે. જેમ ઘટનો નાશ થતા ઘટાકાશ મહાકાશમાં મળી જાય છે, અથવા મૂળ દીપકમાં પ્રદીપ્ત કરેલી અનેક દીવેટો એકત્ર કરવામાં આવે, એટલે તેનું તેજ મૂળ દીપકમાં જ મળે છે, તેમ હે અર્જુન! દ્વૈતભાવ નષ્ટ થતાં હું અને તું–એ ભેદો મટી જાય છે અને હું તું–સર્વ એક જ પંક્તિમાં

બેસી એકત્ર થઈ જાય છે. આ જ કારણથી જે વેળાએ સમૂળ સૃષ્ટિ નિર્માણ થાય છે, તે વેળાએ એવા આત્મજ્ઞાનીઓને જન્મ ધારણ કરવો પડતો નથી. અર્થાત્ જેને સૃષ્ટિની ઉત્પત્તિ સાથે દેહની બાધા નથી, તેમનો પ્રલયકાળે નાશ ક્યાંથી સંભવી શકે? આ પ્રમાણે હે ધનંજય! જે આત્મ-જ્ઞાનને અનુસરીને મદ્રૂપ થયેલા છે, તેઓ જન્મમરણના સપાટામાં સપડાતા નથી અને જન્મમરણાતીત થાય છે. આ પ્રમાણે આત્મજ્ઞાનનું મહત્ત્વ દેવે પોતાની રુચિથી વર્ણવ્યું અને અર્જુનના મનમાં પણ રુચિ ઉત્પન્ન થાય એટલા માટે શ્રીકૃષ્ણે આત્મજ્ઞાનની પ્રૌઢતાનું વર્ણન કર્યું. આથી અર્જુનની એવી અવસ્થા થઈ, કે તેના સર્વ અવયવોમાં શ્રવણ માટેની ઇચ્છાનો ઉદ્ભવ થયો અને તેના સર્વાંગને જાણે કાન જ ફૂટ્યા! અર્થાત્ તે નખથી શિખા પર્યંત અવધાનરૂપ બન્યો. પોતાનું જે કથન આકાશથી પણ ધારણ ન કરી શકાય તે વચન અર્જુન ધારણ કરે છે, એમ જોઈ દેવના અંતઃકરણમાં પણ પ્રેમનો ઉમળકો આવ્યો અને તેમની કથન કરવાની હોંશ એટલી તો વધી ગઈ કે, તે ગગનમાં પણ સમાઈ શકી નહિ. પછી ભગવાન બોલ્યા: હે અર્જુન! મારી વક્તૃતા-રૂપી કન્યાને તારા જેવો બુદ્ધિરૂપી વર પ્રાપ્ત થયો છે; તેથી તે આજે જ સૌભાગ્યવતી થઈ શકી છે; અર્થાત્ આજે મારી વક્તૃતા સફળ થઈ; કારણ કે મારી બોલવાની હોંશ જેવો જ તું ઉત્તમ શ્રોતા મને મળ્યો છે; તો હવે હું એક હોવા છતાં ત્રિગુણરૂપી પારધિ દેહરૂપી પાશ નાખી મારી પાસે અનેક રૂપો શી રીતે ધારણ કરાવે છે અને માયાની ઉપાધિથી મારામાંથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે કહું છું, તે સાંભળ. મારા સંગરૂપી બીજમાંથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે, તે જ કારણથી પ્રકૃતિને ક્ષેત્ર નામ આપવામાં આવ્યું છે. (૬૬)

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

હે ભારત! મહદ્બ્રહ્મ (પ્રકૃતિ) એ મારા ગર્ભને મૂકવાનુ સ્થાન છે; તેમાં હુ ગર્ભને રાખું છું અને તેમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

આ માયા (પ્રકૃતિ) મહત્તત્ત્વાદિનું વિશ્રામ–લય સ્થાન છે, અર્થાત્ સર્વ જગત કરતાં મોટી છે, એટલા માટે એને ‘મહદ્બ્રહ્મ’ નામ આપ્યું છે. હે અર્જુન! એના યોગથી વિકાર અને ગુણ વૃદ્ધિ પામે છે; અને તેથી જ એને ‘મહદ્બ્રહ્મ’ કહેવામાં આવી છે. અવ્યક્ત મતવાદીઓ ‘અવ્યક્ત;’ સાંખ્યમતવાદીઓ ‘પ્રકૃતિ;’ અને હે પ્રાજ્ઞ-

શ્રેષ્ઠ! વેદાંતીઓ એને 'માયા' કહે છે. વળી 'અજ્ઞાન' પણ એ જ છે. હે ધનંજય! આપણા આત્મસ્વરૂપની વિસ્મૃતિ એ જ આ અજ્ઞાનનું સ્વરૂપ છે.

બીજી વાત એ છે કે, જેમ હાથમાં દીપક લઈ તિમિરને શોધવા જઈએ, તો તે જડતું નથી, તેમ આત્માનુભવસમયે તે અજ્ઞાન દેખાતું નથી. દૂધને ઘૂંટવાથી જે પ્રમાણે તેના પર મલાઈ આવતી નથી અને ન ઘૂંટીએ તો જ તેના પર મલાઈ આવે છે; અથવા મનુષ્ય જે વખતે જાગ્રદવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં હોતો નથી અથવા સમાધિસ્થ પણ હોતો નથી, તે વખતે જેવી ગાઢ નિદ્રા આવે છે, અથવા જ્યારે વાયુ ઉત્પન્ન થયેલો હોતો નથી, ત્યારે જેમ આકાશ નિઃસત્ત્વ હોય છે; તે જ પ્રમાણે ઇતર અવસ્થા વિનાની જે શાંત નિદ્રાવસ્થા છે, તે જ અજ્ઞાન છે. દૂરથી એકાદ વૃક્ષનું ઠૂંઠું દેખાય તે થાંભલો છે કે પુરુષ તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી; પરંતુ કોઈ વસ્તુ છે એવો જ ભાસ થાય છે; તેમ આત્માનું કેવળ સ્વરૂપ પણ જે સ્થિતિમાં ખરેખરું દેખાતું નથી તેમ બીજી અમુક વસ્તુ છે, એવો પણ નિશ્ચય થતો નથી; વળી દિવસ અને રાત્રિનો મધ્યવર્તી જે સાયંકાળ છે, તે જ પ્રમાણે આત્મા અને જગતનું મધ્યવર્તી જે જ્ઞાન, એવી જે બે વચ્ચેની દશા હોય છે તે–આત્મા અને જગત વિષેના જ્ઞાનના અભાવની સ્થિતિને 'અજ્ઞાન' કહે છે. આવી અનિર્વચનીય સ્થિતિ તે 'અજ્ઞાન' અને તે અજ્ઞાનથી આવૃત થયેલા ચૈતન્યને 'ક્ષેત્રજ્ઞ'ના નામથી ઓળખવામાં આવે છે, પોતાનું શુદ્ધ સ્વરૂપ ન જાણતાં જે અજ્ઞાન વૃદ્ધિ પામે છે. તે ક્ષેત્રજ્ઞ(જીવાત્મા)નું સ્વરૂપ છે. (૮૦)

આ માયા અને ચૈતન્યના યોગને બરાબર લક્ષમાં રાખ; કારણ કે મૂળ સ્વરૂપ પર માયાનો સ્વભાવ એવો જ છે. એ જ પ્રમાણે માયાના અનુરોધથી ચૈતન્ય આત્મસ્વરૂપને વીસરી જઈને અનેક રૂપો ધારણ કરે છે. જે પ્રમાણે દરિદ્રી મનુષ્યને ભ્રમ થવાથી તે માર્ગમાં ચાલ્યો જતો હોય, એટલે બીજા લોકોને 'આ જુઓ–અમો મહારાજાની સવારી પધારી!' એમ કહે છે; અથવા મૂર્છા પામેલો મનુષ્ય જે પ્રમાણે 'હું સ્વર્ગ જોઈ આવ્યો' એમ કહે છે; તે જ પ્રમાણે એક વાર દૃષ્ટિ આત્મસ્વરૂપથી ચળી એટલે પછી જે જે કલ્પનાઓ થાય છે, તે સર્વને સૃષ્ટિ કહેવામાં આવે છે અને તે (સૃષ્ટિ) મારામાંથી જ ઉત્પન્ન થાય છે. મનુષ્ય એકલો હોવા છતાં જેમ સ્વપ્નની ભ્રાંતિથી અનેક વસ્તુઓ જુએ છે, તે જ પ્રકારે ચૈતન્યને આત્મસ્વરૂપની વિસ્મૃતિ

થાય છે ત્યારે બને છે. આ જ ભ્રાંતિને પુનઃ શુદ્ધ સ્વરૂપમાં આવેલી અન્ય પ્રકારે આગળ ઉપર તને કહી સંભળાવીશ. પરંતુ મૂળ સ્વરૂપ પર એ માયાનું રૂપ છે; એ વાત તું ભૂલીશ નહિ. હવે માયા એ મારી સ્ત્રી છે અને તે આદ્યંતરહિત, તરુણ તથા અનિર્વચનીય ગુણવાળી છે. અભાવ (કાંઈ જ નહિ) એ જ એનું રૂપ છે; અર્થાત્ એના રૂપની કોઈના રૂપ સાથે સરખામણી કરી શકાય તેમ નથી. એની આકૃતિ બહુ મોટી છે; અર્થાત્ તેની વ્યાપકતા અમાપ છે. એ અજ્ઞાનીની સમીપ રહે છે અને જ્ઞાનીથી દૂર નાસે છે; પરંતુ એ માયા મારા આત્મસ્વરૂપ પર સૂતેલી હોવાથી આત્મસત્તાના સંભોગથી ગર્ભ ધારણ કરે છે. ત્યાર પછી એ જીવભૂતા પ્રકૃતિના ઉદરમાં અષ્ટ–પ્રકૃતિ વિકૃતિરૂપી (પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર) ગર્ભની વૃદ્ધિ થાય છે. આત્મા તથા પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થાય છે અને તે જ બુદ્ધિતત્ત્વમાંથી મન થાય છે. મનની સ્ત્રી મમતા છે અને તેમાથી અહંકારની ઉત્પત્તિ થાય છે અને તેના યોગથી પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે અને વિષય તથા ઇંદ્રિયોનો ભૂતોની સાથે સંબંધ હોવાથી તેમના સંગથી વિષય તથા ઇંદ્રિયોનો ઉદ્ભવ થાય છે. વિષય તથા ઇંદ્રિયોનો ક્ષોભ થયો, એટલે તેની પાછળ સત્ત્વ, રજ અને તમ–એ ત્રણ ગુણો રહેલા હોય છે જ; અને તેમના યોગથી જેવી વાસના ઊપજી હોય, તે પ્રમાણે જીવ ભિન્ન ભિન્ન સ્થળે જન્મ ધારણ કરે છે. જે પ્રમાણે બીજ અને પાણીનો સંયોગ થતાં તેમાંથી અંકુર ફૂટી અંતે તે વૃક્ષમાં પરિણમે છે, તે પ્રમાણે મારા સંગથી પ્રકૃતિને અનેક પ્રકારના વિશ્વાંકુર ફૂટવા લાગે છે. હે સુજનશ્રેષ્ઠ! પછી તે ગર્ભ કેવું રૂપ ધારણ કરે છે, તે સાભળ. અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ અને પ્રાણીજ અથવા જરાયુજ–આવા અંકુરો તેને સહજ ફૂટે છે. જેમાં આકાશ અને વાયુનો વિશેષ અંશ હોય છે, એવા ગર્ભવાસને 'અંડજ' નામ અપાયેલું છે. આ એક તેનો અવયવ છે. તમ અને રજ એ ગુણોથી યુક્ત હોઈ, જેમાં જળ અને તેજનો અધિક અંશ હોય છે, તેને 'સ્વેદજ' કહેવામાં આવે છે. જેમાં જળ અને પૃથ્વીનો વિશેષ અંશ હોઈ, કેવળ તમોગુણ જ દૃષ્ટિગોચર થાય છે, તે 'ઉદ્ભિજ્જ' છે. પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો જેમાં સમાન હોય છે અને જેમાં મન અને બુદ્ધિની જોડી હોય છે, તે પ્રાણિજ એટલે 'જરાયુજ' કહેવાય છે. આ પ્રમાણે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ–એવા ચારે દેહ–એટલે બે

હસ્ત અને બે ચરણતલ હોઈને અષ્ટધા પ્રકૃતિ જેનું શિર છે, પ્રપંચ એ જેનું મોટું ઉદર છે અને નિવૃત્તિ, એ જેની પીઠ છે, તથા નાભિના ઉપરના ભાગમાં જેને આઠ* દેવસર્ગ છે; સ્વર્ગલોક એ કંઠ છે, મૃત્યુલોક એ મધ્યભાગ છે અને પાતાળલોક એ કમ્મરની નીચેનો ભાગ છે–આવું એક બાળક આ માયાને અવતર્યું. ત્રણ લોકનો જે વિસ્તાર તે જ આ બાળકનું પારણું છે. ચોરાશી લક્ષ યોનિ તે આ બાળકની આંગળીઓનાં ટેરવાં અને સાંધા છે અને તે બાળક દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું જાય છે. નાના પ્રકારના દેહો, અવયવો તથા નામોરૂપી અલંકારો ધારણ કરીને, માયા એ બાળકને મોહરૂપી સ્તનપાન કરાવી ઉછેરે છે. જુદી જુદી સૃષ્ટિઓ તેની આંગળીઓ છે અને ભિન્ન ભિન્ન શરીરો તેમાંની વીંટીઓ છે; આવું એકનું એક વિશ્વરૂપી બાળક અજ્ઞાનરૂપ પ્રકૃતિને પેટે જન્મ પામતાં હું ઘણી જ ભાગ્યશાલિની છું, એમ તે માયાને ભાસે છે. બ્રહ્મા એ બાળકનો પ્રાતઃકાળ છે, વિષ્ણુ એ મધ્યાહ્નકાળ છે અને સદાશિવ એ સાયંકાળ છે; અર્થાત્ એને ઉત્પત્તિ, સ્થિતિ અને લય–એવા ત્રણ કાળો છે અને મહાપ્રલય જ એની શય્યા છે. તેના પર ખેલ ખેલીને એ શાંત નિદ્રા લે છે અને પુનઃ કલ્પનો ઉદય થતાની સાથે વિપરીત જ્ઞાનથી જાગી ઊઠે છે. હે અર્જુન! આ રીતે મિથ્યા દૃષ્ટિના ગૃહમાં કાળગતિના યોગથી એ બાળક પગલાં ભરવા માંડે છે. સંકલ્પ એ જેનો પ્રિય સ્નેહી છે અને અહંકાર એ શોભા છે, એવા આ બાળકને આત્મજ્ઞાન થતાં, મરણ જ આવી લાગે છે. અસ્તુ. હવે વિશેષ વર્ણન ન કરતાં માત્ર એટલું જ કહું છું કે, આ પ્રમાણે માયામાંથી આ વિશ્વ મારી સત્તાની સહાયથી ઉત્પન્ન થયું. (૧૧૫)

सर्वयोनिषु कौन्तेय मूर्तयः सम्भवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

હે કૌંતેય! ચોરાશી લક્ષ યોનિમાં જે વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વનું કારણ મહદ્બ્રહ્મ (પ્રકૃતિ) છે, અને તે પ્રકૃતિમાં બીજારોપણ કરનારો પિતા હું છું ૪

માટે હે અર્જુન! હું પિતા છું, માયા માતા છે અને વિશ્વ તે

* આઠ પ્રકારના દેવસર્ગ–(देवसर्गश्चाष्टविधो विबुधा पितरोऽसुरा । गंधर्वाप्सरस सिद्धा यक्षरक्षांसि चारणा ॥ भूतप्रेतपिशाचाश्च विद्याध्रा किंनरादय. ॥ श्रीमद्भागवत, स्कंध ३. अध्याय १०.

અમારું બાળક છે. આ વિશ્વમાં અનેક શરીરો દષ્ટિગોચર થવાથી જગત મારું અપત્ય હોઈને મારું અને તેનું ઐક્ય નથી એવી શંકાને તારા મનમાં આવવા દઈશ નહિ; કારણ કે જગતમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ મન, બુદ્ધિ આદિ ઇન્દ્રિયોમાંથી જ થયેલી છે. શું એક જ શરીરને ભિન્ન ભિન્ન અવયવો નથી હોતા કે? તે પ્રમાણે આ જગતમાં ભિન્ન ભિન્ન દેહો દષ્ટિગોચર થાય છે, તોપણ તે સર્વ એકમાંથી જ ઉત્પન્ન થયેલા છે. જેમ એક જ બીજમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષની લાંબી, આડી, જાડી અને પાતળી શાખાઓ હોય છે, તેવો જ જગત અને મારા વચ્ચેનો સંબંધ છે. જેમ માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘડો માટીનું બાળક છે કે, વસ્ત્રો એ રૂના પૌત્ર છે (કારણ કે રૂમાંથી સૂતર બન્યા પછી વસ્ત્રો વણાય છે), અથવા સમુદ્ર પર ઉત્પન્ન થતા અસંખ્ય તરંગો જે પ્રમાણે સમુદ્રની જ સંતતિ છે; તેવો જ ચરાચરોનો અને મારો સંબંધ છે; માટે અગ્નિ અને જ્વાળા જેમ એક અગ્નિનાં જ સ્વરૂપો છે, તેમ જ સર્વ કાંઈ હું જ છું અને બીજાં સર્વ નામ, રૂપ તથા સંબંધ મિથ્યા છે. જગતની ઉત્પત્તિ થવાથી મારો લોપ થાય છે, એમ જો માનવામાં આવે તો આ જગત કોના તેજથી પ્રકટ થાય છે? શું માણિક્યના તેજથી માણિક્ય ઢંકાઈ જાય છે કે? સુવર્ણના અલંકારો બનાવવાથી સુવર્ણનું સુવર્ણત્વ નષ્ટ થાય છે ખરું? કમળનો વિકાસ થતાં તેમાંનું કમળત્વ નાશ પામે છે કે? હે અર્જુન! અવયવોને ધારણ કરનાર પોતે અવયવોથી ઢંકાઈ જાય છે કે? અથવા અવયવોને લીધે તેને શોભા પ્રાપ્ત થાય છે? તેનો ઉત્તર આપ. જુવારનાં બી વાવ્યા પછી તેને કણસલાં આવે, તો તેમાં ઘટાડો થયેલો માનવો કે વૃદ્ધિ થયેલી માનવી? અર્થાત્ તું જો જગતને એક બાજુએ મૂકીને મને એકલાને જ જોવાની આકાંક્ષા કરીશ, તો હું તને ભિન્ન દેખાવાનો નથી જ; કારણ કે હું જ સર્વ જગદ્રૂપ છું. હે વીર! આ સત્ય અને નિશ્ચિત સિદ્ધાંતની ખરેખરી મજબૂત ગાંઠ તું તારા મનમાં બાંધી રાખ. હવે જો હું અનેક શરીરોને લીધે ભિન્ન ભિન્ન દેખાતો હોઉં. તોપણ તે સર્વ શરીરો એક જ ગુણ વડે બદ્ધ છે. એમ તું સમજ. હે કપિધ્વજ! જે પ્રમાણે મનુષ્ય સ્વપ્નમાં પોતાના મરણની કલ્પના કરે છે, અથવા કમળાવાળા મનુષ્યને દરેક વસ્તુ પીળી દેખાય છે, અથવા સૂર્યના પ્રકાશથી જેવું અભ્ર દેખાય છે અથવા તો તે અભ્રાચ્છાદિત થયો છે, એમ પણ સૂર્યના પોતાના તેજથી જ દેખાય છે; અથવા જે મનુષ્ય પોતાના કારણથી જ પડેલી પ્રતિચ્છાયા જોઈને બી જાય છે; પરંતુ પોતે

જેમ તે છાયાથી ભિન્ન નથી, તે જ પ્રમાણે જગતમાં જોકે અનેક દેહો દેખાતા હોય તોપણ તેઓ મારા સ્વરૂપમાંથી જ થયેલા છે; અને એટલાં બધાં અનંત રૂપોમાં મારું જ અસ્તિત્વ છે. તેમનામાંના અનેકત્વના બંધને હું જ જાણું છું. બંધ અને મોક્ષને મારામાં જ મદ્રૂપે જાણવાનાં હોય છે. અજ્ઞાનીને પોતાનું સ્વરૂપ ન જાણી શકાયાથી બંધ અને મોક્ષ તેનામાં ઉત્પન્ન થાય છે (એટલે અજ્ઞાની ગુણોના સપાટામાં ફસાઈ જાય છે. મારા સ્વરૂપને જાણ્યા પછી જગતનો અને મારો સંબંધ પણ જાણવામાં આવી જાય છે. મારા સ્વરૂપના અજ્ઞાનથી જ હું અને જગત ભિન્ન હોવાનો ભાસ થાય છે). અર્જુન! હવે મારા જ ગુણોથી હુ કેવી રીતે બંધાઉં છું તે સાંભળ; અને ગુણો કેટલા છે અને તેમના ધર્મો શા છે તથા તેમનાં સ્વરૂપો કેવાં છે અને તેમનાં નામો શાં છે અને તેઓ ક્યાંથી ઊપજ્યાં એનું રહસ્ય તને હું કહું છું, તે તું સાંભળ. (૧૩૭)

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

હે મહાબાહો! સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા છે. અને તેઓ આ દેહમાં અવિનાશી જીવાત્માને બાંધી નાખે છે. ૫

ગુણોનાં સત્ત્વ, રજ અને તમ–એવાં ત્રણ નામો છે અને તેઓ માયામાંથી ઉત્પન્ન થયેલા છે. તેમાં સત્ત્વગુણ ઉત્તમ, રજોગુણ મધ્યમ અને તમોગુણ કનિષ્ઠ છે. એ ત્રણે ગુણો એક જ અંતઃકરણ વૃત્તિમાં ઉત્પન્ન થાય છે, તેથી અંતઃકરણ પણ ત્રિગુણમય છે. એમ ભાસે છે. જેવી રીતે એક જ દેહને બાલ્ય, તારુણ્ય અને વાર્ધક્ય એટલે ઘડપણ એ ત્રણે અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, અથવા ઉત્તમ સોનામા હલકું સોનું મેળવવાથી જેમ તેનું વજન વધતું જાય છે, તેમ તેમ તે સોનું નિસ્તેજ દેખાય છે અને તેનો કસ ઓછો ઊતરે છે; જેવી રીતે આલસ્યનો આવિર્ભાવ થતાં જાગૃતિનો લોપ થઈ નિદ્રાની વૃદ્ધિ થાય છે, તેજ પ્રમાણે અજ્ઞાનનો સ્વીકાર કરવા પછી જે વૃત્તિ થયેલી ભાસે છે, તેને સત્ત્વ, રજ અને તમ કહેવામાં આવે છે. હે અર્જુન! આમ જેમના યોગથી વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે, તેમને ગુણ કહેવાય છે. હવે તે ગુણો જીવાત્માને કેવી રીતે બંધન કરે છે, તે કહું છું. (૧૪૪)

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**
**सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥**

હે નિષ્પાપ અર્જુન' તેમાંનો નિર્દોષ અને પ્રકાશક એવો જે સત્ત્વગુણ તે નિર્મળ હોવાથી આત્માને સુખના અને જ્ઞાનના સંબંધથી આ દેહમાં બાંધી નાખે છે. ૬

આ આત્મા જ તુચ્છ જેવી ક્ષેત્રજ્ઞ દશામાં પ્રવેશ કરે છે અને દેહનું અભિમાન ધારણ કરે છે, તે જ વખતે તેને અપશુકન થાય છે એમ તું સમજ. અપશુકનનું ફળ એ છે કે, આ દેહ મારો છે એવું અભિમાન ધારણ કરતાંની સાથે તેને જન્મથી લઈને મરણ પર્યંત જ્યાં સુધી દેહમાં મમતા રાખવામાં નથી આવતી ત્યાં સુધી એ ગુણોની બાધા નથી થતી; પણ જો એક વખત દેહમાં મમતા થઈ તો પછી મરણ પર્યંતના સર્વ દેહધર્મનાં દુઃખો ભોગવવાં પડે છે. ગલની સાથે વળગાડેલું માંસ માછલાંએ મોઢામાં પકડેલું હોતું નથી ત્યાં સુધી જ માછીમાર ગલને હલાવે છે. અને મત્સ્ય જેવું તેને મુખ અડકાડે કે તરત તેને ખેંચી લઈ ગલમા ફસાવી મારે છે; તે પ્રમાણે સત્ત્વ-ગુણ નામનો પારધી સુખ અને જ્ઞાનરૂપી પાશથી જીવને બંધન કરે છે અને પછી તે જીવ પારધીની જાળમાં સપડાયલા મૃગની પેઠે તર-ફડે છે; એ સત્ત્વગુણના સપાટામા સપડાયા પછી 'હું જ્ઞાની છું' એવો મિથ્યા પ્રલાપ કરે છે અને મારા જેવો આ જગતમાં કોઈ 'જ્ઞાતા નથી' એવો દંભ આચરે છે. આ કારણથી તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થતા સુખને ગુમાવે છે; પછી કોઈ તેને વિદ્વાન કહીને માન આપે, તો તે આનંદ પામે છે; અને થોડા લાભથી હર્ષ પામે છે, તથા માને છે કે, 'મારા જેવો આખા જગતમાં અન્ય કોઈ પણ સુખી નથી એ મારું કેવું મોટું ભાગ્ય છે!' આવી રીતે તે અષ્ટ સાત્ત્વિક ભાવો વડે અભિમાની થઈ જાય છે. આટલાથી જ કાંઈ આરો આવતો નથી; પરંતુ જગતમાં કેવળ હુ એકલો જ વિદ્વાન છું એવો અહંકારરૂપ વળગાડ–ભૂત તેની પાછળ લાગે છે. આપણે પોતે જ જ્ઞાનરૂપ છીએ; એ જ્ઞાનનો લોપ થવાને માટે તેને કશો પણ ખેદ થતો નથી; પરંતુ વિષયજ્ઞાનના ઊભરાથી તે ગગન સમાન ફૂલીને ફાળકા જેવો થઈ જાય છે, જેમ એકાદ રાજા સ્વપ્નમાં ભિક્ષુક બની ભિક્ષા યાચવાને નીકળે અને તેને ઇતર ભિક્ષુકો કરતાં થોડી વધારે ભિક્ષા મળે, તો તે પોતાને ઇંદ્ર સમાન મહાભાગ્યશાળી માની બેસે છે; તેમ હે અર્જુન! જીવાત્મા જ્યારે દેહાભિમાન ધરે છે, ત્યારે બાહ્ય જ્ઞાનના યોગે તેની સ્થિતિ તેવી જ થાય છે. પ્રવૃત્તિશાસ્ત્રમા તે નિપુણ થાય છે, યજ્ઞવિદ્યામા તે નિષ્ણાત બને છે, કિંબહુના તે સ્વર્ગમાના સમા-

ચારને પણ જાણે છે અને મારા સિવાય આ જગતમાં અન્ય કોઈ જ્ઞાનવાન નથી તથા ચાતુર્યરૂપી ચંદ્રને પ્રકાશિત કરવા મારું ચિત્ત-ગગનરૂપ છે, એમ તે માને છે. એવી રીતે સત્ત્વગુણ જીવાત્માને સુખ તથા જ્ઞાનનું બંધન લગાડીને લંગડો માણસ જેવી રીતે બળદને તાણે છે, તેવી રીતે તે પોતાના કાબૂમાં તેને કરી લે છે. હવે રજોગુણ પણ આ જીવને આ શરીરમાં કેવી રીતે બાંધે છે, તે લક્ષણો લક્ષપૂર્વક સાંભળ. (૧૫૯)

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥

હે કૌંતેય ! પ્રીતિસ્વરૂપ જે રજોગુણ તે આશા અને આસક્તિના સંબંધથી ઉત્પન્ન થયેલો છે, તે આત્માને કર્મની આસક્તિથી આ દેહમાં બાંધી નાખે છે. ૭

આ ગુણથી જીવનું સદૈવ ચિત્તરંજન થાય છે અને કામની વાસના–ઇચ્છા સદૈવ જાગ્રત રહે છે; એટલા માટે જ એને રજોગુણ કહેવામા આવે છે. જીવમાં એનો થોડો પ્રવેશ થતાં જ તેને કામનાનો નાદ લગાડે છે; અને ત્યાર પછી મનની ઇચ્છાઓ વાયુ પ્રમાણે વહન કરવા માંડે છે. પછી અગ્નિકુંડમાંના અગ્નિ પર ઘી હોમવામાં આવતાં, જે પ્રમાણે વજ્રાગ્નિ ભડકી ઊઠે છે અને તેને નાની કે મોટી વસ્તુનું ભાન ન રહેતાં, તે સર્વ વસ્તુનો નાશ કરે છે, તે પ્રમાણે તેની ઇચ્છા પ્રબળ થવાથી, દુઃખદાયક વિષયો પણ તેને સુખદાયક ભાસે છે; અને ઇંદ્રલોકની પણ જો તેને પ્રાપ્તિ થાય તોપણ તેને તૃપ્તિ થતી નથી. આ પ્રકારે વિષયવાસનાની વૃદ્ધિ થવાથી જો મેરુ પર્વત પણ તેને હસ્તગત થાય, તો તેના કરતા કોઈ વધારે મોટી વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા સેવે છે. એક કોડી પરથી પણ પોતાનું જીવન ઓવારી નાખવાને માટે તે આગળ–પાછળનો વિચાર કરતો નથી; અને તૃણ જેવડી અલ્પ વસ્તુ પ્રાપ્ત થાય, તોપણ તે પોતાને ભાગ્યવાન માને છે. આપણી પાસેનું દ્રવ્ય આજે પૂરું થઈ જશે, તો આવતી કાલે આપણી શી દશા થશે, એવો ભય ધરી જે તૃષ્ણાના બળથી મોટામોટા ઉદ્યોગો શરૂ કરે છે અને કહે છે કે, જો આપણને સ્વર્ગ પ્રાપ્ત થશે, તો ત્યા આપણને ખાવાનુ શું મળશે? વારુ એવી શંકાથી તે યજ્ઞયાગાદિ ક્રિયાઓ કરે છે, વ્રતો પર વ્રતો કરે છે, ઇષ્ટપૂર્ત (કૂવા, તળાવ, આદિ બાંધવાં, યજ્ઞયાગાદિ કરવા તે)

કર્મો કરે છે. કામ્ય (કામનાવાળાં) વ્રતો સિવાય ઇતર વ્રતોનું તે આચરણ કરતો નથી. જે પ્રમાણે ગીષ્મઋતુની આખરનો (જેઠ–આષાઢ મહિનાનો) પવન રાત્રિ–દિવસ એકસરખો વાતો હોય છે, તે પ્રમાણે હે અર્જુન! તે આ પ્રકારના વ્યાપારમાં રાત્રિ–દિવસ પરિશ્રમ કરતો રહી તેમાં મચ્યો રહે છે. મત્સ્ય કિંવા કામિની સ્ત્રીનાં નેત્ર-કટાક્ષ–એ બંને બહુ ચંચળ હોય છે અને વિદ્યુતને તો વળી અતિ ચંચળ કહેવામાં આવે છે; પરંતુ રજોગુણ ચંચળતાની તુલનામાં તેની ચંચળતા ઓછી જ ઠરે એમ છે. એવી રીતે વેગથી તે સ્વર્ગ અને સંસારપ્રાપ્તિને માટે અગ્નિમાં ભૂસકો મારવાને પણ આગળ–પાછળ જોતો નથી. આ પ્રમાણે દેહમાં હોવા છતાં પણ દેહથી ભિન્ન એવો રજોગુણી જીવ તે તૃષ્ણાના સપાટામાં સપડાતાં વ્યાપારરૂપી સાંકળ-ને પોતાના ગળામાં બાંધી લે છે. આવી રીતે દેહમાં રહેનારો જે જીવ તેને રજોગુણનું મજબૂત બંધન હોય છે. હવે તમોગુણનાં લક્ષણો સાંભળ. (૧૭૩)

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

હે ભારત! પ્રાણીમાત્રને મોહ પમાડનારો તમોગુણ તો અજ્ઞાનમાંથી જ ઉત્પન્ન થયેલો છે, એમ તું જાણ. તે આ દેહમાં આત્માને કર્તવ્યવિમુખતા, આલસ્ય અને નિદ્રામાં બંધનથી બાંધી નાખે છે. ૮

જેનો પડદો આવવાથી મનુષ્યની વ્યવહારવિષયક દૃષ્ટિ મંદ થાય છે, જે મોહરૂપી રાત્રિમાં કાળા વાદળ સમાન હોય છે, જે તમોગુણ અજ્ઞાન વડે વધે છે, તે તમોગુણ સર્વ વિશ્વને અજ્ઞાનમાં મત્ત જોઈ નાચ નચાવે છે, જે અવિચારનો મહામંત્ર છે અને અજ્ઞાનરૂપી મદ્યનું પાત્ર છે; વધારે શું કહું? જીવને મોહ પમાડનાર મોહાસ્ત્ર જ છે. હે પાર્થ! એ લક્ષણોને જ તમોગુણ કહેવામાં આવે છે અને જેઓ દેહને જ આત્મા માને છે તેમને તે ગ્રસી લે છે. આ તમોગુણ એકલો જ ચર કે અચર–જેનાં અંગમાં વધવા માંડ્યો કે, તે સ્થાનમાં પછી બીજા કોઈનો પણ પ્રવેશ તે થવા દેતો નથી. એ સર્વ ઇંદ્રિયોમાં જડત્વ આણે છે અને મનમાં મૂઢત્વ આણે છે. એના યોગથી આલસ્યની ઉત્પત્તિ થાય છે. મનુષ્ય આખો વખત આળસ મરડ્યા કરે છે, તેનામાં કામ કરવાની રુચિ રહેતી નથી અને બગાસાંનો તો રાફડો ફાટે છે. હે અર્જુન! તમોગુણથી વ્યાપ્ત મનુષ્ય આંખ ખુલ્લી હોવા છતાં પણ

પોતાની સામે પડેલી વસ્તુ દેખી શકતો નથી અને તેને હાક મારીને બોલાવ્યા વિના જ તે વચ્ચે 'ઓ' બોલી ઊઠીને બિછાનામાં બેઠો થઈ જાય છે. એકાદ પ્રચંડ પથ્થર નીચે પડ્યા પછી જેમ એક બાજુથી બીજી બાજુએ ફરતો નથી, તે જ પ્રમાણે એવો મનુષ્ય એક વાર ઊંઘી ગયો એટલે પાસું બદલતો જ નથી. પૃથ્વી પાતાળે જાઓ કે આકાશ તૂટી પડો; પરંતુ તેના મનમાં ઊઠવાની ઇચ્છા કદાપિ થતી નથી. આ સ્વસ્થ થઈને સૂઈ ગયો કે, પછી તેને પોતાના નિત્યનાં સંધ્યાદિક કર્મોની પણ સ્મૃતિ રહેતી નથી; પરંતુ બિછાનામાં ને બિછા-નામાં આળોટ્યા કરવાની જ તેના મનમાં પ્રબળ વાંછના હોય છે. હાથ ઊંચા કરીને આંગળાંમાં આગળાં ભેરવી, તે હાથોને માથા પર રાખી ઘૂંટણ વચ્ચે માથું ઘાલીને બેસી રહે છે અને મનમાં નિદ્રાની પૂર્ણ ઇચ્છા ધરી, ઊંઘની લહેર આવતાં તેની આગળ સ્વર્ગને પણ તુચ્છ માને છે. 'મને બ્રહ્મદેવનુ આયુષ્ય પ્રાપ્ત થાય અને હું આ પ્રમાણે ઊંઘતો જ રહું,' એ સિવાય તેને બીજી ઇચ્છા જ હોતી નથી. માર્ગમાં ચાલતાં જો પગ લપસી પડે, તો ત્યાં પણ તેને નિદ્રા આવી જાય છે અને તે વખતે તેને જો આંખોમાં ઊંઘ ભરાઈ આવી હોય, તો કોઈ તેને અમૃત આપવા આવે તોપણ તેનો તે અનાદર કરે છે. તે જ પ્રમાણે કોઈ મારી કૂટીને તેને કામ કરવામા પ્રવૃત્ત કરે, તો તે કોપથી આંધળો થઈ જાય છે. અંધ મનુષ્યના ચાલવા પ્રમાણે તેનુ કાર્ય શિથિલ અને જ્ઞાનશૂન્ય હોય છે; કારણ કે કઈ વેળાએ કેમ વર્તવું, કોની જોડે કેવી રીતે બોલવું અને જેની સાથે લેવડદેવડ કરવાની હોય તે પૂંજીવાળો છે કે લેણાદાર છે, એનો પણ વિચાર કરતો નથી. જેવી રીતે દાવાનળ સળગ્યો હોય તો તેને હુ મારી પાંખો વતી બુઝાવી નાખીશ એવી પતંગના મનમા ઇચ્છા હોય છે, તે પ્રમાણે તે સાહસકર્મમાં પ્રવૃત્ત થઈને વેદબાહ્ય કર્મો કરવાનો જ તેને ઉત્સાહ હોય છે કિંબહુના, આવાં પ્રમાદભરેલાં કર્મો કરવામાં જ તેને રસ પડે છે. આ પ્રમાણે તમોગુણ નિદ્રા, આલસ્ય અને પ્રમાદ—એ ત્રણ પાશો વડે નિરુપાધિક જીવને બંધનકારક થઈ પડે છે. જેવી રીતે અગ્નિ કાષ્ઠને લાગતાં કાષ્ઠના આકારનો જ દેખાય છે, અથવા ઘટમાં રહેલું આકાશ ઘટના આકાર સમાન દૃષ્ટિગોચર થાય છે, અથવા ભરેલા સરોવરમાં જેમ ચંદ્રનુ બિંબ દેખાય છે, તે પ્રમાણે ગુણપાશોથી બદ્ધ થયા પછી જીવ ગુણોનાં લક્ષણો જેવો જ જોવામાં આવે છે. (૧૯૫)

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥
रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

હે ભારત! સત્ત્વગુણ એ આત્માને સુખનો સંબંધ કરાવી આપે છે, રજોગુણ આત્માને કર્મનો સંબંધ કરાવી આપે છે અને તમોગુણ તો જ્ઞાનને આચ્છાદિત કરી દઈ, આત્માને કર્તવ્યવિમુખતાનો સંબંધ કરાવી આપે છે. હે ભારત! સત્ત્વગુણ એ રજ તથા તમ—એ ગુણોને જીતીને પોતે વૃદ્ધિગત થાય છે, રજોગુણ સત્ત્વ અને તમ—એ ગુણોને જીતી વૃદ્ધિ પામે છે અને તમોગુણ એ સત્ત્વ અને રજ—એ ગુણોને જીતીને પોતે વધે છે. ૯,૧૦

કફ અને વાતને પાછળ હઠાવી દઈ શરીરમાં બળવાન થઈને પિત્ત જેવી રીતે શરીરને તપ્ત કરે છે; અથવા ઉનાળો અને ચોમાસું વ્યતીત થઈ ગયા પછી ટાઢ પડવા માંડતાં જેમ આકાશમાં ચોતરફ શીતળતા પ્રસરી રહે છે; અથવા જાગૃતિ અને સ્વપ્નાવસ્થાનો લોપ થયા પછી ગાઢ નિદ્રાના સમયમાં જેવી ક્ષણિક ચિત્તવૃત્તિ થાય છે; તેવી જ રીતે રજ અને તમ કરતાં સત્ત્વગુણ અધિક વધે છે, ત્યારે 'હું સુખી છું' એમ તે સત્ત્વગુણ જીવના મુખે બોલાવે છે. તે જ પ્રમાણે સત્ત્વ અને રજનો લોપ થઈ જ્યારે તમનુ પ્રાબલ્ય થાય છે, ત્યારે સહજ સ્વભાવે જે પ્રમાદો થતા જોવામાં આવે છે; તે જ રીતે સત્ત્વ અને તમોગુણને દાબી દઈ જ્યારે રજોગુણ બળવત્તર થાય છે, ત્યારે દેહમાં રહેનારો દેહનો રાજા—જીવાત્મા તેને કર્મ સિવાય બીજું કાંઈ પણ સારું દેખાતું નથી. આમ ત્રણ શ્લોકો દ્વારા ત્રણ ગુણોનું નિરૂપણ કર્યું; હવે આ સત્ત્વાદિ ગુણોની વૃદ્ધિના લક્ષણો સાંભળ. (૨૦૩)

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥
लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥
यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

**रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

આ દેહ મધ્યે સર્વ ઇંદ્રિયોમાં જ્યારે જ્ઞાનનો પ્રકાશ પડે, ત્યારે સત્ત્વની વૃદ્ધિ થયેલી છે એમ સમજવું. હે ભરતશ્રેષ્ઠ ! લોભ, પ્રવૃત્તિ, કર્મારંભ, ઉચ્છૃંખલતા અને ઇચ્છા—એ ચિહ્નો રજોગુણની વિશેષ વૃદ્ધિ થવાથી ઉત્પન્ન થાય છે. વિવેકનો નાશ, ઉદ્યોગનો કંટાળો, દુર્લક્ષ અને મોહ—એ ચિહ્નો તમોગુણની વિશેષ વૃદ્ધિ થવાથી ઉત્પન્ન થાય છે. સત્ત્વની વૃદ્ધિ થઈ હોય અને જો પ્રાણી મૃત્યુ પામે, તો તે મહત્તત્ત્વાદિકને જાણનારા લોકોને જે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે તે ઉત્તમ લોકમાં (બ્રહ્મલોકમાં) જાય છે. રજોગુણની વૃદ્ધિ થઈ હોય અને જો પ્રાણી મૃત્યુ પામે તો તે કર્મોમાં આસક્ત જનોમાં જન્મે છે અને તમોગુણની વૃદ્ધિ સમયે પ્રાણીનું જો મરણ થાય, તો તે પશુ ઇત્યાદિ મૂઢ યોનિમાં જન્મ પામે છે. ૧૧–૧૫

રજ અને તમ એ ગુણોને જીતીને જ્યારે સત્ત્વગુણ આ દેહમાં વૃદ્ધિ પામે છે, ત્યારે આવાં લક્ષણો પ્રગટ થાય છે; વસંતઋતુમાં કમળોની સુગંધી ચારે તરફ પ્રસરે છે, તે જ પ્રમાણે તેનું જ્ઞાન અંતરમાં છલાછલ ભરાઈ ને બહાર નીકળવા માંડે છે, સર્વ ઇંદ્રિયોમાં વિવેક પ્રસરી રહેલો હોય છે અને જાણે કે હાથ–પગોને પણ નેત્રો ફૂટે છે, સત્કર્મ કયા અને દુષ્કર્મ કયાં તે ઇંદ્રિયો જ જાણી જાય છે અને વિચાર કરવાની પણ આવશ્યકતા રહેતી નથી. રાજહંસ સમક્ષ દૂધ અને પાણી સાથે મેળવીને રાખતાં તેની ચાંચની અણી વડે જ જેમ દૂધ અને પાણીનુ વર્ગીકરણ થઈ જાય છે, તે પ્રમાણે હે અર્જુન ! તેની ઇંદ્રિયો જ સત્કર્મ–દુષ્કર્મની પરીક્ષા કરે છે અને નિયમ તેની સેવા કરે છે ને ન સાંભળવા યોગ્ય વાતો તેની શ્રવણેંદ્રિયો શ્રવણ કરતી જ નથી; ન જોવા જેવી વસ્તુ તેની આંખો જોતી જ નથી; બોલવા જેવું ન હોય તેવુ ભાષણ તેની જિહ્વા બોલતી જ નથી. તિમિર જે પ્રમાણે દીપક સન્મુખ નહિ આવી શકતાં અદૃશ્ય થઈ જાય છે, તે પ્રમાણે નિષિદ્ધ વ્યવહાર તેની ઇંદ્રિયો પાસે આવતા જ નથી. વર્ષાઋતુમા જે પ્રમાણે નદી પાણીથી ઊભરાઈ જાય છે, તે પ્રમાણે તેની બુદ્ધિમાં સર્વ શાસ્ત્રોનું પૂર આવે છે. જે પ્રમાણે પૂર્ણિમાની રાત્રિએ સર્વ આકાશમાં ચંદ્રનો પ્રકાશ પ્રસરી જાય છે, તે પ્રમાણે તેની વૃત્તિ સર્વ જ્ઞાનમા વિકાસ પામે છે, તેની સર્વ વાસનાઓનો લોપ થતા તેનુ મન પ્રવૃત્તિમાર્ગ તરફ જતું નથી, તેમ જ તેના મનને વિષયોનો કંટાળો આવે છે. એવી રીતે સત્ત્વગુણની વૃદ્ધિ થઈ તેનાં લક્ષણો

દૃષ્ટિગોચર થતાં તેનો કાળ થઈ જાય, તે મૃત્યુ પામે કિંવા દુષ્કાળના દિવસો વીતી ગયા પછી ઉત્તમ વૃષ્ટિ થઈને સર્વત્ર સુકાળ થયો હોય ને તેવામાં કોઈ મોટું પર્વ આવે અને સ્વર્ગમાંના આપણા પૂર્વજો અતિથિ થઈને તે જ દિવસે આવ્યા હોય; અર્થાત્ એવી અઘટિત ઘટના ઘટવાથી જેવો આનંદ થવાનો સંભવ હોય છે; તે જ પ્રમાણે ઘરમાં પુષ્કળ સંપત્તિ હોય અને તેનો ઔદાર્યથી દાન–પુણ્ય કરવામાં વિનિયોગ કરવામાં આવે તો તેથી ઈહલોકમાં કીર્તિ અને પરલોકમાં સ્વર્ગની પ્રાપ્તિ કેમ ન થાય? હે અર્જુન! એ પ્રમાણેનું આચરણ હોય, એટલે તેનો પછી બીજો તોડ ક્યાંથી હોઈ શકે? તેમ જ સત્ત્વગુણની વૃદ્ધિ થયા પછી મરણ થાય, તો પછી સ્વર્ગ સિવાય બીજે ક્યાં તે જાય? કારણ કે ઉત્તમ આચરણ કરનાર, ભોગ ભોગવવાનું સ્થાન જે શરીર, તેનો ત્યાગ કરીને શુદ્ધ સત્ત્વગુણને તે પોતાની સાથે લઈ જાય છે, એવી રીતે જે દેહને ત્યાગે છે, તે કેવળ સત્ત્વની જ મૂર્તિ બનીને પુનઃ જ્ઞાનીઓમાં જન્મ લે છે. હે ધનુર્ધર! સિંહાસનારૂઢ રાજા જો પર્વત પર જઈને ઊભો રહે, તો ત્યાં તેને પણ કોઈ વાતની ન્યૂનતા રહે છે ખરી? અથવા એક ગામમાંથી બીજા ગામમાં લઈ જવામાં આવેલા દીપકનો પ્રકાશ જેમ એકસરખો જ પડે છે, તે પ્રમાણે સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી જ્ઞાનની પણ અધિક વૃદ્ધિ થાય છે અને બુદ્ધિ જ્ઞાનસાગરમાં વિહરવા માંડે છે; પછી મહત્તત્ત્વાદિ અનાત્મ પદાર્થો વિષે વિચાર કરીને તે એ વિચાર સહિત આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય છે. તેરમા અધ્યાયમાં વર્ણવ્યા પ્રમાણે છત્રીસ તત્ત્વોથી પૃથક્ સાડત્રીસમું, સાંખ્યમત પ્રમાણે ચોવીસથી પૃથક્ પચીસમું અને ત્રણે ગુણોથી ભિન્ન એવા ચોથા તત્ત્વ સર્વોત્તમ બ્રહ્મને જેઓ પામ્યા છે, તેમના કુળમાં તેને સર્વોત્કૃષ્ટ દેહપ્રાપ્તિ થાય છે. (૨૨૫)

એ જ પ્રમાણે તમોગુણ અને સત્ત્વગુણને દાબીને જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે તથા શરીરરૂપી ગ્રામમાં પોતાની કૃતિને ચારે તરફ પ્રકટ કરે છે, ત્યારે તેનાં લક્ષણો આવાં હોય છેઃ વંટોળિયો ઉત્પન્ન થઈને જે પ્રમાણે તે સર્વ વસ્તુઓને એકત્ર ઊંચે કરીને ઉડાવે છે, તેમ સર્વ ઇંદ્રિયો સ્વચ્છંદતાપૂર્વક વિષયો પ્રતિ દોડતી છૂટે છે. પરસ્ત્રીગમન, એ તેને નિષિદ્ધ કર્મ લાગતું નથી અને બકરી ફાવે ત્યાં ચરે છે, તેમ તે યથેચ્છ ભોગ ભોગવે છે. તેનો લોભ એટલો બધો વધે છે કે, જે વસ્તુ તેના સપાટામાં ન આવી શકે તે જ માત્ર તેનાથી બચી જવા પામે છે. હે અર્જુન! ગમે તે ઉદ્યોગ તેની

સમક્ષ આવે, તો તે કરવામાં તે પાછી પાની કરતો નથી. તે જ પ્રમાણે એકાદ ભવ્ય મંદિર બાંધવું કે અશ્વમેધ યજ્ઞ કરવો–આવા દુર્ઘટ છંદની પાછળ તે મંડ્યો રહે છે. એકાદ શહેર વસાવવું કે એકાદ તળાવ બાંધવું અથવા મહા વનમાં બાગો બનાવવા–આ પ્રમાણે અગાધ કૃત્યોને તે પોતાના હાથમાં લે છે. અને આ લોક–પરલોક પ્રાપ્તિની તેની ઇચ્છા કદી પણ ઓછી થતી નથી. સમુદ્ર પણ જેનાથી હાર માને અને અગ્નિની ત્રણ કોડી જેટલી કિંમત પણ ન અંકાય એટલી બધી તેની વાંછના પ્રબળ થઈ જાય છે. તેના મન કરતાં તેની ઇચ્છાની દોડ આગળ હોય છે અને તેની પ્રવૃત્તિને માટે સકળ વિશ્વ પણ પૂરું પડતું નથી. રજોગુણની વૃદ્ધિ થવાથી આવાં લક્ષણો નજરે પડે છે અને આવી સ્થિતિમાં જો દેહાવસાન થાય છે, તો ઇતર દેહમાં પણ આવા જ ગુણોથી યુક્ત થઈ તે મનુષ્યયોનિમાં જન્મ લે છે. એકાદ કંગાલ સર્વ સુખો સહિત રાજમહેલમાં બેસે, તોપણ તે જેમ રાજા થઈ શકે નહિ; બળદ શ્રીમંતની જાનમાં જાય; તોપણ તેને તો કડબ જ ખાવા મળે છે; એ પ્રમાણે જે વ્યાપારમાં રાત્રિ–દિવસ વિશ્રાંતિનું નામ હોતું નથી એવા વ્યાપારની પંક્તિમાં જ આ જીવડો જઈને બેસે છે; અર્થાત્ તે રજોવૃત્તિના કૂપમાં ડૂબી મરે એવા કામ્ય કર્મ કરનારના કુળમાં જન્મે છે. (૨૪૨)

તે જ પ્રમાણે રજ અને સત્ત્વગુણને નષ્ટપ્રાય કરીને તમોગુણ વૃદ્ધિ પામે છે, તે વખતે દેહમાં તથા દેહબાહ્ય જે ચિહ્નો દૃષ્ટિગોચર થાય છે, તે હવે લક્ષ દઈને સાંભળ: તે વખતે મન અજ્ઞાનથી એટલું બધું પરિપૂર્ણ થઈ જાય છે કે, જાણે ચંદ્ર અને સૂર્ય ઉભયથી રહિત અમાવાસ્યાની રાત્રિ જ ન હોય! એવો ભાસ થાય છે. એ જ પ્રમાણે અંતઃકરણપૂર્વક અજ્ઞાનભક્તિ થઈને તેના મુખથી વિચારનું તો તેમાં નામ પણ નીકળતું નથી. તેની બુદ્ધિ એવી જડ થઈ ગયેલી હોય છે કે, તેની આગળ પાષાણ પણ કોમળ ગણી શકાય અને સ્મૃતિ તો દેશનિકાલ થયેલી જણાય છે. તેના શરીરમાં આંતર્બાહ્ય અવિચાર જ દૃષ્ટિગોચર થાય છે અને તેના સર્વ કાર્યો મૂર્ખતાથી ભરેલાં હોય છે. તેની ઇંદ્રિયો સમક્ષ અનાચાર ઊભો રહેલો હોય છે અને મરવા છતા પણ તે અનાચારની જ ક્રિયા કર્યા કરે છે; જેવી રીતે ઘુવડ અંધારી રાતે પણ સ્વચ્છ જોઈ શકે છે, તે પ્રમાણે બીજા લોકો કરતા વધારે દુષ્ટ કર્મો કરવાનો જ તેના મનને ઘણો ઉત્સાહ હોય છે. નિષિદ્ધ કર્મો કરવાની તેને તીવ્ર અભિલાષા હોય છે અને તેની ઇંદ્રિયો-

ની પ્રવૃત્તિ પણ તે જ દિશા તરફ હોય છે. તે મદ્ય ન પીવા છતાં પણ ઉન્મત્ત બની જાય છે, સન્નિપાત ન થવા છતાંય લવારો કરે છે અને પ્રેમપાશમાં લુબ્ધ થયા વિના જ ગાંડાની પેઠે રોવા માંડે છે, તેનું ચિત્ત તો જાણે ઠેકાણે હોતું જ નથી પરંતુ એ કાંઈ સમાધિમાં હોતો નથી; કેવળ મોહની વૃદ્ધિથી તે જ્ઞાનશૂન્ય હોય છે. તમોગુણ પોતાની સર્વ સામગ્રી સહિત વિકાસ પામે છે, ત્યારે આવાં ચિહ્નો નજરે પડવા માંડે છે અને જો આવી સ્થિતિમાં મરણ થાય તો બીજા જન્મમાં પણ તે તમોગુણની સાથે જ જન્મ પામે છે. રાઈને વાવ્યા પછી તે પોતાનું રૂપ તજી છોડવાની દશામાં આવે છે ખરી; પરંતુ તેને રાઈ વિના અન્ય ફળો ક્યાંથી હોઈ શકે ? એ જ પ્રમાણે દીવો સળગે અથવા તો બુઝાઈ જાય, તોય તે જે સ્થળે એક કિંચિત્ જ્યોતિરૂપે અવશિષ્ટ હોય તોપણ તે સ્થળે અગ્નિરૂપે વિદ્યમાન છે; એમ જ સમજવાનું છે. અર્થાત્ પોતાના સંકલ્પમાં તમોગુણની જ ગઠડીઓ બાંધીને જે દેહનો ત્યાગ કરે છે તે પુનઃ તમોગુણીમાં જ જન્મ પામે છે. વધારે શું કહું ? તમોગુણ વધ્યા પછી જે મૃત્યુ પામે છે, તે પુનઃ પશુ, પક્ષી, વૃક્ષ કે કીટના જન્મને જ પામે છે. (૨૫૯)

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

પુણ્યકર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ, રજોગુણનું ફળ દુઃખ ને તમોગુણનું ફળ અજ્ઞાન છે એમ કહેવાય છે. ૧૬

આ જ કારણથી જે જે વસ્તુ સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થાય છે, તે 'સુકૃત' છે, એમ શ્રુતિસમુદાય જણાવે છે; અર્થાત્ સત્ત્વગુણમાંથી સહજ સુખ અને નિર્મળ જ્ઞાન અપૂર્વ ફળરૂપે દૃષ્ટિગોચર થાય છે; તેથી તે સાત્ત્વિક (સત્કર્મ) ફળ કહેવાય છે. હવે રજોગુણમાંથી જે ક્રિયા ઊપજે છે, તે કડુ ઇંદ્રવર્ણાની પેઠે માત્ર બહારના દેખાવમા જ સુંદર હોય છે, બાકી દુઃખ જ આપ્યા કરે છે; અથવા લિંબોળી જેમ સુંદર દેખાય છે; પરંતુ ગર્ભમાં વિષ જેવી કડુ હોય છે, તેમ જ રજોગુણમાંથી થનારાં ફળો અનિષ્ટકારક હોય છે. જેમ વિષનું મૂળ રોપતાં તેમાંથી વિષનો જ અંકુર ફૂટે છે, તે જ પ્રમાણે તમોગુણમાંથી થનારી ક્રિયાઓ અજ્ઞાનમય જ હોય છે. (૨૬૪)

**सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

સત્ત્વગુણમાંથી જ્ઞાન, રજોગુણમાંથી લોભ અને તમોગુણમાંથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૭

એટલા માટે હે તાત અર્જુન! જે પ્રમાણે દિવસનું કારણ સૂર્ય છે, તેમ જ્ઞાનનું કારણ સત્ત્વગુણ જ છે, અને જે પ્રમાણે અદ્વૈત થવા માટે આપણું પોતાનું (અહંભાવનું) વિસ્મરણ થવું જોઈએ, તેમ લોભની ઉત્પત્તિ માટે રજોગુણ જ કારણભૂત હોય છે અને હે જ્ઞાનવંત! મોહ, અજ્ઞાન તથા પ્રમાદ–એ ત્રિદોષસમુદાયનું કારણ તમોગુણ જ છે. હથેળીમાંનાં આમળાંની પેઠે ત્રણે ગુણો જુદા જુદા લઈ સ્પષ્ટ રીતે સમજાવી દીધા. રજ અને તમને નરકનાં સાધનો માનવામાં આવ્યાં છે અને સત્ત્વ સિવાય જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકનાર નથી; એટલા માટે જેમ જ્ઞાનીઓ ઇતર ભક્તિનો પરિત્યાગ કરી ચતુર્થ ભક્તિનો સ્વીકાર કરે છે, તેમ કેટલાક લોકો આજન્મ સાત્ત્વિક વૃત્તિનું વ્રત ધારણ કરે છે. (૨૭૦)

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥

જે સત્ત્વગુણી હોય છે તેઓ દેવયોનિ પામે છે; રજોગુણી હોય છે, તેઓ મનુષ્યયોનિ પામે છે અને કનિષ્ઠગુણમાં રત થયેલા તામસી પુરુષો પશુ આદિની યોનિને પામે છે. ૧૮

આ પ્રકારે જેઓ નિત્ય સાત્ત્વિક વૃત્તિનું આચરણ કરે છે, તેઓ દેહત્યાગ પછી સ્વર્ગમાં નિવાસ કરે છે; તે જ પ્રમાણે જેઓ રાજસીનું આચરણ કરતા દેહ ત્યાગે છે, તેઓ મૃત્યુલોકમાં મનુષ્યયોનિમાં જન્મ લે છે, કે જ્યાં સુખ અને દુઃખની ખીચડી એક જ થાળીમા ખાવી પડે છે (એક જ દેહને સુખ અને દુઃખ બન્ને ભોગવવાં પડે છે); અને ત્યાં કોઈ પણ ઉપાયે મૃત્યુ ટળી શકતું નથી; તેમ જ તમોગુણનાં આચરણો કરનારા દેહાંત પછી નરકભૂમિમાં જવાની સનંદ મેળવે છે. હે અર્જુન! આ પ્રમાણે વસ્તુની સત્તાથી વધનારા ત્રણે ગુણો તેમનાં લક્ષણો સહિત તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યા; પરંતુ એથી વસ્તુના પોતાના સ્વરૂપમાં પરિવર્તન ન થતાં, તે વસ્તુ ગુણોની ઉપાધિથી પોતે જ ગુણોનાં લક્ષણો પ્રમાણે કાર્ય કરે છે. આપણે રાજા થયા છીએ અને આપણા પર શત્રુ ચડી આવ્યા છે એવું દૃશ્ય સ્વપ્નમાં જોનારો મનુષ્ય જેમ પોતાનો જય અને પરાજય પોતાનામાં જ જુએ છે, તેમ સ્વર્ગ, મૃત્યુ અને નરક–એ ગુણોની જ વૃત્તિના ભેદ છે; બાકી ગુણદૃષ્ટિને ત્યાગીને જોવામાં આવે તો તે શુદ્ધ વસ્તુ જ છે.

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

જ્યારે જીવ એ ગુણોથી ભિન્ન કર્તા બીજા કોઈ નથી એમ જુએ છે અને પોતાને ગુણોથી અતીત સમજે છે, ત્યારે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૧૯

પરંતુ હવે એ કથન રહેવા દઉં છું. માત્ર એટલી જ વાત લક્ષમાં રાખ કે, આ જગતમાં બ્રહ્મથી વ્યક્તિરિક્ત કાંઈ જ નથી. એને માટે આગળ કહેલી વાત પુનઃ કહું છું, તે સાંભળ. આ વાત નિશ્ચયપૂર્વક સમજ, કે બ્રહ્મની જ સત્તાથી આ ત્રણે ગુણો સ્વભાવતઃ દેહના નિમિત્તથી ઉત્પન્ન થાય છે. કાષ્ઠ સળગાવવામાં આવતાં જેમ અગ્નિ તેના આકારનો દેખાય છે, અથવા ભૂમિ અને ઉદક—એ ઉભયનો રસ જેમ વૃક્ષના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે (કારણ કે વૃક્ષમાં ભૂમિ અને ઉદક—એ જ બે તત્ત્વો હોય છે); જેમ દૂધ જામી જતાં દહીંના આકારનું દેખાય છે; અથવા જેમ શેરડીના આકારથી મિષ્ટતા જ વ્યક્ત થાય; તે પ્રમાણે અંતઃકરણ સહિત સૂક્ષ્મ દેહ જ એ ત્રણે ગુણો જ બને છે અને એટલા માટે જ તેમના પાશમાં તે સપડાય છે; પરંતુ હે અર્જુન! એ કેટલું બધું આશ્ચર્ય છે કે, સૂક્ષ્મ દેહ અને ગુણોની એકબીજા સાથે આટલી બધી ગૂંથણી થયેલી હોવા છતાં પણ જ્ઞાનીઓને મોક્ષનો વ્યવહાર ઓછો પડતો નથી. એટલે જ્ઞાનીને મોક્ષ-પ્રાપ્તિમાં કાંઈ જ બાધા આવતી નથી. ત્રણે ગુણો પોતપોતાના ધર્મ પ્રમાણે દેહને જન્મ અને મૃત્યુના સપાટામાં નાંખી દે છે, તોપણ જ્ઞાનીઓના ગુણાતીતપણામાં ન્યૂનતા આવતી નથી. આ પ્રકારની સહજ મળનારી મુક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે હવે તને હું કહી સંભળાવું છું; કારણ કે તું જ્ઞાનરૂપી કમળ પરનો ભ્રમર છે. ચૈતન્ય ગુણોના જેવું નથી, તે તેમનાથી અલિપ્ત હોય છે, એવું જે તત્ત્વ તને પાછળ (તેરમા અધ્યાયમાં) કહી ગયો છું તે જ આ છે; તો હે પાર્થ! જ્ઞાનનો બોધ થયા પછી ગુણોથી ચૈતન્ય ભિન્ન છે, એમ દેખાઈ આવે છે, જાગૃત થયા પછી જેમ સ્વપ્ન, અથવા નદીના કાંઠા પર ઊભો રહેલો માણસ પાણીમાં પોતાનું પ્રતિબિંબ જુએ છે, અને પાણીને હલાવતાં તે જ પ્રતિબિંબ જેમ અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે; અથવા નટ સ્ત્રીવેશ ધારણ કર્યા પછી પણ જેમ તે સ્ત્રીના ગુણોમાં ફસાતો નથી (એટલે કે પોતાના પુરુષત્વને ભૂલતો નથી); તે જ પ્રમાણે પોતાના સ્વરૂપમાં સત્ય બુદ્ધિને કાયમ રાખીને જ ગુણોને નિહાળવા; જેવી રીતે

આકાશમાં ત્રણે ઋતુઓ આવે છે અને જાય છે; પરંતુ તેથી તે અલિપ્ત જ હોય છે, તેમ ગુણોમાં વર્તતો હોવા છતાં ગુણાતીત રહીને જે આત્મસ્વરૂપમાં રત હોય છે, તેનો મૂળ સ્વરૂપવિષયક અહંકાર કાયમ જ હોય છે. પછી તે સ્થળેથી નિરીક્ષણ કરીને એમ જ કહે છે કે, હું કર્મનો કર્તા નથી; પરંતુ માત્ર સાક્ષીભૂત છું અને સર્વ ક્રિયાઓને ગુણ જ ઉત્પન્ન કરે છે. સત્ત્વ, રજ અને તમ–એ ગુણો દ્વારા જે ભિન્ન ભિન્ન કર્મો થાય છે, તે હું કરતો નથી; પરંતુ તેનું કારણ ગુણ જ છે. જે પ્રમાણે વનશોભાનું કારણ વસંતઋતુ હોય છે, પરંતુ તે તેનાથી અલિપ્ત હોય છે, તે પ્રમાણે સર્વ કર્મો કરવા છતાં પણ હું તેનાથી અલિપ્ત છું; અથવા માત્ર એક સૂર્યોદયથી જેમ નક્ષત્રોનો લોપ થાય છે, સૂર્યકાંતમણિમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, કમળો વિકસિત થાય છે, તિમિરનો નાશ થાય છે–આ સર્વ ઘટનાઓ બને છે; પરંતુ સૂર્ય તો તેમના પ્રતિ દૃષ્ટિપાત કરીને જોતો પણ નથી; તે પ્રમાણે મારી જ સત્તાથી સર્વ કર્મો થાય છે; તે છતાં હું આ દેહમાં માત્ર સત્તારૂપ જ હોઈ અકર્તા છું. મારા પ્રકાશથી ગુણો દૃષ્ટિગોચર થાય છે, મારી જ સત્તાથી ગુણો વૃદ્ધિ પામે છે અને તે નષ્ટ થયા પછી જે શેષ રહે છે, તે પણ હું જ છું. આમ જેના હૃદયમાં જ્ઞાન ઉદય પામે છે, તે જ ગુણાતીત છે. (૨૯૯)

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

જીવ દેહમાંથી ઉત્પન્ન થયેલા ત્રણે ગુણોનો અતિક્રમ કરીને જન્મ, મૃત્યુ, અને વાર્ધક્યરૂપી દુઃખોથી મુક્ત થઈ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૨૦

ત્યાર પછી તે નિર્ગુણ બ્રહ્મને પ્રમાદ વિના જાણી શકે છે; કારણ કે જ્ઞાનના યોગથી તે ગુણાતીત બન્યો હોય છે. કિંબહુના, હે અર્જુન! નદી જે પ્રમાણે સમુદ્રપણાને પ્રાપ્ત કરે છે, તે પ્રમાણે તે મારા જ ભાવને પામે છે, જે પ્રમાણે નલિકા પરથી ઊડીને વૃક્ષની ઇતર શાખા ઉપર બેઠા પછી પોપટ બંધનની ભ્રાંતિથી રહિત થાય છે, તે પ્રમાણે જે ગુણાતીત થયેલો હોય છે, તે ગુણોના પાશમાં ન સપડાતાં 'अहं ब्रह्माऽस्मि' (હું બ્રહ્મ છું) એમ જાણે છે. હે જ્ઞાનવંત! જે અજ્ઞાનરૂપી નિદ્રામાં જ ઘોરતો પડેલો હોય છે, તે આત્મસ્વરૂપને પ્રાપ્ત થતાં જાગ્રત થાય છે. હે અર્જુન! તેના હાથમાંથી બુદ્ધિભેદરૂપી દર્પણ નીચે પડી જવાથી, તેમાં દેખાતાં સુખદુઃખરૂપ પ્રતિબિંબથી તે મુક્ત થાય છે.

પછી હે વીર! જ્યારે દેહાભિમાનરૂપી પવન વાતો બંધ થાય છે, ત્યારે જીવ તથા ઈશરૂપી તરંગો આત્મસ્વરૂપરૂપી મહાસાગરમાં જઈ ભળી જાય છે. જે પ્રમાણે વર્ષાઋતુના અંતમાં આકાશમાં ઉત્પન્ન થતાં અભ્રો આકાશમાં જ લય પામે છે અને પર્જન્યવૃષ્ટિ કરતાં નથી, તે પ્રમાણે મદ્રૂપ થયા પછી તે જો કે દેહમાં હોય છે; તોપણ ગુણોથી લિપ્ત થતો નથી. જેમ કાચના મહાલયમાંના દીપકના પ્રકાશને રોકી શકાતો નથી અથવા વડવાનળ જેમ સમુદ્રના પાણીથી બુઝાતો નથી; તે પ્રમાણે ગુણોના આવવા જવાને લીધે તેનું શુદ્ધ જ્ઞાન મલિન થતું નથી. આકાશસ્થ ચંદ્રનું બિંબ પાણીમાં પડે, તોપણ તે જેમ પાણીથી ભિન્ન હોય છે, તે પ્રમાણે તે દેહમાં હોવા છતાં પણ ગુણોથી બદ્ધ થતો નથી. જો કે તેના દેહમાં ત્રણે ગુણો નિવાસ કરતા હોય છે અને તેથી ગમે તેટલી ધમાચકડી મચાવી મૂકે, તોપણ તે તેમના તરફ નમીને જોતોય નથી. આટલી સ્થિતિ સુધી તે અંતરમાં નિશ્ચળ હોય છે અને શરીરના ધર્મોને જાણતો નથી. સર્પ જેમ કાંચળી ઉતારીને દરમાં પેસે છે, ત્યારે 'મારી કાંચળીનું શું થશે?' એવી ચિંતા રાખતો નથી; તેમ ગુણાતીત જ્ઞાની પોતાના શરીર વિષે નચિંત હોય છે. કમળ વિકસિત થતાં તેની સુવાસ આકાશમાં ઊડી જવા પછી જેમ પાછી તે કમળકોષમાં આવતી નથી, તે જ પ્રમાણે જ્ઞાનીનું આત્મસ્વરૂપમાં ઐક્ય થયા પછી તે આ સ્થાનમાંના ધર્માચરણ આદિને આચરતો નથી; અર્થાત્ જન્મ–જરા–મરણાદિ ષડ્ગુણોનો સંબંધ કેવળ દેહમાં જ હોય છે; પણ આત્મસ્વરૂપ જ્ઞાનીમાં તેવો કશો સંબંધ હોતો નથી. જેમ ઘડો ફૂટી જઈને તેની ઠીકરીઓ થયા પછી તેમાંનું આકાશ (ઘટાકાશ) સ્વભાવથી જ મહદાકાશમાં મળી જાય છે; તેવી રીતે દેહબુદ્ધિનો લોપ થયા પછી જ્યારે આત્મસ્વરૂપનો પરિચય થાય છે, ત્યારે એવી અવસ્થામાં આત્મસ્વરૂપ વિના બીજી શી વસ્તુની સ્મૃતિ થાય વારુ! આવા શ્રેષ્ઠ જ્ઞાનવાળો પુરુષ દેહધારી હોય, તોપણ તે ગુણાતીત છે, એમ હું કહું છું. મેઘની ગર્જના સાંભળી જેમ મોરને આનંદ થાય છે, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણના આ ભાષણથી પાર્થને અતિ આનંદ થયો. (૩૧૯)

अर्जुन उवाच–कैर्लिङ्गैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

અર્જુન બોલ્યો: હે પ્રભો! આ ત્રણે ગુણોને ત્યાગીને આગળ વધેલા

જીવને કયાં ચિહ્નોથી ઓળખવો? તેનો આચાર કેવો હોય? અને તે આ ત્રણ ગુણોને કેવી રીતે ઓળંગી જાય છે? ૨૧

હર્ષયુક્ત અંતઃકરણથી તે વીર અર્જુન શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો કે, 'જેના હૃદયમાં આવો બોધ થયો હોય છે, તેનાં લક્ષણો શાં હોય છે? તે ગુણાતીત કેવી રીતે વર્તે છે? અને ગુણોનું નિવારણ કેવી રીતે કરે છે? હે દેવ! હે કૃપાના ભંડાર! એ સર્વ મને સ્પષ્ટ રીતે સમજાવો. અર્જુનના આ પ્રશ્નોના ષડ્ગુણૈશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ શો ઉત્તર આપે છે, તે હવે સાંભળો. તેઓ બોલ્યા: હે અર્જુન! તારો પ્રશ્ન તો આ જ છે ને? ગુણાતીત શબ્દનો ઉચ્ચાર કર્યા પછી તેનાં આચરણ શાં છે, એ પ્રશ્ન સંભવતો જ નથી; કારણ કે જેને ગુણાતીત કહેવામાં આવે છે, તે કદાપિ ગુણાધીન તો નથી જ હોતો. તે ગુણોમાં વ્યવહાર કરતો દેખાવા છતાં પણ તે ગુણોને વશ હોતો નથી, તોપણ ગુણોની સાથે તેનો સંબંધ હોવા છતાં તે ગુણોને આધીન છે કે નહિ, એ કેવી રીતે જાણી શકાય? તારી જો આ જ શંકા હોય તો તે સુખેથી પૂછ! તેનાં લક્ષણોનું વર્ણન કરું છું, તે સાંભળ. (૩૨૬)

**श्रीभगवानुवाच—प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।**
**न द्वेष्टि सम्प्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२ ॥**

શ્રીભગવાન બોલ્યા હે અર્જુન! જે જ્ઞાન, કર્મવૃત્તિ અને અજ્ઞાન પ્રાપ્ત થવા છતાંય (શરીરમા સત્ત્વ, રજ તથા તમોગુણના કાર્યની વૃદ્ધિ થવા છતાંય) દ્વેષ કરતો નથી અને તેમનો નાશ થતાં તેમની ઇચ્છા કરતો નથી. ૨૨

જો રજોગુણનું પ્રાબલ્ય થઈ, દેહમાં કર્મના અંકૂર ફૂટી તે પ્રવૃત્તિમાર્ગમાં લીન થાય અને સફળતા મળે, તોપણ 'કર્મ કરનારો હુ જ છું' એવું અભિમાન જેનામાં ઉત્પન્ન થતું નથી; અથવા કર્મોનો લોપ થતાં જેની બુદ્ધિને ખેદ પણ થતો નથી; એ જ પ્રમાણે જ્યારે સત્ત્વગુણની પ્રબળતાથી સર્વ ઇંદ્રિયોમા જ્ઞાન પ્રકાશિત થાય છે, ત્યારે 'મારા જેવો બીજો કોઈ પણ વિદ્વાન નથી' એવા સંતોષમાં જ લીન થતો નથી; અથવા તમોગુણની વૃદ્ધિ થતાં તે મોહ કે ભ્રમમાં ડૂબતો નથી અને અજ્ઞાનના સંસર્ગથી મનમાં ખેદ પણ ધરતો નથી; અથવા મોહ ઉત્પન્ન થતાં જે જ્ઞાનની ઇચ્છા કરતો નથી; તેવી જ રીતે જ્ઞાનવાન થવા છતાં કર્મનો આદર કરતો નથી અને જો કર્મ થઈ જાય તો તેમના યોગે દુઃખ પણ માનતો નથી; પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળની જે પ્રમાણે સૂર્યને ગણના હોતી નથી, તે પ્રમાણે દેહમાં ઉત્પન્ન થનારા ગુણો પ્રતિ લક્ષ આપતો નથી; એવો જે જ્ઞાની પુરુષ

છે, તેને શું અન્યના જ્ઞાનની અપેક્ષા હોઈ શકે ખરી? સમુદ્ર શું મેઘવૃષ્ટિના જળથી ભરાય છે કે? અથવા કામ કરવા છતાં 'કરું છું' એવું અભિમાન તેને આવી શકે ખરું કે? શું હિમાલય ઠંડીની ભીતિ રાખે છે કે? આવા જ્ઞાનીને મોહ ઉત્પન્ન થાય, તોપણ શું તેથી તેનું જ્ઞાન નષ્ટ થાય ખરું? અગ્નિ શું ઉનાળાથી બળી જાય ખરો કે? (૩૩૫)

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥**

જે ઉદાસીનની પેઠે રહી ગુણોથી વિકાર પામતો નથી અને 'ગુણો જ કર્તા છે,' એમ માનીને પોતે સ્થિર રહે છે અને કાંઈ જ કરતો નથી. ૨૩

તે જ પ્રમાણે ગુણ અને તેનાં કાર્ય શરીરાદિ એ ઉભય આપણે પોતે જ હોવાથી તે આવે કે જાય તોપણ તેથી સુખ કે દુઃખ થતું નથી. આવો જેનો દૃઢ નિશ્ચય હોય છે તે જે પ્રમાણે કોઈ વટેમાર્ગુ વાટે જતાં કેવળ વિશ્રાંતિ માટે કોઈ જગ્યાએ થોભી જાય, તે પ્રમાણે ઉદાસીન વૃત્તિથી જ દેહમાં વાસ કરે છે. જે પ્રમાણે રણભૂમિ પરનું નિશાન ગમે તેનો જય વા પરાજય થાઓ, તોપણ તજ્જન્ય હર્ષ-શોકથી અલિપ્ત હોય છે; તે જ પ્રમાણે આવો મનુષ્ય પણ ગુણોને આધીન થઈને કાંઈ પણ કર્મ કરતો નથી. અથવા શરીરમાંનો પ્રાણ, માત્ર પોતાના રક્ષણ પૂરતી જ ચિંતા રાખીને મીઠું અથવા ગમે તેવું અન્ન આપવામાં આવે તોય તેનો સ્વાદ જોવા બેસતો નથી; કિંવા અતિથિને ગમે તેવું ભોજન જમવાને માટે પીરસવામાં આવે તોય તે ખાય છે; અથવા ચૌટામાં ઓટલા ઉપર કોઈ પણ માણસ જઈને બેસે, તોપણ તે ઓટલો તો જેમ ઉદાસીન ન હોય તેવો જ હોય છે. હે અર્જુન! મૃગજળના તરંગોથી જેમ મેરુપર્વત ચલિત થતો જ નથી, તેમ તે ગુણોના આવવા–જવાથી ડગતો નથી. વધારે શું કહેવું? આકાશમાં જો કે નિત્ય વિચરતો હોય છે, તોપણ વાયુના આઘાતથી આકાશ ક્યારેય પણ ડોલાયમાન થતું નથી; અથવા અંધકાર સૂર્યને કદી ગળી શકયો છે કે? જે પ્રમાણે જાગ્રત અવસ્થામાં મનુષ્યને સ્વપ્ન કદાપિ ભમાવી શકતું નથી, તે પ્રમાણે જ્ઞાનવાન પુરુષ ગુણવિકારથી કદાપિ ભ્રમિષ્ટ થતો નથી. ગુણો વડે નિશ્ચયપૂર્વક તે આકર્ષાતો નથી. પરંતુ દૂરથી ગુણોના ખેલ જોયા કરે છે. તે વેળાએ તે ગુણો ચિત્ર પ્રમાણે હોઈને જ્ઞાની પોતે પ્રેક્ષક પ્રમાણે ઉદાસીન હોય છે. પછી

ભલે સત્ત્વગુણ સત્કર્મોનું આચરણ કરો કે રજોગુણ વિષયોની વાંછના ધરો કે, તમોગુણ મોહાદિક અજ્ઞાનના કૂપમા પડો; પરંતુ તેથી તેને કશી બાધા થતી નથી. પોતાની જ સત્તાથી આ સર્વ ગુણોની ચેષ્ટા થાય છે એમ જે સમજે છે, તે સૂર્ય જેમ લોકવ્યવહારનો સાક્ષી બની તેનાથી અલિપ્ત હોય છે, ચંદ્રને લીધે જ સમુદ્રમાં ભરતી–ઓટ થાય છે, ચંદ્રાકાંતમણિને પ્રસ્વેદ છૂટે છે અને ચંદ્રવિકાસી કમળો ખીલે છે; આ ક્રિયાઓ જો કે ચંદ્રને લીધે જ થાય છે, તોપણ ચંદ્ર જેમ તે સર્વ ક્રિયાઓથી પર, ઉદાસીન અને અલિપ્ત હોય છે, અથવા ગગનમાં પુષ્કળ પવન વાય છે અને સ્થિર થાય છે, તોપણ ગગન જેમ સદૈવ નિશ્ચળ હોય છે, તે જ પ્રમાણે ગુણો ગમે તેટલો ખળભળાટ મચાવે તોપણ તેના સપાટામાં ગુણાતીત મનુષ્યની બુદ્ધિ સપડાતી નથી. હે અર્જુન! આમ ગુણાતીતનાં લક્ષણો તને કહી બતાવ્યાં. હવે તેમનાં આચરણો કેવાં હોય છે, તે કહું છું તે સાંભળ. (૩૪૮)

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥**

જે સુખદુ ખને સમાન માને છે, આત્મસ્વરૂપમાં સ્થિર રહે છે, મૃત્તિકા, પાષાણ અને કાચનને સરખા માને છે, પ્રિય અને અપ્રિયને સમાન ગણે છે; જે ધૈર્યવાન હોય છે અને નિંદા તથા સ્તુતિને સમાન માને છે, ૨૪

હે અર્જુન! જે પ્રમાણે વસ્ત્રની અંદર તેમ બહાર સૂતર સિવાય અન્ય કાંઈ હોતુ નથી, તે પ્રમાણે જે મદ્રૂપ થયો હોય છે, તેને ચરાચરમાં મારા રૂપ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. અર્થાત્ જેમ ઈશ્વર પોતાના શત્રુને અને ભક્તને એકસરખી જ મુક્તિ આપે છે, તે જ પ્રમાણે સુખ અને દુઃખ પ્રાપ્ત થતા જેનું મન સમતોલ રહે છે. બાકી દેહરૂપી જળમાં મનરૂપી મત્સ્ય રમતા તેને સુખ અને દુઃખની બાધા તો સહજતયા થાય છે; પરતુ હવે દેહ તથા મનમાંથી અહંતા–મમતાને ત્યાગીને આત્મરૂપ થવાથી બીજ વાવ્યા પછી ધાન્ય આવીને તેમાં જેમ બીજનો પરિપાક થાય છે, અથવા ગંગાનો ઓઘ સમુદ્રમાં મળી ગયા પછી તેનો ખળખળ ધ્વનિ આપોઆપ બંધ પડે છે; તે પ્રમાણે હે અર્જુન! આત્મસ્વરૂપમાં જે લીનતા પામ્યો છે, તે દેહમાં હોવા છતાં પણ સુખ અને દુઃખની બાધાને પામતો નથી. જેમ ઘરના સ્તંભને રાત્રિ અને દિવસ સરખાં જ હોય છે, તેમ દેહમાંના આત્માને સુખ અને દુઃખ ઉભય સરખાં જ છે, કારણ કે તે ગુણોથી અલિપ્ત હોય છે. જેમ નિદ્રાગ્રસ્ત મનુષ્યને એક બાજુએ

સર્પ અને બીજી બાજુએ ઉર્વશી અપ્સરા હોય, તોપણ બન્ને સમાન જ હોય છે, તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં લીન થયેલો હોય છે, તે પુરુષને સુખ-દુઃખની યોગ્યતા સમાન જ હોય છે; અર્થાત્ તેને મન સુવર્ણ અને છાણુ સરખી જ કિંમતનાં હોય છે અને રત્ન અને પાષાણુ વચ્ચે તે કાંઈ પણ ભેદ જોતો નથી. સ્વર્ગનું સુખ પોતે ચાલી ચલાવીને તેને ઘેર આવે કે ભક્ષણ કરવા માટે વાઘ તેના શરીર પર ધસી આવે; પરંતુ તેની આત્મસ્વરૂપસ્થ બુદ્ધિનો ભંગ થતો નથી. મૃત મનુષ્યો જે પ્રમાણે જીવંત થતા નથી અને શેકેલાં બીજ ફરીથી ઊગતાં નથી, તે પ્રમાણે તેની આત્મસ્વરૂપ વિષે જે સમબુદ્ધિ થયેલી હોય છે, તેનો કશાથી પણ ભંગ થતો નથી. 'આપ બ્રહ્મદેવ છો' એમ કહીને કોઈ તેની સ્તુતિ કરો કે 'તમે નીચ છો, પાપી છો' આમ કહીને તેની નિંદા કરો; પરંતુ રાખને જેમ બળવાની કે બુઝાવાની ભીતિ રહેતી નથી, તે પ્રમાણે તેને નિંદા કે સ્તુતિથી કોપ અથવા હર્ષ ઉત્પન્ન થતો નથી. સૂર્યના ઘરમાં અંધકાર કે દીપકની કલ્પના કરવી જ અશક્ય છે; કારણ કે તે સદોદિત સ્વયં પ્રકાશ જ છે. (૩૬૧)

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

જેને માન-અપમાન સરખા છે, મિત્ર અને શત્રુ પણ સરખા જ છે અને જેણે સર્વ કર્મોનો પરિત્યાગ કર્યો છે, તે ગુણાતીત કહેવાય છે. ૨૫

ઈશ્વર સમજી તેની પૂજા કરવામાં આવે અથવા ચોર સમજી તેને દુઃખ દેવામાં આવે; અથવા હાથી, ઘોડા, રથ આદિ વડે તેને વેષ્ટિત કરી દઈને રાજા બનાવવામાં આવે; તેની નિકટ આસજનો આવીને બેસે કે શત્રુ આવીને બેસે; તથાપિ તેને સૌ એકસરખાં જ હોય છે. જેમ સૂર્યના તેજને રાત્રિ-દિવસની જાણ હોતી નથી અથવા આકાશ જેમ છયે ઋતુઓના આવવા-જવાથી અલિપ્ત હોય છે, તેમ જ તેની બુદ્ધિને વિષમતાનો તો પરિચય પણ થયેલો હોતો નથી. વળી તેનામાં બીજો એક ચમત્કાર દેખાઈ આવે છે કે, તે કાંઈ પણ ઉદ્યોગ કરતો નથી, તે કોઈ પણ ક્રિયાનો આરંભ કરતો નથી, પ્રવૃત્તિમાર્ગથી દૂર જ રહે છે અને જ્ઞાની હોવાથી તેનાં કર્મફળો બળી જાય છે. ઇહલોક અને પરલોક વિષે તેના મનમાં વિચારો પણ આવતા નથી; પરંતુ જે જે સહજ પ્રાપ્ત થાય છે, તેનું તે સેવન કરે છે. તેનું મન પાષાણુ પ્રમાણે કઠિન હોય છે. તેને સુખથી આનંદ થતો નથી અને દુઃખથી ખેદ થતો નથી, તેમ જ તેણે મનથી કર્તવ્યાકર્તવ્ય વ્યાપારો

ત્યજેલા હોય છે. તને કેટલું સ્પષ્ટ કરીને કહું? જેનાં આચરણો આવાં હોય, તેને જ ગુણાતીત જાણ. શ્રીકૃષ્ણ કહે છે કે તે ગુણ અને ગુણ-ધર્મને જે ઉપાયથી ઓળંગી જાય છે, એટલે જે ઉપાયથી ગુણોથી બાધા થતી નથી અને ગુણાતીત થવાય તે ઉપાય હું તને કહું છું તે સાંભળ. (૩૭૦)

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

વળી જે એકનિષ્ઠ ભક્તિથી મારી સેવા કરે છે, તે આ ત્રણ ગુણોને ઉત્તમ પ્રકારે જીતીને બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય થાય છે. ૨૬

જે અભેદ બુદ્ધિથી મારી ભક્તિ કરે છે, તે આ ગુણોનો વિનાશ કરી શકે છે; ત્યારે હું કોણ છું, મારી ભક્તિ કેવી રીતે કરવી, અવ્યભિચારી ભક્તિ એટલે શું?—આ સર્વ વાતો તને સ્પષ્ટ રીતે કહેવી જોઈએ. હે અર્જુન! સાંભળ. રત્નનું તેજ અને રત્ન જેમ એક જ છે, તેવો હું આ જગતમાં છું, અથવા દ્રવપણું (રસ) અને પાણી, અવકાશ અને આકાશ, મિષ્ટતા અને ખાંડ જે પ્રમાણે ભિન્ન નથી; પરંતુ એક જ છે; અગ્નિ અને જ્વાળા એક જ છે, કમળની પાંખડીઓ એ જ કમળ છે; શાખાઓ, ફળો અને પાંદડાંઓ એ જ વૃક્ષ છે; શીતળતા અને શીતળતાનું સ્થાન હિમાલય—તે ઉભય એક જ છે અને જમાવેલું દૂધ જ દહીં કહેવાય છે; તે જ પ્રમાણે વિશ્વના નામથી હું જ પ્રગટ થયેલો છું. ચંદ્રની કળા જેવી હોય તો જે પ્રમાણે તેને ચંદ્રમાંથી કાપી કાઢવી પડતી નથી; ઘી ઠરી જાય છે, તોપણ તે ઘી જ કહેવાય છે; કંકણ ભાંગીને લગડી ન બનાવવામાં આવે, તોપણ તે જેમ સુવર્ણ જ છે; વસ્ત્ર ફાડીને વસ્ત્રમાંના તંતુને પૃથક્ કરવામાં ન આવે, તોપણ તે તંતુમય જ છે અને ઘડો ભાંગીને તેનો ભૂકો કરવામાં ન આવે, તોપણ તે મૃત્તિકા જ છે; તે પ્રમાણે વિશ્વથી હું જુદો છુ એમ માની મને પ્રાપ્ત કરવાનો કાંઈ ખરો પ્રકાર નથી; કિંતુ આ વિશ્વ જે રૂપમાં છે, તે પણ હું જ છું. આવી ઐક્યબુદ્ધિથી મને જાણવો, તેને જ અવ્યભિચારી ભક્તિ કહે છે. અને મારામાં તથા આ વિશ્વમાં યત્કિંચિત્ પણ ભેદ છે એવી કલ્પના કરવામાં આવે, તો તે વ્યભિચારિણી ભક્તિ થાય છે; એટલા માટે ભેદ ન માનતાં એકનિષ્ઠ ચિત્તથી તું તારા પોતા સાથે હું આ વિશ્વમાં ભરેલો છું એમ જાણ, એટલે ભક્તપણાથી તું મારાથી ભિન્ન રહેશે નહિ. હે પાર્થ! સુવર્ણની ટીકડી

સુવર્ણના દાગીના પર જડવામાં આવે છે, તોપણ તે સુવર્ણ જ છે, તેમ આપણાથી વિશ્વ ભિન્ન છે, એમ તું માનીશ નહિ. કિરણો સૂર્યથી જ ઊપજેલાં હોઈ તેનાથી ભિન્ન નથી, તે જ પ્રમાણે મારી અને વિશ્વની વચ્ચે ઐક્ય જાણ. ભૂમિ પરના રજકણો અને હિમાલય પરના હિમકણો જેમ ભૂમિ અને હિમાલયથી પૃથક્ હોતા નથી, તેમ જ સર્વ વિશ્વ મારા રૂપ છે, એમ તું જાણ. તરંગ નાનો હોય, તોપણ તે સમુદ્રથી ભિન્ન હોતો નથી, તેમ હું ઈશ્વરથી ભિન્ન નથી. આ પ્રમાણે ઐક્યમાં જે દૃષ્ટિ વિકાસ પામે છે, તેને જ હું ભક્તિ કહું છું, અને એ જ દૃષ્ટિથી જ્ઞાનને પણ હું સર્વથી ઉત્તમ માનુ છું, તેમ જ યોગનો સાર પણ એ જ છે. સમુદ્ર અને મેઘ એ ઉભયની મધ્યમાં વૃષ્ટિ વર્ષવા માંડે એટલે જેમ અખંડ ધારાઓ પડતી હોય છે, તેમ ભક્તિ, ભક્ત અને ભજન એ ત્રિપુટી પરમાત્મારૂપ જ છે. જેમ કૂવાના મુખમાં રહેલા આકાશમાં અને મહદાકાશમાં ભેદ નથી, તે પ્રમાણે જે પોતામાં અને આત્મસ્વરૂપમાં ભેદ ન માનતાં ઐક્ય હોવાનું જ જાણે છે, તેને જેમ સૂર્યની પ્રભા પ્રતિબિંબથી તે સૂર્ય પર્યંત જેમ એકસરખી વિસ્તરેલી હોય છે, તે પ્રમાણે અહંબ્રહ્મ-વૃત્તિ થયા પછી બ્રહ્મ અને વિશ્વમાં અંતરાય દેખાતો નથી; એવી રીતે મનની વૃત્તિ અહંબ્રહ્મરૂપ થતાં તે વૃત્તિ પણ પછીથી આપોઆપ જ લય પામે છે. હે પાંડવ! જે પ્રમાણે મીઠાનો ગાંગડો સમુદ્રમાં ઓગળી ગયા પછી તેની ઓગળવાની ક્રિયા પોતાની મેળે જ અટકી જાય છે; અથવા ઘાસ બળી ગયા પછી અગ્નિ પણ આપોઆપ બુઝાઈ જાય છે; તે પ્રમાણે જે જ્ઞાનના યોગે બ્રહ્મ સાથે ઐક્ય થાય છે, તે જ્ઞાન પણ પછીથી પોતાની મેળે જ લોપ પામે છે. તે વખતે હું પેલી તરફ અત્યંત મોટો છું અને આ તરફ ભક્તો દીન છે એવું અજ્ઞાન નષ્ટ થઈ દેવ તથા ભક્તોનું જે અનાદિસિદ્ધ સ્વાભાવિક ઐક્ય, તે જ કેવળ અવશિષ્ટ રહે છે. હે કિરીટિ! એવે સ્થળે 'ઐક્ય છે' એમ બોલવું પણ સંભવતું નથી, તેમ તે ગુણોને જીતે છે, એમ કહેવાનું પણ શેષ રહેતું નથી; વધારે શું કહેવું, હે મર્મજ્ઞ! આ જ દશાને બ્રહ્મત્વ કહેવામાં આવે છે અને જે મારી અનન્યભાવે ભક્તિ કરે છે, તેને જ તે બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે. આવાં લક્ષણોથી યુક્ત આ જગતમાં જે મારો ભક્ત થાય છે, તેના ગળામાં જ બ્રહ્મતા વરમાળા આરોપે છે અને તેની પતિવ્રતા સ્ત્રી બની રહે છે. જેવી રીતે ગંગાનું પાણી વહેતું ચાલ્યું એટલે પછી સમુદ્રમાં મળ્યા વિના તેની બીજી કોઈ ગતિ જ હોતી નથી, તે જ પ્રમાણે હે અર્જુન!

જે જ્ઞાનદૃષ્ટિથી મારી ભક્તિ કરે છે, તે બ્રહ્મત્વના મુકુટમાંનો મણિ થાય છે. હે પાર્થ! આ બ્રહ્મત્વને જ સાયુજ્ય મુક્તિ કહેવામાં આવે છે અને એને જ ચતુર્થ પુરુષાર્થ (મોક્ષ) કહે છે; પરંતુ મારી આરાધના એ બ્રહ્મત્વને પામવા માટેની નિસરણી છે. એટલે એની પ્રાપ્તિ થતાં હું અને મારી પ્રાપ્તિ કરવા માટેનાં સાધનોએ બન્ને ભિન્ન છે, એમ તું સમજતો નહિ. અર્થાત્ બ્રહ્મ મારાથી પૃથક્ હોવાની કલ્પનાને પણ તારા મનમાં આવવા દઈશ નહિ. (૪૦૩)

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥**

કારણ કે અવિનાશી અને નિર્વિકાર બ્રહ્મનું, સનાતન ધર્મનું અને અખંડ સુખનું સ્થાન હું જ છું. ૨૭

હે પાંડવ! જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે હું જ છુ અને એ શબ્દોથી મારું જ વર્ણન કરવામા આવે છે. ચંદ્ર અને તેનુ મંડળ એ જે પ્રમાણે બે નથી, તે પ્રમાણે હે મર્મજ્ઞ અર્જુન! મારામાં અને બ્રહ્મમાં ભેદ નથી. તે બ્રહ્મ નિત્ય, નિષ્કંપ, અનાવૃત, ધર્મરૂપ, અપાર સૌખ્યદાયક તથા અદ્વિતીય છે. અજ્ઞાનનો નાશ કરીને જ્ઞાન જે સ્વરૂપમાં લય પામે છે, તે સિદ્ધાંતપૂર્વક નિશ્ચિત થયેલું અંતિમ સ્વરૂપ હુ જ છું. એકનિષ્ઠ ભક્તોના પ્રિય ભગવાન શ્રીકૃષ્ણ શૂરવીર પાર્થ પ્રત્યે એ પ્રમાણે કહેવા લાગ્યા, ત્યારે ધૃતરાષ્ટ્ર સંજય પ્રત્યે બોલ્યો કે: 'આ વાતો તને કોણે પૂછી હતી? વિના પૂછયે વ્યર્થ શા માટે કહે છે? મારા પુત્રોના વિજયની વાત મને કહી મારી ચિંતાનુ નિવારણ કર.' ત્યારે સંજય પોતાના મનમાં કહેવા લાગ્યો: 'અરે, મન! હવે આ વાતોને છોડી દે! વળી પણ સંજય મનમાં મહા વિસ્મય પામીને પોતાને અતિ ઉત્તમ વાતો સાંભળવાનો પ્રસંગ મળ્યો છે એમ માનીને કહેવા લાગ્યો કે, 'દૈવની ગતિ કેવી વિચિત્ર છે! આ ભાઈ ને તો યુદ્ધની જ વાત ગમે છે; માટે કૃપાળુ ભગવાન સંતુષ્ટ થઈ, એના મનમાં વિવેકરૂપી ઔષધ પૂરી એનો મોહરૂપી મહારોગ નષ્ટ કરો.' સંજય આમ મનમાં વિચારતો હતો, એટલામાં તેનું ધ્યાન શ્રી શ્રીકૃષ્ણાર્જુન સંવાદ પ્રતિ વળ્યુ અને તેના મનમાં આનંદનુ મહાપૂર આવ્યું. હવે તે હર્ષ પામી શ્રીકૃષ્ણ શું બોલ્યા તે કહેશે. નિવૃત્તિદાસ જ્ઞાનદેવ બોલ્યા: તેના કથનનો ભાવ હું તમારા હૃદયમાં ઠસાવીશ, તે સાભળો. (૪૧૫)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकाया चतुर्दशोऽध्याय ॥ १४ ॥

# અધ્યાય ૧૫ મો—પુરુષોત્તમયોગ

(ગયા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ગુણાતીત થતાં શુદ્ધ થયેલા ચિત્તમાં શ્રીગુરુની પાદુકાઓની સ્થાપના કરીને તેમનું પૂજન કરવાના મિષથી આ અધ્યાયનો પ્રારંભ કરવામાં આવે છે.) શ્રી જ્ઞાનેશ્વર કહે છે કે, હવે આપણા હૃદયરૂપી બાજઠને ઉત્તમ રીતે સ્વચ્છ કરી તે પર શ્રીગુરુની પાદુકાઓની સ્થાપના કરીએ; ત્યાર કેડે એકનિષ્ઠતાની અંજલિમાં સર્વ ઇંદ્રિયરૂપી પુષ્પની કલિકાઓ લઈને શ્રીગુરુને અર્ઘ્ય આપીએ; અનન્યભાવરૂપી સ્વચ્છ ઉદકથી સ્નાન કરાવી શ્રીગુરુને વાસનારૂપી ચંદન અનામિક (અંગુલિ) વડે લગાડીએ; પ્રેમરૂપી શુદ્ધ સુવર્ણનાં નૂપુર બનાવીને ગુરુના સુકુમાર પગોમાં પહેરાવીએ; ગુરુમાંની આપણી એકનિષ્ઠ ભક્તિના કરડા બનાવીને તેને ગુરુના પગના અંગૂઠાઓમાં પહેરાવીએ; અષ્ટભાવરૂપી વિકસિત પાંખડીઓવાળાં સાત્ત્વિક ભાવરૂપી કમળો આનંદરૂપી સુગંધ સહિત તેમના ચરણોમાં ચઢાવીએ; ત્યાં અહંકારનો ધૂપ કરી નિરભિમાનનો દીપ પ્રકટાવીને નિરંતર રહેતા ઐક્યભાવથી ગુરુને આલિંગન આપીએ; પોતાના શરીર અને પ્રાણ એ ઉભયની પાદુકા કરીને શ્રીગુરુના ચરણોમાં પહેરાવીએ અને ગુરુના ચરણો ઉપરથી ભોગ અને મોક્ષને ઓવારી નાખીએ. મોક્ષ પ્રાપ્ત કરાવી આપનારી ગુરુચરણસેવા કરવાને માટે હું ભાગ્યશાળી થાઉં. જે મોક્ષ સહિત અન્ય ત્રણે અર્થો (પુરુષાર્થો)ની સંપૂર્ણ પ્રાપ્તિ કરાવી આપે છે. એટલું જ નહિ પણ તે ઉપાસકના બ્રહ્મસ્વરૂપમાં સ્થિત થવા માટેના જ્ઞાનની યોગ્યતા અતિશય વધી જાય છે. અને તે જે જ્ઞાનના યોગે તેના મુખમાંથી જે શબ્દો નીકળે છે તે અમૃત તુલ્ય હોય છે. વિશેષ શું કહેવું? તેના વક્તૃત્વમાં એટલી બધી મધુરતા આવે છે કે, આહ્લાદદાયક પૂર્ણિમાના કોટયવધિ ચંદ્રો જાણે તેના પરથી ઓવારી નાખીએ. તેમજ પૂર્વ દિશામાં સૂર્યોદય થવાથી જેવી રીતે સર્વ જગતમાં રેલમછેલ થઈ રહે છે, તે જ પ્રમાણે તેના મુખમાંથી નીકળતા ભાષણથી શ્રોતાઓને જ્ઞાનની દિવાળી થાય છે. ગુરુના ઉપાસકના બોલવાના માધુર્ય સમક્ષ નાદબ્રહ્મ પણ નીરસ થઈ જાય છે, તેમજ મોક્ષસુખ પણ તેની યોગ્યતાને પામી શકતું નથી. એ પ્રમાણેનું જે અતિ ઉત્તમ ભાષણ, તે ગુરુસેવારૂપ દૈવયોગથી જ પ્રાપ્ત થાય છે. વસંતઋતુમાં જે પ્રમાણે ચારે તરફ વૃક્ષો નવપલ્લવિત થતાં દેખાય છે, તે પ્રમાણે શ્રવણ-

સુખરૂપી મંડપમાં વાચારૂપી વલ્લરીનો ચોતરફ પ્રસાર થાય છે. શું ચમત્કાર વર્ણવું? જે પરમાત્માનો અંત ન મળવાથી વાણી મન સાથે પાછી ફરે છે, એટલે તેનું વર્ણન થઈ શકતું નથી, એવો પરમાત્મા પણ ગુરુચરણોના ઉપાસકના મુખમાંથી જે અક્ષરો બહાર પડે છે, તેનાથી બનતા શબ્દો પ્રમાણે નાચવા માંડે છે. જ્ઞાન પણ જેને જાણી શકતું નથી અને ધ્યાન દ્વારા પણ જેને પ્રાપ્ત કરી શકાતો નથી, એવો જે અગોચર પરમાત્મા તે, તેની વાણીના પ્રવાહમાં સહજ સ્વભાવે આવી જાય છે. વાચામાં બ્રહ્મના સહજ આવી જવાનું સૌભાગ્ય કેવળ શ્રી ગુરુપદકમળપરાગની પ્રાપ્તિથી જ પ્રાપ્ત થાય છે. (૧૭)

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ ગદ્‌ગદિત થઈને કહે છે કે, વધારે બોલવાથી શો લાભ છે? એ પ્રકારનું ભાગ્ય આજે મારા સિવાય અન્ય કોઈનું નથી જ. કેમકે હું મારા ગુરુનો એકનો એક જ નાનો બાળક છું; તેથી ગુરુકૃપાને અન્ય પ્રતિ જવાનો અવકાશ જ ન હતો, તેથી તેમની કૃપાનો પાત્ર થયો છુ. મેઘ જેમ એકલા ચાતક પક્ષીને જ પાણી મળે એવા હેતુથી પોતાની પાસે રહેલા પાણીનો વરસાવે છે (અને તેમ થવાથી જગતનું સ્વાભાવિક જ કલ્યાણ થાય છે), તેવી જ રીતે મારા હાથે આવા સત્ય કૃત્યને કરાવવા માટેની શ્રીગુરુએ મારા પર જ સર્વ કૃપા કરેલી છે. એ કૃપાને લીધે જ મારા ખાલી મુખમાંથી કેવળ પ્રલાપરૂપે જે શબ્દો બહાર પડ્યા છે, તેમાંય ગીતાના અર્થનો વિસ્તાર કરી માધુર્યયુક્ત વ્યાખ્યાન કરી ગયો છું. પરતુ એમા વિશેષ આશ્ચર્ય તે શું છે? પ્રારબ્ધ અનુકૂળ હોય છે, ત્યારે રેતી પણ રત્ન બની જાય છે અને આયુષ્ય સબળ હોય છે, તો મૃત્યુ પણ પ્રેમ કરવા લાગે છે. જગદીશ્વરની કૃપા હોય છે, ત્યારે આધણમાં કાકરા ઓરવામાં આવે, તોપણ તેના અમૃત તુલ્ય ભાત બની જાય છે; તેમ જ શ્રીગુરુ જેને સ્વીકારે છે, તેનો સર્વ દુઃખરૂપ સંસાર મોક્ષરૂપ અર્થાત્ આનંદરૂપ બની જાય છે. જુઓ, પાંડવોની હીન સ્થિતિની કથાને પણ શ્રીકૃષ્ણે પુરાણની યોગ્યતા આપીને જગતમાં વંદ્ય બનાવી મૂકી! તેવી જ રીતે શ્રીગુરુ નિવૃત્તિમહારાજે મારા અજ્ઞાનને જ્ઞાનની પંક્તિમાં લાવીને બેસાડી દીધું છે; પરંતુ આ કથનને હવે આટલેથી જ રહેવા દઈએ; કારણ કે આવા ભાષણથી કેવળ પ્રેમ જ વૃદ્ધિને પામે છે. પણ શ્રીગુરુમાહાત્મ્યનું વર્ણન કરી શકાય એટલું જ્ઞાન મારામાં છે જ ક્યા? માટે હવે ગુરુપ્રસાદથી અને આપ સંતોના ચરણના આશ્રયથી જ ગીતાનો અભિપ્રાય વર્ણવવા પ્રતિ વળું છું.

ચૌદમા અધ્યાયના અંતિમ ભાગમાં મોક્ષદાતા શ્રીકૃષ્ણ ભગવાને એવો નિર્ણય કર્યો છે કે, જેને બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ થઈ હોય છે તે જ મોક્ષને પામે છે; શત યજ્ઞ કરનારને જ જેમ સ્વર્ગની સંપત્તિ (ઇંદ્રપદ) પ્રાપ્ત થાય છે; જે બ્રહ્મકર્મમાં શતજન્મ વ્યતીત કરે છે, તે જ જેમ નિઃસંશય બ્રહ્મદેવના પદને પામે છે; અથવા સૂર્યના પ્રકાશનો ઉપયોગ જેમ દેખતો મનુષ્ય જ કરી શકે છે; તે પ્રમાણે જે જ્ઞાની હોય છે, તેને જ મોક્ષપ્રાપ્તિનું સુખ મળે છે. હવે એ જ્ઞાન મેળવવાની યોગ્યતા કોનામાં રહેલી છે, એની તપાસ કરવામા આવે, તો સમસ્ત જગતમાં માત્ર એક જ (પુરુષ) દૃષ્ટિગોચર થાય છે. અંજન આંજવાથી ભૂમિગત દ્રવ્ય દૃષ્ટિગોચર થાય છે, પરંતુ તે અંજનને આંજનાર મનુષ્ય પોતે પગી હોવો જોઈએ, એવો એક બીજો નિયમ છે, તે જ પ્રમાણે જ્ઞાન મોક્ષ આપે છે, એમાં શંકા નથી; પરંતુ તેને માટે અંતઃકરણ એવું શુદ્ધ હોવું જોઈએ કે, જેથી તે જ્ઞાનને ગ્રહણ કરી તેને પોતામાં સ્થિર કરી શકે. એટલા માટે જ શ્રીકૃષ્ણે પોતાના વિવેચનથી એમ દર્શાવ્યુ કે, વૈરાગ્ય સિવાય જ્ઞાન ટકતું જ નથી. હવે વૈરાગ્ય મનમાં શી રીતે પ્રવેશે, એ વિષે પણ સર્વજ્ઞ શ્રીહરિએ વિચાર કર્યો છે. તે પ્રથમ દૃષ્ટાંત આપીને કહે છે: જમવા માટે બેઠેલો કોઈ મનુષ્ય અન્નમાં વિષ નાખવામાં આવ્યું છે એવું જાણતાં જ જેમ થાળી છાંડી દઈ ભાણા ઉપરથી સત્વર ઊભો થઈ જાય છે, તેને ભોજન પ્રત્યે વૈરાગ્ય ઉદ્દભવે છે; તે જ પ્રમાણે સર્વ સંસાર અનિત્ય છે એટલે દોરડીમાં સર્પની ભ્રાન્ત થવા પ્રમાણે મિથ્યા છે એવો દૃઢ નિશ્ચય જ્યારે થાય, તે વખતે વૈરાગ્ય ધક્કા મારીને દૂર હઠાવવા છતા ય આપણી પૂઠે પડે છે અને અંતઃકરણમાં પ્રવેશે છે. હવે આ પંદરમા અધ્યાયમાં સંસારનુ મિથ્યાત્વ વૃક્ષના રૂપકથી શ્રીભગવાન કહે છે. ઇતર વૃક્ષો ઊખડી પડતાં તેમના મૂળ પૃથ્વીમાથી બહાર પડીને વૃક્ષ જેમ સુકાઈ જાય છે, તેવી રીતે આ સંસારવૃક્ષ સુકાઈ જાય તેમ નથી. આ રીતે કુશળતાથી વૃક્ષનું સંસાર વિષયક રૂપક કરીને શ્રીકૃષ્ણભગવાન મુમુક્ષુને જન્મમરણના ચક્રમાં પડવામાથી મુક્ત કરે છે. સંસાર મિથ્યા છે એમ જાણવામાં આવે અને 'હુ બ્રહ્મ જ છું' એવા પ્રકારનો નિશ્ચય થઈને આત્મસ્વરૂપમાં અહંતાનો અંતર્ભાવ થાય, એટલા માટે જ શ્રીકૃષ્ણે ગીતાનો આ પદરમો અધ્યાય કહેલો છે; અર્થાત્ આ અધ્યાયમાં એ સિદ્ધાંત ઉત્તમ રીતિથી સ્પષ્ટ કરવામા આવશે, એટલે મનઃપૂર્વક હવે એના શ્રવણમાં ધ્યાન આપો.

મહા આનંદના સમુદ્ર, સિદ્ધોના પૂર્ણ ચંદ્ર અને દ્વારકાના રાજા શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું : અરે અર્જુન! આત્મસ્વરૂપના ઘેરે આવતાં માર્ગમાં જે વિશ્વાભાસ આડો આવે છે, તે આ જગત નથી અને સંસાર પણ નથી; પરંતુ તે એક ભવ્ય વૃક્ષ જ છે એવી કલ્પના કર. પરંતુ ઇતર વૃક્ષોનાં મૂળ પૃથ્વીમાં હોઈને શાખાઓ ઉપર હોય છે, તેવું આ વૃક્ષનુ નથી અને તેથી કોઈથી પણ એનું વર્ણન કરી શકાતું નથી. સામાન્ય વૃક્ષના મૂળમા કુહાડાના ઘા કરવામા આવે, અથવા અગ્નિ લગાડવામા આવે, તો વૃક્ષ ઉપરનો વિસ્તાર ગમે તેટલો હોય; તોપણ તે વૃક્ષ મૂળમાથી ખંડિત થઈને શાખાઓ સહિત ધરણી પર ઢળી પડે છે, પરંતુ આ વૃક્ષની તેવી અવસ્થા થતી નથી. આ વૃક્ષની ચમત્કૃતિ શી વર્ણવવી? એના મૂળ ઉપર છે અને વિસ્તાર નીચે છે! જે પ્રમાણે સૂર્યની ઊંચાઈ કેટલી છે, તે કલ્પી શકાતું નથી પરંતુ તેનાં કિરણો નીચેની બાજુએ પ્રસરે છે, તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષ વિલક્ષણ (ચમત્કારિક) છે. વળી આ જગતમાં જેટલી વસ્તુઓ છે, તે સર્વ આ વૃક્ષના ગર્ભમાં છે; અર્થાત્ આ વૃક્ષે તે સર્વ વસ્તુને વ્યાપી નાખી છે. જેમ કલ્પાંતકાળે પાણીથી સર્વ આકાશ વ્યાપ્ત થઈ જાય છે, અથવા સૂર્યાસ્ત થયા પછી જેમ રાત્રિ તિમિરથી વ્યાપ્ત હોય છે, તે પ્રમાણે આ વૃક્ષ સમસ્ત આકાશમાં વ્યાપ્ત છે. એના સ્વાદની ઇચ્છા રાખીએ તો એને કોઈ ફળ નથી, એને સૂંઘવાની આકાંક્ષા ધરાવીએ તો એને પુષ્પ નથી, જે કાંઈ છે તે સર્વ એ વૃક્ષ પોતે જ છે. એનુ મૂળ ઉપરની બાજુએ આવેલું છે. છતાં પણ એને ઉખેડી નાખવામા આવ્યું નથી. હે અર્જુન! એ જ કારણથી એ સદૈવ લીલુછમ રહે છે. અને ઉપરના ભાગમાં એને મૂળ છે એમ જો કે કહેલુ છે, છતાં નીચેના ભાગમાં પણ એને અનેક મૂળો છે. એ પીપળો કે વડના વૃક્ષની જેમ પ્રસરેલુ છે. વડની સૂંઢો જમીનને અડકતાં તેને જેમ પાછી ડાળો ફૂટે છે, તે પ્રમાણે હે અર્જુન! સંસારરૂપી વૃક્ષને કેવળ નીચે જ ડાળો છે એમ પણ નથી. ઉપર પણ એની અનેક શાખાઓ ફેલાયેલી હોય છે અને એનો વિસ્તાર અતિ પ્રચંડ છે. ગગન જાણે એ વૃક્ષનો આશ્રય છે; પવનરૂપે પણ એ વૃક્ષ જ વિસ્તાર પામેલું છે અને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ કિંવા ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ અવસ્થાઓ એના યોગે જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ઉપરની બાજુએ મૂળ અને નીચેની બાજુએ શાખાવાળું વિશ્વના આકારરૂપ વિલક્ષણ વૃક્ષ ઉત્પન્ન થયેલું છે. હવે એની ઊર્ધ્વ બાજુ કઈ,

એના મૂળનું લક્ષણ શું અને નીચેની બાજુએ શાખાઓ કઈ કઈ છે, અથવા આ વૃક્ષને નીચેની બાજુએ જે મૂળિયાં છે, તેમાંથી ઊર્ધ્વ મુખ રાખી કયા કયા ફાંટા કેવી રીતે ઉત્પન્ન થાય છે તથા આ વૃક્ષને 'અશ્વત્થ' નામ શા કારણથી પ્રાપ્ત થયેલું છે, એ સર્વનો આત્મવેત્તાઓની સાથે વિલાસ કરનાર શ્રીકૃષ્ણે નિર્ણય કર્યો અને તેઓ અર્જુનને કહેવા લાગ્યા કે એ સર્વ વાર્તાઓ ઉત્તમ રીતે તારા અનુભવવામાં આવી જાય, તેવી સ્પષ્ટ રીતે વિસ્તારપૂર્વક હુ તને કહું છું. હે ભાગ્યવંત! આ નિરૂપણ સાંભળવાને તું જ યોગ્ય છે, એટલા માટે હે ધૈર્યવંત! એકાગ્ર ચિત્તે શ્રવણ કર. યાદવવીર શ્રીકૃષ્ણ ભગવાને આ પ્રમાણે પ્રેમરસથી ભરેલાં વચનો કહ્યા પછી જાણે એકાગ્રતા જ અર્જુનરૂપે બની ગઈ. જેમ આકાશ મોટું હોવા છતાં તેને દશે દિશાએ આલિંગન આપ્યું હોય છે, તેમ અર્જુનનું શ્રોતૃત્વ એટલું બધું વૃદ્ધિંગત થયું કે, હવે ગમે તેટલું વર્ણન કર્યું; તોપણ તે તેને તો સ્વલ્પ જ લાગ્યું! શ્રીકૃષ્ણના ભાષણરૂપી સમુદ્રને એક જ આચમનમાં શમાવી દેનાર અગસ્ત્ય ઋષિ જેવું અર્જુનનું શ્રોતૃત્વ હોવાથી શ્રીકૃષ્ણના સર્વ કથનનો એક ઘૂંટડો કરી જવાને અર્જુન પ્રવૃત્ત થયો. અર્જુનના હૃદયમાં શ્રવણ કરવાની આવી અમર્યાદ ઇચ્છા ઉત્પન્ન થયેલી જોઈ ને શ્રીકૃષ્ણે પોતાને થયેલો સંતોષ તેના પરથી ઓવારી નાખ્યો. (૭૧)

**श्रीभगवानुवाच–ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

શ્રીભગવાન બોલ્યા· આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષનાં મૂળ ઉપર છે અને શાખાઓ નીચે છે તથા એનો કદી પણ નાશ થતો નથી એમ કહેવામાં આવે છે. છંદોબદ્ધ વેદ તે આ વૃક્ષના પત્રો છે અને જે એ રહસ્યને જાણે છે તે જ વેદવેત્તા (જ્ઞાતા) છે. ૧

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે બોલ્યા: હે ધનંજય! બ્રહ્મ એ આ વૃક્ષથી ઊર્ધ્વ છે; આ વૃક્ષને લીધે જ તેને ઊર્ધ્વતા પ્રાપ્ત થયેલી છે એમ કહેવું પડે છે; નહિતર જે બ્રહ્મમાં એકત્વ પણ લય પામી જાય છે, તેમાં વળી મધ્ય, ઊર્ધ્વ અને અધઃ એવો કોઈ ભેદ જ કેમ હોઈ શકે? જે બ્રહ્મ વાજિંત્રમાંથી ઉત્પન્ન થઈ સંભળાતા નાદની પૂર્વનો મૂળ નાદ છે; તેમજ મકરન્દમાંથી ઉત્પન્ન થતી સર્વ સુગંધીઓના મૂળરૂપ મૂળ સુગંધ છે; જે વિષયસેવન વિના જ ઉત્પન્ન થનારા સ્વરૂપાનંદ છે; જેને આ તરફ અને પેલી તરફ, આગળ કે પાછળ એવી કાંઈ મર્યાદા નથી અને જે દૃષ્ટિ ન હોવા છતાં દ્રષ્ટા અને અદૃશ્ય છે,

જેને ઉપાધિરૂપ દ્વૈતનો યોગ થતાં જ નામરૂપાદિ સંસાર પ્રકટ થાય છે, જે જ્ઞાતા જ્ઞેય વિના પણ કેવળ જ્ઞાનરૂપ હોઈને સમસ્ત જગતમાં નિરુપાધિક સુખથી વ્યાપ્ત છે, જે કારણ પણ નથી અને કાર્ય પણ નથી, જેને દ્વૈત કે અદ્વૈત ભાવના નથી, જે પોતે જ પોતાને જાણે છે અને પ્રકાશિત કરે છે; આવું જે બ્રહ્મતત્ત્વ છે તે જ આ સંસારવૃક્ષનું ઊર્ધ્વ મૂળ છે. તેના અંકુરોના આરંભ વિષે કહું છું. (૮૯)

જે વાસ્તવમાં ન હોવા છતાં પણ માયા નામથી પ્રસિદ્ધ છે, જે માયા જ્ઞાનના યોગે ભાસતી નથી, પણ અજ્ઞાનના યોગે જ ભાસે છે. એ વંધ્યા સ્ત્રીની સંતતિના વર્ણન પ્રમાણે મિથ્યા છે. જે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; જે વિચાર આગળ ટકી શકતી નથી, જેને અનાદિ કહેવામાં આવે છે, જે જાણે પંચભૂતાદિ તત્ત્વોની પેઢી છે, જે જગતરૂપી અભ્રને આધારરૂપ છે, જે વિશ્વાકારરૂપી વસ્ત્રની ગડી જેવી છે; જે જગતરૂપી વૃક્ષનું બીજ છે, જે પ્રપંચરૂપી (વિશ્વરૂપી) ચિત્ર આલેખવાની ભૂમિકા છે અને જેનામાં બ્રહ્મજ્ઞાન વિના અન્ય જ્ઞાનનું તેજ ભરેલું છે, આવી જે માયા છે, તે બ્રહ્મ સાથે સંકળાયેલી છે; છતાં તે તેનો ભાગ નથી, તે બ્રહ્મના તેજથી પ્રકાશિત છે. મનુષ્યને નિદ્રા આવતાં જેમ તે જ્ઞાનશૂન્ય બને છે, અથવા દીપકના આશ્રયથી રહેનારું કાજળ જે પ્રમાણે દીપકની પ્રભાને મંદ કરે છે, અથવા સ્વપ્નમાં કોઈ મનુષ્ય પાસે તરુણ સ્ત્રી આવી તેને ઊંઘમાંથી જાગ્રત કરી આલિંગનભાસથી સકામ કરે છે; તે જ પ્રમાણે હે અર્જુન! બ્રહ્મ-સ્વરૂપમાં માયા પ્રગટ થઈને બ્રહ્મસ્વરૂપને આચ્છાદિત કરવા માટે કારણ-ભૂત છે અને તે વખતે એને જ અજ્ઞાન કહેવામાં આવે છે અને એ સ્વ-સ્વરૂપનું અજ્ઞાન જ આ સંસારરૂપી વૃક્ષનું મૂળ જે તેમાંનું એ પ્રથમ મૂળ છે. બ્રહ્મવસ્તુને માયાના આવરણથી થનારું જે અજ્ઞાન તે જ ઊર્ધ્વ બ્રહ્મ છે. તેમાંનું એ પ્રથમ મૂળ બળવાન બને છે, એટલે બ્રહ્મને આત્મસ્વ-રૂપનુ વિસ્મરણ થતાં તેનામાં માયા ઉત્પન્ન થાય છે અને એને જ વેદાંતશાસ્ત્રમાં સંસારરૂપી વૃક્ષનુ બીજ કહેવામાં આવે છે. જ્યારે અજ્ઞાનને લીધે ગાઢ નિદ્રા આવી જાય છે, ત્યારે તેને જ માયાનો અંકુર ફૂટેલો કહેવામાં આવે છે અને તેનું જ પરિણામ જે જાગૃતિ અને સ્વપ્ન એ બે અવસ્થાઓને તેને ફલભાવ કહેવામાં આવે છે. આ પ્રકારે માયાનું વર્ણન ભિન્ન ભિન્ન રીતે વેદાંતશાસ્ત્રમાં કરવામાં આવ્યું છે, પરંતુ હવે તે રહેવા દો. હાલ તરત સંસારરૂપી વૃક્ષનું મૂળ કારણ અજ્ઞાન છે એટલું સમજી લે. (૯૦)

નિર્મળ બ્રહ્મરૂપી આત્મામાં સહજ રહેલી જે માયા તેની નીચેની અને ઉપરની બાજુએથી એ મૂળો નીકળી, તેને માયારૂપી ક્યારામાં પાણી મળવાથી તે મૂળિયાં બળવાન થાય છે; પછી તેની નીચે અનેક દેહો ઉપજી તેને ચાર પ્રકારના અંકુરો ફૂટે છે અને તે બળવત્તર થાય છે.° આ પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું મૂળ સ્વરૂપમાં બળવાન થવા પછી તેને નીચેના ભાગમાં અંકુરોના ગુચ્છ નીકળે છે. તે અંકુરમાં પ્રથમ જ્ઞાનરૂપી વૃત્તિ અંતઃકરણમાં ઉત્પન્ન થઈને તે જ પ્રથમનું એક કોમળ અને ચળકતું પાંદડું ઊગે છે. ત્યાર પછી સત્ત્વ, રજ અને તમાત્મક અહંકારરૂપી ત્રણ પાંદડાંનો અંકુર નીચેની બાજુએ ફૂટે છે; તેને જ બુદ્ધિરૂપી બીજી ડાળી ફૂટી ભેદની વૃદ્ધિ થાય છે; અને તેના યોગે મનરૂપી શાખાને ભીનાશ મળતાં તે પ્રફુલ્લિત થાય છે. આ પ્રમાણે મૂળ મજબૂત થતાં વિકલ્પરૂપી રસના યોગથી, તેને ચિત્તચતુષ્ટય-રૂપી ચાર કોમળ શાખાઓ ફૂટે છે. પછી આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી—એ પંચમહાભૂતોના સાંઠા સીધા ને સીધા વેગપૂર્વક નીકળી આવે છે. અને તેમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને તેના વિષયરૂપી કોમળ વિચિત્ર પાંખડીઓ ફૂટે છે. ત્યાર પછી કાનોની વ્યાપ્તિ જેટલો શબ્દરૂપી અંકુર પ્રગટ થતાં જ સાંભળવાની ઇચ્છાને તૃપ્ત કરે છે. ત્યાર પછી અંગ અને ત્વચારૂપી વેલ તથા પાંદડાં ફૂટી, તેને સ્પર્શરૂપી અંકુર આવે છે અને તેથી પછી નાના પ્રકારના વિકારોની અધિકતા થાય છે. પછી રૂપનું પાંદડું ફૂટે છે અને આંખ ભ્રમથી તેની સુંદરતા લૂંટવાને દોડે છે. પછી રસરૂપી શાખા વેગથી ફૂટીને જિહ્વાને સ્વાદ લેવાની અપાર ઇચ્છા ઉત્પન્ન થાય છે; તે જ પ્રમાણે ગંધરૂપી ફણગો ફૂટતાં, નાકની સૂંઘવાની ઇચ્છા પ્રબળ થઈ લોભની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે મન, બુદ્ધિ, અહંકાર અને પંચ મહાભૂતો એવી જે અષ્ટધા પ્રકૃતિ, તે આ માયામાંથી જ તૈયાર થાય છે અને સંસારના અંત સુધી પહોંચે છે. વધુ શું કહું ? આ વૃક્ષ આ આઠ પ્રકારે વિશેષ વૃદ્ધિંગત થાય છે; પરંતુ, જેમ છીપમાં ભાસેલું રૂપું છીપના આકાર જેટલું જ દેખાય છે, અથવા સમુદ્ર પર ઉત્પન્ન થતા તરંગો જેમ સમુદ્ર જેવડા હોઈને પોકળ હોય છે, તેમ અજ્ઞાનમૂલક જે આ જગદ્રૂપી વૃક્ષ તે બ્રહ્મ જ બની જાય છે! (૧૦૭)

એટલા માટે આ સર્વ જગત અજ્ઞાનનો વિસ્તાર હોઈને તેમાં તેનો પસારો ભાસે છે; જેવી રીતે સ્વપ્નમાં મનુષ્ય એકલો હોઈને જે કાંઈ જુએ છે, તે સર્વ તે પોતે જ થાય છે; પરંતુ આ સર્વ વાત

હવે એક બાજુએ રહેવા દઈશું. આ પ્રમાણે આ આશ્ચર્યકારક વૃક્ષ વૃદ્ધિંગત થાય છે તથા એને મહત્તત્ત્વાદિક અંકુરો એની નીચેની બાજુએ ફૂટે છે અને આ વૃક્ષને જ્ઞાતાઓ અશ્વત્થ શા માટે કહે છે, તે વિષે પણ તને કહું છું તે સાંભળ. 'શ્વ'નો અર્થ 'આવતી કાલે' એવો થાય છે અને એટલે કે 'આવતી કાલ સુધી પણ એ પ્રપંચ-રૂપી વૃક્ષની એક અવસ્થા રહેતી નથી; એટલા માટે એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે (સંસ્કૃતમાં, જે ક્ષણમાત્ર પણ એક સમાન નથી; તે 'અશ્વત્થ'; એવો એનો અર્થ થાય છે). જે પ્રમાણે એક ક્ષણમાં મેઘના નાના પ્રકારના રંગો બદલાય છે; અથવા વીજળી નિમિષમાત્ર પણ એક સ્થળે પૂર્ણપણે ટકતી નથી, કમળનાં હાલતાં પાંદડાં પર જે પ્રમાણે પાણી ઠરતું નથી, અથવા વ્યાકુળ મનુષ્યનું ચિત્ત જે પ્રમાણે સ્થિર રહેતું નથી, તેવી જ આ સંસારરૂપી વૃક્ષની સ્થિતિ છે અને પ્રત્યેક ક્ષણે તેનો નાશ થાય છે, માટે જ એને 'અશ્વત્થ' કહેવામાં આવે છે. વ્યવહારમાં પીપળાને અશ્વત્થ કહેવામાં આવે છે; પરંતુ શ્રીહરિનો આ સ્થળે તેવો અભિપ્રાય નથી. બાકી એ વૃક્ષને પીપળો કહેવાથી પણ હું તેનો મૂળ અર્થ સમજી ગયો હતો; પરંતુ આ વ્યાવ-હારિક વાત વિષે બોલવાનું આપણને કાંઈ પણ કારણ નથી. માટે આ અલૌકિક ગ્રંથ સાંભળો. સંસારરૂપી વૃક્ષ ક્ષણિક છે, માટે જ એને અશ્વત્થ કહેવામાં આવે છે. વળી આ વૃક્ષ અવ્યય એટલે અવિનાશી તરીકે પ્રસિદ્ધ છે; પરંતુ એનો ગર્ભિત અર્થ એવો છે કે, જે પ્રમાણે એક તરફથી સમુદ્રના પાણીનું વરાળના રૂપમાં સૂર્ય શોષણ કરે છે અને બીજી તરફથી મેઘો વૃષ્ટિ કરીને નદીમાં પડતાં તે નદીઓ પાછી સમુદ્રમાં જઈ મળે છે, મહાસાગર સુકાતો પણ નથી અને વધતો પણ નથી અને તેથી કરીને જ તે નિરંતર પરિપૂર્ણ દેખાય છે; પરંતુ જ્યાં સુધી સૂર્ય દ્વારા થતી શોષણક્રિયા અથવા તો નદીઓનું સમુદ્રમાં મળવું અને મેઘની વૃષ્ટિ, એમાંનું એકે અટકતું નથી; ત્યાં સુધી જ એ પૂર્ણ છે. તે જ પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય પણ અતિ ત્વરાથી થયા કરે છે; તેથી જ લોકો તેને અવ્યય કહે છે. બાકી દાનશીલ પુરુષ જોકે પુણ્યદાન કરીને સર્વ પૈસા ખર્ચી નાખે છે, તોપણ તે તેના ભાવિ જન્મને માટે પુણ્યરૂપી ભંડારનો સંચય જ કરતો હોય છે; તે પ્રમાણે એ સંસારવૃક્ષ અતિ ત્વરાથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પ્રાપ્ત થતું હોવાથી જ તેનો તર્ક કરી શકાતો નથી અને તેથી જ લોકોને તે નિત્ય છે એવો ભાસ થાય છે, રથનું ચક્ર ભૂમિ

પર અતિ વેગથી ફરે છે, ત્યારે ગતિ ન દેખાવાથી લોકોને તે સ્થિર હોય એમ ભાસે છે; તે જ પ્રમાણે કાળાતિક્રમથી એ વૃક્ષની પ્રાણી-રૂપ શાખા સુકાઈને જ્યારે ગળી પડે છે; અને પાછા બીજા કરોડો નવા અંકુરો ફૂટે છે; પરંતુ તે એક શાખા ક્યારે ગળી પડી અને તેને બીજી ક્યારે ફૂટી, એ, જે પ્રમાણે અષાડ મહિનામાં અભ્ર ઉપર અભ્ર ચડી આવવાથી ક્યાંક્યાં અભ્રો આવ્યાં અને ગયાં એ જાણી શકાતું નથી, તે જ પ્રમાણે એ પણ જાણવામાં આવી શકતું નથી. પ્રલયકાળને અંતે આ સંસારરૂપી વૃક્ષની દેહરૂપી શાખાઓ ગળી પડે છે અને વિશ્વોત્પત્તિને વખતે નવીન ફૂટે છે. સંહારકાળમાં પ્રચંડ વાવા-ઝોડાથી પ્રલયાંતે શરીરો પડે છે અને કલ્પના પ્રારંભમાં તેમના જ પાછા ગુચ્છના ગુચ્છ ઊગી નીકળે છે. પછી એક મન્વંતરની પાછળ દ્વિતીય મન્વંતર, આ પ્રમાણે સૂર્યવંશ, ચંદ્રવંશ ઇત્યાદિનો વિસ્તાર થાય છે અને શેરડી જે પ્રમાણે દરેક કાતળીમાં વધતી જાય છે, તે પ્રમાણે આ સર્વ વિશ્વ વૃદ્ધિ પામે છે. કળિયુગને અંતે ચારે યુગમાંનાં શરીરોનું પતન થાય છે–વૃક્ષની છાલો ઊતરી જાય છે અને તે સુકાઈ જાય છે; એટલામાં કૃતયુગનો પ્રારંભ થતાં પુનઃ ઉત્પત્તિ થાય છે અને તે વિશેષ વૃદ્ધિ પામે છે. ચાલુ વર્ષ પૂરું થઈ જેમ તે નવા વર્ષને આમંત્રણ આપે છે; અથવા દિવસ આવે છે અને જાય છે, તે તેના નિત્ય આવવા–જવાથી કળાતું નથી; જેવી રીતે વાયુની લહરીઓ ઉપર લહરીઓ આવવા માંડતાં કઈ આવી ને કઈ ગઈ તે જાણી શકાતું નથી, તે જ પ્રમાણે કેટલાં શરીરો ઉત્પન્ન થાય છે અને લય પામે છે એ પણ જાણવામાં આવી શકતું નથી. એક ડીટું હજી તો તૂટે ન તૂટે, એટલામાં તો બીજાં અનેક ડીટાં ફૂટી નીકળતા હોવાથી, કયુ ફૂટ્યું ને કયુ તૂટ્યું એ જણાતું નથી અને એવા યોગથી આ ભવરૂપી વૃક્ષ નિત્ય હોય એવો ભાસ થાય છે. જે પ્રમાણે વેગથી વહેતા પાણીમાં પાછળથી પાણી આવતું મળીને વહે છે, તે પ્રમાણે આ જગત નાશ-વંત હોવા છતાં તેને સ્થિર સમજવામાં આવે છે. આંખની પાંપણ ખૂલે ન ખૂલે એટલામાં તો કોટ્યવધિ પ્રાણીઓનો જન્મ–મૃત્યુનો વ્યાપાર થઈ ગયો હોય છે; પરંતુ સમુદ્રમાં જે એક પછી એક તરંગો આવે છે, તે નિત્ય ભાસે છે, તે જ પ્રમાણે અજ્ઞાનીઓને સંસાર નિત્ય ભાસ્યા કરે છે. કાગડો પોતાની એક કીકીને એક ક્ષણમાં બન્ને આંખોમાં ફેરવે છે, તેથી વાસ્તવમાં તેને એક આંખ હોવા છતાં લોકોને બે ભાસે છે; તે પ્રમાણે જગત અનિત્ય હોવા છતાં નિત્ય હોય એવો ભ્રમ થાય

છે, અથવા ભમરડો અતિ વેગથી ફરવા લાગતા, જેમ તે ફરતો હોવા છતાં સ્થિર હોય એવો ભાસ થાય છે, તેવો જ આ જગતનો પ્રકાર છે. હવે આ અનેક દૃષ્ટાંતો રહેવા દો. પરંતુ કોઈ મનુષ્ય હાથમાં કુહાડી લઈને પોતાની ચારે તરફ જોરથી ફેરવવા માંડે, એટલે તે કુહાડી જે પ્રમાણે અતિ વેગને લીધે મોટા ચક્રને આકારે સ્થિર દેખાય છે, તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષ નિત્ય નાશ પામે છે અને ઉત્પન્ન થાય છે. એ રહસ્યને ન જાણવાથી લોકો પ્રમાદથી જ તેને નિત્ય માને છે; પરંતુ આ સંસારરૂપી વૃક્ષનો વેગ ક્ષણિક છે અને એક નિમિષ-માત્રમાં તે કોટયવધિ વેળા ઉત્પન્ન થાય છે અને લય પામે છે એમ જે સમજે છે; અને એ જે દેખાય છે એ અજ્ઞાન વિના બીજું કોઈ પણ કારણ નથી અને એનું અસ્તિત્વ મિથ્યા છે, આ પ્રમાણે જે આ સંસારરૂપી વૃક્ષને મૂળથી શિખર પર્યન્ત પૂર્ણ રીતે જાણે છે, તે જ મનુષ્યને હું સર્વજ્ઞ અને જ્ઞાતા કહું છું અને વૈદિક સિદ્ધાંતાનુસાર વંદનીય પણ તે જ છે. યોગથી પ્રાપ્ત થનારાં ફળ પણ તેને જ પ્રાપ્ત થાય છે, વધારે શું કહેવું? તેના જ યોગથી જ્ઞાનને પણ જીવન મળે છે. હવે આ વિશેષ ભાષણને રહેવા દો; કારણ આ રીતે આ સંસાર-રૂપી વૃક્ષ અનિત્ય છે એમ જેણે જાણ્યું છે, તેનુ વર્ણન કોઈથી પણ કરી શકાવાનું નથી. (૧૪૩)

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥**

તે વૃક્ષની શાખાઓ સત્ત્વાદિ ગુણોથી વધેલી અને શબ્દાદિ વિષયોના પલ્લવોથી યુક્ત હોઈને તે (સત્યલોક પર્યંત) ઉપર અને (પાતાળલોક પર્યંત) નીચે પ્રસરેલી છે, તેમ જ નીચે મનુષ્યલોકમાં આ વૃક્ષના કર્મ સંબંધી મૂળો એકબીજામા ગૂથાઈ રહેલાં છે. ૨

આ પછી પ્રપંચરૂપી વૃક્ષને નીચે શાખાઓ ફૂટી તે જમીનમાં જાય છે અને પુનઃ તે શાખાઓમાથી ઉપશાખાઓ ઉત્પન્ન થઈને ઉપર પણ સીધી શાખાઓ ઉત્પન્ન થાય છે. જે ડાળીઓ નીચે આવે છે, તેને પણ મૂળિયાં ફૂટી નીચેની બાજુએ વેલ વધી પાદડાં આવે છે. આ પ્રમાણે મેં જે પ્રારંભમાં કહ્યું છે, તેને જ વધુ સ્પષ્ટ રીતે કહું છું તે સાંભળ. અજ્ઞાનરૂપી મૂળમાંથી અષ્ટધા પ્રકૃતિ ઉત્પન્ન થઈને જ્ઞાનરૂપી વિશાળ વનોનો ઉદ્ભવ થાય છે. પ્રથમ એ વૃક્ષના થડમાંથી સ્વેદજ, જરાયુજ, ઉદ્ભિજ્જ તથા અંડજ—એવી ચાર પ્રચંડ શાખાઓ ફૂટે છે. આ શાખાઓ પૈકી પ્રત્યેક શાખા બળવત્તર થતાં તેમાંથી

ચોરાશી લક્ષ યોનિરૂપ ફાંટાઓ ફૂટે છે અને ફાંટાઓની વળી જીવરૂપી ઉપશાખાઓ ફૂટે છે. આ સીધી શાખાઓમાંથી જે આડી ઉપશાખાઓ ફૂટે છે, તે ભિન્નભિન્ન જાતિઓ છે. પછી સ્ત્રી, પુરુષ તથા નપુંસક–એવા વ્યક્તિગત ભેદો ઉત્પન્ન થાય છે અને તેઓ વિષયોના ભારથી એકબીજા પર અફળાય છે. જે પ્રમાણે વર્ષાઋતુમાં આકાશમાં મેઘ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે અજ્ઞાનને લીધે અનેક પ્રકારના શરીરરૂપી આકારો ઉત્પન્ન થાય છે, પછી ગુણરૂપી વાયુ વહેવા માંડતાં શાખાઓ પોતાના ભારથી નમીને પરસ્પર ગૂંથાઈ જાય છે. તે ગુણ અંતરમાં અતિ વૃદ્ધિ પામવાને લીધે આ ઊર્ધ્વ મૂળવાળા વૃક્ષમાંથી નીચે, ઉપર તથા મધ્ય એવા ત્રણ ભેદ થઈ ફાંટાઓ ફૂટે છે. રજોગુણની લહેર છૂટી તે જોરથી વાવા લાગતાં મનુષ્યજાતિરૂપી શાખા મજબૂત થાય છે. તે શાખાને ઉપર કે નીચે શાખા ન ફૂટતાં, મધ્યમાં જ (મૃત્યુ-લોકમાં) ચાર વર્ણોની ચાર ડાળીઓ ઘણી જ ખીચોખીચ ફૂટી નીકળે છે. તે ફાંટાઓને વિધિનિષેધરૂપી વેદવાક્યના કોમળ પલ્લવ આવે છે અને અર્થ તથા કામનો વિસ્તાર થઈ આ લોકનાં ક્ષણિક સુખનો અંકુર ફૂટે છે. પછી પ્રવૃત્તિમાર્ગની વૃદ્ધિને માટે શુભાશુભ કર્મોના કેટલા ફાંટા ફૂટે છે, તેનો તો હિસાબ જ નથી. એક તરફ ભોગોનો ક્ષય થતાં પાછળના દેહો શુષ્ક થઈ જઈને નીચે પડે છે, તો બીજી તરફ નવા દેહોરૂપી ફાંટા ફૂટે છે; અને પાંચ વિષયોની સહાયથી ઇચ્છા ઉત્પન્ન થઈ વિષયરૂપી નવાંનવાં પાન નિત્ય આવે છે. આ પ્રમાણે રજોગુણનો પ્રચંડ પવન છૂટવાથી મનુષ્યરૂપી શાખાઓનો સમુદાય જે સ્થળે વૃદ્ધિંગત થાય છે, તેને મનુષ્યલોક કહેવામાં આવે છે. (૧૬૨)

તે જ પ્રમાણે આ રજોગુણરૂપી પવન ક્ષણભર શાંત થતાં તમો-ગુણરૂપી પવન મહાજોરથી વાવા માંડે છે, પછી આજ મનુષ્યરૂપી શાખાઓને ખરાબ વાસનાઓ ઉત્પન્ન થઈને કુકર્મની ડાળીઓ નીચે ફૂટવા માંડે છે. પછી અપ્રવૃત્તિ (ખરાબ માર્ગ)ના મજબૂત સીધા સોટા નીકળી તેને પ્રમાદરૂપી પત્રો તથા શાખાઓ ફૂટે છે. ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદની ઋચાઓ દ્વારા જે નિયમથી વિધિ–નિષેધ-વચનો કહેવામાં આવ્યાં છે, તેના અગ્રભાગમાં પલ્લવ ફૂટે છે. અથર્વ-વેદમાં જે જારણ–મારણ કહેલાં છે અને જેમાં પર પીડાને મુખ્ય માન-વામાં આવી છે, એવો પણ પાંદડાંનો વાસનારૂપી વેલો પ્રસરે છે. પછી ખરાબ કર્મોનાં મૂળો મોટાં થઈ તેમને જન્મરૂપી પુષ્કળ શાખાઓ ફૂટે છે. ખરાબ કર્મોના મોહમાં પડવાથી ચાંડાલાદિ નીચ યોનિનો

મોટો ફાંટો ફૂટે છે અને મનુષ્યને કર્મભ્રષ્ટની જાતિમાં જન્મ ધારણ કરવો પડે છે. પશુ, પક્ષી, વાઘ, ડુક્કર, વીંછી, સર્પ—આવાઆવા અનેક ફાંટા ફૂટે છે. હે અર્જુન ! આ પ્રમાણે તે વૃક્ષના સર્વાંગ પર નિત્ય નવા ફાંટા ફૂટી તેને નરકભોગની પ્રાપ્તિ થાય છે અને હિંસા વગેરે નઠારાં કર્મ કરીને અને ખરાબ સંગતિના યોગથી અનેક જન્મો ધારણ કરવા પડે છે. આ પ્રમાણે વૃક્ષો, ઘાસ, લોખંડ, માટી તથા પાષાણ—એ શાખાઓને પણ તેવાં જ ફળો આવે છે. હે અર્જુન ! મનુષ્યથી તે સ્થાવર પર્યંત સર્વ શાખાઓની વૃદ્ધિ અધોમુખી જ હોય છે; માટે મનુષ્યરૂપી શાખા અધોમુખી શાખાઓનું મૂળ હોઈ, એનાથી જ આ સંસારવૃક્ષની વૃદ્ધિ થાય છે. બાકી હે પાર્થ ! ઉપર જતી શાખાઓનુ મૂળ જોવા જતાં ઊર્ધ્વ અને અધઃની વચ્ચે જે શાખા છે, તે જ (મનુષ્યજન્મ) બન્ને શાખાઓનું મૂળ છે; પરંતુ તમોગુણ તથા સત્ત્વગુણની દુષ્કર્મ તથા સત્કર્મથી ભરેલી શાખાઓ મધ્યમાં આવેલી શાખાથી ઉપર તથા નીચે જાય છે. હે અર્જુન ! વેદત્રયરૂપી પત્રો અન્ય કોઈ પણ શાખાને લાગુ પડતાં નથી; પરંતુ માત્ર મનુષ્યયોનિને જ લાગુ પડે છે; માટે મનુષ્યરૂપી શાખા ઉપરના મૂળમાથી અધોગામિની થઈ વૃદ્ધિ પામે છે, તોપણ તેમાંથી જ કર્મસિદ્ધિરૂપી શાખાઓ ઉત્પન્ન થાય છે અને ઇતર વૃક્ષના સંબધમાં એમ બને છે કે, શાખા વધે એટલે મૂળ દઢ થાય છે અને મૂળ મજબૂત થાય, તેમ શાખાનો વિસ્તાર વધે છે; તે જ પ્રમાણે આ શરીરના સંબંધમાં બને છે; અર્થાત્ જ્યા સુધી કર્મ શેષ રહ્યું છે, ત્યાં સુધી શરીર છે અને શરીર હોય છે, ત્યાં સુધી કર્મ કર્યા સિવાય રહી શકાતું નથી, માટે મનુષ્યદેહ જ અન્ય કર્મરૂપી શાખાઓનું મૂળ છે. એમાં સંશય નથી. (૧૮૨)

તમોગુણનું વાદળ સ્થિર થતાં સત્ત્વગુણનું વાદળ જોરથી છૂટે છે, ત્યારે મનુષ્યાકારરૂપી મૂળને સદ્વાસનારૂપી અંકુરો ઉદ્ભવીને તેને સુકૃતરૂપી ફણગા ફૂટે છે, પછી જ્ઞાનના યોગથી એક ક્ષણમાત્રમાં બુદ્ધિને બળપૂર્વક જ્ઞાતૃત્વના દીટાં ફૂટે છે. પછી બુદ્ધિરૂપી પાંખનો વિસ્તાર થઈ તેમાં સ્ફૂર્તિના ફાંટા ફૂટે છે, તેના યોગથી બુદ્ધિને વિચાર સૂઝે છે; તે સ્થળે બુદ્ધિરસથી પરિપ્લુત નિષ્ઠારૂપી પાંદડાં સુશોભિત દેખાય છે અને સત્ત્વવૃત્તિના અંકુરો સીધા ફૂટી નીકળે છે. પછી સદાચારરૂપી પુષ્કળ અંકુરો સહજ ફૂટી નીકળી, તેના યોગથી ચોતરફ વેદઘોષ ચાલે છે. શિષ્ટાચાર, વેદોક્ત આચરણ તથા નાના પ્રકારનાં યજ્ઞયાગાદિ કર્મોરૂપી પર્ણોનાં પર્ણો ફૂટી નીકળે છે. આ પ્રમાણે યમદમરૂપી કણસલાં અને તપરૂપી

શાખાઓ ફૂટે છે તથા વૈરાગ્યરૂપી કુમળી શાખાઓ આગળ વધી આવે છે. વિશિષ્ટ વ્રતોરૂપી પાંખો અને ધૈર્યરૂપી તીક્ષ્ણ મૂળિયાં ફૂટીને વેગથી ઊંચાં વધે છે. મધ્યમાં વેદરૂપી ઘાટાં પાંદડાંઓ ફૂટી તેમના યોગથી સત્ત્વરૂપી પ્રચંડ પવન વાય છે; ત્યાંસુધી સુવિદ્યાનો ચારે તરફ પ્રસાર થાય છે. પછી ધર્મરૂપી એક સીધી શાખા નીકળે છે અને તેને સ્વર્ગાદિક ફળોની ઉપશાખાઓ ફૂટે છે. બીજી એક ઉપરતિરૂપી લાલ શાખા નીકળી, તેને મોક્ષરૂપી નિત્યનવીન પલ્લવો ફૂટ્યા જ કરે છે. પછી રવિ, ચંદ્ર ઇત્યાદિ શ્રેષ્ઠ ગ્રહો તથા પિતર, ઋષિ, વિદ્યાધરરૂપી ઉપશાખાઓ ફૂટે છે. આ શાખા કરતાં ઉચ્ચ એવી બીજી શાખાઓ ફૂટી, તેને ઇંદ્રાદિ લોકરૂપી પુષ્કળ ફળો આવે છે. પછી તે ફાંટા પર તપ અને જ્ઞાનમાં શ્રેષ્ઠ એવા મરીચિ, કશ્યપ ઇત્યાદિ રૂપ બીજી શાખાઓ આવે છે. આ પ્રકારે થર પર થર બાઝતાં શાખાનો વિસ્તાર થાય છે અને આ વૃક્ષનું થડ નાનું હોવા છતાં પણ ઉપર તેને મોટાં ફળો આવે છે. તેના પર બીજા જે ફાંટા ફૂટે છે, તેમને તો વળી હે અર્જુન! બ્રહ્મદેવ અને શિવ પર્યંત ઉપર શાખાઓ ફૂટે છે. ફળના ભારથી ઉપરની શાખાઓ નીચી નમી મૂળની સાથે આવીને વિરમે છે. ઇતર વૃક્ષોની પણ એવી જ સ્થિતિ છે કે, શાખાઓને પુષ્કળ ફળો આવે છે, એટલે તે નમીને થડને અથડાય છે; તે જ પ્રમાણે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ જે સ્થળેથી ઉત્પન્ન થાય છે, તે જ મૂળ સ્થાનમાં તે પુનર્જ્ઞાનની વૃદ્ધિથી નમી જાય છે; માટે બ્રહ્મા અને શિવની પેલી તરફ જીવનો વિસ્તાર પહોંચતો નથી. ત્યાંથી પછી આગળ સર્વત્ર બ્રહ્મ જ રહેલ છે, પરંતુ હવે એ વાત રહેવા દો. આ બ્રહ્માદિક શાખાઓ, સંસારરૂપી વૃક્ષનું મૂળ જે બ્રહ્મ ઊર્ધ્વમાં છે, તેની યોગ્યતાએ પહોંચી શકતી નથી. વળી ઉપર જે નિવૃત્તિમાર્ગની સનકાદિકરૂપી શાખા છે, તેને મૂળ તથા ફળ હોતાં નથી; પરંતુ તે કેવળ બ્રહ્મરૂપ જ બની રહેલી હોય છે. આ પ્રમાણે મનુષ્યરૂપ શાખામાંથી વધેલી જે ઉપર બ્રહ્માદિરૂપ શાખાઓ છે તે બહુ જ ઊંચી જાય છે. હે પાર્થ! ઉપરની જે બ્રહ્માદિરૂપ ઉચ્ચ શાખાઓ છે, તે મનુષ્યરૂપી શાખામાંથી જ ઉત્પન્ન થયેલી છે; માટે જ મનુષ્યરૂપી શાખાને મેં ઉપરની શાખાનું મૂળ કહ્યું છે. આ પ્રમાણે જે અલૌકિક સંસારરૂપી વૃક્ષ ઊર્ધ્વમૂળ છે અને જેને નીચે અને ઉપર શાખાઓ ફૂટેલી છે, તેનું વર્ણન અને આ વૃક્ષને ઉપર અને નીચે મૂળો હોય છે, તે સંબંધી સર્વ વિવેચન તને કહી સંભળાવ્યું. હવે આવું જે બળવાન વૃક્ષ છે, તેને કયા ઉપાયોથી

ઉખેડી નાખી શકાય છે તે હું કહું છું. તે સાંભળ.

**न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च सम्प्रतिष्ठा**
**अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

એ અશ્વત્થ વૃક્ષનું આ જે વર્ણન કરેલું છે, તેવું તેનું શુદ્ધ સ્વરૂપ અનુભવમાં આવતું નથી; અને એને અંત, આદિ તથા સ્થિતિ આદિ પણ નથી, એવા એ બળવાન મૂળવાળા વૃક્ષનું દૃઢ વૈરાગ્યરૂપી શસ્ત્રથી છેદન કરીને; ૩

પરંતુ હે અર્જુન! તારા મનમાં એવી શંકા આવશે કે, આ આટલા મોટા પ્રચંડ વૃક્ષને ઉખેડી શકે એવું શું (કોઈ સાધન) હોઈ શકે વારુ? કારણકે જેની ઉપરની શાખાની વૃદ્ધિ બ્રહ્મલોક પર્યંત છે અને મૂળ નિરાકાર બ્રહ્મ છે; જે વૃક્ષની નીચે ફૂટેલા ફાંટા સ્થાવર-જંગમના તલપ્રદેશમાં પ્રવેશી ગયા છે અને જેના મધ્યભાગમાં મૃત્યુલોક ભરેલો છે; આ પ્રમાણે જે વૃક્ષ અતિ મજબૂત અને અગાધ છે, તેનો નાશ કોનાથી કરી શકાય એમ છે? પરંતુ એથી ક્ષુદ્ર ભાવના તું તારા મનમાં કદી પણ લાવીશ નહિ અને વૃક્ષને ઉખેડી નાખવામાં તે વળી કયો શ્રમ પડે છે? નાના બાળકને જે 'બાવો' આવ્યો કરીને બીવડાવામાં આવે છે, તે બાવાને હાંકી કાઢતાં તેને કાંઈ બીજા ગામમાં મોકલવો પડે છે? આકાશમાં દેખાતા કિલ્લાઓ(ગંધર્વ-નગરો)ને તોડવાની મહેનત કરવી પડે છે કે? સસલાનાં શિંગડાને તોડવાં પડે છે? જો આકાશમાં પુષ્પ ઉદ્ભવે તો જ તેને તોડી શકાય તે હોતું જ નથી, તો પછી તેને તોડવા માટેના શ્રમની તો વાત જ ક્યાં રહી! તે જ પ્રમાણે હે અર્જુન! આ સંસારરૂપી વૃક્ષ ખરું નથી જ તો પછી તેને ઉખેડી નાખવામાં શી ભીતિ હોઈ શકે? મેં એ વૃક્ષનાં મૂળો અને શાખાઓ વિષે જે વર્ણન કર્યું, તે તો વાંઝિયાના ઘરમાં પુષ્કળ છોકરાં-છૈયાં છે એમ કહેવા સમાન જ છે. સ્વપ્નમાં કરેલું ભાષણ જાગ્રત થયા પછી તેમના ખરાપણાની પ્રતીતિ થાય છે કે? તે જ પ્રમાણે જે જ્ઞાની છે, તેને તો આ સંસારરૂપી વૃક્ષની વાતો વ્યર્થ જ જણાય છે, નહિતર જે પ્રમાણે મેં આ વૃક્ષનું વર્ણન કર્યું, તે પ્રમાણે જો આ વૃક્ષનાં મૂળો મજબૂત હોય, એનો વિસ્તાર સત્ય હોય, તો કોની માએ સવાશેર સૂંઠ ખાધી 'તી કે તેના સંતાન તેને ઉખેડી શકે? શું ફૂંક મારવાથી આકાશ દૂર થાય છે કે? માટે હે ધનંજય! જે પ્રમાણે કાચબીના ઘીની મિજબાની રાજાને આપવી અશક્ય છે, તે પ્રમાણે મેં જે આ સંસારરૂપી વૃક્ષનું વર્ણન કર્યું, તે

સર્વ માયા જ છે, એ બધું મિથ્યા છે. બાપુ! મૃગજળનું તળાવ તો માત્ર દૂરથી જુઓ તે જ! તેનાં પાણીથી કાંઈ ડાંગર કે કેળનાં વૃક્ષો ઉછેરી શકાતાં નથી. પ્રથમ તો અજ્ઞાન જ મિથ્યા છે, એટલે પછી તેમાથી ઉત્પન્ન થતાં કાર્યો કેટલી કિંમતનાં હોઈ શકે? માટે સંસાર-રૂપી વૃક્ષ સર્વ રીતે મિથ્યા છે અને આ વૃક્ષને અંત નથી એમ કહેવું, એ પણ માત્ર વ્યવહારમાં અજ્ઞાન હોય ત્યાં સુધી જ સત્ય છે. જ્યાં સુધી મનુષ્ય જાગ્રત થયો નથી, ત્યાં સુધી તેની નિદ્રાનો અંત આવ્યો એમ કહી શકાશે કે? અથવા જ્યાં સુધી રાત્રિનો અંત આવ્યો નથી, ત્યાં સુધી પ્રભાત થયું કહેવાશે કે? તે પ્રમાણે હે પાર્થ! જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયુ નથી, ત્યાં સુધી આ સંસારરૂપી અશ્વત્થ વૃક્ષનો અંત આવતો નથી. જ્યાં સુધી પવન વાતો બંધ થયો નથી, ત્યાં સુધી સમુદ્રમાં થતા તરંગોનો અંત થતો નથી. જ્યારે સૂર્યાસ્ત થાય છે, ત્યારે જ મૃગજળનો દેખાવ લય પામે છે; અથવા જેમ દીપક ઓલ-વતાં જ તેનો પ્રકાશ લુપ્ત થાય છે; તે પ્રમાણે આ સંસારરૂપી વૃક્ષનું મૂળ જે અજ્ઞાન, તે બ્રહ્મજ્ઞાનનો ઉદય થયા વિના લોપ પામતું નથી; તેમ જ એ 'અનાદિ' છે એમ લોકો કહે છે, તે પણ એની પરનો મિથ્યા આળ નથી; પરંતુ એક રીતે જોતાં એ નામ પણ તેનાં લક્ષણને અનુસરીને જ અપાયલું છે; કારણકે સંસારરૂપી વૃક્ષમાં સત્યતા તો છે જ નહિ. જે મૂળમાં છે જ નહિ, તેનો આરંભ જ શી રીતે થઈ શકે? જે વસ્તુ ઊપજી હોય, તેને આદિવાળી કહેવી શોભે છે; પરંતુ જે વસ્તુ છે જ નહિ, તેનો તે આદિ ક્યાંથી હોય? જેનો જન્મ જ નથી તેની માતા કોને કહેવી? માટે આ વૃક્ષ અભાવરૂપ જ છે, એટલે એ અસ્તિત્વહીન હોવાથી જ એને અનાદિ કહેવામાં આવ્યું છે. વાંઝિયાના છોકરાની જન્મપત્રિકા બની શકે કે? આકાશનો રંગ લીલો છે, એમ શી રીતે કહી શકાશે? હે અર્જુન! આકાશકુસુમનું ડીટું કોણ તોડી શકશે? માટે જે સંસારરૂપી વૃક્ષને અસ્તિત્વ જ નથી, તેનો મૂળારંભ ક્યાંથી હોય? જે પ્રમાણે ઘટોત્પત્તિની પૂર્વેનો ઘટનો અભાવ સ્વાભા-વિક રીતે જ અનાદિ છે, તે પ્રમાણે સંસારવૃક્ષનું મૂળ જે માયા, તે સહિત આ સંસાર અભાવરૂપે અનાદિ છે. હે અર્જુન! આ પ્રમાણે તેને આદિ પણ નથી અને અંત પણ નથી; માત્ર મધ્યમાં (વ્યવહાર-દશામાં) તે પ્રત્યક્ષ દેખાય છે; તોપણ તે દેખાવ મૃગજળ જેવો જ વ્યર્થ છે; કારણકે મૃગજળની ઉત્પત્તિ અન્ય નદીઓની માફક એકાદ ગિરિમાંથી થતી નથી અને એકાદ સમુદ્રમાં તેનો લય પણ થતો નથી;

એમ છતા પણ તે મધ્યમાં દેખાય છે, માટે દેખાતી વખતે પણ તે સત્ય હોતું નથી. આ પ્રમાણે સંસારવૃક્ષનો આદિ અને અંત જોવા જતાં જણાતો નથી; છતાં પણ આશ્ચર્ય તો જુઓ, કે નહિ હોવા છતા વ્યવહારદશામાં તેનો ભાસ થાય છે! ઇંદ્રધનુષ્ય જે પ્રમાણે નાના પ્રકારના રંગોથી ભરેલું દેખાય છે, તે પ્રમાણે આ સસારરૂપી વૃક્ષ અજ્ઞાનીજનને મહા સુદર દેખાય છે. (૨૪૦)

સસાર જ પોતાની સ્થિતિની વેળાએ અજ્ઞાનીની આંખોને ભ્રમમાં નાખીને તેની પાસે પોતાના સત્યત્વનો સ્વીકાર કરાવે છે. જે પ્રમાણે બહુરૂપી પોતાના ચાતુર્યથી લોકોની દૃષ્ટિને ભ્રમમાં નાખે છે, તે પ્રમાણે સસાર પણ અજ્ઞાનીઓને ભ્રમમાં નાખે છે અને આકાશનો કોઈ પણ રગ નહિ હોવા છતા પણ જેમ તેનો નીલ રંગ ભાસે છે, તથાપિ તે જ રંગ એક ક્ષણમા દેખાય છે અને અદૃશ્ય થાય છે, સ્વપ્નમાંના પદાર્થો મિથ્યા હોવા છતાં કદાચિત્ સત્ય માનીએ તોય એકસરખો નિર્વાહ થઈ શકતો નથી; તે જ પ્રમાણે આ જગત આભાસ માત્ર છે. એનુ વાસ્તવિક અસ્તિત્વ છે જ નહિ. તે દેખાય છે, છતાં એક ક્ષણભર પણ એક દશામાં રહેતો નથી. આ સસાર સત્ છે એમ ધારીને તેને ગ્રહણ કરવા જઈએ છીએ, તો તે હસ્તગત થતો નથી. માંકડુ જેવી ચેષ્ટા કરે છે, તેવું જ પ્રતિબિંબ પાણીમાં પડે છે; પરતુ તે અસ્તિત્વ સત્ય હોતું નથી, તરગોની એક પછી એક ઉત્પન્ન થવાની ત્વરા અને વીજળીના ચમકારા કરતાં પણ આ વિશ્વાભાસરૂપી વૃક્ષની ઉત્પત્તિ અને લય વિશેષ વેગવાન હોય છે. ગ્રીષ્મઋતુનો અંતિમ પવન આગળથી આવે છે કે પાછળથી, તે સમજી શકાતું નથી, તેવી જ આ અસ્તિત્વહીન સંસારરૂપી વૃક્ષની સ્થિતિ છે. આમ આ વૃક્ષને આદિ, અત, સ્થિતિ અને રૂપ નથી, તો પછી તેને ઉખેડી નાખવાનો ખટાટોપ પણ શાને માટે કરવો જોઈએ? (૨૪૭)

હે અર્જુન! આત્મસ્વરૂપ વિષયક અજ્ઞાનને લીધે જ આ વૃક્ષ બળવાન થયેલું છે; માટે હવે આત્મજ્ઞાનરૂપી શસ્ત્રથી એને કાપી નાખ, કારણ કે જેના અજ્ઞાનથી જે ભાસે છે, તેના જ જ્ઞાનથી તેનો નાશ થાય છે, અન્ય કશાથી તેની નિવૃત્તિ થતી નથી; માટે એનું છેદન કરવા માટે માત્ર એક બ્રહ્મજ્ઞાન સિવાય જેટલા વધારે ઉપાયો કરીશ, તેટલો તું આ સંસારમાં અધિકાધિક જ ગૂંચવાઈ જઈશ, પછી તું કેટલી શાખાઓ પર વિચરીશ તથા ઉપર અને નીચે આવેલા કેટલા ફાંટાઓ પર જઈશ તેનો નિયમ રહેનાર નથી; માટે એનું જે મૂળ અજ્ઞાન તેને તું પ્રથમથી જ છેદી

નાખ. રજ્જુમાં ભાસેલા સર્પને મારવાને પુષ્કળ લાઠીઓ લાવવી, તે જેમ મિથ્યા કાળક્ષેપ કરવા સમાન જ છે; મૃગજળની મોટી નદી તરી જવા માટે નાવ શોધવાની દોડાદોડ કરતાં જેમ એકાદ માણસ અરણ્યમાં આવેલા વહેળામાં ખરેખાત ડૂબી જાય, તે પ્રમાણે હે વીર અર્જુન! આ મિથ્યા સંસારની નિવૃત્તિના ઉપાય શોધતાં મનુષ્ય ભ્રમમાં પડે છે અને પોતાના ખરા જ્ઞાનનો લોપ થવાથી, તેના અંગમાં 'સંસાર સત્ય છે, એવું જે ભૂત ભરાયેલું હોય છે, તે વૃદ્ધિને જ પામે છે.' હે ધનંજય! સ્વપ્નમાં લાગેલા તલવારના પ્રહારનું ઔષધ જે પ્રમાણે જાગૃતિ જ છે, તેમ જે સંસારની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી થાય છે, તેનું છેદન કરવાને જ્ઞાનનું જ ખડ્ગ છે. પરંતુ તે જ્ઞાનનું ખડ્ગ સરળતાથી વાપરી શકાય એટલું બુદ્ધિમાં વૈરાગ્યનું બળ હોવું જોઈએ. વૈરાગ્યની ઉત્પત્તિ થતાં શ્વાનના ઓકેલા અન્ન પર જેટલી પ્રબળ ત્યાગવૃત્તિ થાય છે, તેટલી તીવ્ર ત્યાગબુદ્ધિ ત્રૈલોક્યના સર્વ ભોગો પર ઉત્પન્ન થવી જોઈએ. હે અર્જુન! પદાર્થમાત્ર પ્રત્યે આટલો તીવ્ર અનાદર ઉત્પન્ન થાય એવો દૃઢ વૈરાગ્ય હોવો જોઈએ. પછી દેહનું અહંતારૂપી મ્યાન વૈરાગ્યરૂપી ખડ્ગ પરથી એકદમ કાઢી નાખી વિચારયુક્ત બુદ્ધિરૂપી હાથમાં તે ગ્રહણ કરવું જોઈએ. પછી તે ખડ્ગને વિવેકરૂપી સરાણ પર ઘસીને અહંબ્રહ્મબોધની તીક્ષ્ણ ધાર કાઢવી; અને તેને અદ્વૈતરૂપ પાણી ચઢાવવું. આટલુ થયા પછી નિશ્ચયરૂપી મૂઠ હાથમાં ગ્રહી તથા મનન કરીને તે ખડ્ગ એકબે વાર અજમાવી જોવું. પછી જ્ઞાન ખડ્ગનું તથા આપણું નિદિધ્યાસન્- બંનેનાથી ઐક્ય થયા પછી આપણા આઘાતને સહન કરવા માટે દ્વૈતરૂપી તે વૃક્ષ આપણી સમક્ષ ઊભું પણ રહેશે નહિ, તે આત્મજ્ઞાનરૂપી શસ્ત્ર અદ્વૈતપ્રભાના તેજથી ભવરૂપી વૃક્ષને ક્યાંય પણ અવશિષ્ટ રહેવા દેનાર નથી. શરદઋતુના પ્રારંભનો પવન જે પ્રમાણે આકાશમાંનો બધો કચરો દૂર કરી નાખે છે, અથવા જે પ્રમાણે સૂર્યોદય થતા સર્વ અંધકારનો લય થાય છે, અથવા જાગ્રત થતાંની સાથે સ્વપ્નમાંની ઘટનાઓ નાશ પામે છે; તે પ્રમાણે આત્મજ્ઞાનાનુભવરૂપી ધારની તીક્ષ્ણતાથી સંસારરૂપી તરુનો નાશ થાય છે. તે વખતે જે પ્રમાણે ચંદ્રપ્રકાશ પડવાથી મૃગજળ દેખાતું નથી, તે પ્રમાણે સંસારરૂપી વૃક્ષની ઉપરનાં તથા નીચેનાં મૂળો તથા નીચે વધેલો સર્વ વિસ્તાર નાશ પામે છે. આ પ્રમાણે હે વીરોત્તમ અર્જુન! આત્મજ્ઞાનરૂપી ખડ્ગથી આ સંસારરૂપી અશ્વત્થવૃક્ષને નીચેના અને ઉપરના મૂળ સહિત છેદી નાખ. (૨૯૬)

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प્रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

ત્યાર પછી જે પદને પ્રાપ્ત થયેલા લોકો પુન પાછા આવતા નથી, તે પદને શોધી કાઢવું (તે કેની રીતે?) જેમાંથી અનાદિ પ્રવૃત્તિ ચાલતી આવી છે, તેજ આદ્ય પુરુષને હુ શરણે છું. એવી ભાવનાથી (તે પદની શોધ કરવી). ૪

ત્યાર પછી 'इदं' (આ) અને 'अहं' (હું) વૃત્તિથી મુક્ત, અર્થાત્ આ અમુક વસ્તુ છે, એવો ભાસ જ્યા રહેતો નથી અને 'अहं' ભાવનો લોપ થાય છે; એવા આત્મસ્વરૂપને આપણે જોવું. પરતુ જે પ્રમાણે ગમાર લોકો પોતાનુ રૂપ દર્પણમાં પ્રતિબિબિત કરીને પોતાના એક જ રૂપને બીજા તરીકે જુએ છે, તે પ્રમાણે આત્મામાં દ્વૈત ઉત્પન્ન કરીને તું તેને જોઈશ નહિ. હે અર્જુન! જેમ એક કૂવાને ખોલતાં તેમાં રહેલા ઝરામાં પાણીના અસ્તિત્વનો પ્રત્યક્ષ અનુભવ થાય છે; પરતુ તેને પૂરી નાખવામાં આવે; તોપણ તેમાં મૂળ પાણી તો રહેલું જ હોય છે અથવા પાણી સુકાઈ જવાથી તેમાંનુ પ્રતિબિબ મુખ્ય બિંબની સાથે તાદાત્મ્ય પામે છે; અથવા ઘડો ફૂટી જવાથી તેમાનું આકાશ મહદાકાશમાં મળી જાય છે; અથવા કાષ્ઠ લુપ્ત થવાથી તેમાનો અગ્નિ સ્વસ્વરૂપમા લય પામે છે; તે પ્રમાણે હે અર્જુન! પોતાના સ્વરૂપનુ પોતાના સ્વરૂપમા જ અવલોકન કરવું પડે છે. જે પ્રમાણે જિહ્વા પોતાનો સ્વાદ ચાખે કે આખો પોતાની કીકીને જુએ, તેવી રીતે પોતાના સ્વરૂપને પોતે જ જોવું એ તાત્પર્યાર્થ છે. અથવા જેમ પ્રકાશ પ્રકાશમાં મળે છે, આકાશ આકાશમા અથવા પાણી પાણીમાં જ હોય છે, તેમ અદ્વૈત દૃષ્ટિથી પોતે જ પોતાના સ્વરૂપને જોવાની રીત છે. તેને જોયા વિના જોવું; જાણ્યા વિના જાણવું, એવા આદ્ય સ્થાનને બ્રહ્મ કહેવામાં આવે છે. બ્રહ્મને પણ ઉપાધિના યોગે અસ્તિત્વ ધારી બનાવીને તેવા રૂપમાં શ્રુતિઓ લાંબીલાંબી જીભો કાઢી તેના નામ–રૂપનો મિથ્યા પ્રલાપ મચાવી મૂકે છે! (૨૭૬)

પરતુ સ્વર્ગ અને સસારથી કંટાળેલા મુમુક્ષજનો યોગજ્ઞાનનો આશ્રય કરે છે અને પુનઃ ત્યાંથી પાછા આવીશું જ નહિ, એવી પ્રતિજ્ઞાથી તેઓ જ્યા જવાને નીકળે છે, ત્યાંથી આગળ પગ મૂકી વૈરાગ્યની હોડ બકીને દોડે છે અને કર્મમાર્ગના આચરણથી પ્રાપ્ત થનાર અત્યંત મહાન ઐશ્વર્ય જે બ્રહ્મપદ તેને પણ તે ઓળંગીને આગળ વધી જાય છે, પછી પોતાના અહંતા આદિ સર્વ ભાવોને

જીતીને તે જ્ઞાની નિજપદને પહોંચવા માટે અજેય પત્ર મેળવે છે! તે નિજપદમાંથી આ વિશ્વપરંપરા જે આટલી બધી વધેલી છે, તે કેવળ દૈવહીનની આશા પ્રમાણે વ્યર્થ (મિથ્યા) છે. આત્મસ્વરૂપને ન જાણવાથી જે આ સંસાર ભાસે છે, તેનો જે મુમુક્ષુએ અહંતાને ત્યાગીને લોપ કરેલો છે, તે જ પાર પહોંચી જાય છે. હે અર્જુન! એવી જે વસ્તુ, તેને જેમ ટાઢ ટાઢને થથરાવે છે, તેમ પોતામાં પોતે જ જોવી જોઈએ. હે ધનંજય! તે નિજપદ (આત્મસ્વરૂપ)ને ઓળખવાની એક બીજી પણ નિશાની છે અને તે એ કે તે સ્વરૂપનો ભેટો થતાં ત્યાંથી પાછા આવવાનો વ્યવહાર થતો જ નથી. મહા પ્રલયકાળે જેમ સર્વ જળમય થઈ જાય છે, તેવી જ રીતે જે જ્ઞાનથી પરિપૂર્ણ થઈને તે સ્વરુપને જઈ મળે છે, તે સ્વસ્વરૂપમાં નિમગ્ન થાય છે. (૨૮૪)

**निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

જેમના અભિમાન અને મોહનો લોપ થયો છે, જેમણે વિષયાસક્તિરૂપી દોષોને જીતી લીધા છે, જેઓ આત્મચિંતનમા સદૈવ રમમાણ હોય છે, જેમની સર્વ વાસનાઓનો ક્ષય થયો છે અને જેઓ સુખદુઃખરૂપી દ્વંદ્વથી મુક્ત થયેલા છે, એવા જ્ઞાતાઓ જ તે શાશ્વત પદને જઈ મળે છે ૫

વર્ષાઋતુના અંતમાં જેમ મેઘો આકાશને છોડી જાય છે, તે પ્રમાણે જે પુરુષના મનને મોહ અને અભિમાન છોડીને ચાલ્યાં જાય છે; નિર્ધન અને નિષ્ઠુર મનુષ્યને જેમ તેનાં સગાંઓ છોડી દે છે, તે પ્રમાણે જે વિકારોની જાળમાં સપડાતા નથી; કેળાં આવ્યા પછી કેળનું ઉન્મૂલન થાય છે, તેવી જ રીતે આત્મસ્વરૂપ લાભની પ્રબળતાથી જેની ક્રિયાઓ ધીમે ધીમે બંધ પડતી જાય છે; વૃક્ષને આગ લાગવાથી તેની ઉપર બેસનારાં પક્ષીઓ જેમ તેનો ત્યાગ કરે છે, તેમ જેને સર્વ વિષયો છોડી જાય છે; જે ભેદબુદ્ધિરૂપી ભૂમિમાં સર્વ દોષરૂપી તૃણના અંકુરો ફૂટે છે, તે ભેદબુદ્ધિનુ નામ સુદ્ધાં જે જાણતો નથી; સૂર્યોદય થતાં રાત્રિનો જેમ આપોઆપ લોપ થાય છે, તેમ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી જેના દેહવિષયક અભિમાનનો અજ્ઞાન સહિત લોપ થાય છે; આયુષ્યહીન મનુષ્યને જીવ એકાએક છોડી જાય, તેમ મોહમાં નાખનારું દ્વૈત જેને છોડી જાય છે; પારસમણિને જેમ લોખંડ દુર્લભ છે અથવા સૂર્ય અને અંધકારનો જેમ કદાપિ સંયોગ (ભેટો) થતો નથી, તે જ પ્રમાણે જેની પાસે દ્વૈતબુદ્ધિની સદૈવ ખોટ જ

હોય છે; જે દેહાભિમાનને ધારણ કરવાથી સુખદુઃખરૂપી દ્વંદ્વ દૃષ્ટિગોચર થાય છે, તે દ્વૈત તો જેની સન્મુખ આવતું જ નથી; જેવી રીતે જાગ્રત થયા પછી સ્વપ્નમાં મળેલું રાજ્ય કે પ્રાપ્ત થયેલું મરણ હર્ષ-શોકકારક હોતું નથી અથવા જેમ ગરુડની પાસે સર્પ આવતો નથી; તેમ સુખદુઃખરૂપી પુણ્ય–પાપને ઉત્પન્ન કરનારું દ્વૈત જેને જીવી શકતું નથી (તે વિકારરહિત થયેલો પુરુષ બ્રહ્મસ્વરૂપમાં મળી જાય છે). જેમ વિવેકી રાજહંસ અસદ્ વસ્તુરૂપ પાણીને છોડી દઈ સદ્‌વસ્તુરૂપ દૂધનું જ સેવન કરે છે, સૂર્ય પૃથ્વી પર જળવૃષ્ટિ કરીને પાછો તેને પોતાનાં કિરણ દ્વારા જેવી રીતે પોતામાં જ શોષણ કરી લે છે, તેમ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી જે બ્રહ્મ ચારે તરફ ફેલાયલો હોય છે, તે જ જ્ઞાન-દૃષ્ટિ આવતાં પોતાના સ્વરૂપમાં જ ઐક્ય પામે છે. રે! એટલુ જ નહિ, પણ જેવી રીતે ગંગાનો પ્રવાહ સમુદ્રમાં મળી જવા પછી પાછો વળતો નથી, પણ તેમાં જ લીન થાય છે, તે જ પ્રમાણે આત્મસ્વરૂપનો નિર્ધાર કરનાર જે વિચાર તે પણ તે નિર્ધારમાં એટલે આત્મસ્વરૂપમા જ લીન થાય છે. જેવી રીતે આકાશની સર્વત્ર વ્યાપ્તિ હોવાથી, તેનું એક ગામથી બીજે ગામ જવું શક્ય નથી, તેમ સર્વ વસ્તુ નિજસ્વરૂપ બનવાથી તેને કોઈ પણ પદાર્થની અભિલાષા હોતી નથી. જેમ અગ્નિના ડુંગર પર ગમે તેવું બીજ પેરવા છતા ઊગતું નથી, તેમ જેના હૃદયમા જ્ઞાનનો ઉદય થયો છે, તેના અંતઃકરણમા કોઈ પણ પ્રકારનો વિકાર ઉદ્‌ભવતો જ નથી; સમુદ્રમંથનસમયે ક્ષીરસમુદ્રમા નાખેલા મંદરાચળને તેમાંથી બહાર કાઢી લીધા પછી સમુદ્ર સ્થિર થયો હતો, તે જ પ્રમાણે આત્મપ્રાપ્તિ થવાથી તેના મનમાં તે કામવાસના ઉત્પન્ન થતી નથી. જે પ્રમાણે ચંદ્ર ષોડશ કળાથી પરિપૂર્ણ થયા પછી કોઈ પણ તરફથી ન્યૂન દેખાતો નથી, તે જ પ્રમાણે આત્મપ્રાપ્તિ થવાથી તેના મનમાં કોઈ પણ ઇચ્છા ઉત્પન્ન થતી નથી. પણ આવી નિરૂપમ વાતો તને કેટલી કહું વારુ? જેવી રીતે વાયુની આગળ પરમાણુ ટકતો નથી, તેમ વિષયનું નામ પણ તેને ગમતું નથી. આ પ્રમાણે હુતભક્ષક જ્ઞાનરૂપી અગ્નિમાં આહુતિ આપીને જેમણે સર્વ વિષયોને બાળી નાખ્યા છે, તે પુરુષો સુવર્ણમાં સુવર્ણ ભળે તે પ્રમાણે આત્મસ્વરૂપ સાથે ઐક્ય પામે છે. તે સ્થાન કયુ છે, એમ જો તું પૂછે, તો મારે જણાવવું જોઈએ કે, જે કદી પણ નાશ થતું નથી એવું તે સ્થાન છે. જેને જોવા જતાં જે દેખાય, જાણવા જતાં જાણવામાં આવે અથવા તે અમુક વસ્તુ સમાન છે, એમ કહી શકાય, એવું તે સ્થાન નથી; અર્થાત્ એ સર્વથી તે ભિન્ન છે. (૩૦૭)

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

તે પદને પ્રકાશિત કરવાને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ સમર્થ નથી અને જે પદને પ્રાપ્ત થયેલા લોકો પુનઃ પાછા આવતા નથી, તે મારું પરમ ધામ (ઉત્તમ પદ) છે. ૬

દીપક, ચંદ્ર અને સૂર્યના પ્રકાશથી જે આ સર્વ જગત પ્રકાશિત થાય છે અને દૃષ્ટિએ પડે છે, તે સર્વ પરમાત્મવસ્તુના અજ્ઞાનને લીધે જ દૃષ્ટિએ પડે છે. જેમ જેમ છીપનું છીપપણું લુપ્ત થતું જાય છે, તેમ તેમ રજત (રૂપા)નો ભાસ વધતો જાય છે કિંવા રજ્જુ-(દોરી)ના ભાસનો લોપ થતાં સર્પની સત્યતા પ્રગટ થાય છે; તે જ પ્રમાણે જે ચંદ્ર–સૂર્યાદિનું જે પ્રખર તેજ, તે જે સ્વરૂપના અંધકારમા પ્રકાશિત થાય છે, એવી જે વસ્તુ, તે અતિ તેજસ્વિની હોઈને સર્વ ભૂતોને વ્યાપવા સાથે ચંદ્ર અને સૂર્યને પણ પ્રકાશ આપે છે, એટલા માટે એ વસ્તુના પ્રકાશ સમક્ષ ચંદ્ર અને સૂર્યના તેજમાં અંધકાર પ્રસરી જાય છે; અર્થાત્ સર્વ તેજસ્વી વસ્તુઓને તેજ આપનાર માત્ર બ્રહ્મ જ છે અને આ વસ્તુનો (જ્ઞાનકાલમાં) પ્રકાશ થતાં ચંદ્ર–સૂર્ય સહિત સમગ્ર જગતનો લોપ થાય છે. જેવી રીતે સૂર્યોદય થતાં નક્ષત્રો સહિત ચંદ્ર નિસ્તેજ થઈ જાય છે અથવા જાગ્રત થયા પછી જેમ સ્વપ્નનો પસારો લય પામી જાય છે અથવા સંધ્યાકાળ થતાં મૃગજળ નષ્ટ થાય છે, તે જ પ્રમાણે જે વસ્તુમાં કોઈ પણ પ્રકારનો ભાસ રહેતો નથી, તે મારું મુખ્ય સ્થાન છે. તે સ્થાનમાં જે ગયા છે, તેઓ જેમ પાણીના પ્રવાહો સમુદ્રમાં મળી ગયા પછી પાછા વળતા નથી, તે રીતે સંસારમાં પાછા આવતા નથી. મીઠાની બનાવેલી હાથણી સમુદ્રમાં ડુબાડ્યા પછી પાછી બહાર આવતી–દેખાતી નથી અથવા આકાશમાં ગયેલી અગ્નિની જ્વાળાઓ જેમ પાછી નીચે ઊતરતી નથી અથવા તપાવેલા લોખંડ પર નાખેલું પાણી જેમ અદૃશ્ય થાય છે (પાછું આવતું નથી), તેમ જે શુદ્ધ જ્ઞાન દ્વારા મારામાં ઐક્ય પામે છે, તેઓ પુનર્જન્મથી મુક્ત થાય છે. (૩૨૦)

ભગવાનનું આવું કથન સાંભળી બુદ્ધિરૂપ પૃથ્વીનો રાજા અર્જુન કહેવા લાગ્યો કે, 'હે પ્રભો! આજે આપે મારા પર કૃપા કરી છે; પરંતુ મારી એક પ્રાર્થના છે, તે પ્રતિ લક્ષ આપો. જેઓ આપના સ્વરૂપમાં મળ્યા પછી પાછા આવતા નથી, તેઓ પૂર્વે આપના સ્વરૂપથી

ભિન્ન હતા કે અભિન્ન? જો તેઓ અનાદિસિદ્ધ ભિન્ન જ હોય, તો તેઓ પાછા આવતા નથી, એ કહેવું યથાર્થ નથી; કારણકે ભ્રમર પુષ્પમાંના મકરંદનું સેવન કરવાને ગયા હોય, તો શું તેઓ ક્યારેય પુષ્પ બની જાય છે કે? લક્ષ્ય(નિશાન)થી ભિન્ન એવું જે બાણુ, તે છોડવામાં આવતા જે પ્રમાણે લક્ષ્યને ભેદીને પુનઃ નીચે જ પડે છે (ઐક્ય પામતું નથી), પણ તે પ્રમાણે જે ભિન્ન હોય, તે પાછા આવતા હોવા જ જોઈએ; માટે આપના સ્વરૂપમાં મળ્યાથી પાછું આવી શકાતું નથી, એ કહેવું સયુક્તિક નથી. વળી તે પુરુષ સ્વભાવતઃ આપનુ જ રૂપ (આપથી અભિન્ન) છે, તો કોણ કોને જઈ મળે છે? શસ્ત્ર શું પોતાનુ જ પોતે છેદન કરી શકે છે કે? માટે હે દેવ! આપના સ્વરૂપની સાથે જેમનુ ઐક્ય થયેલું છે, તેમને આપનો સયોગ કે વિયોગ થાય છે, એમ કેમ કહી શકાય? અવયવ અને શરીર કદાપિ એકબીજાથી ભિન્ન પડે છે એમ કહી શકાતું નથી; તેમ જ જે પ્રથમથી જ આપના સ્વરૂપથી ભિન્ન છે, તેઓ તો કદી પણ આપના સ્વરૂપમાં ઐક્ય પામશે નહિ; તો પછી તે પાછા આવે છે, અથવા નથી આવતા એવા વ્યર્થ કથનની આવશ્યકતા જ શી છે? હે સર્વત્ર મુખવાળા શ્રીકૃષ્ણ! આપના સ્વરૂપમાં મળી ગયા પછી કોણ પાછા આવતા નથી,.. તે મને સ્પષ્ટ કહી સભળાવો.' (૩૨૮)

અર્જુનની આ શંકા સાંભળીને પોતાનું કથન એના મનમાં સારી રીતે ઠસ્યુ છે, એમ ધારી સર્વજ્ઞશિરોમણિ શ્રીકૃષ્ણને સતોષ થયો. તે બોલ્યાઃ હે મહામતે! મને પ્રાપ્ત થયા પછી જે પાછા આવતા નથી, તે જીવો મારા સ્વરૂપથી ભિન્ન છે અને અભિન્ન છે; એમ પણ કહી શકાય. ઊંડા વિવેકથી જોવામાં આવે, તો મારા અને તેમના સ્વરૂપમાં ભેદ જ નથી અને ઉપરઉપરથી જોવામાં આવે, તો તે મારાથી પૃથક્ પણ દેખાય છે. પાણી પર ઊઠતાતરગો જેમ પાણીથી ભિન્ન દેખાવા છતા વસ્તુતઃ તે ચોખ્ખુ પાણી જ હોય છે; અથવા સુવર્ણના અલંકારો સુવર્ણથી પૃથક્ દેખાવા છતા વિચારપૂર્વક જોતાં તે સુવર્ણ જ છે; તે પ્રમાણે હે કિરીટિ! જ્ઞાનદૃષ્ટિથી જોતાં તેઓ મદ્રૂપ જ છે, બાકી તેમનામા અને મારામાં જે ભિન્નત્વ દેખાય છે, તે અજ્ઞાનને લીધે જ છે. વાસ્તવિક પરમાત્મદૃષ્ટિથી જોતાં માયાના યોગે ભિન્નાભિન્નત્વનો પ્રશ્ન ઉદ્ભવે એટલું પણ દ્વૈત મારામાં હોઈ જ ક્યાથી શકે? સૂર્યબિંબ સર્વ આકાશને વ્યાપીને પોતાના ઉદરમાં સમાવી દે, તો તેનું પ્રતિબિબ પછી શામાં દેખાય? અને કિરણો પણ કોના પર પડે? અથવા હે

અર્જુન! કલ્પાંતનાં પાણીથી સર્વ સૃષ્ટિ જળમય થઈ જાય, તો પછી ત્યાં ભરતી અને ઓટ એવો પ્રશ્ન ક્યાંથી ઉદ્‌ભવે! અર્થાત્ વિકારરહિત એકરસ એવો જે હું તે મારામાં ભેદ અને અભેદનો વાસ ક્યાંથી હોય? પરંતુ પાણી સીધું હોવા છતાં પણ જેમ પ્રવાહના અનુરોધને લીધે વાંકું વહેવા લાગે છે, અથવા પાણીની ઉપાધિથી જે પ્રમાણે બીજો સૂર્ય દેખાય છે; આકાશ જેમ ઘટ અને મઠની ઉપાધિથી ગોળ તથા ચતુષ્કોણ દેખાય છે; નિદ્રાની ઉપાધિથી સ્વપ્નમાં જેમ મનુષ્ય રાજા બની જાય છે, ત્યારે તેની પ્રજા ઇત્યાદિ પણ જેમ તે પોતે જ બની રહે છે; અથવા ઉત્તમોત્તમ સુવર્ણમાં હલકું સોનુ મેળવવાથી તે કસમાં કમી ઉતરે છે; તે પ્રમાણે જ શુદ્ધ સ્વરૂપ જે હું તે માયાથી પરિવેષ્ટિત થાઉં છું, ત્યારે મારામાં માયાની ઉપાધિથી જીવ અને ઈશ્વર એ ભાવો ઉત્પન્ન થાય છે. તે વેળાએ કેવળ એક અજ્ઞાન જ ચતુર્દિશામાં રૂઢ થાય છે અને તેને લીધે હું કોણ છું, એવો વિકલ્પ ઉત્પન્ન થઈને વિચારતાં 'હું દેહ જ છું' એવો નિશ્ચય થાય છે. (૩૪૨)

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

મનુષ્યલોકમાં મારો જ સનાતન જીવરૂપ અંશ છે, તે પ્રકૃતિમાની પાંચ જ્ઞાનેંદ્રિયો અને મનને આકર્ષિત કરે છે. ૭

એવી રીતે દેહમાં વ્યાપ્ત થઈને રહેલો પરમાત્મા શરીર સહિત વર્તમાન આત્મા છે એવો નિશ્ચય થાય છે, ત્યારે જીવ મારો અંશ છે એમ ભાસે છે. પવનને લીધે સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થાય, તે જેમ સમુદ્રનો એક નાનો અંશ હોય એમ ભાસે છે, તેમ હે પાંડુસુત! દેહનો અહંકાર ઉત્પન્ન થતાં તે જડ દેહનો જે ચાલક હોય છે, તે આ મૃત્યુલોકમાં જીવરૂપી હું પોતે જ છું—તે જ જીવની દૃષ્ટિથી જે આ અખંડ વ્યાપાર ચાલે છે, તેને 'જીવલોક' (સૃષ્ટિ) કહેવામાં આવે છે. જ્યાં જન્મ અને મૃત્યુને ખરા માનવામાં આવે છે; તે સ્થાનને હું 'જીવલોક' કે 'સંસાર' નામથી ઓળખું છું. આવા પ્રકારના આ જીવલોકમાં જે પ્રમાણે ચંદ્ર પાણીથી પૃથક્ હોવા છતાં પણ પાણીમાં તેનું પ્રતિબિંબ પડવાથી તે પાણીમાં રહેલો ભાસે છે, તે જ પ્રમાણે હું છું, એમ તારે સમજવું. હે અર્જુન! સ્ફટિકમણિને કુંકુમ ઉપર મૂકવાથી પ્રેક્ષકને તે રક્ત વર્ણનો દેખાય છે; તથાપિ તે કાંઈ રાતો હોતો નથી; તે પ્રમાણે મારું અનાદિત્વ નષ્ટ થતું નથી અને અક્રિયત્વ પણ ખંડિત થતું નથી; તથાપિ

મને જે કર્તા અને ભોક્તા કહેવામાં આવે છે, તે માત્ર અજ્ઞાન જ છે, એમ તું સમજ, કિંબહુના, આ પરમ વિશુદ્ધ આત્મા પ્રકૃતિની સાથે ઐક્ય પામી પ્રકૃતિની ઉપાધિથી જ તેના ધર્મના અધિકારને સ્વીકારે છે. પછી મન તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો મારાં છે એમ કહીને તે કર્મમાં પ્રવૃત્ત થાય છે. જેવી રીતે સ્વપ્નમાં સંન્યાસી પોતે જ પોતાનું કુટુંબ (સ્રીપુત્રાદિ) બનીને સંસાર માંડે અને તેના મોહથી આમતેમ દોડે (સંસારનાં સુખદુઃખ ભોગવે) તે પ્રમાણે પોતાની વિસ્મૃતિ થવાથી આત્મા× પોતાનું સ્વરૂપ પ્રકૃતિમય માની તેના અનુરોધથી તેનાં જ કાર્યો કરે છે. તે મનરૂપી રથ પર બેસી, શ્રવણેંદ્રિયના દ્વારથી બહાર નીકળી, શબ્દરૂપી અરણ્યમાં સંચાર કરે છે. પ્રકૃતિની લગામ હાથમાં ધરીને ત્વચાનાં દ્વારથી સ્પર્શરૂપી ઘોર વનમાં જાય છે; તો કોઈક વેળા નેત્રનાં દ્વારથી બહાર પડી રૂપવિષયના પર્વત પર સ્વચ્છંદતાથી ભ્રમણ કરે છે; અથવા હે સુભટ! કોઈ વાર જિહ્વાદ્વારથી બહાર પડી રસની ગુફામા ભટક્યા કરે છે. વળી મારો અંશ જે આ જીવ, તે કોઈવાર નાકના દ્વારથી બહાર પડી સુગંધના અરણ્યમાં ભટકે છે. આમ દેહ અને ઇંદ્રિયોનો નાયક જીવાત્મા મનની સાથે મળીને પંચેંદ્રિયના શબ્દાદિ વિષયોનો ઉપભોગ લીધા કરે છે. (૩૬૦)

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥**

વાયુ જેમ પુષ્પાદિકમાંથી સુગંધ લઈ જાય છે, તેવી જ રીતે દેહાદિકોનો સ્વામી જીવાત્મા પણ જે પૂર્વ શરીરનો ત્યાગ કરે છે, તેમાંથી આ મન સહિત ઇંદ્રિયોને ગ્રહણ કરીને પછી જે બીજું શરીર ધારણ કરે છે, તેમાં તેમને પોતાની સાથે લઈ જાય છે. ૮

પરંતુ જીવનું કર્તૃત્વ કે ભોક્તૃત્વ ત્યારે જ દૃષ્ટિએ પડે છે, કે

× आत्मानं रथिन विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मन. प्रग्रहमेव च ॥ ३ ॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिण ॥ ४ ॥
(कठोपनिषद्–तृतीयवल्ली–मंत्र ३–४)

અર્થ:–આત્માને શરીરરૂપી રથનો માલિક સમજવો; બુદ્ધિને સારથિ અને મનને લગામ જાણવી. જ્ઞાનીજનો ઇંદ્રિયોને (શરીરરૂપી રથના) ઘોડાઓ કહે છે અને શબ્દાદિ વિષયોને, ઇંદ્રિયોને ભ્રમણ કરવા માટેનો માર્ગ હોવાનું જણાવે છે. શરીર, ઇંદ્રિય અને મનથી યુક્ત આત્માને ભોક્તા કહે છે.

જ્યારે તે એકાદ શરીરમાં પ્રવેશ કરે છે. કોઈ એક ધનસંપન્ન અને વિલાસી પુરુષનું ઐશ્વર્ય, જ્યારે તે કોઈ મોટા નગરમાં રહેવા આવે છે, ત્યારે જ બીજાઓના જોવામાં આવી શકે છે; તે પ્રમાણે જ્યારે જીવ દેહ ધારણ કરે છે, ત્યારે જ જીવના અહંકારની વૃદ્ધિ કે વિષયેંદ્રિયની ધામધૂમ જોવામાં આવે છે. અથવા જ્યારે જીવ દેહનો ત્યાગ કરી જાય છે, ત્યારે તે પોતાના સદાના સાથી મન તથા ઇંદ્રિયોરૂપી સંપત્તિને પોતાની સાથે લઈ જાય છે. જેવી રીતે અતિથિ ભોજન માટે આવ્યો હોય, ત્યારે તેનું અપમાન કરી તેને પાછો કાઢવામાં આવે, તો તે યજમાનનું પુણ્ય પોતાની સાથે લઈ જાય છે અથવા દોરીઓ કાઢી લેવાથી કળસૂત્રી પૂતળીઓની ગતિનો લોપ થાય છે, અથવા સૂર્યનો અસ્ત થતાં તે લોકોની દૃષ્ટિને પોતાની સાથે લેતો જાય છે; વધુ શું કહેવું ? પવન જે પ્રમાણે પોતાની સાથે પુષ્પમાંની સુવાસ લેતો જાય છે, તે પ્રમાણે હે ધનંજય ! જીવ દેહને ત્યાગી જાય છે, ત્યારે પોતાની સાથે પાંચ જ્ઞાનેંદ્રિયો તથા છઠ્ઠા મનને લઈ જાય છે. (૩૬૭)

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

તે જીવ, કર્ણ, નેત્ર. ત્વચા, જિહ્‌વા, ઘ્રાણ તથા મનનો આશ્રય કરીને અર્થાત્ એ સર્વના આધારથી જ વિષયોનો ઉપભોગ લે છે. ૯

પછી અહીં અથવા સ્વર્ગલોકમાં જે જે સ્થળે-જીવ દેહ ધારણ કરે છે; તે તે સ્થળે મન વગેરે છ ઇંદ્રિયોનો પુનઃ વિસ્તાર કરે છે. હે અર્જુન ! દીપક ઓલવાઈ જતાં જે પ્રમાણે પોતાના તેજ સહિત તેનો લોપ થાય છે; તેમ જ તેને પાછો સળગાવતાં તે પોતાના સહિત ફરીથી પ્રકાશવા માંડે છે. તો હે અર્જુન ! અજ્ઞાનીની દૃષ્ટિને જ એવા પ્રકારે, જીવનું સર્વ કર્તૃત્વ છે એમ ભાસે છે, કારણ કે આત્મા જ આ દેહમાં આવે છે, તે જ વિષયોનો ઉપભોગ લે છે અને તે જ આ દેહ છોડી જાય છે, એ જ સત્ય છે એમ તે લોકો માને છે. બાકી જન્મવું અને મરવું કે ક્રિયા કરવી અથવા વિષયોને ભોગવવા એ તો પ્રકૃતિના જ ધર્મો છે, છતાં તેમણે તો એ સર્વ ધર્મ આત્માના છે, એમ જ માની લીધેલું હોય છે. (૩૭૨)

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

દેહથી વિયુક્ત થનારો કે દેહમાં નિવાસ કરનારો, શબ્દાદિ વિષયોનો ઉપયોગ લેનાર અથવા સુખદુ ખાદિકથી યુક્ત રહેનાર જે જીવ, તેનું સત્સ્વરૂપ મૂઢ જનોને દેખાતુ નથી; પણ જેમને જ્ઞાનચક્ષુ હોય છે તેમને જ દેખાય છે. ૧૦. યત્ન કરનારા યોગીઓ પોતામાં રહેલા જીવ-આત્માને જુએ છે અને જેઓ શાસ્ત્રસંસ્કારરહિત તથા અવિચારી છે, તેને÷ યત્ન કરવા છતા પણ જીવનું સ્વરૂપ દેખાતુ નથી. ૧૧

દેહ ઉત્પન્ન થઈ તેમાં ચેતન આવ્યું કે તેને લોકો 'જન્મ થયો' એમ કહે છે; તે જ પ્રમાણે હે સુભદ્રાપતે! તેની સગતિથી ઇંદ્રિયો પોતપોતાના વિષયોનું સેવન કરે છે, તેને તેઓ 'જીવ ઉપભોગ લે છે' એમ કહે છે. અરે! શરીર ક્ષીણ થતાં જ ત્યારે ભોગ ભોગવવાનો વ્યવસાય અટકી જાય છે અને દેહ પડીને નષ્ટ થાય છે, એટલે 'જીવ ગયો' એવું તેઓ બુમરાણ કરી મૂકે છે. હે પાંડવ! વૃક્ષો હાલતાં હોય ત્યારે જ પવનનું અસ્તિત્વ માનવું અને જે સ્થળે વૃક્ષો ન હોય, તે સ્થળે પવનનો લોપ માનવો કે? અથવા સામે આરસી રાખીને તેની અંદર આપણું રૂપ જોઈએ, ત્યારે જ શું આપણું અસ્તિત્વ સિદ્ધ થાય છે કે? તેની પૂર્વે શું આપણો અભાવ હોય છે કે? અથવા તે આરસી એક બાજુ પર મૂકીએ અને આપણું રૂપ જોતા અટકીએ, તો શું આ જગતમાથી આપણે નષ્ટ થયા એમ માનવું કે? માટે આવવુ-જવું એ આરસીના પ્રતિબિંબનું છે, આપણું નથી. ગડગડાટનો શબ્દ એ આકાશનો જ ગુણ છતાં જેમ લોકો તેને વાદળનો કહે છે; અથવા અભ્રો દોડતાં હોય છે, ત્યારે પણ લોકો ચંદ્રને જ દોડતો કહે છે, તે પ્રમાણે મોહથી અંધ થયેલા લોકો દેહ ઉત્પન્ન થાય અને નાશ પામે એટલે અવિક્રિય આત્મા જ જન્મે છે અને નષ્ટ થાય છે એવું માની બેસે છે. આ શરીરમાં આત્મા તો આત્મસ્વરૂપમાં જ સ્થિત હોય છે અને કર્તૃત્વ ભોક્તૃત્વ ધર્મો દેહના છે, જેમનો તે કેવળ સાક્ષીભૂત છે; એ દૃષ્ટિથી આત્માને જોનારા વિચારવાન (જ્ઞાની) લોકો જુદા જ છે. દેહ એ તો જીવને રહેવાની કોથળી

÷ આવા અજ્ઞાનીઓ બાહ્ય કર્મો ત્યજી દઈને અકર્મી (ત્યાગી) ભેખધારી બની જાય, કિંવા જ્ઞાનને ગોખી મારીને મહાત્મામાં ખપે; તોપણ અંદરથી તો ઊલટા વધારે જૂઠા, વિષયી, ખટપટી અને લોભી બનતા હોવાથી યત્ન કરવા છતાં જોતા નથી.
—ભિક્ષુ અખંડાનંદ

જ છે, એમ તેઓ જ્ઞાનના પ્રકાશથી જોઈ શકતા હોવાથી, તેમની આંખો તેમાં ગુંથાતી નથી. જે પ્રમાણે ગ્રીષ્મઋતુમાં ગમે તેટલાં વાદળાં ચઢી આવે તો ય તેમને ભેદીને તેમાંથી સૂર્યકિરણો બહાર આવ્યા વિના રહેતાં નથી, તેમ જ્ઞાનની પ્રભાથી જેની સ્ફૂર્તિ સ્વસ્વરૂપના નિવાસસ્થાન પર્યંત પહોંચી ગઈ છે, તે જ્ઞાની (પ્રવૃત્તિ વચ્ચે પણ) આત્માને અકર્તા જ માને છે. નક્ષત્રોથી ભરેલું આકાશ પ્રતિબિંબ પડવાથી સમુદ્રમાં દેખાય એટલે તે કાંઈ ઉપરથી નીચે પડેલું હોતું નથી; પરંતુ પોતાના સ્થાનમાં જ હોય છે અને સમુદ્રમાં જે પ્રતિબિંબ દેખાય છે, તે મિથ્યા છે; તે પ્રમાણે આત્મા દેહમાં કર્તાભોક્તા તરીકે દેખાય છે, તોપણ તે તો અકર્તૃત્વરૂપથી પોતાના સ્થાનમાં સ્થિર જ હોય છે. અર્થાત્ દેહમાંનો જે જીવ તે આત્મા જ છે અને તે અવિચલ છે. તરંગોના સપાટામાં ચંદ્રના પ્રતિબિંબના કટકે કટકા થઈ ગયેલા દેખાય છે; પરંતુ ખરી રીતે જોતાં ચંદ્ર તો તેના સ્થાનમાં અવિચળ જ હોય છે. અથવા ખાબોચિયાના પાણીમાં સૂર્યબિંબ દેખાય છે અને તે જ, પાણી સુકાઈ જતાં દેખાતો બંધ થાય છે; તે બન્ને વખતે તે તો સદાની પેઠે પોતાના સ્થાનમાં જ હોય છે; તે પ્રમાણે જ્ઞાની જનો દેહનો જન્મ અને મૃત્યુ થવા છતાં આત્માને પોતાને તો અવિકારી જ જાણે છે. માટીના ઘટ અથવા મઠ તૈયાર કરવામાં આવે, ત્યારે અને પુનઃ તેને ભાંગી નાખવામાં આવે, ત્યારે પણ તે ઘટ–મઠમાં દેખાતું આકાશ તો જેમનુ તેમ જ કાયમ રહે છે; તે પ્રમાણે અખંડ આત્મસત્તાના આધાર પર અજ્ઞાનદૃષ્ટિથી કલ્પિત એવા દેહો જ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; તથા આત્મા તો વૃદ્ધિ પણ પામતો નથી અને ક્ષીણ પણ થતો નથી; અથવા તે ચેષ્ટા કરાવતો પણ નથી અને કરતો પણ નથી, એમ જે સમજે છે તેને જ યથાર્થ આત્મજ્ઞાન થયું છે. મનુષ્ય ગમે તેટલું બીજું જ્ઞાન પ્રાપ્ત કરે અને તેની બુદ્ધિ પરમાણુની પણ ઝડતી લઈ નાખે તથા તે સકળ શાસ્ત્રમાં નિપુણ થાય; તોપણ તે મનુષ્યના મનમાં જો વૈરાગ્યનો× અંશ

× યોગીશ્વર ભર્તૃહરિએ પણ એને અનુસરતા જ વિચારો દર્શાવ્યા છે ને તે આ પ્રમાણે:

'भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपाला द्भयम्,
मौने दैन्यभयं बले रिपुभयम् रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयम्,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम्' ॥

ન હોય, તો સર્વવ્યાપક જે હું, તે મારો મેળાપ થવો તેને અશક્ય જ છે. એટલે મારી સાથે કદી પણ તેનું તાદાત્મ્ય થઈ શકશે નહિ; તે પ્રમાણે જો કે સર્વ શાસ્ત્રો મુખોદ્ગત હોય અને અંતઃકરણમા જો વિષયોનું ચિંતન ચાલતું હોય, તો હે અર્જુન! તેને કદી પણ મારી પ્રાપ્તિ થવાની જ નથી. સ્વપ્નમાં કદાચિત્ સર્વ ગ્રંથો મુખગત થઈ જાય, તોપણ તેના યોગથી સંસારમાથી મુક્ત થઈ શકાશે કે? અથવા ઘરમા રહેલા વડીલોપાર્જિત ગ્રંથોનુ રક્ષણ કરીને તેમને એક ખૂણામાં મૂકી રાખ્યાથી તે વાંચ્યા છે એમ કહેવાશે કે? અથવા આંખ મીચીને મોતીને નાક આગળ લાવવામાં આવે, તો તેની કિંમત આંકી શકાશે કે? તે જ પ્રમાણે ચિત્તમાં અભિમાન રાખી, મુખ દ્વારા સર્વ શાસ્ત્રોનો પાઠ કરી જવામાં આવે અને એવા પ્રકારે કોટ્યવધિ જન્મો વ્યતીત થઈ જાય; તોપણ તેવા મનુષ્યને મારી પ્રાપ્તિ થશે નહિ. હવે હુ એક જ હોવા છતાં પ્રાણીમાત્રમાં મારી વ્યાપ્તિ કેવી રીતે થયેલી છે, તે તને સ્પષ્ટ રીતે કહું છું તે સાંભળ. (૩૯૭)

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

સૂર્યમાં રહેલુ જે તેજ સર્વ જગતને પ્રકાશિત કરે છે અને જે અગ્નિ અને ચદ્રમાં પણ રહેલું છે; તે તેજ મારું છે. એમ જાણ ૧૨

જે સૂર્યના તેજથી સર્વ વિશ્વરચના દેખાય છે, તે તેજ સૂર્યસહિત મારું છે. હે પાંડુસુત! સૂર્યના તેજથી પાણી શોષાઈ ગયા પછી ફરીથી પૃથ્વીમાં જે ભીનાશ આવે છે, તેને લાવનારી ચંદ્રની પ્રભા તે પણ મારી છે અને દહન તથા પાચન કરનારી અગ્નિમાંની અમર્યાદ તેજોવૃદ્ધિ પણ મારી જ છે. (૪૦૦)

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥

અને હું આ પૃથ્વીમાં પ્રવેશ કરી પોતાના સામર્થ્યથી સર્વ ભૂતોને ધારણ

અર્થ: ભોગવિલાસમા રોગ આદિ ઉત્પન્ન થવાનો, સત્કુળમાં વંશપરમ્પરાના તૂટવાનો, દ્રવ્યમાં રાજાનો, મૌનધારણમાં દીનતાનો, પરાક્રમમાં શત્રુનો, સુંદરતામાં વૃદ્ધાવસ્થાનો, શાસ્ત્રમાં વિવાદનો, ગુણમાં દુર્જનનો અને કાયામાં મૃત્યુનો ભય સદા અવિચળ હોય છે; અર્થાત્ આ પૃથ્વીમાં અન્ય સર્વ વસ્તુઓ ભયયુક્ત છે, પરંતુ એક વૈરાગ્ય જ એવી વસ્તુ છે-કે, જે સર્વ પ્રકારના ભયોથી સર્વથા નિર્ભય છે.'

કરું છું અને રસાત્મક ચંદ્ર થઈને સર્વ ઔષધિઓનું પોષણ કરું છું. ૧૩

હું પૃથ્વીમાં પ્રવેશી તેને આધારભૂત થયેલો છું અને તેથી પૃથ્વી જો કે અનેક રજકણોનો બનેલો એક પિંડ છે, છતાં સમુદ્રના અપાર પાણીમાં હોઈને પણ તે પીગળી જતી નથી અને એ પિંડ પોતાના પૃષ્ઠભાગ પર જે અપરિમિત ચરાચર ભૂતોને ધારણ કરે છે, તેમને પણ હું જ તેમાં પ્રવેશીને ધારણ કરું છું. હે પાંડુસુત! હું આકાશમાં પણ ચંદ્રસ્વરૂપે અમૃતનું ચાલતું સરોવર જ બનેલો છું! અને ત્યાં રહ્યોરહ્યો ચંદ્રકિરણરૂપી ઓઘથી સર્વ વનસ્પતિનું પોષણ પણ હું જ કરું છું. આમ સર્વ ધાન્યાદિકનું પોષણ કરીને નાના પ્રકારનાં ધાન્યોની વૃદ્ધિ દ્વારા પ્રાણીમાત્રનું રક્ષણ પણ હું જ કરું છું અને અન્ન ઉત્પન્ન કર્યાં પછી પણ સંતોષકારક રીતે તે પ્રાણીમાત્રને કેમ પચે? (એ એક મોટો પ્રશ્ન આવીને અહીં ઉપસ્થિત થાય છે.) (૪૦૬)

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

હું પ્રાણીઓનાં શરીરમાં પ્રવેશીને પ્રાણ, અપાન ઇત્યાદિ વાયુમાં મળીને જઠરાગ્નિ બની (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એવાં) ચતુર્વિધ અન્નનું પચન કરું છું. ૧૪

એટલા માટે હે અર્જુન! પ્રાણીમાત્રનાં શરીરમાં નાભિકંદ પર સગડી સળગાવીને જઠરમાં હું જ પ્રદીપ્ત થયેલો છું. પ્રાણ તથા અપાન એ વાયુની બેવડી ધમણ દ્વારા રાત્રિદિવસ તે જઠરાગ્નિને સળગાવી આ ઉદરમાં કેટલાં બધાં અન્નનો ક્ષય કરી નાખું છું તેનો પત્તો જ નથી! કોરું, સ્નિગ્ધ, સીઝેલું તથા કાચું, એ ચતુર્વિધ અન્નનું પાચન પણ હું જ કરું છું. આ પ્રકારે સર્વ જગત પણ હું છું; જગતનો નિર્વાહ જેના વડે થાય છે, તે ધાન્ય પણ હું જ છું અને જીવનનું મુખ્ય સાધન જે જઠરાગ્નિ, તે પણ હું જ છું. મારી વ્યાપકતાનો વધારે ચમત્કાર તે હું તને શું કહું? એટલું જ નિશ્ચયપૂર્વક લક્ષમાં રાખ કે આ જગતમાં મારા વિના બીજું કાંઈ છે જ નહિ; સર્વત્ર હું જ ભરેલો છું, તો પછી આ જગતમાં કેટલાંક પ્રાણીઓ સર્વદા સુખી દેખાય છે અને કેટલાંક સર્વથા દુઃખી દેખાય છે અને કેટલાંક સર્વથા દુઃખ અને સુખ વડે જ વ્યાપેલા દેખાય છે; તેનું કારણ શું? એવો પ્રશ્ન ઉદ્ભવશે. જેમ કોઈ એક નગરમાં એક જ દીવાથી સર્વ દીવાઓ સળગાવવામાં આવે, તો તેમાંથી કેટલાક પ્રકાશે અને કેટલાક ન પ્રકાશે એમ કેમ કરીને બની શકે વારુ? આ પ્રકારના તર્કવિતર્કો

જો તું તારા મનમાં કરતો બેઠો હોય, તો તેમનું પણ હું ઉત્તમ રીતે નિવારણ કરું છું તે સાંભળ. સર્વત્ર હું જ ભરેલો છું એ વાત સર્વાંશે નિર્વિવાદ જ છે; પરંતુ તે તે પ્રાણીઓની બુદ્ધિની કલ્પના પ્રમાણે જ હું તેમને ભાસુ છું. જે પ્રમાણે ભિન્નભિન્ન વાદ્યોના અનુરોધથી એક જ આકાશમાથી ધ્વનિના જુદા જુદા નાદો સંભળાય છે; કિંવા સૂર્ય એક જ છે, પણ તે ઉદિત થતાં લોકોના વ્યાપારોમાં જુદા જુદા પ્રકારે ઉપયોગી થઈ પડે છે; અથવા પાણી એક જ હોવા છતા બીજના જુદા જુદા ધર્મો પ્રમાણે વૃક્ષમાં ઉત્પન્ન થાય છે (જુદાં જુદાં વૃક્ષ ઉદ્ભવે છે), તે પ્રમાણે હું એક જ હોવા છતાં મારું જ સ્વરૂપ ભિન્નભિન્ન પ્રાણીપદાર્થોમાં પરિણામ પામેલું છે. અરે! અજ્ઞાની અને ચતુરની દૃષ્ટિએ પડેલો એ સેરનો નીલમણિનો હાર, અજ્ઞાનીને સર્પરૂપે ભાસવાથી તેને ભીતિ ઉત્પન્ન થઈ અને ચતુરને તે હાર છે એમ જણાયાથી પરમ સંતોષ થયો, અસ્તુ. સ્વાતિ નક્ષત્રનું પાણી એકસરખું જ હોય છે, પરંતુ તે છીપમાં પડે છે, ત્યા તેનાં મોતી થાય છે અને સર્પના મુખમાં પડે છે, ત્યાં તેનું વિષ બને છે. તે પ્રમાણે જે જ્ઞાની છે, તેને મારાથી સુખની ઉત્પત્તિ થાય છે અને અજ્ઞાનીને દુઃખ થાય છે. (૪૨૦)

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

હું સર્વના હૃદયમા પ્રવેશ કરીને રહું છુ. મારાથી જ સર્વને સ્મૃતિ અને જ્ઞાન અને એ ઉભયનો અભાવ (વિસ્મરણ તથા અજ્ઞાન) ઉત્પન્ન થાય છે, સર્વ વેદો દ્વારા હુ જ જાણવા યોગ્ય છુ અને વેદાંતનો સિદ્ધાત કરનારા (કર્તા) અને તેનો જ્ઞાતા પણ હુ જ છુ. ૧૫

બાકી સર્વ પ્રાણીનાં હૃદયમાં 'હું અમુક છું' એવી જે બુદ્ધિ (જ્ઞાન) રાત્રિદિવસ વસતિ કરી રહી હોય છે તે પણ હું જ છું; પરંતુ સાધુના સમાગમથી, બ્રહ્મ અને આત્માના ઐક્યના જ્ઞાનના અભ્યાસથી તેમ જ વૈરાગ્ય સહિત ગુરુચરણની સેવાથી; અર્થાત્ આ જ સદાચરણ વડે જેમનું સર્વ અજ્ઞાન લુપ્ત થઈ અહંકાર આત્મસ્વરૂપમાં લય પામે છે, પછી આત્મસ્વરૂપ પ્રતિ દૃષ્ટિ જતાં મુજ આત્માના યોગથી તે નિરંતર સુખમાં જ રહે છે. આ સુખનું કારણ પણ મારા વિના ઈતર કાંઈ જ નથી. હે ધનંજય! સૂર્યના પ્રકાશથી જ સૂર્યનું દર્શન થાય છે, તેમ મારું જ્ઞાન થવા માટે હું જ કારણભૂત છું; અથવા આત્માથી ભિન્ન જે શરીર તે શરીરની સેવા કરવામાં અને સંસારની બડાઈ સાંભળવામાં જેમનો દેહવિષયક અહંકાર દૃઢ થયેલો છે, તેઓ સ્વર્ગ અને સંસાર એ

સુખોની પ્રાપ્તિ માટે કર્મમાર્ગનું આચરણ કરે છે, તેથી તેમને દુઃખોનો ઢગ પ્રાપ્ત થાય છે; પરંતુ હે અર્જુન! અજ્ઞાની લોકોને એ અવસ્થા (સ્થિતિ) પણ મારી સત્તાથી જ પ્રાપ્ત થાય છે. જેમકે સ્વપ્ન અને નિદ્રાનું કારણ પણ મનુષ્યની જાગ્રદવસ્થા જ હોય છે; પરતુ દિવસે વાદળા વડે આકાશ ઘેરાતાં પ્રકાશ ઓછો થાય છે, એ પણ જેમ પ્રકાશ વડે જ જાણવામાં આવી શકે છે; તેમ પ્રાણીઓ મને ન ઓળખી વિષયોનું સેવન કરે છે, તે પણ મારી સત્તાથી જ થાય છે. હે ધનંજય! જે પ્રમાણે નિદ્રા કે જાગૃતિનું મૂળ કારણ જ્ઞાન જ છે, તે પ્રમાણે એ જ્ઞાની અને અજ્ઞાની જીવોનું મૂળ કારણ હું જ છું. હે ધનુર્ધર! જે પ્રમાણે સર્પ કે રજ્જુના ભાસનું મૂળ કારણ રજ્જુ જ છે, તે પ્રમાણે જ્ઞાન તથા અજ્ઞાનની વૃદ્ધિનું કારણ હું સિદ્ધ જ છું. અર્થાત્ હે ધનંજય! મારું ખરું સ્વરૂપ ન જાણી શકાયાથી વેદો મને જાણવા માટેની ખટપટ કરવા લાગ્યા, એટલે તેની શાખાઓ થઈ. તથાપિ તે વેદની ત્રણે શાખાઓએ (ઋક, યજુ, અને સામવેદે) મારું જ વર્ણન કરેલું છે. જેવી રીતે પૂર્વ–પશ્ચિમવાહિની નદીઓનું આશ્રયસ્થાન તો કેવળ સમુદ્ર જ છે અને જેવી રીતે મહાસિદ્ધાંતની આગળ (બ્રહ્મની આગળ) શ્રુતિઓની મતિ કુંઠિત થઈ જાય છે અથવા પવનની લહેરો ગંધ સહિત આકાશમાં લય પામે છે; તેમ જે સ્થળે સર્વ શ્રુતિઓ લજ્જા પામીને સ્તબ્ધ થઈ રહે છે, તે મારા બ્રહ્મસ્વરૂપને હું પોતે જ યથાર્થ પ્રગટ કરું છું. ત્યાર કેડે શ્રુતિઃ સહ સંપૂર્ણ જગત જે સ્થળે લય પામે છે, તે શુદ્ધ આત્મજ્ઞાનનો જાણનાર પણ હું જ છું. જેવી રીતે સૂતેલો મનુષ્ય જાગ્રત થયા પછી સ્વપ્નમાં ભાસેલા પદાર્થો પોતે જ થયો હતો એમ તે સમજે છે, તે જ પ્રમાણે, જાગ્રદવસ્થામાં પણ 'હું એકલો જ છું' એ પણ તે જ સમજે છે. તે જ પ્રમાણે જગતના ઉપાધિથી રહિત જે મારું આત્મસ્વરુપ તેનો બોધ થવા માટેનું કારણ હું જ છું અને તે આત્મસ્વરૂપને જાણનાર પણ હું જ છું. હે વીર અર્જુન! જેમ કપૂર બળી જતાં તેનું કાજળ પાછળ બાકી રહેતું નથી, અને અગ્નિ પણ રહેતો નથી; તે જ પ્રમાણે અજ્ઞાનનો સમૂળ નાશ કરનાર જ્ઞાન પણ જે વેળાએ લય પામે છે, તે વેળાએ તે નથી એમ પણ કહી શકાતું નથી અને છે એમ પણ કહેવાતું નથી; અર્થાત્ જ્ઞાનાજ્ઞાનનો લય થતાં જે શુદ્ધ સ્વરૂપ અવશિષ્ટ રહે છે, તેમાં શબ્દ પ્રવેશી જ શકતો નથી માટે તે છે કે નથી એ શબ્દ દ્વારા કહી શકાતું નથી. વિશ્વના કારણરૂપ અજ્ઞાનનો વિશ્વ સહિત નાશ કરનાર આત્મવસ્તુને

વિશ્વાંતર્ગત સાધનથી કોણ કયાં શોધી શકશે? અર્થાત્ આવી જે કાંઈ વિશેષ વસ્તુસ્થિતિ તે મારું શુદ્ધ સ્વરૂપ જ છે. (૪૪૧)

મોક્ષદાતા ભગવાન આ પ્રમાણે સ્થૂળ-સૂક્ષ્મ પદાર્થોમાં પોતાની વ્યાપ્તિનુ નિરૂપણ કરતા કરતા છેક પોતાના નિરુપાધિક સ્વરૂપ સુધી લઈ જઈને વિરમ્યા. જેમ ચંદ્રોદયનું ક્ષીરસમુદ્રમાં પૂર્ણ પ્રતિબિંબ દેખાય છે, તેમ શ્રીકૃષ્ણે કરેલો આ સર્વ બોધ અર્જુનના હૃદયમાં ચિત્રિત થયો. જેમ ભીંત પર આલેખેલું ચિત્ર સામે આવેલી ચળકતી ભીંતમાં દેખાય છે, તેમ વૈકુંઠનાયક શ્રીકૃષ્ણ પરમાત્માના મનમાનો બોધ અર્જુનના શુદ્ધ અંતઃકરણમાં પ્રતિબિંબિત થયો. ધન્ય! ધન્ય પરમાત્મસ્વભાવને! જેમ જેમ તેની પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ આનંદની વૃદ્ધિ થતી જાય છે. આવા અનુભવનો રાજા જે અર્જુન તે શ્રીદેવ પ્રત્યે કહેવા લાગ્યો: હે દેવ! આપની વ્યાપકતાનું વર્ણન કરતી વખતે આપે પ્રસંગાનુસાર જે નિરુપાધિક સ્વરૂપનું વર્ણન કર્યું, તે નિરુપાધિક સ્વરૂપ એક વખત મને સ્પષ્ટ રીતે સમજાવો; ત્યારે શ્રીદ્વારકાનાથે કહ્યું કે: 'ભલે ભલે-ધન્ય! તેં સુંદર વાત પૂછી. હે અર્જુન! મને પણ નિરંતર વિલાસ-વિનોદથી એ જ બોલવું ગમે છે; પરંતુ શું કરું? એવા પ્રશ્નો પૂછનાર જ કોઈ મળતું નથી. મોટી આસ્થાથી 'પુનઃ નિરુપાધિક સ્વરૂપ સમજાવો' એમ તે મને કહ્યું, તે પરથી મને એમ લાગે છે કે, એવી રીતે પૂછનાર મને કોઈ મળે એવી જે મને તીવ્ર ઇચ્છા હતી, તેના ફળરૂપે જ આજે તું મને પ્રાપ્ત થયો છે. અદ્વૈત પ્રાપ્તિ પછી થનારા સુખાનુભવનું આજે તું નિર્મળ સ્થાન થયો છે; કારણકે મારુ નિરુપાધિક સ્વરૂપ પુનઃ કહી સંભળાવવાનુ કહીને તેં મને સુખ આપ્યું છે. જે પ્રમાણે આરસીમાં જોવાથી આપણું સ્વરૂપ આપણા નેત્રો વડે દેખાય છે, તેમ તારી સાથે સંવાદ કરવાથી મને આત્મસુખ થયેલું છે, તેથી તું સંવાદ કરનારાઓનો શિરોમણિ છે. હે મિત્ર અર્જુન! તું સમજતો નથી એટલે મને પૂછે છે અને હું તારું સમાધાન કરું છું, એવી તારી યોગ્યતા નથી, હોં કે!' એમ કહીને દેવે અત્યત આનંદપૂર્વક અર્જુનને આલિંગન આપીને અને તેના પ્રતિ કૃપાદૃષ્ટિથી જોઈને કહ્યુ: 'બે હોઠોમાંથી બોલવું તો એક જ નીકળે છે. બે પગોથી એક જ ચાલવાની ક્રિયા થાય છે, તેવી જ રીતે તારુ પૂછવું અને મારું કહેવું એ બન્ને એક જ છે. એ પ્રમાણે, તારું અને મારુ સ્વરૂપ એક જ છે. એમ તારે સમજવું અને હું કહેનારો તથા તું સાંભળનારો એ આપણે બન્ને એક જ છીએ.' (૪૫૫)

આ પ્રમાણે બોલતાં બોલતાં મોહથી મુગ્ધ બની તેઓ અર્જુનને આલિંગન આપીને સ્તબ્ધ ઊભા રહ્યા. ત્યારપછી થોડીવારે તે કહેવા લાગ્યા : 'આટલો બધો પ્રેમ સારો નહિ. શેરડીના રસનો ગોળ બનાવતી વખતે તેમાં જે પ્રમાણે હલકો ક્ષાર નાખવો પડે છે, તે પ્રમાણે જો આપણા સંવાદરૂપી સુખમાં દ્વૈત ઉત્પન્ન કરવામાં ન આવે, તો આજે ઉદ્ભૂત થયેલા પ્રેમનો લય થઈ જાય! અર્જુન! તું નર અને હું નારાયણ હોવાથી પ્રથમથી જ આપણા બન્નેમાં ભેદ નથી જ; પરંતુ મારા અંતરમા ઉદ્ભવેલ આ પ્રેમના ઊભરાને મારામાં જ શમાઈ જવા દે.' તે પછી બુદ્ધિને સ્થિર કરીને પુનઃ શ્રીકૃષ્ણ ભગવાન કહેવા લાગ્યા કે : 'હે વીરશ્રેષ્ઠ! તેં મને શું પ્રશ્ન કર્યો?' આ તરફ અર્જુન જે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં નિમગ્ન થયો હતો. તે પણ દેહભાનમાં આવીને પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળવા તત્પર થયો. તે ગદ્ગદ કંઠે બોલ્યો : 'હે દેવ! આપનું નિરુપાધિક રૂપ કયું છે, તે કહો.' અર્જુનનું આ કથન સાંભળીને તે જ કહેવા માટે શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ બે પ્રકારની ઉપાધિઓનું વર્ણન કરે છે. પોતાના નિર્ગુણ રૂપ વિષેનો અર્જુને પ્રશ્ન કરવા છતાં પ્રથમ ઉપાધિનું વર્ણન ભગવાન શા માટે કરે છે, એવી જો કોઈને શંકા આવે, તો તેનું નિવારણ એ છે કે, જો કોઈ માખણ માગવા આવે તો પ્રથમ છાશ બનાવીને પછી જ તેમાંથી માખણ કાઢીને આપવું પડે છે; અથવા શુદ્ધ સુવર્ણ જોઈતું હોય તો પ્રથમ તેને તાવીને તેમાંથી અશુદ્ધ ધાતુ કાઢી નાખવી પડે છે. જેમ શેવાળ કાઢી એટલે પાણી તો શુદ્ધ જ હોય છે; અથવા અભ્રલુપ્ત થતાં આકાશ સ્વચ્છ જ હોય છે; ડાંગર પરનાં ફોતરાં કાઢી નાખ્યા પછી શુદ્ધ ચોખા પ્રાપ્ત થવામાં જરા ય હરકત પડતી નથી, તેમ જ સ્વરૂપ પરની ઉપાધિ કાઢી નાખ્યા પછી જે અવશિષ્ટ રહે છે તે શુદ્ધ સ્વરૂપ છે, એ વિશે કોઈને પૂછવાની કશી પણ અગત્ય નથી જ. જે પ્રમાણે કુલીન સ્ત્રીને તેના પતિનું નામ પૂછતાં જે નામનો ઉચ્ચાર કરેલો સાભળીને તે મૌન ધારણ કરે છે, તે જ તેના પતિનું નામ હોય છે, તે જ પ્રમાણે જ્યાં શબ્દની ગતિ કુંઠિત થાય છે, તે જ અવર્ણનીય, નિરુપાધિક શુદ્ધ સ્વરુપ છે; જેનું સ્વરૂપ શબ્દો દ્વારા વર્ણવી શકાતું નથી; તે સ્વરૂપનું વર્ણન આજુબાજુના સંયોગોથી જ કરવું પડે છે; એટલા માટે જ લક્ષ્મીપતિ ભગવાન પ્રથમ ઉપાધિનુ વર્ણન કરવા લાગ્યા. શુદ્ધ પ્રતિપદાના ચન્દ્રની કોર દેખાડવી હોય ત્યારે જેમ એકાદ વૃક્ષની શાખાનો આધાર લઈ તે બતાવવી પડે છે, તેમ નિરુપાધિક સ્વરૂપનું લક્ષણ કહેતી વખતે

ઉપાધિનું સ્વરૂપ વર્ણવવું પડે છે. (૪૭૦)

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

આ લોકમાં ક્ષર (નાશવંત) અને અક્ષર અવિનાશી એ બે જ÷ પુરુષ (પદાર્થ) છે. સર્વ ભૂતોને ક્ષર કહેવામા આવે છે અને કૂટસ્થ (માયાની ઉપાધિથી યુક્ત જીવ)ને અક્ષર કહેવામાં આવે છે. ૧૬

પછી શ્રીકૃષ્ણ કહે છે: હે સવ્યસાચી! આ સંસારરૂપી નગરમાં વસ્તુતઃ માત્ર બે જ પુરુષોનો નિવાસ છે. જે પ્રમાણે સર્વ આકાશમાં દિવસ (પ્રકાશ) અને રાત્રિ (તિમિર) એ બે જ રમી રહ્યાં છે, તે પ્રમાણે સંસારરૂપી રાજધાનીમાં એ બે જ પદાર્થો વસે છે. એ ઉપરાંત પણ એક ત્રીજો પુરુષ છે; પરંતુ તે તો આ ઉભયનાં નામ માત્રને પણ સહન કરી શકતો નથી; તેથી તે જ્યારે પણ અહીં આવે છે, ત્યારે નગર સહિત બન્નેનો નાશ કરે છે. પરંતુ તે ત્રીજા પુરુષની વાત અત્યારે રહેવા દો. પ્રથમ આ સંસારરૂપી નગરમાં વસતિ કરવા માટે જે આવેલ છે, એ બેની જ વાત સાંભળ. તેમાંનો એક આંધળો, ઉન્મત્ત અને પાંગળો છે તથા બીજો સર્વ અવયવોથી પરિપૂર્ણ છે; પરંતુ આ તેમના નિજધર્મો નથી, એટલે કે તેમની આ અવસ્થા તેઓ જે નગરમાં આવીને વસેલા છે, તેની સંગતિથી તેમને પ્રાપ્ત થઈ છે. તેમાંના એકનું નામ 'ક્ષર' છે અને બીજાનું નામ 'અક્ષર' છે. આ બન્નેએ જ આ સંસારરૂપી નગરને આવરી લીધું છે. હવે જે 'ક્ષર'ના નામથી ઓળખાય છે, તે કોણ અને જેને 'અક્ષર' કહેવામા આવે છે તે કોણ છે, તે સર્વ તને સ્ફુટ કરીને કહું છું. આ સ્થળે શુદ્ધ પરમાત્માને જ ક્ષરાક્ષરની સંજ્ઞા અપાઈ છે. મહત્તત્ત્વથી લઈને તૃણ પર્યંત જે પ્રપંચ, તેને 'ક્ષર' અર્થાત્ 'પ્રતિ ક્ષણે નાશ પામનાર' કહેવામાં આવે છે, તેની ઉપાધિ પરમાત્માને આપી તેમને ક્ષર પુરુષ કહ્યા છે. (૪૭૭)

હે અર્જુન! મહત્તત્ત્વથી લઈને ઘાસના તૃણ પર્યંત સર્વ જે કાંઈ લઘુ, મહત્, ગતિમાન અથવા સ્થિર કે મન અને બુદ્ધિ દ્વારા સમજી શકાય એવું જે કાંઈ પંચ મહાભૂતોનું બનેલું નામરૂપમાં આવનારું તથા સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોની ટંકશાળમાં

÷ ગીતા અધ્યાય ૭, શ્લોક ૪–૫મા જે અપરા અને પરા પ્રકૃતિના નામથી તથા અધ્યાય ૧૩ના શ્લોક ૧માં જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના નામથી નિર્દિષ્ટ કરાયા છે, તે જ બન્નેનું અહીં ક્ષર અને અક્ષરના નામથી વર્ણન કર્યું છે.

અંકિત થયેલું જે સુવર્ણ વડે પંચ મહાભૂતોરૂપી નાણું તૈયાર થાય છે તથા જે (શરીરરૂપી) કોડી વડે કાળ જુગાર ખેલી શકે છે; જે વસ્તુ વિપરીત જ્ઞાનથી જાણી શકાય છે તથા જે પ્રતિ ક્ષણે ઉત્પન્ન થઈને લય પામે છે; અરે, ભ્રાંતિરૂપી અરણ્ય( માયા )માં પ્રવેશ કરી જે સૃષ્ટિરૂપી અવયવોને ઉત્પન્ન કરે છે, વધારે શું કહું? જેને 'જગત' કહેવામાં આવે છે; સાતમા અધ્યાયમાં અષ્ટ પ્રકારની પ્રકૃતિના નામથી જેનું વર્ણન કરવામાં આવ્યું છે અને (તેરમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે) છત્રીસ પ્રકારથી ક્ષેત્રસ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે; અરે! આ જ અધ્યાયમાં વૃક્ષાકારરૂપ આકૃતિથી તને જે કહેવામાં આવ્યું, તે ચૈતન્ય પોતાને નગરવાસી પુરુષ માનીને સર્વરૂપે પોતે જ આ જગતમાં વિસ્તરેલું છે. કૂવામાં પડેલું પોતાનું પ્રતિબિંબ જોઈ તેમાં કોઈ બીજો સિંહ છે, એમ માની ક્રોધથી તેનો નાશ કરવા માટે જે પ્રમાણે સિંહ તેમાં ભૂસકો મારે છે, અથવા જળમા આકાશ વ્યાપ્ત હોવા છતાં પણ તેમાં આકાશનું પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે ચૈતન્ય પોતે અદ્વૈત હોવા છતાં પણ માયાની ઉપાધિના યોગથી દ્વૈતરૂપ બને છે. હે અર્જુન! આ પ્રમાણે આકારયુક્ત નગરીની કલ્પના કરી સૃષ્ટિરૂપ નગરમાં આત્મા પોતાના સ્વરૂપની વિસ્મૃતિથી નિદ્રા ભોગવે છે. પછી સ્વપ્નમાં જેમ કોઈ મનુષ્ય શય્યા જોઈ તેમાં નિદ્રા લે છે; તે પ્રમાણે આત્મા આ જગતમાં સ્વસ્થ રીતે ઊંઘે છે. નિદ્રાના સામ્રાજ્યમાં 'હું સુખી છું, હું દુઃખી છું' એમ બબડતો ઘોર્યા કરે છે અને અહંકાર તથા મમતાના પાશમાં સપડાઈ પોકાર કરવા માંડે છે. આ મારો પિતા, આ મારી માતા, હું કાળો, હું ગોરો, હું પૂર્ણ છું. પુત્ર, સંપત્તિ તથા સ્ત્રી એ સર્વ મારાં જ છે. એવી એવી કલ્પના તે કરે છે. આ પ્રમાણે સ્વપ્નોના આધારે સંસાર તથા સ્વર્ગના અરણ્યમાં ભટકનાર જે ચૈતન્ય છે તેને હે અર્જુન! 'ક્ષર' પુરુષ કહેવામાં આવે છે. જેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે તથા જેને સર્વ જગત જીવ કહે છે તથા જે આત્મસ્વરૂપની વિસ્મૃતિથી સર્વ ભૂતોમાં સંચાર કરે છે, તે જીવાત્માને 'ક્ષર' પુરુષ કહેવામા આવે છે, કારણકે તે સર્વ વસ્તુમાં વ્યાપક હોવાથી તેને પુરુષ નામ મળ્યુ છે. વળી તે દેહરૂપી પુરમાં વસે છે તેથી પણ તેને 'પુરુષ' કહે છે. ઉપાધિના તાદાત્મ્યથી જ તેના પર ક્ષરપણાનું ખોટું આળ ચડાવવામાં આવ્યુ. જેમ હાલતા પાણીમાં ચંદ્રબિંબ પણ હાલતું દેખાય છે, તે જ પ્રમાણે વિકારની ઉપાધિથી જ આત્મા ઉપાધિયુક્ત ભાસે છે. પછી તે જ પાણી સુકાઈ જતાં તેમાંનું ચંદ્રનું પ્રતિ-

ભિન્ન રહેતું નથી; તે જ પ્રમાણે ઉપાધિનો નાશ થતાં ચૈતન્ય પણ અદૃશ્ય થાય છે. આમ ઉપાધિના યોગે ચૈતન્યને ક્ષણિકતા પ્રાપ્ત થાય છે અને આવી ન્યૂનતાનો આવિર્ભાવ થવાથી જ તેને 'ક્ષર' કહેવામાં આવે છે. આ પ્રકારે સર્વ જીવચૈતન્યને 'ક્ષર' નામથી જ ઓળખવામાં આવે છે, હવે 'અક્ષર'ના લક્ષણો કયાં કયાં છે, તે ઉત્તમ પ્રકારે કહું છું. ( ૫૦૧ )

હવે પછી અહીંથી અક્ષર પુરુષનું વર્ણન કરતાં જ્ઞાનપ્રાપ્તિ વિના નાશ ન પામનારી જે માયા કિંવા અજ્ઞાન, તે માયાને અક્ષર કહેવામાં આવે છે. માયાની ઉપાધિથી યુક્ત જે પરમાત્મા તેને 'અક્ષર પુરુષ' કહેવામાં આવ્યો છે એમ જણાવી પ્રથમ તે ઉપાધિનું વર્ણન કરવામાં આવે છે.

હે અર્જુન! બીજો જે 'અક્ષર પુરુષ' તે મધ્યસ્થ છે; માટે જે પ્રમાણે સર્વ પર્વતોમાં મેરુ પર્વત મધ્યસ્થ છે, તે પ્રમાણે પરમાત્મા તથા માયાકાર્યમાં અક્ષર પુરુષની ઉપાધિ જે અજ્ઞાન તે મધ્યસ્થ છે તેથી તદ્વિશિષ્ટ અક્ષર પુરુષને મધ્યસ્થ કહેવામાં આવ્યો છે, કારણ કે જેમ તે મેરુપર્વત પૃથ્વી, પાતાળ તથા સ્વર્ગ એ ત્રણે લોકમાં સમાન જ છે, તે પ્રમાણે તે ( અક્ષર પુરુષ ) પણ જ્ઞાન તથા અજ્ઞાનમાં સમાન છે. યથાર્થ જ્ઞાનથી ઐક્ય થવું કે વિપરીત જ્ઞાનથી દ્વૈતની પ્રાપ્તિ થવી આ ઉભય સ્થિતિ પૈકી જે કેવળ અજ્ઞાન સ્થિતિ ( ઉદાસીનતા) તે જ જેનું સ્વરૂપ છે. માટીને ભીજવી તેનો લોંદો કરવામાં આવે, તો તેનો ઘડો બનાવવા પૂર્વે જ માટીપણાનો તો લોપ થયેલો હોય છે જ અને તેનો આકાર ઘડા જેવો પણ હોતો નથી. આ ભીજવેલી માટીના લોંદા જેવી આ અક્ષર પુરુષની માધ્યમિક સ્થિતિ હોય છે. સરોવર સુકાઈ ગયા પછી તેમાં તરંગો કે પાણી હોતું નથી. એવી જે આકારરહિત સ્થિતિ હોય છે; હે પાર્થ! જાગ્રદવસ્થા જઈને હજી સ્વપ્નાવસ્થા આવી નથી. એવું નિદ્રાવસ્થા જેવું જેનું સ્વરૂપ છે અને જગદાભાસનો લોપ થવો તથા આત્મજ્ઞાનનો બોધ ન થવો એ બે દશાની વચ્ચેની જે કેવળ અજ્ઞાન દશા છે, તેને જ 'અક્ષર' કહેવામાં આવે છે. ( ૫૦૮ )

અમાવાસ્યાની રાત્રિએ સર્વ કળાઓનો લોપ થઈ ચંદ્રનું જેવું સ્વરૂપ હોય છે. તેવું શુદ્ધ જ્ઞાન અને વિપરીત જ્ઞાન એ ઉભયથી ભિન્ન જે કેવળ અજ્ઞાન તે જ અક્ષરનું સ્વરૂપ છે. સર્વ ઉપાધિનો નાશ

થતાં જે અજ્ઞાનમાં જીવાત્મા વિશ્રાંતિ લે છે, તથા વૃક્ષને ફળ આવતાં તેમાં પણ વૃક્ષ જે પ્રમાણે અદૃશ્યરૂપે (બીજરૂપે) રહેલું હોય છે, તે પ્રમાણે ઉપાધિ સહિત ઉપાધિનો સ્વીકાર કરનાર ચૈતન્ય જે સ્થાનમાં વિશ્રાંતિ લે છે તે સ્થાનને અવ્યક્ત કહેવામાં આવે છે. જે નિદ્રાવસ્થામાં પૂર્ણ અજ્ઞાન હોય છે, તેને 'બીજભાવ' કહેવામાં આવે છે અને સ્વપ્ન તથા જાગૃતિને 'ફળભાવ' કહેવામાં આવે છે. આ પ્રમાણે વેદાંતશાસ્ત્રમાં જે સ્થિતિને 'બીજભાવ' કહેવામાં આવે છે, તે જ સ્થિતિનું અક્ષર પુરુષ એવું નામ છે, જ્યાંથી વિપરીત જ્ઞાન ઉત્પન્ન થઈ જાગૃતિ અને સ્વપ્નરૂપે પ્રસાર પામે છે અને અનેક બુદ્ધિતરંગરૂપી જ્ઞાન જ્યાંથી નીકળે છે; હે અર્જુન! જ્યાંથી જીવધર્મ ઉત્પન્ન થાય, તેમ જ જ્યાંથી અનંત વિશ્વ ઉત્પન્ન થાય છે અને પ્રલયકાળે જીવત્વ તથા વિશ્વની જ્યાં સામ્યાવસ્થા થાય છે, તે ઉપાધિમાં અર્થાત્ અજ્ઞાનમાં રહેલા ચૈતન્યને જ અક્ષર પુરુષ કહેવામાં આવે છે.

બીજો ક્ષર પુરુષ એટલે કે જીવ, દેહ ધારણ કરીને જાગૃતિ અને સ્વપ્નાવસ્થામાં ખેલે છે—એ બન્ને અવસ્થા જેમાંથી ઉત્પન્ન થાય છે, અથવા જે અવસ્થાને પૂર્ણ અજ્ઞાનથી ભરેલી એવી નિદ્રાવસ્થા કહેવામાં આવે છે અને જેનામાં બ્રહ્મપ્રાપ્તિની ન્યૂનતા હોય છે; હે વીર અર્જુન! ખરેખર, જો આ નિદ્રાવસ્થામાંથી સ્વપ્ન અથવા જાગૃતિ—એ અવસ્થાઓ પ્રાપ્ત ન થતી હોત, તો આ સુષુપ્તિને જ બ્રહ્મસ્થિતિ કહેવામાં આવત; પરંતુ આ નિદ્રારૂપી આકાશમાં પ્રકૃતિપુરુષરૂપી અભ્રો ચઢી આવી, સ્વપ્નનાં જ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ઉદ્‌ભવ થયેલો જણાય છે; એટલે સ્વપ્નરૂપ જીવ અને શરીરની વૃદ્ધિ થાય છે; અસ્તુ. નીચેની બાજુએ વિસ્તાર પામનારા સંસારરૂપી વૃક્ષનું જે મૂળ છે; તે જ આ અક્ષર પુરુષનું રૂપ છે; એને પુરુષ શા માટે કહેવો? એ પૂર્ણપણે નિદ્રા લે છે તથા માયારૂપી પુરમાં શયન કરે છે એટલા માટે જ જે ગાઢ નિદ્રામાં વિકાર અથવા વિપરીત જ્ઞાનનો ભાસ હોતો નથી, તે જ એનું રૂપ છે; એ કારણથી એનો સહજ નાશ થતો નથી અને તે પણ વળી જ્ઞાન વિના બીજા કશાથી તો નહિ જ! અને એટલા માટે એ અક્ષર છે, એવો સિદ્ધાંત વેદાંત દર્શનમાં કરવામાં આવ્યો છે, એવી રીતે જીવ, કાર્ય અને કારણ એ વ્યવહાર થવા માટે પરમાત્માની સાથે માયાના સંબંધની જ જરૂર છે; અર્થાત્ તે માયાના સંબંધવાળા ચૈતન્યને જ 'અક્ષર પુરુષ' કહેવામાં આવે છે. (૪૨૫)

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

ઉત્તમ પુરુષ તો આ ઉભયથી ભિન્ન જ છે અને તેને પરમાત્મા કહેવામાં આવે છે. તે અવિનાશી ઈશ્વરસ્વરૂપ બની આ જગત્ત્રયમાં પ્રવેશીને તેનું ધારણ અને પોષણ કરે છે. ૧૭

હવે વિપરીત જ્ઞાનથી આ વિશ્વમાં ઉત્પન્ન થનારી જે જાગૃતિ અને સ્વપ્નાવસ્થા તે જે ગાઢ અજ્ઞાનમાં લય પામે છે, તે અજ્ઞાન જ્ઞાનમાં ડૂબી જઈને જ્ઞાનથી પણ આગળ નીકળી જતાં, જે પ્રમાણે અગ્નિ કાષ્ઠને બાળીને પાછળથી પોતે પણ અદૃશ્ય છે, તે પ્રમાણે જ્ઞાને અજ્ઞાનનો નાશ કરી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપ્યા પછી તે (જ્ઞાન) પોતે પણ નાશ પામે છે. પછી જે જ્ઞાતૃત્વ વિનાનું જ્ઞાન અવશિષ્ટ રહે છે, તે જ હે અર્જુન! ઉત્તમ પુરુષ છે, એને જ અંતિમતૃતીય પુરુષ તરીકે કહેલો છે અને તે પ્રથમના બે પુરુષોથી ભિન્ન છે. હે અર્જુન! નિદ્રા અને સ્વપ્ન કરતાં જે પ્રમાણે જાગ્રદવસ્થા ભિન્ન જ પ્રકારની જુદાં જ બોધની હોય છે, અથવા સૂર્યકિરણ અને મૃગજળથી જે પ્રમાણે સૂર્યમંડળ સર્વાંશે ભિન્ન હોય છે, તે જ પ્રમાણે આ ઉત્તમ પુરુષ તે ઉભયથી સર્વથા ભિન્ન જ છે; કેવળ એટલું જ નહિ, પરંતુ કાષ્ઠમાં રહેલો અગ્નિ જે પ્રમાણે કાષ્ઠથી ભિન્ન હોય છે, તે પ્રમાણે તે ક્ષર અને અક્ષરથી ભિન્ન છે: કલ્પાંતકાળે જે પ્રમાણે સમુદ્રની મર્યાદાનો લોપ થતાં સર્વત્ર જળમય થઈ જાય છે, એટલે નદ ને નદીઓ સર્વ એકત્ર થાય છે, તે પ્રમાણે સ્વપ્ન, ગાઢ નિદ્રા કે જાગૃતિનો ભાસ જ્યાં અવશિષ્ટ રહેતો નથી. પ્રલયકાળનું તેજ રાત્રિ અને દિવસને ગળી જાય છે, તે પ્રમાણે ત્યાં ત્રણે અવસ્થાઓનો ભાસ અવશિષ્ટ રહેતો જ નથી; પછી અદ્વૈત કિંવા દ્વૈતઃ ભાવ રહેતો નથી, હોવું અને ન હોવું પણ જાણવામાં આવતું નથી; એટલે અસ્તિત્વ અને નાસ્તિત્વનો પણ જ્યાં લય થઈ જાય છે અને અનુભવ પણ ગભરાઈને નાશ પામે છે, એવું જે કાંઈ તત્ત્વ છે અને જેને પરમાત્મા કહેવામાં આવે છે, તે જ તે ઉત્તમ પુરુષ છે; પરંતુ હે અર્જુન! એમ બોલવું પણ એનામાં સંભવતું નથી, કિંતુ જીવદશાને ધારણ કરીને જ એવું બોલી શકાય છે; જે પ્રમાણે તટ પર ઊભો રહેલો માણસ જળમાં ડૂબવાની વાત કરે, તે પ્રમાણે આ ઘટના સમજવી. પણ તે ડૂબનાર સાથે જે જે ડૂબી જાય તે શી વાત કરવાનો હતો વારુ? તે પ્રમાણે હે અર્જુન! વેદો જ્યાં સુધી વિચારરૂપી તીર-

પ્રાન્તમાં ઊભેલા હોય છે, ત્યાં સુધી જ આ તરફની કે પેલી તરફની વાતો કહેવાની તેમનામાં શક્તિ હોય છે; અર્થાત્ ક્ષર અને અક્ષર પુરુષો એ બન્નો અહીંના જ છે; એમ જોઈને તે આત્મસ્વરૂપને જ પર પુરુષ કહેવામાં આવે છે. આ પ્રકારે હે અર્જુન! 'પરમાત્મા' શબ્દથી પુરુષોત્તમને ઓળખવાનો છે, એમ તું સમજ. બાકી જ્યાં શબ્દનો અસ્ત થાય છે, જ્ઞાન લોપ પામે છે તથા સર્વ વ્યાપારો બંધ પડે છે, એવી જે વસ્તુ છે, 'અહંબ્રહ્મભાવનો પણ જ્યાં લોપ થાય છે, જ્યાં કથનાર જ કથ્ય વસ્તુ થઈ જાય છે અને જ્યાં દ્રષ્ટા સહિત દૃશ્યનો લોપ થાય છે, તે 'પુરુષોત્તમ' કહેવાય છે. હવે બિંબ તથા તેનું પાણીમાં પડેલું પ્રતિબિંબ—એ બેની મધ્યમાં રહેલી પ્રભા જો કે આપણને દૃષ્ટિગોચર થતી નથી, તોપણ તે નથી જ, એમ કેમ કરીને કહી શકાય વારુ? અથવા ઘ્રાણેંદ્રિય તથા પુષ્પ—એ બેના મધ્યભાગમાં જે પુષ્પની સુગંધ હોય છે, તે ભલેને આપણા જોવામાં ન આવે; તોપણ તે નથી એમ કહી શકાતું નથી; તે જ પ્રમાણે દ્રષ્ટા અને દૃશ્ય લુપ્ત થતાં અમુક વસ્તુ છે, એમ કોણ કહી શકે વારુ? પણ તેનું જ અનુભવથી નિરીક્ષણ કરવું એ જ તે પુરુષોત્તમનું સ્વરૂપ છે. જે પ્રકાશિત થનાર વસ્તુ સિવાય જ પ્રકાશક છે અને જે નિયમ્ય પદાર્થ વિના પણ નિયમન કરે છે, એવો જે ઈશ્વર તે પોતાના સ્વરૂપમાં જ પોતે હોય છે. જે નાદબ્રહ્મને સાંભળવાની શક્તિ આપનાર નાદ છે, જે સ્વાદને આસ્વાદન શક્તિ આપનાર મૂળ સ્વાદ છે અને જે બ્રહ્માનંદને આનંદની શક્તિ આપનાર આનંદ છે; જે પૂર્ણત્વનું પૂર્ણત્વ, સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ પુરુષ અને વિશ્રાંતિના પણ વિશ્રામરૂપ છે; જે સુખનું પણ સુખ છે; જે તેજનું પણ તેજ છે અને જે મહાશૂન્યમાં શૂન્ય પણ અદૃશ્ય થયું છે; જે ઉદય પામ્યા છતાં પણ તેના (ઉદય)થી દૂર હોય છે અને લય પામવા છતાં તેનાથી પર હોય છે; વધારે શું કહેવું? જે સર્વથી દૂર છે; જેમ છીપ પોતે રૂપું ન હોવા છતાં પણ અજ્ઞાનીઓને રૂપાનો ભાસ કરાવે છે, અથવા સુવર્ણ લોપાયલું ન હોવા છતાં અલંકારનાં રૂપમાં જેમ લોપાયલું ભાસે છે, તેજ પ્રમાણે પોતે વિશ્વ ન થતાં તે વિશ્વને ધારણ કરે છે. પાણી અને તરંગોમાં કાંઈ જ ભિન્નતા નથી, તેમ તે પરમાત્મામાં અને જગતમાં ભિન્નતા નથી. હે વીરેશ! જે પ્રમાણે પાણીમાં પડતા પ્રતિબિંબનું સર્વથૈવ ચંદ્ર જ કારણ હોય છે, તે પ્રમાણે જગતના ઉત્પત્તિ તથા લયનું પરમાત્મા જ કારણ છે. જગતની ઉત્પત્તિ થવાથી તેનામાં પરિવર્તન

થતું નથી અને જગતનો લય થતાં તે અન્યત્ર ક્યાંય જતો નથી. જેમ રાત્રિ અને દિવસના આવવાજવાથી સૂર્યમાં કશો ય ભેદ થતો નથી, તે જ પ્રમાણે કોઈમાં પણ હોતો નથી અને કોઈથી પણ નાશ પામતો નથી અને પોતાની તુલના કરવા માટે તે પોતે જ યોગ્ય છે. (૫૫૬)

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

હું ક્ષરથી તો સર્વથા પર છું અને માયામાં સ્થિત અવિનાશી જીવાત્મા-અક્ષરથી પણ ઉત્તમ છું; તેથી લોકોમાં અને વેદોમાં 'પુરુષોત્તમ'ના નામથી પ્રસિદ્ધ છું. ૧૮

હે ધનંજય! જે પોતે જ પોતાને પ્રકાશિત કરે છે (જે સ્વયં-પ્રકાશ છે); વધારે શું કહેવું? જેનામાં દ્વૈતનો સ્પર્શ પણ નથી, તે મારું નિરુપાધિક સ્વરૂપ છે અને હું ક્ષર તથા અક્ષરની પર છું; અને એટલા માટે જ વેદો તથા લોકો મને 'પુરુષોત્તમ' કહે છે.* (૫૫૮)

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

હે અર્જુન! જે જ્ઞાની આ પ્રકારે મને પુરુષોત્તમ સમજે છે, તે સર્વજ્ઞ થઈને સર્વ ભાવોથી મને ભજે છે. ૧૯

પરંતુ એ હવે રહેવા દો; હે અર્જુન! જેના (હૃદય)માં જ્ઞાન-રૂપી સૂર્યનો પ્રકાશ પડેલો હોય છે, તે જ પુરુષ મને પુરુષોત્તમને જાણે છે. જેવી રીતે જાગ્રત થયા પછી સ્વપ્ન ભાસતું નથી, તે જ પ્રમાણે જ્ઞાનનો ઉદય થયા પછી સર્વ જગત મિથ્યા ભાસે છે. હાથમાં માળાને ઉપાડી લીધા પછી જેમ તેમાં થયેલો સર્પનો ભાસ નષ્ટ થાય છે, તે જ પ્રમાણે મારા સ્વરૂપનું જ્ઞાન થવાથી જગતનો મિથ્યા ભાસ નાશ પામે છે. જે સુવર્ણના અલંકારને સુવર્ણની દૃષ્ટિથી જુએ છે, તે તેનું અલંકારત્વ મિથ્યા જ માને છે; તે જ પ્રમાણે, જેને મારું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેની દૃષ્ટિમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીનો સર્વથા

* આ શ્લોકમાં શ્રીકૃષ્ણ પરમાત્માના કથનનો ભાવાર્થ આવો છે: હું ક્ષર કરતાં વિલક્ષણ અને અક્ષર કરતાં પણ ઉત્તમ હોવાથી લોક અને વેદોમાં મારી 'પુરુષોત્તમસંજ્ઞાથી ખ્યાતિ છે. હું આવી રીતે ક્ષર તથા અક્ષર ઉભયથી ભિન્ન હોવાથી સર્વથા શુદ્ધ અને નિર્ગુણ પરબ્રહ્મ છું. કિંબહુના, મારું નામ, મારું રૂપ, મારું ચરિત્ર અને મારું ધામ એ સર્વ શુદ્ધ અને ગુણ રહિત છે.

લોપ થાય છે. પછી તે કહે છે કે, 'હું જ એક સ્વતઃ સિદ્ધ સચ્ચિદાનંદ સર્વત્ર છું.' એવી અદ્વૈતદષ્ટિથી લેશ પણ ભેદ વિના જે મને જાણે છે, તેણે સર્વ કાંઈ જાણ્યુ છે, એમ બોલવું પણ પછી શોભતું નથી; કારણકે તેનામાં સર્વ શબ્દોનો વિષય જે દ્વૈત તે પણ અવશિષ્ટ રહેલુ હોતું નથી; એટલા માટે હે અર્જુન! તે જ મારું ભજન કરવાનો અધિકારી છે. જેમ આકાશને આલિંગન આપવા માટે આકાશ જ યોગ્ય છે, જેમ, ક્ષીરસાગરનું આતિથ્ય કરવાની યોગ્યતા ક્ષીરસાગરમાં જ રહેલી છે, અથવા જેમ અમૃતરૂપ થઈને જ અમૃતમાં મળવું પડે છે ઉત્તમ સુવર્ણમાં ઉત્તમ સુવર્ણ મેળવવાથી જ જેમ તેની સરખી કિંમત અંકાય છે, તેમ જ મદ્રૂપ થયા પછી જ પુરુષ મારી ભક્તિ કરવાને માટે યોગ્ય થાય છે. જો સમુદ્રથી ગંગા ભિન્ન હોત, તો તે સમુદ્રમાં કેમ કરીને મળી જાય? માટે મદ્રૂપ થયા વિના મારી ભક્તિ કરવી શકય નથી; આ રીતે જેમ સમુદ્રના તરંગો સમુદ્રથી કોઈ પણ રીતે ભિન્ન નથી, તે પ્રમાણે જે મને ભજે છે, તેનામાં અને મારામાં કદાપિ પરસ્પર દ્વૈતભાવ હોતો નથી. સૂર્ય અને પ્રભામાં જેમ ઐકય છે, તે જ રીતે મારું ભજન કરવાથી મારા ભક્તમાં અને મારામાં લેશમાત્ર પણ અંતર રહેતું નથી.* (૫૭૦)

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।**
**एतद्‍बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

હે નિષ્પાપ! એ પ્રમાણે આ અત્યંત ગુહ્ય શાસ્ત્ર મે તને કહ્યું, હે અર્જુન! એને જાણવાથી મનુષ્ય બુદ્ધિમાન અને કૃતકૃત્ય થાય છે. ૨૦

આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેવાનો આરંભ કર્યો પછી સર્વ શાસ્ત્રોના અભ્યાસ થકી જ પ્રાપ્ત થનાર ઉપનિષદરૂપી કમળદળમાંથી ગીતારૂપી સુવાસ નીકળીને સર્વ જગતમાં પ્રસરી ગયો છે. આ ભગવદ્‌ગીતા વેદોનુ મંથન કરી શ્રીવ્યાસ મુનિના જ્ઞાનરૂપ હાથથી કઢાયેલા નવનીત (માખણ) સમાન છે; આ ગીતા જ્ઞાનામૃતથી ભરેલી

* પ્રસ્તુત શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાનના કથનનું મનન કરવા યોગ્ય રહસ્ય એવું છે કે, શરણાગતની મૂઢતાનો લોપ થાય છે અને તે એવા શાસ્ત્રાર્થને સમજી જાય છે કે, કેવળ પુરુષોત્તમ જ સર્વ ધર્મના આશ્રય છે એ પ્રમાણે સમજીને તે સમસ્ત જ્ઞાન અને સર્વ ભાવ સહિત મારું ભજન કરે છે. તુ પણ તારા શાસ્ત્રાર્થનો (ક્ષત્રિયના વર્ણના ધર્મનો વિચાર) ત્યાગ કરીને મારો શરણાગત થઈ મારા ભજનમાં નિમગ્ન રહે અને મારી આજ્ઞાનું એક નિષ્ઠાથી પાલન કર.

બીજી ભાગીરથી નદી છે; આનંદરૂપી ચંદ્રની સત્તરમી કળા છે તથા વિચારરૂપી ક્ષીરસાગરનું મંથન કરીને કાઢેલી નવીન લક્ષ્મી જ છે. એટલા માટે આ ભગવદ્‌ગીતાની પોતાનાં પદ, વર્ણ અને અર્થરૂપ જીવપ્રાણ વડે મારા વિના અન્ય કોઈ ગતિ જ નથી; માટે તે મદ્રૂપ જ છે. ક્ષર અને અક્ષર પુરુષોનું પુરુષત્વ તેની સન્મુખ જતાં જ નષ્ટ થયું છે અને તેણે પોતાનું સર્વસ્વ મને-પુરુષોત્તમને અર્પણ કરી દીધું છે; અર્થાત્ હમણાં તેં જે આ ગીતા શ્રવણ કરી, તે મને જ વરેલી હોવાથી જગતમાં તેને પતિવ્રતા નામ પ્રાપ્ત થયુ છે. ખરેખર, આ ગીતા કાંઈ શબ્દો દ્વારા વર્ણવી શકાય એવું શાસ્ત્ર નથી, પરંતુ એ તો સંસારને જીતવા માટેનું એક શસ્ત્ર જ છે. આ ગીતાના અક્ષરો આત્મભાવ ઉત્પન્ન કરનારા મંત્રો જ છે (અર્થાત્ ગીતાના અક્ષરોમા આત્મપ્રાપ્તિ કરાવી આપવાની શક્તિ રહેલી છે). હે અર્જુન! તને જે આ ગીતા કહી સંભળાવી, તે તેં મારો ગુપ્ત ભંડાર જ જાણે આજે બહાર કાઢ્યો છે, એવી રીતે તું ગણજે. જેવી રીતે ગૌતમ મુનિએ તપશ્ચર્યા કરી શંકરની જટામાથી ગંગાને બહાર કાઢી હતી, તે પ્રમાણે ચૈતન્યશંભુ જે હુ, તેની જટામાંથી ગીતારૂપી ગગા કાઢનાર શ્રદ્ધાવાન ગૌતમ તું બન્યો છે. પોતાની સુંદરતાનો અનુભવ લેવા માટે જે પ્રમાણે દર્પણને નેત્રો સમક્ષ રાખવાની આવશ્યકતા પડે છે; તે પ્રમાણે હે ધનંજય!'' આત્મસ્વરૂપને જોવા માટે ગીતારૂપી દર્પણનો સ્વીકાર કરવો જ પડે છે. જે પ્રમાણે આકાશમાનો ચંદ્ર અને નક્ષત્રો, એ સર્વ સમુદ્રમાં પ્રતિબિંબિત થાય છે, તે પ્રમાણે તે મારા સહિત ગીતાને તારા અંતઃકરણમાં પ્રતિબિંબિત કરી છે અને હે અર્જુન! તારામાં રહેલા ત્રિવિધ તાપરૂપી મળનો લોપ થવાથી તું ગીતા સહિત મારા નિવાસનુ સ્થાન થયો છે. વિશેષ શું કહેવું? ગીતા એ કેવળ મારી જ્ઞાનવલ્લરી છે અને તેને જે જાણે છે, તે આ સંસારમોહમાથી મુક્ત થાય છે. હે પાંડુસુત! જે પ્રમાણે અમૃતની નદીનું પાણી પીવાથી રોગ નષ્ટ થઈ અમરતા પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ગીતાને પૂર્ણ રીતે સમજવાથી મોહનો નાશ થાય છે, એમાં આશ્ચર્ય જેવું તે શું હોઈ શકે? પરંતુ એથી પણ વિશેષ આત્મજ્ઞાનની પ્રાપ્તિથી આત્મસ્વરૂપની સાથે ઐક્ય થાય છે અને જે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં કર્મ પોતાની મેળે જ નિષ્કર્મ થઈ જાય છે અને તે જ્ઞાનના આભારી થઈને લય પામે છે. હે વીરવિલાસ અર્જુન! જેવી રીતે ખોવાઈ ગયેલી વસ્તુ પુનઃ પ્રાપ્ત થતાં તેની શોધ બંધ પડી જાય છે, તેવી જ રીતે જ્ઞાનની પ્રાપ્તિ થવાથી

કર્મરૂપી દેવાલયનો કળશ તૈયાર થયા પછી તેની ઉચ્ચતાનો અવધિ થાય છે એટલે કે સર્વ કર્મોની પરિસમાપ્તિ થાય છે અને તે નિઃશેષ બને છે; અર્થાત્ જ્ઞાનીનાં સર્વ કર્મો પોતાની મેળે જ બંધ પડી અટકી જાય છે.* અનાથના સખા શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણના વદનમાંથી નીકળેલું અમૃતરૂપી કથન પાર્થના મનમાં ઠસી બહાર ઊભરાઈ આવ્યુ અને તે જ વ્યાસની કૃપાથી સંજયને પ્રાપ્ત થયુ. તે અમૃત ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે પાવા માંડ્યું, પરંતુ તેને તે પીવા યોગ્ય છે એમ લાગ્યું નહિ હોય, બાકી અનધિકારી ધૃતરાષ્ટ્રને સહજ તેનું શ્રવણ કાને પડ્યું, એટલે તેનું પરિણામ તો ઇષ્ટ જ આવ્યુ. દ્રાક્ષના વેલાને પાણીને બદલે દૂધનું સિંચન કરતાં તે વખતે જે પ્રમાણે તે વ્યર્થ ગયેલું લાગે છે, પરંતુ જ્યારે દ્રાક્ષનાં ઝૂમખાં ને ઝૂમખાં આવે છે, ત્યારે પરિણામ સારું લાગે છે; તે પ્રમાણે શ્રીહરિના મુખમાંના શબ્દો સંજયે અતિ આદરપૂર્વક ધૃતરાષ્ટ્રને કહ્યા; પછી કેટલોક કાળ વ્યતીત થયા પછી તે પણ સુખી થયો; તે જ અક્ષરો મેં ઓબડધોબડ મરાઠી ભાષામાં કહી સંભળાવ્યા છે. અરસિક મનુષ્ય શેવંતીના વૃક્ષને સ્પર્શ કરે તો કાંઈ વિશેષતા તેને જણાતી નથી; કિંતુ તેમાં કેવળ કાંટા જ દેખાય છે; પરંતુ જે રસિક–જ્ઞાતા–જન હોય છે, તે તો ભ્રમર પ્રમાણે સેવતીના પુષ્પની સુગંધિનો ઉપભોગ લે છે. તે જ પ્રમાણે મારા કથનના યોગ્ય સિદ્ધાંતને જ આપે ગ્રહણ કરવા અને અયોગ્ય હોય તેને ત્યજી દેવા; કારણકે કાંઈ પણ ન સમજવું એ જ અલ્પવયસ્ક બાળકનું જ્ઞાન હોય છે. પરંતુ બાળક કદાચિત્ અજ્ઞાન હોય છે, તોપણ જેમ તે બાળકનું અજ્ઞાન જોઈ તેનાં માતાપિતાના મનમાં અતિ હર્ષ થવાથી તેઓ તેને એક કૌતુક જ માને છે, તે જ પ્રમાણે આપ તો મારાં માતા–પિતા છો; આપનાં દર્શનથી જ મારા હૃદયમાં પ્રેમનો ઉદ્‌ભવ થયો છે; તેથી હું આપની આગળ લાડથી બોલું છું, તે જ આ ગ્રંથ છે. હવે જ્ઞાનદેવ કહે છે કે, વિશ્વવ્યાપક જે મારા ગુરુશ્રી નિવૃત્તિનાથ, તે આ મારી વાક્યરૂપી પૂજાનો અંગીકાર કરો. (૫૯૯)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकाया पञ्चदशोऽध्याय ॥ १५ ॥

---

* પ્રસ્તુત શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાનનો એવો આશય છે કે, આ અતિશય ગૂઢતમ શાસ્ત્ર છે અને તું દોષહીન હોવાથી એ શાસ્ત્રનો અધિકારી છે; એટલા માટે આ અધ્યાયમાં નિરૂપિત શાસ્ત્રના ભાવાર્થને જાણીને તુ કૃતાર્થ થા અર્થાત્ આના તાત્પર્યને જાણવાથી સાધારણ જીવ પણ કૃતકૃત્ય થાય છે, તો પછી તારા જેવો અસાધારણ જીવ તો અવશ્ય કૃતાર્થ થવો જ જોઈએ.

# અધ્યાય ૧૬ મો—દૈવાસુરસંપદ્વિભાગયોગ

(શ્રીસદ્ગુરુને સૂર્યની ઉપમા આપી શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે,) જગતનો આભાસ અદૃશ્ય કરનાર અને અદ્વૈતરૂપી કમળને પ્રફુલ્લિત કરનાર ચમત્કારિક સૂર્યરૂપ શ્રીગુરુદેવનો ઉદય થયો છે તેમને મારા નમસ્કાર હો. જે સૂર્ય અવિદ્યારૂપી નિશાનો તથા જ્ઞાનાજ્ઞાન-રૂપી ચાંદરણાંનો લય કરી જ્ઞાની લોકો માટે આત્મબોધનો સુદિન પ્રકાશિત કરે છે; જે સૂર્યના ઉદયના યોગે આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે અને જીવરૂપ પક્ષી દેહાભિમાનરૂપી માળાનો ત્યાગ કરે છે; જેનો ઉદય થતાં જ (વાસનાત્મક) સૂક્ષ્મ દેહરૂપી કમળમાં સપડાયેલો જીવચૈતન્ય-રૂપી ભ્રમર બહાર નીકળે છે; શાસ્ત્રાદિકોના શબ્દરૂપ પ્રપંચમાં સપડાતાં અજ્ઞાનરૂપ સાયંકાળ થવાથી જે બુદ્ધિ તથા જ્ઞાનરૂપી ચક્રવાક પક્ષીના યુગ્મને વિયોગ થઈ, તે ઉભય જીવેશ્વરભેદરૂપી નદીના બન્ને કાંઠા પર વિયોગદુઃખથી વિલાપ કરતાં હોય છે; તે બુદ્ધિબોધરૂપ ચક્રવાક પક્ષી-ઓનું જોડું સૂર્યોદયના પ્રકાશના યોગે બ્રહ્મરૂપી આકાશમાં એકત્ર થઈને આનંદ પામે છે; જે ગુરુરૂપ સૂર્યનો ઉદય થવાથી ભેદરૂપી ચોરની ભીતિ લુપ્ત થઈ, યોગીરૂપી પ્રવાસીઓ આત્માનુભવરૂપી માર્ગમાં સુખથી ચાલવા માંડે છે; જે સૂર્યના વિવેકરૂપી કિરણથી જ્ઞાનરૂપી સૂર્યકાંત પ્રદીપ્ત થઈ સંસારરૂપી અરણ્યને બાળી નાખે છે; જે સૂર્યનાં પ્રખર કિરણો વડે આત્મસ્વરૂપ મેદાનમાં મૃગજળ સમાન મહાસિદ્ધિનું પૂર આવેલું દેખાય છે; જે સૂર્ય આત્મબોધના મસ્તક પર સોહંરૂપી મધ્યાહ્નકાળે આવવાથી દેહાત્મભાવની એટલે કે 'હું દેહ છું' એવી ભ્રાંતિમૂલક છાયા પગ તળે પડીને દૂર થાય છે, તે વખતે જ્યાં માયા-રૂપી રાત્રિનો અંત થયેલો હોવાથી વિશ્વરૂપી સ્વપ્ન સહિત વિપરીત જ્ઞાનરૂપી નિદ્રાની સ્મૃતિ તો ક્યાંથી જ રહી શકે વારુ? અર્થાત્ (એ સૂર્યના ઉદયથી) અદ્વૈતરૂપ નગરમાં મહા આનંદની વિપુલતા થતાં સુખાનુભવની લેવડદેવડના વ્યાપારમાં શિથિલતા આવવા માંડે છે. કિંબહુના, એ પ્રમાણે જે સૂર્યના તેજથી નિત્ય મોક્ષકૈવલ્યરૂપી સુદિન પ્રકાશિત થાય છે; જે સૂર્ય આત્મસ્વરૂપી આકાશનો રાજા હોઈ બોધનો નિત્ય ઉદય કરનાર છે, તે પૂર્વાદિ દિશા સહિત ઉદયાસ્તના અસ્તિત્વનો લોપ કરે છે. જે જ્ઞાન સહિત અજ્ઞાનનો લોપ કરીને અને અંતે કેવળ જ્ઞાનને પણ લુપ્ત કરીને આત્મજ્ઞાનનો પ્રકાશ ચોતરફ ફેલાવે છે; વધારે

શું કહેવું? જેના ઉદયનો પ્રભાવ કાંઈ ઓર જ છે; જે સૂર્યના તેજની સન્મુખ દિવસ અને રાત્રિનો ભાસ થતો નથી; જે અન્ય પ્રકાશની સહાય વિનાનો સ્વયંપ્રકાશી છે, આવા ચૈતન્યરૂપી સૂર્ય જે નિવૃત્તિ-મહારાજ તેમને વારંવાર મારા નમસ્કાર હો! તેમની સ્તુતિ વાણી વડે કરવી, એ શોભતું નથી. જે વેળાએ સ્તુતિ કરનાર, સ્તોત્ર અને સ્તુત્ય એ ત્રિપુટીનો લોપ થાય છે, ત્યારે જ દેવની યોગ્યતાના પ્રમાણમા તેમની ખરી સ્તુતિ થાય છે. સર્વ વસ્તુના જ્ઞાનનો લોપ થવો એ જ જેનું જ્ઞાન છે, મૌન ધારણ કરીને કાંઈ પણ વર્ણન ન કરવું એ જ જેનું વર્ણન કરવું છે અને જ્યારે સ્વત્વ–પોતાપણાની સ્મૃતિનો પણ લોપ થાય છે, ત્યારે જ જેની પ્રાપ્તિ થાય છે; એવા આપ સદ્‌ગુરુની સ્તુતિ કરવા માટે પશ્યતી અને મધ્યમા પરા સહિત વૈખરીને પાછળ હઠાવીને લય પામે છે, એવા આપ સદ્‌ગુરુને હે અદ્વયાનંદરૂપી ગુરો! હું સેવકના સંબંધથી સ્તુતિરૂપી અલંકાર પહેરાવું છું. આ અલંકાર જો કે આપની યોગ્યતાના પ્રમાણમાં અતિ ક્ષુલ્લક છે, તોપણ આપ તેનો સ્વીકાર કરશો જ. કોઈ એક દરિદ્રી મનુષ્ય અમૃતના સિંધુને જોતાં તેની યોગ્યતાનુસાર તેનું શું આદરાતિથ્ય કરવું એનું ભાન નહિ રહેવાથી જેમ તેને ભાજીપાલાની જ મહેમાની આપે છે; અને ત્યા તે ભાજીપાલાને જ પકવાન્ન સમજી તેની આદરસત્કાર કરવાની પૂર્ણ ઇચ્છાને જ વિશેષ માનવાની છે; અથવા તો સૂર્યના દિવ્ય તેજની સમક્ષ કોઈ ક્ષુલ્લક દીપક સળગાવીને તેની આરતી ઉતારતો હોય, તો તે સ્થળે દીપક-જ્યોતિની ન્યૂનતાનો વિચાર ન કરતાં કેવળ તે મનુષ્યની ભક્તિને જ વિશેષ માનવામાં આવે છે. જો નાનું બાળક ઉચિત અને અનુચિતનો વિવેક જાણતું હોય, તો પછી તે બાળક શાનું? અર્થાત્ એટલા માટે માતા કેવળ તેનાં બાલ્યકૃત્યોથી વિનોદ અને આહ્‌લાદ પામી સંતુષ્ટ થાય છે. નાળાના પાણીનો પ્રવાહ ગંગાના પાણી પર પગ મૂકીને તેમાં પ્રવેશ કરે; તોપણ તેને 'આવીશ નહિ કે પાછું જા' એમ ગંગા કહેતી નથી. ભૃગુઋષિએ શ્રીભગવાનના હૃદય પર લાત મારી, એ ખરી રીતે જોતાં તેણે કેટલો બધો અન્યાય કર્યો હતો વારુ? પરંતુ ઊલટું શ્રીકૃષ્ણે તો તેને પ્રેમથી અલંકાર ગણી, પોતાના વક્ષઃસ્થળ પર ગુરુ પ્રસાદરૂપે શ્રીવત્સલાંછનચિહ્નને સદાને માટે ધારણ કરી રાખ્યું છે! અથવા તિમિરથી ભરેલું જગત સૂર્યોદય થતાંની સાથે પ્રકાશથી પરિપૂર્ણ બને છે, તે વખતે સૂર્ય તિમિરને 'પાછળ હઠ' એમ કહે છે ખરો કે? નહિ જ. તે જ પ્રમાણે હે ગુરો! આપનામાં ભેદબુદ્ધિનો

કાંટો લગાડીને સૂર્યની સાથેના ત્રાજવામાં નાખીને આપની તુલના કરી છે, એ મારા હાથે થયેલા અપરાધ માટે આપ મને ક્ષમા કરો. યોગીઓએ ધ્યાન ધરીને આપની પ્રાપ્તિ કરી લીધી છે અને વેદોએ પોતાની વાણી વડે આપનું વર્ણન કર્યું છે, એ સર્વે ઘટનાઓને જેમ આપ સહન કરી ગયા છો, તેમ મેં જે આપની તુલના કરી છે, તેને માટે મને પણ ક્ષમા કરશો. (૨૯)

હું આપના ગુણાનુવાદને વર્ણવવામાં પ્રવૃત્ત થયો છું, એને આપ મારો અપરાધ ન સમજતાં જે કરવાનું હોય તે ભલે કરો, પણ ભૂખ્યે પેટે ઊઠનાર નથી. ગીતારૂપી પ્રસાદામૃતનું પ્રેમપૂર્વક હું વર્ણન કરવા લાગ્યો ત્યાં આપની કૃપાથી મારા અંગમાં બમણા બળનો આવિર્ભાવ થયો છે. પ્રભો! મારી વાચાએ અનંત જન્મોમાં સત્ય ભાષારૂપી તપ કર્યું હશે, તેના જ ફળરૂપે આ ગીતા નામક મહાદ્વીપની મને પ્રાપ્તિ થયેલી છે. મેં આ જ પર્યંત જે બહુ પુણ્ય સંપાદન કર્યું છે, તેથી મને આપના ગુણાનુવાદ ગાવાની શક્તિરૂપી ફળ આપીને તે પુણ્યો મારાં ઋણમાંથી મુક્ત થયા છે. હું દેહસંબંધના અરણ્યમાં—જ્યાં જન્મ–મરણને આધીન થવું પડે છે, ત્યાં સપડાયો હતો; પરંતુ તે મારી સર્વ પીડા આજે દૂર થઈ. જે 'ગીતા'ના નામથી પ્રસિદ્ધ છે અને જે, અવિદ્યાનો નાશ કરીને બળવતી થયેલી છે; તે આપની કીર્તિ અમારા વડે અવશ્ય વર્ણન કરવા યોગ્ય છે દરિદ્રીને ઘેર અકસ્માત્ મહાલક્ષ્મી આવે, તો પછી તેને દરિદ્રી કહી શકાય કે? અથવા તો તિમિરને ઘેર દૈવયોગે સૂર્ય અતિથિ તરીકે આવીને ઊભો રહે, તો તે જ અંધકાર જ જગતને પ્રકાશમય થઈ પડતો નથી કે શું? જે પરમાત્માની યોગ્યતા સમક્ષ જગત પરમાણુ જેટલું ય દેખાતું નથી, તે પરમાત્મા ભક્તિના યોગે ગમે તે રૂપ ધારણ નથી કરતો કે? તે પ્રમાણે મારું ગીતાનું વ્યાખ્યાન એ આકાશપુષ્પને સૂંઘવા સમાન અઘટિત કૃત્ય છે; પરંતુ આપ સમર્થે મારી સર્વ ઉત્કંઠા પૂર્ણ કરી છે; એટલા માટે આપની કૃપાથી હું ગીતાના આ સર્વ અગાધ શ્લોકોનું સ્પષ્ઠ નિરૂપણ કરીશ. પંદરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને સર્વ શાસ્ત્રસિદ્ધાંત સ્પષ્ટ કરીને કહ્યો છે. ઉત્તમ વૈદ્ય જેવી રીતે અંગમાં વ્યાપેલા રોગના ગુણ–દોષનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેનું નિદાન નિશ્ચિત કરે છે, તે જ પ્રમાણે બ્રહ્મ માયાની ઉપાધિથી જગતનું સ્વરૂપ ધારણ કરે છે.' એની વૃક્ષ સાથે તુલના કરી છે અને દેહમાંના અવિનાશી એવા જીવાત્માને 'પુરુષ' શબ્દથી સ્પષ્ટ કરી બતાવ્યો છે.' તેમણે ઉપાધિયુક્ત ચૈતન્યનું પણ જ્ઞાન કરાવી આપ્યું

છે; ત્યારપછી કેવળ શુદ્ધ જે આત્મતત્ત્વ (બ્રહ્મ) તેને 'ઉત્તમ પુરુષ' શબ્દથી સ્પષ્ટ કરેલું છે. આત્મપ્રાપ્તિ માટેનું બળવાન સાધન જે જ્ઞાન, તે પણ તેમણે સ્પષ્ટ કરીને કહેલું છે. એટલા માટે આ અધ્યાયમાં નિરૂપણ કરવા જેવું કાંઈ પણ અવશિષ્ટ રહ્યું નથી; પરંતુ ગુરુ તથા શિષ્યના પરસ્પર સ્નેહાતિશયને લીધે એકવાર કહેવાયેલી વાત ફરી ફરી કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. (૪૬)

આ પ્રમાણે પંદરમા અધ્યાયમાં કહેલી સર્વ વાતો જ્ઞાનીઓના તો પૂર્ણ રીતે સમજવામાં આવી ગઈ; પરંતુ ઇતર મુમુક્ષુઓની શંકાનું નિવારણ થયું નહિ. 'આવો જે હું પુરુષોત્તમ તેને જે મર્મજ્ઞ જ્ઞાનની પ્રાપ્તિ કરી લઈને જાણે છે, તે જ સર્વજ્ઞ છે અને તે જ મારો ખરો ભક્ત છે.' આ પ્રમાણે ત્રૈલોક્યનાયક શ્રીકૃષ્ણ ભગવાને પંદરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં પરમ સંતોષપૂર્વક જ્ઞાનનું વિશેષ વર્ણન કર્યું છે. સંસારનો ઘૂંટડો ગળીને બ્રહ્મદર્શન થવાની સાથે જ દ્રષ્ટા બ્રહ્મરૂપ થઈને જીવને આનંદરૂપી રાજ્યનો પટ્ટાભિષેક થાય છે. બ્રહ્મપ્રાપ્તિનો એવો બીજો એકકે પણ બળવાન ઉપાય નથી અને સર્વ ઉપાયોમાં યથાર્થ જ્ઞાનરૂપ ઉપાય રાજા છે એમ શ્રીકૃષ્ણે કહ્યું છે. એ પ્રમાણે જેઓ આત્મજ્ઞાનની પ્રાપ્તિની ઇચ્છા રાખનારા હતા, તેમને સંતોષ થતાં તેમણે પોતાના પ્રાણ જ્ઞાન પરથી ઓવારી નાખ્યા! જે વસ્તુ પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે વસ્તુ વિષે અધિકાધિક જ વિચારો ઉપજે છે, એવું પ્રેમનું લક્ષણ છે; એટલા માટે જિજ્ઞાસુઓમાંના જેમને કેવળ જ્ઞાનનો અનુભવ નહોતો, તેમના મનમાં અપ્રાપ્ત જ્ઞાનની પ્રાપ્તિ કરી લઈને તેનું રક્ષણ કેવી રીતે કરવું એવી ચિંતાનો ઉદ્‌ભવ થયો. એથી તે જ અપરોક્ષ જ્ઞાન આપણને કેવી રીતે પ્રાપ્ત થાય અને પછી તે કેવી રીતે વૃદ્ધિંગત થાય અથવા જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને કદાચિત્ પ્રાપ્ત થાય છે, તોપણ આડમાર્ગે ઊતરી પડે છે, એવાં જ્ઞાનને વિઘ્ન કરનારાં કારણો શાં છે તે સમજવાં અને પછી જ્ઞાનપ્રાપ્તિની વિરુદ્ધ જે વાત હોય, તેનો ત્યાગ કરી જ્ઞાનપ્રાપ્તિ માટે હિત કરનારી શી ઘટના છે તેની મનોભાવથી પૃચ્છા કરવી; આ પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા ધરાવનારા એવા તમે જે શંકા મનમાં આણી છે, તેનું નિવારણ કરવા માટે શ્રીકૃષ્ણ ઉપાય બતાવશે. જેના યોગથી ઉત્તમ સમયે જ્ઞાનની પ્રાપ્તિ થઈ, સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય એવી દૈવી સંપત્તિનું વર્ણન હવે શ્રીકૃષ્ણ કરશે અને જે આસુરી સંપત્તિને લીધે રાગદ્વેષને સ્થાન મળતાં જ્ઞાનનો નાશ થાય છે, તેનું પણ તેઓ વર્ણન કરશે. આવી

દૈવી અને આસુરી સંપત્તિ કે જેના યોગથી ઇષ્ટ અને અનિષ્ટ કૃત્યો થાય છે તે સર્વ વિષે નવમા અધ્યાયમાં વર્ણન કરવાનો પ્રારંભ કર્યો હતો, તે જ વખતે એ વિષેનો સર્વ વિચાર કરવાનો હતો; પરંતુ વચમાં પ્રસંગ આવી પડવાથી એ વિષય એમનો એમ જ રહી ગયો હતો; એટલા માટે હવે તે પ્રસંગનું શ્રીકૃષ્ણ ભગવાન નિરૂપણ કરશે: તે (અન્ય પ્રસંગના) નિરૂપણના સંબંધના ગત પંદર અધ્યાય થયા એટલે તેમની પછીનો આ સોળમો અધ્યાય છે; અસ્તુ. પ્રાણીઓની દૈવી, આસુરી અને રાક્ષસી પ્રકૃતિઓ નવમા અધ્યાયમાં વર્ણવવામાં આવી છે. તેમાંની આ ઉભય સંપત્તિ (દૈવી તથા આસુરી) જ્ઞાનની પ્રાપ્તિ તથા હાનિ કરી આપવા માટે સમર્થ છે. પ્રથમ દૈવી સંપત્તિ કે જે મુમુક્ષુને મોક્ષમાર્ગમાં સાથીરૂપ થઈ પડનારી અને જે મોહરૂપી રાત્રિના સમયમાં માર્ગમાં આગળ વધવા માટે મશાલરૂપ થનારી છે, તેનું વર્ણન સાંભળો. એકબીજાને સહાય કરે એવા પુષ્કળ પદાર્થોના સંચિત થયેલા સમુદાયને સંપત્તિ કહેવામાં આવે છે. એક સ્થળે એકત્રિત થયેલા સર્વને સુખ આપનારી સંપત્તિને દૈવી સંપત્તિ કહેવામાં આવે છે. (૬૭)

श्रीभगवानुवाच–अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

શ્રીભગવાન બોલ્યા: અભય (નિર્ભયતા) ચિત્તશુદ્ધિ,+ જ્ઞાન અને યોગમાં

---

+ અહીં ભગવાન શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં નીચેના ભાવનું કહે છે:
सत्त्वसंशुद्धि એટલે અંતઃકરણની વિશેષ શુદ્ધિ, અર્થાત્ વ્યવહારમાં જૂઠ, કપટ, ઠગાઈ ઇત્યાદિ અવગુણો છોડીને શુદ્ધ ભાવથી આચરણ કરવું તે.

ज्ञानयोगव्यवस्थिति. એમાં ज्ञान એટલે આત્માદિ પદાર્થોને યથાવત્ જાણવા, योग એટલે ઇંદ્રિયાદિના નિગ્રહથી ચિત્તને એકાગ્ર કરી જાણેલા પરમ પદાર્થનો સાક્ષાત્કાર અથવા અનુભવ કરવો તે અને व्यवस्थिति એટલે એ જ્ઞેય પરમાત્મામા વિશેષ સ્થિતિ (તન્મયતા) હોવી તે. બધી સાત્ત્વિકી અથવા દૈવી સંપત્તિઓના સાર અને ફળરૂપ સર્વોપરિ સંપત્તિ આ જ છે.

હવે તો કેટલાક વામમાર્ગી જેવા છતાં ધર્માત્મામા ખપ્યા કરતા ધર્મ–ઠગોને વેદાંતના સાધનચતુષ્ટયના વિસ્તારરૂપ એવી આ અધ્યાયમાં કહેલી સાધન–સંપત્તિ તેની સાથે, ધર્મશાસ્ત્ર સાથે અથવા તો ભગવાન શંકરાચાર્ય જેવી મહર્ષિઓની આવી આવી અગત્યની સૂચનાઓ સાથે કંઈ પણ લેવાદેવા હોતી નથી અને તેઓ તો માત્ર અમુકતમુક પોથાં ગોખી–ગોખાવીને 'અહં બ્રહ્માસ્મિ' કહેવા–કહેવડાવવામાં જ બ્રહ્મસાક્ષાત્કાર ઠોકી બેસાડે છે; માટે એવાઓથી સૌ કોઈએ સાવચેત રહેવા જેવું છે. –ભિક્ષુ અખંડાનંદ

એકનિષ્ઠા, દાતૃત્વ, બાહ્ય ઇન્દ્રિયોનો સંયમ, યજ્ઞ, વેદોનું અર્થ સહિત પઠન, તપ, સરળતા; (૧)

હવે તે દૈવી ગુણોમાં જેને પ્રમુખત્વ પ્રાપ્ત થાય છે, તેને અભય (નિર્ભયતા) કહેવામાં આવે છે. જે મહાપૂરમાં ભુસકો મારતો નથી, તેને ડૂબવાની ભીતિ હોતિ જ નથી અથવા પથ્ય પાળનારને રોગો થતા નથી; તે જ પ્રમાણે જે કોઈ પણ કર્મ કરવામાં અહંકાર ઊપજવા દેતો નથી, તેને સંસારનો ભય ક્યાંથી હોય? અથવા અદ્વૈત ભાવના વિસ્તારથી જે સર્વ જગતને આત્મસ્વરૂપ સમજે છે, તેને ભયની વાત પણ સાંભળવામાં આવતી નથી. પાણી મીઠાને ડુબાડવા જાય છે, એટલે જેમ મીઠાનું જ પાણી થઈ જાય છે, તે જ પ્રમાણે પોતાની અદ્વૈત-ભાવના થવાથી ભયનો નાશ થાય છે. જેને અભય કહેવામાં આવે છે, તેનાં આ લક્ષણો છે અને એ લક્ષણો અભય સમ્યક્ જ્ઞાનની ઇચ્છા ધરાવનારાઓનાં પૃષ્ઠ રક્ષક છે. (૭૩)

હવે જેને શુદ્ધ બુદ્ધિ (સત્ત્વસંશુદ્ધિ) કહેવામાં આવે છે, તેને આ ચિહ્નોથી ઓળખવી. જેવી રીતે રાખ બળતી નથી તથા બુઝાતી પણ નથી; તે જ પ્રમાણે જે બુદ્ધિમાં સંકલ્પ અને વિકલ્પ ઉભયનો અભાવ હોય છે; અથવા પ્રતિપદાનો આરંભ થયા પૂર્વે અને અમા-વાસ્યાની સમાપ્તિ થયા પછીના મધ્યવર્તીકાળમાં જેવું ચંદ્રનું સૂક્ષ્મ રૂપ હોય છે, અથવા ગ્રીષ્મ ઋતુના અંતિમ ભાગમાં અને વર્ષાઋતુના આરંભની પૂર્વે ગંગાના પાણીનું સ્વરૂપ જેવું નિર્મળ સ્વચ્છ હોય છે, તે જ પ્રમાણે સંકલ્પ તથા વિકલ્પ એ ઉભય સ્થળે અવશિષ્ટ રહ્યા નથી અને જ્યાં રજોગુણ તથા તમોગુણનો પણ જ્યાંથી લોપ થયેલો છે, એવા સ્વસ્વરૂપનું ધ્યાન ધરવાની જે બુદ્ધિને રુચિ ઉત્પન્ન થયેલી હોય છે; ઇંદ્રિયો-એ પ્રિય કે અપ્રિય વિષયો બતાવવા છતાં જે બુદ્ધિને તેમની ઇચ્છા થતી નથી; પતિવ્રતા સ્ત્રીનો પતિ પરગામ જવાથી, તે વિરહથી વિહ્વળ થઈ હોય, તે વખતે તેને ગમે તેટલી લાભ–હાનિની વાત સંભળા-વવામાં આવે; તોપણ તેનું ચિત્ત જેમ તે પ્રતિ જતું નથી; તે જ પ્રમાણે પોતાના સ્વરૂપ વિષે પ્રીતિ ઉત્પન્ન થતાં બુદ્ધિનું જે એકનિષ્ઠ થવું તેને જ સત્ત્વશુદ્ધિ કહેવામાં આવે છે, એમ કેશી દૈત્યના સંહા-રક શ્રીકૃષ્ણ બોલ્યા. (૮૦)

હવે આત્મલાભ માટે જ્ઞાન કે યોગ–એ ઉભય પૈકી જેનામાં આપણી બુદ્ધિ સ્થિર થાય, તેમાં પોતાની ચિત્તવૃત્તિને સ્થિર કરવી. જેવી રીતે જ્યારે કોઈ પણ આહુતિ આપવાનું કાર્ય બાકી રહેતું નથી,

ત્યારે પૂર્ણાહુતિ આપી દેવામાં આવે છે; અથવા જેમ કોઈ કુલીન મનુષ્ય પોતાની કન્યાને ઉત્તમ કુળમાં અર્પણ કરી દીધા પછી તેના મનમાં કશી પણ ઇચ્છા બાકી રહેતી નથી; અથવા સમુદ્રમંથનના યોગે ઉદ્ભવેલી લક્ષ્મી સર્વ દેવોને છોડીને એક વિષ્ણુને જ વરી છે; તે જ પ્રમાણે વિકલ્પરહિત થઈને યોગ અને જ્ઞાનમાં સ્થિર થવું, એનું જ નામ 'જ્ઞાનયોગમાં સ્થિતિ' છે અને એ ત્રીજું લક્ષણ છે; એમ શ્રીકૃષ્ણ બોલ્યા. (૮૪)

હવે કાયા, વાચા અને મન વડે શક્તિ અનુસાર જે દાન કરવાનું હોય, તે તો પોતાનો શત્રુ પણ જો ખરેખરી અડચણમાં આવી પડ્યો હોય, તો તેને પણ આપવાથી વિમુખ થવું નહિ; અર્થાત્ શત્રુ હોય તોપણ તેને ય અવશ્ય આપવું, પણ નિરાશ કરીને પાછો ન ઠેલવો, એને જ ખરું દાન કહેવામા આવે છે. હે ધનંજય! વૃક્ષો જે પ્રમાણે પોતાનાં પુષ્પો, ફળો, છાયા, મૂળિયાં અને પત્રો–એ પૈકી કોઈ પણ વસ્તુને વટેમાર્ગુથી ગુપ્ત રાખતાં નથી (કોઈ પણ મનુષ્યને પોતાના સર્વસ્વનો ઉપભોગ લેવાને મનાઈ કરતા નથી); તે જ પ્રમાણે મનથી આરંભીને સંપત્તિ પર્યંત પ્રસંગાનુસાર સર્વસ્વ આપીને દુઃખી મનુષ્યોની, તેઓની ઇચ્છાનુસાર સેવા કરવી તેને જ 'દાન' કહેવામાં આવે છે! એ મોક્ષરૂપી ભૂગર્ભસ્થ ભંડારને જોવા માટેનું અંજન છે. અસ્તુ. હવે 'દમ'ના લક્ષણો સાભળ. (૮૮)

જે પ્રમાણે શસ્ત્ર ધારણ કરનાર શત્રુનો નાશ કરે છે, તે જ પ્રમાણે જે વિષય અને ઇંદ્રિયોના થયેલા ઐક્યનો વિયોગ કરાવે છે; તેમ જ ઇંદ્રિયોના દ્વારમાથી આવનારા વિષયરૂપ વાયુનો પ્રવેશ થવા દેતો નથી અને જે સર્વ ઇંદ્રિયોને પ્રત્યાહારના તાબામાં સોંપીને બાંધી દે છે; ચિત્તની અંદર ઊંડી ઊતરી ગયેલી જે પ્રવૃત્તિ તેને દશ ઇંદ્રિયોનાં દ્વારોમાંથી, વૈરાગ્યરૂપ અગ્નિને અંદર પ્રવેશ કરાવીને શોધીને બહાર કાઢે છે; શ્વાસોચ્છ્વાસ બંધ કરવાની ક્રિયા કરતાં પણ યોગીઓનાં જે અતિ કઠિન વ્રતો છે, તેમનું ઉત્તમ રીતે જે રાત્રિ–દિવસ આચરણ કરે છે, તે માણસે 'દમ' સાધ્ય કર્યો છે એમ કહી શકાય છે, અર્થાત્ ઉપર નિર્દિષ્ટ લક્ષણો 'દમ'નાં છે. હવે 'યજ્ઞ' એટલે શું, તે સંક્ષેપમાં કહું છું તે સાંભળ. (૯૩)

બ્રાહ્મણો અને સ્ત્રીઓ આદિ સર્વ મનુષ્યોના પોતપોતાના અધિકાર પ્રમાણે જે દેવતાનું પૂજન આદિ કરવાની પરંપરા અને પાળવાનો

ધર્મ હોય તેનું યથાશાસ્ત્ર વિધિથી આચરણ કરવું. જેવી રીતે બ્રાહ્મણોએ ષટ્‌કર્મોનું આચરણ કરવું અને શૂદ્રોએ તેમને વંદન કરવું, એ જ તેમનો યજ્ઞ છે અને તે ઉભયને તેમના પોતપોતાના યજ્ઞનું એકસરખું જ ફળ મળે છે; તે જ પ્રમાણે અધિકાર પરત્વે વિચાર કરીને સર્વ મનુષ્યોએ પોતપોતાના યજ્ઞ કરવા; પરંતુ તેમાં ફલાશારૂપી વિષનું મિશ્રણ થવા દેવું નહિ અને આ યજ્ઞનો કર્તા હું છું, એવો દેહના દ્વારથી મનમાં ભાવ ઉત્પન્ન થવા દેવો નહિ, પણ વેદની સર્વ આજ્ઞાઓનું પોતે પાલન કરવુ. હે અર્જુન! આને જ સશાસ્ત્ર 'યજ્ઞ' કહેવામાં આવે છે અને એ (યજ્ઞ) મોક્ષમાર્ગનો ભોમિયો હોઈ સહચર છે. (૯૯)

હવે દડે રમનાર દડાને ભૂમિ પર નિરર્થક અફાળતો નથી પરંતુ તે ઊછળીને પુનઃ હાથમાં આવે એવા હેતુથી જ પટકે છે; અથવા ખેતરમાં જે કોઈ ઉત્તમ ધાન્ય વાવે છે, તે તેનો નાશ કરવાને નહિ, પરંતુ ભવિષ્યમાં આવનારા પાકનો વિચાર કરીને જ બીજને પૃથ્વીમાં નાખે છે; અથવા મૂકેલી વસ્તુ શોધવા માટે જ જેમ માણસ હાથમાં દીવો લે છે, અથવા વૃક્ષને શાખાઓ અને ફળો આવે, એવા ઉદ્દેશથી જ તેના મૂળમાં જેમ કોઈ જળસિંચન કરે છે; વધારે શું કહેવું? પોતાના સ્વરૂપને દર્પણમાં જોવાના હેતુથી જેમ કોઈ માણસ વારંવાર આરસીને લૂછીને તેને સ્વચ્છ કર્યા કરે છે, તે જ પ્રમાણે વેદોએ જે ઈશ્વરનું વર્ણન કરેલું છે, તે ઈશ્વરની પોતાને પ્રાપ્તિ થાય એટલા માટે મનુષ્યે સતત વેદાભ્યાસ કરવો. બ્રહ્મપ્રાપ્તિ માટે બ્રાહ્મણોએ વેદોમાંના બ્રહ્મસૂત્રો અને ઇતર જનોએ સ્તોત્ર કે ઈશ્વરનાં નામનો વારંવાર ઘોષ કરવો. દેવ કહે છે કે, હે પાર્થ! એ જ 'સ્વાધ્યાય' છે. હવે તપનો અર્થ સાંભળ. (૧૦૫)

પોતાના સર્વસ્વનું દાન કરવું, એને જ દાન કહેવામાં આવે છે પરંતુ ધન ઉડાડવું તે દાન નહિ પરંતુ વ્યર્થ વ્યય છે. જે પ્રમાણે કડુ ઇંદ્રવરણાનાં ફળો વૃક્ષને લાગે છે, છતાં તે કોઈના ઉપયોગમાં આવતાં નથી અને વ્યર્થ સુકાઈ જાય છે, પરંતુ ઔષધસ્વરૂપે સમસ્ત જગતને ઉપયોગી થઈ પડે છે; અથવા ધૂપ અગ્નિમાં પડીને પોતાનો નાશ કરી લે છે, પરંતુ સર્વને સુગંધ આપે છે, અથવા સુવર્ણ જેમ જેમ શુદ્ધ થાય છે, તેમ તેમ વજનમાં કમી થતું જાય છે, પરંતુ કસમાં વધતું જાય છે; અથવા કૃષ્ણપક્ષમાં ચંદ્ર જેમ પોતે એકએક

કળાથી ન્યૂન થતો જાય છે, પરંતુ કૃષ્ણપક્ષનુ પોષણ કરે છે ( સર્વ ઓષધિઓનુ પોષણ કરે છે ), તે પ્રમાણે હે વીર! બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થવા માટે પ્રાણ, ઇંદ્રિયો અને શરીરને ક્ષીણ કરવાનો જે પ્રકાર છે તેને જ ‘તપ’ કહેવામાં આવે છે. ઇતર જે તપો છે, તે આ તપ સમાન શુદ્ધ નથી; એટલા માટે હંસ પક્ષી જે પ્રમાણે દૂધમાં પોતાની ચાંચ નાખીને દૂધ અને પાણીને પૃથક્ કરી નાખે છે, તે જ પ્રમાણે દેહ અને જીવનું ઐક્ય તોડી નાખવા માટે જન્મથી જ હાથ નાખીને વિવેકથી તેમને ભિન્ન કરવાના વિચારને નિત્ય તે અંતઃકરણમાં ચાલુ જ રાખે છે અને આત્મવિચારની દૃઢતા થતાં બુદ્ધિના વિષયો તરફના માર્ગો કુંઠિત થાય છે; જેવી રીતે મનુષ્ય જાગ્રત થતાની સાથે જ નિદ્રા અને સ્વપ્ન ઉભયનો જેમ પોતાની મેળે જ નાશ થઈ જાય છે (તેવો જ એનો પણ પ્રકાર છે). એવી રીતે હે ધનુર્ધર! આત્મપ્રાપ્તિ કરી લેવા માટે અન્તઃકરણમાં જે વિવેક ઉત્પન્ન થાય છે, તેને જ તપ કહેવામાં આવે છે.

દૂધ બાળકોને હિતકારક છે અને પ્રાણ જેમ સર્વ ભૂતોમાં એક સમાન છે, તે પ્રમાણે જ જેનુ પ્રાણીમાત્રની સાથે સૌજન્ય હોય છે, તો તે સૌજન્યને જ ‘આર્જવ’ના નામથી ઓળખવામાં આવે છે. (૧૧૩)

अहिंसासत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

અહિંસા, સત્ય ભાષણ, અક્રોધ, સંન્યાસ, અંતઃકરણનો ઉપશમ, ચાડી-ચુગલીનો અભાવ, પ્રાણીમાત્રમાં દયા રાખવી, વિષયલંપટ ન થવુ, નમ્રતા, જન-લજ્જા અને સ્થિરતા. ૨

અને કાયા, વાચા ને મન દ્વારા જગતના સુખ માટે જે કર્મ કરવામાં આવે, તે અહિંસાનું સત્ય લક્ષણ છે; એમ જાણ. હવે તીક્ષ્ણતા અને મૃદુતા એ ઉભય ગુણો ધરાવનાર કમળ જેમ પાણીને ભેદીને ઉપર નીકળી આવે છે; છતાં તે મૃદુ હોય છે; અથવા ચંદ્રનો પ્રકાશ તો પડે છે, પણ શીતળ હોય છે; રોગીને કેવળ દેખાડવાથી જ રોગનો નાશ કરે અને સાથે જિહ્વાને કટુ પણ ન લાગે, એવું ઔષધ મળવું અશક્ય છે, એટલે તેની ઉપમા આ સ્થળે લાગુ પડતી નથી; પાણીની મૃદુતા એવી હોય છે કે, આંખની કીકી પર ઘસવા છતાં પણ તે ખૂચતું નથી અને કઠોરતા પણ એવી હોય છે કે, પર્વતોના ખડકોને

પણ ભેદીને બહાર પડે છે. તે જ પ્રમાણે સંશયની નિવૃત્તિ કરવામાં જે લોખંડ કરતાં પણ વધારે તીક્ષ્ણ હોય છે અને મધુરતા એવી કે, તેનું શ્રવણ માધુર્યને પણ લજાવે છે, તથા કર્ણોને પણ તેના સેવનની ઇચ્છા થાય છે અને જે સત્યના બળથી બ્રહ્મ પર્યંત જઈ પહોંચે છે; વધારે તો શું! તેનામાં માધુર્ય અત્યંત હોય છે, તોપણ તેનાથી કોઈ જ ઠગાતું નથી અને તેમાંના અર્થને જોતાં કોઈના પણ મનને તેથી કશો જ આઘાત થતો નથી. બાકી એમ તો પારધીનું ગાયન પણ સાંભળવામાં મધુર હોય છે; પરંતુ વસ્તુતઃ તે મૃગને ઘાતક નીવડે છે, અથવા અગ્નિ પોતાનાં કાર્ય પ્રગટ રીતે કરે છે, પરંતુ તેની આ સત્યતાને આગ લાગો! કાનને મધુર લાગવા છતાં અર્થથી જે હૃદયને ભેદી નાખે છે તે ભાષણ નહિ; પરંતુ એવું ભાષણ કરનારી વાણી સુંદર ડાકિની જ છે. માતા જેમ ક્રોધિષ્ટ થઈને અહિતકારક શાપ દે છે (તું મરી જા આદિ) તે વ્યર્થ હોય છે, તેવી જ રીતે અહિત-કારક વ્યર્થ બોલાતા શબ્દો છે, તે લાલન કરવામાં પુષ્પવત્ મૃદુ હોય છે અને માતાનું સ્વરૂપ પ્રકટ કરે છે; તે જ પ્રમાણે જે સાંભળવાથી સુખદાયક લાગે અને પરિણામે મિષ્ટ (હિતાવહ) હોઈને જે ભાષણ કોઈના મર્મને ભેદનારું નથી હોતું, તે ભાષણને જ 'સત્ય' ભાષણ કહેવામાં આવે છે. (૧૨૪)

હવે પથ્થર પર પાણીનું સિંચન કરવા છતાં પણ તેને જેમ અંકુર ફૂટતા નથી, અથવા કેવળ છાશ પર તરી આવતા પાણીને વલોવવાથી જેમ તેમાંથી માખણ નીકળતું નથી, સર્પની કાંચળીના મસ્તક પર પગ મૂકવા છતાં તે ફેણને ઊંચકતી નથી; અને વસંતઋતુ આવ્યા છતાં પણ જેમ આકાશને પુષ્પો આવતાં નથી; અથવા રંભાના રૂપને નિહાળીને જેમ શુકને વિષયવાસના ઉત્પન્ન થઈ નહોતી, અથવા ભસ્મમાં ઘીની ધારા કરવાથી જેમ અગ્નિ પ્રદીપ્ત થતો નથી, તે જ પ્રમાણે જે અક્ષરોથી કામ અને ક્રોધ ઊપજે છે તેવા શબ્દોનો ઉચ્ચાર કરવાથી પણ જેને ક્રોધ ઊપજતો નથી; કિંવા હે પાંડુસુત! જેના આયુષ્યની સમાપ્તિ થઈ હોય, તેના જીવન માટે જો બ્રહ્મદેવના પગોમાં પડીએ તોપણ જેમ તે જીવતો રહી શકતો નથી; તે જ પ્રમાણે, જેનામાં ક્રોધને ઉત્પન્ન કરવા માટેની ખટપટ કરવા છતાં ક્રોધનો આવિર્ભાવ થતો નથી, તે જ સ્થિતિને 'અક્રોધત્વ' કહેવામાં આવે છે, એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું. (૧૩૦)

મૃત્તિકાનો ત્યાગ કરવાથી જેમ ઘટનો ત્યાગ પોતાની મેળે જ

થઈ જાય છે અને તંતુનો ત્યાગ કરતાં અનાયાસે વસ્ત્રનો પણ ત્યાગ થાય છે; તેમ જ બીજના ત્યાગથી જેમ વૃક્ષનો ત્યાગ સહેજે પણ થઈ જાય છે, અથવા ભીંતનો ત્યાગ કરતાં તે પરનાં સર્વ ચિત્રોનો ત્યાગ પોતાની મેળે જ થાય છે, નિદ્રાને ત્યાગવાથી જેમ નાના પ્રકારનાં સ્વપ્નોનો લોપ પોતાની મેળે જ થાય છે, જળનો ત્યાગ કરવાથી તરંગોનો ત્યાગ જે થાય છે, વર્ષાકાળનો ત્યાગ કરવાથી મેઘોનો અને ધનનો ત્યાગ કરવાથી જેમ વિષયોપભોગનો ત્યાગ પોતાની મેળે જ થઈ જાય છે, તે જ પ્રમાણે, જે જ્ઞાનીજનો છે, તેઓ 'હું જ દેહ છું' એવી અહંતાનો ત્યાગ કરીને સર્વ સંસારનો ત્યાગ કરી દે છે, એને જ ખરો ત્યાગ કહેવામાં આવે છે. એ પ્રમાણે યદુલોકના શ્રીકૃષ્ણ ભગવાને કરેલા બોધને મનમાં સમજીને ભાગ્યવાન પાર્થે પ્રશ્ન કર્યો. (૧૩૫)

'હે પ્રભો! શાંતિનાં લક્ષણો સ્પષ્ટ કરીને કહો,' ત્યારે દેવ કહેવા લાગ્યા કે, તેં બહુ જ ઉત્તમ વાર્તા પૂછી. હવે હું જે કહું છું તેમાં તું ધ્યાન આપ. જ્ઞાતાએ જે વસ્તુ જાણવાની હોય તેને પૂર્ણતાથી જાણી લીધા પછી જ્ઞાતા અને જ્ઞાનનો જે સ્થાનમાં લય થાય છે, તે સ્થાન (બ્રહ્મ)ને શાંતિ નામથી ઓળખવામાં આવે છે. પ્રલયકાળના ઉદકનું પૂર વધતાં જેમ સર્વ વિશ્વ તેમાં ડૂબીને પોતે પોતાના સ્વરૂપમાં લય પામે છે, ત્યાર પછી ઉદ્‌ગમ પ્રવાહ અને સમુદ્રમાં મળવું, એ અવસ્થાઓ રહેતી નથી, તેમ સર્વત્ર જળ છે, એનો પણ બોધ કોઈને થતો નથી, તે જ પ્રમાણે જ્ઞેયનું ઐક્ય થતાં જ્ઞાતૃત્વનો પણ પોતાની મેળે જ લોપ થાય છે; ત્યારે હે અર્જુન! જે જ્ઞાન શેષ રહે છે, તે જ શાંતિનું સ્વરૂપ છે. (૧૪૦)

હવે પીડા આપનાર વ્યાધિથી કે અનિષ્ટ સમાચાર સાંભળવાથી ઉત્પન્ન થયેલી ચિંતા વડે જે ગ્રસ્ત થયેલો હોય છે, તેને પોતાનો કે પારકો ન માનતા જે પ્રમાણે ઉત્તમ વૈદ્ય તેનું દુઃખ નિવારે છે, અથવા કોઈ ગાય કાદવમાં ખૂંપી જતાં તેનું દુઃખ જોઈને જેનું મન આકુળવ્યાકુળ થાય છે અને તે દૂઝણી છે કે વસૂકી ગએલી છે એનો લેશ માત્ર પણ વિચાર ન કરતા તેને બહાર જ કાઢે છે; અથવા ડૂબતા મનુષ્ય તરફ જોઈ જેના મનમાં કરુણા ઉત્પન્ન થાય છે અને તે ડૂબનારો મનુષ્ય બ્રાહ્મણ છે કે અંત્યજ છે, એ વાતની ચોકસાઈ ન કરતાં તેને પાણીમાથી બહાર કાઢી તેના પ્રાણનું રક્ષણ કરે છે; અથવા મહાવનમાં દુષ્ટોએ કોઈ એક પતિવ્રતા સ્ત્રીને લૂટી તેને વસ્ત્રહીન કરીને મૂકી દીધી હોય અને તે સ્ત્રી તેવી નગ્નાવસ્થામાં જો કોઈ સંભાવિત ગૃહસ્થ-

ની દૃષ્ટિએ પડતાં પ્રથમ તે ગૃહસ્થ તેને જેમ પહેરવાને વસ્ત્ર આપીને પછી જ તેની બીજી પૂછપરછ કરે છે; તેમ જ જેઓ અજ્ઞાન અને પ્રમાદથી વ્યાપ્ત હોય કે પૂર્વકર્માનુરૂપ જેમને કાંઈ વ્યાધિ લાગેલો હોય અને જેઓ સર્વની નિંદાને પાત્ર થયેલા હોય, તેમને પોતે સહાય આપીને જે તેમને તેમના વ્યાધિની વિસ્મૃતિ કરાવે છે; અરે, પોતાની સમક્ષ આવનારા મનુષ્યના દોષોનો પોતાની દૃષ્ટિથી લોપ કર્યા પછી જ જે તેના પ્રતિ દૃષ્ટિપાત કરે છે, જે પ્રમાણે શાલિગ્રામની પ્રતિમાને વસ્ત્ર–અલંકાર પહેરાવીને તથા પુષ્પો ચઢાવીને પછી જ તેનામાં ચિત્ત લગાડવામાં આવે છે અથવા ક્ષેત્રમાં ધાન્ય વાવી ઉત્તમ પાક આવેલો જોયા પછી જ સંતોષ માનવામાં આવે છે અથવા પોતાને ઘેર આવેલા અતિથિને પ્રથમ અન્નદાન આપી સંતુષ્ટ કર્યા પછી તેના આશીર્વાદ લેવામાં આવે છે, તે જ પ્રમાણે તેઓ પોતાની સમક્ષ આવનારા મનુષ્યની ખામી પોતાના ગુણના સામર્થ્યથી દૂર કરીને પછી જ તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જુએ છે; (એનું નામ અપૈશુન્ય!) એટલું જ નહિ, પણ તેનાં દુઃખ પર ડામ ન દેવો અથવા તેનાં પાપકર્મોનો ઉચ્ચાર કરીને તેને દુઃખ ન આપવું અને તેનામાં વ્યાપેલા વ્યાધિનું નામ નિર્દેશ કરીને 'તું વ્યાધિગ્રસ્ત છે' એમ પણ કદાપિ કહેવું નહિ. પરંતુ જે ઉપાય વડે કોઈ પણ મનુષ્ય અધમ સ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિમાં આવી શકે એવા ઉપાયની જ જે યોજના કરે છે અને જે દુઃખીનાં દુઃખ પર ડામ દેતો નથી; હે અર્જુન! ઉત્તમ મનુષ્યની સાથે તુલના કરી અન્યને જે કનિષ્ઠ માનતો નથી અને તેના દોષ મનમાં લાવતો નથી, તે જ (મનુષ્યના ગુણો) 'અપૈશુન્ય'નાં ખરાં લક્ષણો છે અને હે અર્જુન! મોક્ષમાર્ગનાં સુખાવહ મુખ્ય સાધનો પણ આ જ છે. (૧૫૩)

હવે દયાનાં લક્ષણો સાંભળ. જે પ્રમાણે પૂર્ણિમાનો ચંદ્ર નાના-મોટાનો ભેદ ન રાખતાં સર્વને સમાન જ શાંતિ આપે છે, તેવી રીતે દયાળુ પુરુષ દુઃખીનાં 'દુઃખનું નિવારણ કરતી વખતે તે ઉત્તમ છે કે અધમ છે, એ વાત લક્ષમાં ન રાખતાં સર્વનાં દુઃખ દૂર કરે છે. જગતમાં પાણી જેવી ઉપકારક વસ્તુ બીજી કઈ છે કે જે ઘાસ સુકાવા માંડતાં પોતાનો નાશ કરીને પણ પોતાની આર્દ્રતાથી તેનું રક્ષણ કરે છે, તેમ પીડિત મનુષ્ય દેખાતાં તેને સર્વસ્વ આપીને પણ કાંઈ આપી શકાયું નથી, એમ તે માને છે. વહેતા પાણીના માર્ગમાં ખાડો આવે તો તેને ભરી દીધા વિના તે આગળ વધતું નથી, તેમ તે જોવામાં

આવેલા દુઃખી મનુષ્યને સંતોષ આપ્યા સિવાય પગલું પણ ભરતો નથી. પગમાં કાંટો વાગતાં જીવ આકુળવ્યાકુળ થાય છે, તે પ્રમાણે અન્યનું સંકટ જોઈ તેનું મન વ્યથિત થાય છે. પગ તળે શીત પદાર્થનું મર્દન કરતાં જેમ આંખમાં શીતળતા આવે છે, તેમ અન્યનું સુખ જોઈને તેને સુખ થાય છે, કિંબહુના, તૃષિતની તૃષા છિપાવવા માટે જે પ્રમાણે જગતમાં પાણી નિર્માણ કરવામાં આવ્યું છે, તે પ્રમાણે દુઃખિત મનુષ્યોનાં દુઃખનું નિવારણ કરવાને માટે જ તે આ જગતમાં રહે છે. જે મનુષ્ય આવા ગુણથી યુક્ત હોય છે, તે દયાની કેવળ મૂર્તિ જ છે! અને હે વીરોત્તમ! તેનો હું જન્મથી જ ઋણી છું.(૧૬૨)

સૂર્યોદય થતાની સાથે કમળપુષ્પ વિકાસ પામે છે; પરંતુ સૂર્ય જેમ તેની સુગંધનો ઉપભોગ લેતો નથી, અથવા વસંતઋતુમાં અરણ્યમાં અનેક વૃક્ષો નવપલ્લવિત થાય છે, તથાપિ તેમાંના એક પણ વૃક્ષનો ઉપભોગ ન લેતાં જેમ વસંતકાળ આવ્યો, તેવો જ ચાલ્યો જાય છે, વધારે શું કહું? લક્ષ્મી મહાસિદ્ધિ સહિત શ્રીવિષ્ણુને પ્રાપ્ત થઈ, તોપણ જેમ વિષ્ણુનું તો તેના પ્રતિ લક્ષ પણ જતું નથી, તેવી જ રીતે આ લોક તથા પરલોકના મનગમતા ભોગો આવીને તેના દાસ તરીકે ઊભા રહે, તોપણ તેના મનમાં, તેમનો ઉપભોગ લેવાનો જરા સરખો પણ વિચાર આવતો નથી; વધારે શું કહું? માત્ર કૌતુકને ખાતર પણ જે વિષયોની ઈચ્છા રાખતો નથી, એવી જે દશા તેને 'અલોલુપત્વ' કહેવામાં આવે છે. (૧૬૭)

મધુમક્ષિકાને જેમ મધપૂડો જ પ્રિય હોય છે, જળચરને જેમ પાણી જ પ્રિય હોય છે, પક્ષીઓને ઊડવા માટે પ્રતિબંધરહિત આકાશ છે અને બાળકને સુખ થાય એવા ઉદ્દેશથી જ જેમ માતાનો તેમાં પ્રેમ હોય છે; અથવા વસંતઋતુનો આરંભ થતાં જેમ મલય પર્વત પરનો વાયુ સુગંધયુક્ત અને મંદમંદ વહે છે, પ્રિય વસ્તુને જોતાં જેમ નેત્રોને સંતોષ થાય છે; અથવા કાચબી જેવી રીતે પોતાની દૃષ્ટિ વડે જ પોતાનાં બચ્ચાંનું પોષણ કરે છે, તે પ્રમાણે જેની દૃષ્ટિ ભૂતમાત્રમાં પ્રેમયુક્ત હોય છે; સ્પર્શમાં કોમળ, ખાવામાં સ્વાદિષ્ટ, સુગંધયુક્ત અને રૂપમાં સ્વચ્છ તથા શુભ્ર, એવું જે કપૂર, તે ગમે તેટલું ખાઈ જવા છતાં જો તેનાથી કાંઈ પણ અપાય થવાનો ભય ન હોત, તો અવશ્ય તે ઉપમાને પાત્ર થઈ શકત: એટલે કે કોમળતાને કપૂરની ઉપમા આપી શકાત; પરંતુ જેના ઉદરમાં પંચ મહાભૂતોનો સમાવેશ થાય છે, તેમ જ જે પરમાણુમાં પણ સમાય છે અને ગગન જેવી

રીતે વિશ્વના આકાર પ્રમાણેના આકારને પ્રાપ્ત થાય છે; વધારે શું કહેવું ? જેઓ જગતના જીવન માટે જ જીવે છે, આવી સ્થિતિને હું 'માર્દવ' (કોમળતા) કહું છું. (૧૭૪)

પરાજિત થયેલો રાજા જેવી રીતે લજ્જાથી દુઃખી થાય છે, અથવા નિકૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થતાં માની પુરુષ (આબરૂદાર માણસ) જેમ નિસ્તેજ થઈ જાય છે, અથવા એકાદ ઉત્તમ સંન્યાસી અકસ્માત્ કોઈ ચંડાળના ઘરમાં જઈ પહોચતાં તેના મનમાં જેમ લજ્જા ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે ક્ષત્રિયને રણમાંથી ભાગી જવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે સહન કરવાને જેમ તેને શરમ ઉત્પન્ન થાય છે; અથવા પતિવ્રતા સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થતા તેને 'ગંગા' અથવા—'ભાગીરથી' એ સંજ્ઞાઓથી બોલાવતાં જેમ તેના હૃદયમાં વ્યથા થાય છે; સુંદર મનુષ્યના શરીરમાં કોઢ થતાં અથવા સંભાવિત મનુષ્ય પર ખોટું આળ આવે, તો તેને જેમ લજ્જા વડે પ્રાણસંકટ ઉત્પન્ન થાય છે; તેમ જ સાડાત્રણ હાથનું શરીર ધારણ કરી ભિન્નભિન્ન યોનિમાં ઉત્પન્ન થવું તથા મરવું, અને ગર્ભોદરૂપ મૂસમાં રક્ત અને મૂત્રના રસનું શરીર ધારણ કરવાની જેને લજ્જા લાગે છે; વધારે શું કહું ? જેને દેહ ધારણ કરી નામરૂપમાં આવવા કરતાં ઇતર કોઈ પણ ઘટના વધારે લજ્જાસ્પદ જણાતી નથી. આવા દોષોથી યુક્ત એવું જે શરીર તે ધારણ કરવામાં નિર્લજ્જ મનુષ્યો જ આનંદ માને છે, પરંતુ સાધુ પુરુષોને કંટાળો હોય છે અને એથી તેમને લજ્જા જ થયા કરે છે. જે પ્રમાણે કળસૂત્રી પૂતળીઓની દોરી તૂટવાથી તેની ચેષ્ટા બંધ થાય છે, તે જ પ્રમાણે પ્રાણનો જય કરવાથી અર્થાત્ પ્રાણને જીતી લેવાથી કર્મેંદ્રિયોની ગતિ બંધ થાય છે; અથવા સૂર્યાસ્ત થતાં સૂર્યકિરણોની પ્રભા બંધ થઈ જાય છે, તે જ પ્રમાણે મન પર વિજય પ્રાપ્ત કરવાથી જ્ઞાનેંદ્રિયોની મતિ કુંઠિત થાય છે. આ પ્રમાણે મન અને પ્રાણને વશ કરવાથી દશે ઇંદ્રિયો પાંગળી બને છે; તેને જ 'અચાપલ્ય' કહેવામાં આવે છે. (૧૮૫)

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

હે અર્જુન, તેજ+ (પ્રગલ્ભતા), ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, અદ્રોહ, નિર્માની-

+ શ્રેષ્ઠ પુરુષોની તે શક્તિનું નામ 'તેજ' છે કે, જેના પ્રભાવથી તેમની આગળ વિષયાસક્ત અને નીચ સ્વભાવવાળા માણસો પણ અન્યાયયુક્ત આચરણ કરવાથી અટકી જઈને તેમના કહેવા પ્રમાણે શ્રેષ્ઠ કર્મો કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે.

પણ (પોતામાં પૂજ્યતાના અભિમાનનો અભાવ) એ બધા દૈવી સંપત્તિને પ્રાપ્ત થયેલા પુરુષનાં લક્ષણો છે. ૩

ઈશ્વરપ્રાપ્તિ માટે જ્ઞાનમાર્ગનું મનઃપૂર્વક અવલંબન કરવાથી મનુષ્યને કશી પણ ન્યૂનતા રહેતી નથી. પતિવ્રતાને પતિના મરણ પછી અગ્નિમાં પ્રવેશ કરી મૃત્યુ પામવા જેવો કષ્ટકારક પ્રસંગ પ્રાપ્ત થાય છે, તોપણ તે સહગમન માટે આગળપાછળનો વિચાર કરતી નથી; તે જ પ્રમાણે જે આત્માની ચિંતા લાગ્યાથી વિષયોને વિષવત્ માનીને આત્મપ્રાપ્તિ માટે સુષુમ્ણા નાડીમાંથી પ્રાણવાયુને લઈ જવા જેવા કઠિન માર્ગનુ પણ અવલંબન કરે છે, તેને શાસ્ત્રમા બતાવેલા વિધિનિષેધની અડચણ કે મર્યાદા હોતી નથી અને મહાસિદ્ધિ પ્રાપ્ત થવાથી પણ આશ્ચર્ય લાગતું નથી. આ રીતે જેનું મન પોતાની મેળે જ ઈશ્વર પ્રતિ દોડી જાય છે, તેને શારીરિક તેજ કહેવામાં આવે છે. (૧૯૦)

હવે સર્વ સહન કરનારાઓમાં હુ શ્રેષ્ઠ છુ એવો ગર્વ જેને ઉત્પન્ન થતો નથી, તેને જ 'ક્ષમા' કહેવામાં આવે છે. જેવી રીતે દેહ સર્વ રોમને ધારણ કરતો હોવા છતા તે વિષેનો ગર્વ ધારતો નથી અને વિષયસેવનમાં ઇંદ્રિયોની અતિ પ્રવૃત્તિ, અથવા પૂર્વ કર્મના યોગે રોગની પ્રાપ્તિ અથવા પ્રિય વસ્તુનો વિયોગ અને અપ્રિય વસ્તુનો યોગ, આ સર્વ પ્રસંગો એકી વેળાએ પ્રાપ્ત થાય; તોપણ જે અગત્ય ઋષિની પેઠે ધૈર્ય ધરીને તેને સહન કરે છે, આકાશમાં ધૂમ્રના પ્રચંડ ગોટાઓ જાય, તોપણ જે પ્રમાણે પવનની એક જ લહેરી તેમને તત્કાળ વિખેરી નાખે છે, તે જ પ્રમાણે હે અર્જુન! આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક ઉપદ્રવો કદાચિત્ એક સાથે ઉત્પન્ન થઈ આવે; તોપણ જે ધૈર્યથી તે સર્વને ગળી જાય છે અને ચિત્તમા વ્યગ્રતા ઉત્પન્ન થાય એવા પ્રસગે પણ જે ધૈર્યને અચળ રાખે છે, તેને જ 'ધૃતિ' કહેવામાં આવે છે (૧૯૬)

હવે સુવર્ણકળશને સ્વચ્છ કરીને તેમા ગગારૂપી અમૃત ભરવામાં આવે, તો તે જેમ સર્વથી શુદ્ધ ગણાય છે, તેવુ જ 'શૌચ' વિષે સમજવું. જે મનુષ્યનાં આચરણ નિષ્કામ હોય અને જેના અતઃકરણમાં વિવેક જાગ્રત હોય છે, તે જેમ અદર અને બહાર શુદ્ધ હોય છે, તે પ્રમાણે જ 'શૌચ' પણ છે. ૧૯૮

ગંગોદક સમુદ્ર તરફ જતા જતા ગંગાતટ પર આવેલા વૃક્ષોનું સહજતયા પોષણ કરે છે, તથા સ્નાન કરનારાઓનાં પાપ અને તાપનો પણ નાશ કરે છે; અથવા જેમ સૂર્ય પોતાની રોજની પ્રદક્ષિણા કરવા

નીકળ્યો. એટલે નૈસર્ગિક રીતે જ અંધકારનો નાશ કરી નાખે છે તથા જગતમાંની સંપત્તિનાં સદનોનાં દ્વાર ઉઘાડીને વ્યાપાર–વ્યવહારનો આરંભ થાય છે, તે જ પ્રમાણે જે બદ્ધ મનુષ્યોને મુક્ત કરી, સંસારસાગરમાં ડૂબેલાને તારી, પીડિતોનાં દુઃખ દૂર કરીને, કિંબહુના, સ્વાર્થ સાધતો હોવા છતાં પણ જે રાત્રિ–દિવસ ઈતર મનુષ્યોનાં સુખને વધારે છે અને સ્વાર્થ સાધવા માટે અન્યના અહિતનો વિચાર પણ જેને ઊપજતો નથી; તેને જ હે અર્જુન! 'અદ્રોહ' કહેવામાં આવે છે. આ સર્વ મેં ખુલ્લી રીતે અને તારા જોવા જાણવામાં આવી શકે એવી રીતે તને કહી સંભળાવ્યુ છે. (૨૦૪)

હે પાર્થ! ભાગીરથે ગંગાને પ્રાર્થના કરી તેને મૃત્યુલોકમાં આણી તે વખતે શંકરે તેને પોતાની જટામાં ધારણ કરી લીધી; આથી તેના વેગના ગર્વનો ઉપમર્દ થયો અને તે લજ્જિત થઈ, તે પ્રમાણે લોકો માન આપે, ત્યારે જે સંકોચ પામે છે, તેનું નામ જ હે સુમતિ અર્જુન! 'અમાનિત્વ' છે. આ વિષે તને પૂર્વે અનેક વેળા કહ્યું છે; તેથી તે વિષે વધારે કહેવાની આવશ્યકતા નથી. એ પ્રમાણે દૈવી સંપત્તિ છવ્વીસ ગુણોવાળી હોય છે, અથવા આ દૈવી સંપત્તિ આ છવ્વીસ ગુણોરૂપી તીર્થો વડે નિત્યનૂતન હોઈને વૈરાગ્યરૂપી સગર રાજાનો× ઉદ્ધાર કરવા માટે, જાણે ભગવતી ગંગા જ પ્રગટ થઈ હોય એમ ભાસે છે; અથવા આ ગુણોરૂપી પુષ્પોની માળા હાથમાં ગ્રહી, મુક્તિરૂપ વધૂ નિરપેક્ષ વૈરાગ્યરૂપ વરનું ગળું જાણે શોધતી ન હોય એમ લાગે છે (તેને વરવા માટે યત્ન કરતી જણાય છે); અથવા છવ્વીસ ગુણોરૂપી વાટો સળગાવીને જાણે ગીતા જ પોતાના આત્મરૂપ પતિની આરતી ઉતારવા માટે આવી ન હોય એમ લાગે છે; અથવા ગીતારૂપી સમુદ્રમાંના આ ગુણોરૂપી મોતી દૈવી સંપત્તિરૂપ છીપમાં ઉત્પન્ન થયાં છે. દૈવી સંપત્તિનાં જે લક્ષણો વર્ણવી બતાવ્યાં, તે કરતાં અધિક તે હવે કેટલાંક વર્ણવી બતાવું? (૨૧૨)

હવે આસુરી સંપત્તિ એક દુઃખરૂપી વેલી હોઈ દોષરૂપી કાંટાઓથી જોકે ભરેલી છે, છતાં પણ તેને તું તારા મનમાં તો જાણી જ લે; કારણ કે જે વસ્તુ ત્યાજ્ય હોય તે આપણા ઉપયોગની નથી હોતી એ વાત

× સગર વંશના દિલીપ રાજાના પુત્ર ભગીરથે તપશ્ચર્યા કરી, પોતાના કુળના માણસોનો ઉદ્ધાર કરવા માટે સ્વર્ગમાં રહેલી ગંગાને મૃત્યુલોકમાં આણી; તેથી જ તેનું નામ 'ભાગીરથી' પડ્યું છે.

જોકે ખરી છે, પરંતુ તેનો ત્યાગ કરવા માટે જ અતિ સાવધતાથી તે સાંભળી લે. જીવને ભયંકર નરકપ્રાપ્તિ કરી આપવાને માટે ઘોરતમ દોષોએ જે પોતાનું સંપીલું મંડળ બનાવ્યું છે, તે જ એ આસુરી સંપત્તિ છે. અથવા તો સર્વ વિષો એકત્ર થાય, એટલે પછી તેમને 'કાળકૂટ'* એવું એકત્ર નામ આપવામાં આવે છે, તે પ્રમાણે આસુરી સંપત્તિ એટલે દોષોનો એક ગોળો જ છે, (૨૧૯)

**दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च।**
**अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥ ४ ॥**

હે અર્જુન! દંભ (ઢોંગીપણું), ગર્વ (માનીપણું), અભિમાન, ક્રોધ, મર્મભેદક ભાષણ અને અજ્ઞાન–આ લક્ષણો આસુરી સંપત્તિમાં ઉત્પન્ન થયેલા પુરુષમાં રહેલા હોય છે. ૪

હે વીર! આ આસુરી દોષોમા જે મુખ્ય તરીકે પ્રસિદ્ધ છે, તેનું નામ દંભ છે. જેવી રીતે આપણી માતા તીર્થ સમાન આપણને પાવન કરનારી હોય છે, તોપણ તેની નિંદા કરીને તેના દોષ લોકોની આગળ પ્રગટ કરવાથી તે આપણા પતનનું કારણ થઈ પડે છે; અથવા ગુરુ પાસેથી સંપાદન કરેલી બ્રહ્મવિદ્યાને જો બજારમાં ઉઘાડી કરીને મેલીએ, તો તે આપણું હિત કરનારી હોવા છતા પણ અહિતકારક જ થઈ પડે છે; પોતે મહાપૂરમાં વહી અન્યને સામે તીર લઈ જવાવાળી નાવ પણ જો તેને આપણે મસ્તક પર ઉપાડી લઈએ, તો તે આપણને જ ડુબાડી દે છે; હે પાંડુસુત! જીવનું રક્ષણ કરનાર અન્નનું અધિક સેવન કરવામા આવે, તો તે વિષની પેઠે ઘાતક નીવડે છે; તે પ્રમાણે આ લોક–પરલોકનો સખા જે ધર્મ, તેને જો બજારમાં પ્રગટ કરવામા આવે, તો તે આપણો તારક હોવા છતા દોષકારક (મારક) જ થઈ પડવાનો વધારે સંભવ હોય છે. એટલા માટે હે વીર! આપણે આચરણ કરેલો ધર્મ જો આપણી વાણીથી ચારે દિશામાં પ્રસિદ્ધ કરીએ, તો તે ધર્મ જ અધર્મ બની જાય છે; અને તેને જ 'દંભ' કહેવામાં આવે છે. (૨૨૩)

મૂર્ખ મનુષ્યને ચાર અક્ષરો આવડતાં તે જેમ બ્રહ્મદેવની સભાને પણ તુચ્છ માને છે; અથવા મદ્યપાનથી ઉન્મત્ત થયેલા મનુષ્યનો ઘોડો જેવી રીતે રાજાની સવારીને પણ તુચ્છ માની 'કુછ બિસાત'માં

* કાળકૂટ એક પ્રકારના વિષનું નામ છે; પરંતુ ખાસ કરીને સમુદ્રમંથનસમયે જે વિષ નીકળ્યું હતું, તેને જ 'કાળકૂટ' નામથી ઓળખવાનો પાઠ છે, એને 'હલાહલ' પણ કહેવામાં આવે છે.

નથી ગણુતો; કાંટાવાળા વૃક્ષ પરનો કાકીડો વૃક્ષની ટોચ પર જઈને બેઠો, એટલે પોતાને સ્વર્ગથી પણુ ઉચ્ચ સ્થાને પહોંચી ગયેલો માને છે; તૃણુનું જ બળતણુ મળે, તોપણુ અગ્નિની જ્વાળાઓ જેવી રીતે આકાશમાં જઈ પહોંચે છે; ખાબોચિયામાંનું માછલું જેમ સમુદ્રને પણુ ખાબોચિયા આગળ તુચ્છ માને છે, અથવા એક દિવસ પારકું અન્ન મળ્યું એટલે તેટલાથી જ જેમ દરિદ્રી મનુષ્ય ઉન્મત્ત બની જાય છે; તે જ પ્રમાણે જે સ્ત્રી, ધન, વિદ્યા, સ્તુતિ અને બહુમાન મળવાથી ઉન્મત્ત થાય છે; કોઈક દિવસ અભ્રચ્છાયા પડેલી જોઈને હવે આપણુને બેસવા માટે છાયાની શી આવશ્યકતા છે એવા વિચારથી દૈવહીન મનુષ્ય જેવી રીતે પોતાના ઘરને તોડી પાડે છે, અથવા એકાદ મૂર્ખ મનુષ્ય જેમ મૃગજળને જોઈને પોતાના ઘરમાંના કૂવાને પૂરી નાખે છે, તેમ સંપત્તિના યોગથી ઉન્મત્ત થવાનો જે વ્યાપાર તેને જ 'દર્પ' કહેવામાં આવે છે, એમ હું તને નિઃસંશય કહું છું. (૨૨૯)

સમસ્ત જગતનો વેદોમાં વિશ્વાસ છે, ઈશ્વર સર્વ કોઈને પૂજ્ય છે, તેમ જ સકલ વિશ્વમાં સૂર્ય સમાન તેજસ્વી અન્ય કોઈ પણુ નથી; સર્વ કોઈ ને સાર્વભૌમપદની ઇચ્છા હોય છે અને પોતાને મરણુ પ્રાપ્ત ન થાય તો સારું એ સર્વની એકસરખી આકાંક્ષા હોય છે, એ તો જાણે નિર્વિવાદ જ છે; એટલા માટે લોકો મહા ઉત્સાહથી વેદોનું અને ઈશ્વરનું વર્ણન કરે છે; પણુ તે સાંભળતાં જ જેના મનમાં મત્સર ઉત્પન્ન થવાથી જે તત્કાળ કોપાયમાન થાય છે અને કહે છે કે, 'હું ઈશ્વરને ખાઈ જઈશ, વેદોને વિષ ખવડાવીને ઠાર કરીશ અને જે સર્વનો સરક્ષક છે, તેની સત્તાનું હરણુ કરીશ!' પતંગિયું જેમ દીપકનો પ્રકાશ સહન કરી શકતું નથી, આગિયાને જેમ સૂર્યનો તિરસ્કાર આવે છે અને ટિટોડી સમુદ્રની સાથે વેર બાંધે છે, તે જ પ્રમાણે જો કોઈ ઈશ્વરની સ્તુતિ કરે, તો અભિમાનને લીધે તે સ્તુતિ તેનાથી સહન કરી શકાતી નથી અને પિતા કદાચિત્ પોતાની સંપત્તિમાંથી ભાગ માગશે તો? એવી શંકાથી તે એમ જ કહેવા માંડે છે કે, આ તો મને પોતાની મેળે જ પ્રાપ્ત થયેલી છે! આ પ્રમાણે જેના મનમાં માન(અભિમાન)નો અતિશય સચય થયેલો હોય, તે જ 'અભિમાની' માનીપણું છે અને તે ઉન્મત્ત પુરુષને રૌરવ નરકમાં જવા માટેનો એ રાજમાર્ગ છે. (૨૩૬)

અન્યનું સુખ જોતાં જ જેને ક્રોધરૂપી અગ્નિનું વિષ ચડે છે; જેવી રીતે ઊકળેલા તેલમાં શીતળ જળ નાખવાથી તે ભડકી ઊઠે છે;

અથવા ચંદ્રને જોતાં જ શિયાળવું જેમ પોતાના મનમાં બળી ઊઠે છે; જેના યોગે સમસ્ત જગતની પ્રવૃત્તિનો આરંભ થાય છે, તે જ સૂર્યને પ્રભાતમાં ઉદિત થયેલો જોઈને માત્ર પાપી દિવાભીત(ઘુવડ)નાં નેત્રો ફૂટી જાય છે; જે પ્રભાતના આગમનથી સર્વ લોકોને સુખ થાય છે, તે જ પ્રભાતને જોતાં ચોરોને તેથી મૃત્યુ કરતાં પણ અધિક દુઃખ થાય છે, અને સર્પને દૂધ પાવામાં આવે, તો જેમ તેનું ભયંકર વિષ જ બને છે; અગાધ સમુદ્રના જળનુ પ્રાશન કરવા છતાંય જેમ વડવાનલ ઊલટો અધિક જ પ્રદીપ્ત થાય છે અને તેને સ્વપ્નમાં પણ શાંતિ હોતી નથી; તે જ પ્રમાણે અન્યની વિદ્યા, વિનોદ, વૈભવ, કે સૌભાગ્યને જોઈને જેના અંગમાં જ્વાળા લાગી જાય છે, તેને ક્રોધ કહેવામાં આવે છે. (૨૪૨)

જેનું મન સર્પના દર જેવું (વક્ર) અને દૃષ્ટિ બાણના અગ્ર સમાન તીક્ષ્ણ હોય છે, જેનુ ભાષણ અગ્નિની વૃષ્ટિ સમાન પ્રખર–દાહક હોય છે; તેમ જ જેની ઇતર ક્રિયાઓ પોલાદના કરવતની પેઠે અન્યને ત્રાસદાયક થઈ પડનારી હોય છે, એવી રીતે જે અન્યના મનને ભિન્નભિન્ન કરનારી ક્રિયાઓથી અંતર્બાહ્ય ભરેલો હોય છે, તે સર્વ મનુષ્યોમાં અધમ મનુષ્ય છે, એમ તું જાણજે. આ 'પારુષ્ય'નાં લક્ષણો છે. (૨૪૫)

હવે અજ્ઞાનનાં લક્ષણો કહું છું તે સાંભળ. જેમ પાષાણને શીત અને ઉષ્ણ વસ્તુના સ્પર્શનુ જ્ઞાન હોતું નથી, અથવા જન્માંધ જેમ રાત્રિદિવસને જાણી શકતો નથી, અગ્નિ સળગ્યા પછી કઈ વસ્તુનો નાશ કરવો અને કઈ વસ્તુનો નાશ ન કરવો એ ભેદને જેમ અગ્નિ જાણતો નથી, અથવા પારસમણિ જેમ સુવર્ણ તથા લોખંડ વચ્ચેના ભેદને ઓળખતો નથી, વિવિધ પ્રકારના રસોમાં ઝબોળવામાં આવતી પળી અથવા કડછી જેમ નાના પ્રકારના રસ કે સ્વાદનો ઉપભોગ લઈ શકતી નથી; અથવા પવન વહેવા માડતાં જેમ સાંકડા કે પહોળા માર્ગનો કાંઈ પણ વિચાર ન કરતાં સર્વત્ર સમાનતાથી સંચાર કરે છે તે જ પ્રમાણે જે સારાં કે નઠારાં કૃત્યોનો વિચાર કરવામા અંધ હોય છે; સારી કે માઠી વસ્તુના ભેદને ન જાણતાં નાનું બાળક જે કાંઈ જુએ છે, તેને જેમ મુખમા મૂકે છે; તે પ્રમાણે પાપ–પુણ્યની ખીચડી કરીને તેને ખાતી વખતે (કોઈ પણ કાર્ય કરતી વેળાએ) બુદ્ધિને કટુ છે કે મિષ્ટ છે (આ કૃત્ય સારું છે કે નઠારું છે) એનુ જ્ઞાન ન થવું, એવી જે દશા તેને 'અજ્ઞાન' કહેવામાં આવે છે. (૨૫૧)

આ પ્રમાણે છયે દોષોનાં લક્ષણો તને કહી સંભળાવ્યા. આ છયે દોષો અંગમાં હોવાથી જ આ આસુરી સંપત્તિ અતિ બલાઢ્ય થયેલી છે. સર્પનું શરીર નાનું હોય, તોપણ તેમાં જેમ વિષ ઘણું હોય છે; અથવા પ્રલયાગ્નિ, વિદ્યુદગ્નિ અને વડવાગ્નિ એ ત્રણ અગ્નિની સંખ્યા તો જોવા જતાં ઘણી થોડી છે; પણ એ અગ્નિઓ એકવાર ભડકયા એટલે તેમના ભક્ષણ માટે આ આખું વિશ્વ પણ પૂરું થાય તેમ નથી; બ્રહ્મદેવને શરણે ગયા છતાં પણ ત્રિદોષથી ગ્રસ્ત થયેલા મનુષ્યનું મરણ ટળતું નથી, તો તે ત્રણ દોષોથી બમણી સંખ્યાના એ છ દોષ છે. એમ જ તારે સમજવાનું છે. એ સંપૂર્ણ છ દોષોથી જે આસુરી સંપત્તિ ભરપૂર છે, તેનું પ્રાબલ્ય જેવું તેવું સમજીશ નહિ. દુષ્ટ ગ્રહોનો સમુદાય એકાદ વખત એક જ રાશિમાં આવે છે; અથવા નિંદા કરનારને જે પ્રમાણે સર્વ પાતકો લાગે છે; મરણ સમીપ આવ્યુ હોય, એવા મનુષ્યને જે પ્રમાણે સર્વ રોગો ગ્રસ્ત કરે છે; અથવા કુમુહૂર્ત-કાળે જે પ્રમાણે કુયોગ એકત્રિત થાય છે; અન્ય પર વિશ્વાસ રાખનાર મનુષ્ય ચોરોની જાળમાં સપડાઈ જાય છે: અથવા થાકયોપાકયો મનુષ્ય મહાપૂરમાં પડે, એટલે જેમ તેનું પરિણામ અહિતકારક જ આવે છે; તે પ્રમાણે આ છ દોષોથી મનુષ્યનું અત્યંત અનિષ્ટ થાય છે. અથવા બકરીને ચરતી વખતે સાત આંકડાવાળો વીંછી કરડે અને તેના યોગે તે મરણ પામે, તે પ્રમાણે આ છયે દોષો તે મનુષ્યને પ્રાપ્ત થાય છે કે જેને મોક્ષમાર્ગે જવા માટેના ઉપાયોનું જ્ઞાન નથી તેથી તે સંસારસાગરમાં ડૂબી જઈને બહાર જ નીકળતો નથી અને તેથી હે અર્જુન! અધમ યોનિનાં પગથિયાં પરથી ઊતરતો ઊતરતો તે સ્થાવર યોનિના તલપ્રદેશ પર્યંત આવી લાગે છે; અસ્તુ. તેનામાં એ છયે દોષો એકત્રિત થઈને આસુરી સંપત્તિને વધારે છે. એ પ્રમાણે જગતપ્રસિદ્ધ બે પ્રકારની સંપત્તિઓનાં ભિન્નભિન્ન લક્ષણો તને કહી સંભળાવ્યાં. (૨૬૪)

**दैवी सम्पद्विमोक्षाय निबन्धायासुरी मता।**
**मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव ॥५॥**

દૈવી સંપત્તિ વડે સંસારમાથી છૂટકો થાય છે અને આસુરી સંપત્તિના યોગથી સંસારબંધન પ્રાપ્ત થાય છે. હે અર્જુન! તું દૈવી સંપત્તિમા જન્મ્યો છે; એટલે તું શોક ન કર. ૫

આ બે પૈકી પ્રથમ જે દૈવી સંપત્તિ તને કહી, તે મોક્ષરૂપી સૂર્યના ઉદયથી થયેલો પ્રભાત જ છે (સૂર્યોદયની પૂર્વે જે પ્રમાણે

પો ફાટે છે, તે પ્રમાણે આ દૈવી સંપત્તિની પ્રાપ્તિ, એ મોક્ષ પૂર્વેની સ્થિતિ છે). બીજી જે આસુરી સંપત્તિ તે તો જીવ માટે મોહરૂપી લોખંડની બેડી જ છે; પરંતુ આ વાત સાંભળીને ધાસ્તી રાખીશ મા. સૂર્યે રાત્રિની ભીતિ શા માટે રાખવી જોઈએ ? હે ધનંજય ! ઉપલા છ ગુણોનું આશ્રયસ્થાન બનનાર જ આ આસુરી સંપત્તિના સપાટામાં સપડાય છે. હે અર્જુન ! તું તો એવો જન્મ પામ્યો છે કે જે ઉપર્યુક્ત દૈવી ગુણોનો સાગર જ છે; એટલા માટે હે પાર્થ ! તું એ દૈવી સંપત્તિનો સ્વામી થઈને મોક્ષસુખ લેવા માટે આવ. (૨૭૦)

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

હે અર્જુન ! આ લોકમાં દૈવ અને આસુર–એવા બે પ્રકારના મનુષ્યોના વર્ગ છે. તેમાંનો દૈવ વર્ગ તો પૂર્વે તને વિસ્તારપૂર્વક કહેલો જ છે, એટલે હવે આસુર વર્ગનાં લક્ષણો કહું છું તે સાંભળ. ૬

અને આ દૈવી તથા આસુરી સંપત્તિથી યુક્ત એવા લોકોની વર્તણૂકના અનાદિસિદ્ધ માર્ગો ચાલતા આવેલા છે. જે પ્રમાણે રાત્રિએ નિશાચરોની પ્રવૃત્તિઓ ચાલુ હોય છે અને દિવસે મનુષ્યાદિની ઉત્તમ પ્રવૃત્તિઓ ચાલતી હોય છે, તે જ પ્રમાણે હે અર્જુન ! આ સંસારમાં દૈવી તથા આસુરી સંપત્તિના વ્યવહારો પોતપોતાને માર્ગે ચાલતા હોય છે. પાછળ જ્ઞાન વિષે વિવેચન કરતી વખતે દૈવી સંપત્તિને વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે. હવે આસુરી સંપત્તિયુક્ત લોકો વિષે તને કહું છું, તે પ્રતિ પૂર્ણ લક્ષ આપ. જેવી રીતે વાદ્ય વિના નાદ કોઈના સાંભળવામાં આવી શકતો નથી અથવા પુષ્પ વિના મકરંદની પ્રાપ્તિ થતી નથી, તે જ પ્રમાણે એકાદ શરીરનો આશ્રય લીધા સિવાય આસુરી સંપત્તિ પણ દેખાતી નથી. કાષ્ઠ પર કાષ્ઠ ઘસવાથી તેમાં જેમ અગ્નિ દેખાય છે, તેવી રીતે મનુષ્યના શરીરમાં ઓતપ્રોત ભરેલી એ આસુરી સંપત્તિ દેખાય છે. શેરડી વધતી જાય, તેમ તેમ તેમાં રસ પણ વધતો જાય છે, તે જ પ્રમાણે જેમ જેમ પ્રાણીનું શરીર વૃદ્ધિ પામતું જાય છે, તેમ તેમ તે આસુરી સંપત્તિ પણ વધતી જાય છે. હવે હે અર્જુન ! આસુરી સંપત્તિવાળાં જે પ્રાણીઓ જન્મેલાં છે, તેમનાં લક્ષણો તને કહી સંભળાવું છું. (૨૮૦)

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

આસુરી સંપત્તિવાળા લોકોને કયુ કાર્ય કરવું અને કયુ ન કરવુ, એનું જ્ઞાન હોતુ નથી, તેમ જ તેમનામાં અંતર્બાહ્ય પવિત્રતા, આચાર તથા સત્યનો પણ અભાવ જ હોય છે. ૭

પુણ્યાચરણવિષયક પ્રવૃત્તિ અને પાપાચરણ વિષે નિષેધ, એ જ્ઞાનનો તો, જેમના અંતઃકરણમાં અંધકાર વ્યાપેલો હોય છે; રેશમનો કીડો પોતાનું ઘર બાંધવા માંડે એટલે બહાર નીકળવાનો માર્ગ રહે છે કે નહિ, એ પ્રતિ લક્ષ જ આપતો નથી અને તેથી જ અંદર ગોંધાઈ જાય છે, અથવા આપણે ધીરેલી મૂડી (પૂંજી) પાછી વસૂલ થઈ શકશે કે નહિ, એ પ્રમાણે ભવિષ્યનો વિચાર ન કરતાં જેવી રીતે મૂર્ખ મનુષ્ય ચોરને પૈસા કરજે આપે છે; તે જ પ્રમાણે જે લોકો આસુરી સંપત્તિઓનો આશ્રય કરે છે, તેઓ પ્રવૃત્તિ અને નિવૃત્તિ—એ ઉભય માર્ગને જાણતા નથી અને પવિત્રતા કેવી હોય છે, તેની તો તેમને સ્વપ્ને પણ ખબર હોતી નથી; કદાચિત્ કોલસા પણ પોતાની શ્યામતાનો પરિત્યાગ કરે જ, કાગડો પણ ધોળો થાય અને રાક્ષસ પણ માંસભક્ષણથી કંટાળે (એ સંભવિત છે), પરંતુ હે અર્જુન! જેવી રીતે મદ્યના પાત્રને પવિત્રતા પ્રાપ્ત થતી નથી, તે પ્રમાણે આસુરી પ્રાણીઓમાં શુચિત્વ આવવાનુ નથી. જેમને શાસ્ત્રોક્ત કર્મની ઇચ્છા હોતી નથી, જેઓ વડીલોની આજ્ઞાની વાટ જોતા નથી અને જેમને આચારનો પરિચય માત્ર પૂર્ણ હોતો નથી; જેવી રીતે બકરી ગમે તે પાલો ખાઈ જાય છે અથવા પવન ગમે ત્યાં વિચરે છે અથવા અગ્નિ એકવાર પ્રદીપ્ત થયો એટલે પછી ગમે તે પદાર્થને બાળી નાખે છે, તે જ પ્રમાણે આસુરી સંપત્તિવાળા લોકો પોતાની ઇચ્છાને જ આગળ રાખીને આચરણ કરે છે અને સત્યની સાથે તો તેમને નિત્યનું હાડવેર જ બંધાયલું હોય છે. જો વીંછી પોતાના આંકડાનો ડંખ મારીને લોકોને તેના યોગે ગદગદિયાં કરી શકે, તો જ તેમના બોલવામાં સત્યનો અંશ મળી શકવાનો સંભવ છે. ગુદાદ્વારમાંથી નીકળતો વાયુ (અધોવાયુ) જો સુગંધયુક્ત હોય, તો જ આસુરી સંપત્તિવાળા લોકોમાં સત્ય મળી શકે; કેમકે તેઓ સ્વભાવથી જ દુષ્ટ હોય છે. હવે તેમના બોલવાની નવીનતા (વિલક્ષણતા) તને કહી સંભળાવું છું. ઊંટના કોઈ પણ અંગમાં સીધાપણું હોય છે કે? આસુરી સંપત્તિના લોકોની સ્થિતિ એવી જ છે; પરંતુ પ્રસંગાનુસાર હું જે કહું છું તે સાંભળ. હવે હું તેમનાં જે ભાષણ બોલી બતાવવાનો છું, તે જેમ ધુમાડિયાના મુખમાંથી ધુમાડાના ગોટેગોટા બહાર નીકળે છે, તે પ્રમાણે તેમના મુખ-

માંથી અયોગ્ય શબ્દો બહાર પડતા હોય છે, એમ તું સમજ. (૨૯૪)

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

આ જગત અસત્ય છે, પ્રતિષ્ઠારહિત (ધર્માધર્મની મર્યાદા વગરનુ), છે; ઈશ્વરરહિત છે એટલે કે તેનો કર્તા કોઈ નથી; સ્ત્રીપુરુષના સયોગથી ઉત્પન્ન થયેલુ છે, કામ જ એનું મૂળ કારણ છે, બીજુ શું? એમ તેઓ કહે છે. ૮

આ જગત અનાદિ કાળથી ચાલતું આવેલું છે અને તેમાં ઈશ્વર સર્વથી શ્રેષ્ઠ હોઈને તેનો નિયંતા છે, અને વિશ્વના ન્યાયમંદિરમાં ન્યાય-અન્યાયનો નિર્ણય વેદ દ્વારા થાય છે; વેદ જેને અન્યાયી ઠરાવે છે, તેને નરકભોગની શિક્ષા આપવામાં આવે છે અને જેને ન્યાયી ઠરાવે છે, તે સ્વર્ગભોગ ભોગવે છે. હે પાર્થ! આવા પ્રકારની અનાદિ કાળથી ચાલતી આવેલી જે આ વિશ્વવ્યવસ્થા છે તેને તેઓ (આસુરી સંપત્તિવાળાઓ) ખોટી હોવાનુ કહે છે, તેઓ એવું જ બકતા ફરે છે, કે જેમને યજ્ઞની ઘેલછા લાગેલી હોય છે તેઓ જ યજ્ઞ કરીને મોહાય છે. જેમને દેવોની પૂજા કરવાનો ઉન્માદ થયેલો હોય છે તેઓ મૂર્તિપૂજા કરે છે અને જેઓ સમાધિયોગથી ભ્રમિષ્ટ થયેલા હોય, તેઓ આ સંસારનો ત્યાગ કરીને ભગવાં વસ્ત્ર ધારણ કરી યોગી બની જાય છે. આ જગતમાં પોતાના સામર્થ્યથી જે કોઈ પણ વસ્તુનો ઉપભોગ લઈ શકાય તે લેવો; એથી વધારે પુણ્યકર્મ બીજું કોઈ પણ હોઈ શકે ખરું? નિર્બળતાના કારણે પ્રાપ્ત વિષયોનો ઉપભોગ ન લઈ શકાય તો તે જ પાપ છે. ધનવાનોના પ્રાણહરણને જો પાપ ગણવામાં આવે, તો તેમનું સર્વ ધન હાથમાં આવે છે, એ શું પુણ્યફળ નથી? બળવાન નિર્બળનો નાશ કરે, એથી જો પાપ લાગતું હોય, તો મોટાં માછલાં નાનાં માછલાને ખાઈ જાય છે, તો પછી તેમનું નિકંદન શા માટે થઈ જતું નથી? અને જો વર-કન્યાનો વિવાહ કરવાને માટે સારા કુળની તથા સુમુહૂર્તની જ આવશ્યકતા રહેતી હોય, તો પછી પશુપક્ષી વગેરેમાં જે અબાધિત પ્રજોત્પત્તિ ચાલી રહી છે, તેઓ ક્યારે કુળ કે મુહૂર્ત જુએ છે? ચોરીને આણેલા ધનનો જો કોઈએ ઉપભોગ કર્યો હોય, તો વિષ પ્રમાણે કોઈને પણ તેનાથી કાંઈ પણ બાધા ક્યારેય થઈ છે ખરી કે? મનગમતો વ્યભિચાર કરવાથી શું કોઈને કોઢનો રોગ થયો છે કે? અર્થાત્ 'જગતનો સ્વામી ઈશ્વર, ધર્મથી વર્તનારને સુખ અને અધર્માચારીને દુઃખરૂપે

પોતાનાં કરેલાં કર્મોનાં ફળ પરલોકમાં પણ આપે જ છે' એવાં શાસ્ત્રનાં વચનો અમે માન્યાં હોત; પરંતુ પરલોક અને ઈશ્વર દૃષ્ટિગોચર થતા નથી; તેથી તેમને વિષે બોલવું વ્યર્થ છે. વળી પુણ્ય કે પાપ કરનાર મરણ પામે છે, ત્યારે તેનાં ફળ ભોગવવાને માટે પાછળ કોણ બાકી રહે છે? જેમ સ્વર્ગમાં ઉર્વશીના ઉપભોગથી ઇંદ્ર સુખી હોય છે, તે પ્રમાણે નરકના કીડાઓ પણ નરકમાં જ સુખ માને છે; તો પછી નરક કે સ્વર્ગ, એ પાપ કે પુણ્યનાં ફળ નથી; કેમકે ઉભય સ્થળે કામ-સુખનો જ ઉપભોગ મળે છે; એટલા માટે સકામ સ્ત્રી–પુરુષનો સંયોગ થવાથી જ સર્વ જગતની ઉત્પત્તિ થાય છે; અને આપણા હિત માટે ઇચ્છા કરી આપણે જે કાંઈ મેળવીએ છીએ, તેનો આપણને કંટાળો આવતાં અને તે પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થવાથી આપણી ઇચ્છા જ તેનો નાશ કરે છે. આમ જગતની ઉત્પત્તિનું કારણ કામ સિવાય અન્ય કાંઈ નથી, એવું આસુરી લોકો કહે છે. હવે આ નિંદ્ય કથનનો વિચાર કરવાની જરૂર નથી; કારણ કે એને વિષે ચર્ચા કરવી વ્યર્થ જ છે. (૩૧૩)

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આ પૂર્વોક્ત દૃષ્ટિનો આશ્રય કરીને તે આત્મઘાતક, અલ્પબુદ્ધિ ભયંકર કર્મો કરનારા, સર્વના વેરી એવા આસુરી સંપત્તિવાળાઓ જગતનો નાશ કરવાને માટે જ જન્મેલા હોય છે. ૯

તેઓ ઈશ્વરનો તિરસ્કાર કરીને કેવળ મિથ્યા બકવાટ જ કર્યાં કરે છે. તેમના ચિત્તમાં કોઈ પણ પ્રકારનો એક નિશ્ચય હોતો નથી. વધારે શું કહું? 'અમે ખુલ્લા નાસ્તિક છીએ,' એમ કહીને તેઓ પોતાના જીવમાં નાસ્તિકતાના મૂળનું આરોપણ કરી લે છે. પછી સ્વર્ગ વિષે શ્રદ્ધા કે નરકની ભીતિ તેમના હૃદયમાં લેશ પણ હોતી નથી. હે વીર અર્જુન! આવા આસુરી લોકો દેહરૂપી જાળમાં સપડાઈ, અપવિત્ર જળના નાશવંત પરપોટાની પેઠે વિષયરૂપી કાદવમાં ડૂબી જાય છે. જે વખતે જળચરોનું મૃત્યુ આવી પહોંચે છે, ત્યારે માછી લોકો જળાશયના તટ પર એકત્ર થઈને પાણીમાં જાળ નાખે છે; અથવા શરીરપતનનો સમય આવતાં જેમ રોગોની ઉત્પત્તિ થાય છે; અથવા જેમ પ્રજા પર સંકટ આવવાનાં હોય, ત્યારે આકાશમા ધૂમ-કેતુ ઊગે છે; તે જ પ્રમાણે લોકોનો નાશ થવા માટેનો સમય આવી પહોંચતાં તે આસુરી સંપત્તિવાળા લોકો જન્મે છે. જેવી રીતે અશુભ

બીજમાંથી અશુભ જ અંકુરો ફૂટે છે, તેવી જ રીતે આવા લોકો પાપના બોલતાચાલતા કીર્તિસ્તંભ જ હોય છે. જેમ આસપાસની વસ્તુઓને બાળવા વિના અગ્નિને બીજું કર્તવ્ય હોતું નથી, તેમ તે લોકોની પાસે જનારા લોકો ઉત્તમ હો કે અધમ, પરંતુ તેઓ તેમનો નાશ જ કરે છે. હવે જે રીતે તેઓ પોતાના કર્મ કરે છે, તેનું વર્ણન કરું છું તે સાંભળ, એમ શ્રીનિવાસ પાર્થ પ્રત્યે બોલ્યા. (૩૨૨)

कामामाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

કદી તૃપ્ત ન થાય એવા કામને આધીન બનીને તથા મોહથી અસત્ય માર્ગ ગ્રહણ કરીને, તે દુરાચારી અને દંભ, માન તથા મદથી ભરેલા લોકો કર્મ કરવાને ઉદ્યુક્ત થાય છે. ૧૦

જાળમાં જેમ પાણીનો સંચય કરી શકાતો નથી અને અગ્નિને જેમ કાષ્ઠથી તૃપ્તિ થતી નથી, તેમ જે નિરંતર બુભુક્ષિત હોય છે, એવા કામને પોતાના હૃદયમા આશ્રય આપી, હે પાંડવ! તેમાં વળી માન અને દંભની પણ ભરતી કરે છે. ગાંડા હાથીને જેમ દારૂ પાવાથી તે અધિક ઉન્મત્ત થાય છે, તેમ જેમના અંગમાં મદ પરિપૂર્ણ ભરેલો હોય છે, એવા આસુરી સંપત્તિવાળા લોકો જેમ જેમ વૃદ્ધ થતા જાય છે, તેમ તેમ પોતાને મહાન વિદ્વાન માનતા જાય છે; અર્થાત્ તેઓ વધુ ને વધુ અભિમાની બનતા જાય છે અને તે પોતાના કોઈ પણ કાર્યને સમાપ્ત કર્યા સિવાય છોડતા નથી. તેમાં વળી મૂર્ખતાની સહાયતા હોય, ત્યા પછી નિશ્ચયની દાદ કોણ સાંભળે? જેના યોગથી અન્યને પીડા થાય કે પ્રાણહાનિ થાય, તે કર્મો કરવામાં તેઓ નિરતર પ્રવૃત્ત થાય છે. તેઓ પોતાનાં કરેલાં કર્મોને પોતાની જાતે દશે દિશામા પ્રસિદ્ધ કરી મૂકે છે અને જગતને તુચ્છ માને છે. તેમની ઇચ્છાની દોડ એટલી બધી હોય છે કે, તેમને દશે દિશાઓ પણ પૂરી પડતી નથી. જે પ્રમાણે ગાયને ખેતરમા છૂટી મૂકી દીધી, એટલે ફાવે ત્યાં ચરે છે, તે પ્રમાણે તે છૂટથી પાપાચરણની વૃદ્ધિ કરે છે.

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

જેનુ માપ કરી શકાય નહિ અને મરણ પર્યંત જેનો અંત આવતો નથી, એવી ચિંતાનો આશ્રય કરી કામોપભોગમા જ નિમગ્ન થયેલા પુરુષનો કામશાંતિ એ જ માત્ર એક પુરુષાર્થ છે, એવો નિશ્ચય થયેલો હોય છે. ૧૧

આ જ એક સાધનથી તેઓ પોતાનાં કર્મો કરે છે અને મરણ પછી પણ પોતાને સુખ મળે એ માટેની કાળજી રાખતા હોય છે. જે ચિંતા પાતાળથી પણ ઊંડી અને ગગનથી પણ ઉચ્ચ છે અને જેની તુલનામાં ત્રિભુવન પણ નાનું પડે છે; સંન્યાસીને માટે કહેલા સખત નિયમો પ્રમાણે તે પોતાના સ્વાર્થ માટે અપાર ચિંતા ધારણ કરે છે, અને જેમ પતિવ્રતા સ્ત્રી સંકટસમયે પણ પોતાના પતિને છોડી જતી નથી, તેમ તે ચિંતા તેમનો પરિત્યાગ કરતી નથી, તેમ જ અસાર વિષયાદિક વિષે નિરંતર મનમાં લાલસા રાખી, તેની પ્રાપ્તિને માટે અપાર ચિંતા કરે છે. સદૈવ સ્ત્રીઓનાં ગીતો સાંભળવાં, સ્ત્રીઓનું સ્વરૂપ નયનોથી જોવું, સર્વ ઇંદ્રિયોને સ્ત્રીસ્પર્શ કરવાને જ ઉદ્યુક્ત કરવી અને સ્ત્રી દ્વારા થતાં સુખો પરથી અમૃતને પણ ઓવારી નાખવું; એવી રીતે સ્ત્રીસુખ કરતાં અધિક બીજું સુખ છે જ નહિ, એવો જેમનો નિશ્ચય હોય છે, તેવા પુરુષો તે સ્ત્રીભોગને માટે સ્વર્ગમાં તથા પાતાળમાં જવાને કે સર્વ દિશાની મર્યાદા ઓળંગી જવાને માટે પણ તત્પર હોય છે. ( ૩૩૯ )

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥ १२ ॥

શતશઃ આશાપાશ વડે બદ્ધ થયેલા અને કામ તથા ક્રોધમાં તત્પર રહેલા તે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવા માટે અન્યાયથી પુષ્કળ દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખે છે. ૧૨

ગલને લગાડેલા માંસની લાલચમાં પડી તે ખાવા જતાં જેમ મત્સ્ય મરણ પામે છે, તેમ એવા માણસો વિષયોની આશાથી મરણ પામે છે. ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત ન થતાં તે નિરંતર શુષ્ક આશા જ ધારણ કરીને અંતે પોતાની જાતને રેશમના કીડાની પેઠે બંધનમાં નાખી દે છે; ઇચ્છિત વસ્તુ જો પ્રાપ્ત ન થાય, તો મનમાં તત્કાળ દ્વેષ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સર્વદા વસ્તુનો લાભ થાય તો સંતુષ્ટ થાય અને તે પ્રાપ્ત ન થાય તો કોપાયમાન થાય છે. હે અર્જુન! જે પ્રમાણે થાણામાંના ઘોડેસવારને દિવસે ફરજ બજાવવાને પોતાના કામ માટે ફરવું પડે છે અને રાત્રે રોન માટે નીકળવું પડે છે, અર્થાત્ તેને રાત્રિ-દિવસ વિશ્રાંતિ મળતી નથી, તે જ પ્રમાણે કામના શિખર પરથી નીચે ફેંકાતાં ( ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત ન થવાથી ) તે ક્રોધરૂપી ટેકરી પર અથડાય છે ( ક્રોધિષ્ટ થાય છે ), તોપણ તેનો કામ-ક્રોધ પરનો

પ્રેમ ન્યૂન થતો નથી. વળી મનમાં ઉત્પન્ન થયેલા વિષયોની ઇચ્છા દ્રવ્ય વિના તૃપ્ત પણ શી રીતે કરી શકાય ? એટલા માટે તેઓ વિષયવાસના પૂર્ણ થવા પૂરતા દ્રવ્યની પ્રાપ્તિને અર્થે જગતના લોકોને ત્રાસ આપે છે. તે કોઈને નિબિડ અરણ્યમાં ઘેરીને તેને મારી નાખે છે, કોઈનું સર્વસ્વ હરે છે અને કોઈનો નાશ કરવા માટે વિવિધ ઉપાયોની યોજના કરે છે. પારધી જેમ શિકારે જતી વખતે પોતાની સાથે પાશ, ધનુષ્ય, બાણોનું ભાથું, જાળ, શિકારી કૂતરા, ગોફણ, ગુપ્તી, ભાલા આદિ સાધનો તૈયાર રાખે છે અને પોતાના ઉદરને ભરવા માટે અનેક પ્રાણીઓને મારી લાવે છે, તે જ પ્રમાણે એઓ પણ આવાં જ દુષ્ટ કર્મો કરે છે. તેઓ આવી ઘાતકી રીતે અન્યનું દ્રવ્ય મેળવે છે અને તે મળવાથી તેમને કેવો સંતોષ થાય છે, તે સાંભળ. (૩૪૭)

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

આ મેં આજે મેળવ્યું, આ મનોરથને હું આવતી કાલે સાધ્ય કરીશ; આ આટલું ધન અત્યારે મારી પાસે છે અને આ બીજું પણ વળી ફરીથી વધારે મળનાર જ છે (એવા તરંગો તેઓ કર્યા કરે છે). ૧૩

તે કહેતો ફરે છે કે, 'આ અનેક મનુષ્યોની સંપત્તિ મેં હસ્તગત કરી લીધી છે, તો શું તેથી મને ધન્યવાદ નથી ઘટતો ?' આમ પોતાની બડાઈ હાંકવા સાથે અચાનક વળી તેના મનમાં એવી ઇચ્છા થાય છે કે, 'હું બીજા લોકોનું દ્રવ્ય પણ હરણ કરી લાવું તો વધારે સારું ! આજે જે કાંઈ મેં મેળવ્યું છે, તેટલી પૂંજીના જોરથી ચરાચરમાંનું જે કાંઈ બાકી હશે, તે સર્વ પણ હું મેળવી લઈશ (અર્થાત્ શ્રીમંતો પાસેથી બીજી જે કાંઈ સ્થાવર કે જંગમ સંપત્તિ લેવા જોગ હશે, તે પણ હરણ કરી લાવીશ). આમ આ જગતની સર્વ સંપત્તિનો સ્વામી હું જ થઈશ અને પછી જેના પ્રતિ દૃષ્ટિ ફેંકીશ, તેનો ત્યાં અને તે ક્ષણે જ નાશ કરી નાખીશ. (૩૫૧)

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

આ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ મારીશ; હું અતિ સમર્થ છું, હું વિષયભોગ લેનાર છું, હું સંપન્ન છું, હું બળવાન છું અને હું જ સુખી છું (એમ તેઓ માને છે). ૧૪

'મેં આજ પર્યંત નાશ કરેલા શત્રુઓ ઓછા છે; તેથી હજી અન્ય જે બલાઢ્ય શત્રુઓ રહ્યા છે, તેમને પણ હું જીતીશ અને પછી

હું એકલો જ મહાન કીર્તિ સંપાદન કરીને વિહરીશ; ત્યાર પછી જેઓ મારા દાસ બનશે, તેમના સિવાય ઇતર સર્વનો સંહાર કરીશ. આ સર્વ જગતનો ઈશ્વર હું જ છું. હું ભોગરૂપી પૃથ્વીનો રાજા છું. સર્વ સુખોપભોગનું સ્થાન પણ હું જ છું. મારા ઐશ્વર્ય આગળ ઇંદ્ર પણ તુચ્છ છે! હું કાયા, વાચા અને મન દ્વારા જે કરવા ધારું તે સિદ્ધ કેમ નથી થતું તે જોઉં તો ખરો! અને મારા વિના આજ્ઞા કરનાર વળી બીજો કોણ હોઈ શકે એમ છે તે પણ જોઈશ. મને મહાબળવાનને જોયો નથી, ત્યાં સુધી જ કાળના બળની પ્રતિષ્ઠા છે; અને હુ તો સુખનો ભંડાર જ છું. (૩૫૬)

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

ધનાઢ્ય હુ છું, કુલીન પણ હુ છું, આ જગતમાં મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરનારાઓનાં કર્મોમાં સર્વનો અગ્રણી બનીશ, નટાદિ લોકોને વિશેષ ધન આપીશ અને આનંદ પામીશ. આ પ્રકારે તેઓ અત્યત મૂઢ થઈને બક્યા કરે છે. ૧૫

'કુબેર દ્રવ્યસંપન્ન છે ખરો, પરંતુ તે મારી બરોબરી કરી શકનાર નથી અને મારી સંપત્તિના જેટલી શ્રીવિષ્ણુની પણ સંપત્તિ નથી. મારા કુળની કીર્તિ અને આપ્તવર્ગોના સમુદાયની તુલનામાં બ્રહ્મદેવ પણ કાંઈક યોગ્યતામાં ઓછો જ ઊતરવાનો છે; માટે લોકો ઈશ્વરાદિકની સ્તુતિ વ્યર્થ જ ગાય છે; મારી બરોબરી કરનાર તો કોઈ પણ નથી જ. હવે જે જારણમારણાદિકનો લોપ થયો છે તેનો જીર્ણોદ્ધાર કરીશ અને લોકોને પીડા કરનારા યજ્ઞયાગ આદિનો આરંભ કરીશ. મારા ઐશ્વર્યનું જે વર્ણન કરશે કે જે મારી સ્તુતિ કરશે અને નાચ-તમાસા કરીને જે મને સંતુષ્ટ કરશે તેમને તેઓ માગશે તે વસ્તુ હું આપીશ. મદ્યાદિ માદક પદાર્થોનું સેવન કરી સ્ત્રીઓને આલિંગન દેવામાં તલ્લીન થઈશ; કારણ કે તેમ કરવામાં મારા જેવો કુશળ કોઈ પણ મનુષ્ય આ ત્રિભુવનમાં મળનાર નથી.' એવી એવી બીજી કેટલી વાતો કહું? જેમને આસુરી પ્રકૃતિનો ઉન્માદ લાગ્યો હોય છે, તેઓ આ રીતે અપરિમિત મનોરથને વશ થઈને આકાશપુષ્પને સૂંઘવાની ચેષ્ટા કરતા હોય છે. (૩૬૩)

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

આ પ્રકારે અનેક મનોરથોથી જેમનુ ચિત્ત વિક્ષિપ્ત થયુ છે. જે મોહ-જાળથી ઘેરાઈ ગયા છે અને કામભોગમા જે અત્યંત આસક્ત થયેલા છે, તેવા પુરુષો અપવિત્ર નરકમાં જ પડે છે. ૧૬

વળી જેવી રીતે સન્નિપાત થયેલો રોગી ગમે તેમ બકે છે, તેવી જ રીતે તે આસુરી સંપત્તિથી ઉન્મત્ત થયેલા લોકો ફાવે તેવો બક-વાદ કરે છે. તેમના અજ્ઞાનરૂપી ધૂળ આશારૂપી વાવાઝોડામાં સપડાઈને મનોરથરૂપી આકાશમાં ગોળ ચક્રાકાર ફર્યા કરે છે. જેમ આષાઢ માસમાં એક ઉપર એક અભ્રો ચડી આવે છે, અથવા સમુદ્રમાં તરંગો ઉપર તરંગો આવે છે, તે પ્રમાણે તે એક પછી એક મનોરથની ઇચ્છા કર્યા કરે છે. આ પ્રમાણે મનોરથરૂપી વેલી મનમાં વિસ્તાર પામવાથી, જે પ્રમાણે કમળો-ને કાટા પર ખરડવાથી તે ફાટી જાય છે, અથવા હે પાર્થ! જે પ્રમાણે પાષાણ પર હાંડલીને અફાળવાથી તે ફૂટી જાય છે, તે જ પ્રમાણે તેમના સર્વ મનોરથોના કકડેકકડા થઈ જાય છે. જેમ જેમ રાત્રિ વધતી જાય છે, તેમ તેમ અંધકાર પણ વૃદ્ધિંગત થતો જાય છે; તેમ (જેમ જેમ અજ્ઞાન વધતું જાય છે તેમ તેમ) તેના અંતઃકરણમાં મોહની વૃદ્ધિ થતી જાય છે અને જેમ જેમ મોહ વધતો જાય છે, તેમ તેમ વિષયવાસનાની પણ વૃદ્ધિ થતી જાય છે; અને વિષય તો પાતકનુ કારણ જ હોય છે. પાપો બલાઢ્ય થઈને જેમ જેમ વધે છે, તેમ તેમ જીવંત અવસ્થામાં જ નરકયાતના ભોગવવી પડે છે; એટલા માટે હે સુબુદ્ધિમંત! જેઓ ખરાબ વાસના ધારણ કરે છે, તેમનો નરકમાં જ વાસ થાય છે, કે જ્યાં તલવારની ધાર જેવાં તીક્ષ્ણ પાંદડાંવાળાં વૃક્ષો હોય છે, ખેતરના ધગધગતા અંગારાના ડુંગરો હોય છે, જ્યાં ઊકળતા તેલના સમુદ્ર ઊભરાય છે, જ્યા યાતનાની હારની હાર બેઠેલી હોય છે તથા જ્યાં યમરાજની નિત્ય તપાસ ચાલુ જ હોય છે; આવા ઘોર નરકમાં તેઓ પડે છે. આવા નરકના મુખ્ય ભાગમાં જેઓ જન્મ ધારણ કરે છે, તેઓ પણ યજ્ઞયાગાદિ કર્મો કરવામાં નિમગ્ન થયેલા હોય છે, પરંતુ હે અર્જુન! તેમની યજ્ઞાદિક ક્રિયાઓ, નાટકી મનુષ્યોના જેવી હોઈ તેના આચરણથી તે મોહનો વ્યર્થ દંભ બતાવે છે; તેથી તેમની તે ક્રિયાઓ નિષ્ફળ જ જાય છે. (૩૭૬)

आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

પોતે જ પોતાની પ્રશંસા કરનારા, અક્કડ થઈને વર્તનારા તથા ધન અને માનના ગર્વથી ઉન્મત્ત થયેલા આ લોકો શાસ્ત્રવિધિ છોડી, દંભથી કેવળ નામના

જ યજ્ઞો કરે છે. ૧૭

વેશ્યા જેમ પોતાના શેઠના આશ્રયથી પોતાને સૌભાગ્યવતી ધારીને સંતોષ પામે છે, તેમ હું સર્વમાં શ્રેષ્ઠ છું, તેમ માની તેનું અંગ ગર્વથી છલકાઈ જાય છે. પછી બીડના સ્તંભ પ્રમાણે તે જરા પણ નમતો નથી, અથવા આસમાનમાં ઊંચે નીકળી ગયેલો પર્વત જેમ નમીને નીચે આવતો નથી, તેમ પોતાના ઐશ્વર્યના ગર્વ આડે તે ઇતર જનોને તૃણથી પણ હલકા ગણે છે. હે અર્જુન! સંપત્તિના મદથી ઉન્મત્ત બની તે યોગ્યાયોગ્ય વિચારને દેશવટો આપે છે. અરે, જેમના મનમાં આવો ગર્વ ભરેલો હોય છે, તેમને શું યજ્ઞની કિંમત હોય છે? તોપણ મૂર્ખ લોકો શું નથી કરતા? અર્થાત્ કોઈવાર મૂર્ખતારૂપી મદ્યથી ઉન્મત્ત બની દેખાવ કરવા પૂરતો યજ્ઞ કરવાને પણ તત્પર થઈ જાય છે. તેમને કુંડ, મંડપ, વેદી કે તદ્વિષયક સામગ્રીની આવશ્યકતા હોતી નથી અને વિધિપૂર્વક કોઈ પણ કામ કરવા સાથે તો તેમને સદા આડવેર જ હોય છે. દેવ–બ્રાહ્મણનાં નામ કદાચિત્ પવનની લહરી સાથે તણાઈ આવીને પણ જો તેમને કાને પડી જાય તો તે તેમનાથી સહન થતાં નથી. જ્યાં આવી સ્થિતિ હોય, ત્યાં દેવ–બ્રાહ્મણ આવે પણ શા માટે? પરંતુ જેવી રીતે શાણા લોકો બનાવટી વાછરડું ગાયની આગળ ઊભું રાખીને તેનું દૂધ દોહી લે છે, તે જ પ્રમાણે તે આસુરી સ્વભાવના લોકો યજ્ઞના મિષથી સર્વ લોકોને તેડાવી વ્યવહારને નામે તેમને લૂંટે છે. આમ યજ્ઞની દાંભિકતા દ્વારા તેઓ પ્રાણીઓના નાશને ઇચ્છે છે. (૩૮૮)

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

અહંતા, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી, તેમના તથા અન્યના શરીરમાં રહેલો જે હું (ઈશ્વર) તેનો તેઓ દ્વેષ કરે છે અને અન્યનો (સાધુનો) ઉત્કર્ષ સહન કરી શકતા નથી (એવા તે લોકો હોય છે). ૧૮

અને પછી તેઓ પોતાની યજ્ઞદીક્ષાનાં વાજાં વગડાવી સંસારમાં વૃથા દાંડી પિટાવે છે. તે વેળાએ તે અધમ માણસોને આવા દીક્ષિતપણાના મહત્ત્વને લીધે અધિક જ ગર્વ ચડે છે. જેવી રીતે અંધકારને કાજળનું લેપન કરવામાં આવતાં તેની કાળાશમાં વૃદ્ધિ થાય છે, તેવી જ રીતે તેમની મૂર્ખતા બળવત્તર થઈ તેમનું ઉદ્ધતપણું, અહંકાર અને અજ્ઞાન પણ વધી જાય છે. ત્યાર પછી 'જગતમાં આપણા કરતાં બીજું કોઈ પણ અધિક બળવાન નથી,' એમ તેમને લાગે છે. આ

પ્રમાણે અહંકાર એક વાર પ્રબળ થયો કે પછી તેમનામાં દર્પરૂપી સાગર પોતાની મર્યાદા ઉલ્લંઘીને વહેવા માંડે છે અને દર્પ વધ્યો, એટલે કામનો પણ પિત્તો ઊછળી આવીને તેની ઉષ્ણતાથી ક્રોધાગ્નિ ખૂબ જ પ્રદીપ્ત થાય છે. પછી જેવી રીતે ઉનાળાના દહાડામાં તેલ-ઘીના ભંડારને પ્રખર અગ્નિ લાગે અને વળી તેમાં પવનના સુસવાટા ભળે, તે જ પ્રમાણે જેમનામાં અહંકારનું પ્રાબલ્ય થાય; અને દર્પ કામ-ક્રોધની સાથે ભળી ગયા પછી એ બન્નેનું ઐક્ય જેમનામાં થાય; એટલે પછી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કઈ કઈ હિંસાઓ કરીને પ્રાણીઓનો સંહાર નહિ કરે? હે ધનુર્ધર! પ્રથમ એ દીક્ષિત અધમ મનુષ્યો અભિચારને માટે જારણમારણને નાદે લાગી પોતાનાં રક્તમાસનો વ્યય કરે છે. તેઓ પોતાના દેહને જે ત્રાસ આપે છે, તેના ઘાવ, તે દેહમાં વાસ કરનારો જે હું આત્મા તેને સહન કરવા પડે છે; અને પછી જારણમારણાદિની ક્રિયાઓ વડે જેને જેને પણ પીડા કરે છે, તેથી તેમના શરીરમાં રહેનાર જે જીવ-ચૈતન્ય છે, તેને ત્રાસ થાય છે. કદાચિત્ તેમના જારણમારણના સપાટામાંથી જો કોઈ સુભાગ્ય યોગે બચી જવા પામે, તો તેમના પર તેઓ દુષ્ટતાના પાષાણો ફેંકી તેમને સખત ત્રાસ આપે છે. સતી, સત્પુરુષ, દાનશીલ, યજ્ઞ કરનારા, તપસ્વી, સંન્યાસી, ભક્ત, મહાત્મા અને જેમના ઘરો શ્રૌતાદિક હોમ-ધર્મો વડે પવિત્ર થયેલા છે, એવા પુરુષો જેઓ મને પ્રિય છે અને જેમનાં અંતરમાં મારો નિવાસ છે, તેમને તેઓ દ્વેષરૂપી હળાહળ વિષ પાઈને તીક્ષ્ણ કરેલા દુઃશબ્દરૂપી મજબૂત બાણો મારે છે. (૪૦૪)

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

તે સાધુદ્વેષી, ક્રૂર તથા પાપી નરાધમોને સંસારમાંની (અતિ દુખદાયક) આસુરી યોનિમાં જ હુ નિરંતર નાખુ છુ ૧૯

આ પ્રમાણે સર્વ પ્રકારે જેઓ મારી સાથે વેર કરવાને પ્રવૃત્ત થાય છે, તે પાપીઓને હું કેવી શિક્ષા કરું છુ તે સાંભળ. જે મનુષ્યદેહને ધારણ કરીને આ જગતમાં પોતાનુ કર્તવ્ય શું છે, એ વીસરી જાય છે, તેમની મનુષ્યદેહરૂપી પદવી હરણ કરી, હું તેમને એવી સ્થિતિમાં મૂકું છું કે, જે ક્લેશરૂપી ગ્રામનો ઉકરડો અને સંસારપુરીનો જળાશયનો ઘાટ જ હોય! અર્થાત્ આવી જે તમોયોનિ, ત્યાં તો તે મૂર્ખને હું વતનદાર બનાવું છું. પછી ક્ષુધા લાગી હોય, છતાં જેમને ઘાસ ખાવાની આદત ન હોવાથી તેઓ ઘાસ પણ ખાઈ શકતાં

નથી, એવાં વ્યાઘ્ર, વીંછી ઇત્યાદિ અરણ્યનિવાસીઓની યોનિમાં તેમને હું જન્મ આપું છું. આ યોનિમાં જન્મ પામેલા તે પ્રાણીઓ ક્ષુધાથી વિશેષ પીડિત થતાં પોતાનાં અંગમાંથી માંસના લોચા તોડી તોડીને ખાય છે અને મરણ પામે છે તથા પુનઃ તે જ યોનિમાં કેટલીક વાર જન્મે છે, અથવા પોતાના વિષનો સ્પર્શ થતાં પોતાના જ શરીરને દાહ થાય, એવી સર્પયોનિમાં હુ તેમને ઉત્પન્ન કરીને દરમાં ગોંધી મૂકું છું. અંદર લીધેલો શ્વાસ બહાર કાઢી શકે એટલા અલ્પ સમય માટે પણ એ દુર્જનને હું વિશ્રાંતિ મળવા દેતો નથી. આવી રીતે અપરિમિત કલ્પો સુધી હું તેમને ક્લેશદાયક યોનિઓમાં રાખું છું; પરંતુ એવા નરાધમોને પોતાના લક્ષ્યસ્થાન પર પહોંચવા માટેના માર્ગમાંનો આ પહેલો જ મુકામ હોય છે. તે લક્ષ્યસ્થાને પહોંચ્યા પછી તેમને આથી પણ વધુ ભયંકર યાતનાઓ ભોગવવી પડે છે. (૪૧૩)

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

હે અર્જુન ! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે પુરુષો જન્મોજન્મ (અધિકાધિક) મૂઢ થતા થતા મને ન પામતા ઉત્તરોત્તર અધમ ગતિને પ્રાપ્ત થતા જાય છે. ૨૦

આ આસુરી સંપત્તિ એવી ઘોર છે કે, તેના યોગથી અધોગતિ જ પ્રાપ્ત થાય છે. પછી વ્યાઘ્રાદિ તમામ યોનિમાં દેહધારણથી જે થોડી સ્વસ્થતા પ્રાપ્ત થાય છે, તે સ્વસ્થતા પણ હરાઈ જઈ ને, જ્યાં જતાં અંધકારને પણ વ્યાકુળતા પ્રાપ્ત થાય છે, એવી તમની યોનિમાં હું તેને પૂરું છું. જે તમ અતિ પાપને પણ ઘૃણા ઉત્પન્ન થાય છે, નરક પણ જેનાથી ડરે છે અને જેની આગળના શ્રમથી શ્રમ પણ મૂર્છિત થાય છે, જેના યોગથી મળ પણ મલિન થાય છે, તાપને પણ તાપ પેદા થાય છે અને જેનું નામ સાંભળતાં મહાભયને પણ ભીતિ ઉત્પન્ન થાય છે; જે તમનો પાપને પણ કંટાળો આવે છે, જેના સ્પર્શથી અમંગળ વસ્તુને પણ અમાંગલિકતા લાગે છે અને આભડછેટને પણ અભડાવાની ભીતિ લાગે છે; હે ધનંજય! આવી જે આ સમસ્ત જગતમાંની સર્વથા નિકૃષ્ટ અવસ્થા, તેનાં સંકટો સહન કરીને તે અધમ જનો તામસ યોનિમાં જન્મ લે છે. અરે! એ યોનિનું વર્ણન કરતાં વાણીને પણ અશ્રુ આવે છે અને તેની સ્મૃતિ થતાં મન પાછું ફરે છે. અરે! અરે! તે મૂર્ખે શા માટે આ નરકવાસની પ્રાપ્તિ કરી લીધી! જે આસુરી સંપત્તિથી તેઓ આવા ઘોર

પતનને પ્રાપ્ત થાય છે, તને તેઓ વ્યર્થ શા માટે વધારતા હશે? હે અર્જુન! આસુરી સંપત્તિવાળા લોકોને આવો નરકવાસ ભોગવવો પડે છે; એટલા માટે તું તે માર્ગ ભણી જઈશ નહિ અને જે આસુરી સંપત્તિમાં દંભાદિક છ દોષો ભરેલા હોય છે. તેમનો ત્યાગ કર, એટલે કે તેમનાથી દૂર રહેજે, એ ખરેખરી રીતે તને કહેવાની શું આવશ્યકતા છે ખરી કે? (૪૨૪)

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

કામ, ક્રોધ અને લોભ, એ જીવને કોઈ પણ પ્રકારના પુરુષાર્થની પ્રાપ્તિ કરવા નહિ દેનારાં નરકના ત્રણ દ્વારો છે, એટલા માટે એ ત્રણેનો ત્યાગ કરવો. ૨૧

કામ, ક્રોધ અને લોભ—એ ત્રણેનું બળ જ્યાં વધ્યું હોય, ત્યાં અશુભનો જ પાક ઊતર્યો છે એમ સમજવું. હે ધનંજય! સર્વ દુ:ખોનો અનુભવ કરાવી આપનારા દુઃખમાર્ગના એ ભોમિયા જ થયેલા હોય છે, અથવા પાપી લોકોને નરકભોગની પ્રાપ્તિ કરાવી આપવા માટે પાતકોની એ મોટી સભા જ છે. પુરાણોમા રૌરવ નરકને નામે જેની અતિ ખ્યાતિ છે, તેની પ્રતિષ્ઠા તો માત્ર ત્યા સુધી જ રહેશે, જ્યા સુધી આ ત્રણે દોષો અંતરમા ઉદ્ભવ્યા ન હોય! એમના યોગથી અપાય (અનિષ્ટ) ત્વરાથી પ્રાપ્ત થઈ શકે છે, યાતના સસ્તી થઈ જાય છે અને જેને હાનિ કહેવામા આવે છે, તે હાનિ નથી; પરંતુ આ ત્રણે દોષો જ હાનિરૂપ છે. હે અર્જુન! એની જે અતિ નિકૃષ્ટ સ્થિતિ વર્ણવાઈ છે, તેથી વિશેષ એનું વધુ વર્ણન હું શું કરું! આ ત્રિદોષ-સમુદાય નરકના દરવાજાનો ઊમરો જ છે. કામ, ક્રોધ અને લોભ—એ ત્રણેને જે આધીન થઈ જાય છે, તે નરકપુરીની સભામાં સન્માન પામવાને પાત્ર બને છે. એટલા માટે હે કિરીટિ! તને વારંવાર કહું છુ કે, કામ, ક્રોધ અને લોભની ત્રિપુટી—જે સર્વ વિષયોમા ઘણી ખરાબ છે, તેનો ત્યાગ કરવો. (૪૩૨)

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

હે કૌંતેય! નરકનાં આ ત્રણે દ્વારોથી જે મનુષ્ય મુક્ત થાય છે. તે પોતાનું કલ્યાણ કરી લેવાના માર્ગે લાગે છે અને પછી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ૨૨

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—એ ચારે પુરુષાર્થ ત્યારે જ સિદ્ધ

થઈ શકશે કે, જ્યારે કામ, ક્રોધ અને લોભ એ ત્રણેનો પરિત્યાગ થશે. કામ, ક્રોધ અને લોભ—એ ત્રણ જ્યાં સુધી અંતરમાં નિવાસ કરતાં હોય, ત્યા સુધી મનુષ્યનું કલ્યાણ થાય, એ વાત મારા કર્ણું તો સાંભળી શકતા નથી. જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય કે જેને પોતાના નાશની ભીતિ હોય, તેણે આ ત્રણેનો સંસર્ગ નહિ કરવા માટે અતિ સાવધ રહેવુ. પેટ સાથે પાષાણ બાંધી બાહુ વડે સમુદ્ર તરી જવો, અથવા હળાહળ વિષનું સેવન કરીને જીવવાનું જેમ અશક્ય હોય છે, તે જ પ્રમાણે આ કામ, ક્રોધ અને લોભ વડે ઇષ્ટ કાર્યસિદ્ધિ કરવી અસંભવિત છે; એટલા માટે મનમાંથી એમનાં નામનિશાનનો પણ નાશ કરી નાખ. જે વખતે આ ત્રણ કડીની શૃંખલા પગમાંથી તૂટી જશે, ત્યારે જ પોતાના હિતને માર્ગે સુખપૂર્વક ચાલી શકાશે. વાત, પિત્ત અને કફ—એ ત્રણે દોષો જ્યાં સુધી શરીરમાં ઉત્પન્ન થયા નથી, અથવા એકાદ શહેર ચાડીચોરી અને વ્યભિચારથી જ્યાં સુધી મુક્ત હોય, અથવા આધ્યાત્મિક આધિદૈવિક, તથા આધિભૌતિક તાપથી અંતઃકરણ જ્યાં સુધી અલિપ્ત હોય, ત્યાં સુધી જેવું સુખ હોય છે તેવું સુખ કામ, ક્રોધ અને લોભ—એ ત્રણ દોષનો જેમણે ત્યાગ કર્યો હોય તેમને આ સંસારમા પ્રાપ્ત થાય છે અને સજ્જનોની સંગતિથી મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે. પછી તે મનુષ્ય સત્સંગના બળથી તથા સત્‌શાસ્ત્રોના યોગથી જન્મમૃત્યુના ફેરાને ઓળગી જાય છે, તે વખતે તેને, જ્યાં નિરંતર આત્માનંદ વાસ કરે છે, એવું ગુરુકૃપાનું સ્થાન પ્રાપ્ત થાય છે, ત્યાં પ્રેમની પરમ સીમારૂપ જે આત્મારૂપી માતા, તેનો ભેટો થાય છે; અને તેનુ આલિંગન થતા જ સંસારનો તાપ પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે. આ પ્રમાણે જે કામ, ક્રોધ અને લોભનો ત્યાગ કરી મુક્ત થાય છે, તે જ એ આત્માની પ્રાપ્તિ કરી લેવાને માટે સમર્થ થાય છે. (૪૪૪)

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥**

જે શાસ્ત્રોક્ત વિધિને છોડી, પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેને સિદ્ધિ, સુખ અને ઉત્તમ ગતિ પ્રાપ્ત થતી નથી. ૨૩

આવા આત્મપ્રાપ્તિના લાભ પર પ્રીતિ ન રાખી, જે કામાદિકમાં જ રચ્યોપચ્યો રહે છે, તે આત્મવિઘાતક છે. આ જગતમા સર્વને સમાન અને સર્વ પર સરખી કૃપા કરનાર તથા મનુષ્યોનાં હિત કે

અહિતને દર્શાવનાર કેવળ દીપકરૂપ એવા સર્વના ગુરુ જે વેદ, તેમની આજ્ઞા જે પાળતો નથી; જે શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા વિધિનિષેધને ગણકારતો નથી અને જે પોતાના હિત તરફ દુર્લક્ષ કરી ઇંદ્રિયોના બધા કોડ પૂરા કરે છે; કામ, ક્રોધ અને લોભનો ફાંસો છોડતો નથી અને તેમણે આપેલા શપથ તોડતો નથી, તથા વિષયોના નિબિડ અરણ્યમાં યથેચ્છ વિહાર કરે છે, તેનો તેમનાથી ક્યારેય છુટકારો થતો નથી. સુખની વાત તો સ્વપ્નમાં પણ તેનાથી દૂર જ હોય છે અને સ્વર્ગથી તો તે વેગળો જ રહે છે, એમાં શંકા નથી. વળી આ લોકના ભોગો પણ તેને ભોગવવા માટે મળતા નથી. કોઈ બ્રાહ્મણ નદીને તીરે સ્નાનસંધ્યા કરતી વખતે માછલીમાં મન જવાથી તે પકડવાનો પ્રયાસ કરતાં, તેના એ કૃત્યને લોકો જોઈ જાય, એટલે પછી તેઓ તેને જેમ નાસ્તિક કહીને જ બોલાવે છે; તેથી પરિણામે જેમ તેની માછલું પકડવાની ઇચ્છા પણ પૂરી થતી નથી અને બ્રાહ્મણત્વ પણ ખોવાનું કલંક તેને ચોટે છે, તે જ પ્રમાણે જે વિષયોને નાદે લાગીને જેણે પરલોકનાં દ્વાર પણ બંધ કર્યા અને આ લોકમાં પણ જે મૃત્યુપાશમાં સપડાયો છે; આવી રીતે તેને આ લોક અને પરલોક બન્નેમાં સુખ પ્રાપ્ત થતું નથી, અર્થાત્ તેને સ્વર્ગ પણ મળતું નથી; તેમ આ લોકના વિષયભોગ પણ પ્રાપ્ત થતા નથી, તો પછી મોક્ષપ્રાપ્તિની તો વાત જ શા માટે કહેવી? એટલા માટે જે કામને આધીન થઈ વિષયોનું સેવન કરવા ઇચ્છે છે, તેને નથી વિષયો ભોગવવા મળતા કે નથી તેને સ્વર્ગ મળતું, તેમ જ તે ઉદ્ધાર પણ પામતો નથી. (૪૫૪)

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥**

એટલા માટે કાર્ય અને અકાર્યનો નિર્ણય કરવામાં તારે માટે શાસ્ત્ર એ જ પ્રમાણ છે. શાસ્ત્રમાં કહેલાં કર્મો જાણી લઈને આ લોકમાં તેમનું આચરણ કરવું, એ જ તને ઉચિત છે. ૨૪

એટલા માટે હે અર્જુન! જેને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા હોય, તેણે વેદોક્ત માર્ગની અવજ્ઞા કરવી નહિ. પતિની ઇચ્છા પ્રમાણે વર્તી પતિવ્રતા સ્ત્રી જેમ અનાયાસે પોતાનું હિત સાધી લે છે, અથવા શ્રીગુરુની આજ્ઞા માથે ચડાવીને જેમ શિષ્ય આત્મપ્રાપ્તિ કરી લે છે; જે પ્રમાણે આપણે પોતે જ મૂકેલી વસ્તુ શોધવા માટે આપણે જ દીવો લઈને જવું પડે, તે પ્રમાણે હે પાર્થ! સર્વ પુરુષાર્થોનો સ્વામી થવાની

જેને ઈચ્છા હોય, તેણે શ્રુતિ અને સ્મૃતિની આજ્ઞા માનવી જ જોઈએ. જો શાસ્ત્ર રાજ્યનો પણ ત્યાગ કરવાની આજ્ઞા કરે, તો રાજ્યને પણ તૃણવત્ સમજવું જોઈએ અને વિઘાતક વિષનું સેવન કરવાની જો આજ્ઞા કરે, તો વિષ પણ અવશ્ય ગ્રહણ કરવુ. હે સુભટ! જે આ પ્રમાણે વેદોની આજ્ઞા પાળે છે, તેનું અનિષ્ટ કદી પણ થઈ શકશે નહિ. વળી સાંભળ, કે અહિતમાંથી મુક્ત કરનારી અને હિતની વૃદ્ધિ કરનારી શ્રુતિના જેવી જગતમાં અન્ય કોઈ માતા નથી, હોં કે! એટલા માટે જેના યોગથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે, તેવી આ શ્રુતિની કોઈએ પણ અવજ્ઞા કરવી નહિ; અને વિશેષ કરીને તારે પણ આ શ્રુતિની આજ્ઞા અવશ્ય પાળવી. હે અર્જુન! ગત જન્મોમા ધર્માચરણ કરવાને લીધે તું આ જન્મમાં સત્‌શાસ્ત્રોને સાર્થક કરવાને માટે ઉત્પન્ન થયો છે. વળી ધર્મરાજાનો તું બંધુ હોવાથી તને ધર્માનુજ નામ પણ સહજ પ્રાપ્ત થયુ છે; માટે તું વેદબાહ્ય વર્તન કરીશ નહિ. આ કાર્ય કરવા યોગ્ય છે કે કરવા યોગ્ય નથી એનો નિર્ણય શાસ્ત્રદૃષ્ટિથી જ કરવો. અર્થાત્ કાર્ય અને અકાર્યની પારખ શાસ્ત્રદૃષ્ટિએ જ કરવી. શાસ્ત્રોએ જેને અકાર્ય અર્થાત્ નિષિદ્ધ કર્મ ઠરાવ્યાં હોય, તેને અહિતકારક સમજીને તેમનો પરિત્યાગ કરવો અને પછી જે ખરેખરાં ઉત્તમ કર્તવ્યો હોય, તેમને અવશ્ય આચરવાં. હે સુબુદ્ધિમંત! આજે તારા હાથમાં જગતે પ્રમાણ માનવા યોગ્ય સિક્કો હોવાથી, ખરેખર લોકો તારા આચરણનું અનુકરણ કરે, એવી તારી યોગ્યતા થશે. (૪૬૮)

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, આ પ્રમાણે આસુરી વર્ગનાં સર્વ લક્ષણો કહીને દેવે તેમાંથી છૂટવાનો માર્ગ પણ અર્જુનને કહી સંભળાવ્યો. હવે અર્જુન અંતઃકરણમાં સદ્‌ભાવ ધારણ કરીને જે કાંઈ પણ પૂછે, તે સાવધાન ચિત્તે શ્રવણ કરો. શ્રીવ્યાસની આજ્ઞા પ્રમાણે સંજયે ધૃતરાષ્ટ્ર રાજાનો કાલક્ષેપ કર્યો, તેવી જ રીતે નિવૃત્તિ મહારાજની કૃપાથી હુ પણ તમને કહી સંભળાવીશ. આપ સંતમંડળ જો મારા પર કૃપાદૃષ્ટિ કરશો, તો હું પણ આપના જેવી યોગ્યતા મેળવી શકીશ; એટલા માટે હું—જ્ઞાનેશ્વર કહું છું, કે આપનું અવધાન મને પ્રસાદરૂપે આપવા કૃપા કરો, એટલે હું કૃતકૃત્ય થઈશ. (૪૭૩)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकायां षोडशोऽध्यायः ॥ १६ ॥

# અધ્યાય ૧૭ મો—શ્રદ્ધાત્રયવિભાગયોગ

અહો શ્રીગુરુરાય! હે ગણેશ! જે આપની યોગરૂપી માયા જગતરૂપી પ્રફુલ્લિત મુદ્રાનો વિકાસ કરે છે, એવા આપને મારા નમસ્કાર હો! ત્રિપુરવધ કરતી વેળાએ શંકરે પુષ્કળ પરિશ્રમ ઉઠાવ્યો; પરંતુ ગણપતિનું સ્મરણ ન કર્યું, તેથી તેમને યશ પ્રાપ્ત થયો નહિ. પછી જ્યારે ગણપતિનું સ્મરણ કર્યું, ત્યારે જ ત્રિપુરાસુરનો વધ થયો અને સંકટમાંથી મુક્ત થયા. આ રૂપકથી ગુરુની સ્તુતિ કરે છે— ત્રિગુણરૂપી ત્રિપુરાસુરે જીવત્વરૂપી કિલ્લામાં બંધ કરેલા આત્મારૂપી શંકરે હે ગણપતિસ્વરૂપ શ્રીગુરો! આપના જ સ્મરણ વડે પોતાને સંકટમાંથી મુક્ત કર્યો છે; માટે શ્રીશંકર કરતાં પણ આપની યોગ્યતા વિશેષ છે; તથાપિ માયારૂપી સમુદ્રમાથી મુમુક્ષુને તારી લેવાના સંબંધમાં આપ નાવ જેવા હલકા છો. જે આપને વિષે અજ્ઞાત છે, તેને માટે જ આપ વક્રતુંડ (વાંકી સૂંઢવાળા) છો; પરંતુ જેઓ આપનું સ્વરૂપ જાણે છે, તેમને માટે તો આપ સરળ મુખવાળા છો. હે ગણપતિરૂપ શ્રીગુરુરાય! આપની આંખો નાની દેખાય છે; પરંતુ આપ તેની સહજ ઉઘાડઢાક કરવામાત્રથી પણ જગતની ઉત્પત્તિ અને લય કરો છો. આપનો પ્રવૃત્તિરૂપી કર્ણ હાલતાં જ સંસારરૂપી વૃત્તિ ઉત્પન્ન થઈને મદનો સુગંધી વાયુ છૂટે છે અને તેમાં લુબ્ધ થયેલા જીવરૂપી ભ્રમરો ગંડસ્થલ પર આવી બેસવાથી નીલકમળ વડે જાણે આપની પૂજા થતી ન હોય, તે પ્રમાણે આપનું ગંડસ્થલ શોભે છે. પછી નિવૃત્તિરૂપી કર્ણ હલાવવાથી અંતર્મુખ વૃત્તિ ઉત્પન્ન થાય છે, પૂજાનું વિસર્જન થાય છે અને આપનું શુદ્ધ સ્વરૂપ અતિ સુંદર દેખાય છે. આપના ડાબા ખોળામાં બેઠેલી સરસ્વતી(શક્તિ)ની નૃત્યક્રીડા જ જગતની ઉત્પત્તિ કરે છે; અને આપ નૃત્યના મિષથી સર્વ જગતનો વ્યવહાર ચલાવો છો. અસ્તુ. હે ગુરુરાય! આપ જેના સગા થાઓ છો, તે સગપણના વ્યવહારથી મુક્ત બની રહે છે (તેનો દ્વૈતભાવ નષ્ટ થઈ તે આપના સ્વરૂપમાં એકત્ર થઈ જાય છે), એ કેવી વિસ્મયકારક વાર્તા છે! આપ જગતનાં બંધનોનું નિકંદન કાઢો છો; માટે આપ જગદ્બંધુ છો, એવો ભાવ ધારણ કરીને જે મોટા ઉત્સાહથી આત્મભાવે આપને શરણે આવે છે, તેનું શરીર સુદ્ધાં દ્વૈતભાવથી મુક્ત થઈ જાય છે; કારણ કે હે દેવરાય! આપ તેને સ્વસ્વરૂપ જ

બનાવી દો છો. તેનામાંનું દ્વૈત નષ્ટ કર્યા પછી સર્વત્ર અદ્વૈત થાય છે; એટલે દ્વૈતભાવ અવશિષ્ટ રહી શકતો જ નથી. જે આપને પૃથક્ સમજીને આપની પ્રાપ્તિ કરવા માટે દોડાદોડ કરે છે, તેમને આપની પ્રાપ્તિ થતી નથી. તેનાથી આપ દૂર જ રહો છો. પરંતુ જે ધ્યાન સાથે આપનામાં દ્વૈતભાવનો ત્યાગ કરે છે તે આપને અતિપ્રિય છે. જે સિદ્ધ સર્વજ્ઞ બની શકે, તેઓ પણ આપને જાણતા નથી અને વેદોની વાણી આપના સુધી પહોંચતી નથી. આપની રાશિ જોતાં 'મૌન' નામ નિષ્પન્ન થાય છે; તો પછી આપની સ્તુતિ કરવાની ઇચ્છા મારે શા માટે રાખવી? આ સર્વ ભાસમાન જગત તો આપની જ માયા છે; માટે આપનું ભજન શી રીતે થઈ શકશે? હું આપનો સેવક થઈશ એમ કહું તો દ્વૈતરૂપી દ્રોહનો ભાગીદાર બનું છું; એટલા માટે હુ તો આપનો કંઈ જ બનવા નથી માગતો. જ્યારે હું આપનો 'કોઈ' (આપ્ત, શિષ્ય વગેરે) નથી એમ થશે, ત્યારે જ આપના અને મારામાં અદ્વૈત થશે; માટે હે આરાધ્ય ગુરુરાય! આપનો આ મર્મ મને જ્ઞાત છે. મીઠું જે પ્રમાણે પાણીમાં ભળી જઈ ઐક્ય પામે છે, તે જ પ્રમાણે આપનામાં–મારામાં દ્વૈતભાવનો અભાવ હોવાથી હુ આપને નમસ્કાર કરું છું. વિશેષ શું કહેવું? ખાલી ગાગર સમુદ્રમા ડુબાડવાથી જે પ્રમાણે તે પાણીથી ભરાઈને બહાર નીકળે છે અથવા જે પ્રમાણે દીપકના સંસર્ગથી વાટ દીપકસ્વરૂપ જ બને છે, તે પ્રમાણે હે ગુરુરાય નિવૃત્તિનાથ! આપને નમસ્કાર કરવાથી હું કૃતકૃત્ય થયો. હવે હું ગીતાનો અર્થ સ્પષ્ટ કહીશ. સોળમા અધ્યાયના અંતિમ શ્લોકમા દેવે એવો નિશ્ચિત સિદ્ધાંત કહ્યો છે કે, હે પાર્થ! સત્કર્મ વા દુષ્કર્મ કરવાના સંબંધમાં તારે શાસ્ત્રને જ સર્વથૈવ પ્રમાણભૂત માનવાં જોઈએ. આ સાંભળી અર્જુન મનમાં બોલ્યો: 'કર્મ કરવામાં શાસ્ત્ર-નિર્ણય વિના બીજી ગતિ જ નથી, એમ કેમ? સર્પની પાસે જઈ તેની ફેણમાંથી મણિ શી રીતે કાઢવો? અને સિંહના નાકમાંના કેશને શી રીતે મેળવવો? તે ઉભય મળ્યા પછી જ કેશમાં મણિને પરોવવો અને ગળામાં ધારણ કરવો; નહિતર ગળાને નગ્ન જ રાખવું કે? તે પ્રમાણે જુદાં જુદાં શાસ્ત્રોને એકત્ર કોણ કરશે? અને તેમની એકવાક્યતા કરી તેમનો ઉપયોગ કોણ કરી શકશે? કોઈએ કદાચ તેની એકવાક્યતા કરી તોપણ તદનુસાર આચરણ કરવાને વખત ક્યાંથી મળશે? વળી એટલું આયુષ્ય પણ કોનું હોય? શાસ્ત્ર, અર્થ, દેશ તથા કાળ–એ સર્વની પ્રાપ્તિ થાય એવો ઉપાય સર્વને ક્યાંથી મળે? ત્યારે મૂર્ખ મુમુક્ષુ માટે

કયો તરણોપાય છે ? ' આ અભિપ્રાય પૂછવાને માટે અર્જુને જે પ્રસ્તાવના કરી, તે આ સત્તરમા અધ્યાયનો મૂળ વિષય છે. સર્વ વિષયો પ્રત્યે નિરિચ્છ, સકળ કળામાં પ્રવીણ અને અર્જુનસ્વરૂપે શ્રીકૃષ્ણને આનંદ આપનાર બીજા શ્રીકૃષ્ણરૂપ અર્જુન* તે શૌર્યનો આધારસ્તંભ અને સોમવંશનું ભૂષણ છે. તેની લીલાથી દેવને અતિ અનંદ થાય છે, જે બુદ્ધિનો પ્રિયતમ, બ્રહ્મવિદ્યાનુ વિશ્રાંતિસ્થાન અને જે સદૈવ શ્રીકૃષ્ણના અંતઃકરણમાં વસેલો છે, ( તે અર્જુન બોલ્યો : ) ( ૩૩ )

अर्जुन उवाच—ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

અર્જુન બોલ્યો · હે શ્રીકૃષ્ણ ' જે કોઈ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી સાચી શ્રદ્ધાથી યુક્ત થઈને આપને ભજે છે, તેમની ભક્તિ કયા પ્રકારની સમજવી ? સાત્ત્વિક, રાજસ કે તામસ ? ૧

અર્જુન બોલ્યો : હે તમાલશ્યામ શ્રીકૃષ્ણ ! હે સર્વ ઇંદ્રિયોને પ્રત્યક્ષ પ્રતીત થનારા પરબ્રહ્મ ! આપનું કથન મને સંશયયુક્ત ભાસે છે. પ્રાણીમાત્રને શાસ્ત્રજ્ઞાન સિવાય મોક્ષપ્રાપ્તિ થતી જ નથી, એવું જે એકપક્ષીય આપ બોલ્યા, તેનો હેતુ શો છે ? જે પ્રદેશમાં શાસ્ત્રાભ્યાસ કરવાની સગવડ હોય છે છતાં પણ તે જેને પ્રાપ્ત થઈ શકતો નથી, તેમ જ અભ્યાસમા ગાળવા જેટલું આયુષ્ય પણ ન હોય અને જે ગુરુ પાસેથી શાસ્ત્રનું જ્ઞાન સપાદન કરવું હોય, તે ગુરુ પણ દૂર પ્રદેશમાં હોય, અભ્યાસને સહાય કરનારી અન્ય સામગ્રી પણ ન હોય અને પૂર્વ કર્મ અનુકૂળ ન હોવાથી બુદ્ધિની પણ સહાય ન હોય; આ પ્રકારે જે શાસ્ત્રના અભ્યાસથી વંચિત રહે અથવા સર્વ શાસ્ત્રોની એકવાક્યતા કરવાનું સામર્થ્ય ન હોવાથી, જેણે વાદવિવાદનો પરિત્યાગ કર્યો હોય; છતાં બીજા જેઓ શાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં દર્શાવ્યા પ્રમાણે યથાવિધિ અનુષ્ઠાન કરી આનંદથી વિચરતા હોય, તેમના જેવા થવાથી ઇચ્છા ધરીને જે તેમના માર્ગનું અનુકરણ કરતા હોય, તેમને હે પ્રભો ! જેમ બીજાએ લખી આપેલા અક્ષરો પ્રમાણે નાનાં છોકરાં બીજા અક્ષરો તેની નીચે કાઢે છે, અથવા જેમ દેખતા મનુષ્યની પાછળ અંધ મનુષ્ય ચાલે છે, તે પ્રમાણે જે સર્વ શાસ્ત્રોમાં પારંગત હોય, તેમનાં આચરણોને પ્રમાણભૂત માની તેમના પર જે

* અર્જુનના દશ નામો પ્રસિદ્ધ છે અને તેમાં કૃષ્ણ એ પણ એક નામ છે. વળી અર્જુન એ શ્રીકૃષ્ણસ્વરૂપ હતો, એમ ઠેકઠેકાણે કહેવામાં આવ્યુ જ છે.

શ્રદ્ધા રાખતા હોય અને શંકરાદિ દેવોનું પૂજન, ભૂમિ વગેરેનાં મહાદાન તથા અગ્નિહોત્રાદિ યજ્ઞો શ્રદ્ધાથી કરતા હોય, તેમને હે પુરુષોત્તમ! સત્ત્વ, રજ અને તમ–એમાંની કઈ ગતિ પ્રાપ્ત થાય છે, તે મને કહી સંભળાવો. (૪૫)

ત્યારે વૈકુંઠપીઠના અધિદૈવત, વેદરૂપી કમળમાંના પરાગ, જેની સત્તાથી આ સર્વ વિશ્વ જીવે છે, જે લોકોત્તર, પ્રૌઢ, સ્વાભાવિક જ મહાન કાળ, અદ્વિતીય, ગૂઢ અને આનંદઘન છે અને જે શક્તિના આધારથી એ સર્વ ગુણોનું વર્ણન થઈ શકે છે, તે શક્તિ જેના અંગમાં રહેલી છે, એવા શ્રીકૃષ્ણ સ્વમુખે કહેવા લાગ્યા. (૪૮)

**श्रीभगवानुवाच–त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥**

શ્રીભગવાન બોલ્યા : મનુષ્યની જે સ્વાભાવિક શ્રદ્ધા તે સાત્ત્વિક, રાજસ અને તામસ–એમ ત્રણ પ્રકારની હોય છે, તે સાંભળ. ૨

શ્રીભગવાન કહે છે: હે પાર્થ! શાસ્ત્રાભ્યાસ એ એક પ્રતિબંધ છે, એવો તારા અંતરનો ભાવ હું જાણું છું. તું માત્ર શ્રદ્ધાથી જ મોક્ષપ્રાપ્તિ કરી લેવાને ચાહે છે; પરંતુ હે પ્રબુદ્ધ! તું કહે છે તેટલું એ કાર્ય સહજ નથી. હે અર્જુન! કેવળ શ્રદ્ધા પર જ અવલંબી રહીશ નહિ. અંત્યજના સમાગમથી બ્રાહ્મણ પણ અંત્યજ અર્થાત્ ભ્રષ્ટ થતો નથી કે? ગંગાજળ પણ મદ્યના પાત્રમાં નાખવામાં આવે, તો તેનો પણ કોઈ પણ રીતે સ્વીકાર કરવો ન જોઈએ. ચંદન શીતળ છે, તોપણ અગ્નિના સંબંધથી દઝાડશે કે નહિ? અથવા હે અર્જુન! હલકા સોનામાં ઉત્તમ સુવર્ણ ભેળવેલું હોય, તેવું સોનું ઉત્તમ સોનાના ભાવે ખરીદવામાં આવે, તો તેથી ખરીદનાર લૂંટાશે નહિ કે? તે પ્રમાણે શ્રદ્ધાનું સ્વરૂપ મૂળથી જ જોકે શુદ્ધ છે; તોપણ જ્યારે તે પ્રાણીને હિસ્સે આવે છે, ત્યારે પ્રાણી સ્વભાવતઃ જ અનાદિ માયાની શક્તિથી ત્રણ ગુણોનાં જ બનેલાં છે (તેથી શ્રદ્ધા ત્રણ પ્રકારની થઈ જાય છે). તેમાં પણ બે ગુણ ક્ષીણ થઈને ત્રીજો જ્યારે વૃદ્ધિગત થાય છે, ત્યારે તે મુખ્ય ગુણને અનુસરીને જ જીવની વૃત્તિઓ રચાય છે, વાસના ધારણ કરે છે, વાસના પ્રમાણે જ મન ધારણ કરે છે અને તે મન પ્રમાણે જ ક્રિયાઓ કરે છે અને મરણ પામ્યા પછી પોતાનાં કર્મો પ્રમાણે જ પુનઃ દેહ ધારણ કરે છે. જેમ બીજ નષ્ટ થતાં વૃક્ષ થાય છે તથા વૃક્ષ નષ્ટ થઈને બીજમાં સમાવિષ્ટ થઈ જાય છે અને

આ પ્રમાણે કલ્પોના કલ્પો સુધી પણ મૂળ વૃક્ષની જાત નષ્ટ થતી નથી, તે પ્રમાણે જીવના અનેક જન્માંતર થાય તોપણ પ્રાણીઓમાંથી ત્રણ ગુણ મટતા નથી; એટલા માટે જે પ્રાણીને હિસ્સે જે શ્રદ્ધા આવે છે, તે પણ ગુણના અનુરોધથી ત્રણ પ્રકારની હોય છે. જો શુદ્ધ સત્ત્વગુણ વધે, તો તે જ્ઞાનને હાંક મારે છે, પરંતુ રજ અને તમ એ બે ગુણ તેના વિરોધી છે. સત્ત્વગુણના અનુરોધથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા મોક્ષફળ પર્યંત જાય છે; પરતુ રજ અને તમ ગુણો સ્વસ્થ કેમ બેસી રહે? સત્ત્વગુણનો આધાર નષ્ટ કરી જે વખતે રજોગુણ વૃદ્ધિ પામે છે, તે વખતે તે જ શ્રદ્ધા કર્મમાં પ્રવર્તે છે અને જ્યારે તમોગુણનું પ્રાબલ્ય વધે છે, ત્યારે તે શ્રદ્ધાનો ભંગ થઈને તે જ શ્રદ્ધા ગમે તે ભોગ ભોગવવાને માટે ઉદ્યુક્ત થાય છે. (૬૫)

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

હે ભારત! સર્વને પોતપોતાના પૂર્વ સંસ્કારાનુસાર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે; કારણ કે આ જીવ શ્રદ્ધામય છે. જે મનુષ્ય જેવા પ્રકારની શ્રદ્ધાથી યુક્ત હોય છે, તે તેવી જ યોગ્યતાનો હોય છે ૩

આ પ્રમાણે હે સુજ્ઞ! આ જીવસમુદાયમાં સત્ત્વ, રજ અને તમ એ ગુણોથી રહિત ભિન્ન શ્રદ્ધા નથી; અર્થાત્ સ્વભાવથી જ તે સત્ત્વ, રજ, તમ એવા ભેદોથી ત્રણ ગુણવાળી હોય છે. જેમ પાણી જીવનરૂપ છે, પરતુ વછનાગને સિંચવાથી તે વિષમય બને છે, મરચીને સિંચવાથી તીખુ થાય છે અને શેરડીને સિંચવામાં આવે તો મિષ્ટ બને છે, તે પ્રમાણે તમોગુણની વૃદ્ધિ થતાં જે પ્રાણી જન્મ અને મૃત્યુ પામે છે, તેનામા શ્રદ્ધા પણ તમોગુણાત્મક જ હોય છે. પછી કાજળ અને મેશમાં જે પ્રમાણે ભેદ માલૂમ પડતો નથી, તે પ્રમાણે આ તામસી શ્રદ્ધા તે માનવીથી ભિન્ન હોતી નથી, તે જ પ્રમાણે રાજસ પ્રાણીઓમાં શ્રદ્ધા રજોગુણમય તથા સાત્ત્વિક મનુષ્યમાં સત્ત્વમય જ હોય છે. આ પ્રમાણે આ સર્વ જગત ખરેખર શ્રદ્ધાથી જ બનેલું છે; પરંતુ ત્રિગુણને આધીન હોવાથી તે શ્રદ્ધાને જે ત્રણ પ્રકારનાં ચિહ્ન પ્રાપ્ત થાય છે તેને તું ઓળખ. જેમ પુષ્પ અને કળી પરથી ફળનું અનુમાન કરી શકાય છે; અથવા બોલ ઉપરથી સ્વભાવ સમજાય છે અને મનુષ્યની વર્તમાન સ્થિતિ પરથી તેનાં પૂર્વ કર્મો જાણી શકાય છે, તેમ જ જે ચિહ્નોથી શ્રદ્ધાનાં ત્રણે સ્વરૂપો ઓળખી શકાય, તે ચિહ્નો સાંભળ.

**यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**
**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥**

જેઓ સાત્ત્વિક હોય છે, તેઓ દેવોનું પૂજન કરે છે; જેઓ રાજસ હોય છે, તેઓ યક્ષ–રાક્ષસોનુ પૂજન કરે છે અને શેષ તામસ જનો પ્રેત અને ભૂતગણોનું પૂજન કરે છે. ૪

જેમનાં શરીર સાત્ત્વિક શ્રદ્ધાનાં બનેલાં હોય છે, તેમની બુદ્ધિ બહુધા સ્વર્ગપ્રાપ્તિ વિષે જ રહે છે. તેઓ સર્વ વિદ્યા શીખે છે, ઉત્તમ યજ્ઞ કરે છે; વધારે શું કહું ? તેઓ દેવલોકને પ્રાપ્ત થાય છે અને હે વીરશિરોમણિ ! જેમનાં શરીરો રજોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે, તેઓ રાક્ષસ અને પિશાચને પૂજે છે. જેમનાં શરીરો તમોગુણાત્મક શ્રદ્ધાનાં બનેલાં હોય છે, તેમને વિષે હું તને કહું છું કે, તેઓ કેવળ પાપરાશિ હોઈ અતિ કઠોર અને દયાહીન હોય છે. તેઓ જીવોનો વધ કરીને બલિ આપે છે અને સ્મશાનમાં સંધ્યાકાળે ભૂતપ્રેતાદિની પૂજા કરે છે. તમોગુણનો અર્ક કાઢીને નિર્માણ કરેલાં આવાં માણસો તામસ શ્રદ્ધાની ખાણ હોય છે, એમ તું સમજ. આ પ્રમાણે સાત્ત્વિક, રાજસ અને તામસ–એવી ત્રણ પ્રકારની શ્રદ્ધા જગતમાં છે; પરંતુ હુ એને એટલા માટે વર્ણવું છું કે, તારે આ ત્રણ પૈકી સાત્ત્વિક શ્રદ્ધાનો જ સ્વીકાર કરવો અને હે બુદ્ધિમંત ! બીજી જે રાજસ અને તામસ છે તેનો ત્યાગ કરવો. હે ધનંજય ! આ સાત્ત્વિક શ્રદ્ધાને જે આચરણમાં મૂકે છે, તેને મોક્ષપ્રાપ્તિ કઠિન નથી. તે મનુષ્ય વેદનુ પઠન ન કરે, શાસ્ત્રાધ્યયન ન કરે અને શાસ્ત્રોની એકવાક્યતા કરી કોઈ પણ પ્રકારના સિદ્ધાંત નિશ્ચિત ન કરે; પરંતુ જેઓ શ્રુતિસ્મૃતિનું અધ્યયન કરીને મૂર્તિમંત વેદ બને છે (અર્થાત્ વિદ્વાન થયેલા હોય છે) અને પોતાના આચરણથી તેમાંના સિદ્ધાંતો જનસમાજ સમક્ષ સાદર રજૂ કરે, તેના આચરણનું અનુકરણ કરી તે સાત્ત્વિક શ્રદ્ધાથી વર્તે, તો તેને પણ એ સાત્ત્વિક શ્રદ્ધાનું જ ફળ પ્રાપ્ત થાય છે. એકાદ માણસ મહાપરિશ્રમ કરીને દીવો સળગાવે અને બીજો મનુષ્ય તે દીવા વડે પોતાનો દીવો સળગાવે, તો શું તે દીવો તેના ઘરમાં પ્રકાશ નહિ પાડે ? અથવા એકાદ મનુષ્ય અપાર દ્રવ્ય ખર્ચીને ઘર બાંધે, તો તે ઘરમાં રહેતાં અન્ય મનુષ્યોને શું તેથી સુખ નહિ થાય ? વળી શું જેઓ જળાશય બંધાવે છે, તેમની જ તૃષા તેમાંના જળથી નિવૃત્ત થાય છે અને બીજાની નથી થતી ? અથવા ઘરમાં રસોઈ કરનારની જ

માત્ર તે અન્નથી ક્ષુધા શાંત થાય છે અને અન્યની નથી થતી? શું ગૌતમઋષિએ આણેલી ગંગા માત્ર તેમને જ પવિત્ર કરે છે અને જગતમાનાં ઇતર મનુષ્યોને નથી કરતી? અર્થાત્ પોતાના કરતાં જે દક્ષતાથી શાસ્ત્રોનું અનુષ્ઠાન કરતો હોય, તેના આચરણનું જે અનુકરણ કરે છે, તે મૂર્ખ હોય, તોપણ આ સંસારને તરી જાય છે. (૯૨)

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहङ्कारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

દંભ અને અહંકાર તેમ જ કામ અને પ્રીતિના બળથી યુક્ત એવા જે જનો શાસ્ત્રવિરુદ્ધ ઘોર તપ કરે છે, ૫

ગાવા પહેલાનો ગવૈયાનો ખોખારો જેવી રીતે સંગીતનો આરંભ સૂચવે છે, તેવી રીતે શાસ્ત્રના નામે જેમણે મનઃપૂર્વક ખોંખારો ખાધો નથી; અર્થાત્ જેમને શાસ્ત્ર એટલે શું, તેની કલ્પના પણ નથી અને વળી કોઈ શાસ્ત્રજ્ઞ પોતાના ગામમાં આવવા માંડે, તો તેને ગામની સીમાનો સ્પર્શ પણ ન કરવા દે; એટલે કે તેને ગામમાં આવવા દેતો નથી તથા વડીલોનાં સ્નાનસંધ્યાદિ કર્મો જોઈને તેમની જે ચેષ્ટા કરે છે અને પંડિતોનો સંવાદ સાંભળીને તાળીઓ પાડે છે અને તેમના શબ્દો કાને પણ પડવા દેતો નથી; ઊલટા પોતાનાં ડહાપણ અને દ્રવ્યના મદથી જે પોતાના જ તોરમાં ફરે છે, તે ખરેખર પાખંડીઓના તપનું જ આચરણ કરે છે. તેઓ પોતાની સમક્ષ આવેલા મનુષ્યનાં અંગ પર શસ્ત્રો વડે પ્રહાર કરી, તેમના રક્તમાંસથી યજ્ઞપાત્રો છલાછલ ભરીને પ્રદીપ્ત અગ્નિકુંડમાં મેલડી માતાને આહુતિ આપે છે અને તેમને પ્રણામ કરીને બાળકોનો બલિ આપે છે! ક્ષુદ્ર દેવતાઓની પાસેથી વરપ્રાપ્તિ કરી લેવાને માટે દુરાગ્રહના આવેશમાં સાત સાત દિવસ સુધી અન્નપ્રાશન ન કરીને અનુષ્ઠાનો કરે છે. હે સુજ્ઞ! આ રીતે તેઓ પોતાને અને અન્યને પીડા કરવાનું બીજ તમોરૂપી જમીનમાં વાવે છે અને તેથી ભવિષ્યમાં તમનો જ પાક લણે છે. હે અર્જુન! તરતા ન આવડતું હોય, એવો મનુષ્ય નાવનો આશ્રય લીધા વિના સમુદ્રમાં જાય અને તેથી તેની જે સ્થિતિ થાય છે; અથવા જે વૈદ્યનો દ્વેષ કરી લાત મારીને ઔષધને ઢોળી નાખે છે, તે રોગી જેમ જીવથી વેગળો થાય છે, અર્થાત્ મરણ પામે છે; અથવા જે નેત્રવાળા મનુષ્યનો દ્વેષ કરીને પોતાની જ આંખો કાઢી નાખે છે, તેવા અંધના જેવી સ્થિતિ તે અસુરની થાય છે; કારણ કે શાસ્ત્રોક્ત માર્ગની તે નિંદા કરે છે અને

મોહરૂપી અરણ્યમાં જ અથડાય છે. કામને આધીન થઈ તેના અનુરોધ મુજબ આચરણ કરે છે; ક્રોધને આધીન થઈ તે જેનો વધ કરવાની ઇચ્છા કરે, તેને સંહારે છે; વધારે શું કહેવું ? તેઓ મારી છાતી પર દુઃખનો પહાડ મૂકે છે. (૧૦૪)

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

અને જે અવિવેકી જન શરીરમાંના ઇંદ્રિયસમુદાયને અને શરીરની અંદર રહેતા મને પણ ત્રાસ આપે છે, તે આસુરી નિષ્ઠાવાળા લોકો છે, એમ તુ સમજ. ૬

તે પોતાના અને અન્યના શરીરને જે જે દુઃખો દે છે, તેથી સર્વના અંતરમાં રહેલો હું જ ત્રાસ પામું છું; માટે આવા પાપીઓના નામનો ઉચ્ચાર સુદ્ધાં તું કરીશ નહિ; પરંતુ તેમનો ત્યાગ કરવા માટે તેમનાં લક્ષણો વર્ણવવાની જરૂર પડી. ઘરમાંથી પ્રેતને બહાર કાઢવું પડે છે અને અંત્યજની સાથે સંભાષણ કરવું નહિ; એવી શાસ્ત્રાજ્ઞા હોવા છતાં પણ તેની સાથે પ્રસંગોપાત્ત બે શબ્દો બોલીને તેને ટાળવામાં આવે છે. વધુ તો શું, વિષ્ટાને પણ હાથ વડે જ ધોઈને દૂર કરવી પડે છે. આ સ્થળે માત્ર શુદ્ધિના નિમિત્તથી જ તેમનો સ્પર્શ કરવો પડતો હોવાથી તે સ્પર્શને જેમ દોષ માનવામા આવતો નથી, તે જ પ્રમાણે આ પાપી લોકોનો ત્યાગ કરવા માટે જ તેમનાં લક્ષણો કહી સંભળાવ્યાં; માટે હે અર્જુન ! આવા પુરુષોને જોતાંની સાથે જ તું મારું સ્મરણ કરજે; કારણ કે તે દર્શનદોષનું એ સિવાય અન્ય પ્રાયશ્ચિત્ત નથી. સારાંશ કે સર્વ પ્રકારે સાત્ત્વિક શ્રદ્ધાનું જ વારંવાર જતન કરવું. વળી જેના યોગથી સાત્ત્વિક શ્રદ્ધા વૃદ્ધિ પામે, તેનો જ સંગ કરવો; જે અન્નના સેવનથી સાત્ત્વિક બુદ્ધિ ઉત્પન્ન થાય તેવો જ આહાર કરવો; સ્વભાવવૃદ્ધિ માટે આહારથી અતિરિક્ત અન્ય કોઈ પ્રબળ સાધન નથી. હે વીર અર્જુન ! પ્રત્યક્ષ જો કે જે પૂરેપૂરા સાવધ હોવા છતાં પણ મદ્યનું સેવન કરે છે, તે તત્ક્ષણે જ ઉન્મત્ત બની જાય છે; અથવા જે મનુષ્ય વધારે અન્ન ખાય છે, તેને સ્વભાવતઃ જ વાત અને કફની વિકૃતિ થાય છે. જ્વર આવે તો શું તે દૂધ વગેરેથી મટશે કે ? જેમ અમૃતનું સેવન કરવાથી મૃત્યુ ટળી જાય છે, અથવા વિષનું સેવન કરવાથી મૃત્યુ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે જેવું અન્ન ભક્ષણ કરવામાં આવે છે, તેવી જ ધાતુ ઉત્પન્ન થાય છે, અને ધાતુ

પ્રમાણે અંતર્ભાવ ઉત્પન્ન થાય છે. જેમ પાત્ર તપાવવાથી અંદરનું પાણી પણ તપ્ત થાય છે, તે પ્રમાણે ધાતુને અનુસરીને જ ચિત્તવૃત્તિ બંધાય છે; એટલા માટે સાત્ત્વિક અન્નનું સેવન કરવાથી સાત્ત્વિક ભાવ જ ઉત્પન્ન થાય છે; અને રાજસ તથા તામસ ભાવની ઉત્પત્તિ પણ તેવાં તેવાં અન્નના રસથી થાય છે; ત્યારે હવે સાત્ત્વિક આહાર કયો છે અને રાજસ તથા તામસના આહારો કયા છે, તે હું તને કહું છું, તો તેમનુ આદરપૂર્વક શ્રવણ કર. (૧૧૯)

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

પ્રત્યેકને મનગમતો આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે; તેવી જ રીતે યજ્ઞ, તપ અને દાન, એ પણ ત્રણ ત્રણ પ્રકારના છે; તેમના ભેદ તને કહું છું તે સાંભળ. ૭

અને હે અર્જુન! એક જ આહારના ત્રણ પ્રકાર કેવી રીતે થયા છે, તે તને સ્પષ્ટ કહી સંભળાવુ છુ. જમનારની રુચિ પ્રમાણે અન્ન તૈયાર કરવું જોઈએ અને જમનાર તો ગુણોનો દાસ છે. જે જીવ કર્તા અને ભોક્તા છે, તે સ્વભાવતઃ જ ગુણોના કારણથી ત્રણ પ્રકારની ચિત્તવૃત્તિ ધારણ કરી આચરણ કરે છે; અર્થાત્ આહાર પણ ત્રણ પ્રકારનો છે; યજ્ઞ, તપ અને દાન, એ ત્રણ પ્રકારનાં છે અને વ્યાપાર પણ ત્રણ પ્રકારનાં જ છે; પરંતુ પ્રથમતઃ તને જે આહારનાં લક્ષણો કહેવાનું કહ્યું હતું, તે સ્પષ્ટ કરી વર્ણવું છું તે સાંભળ. (૧૨૪)

आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનારા તથા રસભરિત, સ્નિગ્ધ, પૌષ્ટિક અને મનને આનંદ આપનારા; એવા આહાર સાત્ત્વિકોને પ્રિય હોય છે. ૮

દૈવયોગે જીવ જો સત્ત્વગુણનો બનેલો હોય છે, તો મધુર અન્નના સેવન પર તેને વિશેષ પ્રીતિ થાય છે. જે પદાર્થ સ્વભાવથી જ ઉત્તમ રસથી યુક્ત, મિષ્ટ, સ્નિગ્ધ અને પક્વ થયેલા હોય છે, જે કદમાં બહુ મોટા ન હોય, સ્પર્શમાં મૃદુ, જીભ પર મૂકતાં જ પીગળી જાય અને સ્વાદિષ્ટ હોય, જે રસથી પરિપૂર્ણ હોય, રસ નીકળવા માટે કઠિન ન હોય અને પાણીદાર હોય તથા જેના પર અગ્નિની આંચથી સ્થળે સ્થળે કાળાં ધાબાં પડેલાં હોય અને જે પ્રમાણે શ્રીગુરુના મુખમાંથી

અહાર પડતા શબ્દો થોડા હોય, તોપણ તેમનુ પરિણામ અતિ સુંદર હોય છે; તે જ પ્રમાણે જે પદાર્થ થોડો ખાધા છતાં પણ તેનાથી તૃપ્તિ અપાર થાય અને જે ખાતી વખતે જિહ્વાને મિષ્ટ લાગે તથા પરિણામે પણ મિષ્ટ જ હોય, તેવા અન્નમાં સાત્ત્વિકોની વિશેષ પ્રીતિ હોય છે. સાત્ત્વિક મનુષ્યોને ગમતા પદાર્થોનાં લક્ષણો આવાં હોય છે. આવા પદાર્થના સેવનથી આયુષ્યનું બળ નિત્ય વૃદ્ધિંગત થાય છે. આવા સાત્ત્વિક રસરૂપી મેઘની જેમ જેમ અગ પર વૃષ્ટિ થાય છે, તેમ તેમ દિવસાનુદિવસ દેહમાં આયુષ્યરૂપી નદીનું પૂર આવે છે. અર્થાત્ સાત્ત્વિક આહારથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. હે સુબુદ્ધિમંત! જે પ્રમાણે દિવસની ઉન્નતિ થવાનું કારણ સૂર્ય છે, તે પ્રમાણે સત્ત્વનું રક્ષણ કરવા માટે આવા જ પ્રકારનો આહાર યોગ્ય છે અને શરીર તથા મનના બળની વૃદ્ધિ આવા જ આહારથી થાય છે; એટલે ત્યા રોગનો તો પ્રવેશ જ શી રીતે થઈ શકે? આ સાત્ત્વિક અન્નનું સેવન કરવાથી જ શરીરને આરોગ્ય ભોગવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે અને પછી તેના સર્વ વ્યાપારોનો વિસ્તાર સુખમય થાય છે. વધારે શું કહું? તેને આનંદની સાથે મૈત્રી થાય છે. આ પ્રમાણે આ સાત્ત્વિક આહારનું પરિણામ શ્રેષ્ઠ હોઈને તે શરીરને અંતર્બાહ્ય સુખકર નીવડે છે. હવે રાજસ ગુણવાળા મનુષ્યની જે અન્ન પર રુચિ હોય છે, તે પણ હું તને પ્રસંગાનુસાર કહી સંભળાવું છું. (૧૩૮)

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

અતિશય કડુ, ખાટા, ખારા, ઉષ્ણ, તીખા. રૂક્ષ, દાહક અને દુખ, શોક તથા રોગને ઉત્પન્ન કરે એવા આહાર રાજસોને પ્રિય હોય છે. ૯

માત્ર મૃત્યુ નિપજાવે એટલી જ ખામીવાળા, બાકી હળાહળ વિષ સમાન જ કડુ, ચૂના કરતાં પણ વિશેષ દાહક, ખાટા, ઘઉંની કણક પલાળવાને જેટલું પાણી જોઈએ તેટલું જ મીઠું અને ઇતર ખારા પદાર્થો જેમાં મેળવવામાં આવ્યા હોય; આવા અતિશય ખારા પદાર્થો રાજસ પ્રકૃતિના મનુષ્યને પ્રિય લાગે છે. વળી તે એટલું બધું તો ઊનું અન્ન ખાય છે, કે જાણે મુખ વડે કેવળ અગ્નિનું જ ભક્ષણ કરતો હોય ને! તેમાંથી એવી તો વરાળ નીકળે છે, કે તે વડે દીવો પણ સળગાવી શકાય. આવા પદાર્થો ખાવામાં રાજસ ગુણવાળા માણસો મોજ માને છે! વંટોળિયાને પણ પાછળ હઠાવી દે એવા ઉગ્ર અને

ભાલાની અણીના જેવી તીવ્ર તીખાશ ધરાવનાર પદાર્થ તે ખાય છે. આવા પદાર્થોથી કેવળ જખમ જ પડતા નથી; પરંતુ શસ્ત્રપ્રહારના જેવી વેદના થાય છે. રાખોડી કરતાં પણ રૂક્ષ અને અંતર્બાહ્ય શુષ્ક, એવા પદાર્થો ખાવા તેને ઘણા ગમે છે. જેને ખાતાં દાંત સાથે દાંત અથડાય, એવા કઠણ પદાર્થોના ભક્ષણથી તેને આનંદ ઉત્પન્ન થાય છે. મૂળે જ તમતમતા પદાર્થ હોય અને વળી તેમા રાઈ ભેળવવામા આવે એટલે પછી બાકી જ શું રહે? તેમનું સેવન કરતાંની સાથે જ નાકમાં અને મોંમાં ઝણઝણાટી વછૂટે છે. હવે આ વાત રહેવા જ દો; પરંતુ અગ્નિને પણ પાછળ હઠાવે એવું રાઈતું તો રાજસ પ્રકૃતિના મનુષ્યને પ્રાણ કરતા પણ અધિક પ્રિય લાગે છે. આ પ્રકારે ગમે તેટલું ખાવાથી જેની તૃપ્તિ થતી નથી, એવો મુખને હાથમાં લઈને ફરતો અકરાંતિયો મનુષ્ય જીભને વશ થઈને જાણે કે અગ્નિના બળતા અંગારા જ પેટમાં નાખતો હોય, તેમ લવિંગ, સૂઠ આદિ ઉષ્ણ પ્રકૃતિના પદાર્થો ખાઈને ભોંય પર આળોટે છે અને તેના મુખ પાસેથી પાણીનો પ્યાલો તો કદી ખસતો જ નથી; માટે તેનો આહાર તે અન્ન નથી; પરંતુ એ નિદ્રિત થયેલા વ્યાધિરૂપ સર્પને જાગ્રત કરવા માટે ઉદરમાં મદ્ય જ નાખવા પ્રમાણે છે. આ અન્નના સેવનની સાથે જ સર્વ રોગો એકબીજાની સાથે સ્પર્ધા કરતા એકદમ ઊભા થાય છે. આ પ્રમાણે રાજસ અન્નથી કેવળ દુઃખરૂપી જ ફળ મળે છે. હે ધનુર્ધર! આ પ્રમાણે રાજસ અન્નનું વર્ણન કરવામાં આવ્યુ અને તેનુ પરિણામ પણ તને જણાવ્યું. (૧૫૨)

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥**

અર્ધપક્વ, ઊતરી ગયેલુ, દુર્ગંધવાળું, વાસી અને ઉચ્છિષ્ટ તથા અપવિત્ર અન્ન તામસી પ્રકૃતિના મનુષ્યને પ્રિય લાગે છે. ૧૦

હવે તમોગુણવાળા મનુષ્યને જે આહાર ગમે છે, તે તને કહું છું; પરંતુ કદાચિત્ તને તે પ્રત્યે ઘૃણા પણ આવશે. એઠા અને વાસી અન્નથી અહિત થાય છે, એવી કલ્પના સુદ્ધા તેના મનમાં આવતી નથી. જે પ્રમાણે ભેંસ ઉચ્છિષ્ટ અન્ન ખાય છે, તે પ્રમાણે સવારે રાંધેલું અન્ન બપોરે અથવા બીજે દિવસે ખાવા પર તામસી મનુષ્યોને ખૂબ પ્રેમ હોય છે; અથવા અર્ધું કાચું કે બળીને કેવળ રાખ થઈ ગયેલું, તેમ જ જેમાંથી સ્વાદ નીકળી ગયો હોય એવું અન્ન તે ખાય છે. જે

અન્ન પૂર્ણપક્વ તથા રસભરિત હોય; તેને તામસી મનુષ્ય અન્ન હોવાનું માનતો જ નથી. કદાચિત્ આવું ઉત્તમ અન્ન ખાવાનો પ્રસંગ આવે, તો વાઘની પેઠે તેને દૂર રાખી મૂકીને તેમાંથી દુર્ગંધ છૂટતાં સુધી તેને તે ખાતો નથી. જે અન્નને બહુ દિવસ થઈ ગયા હોય, જેમાથી સ્વાદ નીકળી ગયો હોય, જે રૂક્ષ કે સડી ગયેલું હોય, અથવા જેમાં જંતુ પડી ગયાં હોય અને વળી જેને બાળકોએ કાદવની પેઠે ચૂંથી નાખ્યુ હોય, તેવા જ અન્નને સ્ત્રીપુત્રાદિકને સાથે લઈને તે ખાય છે. આવા પ્રકારનું ગંદું અન્ન જ્યારે તે ખાય, ત્યારે જ તેને આનંદથી જમ્યા જેવું સુખ થાય છે, પરંતુ આટલાથી જ તે પાપીને તૃપ્તિ થતી નથી! ચમત્કાર તો જુઓ કે, જે ખરાબ પદાર્થો નિષિદ્ધ અને ત્યાજ્ય ઠર્યા છે, તેવા અભક્ષ્યનો જ ભક્ષ કરવાની અને તેવા અપેયનું જ પાન કરવાની તે તામસને અતિશય ઇચ્છા થયા કરે છે. હે વીર અર્જુન! આવી રીતે તે તામસ મનુષ્યની એવા પદાર્થો ખાવાની જે રુચિ હોય છે. તે રુચિનુ ફળ પણ તેને તત્ક્ષણ જ મળે છે; કારણ કે અપવિત્ર પદાર્થોનું સેવન કરે છે, તે જ વખતે તે પાપનો ભાગી થાય છે. તે જે ભોજન લે છે તે વસ્તુતઃ ભોજન નથી; પરંતુ તે પેટમાં યાતનાઓનો ભંડાર જ ભરે છે, એમ સમજવું. શિરચ્છેદ કર્યા પછી શું થાય છે; અથવા અગ્નિમાં ભુસકો માર્યા પછી શું પરિણામ આવે છે, એ જાણવાને માટે એનો શુ પ્રત્યક્ષ અનુભવ લેવાની જરૂર રહે છે ખરી? એવાં પરિણામો પણ તે સહન કરે છે; એટલા માટે શ્રીકૃષ્ણ કહે છે: હે અર્જુન! તામસ અન્નનું પરિણામ પૃથક કરી બતાવવાની જરૂર નથી. હવે આહારની પેઠે યજ્ઞ પણ ત્રણ પ્રકારના છે; માટે હે અર્જુન! આ ત્રણમાંના સાત્ત્વિક યજ્ઞનું લક્ષણ પ્રથમ કહું છું, તે સાંભળ. (૧૭૦)

**अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**

**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

ફળની ઇચ્છા ન રાખનારા પુરુષના હાથે, પોતાનું કર્તવ્ય છે એટલે કરવું જ જોઈએ, એવું સમજીને મનથી નિશ્ચય કરી જે શાસ્ત્રોક્ત યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય છે. ૧૧

જેમ પતિવ્રતા સ્ત્રીનો મનોધર્મ પતિ સિવાય અન્ય વિષે કામની ઉત્પત્તિ થવા દેતો નથી; કિંવા ગંગા નદી સમુદ્રને મળ્યા પછી આગળ વધવાનો પ્રયત્ન કરતી નથી; અથવા આત્મસ્વરૂપની પ્રતીતિ થતાં જ વેદ

મૌન સેવે છે, તે જ પ્રમાણે જેઓ પોતાના હિત માટે સંપૂર્ણ ચિત્ત લગાડીને ફળની આશા તથા અહંકાર રાખતા નથી; અથવા વૃક્ષના મૂળમાં પહોંચ્યા પછી પાણી જેમ ત્યાંથી પાછું ફરતુ જ નથી, પરંતુ તેમાં મળી જઈને તેનુ પોષણ કરે છે; તેવી જ રીતે જે મન અને દેહથી નિશ્ચય કરી યજ્ઞ કરવામાં નિમગ્ન થાય છે; પરંતુ તેથી કોઈ પણ પ્રકારનું ફળ મેળવવાની ઇચ્છા રાખતા નથી, તેઓ સ્વધર્મ સિવાય ઇતર કૃત્યો પ્રત્યે વિરક્ત રહી ફળેચ્છાનો ત્યાગ કરી સર્વાંગસુંદર યજ્ઞ કરે છે. હાથમા દર્પણ લીધા પછી જેમ આપણું મુખ જોઈ શકાય છે, અથવા હથેળી પરનું રત્ન જે પ્રમાણે દીપકના પ્રકાશથી સ્પષ્ટ દેખાય છે, અથવા સૂર્યોદય થવાથી જે પ્રમાણે માર્ગ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે, તે પ્રમાણે વેદોમા નિર્દિષ્ટ કરેલા માર્ગો પર વિશ્વાસ રાખી તે જ પ્રમાણે તે આચરણ કરે છે. તે કુંડો, મંડપ, વેદી વગેરે યજ્ઞની સર્વ સામગ્રી એવી રીતે તૈયાર કરે છે કે, જાણે વેદોએ પોતે જ આવીને તે તૈયારી કરી ન હોય! સર્વ અવયવોમાં યોગ્ય રીતે પહેરેલા અલંકારો જેવી રીતે શોભા આપે છે, તેમ તે યજ્ઞના સર્વ પદાર્થોને યોગ્ય સ્થાને વ્યવસ્થાપૂર્વક ગોઠવે છે. શબ્દથી કેટલુંક વર્ણન કરું ? તે યજ્ઞમંડપ જોતા જ એમ લાગે છે કે, જાણે પ્રત્યક્ષ યજ્ઞવિદ્યા જ યજ્ઞના મિષથી આ સ્થળે આવી છે! આ પ્રમાણે જે યજ્ઞ સાંગોપાંગ કરવામાં આવે છે કે જે વિષે કશા જ ફળની આકાંક્ષા હોતી નથી; જેવી રીતે તુલસીના છોડથી ફળ, પુષ્પ અને છાયાની પ્રાપ્તિ થતી નથી, તોપણ લોકો જળસિંચન કરીને તેનુ પાલન કરે છે; તેવી રીતે ફલાશા સિવાય જે યથાવિધિ યજ્ઞ કરવામાં આવે છે, તેને જ સાત્ત્વિક યજ્ઞ કહેવામા આવે છે. (૧૮૪)

**अभिसन्धाय तु फलं दम्भार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

હે ભરતશ્રેષ્ઠ ! ફળની ઇચ્છા રાખીને કેવળ દંભ માટે કરવામાં આવેલા યજ્ઞને રાજસ યજ્ઞ કહેવામાં આવે છે એમ તુ સમજ. ૧૨

હવે હે વીરશ્રેષ્ઠ ! બીજા પ્રકારનો જે રાજસ યજ્ઞ છે, તે પણ સર્વ રીતે આના જેવો જ હોય છે; પરંતુ જેમ શ્રાદ્ધતિથિને દિવસે રાજાને એવી ઇચ્છાથી ભોજન કરવાને માટે નિમંત્રણ આપવામાં આવે કે, તેથી આપણને ઘણો ફાયદો થશે, આપણી કીર્તિ પણ વધશે અને શ્રાદ્ધ પણ થશે, અર્થાત્ એક પંથ ઓર દો કાજ જેવો લાભ થશે;

તે પ્રમાણે જે યજ્ઞ કરતાં એવી ફ્લાશા રાખે છે કે, આપણને સ્વર્ગપ્રાપ્તિ થશે, લોકો દીક્ષિત કહીને માન આપશે અને આપણા હાથે યજ્ઞ જેવું એક મહત્ કાર્ય થશે. આ પ્રકારે કેવળ ફળની આશા રાખીને તથા જગતમાં કીર્તિ ફેલાવવાના હેતુથી જે યજ્ઞ કરવામાં આવે છે, તે રાજસ યજ્ઞ કહેવાય છે. (૧૮૮)

**विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, મંત્રરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત જે યજ્ઞ કરવામાં આવે છે, તેને વિદ્વાન લોકો તામસ યજ્ઞ કહે છે. ૧૩

પશુપક્ષીના વિવાહમાં જેમ કામદેવ સિવાય ઇતર જોષી હોતો નથી, તેમ તામસ યજ્ઞનું કારણ માત્ર આગ્રહ જ હોય છે. વાયુને વહેવા માટે માર્ગની આવશ્યકતા હોતી નથી; અથવા મરણને માટે મુહૂર્ત જોવાનું હોતું નથી, તેમ જ અગ્નિને નિષિદ્ધ વસ્તુ બાળવાની જો ભીતિ રહેતી હોય, તો જ તામસના યજ્ઞને વિધિમર્યાદા હોઈ શકે! એટલા માટે હે ધનુર્ધર! તે અમર્યાદ છે, તેને વિધિનો બાધ હોતો નથી, મંત્રોની આવશ્યકતા નથી અને તેના મંડપમાં મક્ષિકાને પણ અન્ન મળતું નથી. જ્યાં બ્રાહ્મણોની સાથે પૂર્ણ વેર જ હોય છે, ત્યાં દક્ષિણાની તો વળી વાત જ શી? અગ્નિ જેમ પવનથી ભડકી ઊઠે, અથવા અપુત્રના મરણ પછી તેનુ ઘર ગમે તે માણસ લૂંટે, તે પ્રમાણે તે યજ્ઞમાં સઘળું દ્રવ્ય વ્યર્થ ખર્ચાઈ જાય છે; પરંતુ તેમાં શ્રદ્ધાનુ તો નામ પણ હોતું નથી. શ્રીનિવાસ શ્રીકૃષ્ણ કહે છે: જે યજ્ઞમાં ઉપરઉપરનો આવો ડોળ કરવામાં આવે છે, તેને તામસ યજ્ઞ કહેવામાં આવે છે, સમજ્યો? હવે જે પ્રમાણે ગંગાના પાણીનો જુદી જુદી રીતે ઉપયોગ કરવાથી, તે શુદ્ધતા તેમ જ મલિનતાના કારણરૂપ બની રહે છે, તે પ્રમાણે સત્ત્વ, રજ અને તમ—આ ત્રણ ગુણોના યોગથી તપ ત્રણ પ્રકારનું હોઈને તેમાંના એકથી મોક્ષ અને બીજાથી અધોગતિ પ્રાપ્ત થાય છે. માટે હે અર્જુન! આ તપના ત્રણ ભેદો કેવી રીતે થાય છે, એ જો તું સમજવા માગતો હોય, તો પ્રથમ તપ એટલે શું, એ સમજી લે. પ્રથમ તપનું સ્વરૂપ તને કહું છું, ત્યાર પછી ગુણના યોગે તેના ભેદ કઈ રીતે થાય છે તે પછીથી કહીશ. હે અર્જુન! ઉત્તમ તપના પણ આવા ત્રણ પ્રકાર છે: કાયિક, વાચિક અને માનસિક.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા વિદ્વાનનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એને કાયિક તપ કહેવામાં આવે છે. ૧૪

હવે આ ત્રણમાં કાયિક તપ કયું તે સાંભળ. શંકર અથવા વિષ્ણુ એ બેમાંથી એક પર પણ જેની ભક્તિ હોય, તે પ્રિય દેવતાના મંદિરમાં જઈ તેનું દર્શન કરવા અથવા યાત્રાદિ કરવાને લીધે આઠે પ્રહર જેના પગને વિશ્રાંતિ મળતી નથી, દેવમંદિરનું આંગણું સુશોભિત કરવાથી, પૂજાસાહિત્ય પૂરાં પાડવાથી અને દેવસેવા કરવાથી જેના હાથ શોભે છે; શંકરનું લિંગ અથવા વિષ્ણુની મૂર્તિ દૃષ્ટિ-ગોચર થતાંની સાથે જે ભૂમિ પર દંડવત્ પડી સાષ્ટાંગ નમસ્કાર કરે છે; વિદ્યાવિનયાદિ ગુણોવાળા પૂજ્ય બ્રાહ્મણોની જે સેવા કરે છે; પ્રવાસ-થી શ્રમિત થયેલા કે સંકટમા પડેલા જીવોની શુશ્રૂષા કરીને તેમને જે સુખ આપે છે; સર્વ તીર્થોથી શ્રેષ્ઠ એવા માતાપિતાની સેવા કરવામાં જે દેહ સમર્પણ કરે છે અને સંસારરૂપી અસાધ્ય વ્યાધિમાથી કેવળ પોતાના દર્શનથી જ મુક્ત કરનાર તથા જ્ઞાનામૃતનુ પાન કરાવવામાં તત્પર એવા જે ગુરુ, તેમની સેવા કરે છે, અને હે અર્જુન! દેહા-ભિમાનરૂપી કાટને દૂર કરવા માટે તેને સ્વધર્મરૂપી અગ્નિમાં રાખી વેદા-ધ્યયનરૂપી પુટો આપે છે; પ્રાણી માત્રમાં ઈશ્વર સમજી જે તેને નમસ્કાર કરે છે, પરોપકાર કરવામા જે તત્પર હોય છે; સ્ત્રીવિષયમાં જે ઇંદ્રિયોનું પૂર્ણ નિયમન કરે છે, જન્મતી વખતે સ્ત્રીસ્પર્શ (માતાનો સ્પર્શ) થયેલો એ જ સ્ત્રીશરીરનો સ્પર્શ; બાકી ત્યાર પછી આખો જન્મ જેને સ્ત્રીસ્પર્શ થયો હોતો નથી; ઘાસમાં પણ જીવ છે એમ સમજી જે તેને પાદાક્રાંત કરતો નથી; જે કોઈને પણ માઠું લાગે એવાં તથા મર્મભેદક વેણ બોલતો નથી; આવી રીતે જ્યારે શરીરથી વ્યાપાર થવાની ટેવ પડી જાય એટલે શારીરિક (કાયિક) તપ પૂર્ણતાએ પહોચ્યુ છે એમ તું સમજ. હે પાર્થ! આ સર્વ કાર્યો દેહના અનુરોધથી થાય છે; એટલા માટે હું એને શારીરિક તપ કહું છું. આ પ્રકારે કાયિક તપનાં લક્ષણો તને કહ્યાં. હવે નિષ્પાપ એવા વાચિક તપના લક્ષણો સાભળ. (૨૧૫)

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

કોઈના પણ મનને ન દુભાવે એવું તથા સત્ય અને મધુર હોવા સાથે પરિણામે હિતકારક થાય એવું ભાષણ કરવું અને વેદોનું અધ્યયન કરવું, એને વાચિક તપ કહેવામાં આવે છે. ૧૫

પારસમણિ લોખંડનું કદ અને વજન ઓછું ન કરતાં જે પ્રમાણે તેનું સુવર્ણ બનાવી દે છે, તે જ પ્રમાણે જેની સાથે ભાષણ કરવાનું હોય તેની સમીપના મનુષ્યને પણ દુઃખ ન થતાં તેને પણ સુખ ઉત્પન્ન થાય, એવું મિષ્ટ ભાષણ કરવાની જે શક્તિ છે; વૃક્ષને પાણી પાવા સાથે તેની નિકટ રહેલું ઘાસ પણ સહેજે વૃદ્ધિંગત થાય છે, તે પ્રમાણે એકની સાથે બોલતી વખતે તે ભાષણથી સર્વનું હિત થાય એવી જેની મધુરતા છે; અમૃતની ગંગા હસ્તગત થતાં જે પ્રમાણે તે પ્રાશનથી અમર કરે છે, સ્નાનથી પાપ નષ્ટ કરીને સંસારતાપમાંથી મુક્ત કરે છે અને મિષ્ટતાનો આસ્વાદ પણ આપે છે; તે જ પ્રમાણે જે ભાષણથી અજ્ઞાન નષ્ટ થાય છે અને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને અનેક વખત સાંભળવા છતાં પણ અમૃત પ્રમાણે જેના પરની રુચિ ઓછી થતી નથી; પૂછવામાં આવે ત્યારે જ એવું ભાષણ કરવામાં આવે, નહિતર વેદાધ્યયન અને હરિસ્મરણની ધૂન ચાલે; તથા ઋગ્વેદાદિ ત્રણે વેદોની વાચારૂપી મંદિરમાં પ્રતિષ્ઠા કરી જે પોતાના વંદનની વેદશાળા જ બનાવે છે, અથવા જે શિવ અથવા વિષ્ણુના નામનો જાપ કર્યા કરે છે; વાણીના આવા ઉપયોગને વાચિક તપ કહે છે; એમ જાણવું. હવે માનસિક તપનાં લક્ષણો કહું છું તે સાંભળ, એમ લોકનાથના નાયક શ્રીકૃષ્ણ પરમાત્મા કહેવા લાગ્યા. (૨૨૪)

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

મનની પ્રસન્નતા, સૌજન્ય, મૌન, આત્મસંયમ અને અંતઃકરણશુદ્ધિને માનસિક તપ કહેવામા આવે છે. ૧૬

જેમ તરંગો વિનાનું સરોવર, અભ્રરહિત આકાશ, સર્પરહિત ચંદનનો બાગ, સર્વ કળાથી સંપૂર્ણ ચંદ્ર, ચિંતારહિત રાજા તથા મંદરાચળ વિનાનો ક્ષીરસમુદ્ર હોય, તે પ્રમાણે અનેક વિકલ્પોની જાળ ટળી ગયા પછી મન જ્યારે શુદ્ધ સ્વરૂપમાં નિમગ્ન થઈને રહે છે; અથવા ઉષ્ણતારહિત પ્રકાશ, હલકો ખોરાક તથા પોલાણરહિત વસ્તુ જે પ્રમાણે હોય, તે જ પ્રમાણે પોતાના સ્વરૂપને જાણીને જે પોતાના ચપળ સ્વભાવનો એવે પ્રકારે ત્યાગ કરે છે કે જેમ હિમ ઉપર

ઠંડીની અસર થતી નથી. વળી જેવી રીતે પૂર્ણિમાના ચંદ્રનું પ્રતિબિંબ કલંકરહિત દેખાય, તે પ્રમાણે આત્મસ્વરૂપમાં જે મન સ્થિર થયું હોય છે, જ્યાં વૈરાગ્યની ઇચ્છાનો લોપ થયો છે અને મનની દોડ તથા ભય નષ્ટ થયાં છે, ત્યાં મન બોધસ્વરૂપ જ બની રહે છે; અર્થાત્ જે મુખથી શાસ્ત્રનું પ્રવચન કરવાનું, તે મુખ ભાષણરહિત મૌનસંપન્ન બની રહે છે. મનને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં, જે પ્રમાણે મીઠું પોતાના મૂળ સ્વરૂપ પાણીમાં મળતા તદ્રૂપ બની જાય છે, તે પ્રમાણે તે (મન) સંકલ્પ-વિકલ્પનો ત્યાગ કરીને આત્મરૂપ જ બની રહે છે; આવી સ્થિતિમાં મનને ઇચ્છા જ ક્યાંથી ઉત્પન્ન થાય કે, જેથી તે ઇંદ્રિયો તરફ દોડીને વિષયોના ગ્રામમાં પહોંચે અર્થાત્ હથેળીમાં જે પ્રમાણે વાળનો અભાવ હોય છે, તે જ પ્રમાણે આ પ્રકારે તૈયાર થયેલા મનમાં મલિનતાનો અભાવ હોય છે અર્થાત તેમા સહેજે ભાવશુદ્ધિ હોય છે; સંકલ્પ-વિકલ્પો હોતા નથી. હે અર્જુન! વિશેષ શું કહું? જ્યારે મનને આવી યોગ્યતા પ્રાપ્ત થાય, ત્યારે તેને માનસ તપની સંજ્ઞા મળે છે. દેવ કહે છે: અસ્તુ. માનસ તપનાં સર્વ લક્ષણો મેં તને કહી સંભળાવ્યાં. આ પ્રમાણે દેહ, વાચા અને ચિત્તના યોગથી જે ત્રણ પ્રકારનું તપ થયું છે, તે સામાન્ય તપઃ તને કહી સંભળાવ્યું. હવે ત્રણ ગુણના સંગથી આ જ તપ ત્રણે પ્રકારનું થાય છે, તે તું ઉત્તમ રીતે સાંભળ. (૨૩૮)

श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

ફળની આશારહિત તથા સમાધાન પામેલા ચિત્તવાળા પુરુષે અત્યંત શ્રદ્ધાપૂર્વક કરેલાં ઉપરોક્ત ત્રણ પ્રકારનાં તપને 'સાત્ત્વિક તપ' કહેવામાં આવે છે. ૧૭

હે પ્રબુદ્ધ! આ જે મેં તને ત્રણ પ્રકારનું તપ કહ્યું, તેનું જ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક આચરણ કર; પરંતુ ફળની આશા રાખીશ મા. અરે, જે વખતે મનને પૂર્ણ રીતે શુદ્ધ રાખીને શ્રદ્ધાપૂર્વક આ તપનું આચરણ કરવામાં આવે છે, તે વખતે એ જ તપને જ્ઞાતાજનો સાત્ત્વિક તપ કહે છે. (૨૪૧)

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

પોતાની સ્તુતિ, માન તથા પૂજા થવાના હેતુથી અને કેવળ દાંભિકતાથી જે તપ કરવામાં આવે છે, તેને રાજસ, ચંચળ અને અસ્થિર તપ કહેવામાં આવે છે. ૧૮

અથવા તપ કરવાના હેતુથી જગતમાં દ્વૈત ઉત્પન્ન કરી મોટાઈના શિખર પર બેસવાની જે ઇચ્છા કરે છે; ત્રિભુવનમાં મારા વિના અન્ય કોઈને સન્માન મળે નહિ, સભામાં તથા ભોજનસમયે મુખ્ય માન પોતાને જ મળે, એવી જે આકાંક્ષા રાખે છે; સમસ્ત જગતના લોકો મારી સ્તુતિ કરે, એવો હું પ્રશંસાને પાત્ર થાઉં અને લોકો મારું દર્શન કરવા આવે; લોકો મારી જ વિશેષ પૂજા કરે અને સર્વ મહત્ત્વના ભોગો મને જ ભોગવવા માટે મળે; આવી આવી કામના કરે છે અને આ પ્રકારે જેમ કોઈ એક વૃદ્ધ વેશ્યા પોતાની વયને છુપાવવા માટે ઉપરનો શૃંગાર સજીને ઠાઠમાઠથી બેસે છે, તેવી રીતે તપનો ઢોંગ આદરીને જેઓ પોતાનું સ્વરૂપ લોકોને વેચી નાખે છે; વધારે શું કહેવું? દ્રવ્ય અને માનની પ્રાપ્તિની ઇચ્છા મનમાં ધરીને કષ્ટપૂર્વક જે તપ કરવામાં આવે, તેને રાજસ તપ કહે છે. જુઓ, પહુરણી નામનો એક ઝેરી કીડો જે ગાયના આંચળમાંથી દૂધ પી ગયો હોય છે, તે ગાય વિયાય, તોપણ દૂધ આપતી નથી; અથવા ઊભા ખેતરે ઢોર ચરી જવાથી જેમ તેમાં પાક ઊતરતો નથી, તેવી રીતે પોતાની પ્રસિદ્ધિના હેતુથી કરવામાં આવેલા તપનું ફળ અંતે વ્યર્થ જ થાય છે. આ પ્રમાણે હે અર્જુન! એ તપથી કાંઈ ફળસિદ્ધિ થવાની નથી, એમ જાણવામા આવતા વચમાં જ તે તપને છોડી દે છે, અને એથી એ તપને સ્થિરતા હોતી નથી. અકાળે આકાશમા અભ્રો એકત્ર થઈને તે બ્રહ્માંડમાં ગર્જના કરે છે, છતાય તે એક ઘડીભર પણ ટકે છે ખરાં કે? અર્થાત્ ટકતાં નથી: તે જ પ્રમાણે રાજસ તપનું ફળ વંધ્યા સ્ત્રી સમાન વ્યર્થ જ હોય છે; એટલું જ નહિ, પરંતુ તેનું આચરણ કરવામાં આવે, તો તે આચરણ પણ ધૂળ પર લીંપણ પ્રમાણે વ્યર્થ હોઈ ટકતું નથી. તામસ તપનો પણ આ જ પ્રકાર છે. ફેર માત્ર એ છે કે, રાજસ તપમાં તો એક કીર્તિ પણ મળવાનો સંભવ હોય છે; પરંતુ તામસ તપથી તો કીર્તિ અને સ્વર્ગ—એ ઉભયની પ્રાપ્તિ થતી નથી. (૨૫૩)

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

ઉન્મત્તતાથી દુરાગ્રહ રાખીને પોતાના શરીરને સંકટ આપીને અથવા બીજાનો નાશ કરવાની ઇચ્છા ધારણ કરીને, જે તપ કરવામાં આવે છે, તે તામસ તપ કહેવાય છે. ૧૯

હે ધનુર્ધર! મૂર્ખતાથી અભિમાન ધરી જે પોતાના શરીરને શત્રુ સમજે છે; પોતાના શરીરને કાષ્ઠ માનીને શરીરમાના પંચાગ્નિથી જ તેને સળગાવે છે; પોતાના મસ્તક પર બળતી સગડી મૂકી તેમાં ગૂગળ બાળે છે; પીઠમાં સોયા ઘોચે છે અને પોતાની ચારે તરફ અગ્નિ પ્રજ્વલિત કરી તેની વચ્ચે પોતાના શરીરને બાળે છે; શ્વાસોચ્છ્વાસ બંધ કરે છે, વ્યર્થ ઉપવાસ કરે છે અથવા ઊંધે મસ્તકે લટકી ધૂમ્ર-પાન કરે છે; શીતઋતુમાં નદીમાં ગળા જેટલા પાણીમાં ઊભા રહે છે અને ખડક પર કે સરિતાતટ પર બેસીને પોતાના અંગમાંથી જીવતા માંસના લોચા ખેંચી કાઢે છે! હે ધનંજય! આ પ્રમાણે પોતાના શરીરને નાનાવિધ કષ્ટ આપી અન્નનો નાશ કરવા માટે તપશ્ચરણ કરે છે. ડુંગર પરનો પાષાણ પોતાની સ્થૂળતાને લીધે છૂટો પડીને નીચે પડે છે, એટલે તેના પોતાના પણ ટુકડેટુકડા થઈ જાય છે અને તેના સપાટામાં એકાદ વસ્તુ આવી પડે, તો જેમ તેના પણ ચૂરેચૂરા કરી નાખે છે, તે પ્રમાણે જે પોતાના શરીરને કષ્ટ આપી અન્ય સુખી જીવોને કે પ્રમુખ મનુષ્યોને દુ:ખી કરી જીતવા માટે તપનું આચરણ કરે છે; હે અર્જુન! વધારે શું કહેવું? આવા ખરાબ અને ક્લેશ-દાયક પ્રકારે જે તપ કરવામાં આવે છે, તે તામસ તપ કહેવાય છે. આ પ્રમાણે સત્ત્વ, રજ અને તમના અનુરોધથી તપના જે ત્રણ ભાગ થયા તે તને સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યા. હવે બોલવાનો ઓઘ છૂટ્યો છે; તેથી દાનના ત્રણ પ્રકાર કેવા છે, તેમના લક્ષણો પણ તને કહું છું. ગુણોના અનુરોધથી દાનના પણ ત્રણ પ્રકાર થયા છે, તે પૈકી પ્રથમ સાત્ત્વિક દાનનું વર્ણન સાંભળ. (૨૬૫)

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

દાન કરવું એ આપણું કર્તવ્ય છે. એવા હેતુથી જે દાન પ્રત્યુપકાર નહિ કરી શકનાર સત્પાત્રને, પુણ્યક્ષેત્રમા અને પર્વકાળે આપવામાં આવે છે તેને સાત્ત્વિક દાન કહેલું છે. ૨૦

સ્વધર્મથી અને સન્માર્ગે પ્રાપ્ત કરેલું ધન, અતિ આદરપૂર્વક બીજાને અર્પણ કરે છે. ઉત્તમ બીજ મળે, પણ ઉત્તમ જમીન અને

ઉષ્ણુતાની ઊણુપ રહી જાય છે; તે પ્રમાણે દાન આપવાની ઇચ્છા હોય, તોપણ દાન દેવાને પાત્ર મનુષ્ય, દેશ અને કાળની ખામી હોય છે. અમૂલ્ય રત્ન પ્રાપ્ત થાય, ત્યારે તેને જડવા માટે સુવર્ણની ખોટ માલૂમ પડે છે અને કદાચિત્ સુવર્ણ મળે, તો અલંકાર ધારણ કરવા યોગ્ય શરીર નથી હોતું; માટે દિવાળી જેવું પર્વ, આપ્તવર્ગ અને સંપત્તિ–એ ત્રણે યોગ એકત્ર મળવા, એ જેમ સુદૈવ પર જ અવલંબી રહ્યું છે, તેમ જો આપણે હાથે દાન આપવાનો ઈશ્વરી સંકેત હોય છે, તો જ સત્ત્વગુણની સહાયતા મળી દેશ, કાળ, સત્પાત્ર બ્રાહ્મણ તથા દ્રવ્ય, એ સર્વ યોગો અનુકૂળ થાય છે. પ્રથમ તો છૂટથી દાન કરવાને કુરુક્ષેત્ર, કાશીક્ષેત્ર અથવા તેની બરોબરીનું અન્ય કોઈ ક્ષેત્ર હોવું જોઈએ. તે પુણ્યક્ષેત્રમાં સૂર્યગ્રહણ કિંવા ચંદ્રગ્રહણ જેવો પુણ્યકાળ અથવા તેની તુલનાનો અન્ય કોઈ કાળ પ્રાપ્ત થવો જોઈએ. તે દેશમાં તથા તે પર્વકાળે એવો સુપાત્ર મનુષ્ય પ્રાપ્ત થવો જોઈએ કે, જે મૂર્તિમંત પવિત્રતા જ હોય. તે દ્વિજ કેવળ સદાચારનું સ્થાન તથા વેદોનું વસતિસ્થાન, એવી યોગ્યતાથી યુક્ત હોવો જોઈએ. એવા દ્વિજને જે દાન આપવામાં આવે, તે પરથી આપણી સત્તાને કાઢી લઈ તેને તે અર્પણ કરવું જોઈએ. જેવી રીતે સ્ત્રી પોતાના પતિની પાસે સ્વસંતોષ માટે જ જાય છે, અથવા કોઈની આપણે ત્યાં મૂકેલી અનામત તેને સંતોષપૂર્વક પાછી આપીને આપણે તેના ભારથી મુક્ત થઈએ છીએ અથવા ખિદમતગાર પોતા પાસેનું બીડું જેમ રાજાને અર્પણ કરે છે, તે પ્રમાણે નિષ્કામ બુદ્ધિથી ભૂમિ આદિનું દાન કરવું અને તે દાન વિષે કોઈ પણ પ્રકારની ફલાશા રાખવી નહિ. વળી જેને દાન આપવામાં આવે, તે એવો મનુષ્ય હોવો જોઈએ કે, તેની પાસેથી કોઈ પણ પ્રકારનો લાભ થવાની આપણુને આશા જ ન હોય! આકાશમાં ગમે તેટલી બૂમો મારવામા આવે, તોપણ આકાશ પાસે જેમ તેમનો જવાબ મળતો નથી; અથવા આરસીની પાછળના ભાગમાં જોવાથી જે પ્રમાણે તેમાં આપણું પ્રતિબિંબ દેખાતું નથી; અથવા પાણીની સપાટી પર દડો અફાળવામા આવે, તો તે જે પ્રમાણે પાછો ઊછળીને આપણા હાથમાં આવતો નથી, અથવા આખલાને ચારો નીરવાથી જે પ્રમાણે તે ઉપકાર માનતો નથી; અથવા જે પ્રમાણે કૃતઘ્ન મનુષ્ય પર કરેલા ઉપકારનો બદલો તે વાળતો નથી, તે જ પ્રમાણે દાન દેનાર પર પાછો કોઈ પણ પ્રકારનો ઉપકાર થવાનો જેનાથી સંભવ

ન હોય તેવા મનુષ્યને જ દાન આપવું અને દાન આપવા વિષે અભિમાન ધારણ કરવુ નહિ. હે વીરોત્તમ અર્જુન! આ પ્રકારનું જે દાન, તે જ સર્વ દાનોમાં ઉત્તમ એવું સાત્ત્વિક દાન છે; તેમ જ દેશ, કાળ અને સત્પાત્ર બ્રાહ્મણ અને યથાન્યાય મેળવેલુ દ્રવ્ય એ જ છે. (૨૮૪)

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પ્રત્યુપકાર માટે કે ફળની આશાથી અથવા મહાકષ્ટથી આપેલું દાન, તેને રાજસ દાન કહેલું છે. ૨૧

પરંતુ મનમાં દૂધની ઇચ્છા રાખીને જેવી રીતે ગાયને ચરાવવામાં આવે છે, અથવા કોઠીમાં દાણા ભરવાને માટે ખેતરમાં ધાન્ય વાવવામાં આવે છે, અથવા તો ભેટ સોગાદ તરફ ધ્યાન રાખીને જેમ ચાલ્લાની આશાથી સગાવહાલાને લગ્નપ્રસંગે નિમંત્રણ આપવામાં આવે છે, અદલો મળવાની આશાથી ભેટ (થાળ) મોકલવામાં આવે છે, લાંચ લઈને સામાનુ કામ કરવામા આવે છે, અથવા દ્રવ્ય લઈને રોગીને ઔષધ આપવામા આવે છે, તે જ પ્રમાણે આપણે જેને દાન આપીએ, તેથી તેનું રક્ષણ થાય અને તે લોકો આપણી કીર્તિ પ્રસારે, આ હેતુથી જે દાન કરે છે, અથવા હે અર્જુન! એકાદ ઉત્તમ બ્રાહ્મણ પાસેથી, પ્રત્યુપકારની આશા ન હોય કે, તે દાન દેનારની પ્રસિદ્ધિ કરે એવો ન હોય, તો પછી તેને એકાદ કોડી દાન આપીને, તેના હાથમાં પોતાનાં સર્વ કુટુંબીઓના પ્રાયશ્ચિત્તનો સંકલ્પ જે મૂકે છે, અથવા તો પરલોકનાં સર્વ ફળોની આશા કરીને જ જે દાન આપે છે અને તે પણ સામાની ક્ષુધા પણ તૃપ્ત ન થાય એટલું! વળી એટલું તો એટલુ, પરંતુ તે પણ સંતોષથી આપતો નથી; અને દાન લેવાવાળો લઈને ગયા પછી પેલો દાતા મહા હાનિ થઈ એમ માની ઝૂરે છે; જાણે ચોરે તેનુ સર્વસ્વ હરણ કરી લીધું હોય. એવો તેને ઉદ્વેગ થાય છે. હે સુમતિ અર્જુન! આવી મનોવૃત્તિથી જે દાન આપવામાં આવે છે, તે ત્રણે જગતમાં રાજસ દાન કહેવાય છે, એમ તું સમજ.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

જે દાન સત્કારરહિત, અપમાનપૂર્વક અને પુણ્યદેશ, પુણ્યકાળ તથા પાત્રના વિવેક વિના (અપાત્રને) આપવામા આવે છે, તેને તામસ દાન કહેલું છે. ૨૨

પછી મ્લેચ્છોની વસતિ હોય તે સ્થાને, અરણ્યમાં, અપવિત્ર

સ્થળમાં, તંબૂમાં અથવા નગરના ચૌટામાં આવાં સ્થળોએ એકત્ર થઈને સંધ્યાકાળે કે રાત્રિએ, ચોરી કરીને આણેલા દ્રવ્યનું તેઓ ઉદારતાથી દાન આપે છે અને એ દાન આપવાને પાત્ર કોણ હોય છે? ભાટ લોકો–ભાંડ, વેશ્યા, જુગારીઓ અથવા મૂર્તિમંત ચેટકીઓ પર જ તેઓ પ્રસન્ન થાય છે–નવાજે છે. આવા લોકો પેલા દાતાઓની સન્મુખ નૃત્ય, ગાયનાદિ કરે છે; અથવા ભાટ લોકોએ કરેલી સ્તુતિ તેમના સાંભળવામાં આવે એટલે પછી તે જ તેમના કાનોમાં નિત્ય ગણગણાટ કરે છે. પછી જ્યારે તેઓ પુષ્પો અથવા સુગંધી દ્રવ્યોની સુવાસ લે છે, ત્યારે તો તેઓ તેમાં તલ્લીનતાપૂર્વક ઉન્મત્ત થઈને કેવળ ભ્રમના મૂર્તિમંત વૈતાળ જ બની જાય છે! પછી તેઓ અન્યને લૂંટીને આણેલા અનેક પદાર્થોનું માંગ વગેરે જાતિના લોકોને દાન આપી દે છે. આ પ્રકારના દાનને હું તામસ દાન કહું છું. વળી દૈવ-વશાત્ બીજો પણ એક પ્રકાર બની આવે છે, તે સાભળ. (૩૦૦)

કદાચિત્ ભ્રમરાએ કાષ્ઠને કોતર્યાં પછી અચાનક તે કાષ્ઠમાં રામ-નામના અક્ષરોનો આકાર આવી જાય, અથવા તો સહજ તાળી વગા-ડવા જતાં કોઈ વાર બે હાથની વચ્ચે કાગડો આવીને સપડાઈ જાય, તે જ પ્રમાણે તામસ મનુષ્યને પુણ્યક્ષેત્રમાં કદાચ પર્વણીનો લાભ પ્રાપ્ત થાય અને તે સ્થળે તેનું ઐશ્વર્ય જોઈ યોગ્ય અતિથિ આવી લાગે, તથા તેને જોઈને અભિમાનમાં આવી જઈને, તેને કાંઈ આપું એવો વિચાર પણ આવે; છતાં પણ તેના પ્રત્યે તે પૂજ્ય બુદ્ધિ ન રાખતાં, અને તેને નમસ્કાર ન કરતાં અને અર્ઘ્યાદિક સમર્પણ કરતો કે કરા-વતો નથી; તેને બેસવાને માટે આસન પણ આપતો નથી; તો પછી ગંધાક્ષતથી તેની પૂજા કરવાની વાત તો શા માટે જ કરવી જોઈએ વારુ? એ પ્રમાણે તામસી પુરુષો અતિથિની અપ્રતિષ્ઠા કરે છે; અને જેમ કોઈ કરજ કાઢવા આવેલાની નિર્ભર્ત્સના કરવામાં આવે છે, તેમ તેની હથેલીમાં થોડુંક દ્રવ્ય મૂકીને તુંકારાથી તેનું બને તેટલું અપમાન કરે છે અને હે અર્જુન! તેને જેટલું દાન આપવામાં આવે તેટલી જ તેની કિંમત છે, એમ કહીને તેની અવહેલના કરે છે; અને પછી તેને ખરાબ શબ્દો સંભળાવી તથા ધક્કા મારીને તેનુ અપમાન કરે છે. હવે આ વિશેષ બોલવાનું રહેવા દઈએ; એ પ્રમાણે દ્રવ્યનુ જે દાન દેવું તે દાનને જગતમાં તામસ દાન કહે છે. (૩૦૮)

એવી રીતે પોતપોતાનાં ચિહ્નોથી યુક્ત સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનાં દાન તને સ્પષ્ટ કહી સંભળાવ્યાં. તેમના વિષે

હે અર્જુન! મને એમ ભાસે છે કે, કદાચિત્ તું તારા મનમાં એવી શંકાને સ્થાન આપીશ કે સંસારબંધનમાંથી મુક્ત કરનાર જો એક સાત્ત્વિક કર્મ જ હોય, તો તે સિવાયનાં જે દોષયુક્ત કર્મો છે, તેમનું વર્ણન જ શા માટે કરવું જોઈએ? પરંતુ દ્રવ્યના ભંડાર પર ભમતા ભૂતને કાઢ્યા વિના દ્રવ્યનો તે ભંડાર જેમ હસ્તગત થતો નથી, અથવા તો ધુમાડો સહન કર્યા સિવાય જેમ અગ્નિ સળગાવી શકાતો નથી, તે પ્રમાણે શુદ્ધ સત્ત્વગુણની આડે જે રજોગુણ અને તમોગુણનું જે દ્વાર આવેલું છે, તેને તોડી નાખવાના પ્રયત્નને અનિષ્ટ શા માટે ગણવો? મેં શ્રદ્ધાથી તે દાન પર્યંત જેટલી ક્રિયાઓ કહી બતાવી, તે સર્વ ત્રણ ગુણોથી યુક્ત છે. આ ત્રણે ગુણો વિષે વિવેચન કરવાની ખરેખર મારી ઇચ્છા નહોતી; પરંતુ સત્ત્વગુણ સ્પષ્ટ રીતે દર્શાવવા માટે જ બીજા બે ગુણોનું વર્ણન કરવું પડ્યું. જે બેમાં તૃતીય હોય છે, તે બેનો ત્યાગ કર્યા પછી જ દેખાય છે. જેમ દિવસ અને રાત્રિનો ત્યાગ કરવાથી સંધ્યાકાળ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે રજ અને તમનો નાશ થતાં તૃતીય ઉત્તમ જે સત્ત્વગુણ તે પોતાની મેળે જ આવીને પ્રાપ્ત થાય છે, એવી રીતે સત્ત્વગુણને વ્યક્ત કરી બતાવવા માટે તને રજોગુણ અને તમોગુણનાં લક્ષણો પણ કહી સંભળાવ્યાં. માટે હવે, તેમનો ત્યાગ કરી કેવળ સત્ત્વગુણના યોગે તું તારા કાર્યની સિદ્ધિ કરી લે. આ શુદ્ધ સત્ત્વગુણ વડે જ તું યજ્ઞાદિ સર્વ કર્મોનું આચરણ કર; એટલે તું સ્વસ્વરૂપને સહજમાં જ પ્રાપ્ત થઈ જઈશ. જો સૂર્ય પોતે જ આવીને કોઈ પણ વસ્તુ દર્શાવવા માડે, તો એવી શી વસ્તુ છે કે, ન દેખાય વારુ? તે જ પ્રમાણે સત્ત્વગુણનું આચરણ કરવાથી કયા ફળની પ્રાપ્તિ ન થાય? સત્ત્વગુણમાં આવી સર્વોપરી શક્તિ જો કે રહેલી છે ખરી; તોપણ જેના વડે મોક્ષની પ્રાપ્તિ થાય છે, તે તો વળી એક નિરાળી જ વસ્તુ છે અને સત્ત્વગુણને જ્યારે એ વસ્તુની સહાય મળે છે, ત્યારે જ મોક્ષપ્રાપ્તિની યોગ્યતા આવે છે. ઉત્તમોત્તમ સુવર્ણ ભલે ને સો ટચનું હોય, તોય તેના પર જ્યારે રાજાના નામનો સિક્કો પડે છે ત્યારે જ તે (રાજ્યમા) સર્વત્ર ચાલવા માડે છે. અનેક સ્થાનોનું પાણી સ્વચ્છ, શીતળ, સુગંધીયુક્ત તથા સુખદાયક તો હોય છે જ, પરંતુ જ્યા સુધી તે તીર્થોના પાણીમાં આવીને મળતું નથી, ત્યાં સુધી તેમાં પવિત્રતા આવતી નથી. બીજા સ્થાનના જળમાં ભલે ને ગમે તેટલી અને ગમે તેવી યોગ્યતા રહેલી હોય, તોય જ્યારે ગંગા

તેનો સ્વીકાર કરે છે, ત્યારે જ સમુદ્રમાં તેનો પ્રવેશ થઈ શકે છે;* તે જ પ્રમાણે હે અર્જુન! સાત્ત્વિક કર્મના આચરણ દ્વારા મોક્ષને મળવા માટે નીકળતાં જેના યોગથી વચમાં કાંઈ વિઘ્ન નડતું નથી, તે તત્ત્વ નિરાળું જ છે. આ કથન સાંભળતાં જ અર્જુનના મનમાં અત્યંત ચિંતા ઉત્પન્ન થવાથી તે કહેવા લાગ્યો કે, 'હવે કૃપા કરીને તે મને કહેવું જોઈએ.' એટલે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું કે, જેના યોગથી સાત્ત્વિક ગુણને મોક્ષરૂપી રત્નનો લાભ મળે છે, તે વસ્તુનાં લક્ષણો સાંભળ. (૩૨૭)

**ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।**
**ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥**

ૐ, તત્ અને સત્-એવાં ત્રણ પ્રકારનાં બ્રહ્મનાં નામો છે. તેમના યોગથી બ્રાહ્મણ, વેદ અને યજ્ઞ, એ પૂર્વે સૃષ્ટિના આદિકાળમાં ઉત્પન્ન કરવામાં આવ્યા છે. ૨૩

તો અનાદિ જે પરબ્રહ્મ છે અને જે જગત વગેરે સર્વનું વિશ્રાંતિ-સ્થાન છે, તેનું એક જ નામ ત્રણ પ્રકારનું છે. તે બ્રહ્મ ખરેખર નામ અને જાતથી રહિત છે, પરંતુ અજ્ઞાની જનો તેને અંધકારમાં ઓળખી શકે, એટલા માટે વેદોએ તેને નામ આપ્યું છે. છોકરું જન્મે છે, ત્યારે નામ હોતું નથી; પરંતુ તેનું નામ પાડ્યા પછી તેને તે નામથી બોલાવીએ તો તે હોકારો આપ્યા કરે છે; તે જ પ્રમાણે સંસાર-તાપથી તપ્ત થયેલા જીવો વેદો આગળ પોતાનાં દુઃખોનાં રોદણાં રડવા આવે તે વેળાએ તેમના પોકારો સાંભળીને વેદો તેમને જે હોકારો આપે છે, તે જ એ નામ છે. બ્રહ્મની અનિર્વાચ્યતા મટી એકયરૂપે પ્રાપ્તિ થાય, એટલા માટે વેદોએ કૃપાવંત થઈ એ કાર્યની સિદ્ધિ કરી આપે, એવો એક મંત્ર શોધી કાઢ્યો છે. પછી તે મંત્રથી બ્રહ્મનું આહ્‌વાન કરવામાં આવતાં, તે સહજ પાછળ હોવા છતાં આગળ આવીને ઊભા રહે છે; પરંતુ વેદરૂપી પર્વતના શિખર પર ઉપનિષદ-રૂપી નગરમાં જે બ્રહ્મની પંક્તિમાં વિરાજતા હોય છે, તેઓ જ એ

* અહીં બીજા સ્થાનનું જળ એટલે બીજી નદીઓ નહિ, કિંતુ ગંગાના પ્રવાહના માર્ગમાં જે બીજી નાની નદીઓ અથવા વહેળા આવી મળતા હોય તે, એવો જ અર્થ લેવાનો છે. કારણ કે બીજી નદીઓ તો ભિન્ન ભિન્ન સ્થળે સ્વતંત્રતાથી સમુદ્રમાં જઈ મળતી હોવાથી જો તેવો અર્થ લઈએ તો તે અસંબદ્ધ અર્થ થાય.

રહસ્યને જાણી શકે છે. વધારે તો શું, પરંતુ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બ્રહ્મદેવને જે શક્તિ પ્રાપ્ત થઈ, તે પણ જે એક નામના અનુષ્ઠાનથી મળી છે; હે વીરોત્તમ, સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે બ્રહ્મદેવ એટલા જ ઉત્પન્ન થયા, ત્યારે તે ગાંડા જ બની ગયા! જે મારામાંથી તેમની ઉત્પત્તિ થઈ, તે ઈશ્વરને પણ તેમણે ઓળખ્યો નહિ અને સૃષ્ટિ પણ ઉત્પન્ન કરી શક્યા નહિ; પરંતુ તે યોગ્યતા જે એક જ નામના ઉચ્ચારથી તેમને પ્રાપ્ત થઈ, જેના અર્થને મનમાં લાવવાથી અને જે ત્રણ અક્ષરોનો જપ કરતાં જ તેમનામાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની યોગ્યતા આવી; ત્યારે બ્રાહ્મણોને નિર્માણ કરી, તેમને વેદોની આજ્ઞા માન્ય કરવાનું કહી તેમના નિર્વાહ માટે યજ્ઞાદિ કરવાનો તેમને બોધ આપ્યો. પછી અપાર લોકો ઉત્પન્ન કર્યા, જેમની ગણના થઈ શકતી નથી અને ત્રણે ભુવનો બ્રહ્મદેવે બ્રાહ્મણને અગ્રહારરૂપે (ઇનામરૂપે) કરી દીધાં. (૩૪૦)

શ્રીલક્ષ્મીપતિ કહે છે : આ પ્રકારે જે નામમંત્રના યોગથી બ્રહ્મદેવે શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કર્યું, તેનાં લક્ષણો સાંભળ. સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ જે ૐકાર, તે મૂળ અક્ષર છે એમ સમજ અને તત્કાર બીજો તથા સત્કર ત્રીજો અક્ષર છે. આ પ્રમાણે ૐ તત્ સત્ એવું ત્રણ પ્રકારનું બ્રહ્મનું નામ છે. ઉપનિષદોનું જે એ નામરૂપી સુંદર પુષ્પ છે, તેની તું સુગંધ લે. એનું ઐક્ય થયા પછી જો સાત્ત્વિક કર્મનું આચરણ કરવામાં આવે, છે, તો મોક્ષ આપણા ઘરનો દાસ બને છે; પરંતુ ભાઈ રે! દૈવયોગે જો કપૂરના અલંકારો આવીને પ્રાપ્ત થાય, તો તેનો ઉપયોગ શી રીતે કરવો એ સમજવાની જ પ્રથમ અડચણ હોય છે; તેવી જ રીતે સત્કર્મનું આચરણ કરીને જો બ્રહ્મના નામનો ઉચ્ચાર કરવામા આવે, તોપણ જો તેની વ્યવસ્થાનો મર્મ જ્ઞાત ન હોય, તો જેમ સાધુવૃંદ ઘેર પધારતાં તેનું સન્માન કરવાને બદલે અપમાન કરવાથી જેમ પુણ્યનો ક્ષય થાય છે, અથવા સુવર્ણના ઘણા અલંકારો કરવામાં આવ્યા હોય; પરંતુ તેમને યથાસ્થાને પહેરવાને બદલે જેમ તેમને એકત્ર કરી ગળે બાંધવામાં આવે, તો તે શોભા આપવાને બદલે કુરૂપતા જ પ્રગટ કરે છે; તેમ મુખ દ્વારા બ્રહ્મનાં નામનો ઉચ્ચાર કરવામાં આવે અને હાથથી સાત્ત્વિક કર્મનું આચરણ કરવામાં આવે; પરંતુ તેની વ્યવસ્થા જ્ઞાત ન હોય, તો તે સર્વ કર્મ વ્યર્થ થાય છે. અરે! અન્ન પણ સમીપ હોય અને ક્ષુધા પણ લાગી હોય; પરંતુ નાના બાળકને તેને હાથ વડે લઈને મુખમાં મૂકવાની વ્યવસ્થા જ્ઞાત ન હોવાથી, લંઘન જ કરવું પડે છે; અથવા હે અર્જુન! તેલ, વાટ

અને અગ્નિ એ ત્રણે એક જ સ્થાનમાં હોવા છતાં પણ દીપક કેવી રીતે પ્રદીપ્ત કરવો, એ જો વિદિત ન હોય, તો પ્રકાશ કરી શકાતો નથી; તે જ પ્રમાણે પર્વકાળ (પુણ્યદિવસ) પ્રાપ્ત થાય, કર્મ કરવાની ઇચ્છા હોય અને તે વખતનો મંત્ર પણ સ્મૃતિમાં હોય; પરંતુ તેની વ્યવસ્થાની માહિતી ન હોય, તો તે સર્વ યોગ વ્યર્થ જાય છે; એટલા માટે ત્રણ અક્ષરનું જે આ બ્રહ્મનું નામ, તેની વ્યવસ્થા શી રીતે કરવી તે કહું છું, તે સાંભળ. (૩૫૩)

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

એટલા માટે, વેદવેત્તાઓની યથાવિધિ યજ્ઞ, દાન અને તપ, આદિ ક્રિયાઓ બ્રહ્મના 'ૐ' નામના ઉચ્ચાર સહિત નિરંતર ચાલતી હોય છે. ૨૪

ત્યારે હવે પરબ્રહ્મ નામના જે ત્રણ અક્ષરો છે, તે ત્રણેની યોજના કર્મના આદિ, મધ્ય અને અંતમાં કરવી. હે કિરીટિ! એ જ યુક્તિની સહાયથી બ્રહ્મજ્ઞાનીઓને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જેણે શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું છે, તે બ્રહ્મની સાથે ઐક્ય કરવા માટે યજ્ઞાદિ ક્રિયાઓનો ત્યાગ કરતા નથી; પરંતુ પ્રથમ ધ્યાન દ્વારા ૐકારને સિદ્ધ કરીને પછી જ વાચાથી તેનો ઉચ્ચાર કરે છે. આ પ્રકારે ધ્યાન કર્યા પછી પ્રણવોચ્ચાર સ્પષ્ટ કરીને તદનન્તર ક્રિયાનો આરંભ કરે છે. પછી અંધારામાં ઓલવાઈ ન જતા દીપકની પેઠે કે અરણ્યમાં સાથે રહેલા બળવાન સોબતીની પેઠે કર્મારંભનો પ્રણવોચ્ચાર કર્મ કરતી વખતે તેની સંગે રહે છે, એમ તું સમજ. તે બ્રહ્મજ્ઞાની ધર્મ વડે પ્રાપ્ત કરેલું પુષ્કળ દ્રવ્ય યોગ્ય દેવતાને અર્પણ કરવાના હેતુથી બ્રાહ્મણ દ્વારા, અથવા અગ્નિના મુખ દ્વારા યજ્ઞ કરે છે. આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણ—એ એ ત્રણ અગ્નિમાં તેઓ યથાવિધિ હવન કરે છે. વધુ શું કહું? તે નાના પ્રકારના યજ્ઞો કરીને અપ્રિય અહંકારનો ત્યાગ કરે છે; અથવા ન્યાયથી મેળવેલું પવિત્ર દ્રવ્ય તથા ભૂમિ આદિકનું દેશકાળ જોઈ સુપાત્રને દાન આપે છે; અથવા એક દિવસને અંતરે કે એક મહિનાને અંતરે કૃચ્છ્ર ચાંદ્રાયણવ્રતનું આચરણ કરી, મહિનાના મહિના સુધી ઉપવાસ કરીને, શરીરમાંની સપ્ત ધાતુનું શોષણ કરીને પોતાના શરીરને શુદ્ધ કરી તપ કરે છે. આ પ્રકારે યજ્ઞ, દાન અને તપ એ જે કર્મો બંધનરૂપે હોવાનું પ્રસિદ્ધ છે, તેમના પ્રથમારંભે પ્રણવનો ઉચ્ચાર કરવાથી તે જ કર્મોના યોગે બ્રહ્મજ્ઞાનીઓને મોક્ષ સુલભ થાય છે. નદીના તીરને અથડાઈને ઊભેલી નાવ પાણીમાં હડસેલતી વખતે ભારે લાગે છે;

પરંતુ તેના જ યોગે પાછળથી પાણીમા તરી જવાય છે, તે જ પ્રમાણે સંસારમાં નાખનાર કર્મોના બંધનમાંથી આ ૐકારના ઉચ્ચાર વડે મનુષ્ય મુક્ત થાય છે; પરંતુ હવે આ વાત રહેવા દો. આ યજ્ઞ, દાન વગેરે જે ક્રિયાઓ છે તે ૐકારની સહાયતાથી યોગ્યતાવાળી થાય છે. એ કર્મો જે વેળાએ એમને ફળયુક્ત થયેલાં દેખાય છે, તે વેળાએ તેઓ 'તત્' શબ્દનો ઉપયોગ કરે છે. (૩૬૮)

तदित्यनभिसन्धाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

મુમુક્ષુજનો બ્રહ્મનુ 'તત્' નામ ઉચ્ચારી ફળની આશા ન ધરતાં. યજ્ઞ, તપ અને દાનની વિવિધ ક્રિયાઓ કરે છે. ૨૫

જે એક પરબ્રહ્મ સર્વ જગતથી પર છે અને સર્વનો સાક્ષી છે, તેનો 'તત્' શબ્દથી (મુમુક્ષુજનો) ઉચ્ચાર કરે છે. હે અર્જુન! તે સર્વથી આદિ છે, એમ લક્ષમાં આણી, તેના સ્વરૂપનુ ધ્યાન ધરી, પછી તેઓ તેનો 'તત્' નામથી ઉચ્ચાર કરે છે; અને કહે છે કે, તદ્રૂપ બ્રહ્મને ફળ સહિત સર્વ ક્રિયાઓ અર્પણ થાઓ! અને અમોને ભોગવવા માટે કાંઈ પણ અવશિષ્ટ ન રહો! આ પ્રમાણે તેઓ તત્સ્વરૂપ બ્રહ્મને સર્વ કર્મો અર્પણ કરી, 'તે કર્મો અમારાં નથી,' એમ કહીને કર્મોથી મુક્ત થઈ જાય છે. હવે ૐકારનો ઉચ્ચાર કરી, જેનો આરંભ' કરાયલો હોય છે અને તત્નો ઉચ્ચાર કરી, જેનુ ફળ અર્પણ કરાયલું હોય છે અને એવી રીતે જે કર્મને બ્રહ્મત્વ પ્રાપ્ત થયેલું હોય છે તે કર્મો જો કે ખરેખર બ્રહ્મસ્વરૂપ જ થયાનુ હોય છે, છતા માત્ર એટલાથી જ કાંઈ કાર્યભાગની સમાપ્તિ થતી નથી; કારણ કે જે કર્મ કરનાર છે, તેનો દ્વૈતભાવ તો અવશિષ્ટ જ રહે છે, તેનુ બ્રહ્મની સાથે ઐક્ય થતું નથી. મીઠાને પાણીમાં નાખતાં તે પીગળી જાય છે; પરંતુ તેની ખારાશ તો જુદી જ હોય છે; એટલે એવા કર્મને બ્રહ્માકાર થયું છે એમ સમજવું, તે જ દ્વૈત છે અને જેમ જેમ દ્વૈત વધતું રહે તેમ તેમ સંસાર–ભય પણ વધુને વધુ રહ્યા કરે છે, અર્થાત્ દ્વૈત જ્યા સુધી કાયમ હોય ત્યા સુધી સંસારનો ભય જતો નથી, એમ દેવ પોતાના શ્રીમુખ દ્વારા કહે છે; એટલુ જ નહિ, પણ વેદોના પણ એ જ અભિપ્રાય છે; એટલા માટે બ્રહ્મમા રહેલા દ્વૈતનું 'તત્' શબ્દના જ્ઞાન વડે નિરસન કરવાના ઉદ્દેશથી જ દેવે 'તત્' શબ્દની યોજના કરેલી છે; એટલે ૐકાર અને તત્કારના ઉચ્ચાર દ્વારા કરેલા કર્મો બ્રહ્મસ્વરૂપ બની જાય છે અને તેમને પ્રશસ્ત કર્મો કહે છે. પ્રશસ્ત કર્મમાં 'સત્' શબ્દનો

જે ઉપયોગ કરાય છે, તે સાંભળવા યોગ્ય છે, તે કહું છું. (૩૭૯)

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

જ્ઞાનીઓ બ્રહ્મના 'સત્' નામની અસ્તિત્વ અને ઉત્તમતા દર્શાવવાને માટે યોજના કરે છે; તેમ જ હે પાર્થ ! શુભ કર્મ દર્શાવવા માટે પણ તેઓ 'સત્' શબ્દને યોજે છે. ૨૬

આ 'સત્' શબ્દ દ્વારા અસદ્‌રૂપ ખોટું નાણું ગળાઈ જઈને નિર્મળ સત્‌પણાનું વ્યંગ રહિત સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. તે 'સત્' ને દેશ કે કાળથી ભિન્નરૂપ પ્રાપ્ત થતું નથી, તે તો પોતાના સ્થાનમાં જેવું ને તેવું જ રહે છે. આ જે સર્વ દૃશ્ય જગત છે, તે અસત્ હોવાથી તે સત્‌નું રૂપ નથી. જે સત્‌નું રૂપ દૃષ્ટિગોચર થતાં આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે, તે સત્ સાથે ઐક્યબોધથી કર્મ બ્રહ્મરૂપ બને છે. હવે ૐકાર અને તત્કારથી કર્મ બ્રહ્મરૂપ થાય છે, એમ પૂર્વે જ જણાવ્યું છે; તો પછી સત્ શબ્દનો ઉપયોગ શો ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, કર્મ બ્રહ્મરૂપ થયાં છે, એવો પણ સંસ્કાર રહે નહિ, એટલા માટે સત્ શબ્દનો વિનિયોગ છે. આ સત્ શબ્દની આવી અંતર્ગત વ્યવસ્થા સમજો, એમ શ્રીરંગે કહ્યું. મહારાજ કહે છે, હું કહેતો નથી હો ! હું જ કહું છું અને દેવ કહેતા નથી, એમ જો કહું, તો શ્રીરંગના સ્વરૂપમાં દ્વૈતની ઉત્પત્તિ થઈ ન્યૂનતા આવે છે; માટે હું જે કહું છું તે દેવની જ વાણી છે' (૩૮૬)

હવે 'સત્' શબ્દ એક બીજી રીતે સાત્ત્વિક કર્મ પર ઉપકાર કરે છે, તે સાંભળો. સત્કર્મો યથાવિધિ ઉત્તમ પ્રકારે ચાલુ હોય. ત્યારે તેમાં એકાદ બાજુથી પણ ન્યૂનતા આવે, તો શરીરનો એકાદ અવયવ ન્યૂન થવાથી જેમ શરીરના વ્યાપારો બંધ થાય છે, અથવા રથનો એકાદ ભાગ ખંડિત થયો હોય, તો જેમ તેની ગતિ ઓછી થાય છે, તેવી જ રીતે કર્મ સત્ (ઉત્તમ) હોવા છતાં જ્યારે એકાદ ગુણના અભાવે તે કર્મ અસત્ બને છે, ત્યારે ૐકાર અને તત્કારની સહાયથી 'સત્' શબ્દ તે વ્યંગ કર્મનો ઉત્તમ પ્રકારે જીર્ણોદ્ધાર કરે છે અને પોતાના તેજના બળથી કર્મનો વ્યંગ લુપ્ત કરી, તેને સદ્‌ભાવની યોગ્યતાએ લાવે છે. જે પ્રમાણે દિવ્ય ઔષધિ રોગીને સાજો કરે છે, અથવા હારેલાને સહાય મળવાથી દ્વિગુણ બળ આવે છે, તે જ પ્રમાણે 'સત્' શબ્દ વ્યંગ કર્મની ન્યૂનતા નષ્ટ કરે છે, એમ તું જાણ અથવા તો કોઈ પ્રમાદ વડે કર્મ પોતાની મર્યાદા છોડીને જો

નિષિદ્ધ માર્ગે ચાલ્યું જાય; જે ચાલનાર હોય છે તે જ માર્ગ ભૂલે છે અને પરીક્ષકને જ કોઈવાર ભ્રમ થઈ જાય છે; અર્થાત્ વ્યવહારમાં શું શું નથી થતું વારુ? એવી રીતે, અવિચારના યોગે કર્મની મર્યાદાનો તેને લોપ થાય અને તેને નિષિદ્ધપણું પ્રાપ્ત થાય, તો તે ઉલ્લ-ઘના કરતાં વિશેષ જ્ઞાતા એવો જે આ 'સત્' શબ્દ તેની યોજના કરવામા આવે, તો તે અધમ કર્મને પણ ઉત્તમ કર્મ બનાવી દે છે. લોખંડને જેમ પારસમણિનું ઘર્ષણ, સાધારણ વહેળાને જેમ ગંગા નદીનો મેળાપ અથવા મૃત મનુષ્યને જેમ અમૃતની વૃષ્ટિ (લાભકારક થઈ પડે છે), તેવી જ રીતે હે વીરેશ! અસત્કર્મને આ 'સત્' શબ્દનો પ્રયોગ અતિશય લાભદાયક થાય છે. વધારે કહેવાની કશી અગત્ય જ નથી; કારણ કે, 'સત્' નામનો મહિમા એવો જ છે. આ રીતે 'સત્' શબ્દનુ રહસ્ય સમજી લઈ જ્યારે તું તે નામનો ઉચ્ચાર કરીશ, ત્યારે એ જ કેવળ બ્રહ્મ છે, એમ તારા જાણવામાં આવી જશે. 'ૐ તત્ સત્' એ અક્ષરો મુમુક્ષુને તે સ્થળે લઈ જાય છે, કે જે બ્રહ્મમાંથી દૃષ્ટિગોચર સર્વ પદાર્થો પ્રકાશમાન થાય છે. તે પરબ્રહ્મ સ્વચ્છ હોઈ અપરિચ્છિન્ન છે અને 'ૐ તત્ સત્' એ તેને દર્શાવનારું અંતર્ગત નામ છે; તથાપિ આકાશને જેમ આકાશનો જ આશ્રય છે, તેમ જ 'ૐ તત્ સત્' એ અક્ષરોને બ્રહ્મનો જ આશ્રય છે.'' આકાશમાં ઉદય પામ્યા પછી સૂર્ય જ સૂર્યને પ્રકાશિત કરે છે, તે જ પ્રમાણે આ નામના ઉચ્ચારની સાથે જ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૪૦૪)

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७॥**

યજ્ઞ, દાન, અને તપમાં તત્પર રહેવું, તેને 'સત્' કહેવામાં આવે છે અને તેમના ઉદ્દેશથી કરેલા કર્મને પણ 'સત્'- કહેવામા આવે છે ૨૭

એટલા માટે એ ત્રણ અક્ષરનું નામ નહિ, પરંતુ કેવળ બ્રહ્મ જ છે, એમ તું જાણ અને તેટલા માટે જે જે કર્મો તું કરે, તે કર્મ મધ્યે આરંભમા જ ભલે કાંઈ વ્યંગ ઉત્પન્ન થાય, અથવા તેમનો આરંભ કરવા છતાં તેઓ અપૂર્ણ રહી જાય, તે યજ્ઞ હોય, દાન હોય અથવા ગહન તપ હોય; પરંતુ પારસમણિના સ્પર્શથી; થયેલા સુવર્ણમાં જેમ ઉત્તમ કે હલકું—એવો ભેદ હોતો નથી, તે જ પ્રમાણે કરેલા કર્મોને

* યજ્ઞમાં સ્થિતિ, તપમા સ્થિતિ દાનમાં સ્થિતિ એવો પણ 'સત્' શબ્દનો અર્થ કરવામા આવે છે અને એ કારણથી કર્મને પણ સહેજ 'સત્' (સત્કર્મ)ના નામથી ઓળખી શકાય છે.

બ્રહ્માર્પણ કરવાથી તે બ્રહ્મરૂપ જ થઈ જાય છે અને જે પ્રમાણે સમુદ્રમાં મળ્યા પછી નદીઓનું વર્ગીકરણ કરી શકાતું નથી, તે જ પ્રમાણે તે કર્મમાં પૂર્ણાપૂર્ણનો (ઉત્તમ કિંવા નિષિદ્ધનો) ભેદ અવશિષ્ટ રહેતો નથી. એ પ્રમાણે હે જ્ઞાનવંત અર્જુન! બ્રહ્મ નામની શક્તિ તને દૃષ્ટાંતપૂર્વક સ્પષ્ટ કરીને કહી સંભળાવી અને હે વીર! બ્રહ્મ નામના એકએક અક્ષરની ભિન્નભિન્ન વ્યવસ્થા પણ તને સારી રીતે કહી સંભળાવી એ રીતે, હે અર્જુન! બ્રહ્મ નામની આવી મહત્તા છે, એ મર્મ તું સમજ્યો ને? માટે હવેથી નિરંતર જો એ નામમાં જ શ્રદ્ધા રાખીશ. તો જન્મબંધનથી તું મુક્ત થઈશ. જે કર્મ કરતાં આ શબ્દનો ઉત્તમ રીતે ઉપયોગ કરવામા આવશે, તે કર્મ પૂર્ણ થવા સાથે વેદરૂપી જ થશે.

**अश्रद्धया हुत दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥**

હે પાર્થ! શ્રદ્ધા વિના+ કરેલા હવન (યજ્ઞ), દાન, તપ અને અન્ય કોઈ પણ કર્મને 'અસત્' કહેવામાં આવે છે, તે કર્મ પરલોકમાં પણ ફલપ્રદ થતાં નથી અને આ લોકમાં પણ ફળદાયક હોતાં નથી. ૨૮

પરંતુ એ માર્ગને છોડી, શ્રદ્ધાનો આશ્રય ત્યજીને અને દુરાગ્રહનું પ્રાબલ્ય વધારીને, પછી કોટ્યવધિ અશ્વમેધ યજ્ઞ કરવામાં આવે; સર્વ પૃથ્વીને રત્નોથી ભરી તેનું દાન આપવામાં આવે; એક અંગૂઠા પર ઊભા રહી સહસ્રાવિધિ વર્ષો પર્યંત તપશ્ચર્યા કરવામાં આવે અને જળાશય પ્રમાણે મીઠા પાણીનો સમુદ્ર બાંધવામાં આવે, તોપણ તે સર્વ વ્યર્થ છે. ખડક પર વૃષ્ટિ થાય, અથવા ભસ્મમાં આહુતિ અપાય, પડછાયાને આલિંગન અપાય કે, હે અર્જુન! આકાશને બાથ ભરવામાં આવે, તેની પેઠે આ સર્વ સમારંભો વ્યર્થ જ થઈ જાય છે. પાષાણને ઘાણીમાં નાખીને પીલવાથી તેલ કે ખોળની પ્રાપ્તિ થતી નથી; તે પ્રમાણે એ વ્યર્થ આડંબરો (શ્રદ્ધા રહિત યજ્ઞ આદિ)

+ આ શ્લોકમાં શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશનો મથિતાર્થ એવો છે કે, 'હે અર્જુન' શ્રદ્ધા વડે ॐ તત્સત્ એવા નિર્દેશપૂર્વક જે કર્મ કરવામાં આવે છે, તે જ કર્મ 'સત્' કહેવાય છે. એટલા માટે, તું પણ અવિચલ શ્રદ્ધા રાખીને યુદ્ધ કરવાને આગળ વધ અને તે યુદ્ધ કરતી વેળાએ ॐ તત્સત્ અક્ષરોનો ઉચ્ચાર કર, એટલે તને એ યુદ્ધના કર્મથી બંધનની પ્રાપ્તિ થવાનો સંભવ કે ભય રહેશે નહિ. યુદ્ધ કર, પણ અશ્રદ્ધાથી નહિ એટલે કે, મારા મનનું સમાધાન કરવા માટે કે મને સારું લગાડવાને તેમ ન કરતાં પરમ શ્રદ્ધા સહિત જ તારું યુદ્ધરૂપ કર્મ આચર; કારણ કે શ્રદ્ધા વિનાનાં સર્વ કર્મો સર્વથા નિષ્ફળ જ થાય છે.

કર્મોથી કેવળ દારિદ્રયની જ પ્રાપ્તિ થાય છે. પછેડીમા કાંકરા બાંધીને દેશપરદેશ જઈએ, તો તે જેમ દ્રવ્યની અવેજીમાં કામ લાગતા નથી અને ઉપવાસ કરાવે છે, તેવી જ રીતે તે સર્વ કર્મોના આચરણથી આ લોકમાં પણ સુખ મળતું નથી એટલે પછી પરલોકનાં સુખની ઇચ્છા તો કરવી જ શા માટે જોઈએ વારુ? અર્થાત્ બ્રહ્મમાં શ્રદ્ધા ન રાખીને (બ્રહ્માર્પણ ન કરતાં) જે કર્મો કરવામાં આવે છે તેમનું કશું પણ તાત્પર્ય હોતું નથી. તે આ લોક અને પરલોકમાં કેવળ બોજારૂપ જ થઈ પડે છે. પાતકરૂપી હાથીનો નાશ કરનાર સિંહ, ત્રિવિધ તાપરૂપી+ અંધકારનો લોપ કરનાર સૂર્ય, લક્ષ્મીપતિ અને સર્વ વીરોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ પરમાત્મા આ પ્રમાણે બોલ્યા, એટલે આત્માનંદમાં નિમગ્ન થયેલો અર્જુન, પૂર્ણિમાના ચંદ્રપ્રકાશથી જે પ્રમાણે ચંદ્ર છવાઈ જાય છે, તેવી રીતે છવાઈ ગયો (પાછો પડ્યો). અહો! સંગ્રામનો તો વ્યાપાર ચાલી રહ્યો છે અને બાણોની અણીઓ તેનાં માપો છે અને તે અણીઓ વડે જીવસહવર્તમાન માંસનું માપ લેવાનુ કામ ચાલે છે, એવા દુર્ઘટ પ્રસંગમાં અર્જુન આત્માનંદમાં કેવો નિમગ્ન થઈ રહ્યો છે! આજે અર્જુનના જેવો અન્ય કોઈનો ભાગ્યોદય થયેલો જણાતો નથી. સંજય કહે છે: હે કૌરવેશ્વર ધૃતરાષ્ટ્ર! શત્રુના (અર્જુનના) ગુણ જોઈને પ્રીતિ ઉત્પન્ન થાય છે અને આ સમયે તો આપણા આનંદનું કારણ એ અર્જુન જ થયો છે. જો તેણે આ વાત પૂછી ન હોત, તો દેવે પોતાનું હૃદ્ગત કેવી રીતે પ્રગટ કર્યું હોત? અને આપણને પરમાર્થની પ્રાપ્તિ શી રીતે થઈ હોત? આપણે અજ્ઞાનરૂપી અંધકારમાં જન્મ—મરણનો વ્યર્થ પ્રવાસ કરતા પડ્યા હતા, એટલામા તેણે મને આત્મપ્રકાશરૂપી મંદિરમાં લાવી મૂક્યો. તેણે મારા પર અને તારા પર આવડો મોટો ઉપકાર કર્યો છે; એટલા માટે તે પણ વ્યાસની પેઠે આપણો ગુરુ થયો છે. એટલામા સંજય પોતાના મનમાં બોલ્યો કે, મેં જે અર્જુનની અતિશય સ્તુતિ કરી તે ધૃતરાષ્ટ્રથી સહન થઈ શકનાર નથી; માટે હવે વધારે બોલવાની આવશ્યકતા નથી. આ પ્રમાણે સંજયે પ્રસ્તુત વાત છોડી, અર્જુને શ્રીકૃષ્ણને જે બીજી વાત પૂછી, તે કહેવાનો આરંભ કર્યો. નિવૃત્તિ દાસ જ્ઞાનદેવ કહે છે કે, તેણે જેમ વાતનો પ્રવાહ બદલ્યો, તેમ હું પણ બદલીને હવે તે વાત તમને કહી સભળાવુ છુ તે સાંભળો. (૪૩૩)

इति श्रीज्ञानदेवविरचिताया भावार्थदीपिकायां सप्तदशोऽध्याय ॥ १७ ॥

+ ત્રિવિધ તાપ—આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક.

# અધ્યાય ૧૮ મો—મોક્ષસંન્યાસયોગ

હે દેવ! હે નિર્મળ! હે ભક્તોનું મંગળ કરનારા! હે જન્મ તથા વૃદ્ધાવસ્થારૂપી મેઘોનો નાશ કરનાર વાયુ! આપનો જયજયકાર હો. હે દેવ! હે બળવાન! હે દુઃખનો સમૂળ નાશ કરનારા! હે વેદ અને શાસ્ત્રરૂપી વૃક્ષના ફળ! હે લાભદાયક! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે સંપૂર્ણ! આપ, જેમણે વિષયોનો ત્યાગ કર્યો છે, તેમના પર કૃપા કરનારા છો અને લીલાથી કાળની ક્રીડાના હેતુરૂપ હોવા છતાં કાળથી અતીત અને સંપૂર્ણ છો. આપનો જયજયકાર થાઓ. હે દેવ! આપ અચળ છો; ભક્તોના ચિત્તની ચંચળતાનું પાન કરવાથી આપનું ઉદર વધ્યું છે અને જગતનો પ્રકાશ કરીને તેમાં નિરંતર ક્રીડા કરી રહેલા એવા આપનો જયજયકાર થાઓ. હે નિષ્કલ! હે આનંદ ને સ્ફૂર્તિ આપનારા! હે સર્વદા સર્વ પાપોને દૂર કરનારા! હે સમસ્ત વિશ્વના મૂળ કારણ! આપનો જયજયકાર હો. હે દેવ! હે સ્વયંપ્રકાશ! હે જગદ્રૂપ મેઘને ધારણ કરનાર આકાશ! હે જગદ્રૂપ ઉત્પત્તિના મૂળ સ્તંભ! હે સંસારનો નાશ કરનારા! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે ઉપાધિરહિત! હે અવિદ્યારૂપી જંગલનો નાશ કરનારા હાથી! હે શમ—દમ વડે કામ—મદનો નાશ કરનારા! હે દયાના સાગર! આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે એકરૂપ! હે કામરૂપી સર્પના ગર્વનો તિરસ્કાર કરનારા! હે ભાવિક ભક્તોનાં ચિત્તરૂપી મંદિરમાંના દીપક! હે સંસારતાપનો નાશ કરનારા! આપનો જયજયકાર થાઓ. હે દેવ! આપનુ રૂપ અદ્વિતીય છે અને આપ પૂર્ણ નમ્ર થયેલા મનુષ્ય પર પ્રેમ કરનારા છો, તેમ જ ભક્તાધીન હોઈને ભજન કરવા યોગ્ય તથા માયાને અગમ્ય છો. એવા આપનો જયજયકાર થાઓ. હે દેવ! હે ગુરુરાય! હે કલ્પનાતીત વસ્તુના કલ્પવૃક્ષ! હે જ્ઞાનવૃક્ષના બીજના ઉત્પત્તિસ્થાન! આપનો જયજયકાર થાઓ. એવા અનેક પ્રકારના પ્રત્યયો વડે વિશેષણો લગાડીને સર્વ વિશેષભાવથી રહિત એવા આપની સ્તુતિ હુ કેટલીક કરું વારુ? જે જે વિશેષણો વડે આપની સ્તુતિ કરવામાં આવે, તે આપનુ સ્પષ્ટ રૂપ નથી, એ હું સારી રીતે જાણું છું; અને તેથી જ આપનું વર્ણન કરતાં મને શરમ આવે છે. ત્યારે તું વર્ણન શા માટે કરે છે? એવો કોઈ પ્રશ્ન પૂછે, તો તેનો ઉત્તર એ છે કે, મારાથી રહી શકાતું નથી;

એટલા માટે જ હું થોડે અંશે સમાધાન થાય એવું વર્ણન દૃષ્ટાંત-પૂર્વક કરું છું. પરંતુ સમુદ્રને મર્યાદા હોવાનું જે કહેવામા આવે છે તે સમુદ્રની મર્યાદા તો જ્યાંસુધી ચંદ્રનો ઉદય થયેલો હોતો નથી, ત્યાં-સુધી જ રહે છે; સોમકાતમણિ પોતાના ઉદકથી ચંદ્રને અર્ધ્ય આપતો નથી, પરંતુ ચંદ્ર પોતે જ તેની પાસે તે કાર્ય કરાવે છે અને વસંત-ઋતુનો પ્રારંભ થતાની સાથે વૃક્ષોને પલ્લવો એકાએક પોતાની મેળે જ કેવી રીતે પ્રાપ્ત થાય છે, એ સમજી શકાતું નથી; તે જ પ્રમાણેની મારી સ્થિતિ પણ થયેલી છે, એમ શા માટે ન સમજવું વારુ? કમલિની સૂર્યકિરણ પડતાંની સાથે જ લજ્જા છોડી પ્રફુલ્લિત થાય છે, અથવા મીઠું પાણીમાં નાખતાંની સાથે જ તદ્રૂપ થાય છે, તે પ્રમાણે હું જ્યારે આપનું સ્મરણ કરું છું, ત્યારે મારુ પોતાનું સ્વરૂપ વીસરી જાઉં છું અને પછી ભોજનથી તૃપ્ત થયેલો મનુષ્ય જે પ્રમાણે ઈચ્છા સિવાય એક પછી એક ઓહકાર ખાધા કરે છે, તે જ પ્રમાણે હે શ્રીગુરુરાય! મારી અહતા દેશાંતરમા રખડીને નષ્ટ થઈ છે અને મારી વાચાને આપની સ્તુતિની ઘેલછા લાગી છે. હે પ્રભો! મારી આવી સ્થિતિ આપે જ કરી છે; અથવા જો મારી સ્મૃતિ પ્રમાણે બરોબર આપની સ્તુતિ કરવી હોય, તો આપના ગુણો અને આપની વચ્ચે ભેદ પાડવો જોઈએ; પરંતુ હે પ્રભો! આપ અને આપના ગુણો બન્ને એક રસના જ બનેલા છે, તો આપના વિભાગ શી રીતે કરું? મોતીને ભાંગી નાખી તેને ફરીથી સાંધવાની કડાકૂટ કરવા કરતાં તેનું મૂળનુ જ સ્વરૂપ ઉત્તમ નથી કે શું? અને આપ જ માતાપિતા છો એમ કહેવાથી પણ આપની સ્તુતિ થવાની નથી; કેમકે એમાં મારા બાળકપણાની ઉપાધિનો દોષ આવે છે. હું આપનો દાસ છું એમ જો કહું, તો આપને સ્વામી તે શા આધારે કહું? અને આવી રીતે ઉપાધિના યોગથી ઉચ્છિષ્ટ થયેલા રૂપનું શું વર્ણન કરું? હે પ્રભો! આપ જગ-દાત્મા છો એમ જો કહું, તો મારા અંતરમાં વાસ કરનાર એવા જે તમે, તેમને બહાર કાઢ્યા જેવું થાય; માટે વાસ્તવિક રીતે જોતાં આ જગતમાં આપની સ્તુતિ થઈ જ શકતી નથી અને મૌન સિવાય ઈતર અલંકાર આપના અંગ પર ચડાવી શકાય એમ જ નથી; એટલા માટે કાંઈ જ ન બોલવું એ જ આપની સ્તુતિ છે, કાંઈ જ ન કરવું એ જ આપની પૂજા છે અને પૃથગ્ભાવથી અવશિષ્ટ ન રહેવું, એ જ ઘટનાઓ આપનામાં સંભવે છે. એટલા માટે જેમ કોઈ એક માણસ ભ્રાંતિ-યુક્ત થઈ, ઉન્મત્તતાથી બડબડાટ કરે તે જ પ્રકારનું મારા વડે કરાતું

આપનું વર્ણન છે; તો હે ગુરુસ્વરૂપ માતા! તે તું સહન કર. હવે તું મારી વાણી દ્વારા ગીતાર્થ સ્પષ્ટ થાય એવો સિક્કો માર, કે જેથી મારો નિર્દિષ્ટ કરેલો અર્થ આ સજ્જનોની સભામાં માન્ય થાય. ત્યારે શ્રીનિવૃત્તિનાથ મહારાજ બોલ્યા કે, તું આ પ્રકારે વારંવાર અમારી પ્રાર્થના કર મા. અરે! લોખંડનું સુવર્ણ બનાવવા માટે તે લોઢાને શું વારંવાર પારસમણિ પર ઘસવું પડે છે કે? (૨૮)

આ સાંભળી જ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા: મહારાજ! આપનો એટલો જ પ્રસાદ મારે જોઈએ છે. હવે ગ્રંથ પ્રતિ આપ દેવ લક્ષ આપો. ગીતાગ્રંથ એ રત્નખચિત દેવાલય છે અને આ અઢારમા અધ્યાયરૂપી તેનો કળશ અર્થરૂપી ચિંતામણિનો બનેલો હોઈ, તેના દર્શનથી ગીતાના દર્શનનું ફળ મળે છે. જગતમાં પણ એવી જ રૂઢિ પ્રચલિત છે, કે દૂરથી કળશનું દર્શન કરતાં દેવાલયમાંના દેવોનાં દર્શનનું જ ફળ મળે છે. એ જ સ્થિતિ આ અધ્યાયની છે; કારણકે ગીતાનો આ એક જ ૧૮મો અધ્યાય વાંચવાથી, સમગ્ર ગીતાશાસ્ત્રના વાચનનું શ્રેય પ્રાપ્ત થાય છે. આ જ કારણથી મેં અઢારમા અધ્યાયને વેદવ્યાસે ગીતારૂપી દેવાલય પર ચડાવેલા કળશની ઉપમા આપી છે. દેવાલય પર કળશ ચડાવ્યા પછી કાંઈ પણ કાર્ય અવશિષ્ટ રહેતું નથી, તે જ પ્રમાણે આ અઢારમો અધ્યાય ગીતા સમાપ્ત થઈ એમ સૂચવે છે (વ્યાસદેવ સ્વભાવથી જ મહાશ્રેષ્ઠ કારીગર છે). તેમણે સૂત્રોની રચના કુશળતાથી કરી છે તથા વેદરૂપી રત્નોના પર્વત પર ઉપનિષદ્ અર્થરૂપી જમીનમાં ખાણ ખોદી અને તેમાંથી ધર્મ, અર્થ અને કામરૂપી ભિન્ન ભિન્ન આકારના અનેક પ્રચંડ પાષાણ નીકળ્યા અને તે પાષાણ વડે મહાભારતરૂપી દેવાલયની આસપાસ દીવાલ ચણી લેવામાં આવી. ત્યાર પછી આત્મજ્ઞાનરૂપી એકસરખા કોરેલા પાષાણનાં ચોસલાં શ્રીકૃષ્ણાર્જુન-સંવાદરૂપી ચાતુર્યથી ઘડીને તૈયાર કર્યાં. ત્યાર પછી નિવૃત્તિરૂપી દોરીથી આકણી કરીને સર્વ શાસ્ત્રોનું પૂરણ નાખીને મોક્ષ-મર્યાદાનો આકાર સિદ્ધ કર્યો. આ પ્રમાણે આ દેવાલયની રચના કરતાં કરતાં પંદરમા અધ્યાય પર્યંત પંદર થર થયા અને વચ્ચો-વચના દેવગૃહની ભીંતો ઘુમ્મટ સુધી આવી પહોંચી. પછી સોળમો અધ્યાય તે ગળમણિનો (ગ્રીવાનો) આકાર થયો અને સત્તરમો અધ્યાય કળશની બેઠક (માંડણી)ની જગ્યારૂપ છે. તે બેઠક પર આ અઢારમા અધ્યાયરૂપી કળશને ઉત્તમ રીતે બેસાડી તેના પર શ્રીવ્યાસકૃત ગીતા-રૂપ ધજા ચઢાવવામાં આવી, એટલા માટે પાછળના અધ્યાયો એક

પર એક ચઢતા થર છે અને આ અઢારમા અધ્યાયના યોગથી તેને પૂર્ણતા પ્રાપ્ત થઈ છે, એમ આ અંતિમ અધ્યાય પરથી સ્પષ્ટ રીતે સમજાય છે. કળશના યોગથી કોઈ પણ પૂરું થયેલું કામ ગુપ્ત રહેતું નથી, પરંતુ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે; તે પ્રમાણે આ અષ્ટાદશ અધ્યાયમાં ગીતાનુ સાદ્યંત વર્ણન છે. આ રીતે વ્યાસે કુશળતાથી ગીતારૂપી દેવાલય તૈયાર કરી પ્રાણીમાત્રનો નાનાવિધતાથી ઉદ્ધાર કર્યો છે. કોઈ બહારથી તેની પ્રદક્ષિણા કરીને જપ કરે છે, (ગીતાનો પાઠ કરે છે;) કોઈ દેવાલયની ભીંતે અઢેલી શ્રવણરૂપી છાયાનું સેવન કરે છે; કોઈ અવધાનરૂપી બીડું અને પૈસો લઈને દેવાલયના અર્થજ્ઞાનરૂપી અંતર્ભાગમાં પ્રવેશ કરે છે; તે આત્મજ્ઞાનના યોગથી જગદાત્મા શ્રીહરિની સત્વર પ્રાપ્તિ કરે છે; પરંતુ મોક્ષરૂપી દેવાલયમાં આ સર્વની યોગ્યતા સરખીજ છે. જેવી રીતે કોઈ સમર્થ મનુષ્યને ઘેર જમવા જતાં પંક્તિમાં ઉપર અને નીચેની પત્રાવળીમાં એકસરખાંજ પકવાન્નો હોય છે (પંક્તિભેદ હોતો નથી), તે પ્રમાણે ગીતાનું કેવળ શ્રવણ કરનારને, અર્થના જાણનારને અને ગીતાનું પઠન કરનારને એકસરખી રીતે જ મોક્ષ પ્રાપ્ત થાય છે, અસ્તુ. ગીતાગ્રંથ એ વિષ્ણુનું દેવાલય છે અને અઢારમો અધ્યાય, એ તેના પર ચઢાવેલો પ્રગટ કળશ છે, આવો ભેદ મેં જાણીબૂજીને કર્યો છે, હવે સત્તરમા અધ્યાય સુધી સર્વ અધ્યાયોની કેવી રીતે ગોઠવણ કરવામાં આવી છે, તે તમાશ તરત જાણવામાં (જોવામાં) આવે, એવી રીતે હું સ્પષ્ટતાથી સમજાવીને કહું છું. (૫૦)

પ્રયાગમાં ગંગા અને યમુનાના સંગમ સ્થાનમાંનું પાણી કદાચિત્ ઓઘના બળથી ભિન્ન દેખાતું હોય, તોય કેવળ જળની ભાવનાથી તો તે એક જ છે. અર્ધનારીનટેશ્વરના રૂપમાં જે પ્રમાણે સ્ત્રી અને પુરુષના આકાર કાયમ રહી એક જ શરીર દેખાય છે, શુકલ પક્ષમાં જેમ ચંદ્રની કલા નિત્ય વૃદ્ધિગત થતી દેખાય છે. પરંતુ ચંદ્રની દૃષ્ટિથી જોવા જતા તે પૂર્ણ જ છે, તેના પર કાંઈ પૃથક થરો નથી; તે પ્રમાણે શ્લોકો ચાર ચરણો વડે ભિન્નભિન્ન દેખાય છે અને અધ્યાય અધ્યાય વડે ભિન્નભિન્ન ભાસે છે; પરંતુ અર્થની દૃષ્ટિથી જોતા તેમનામાં ભેદ નથી. જે પ્રમાણે અનેક રત્નોને ધારણ કરનારી દોરી એક જ હોય છે તથા પુષ્કળ મોતી મળીને હાર તૈયાર થાય છે, પરંતુ તે સર્વ મોતીની કાંતિ તો એક જ હોય છે; હારમા પુષ્પ પરોવવા લાગતાં પુષ્પની સંખ્યા વધે છે; પરંતુ સુગંધીનો અનુભવ લેતા સંખ્યા માટે કાંઈ ખાસ વધારો કરવાની અગત્ય હોતી નથી એટલે કે, સુગંધી તો એકસરખી

જ હોય છે; તે જ પ્રમાણે શ્લોક અને અધ્યાય પુષ્કળ છે, તોપણ તેમાંનો અર્થ તો એક જ છે. ગીતાના શ્લોક સાતસો છે અને અધ્યાય અઢાર છે; પરંતુ દેવે સર્વમાં જે તત્ત્વનું વિવેચન કર્યું છે તે એક જ છે; ભિન્ન નથી; અને મેં પણ દેવનો માર્ગ ન છોડતાં ગ્રંથનું સ્પષ્ટીકરણ કર્યું છે. એ જ પ્રણાલિને અનુસરીને અઢારમો અધ્યાય હું કહું છું. તે સાંભળો. (૫૯)

સત્તરમા અધ્યાયના અંતિમ શ્લોકમાં દેવે એમ કહ્યું હતું કે, હે અર્જુન! બ્રહ્મ નામમાંની શ્રદ્ધાનો પરિત્યાગ કરીને તું જેટલાં કર્મો કરીશ તે સર્વ વ્યર્થ જશે. દેવનાં આવાં વચન સાંભળી અર્જુનને મનમાં અતિ આનંદ થયો અને તે કહેવા લાગ્યો કે, 'દેવે કર્મમાં શ્રદ્ધા રાખનારને દોષિત ગણેલો હોય એમ જણાય છે પરંતુ તે બિચારો અજ્ઞાનને લીધે અંધ થયેલો હોવાથી સર્વ જગતમાં ઈશ્વર ભરેલો છે, એ તત્ત્વ તે સમજી શકતો નથી; એટલે પછી પ્રત્યક્ષ તેની સમક્ષ હોવા છતાં બ્રહ્મનામ શ્રદ્ધાનું રહસ્ય તેના જાણવામાં કેમ કરીને આવી શકે વારુ? રજ અને તમ એ બને ગુણોનો નાશ થયા સિવાય શ્રદ્ધા દુર્બળ હોય છે, માટે તે બ્રહ્મશ્રદ્ધાના નામને પાત્ર થતી નથી. અર્થાત્ તેનાથી બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. શસ્ત્રને આલિંગન દેવું અથવા ઊંચે દોરડું બાંધીને તે પર દોડવું અને નાગણને હાથમાં ઝાલીને તેની સાથે રમવું વગેરે ક્રિયાઓ જેમ મરણનું કારણ બને છે, તે પ્રમાણે કર્મો કઠિન હોઈને તે જન્મ-મરણ આપવાના કારણભૂત બને છે, એવો એ કર્મોનો દુષ્ટ ધર્મ છે. યથાવિધિ કર્મો કરવામાં આવે, તો જ જ્ઞાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે અને તે જ કર્મો જો યથાવિધિ કરવામાં ન આવે, તો તો તે નરકની પ્રાપ્તિમાં કારણભૂત થાય છે. કર્મ કરનારને આ પ્રકારની અડચણો પુષ્કળ આવે છે; માટે કર્મઠોને મોક્ષની પ્રાપ્તિ શી રીતે થાય? એવો પ્રશ્ન અર્જુને કર્યો, તો (તેનો ઉત્તર એ છે કે,) કર્મનું વિઘ્ન જ દૂર કરી નાખવું અને કર્મનો સર્વાંશે ત્યાગ કરી અવ્યંગ એવો જે કર્મસંન્યાસ તેનો આદર કરવો, કે જેના યોગથી કર્મના બાધની ભીતિ નિવૃત્ત થઈ જાય અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય; અને જે કર્મસન્યાસ તથા કર્મત્યાગ, એ જ્ઞાનને આમંત્રણ કરનાર મંત્ર અથવા જ્ઞાનપરિપાકનાં ક્ષેત્ર, અથવા જ્ઞાનને આકર્ષણ કરનાર સૂત્રના તંતુ છે, તે સન્યાસ અને ત્યાગનું અનુષ્ઠાન કરવાથી સંસારથી મુક્ત થવાય છે. એટલે 'હવે એ જ મને સ્પષ્ટ રીતે સમજાવો એવી દેવને પ્રાર્થના કરવી,' એવો પાર્થે મનમાં

વિચાર કરી, ત્યાગ અને સન્યાસનું સ્પષ્ટીકરણ કરવા માટે પ્રશ્ન કર્યો; ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનના પ્રશ્નનો જે ઉત્તર આપ્યો, તે જ આ અઢારમા અધ્યાયમા ભરેલો છે. (૭૪)

આ પ્રમાણે કાર્યકારણભાવથી એક અધ્યાય બીજા અધ્યાયને કારણભૂત થાય છે; માટે હવે અર્જુને શો પ્રશ્ન કર્યો તે સાંભળો. સત્તરમા અધ્યાયમા દેવે જે અતિમ શ્લોક કહ્યો, તેથી જ અર્જુને આવી શકા કરી. તે દેવે કહેલુ તત્ત્વ પૂર્ણ રીતે સમજ્યો હતો, પરંતુ દેવ કાઈ ન બોલતા સ્વસ્થ બેઠા, તે તેને રુચ્યુ નહિ. વાછરડાનું પેટ ભરાઈ ગયા છતા પણ ગાય તેનાથી દૂર થતી નથી, એવુ એકનિષ્ઠ પ્રેમનું લક્ષણ છે. આપણને જે મનુષ્ય પરમ પ્રિય હોય છે, તે મનુષ્ય કાંઈ પણ કારણ ન હોવા છતા આપણી સાથે જ બોલતો રહે અને આપણને જોયા પછી પણ નિરંતર આપણી તરફ જોતો રહે તો સારુ, એવી જ આપણી ઇચ્છા થયા કરે છે. કારણ કે પ્રીતિનુ એ જ લક્ષણ છે, પ્રેમનો સ્વભાવ જ એવો છે અને તેમાં વળી પાર્થ તો શ્રીકૃષ્ણના પ્રેમની મૂર્તિ જ છે, તેથી શ્રીકૃષ્ણને સ્વસ્થ બેઠેલા જોઈને પાર્થનુ મન અક ળાવા લાગ્યુ અને સંવાદના યોગથી, પારમાર્થિક વસ્તુ જે 'બ્રહ્મ' તે આરસીમાં જોવાથી જેમ આપણુ સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે, તેમ સ્પષ્ટ રીતે ભોગવી શકાય છે, અર્થાત્ બ્રહ્મના સુખનો અનુભવ લઈ શકાય છે; ત્યાર પછી સવાદ બધ પડી જતા બ્રહ્મપ્રાપ્તિ પણ બધ થાય છે. એ ઘટના સુખપ્રાપ્તિના લાલચુ અર્જુનથી શી રીતે સહન થઈ શકે? એટલા માટે ત્યાગ અને સન્યાસ એટલે શુ, એવો પ્રશ્ન પૂછવાના નિમિત્તથી અર્જુને ગીતારૂપી વત્સની પુનઃ ઘડી ઉકેલી નાખી એટલા માટે આ અઢારમો અધ્યાય નહિ, પણ બીજી એકાધ્યાયી ગીતા જ છે. જ્યારે વાછરડુ ગાયને પાનો આણે છે, ત્યારે ગાયને (દૂધ દેવા માટે) વેળા-કવેળાનો શુ બાધ થાય છે ખરો કે? તે જ પ્રમાણે ગીતાની સમાપ્તિ વખતે પુનઃ અર્જુન ગીતાના પૂર્વ પદ પર આવ્યો, એટલે જ્યારે સેવકે પ્રશ્ન કર્યો, તો પછી સેવકના પ્રશ્નનો સ્વામી ઉત્તર ન આપે એમ કેમ બને વારુ? પરતુ હવે એ વાતને રહેવા દઈએ. અર્જુન શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી બોલ્યો: 'ભગવાને હવે મારી વિનતિ પ્રત્યે લક્ષ આપવા કૃપા કરવી.' (૮૬)

अर्जुन उवाच–संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

અર્જુન બોલ્યો : હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિદૈત્યાંતક ! હું 'સંન્યાસ' શબ્દનો ખરો અર્થ અને 'ત્યાગ' શબ્દનો પણ સત્ય અર્થ પૃથક્ જાણવા ઇચ્છું છું. ૧

હે પ્રભો ! સંન્યાસ અને ત્યાગ એ બન્નેનો એક જ અર્થની સાથે સંબંધ છે; જે પ્રમાણે 'સંઘાત' અને 'સંઘ' એ ઉભય શબ્દોનો નિર્દેશ માત્ર 'સંઘાત' એ શબ્દ વડે જ કરવામાં આવે છે, તે પ્રમાણે ત્યાગ અને સંન્યાસ એ ઉભય શબ્દોથી ત્યાગનો જ બોધ થાય છે; એમ મારા મનને લાગે છે. પછી જો તેના અર્થમાં કોઈ ભેદ હોય, તો તે દેવે સ્પષ્ટ કરીને કહી સંભળાવવો. એટલે શ્રીમુકુંદ કહેવા લાગ્યા કે, અરે, એ બન્ને શબ્દો એકબીજાથી ભિન્ન જ છે; તથાપિ હે અર્જુન ! ત્યાગ અને સંન્યાસ–એ બન્ને શબ્દો એક જ અર્થને દર્શાવનારા છે, એમ જે તારા મનને લાગ્યું, તે બરોબર છે, એમ હું પણ કહું. ખરેખર આ બન્ને શબ્દો વડે એક ત્યાગનો જ નિર્દેશ થાય છે, એ ખરુ છે; પરંતુ તેના અર્થમાં ભેદ હોવાનું કારણ એટલુ જ છે, કે સર્વથૈવ કર્મત્યાગને સંન્યાસ કહેવામાં આવે છે; અને હે અર્જુન ! કર્મ-કર્તૃત્વનું અભિમાન તથા ફળનો જે ત્યાગ તેને 'ત્યાગ' કહેવામા આવે છે, ત્યારે હવે કયાં કર્મોનાં ફળનો ત્યાગ કરવો અને કયાં કર્મોને મૂળમાં જ છોડી દેવાં, તે પણ સ્પષ્ટ કરીને કહુ છું તે સાંભળ. જે પ્રમાણે અરણ્યમા તથા પર્વત પર અનેક વૃક્ષો પોતાની મેળે જ ઊગે છે, તે પ્રમાણે ડાંગરના છોડ અને બાગમાના વૃક્ષો પોતાની મેળે જ ઊગતાં નથી, વાવ્યા સિવાય ઘાસ જોઈએ તેટલુ ઊગે છે, પણ ખેતરમા ખાતર પૂર્યા સિવાય ડાંગરનો પાક ઊતરતો નથી. શરીર તો સહજતયા પ્રાપ્ત થયુ છે, તોપણ દાગીના તો ઉદ્યોગ કરીને જ ઉત્પન્ન કરવા પડે છે, અથવા નદીનું પાણી સહજ પ્રાપ્ત થાય છે, પરંતુ કૂવો તો ખોદવો જ પડે છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મો તો સ્વાભાવિક છે; પરંતુ કામ્ય કર્મ ઇચ્છા કર્યા વિના ઉત્પન્ન થતું નથી. (૯૭)

श्रीभगवानुवाच–काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

શ્રી ભગવાન બોલ્યા કેટલાક પંડિતો÷ (યજ્ઞયાગાદિ) કામ્યકર્મોના ત્યાગને 'સંન્યાસ' કહે છે અને કેટલાક વિદ્વાનો સર્વ (નિત્યનૈમિત્તિકાદિ) કર્મોનાં ફળનો ત્યાગ કરવો, એને 'ત્યાગ' કહે છે. ૨

÷ એટલે તેરમા અધ્યાયમાં જણાવેલાં જ્ઞાનીનાં ૨૪ લક્ષણો આચરણમાં નહિ મૂકનાર શુષ્ક, જ્ઞાનીઓ અથવા પુસ્તકિયા જ્ઞાની અને કવિઓ.

કિંવા કામનાના બળથી ઉત્પન્ન થનારા સાંગોપાંગ અશ્વમેધાદિ યાગ, પુષ્કરિણી* વાવ–કૂવા ઇત્યાદિ બંધાવવાં, ઉપવનો રચાવવાં, બ્રાહ્મણોના કુટુંબપોષણ માટે મોટીમોટી જાગીરોનાં દાન દેવાં, નગર વસાવવાં તથા ઇતર પુષ્કળ પ્રકારનાં વ્રતો આચરવાં; આવાં જે સર્વ ઇષ્ટાપૂર્ત+ કર્મ–જેમનુ કામના એ જ મૂળ કારણ છે, તેનું આચરણ કરવાથી તે કરનારને બદ્ધ કરી તેની પાસે ફળ ભોગવાવે છે. હે અર્જુન! દેહરૂપી ગ્રામમા આવ્યા પછી જન્મ–મૃત્યુના આગમનને ના પાડી શકાતી નથી; અથવા તો ભાગ્યમાં લખેલું હોય તે મિથ્યા થતું નથી; તેમ જ શરીરની શ્યામતા કે ગૌરતાનો ગમે તેમ ધોવા છતાં લોપ થતો નથી; તે પ્રમાણે કામ્ય કર્મ કરવાથી, જેમ ઋણ વાળી આપ્યા વિના છૂટકો થતો નથી, તેમ તેનાં ફળ ભોગવ્યા સિવાય છુટકારો થતો નથી; અથવા હે અર્જુન! ઇચ્છા ન કરવા છતાં અકસ્માત્ કામ્ય કર્મ બની જાય, તોપણ જેમ કેવળ ગમ્મતને ખાતર ધનુષ્યબાણ વડે ખેલતાં પણ અકસ્માત્ મર્મસ્થળે બાણ લાગી જાય, તો તે મર્મસ્થળને ભેદીને પ્રાણ લીધા સિવાય રહેતું નથી; અથવા વિના સમજ્યે મોંમાં ગોળનો કાકરો નાખવામા આવે તો તે જેમ મિષ્ટ જ લાગે છે; અથવા અગ્નિને ભસ્મ સમજી તેના પર પગ મૂકવામા આવે, તોપણ તે દઝાડે છે જ; તે જ પ્રમાણે કામ્ય કર્મમાં પરાણે પણ ફળનો ભોગ કરાવવાનું સ્વાભાવિક સામર્થ્ય રહેલું છે; એટલા માટે મુમુક્ષુ જને કૌતુકને ખાતર પણ તેનુ આચરણ કરવુ નહિ. કિંબહુના, હે પાર્થ! ઉદરમાં વિષ ગયા પછી જેમ તેને ઓકી નાખવામાં આવે છે, તે પ્રમાણે આવું જે કામ્ય કર્મ છે, તેનો તત્કાળ ત્યાગ કરવો. હે સર્વજ્ઞાની! આવા ત્યાગને સંસારમા આતરદૃષ્ટિનો સંન્યાસ કહેવામાં આવે છે. એમ સર્વ સાક્ષી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું. (પાછા તેઓ કહે છે કે:) જેવી રીતે પોતા પાસેના દ્રવ્યનો ત્યાગ કરી દેવાથી તેના યોગે ઉત્પન્ન થનાર ભયનો લોપ થાય છે, તેમ આ કામ્ય કર્મનો ત્યાગ કરવો

* પુષ્કરિણી શબ્દનો અર્થ 'પાયાણથી બાધેલું ચતુષ્કોણ નાનુ તળાવ' એવો થાય છે. અગ્રેજીમાં જેટલો Lake (લેક) અને Pond (પોંડ) એ બે શબ્દોના અર્થમા ભેદ રહેલો છે, તેટલો જ સંસ્કૃતમાં 'તડાગ' અને 'પુષ્કરિણી' શબ્દના અર્થમા પણ ભેદ રહેલો છે.

+ પૂર્ત અથવા ઇષ્ટાપૂર્ત શબ્દનો, કૂવા, તળાવ અને દેવાલય ઇત્યાદિ બધાવીને પ્રાપ્ત કરેલા પુણ્યના અર્થમાં પ્રયોગ કરવામાં આવે છે. અહી પણ એનો એ જ અર્થ છે.

એટલે મનમાની વાસનાનો સમૂળ નાશ કરવો એમ જ સમજવાનું છે.

ચંદ્રગ્રહણ કે સૂર્યગ્રહણ સમયે કે માતાપિતાની શ્રાદ્ધતિથિને દિવસે અથવા તો કાકબલિ આપવાના સમયે જો કોઈ અતિથિ આવીને પ્રાપ્ત થયો હોય, તો તે વેળાએ જે કર્મો કરવાં પડે છે, તે નૈમિત્તિક કર્મો કહેવાય છે. વર્ષાઋતુમાં જેમ આકાશ ઘેરાઈ આવતાં મેઘગર્જના થાય છે, વસંતમાં વનની શોભા વધી જાય છે; અથવા તો યૌવનદશામાં શરીરમાં સુંદરતાનો આવિર્ભાવ થાય છે. સોમકાંતમણિ ચંદ્રકિરણોથી દ્રવે છે અને સૂર્યનાં કિરણોથી સૂર્યવિકાસિની કમલિની પ્રફુલ્લિત થાય છે; અહીં સર્વત્ર જે મૂળનું હોય છે તે જ વધે છે કોઈ પણ વસ્તુ ભિન્ન ઉત્પન્ન થતી નથી; તે જ પ્રમાણે જે નિત્યકર્મો છે, તેમને જ નિમિત્તના નિયમો લાગુ થયા, એટલે નૈમિત્તિક એવું મોટુ નામ તેમને પ્રાપ્ત થાય છે અને જે કર્મ પ્રતિદિન પ્રભાતમાં, મધ્યાહ્ન કાળે તથા સંધ્યાકાળે કરવાં પડે છે, પરંતુ જે પ્રમાણે નેત્રોમા દૃષ્ટિ અધિક થતી નથી, અથવા ચાલવામાં ન આવે છતાં પણ પગમાં ગતિ સ્વાભાવિક રીતે રહેલી જ હોય છે, અથવા દીપકમાં તેનું તેજ છુપાયલું છે અને ચંદનને બહારથી સુગંધીવાળો લેપ લગાડ્યા સિવાય, તેના અંગમાંથી જેમ સુગંધ સ્વાભાવિક રીતે આવે છે; તે જ પ્રમાણે જે કર્મ સ્વાભાવિક અને અધિકારને દર્શાવનારું છે, તે કર્મને હે પાર્થ ! જગતમાં નિત્યકર્મ કહેવામાં આવે છે, એમ તું સમજ. આ પ્રમાણે મેં તને નિત્ય અને નૈમિત્તિક—એ ઉભય કર્મો દર્શાવ્યાં. એ નિત્યનૈમિત્તિક કર્મો અવશ્ય કરવાં જોઇએ, એટલા માટે કેટલાકો એમને નિષ્ફળ કર્મો કહેવાનો પ્રયત્ન કરે છે; પરંતુ જે પ્રમાણે ભોજનથી ક્ષુધાની નિવૃત્તિ અને હૃદયની તૃપ્તિ થાય છે, તે પ્રમાણે નિત્ય નૈમિત્તિક કર્મોથી સર્વ પ્રકારે ફળપ્રાપ્તિ થાય છે. જેવી રીતે હલકા કસનું સોનું અગ્નિમાં નાખ્યા પછી તેની હીનતાનો નાશ થતાં તેના કસની વૃદ્ધિ થાય છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મના આચરણથી ફળપ્રાપ્તિ થાય છે (શુદ્ધિ થાય છે). કારણ કે, એ કર્મોના આચરણથી દોષોનો લોપ થવાથી સદ્‌ગુણની વૃદ્ધિ થાય છે અને આપણો અધિકાર વધે છે અને એમ થતાં પ્રત્યક્ષ સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે. નિત્યનૈમિત્તિક કર્મો દ્વારા જો કે એવડી મોટી ફળપ્રાપ્તિ થાય છે; તોપણ મૂળ નક્ષત્રમાં જન્મેલા બાળકની પેઠે તે કર્મના ફળનો ત્યાગ કરવો ઇષ્ટ છે. વસંત ઋતુમાં સર્વ વલ્લરીઓ વૃદ્ધિગત થાય છે અને આમ્રવૃક્ષોને પલ્લવો ફૂટે છે; છતાં પણ વસંતકાળ જે પ્રમાણે તેમને હસ્ત સ્પર્શ ન કરતાં

એમ ને એમ તેમને છોડીને ચાલ્યો જાય છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મોનું ચિત્ત ચોટાડીને યથાવિધિ આચરણ કરવું પરંતુ તે દ્વારા નિષ્પન્ન થનારાં સર્વ ફળનો, વમન કરેલા અન્ન પ્રમાણે ત્યાગ કરવો. આ રીતે નિત્યનૈમિત્તિક કર્મોનાં ફળનો ત્યાગ કરવો, તેને જ જ્ઞાતા પુરુષો 'ત્યાગ' કહે છે, એ પ્રમાણે 'ત્યાગ અને સંન્યાસ'નુ પૃથક્કરણ કરીને તને કહી સંભળાવ્યુ. (૧૨૬)

આ પ્રમાણે જ્યારે 'સંન્યાસ' સિદ્ધ થાય છે, ત્યારે કામ્ય કર્મ દ્વારા બાધા થઈ શકતી નથી અને નિષિદ્ધ કર્મોનો તો નિષેધના યોગે સ્વભાવતઃ જ લોપ થઈ જાય છે અને જે પ્રમાણે શિરચ્છેદ કરવામાં આવતા ધડ આપોઆપ નિર્જીવ થઈને નીચે પડે છે, તે પ્રમાણે નિત્યનૈમિત્તિક કર્મોના ફળનો ત્યાગ કરવાથી તે દ્વારા આપણને કશી પણ બાધા થતી નથી. પછી ધાન્ય પાકી રહ્યા પછી જેમ પાકની વૃદ્ધિ અટકી જાય છે, તેમ સર્વ કર્મોનો ક્ષય થવાથી આત્મજ્ઞાન પોતે જ આપણને શોધતું આવે છે. આવી યુક્તિથી નિત્યનૈમિત્તિક કર્મોનાં ફળનો ત્યાગ અને કામ્ય કર્મોનો સંન્યાસ જે સાધ્ય કરે છે, તે આત્મજ્ઞાનની પ્રાપ્તિને યોગ્ય થાય છે અને આ યુક્તિ ચૂકીને જો કોઈ માત્ર અટકળથી જ કર્મત્યાગ કરવાનો પ્રયત્ન કરે, તો તે કર્મનો ત્યાગ કરી શકતો નથી, પરતુ અધિક ગોટાળામાં પડી જાય છે. રોગની ચિકિત્સા કર્યા વિના ગ્રહણ કરેલુ ભળતું જ ઔષધ જેમ વિષ તુલ્ય થઈ પડે છે, અથવા અન્નનો ત્યાગ કરવાથી મનુષ્ય જેમ ક્ષુધાથી પીડાઈને મરી જાય છે (આ પ્રમાણેની જ અટકળથી ત્યાગ કરવા ઇચ્છનારાઓની અવસ્થા થાય છે). એટલા માટે જે કર્મનો ત્યાગ કરવાની ના કહી હોય, તેનો ત્યાગ કરવો નહિ અને જેનો ત્યાગ કરવાનું કહ્યું છે, તેનું આચરણ કરવાનો લોભ કરવો નહિ. ત્યાગ કરવાની યુક્તિ જતી રહી કે કર્મનો ત્યાગ કરવા છતાં પણ મનુષ્ય કર્મબધનમાં સપડાય છે; એટલા માટે જેઓ વૈરાગ્યસંપન્ન હોય છે, તેઓ કદાપિ ત્યાજ્ય કર્મોનું આચરણ કરતા જ નથી. (૧૩૪)

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

કેટલાક પડિતો એમ કહે છે કે, કર્મમાત્ર દોષયુક્ત હોવાથી તેનો ત્યાગ કરવો; ઇતર પડિતો એમ કહે છે કે, યજ્ઞ, દાન અને તપ–એ કર્મોનો ત્યાગ કરવો નહિ ૩

કેટલાકો ફલાભિલાષા છોડી શકતા નથી; માટે જ તેઓ કર્મ

બંધનકર્તા જ છે એમ કહે છે. જેવી રીતે કોઈ નાગા મનુષ્યને નાગો કહેવાથી તે સમગ્ર જગતને કજિયાખોર કહે; અથવા હે ધનંજય! જિહ્વાને આધીન થયેલો રોગી ગમે તે પદાર્થ ખાઈ જાય છે અને તે પાચન ન થાય તો જેમ અન્નને દોષ આપે છે અથવા કુષ્ઠરોગી પોતાના શરીર પર ક્રોધિત થવાને બદલે તે પર બેસતી માખો પર ગુસ્સે થાય; તે પ્રમાણે જેઓ ફળેચ્છુ છે, તેઓ કર્મફળ ત્યાગ કરવાને અશક્ત હોય છે, તેથી તેઓ કર્મને જ અનિષ્ટ ગણે છે અને પછી કર્મનો ત્યાગ કરવો, એવો જ સિદ્ધાંત ઠરાવે છે. કેટલાક એમ કહે છે કે, યજ્ઞ–યાગ આદિ શુભ કર્મ અવશ્ય કરવાં જ જોઈએ; કારણ કે તે સિવાય ચિત્તશુદ્ધિ થવાનો ઇતર ઉપાય જ નથી. જો ચિત્તશુદ્ધિ શીઘ્ર કરવાની ઇચ્છા હોય, તો તો કર્મોનું આચરણ કરવામાં આલસ્ય કરવું જ નહિ; સુવર્ણને શુદ્ધ કરવું હોય, તો તેને અગ્નિમાં નાખવાનો કંટાળો ખાવામાં નથી આવતો અથવા તો આરસીમાં મુખ જોવાની ઇચ્છા હોય તો તેના પર ચઢેલા મેલને કાઢી નાખવા માટે તે પર ચૂનો લગાડીને તેને સ્વચ્છ કરવા પડે છે અથવા તો વસ્ત્રો સ્વચ્છ કરવાં હોય, તો તેમને ધોબીના મેલા વાસણમાં નાખતાં વિચાર કરવામાં નથી આવતો; અથવા ઉત્તમ અન્ન જમવું હોય, તો શ્રમથી નહિ બીતાં તેને રાંધવા માંડવું જ જોઈએ; તેમ કર્મ ક્લેશદાયક છે, એટલા જ વિચારથી કર્મોની અવહેલના કરવી નહિ. એવા પ્રકારનો સિદ્ધાંત નિયત કરીને કેટલાકો કર્મ કરવાને તૈયાર થાય છે, તો કેટલાક તેનો ત્યાગ કરવાને કહે છે. આ પ્રમાણે કર્મત્યાગ વિષે વાદ-વિવાદ ચાલે છે. આ વાદનો નિર્ણય કરી, કર્મનો ત્યાગ કેવી રીતે કરવો, તે તને ઉત્તમ પ્રકારે કહું છું, તે પ્રતિ લક્ષ આપ. (૧૪૪)

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

હે ભરતસત્તમ! તે ત્યાગ વિષે (ત્યાગ અને સંન્યાસ વિષે) મારો નિશ્ચિત મત શો છે, તે તને કહું છું તે સાંભળ. હે પુરુષશ્રેષ્ઠ! ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

હે અર્જુન! એ ત્યાગ ત્રણ પ્રકારનો છે, એ તારા સમજવામાં આવ્યુ કે? તે ત્રણે પ્રકાર હું ઉત્તમતાથી વર્ણવીને કહું છું, તે સાંભળ. ત્યાગના જો કે ત્રણ પ્રકાર કહેલા છે, તોપણ તેમનુ તાત્પર્ય તો ઉપર કહ્યું તે જ છે. મારી સર્વજ્ઞની બુદ્ધિને પણ જે સત્ય ભાસે છે

છે અને જેના વિષે મારા મનનો નિશ્ચય થઈ ગયો છે, તે નિશ્ચય કયો છે તે હવે તું સાંભળ. સંસારમાથી પોતાની મુક્તિ કરવા વિષે જે મુમુક્ષુ દક્ષ હોય છે તેણે સર્વ પ્રકારે આ એક જ કાર્ય કરવાનું છે અને તે એ કે ત્યાગના ખરા સ્વરૂપને જાણીને પછી જ તેને સાધ્ય કરવો. (૧૪૮)

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

યજ્ઞ, દાન અને તપ–આ કર્મનો ત્યાગ કરવો નહિ, એ કર્મો તો કરવાં જ જોઈએ, કારણકે યજ્ઞ, દાન અને તપ, એ નિષ્કામ કર્મ કરનારા ચિત્તને શુદ્ધ કરનારા છે. ૫

પ્રવાસીએ જેમ રસ્તો કાપવાનુ છોડવું ન જોઈએ, તે પ્રમાણે યજ્ઞ, દાન અને તપ, એ આવશ્યક કર્મોનો ત્યાગ ઇષ્ટ નથી. ખોવાઈ ગયેલી વસ્તુ પુનઃ પ્રાપ્ત થાય નહિ, ત્યાસુધી જેમ તેની શોધ કરવાનુ છોડી દેવાતું નથી; ઉદર ભરાયા સિવાય જેમ પતરાળી દૂર કરી શકાતી નથી; નૌકાને જેમ નદીના મધ્ય ભાગમા જ છોડી શકાતી નથી; કેળા આવ્યા સિવાય જેમ કેળ કાપી નાખી શકાતી નથી; અથવા મૂકેલી વસ્તુ જડે નહિ, ત્યાસુધી દીપક બુઝાવી શકાતો નથી; તે પ્રમાણે, આત્મજ્ઞાન વિષે દૃઢ નિશ્ચય થયા સિવાય યજ્ઞ–યાગાદિક કર્મો પ્રત્યે ઉદાસીન થવુ નહિ. કિન્તુ સર્વ મનુષ્યોએ પોતપોતાના અધિકાર પ્રમાણે યજ્ઞ, દાન તથા તપનું યથાવિધિ વારંવાર આચરણ કરવું જ જોઈએ. ચાલવામાં ત્વરા કરનારને જ ત્વરા વિશ્રાંતિ લેવામા ઉપયોગી થઈ પડે છે. કોઈ એક રોગી મનુષ્ય ઔષધ લેવાને માટે જેમ જેમ અધિકાધિક તત્પર રહે છે, તેમ તેમ તે રોગથી વહેલો મુક્ત થતો જાય છે તે પ્રમાણે કર્મો જેમ જેમ વિધિપૂર્વક અને ત્વરિત કરવામાં આવે છે, તેમ તેમ રજ અને તમ–એ ગુણોનો સમૂળો લોપ થતો જાય છે; અથવા તો સુવર્ણને જેમ જેમ એક પછી એક ક્ષારના પુટો આપવામા આવે છે, તેમ તેમ તેમાંનો લોગ નીકળી જઈ તે શુદ્ધ થતું જાય છે; તેવી રીતે નિષ્ઠાપૂર્વક કર્માચરણ કરવાથી તે ક્રમે રજ અને તમનો નાશ કરી સત્ત્વશુદ્ધિનું દર્શન કરાવે છે; એટલા માટે હે અર્જુન! સત્ત્વશુદ્ધિની પ્રાપ્તિમાં સત્કર્મો જ તીર્થોની યોગ્યતા પામે છે. જેમ તીર્થના જળ વડે બાહ્ય મળનું ક્ષાલન થાય છે, તેમ કર્મના યોગે આંતરમળ નષ્ટ થાય છે; માટે સત્કર્મો એ જ ચિત્તશુદ્ધિનાં

તીર્થો છે. તૃષાગ્રસ્ત મનુષ્યને મરુભૂમિમાં જેમ અચાનક એકાદ અમૃતના ઝરાની પ્રાપ્તિ થઈ જાય, અથવા અંધ મનુષ્યોનાં નયનોમાં સૂર્યનું તેજ આવી જાય, ડૂબતા મનુષ્યને તારવા માટે નદી પોતે જ દોડી આવે, પડનારને જેમ પૃથ્વી જ ઝીલી લે, અથવા મરનારને મૃત્યુ પોતે જ આયુષ્યવૃદ્ધિ આપે; તે જ પ્રમાણે કર્મો વડે મુમુક્ષુને થનારી પીડાને કર્મો જ દૂર કરી નાખે; અથવા હે અર્જુન! રસાયનની યુક્તિ પ્રમાણે અપાયેલું વિષ પણ મૃત્યુશય્યા પર પડેલા મનુષ્યનું સંરક્ષણ કરે છે, તે પ્રમાણે હે ધનંજય! યુક્તિપૂર્વક કરેલાં કર્મો પણ કર્મબંધનનો નાશ કરી મુક્તિ માટે કારણભૂત બને છે; અર્થાત્ હે અર્જુન! જેના યોગથી કર્મ દ્વારા જ કર્મ નાશ થાય છે, તે યુક્તિ કઈ છે, તે તને ઉત્તમ પ્રકારે કહું છું. (૧૬૫)

**एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च।**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

પરંતુ હે પાર્થ! આ કર્મો કર્તૃત્વાભિમાન અને ફલેચ્છાનો ત્યાગ કરીને જ કરવાં જોઈએ, એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે.

પંચ મહાયજ્ઞાદિક પ્રમુખ કર્મો યથાવિધિ કરવા છતાં જે કર્તૃત્વાભિમાન રાખતો નથી; જે અન્ય પાસેથી પૈસા લઈ તીર્થયાત્રા કરે છે, તેને જેમ મહત્તાનો હર્ષ થતો નથી; અથવા જે, રાજાએ આપેલ રાજમુદ્રાના બળથી એકલે હાથે કેદ કરેલ રાજાને પકડી આણે છે, તેને 'હુ આ રાજાને જીતી લાવ્યો છું' એવો ગર્વ થતો નથી; જે અન્ય માણસના આધારથી નદીને પેલે તીર જાય છે, તેને 'હું તરનાર છું' એવો ગર્વ થતો નથી, અથવા જે પ્રમાણે રાજાના ઉપાધ્યાયને રાજાની વતી આપેલા દાન વિષે અભિમાન થતું નથી, તે પ્રમાણે કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરીને જે જે વખતે જે જે કર્મો કરવાનાં હોય, તે તે વખતે તે તે કર્મો યથાવિધિ કરે છે અને હે પાંડવ! કરેલાં કર્મોની જે ફળપ્રાપ્તિ થવાની હોય, તેના વિષેની ઇચ્છાને જે પોતાના મનમાં ઉત્પન્ન થવા દેતો નથી અને તેથી કર્મનાં ફળ તરફ જે ચિત્તને જતું અટકાવે છે, તેને જ આત્મસાક્ષાત્કારનો લાભ થાય છે. હે ધનંજય! પ્રથમથી જ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને એવી રીતે કર્મ કરવાં જોઈએ, કે જે પ્રમાણે અન્યના બાળકને જોઈને તેના પર પ્રીતિ ન થતાં માત્ર સંતોષ થાય છે. જે પ્રમાણે પીપળાના વૃક્ષને કોઈ તેના ફળની આશાથી પાણી સિંચતું નથી તે પ્રમાણે, ફળની આશાને ત્યાગીને

જ કર્મ કરવા. અથવા જે પ્રમાણે ગોવાળિયો દૂધની આશા છોડીને આખા ગામની ગાયો ચારે છે; અને તેમની બરદાસ્ત રાખે છે, તે જ પ્રમાણે, કર્મના ફળ વિષે નિરિચ્છ રહેવુ જોઈએ. આવી યુક્તિથી જે કર્મનુ આચરણ કરે છે, તેને પોતામા જ રહેલા આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે; અર્થાત્ ફળની આશાને ત્યાગીને અને કર્તૃત્વભિમાનને તિલાંજલિ આપીને જ કર્મો કરવાં, એવી મારી ઉત્તમ આજ્ઞા છે. જે જન્મ–મૃત્યુના ચક્રમાં પડીને ફરતાફરતા ત્રાસી ગયો હોય તથા જે તેમાથી પોતાની મુક્તિ કરવાની યોજનામા હોય, તેને હું કહું છુ, કે તેણે (મારી) આ આજ્ઞાનું ઉલ્લઘન કદી પણ કરવું નહિ. (૧૭૭)

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥**

નિત્યનૈમિત્તિક કર્મો ત્યજવા યોગ્ય નથી, છતા અજ્ઞાનથી જો એ ત્યજવામાં આવે, તો તેને તામસ ત્યાગ કહે છે. ૭

કોઈ એક મનુષ્ય અધારામા ચાલ્યો જતો હોય અને તેના અંગનો ધક્કો વાગે, તો તે પોતાનો ક્રોધ આંખ પર ખાલી કરે અને આખોને નખો વતી ટૂપે, તે પ્રમાણે કર્મો જન્મબધનના કારણભૂત હોઈ તેમના પર વૃથા કોપ કરી, જે તેનો પરિત્યાગ કરે છે, તેના તે ત્યાગને, હું તામસ ત્યાગ કહું છુ. જેમ કે આદ્યાશીશીનુ દર્દ થવાથી કોઈ માણસ પોતાના શિરનો જ છેદ કરે, તેવો એ ત્યાગ છે. વાટ ખરાબ હોય, તો પગે ચાલીને જ તેને છેડે પહોચવું જોઈએ કે તેના ખરાબપણાને માટે પગને કાપી નાખવા? ક્ષુધાતુર મનુષ્યની સમક્ષ ઉષ્ણ અન્ન મૂકવામાં આવે અને તેનાથી તેની ઉષ્ણતા સહન ન થવાથી, જો તે તેને લાત મારીને ફેકી દે, તો તેને ભૂખે જ મરવુ પડે ને? તે પ્રમાણે કર્મનુ યુક્તિપૂર્વક આચરણ કરવાથી જ કર્મનાં બધન નષ્ટ થાય છે. એ મર્મ તામસ પ્રકૃતિનો ભ્રમિત મનુષ્ય સમજી શકતો નથી; તેથી જ તે વિહિત કર્મોનો ત્યાગ કરે છે; માટે હે અર્જુન ! તું તામસ મનુષ્યની પેઠે કર્મત્યાગની વૃત્તિને આધીન થઈશ નહિ. (૧૮૩)

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

જે કોઈ કર્મને દુખકારક માનીને શરીરને ક્લેશ થવાની ભીતિથી તેનો ત્યાગ કરે છે, તે રાજસ ત્યાગનું ફળ તેને પ્રાપ્ત થતુ જ નથી. ૮

અથવા તો જે પોતાનો અધિકાર જાણે છે અને વિહિત કર્મોને

પણ જાણે છે; પરંતુ કર્મ કરવાથી ઉત્પન્ન થતા ક્લેશની ભીતિથી જે કંટાળે છે. કર્મોનો પ્રારભ પ્રથમ ક્ષણ માત્ર કઠિન દેખાય છે ખરો; જેમકે ભાતાની પોટલી ખેતરમાં કે જંગલમાં લઈ જતી વખતે ભારે લાગે છે; જેમ લીમડાનાં પાંદડાં ખાતી વખતે કડુ લાગે છે અને હરડે તૂરી લાગે છે; તેવી રીતે કર્મોનો આરંભ કઠિન લાગે છે; અથવા તો ગાય જેમ મારકણી હોય છે, સેવંતીના ઝાડને કાંટા હોય છે અને ભોજન રાંધવા અગાઉ જેમ કંટાળો આવે છે, તે પ્રમાણે કર્મ આરંભતી વખતે અતિ કઠિન લાગે છે; તેથી જ તે કર્મને અતિ શ્રમદાયક માને છે. કદાચ તે કર્મનો આરભ યથાવિધિ કરે છે; પરંતુ ઉષ્ણ વસ્તુ હાથમા લેતાં જ નાખી દેવી પડે છે, તે પ્રમાણે તે કર્માચરણથી શ્રમિત થાય છે, ત્યારે મધ્યમા જ તે કર્મને છોડી દે છે અને કહે છે કે, મહદ્ભાગ્યથી મને દેહ જેવી ઉત્તમ વસ્તુનો લાભ મળ્યો છે, તો પછી પાપીની પેઠે કર્માચરણ કરીને હું મારી જાતને શા માટે ત્રાસ આપું ? કર્માચરણથી મળનારા ફળની મને લોલુપતા નથી; માટે સાંપ્રતમાં મારી પાસે જે ઐશ્વર્ય છે, તેનો જ ઉપયોગ શા માટે ન કરું ? આ પ્રકારે હે અર્જુન ! શરીરને ક્લેશ થશે એવી ભીતિથી કર્મનો જ ત્યાગ કરવામાં આવે છે, તેને રાજસ ત્યાગ કહેવામાં આવે છે. તે કર્મત્યાગ તો કહેવાય છે, પરંતુ તેથી કર્મત્યાગના ફળની પ્રાપ્તિ થતી નથી. ગરમ કરવા મૂકેલુ ઘી ઊભરાઈને અગ્નિમાં પડે, તેથી તેને હોમની યોગ્યતા પ્રાપ્ત થતી નથી; અથવા મનુષ્ય અકસ્માત્ પાણીમાં ડૂબી મરણ પામે, તો તેણે જળસમાધિ લીધી એમ કહી શકાતું નથી; તે પ્રમાણે જેણે દેહ પર પ્રીતિ રાખીને કર્મ પર પાણી મૂકેલું હોય છે, તેને કર્મત્યાગનું ફળ કદાપિ મળતું નથી. કિંબહુના, જેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોય છે, તેને જેમ સૂર્યોદય થતાં થતાં નક્ષત્રોના તેજનો લોપ થાય છે, તે પ્રમાણે હે અર્જુન ! જે કર્મત્યાગથી અજ્ઞાન સહિત ક્રિયાઓનો લોપ થાય છે, તે કર્મત્યાગના યોગે મોક્ષની પ્રાપ્તિ થાય છે. હે અર્જુન ! મોક્ષપ્રાપ્તિ અજ્ઞાનથી કર્મનો ત્યાગ કરવાથી થતી નથી; તેથી તે ખરો કર્મત્યાગ નથી, પરંતુ રાજસ ત્યાગ છે. ત્યારે હવે કેવા પ્રકારના ત્યાગથી મોક્ષપ્રાપ્તિ આપણે ત્યાં પોતાની મેળે જ ચાલી આવે છે, તે પણ પ્રસંગાનુરોધથી તને કહુ છું, તે સાંભળ. (૧૯૯)

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥९॥

હે અર્જુન ! માત્ર કર્તવ્ય સમજીને જ જે નિત્યનૈમિત્તિક કર્મો ફલાશા તથા કર્તૃત્વાભિમાનના ત્યાગપૂર્વક કરવામાં આવે છે, તે કર્મત્યાગને સાત્ત્વિક ત્યાગ કહેવામા આવે છે. ૯

પોતાના અધિકાર પ્રમાણે સહજપ્રાપ્ત કર્મોનુ જે સાહિત્ય સહિત ગૌરવથી આચરણ કરે છે, પરંતુ એ કર્મો હું કરુ છુ, એવું પોતાના મનમાં સ્મરણ માત્ર પણ થવા દેતો નથી; તેમ જ આવાં કર્મોનાં ફળની આશા પણ સ્વપ્નેય કરતો નથી; હે અર્જુન ! જો માતાની અવજ્ઞા કરવામાં આવે અને તેના વિષે પોતાના મનમા કામવાસના રાખવામા આવે, તો તે બન્ને કાર્ય અધોગતિના—સર્વનાશનાં કારણરૂપ થઈ પડે છે; એટલા માટે એ બન્ને કાર્યને વર્જ્ય કરી માતાની સેવા કરવી જોઈએ. ગાયનુ મુખ અપવિત્ર હોય, તેથી શું તેનું સર્વાંગ ત્યજી દેવું કે ? આપણા પ્રિય આમ્રફળની છાલ અને ગોટલીમા રસ હોતો નથી, તેથી શું કોઈ તેને ફેંકી દેશે કે ? તે જ પ્રમાણે કર્તાપણાનું અભિમાન અને કર્મફળની ઇચ્છા—એ ઉભય બંધનકારક છે; અને તેમને 'બંધ' એવુ નામ આપવામાં આવેલું છે. એટલા માટે પિતા જે પ્રમાણે પોતાની કન્યા વિષે કોઈ પણ પ્રકારની કામના રાખતો નથી, તે પ્રમાણે વિહિત કર્મોનુ આચરણ કરી જે પ્રસ્તુત ઉભય વસ્તુની ઇચ્છા કરતો નથી, તેને કોઈ પણ પ્રકારનુ દુઃખ. થઈ શકતું નથી. આ ત્યાગરૂપી શ્રેષ્ઠ વૃક્ષને જ મોક્ષરૂપી મહાન ફળ આવે છે; માટે એ જ ત્યાગ સર્વ જગતમા સાત્ત્વિક ત્યાગને નામે પ્રસિદ્ધ છે. હવે વૃક્ષના બીજને બાળી નાખીને જે પ્રમાણે તેને નિર્વંશ કરવામાં આવે, તે પ્રમાણે ફળનો ત્યાગ કરીને જે કર્મને તિલાંજલિ આપે છે, તે જે પ્રમાણે પારસમણિનો સ્પર્શ થતાંવેત જ લોખંડનાં કલંક અને રંગ બદલાઈ જાય છે, તે પ્રમાણે કર્મનુ કર્તૃત્વાભિમાન અને કર્મફલેચ્છા, આ બન્ને વસ્તુઓનો ત્યાગ કરવાથી રાજસ અને તામસ, એ ઉભય ત્યાગ લુપ્ત થઈ જાય છે. પછી શુદ્ધ સત્ત્વથી આત્મબોધનો પ્રકાશ થઈ જેમ સંધ્યાકાળે મૃગજળ આપોઆપ વિલય પામે છે અથવા આકાશ ( પોલાણ ) જેમ કોઈ દિશામાં દેખાતુ નથી, તે પ્રમાણે જ્ઞાનની સમક્ષ જગતનો પ્રચંડ મિથ્યાભાસ દૃષ્ટિગોચર થતો નથી. ( ૨૧૧ )

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

જે કામ્યકર્મનો દ્વેષ કરતો નથી અને પુણ્યકર્મમાં આસક્ત થતો નથી,

તે શુદ્ધ ચિત્તવાળો બુદ્ધિમાન ત્યાગી સંશયરહિત થઈને મુક્ત થાય છે. ૧૦

એટલા માટે પૂર્વકર્માનુરોધે કાંઈ સારાંમાઠાં કર્મો પ્રાપ્ત થાય, તે જેમ આકાશમાં અભ્રો ઉત્પન્ન થઈને લય પામે છે, તે પ્રમાણે હે અર્જુન ! તેની દૃષ્ટિમાં સર્વ કર્મો નિર્દોષ હોય છે અને તેથી જ તે દ્વારા ઉત્પન્ન થનારાં સુખદુઃખોની ખટપટમાં તે પડતો નથી. જે પ્રમાણે જાગ્રત થયા પછી સ્વપ્નમાં જોયેલી વસ્તુ વિષે કોઈ સુખદુઃખ માનતું નથી, તે પ્રમાણે આ શુભ અથવા આ અશુભ, એવી શંકા તેના મનમાં આવતી જ નથી; એટલા માટે હે અર્જુન ! જેના યોગથી આ કર્મ અને હું એનો કર્તા એવો દ્વૈતભાવ અવશિષ્ટ રહેતો નથી, તેને સાત્ત્વિક ત્યાગ કહેવામાં આવે છે. હે પાર્થ ! આ પ્રકારે કર્મનો ત્યાગ કરવામાં આવે, તો જ કર્મો પૂર્ણતાથી આપણને છોડી જાય છે; પણ એથી વિરુદ્ધ જો અન્ય પ્રકારે કર્મોનો ત્યાગ કરવામાં આવે, તો કર્મો સૌમાં વધારે જ બંધનમાં નાખે છે. (૨૧૭)

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

જે જે દેહધારી છે, તેનાથી સર્વથા કર્મનો ત્યાગ થવો તો અશક્ય જ છે, એટલા માટે જે માત્ર કર્મના ફળનો ત્યાગ કરે છે, તેને જ ખરો ત્યાગી કહેવામા આવે છે. ૧૧

માટે હે અર્જુન ! જે દેહધારી હોવા છતાં પણ કર્મ કરવામાં કંટાળો માને છે, તે મૂર્ખ છે. મૃત્તિકાથી કંટાળવાથી ઘટની શી સ્થિતિ થશે, વારુ ? અને વસ્ત્રથી તંતુનો સંબંધ શી રીતે તોડી શકાશે ? પ્રકટેલો અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરી શકશે કે ? દીપક પોતાની પ્રભાનો ત્યાગ કરી શકશે કે ? હિંગને કદાપિ પોતાની ઉગ્ર ગંધનો કંટાળો આવે, તોપણ તે બીજી સારી સુગંધ ક્યાંથી લાવી શકે ? પાતળાપણું છોડી દઈને પાણી ક્યાં રહી શકે એમ છે ? એ જ પ્રમાણે મનુષ્ય જ્યાં સુધી શરીરની અવસ્થામાં વિહાર કરે છે, ત્યાં સુધી તેની કર્મ-ત્યાગની ઘેલછા લેશમાત્ર પણ ઉપયોગી થઈ શકતી નથી અર્થાત્ તે વૃથા જ છે. કપાળ ઉપરના 'તિલકને ભૂંસી પણ શકાશે અને બનાવી પણ શકાશે; પરંતુ કપાળને કાંઈ બનાવી કે મટાડી શકાશે ? તે પ્રમાણે જે વિહિત કર્મોનો આપણે આરંભ કર્યો છે, તેમનો પણ જો ત્યાગ કરવા ધારીશું, તો કરી શકીશું; પરંતુ જે કર્મ શરીરરૂપ જ બની રહ્યું છે, તે કર્મનાં ગ્રહણ કે ત્યાગ કેવી રીતે કરી શકાશે ? મનુષ્ય ઊંઘતો હોય છે, ત્યારે પણ શ્વાસોચ્છ્વાસરૂપે કર્મ તો થાય છે; અર્થાત્ આપણે

પ્રયાસ ન કરીએ તોપણ કર્મ તો આપોઆપ થયા જ કરે છે. આ શરીરના નિમિત્તથી (શરીરસ્વરૂપે) કર્મ તો આપણી પૂઠે લાગ્યાં છે જ અને જીવત કે મૃત દશામાં પણ તેમનાથી છૂટકો થનાર નથી જ. આ કર્મોનો ત્યાગ કરવાનો માત્ર એક જ માર્ગ છે; કેમકે કર્મ કરવા છતા ફલેચ્છાને આધીન થવું જ નહિ. કર્મના ફળ ઈશ્વરને અર્પણ કરવામાં આવ્યાં, એટલે તેમના પ્રસાદથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને રજ્જુનું યથાર્થ જ્ઞાન મળવાથી જેમ સર્પની શકા દૂર થાય છે, તે પ્રમાણે આત્મબોધથી અજ્ઞાન સહિત કર્મનો નાશ થાય છે. હે પાર્થ! જ્યારે કર્મનો આ રીતે ત્યાગ કરવામા આવે છે, ત્યારે જ તે ખરો ત્યાગ કહેવાય છે; માટે જગતમા જે સાત્ત્વિક ત્યાગરૂપી કૌશલ્ય-પૂર્વક કર્મ કરે છે, તેને હુ કર્મત્યાગી માનું છું. બાકી રોગીને મૂર્છા આવે, તો તેને વિશ્રાતિ મળી એમ લોક સમજે છે અને જયેષ્ટિકા-પ્રહારને બદલે જેમ મુક્કીનો માર સહન કરવામાં આવે, તેમ જે કર્મ કરતાં કંટાળે છે, તે વિશ્રાંતિને નામે અન્ય કર્મનો જ આરંભ કરે છે. અસ્તુ. ત્રણે લોકંમા ત્યાગી તે જ છે કે, જેણે કર્મફળના ત્યાગ દ્વારા કર્મને નિષ્કર્મતાની સ્થિતિ પ્રાપ્ત કરાવી છે. (૨૩૨)

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

અનિષ્ટ, ઇષ્ટ અને ઇષ્ટાનિષ્ટ–એવાં ત્રણ પ્રકારનાં કર્મનુ ફળ, કર્મફળનો ત્યાગ ન કરનારને મરણ પછી પ્રાપ્ત થાય છે, પરતુ કર્મફળનો ત્યાગ કરનારા સન્યાસીઓને આ ત્રણે ફળની કદાપિ પ્રાપ્તિ થતી જ નથી. ૧૨

બાકી આમેય અકર્મની યોગ્યતા નહિ આણેલી હોય છતા હે અર્જુન! કર્મફળ ત્રણ પ્રકારનાં છે અને જેઓ કર્મફળની આશાને છોડતા નથી, તેમને તે ભોગવવાં જ પડે છે. પોતે કન્યાના જન્મનું કારણ હોવા છતાં પણ 'તે મારી નથી' એમ બોલી પિતા જ્યારે કન્યાદાનનું પાણી મૂકે છે, ત્યારે તેની તે કન્યા પરની માયા છૂટી જાય છે અને તેનો જમાઈ પેલી કન્યાના માયાપાશમાં સપડાય છે. જેઓ વિષનો (વચ્છનાગ વગેરેનો) વ્યાપાર કરે છે, તેઓ તેને વેચી તેના પર નફો મેળવી આનંદથી કાળક્રમણ કરે છે અને જેઓ તેનુ સેવન કરે છે, તેઓ પોતે દ્રવ્ય ખર્ચવા છતાં મરણને જ પામે છે; તે જ પ્રમાણે ભલે કર્તૃત્વાભિમાન ધરીને કર્મ કરો અથવા હું કર્તા નથી, એમ સમજી ફલાશા ત્યજીને કર્મ કરો; પરંતુ કર્મ તો ઉદાસીન ભાવે ત્યા હોય છે જ. અર્થાત્ કર્મ કરવાની ક્રિયા બધ પડતી નથી. માર્ગમાં

વૃક્ષનાં પાકાં ફળની જે ઇચ્છા કરે છે, તેને જ તે ઇચ્છા બંધનકર્તા થાય છે; તે પ્રમાણે કર્મફળની ઇચ્છા રાખનારને જ બાધક થાય છે; પરંતુ કર્મ કરવા છતાંય જે કોઈ કર્મફળની ઇચ્છા કરતો નથી, તે જન્મ-મૃત્યુના સપાટામાં સપડાતો નથી; કારણ કે આ ત્રણ પ્રકારનું જગત કર્મનું જ ફળ છે. દેવ, મનુષ્ય અને સ્થાવર, એને જ જગત કહેવામાં આવે છે અને આ ત્રણે પ્રકાર કર્મફળના જ છે. તે જ કર્મના એક અનિષ્ટ (પ્રતિકૂળ), એક કેવળ ઇષ્ટ (અનુકૂળ) અને એક ઇષ્ટાનિષ્ટ (મિશ્ર) એવા ત્રણ પ્રકાર છે. વિષયાસક્ત મનુષ્ય વિધિનો ત્યાગ કરીને નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત થતો હોવાથી કૃમિ, કીટ અથવા મૃત્તિકા, એવા અધમ કોટિના દેહને પ્રાપ્ત થાય છે; તેને 'અનિષ્ટ' કર્મફળ કહેવામાં આવે છે. સ્વધર્મને માન આપી પોતાના અધિકારાનુરૂપ વેદમાં નિર્દિષ્ટ કરેલાં સુકૃતનું જ્યારે આચરણ કરે છે, ત્યારે હે અર્જુન ! તેને ઇંદ્રાદિક દેવતાનો દેહ પ્રાપ્ત થાય છે; તે કર્મફળને પુણ્યકર્મ 'ઇષ્ટ' કહેવામાં આવે છે અને મિષ્ટ તથા ખાટા રસને એકત્રિત કરવાથી જે પ્રમાણે એ ઉભયથી શ્રેષ્ઠ એવા ભિન્ન આસ્વાદનો મધુર રસ ઉત્પન્ન થાય છે, અથવા પ્રાણવાયુ યોગાભ્યાસથી કુંભક થાય છે; તે પ્રમાણે સત્ય અને અસત્યનું ઐક્ય થતાં તે ઉભય જિતાય છે; માટે શુભ અને અશુભ કર્મો સમભાગે મળી જે કાર્ય ઘડાય છે, તેનું મિશ્ર ફળ મનુષ્યદેહની પ્રાપ્તિ છે. આવું આ જગતમાં ત્રણ પ્રકારનું કર્મફળ છે અને જે આ કર્મફળની આશા ત્યજતા નથી, તે જન્મ-મૃત્યુના ચક્રમા સપડાય છે. જે જમનારને જિહ્વાથી સહન ન કરી શકાય તેવા તીખા પદાર્થો ખાઈને સંતોષ થાય છે, તેને તેમના યોગના પરિણામે અવશ્ય મરણ જ પ્રાપ્ત થાય છે; જ્યાં સુધી અરણ્યપ્રદેશ આવ્યો નથી, ત્યાં સુધી જ શાહુ-ચોરની મૈત્રી રૂડી હોય છે; અથવા તો વેશ્યાની સાથે જ્યાં સુધી સમાગમ થયેલો હોતો નથી, ત્યાં સુધી જ તેની સાથેની મૈત્રી સારી હોય છે; તે પ્રમાણે મનુષ્યદેહમાં (જીવ) હોય, ત્યાં સુધી કર્મો કરીને કર્તાપણાનું અભિમાન ધરાવતા હોય છે; પરંતુ અંતે મરણ પછી તેનાં ફળ ભોગવવાં જ પડે છે. જેવી રીતે કોઈ શ્રીમંતની પાસેથી એકવાર કર્જ (ઋણ) કાઢ્યુ હોય, તો પછી તે જો ઋણકર્તાની કોઈ પણ વસ્તુની માગણી કરે તોય જેમ ના પાડી શકાતી નથી; તે પ્રમાણે પ્રાણીમાત્રને કર્મનું ફળ ભોગવવું જ પડે છે (કર્મ ફળ ટળતું નથી). કણસલાંમાંથી દાણો નીચે પડીને ઊગ્યો એટલે પુનઃ તેમાં જેમ કણસલાં આવે છે અને

દાણા ભૂમિ પર પડ્યા એટલે પુનઃ તે દાણાના કણસલાં અને કણસલાંના દાણા થવાનો ક્રમ આરંભાય છે; તે જ પ્રમાણે ઉપભોગનું જ ફળ જે શરીર, તે ફળના અંતમાં જન્મ ધારણ કરે છે. જેવી રીતે માર્ગે ચાલનાર મનુષ્ય એક પછી એક પગલુ ભરીને વાટને જીતી લે છે (સમાપ્ત કરે છે). નૌકા એક કિનારેથી બીજે કિનારે જાય એટલે તેને દરેક કિનારો આણી ગમનો જ હોય છે, કારણ કે દરેક કિનારે આવતાં તેના માટે બીજો (પેલી ગમનો) કિનારો તો કાયમ જ હોય છે; એકથી કિનારે જવુ–આવવુ જ પડે છે, તે જ પ્રમાણે કર્મ અને તેના ફળના ઉપભોગનો પણ અત નથી જ. સાધ્ય અને સાધનના ક્રમથી ફળ અને ફળોપભોગની વૃદ્ધિ થયા જ કરે છે અને ફળેચ્છાનો ત્યાગ ન કરનાર આ પ્રમાણે સસારમા વીટળાતા જાય છે. (૨૫૬)

બાકી તો જૂઈનુ પુષ્પ પ્રફુલ્લિત થતાંની સાથે જ તત્કાળ જેમ સુકાઈ જાય છે, તે પ્રમાણે કર્મનો પ્રારભ કર્યા છતાં કેવળ અભિમાનને ત્યાગીને તે ન કર્યા પ્રમાણે જેઓ ફળથી અલિપ્ત હોય છે; બીજ માટે રાખેલુ ધાન્ય જો નિત્યના આહારમાં ખાઈ નાખવામા આવે, તો પછી જેમ વાવવાનું કાર્ય બધ પડે છે, તે પ્રમાણે ફળના ત્યાગથી કર્મના યોગે પ્રાપ્ત થનારા જન્મ–મૃત્યુ ટળી જાય છે. શુદ્ધ સત્ત્વની સહાયથી ગુરુકૃપારૂપી અમૃતના તુષાર વડે શુદ્ધ થયેલા આત્મબોધથી દ્વૈતનું દૈન્ય નષ્ટ થાય છે એટલે પછી જે ત્રણ પ્રકારનાં ફળ દ્વારા સર્વ જગતની ઉત્પત્તિ થાય છે, તે પોતાની મેળે જ નાશ પામી, ભોક્તા અને ભોગ્ય વસ્તુ પણ એની મેળે જ લય થઈ જાય છે. હે વીરેશ! જેમના હાથે એવા પ્રકારે કર્મનો જ્ઞાનપ્રમુખ સન્યાસ થાય છે, તેમને જ ફળોપભોગથી થનારું દુઃખ વેઠવું પડતું નથી. અર્થાત્ તે ફળના ભોગ દ્વારા થતા દુઃખથી મુક્ત થાય છે અને સન્યાસના યોગથી દૃષ્ટિ ખરેખર આત્મસ્વરૂપમા કદી પહોચી જાય છે, ત્યારે તેને કર્મ ભિન્ન દેખાતું જ નથી. ચિત્રિત ભીંત પડી જતાં ચિત્રો પણ તેની સાથે માટીમા મળી જાય છે, અથવા પ્રકાશનો વિસ્તાર થતાં અધકાર દેખાતો જ નથી. જો આકૃતિ જ ન હોય, તો છાયા પડે જ શાની વારુ? આરસી જ ન હોય, તો પછી આપણા મુખનું પ્રતિબિબ શામાં દેખાય? નિદ્રાની સમાપ્તિ થતા સ્વપ્ન કેમ કરીને લાધે? અને પછી તેને સત્ય કે અસત્ય પણ કોણ કહેશે? એ જ પ્રમાણે કર્મફળનો સંન્યાસ કરવાથી મૂળની અવિદ્યાને જ આશ્રય મળતો નથી, એટલે પછી તેનાથી ઉત્પન્ન થનારાં ફળનો ઉપભોગ આપશે કોણ અને લેશે

કોણ ? અર્થાત્ સંન્યાસ કર્યો પછી કર્મની વાત જ બોલી શકાતી નથી. પરંતુ જો આપણા પોતાના દેહમાં અજ્ઞાનનો નિવાસ હોય, જ્યારે કર્તૃત્વાભિમાનના બળથી આત્મા સારાંમાઠાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે અને દૃષ્ટિ પણ જ્યારે ભેદના પ્રાબલ્યવાળી હોય; ત્યારે હે સુજ્ઞ અર્જુન ! આત્મા અને કર્મમાં પૂર્વ અને પશ્ચિમની પેઠે દ્વૈત વિશેષ હોય છે અથવા જેમ આકાશ અને અભ્ર, સૂર્ય અને મૃગજળ, પૃથ્વી અને વાયુ, આદિમાં કદાચિત્ પરસ્પર સંબંધ દેખાય છે, તોપણ તેઓ અતિ દૂર છે; જેમ નદીમાંનો ખડક જોકે નદીના પાણીથી ઘેરાયલો રહે છે, તોપણ પાણી અને તેની વચ્ચે મોટું અંતર રહેલું હોય છે; પાણીની સપાટી પર શેવાળ (લીલ) તરતી પાણીથી ભિન્ન જ હોય છે; કાજળને દીપકની સાથે સંબંધ હોવા છતા કાજળને દીપક કહી શકાય તેમ નથી જ; જોકે ચંદ્રને કલંક લાગેલું છે, તોપણ તેને ચંદ્રની સાથે જેમ ઐક્ય નથી, તે જ પ્રમાણે દૃષ્ટિ અને નયનની વચ્ચે જેટલો ભેદ રહેલો છે, અથવા વાટ અને વટેમાર્ગુ, ઓઘ અને પાણી, આરસી અને આરસીમાં મુખાવલોકન કરનારા મનુષ્ય વચ્ચે જેટલો અંતરાય (ભેદ) રહેલો છે, તેટલા જ પ્રમાણમા આત્માથી કર્મ ભિન્ન છે; છતાં હે અર્જુન ! અજ્ઞાનને લીધે તે ઉભય એક જ છે એમ ભાસે છે. જેમ સરોવરમાંનાં કમળો પોતાની પ્રફુલ્લતાથી સૂર્યોદય થયો છે એમ દર્શાવે છે અને પોતાનામાં રહેલા મકરંદનો ભ્રમરો પાસે ઉપભોગ લેવડાવે છે, તેવી જ રીતે આત્મામાંનાં કર્મો અન્ય કારણોથી વારંવાર ઉત્પન્ન થાય છે. તે કારણો પાંચ છે અને તેમનાં લક્ષણો તને કહુ છું. (૨૭૭)

**पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**साङ्ख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

હે મહાબાહો અર્જુન' સર્વ કર્મોની સિદ્ધિ માટે કર્મની જેમાં સમાપ્તિ થાય છે, તે વેદાંતશાસ્ત્રના સિદ્ધાતમા આ પાચ કારણો કહેલાં છે, તે હુ કહુ છું, તે સમજી લે. ૧૩

'તે પાંચ કારણોને તું પણ કદાચ જાણતો હોઈશ; કારણ કે તેમનું શાસ્ત્રોએ મુક્તકંઠે વર્ણન કર્યું છે. તે વેદરૂપી રાજાની રાજધાનીમાં સાંખ્યવેદાંતરૂપ મંદિરમાં નિરૂપણરૂપી નોબતથી પ્રસિદ્ધ છે; કારણ કે સર્વ કર્મોની સિદ્ધિ થવા માટે આ જગતમાં એ કારણો જ મુખ્ય અને આવશ્યક છે છતાં તેમાં આત્માને કારણભૂત માનીશ નહિ. હે અર્જુન ! આવી દાંડી પીટવાથી તેમની ચારે તરફ પ્રસિદ્ધિ થયેલી છે અને એટલા માટે તું પણ એમને જાણી લે-વખતે કોઈ એમનો તને પણ ઉપયોગ

થઈ પડશે; અને મારા જેવું જ્ઞાનરૂપી રત્ન તારા હાથમાં આવ્યું છે, તો અન્યના મુખથી તારે એ વાત સાંભળવી પડે, એવી અડચણ તારે શા માટે વેઠવી જોઈએ વારુ? આપણી સન્મુખ આરસી હોય તો પછી, 'મારું મુખ કેવું દેખાય છે તે કહો તો!' એવી વિનતિ બીજાને શા માટે કરવી જોઈએ? ભક્ત જે ભાવથી જે સ્થળે મને જોવા ઇચ્છે, ત્યા તે વસ્તુ હુ બની જાઉ છું. આજે હુ તારું રમકડું બની ગયો છું (તને હસ્તગત થયો છુ).' એવી રીતે પ્રેમના પ્રવાહમા પોતે શું બોલી ગયા, એનુ દેવને સ્મરણ રહ્યું નહિ અને બીજી તરફ અર્જુન પણ આનંદમા નિમગ્ન થઈ ગયો. પૂર્ણિમાના ચદ્રપ્રકાશમાં સોમકાંતમણિનો ડુગર હોય, તો તે પીગળીને સરોવર બની જાય છે, તે જ પ્રમાણે સુખ અને અનુભવરૂપ પડદાનો લોપ થવાથી કેવળ સુખ જ અર્જુનની આકૃતિમા દેખાવા લાગ્યું; એટલે પછી દેવ સમર્થ હોવાથી તેમને સ્મરણ થતા તેમણે સુખના સમુદ્રમાં ડૂબનારા અર્જુનને ઉપર ખેંચી કાઢ્યો. અર્જુન જેવો મહાન પુરુષ પણ બુદ્ધિના પ્રસાર સહિત ડૂબવા લાગ્યો, એટલી બધી પ્રેમની ભરતી આવેલી હોવા છતાં તેને એક બાજુએ ખસેડીને દેવ કહેવા લાગ્યા કે, 'હે પાર્થ! તું તારુ પોતાનુ સ્વરૂપ જોઈને શુદ્ધિમા આવ' એટલે નિઃશ્વાસ નાખીને અર્જુને ડોકું હલાવ્યુ અને તે બોલ્યો કે, 'હે પ્રભો! જે હું તમારા સાંનિધ્ય(દ્વૈતભાવ)થી ત્રાસ પામીને આજે આપના ઐક્યને મેળવવા ઇચ્છું છું, તે મારુ જો તમે પ્રેમથી કૌતુક કરતા હો, તો પછી મને જીવદશામા શા માટે આણો છો?' (૨૯૨)

એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે, 'અરે ગાંડા! તને હજી એટલું પણ ભાન નથી કે, ચદ્ર અને તેની પ્રભાનો કદાપિ વિયોગ થતો જ નથી? અને આમ બોલીને તને હું જે ભીતિ દર્શાવું છું, તેથી તું રિસાય છે; એટલે મારા મનમાં પ્રેમનો વધારે ઉમળકો આવે છે–આનું કારણ પ્રીતિ છે. આ સ્થળે એકબીજાના સકેતથી જે પરસ્પર બોલવું થાય છે, તે જ આપણા સંરક્ષણનું કારણ છે; એટલા માટે આ વિષયના વાદવિવાદને હવે પૂરા કરો. ત્યારે હે અર્જુન! ભલા હું શું કહેતો'તો સર્વ વસ્તુઓ આત્માથી ભિન્ન છે એમ જ ને?' ત્યારે અર્જુને કહ્યું: 'હે દેવ! મારા મનનો અભિપ્રાય કહી સંભળાવવાનો હવે આપે પોતાની મેળે જ આરભ કર્યો છે. સર્વ કર્મોના કારણભૂત એવાં પાચ કારણો મને કહી સંભળાવવાની આપે જે પ્રતિજ્ઞા કરી હતી અને કર્મોની સાથે આત્માનો કશો પણ સંબંધ નથી એમ જે આપ બોલ્યા

હતા, તે મારી પ્રિય વસ્તુઓ મને કહી સંભળાવો.' અર્જુનનાં આ વચનો સાંભળી ભગવાન અતિ સંતુષ્ટ થઈ બોલ્યા : 'આ વિષે તું આગ્રહનું સેવન કરે છે, માટે આવો પૃચ્છક મને બીજો ક્યાં મળે એમ છે? માટે હે અર્જુન! તને ખરેખરો સિદ્ધાંત કહી સંભળાવું છું; કારણ કે હું તારો ઋણી છું, તેથી તારી આગળ સવદા અવનત મસ્તકે જ ચાલું છું.' ત્યારે અર્જુન બોલ્યો : 'હે દેવ! આપ પાછલી વાતના અભિપ્રાયને ભૂલી ગયા કે શું? આપ 'હું અને તું' એવો દ્વૈતભાવ આપના કથનમાં શા માટે આણો છો?' (૩૦૨)

ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, ઠીક, ત્યારે હવે મેં તને જે વાત કહેવાનો પ્રારંભ કર્યો હતો તે કહું છું, તે સાવધાન ચિત્તે સાંભળ. હે ધનુર્ધર! ખરેખર, સર્વ કર્મોની ઉત્પત્તિ પરસ્પર આ પાંચ સાધનો દ્વારા બારોબાર જ થયા કરે છે અને જે આ પાંચ કારણના યોગે કર્મનો વિસ્તાર થાય છે, તે જ પાંચ કારણો તે કર્મના હેતુરૂપે હોય છે. એ વિષયમાં આત્મા તો ઉદાસીન જ હોઈને કર્મનું નિમિત્તકારણ વા ઉપાદાનકારણ તે હોતો નથી; અથવા તો તે કર્મનો સહાયક પણ બનતો નથી. તેના વડે શુભ કે અશુભ કર્મો એવી રીતે થાય છે કે, જેમ રાત્રિ અને દિવસ આકાશમાં ઉત્પન્ન થાય છે; છતાં આકાશ તો તેમનાથી ભિન્ન જ હોય છે; પાણી અને તેજ દ્વારા ઉત્પન્ન થતી વરાળનો વાયુની સાથે સંબંધ થાય છે. એટલે તે આકાશમાં જાય છે અને તેનાં અભ્રો બને છે; પરંતુ આકાશને તો જેમ એ વાતની જરા પણ ખબર હોતી નથી; અનેક કાષ્ઠોને એકઠાં કરી તૈયાર કરવામાં આવેલી નૌકાને નાવિક વાયુના જોરથી પાણીની સપાટી પર ચલાવે છે; પરંતુ તે સ્થાને ઉદક પોતે કાંઈ પણ ક્રિયા નહિ કરતાં કેવળ સાક્ષીભૂત જ રહે છે; કિંવા માટીનો પિંડો ચક્ર પર મૂકી દાંડા વતી ચક્ર ફેરવવામાં તે ગોળાનું મૃત્તિકાપણું જઈ વાસણ તૈયાર થાય છે; ત્યારે હવે એ સ્થળે કુંભારની કળા વિના વાસણને કેવળ આધાર ઉપરાંત પૃથ્વીની બીજી કઈ સાહ્ય મળે છે, એનો તું વિચાર કર. જગતમાં લોકોના સર્વ વ્યાપાર સૂર્યપ્રકાશથી ચાલતા હોવા છતાં પણ જેમ સૂર્ય તેમનાથી અલિપ્ત જ હોય છે, તે જ પ્રમાણે પાંચ કારણોના મળવાથી સર્વ કર્મરૂપી લતાઓની રચના થાય છે અને આત્મા તો ભિન્ન જ હોય છે. હવે તે જ પાંચ કારણોનું ભિન્ન ભિન્ન ઉત્તમતાથી વર્ણન કરી સંભળાવું છું. મોતી જેવી રીતે વજન કરી (તોળીને) લેવા પડે છે (તેમ વજનદાર મોતીઓ જેવી ઉત્તમ વસ્તુઓ જ હું તને કહી

સાંભળાવું છું). (૩૧૪)

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥

અધિષ્ઠાન એટલે આધારભૂત શરીર તેમ જ કર્તા એટલે જીવ, કારણ એટલે જુદી જુદી ઇંદ્રિયો, પ્રાણાપાનાદિ વાયુના નાના પ્રકારના વ્યાપાર અને દૈવ અર્થાત્ ઇંદ્રિયોના દેવતા–આ પાંચ કારણો છે. ૧૪

હવે કર્મના પાંચ કારણોનાં સર્વ યથાર્થ લક્ષણો હું તને કહું છું, તે તું સાંભળ. દેહ એ પ્રથમ કારણ છે. આ દેહને અધિષ્ઠાન કહેવાનું પ્રયોજન એ જ છે કે, ભોગ્ય જે વિષય તે સાથે ભોક્તા એમાં રહે છે. ઇંદ્રિયોરૂપી દશ હાથો વડે રાત્રિ–દિવસ કષ્ટ સહન કરી પ્રકૃતિના યોગથી જે સુખ-દુઃખો ઉત્પન્ન થાય છે, તે ભોગવવા માટે મનુષ્યને અન્ય સ્થળ જ નહિ હોવાને લીધે દેહને જ અધિષ્ઠાન કહેવામાં આવે છે. એ દેહ એ ચોવીસ તત્ત્વોનું વસતિસ્થાન હોઈ, બંધન અને મોક્ષની વાટાઘાટ પણ એમાં જ થાય છે, વધારે શું કહુ! એ જ જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિનું મુખ્ય ગૃહ છે; માટે હે ધનંજય! આ દેહને 'અધિષ્ઠાન' એ નામ યોગ્ય જ છે.

હવે કર્મનું બીજું કારણ કર્તા છે અને એને ચૈતન્યનું પ્રતિબિંબ અર્થાત્ જીવ કહેવામા આવે છે. આકાશમાંથી મેઘવૃષ્ટિ થયા પછી પૃથ્વી પર તેના ખાબોચિયા થાય છે અને પછી તેમા આકાશનું જ પ્રતિબિબ પડતા જે પ્રમાણે તે પ્રતિબિંબ તેના જ આકારનું હોય છે, અથવા જેમ નિદ્રાના પ્રાબલ્યથી રાજા પોતાનુ ઐશ્વર્ય વીસરી જઈ સ્વપ્નમા પોતે ભિક્ષુક થયો છે એવી પ્રતીતિ કરે છે; તે જ પ્રમાણે ચૈતન્ય પોતાનુ સ્વરૂપ વીસરી જઈ 'દેહ જ હું છુ' એમ માની દેહરૂપે પ્રગટ થાય છે. જે દેહમા આત્મસ્વરૂપ વિસારે પડે છે, ત્યાં ચૈતન્ય 'જીવ'ના નામથી પ્રસિદ્ધ છે અને તે જીવે દેહને અભય-વચન આપેલુ હોય છે. દેહ દ્વારા જે જે કર્મો થાય છે, તે તે હું જ કરુ છુ, એમ એ જીવ ભ્રમથી કહે છે, તેથી જીવને કર્તા કહેવામાં આવે છે.

પછી દૃષ્ટિ એક જ હોવા છતા તે પાંપણના કેશને લીધે ચમ્મર-ના વાળોની પેઠે ભિન્ન દેખાય છે, અથવા ઘરમા રહેલો એક જ દીપક ઝરૂખામાથી જોતાં જે પ્રમાણે અનેકરૂપે દેખાય છે; અથવા એક જ પુરુષ શૃંગાર, વીર, કરુણા ઇત્યાદિ નવ રસોના આવિર્ભાવ દર્શાવવા લાગે, એટલે જે પ્રમાણે તે નવ પ્રકારનો દેખાવા લાગે છે;

તે પ્રમાણે બુદ્ધિનું એક જ જ્ઞાન નેત્રાદિ ઇંદ્રિયો દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારે બહાર આવે છે. હે નૃપનંદન! તે જુદી જુદી ઇંદ્રિયો કર્મોનું ત્રીજું કારણ છે. (૩૩૧)

પૂર્વ કે પશ્ચિમ માર્ગથી વહી આવતી નાની નદીઓ, મોટી નદીઓને જઈ મળ્યા પછી તો તેમનું પાણી એકરૂપ જ બની જાય છે; તે જ પ્રમાણે, રજોગુણની કર્તૃત્વશક્તિ કે જે સંપાદન કર્યા વિના પ્રાણવાયુમાં મૂળથી જ રહેલી છે, તે જુદા જુદા અવયવોમાં જુદી જુદી દેખાય છે. જ્યારે તે વાચા દ્વારા બહાર પડે છે, ત્યારે તેને આપણે વાણી કહીએ છીએ અને હાથ દ્વારા બહાર પડે છે, ત્યારે તેને આપણે આપવા લેવાનો વ્યાપાર કહીએ છીએ; તે પગ દ્વારા બહાર આવે, ત્યારે તેને ગતિ કહીએ છીએ અને મળ-મૂત્ર દ્વારા બહાર પડે છે, ત્યારે ક્ષાલન કહીએ છીએ. નાભિથી હૃદય પર્યંત તે શરીરમાં ૐકારની વૃદ્ધિ કરે છે, ત્યારે તેને પ્રાણ કહીએ છીએ. પછી ઉપરના ભાગ તરફ જે શ્વાસોચ્છ્‌વાસ જાય છે, તે જ શક્તિને ઉદાન (કંઠસ્થ વાયુ) એવું નામ પ્રાપ્ત થાય છે; અને તે જ શક્તિ જ્યારે ગુદા દ્વારા બહાર પડે છે, ત્યારે તેને અપાન (ગુદસ્થ વાયુ) એ નામ પ્રાપ્ત થાય છે અને તે જ્યારે સર્વ શરીરમાં વ્યાપી જાય છે, ત્યારે તેને વ્યાન (શરીરસ્થ વાયુ) કહેવામાં આવે છે. ભક્ષણ કરેલાં અન્નનો રસ સમસ્ત શરીરમાં પ્રસારી જે સર્વ સાંધાઓમાં ભરાઈને રહેલો હોય છે; હે અર્જુન! આ પ્રમાણેની ક્રિયાઓ કરનાર શક્તિને જ સમાન અર્થાત્‌ (નાભિસ્થ વાયુ) કહેવામાં આવે છે અને બગાસાં, છીંક, ઓડકાર વગેરે વાયુના જે વ્યાપાર થાય છે, તે નાગ, કૂર્મ, કૂકર, દેવદત્ત, ધનંજય ઇત્યાદિ ઉપપ્રાણના વ્યાપાર છે. હે સુભટ! આ પ્રમાણે એ સર્વ વ્યાપાર વાયુના જ છે; પરંતુ સૌસૌના વર્તન પ્રમાણે તેમનાં નામ બદલાય છે. આ પ્રમાણે પોતપોતાના વ્યાપારથી જે વાયુની શક્તિ ભિન્ન ભિન્ન થાય છે, તે કર્મનું ચોથું કારણ છે, એમ તું સમજ. (૩૪૩)

શરદઋતુ સમાન ઉત્તમ ઋતુ હોય, તેમાં વળી ચંદ્રોદય થાય અને તેમાં પૂર્ણિમાનો યોગ આવી મળે; અથવા જેમ વસંતઋતુ હોય અને ઉત્તમ ઉદ્યાન હોય અને તે ઉદ્યાનમાં પ્રિયતમાનો સગમ થાય અને તે સંગમમાં વળી અન્ય સર્વ અનુકૂળ સામગ્રી (ફૂલની માળા, ચંદન ઇત્યાદિ) મળી આવે; અથવા હે અર્જુન! કમળ હોય અને તે પ્રફુલ્લ થાય અને પછી તેમાં પુષ્પરેણુનો ઉદ્‌ભવ થાય; કોઈ એક

મનુષ્યની વાણીમાં કવિત્વ હોય અને વળી તેની કવિતામાં રસિકતા હોય તથા તે રસિકતામાં આત્મતત્ત્વની પૂર્ણતા આવે; તે જ પ્રમાણે સર્વ વૃત્તિના ઐશ્વર્યથી યુક્ત જે બુદ્ધિ, તે ઉત્તમ પ્રકારની હોય, તેને સર્વ ઇંદ્રિયો અનુકૂળ હોય અને સર્વ ઇંદ્રિયોને ભૂષણ આપનારો તેમના દેવતાઓનો સમુદાય પણ તેમને અનુકૂળ હોય; અર્થાત્ ચક્ષુરાદિ દશે ઇંદ્રિયો પ્રત્યે સૂર્યાદિ દેવમંડળની અનુકૂળતા હોય, તે દેવોનો સમુદાય આ કર્મનું પાચમું કારણ છે. દેવ કહે છે: હે અર્જુન! સમજ્યો કે? આ પ્રમાણે તારી બુદ્ધિ ગ્રહણ કરી શકે એવી રીતે કર્મનાં પાંચ પ્રકારનાં કારણો તને કહ્યાં. હવે જે હેતુના યોગથી, એ કર્મો થાય છે, તે પાંચ હેતુઓ તને પ્રગટ કરી કહી સંભળાવું છું. (૩૫૩)

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः।**
**न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥१५॥**

મનુષ્ય શરીર, વાણી અને મન દ્વારા, સશાસ્ત્ર કે અશાસ્ત્ર જે કર્મો કરે છે, તેના અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓ છે. ૧૫

વસંતઋતુની પ્રાપ્તિ થતાં તેના યોગથી વૃક્ષોને નવપલ્લવ આવે છે. પલ્લવો આવ્યા પછી પુષ્પસમુદાયનો ઉદ્ભવ થાય છે અને પુષ્પોમાંથી ફળો નિર્માણ થાય છે; અથવા વર્ષાઋતુમા પ્રથમ મેઘ ઉત્પન્ન થાય છે, મેઘમાંથી પર્જન્યવૃષ્ટિ થાય છે અને પર્જન્યવૃષ્ટિ દ્વારા ધાન્યની ઉત્પત્તિ થાય છે; અથવા પૂર્વ દિશામા અરુણોદય થયા પછી સૂર્યોદય થાય છે અને સૂર્યનો પૂર્ણ પ્રકાશ વિસ્તરે એટલે દિવસ થાય છે; તે જ પ્રમાણે હે અર્જુન! મન એ કર્મના સંકલ્પનો હેતુ છે અને સંકલ્પરૂપ થતાં વાચા વડે બહાર પડે છે, પછી વાણીના પ્રકાશથી કર્મની વાટ સ્પષ્ટ દેખાવા માડે છે, એટલે કર્તા કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે. એ વેળાએ શરીરાદિક સર્વ ઇંદ્રિયો કર્મનું કારણ થાય છે, અથવા જેમ લોઢાની એકાદ વસ્તુ તૈયાર કરવાની હોય, તો જેવી રીતે તે લોઢાના હથિયારની મદદથી જ તૈયાર કરવી પડે છે; અથવા તો તંતુના પટમાં તતુને આડા નાખવાથી જેમ તે તંતુ વડે જ કપડું બને છે, જેમ હીરાને હીરા વડે જ પહેલ પાડી શકાય છે, તે પ્રમાણે મન, વાચા અને દેહના કર્મનુ કારણ મન જ છે. આ સ્થળે કર્મનાં શરીરાદિક કારણો, તે જ તેનાં હેતુ શી રીતે થઈ શકે, એવી કદાચ કોઈ શંકા ધરે, તો તેનું નિવારણ સાંભળ. જે પ્રમાણે સૂર્યના પ્રકાશનો હેતુ અને તેનું કારણ સૂર્ય જ છે, અથવા શેરડીનો સાંઠો એ જ શેરડીની વૃદ્ધિનું કારણ છે, અથવા સરસ્વતીની સ્તુતિ કરવાને માટે સરસ્વતીને જ

(વાણીને જ) શ્રમ આપવો પડે છે, અથવા વેદનું મહત્ત્વ વર્ણવવું હોય, તો તે વેદ જ વર્ણવી શકે છે, તેમ જ કર્મનું કારણ શરીરાદિક છે, એ તો સર્વવિદિત જ છે; પરંતુ અહીં શરીર આદિક જ કર્મનો હેતુ પણ છે, એમાં પણ શંકા નથી જ. અને દેહાદિક અધિષ્ઠાનના હેતુ દેહાદિક જ છે, અને જેના યોગે કર્મની ઉત્પત્તિ થાય છે, તે કર્મ જો શાસ્ત્રોક્ત વિધિથી કરવામાં આવે, તો હે ધનંજય! તે પુણ્યકર્મ છે અને તેને જ ન્યાયકર્મ કહેવામાં આવે છે, તેમજ તેનો હેતુ પણ ન્યાય જ છે. જે પ્રમાણે વરસાદનું પાણી ડાંગરને અડકતાં તે જમીનમાં શોષાઈ તો જાય છે જ; પરતુ તેનું ફળ તો ઉત્તમ જ મળે છે, અથવા તો કોઈ એક મનુષ્ય ક્રોધ કરીને ઘરમાથી નીકળ્યો હોય અને સહજ દ્વારકાની વાટે ચઢી જાય, તો તેને ચાલવાનો શ્રમ તો થાય છે; પરંતુ જેમ તેનું એક પણ ડગલું વ્યર્થ જતું નથી, તે જ પ્રમાણે હેતુ અને કારણના યોગથી જે અધકર્મ થાય છે, તે જ જો સશાસ્ત્ર થાય તો તેને જ પુણ્યકર્મ કહેવામાં આવે છે. અથવા તો એક વાસણમાંનું દૂધ બ્રાહ્મણને આપવાથી ખલાસ થાય અને બીજા એક પાત્રમાંનું દૂધ પોતાની મેળે ઊભરાઈને ખલાસ થઈ જાય, તો બન્ને વાસણમાંનું દૂધ ખલાસ તો એકસરખી રીતે જ થાય છે; છતાં ઊભરાઈ ગયેલા દૂધનો સદુપયોગ થયેલો કહેવાશે નહિ; તે જ પ્રમાણે શાસ્ત્રવિધિથી રહિત કર્મ કરવામાં આવે, છતાં તેને વ્યર્થ ગયેલું ન માનવામાં આવે, તો પછી ધાડમાં લૂંટાઈ ગયેલા દ્રવ્યને પણ દાન કર્યાનું કેમ ન કહી શકાય? હે અર્જુન! બાવન અક્ષરરહિત એટલે કે વર્ણમાળા બહારનો કયો મત્ર છે વારુ? અથવા બાવન વર્ણ પૈકી એકનો પણ ઉચ્ચાર ન કરતો હોય, એવો કોઈ મનુષ્ય-પ્રાણી મળી શકે એમ છે ખરું કે? પરતુ હે અર્જુન! જ્યાં સુધી મંત્રનું રહસ્ય સમજવામાં આવતું નથી, ત્યાં સુધી તે બાવન અક્ષરના ઉચ્ચારને મંત્રોચ્ચારની ફળપ્રાપ્તિ થઈ શકતી નથી; તે જ પ્રમાણે કારણ અને હેતુના યોગથી જે સામાન્ય કર્મ થાય છે, તે જ્યારે શાસ્ત્રાનુકૂળ થતું નથી કે હોતું નથી, ત્યારે કર્મ તો થતું જ હોય છે; પણ ભાઈ રે! તે કર્મનું થવું નથી; કિંતુ તે પાપકર્મ હોઈને પાપનો જ હેતુ છે! (૩૭૯)

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

આ પ્રમાણે સર્વ કર્મોના એ પાચ હેતુ હોય છે. એટલા માટે જે મનુષ્ય કેવળ આત્માને જ કર્તા તરીકે નિહાળે છે, તે અજ્ઞાની વેદાંતના સંસ્કારથી શૂન્ય હોવાને લીધે કાંઈ જ જાણતો નથી. ૧૬

હે સુમહિમા! આ પ્રકારે કર્મનાં પાચ કારણોના પાંચ હેતુ છે; તો હવે અહીં આત્મા એ કર્મનુ કારણ છે ખરો કે? જે પ્રમાણે સૂર્ય પોતે વિષય ન બનતાં નેત્રાદિ પાચ ઇંદ્રિયોના વિષયને જ પ્રગટ કરે છે, તે પ્રમાણે આત્મા પોતે કર્મરૂપ ન હોઈને તેના કર્તા પાસે કર્મને કરાવે છે. હે અર્જુન! આરસી અને પ્રતિબિંબ–એ બન્ને પોતે ન થતા જે પ્રમાણે દ્રષ્ટા તે ઉભયને પ્રકાશિત કરે છે, અથવા હે પાંડુસુત! સૂર્ય દિવસ અને રાત્રિને કારણીભૂત હોવા છતાં જેમ તેમનાથી અલિપ્ત હોય છે તે જ પ્રમાણે, જો કે કર્મ આત્માના અધિષ્ઠાનથી જ થાય છે, છતાં તે પોતે કર્મ કે કર્તા જ નથી એમ બતાવે છે. પરંતુ અહંતાના ભ્રમથી જેની બુદ્ધિ 'હુ દેહ છું' એમ નિશ્ચયથી માની બેઠેલી હોય છે, તેના માટે આત્મસ્વરૂપની મધ્યરાત્રિ જ ચાલે છે. જેણે દેહને જ ચૈતન્ય, ઈશ્વર અને બ્રહ્મ માનેલો હોય છે, તેની 'આત્મા જ કર્તા છે' એવી પૂર્ણ બુદ્ધિ હોય છે. 'આત્મા જ કર્મકર્તા છે.' એવો દૃઢ નિશ્ચય પણ જે કરતો નથી, તે ખરેખર દેહને જ કર્મનો કર્તા માને છે; કારણ કે 'હું–આત્મા કર્માતીત હોઈને સર્વ કર્મોનો સાક્ષીભૂત છું,' એવી સ્વસ્વરૂપની વાત તો તે કાનથી પણ કદી સાંભળતો નથી; અર્થાત્ સર્વવ્યાપક જે આત્મા તે દેહ જ છે, એમ તે માને છે. એ પણ ચમત્કાર જુઓ કે ઘુવડ પોતાની આંખો મીચી દઈને દિવસને જ રાત્રિ નથી માનતું કે? જેણે વ્યોમમાંના ખરા સૂર્યને કદી પણ જોયો નથી, તે ખાબોચિયામાના પાણીમા પડેલા પ્રતિબિંબને જ સૂર્ય નથી સમજતો કે? ખાબોચિયામાં પાણી સંચિત થાય, એટલે સૂર્યનો જન્મ થયો એમ તે કહે છે અને તે જ પાણી પવનથી હાલે, એટલે સૂર્યને કંપ થવાનુ જણાવે છે અને ખાબોચિયામાનું પાણી સુકાઈ જાય, એટલે સૂર્યનો નાશ થયો એમ તે સમજે છે. નિદ્રાગ્રસ્ત મનુષ્ય જ્યાં સુધી જાગ્રત થતો નથી, ત્યા સુધી તેને સ્વપ્ન સત્ય ભાસે છે. જેને આ રજ્જુ છે એવું જ્ઞાન હોતું નથી, તે તેને સર્પ સમજીને ભીતિ પામે એમા તે વળી આશ્ચર્ય શું? જ્યાં સુધી કમળો થયેલો હોય છે, ત્યાં સુધી ચંદ્રનો રંગ પીળો જ દેખાય છે. અરે! મૃગો જો મૃગજળથી ભ્રમિત ન થાય, તો પછી કોણ થશે? તે પ્રમાણે તે શાસ્ત્ર અને ગુરુના નામના ઉચ્ચારના વાયુનો પણ પોતાના

હૃદયને સ્પર્શ થવા દેતો નથી; કારણ કે તે મૂર્ખતાથી જ જીવે છે. વાદળાં ચાલતાં હોય છે તે જોઈને શિયાળ ચંદ્ર પર ચાલવાનો આરોપ મૂકે છે; તે જ પ્રમાણે દેહ જ આત્મા છે એવી દૃષ્ટિથી તેણે આત્માને જ દેહરૂપ જાળ નાખેલી હોય છે. પછી હે અર્જુન! તેની આવી સમજથી દેહરૂપી કેદખાનામા તે કર્મની મજબૂત ગાંઠથી બધાય છે. બિચારો પોપટ નલિકા પર બેઠેલો હોય છે, તે 'હું બંધાઈ ગયો છું' એવી દૃઢ કલ્પનાથી પોતાના પગ મુક્ત હોય છે, છતાં પણ પોતાના પંજા વડે નલિકાને પકડી રાખે છે, તેમ નિર્મળ આત્મસ્વરૂપ પર જે દેહે કરેલા કર્મનો આરોપ કરે છે, તે કોટ્યવધિ કલ્પો પર્યંત કર્મમા જ ગૂંથાયલો રહે છે. (૩૯૪)

હવે કર્મ કરવા છતાં પણ જેને કર્મનો સ્પર્શ થતો નથી અને જેમ વડવાનલ સમુદ્રમાં હોવા છતાં પણ તેને સમુદ્ર સ્પર્શ કરી શકતો નથી; તે પ્રમાણે જે અલિપ્તતાપૂર્વક કર્મ કરતો રહે છે, તેને ખરેખર કેવી રીતે ઓળખવો તે કહુ છું. મુક્તના સ્વરૂપ વિષે વિચાર કરતાં આપણને જ મુક્તપણું પ્રાપ્ત થાય છે, અર્થાત્ એવો મુક્ત મનુષ્ય કોણ છે, એની શોધ કરવા જતા આપણને જ મુક્તિ મળી જાય છે. જેવી રીતે દીપકના પ્રકાશમાં જોવા લાગતાં આપણી વસ્તુ આપણને દૃષ્ટિગોચર થાય છે; અથવા આરસી સ્વચ્છ કરવાથી આપણું સ્વરૂપ તેમાં દેખાય છે; અથવા મીઠું પાણીમાં નાખતાં જેમ તેનુ પાણી થઈ જાય છે અને આરસીમાંના પ્રતિબિંબ પ્રતિ ન જોતાં પાછા ફરીને જોવાથી પણ જેમ આપણું સ્વરૂપ પોતાની મેળે જ દૃષ્ટિગોચર થાય છે, તે પ્રમાણે સંતોની સ્થિતિનો કેવળ વિચાર કરવાથી પણ આપણું ખોવાયલુ સ્વરૂપ આપણને ફરીથી પ્રાપ્ત થાય છે; એટલા માટે સદૈવ સંતોનુ જ વર્ણન કરવું અને તેમના જ ગુણો નિરંતર શ્રવણ કરવા; પરંતુ કર્મ કરવા છતા જે કર્મના સારા અથવા નઠારા પરિણામથી લિપ્ત થતો નથી; ચર્મચક્ષુના ચર્મથી જેમ દૃષ્ટિ લુપ્ત થતી નથી, તે પ્રમાણે જે કર્માતીત થયેલો હોય છે, તેનાં લક્ષણો તને યુક્તિથી બાહુ પ્રસારીને કહું છુ. (૪૦૨)

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।**
**हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥**

હુ આ અમુક કર્મ કરું છુ, એવું જેને અભિમાન નથી અને જેની બુદ્ધિને કર્મનો વિકાર થતો નથી, તે જો આ સર્વ લોકોનો વધ કરી નાંખે; તોપણ

તે વધ કરતો નથી અને તે વધના દોષથી બદ્ધ થતો નથી * ૧૭

હે પ્રબુદ્ધ અર્જુન! જે અજ્ઞાનની નિદ્રામાં અનેક વર્ષો પર્યંત વિશ્વરૂપી સ્વપ્નનો અનુભવ લેતો હતો, તે 'तत्त्वमसि' એ મહાવાક્યના કાનમાં પડવાથી અને ગુરુકૃપાના બળથી, મસ્તક પર કેવળ હાથ મૂકવાથી જ નહિ; પરંતુ પીઠ થાબડીને જાગ્રત કરાયેલો હોય, તેવી રીતે હે અર્જુન! જગદ્રૂપી સ્વપ્ન અને અજ્ઞાનરૂપી નિદ્રાનો ત્યાગ કરી નિજ સ્વરૂપનાં દર્શનથી સહજ જાગ્રત થયો છે. ચંદ્ર ઊગતાંની સાથે મૃગજળથી દેખાતાં પૂર આપોઆપ લુપ્ત થાય છે, અથવા બાલ્યદશાની સમાપ્તિ થતાં ખોટી બીક 'બાઉ'થી જેમ કોઈ બીતું નથી, અથવા કાષ્ઠ બળીને ભસ્મ થયા પછી જેમ તેમા કાષ્ઠપણુ રહેતું નથી; અથવા જાગ્રત થયા પછી જેમ સ્વપ્ન દૃષ્ટિગોચર થતુ નથી, તેમ હે અર્જુન! તેને 'હુ' અને 'મારું' એવુ અભિમાન રહેતુ નથી. પછી અંધકારને જોવા માટે સૂર્ય ગમે તે ભોંયરામાં પ્રવેશ કરે, તોય ત્યાં જેમ અંધકાર રહેતો નથી; તે પ્રમાણે 'હું આત્મા છુ' એવો જેનો પૂર્ણ નિશ્ચય થયેલો હોય છે, તે જે વસ્તુ તરફ જુએ છે તે વસ્તુ, દ્રષ્ટા અને દૃષ્ટિ સહિત તેને આત્મસ્વરૂપ જ દેખાય છે. જે પદાર્થને અગ્નિ સ્પર્શ કરે છે, તે પદાર્થ પોતે જેમ અગ્નિરૂપ બની જાય છે અને પછી જેમ દાહ્ય અને દાહક એવો ભેદ રહેતો નથી, તે જ પ્રમાણે કર્મમાં દ્વૈત માનવાથી આત્મા પર જે કર્તાપણાનો આરોપ મૂકવામાં આવેલો, તેનું નિવારણ થતા જે કાંઈ (શરીર) અવશિષ્ટ રહે છે, તે આત્મસ્થિતિ છે. એ આત્મસ્થિતિમાં રહેનાર જે શ્રેષ્ઠ પુરુષ, તે આ દેહને જ આત્મા કેમ માની શકે વારુ? પ્રલયકાળનો પ્રચંડ જળસમુદાય કોઈ બીજા પ્રવાહનું અસ્તિત્વ રહેવા દેતો નથી; તેમ હે અર્જુન! અનંત બ્રહ્મસ્વરૂપમાં અહંતા ઉત્પન્ન થયા પછી, તે બ્રહ્મરૂપ થયેલા, એટલે કે

* અગ્નિ, વાયુ અને જળ વડે પ્રારબ્ધના યોગે કોઈ પ્રાણીની હિંસા થતી જોવામા આવે, તોપણ વસ્તુત તે હિંસા નથી, તેવી જ રીતે જે પુરુષનું દેહમાં અભિમાન નથી અને નિઃસ્વાર્થ ભાવે કેવળ સંસારના હિત માટે જ જેની સર્વ ક્રિયાઓ થતી હોય છે, તે પુરુષના શરીર અને ઇંદ્રિયો વડે જો કોઈ પ્રાણીની હિંસા થતી લોકદૃષ્ટિએ જોવામા આવે, તોપણ વાસ્તવમાં તે હિંસા નથી, કારણ કે આસક્તિ સ્વાર્થ અને અહંકારના અભાવમાં કોઈ પ્રાણીની હિંસા થઈ શકતી જ નથી કર્તૃત્વના અભિમાન વિના કરવામાં આવેલું કર્મ સત્યદૃષ્ટિએ જોતાં, અકર્મ જ છે; એટલા માટે તે પુરુષ પાપના પાશમાં બંધાતો નથી.

જેનામા 'अहंब्रह्म'ની પૂર્ણસ્થિતિ થયેલી છે, તેને 'હું દેહ છું' એવો ભાસ ક્યાંથી અને કેમ કરીને થઈ શકે વારુ? સૂર્યના પ્રતિબિંબથી સૂર્યને પકડી શકાય છે કે? છાશ વલોવી માખણ કાઢી લીધા પછી ફરીથી તેને છાશમાં નાખવાથી શું તે તેની સાથે ભળી જાય છે કે? અથવા હે વીરેશ! કાષ્ટ બાળીને અગ્નિ તૈયાર કર્યા પછી તેને કાષ્ઠની પેટીમાં રાખીએ, તો તેમાં તે ગોંધાયેલો રહી શકે છે કે? અથવા રાત્રિના ઉદરમાંથી જે સૂર્ય બહાર નીકળેલો છે, તે 'રાત્રિ'નુ નામ પણ કાને સાંભળશે ખરો કે? તે જ પ્રમાણે, જ્ઞેય અને જ્ઞાતા, અર્થાત્ જાણવા યોગ્ય વસ્તુ અને જાણનાર એ બન્ને જેનામાં ઐક્યને પામેલા છે, તેને 'હું દેહ છું,' અથવા 'દેહ જ આત્મા છે,' એવો ગર્વ ક્યાંથી હોઈ શકે વારુ? આકાશ જ્યાં જાય ત્યા પણ તે પોતે જ ભરેલુ હોવાથી સ્વભાવથી જ તે સર્વત્ર વ્યાપ્ત છે; તે પ્રમાણે તે જે જે કર્મ કરે છે, તે આત્મસ્વરૂપ જ છે, તો પછી તે કયા કર્મથી કર્તૃત્વને પોતાના શિર પર વહોરી લે વારુ? ગગન સિવાય ગગનને રહેવાનુ અન્ય સ્થાન નથી, સમુદ્રને પ્રવાહ હોતો નથી અને ધ્રુવને ગતિ નથી, તેવી તે પુરુષની સ્થિતિ થયેલી હોય છે. (૪૨૧)

એવા પ્રકારે જેને આત્મજ્ઞાનના યોગે કર્મના કર્તાપણાનું અભિમાન વ્યર્થ ભાસે છે, તોપણ તેનો દેહ છે ત્યાં સુધી તેના હાથે કર્મ તો થતાં જ રહે છે. વાયુ જોકે વાતો બંધ થઈ જાય તોય વૃક્ષનું હાલવું બંધ થતું નથી અથવા જોકે કપૂર સમાપ્ત થઈ જાય છે, તોય કરંડિયામાં તેની સુવાસ તો અવશિષ્ટ હોય છે. અથવા ગાયનનો સમારંભ સમાપ્ત થાય છે, તોપણ ગાયન સાંભળીને મનને થયેલો આનંદોત્સાહ જેમ ન્યૂન થતો નથી અથવા તો પાણી વડે જમીન ભીની થવા પછી પાણી ઘટી જવા છતાં જેમ જમીનની ભીનાશ તો પાછળ બાકી રહે છે જ; અરે, સૂર્યાસ્ત થયા છતાં પણ સંધ્યાકાળે પશ્ચિમ દિશાના આકાશમા સૂર્યની જ્યોતિનુ તેજ (સંધિપ્રકાશ) જેમ દેખાયા કરે છે; નિશાન ધાર્યા પછી પણ બાણ પોતામાંની ગતિની શક્તિ ન્યૂન થઈ જાય, ત્યાં સુધી આગળ જ જયા કરે છે અથવા કુંભારના ચાક પર તૈયાર થયેલુ પાત્ર કુંભારે કાઢી લીધા પછી પણ પૂર્વે આપેલી ગતિના યોગે ચાક તો ફરતો જ હોય છે; તે પ્રમાણે હે ધનંજય! દેહાભિમાનનો લોપ થયા પછી પણ જે કર્મોથી દેહ ઉત્પન્ન થયેલો છે, તે કર્મ દેહની પાસે ચેષ્ટા કરાવે છે જ; કેમકે આ ચેષ્ટાનું અવલંબન તેની ઇચ્છા પર હોતું નથી. સંકલ્પ વિના સ્વપ્ન દેખાય છે;

રોપ્યા વિના જ અરણ્યમાં જેમ વૃક્ષો ઊગે છે અને રચના કર્યા સિવાય જ જેમ આકાશમાં ગંધર્વનગર દૃષ્ટિગોચર થાય છે, તે જ પ્રમાણે આત્માના સંકલ્પ વિના જ દેહાદિક પાચ કારણો ક્રિયા કરવામાં કારણીભૂત થાય છે. પરંતુ પૂર્વજન્મના સસ્કારને અનુસરીને એ પાચ કારણો અને હેતુઓ અનેક ક્રિયાઓ કરાવે છે, તે કર્મમાં પછી ભલે સર્વ જગતનો સહાર થાઓ કે નવા જગત રચાઓ; પરંતુ કુમુદિની કેવી રીતે સુકાઈ જાય છે અને કમળનો વિકાસ કેમ થાય છે, એ બન્ને પરિણામો પોતાના વડે થવા છતાં પણ જેમ સૂર્યને તેનું જ્ઞાન હોતું નથી અથવા તો આકાશમાંથી વીજ પડીને જમીનના ટુકડે ટુકડા થઈ જાય અથવા વૃષ્ટિ વરસીને જમીનને લીલીછમ બનાવી મૂકે, તોય આ ઉભય પરિણામોને જેમ આકાશ જાણતું નથી; તે પ્રમાણે જે દેહાભિમાનરહિત થઈ દેહમાં જ રહે છે, તે જેમ સ્વપ્નમાથી જાગ્રત થયેલો મનુષ્ય સ્વપ્ન જોતો નથી, તે પ્રમાણે દેહાદિક દ્વારા સૃષ્ટિનો ઉદ્ભવ થાય કે લય થાય તોય તેને જાણતો નથી. (૪૩૯)

બાકી ‘ આ દેહી છે ’ એમ જેઓ તેને ચર્મચક્ષુથી જુએ છે, તેઓ તો તેને જ કર્મ કરનારો માને છે; અથવા તો ઘાસનુ પૂતળું બનાવીને ખેતરને એક ખૂણે ઊભું કરવામા આવે, તો શિયાળવા તેને જ ખરો રખવાળ સમજતા નથી કે શું? ગાંડા મનુષ્યે વસ્ત્રો પહેર્યાં છે કે તે નાગો છે, એ જાણવાનો પરિશ્રમ જેમ લોકોને જ લેવો પડે છે; અથવા તો રણભૂમિમા પડેલા યોદ્ધાના અગ પરના ઘાવ જે પ્રમાણે ઇતર મનુષ્યોએ જ ગણી લઈને તેના શૌર્યની કલ્પના કરવી પડે છે; અથવા મહાસતી જ્યારે સતી થાય છે, ત્યારે ઇતર લોકોને તે જોકે અભ્યગમર્દન અને પિયળ ઇત્યાદિનો ઉપભોગ ભોગવતી દેખાય છે, તોપણ તે સતીને અગ્નિ દેખાતો નથી. પોતાની શરીરની તેને સ્મૃતિ હોતી નથી તેમજ લોકો પ્રતિ પણ તેનું ધ્યાન હોતું નથી; એટલે કે તે પતિસ્વરૂપમાં જ તલ્લીન થયેલી હોય છે; તે જ પ્રમાણે આત્મસ્વરૂપપ્રાપ્તિના યોગથી જે દ્રષ્ટા દૃશ્ય સહિત, નષ્ટ થયેલો છે (જોનાર અને જોવાની વસ્તુ એ ભાવનો લોપ થયેલો છે), તે ઇંદ્રિયસમુદાય શું ક્રિયા કરે છે તે જાણતો નથી. સમુદ્રના તીરપ્રાન્તમાં ઊભા રહેલા લોકોને કદાચિત્ એમ ભાસે કે મોટા તરંગ નાના તરગને ગળી જાય છે; પણ જળની દૃષ્ટિથી જોતા કયો તરંગ કયા તરંગનો ભક્ષ કરે છે? તે પ્રમાણે જે આત્મસ્વરૂપમાં વળી ગયેલો હોય છે, તેણે પછી કર્મોનો ત્યાગ કરવો જોઈએ, એ પ્રમાણેનો કર્મવિષયક દ્વૈત રહેતો જ નથી.

સુવર્ણની દેવીએ સુવર્ણના ત્રિશૂળ વડે સુવર્ણના જ મહિષાસુરનો નાશ કર્યો. આ સર્વ પ્રકાર ભક્તની દૃષ્ટિથી સત્ય ભાસે છે; પરંતુ સુવર્ણની દૃષ્ટિથી જોતાં દેવી, ત્રિશૂળ અને મહિષાસુર–એ સર્વ સુવર્ણ જ છે; અથવા ભીંત પર આલેખેલાં ચિત્રમાં એક તળાવ અને એક અગ્નિકુંડ એ કેવળ દૃષ્ટિનો જ ભેદ છે; પરંતુ જો તે ઉભયને વસ્ત્રનો સ્પર્શ કરાવીએ તો તે ભિજાતું પણ નથી કે બળતું પણ નથી; તે પ્રમાણે જે જ્ઞાની છે, તેના દેહનો વ્યાપાર પૂર્વ કર્માનુસાર જ થતો હોય છે; પરંતુ એ મર્મને ન જાણતા મૂર્ખ લોકો તેને જ કર્મકર્તા માને છે; અર્થાત્ તેના કર્મ વડે જો ત્રૈલોક્યનો પણ ઘાત થઈ જાય, તોપણ તે ઘાત તેણે કર્યો, એમ કદાપિ કહેવું કે માનવું જ નહિ. અરે, સૂર્ય અંધકારને નિહાળે અને પછી તેને દૂર થવાનુ કહે, એવું બને ખરું કે? તે જ પ્રમાણે જ્ઞાનીની દૃષ્ટિમાં એવી કોઈ વસ્તુ જ નથી હોતી, કે જેનો તે નાશ કરે. કારણ કે તેનામાંનો દ્વૈતભાવ લુપ્ત થતાં સર્વ જગત તેનામાં સ્વસ્વરૂપ જ થયેલું હોય છે. એટલા માટે તેની બુદ્ધિને પાપ અને પુણ્યનો સ્પર્શ પણ હોતો નથી; જેમ કોઈ એક નદી ગંગામાં આવી મળતાં તેની અપવિત્રતાનો લોપ થાય છે, તેવી જ રીતે હે અર્જુન! અગ્નિમાં જો અગ્નિ પડે તો તે દાઝે છે ખરો કે? અથવા શસ્ત્ર પોતાને જ કદી ખૂંચે છે કે? તે જ પ્રમાણે આપણા પોતાના સ્વરૂપથી જ કોઈ પણ કર્મ ભિન્ન નથી એમ જે સમજે છે, ત્યાં પછી કયા પદાર્થ વડે તેની બુદ્ધિ લિપ્ત થાય વારુ? અર્થાત્ જે કાર્ય, કર્તા અને ક્રિયાની ત્રિપુટી પોતે જ બની ગયો છે, તે શરીરાદિ દ્વારા થતા કર્મથી બદ્ધ થતો નથી; કારણ કે જીવાત્મા મોટાપણાથી પોતાને કર્તા માનીને દશ ઇંદ્રિયોના સાધનથી પાંચ હેતુઓને ધારણ કરે છે. અને તે ઠેકાણે ન્યાય કે અન્યાય એવાં બે પ્રકારનાં કર્મ કરીને એક ક્ષણમાં જ કર્મરૂપી ભુવનો તૈયાર કરે છે; પરંતુ નક્કી જાણવું કે, આત્મા આ મોટા કર્મનો સહાયક નથી અને તે આરંભ કરવાવાળો પણ નથી; તે તો સાક્ષીભૂત અને જ્ઞાનસ્વરૂપ છે; એટલે કર્મપ્રવૃત્તિનો જે સંકલ્પ ઉત્પન્ન થાય છે, તેને તે પોતે કેવી રીતે અને શા માટે આજ્ઞા આપે વારુ? અર્થાત્ જે જે કર્મો કરવા માટે સર્વ લોકો અગાધ શ્રમ કરે છે તે સર્વ કર્મ કરવામાં તેના શરીરને કોઈ પણ શ્રમ પડતો નથી; એટલે કે જે કેવળ આત્મસ્વરૂપ થયેલો છે, તેને માટે આ કર્મોનું કારાગૃહ છે જ નહિ. પરંતુ અજ્ઞાનના પટ પર જે દ્વૈતજ્ઞાનનું ચિત્ર આલેખે છે, ત્યાં ચિત્ર, ચિત્રકાર અને ચિત્રપટ–એ ત્રિપુટી વિદ્યમાન

હોય છે, એ વાત હું તને સ્પષ્ટ રીતે કહું છુ. (૪૬૦)

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसङ्ग्रहः॥ १८॥**

જ્ઞાન (જેના વડે જાણવામાં આવે) (જ્ઞેય જાણવામાં આવનારી વસ્તુ) અને જ્ઞાતા (જાણનારો) એ ત્રિપુટી કર્મની પ્રેરક છે અને કરણ, (જે સાધનોથી કર્મ કરવામાં આવે–બાહ્ય અને આંતર ઇંદ્રિય) કર્મ (ક્રિયા) તથા કર્તા (કરણ પાસે વ્યાપાર કરાવનારો)–એ ત્રિપુટી કર્મસંગ્રહનું કારણ છે. ૧૮

કારણ કે જ્ઞાન–જ્ઞાતા, અને જ્ઞેય એ ત્રિપુટી જ જગતની બીજભૂત હોઈને એમાંથી જ નિઃસંશય કર્મની પ્રવૃત્તિ થાય છે. હે ધનંજય! હવે એ જ ત્રિપુટીનાં જુદાજુદા સ્વરૂપો કહું છું તે સાંભળ જીવરૂપી સૂર્યબિંબના જ્ઞાનેદ્રિયાદિ પંચેદ્રિયરૂપી કમળની કળી પર પડીને તેને વિકસિત કરે છે; અથવા જીવરૂપી રાજા શરીરરૂપી પલાણ વિનાના ઘોડા પર બેસીને હાથમાં ઇંદ્રિયરૂપી ભાલા ગ્રહીને વિષયરૂપી દેશમાં લૂટફાટ કરે છે. વધારે તો શું? જે જ્ઞાન ઇંદ્રિયો દ્વારા ક્રિયા કરાવીને જીવને સુખ અને દુઃખ ભોગવાવે છે અને જે જ્ઞાનનો ગાઢ નિદ્રામા લોપ થાય છે; એવું જ્ઞાન ધરાવનારા જીવને હે અર્જુન! 'જ્ઞાતા' કહે છે અને જેનું હમણાં વર્ણન ચાલે છે, તેને 'જ્ઞાન', કહેવામાં આવે છે. હે અર્જુન! ગાઢ અજ્ઞાનરૂપી ઉદરમાથી નીકળતા સાથે જ તે જ્ઞાન પોતાને ત્રણ પ્રકારે વિભક્ત કરી નાખે છે–પોતાની વૃત્તિની સમક્ષ જાણવાના વિષયરૂપ જ્ઞેયનો પાષાણ નાખીને, જ્ઞાતાને પોતાની પાછળ ઊભો રાખે છે, પછી જ્ઞાતા અને જ્ઞેય–એ ઉભયની મધ્યમાં તે રહે છે; અર્થાત્ ઇંદ્રિયોને જાણવા યોગ્ય પદાર્થ જણાય કે સમજવામાં આવે, એટલે જ્ઞાતામાં જ્ઞાનનો ઉદ્ભવ થાય છે. આ જ્ઞાનનો વ્યાપાર જ્ઞાતા અને જ્ઞેય(જાણવા યોગ્ય વસ્તુ)ની વચ્ચે ચાલતો હોય છે. જ્ઞેયને સંપાદન કર્યા પછી તેની ગતિ બંધ પડે છે અને તે સર્વ પદાર્થોની ચેષ્ટા કરે છે, તેને સામાન્ય જ્ઞાન કહેવામાં આવે છે, એમાં સંશય નથી. હવે જ્ઞેયનાં લક્ષણો કહું છું તે સાંભળ. (૪૭૧)

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–એવા જ્ઞેયના પાચ પ્રકાર છે. જેમ એક જ આમ્રફળ દૃષ્ટિગોચર થતાં પાંચે ઇંદ્રિયોને ભિન્ન ભિન્ન રીત દ્વારા પ્રતીત થાય છે; અર્થાત્ 'આમ્ર' શબ્દથી તે કર્ણના જાણવામાં આવે છે; રસ વડે જીભને, રંગથી નેત્રોના, વાસથી નાકના અને સ્પર્શથી ત્વચાના જાણવામાં આવે છે; અર્થાત્ એવી રીતે જ્ઞેય

તો એક જ છે; પરંતુ આપણી ઇંદ્રિયો દ્વારા તેમના વિષેનું ભિન્ન ભિન્ન જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેથી તે જ્ઞેય પાંચ પ્રકારનું થયેલું છે. સમુદ્રમાં મળ્યા પછી નદીનો ઓઘ આગળ વધતો અટકી જાય છે. મુકામ પર પહોંચી ગયા પછી ચાલવાનો વ્યાપાર સ્વાભાવિક જ બંધ પડે છે અથવા ડૂંડાં આવી ગયા પછી જેમ ધાન્યના છોડની વૃદ્ધિ અટકી જાય છે, તેમ હે અર્જુન! ઇંદ્રિયોના માર્ગમાં દોડતાં જ્ઞાનની ગતિની જ્યાં સીમા આવી રહે છે, તે સ્થાનને જ 'જ્ઞેય' કહેવામાં આવે છે. આમ હે ધનંજય! જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનાં લક્ષણો તને કહી સંભળાવ્યાં. આ ત્રિપુટી વડે જ સર્વ કર્મોની પ્રવૃત્તિ થાય છે; કારણ કે શબ્દાદિ વિષયરૂપ જે પાંચ વિષયો જ જ્ઞેય છે, તે જ પ્રિય કે અપ્રિય પૈકી ગમે તે એક હોય છે. (૪૭૮)

હે ધનંજય! જ્ઞાન, જ્ઞાતાને હજી તો જ્ઞેય પદાર્થ કિંચિત્ દર્શાવે છે, એટલામાં તો તેનો સ્વીકાર કે ત્યાગ કરવાને જ્ઞાતા તત્કાળ ઉદ્યુક્ત થાય છે. મત્સ્યને જોતાં જ તેને પકડવા માટે જેમ બગલો દોડી જાય છે અથવા દ્રવ્યને જોતાં જ જેમ દરિદ્રી તેને લેવા દોટ મૂકે છે અથવા સ્ત્રીને જોતાં જ જેમ કામી પુરુષ તેની પ્રાપ્તિ કરી લેવાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે; જેમ પાણી ઢળતી જમીન તરફ જ દોડે છે, ભ્રમર પુષ્પની સુવાસ લેવાને જાય છે, અથવા દૂધ દોહતી વખતે વાછરડાને છોડવામાં આવતાં તે જેમ ગાયની તરફ જ દોડી જાય છે; સ્વર્ગમાંની ઉર્વશી નામની અપ્સરાનું વર્ણન સાંભળીને તેનો ઉપભોગ મળે તો સારું, એવી ધારણાથી લોકો જેમ આકાશમાં યજ્ઞરૂપી સીડીઓ ગોઠવે છે; અથવા હે અર્જુન! પારેવો ગગનમાં ફરતો હોય, તેવામાં પારેવીને જોતાંની સાથે જ તે વેગપૂર્વક તરત તેની પાસે આવી લાગે છે; એટલુ જ નહિ, પણ મેઘગર્જના થતાં જ જેમ મોર પોતાને આકાશ પરથી ઓવારી નાખે છે; તે જ પ્રમાણે જ્ઞાતા જ્ઞેયને (વિષયને) જોઈને તેના તરફ દોડે છે. એટલા માટે હે પાંડુસુત! જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા, એ ત્રિપુટી સર્વ કર્મો કરવામાં કારણભૂત થાય છે. એમા પણ કદાચિત્ જ્ઞેય વિષય જો જ્ઞાતાનો પ્રિય વિષય હોય, તો તો પછી તે ભોગવવામાં તે એક ક્ષણનો પણ વિલંબ સહન કરી શકતો નથી. અથવા ભાગ્યયોગે તે વિષય જો તેને અપ્રિય હોય છે, તો તેનો ત્યાગ કરવામાં વિલંબરૂપે વીતતી એક એક ક્ષણ પણ તેને યુગ સમાન ભાસે છે. સર્પને નીલમણિનો હાર ધારવાથી જેમ પ્રથમ હર્ષ થાય છે અને તેને હસ્તસ્પર્શ કરતાં જ તે સર્પ છે, એવું જ્ઞાન થતાં તરત જ હર્ષના સ્થાનમાં પછીથી

જેમ ભીતિ ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે પ્રિય કે અપ્રિય વિષયને જોવાથી જ્ઞાતાની તેવી જ સ્થિતિ થાય છે અને પછી તેનો સ્વીકાર કે ત્યાગ કરવા માટે કર્મ ઉત્પન્ન થાય છે. જે કુસ્તીનો શોખીન હોય છે, તે સૈન્યનો અધિપતિ હોય, તોપણ તે બીજા મલ્લને પોતાની સામે આવેલો જોતાની સાથે જ રથ પરથી ઊતરીને પગપાળો થઈ જાય છે; તે જ પ્રમાણે જે જ્ઞાતા હોય છે, તે જ વિષયાસક્ત થતાં પોતાને કર્તા નામથી ઓળખાવે છે, એટલે કર્તા બની રહે છે. આ પ્રમાણે કર્તૃત્વનો બોજો મસ્તક પર લઈ લે છે. જેવી રીતે તૈયાર થાળ પર બેસી જમનારો મનુષ્ય તે સુખને ત્યાગીને રાંધવાનો (સ્વયંપાક કરવાનો) પરિશ્રમ વહોરી લેવા તૈયાર થાય, અથવા પુષ્પરેણુનો ઉપભોગ લેવા માટેની ઈચ્છાથી જેમ ભ્રમર બાગને તૈયાર કરવાની ખટપટમાં પડે, અથવા કસોટી પોતાના ઐશ્વર્યને તુચ્છ માની ધાતુ બની જાય અથવા દેવો દેવાલયમાં સ્વસ્થ બેસી રહેવાને બદલે મોટાં મંદિરો બાંધવાના કામમાં પ્રવૃત્ત થાય, તે પ્રમાણે જ્ઞેય વિષયોની ઇચ્છાથી જ્ઞાતા જ્યાં ઇંદ્રિયો પાસે વ્યાપાર કરાવી તેમના કોડ પૂરે છે, ત્યાં હે અર્જુન! તેને કર્તા નામની પ્રાપ્તિ થાય છે. અને જે પોતે જ્ઞાતા તે જ કર્તા થઈને જ્ઞાનને કરણ (સાધન) કરે છે, એટલે પછી જ્ઞેય પણ સ્વાભાવિક રીતે જ કાર્ય બને છે. આ પ્રકારે હે સુમતે! જ્ઞાનની ત્રિપુટીમાં એવી રીતે પરિવર્તન થઈ જાય છે. જે પ્રમાણે નેત્રોનું તેજ રાત્રે ઉપયોગી થતું નથી અથવા દૈવ પ્રતિકૂળ થવાથી, જેમ શ્રીમંતના વિલાસ બદલાઈ જાય છે; અથવા પૂર્ણિમા થવા પછી જે પ્રમાણે ચંદ્ર એકેક કળાથી ઊતરતો જાય છે; તે પ્રમાણે ઇંદ્રિયોના લાડકોડને પૂરવા જતાં જ્ઞાતા કર્તૃત્વાભિમાનમાં ગૂંથાય છે, એટલે તે વેળાનાં તેના લક્ષણો હું તને કહી સંભળાવું છું, તે હવે સાંભળ. (૪૯૭)

બુદ્ધિ, મન, ચિત્ત અને અહંકાર–એ આ ચતુર્વિધ ચિહ્નો છે (અંતઃકરણની આ ચાર વૃત્તિઓ છે); અને ત્વચા, કર્ણ, નેત્રો, જિહ્વા તથા નાક–એવી પાંચ પ્રકારની ઇંદ્રિયો છે, ત્યાં અંતઃકરણની વૃત્તિના યોગે જીવને કર્મ કરવાનું સ્ફુરણ થાય છે, ત્યાર પછી એ કર્મ દ્વારા સુખપ્રાપ્તિ થશે એમ જ તેને લાગવા માંડે છે અને તેથી કરીને તે નેત્રાદિ દશે બાહ્યેંદ્રિયોને જાગ્રત કરી, તેમની પાસે તે વ્યાપાર કરાવે છે. અને ત્યાર પછી ઇંદ્રિયસમુદાયને તે ત્યાં સુધી રગદોળે છે કે, જ્યાં સુધી કર્મફળ હાથમાં આવતું નથી. અથવા તો અમુક કર્મથી જો દુઃખોત્પત્તિ થવાનો રંગ દેખાવા માંડે, તો તે કર્મનો ત્યાગ કરવા

માટે હશે ઇંદ્રિયોની યોજના કરી દે છે અને પછી જેમ કોઈ રાજા પોતાનો કર વસૂલ કરવા માટે પોતાના સેવકોને રાત્રિ–દિવસ રગદોળે છે, તે પ્રમાણે તે દુઃખનો નાશ થાય, ત્યાં સુધી રાત્રિ–દિવસ ખટપટ કરતો હોય છે. (૫૦૪)

આ પ્રમાણે કર્મના ત્યાગ અથવા સ્વીકાર માટે એકવાર જ્ઞાતાએ ઇંદ્રિયોનું નેતૃત્વ લીધું, કે પછી તેને જ 'કર્તા' કહેવામાં આવે છે અને કર્તા કર્મ કરવામાં સર્વ ઇંદ્રિયોને હળની પેઠે વાપરે છે; તેથી જ તેને કરણ અર્થાત્ ક્રિયાનાં સાધનો કહેવામાં આવે છે અને એ ઇંદ્રિયો વડે કરવા માટે કર્તા જે જે ક્રિયાઓ ઉત્પન્ન કરે છે, અને તેનાથી જે વ્યાપ્ત થાય છે, તેને કર્મ કહેવામાં આવે છે. જે પ્રમાણે સોનીની બુદ્ધિ વડે અલંકારો વ્યાપ્ત થાય છે, ચંદ્રનાં કિરણો વડે ચંદ્રપ્રકાશ વ્યાપ્ત થાય છે, વિસ્તારથી જેમ વલ્લરી વ્યાપ્ત થાય છે, સૂર્યની પ્રભાથી જે પ્રમાણે સૂર્યપ્રકાશ વ્યાપ્ત થાય છે, મિષ્ટતાથી જેમ શેરડીનો રસ વ્યાપ્ત થાય છે અને અવકાશથી જેમ આકાશ વ્યાપ્ત થાય છે, તે પ્રમાણે હે અર્જુન! કર્તાની ક્રિયાથી જે વ્યાપ્ત થાય છે, તે કર્મ જ છે, એમાં શંકા નથી. આ પ્રમાણે હે અર્જુન! તને કર્તા, કર્મ અને કરણ–એ ત્રણેનાં લક્ષણો કહ્યાં. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય–એ ત્રણથી કર્મની પ્રવૃત્તિ થાય છે; તે જ પ્રમાણે કર્તા, કરણ અને કાર્ય–એ ત્રિપુટી કર્મના સંચયરૂપ છે. અગ્નિમાં જે પ્રમાણે ધૂમ્ર હોય છે જ, બીજમાં જેમ વૃક્ષ સમાયેલું હોય છે, અથવા જેમ મનમાં નિરંતર ઇચ્છાનો વાસ હોય છે અને સુવર્ણ જે પ્રમાણે ખાણમાં રહેલું હોય છે, તે પ્રમાણે કર્તા, ક્રિયા અને કરણ–એ ત્રિપુટી કર્મોનું ઉત્પત્તિસ્થાન જ છે; એટલા માટે હે પાંડુસુત! તાત્પર્ય એ જ નીકળ્યું કે, 'અમુક મારું કર્તવ્ય છે અને હું તેનો કર્તા છું,' એવું કર્તૃત્વાભિમાન જીવે ધારણ કર્યું કે સર્વ ક્રિયાઓ નિકટમાં આવે છે અને આત્મા તો એ સર્વ ક્રિયાથી દૂર જ હોય છે; અર્થાત્ કર્મથી આત્મા ભિન્ન છે એટલા માટે હે સુમતે! તને વારંવાર શું કહેવું? કારણ કે એ તો તું જાણે જ છે (કે આત્મા સદાકાળ કર્મથી અલિપ્ત જ છે). (૫૧૬)

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः।
प्रोच्यते गुणसङ्ख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન, કર્મ અને કર્તા એ ગુણભેદથી ત્રણ પ્રકારના છે, એમ સાંખ્યશાસ્ત્રમાં યથાર્થ કહેલ છે, તે પણ તું સાંભળ. ૧૯

પરંતુ તને જ્ઞાન, કર્મ અને કર્તા–એ ત્રિપુટી વિષે જે વર્ણન કહ્યું, તે પણ ત્રણ ગુણોને અનુસરીને ભિન્નભિન્ન પ્રકારનું છે; માટે હે અર્જુન! જ્ઞાન, કર્મ અને કર્તા, એના પર પણ વિશ્વાસ રાખીશ નહિ; કારણ કે એમાંના રજ અને તમ–એ ગુણો વડે જ મનુષ્ય બદ્ધ થાય છે. અને માત્ર સત્ત્વગુણ જ મુક્ત કરવાને સમર્થ છે. તે સાત્ત્વિક ગુણનો ભેદ (જેને વિષે સાંખ્યશાસ્ત્રમાં વિવેચન કરવામાં આવ્યું છે તે) તને સમજ પડે એવી રીતે કહું છું. જે સાંખ્યશાસ્ત્ર વિચારરૂપી ક્ષીરસમુદ્ર જ છે, જે આત્મબોધરૂપી કમળને વિકસિત કરનાર ચંદ્રમા છે અને જ્ઞાનોત્પાદક શાસ્ત્રોમાં સર્વથી શ્રેષ્ઠ છે, અથવા જે પ્રકૃતિ અને પુરુષ એ બન્ને દિવસ અને રાત્રિની પેઠે પરસ્પર જોડાયેલાં છે, તેમને પૃથક્ કરી દર્શાવનાર એ ત્રિભુવનમાંનો સૂર્ય જ છે; જે અપાર મોહનાં ચોવીસ તત્ત્વોનો અંત લઈને પરતત્ત્વની પ્રાપ્તિ કરાવી આપી સુખ ભોગવવામાં પ્રવૃત્ત કરે છે; હે અર્જુન! એવું જે સાંખ્યશાસ્ત્ર, તે જે ગુણોનું સ્તવન કરે છે, તે ત્રણ ગુણોનું વર્ણન આમ છે કે, જે પોતાના સામર્થ્યના ત્રણ પ્રકારના યોગથી સર્વ દૃશ્ય પદાર્થોને અંકિત કરી નાખે છે, એટલે કે ત્રણ ગુણોએ સઘળા પદાર્થોને પોતાને તાબે કરી લીધા છે, આ પ્રમાણે સત્ત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણોનુ એવું પ્રચંડ સામર્થ્ય છે, કે તેમણે બ્રહ્મદેવથી લઈને કીટ પર્યંત સર્વના ત્રણ ભેદ કરી નાખ્યા છે; હવે આ સર્વ વિશ્વ જેના યોગથી આ ત્રણ ગુણના પાશમાં સપડાયલું છે તે જ્ઞાનનુ વર્ણન તને પ્રથમ કહી સંભળાવું છું; કારણ કે દૃષ્ટિ શુદ્ધિ થવાથી ગમે તે પદાર્થનું ખરુ સ્વરૂપ જાણવામાં આવે છે, તેવી જ રીતે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થવાથી સર્વ પદાર્થનું શુદ્ધ સ્વરૂપ સમજાય છે; એટલા માટે હવે સાત્ત્વિક જ્ઞાન તને કહું છું તે સાંભળ, એમ કૈવલ્ય-ગુણનિધાન ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું. (૫૨૮)

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्॥ २०॥**

જે જ્ઞાનના યોગથી જીવ ભિન્નભિન્ન સર્વ ભૂતોમાં અવિભક્ત એવો એક જ અવિનાશી ભાવ (આત્મતત્ત્વ) જુએ છે, તે જ્ઞાન સાત્ત્વિક છે, એમ તું સમજ. ૨૦

તો હે અર્જુન! તે જ ખરેખરુ શુદ્ધ અને સાત્ત્વિક જ્ઞાન છે, કે જેનો ઉદય થવાની સાથે જ તેમાં જ્ઞેય (વસ્તુ) જ્ઞાતા સહિત લીન થાય છે. જેવી રીતે સૂર્ય અંધકારને જોઈ શકતો નથી, કે સમુદ્રને

નદીઓની ઓળખ પણ હોતી નથી અથવા પોતાનો પડછાયો પકડવા મથતાં હાથમાં આવતો નથી, તેવી જ રીતે જે જ્ઞાન શિવથી તે તૃણ પર્યંત સર્વ વ્યક્તિમાં ભિન્નતાને જોતું જ નથી; ભીંત પરના ચિત્રને લૂછી નાખ્યા પછી, અથવા મીઠાને ધોયા પછી, કે જાગ્રત થયા પછી સ્વપ્નના જેવી અવસ્થા થાય છે; તે પ્રમાણે, જે જ્ઞાનના પ્રકાશથી જ્ઞેયને જોવા જતાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય—એ ત્રિપુટીનો લોપ થાય છે; જ્ઞાતાને જેમ સુવર્ણની પરીક્ષા કરવા માટે અલંકારો ભાંગીને તેમાંથી સુવર્ણ કાઢવું પડતું નથી; અથવા પાણીમાંથી તરંગોને વેગળા રાખીને તે (પાણી) લઈ શકાતું નથી, તેવી જ રીતે સર્વ દૃશ્ય વસ્તુઓમાં જે જ્ઞાનને ભેદ દેખાતો નથી, તે જ જ્ઞાનને સાત્ત્વિક જ્ઞાન કહેવામાં આવે છે. આરસીને જોતાં તેમાં જેમ જોનારનું જ પ્રતિબિંબ દેખાય છે, તે પ્રમાણે જ્ઞેયને જોવા જતાં પ્રત્યેક વસ્તુમા જ્ઞાતા પોતાનું સ્વરૂપ જ જુએ છે. આ જ સાત્ત્વિક જ્ઞાન મોક્ષલક્ષ્મીનું મંદિર છે. હવે તને રાજસ જ્ઞાનનાં લક્ષણો કહું છું, તે સાંભળ. (૫૩૭)

**પૃથક્ત્વેન તુ યજ્જ્ઞાનં નાનાભાવાન્પૃથગ્વિધાન્ ।**
**વેત્તિ સર્વેષુ ભૂતેષુ તજ્જ્ઞાનં વિદ્ધિ રાજસમ્ ॥ ૨૧ ॥**

જે જ્ઞાન ભેદભાવથી સર્વ ભૂતોમાં નાના પ્રકારની ભિન્નતા જુએ છે, તે રાજસ જ્ઞાન છે એમ સમજ. ૨૧

હે અર્જુન! જે જ્ઞાન ભૂતમાત્રમાં ભેદભાવ માનીને ચાલે છે, તે રાજસ જ્ઞાન છે, એમ તું સમજ. એ રાજસ જ્ઞાને જ ભૂતમાત્રમાં અનેકત્વ માનીને પોતાનું જ ભિન્નત્વ પ્રાપ્ત કરી લીધું છે અને જ્ઞાતાને ચકિત કરી મૂક્યો છે. જે પ્રમાણે નિદ્રા પોતાના સ્વરૂપની આડે અજ્ઞાનનો પડદો નાખીને સ્વપ્નની કષ્ટમય અવસ્થાને લઈ આવે છે, તે પ્રમાણે આત્મજ્ઞાનના મંદિરની આસપાસ માયાનો ફેલાવો કરી દઈ જે જ્ઞાન, જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ—એ ત્રણ અવસ્થામાં જીવને ફસાવે છે; નાના બાળકને દાગીનાના રૂપમાં સોનું બતાવીએ, તો તેને જેમ તેની પિછાન હોતી નથી, તે પ્રમાણે જે જ્ઞાનથી નામ અને રૂપની જ માત્ર પ્રતીતિ થાય છે અને અદ્વૈત દૂર રહે છે; અજ્ઞાની મનુષ્યને માટીમાંથી બનાવેલા ઘડા અને ગાગરને બતાવતાં તેને જેમ મૂળ મૃત્તિકાની પિછાન હોતી નથી, અથવા દીપકને જોવા છતાં અગ્નિની ઓળખ હોતી નથી. અથવા મૂર્ખ મનુષ્યને જેમ વસ્ત્ર દેખાડતાં તે તંતુને ઓળખી શકતો નથી, અથવા તેને પડદા પરનાં ચિત્રો બતાવવામા આવતાં, તે

પડદાને ઓળખતો હોતો નથી, તે જ પ્રમાણે જે જ્ઞાનથી ભૂતમાત્રને ભિન્નભિન્ન સમજી ઐક્યની ભાવના નાશ પામે છે; કાષ્ટના ભિન્નભિન્ન આકાર પ્રમાણે અગ્નિના આકાર પણ જેમ ભિન્નભિન્ન બને છે, અથવા પુષ્પોના જુદાપણાથી સુગંધ પણ જુદીજુદી પ્રતીત થાય છે અને ચંદ્રનો પ્રકાશ પાણીમાં પડવાથી ચંદ્રના ટુકડેટુકડા થઈ ગયેલા દૃષ્ટિગોચર થાય છે; તે પ્રમાણે નાના પ્રકારના પદાર્થોમાં તેમના વેશ ઇત્યાદિ પરથી નાનામોટાનો જે ભેદ દેખાય છે, તેને જે ખરી ભિન્નતા જ માને છે, એવા જ્ઞાનને રાજસ જ્ઞાન કહે છે. હવે ગામ બહાર રહેતા ઢેડ-ચમારાદિના ઘરોમા પેસી ન જવાય અને તેમનાથી દૂર રહેવા માટે વટેમાર્ગુને જેમ ચોક્કસપણે કહેવું પડે છે; તે પ્રમાણે તામસ જ્ઞાનનાં લક્ષણો તને કહું છું, તે સારી રીતે ધ્યાનમાં રાખ. (૫૪૮)

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ॥
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

જે જ્ઞાન એક શરીર અથવા ઉપાસ્ય દેવતાની મૂર્તિની પેલી તરફ કાંઈ જ નથી, એમ જ જુએ છે; અને તેમા જ (શરીર અને ઉપાસ્ય દેવતાની મૂર્તિમા) આસક્ત થાય છે અને અસક્તિક, તાત્પર્યવિહીન તથા અલ્પ હોય છે, તેને તામસ જ્ઞાન કહેવામાં આવે છે. ૨૨

તો હે અર્જુન! જે જ્ઞાન વિવિધરૂપી વસ્ત્ર પહેર્યા વિના જ સંચાર કરે છે, તે નગ્ન હોવાથી 'શ્રુતિ' તેના તરફ પીઠ ફેરવી લે છે, ઇતર શાસ્ત્રોએ પણ તે જ્ઞાનને કલંકિત ઠરાવી તેની નિંદા કરવાથી આપણ-ને જ કલંક લાગશે એવા ભયથી મ્લેચ્છધર્મરૂપી પર્વત તરફ જેને ફેંકી દીધુ છે, જે જ્ઞાન પોતામાં તમોગુણરૂપી બ્રહ્મરાક્ષસનો સંચાર થવાથી ગાંડા જેવુ થઈને ફરે છે, જે જ્ઞાન કોઈ પણ સંબંધની અડ-ચણ સમજતું નથી અને જે કોઈ પણ પદાર્થનો નિષેધ માનતુ નથી; જે પ્રમાણે ઉજ્જડ ગામમા છોડી મૂકવામાં આવેલું કૂતરું સ્વેચ્છાથી સર્વત્ર ભટક્યા કરે છે અને જે વસ્તુ મુખમાં સમાતી નથી અથવા જે ખાવાથી મુખ બળે તે જ વસ્તુને તે છોડે છે અને બાકીની સર્વ વસ્તુઓ તેને ખપે છે; ઊંદર સોના જેવા પદાર્થોને ચોરી જવા છતાં પણ સારા કે નઠારાનો ભેદ જાણતો નથી અથવા માંસભક્ષક કાળા જાનવરનુ માંસ છે કે ગોરાનુ, તે ભેદ જાણતો નથી; અથવા અરણ્યમાં દાવાનળ સળગ્યા પછી તેને કોઈ પણ વાતનો વિચાર રહેતો નથી; અથવા પ્રાણી જીવંત છે કે મૃત છે, તેનો વિચાર ન કરતાં મક્ષિકા ગમે તેના પર જઈને બેસે છે, અરે, કાગડાને જેમ આ અન્ન ઓકેલું છે

કે પીરસેલું છે, અથવા તાજું છે કે સડેલું છે, એનો લેશમાત્ર પણ વિચાર હોતો નથી; તે જ પ્રમાણે જે જ્ઞાન વિષયોમાં વર્તતી વખતે નિષેધનો ત્યાગ અને વિધિનું આચરણ કરવાનું જે વિષયના રંગમાં મળવાથી જાણતું નથી; જે જે વસ્તુ દૃષ્ટિએ પડે તે સર્વનો ઉપભોગ લીધા કરે છે અને સ્ત્રી હોય તો શિશ્નને તથા દ્રવ્ય હોય તો ઉદરને વહેંચણી કરી આપે છે; આ તીર્થનું ઉદક છે કે અપવિત્ર ઉદક છે, તેની જેને ખબર હોતી નથી; પરંતુ તેથી તૃષાની શાંત થવાના સુખને જ જે મુખ્ય માને છે; તે જ પ્રમાણે ભક્ષ્યાભક્ષ્ય અને નિંદ્યાનિંદ્યનો વિચાર નહિ કરતાં પોતાને જે પસંદ હોય તે જ પવિત્ર, એવો જેનો નિશ્ચય હોય છે અને સમસ્ત સ્ત્રીજાતિમાં ભોગ્ય વિષય તરીકેની જ જેની ઓળખાણ હોય છે અને તેમની સાથે મિત્રતા કરવાને સદા આતુર હોય છે; પોતાને જે મનુષ્યો ઉપયોગી હોય, તેઓ જ સગાં છે અને જેમની સાથે દેહસંબંધ હોય તેઓ સગાં નથી, એવું જે જ્ઞાન માને છે; મૃત્યુને મન સર્વ પદાર્થ ભક્ષ્ય વસ્તુઓ જ છે અને અગ્નિ માટે સર્વ વસ્તુઓ કાષ્ઠવત જ છે; તે પ્રમાણે તામસ જ્ઞાનને જગતમાંનું સકળ ધન પોતાનું જ હોય એમ ભાસ્યા કરે છે. આ પ્રમાણે સર્વ જગત કેવળ ઉપભોગ માટે જ નિર્માણ કરવામાં આવ્યુ છે, એવી જે જ્ઞાનને સમજ છે, તેના માટે કેવળ દેહભરણ સિવાય ઇતર પુરુષાર્થ જ હોતો નથી. આકાશમાંથી પડેલા પાણીને જેમ સમુદ્રમાં સમાઈ જવું પડે છે, તે પ્રમાણે તેની સર્વ ખટપટ માત્ર ઉદર ભરવા માટે જ હોય છે. યથાશાસ્ત્ર અથવા નિષિદ્ધ આચરણ, એ જ સ્વર્ગ કે નરકની પ્રાપ્તિનું કારણ છે, એ વિષે જે જ્ઞાન સર્વાંશે અજ્ઞાન હોય છે, દેહનો ટુકડો એ જ આત્મા અને ઈશ્વર તે પથ્થરની પ્રતિમા એવી કલ્પનાની આગળ જેની બુદ્ધિ જતી નથી અને વળી તે એમ કહેતું હોય છે કે, 'આ શરીરનો પાત થવા પછી આત્મા પોતાનાં કરેલાં કર્મો સહિત નાશ પામે છે, એટલે પછી આત્મા આ કર્મોનાં ફળો ભોગવવા માટે આ મૃત્યુલોકમાં કયા રૂપે રહે છે વારુ? અથવા તો આપણાં કરેલાં કર્મોનો સાક્ષી ઈશ્વર હોય અને તે જ આ કર્મોનાં ફળો ભોગવાવતો હોય છે; એમ જો માનીએ, તો દેવની સોનારૂપાની બનાવેલી મૂર્તિઓને બજારમાં લઈ જઈને વેચવાથી દેવ તે માટે આપણને શાસન કરશે, એવી ભીતિ હોતી નથી; દેવ જ (મૂર્તિ જ) વેચી માર્યા, એટલે પત્યું, ગામમાંના પ્રમુખ દેવો જ કર્મ માટે શાસન કરશે, એમ જો માનીએ તો પછી જે પર્વતમાંના પાષાણમાંથી તે

મૂર્તિઓ ઘડીને તૈયાર કરેલી હોય છે તે પર્વતો સ્વસ્થ થઈને કેમ બેસી રહે છે?' એ પ્રમાણે કદાચિત્ તે દેવના અસ્તિત્વનો સ્વીકાર કરે છે, તોપણ તે પાષાણની પ્રતિમાને જ દેવ માને છે અને આત્માને દેહ જ સમજે છે. એ સિવાય પાપ અને પુણ્ય સર્વ અસત્ય છે અને અગ્નિ પ્રજ્વલિત થતાં તેની સન્મુખ આવનારી સર્વ વસ્તુઓનું તે ભક્ષણ કરે છે; તે પ્રમાણે જે જે વસ્તુ ભોગવવા મળે, તેનો ઉપભોગ લેવામાં હિત છે એમ જે સમજે છે; ચર્મચક્ષુ વડે જે જે પદાર્થ દૃષ્ટિગોચર થાય અને ઇંદ્રિયો જે વિષયોને ચસકો લગાડે, તે જ પદાર્થ સત્ય અને હિતકારક છે; એવો જેનો દૃઢ અનુભવ થયેલો હોય છે; કિંબહુના, હે પાર્થ! આકાશમા ધૂમ્રના ગોટા વ્યર્થ ફેલાય છે, તે જ પ્રમાણે જેની બુદ્ધિ એવા પ્રકારે આગળ વધતી જાય છે; બરુમાંનો ગર્ભ સૂકો હોય કે લીલો હોય, તોપણ વધીને મોટો થયાં છતાં કોઈ પણ પ્રકારના ઉપયોગમાં તે આવતો નથી; અથવા શેરડીને આવેલાં કણુસલાં, નપુંસક મનુષ્ય અથવા શુવેરનું વન, એ સર્વ જે પ્રમાણે નિરુપયોગી હોય અથવા બાળકનું મન જે પ્રમાણે ચંચળ હોય છે અથવા ચોરે ચોરીને આણેલું ધન જેમ તે ચોરથી નિર્ભય રહીને વાપરી શકાતું નથી, અથવા બકરાને ગળે લટકતા આંચળ જે પ્રમાણે નિરુપયોગી હોય છે, તે પ્રમાણે જે જ્ઞાન નિરર્થક અને અનિષ્ટકારક હોય છે, તેને હું 'તામસ જ્ઞાન' કહું છું. એ તામસ જ્ઞાનને પણ 'જ્ઞાન' શબ્દથી વર્ણવવાનું પ્રયોજન એટલું જ કે મનુષ્ય જન્માંધ હોય, તો તેની આંખોનું વર્ણન કરતી વખતે 'ભાઈ સાહેબની આંખ મોટી છે,' એમ વિરોધોક્તિથી આપણે કહીએ છીએ.* અથવા 'જુઓ તો ખરા! ફલાણા ભાઈના કાન કેવા મોટા છે!' એમ બહેરાને માટે તે કાંઈ પણ સાંભળી શકતો ન હોવા છતાં આપણે કહીએ; અથવા અપેય અને અપવિત્ર વસ્તુને આપણે 'પાનીય' કહીએ છીએ, તે જ પ્રમાણે 'જ્ઞાન' એ આ તામસ જ્ઞાનનું ઉપનામ માત્ર જ છે! અસ્તુ, હજી

* એવા વિરુદ્ધ અર્થને દર્શાવનારાં અનેક રૂઢિપ્રયોગો પ્રત્યેક ભાષામાં પ્રચલિત થયેલાં જોવામા આવે છે; જેમકે મંદબુદ્ધિ મૂર્ખ માણસને માટે 'આ તો ભાઈ મોટા વિદ્વાન અથવા રાજા માણસ છે' એમ કહેવામાં આવે છે; તેવી જ રીતે આંધળાને સૂરદાસ, પ્રજ્ઞાચક્ષુ ઇત્યાદિ નામોથી ઓળખવામાં આવે છે. હવે સૂરદાસ એટલે સૂર્યનો દાસ, સૂર્યનો દાસ અંધ સંભવે જ નહિ; તેમ જ પ્રજ્ઞાચક્ષુ એટલે બુદ્ધિ છે ચક્ષુ જેનાં એવો—પરંતુ બધાય અંધો કાંઈ બુદ્ધિમાન હોતા નથી, છતાં સર્વ અંધ જનોને આ નામથી ઓળખવામાં આવે છે.

કેટલું વર્ણન કરું ? ત્યારે એવું જે જ્ઞાન, તે જ્ઞાનને જ્ઞાન ન સમજતાં સાક્ષાત્ તમોગુણ જ જાણવો. આ પ્રમાણે હે શ્રોતાશ્રેષ્ઠ! ત્રણ ગુણોથી ભેદને પ્રાપ્ત થયેલું જે જ્ઞાન તેના યથાર્થ લક્ષણો તને કહી સંભળાવ્યાં. હે ધનુર્ધર! હવે આ જ ત્રણ પ્રકારના જ્ઞાનના પ્રકાશથી કર્તાની ક્રિયાઓ સ્પષ્ટ દેખાય છે; અર્થાત્ પાણીને જ્યાં માર્ગ કરી આપીએ ત્યાં તે જાય છે. તે જ પ્રમાણે કર્મજ્ઞાનના ત્રણ વિભાગો વડે ભિન્ન-ભિન્ન પ્રકારનાં થાય છે (બને છે). હવે તે જ જ્ઞાનના અનુરોધથી જે ત્રણ પ્રકારનાં કર્મ થાય છે, તેમાંના સાત્ત્વિક કર્મનાં લક્ષણો પ્રથમ સાંભળ. (૫૮૫)

**नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ॥**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥**

ફળની ઇચ્છા ન રાખતાં જે નિત્યનૈમિત્તિક કર્મો, કર્તૃત્વાભિમાનના ત્યાગ-પૂર્વક રાગ-દ્વેષરહિત કરવામાં આવે છે, તેને સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે. ૨૩

પતિવ્રતા પ્રમદા જેમ પોતાના પ્રિય પતિને આલિંગન આપે છે, તે પ્રમાણે પોતાના અધિકારાનુરૂપ પોતાને ઉક્ત હોય તે કર્મનું જે આચરણ કરે છે; શ્યામ વર્ણના શરીરને જેમ ચંદન વિશેષ શોભા આપે છે અને સ્ત્રીનાં નેત્રોને જેમ નેત્રાંજન દીપાવે છે, તે જ પ્રમાણે, ભૂષણા-વહ અધિકાર પ્રમાણે નિત્ય આચરણ કરવાથી તે થઈ પડે છે. એવાં નિત્યકર્મ કરવામાં આવતાં હોય અને તેમાં નૈમિત્તિક કર્મોનો ઉમેરો થયો હોય એટલે જાણે સુવર્ણને સુગંધની પ્રાપ્તિ થઈ રહે છે. જે પ્રમાણે તન, મન અને ધનથી માતા બાળકનું રક્ષણ કરે છે, તોપણ તેને કદી કંટાળો આવતો જણાતો નથી; તે પ્રમાણે જે સર્વ ભાવો વડે કર્મનું અનુષ્ઠાન ફલેચ્છા ત્યજીને કરે છે અને તે સર્વ કર્મો બ્રહ્માર્પણ કરે છે; અને પોતાનો પ્રિય પતિ જમવા બેસતાં પોતાને માટે ભોજન વધશે કે ખૂટશે એવી કલ્પના પતિવ્રતાના મનમાં પણ આવતી નથી, તે જ પ્રમાણે કર્મોનું આચરણ કરવામાં આવતાં, પોતાને ઘેર સાધુજન આવી લાગતાં તેના અહરાતિથ્યમાં સમય વ્યતીત થઈ જાય અને કર્મ કરવાનાં રહી જાય, તોપણ જે તેને માટે ખેદ કરતો નથી અને જે ક્રોધિત થતો નથી; અને વળી કર્મપૂર્ણતાને પામે તોપણ આનંદથી જે ગર્વિષ્ઠ થતો નથી; આ યુક્તિથી જે કર્મ થાય છે, તેને હે અર્જુન! સાત્ત્વિક કર્મ કહેવામાં આવે છે. હવે રાજસ કર્મનું સ્વરૂપ તને કહી સંભળાવું છું.' તે સાંભળવામાં પ્રમાદ કરીશ નહિ. (૫૯૪)

यत्तु कामेप्सुना कर्म साहङ्कारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

પરંતુ જે કર્મ ફળની ઇચ્છા રાખીને અથવા અહંકારપૂર્વક અને પુષ્કળ પ્રયત્નથી કરવામાં આવે છે, તેને રાજસ કર્મ કહેવામાં આવે છે ૨૪

ઘરમાં માતાપિતાની સાથે જે કદાપિ પ્રેમપૂર્વક વાત પણ કરતો નથી, પરંતુ મૂર્ખ માણસની જેમ બહારના લોકોનું આદરાતિથ્ય કરતો ફરે છે; અથવા જે તુલસીના છોડની ઉપર દૂરથી પણ પાણીનો છાંટોય નાખતો નથી (કારણકે તેમાંથી ફૂલ કે ફળની આશા હોતી નથી); પરંતુ દ્રાક્ષના વેલાને દૂધનું સિંચન કરે છે; તે પ્રમાણે આવશ્યક નિત્યનૈમિત્તિક કર્મોનું આચરણ કરવા માટે, જે જગ્યા પર બેઠેલો હોય ત્યાંથી ઊઠીને જે ઊભો પણ થતો નથી; બાકી કામ્ય કર્મ કરવામાં દેહોત્સર્ગ પણ થઈ જાય, તોય જેને કંટાળો આવતો નથી (અર્થાત્ તે કર્મ જેને થોડું કરેલું જ ભાસે છે); અરે, પૈસા દોઢા–બમણા થતા હોય તેવા વ્યાપારમા દ્રવ્ય રોકતાં જેની તૃપ્તિ થતી નથી અને જમીનમા ધાન્ય વાવતાં ગમે તેટલું ધાન્ય વવાય તોપણ જે પર્યાપ્ત લાગતું નથી; અથવા પારસમણિ હાથમાં આવ્યા પછી જે લોખંડનું સુવર્ણ બનાવવા માટે જેમ તૈયાર સુવર્ણને વેચીને લોખંડ ખરીદે છે; તે જ પ્રમાણે ફલાશા ધારણ કરી કઠિન કામ્ય કર્મો પુષ્કળ કરે છે, તોપણ તે હજી થોડાં જ થયા છે એમ જે માને છે અને કરેલાં કર્મોની પોતાને જ મુખે પ્રશંસા કરીને કર્મોની વાનગી ચારે તરફ વહેંચતો ફરે છે; આ રીતે મનમા અભિમાન ઉત્પન્ન થયા પછી તે પિતા અને ગુરુને માનતો નથી. જે પ્રમાણે કાળજ્વર કોઈ પણ ઔષધની પરવા રાખતો નથી, અર્થાત્ કાળજ્વરથી વ્યાપ્ત થયેલા મનુષ્યને જેમ ઔષધ લાગુ પડતું નથી, તેવી રીતે અહંકારયુક્ત થઈને તથા ફળ પર નજર રાખીને આગ્રહથી જે જે કર્મો કરે છે, પરંતુ નટનો શ્રમ તેને કેવળ ઉદરભરણમાં જ ઉપયોગી હોય છે, તે પ્રમાણે અતિ કષ્ટથી કર્મ કરવા છતાં તેને અન્ય કાંઈ પ્રાપ્ત થતું નથી. જે પ્રમાણે ઉંદર એક કણ માટે આખો ડુંગર ખોતરી નાખે છે અથવા શેવાળની પ્રાપ્તિ કરવા માટે દેડકો આખો સમુદ્ર ડહોળી નાખે છે; ભિક્ષા સિવાય અન્ય કાંઈ પ્રાપ્તિ ન હોવા છતાં પણ ગારુડી જે પ્રમાણે સર્પનો બોજો ઉપાડે છે, તેમ આવા લોકોને ખટપટ જ પ્રિય હોય છે. અસ્તુ. એક પરમાણુની આશા માટે ઊધઈ જેમ પાતાળ પર્યંત જમીનને કોતરી નાખે છે, તે

પ્રમાણે સ્વર્ગસુખની પ્રાપ્તિ માટે જેઓ શ્રમ કરે છે; તેમના તે પરિશ્રમને-કામ્ય કર્મને રાજસ કર્મ કહેવામાં આવે છે. હવે તામસ કર્મનાં લક્ષણો કહું છું તે સાભળ. (૬૧૦)

अनुबन्धं क्षयं हिंसामनपे(वे)क्ष्य च पौरुषम् ॥
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

પરિણામ, હાનિ, હિંસા અને પોતાનું સામર્થ્ય, એ પ્રતિ લક્ષ ન આપતા અજ્ઞાનથી જે કર્મ કરવામાં આવે છે, તે 'તામસ કર્મ' કહેવાય છે. ૨૫

તામસ કર્મ નિંદાનાં કાળાં (પાપમય) ઘર જ હોય છે. તેના યોગથી નિષેધના જન્મનું સાર્થક્ય થયેલું છે. કર્મના કરવાથી કાંઈ પણ ફળપ્રાપ્તિ દૃષ્ટિગોચર થતી નથી; જેવી રીતે પાણી પર રેખા કાઢવામાં આવે તો તે નિષ્ફળ થાય છે, અથવા છાશ પર તરી આવેલા પાણીને વલોવવાથી જેમ નવનીત પ્રાપ્ત થતું નથી. અથવા સોનીની ભઠ્ઠીમાંની રાખ સિવાય બીજા ઘરોની રાખ ફૂંકતા બેસવાથી તેમાંથી સુવર્ણની રજ વગેરે કાંઈ પણ મળી આવતું નથી; અથવા ઘાણીમાં રેતી પૂરવાથી તેમાંથી તેલ કે ખોળ એ બેમાથી એકેની પ્રાપ્તિ થતી નથી; અથવા ભૂસાને ઊપણવાથી કે આકાશમાં શરવૃષ્ટિ કર્યા કરવાથી અથવા પવનને પકડવા માટે ફાંસો બનાવી મૂકવાથી સર્વ પ્રયત્નો જેવી રીતે નિષ્ફળ જ છે, તે જ પ્રમાણે જે કર્મનુ આચરણ કરવા છતાં નિષ્ફળ જાય છે, નરદેહ સમાન અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થઈને તથા સંપત્તિ ખર્ચ કરીને પણ જે કર્મ કરવાથી જગતને ઊલટું દુઃખ જ થાય છે; જે પ્રમાણે કમળને કાઢવા માટે તેના પર કાંટાવાળો પાશ નાખીને ખેંચતાં પોતાને શ્રમ થાય છે અને કમળનો પણ નાશ થાય છે; અથવા પતંગ જે પ્રમાણે દીપકની સ્પર્ધા કરીને તેના પર ઝડપ મારવાથી પોતે નાશ પામે છે અને દીપકને પણ ઓલવી નાખી બીજાને પણ અંધારામાં બેસાડે છે, તે પ્રમાણે જે કર્મથી પોતાનું સર્વસ્વ વ્યર્થ જઈને દેહને પણ શ્રમ પહોંચે છે અને અન્યનું પણ અહિત થાય છે. મક્ષિકા પોતે માણસના ઉદરમાં જઈને મૃત્યુ પામે છે. અને તેને બીજાને વમન કરાવીને ગ્લાનિમાં નાખી દે છે, જે પોતે નઠારી વાતનું સ્મરણ કરાવે છે, વળી તે કર્મ કરવાનું આપણામાં સામર્થ્ય છે કે નહિ, એવો વિચાર કર્યા વિના જ જે કર્મ કરવા માંડે છે, મારો કેટલો બધો પ્રયત્ન અને એ પ્રયત્નનો મેં કેટલો બધો પસારો કરી દીધો છે અને તે કરવાથી મને શું પ્રાપ્ત થવાનું છે આ વિચારને અવિવેકના પગ

નીચે ચગદી નાખીને જે કર્મ અભિમાનપૂર્વક કરવામાં આવે તે છે, કર્મ તામસિક છે. અગ્નિ જે વાંસના વનમાંથી ઉત્પન્ન થાય છે, તે પોતાના નિવાસસ્થાન વાસના વનને બાળીને પ્રસરે છે અથવા સમુદ્ર પોતાની મર્યાદા છોડીને આગળ વધવા માડે છે, તો પછી નાની કે મોટી વસ્તુનો વિચાર ન કરતાં પવિત્ર કે અપવિત્ર સર્વ વસ્તુઓને એકત્ર કરી પોતાના સપાટામાં લઈ ચાલે છે, તે પ્રમાણે જે કર્મ યોગ્યાયોગ્યને સમાન ગણી સ્વધર્મનો કે પરધર્મનો કશો જ ભેદ રહેવા દેતું નથી, તે તામસ કર્મ છે એમ તું સમજ. આ પ્રમાણે હે અર્જુન! ગુણની ભિન્નતાથી કર્મ ત્રણ પ્રકારનાં થયા, તે તને દૃષ્ટાંત સહિત સ્પષ્ટ કરીને સમજાવ્યાં. હવે આ કર્મનું અભિમાન રાખી તેનું આચરણ કરનાર જે જીવ, તે પણ એના યોગથી ત્રણ પ્રકારનો થયેલો છે. જેમ એક જ પુરુષ પર બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમના યોગથી ચાર અવસ્થા દેખાય છે, તે જ પ્રમાણે કર્મના ભેદથી કર્તા પણ ત્રણ અવસ્થાને પામે છે. એ ત્રણ પૈકી સાત્ત્વિક અવસ્થાનુ પ્રથમ વર્ણન કરું છું, તે પૂર્ણ લક્ષ દઈ સાંભળ. (૬૩૦)

**मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥**

સર્વ સંગનો પરિત્યાગી, નિરહંકાર, ધૈર્ય અને ઉત્સાહથી યુક્ત અને કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિથી વિકાર ન પામનારને સાત્ત્વિક કર્તા કહેવામાં આવે છે. ૨૬

જે પ્રમાણે મલય પર્વતમાંના ચંદનવૃક્ષની શાખાઓ ફળની આશા ન રાખતાં સરળતાથી વધે છે, તથાપિ તે વૃક્ષના સર્વ ભાગોમાં ઉત્તમ સુવાસ જ રહેલી હોય છે, અથવા નાગરવેલને ફળ આવતાં નથી; તોપણ તે ઉપયોગી હોય છે; તે જ પ્રમાણે જે સર્વથી ઉત્તમ છે, તે નિત્યનૈમિત્તિક કર્મનાં ફળની અપેક્ષા ન રાખતા જેમ તેનું આચરણ કરે છે, તેને ફળશૂન્ય કહીશ મા; કારણ કે તે કર્મને કદી પણ વિફળતા પ્રાપ્ત થતી નથી. હે અર્જુન! જે પોતે જ ફળરૂપ છે, તેને ફળ ક્યાંથી આવશે? સાત્ત્વિક કર્તા આદરપૂર્વક કર્મો કરે છે; પરંતુ જે પ્રમાણે વર્ષાઋતુમાં મેઘસમુદાય જરા પણ ગર્જના ન કરતાં ધોધમાર વૃષ્ટિ કરે છે, તે પ્રમાણે તે કર્તૃત્વાભિમાનનો સ્પર્શ થવા દેતો નથી. પરમાત્માને અર્પણ કરવા યોગ્ય કર્મો કરવા માટે, તે કાળની મર્યાદા ન છોડતા, દેહશુદ્ધિ સાધીને કર્મની યોગ્યાયોગ્યતાનો નિર્ણય શાસ્ત્રરૂપી દીપકના

પ્રકાશ વડે જુએ છે. ઈંદ્રિયો અને વૃત્તિઓનું ઐક્ય કરી તે ચિત્તને ફળ તરફ જવા દેતો નથી અને નિયમની બેડી પોતાના પગમાં રાખે છે. એ ધોરણ સાચવી રાખવા માટે ઉત્તમ પ્રકારનું ધૈર્ય પોતામાં રહે એટલા માટે પોતાના મનમાં જે નિરંતર ચિંતા ધરે છે, દિવસ અને રાત એ વિશેનો જ વિચાર કર્યા કરે છે અને આત્માની પ્રાપ્તિના હેતુથી જ કર્મ કરતો હોવા છતાં જે દેહસુખની દરકાર રાખતો નથી, તે આળસ અને નિદ્રાનો ત્યાગ કરે છે અને તેને ક્ષુધાની પણ સ્મૃતિ રહેતી નથી અને તેના યોગે જેમ જેમ સુખાવસ્થા દૂર પલાયન કરતી જાય છે, તેમ તેમ સુવર્ણને જે પ્રમાણે આંચ દેવામાં આવતાં તે વજનમાં ઘટે છે, પણ કસમાં વધે છે, તેમ કર્મ કરવા પ્રત્યે નાના પ્રકારે અધિકાધિક ઉત્સાહ ધારણ કરે છે; કેમકે જ્યાં ખરેખરી પ્રીતિ હોય છે, ત્યાં જીવિતને પણ તુચ્છ ગણવામાં આવે છે. સહગમન કરતી વેળાએ અગ્નિમાં ઝંપલાવતાં પતિપ્રેમને લીધે પતિવ્રતા સ્ત્રીના શરીરમાં રોમાંચ ખડાં થાય છે! તે જ પ્રમાણે હે અર્જુન! આત્મપ્રાપ્તિ જેવી પ્રિયતમ વસ્તુને પ્રાપ્ત કરવા માટે જેના મનમાં ઇચ્છા થઈ છે, તેના શરીરને ગમે તેટલું કષ્ટ થાય, તોય તેને તે વિષેનો ખેદ થવાનો સંભવ હોઈ શકે ખરો કે? માટે વિષયસુખેચ્છા નષ્ટ થઈ જેમ જેમ દેહબુદ્ધિ ન્યૂન થતી જાય છે, તેમ તેમ કર્મ કરવામાં તેને દ્વિગુણિત આનંદ થતો જાય છે. આ પ્રમાણે કર્મ કરતાં કરતાં જો કોઈ વખતે કર્મ બંધ પડી જાય, તોપણ પર્વત પરથી પોતાની મેળે ગાડું નીચે ગબડી પડીને તેના ટુકડે ટુકડા થઈ જાય, તથાપિ તે વિષે જેમ ગાડાના મનમાં શોક થતો નથી, તે જ પ્રમાણે કર્મ બંધ પડી જાય, બાકી રહી જાય, તો તેનો તે કદી ખેદ માનતો નથી અને આરંભેલું કર્મ પૂર્ણસિદ્ધિને પ્રાપ્ત થાય, તો તેને માટે પ્રતિષ્ઠા કેમ બતાવવી એ પણ તે જાણતો નથી. હે અર્જુન! કર્મનું આચરણ કરતી વેળાએ આ લક્ષણો જેનામાં વિદ્યમાન જણાય તેને નિશ્ચયપૂર્વક સાત્ત્વિક કર્તા કહેવો. હે ધનંજય! હવે રાજસ કર્તાનાં લક્ષણો તને કહી સંભળાવું છું; કારણ કે જગતમાંના સર્વ અભિમાનનું તે જન્મસ્થાન જ છે.

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥**

વિષયાસક્ત, કર્મફળની ઇચ્છા રાખનાર, લોભી, ઘાતકી, અપવિત્ર અને હર્ષ તથા શોકથી યુક્ત જે (જીવ હોય છે,) તે રાજસ કર્તાના નામથી પ્રસિદ્ધ છે. ૨૭

જે પ્રમાણે ગામની સઘળી ગંદી વસ્તુ નાખવાનું સ્થાન ઉકરડો હોય છે, અથવા સર્વ અમાંગલિક પદાર્થોને સ્મશાનમાં આશ્રય મળે છે; તે પ્રમાણે વાસ્તવિક રીતે જોતાં આ જગતમાંના સર્વ મનોરથોને પગ ધોવા માટેનુ સ્થાનરૂપ થઈને એ રહેલો હોય છે; અર્થાત્ જે કર્મ દ્વારા ઇચ્છિત ફળની સહજ પ્રાપ્તિ થાય તે જ કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે અને જે પોતે સંપાદન કરેલા દ્રવ્યમાંથી કોડી પણ નહિ ખર્ચતાં ઊલટો વારંવાર તે દ્રવ્ય પરથી પોતાના જીવને ઓવારી નાખે છે. કૃપણ મનુષ્ય જે પ્રમાણે નિરંતર પોતાની મૂડી પર લક્ષ રાખે છે; તે પ્રમાણે આ અન્યના પદાર્થો લઈ લેવા માટે દક્ષ જ હોય છે. જે પ્રમાણે બગલો મત્સ્યને પકડવા માટે આતુર હોય છે તથા જે પ્રમાણે બોરડીના વૃક્ષની નિકટ ગયા હોઈએ, તો આપણા વસ્ત્રને પોતાના કાંટામાં ભેરવી ફાડી નાખે છે અને વસ્ત્રને છોડાવીએ તો અંગમાં ઉઝરડા પાડે છે અને તેનાં ફળ ચાખવા જઈએ, તો તે આમલી જેવાં ખાટાં જણાય છે; તે પ્રમાણે કાયા, વાચા અને મન દ્વારા જે અન્યને દુઃખ દે છે અને પોતાનુ હિત સાધવા માટે અન્યના હિતનો વિચાર પણ કરતો નથી; તેમ જ પોતે જે કર્મ આરંભ્યું હોય તે નિરંતર ચાલતું રહેવાનો નિયમ હોતો નથી અને તે કર્મ વિષે જેના મનને કંટાળો આવતો નથી, ધતૂરાના ફળના ગર્ભમાં જેમ ઝેરી બીજ અને બહાર કાંટા હોય છે, તે પ્રમાણે જે શુચિત્વના સબંધમાં આંતર્બાહ્ય દરિદ્રી હોય છે અને હે અર્જુન! કરેલા કર્મની ફળપ્રાપ્તિ થાય, તો આનંદના આવેશમાં આવી જઈ નાચી કૂદીને તે આનંદ વ્યક્ત કરે છે, અથવા આરંભેલું કર્મ સિદ્ધ ન થાય, તો શોકથી તે કર્મને તે ધિક્કારે છે. કર્મના સંબધમાં જેની જેની વર્તણૂક આ પ્રકારની દેખાય તે રાજસ કર્તા છે, એમ નિઃસંશય સમજવું. હવે અધમ કર્મોની ખાણરૂપ જે તામસ કર્તા તેનાં લક્ષણો કહું છું. (૬૬૨)'

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥**

અજિતેંદ્રિય, મૂર્ખ, ઉદ્ધત, કપટી, પરોત્કર્ષ સહન ન કરનાર, આળસુ, ખિન્ન ચિત્તવાળો અને દીર્ઘસૂત્રી+ એવા કર્તાને તામસ કર્તા કહેવામાં આવે છે. ૨૮

+ થોડા સમયમાં કરી શકાય એવા સાધારણ કાર્યને પણ 'પછીથી કરી લઈશ' એવી આશાએ ઘણા સમય સુધી જે પૂરું કરતો નથી તેને 'દીર્ઘસૂત્રી' કહેવામાં આવે છે.

પોતાની સમક્ષ આવતી વસ્તુઓ બળીને ભસ્મીભૂત થઈ જાય છે, એ વાત જેમ અગ્નિ જાણતો નથી; અથવા પોતાની ધારથી અન્યના પ્રાણ કઈ રીતે જાય છે, તેની શસ્ત્રને ખબર હોતી નથી; અથવા પોતાનાથી અન્યનો નાશ શી રીતે થાય છે, તે વાત જેમ હળાહળ વિષ જાણતું નથી; તે પ્રમાણે હે ધનંજય! જે ક્રિયાથી પોતાનો અને અન્યનો નાશ થાય, તે કર્મ કરવાને જે પ્રવૃત્ત થાય છે, તે કર્તા તામસ છે. જેમ વંટોળિયો ઊપડતાં પવન ગમે તેમ સ્વચ્છંદતાથી સર્વત્ર સંચાર કરે છે, તે પ્રમાણે તે કર્મો કરતી વખતે એથી શો લાભ થયો અને શો નહિ એની જે જરાય ચિંતા રાખતો નથી; અને જેની કૃતિ અને ઇચ્છાનો પરસ્પર કશો પણ મેળ હોતો નથી; આવા તામસ કર્તાની સમક્ષ તરછટ ગાંડો પણ હાર ખાઈ જાય છે. જેમ બળદની ખાંધ આગળ બગાઈઓ ચીવટથી ચોંટી રહે છે, તેમ જે ઇંદ્રિયોએ આપેલા ભોગો ભોગવીને પોતાના જીવનનું રક્ષણ કરે છે; જે પ્રમાણે નાના બાળકને હસવામાં કે રડવામાં વાર લાગતી નથી, તે પ્રમાણે જેની કૃતિમાં કશો પણ મેળ હોતો નથી; પ્રકૃતિને સ્વાધીન હોવાથી શું કરવું અને શું ન કરવું, એ વિષે જેને જ્ઞાન હોતું નથી અને કચરાથી જેમ ઉકરડો ફૂલે છે, તે પ્રમાણે જે કુકર્મથી ગર્વના આવેશમાં આવી ઈશ્વરને પણ નમતો નથી અને અકડાઈમાં જે પર્વતને પણ તુચ્છ માને છે; અરે, જેનું મન કેવળ વિષયોની લહેરીરૂપ છે, જેનું આચરણ ચોરટું હોઈને ઉપરઉપરથી સારું દેખાવા છતાં અંતરમાં અન્યને ઘાત કરવાનો હેતુ હોય છે; જેની દૃષ્ટિ કેવળ વેશ્યાની માલિકા જેવી, દેખાવમાં પ્રિય પણ અન્યનું સર્વસ્વ હરણ કરનારી હોય છે; કિંબહુના, જેનું સર્વાંગ કપટથી જ પરિપૂર્ણ હોય છે અને જેનું જીવન જુગાર આદિ ખરાબ કર્મોનું જ જન્મસ્થાન હોય છે; તેની પ્રસન્નતા તો કેવળ અભિલાષારૂપી ભીલોનું ગામ જ સમજી લેવું; માટે તે વાટે તો કોઈએ પણ જવું જ નહિ. અન્યનો ઉત્કર્ષ થયેલો જોઈ જેના મનમાં વેર ઉત્પન્ન થાય છે. દૂધમાં મીઠું ભળવાથી જેમ તે પીવાને અયોગ્ય બને છે; અથવા ગમે તેવો શીતળ પદાર્થ પણ અગ્નિમાં નાખવામાં આવે, તોય તત્કાળ અગ્નિ ઊલટો વિશેષ પ્રજ્વલિત થાય છે; અથવા હે અર્જુન! ખાદ્ય પદાર્થ ગમે તેવા અને ગમે તેટલા ઉત્તમોત્તમ હોય; તોપણ પેટમાં ગયા પછી તો તેમનો મળ જ થાય છે, તે જ પ્રમાણે અન્યનું કલ્યાણ થયેલું જોયું અથવા સાંભળ્યું; કે તે તેનાથી સહન થઈ શકતું જ નથી અને તે ઊલટો તેની નિંદા કરવા પ્રવૃત્ત થાય છે (કારણ કે બીજાનું સારું જોઈને

એને બહુ જ માઠું લાગે છે); સર્પને દૂધનું પાન કરાવવામા આવે, તોપણ તેના શરીરમાં તો તે વિષ જ બની જાય છે, તે પ્રમાણે અન્યના ગુણ સાંભળીને પણ તે તેને દુર્ગુણ જ માને છે અને જેના યોગથી ઇહલોકમાં કીર્તિ વધી પરલોકપ્રાપ્તિ થાય એવું કૃત્ય જે સમયે મળે, તે સમયે તેને નિદ્રા આવે છે અને ખરાબ કર્મ કરવું હોય તે વખતે નિદ્રા ઋતુપ્રાપ્ત સ્ત્રીની પેઠે દૂર જઈને ઊભી રહે છે. દ્રાક્ષ કે કેરીની મોસમમાં જે પ્રમાણે કાગડાને મુખરોગ થાય છે, અથવા જે પ્રમાણે દિવસના સમયે ઘુવડની આંખો બંધ થાય છે, તે પ્રમાણે કલ્યાણ સાધવાનો સમય આવતાં અર્થાત્ સત્સંગ કે સદ્દશાસ્ત્રનું શ્રવણ કરવાનો પ્રસંગ આવતાં તેના પર આળસનો પર્વત તૂટી પડે છે અને કુકર્મો કરતી વખતે તે જ આળસ તેનો આજ્ઞાધીન સેવક બની જાય છે. જે પ્રમાણે સમુદ્રના ઉદરમાં નિરંતર વડવાનલ નામનો અગ્નિ અખંડ બળ્યા કરે છે, તે પ્રમાણે તે મનુષ્યના અંતઃકરણમાં પરોત્કર્ષ સહન ન થઈ શકવાથી પ્રખર વિષાદ થયા કરે છે. જે પ્રમાણે લીંડીઓના અગ્નિમાં કેવળ ધુમાડો જ હોય છે, અથવા અપાનદ્વારથી નીકળતો વાયુ જે પ્રમાણે દુર્ગંધયુક્ત જ હોય છે; તે પ્રમાણે જન્મભર જેના ચિત્તમાં વિષાદની ગાઠ બંધાયલી હોય છે અને હે અર્જુન! કલ્પાત વ્યતીત થઈ ગયા પછી પણ લાભ થશે, એવી આશાથી અને કલ્પનાથી જે વ્યાપારનો આરંભ કરે છે, અરે! જગતના લોકો જે વ્યાપાર કરતા નથી, તે કરવાની ઇચ્છા ધરી જે કર્મ કરે છે; પરંતુ જેના યોગથી તૃણનો પણ લાભ તેને થતો નથી, આવો જે જગતમાં મૂર્તિમંત પાપરાશિ જ છે, તે નિઃસંશય તામસ કર્તા છે. આ પ્રમાણે હે અર્જુન! તને કર્મ, કર્તા અને જ્ઞાન-એ ત્રણેનાં વિવિધ લક્ષણો કહી સંભળાવ્યાં. (૬૮૯)

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनञ्जय ॥ २९ ॥**

હે ધનંજય! ગુણોના યોગે થયેલા બુદ્ધિની અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ કાંઈ પણ બાકી ન રાખતાં તને જુદાજુદા કહું છુ તે સાંભળ. ૨૯

હવે અજ્ઞાનરૂપી ગ્રામમાં મોહરૂપી વસ્ત્ર પરિધાન કરેલી અને સંશયરૂપી અલંકારો ધારણ કરેલી જે બુદ્ધિરૂપી આરસી છે, તેમાં આત્મનિશ્ચયની સુંદરતા સ્પષ્ટ દેખાય છે. તે બુદ્ધિના પણ ત્રણ પ્રકાર છે. હે અર્જુન! આ સત્ત્વ, રજ અને તમોગુણે જગતની કઈ વસ્તુના

ત્રણ પ્રકાર નથી કર્યાં વારુ? જેના ગર્ભમાં અગ્નિ ન હોય, એવું કયું કાષ્ટ આ જગતમાં વિદ્યમાન છે? તે પ્રમાણે જેના ત્રણ પ્રકાર ન હોય, એવી કઈ વસ્તુ આ જગતમાં છે? આ ત્રણ ગુણોએ બુદ્ધિના ત્રણ પ્રકાર કર્યા છે; તેમ ધૃતિના પણ ત્રણ પ્રકાર કર્યા છે, તે ભિન્નભિન્ન ભેદ તેના ચિહ્નો સહિત વિસ્તારપૂર્વક કહું છું; પરંતુ હે ધનંજય! પ્રથમ બુદ્ધિનાં લક્ષણો કહું છું. હે સુભટ! મનુષ્યને આ સંસારમાં આવવાના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ—એવા ત્રણ માર્ગ છે. એ ત્રણ માર્ગો વિહિત (કરણીય), કામ્ય અને નિષિદ્ધ કર્મને નામે પ્રસિદ્ધ છે અને પ્રાણીમાત્રને એમના દ્વારા સંસારનો ભય પ્રાપ્ત થયા કરે છે. (૬૯૮)

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥**

હે પાર્થ! પ્રવૃત્તિ (કર્મમાર્ગ) અને નિવૃત્તિ (સંન્યાસમાર્ગ)—શુ કરવું અને શું ન કરવું, ભય શાથી છે અને નિર્ભયતા શાથી છે, તેમ જ બંધન કેમ થાય છે અને મોક્ષ કેમ થાય છે, એમ જે બુદ્ધિ જાણે છે, તે સાત્ત્વિક બુદ્ધિ કહેવાય છે. ૩૦

એટલા માટે ઇહલોકમાં અધિકારને અનુસરતું અને વિધિમાર્ગથી પ્રાપ્ત થયેલું જે નિત્યકર્મ, તે જ માત્ર ઉત્તમ છે. એ નિત્યકર્મ આત્મ-પ્રાપ્તિરૂપી ફળ પર દૃષ્ટિ રાખી, તૃષાતુર જેમ અતિ આદરથી પાણી પીએ છે, તે પ્રમાણે આચરવાં. આવી રીતે યુક્તિ વડે કરાયલુ તે નિત્ય કર્મ દુસ્તર જન્મના ભયમાંથી મુક્ત કરે છે અને મોક્ષપ્રાપ્તિ સુલભ કરી આપે છે. તે સંસારભયમાંથી મુક્ત થાય છે અને એ કર્મના આચરણથી મુમુક્ષુત્વની ભૂમિકા પર આવી પહોચે છે; મોક્ષના માર્ગમાં પ્રવેશ કરે છે. એ નિત્ય કર્મમાં વિશ્વાસ રાખીને જે બુદ્ધિ તેનાં આચ-રણ વિષે નિશ્ચય કરે છે, ત્યાં મોક્ષપ્રાપ્તિ તૈયાર જ હોય છે; અર્થાત્ જે કર્મની પ્રવૃત્તિની ઇમારત નિવૃત્તિના પાયા પર જ ઊભી કરવામાં આવી છે, તેવા કર્મમાં ડૂબકી શા માટે ન મારવી વારુ? તૃષાતુર મનુષ્યને પાણીની પ્રાપ્તિ થવાથી, પૂરમાં પડેલા મનુષ્યને તરતા આવડતું હોવાથી અને અંધકારમાં સૂર્યપ્રકાશની સહાય મળવાથી, જે પ્રમાણે ભયની નિવૃત્તિ થાય છે, તેમ જ પથ્યની સાથે ઔષધનું સેવન કરવાથી જેમ રોગગ્રસ્ત મનુષ્ય બચે છે, અથવા મત્સ્યને પાણીનો આશ્રય મળવાથી તેના જીવને જેમ ભય હોતો નથી, તેવી જ રીતે આ નિત્યકર્મનું આચરણ કરવાથી અવશ્ય મોક્ષપ્રાપ્તિ થાય છે જ. આ

નિત્યકર્મ કરવામા જે જ્ઞાનની પ્રવૃત્તિ હોય છે અને ખરેખર આચરવાને યોગ્ય નહિ એવા જે કામ્યાદિક સંસારભય આપનારાં કર્મ, કે જેમના પર નિષિદ્ધતાનુ આળ મુકાયલું છે, તે અનાચરણીય અને જન્મ-મરણમાં નાખનારાં અધમ કર્મો તરફથી જે પોતાની પ્રવૃત્તિને પાછી હઠાવે છે, તે સાત્ત્વિક બુદ્ધિ છે. અગ્નિમાં જેમ પ્રવેશ કરી શકાતો નથી, ઊંડા પાણીમાં ભુસ્કો મારી શકાતો નથી, ફૂફાડા મારતા કાળા નાગના ઉપર હાથ નાખી શકાતો નથી, તપીને લાલચોળ થયેલા લોઢાના શૂળને હાથ વડે પકડી શકાતો નથી અને જેમ વાઘની ગુફામા કોઈથી જઈ શકાતું નથી, તે જ પ્રમાણે નિષિદ્ધ કર્મનું આચરણ કરવાથી મહાભય ઉત્પન્ન થવાનો સંભવ છે, એવો જે બુદ્ધિનો નિશ્ચય થયેલો હોય છે; વિષ નાખીને તૈયાર કરેલા અન્નનું સેવન કરવાથી જે પ્રમાણે મૃત્યુ પ્રાપ્ત થાય છે જ, તેમ નિષિદ્ધ કર્મનુ આચરણ કરવાથી જન્મ-મૃત્યુ છૂટતાં જ નથી અને તેમનો ભય પ્રાપ્ત થાય છે. એમ સમજી જે બુદ્ધિ તેનો ત્યાગ કરે છે; રત્નપરીક્ષક જે પ્રમાણે ખરાખોટા રત્નનો નિર્ણય કરે છે, તે જ પ્રમાણે કાર્ય અને અકાર્યનો જે પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ માપથી નિર્ણય કરી નાખે છે; તેમ જ જે બુદ્ધિ ઉત્તમ-અધમ કાર્યને તરત સમજી શકે છે, તે સાત્ત્વિક બુદ્ધિ છે એમ તું સમજ. (૭૧૭)

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

અને જે બુદ્ધિના યોગે જીવ, ધર્મ અને અધર્મ તથા કર્તવ્ય અને અકર્તવ્યને યથાર્થ રીતે જાણતો નથી, તેને રાજસ બુદ્ધિ કહે છે. ૩૧

અને બગલાના ગામમા (વિવેક નહિ હોવાથી) જે પ્રમાણે દૂધ અને પાણી ભળેલાં જ લેવામા આવે છે, અથવા અંધ મનુષ્ય જે પ્રમાણે દિવસ અને રાત્રિના ભેદને જાણતો નથી, અથવા જે ભ્રમર અતિશય કોમળ પુષ્પના મકરંદનુ સેવન કરી શકે છે, તે જ ભ્રમર કઠિન કાષ્ઠને કોતરવામાં પણ પ્રવૃત્ત થઈ જાય છે; તેથી કાંઈ તેનું ભ્રમરત્વ નષ્ટ થતું નથી, તે પ્રમાણે જે બુદ્ધિ ધર્માધર્મ અને કાર્યાકાર્યને સમજ્યા વિના જ તેનુ આચરણ કરે છે, તે બુદ્ધિ રાજસી છે. અરે, પરીક્ષા કર્યા સિવાય મોતી લેવામા આવે, તો કદાચ સારાં મળી આવે તોપણ તે હંમેશાં સારાં જ મળશે તેવો પ્રકાર હોતો નથી; પરંતુ પરીક્ષા કર્યા વિના લીધેલા મોતી ખરાબ નીકળશે, એ વાત

તો નિશ્ચિત જ હોય છે. તે પ્રમાણે નિષિદ્ધ કર્મ સહેજ પ્રાપ્ત ન થાય તો સુભાગ્ય ! બાકી જે બુદ્ધિ સારા અને માઠાં કર્મોને સરખાં જ માને છે, તે જેમ યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના સર્વ સમાજને નિમંત્રણ આપવામાં આવે અને હલકા લોકોથી આંગણું ભરાઈ જાય, તેના જેવું જ છે. આમ સારાં અને માઠાં કર્મો વિષે જે બુદ્ધિ અંધ હોય છે, તેને રાજસ બુદ્ધિ કહે છે. (૭૨૩)

**अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।**
**सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥**

હે પાર્થ ! તમોગુણથી વ્યાપ્ત જે બુદ્ધિ અધર્મને ધર્મ માનનારી અને અર્થનો અનર્થ કરનારી હોય છે, તેને તામસ બુદ્ધિ કહેલી છે. ૩૨

અને રાજમાર્ગને ચોર જેમ આડવાટ માને છે, અથવા રાક્ષસ જેમ રાત્રિમાં દિવસ માને છે, અથવા દ્રવ્યનો ભંડાર જેમ ભાગ્યહીનને કોલસાનો ઢગલો દેખાય છે, અને ધન પાસે હોવા છતાં તેને તેનો કશો ય લાભ મળી શકતો નથી; તેવી જ રીતે શાસ્ત્રમાં કહેલા ધર્મ-માર્ગનું આચરણ કરવું જે બુદ્ધિને વિઘાતક ભાસે છે અને ખરી વસ્તુઓ ખોટી જણાય છે, જે બુદ્ધિ શાસ્ત્રનો ખરો અર્થ મૂકી દઈને વિપરીત જ અર્થ કરે છે અને જે સર્વ ગુણોને દોષ જ માને છે, કિંબહુના, શ્રુતિ વડે માન્ય કરાયલી વાતો પણ જે બુદ્ધિને વિપરીત ભાસે છે, તેને હે અર્જુન ! કોઈનો પણ અભિપ્રાય લીધા વિના નિઃશંકતાથી તામસી બુદ્ધિ કહેવી. દાન અને ધર્મનાં કાર્યોમાં અભાવવાળી—રાત્રિ જેવી એ બુદ્ધિનો ઉપયોગ શો ? આ પ્રમાણે હે અર્જુન ! તને બુદ્ધિના ત્રણ ભેદ સ્પષ્ટ કરીને કહી બતાવ્યા. હવે એ જ બુદ્ધિનો જ્યારે કર્મ કરવા માટેનો નિશ્ચય થાય છે, ત્યારે તેને 'ધૃતિ' સંજ્ઞા પ્રાપ્ત થાય છે (અર્થાત્ બુદ્ધિ ધૃતિના નામથી ઓળખાય છે); અને તે (ધૃતિ)-ના પણ ત્રણ પ્રકાર છે. આ ધૃતિનાં ત્રણ પ્રકારનાં લક્ષણો તને કહી સંભળાવું છું, તે પ્રતિ લક્ષ આપ. (૭૩૨)

**धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।**
**योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥**

હે પાર્થ ! જે એકનિષ્ઠ ધૈર્ય વડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓને મનુષ્ય સમાધિને કાયમ રાખીને કરે છે, તે સાત્ત્વિક ધૈર્ય છે. ૩૩

તેમ જ સૂર્યોદય થતાંની સાથે જ જેમ ચોરી અને અંધકારનો લોપ થાય છે, રાજાજ્ઞા થતાંની સાથે જ કુવ્યવહાર બંધ પડે છે, પવન

જોરથી ફૂંકાવા માંડતાં મેઘોનો ગર્જના સહિત લોપ થાય છે, અથવા અગસ્ત્ય ઋષિનાં દર્શન થતાં જ સમુદ્રની ગર્જનાઓ બંધ પડે છે, ચંદ્રોદય થતાં જ સૂર્યવિકાસિની કમલિની પોતાની મેળે જ બિડાઈ જાય છે, વધારે શું કહેવું ? જો ગર્જના કરીને સિંહ પોતાની આગળ આવી લાગે, તો મદોન્મત્ત હાથી પણ પોતાના ઉપાડેલા પગને જમીન પર મૂકવાનું ભાન ભૂલી જાય છે; તેવી જ રીતે સાત્વિક ધૈર્ય ઉત્પન્ન થતાં મન, પ્રાણ અને ઈંદ્રિયોના વ્યાપાર જ્યાંના ત્યાં જ અટકી પડે છે અને હે અર્જુન ! ઇંદ્રિયોનો વિષયો પ્રત્યેનો સ્નેહ પોતાની મેળે જ છૂટી જાય છે અને તેઓ ગભરાઈને પોતાની મનરૂપી માતાના ઉદરમાં પ્રવેશ કરે છે. જે ધૈર્ય ઊર્ધ્વ અને અધોવાયુના માર્ગને તોડીને નવે પ્રકારના વાયુઓને એકત્ર કરીને સુષુમ્ણા નાડીની કોટડીમાં બંધ કરી નાખે છે અને મનના સંકલ્પવિકલ્પરૂપી અંતરાયો કાઢી નાખીને મનને ખુલ્લું કરે છે અને પછી બુદ્ધિ મનની પાછળ સ્વસ્થ થઈને બેસે છે; આ પ્રમાણે જે ધૈર્યરાજ મન, પ્રાણ અને ઇંદ્રિયોની સ્વકીય ચેષ્ટાવાળા ભાષણોને બંધ પાડે છે અને પછી સર્વની ઝડતી લઈને તેઓને ધ્યાનની અંદરની કોટડીમાં યુક્તિથી ગોંધી દે છે, પરંતુ ચક્રવર્તી પરમાત્માના તાબામાં તેમને સોંપે ત્યાંસુધી તેમની પાસેથી લાંચ ન લઈને તેમને જે ધૈર્યરાજ છોડતો નથી, તે ધૈર્ય, લક્ષ્મીપતિ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, તે કેવળ સાત્વિક ધૈર્ય છે, એમ તું સમજ. (૭૪૪)

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥**

હે અર્જુન ! જે ધૈર્ય વડે મનુષ્ય ધર્મ, કામ અને અર્થ એ ત્રણ પુરુષાર્થ જ કરે છે અને તે તે પુરુષાર્થના આચરણસમયે ફળની ઇચ્છા રાખે છે, તે (ધૈર્ય) રાજસ ધૈર્ય છે. ૩૪

અને જે પોતાને શરીર માનીને ધર્મ, અર્થ અને કામ-એ ત્રણ ઉપાયો વડે કેવળ સ્વર્ગ અને સંસારમાં જ આનંદપૂર્વક નિવાસ કરે છે, મનોરથસાગરમા ધર્માર્થકામરૂપી નૌકા પર જે ધૈર્યથી વ્યાપાર કરે છે અને કર્મરૂપી ભંડોળ રોકવાથી ચારગણો લાભ થશે એમ માનીને જે ધૈર્યથી સાહસકર્મ કરે છે, તે ધૈર્યને હે અર્જુન ! રાજસ ધૈર્ય કહેવામાં આવે છે. હવે ત્રીજા તામસ ધૈર્યના લક્ષણો કહું છું તે સાંભળ. (૭૪૮)

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥**

હે પાર્થ ! જે ધૈર્યના યોગે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય નિદ્રા, ત્રાસ, શોક, ખેદ અને મદનો ત્યાગ કરતો નથી, તે તામસ ધૈર્ય છે. ૩૫

' કોલસા જેમ શ્યામ વર્ણના જ બનેલા હોય છે, તેમ જ જે ધૈર્ય સર્વ નીચ ગુણોથી જ બનેલું છે, તેનું વર્ણન સાંભળો. પ્રાકૃત અને હીન વસ્તુને પણ 'ગુણ' એવું મોટું નામ આપવાનું પ્રયોજન શું, એવી શંકા આવે, તો તેનું નિવારણ એ છે કે, રાક્ષસોને પણ પુણ્યજનના નામથી નથી બોલાવવામાં આવતા કે શું ? સર્વ ગ્રહોમાં જે ભૌમગ્રહ અંગારાવત્ સંતાપ આપનારો છે, તેને પણ મંગળ કહેવામાં નથી આવતો કે ? તે પ્રમાણે તમોગુણને પણ સાધારણ રીતે 'ગુણ' કહેવામાં આવેલ છે. હે સુભટ અર્જુન ! જે પ્રમાણે સર્વ દોષોના નિવાસસ્થાનવાળા તમોગુણની જ જે નરની મૂર્તિ બનેલી છે, તે આળસનું પોષણ કરે છે; માટે નિદ્રા તેને કદી છોડતી નથી અને જે પ્રમાણે પાષાણમાંથી કઠિનતા કદી મટતી નથી, તે પ્રમાણે દેહરૂપી દ્રવ્ય પર તેની અત્યંત પ્રીતિ હોવાથી તેને ભય તો કદી છોડતો જ નથી. કૃતઘ્ન મનુષ્યનાં પાપને નષ્ટ કરવા માટે ગમે તેટલી ખટપટ કરવામાં આવે, તોપણ જેમ તે નાશ પામતા નથી, તે પ્રમાણે પદાર્થ માત્રમાં પ્રીતિ રાખવાથી તે શોકનું નિવાસસ્થાન બની જાય છે અને રાત્રિ-દિવસ પોતાના જીવની સાથે અસંતોષ બાંધી મૂકેલો હોવાથી, વિષાદે પણ તેની સાથે મૈત્રી કરેલી છે. લસણની ગંધ જેમ તેમાંથી દૂર થતી નથી, અથવા કુપથ્ય કરનારને જેમ વ્યાધિ છોડતો નથી, તે પ્રમાણે વિષાદે આજન્મ તેની સાથે મૈત્રી કરેલી હોય છે અને તારુણ્ય, ધન તથા કામનો તે ગર્વ કરે છે; તેથી તેનામાં મદ પણ વાસો કરે છે. અગ્નિને જે પ્રમાણે ઉષ્ણતા છોડતી નથી, જાતવંત સર્પનો સળસળાટ જેમ જતો નથી અથવા ભય જેમ સર્વ જગતનો વેરી હોવાથી જગતને છોડતો નથી, અથવા તો કાળ જેમ આ શરીરને કદી પણ ભૂલતો નથી, તે જ પ્રમાણે તમોગુણમાં મદ અખંડ હોય છે. આ પ્રમાણે નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદ—એ પાંચ તમના દોષ જે ધૈર્યે ધારણ કરેલા હોય છે, તે ધૈર્યને તામસ ધૈર્ય કહેવામાં આવે છે, એમ જગન્નાયક શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા. આ પ્રમાણે ત્રણે પ્રકારની બુદ્ધિ જે જે કર્મનો નિશ્ચય કરે છે, તે તે કર્મને ધૈર્ય સિદ્ધ કરે છે. સૂર્યનો ઉદય થતાં રસ્તો દેખાવા માંડે છે અને તે માર્ગમાં મનુષ્ય પગ

વડે ચાલે છે. પરંતુ તે ચાલવાની ક્રિયા ધૈર્યને લીધે જ થાય છે; તેમ બુદ્ધિ કર્મનો નિશ્ચય કરે છે અને તે કર્મ ઇંદ્રિયો વડે ઉત્પન્ન કરવામાં આવે છે; પરંતુ તે કર્મની પૂર્ણતા થવા માટે જે ધૈર્યની અનુકૂળતાની આવશ્યક્તા હોય છે, તે ધૈર્યના ત્રણ પ્રકાર તને કહ્યા અને તે ધૈર્યના યોગથી જ ત્રણ પ્રકારનાં કર્મો ઉત્પન્ન થાય છે, પછી તે કર્મોને જે ફળ આવે છે અને જેને સુખ કહે છે, તે સુખ પણ કર્મ પ્રમાણે જ ત્રણ પ્રકારનું છે, હવે એ ફળરૂપ સુખને ત્રણ ગુણો વડે વિભક્ત કરેલુ છે. એટલે એનો હવે સ્પષ્ટ ભાષણ વડે આપણે વિચાર કરીએ. હવે એ સ્પષ્ટતાથી કેમ કરીને કહેવાશે, એમ કદાચ તું પ્રશ્ન કરીશ; માટે મારે જણાવવું જોઈએ કે, જો એનું શબ્દ દ્વારા વર્ણન કરીશું, તો એને શબ્દનો મળ લાગવાનો સંભવ છે અને તેનું કર્ણ દ્વારા શ્રવણ કરીશું તો કર્ણરૂપી કરનો મળ તેને લાગી જવાનો ભય છે; એટલા માટે શબ્દ અને અવધાનને ત્યાગીને અંતઃકરણથી તે સાંભળ. એમ બોલી દેવે ત્રિવિધ સુખ વર્ણવવાની પ્રસ્તાવના કરી; તેનુ જ હું નિરૂપણ કરું છું. (૭૭૧)

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥

હવે હે ભરતશ્રેષ્ઠ! જે સુખમા અભ્યાસ વડે જીવ રમે છે અને તેના દુઃખનો નાશ થાય છે, તે સુખ પણ ત્રણ પ્રકારનુ છે, તે હું કહું છુ, તે સાંભળ. ૩૬

ભગવાન કહે છેઃ હે બુદ્ધિમંત અર્જુન! ગુણના યોગથી સુખનાં ત્રણ રૂપો છે, એમ જે મેં તને કહ્યું હતું, તેનુ સ્પષ્ટતાપૂર્વક વર્ણન હવે કરુ છું તે સાભળ. હે કિરીટિ! જીવને આત્માનો મેળાપ થતાં જે આનદ થાય છે, તેનું નામ સુખ છે. જેવી રીતે ઉત્તમ ઔષધનું માત્રાના પ્રમાણથી સેવન કરવાનું હોય છે, અથવા તો રસના પુટો ચઢાવીને જેમ કલાઈનું રૂપું કરવામાં આવે છે, અથવા મીઠાનું પાણી કરવું હોય, તો તેના પર બે-ચાર વાર પાણી ઓતવું પડે છે, તે જ પ્રમાણે સુખનો યત્કિંચિત્ પણ લાભ થયો હોય, તો તે જ રસ્તે અભ્યાસને આગળ વધારીને જીવદશાના દુઃખનો જ્યાં લોપ થઈ જાય છે, તે આત્મસુખ પણ ગુણના યોગથી ત્રણ પ્રકારનું થયેલું છે. તે એક એકના લક્ષણો તને કહી સંભળાવુ છું. (૭૭૭)

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम्।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

આરંભમાં જે સુખ વિષ સમાન કડુ, પરિણામે અમૃત સમાન મિષ્ટ અને જે સુખ આત્મવિષયક બુદ્ધિના પ્રસાદ વડે ઉત્પન્ન થયેલું હોય છે, તે સાત્ત્વિક સુખ છે. ૩૭

હવે ચંદનનું થડ જેમ સર્પોથી વીંટાયેલું હોય છે, અથવા દ્રવ્યના ખજાના પર જેમ બ્રહ્મરાક્ષસાદિનો પ્રતિબંધ હોય છે; અરે! સ્વર્ગના ઉત્તમ ભોગો પ્રાપ્ત કરવા માટે પણ જેમ યજ્ઞનાં મહાન સંકટ પ્રથમ સહન કરવાં પડે છે, અથવા જે પ્રમાણે બાલ્યદશામાંના બાળકોનો સર્વ પ્રકારનો ત્રાસ સહન કરવો પડે છે. એ પણ ઠીક; પરંતુ અગ્નિ સળગાવવા માટે ધુમાડાનો ત્રાસ સહન કરવો પડે છે, તે પ્રમાણે હે અર્જુન! આત્મસુખની પ્રાપ્તિ કરી લેવા માટે યમદમાદિક સાધનોનું કષ્ટ સહન કરવું પડે છે. દેહાદિકમાંની પ્રીતિનો ગ્રાસ કરી જનાર અગ્નિના જેવો તીવ્ર વૈરાગ્ય જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે જ તે સ્વર્ગ અને સંસારની આસક્તિના અંકુરોને ઉખેડી નાખે છે. તીવ્ર જ્ઞાનનું શ્રવણ અને કઠોર વ્રતાચરણ કરવામાં પણ બુદ્ધિ ઇત્યાદિકને અસહ્ય પરિશ્રમ થાય છે; સુષુમ્ણા નાડીના મુખથી પ્રાણ અને અપાન વાયુનો રોધ કરવો પડે છે; એ રીતે આરંભમાં જ જ્યાં મહાન કષ્ટ સહન કરવાનાં હોય છે; ચક્રવાક પક્ષીના જોડાનો વિયોગ કરવાથી અથવા તો ગાયને પાનો ફૂટતાં (દૂધ આવવા લાગતા) ગાયના વાછરડાને તેના સ્તન આગળથી પાછો ખેંચી લેવાથી, અથવા ભૂખ્યાને પીરસેલી પત્રાવલિ ઉપરથી ઉઠાડી મૂકવાથી, તેમ જ માછલાંને પાણીમાંથી બહાર કાઢવાથી અથવા માતા પાસેથી તેનું એકનું એક બાળક મૃત્યુએ ખૂંચવી લેવાથી, તેમને જેવું દુઃખ થાય છે; તેવી જ રીતે વિષયોના ઘરને છોડતી વખતે ઇંદ્રિયોને યુગાંત થવા સમાન દુઃખ થાય છે; પરંતુ વૈરાગ્યસંપન્ન શૂરવીર માનવી તે દુઃખને પણ સહન કરી લે છે; આ પ્રમાણે જે સુખનો આરંભ કષ્ટમય છે, તેને જે સહન કરે છે, તેને, જેવી રીતે ક્ષીરાબ્ધિનું મંથન કરતી વેળાએ જેમણે કષ્ટ સહન કર્યું હતું તેમને અમૃતનો લાભ મળ્યો હતો તેવા પરમ સુખનો લાભ થાય છે. પ્રથમ વૈરાગ્યરૂપી વિષનું આશન કરવા માટે સાત્ત્વિક ધૈર્યરૂપી શંભુ જ્યારે મુખ ખોલે છે, ત્યારે જ પરિણામે જ્ઞાનરૂપી અમૃતના વૈભવને ભોગવવાનો પ્રસંગ તેને મળે છે. દ્રાક્ષ કાચી હોય, ત્યારે અગ્નિને પણ ખાટું લાગે એવી તેમાં ખટાશ હોય છે, પણ તે જ દ્રાક્ષ જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે અતિ મિષ્ટ લાગે છે. તે પ્રમાણે આત્મપ્રકાશ વડે વૈરાગ્યનો જ્યારે પરિપાક થાય છે, ત્યારે અવિદ્યા સહિત સર્વ

દુ:ખનો અવશ્ય નાશ થાય છે. ગંગા સમુદ્રમાં આવી મળતાં જેમ સુખરૂપ થાય છે, તે પ્રમાણે બુદ્ધિ આત્મામાં સ્થિત થતાં અક્ષયાનંદરૂપી સુખનો ભંડાર ખૂલી જાય છે. આ પ્રમાણે જે સુખનું મૂળ વૈરાગ્ય છે અને જેનું પરિણામ આત્માનંદપ્રાપ્તિ છે, તે સુખને સાત્ત્વિક સુખના નામથી ઓળખવામાં આવે છે. (૭૯૩)

**विषयेन्द्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

વિષય અને ઇંદ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત સમાન મિષ્ટ પણ પરિણામે વિષ સમાન કટુ હોય છે, તે રાજસ સુખ છે ૩૮

અને હે અર્જુન! વિષય અને ઇંદ્રિયોનો સંયોગ થતાં બને કાંઠે છલાછલ ઊભરાઈ જાય એવી રીતે સુખનું જે ઘોડાપૂર આવે છે, અથવા અધિકારી પોતાના અધિકાર નીચેના ગામમાં જતાં જેમ ત્યાં ઉત્સવ થાય છે, અથવા ઋણ કરીને જેમ લગ્નનો સમારંભ કરવામાં આવે છે, અથવા રોગીને ખાંડ અને કેળાં કુપથ્ય હોવા છતાં પણ મિષ્ટ લાગે છે, અથવા વચ્છનાગ જેમ ખાતી વખતે મધુર લાગે છે, સાથે ચાલતા ચોરની મૈત્રી જેમ શરૂઆતમાં આહ્‌લાદદાયક હોય છે, અથવા બજારમાંની સ્ત્રી (વેશ્યા)નું આચરણ જેમ પ્રથમ સુખકારક લાગે છે, અથવા નટના હાવભાવો જેવી રીતે આનંદદાયક ભાસે છે, તેવી જ રીતે વિષય અને ઇંદ્રિયોના સંબંધથી જીવને પ્રથમ જે સુખ થાય છે; તે પરિણામે મહા-દુ:ખદાયક હોય છે. ખડક પર સચિત થયેલા પાણીમાં શુક્રાદિ ગ્રહનાં પ્રતિબિંબ પડેલા જોઈને, તે રત્ન છે એવા ભ્રમથી હંસ તે પર તરાપ મારે, તો તેને રત્નપ્રાપ્તિ થવાને બદલે તેના પ્રાણ જ જેમ ચાલ્યા જાય છે; તેવી જ રીતે જેના યોગથી સુકૃતથી મેળવેલા સુખનો લાભ લોપાય છે અને જીવનો નાશ પણ થાય છે, તેમ જ વિષયસુખ મેળવવા માટે સંપાદન કરેલાં સર્વ પુણ્યરૂપી ધનનો પણ નાશ થઈ જાય છે. વળી ભોગવેલા વિષયો પણ સ્વપ્નવત્ લુપ્ત થાય છે અને એમ થતાં દુ:ખના કાદવમા આળોટવાનું જ જેના માટે અવશિષ્ટ રહે છે; આ લોકમાં પ્રાપ્ત થયેલા સુખનું આવા પ્રકારનું પરિણામ થાય છે અને પરલોકમાં પણ ખરેખર વિષરૂપે જ ફળપ્રદ થાય છે; જેઓ ઇંદ્રિયોના લાડકોડ પૂરા કરવા માટે ધર્મરૂપી ખળું તેમને સ્વાધીન કરી દે છે, તે ધર્મને બાળીને ઇંદ્રિયોના વિલાસને ભોગવે છે. એથી પાતકોને આશ્રય મળવાથી તે બળવાન થાય છે અને નરકપ્રાપ્તિ કરાવી

આપે છે. આ લોકના સુખથી પરલોકનો આ પ્રમાણે ઘાત થાય છે. જેમ 'મધુર' નામનું વિષ કેવળ શબ્દથી તો મધુર છે, પણ કૃતિથી પ્રાણનો નાશ કરનાર હોય છે, તે જ પ્રમાણે આ લોકનાં સુખ આરંભમાં મિષ્ટ, પરંતુ પરિણામે કડવું થઈ પડે છે. હે પાર્થ! એ સુખ કેવળ રજોગુણનું જ બનેલું હોય છે; માટે તેને કદી પણ સ્પર્શ કરીશ મા. (૮૦૫)

**यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

જે સુખ આરંભમાં અને અંતમાં પણ ચિત્તને વિષે મોહ ઉત્પન્ન કરનાર અને જે નિદ્રા, આળસ તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલું હોય, તે તામસ સુખ કહેવાય છે. ૩૯

અપેયના પાનથી, અભક્ષ્યના ભક્ષણથી તથા સ્વૈરિણી સ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થનાર જે સુખ, અથવા તો અન્યનો ઘાત કરીને તથા અન્યનું સર્વસ્વ હરણ કરીને કે પછી ભાટોના સ્તુતિપાઠથી જે સુખ પ્રાપ્ત થાય છે, જે સુખ આળસથી કે નિદ્રાથી વધે છે, જે નિદ્રા દ્વારા અનુભવાય છે અને જે સુખના આરંભમાં તેમ જ અંતમાં પોતાના કલ્યાણની શુદ્ધિ નથી હોતી, તે સુખ હે અર્જુન! તામસ છે, એમ તું જાણ. આ કથાનું હું વિસ્તારપૂર્વક વર્ણન કરતો નથી કારણકે તે અસંભાવ્ય છે. એવા પ્રકારે મૂળ કર્મના ભેદથી ફળરૂપ સુખ ત્રણ પ્રકારનું થયેલું છે, તે તને યથાશાસ્ત્ર કહી સંભળાવ્યું. સમસ્ત જગતમાં નાની કે મોટી જે વસ્તુઓ છે, તેમાની એક પણ વસ્તુ કર્તા, કર્મ અને ફળ—એ ત્રિપુટી વિના મળી આવનાર નથી. હે અર્જુન! વસ્ત્ર જે પ્રમાણે તંતુથી તૈયાર કરવામાં આવે છે, તે પ્રમાણે આ ત્રિપુટી ત્રણ ગુણોથી પરિપૂર્ણ છે.

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥ ४० ॥**

પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી અલિપ્ત, એવી કોઈ પણ સ્થાવર–જંગમ વસ્તુ પૃથ્વી પર, સ્વર્ગમાં અથવા દેવાદિકમા પણ દૃષ્ટિગોચર થતી નથી. ૪૦

એટલા માટે તું એ વાત લક્ષમાં રાખ, કે પ્રકૃતિના ગુણોથી બદ્ધ ન થયેલી હોય એવી કોઈ પણ વસ્તુ આ લોકમાં વા સ્વર્ગલોકમાં નથી. ઊન વિના કામળી અને માટી સિવાય ગોળો શી રીતે બની શકે વારુ! અથવા પાણી વિના તરંગોની ઉત્પત્તિ કેમ કરીને થાય વારુ!

એ જ પ્રમાણે સર્વ જીવો આ સૃષ્ટિમાં ગુણોની રચનાથી મુક્ત નથી. અર્થાત્ આ સર્વ જગતમાંના પદાર્થો કેવળ એ ત્રણ ગુણોથી જ રચાયેલા છે, એમ તું સમજ. આ ત્રણ ગુણોની શક્તિ એટલી બધી અગાધ છે કે તેણે એક દેવના ત્રણ દેવ બનાવી નાખ્યા છે અને એક લોકના ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) કેવળ ગુણોના પ્રભાવથી કરી નાખ્યા છે; તેમ જ ચાર વર્ણ તથા તેમના કર્મો ભિન્ન ભિન્ન કર્યાં છે. (૮૧૭)

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥**

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના કર્મો, પ્રકૃતિજન્ય ગુણો વડે ભિન્નભિન્ન કહેલા છે ૪૧

તે ચાર વર્ણમા અગ્ર ભાગે બ્રાહ્મણ છે, તથા ક્ષત્રિય અને વૈશ્ય– એ બન્ને વર્ણના લોકો પણ વૈદિક કર્મ કરવાના અધિકારી હોવાથી એમને પણ બ્રાહ્મણોની સાથે જ ગણેલા* છે. હે ધનંજય ! ચોથો જે શૂદ્રવર્ણ તેને વેદનો અધિકાર નથી; તેથી તેની સેવાવૃત્તિ–ઉપજીવિકા ઉપલા ત્રણ વર્ણને આધીન હોય છે તે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોની સેવાવૃત્તિના સાનિધ્યથી શૂદ્રને પણ ચતુર્થ વર્ણમા ગણવામા આવ્યો. જેમ પુષ્પના સંસર્ગને લીધે તેની અંદરના (હારમાંના) દોરાની પણ શ્રીમંત લોકો સુગંધ લે છે, તે પ્રમાણે શ્રુતિએ બ્રાહ્મણોના સંસર્ગથી શૂદ્રોનો વર્ણમાં સમાવેશ કર્યો છે. હે પાર્થ ! હવે આ ચાર પ્રકારથી આ ચાર વર્ણોની વ્યવસ્થા થયેલી છે, અર્થાત્ તે તે વર્ણનાં કર્મો શા શા છે, તે તને કહી સંભળાવું છું, કે જે ગુણો વડે તે ચારે વર્ણો જન્મ–મૃત્યુના સંકટમાંથી મુક્ત થઈ, ઈશ્વરસાનિધ્યને પ્રાપ્ત થાય છે. આત્માની જે પ્રકૃતિ તેના સત્ત્વાદિ ગુણોએ આ ચાર વર્ણને ચાર પ્રકારનાં કર્મો વહેંચી આપ્યાં છે. જે પ્રમાણે પિતાએ મેળવેલી સંપત્તિ પુત્રોને વહેંચી આપવામાં આવે છે, અથવા સૂર્ય જે પ્રમાણે વટેમાર્ગુઓને પોતપોતાના માર્ગ

* જો કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણ પરસ્પર ગુણ પરત્વે ભિન્ન હોવા છતા વેદો અને વેદોક્ત યજ્ઞોપવીત ધારણનો સમાન અધિકાર હોવાથી એ ત્રણ વર્ણને ‘દ્વિજ’ના એક સામાન્ય નામથી ઓળખવામાં આવે છે અને એટલા માટે જ જ્ઞાનેશ્વરે અહીં ક્ષત્રિય તથા વૈશ્યને બ્રાહ્મણ વર્ગ સાથે ગણેલા બતાવ્યા છે. ‘દ્વિજ’ શબ્દનો પુનર્જાત અથવા દ્વિજન્મા એવો અર્થ થાય છે; અર્થાત્ દ્વિજનો એકવાર જનનીના ઉદરથી અને બીજીવાર સંસ્કારથી જન્મ થયેલો માનવામાં આવે છે.

બતાવી દે છે અથવા સ્વામી સેવકોને ભિન્નભિન્ન વ્યવહાર કહી બતાવે છે, તે પ્રમાણે પ્રકૃતિના ગુણોએ કર્મોનો વિસ્તાર કરીને તેમની ચારે વર્ણોમાં વહેંચણી કરી આપી છે. સત્ત્વગુણે પોતાના સમવિષમ ભાગ વડે બ્રાહ્મણ અને ક્ષત્રિય–એ બે વર્ણ ઉત્પન્ન કર્યાં અને રજોગુણ તથા સત્ત્વગુણના મિશ્રણ વડે વૈશ્ય વર્ણ ઉત્પન્ન થયો; રજોગુણ અને તમોગુણના મિશ્રણથી શુદ્ર વર્ણ ઉત્પન્ન થયેલો છે. આ પ્રકારે હે પ્રબુદ્ધ! એકરૂપ પ્રાણીમાત્રના એ ગુણો વડે ચાર પ્રકારના ભેદ કરેલા છે. (એમ સમજવું) પછી જે પ્રમાણે દીપકના પ્રકાશથી આપણી મૂકેલી વસ્તુ સહજ દષ્ટિગોચર થાય છે, તેમ ગુણો વડે પૃથક્ થયેલાં કર્મોને શાસ્ત્રમા સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યાં છે. હે ભાગ્યવંત! હવે કયા વર્ણને કયુ કર્મ વિહિત છે, તે જ હવે હું તને કહું છું, તે સાંભળ. (૮૩૨)

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम्॥ ४२॥**

શમ અર્થાત્ ચિત્તનુ નિયમન, દમ એટલે બાહ્યેદ્રિયોનું નિયમન, કાયિક, વાચિક અને માનસિક તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને શ્રુતિ–સ્મૃતિ વિષે શ્રદ્ધા, એ સર્વ બ્રાહ્મણુના સ્વાભાવિક કર્મો છે. ૪૨

પ્રિયા જેમ પોતાના પતિની સાથે એકાંતમાં ઐક્ય પામે છે, તે પ્રમાણે જે બુદ્ધિ સર્વ ઇંદ્રિયોની વૃત્તિને પોતાને સ્વાધીન લઈને આત્મસ્વરૂપમાં મળી જાય છે, એવી જે બુદ્ધિની તલ્લીનતા, તેને 'શમ' કહેવામાં આવે છે. એ 'શમ' સર્વ ગુણોમાં પ્રથમ હોય છે અને એનાથી જ સર્વ કર્મોનો આરંભ થાય છે. તે શમ બાહ્ય ઇંદ્રિયોને, વિધિના દંડા વડે શાસન કરીને, અધર્મના માર્ગે કદી પણ જવા દેતો નથી. તે શમનો સહાયક બીજો 'દમ' નામનો ગુણ છે. તે ઇંદ્રિયોને સ્વધર્માનુસાર ચલાવે છે. જે પ્રમાણે ષષ્ઠીપૂજનની રાત્રિએ દીપકને વિશ્રાંતિ હોતી નથી, તેવી રીતે સર્વ કાળ ચિત્તમાં ઈશ્વરના સ્વરૂપનો વિચાર કરવો, તેને 'તપ' કહેવામાં આવે છે અને એ બ્રાહ્મણકર્મનો તૃતીય ગુણ છે. હવે શૌચ એટલે પવિત્રતા, એ નિર્દોષ હોઈ તેના બે પ્રકાર છે. મન શુદ્ધ ભાવથી પરિપૂર્ણ હોઈ સર્વ શરીર પણ સત્કર્મથી સુશોભિત બને; આવી અંતર્બાહ્ય પવિત્રતાને હે પાર્થ! 'શૌચ' કહેવામાં આવે છે અને એ બ્રહ્મકર્મનો ચતુર્થ ગુણ છે. પૃથ્વીની પેઠે નિરંતર સર્વ દુઃખ સહન કરવાં, તેને હે અર્જુન! 'ક્ષમા' કહેવામાં આવે છે અને એ બ્રાહ્મણકર્મનો પાંચમો ગુણ છે. જેમ સપ્ત સ્વર-

માંનો પંચમ સ્વર અતિ મધુર હોય છે, તે પ્રમાણે આ (ક્ષમા) ગુણ શ્રેષ્ઠ છે. ગંગાનો પ્રવાહ જો કે વાંકો હોય, તોપણ જેમ તે સરળ જ છે; અથવા શેરડીનો સાંઠો વાંકો હોય; તોપણ તેની મિષ્ઠતા તો એકસરખી જ હોય છે; તે પ્રમાણે પોતાને ત્રાસ આપનાર જીવ પર પણ અત્યંત પ્રીતિ હોવી, એને 'આર્જવ' કહેવામાં આવે છે અને બ્રાહ્મણકર્મમાંનો એ છઠ્ઠો ગુણ છે. (૮૪૩)

જેમ માળી કષ્ટ સહન કરીને વૃક્ષના મૂળમાં પાણી સિંચે છે, તેનો શ્રમ જેમ ફળ આવ્યા પછી સાર્થક થાય છે, તેમ શાસ્ત્રોક્ત આચરણથી ઈશ્વરપ્રાપ્તિ અવશ્ય થશે જ, એમ જે સમજવુ તેને 'જ્ઞાન' કહેવામાં આવે છે. આ જ્ઞાન એ બ્રહ્મકર્મમાંનો સાતમો ગુણ છે અને તે જ પ્રમાણે વિજ્ઞાનનું લક્ષણ આ પ્રમાણે છે. સત્ત્વશુદ્ધિના વખતે શાસ્ત્રવિચાર અને ધ્યાનના અભ્યાસથી નિશ્ચયાત્મક બુદ્ધિ ઈશ્વરમય બની જાય છે. તેને 'વિજ્ઞાન' કહેવામાં આવે છે અને તે બ્રહ્મકર્મમાંનું આઠમું ગુણરત્ન છે. હવે 'આસ્તિક્ય' એ નવમો ગુણ સમજ. રાજમુદ્રાથી અંકિત મનુષ્યે ગમે તે હોય તોપણ સર્વ લોકો તેની સેવા કરે છે; તે જ પ્રમાણે શાસ્ત્રે જે માર્ગો સ્વીકારેલા છે, તે માર્ગોને આદરપૂર્વક સ્વીકારીને તદનુસાર આચરણ કરવુ તેને હુ 'આસ્તિક્ય'ના નામથી ઓળખું છું: એ બ્રાહ્મણકર્મનો નવમો ગુણ છે અને આ જ ગુણના યોગે સર્વ બ્રાહ્મણકર્મ સત્યસિદ્ધ થાય છે. આ પ્રમાણે જે કર્મમાં શમાદિક આ નવ ગુણો નિર્દોષ દૃષ્ટિગોચર થાય છે, તે બ્રાહ્મણોનું સ્વભાવિક કર્મ છે, એમ તું સમજ. બ્રાહ્મણવર્ણ આ કેવળ નવ ગુણરૂપી રત્નોનો રત્નાકર અથવા નવ રત્નોનો હાર જ છે. જે પ્રમાણે સૂર્ય કદી પણ પ્રકાશનો પરિત્યાગ કરતો નથી અથવા ચંપાનુ વૃક્ષ જે પ્રમાણે તેનાં જ પુષ્પો વડે સુશોભિત હોય છે, અથવા જે પ્રમાણે ચંદ્ર પોતાની પ્રભા વડે જ પ્રકાશિત હોય છે, અથવા ચદન જેમ પોતાના જ પરિમલથી ચર્ચિત હોય છે, તે જ પ્રમાણે આ નવ ગુણરૂપી અલંકાર બ્રાહ્મણનું નિર્દોષ આભૂષણ છે અને એ ભૂષણ બ્રાહ્મણના અંગને ત્યાગી અન્યત્ર કદી પણ રહેતું નથી. હવે હે ધનંજય! ક્ષત્રિયને જે કર્મો ઉચિત છે, તે બુદ્ધિની દક્ષતાથી સાંભળ. (૮૫૫)

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

પરાક્રમ, તેજ, ધૈર્ય, દક્ષતા, યુદ્ધથી વિમુખ ન થવુ, દાતાપણું અને લોકો પર સત્તા ચલાવવી, એ ક્ષત્રિયોનાં સ્વભાવસિદ્ધ કર્મ છે. ૪૩

સૂર્ય પોતાના પ્રકાશ આપવાના કાર્યમાં અન્યની સહાયની અપેક્ષા કરતો નથી, અથવા સિંહ પોતાના પરાક્રમને ગર્જાવવાના કાર્યમા બીજા કોઈ સાથીની સહાયની ઇચ્છા ધરાવતો નથી, તેમ જે બીજાની સહાય વિનાનો સ્વયંભૂ બળવાન અને શૂરો હોય છે, તે ક્ષત્રિયની પ્રકૃતિનો પ્રથમ. ગુણ 'શૌર્ય' છે. સૂર્યના પ્રકાશથી કોટ્યવધી નક્ષત્રોનો લોપ થાય છે; પરંતુ ચદ્ર સહિત સર્વ નક્ષત્રો સૂર્યનો લોપ કરવાને સમર્થ થતાં નથી; તે પ્રમાણે પોતાના યોગ્ય ગુણોથી સર્વ જગતને આશ્ચર્યમા નાખી દે છે અને ગમે તેવો પ્રસંગ આવે, તોપણ પોતે ગભરાય નહિ, એવો જે પ્રશંસનીય ગુણ 'તેજ', તે ક્ષાત્રપ્રકૃતિનો દ્વિતીય ગુણ અને 'ધીરતા' એ તે પ્રકૃતિનો તૃતીય ગુણ છે. આકાશ પણ તૂટી પડે, તોપણ જેના મન અને બુદ્ધિમાં ક્ષોભ થતો નથી; એ ક્ષાત્ર-ગુણને 'ધૈર્ય' કહેવામાં આવે છે. પાણી ગમે તેટલું ઊંડું હોય, તોપણ કમળ પાણીને ઉલ્લંઘીને પોતે ઊચું ચઢી આવે છે, અથવા આકાશ ઊંચાઈના વિષયમાં બીજા સર્વ પદાર્થો પર સરસાઈ ભોગવે છે, તે પ્રમાણે નાના પ્રકારના પ્રસંગો પ્રાપ્ત થવા છતાં પણ હે પાર્થ ! ફળરૂપ જે અર્થ તેને બુદ્ધિ જીતે છે. આ પ્રમાણે સાવધતા રાખવી, તેને 'દક્ષતા' કહેવામાં આવે છે અને એ ક્ષાત્રપ્રકૃતિનો ચતુર્થ ગુણ છે, 'અસામાન્ય યુદ્ધપરાક્રમ' એ તનો પાચમો ગુણ છે. (૮૬૪)

જે પ્રમાણે સૂર્યકમળો સદા સૂર્યની સન્મુખ જ રહે છે, તે પ્રમાણે સદૈવ શત્રુની સન્મુખ રહેવું, ગર્ભિણી સ્ત્રી જે પ્રમાણે જાણી જોઈને પતિ સમાગમના પ્રસંગને પ્રયત્નથી ટાળી દે છે, તે પ્રમાણે રણાંગણમાં શત્રુને પીઠ બતાવવાના પ્રસંગને તે ટાળે છે; ચારે પુરુષાર્થોમા જેમ 'ભક્તિ' નામક પુરુષાર્થ શ્રેષ્ઠ છે, તે પ્રમાણે ક્ષાત્રપ્રકૃતિના ગુણોમાં આ પાંચમો ગુણ ઇંદ્રની પેઠે શ્રેષ્ઠ છે અને વૃક્ષ જે પ્રમાણે પોતાનાં પાંદડાં, પુષ્પો અને ફળો યાચકને અર્પણ કરવાને સર્વદા તત્પર હોય છે, અથવા પરિમલ અર્પણ કરવામાં જેમ કમળ ઉદાર હોય છે અથવા ચંદ્રિકા જેને જેટલા પ્રમાણમાં જોઈએ તેને તેટલા પ્રમાણમાં પોતાનું સુખ આપે છે, તેવી રીતે યાચકને તેની ઇચ્છાનુસાર દાન આપવું, એને 'અમર્યાદ દાન' કહેવામાં આવે છે અને એ ક્ષાત્રપ્રકૃતિનું છઠ્ઠું ગુણરત્ન છે અને ક્ષત્રિય આજ્ઞાના નિવાસનું એક સ્થાન છે; જેમ પોતના હસ્તપાદાદિક અવયવોનું સારી રીતે પોષણ કરવાથી તેમની પાસેથી ગમે તે કામ કરાવી શકાય છે, તે જ પ્રમાણે પ્રેમપૂર્વક પ્રજાનું પાલન કરવાથી સર્વ પ્રજા આનંદથી રાજાની

આજ્ઞાનુ પાલન કરે છે; પ્રજાને ઉત્તમતાથી વર્તાવવી એને જ 'ઈશ્વરભાવ' કહેવામાં આવે છે અને તેમાં સર્વ સામર્થ્ય વાસ કરે છે. આ ગુણ ક્ષાત્રપ્રકૃતિના સર્વ ગુણોનો રાજા છે અને તે તેનો સાતમો ગુણ છે. આ પ્રમાણે શૌર્યાદિક સપ્ત ગુણોથી જે પુરુષ વિશેષ અલંકૃત હોય છે, તે જેમ સપ્તર્ષિનાં સાત નક્ષત્રોથી આકાશ શોભે છે, તે પ્રમાણે શોભે છે. આ પ્રકારે આ સપ્ત પવિત્ર ગુણ વડે જે કર્મ પવિત્ર થયેલા હોય છે, તે ક્ષાત્રપ્રકૃતિનાં સ્વાભાવિક કર્મ છે. આવો પુરુષ હોય છે તે ક્ષત્રિય છે, એટલું તો નહિ જ, પરંતુ સત્ત્વરૂપી સુવર્ણનો મેરુ જ છે; માટે તે સપ્તગુણરૂપી સ્વર્ગને ધારણ કરે છે; અથવા સપ્તગુણરૂપી સમુદ્રે વેષ્ટિત કરેલી એ ક્ષાત્રપ્રકૃતિરૂપી પૃથ્વી જ છે; અથવા સપ્તગુણરૂપી ઓઘથી ક્ષાત્રક્રિયારૂપી ગંગા ક્ષાત્રપ્રકૃતિ ધારણ કરનાર આ મહોદધિમાં મળીને શોભાને ધારણ કરે છે. આ પ્રમાણે ક્ષાત્રપ્રકૃતિનાં શૌર્યાદિક કર્મો સ્વાભાવિક છે. હવે હે મહામતે! વૈશ્ય જાતિને જે કર્મ યોગ્ય છે, તે તને કહું છું તે સાંભળ. (૮૭૯)

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

કૃષિ એટલે ખેતી, પશુપાલન. અને વાણિજ્ય એટલે ક્રયવિક્રય કરવો, એ વૈશ્યનુ સ્વભાવસિદ્ધ કર્મ છે અને પરિચર્યા એટલે સેવા કરવી એ શૂદ્રનુ પણ સ્વાભાવિક કર્મ છે. ૪૪

ક્ષેત્ર, બીજ અને હળ ઇત્યાદિ સાહિત્યો મેળવીને તેમના યોગે પુષ્કળ નફો મેળવવો; કિંબહુના! કૃષિ કર્મ કરીને અથવા ગાયોનું સંરક્ષણ કરીને કિંવા સસ્તી વસ્તુઓને લઈ મોંઘી કિંમતે વેચીને, હે અર્જુન! વૈશ્ય જાતિએ આ ત્રણ પ્રકારનુ કર્મ કરી પોતાનો નિર્વાહ કરવો, એ જ તેનો સ્વાભાવિક ધર્મ છે અને વૈશ્ય, ક્ષત્રિય તથા બ્રાહ્મણ–એ ત્રણે વર્ણને દ્વિજની સંજ્ઞા પ્રાપ્ત થઈ છે અને તેમની સેવા કરવી એ શૂદ્ર વર્ણનો સ્વાભાવિક ધર્મ છે. આ પ્રકારે તને ચારે વર્ણનાં કર્મો કહી સંભળાવ્યા. (૮૮૪)

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥**

પોતપોતાનાં કર્મમાં જે તત્પર હોય છે, તેને જ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. હવે પોતાનાં કર્મમાં તત્પર રહેનારને તે યોગ્યતા કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે સાંભળ. ૪૫

હવે એ ચારે વર્ણનાં ભિન્ન ઉચિત કર્મો તને સ્પષ્ટ કરીને કહું છું. જેવી રીતે કર્ણ આદિ ઇંદ્રિયોને શબ્દાદિ વિષયો જ ઉચિત છે, અથવા વાદળાંમાંથી પડેલા જળ માટે યોગ્ય સ્થાન નદી છે અને નદી માટેનું ઉચિત સ્થાન હે અર્જુન! સમુદ્ર જ છે, તે પ્રમાણે વર્ણાશ્રમ ધર્માનુસાર જે આવશ્યક કર્મ છે, તે કર્મ કરવાથી ગૌર અંગને જે પ્રમાણે ગૌરતા શોભા આપે છે, તે પ્રમાણે પોતપોતાનાં ઉચિત કર્મો કરવાથી પ્રત્યેક વર્ણને શોભા પ્રાપ્ત થાય છે. હે વીરોત્તમ! તે સ્વભાવ-જન્ય કર્મનું શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આચરણ કરવામાં પ્રત્યેકે સ્વબુદ્ધિને નિશ્ચિત કરવી. પરંતુ પોતાની પાસેના રત્નની જેવી રીતે ઝવેરી દ્વારા પરીક્ષા કરાવવી પડે છે, તેમ સ્વકર્મને પણ શાસ્ત્રના આધારથી સમજી લેવું જોઈએ. જેમ આપણી પાસે દૃષ્ટિ હોવા છતાં રાત્રે દીપક વિના તેનો ઉપયોગ થઈ શકતો નથી અથવા રસ્તો જ ન મળે તો પગ હોવા છતાં પણ પગનો ઉપયોગ કરી શકાતો નથી; એટલા માટે જાતિ અનુસાર જે જે યોગ્ય અધિકાર હોય, તેને પોતે પોતાના શાસ્ત્ર પ્રમાણે સમજી લેવો જોઈએ. હે અર્જુન! દીપક જેવી રીતે આપણા ઘરમાંના ભંડારને જ્યારે આપણી દૃષ્ટિએ પાડે છે, ત્યાર પછી તેને લઈ લેવામાં કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ હોય છે ખરો કે? તે જ પ્રમાણે, સ્વભાવતઃ જ પોતાના ભાગમાં આવેલું અને શાસ્ત્રે સત્ય ઠેરવેલું જે વિહિત કર્મ, તે વિહિત કર્મનું જે આચરણ કરે છે, પરંતુ આલસ્યને ત્યાગી અને ફલેચ્છાને છોડી ઉત્સાહ અને શરીર વડે જીવ પરોવીને તેમા જે પોતાનો સર્વ કાળ વિતાડી દે છે; પ્રવાહનું જળ જેમ આમતેમ વહેવાનું જાણતું નથી, તેમ જે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે જ વર્તે છે, તેને હે અર્જુન! મોક્ષમાં પ્રવેશવાનું દ્વાર જે 'વૈરાગ્ય,' તે અવશ્ય પ્રાપ્ત થાય છે. તે અકર્તવ્ય અને નિષિદ્ધ કર્મ સાથે લેશ માત્ર સંબંધ રાખતો નહિ હોવાથી તે આત્મપ્રાપ્તિના વિરોધક સંસારના ભયથી મુક્ત થાય છે. ચંદનના કાષ્ઠની હેડને પગમાં નાખવા માટે લાવવામાં આવે, તોપણ કોઈ તેમાં પોતાનો પગ નાખતું નથી, તે પ્રમાણે તે કામ્ય કર્મ પ્રતિ તો કૌતુકથી પણ જોતો નથી અને બીજા નિત્યકર્મને પણ ફળત્યાગ દ્વારા સમાપ્ત કરીને તે મોક્ષના સીમાડા સુધી જઈ પહોંચેલો હોય છે. આ પ્રકારે યુક્તિથી કર્મનું નિરસન કરીને શુભાશુભ સંસારથી મુક્ત થયેલો જે પુરુષ મોક્ષનું દ્વાર જે વૈરાગ્ય ત્યાં જઈને ઊભો રહે છે. જે વૈરાગ્ય સકળ ભાગ્યની સીમા છે, જે મોક્ષ-લાભનો નિશ્ચય છે, અથવા કર્મમાર્ગનો શ્રમ છૂટવાનું સ્થાન છે; જેના

ફળરૂપે મોક્ષપ્રાપ્તિની જામીનગીરી મળી ચૂકેલી છે, જે સત્કર્મરૂપી વૃક્ષનું જ પુષ્પ છે; તે વૈરાગ્યમાં સાધક પુરુષ ભ્રમરની પેઠે ચરણ મૂકે છે. અહા! એ કેવું આશ્ચર્ય છે કે, આત્મજ્ઞાનરૂપી સૂર્યની આગળ વૈરાગ્ય એ અગાઉથી ખબર આપનાર ખેપિયાના જેવો અરુણોદય છે, કિંબહુના! આત્મજ્ઞાનરૂપી ગુપ્ત ખજાનાને શોધવા માટે વૈરાગ્યરૂપી દિવ્ય અંજનને જીવથી અને ભાવથી પોતાનાં નેત્રોમાં આંજી લે છે. હે અર્જુન! આ પ્રકારે વિહિત કર્મના આચરણથી એને મોક્ષપ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત થાય છે. હે પાંડવ! વિહિત કર્મ જ મનુષ્યના જીવનનો આધાર છે અને તેનું આચરણ કરવું એ જ મુજ સર્વાત્મક ઈશ્વરની સેવા છે. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રિય પતિને સેવે છે અને તેના એ આચરણને તપ કહેવામા કશો પણ બાધ નથી. અથવા તો બાળકને માતા વિના જીવવાનું બીજું કોઈ સાધન હોતું જ નથી અને તેટલા માટે માતાની સેવા કરવાથી બાળકનું કલ્યાણ થાય એ જ ધર્મ છે; તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવું, એ જ પ્રત્યેકનો મુખ્ય ધર્મ છે. ગંગામાં રહેલા મત્સ્યને જે પ્રમાણે સર્વ તીર્થોનો લાભ મળે છે, તે પ્રમાણે 'વિહિત કર્મ સિવાય બીજો ઉપાય જ નથી' એવા નિશ્ચયથી તેનું આચરણ કરવાથી આપણા યોગક્ષેમનો સર્વ બોજો જગન્નાથ ઈશ્વર ઉપર જ જઈ પડે છે. અરે! જેનું જે વિહિત કર્મ નિર્માયેલું છે, તે તેણે કરવાં જ જોઈએ, એવી ઈશ્વરની ઇચ્છા છે; માટે જ તે કરવાથી નિઃસંશય ઈશ્વરની પ્રાપ્તિ થાય છે. દાસી હોવા છતાં પણ જો રાજાની કસોટી પર પસાર થઈ જાય તો તે સ્ત્રી જ સર્વની સ્વામિની થાય છે, અથવા તો સ્વામીના કાર્ય માટે પોતાનું મસ્તક આપનાર સેવકને જેમ સ્વામી ઇનામપત્ર આપે છે અને તેના નામને પોતાના દફતરમાં દાખલ કરી રાખે છે, તે જ પ્રમાણે ઈશ્વરના મનોભાવ અનુસાર વર્તવું, એ જ તેની પરમ સેવા છે; અને એથી ઈતર કર્મ કરવું, તે હે અર્જુન! વાણિજ્ય સમાન છે. (૯૧૩)

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥**

જેની સત્તાથી સર્વ ભૂતોની ઇંદ્રિયોની ચેષ્ટાઓ ચાલ્યા કરે છે અને જેના વડે આ સર્વ વિશ્વ વ્યાપ્ત થયેલું છે, તે ઈશ્વરને સ્વકર્મથી ભજનાર મનુષ્યને, જ્ઞાનનિષ્ઠા યોગ્યતારૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૪૬

અર્થાત્ વિહિત કર્મ કરવાથી કેવળ એટલું જ થતું નથી કે,

આપણે તે કર્મ કર્યું, કિન્તુ જે પરમાત્મામાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થઈ છે, તેના મનોભાવનું આપણે પાલન કર્યું, એટલી બધી તેની વિશાળતા છે; જે પરમાત્મા માયા વડે અજ્ઞાનરૂપી ચીંથરાં વીંટાળીને જીવરૂપી પૂતળીઓ તૈયાર કરે છે અને સત્ત્વ, રજ તથા તમના ત્રિવિધ અહંકારરૂપી સૂત્ર વડે તેમને રમાડે છે; દીપક જે પ્રમાણે અંતર્બાહ્ય તેજથી ભરેલો હોય છે, તેવી જ રીતે જે પરમાત્મા વડે આ જગત અંતર્બાહ્ય સંપૂર્ણ ભરેલું છે; હે વીર અર્જુન! તે સર્વાત્મક ઈશ્વરની સ્વકર્મરૂપી પુષ્પ વડે પૂજા કરવાથી તેને પરમ સંતોષ થાય છે અને તે પૂજાના યોગે તે આત્મરાજ પ્રસન્ન થઈને ભક્તને વૈરાગ્યસિદ્ધિરૂપ પ્રસાદ આપે છે. જે વૈરાગ્યદશાની પ્રાપ્તિ થવાથી ઈશ્વરનો છંદ લાગતાં આ સર્વ સંસાર વમન (ઊલટી) સમાન ભાસે છે; જેવી રીતે પોતાના પ્રિય પતિના વિયોગથી વિરહિણી સ્ત્રીને જીવવું સુદ્ધાં ગમતું નથી, તેમ સંસારના સર્વ સુખો તેને દુઃખવત્ ભાસે છે અને ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની લગની અને યોગ્યતા તેનામાં ઉદ્ભવે છે; એટલા માટે મોક્ષની ઈચ્છા રાખનારે સ્વધર્મનું આચરણ પરમ આસ્થાપૂર્વક કરવું. (૯૨૨)

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥**

સ્વધર્મ-આચરવામાં કઠિન હોય, તોપણ (આચરવામાં સુલભતાવાળા) પરધર્મ કરતાં તે શ્રેષ્ઠ છે. સ્વભાવનિયત કર્મ કરવાથી મનુષ્ય પાપ વડે લિપ્ત થતો નથી. ૪૭

અરે! આપણો પોતાનો ધર્મ જો આચરવામાં કઠિન હોય, તોપણ તેનાથી પરિણામે જે ફળ પ્રાપ્ત થવાનું છે, તેમાં જ ધ્યાન રાખવું જોઈએ. હે ધનંજય! કડવા લીમડાનું સેવન કરવાથી રોગ ટળતો હોય, તો તેની કડવાશથી કંટાળવું નહિ, કેળ ફળે તે પૂર્વે તેને જોતાં નિરાશા ઉત્પન્ન થાય છે અને તે અવસ્થામાં જ તેને ઉખેડી નાખવામાં આવે, તો પછી તેમાંથી ઉત્તમ ફળની પ્રાપ્તિ કેમ કરીને થઈ શકે વારુ? તે પ્રમાણે સ્વધર્મનું આચરણ કઠિન સમજી તેનો ત્યાગ કરવામાં આવે, તો મનુષ્ય મોક્ષસુખથી વંચિત જ રહે, એમાં શો સંદેહ? આપણી માતા કદ્રૂપી હોય તોપણ તેના જે પ્રેમના યોગે આપણે જીવીએ છીએ, તે પ્રેમ વાંકો હોતો નથી; બાકી અન્ય સ્ત્રીઓ રંભા કરતાં પણ અધિક રૂપવતી હોય, તથાપિ બાળકને તેમનો શો ઉપયોગ? અરે, પાણી કરતાં ઘીમાં અનેક ગુણો છે, તોપણ મત્સ્યને

ઘીમાં રાખવાથી તે જીવશે ખરું કે? જે વચ્છનાગ સર્વ જગતને માટે વિષ છે તે જ તેમાં વસતા કીડાને માટે અમૃત છે અને ગોળ જે સર્વ જગતને માટે મિષ્ટ છે છતાં તે જ વચ્છનાગના કીડાનો કાળ છે; તેમ જેને માટે જે કર્મ વિહિત કહેલાં છે, જેમના આચરણથી સંસાર-બંધન તૂટે છે; માટે તે કર્મ ગમે તેટલાં કઠિન હોય, તોપણ તે જ કર્મનું આચરણ કરવું જોઈએ. અન્યનો ધર્મ ઉત્તમ માનીને જો તેનુ આચરણ કરવામાં આવે, તો પગનું કાર્ય મસ્તક વડે કર્યા સમાન થઈ ઊલટું તેથી દુઃખ જ ઉત્પન્ન થાય છે; એટલા માટે પોતાના જાતિ સ્વભાવાનુસાર પોતાને હિસ્સે જે કર્મ આવ્યું હોય, તેનુ જ જે આચરણ કરે છે, તેણે જ કર્મબંધનને જીતી લીધું છે, એટલે કે તે કર્મના બંધનમાંથી મુક્ત થયો છે, એમ કહી શકાય; અને એથી જ હે અર્જુન! પરધર્મનો ત્યાગ કરી સ્વધર્માચરણનો નિયમ કરવો એ જરૂરી નથી શું? જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થયો નથી, ત્યાં સુધી કર્મનુ આચરણ બાકી રહે ખરુ? નહી જ. અને જ્યા કર્મના આચરણની વાત આવી, ત્યા કષ્ટ તો પ્રથમથી જ આવીને ઊભું જ હોય. (૯૩૫)

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत्।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

હે કૌંતેય! સ્વભાવસિદ્ધ કર્મમાં દોષ હોય, તોપણ તેનો ત્યાગ કરવો નહિ; કારણ કે જેમ ધૂમ્ર વડે અગ્નિ વ્યાપ્ત હોય છે, તેવી જ રીતે સર્વ કર્મના આરંભો દોષ વડે વ્યાપ્ત હોય છે. ૪૮

અર્થાત્ ગમે તે કર્મ કરતી વેળાએ પ્રારંભમાં કષ્ટ પડે જ છે, તો પછી સ્વધર્મનુ આચરણ કરતાં કષ્ટ પડે તો તેથી કંટાળવું શા માટે? કહે જોઉં, અરે! સીધા માર્ગે ચાલવાનું થાય, તોય પગને પરિશ્રમ આપવાનો અને અરણ્યમાં ભટકવાનુ થાય, તોપણ તે જ સ્થિતિ થાય! હે અર્જુન! માર્ગે ચાલતાં છેડે પથ્થર કે ભાતું બાંધી લેવામાં આવે, તો ભાર તો એકસરખો જ વહન કરવો પડે છે; છતાં વિશ્રાંતિના સ્થાનમાં જે વસ્તુ સુખકર થઈ પડે, તે જ લેવી જોઈએ. વળી ધાન્ય અને ફોતરા કાઢવામા શ્રમ તો એકસરખો જ વેઠવો પડે છે, અથવા ખાવા માટે કે હોમ કરવા માટે માસ પકવવાનો શ્રમ તો સરખો જ હોય છે. હે વિચક્ષણ! દહી કે પાણીનું મંથન કરતાં શ્રમ એકસરખો જ થાય છે, અથવા રેતી કે તલ ઘાણીમાં નાખીને પીલવાનો શ્રમ સમાન જ હોય છે. હે અર્જુન! નિત્ય હોમ કરવા

માટે કે અગ્નિ પ્રદીપ્ત કરવા માટે ધૂમ્ર તો એકસરખો જ સહન કરવો પડે છે; અથવા લગ્નની સ્ત્રી કે એકાદ રખાત સ્ત્રી–એ બન્નેનું પોષણ કરવાનો ખર્ચ તો એકસરખો જ લાગે છે; તો પછી રખાત રાખીને અપકીર્તિનું કલંક શા માટે લેવું? અરે, પીઠમાં ઘા લાગીને પણ મરણ તો નિઃસંશય થવાનું જ છે, તોપછી શત્રુની સાથે સામે મોઢે જ યુદ્ધ કરીને શા માટે ન મરવું, કે જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય! ગૃહસ્થની સ્ત્રીને પારકા ઘરમા પેસીને પણ જો ડંડાનો માર સહન કરવો પડતો હોય, તો પછી તેણે પોતાના પતિનો વ્યર્થ જ ત્યાગ કર્યો કહેવાય ને? માટે ગમે તે કર્મ કરવામાં જો દુઃખ ભોગવવું પડે જ છે, તોપછી ભાઈ, સ્વધર્માચરણ જ કઠિન છે, એમ કયા મુખે કહી શકાશે? હે પાંડુસુત! જે અમૃતના સેવનથી અમરત્વની પ્રાપ્તિ થાય છે, તેની અલ્પ પ્રાપ્તિ માટે પણ સર્વસ્વ શા માટે ખરચી ન નાખવું? અને જે વિષનુ સેવન કરવાથી સર્વ સુખનો નાશ થઈ આત્મહત્યાનું પાતક લાગે છે, તે વિષ મફત મળે તોપણ શા માટે પીવું? તે પ્રમાણે ઇંદ્રિયોને પરિશ્રમ આપી, આયુષ્યના દિવસો ખરચી, પાપનો સચય કરવાથી દુઃખ સિવાય બીજું કાંઈ ફળ મળનાર છે કે? માટે સ્વધર્મનું જ આચરણ કરવું, કે જે શ્રમનો પરિહાર કરી પરમ પુરુષાર્થ–સર્વશ્રેષ્ઠ મોક્ષની–પ્રાપ્તિ કરાવી આપશે; એટલા માટે જે પ્રમાણે સંકટસમયે પણ સિદ્ધમંત્ર વીસરવો જોઈએ નહિ, અથવા સમુદ્રમાં પડેલા મનુષ્યે નૌકાને છોડવી જોઈએ નહિ; અથવા મહારોગીએ દિવ્ય ઔષધિનો ત્યાગ કરવો જોઈએ નહિ; તે પ્રમાણે સ્વકર્મનું આચરણ પણ છોડવું જોઈએ નહિ. ત્યાર પછી હે કપિધ્વજ! એવી સ્વકર્મરૂપી મહાપૂજાથી સંતુષ્ટ થયેલો ઈશ્વર તમ અને રજ, એ ગુણોનો નાશ કરી, આપણી વાસનાને શુદ્ધ સત્ત્વગુણના માર્ગે લાવે છે અને સંસાર તથા સ્વર્ગ, એ હળાહળ વિષ સમાન છે, એનું ભાન કરાવે છે તથા આગળ વૈરાગ્ય શબ્દથી સંસિદ્ધિનું જે વર્ણન કર્યું તે પોતાના વૈરાગ્યરૂપ સ્થાનને પ્રાપ્ત કરાવે છે. પછી વૈરાગ્યભૂમિકા જીતવાથી તેને જે યોગ્યતા પ્રાપ્ત થાય છે તથા પૂર્ણત્વને પામેલા તે પુરુષને જેનો લાભ થાય છે, તે હવે કહું છું. (૯૫૫)

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥**

જેની બુદ્ધિ ક્યાંય પણ આસક્ત થતી નથી અને જે જિતેંદ્રિય તથા

નિસ્પૃહ છે, એવો મનુષ્ય સંન્યાસના યોગથી ઉત્કૃષ્ટ જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત થાય છે. ૪૯

વાયુ જેવી રીતે પારધીની જાળમાંથી અહીં તહીં સંચાર કરતાં અચકાતો નથી, તે જ પ્રમાણે દેહાદિક સંસારપાશમાં તે પુરુષ બદ્ધ થતો નથી. જેમ પાકેલું ફળ જેવી રીતે ડીંટને પકડી રાખતું નથી કે ડીંટ પણ તેને પકડતું નથી, તેજ પ્રમાણે સંસાર વિષેનો તેનો સર્વ પ્રેમ નિર્જીવ થઈ જાય છે. પુત્ર, દ્રવ્ય અને દારા પોતપોતાના તંત્રથી વર્તતાં હોય, તોપણ 'એ મારાં છે' એમ ન કહેતાં તેમનો તે વિષ પ્રમાણે ત્યાગ કરે છે. જેમ કોઈ ઉકળતા પદાર્થોના સ્પર્શથી હાથને ચટકો લાગતાં માણસ પોતાના હાથને પાછો ખેંચી લે છે, તે પ્રમાણે તેની બુદ્ધિ વિષયોમાંથી પાછી વળીને આત્મવિચારમાં પ્રેરાય છે. એવા પ્રકારે, અંતઃકરણ ઇંદ્રિયો દ્વારા વિષયોમાં ન જવા માટેની તેની પ્રતિજ્ઞાનો ભંગ કરતું નથી. જેવી રીતે સ્વામીના ભયથી દાસી તેની આજ્ઞાનુ ઉલ્લંઘન કરતી નથી, તેવી રીતે હે અર્જુન! ચિત્તને ઐક્યની મૂઠીમાં દબાવી રાખીને તેને આત્માના છેડે ચઢાવે છે, તે વેળાએ જેમ અગ્નિને રાખમાં દાટવાથી ધૂમ્ર પોતાની મેળે જ બંધ થઈ જાય છે, તે જ પ્રમાણે તેની ઇહ અને પર વિષયોની ઇચ્છા સહજ જ નાશ પામે છે; કેમકે મનનો નિગ્રહ થયો એટલે ઇચ્છાનો પોતાની મેળે સર્વથા લોપ થઈ જાય છે; વધારે બોલીને શું કરવાનું છે? સારાંશ કે, સાધકને એવી ભૂમિકા પ્રાપ્ત થાય છે. હે અર્જુન! સઘળું વિપરીત જ્ઞાન અસ્ત પામીને તેને સત્ય બોધની જ પ્રાપ્તિ થાય છે. જેવી રીતે સંચિત કરેલા પાણીનો નિત્ય વ્યય કરવામાં આવતાં તે ઘટતું જાય છે, તે જ પ્રમાણે પ્રારબ્ધકર્મોનો પણ ભોગવતાં-ભોગવતા અંત આવી જાય છે અને અહંકર્તૃત્વભાવના ન હોવાને લીધે નવીન કર્મની ઉત્પત્તિ થતી નથી. હે અર્જુન! આ પ્રકારે સર્વ કર્મોની ક્ષીણ દશા થઈ, એટલે પછી શ્રીગુરુનો પોતાની મેળે જ મેળાપ થાય છે. રાત્રિના ચાર પ્રહર સમાપ્ત થાય, એટલે અંધકારનો નાશ કરનાર સૂર્ય દૃષ્ટિએ પડે છે; અથવા તો ફળોનો ઝૂમખો આવીને તે કેળના ઝાડની વૃદ્ધિને અટકાવી દે છે, તે જ પ્રમાણે શ્રીગુરુ મળવાથી જિજ્ઞાસુ-ની કર્મકર્તૃત્વની ખટપટ બંધ પડે છે. વળી પૂર્ણિમા આવતા જે પ્રમાણે ચંદ્રમામા લેશ માત્ર પણ ન્યૂનતા રહેતી નથી; તેવી જ રીતે ગુરુપ્રસાદ પ્રાપ્ત થવાથી જિજ્ઞાસુને કોઈ પણ પ્રકારની ન્યૂનતા રહેતી નથી અને સર્વ અજ્ઞાન ગુરુની કૃપાથી જ નષ્ટ થઈ જાય છે. રાત્રિ વીતી જતાં

જેમ અંધકારનો નાશ થાય છે, તે જ પ્રમાણે અજ્ઞાનનો નાશ થતાં તેના હૃદયમાં રહેલી કર્મ, કર્તા અને કાર્યની ત્રિપુટીનો પણ નાશ થાય છે; જેવી રીતે ગર્ભિણી સ્ત્રીને હણવાથી તેના ગર્ભનો જુદો ઘાત કરવો પડતો નથી–તે પોતાની મેળે જ મરી જાય છે–તે જ પ્રમાણે અજ્ઞાનનો નાશ થયો એટલે સર્વ કર્મનો સ્વાભાવિક રીતે જ નાશ થઈ જાય છે. એને જ સંન્યાસ કહેવામાં આવે છે અને તે જ તેને (જિજ્ઞાસુને) પ્રાપ્ત થાય છે. આ તેનું મૂળ અજ્ઞાનના ત્યાગને લીધે સર્વ દૃશ્ય પદાર્થ નષ્ટવત્ થયા એટલે પછી જે જાણવાની વસ્તુ છે, તે તો તે પોતે જ બની જાય છે. મનુષ્ય નિદ્રામાંથી જાગ્રત થયા પછી હું કૂવામાં પડ્યો છું, એવો જે ભ્રમ તેને સ્વપ્નમાં થયો હતો, તેને સત્ય માનીને તેમાંથી પોતાને કાઢવાની ખટપટ તે કરશે કે? નહિ જ. તે પ્રમાણે 'મને સમજ પડતી નથી, હું હવે સમજી લઈશ' એવું તેનું દુઃસ્વપ્ન નષ્ટ થાય છે અને જ્ઞેય તથા જ્ઞાતાનો પણ લોપ થઈને તે પોતે કેવળ જ્ઞાનરૂપ બની જાય છે. હે અર્જુન! પ્રતિબિંબ સહિત આરસી દૂર લઈ જવામાં આવતાં, જે પ્રમાણે દર્શન વિનાનો દ્રષ્ટા જ માત્ર અવશિષ્ટ રહે છે; તે પ્રમાણે અજ્ઞાન જ્યારે જાય છે, ત્યારે તે પોતાની સાથે જ્ઞાનને પણ લેતું જાય છે; પછી કેવળ નિષ્ક્રિય જ્ઞાન જ પાછળ અવશિષ્ટ રહે છે. હે અર્જુન! આ નૈષ્કર્મ્યભૂમિકામાં સ્વભાવતઃ કોઈ પણ પ્રકારની ક્રિયા રહેતી નથી; માટે તે સ્થિતિને નૈષ્કર્મ્ય–સિદ્ધિ કહેવામાં આવે છે. તે પોતે જ આપણું સ્વરૂપ હોઈને ન હોવાપણાના ભ્રમને લીધે જે હોવાપણું આવે છે, તેનો પણ લોપ થઈને કેવળ હોવાપણું જ બાકી રહે છે. જેવી રીતે વાયુની ઉપાધિથી જળમાં ઉત્પન્ન થતા તરંગો વાયુ નષ્ટ થતાં પોતાની મેળે જ પાણીની સાથે ઐક્ય પામે છે. આ પ્રકારે જે નિષ્કર્મતા ઉત્પન્ન થાય છે, તેને નૈષ્કર્મ્ય–સિદ્ધિ કહેવામાં આવે છે અને એ જ સિદ્ધિ સ્વભાવતઃ સર્વ સિદ્ધિઓમાં મુખ્ય છે. જે પ્રમાણે કળશની સ્થાપના થતાં દેવાલય બાંધવાનું કાર્ય સમાપ્ત થાય છે, અથવા ગંગા સમુદ્રમાં જઈ મળતાં પછી તેનુ ગંગા નામ રહેતું નથી, અથવા સુવર્ણ શુદ્ધ કરવામાં આવતાં સોળે આના કસ આવ્યો, એટલે જે પ્રમાણે તેને શુદ્ધ કરવાની ક્રિયાનો અંત આવે છે, તે જ પ્રમાણે જે જ્ઞાનથી આપણા અજ્ઞાનનો નાશ થયો હોય છે, તે જ્ઞાનનો પણ લોપ થઈ જાય એવી જે સ્થિતિ તે કરતાં વિશેષ ઉત્તમ બીજું કાંઈ પણ પ્રાપ્ત થવાનું રહેતું જ નથી; અને તેથી એની 'પરમ સિદ્ધિ' કહેવામાં આવે છે. (૯૮૩)

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे ।**
**समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥**

હે કૌંતેય ! એ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતારૂપી સિદ્ધિ જેને પ્રાપ્ત થયેલી છે, તેને બ્રહ્મની પ્રાપ્તિ કેવા પ્રકારે થાય છે, તે હું સંક્ષેપથી કહું છું, તે જાણી લે. એ જે બ્રહ્મપ્રાપ્તિ, તે જ જ્ઞાનની પરમ સીમા છે. ૫૦

પરંતુ શ્રીગુરુકૃપાના યોગે જે કોઈ ભાગ્યવાન પુરુષને આત્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે, સૂર્યોદય થતાંની સાથે જે પ્રમાણે અંધકારનો જ પ્રકાશ થાય છે અથવા દીપકની જ્યોતિને કપૂરનો સ્પર્શ થતાં જ તે કપૂર દીપક બની જાય છે, અથવા મીઠાનો ગાંગડો પાણીમાં મેળવતાં તે જળ-રૂપ થઈ રહે છે; અથવા નિદ્રાગ્રસ્ત મનુષ્યને જાગ્રત કરતાંની સાથે જ મિથ્યા સ્વપ્ન સહિત તેની નિદ્રા નષ્ટ થાય છે અને તે પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થાય છે; તેવી રીતે દૈવયોગે જે કોઈની વૃત્તિ ગુરુવાક્ય સાંભળતાં જ ભેદનો નાશ કરીને સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે, એટલે પછી તેના માટે કાંઈ પણ કરવાનું બાકી રહે છે, એમ કોણ કહી શકે એમ છે વારુ ? આકાશ સર્વત્ર ભરેલું હોવાથી તેનામાં અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં આવવા જવાનો ધર્મ સંભવે છે કે ? અર્થાત્ જેને આત્મસિદ્ધિ પ્રાપ્ત થયેલી છે તેના માટે પછી ખરેખર કાંઈ પણ કર્તવ્ય અવશિષ્ટ રહેતું નથી; પરંતુ એવો અધિકાર જે સાધકને પ્રાપ્ત થયેલો ન હોય (અસંભાવના અને વિપરીત ભાવના આદિ દોષો હોવાથી બુદ્ધિનો નિશ્ચય થયેલો ન હોય); તે પણ કોઈ એક સાધક કે જે તીવ્ર અધિકારી છે, તે શ્રીગુરુના ઉપદેશવચન કાને પડતાં જ હે કીરીટિ ! તે બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે. બાકી જે મંદ અધિકારી સાધકે સ્વકર્મરૂપી અગ્નિમાં કામ્ય અને નિષિદ્ધ કર્મરૂપી ઈંધન વડે પ્રથમથી જ રજોગુણ અને તમોગુણને ભસ્મીભૂત કર્યાં હોય અને ત્યારપછી પુત્ર, પૈસો અને પરલોક–એ ત્રણની ઇચ્છા જેની દાસી બની ગઈ હોય, જે ઇંદ્રિયો ભિન્નભિન્ન નિષિદ્ધ કર્મોમાં પ્રવેશ કરવાથી સ્વચ્છંદે ભ્રમણ કરીને પાપમય બની ભ્રષ્ટ થઈ ગઈ હતી. તેમને જેણે યોગમાંના પ્રત્યાહારરૂપ તીર્થમાં સ્નાન કરાવીને પવિત્ર કરેલી હોય અને સર્વ સ્વધર્મના આચરણથી પ્રાપ્ત થનાર ફળ ઈશ્વરને અર્પણ કરીને તેના પ્રસાદથી અક્ષય્ય વૈરાગ્યપદ પ્રાપ્ત કરી લીધું હોય; આ પ્રમાણે આત્મ-સાક્ષાત્કારમાં પરિણત થનારી જ્ઞાનની ઉત્કર્ષ–દશાનો લાભ થાય, તેવી સર્વ સામગ્રી જેણે મેળવી લીધી હોય અને તેવામાં જ તેને જો સદ્ગુ-રુનું મિલન થાય અને તેઓ પણ તેની કોઈ પણ પ્રકારે છેતરપિંડી

ન કરતાં સમ્યગ્ જ્ઞાનનો ઉપદેશ કરી દે. પરંતુ ઔષધિ લેતાંની સાથે જ તત્કાળ રોગની નિવૃત્તિ થઈને પોતાની મૂળ પ્રકૃતિની સ્થિતિ કદાપિ પ્રાપ્ત થાય છે ખરી કે? અથવા સૂર્યોદય થતાંની સાથે જ મધ્યાહ્ન-કાળ થાય છે ખરો કે? ક્ષેત્ર ઉત્તમ હોય અને પર્જન્યવૃષ્ટિ થાય અને તેમાં ઉત્તમ બીજ વાવવામાં આવે એટલે તે ભૂમિમાં વિપુલ પાક આવે છે ખરો, પરંતુ હે અર્જુન! તેમાંય વિલંબ તો લાગે છે જ. ઉત્તમ માર્ગ હોય અને કોઈ સજ્જનની સોબત મળે, તોપણુ ઇષ્ટ સ્થળે પહોંચતાં જરૂરી સમય તો લાગવાનો જ. (૧૦૦૦)

એ પ્રમાણે વૈરાગ્ય પણ પ્રાપ્ત થાય, સદ્‌ગુરુની પ્રાપ્તિ થાય, અને જ્ઞાન પ્રાપ્ત કરી લેવા માટેની અંતઃકરણમાં ઇચ્છા પણ ઉદ્‌ભવી હોય પછી તે (ગુરુ)ના ઉપદેશથી બ્રહ્મ જ એક સત્ય છે અને તે વિના સર્વ પ્રપંચ ભ્રાંતિરૂપ છે, એ સાંભળીને સાધકનો પણ એ પ્રમા-ણેનો દૃઢ નિશ્ચય થઈ જાય છે, કિંતુ એવો જે પરબ્રહ્મ સર્વવ્યાપક અને સર્વોત્તમ છે, અને જ્યાં મોક્ષ શબ્દનો પણ લોપ થાય છે, જે જ્ઞાન હે કિરીટિ! સાધ્ય, સાધક, સાધનની ત્રણે અવસ્થાઓનો લોપ કરે છે, તે જ્ઞાન પણ જે બ્રહ્મમાં લય પામે છે, જ્યાં ઐક્યની એકતા પણ અવશિષ્ટ રહેતી નથી, જ્યાં આનંદસુખનો અંશમાત્ર પણ બચતો નથી, અને જ્યાં કાંઈ પણ બચીને જે શેષ રહે છે, એવો જે બ્રહ્મ, તેમાં એકત્વ પામી બ્રહ્મસ્વરૂપ થઈ રહેવાનું કેવળ અનુક્રમથી જ પ્રાપ્ત થાય છે. ક્ષુધાતુર સમક્ષ ષડરસ અન્નનો થાળ પીરસીને રાખ્યો હોય; તો પણ તેથી તે એકદમ તૃપ્ત ન થતા તે ગ્રાસ પછી ગ્રાસ લઈને તૃપ્તિ પ્રાપ્ત કરી શકે છે, એ જ પ્રમાણે તે સાધક, વૈરાગ્યના આશ્રયથી વિવેકરૂપી દીપકના પ્રકાશથી આત્મરૂપી ખજાનો પ્રાપ્ત કરે છે; અર્થાત્ જે સાધકના અંગમાં આત્મરૂપ ઐશ્વર્યને ભોગવવાની ખરેખરી યોગ્યતા આવેલી હોય છે, તે જે ક્રમથી બ્રહ્મપ્રાપ્તિને સુલભ કરી લે છે, તે ક્રમનો મર્મ હવે તને હું કહું છું, તે સાંભળ. (૧૦૧૦)

**बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥**

જે મનુષ્ય અત્યંત શુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈને ધૈર્ય વડે પોતાના ચિત્તનું નિયમન કરીને શબ્દાદિક વિષયોનો પરિત્યાગ કરી, પ્રીતિ અને અપ્રીતિનો લોપ કરી નાખે છે. ૫૧

પ્રથમ તે ગુરુએ દર્શાવેલા માર્ગે વિવેકરૂપી તીર્થને કિનારે

પહોંચી બુદ્ધિનો મળ ધોઈ નાખે છે, કે જેથી બુદ્ધિ શુદ્ધ થઈને આત્મસ્વરૂપમાં જઈ મળે છે. પછી જેમ રાહુના ગ્રાસમાથી મુક્ત થયેલી પ્રભા ચંદ્રમાને પુનઃ આલિંગન આપે છે, તે પ્રમાણે નાના પ્રકારની દુર્વાસનાઓ વડે ભ્રષ્ટ થયેલી બુદ્ધિની શુદ્ધતા પુનઃ શુદ્ધ થઈને પોતાની મૂળની સ્થિતિને પ્રાપ્ત થાય છે. અથવા કુળવાન સ્ત્રી ઉભય 'કુળનું' અભિમાન ત્યજીને કેવળ પોતાના પ્રિય પતિને અનુકૂળ થઈ રહે છે, તેવી રીતે બુદ્ધિ દ્વૈત ભાવનાનો ત્યાગ કરીને આત્મચિંતનમાં જ નિમગ્ન બની રહે છે, જીવની પ્રિય વસ્તુ જે જ્ઞાન, તે જ્ઞાનને કાઢીને ઇંદ્રિયોએ જે શબ્દાદિ વિષયોને મહત્તા આપેલી-તેમની પ્રૌઢતા વધારેલી, તે પાચે વિષયો ધૈર્યથી ઇંદ્રિયોનો અવરોધ થયો એટલે પોતાની મેળે જ લુપ્ત થાય છે, જેવી રીતે સૂર્યનાં કિરણોના લોપ સાથે મૃગજળનો પોતાની મેળે જ લોપ થાય છે. અજાણપણે નીચ મનુષ્યનું અન્ન ખવાઈ ગયા પછી તેની જાણ થતાં જેમ તેનું વમન કરી ઓકી કાઢવું પડે છે, તેવી રીતે અંતઃકરણમાની વિષયવાસનાઓ તે ઇંદ્રિયો દ્વારા જ વમન કરાવી ઓકાવી નખાય છે, અને પછી અંતર્મુખ વૃત્તિરૂપી ગંગાતટે વૃત્તિને લાવીને સ્નાન કરાવી તેને જ શુદ્ધ કરે છે. આ પ્રકારે તે શુદ્ધ પ્રાયશ્ચિત્ત કરે છે. એ પછી ઇંદ્રિયોનુ સાત્ત્વિક ધૈર્યથી શોધન કરી, મનને યોગના અભ્યાસમાં પ્રવૃત્ત કરે છે તથા પ્રારબ્ધને અનુસરી અનુકૂળ ભોગ પ્રાપ્ત થયા હોય, પ્રતિકૂળ ભોગ વિશે જે ખેદ કરતો નથી અને સહજ અનુકૂળ ભોગ ભોગવવાનો સમય આવ્યો હોય, તો તે વિષેના અભિલાષને ધારણ કરતો નથી; તથા હે અર્જુન! ઇષ્ટ કિંવા અનિષ્ટ ભોગ વિષેના હર્ષ તથા ખેદને ત્યાગીને ગિરિકંદરામાં કે નિર્જન વનમાં નિવાસ કરે છે; (૧૦૨૧)

**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**

જે એકાંતવાસ કરનાર, મિતાહારી; કાયા, વાચા અને મનને સ્વાધીન રાખનાર, નિરંતર ધ્યાનયોગમાં તત્પર રહેનાર અને વૈરાગ્યનો આશ્રય કરનાર હોય છે; ૫૨

જ્યાં લોકોને કોલાહલ ન હોય એવું અરણ્ય જોઈ, તેમાં તે નિવાસ કરે છે; ત્યાં જો કોઈ પણ સમાજ હોય, તો તે તેના પોતાના અવયવોના સમુદાયનો બનેલો હોય છે; ઇંદ્રિયો અને મનનો નિગ્રહ, એ જ તેની ક્રીડા હોય છે, મૂગા રહેવું, એ જ તેનું બોલવું હોય

છે; ગુરુવાક્યના મનનને લીધે તેને અન્ય ચિંતનનો વખત જ મળતો નથી અને પોતાના અંગમાં શક્તિનો આવિર્ભાવ થાય અને ક્ષુધાનો લોપ થાય તથા જિહ્‌વાના લાડકોડ પરિપૂર્ણ થાય, આ ત્રણે બાબતોની ભોજનપ્રસંગે તે લેશમાત્ર પણ દરકાર કરતો નથી. તે મિતાહાર કરે છે, પૂરેપૂરું પેટ ભરી લેતો નથી. જે જઠરાગ્નિને કાંઈ પણ આહાર ન આપવાથી તે પ્રાણનો નાશ કરશે, એમ સમજીને તે પ્રાણરક્ષા થાય તેટલો જ આહાર કરે છે અને પરપુરુષ ઇચ્છા કરે, તોપણ કુલીન સ્ત્રી જેમ તેને વશ થતી નથી, તે પ્રમાણે નિદ્રા કે આળસને વશ ન થઈને પોતાના આસનને ચળવા દેતો નથી. ઈશ્વરને દંડવત્ પ્રણામ કરતી વખતે જ માત્ર તે જમીનને સ્પર્શ કરે છે, તે સિવાય કદી પણ અવિચારથી ભૂમિ પર નિદ્રા લેવાને માટે તે અંગને ટેકવતો નથી; જે કેવળ શરીરના નિર્વાહ પૂરતો જ તે હાથપગનો ઉપયોગ કરે છે; કિંબહુના, જેણે અંતઃકરણ તથા બાહ્યેંદ્રિયોને પોતાને સ્વાધીન કરી રાખ્યાં છે; અને હે અર્જુન! તે પોતાની વૃત્તિને મનના ઊમરા સુધી પણ આવવા દેતો નથી, એટલે પછી બોલવું–ચાલવું વગેરે વ્યાપારને તો તેનામાં ક્યાંથી જ આશ્રય મળે વારુ? એવી રીતે શરીર, વાણી તથા મન, એ સર્વને જીતીને તેણે ધ્યાનાકાશને સ્વાધીન કરી લીધું હોય છે. જે પ્રમાણે આરસીમાં આપણું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે; તે પ્રમાણે ગુરુવાક્યના બોધથી તેણે પોતાના બોધનો નિશ્ચય કરેલો છે; તે ધ્યાનનો પ્રકાર એવો છે કે, ધ્યાન કરનારો ધ્યાતા, તેની ધ્યાનરૂપી વૃત્તિ અને તે વૃત્તિથી જેનું ધ્યાન કરવાનું તે ધ્યેય–આ ત્રિપુટીને તે પોતાનામાં જ નિહાળે છે. હે પાંડુસુત! ધ્યેય, ધ્યાતા અને ધ્યાન–એ ત્રિપુટીને વિસારીને કેવળ એક જ રૂપ અવશિષ્ટ રહે, ત્યાંસુધી ધ્યાન ધરવું પડે છે, જેથી મોક્ષેચ્છુ આત્મજ્ઞાન વિષે દક્ષ થાય છે; પરંતુ યોગપ્રક્રિયાની સહાયથી હે અર્જુન! ગુદા અને શિશ્નના મધ્યભાગને એડીથી દાબીને તે મૂળબંધ સિદ્ધ કરે છે. અધોભાગને સંકુચિત કરી મૂળબંધ, ઉડ્ડિયાનબંધ અને જાલંધરબંધ–એ ત્રણ બંધથી વાયુના ભેદને તોડી નાખી તેમને એકવિધ કરે છે. એવી રીતે પ્રાણનો રોધ થયો, એટલે કુંડલિની જાગ્રત થઈ મધ્યમાં અથવા સુષુમ્ણાનો માર્ગ ખુલ્લો થાય છે અને આધારચક્રથી આજ્ઞાચક્ર (બે ભ્રમર વચ્ચેનો પ્રદેશ) પર્યંત પ્રાણભેદ કરીને ઊર્ધ્વગમન કરે છે. એમ થતાં બ્રહ્મરંધ્રમાંના સહસ્રદલ કમળરૂપી મેઘમાંથી જ ઉત્તમ અમૃતવૃષ્ટિ થાય છે. તેનો પ્રવાહ સુષુમ્ણા નાડી દ્વારા મૂળબંધ પર્યંત આવે છે. પછી મસ્તક-

માંના આકાશમાં ચૈતન્યરૂપી ભૈરવના પાત્રમાં મન અને વાયુનો ખીચડો પિરસાય છે. એવી રીતે આ યોગસાધનના બળવાન સમુદાયને આગળ કરીને તેની પાછળ ધ્યાનને નિશ્ચિત કરે છે અને ધ્યાન તથા યોગ–એ ઉભય નિર્વિઘ્નપણે આત્મતત્ત્વના જ્ઞાનમાં પ્રાપ્ત થાય, તે પૂર્વે જ તેણે વૈરાગ્ય જેવા પરમ મિત્રને સાધ્ય કરી રાખેલો હોય છે. તે સર્વ ભૂમિકાઓમાં તેની (સાધકની) સાથે જ રહે છે. આપણે જે જોવાનું હોય તે દેખાય નહિ, ત્યાં સુધી ચક્ષુને જો દીપકની સોબત હોય, તોપછી તે વસ્તુને જોવામાં શો વિલંબ લાગવાનો હતો? એ જ પ્રમાણે મોક્ષપ્રાપ્તિ માટેના યત્નમા પ્રવૃત્ત થયેલા સાધકને, તેની વૃત્તિ બ્રહ્મ-સ્વરૂપમા લય પામે ત્યા સુધી જો વૈરાગ્યની સોબત હોય, તોપછી મોક્ષપ્રાપ્તિમાં ભંગ શી રીતે પડશે? અર્થાત્ વૈરાગ્યયુક્ત જ્ઞાનનો અભ્યાસ કરનાર તે ભાગ્યવાન પુરુષ તે આત્મલાભને પાત્ર થાય છે. એવા વૈરાગ્યનું વજ્રકવચ પહેરીને જે રાજયોગરૂપી અશ્વ પર સવાર થાય છે અને પછી વચમાં નાના–મોટા જે પદાર્થ દેખાય, તેના નિવારણ માટે વિવેકરૂપી મૂઠીમાં બળપૂર્વક ધ્યાનરૂપી ખડ્ગને સ્વીકારે છે. અને આ પ્રકારે સૂર્ય જેવી રીતે તિમિરમા નિઃશંકપણે પ્રવેશ કરે છે, તેવી રીતે, જે મોક્ષરૂપી વિજયશ્રીને વરવા માટે સંસારરૂપી રણક્ષેત્રમાં નિઃસંશયપણે સંચાર કરે છે. (૧૦૪૯)

**अहङ्कारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।**
**विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**

અને જે મનુષ્ય અહંકાર, સામર્થ્ય, ઉન્મત્તતા, કામ, ક્રોધ તથા સંગ્રહ ઇત્યાદિ વિકારોને ત્યાગીને મમતારહિત થઈ શાંત રહે છે, તે મનુષ્ય બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાય છે. ૫૩

ત્યાં તેને અટકાવવા માટે આવેલા જે દોષરૂપી વેરીઓને તે મારે છે, તે વેરીઓમાનો સર્વથી પહેલો વેરી 'દેહાહંકાર' હોય છે. જે અહંકાર મનુષ્યને મારીને છોડતો નથી અને ઉત્પન્ન કરીને જીવવા પણ દેતો નથી. પરંતુ દેહના સંકજામા સપડાવીને સબડાવ્યા કરે છે, તે અહંકારનુ નિવાસસ્થાન જે દેહરૂપી કિલ્લો; તેને તે તોડીને હસ્તગત કરી લે છે અને તેજ પ્રમાણે હે અર્જુન! બીજો વેરી જે 'બળ' તેનો પણ તે નાશ કરે છે. જે બળરૂપી શત્રુ વિષયનું નામ સાભળતાની સાથે ચારગણો બળવાન થઈ સર્વ જગને વિષય સિવાય ઇતર વસ્તુનું ભાન રહેવા દેતો નથી, તે બળરૂપ શત્રુ કેવળ વિષયરૂપી વિષરૂપ છે અને સર્વ દોષોનો રાજા છે; પરંતુ તે ધ્યાનરૂપી તલવારનો ઘા શી

રીતે સહન કરી શકે ? નહિ જ સહન કરી શકે. (૧૦૫૪)

અને પ્રિય વિષયોની પ્રાપ્તિ થવાથી જેને પરમ આનંદ થાય છે અને જે, તે જ આનંદથી જીવને આચ્છાદી નાખે છે; જે સન્માર્ગ ભુલાવી દઈને અધર્મના અરણ્યમાં પ્રવેશ કરાવી નરકાદિ રૂપ વાઘના પંજામાં ફસાવી દે છે; આવો જે વિશ્વાસઘાતક 'ગર્વરૂપ શત્રુ' છે, તેને પણ તે મારી નાખે છે અને જેનાથી ડરીને તપસ્વીઓ થરથર કંપે છે, ભયંકર ક્રોધ જેનું પરિણામ છે અને જેમ જેમ તેના લાડકોડ પૂરા પાડવામાં આવે, તેમ તેમ જે અધિકાધિક વૃદ્ધિ પામે છે, એવો જે 'કામ,' તેનો સમૂળગો નાશ કરી નાખવાથી ક્રોધની પણ સહજ સ્વભાવે તે જ અવસ્થા થઈ જાય છે. વૃક્ષના મૂળને કાપી નાખવામાં આવે એટલે જેમ શાખાઓનો પોતાની મેળે જ નાશ થઈ જાય છે, તે જ પ્રમાણે કામનો નાશ કરવાથી જેમ ક્રોધનો પોતાની મેળે જ નાશ થઈ જાય છે. સારાંશ કે, કામ શત્રુને મારી નાખવાથી ક્રોધની આવ-જા સહજ-ભાવે અટકી જાય છે. (૧૦૬૧)

રાજા જેવી રીતે પ્રતિજ્ઞાથી પોતાની હેડ જેના પગમાં નાખવાની હોય, તેના માથા પર ચઢાવીને જ તે હેડને ઉપડાવે છે, તે જ પ્રમાણે 'પરિગ્રહ' (સંગ્રહ)રૂપી શત્રુ (પ્રાપ્ત થયેલી સંપત્તિ) એ મનુષ્યના મનમાં સ્ફુરણ કર્યા કરે છે. જે પરિગ્રહ વૈરાગ્યશીલ મનુષ્યનું નામ સાંભળતાની સાથે જ માથું હલાવી તેના હૃદયમાં સંચાર કરી, તેનામાં મમત્વરૂપ અવગુણને ઉત્પન્ન કરે છે અને 'આ મારું' એવા અભિમાન-માં તેને ગૂંચવે છે; જે પરિગ્રહે 'આ મઠ મારો છે,' 'આ મારા શિષ્યો છે,' 'આ ગ્રંથ મારા છે' આવાં ચિહ્નોથી ત્યાગી પુરુષને પણ પોતાના પાશમાં બદ્ધ કર્યો છે; જે વૈરાગ્યશીલ પુરુષ કુટુંબાદિ સંસારનો ત્યાગ કરી વનમાં જઈ વસે છે, તોપણ જે પરિગ્રહ તેને ત્યાંના પદાર્થો-માં મમતા રાખવાના ભાવમાં પ્રેરે છે; સારાંશ કે, સર્વથૈવ નગ્ન મનુષ્યને પણ તે પોતાના પાશમાં બદ્ધ કરે છે; એવા પરિગ્રહ નામક અજેય શત્રુના ઠામઠેકાણાનો નાશ કરીને જે પુરુષ સંસારને જીતવાનો આનંદ ભોગવે છે, તેને ભેટવાને માટે જ્ઞાનગુણના અમાનિત્વાદિક સમુદાયરૂપી મોક્ષ દેશના માંડલિક રાજાઓ આવે છે અને યથાર્થ જ્ઞાનરૂપી સાર્વ-ભૌમ રાજ્ય તે સાધકને અર્પણ કરીને, તેઓ તેના પરિવારરૂપ થઈ રહે છે. (૧૦૬૮)

પ્રવૃત્તિરૂપી રાજમાર્ગે તેની સવારી જ્યારે ચાલી જતી હોય છે, ત્યારે ત્રણ અવસ્થારૂપી ત્રણ સ્ત્રીઓ આવીને પગલે પગલે તેના પરથી

પોતાનાં સુખોને ઓવારી નાખે છે. તે સાર્વભૌમ રાજાની આગળ વિવેકરૂપી ચોપદાર જ્ઞાનરૂપી સુવર્ણદંડને હાથમાં ધારણ કરીને દૃશ્ય પદાર્થોની ભીડને ભેદતો ચાલ્યા કરે છે અને યોગભૂમિકારૂપી સ્ત્રીઓ જાણે આરતી લઈને તેનાં ઓવારણાં લેવાને આવતી હોય ને એવો જ ભાસ થાય છે. તે પ્રસંગે રિદ્ધિસિદ્ધિના અનેક સમુદાયોએ ઝાળીને કરેલી પુષ્પવૃષ્ટિ વડે તે સ્નાન કરે છે. એવી રીતે બ્રહ્મૈક્યરૂપ સ્વરાજ્ય પ્રાપ્ત થવાનો સમય જેમ જેમ નિકટ આવતો જાય છે, તેમ તેમ તેને ત્રૈલોક્ય હર્ષથી પરિપૂર્ણ દેખાવા માડે છે તે વખતે હે અર્જુન! આ મારો વેરી છે કે આ મારો મિત્ર છે અને તેથી આ તો મારો જ છે, એમ કહેવાનું તેનામાં અવશિષ્ટ રહેતું જ નથી; રે એટલું જ નહિ, પણ તે જેને મારું કહે, એવું બીજું કોઈ હોતું જ નથી; કારણ કે તે અદ્વિતીય થયેલો હોય છે; (જ્યા દ્વૈતનો જ નાશ થઈ જાય, ત્યાં બીજુ શું અવશિષ્ટ રહે?) હે અર્જુન! પોતાની તે એક જ સત્તાથી સર્વ વિશ્વને વ્યાપ્ત કરી નાખ્યા પછી, 'મારું' કહેવાનો અવકાશ જ ન હોવાથી મમતાનો સર્વથા લોપ થઈ જાય છે. આ પ્રમાણે સર્વ અહંકારાદિ રિપુવર્ગને જીતીને 'સર્વ જગત હું જ છું,' એવો બોધ થવાથી તેના યોગરૂપી અશ્વની દોડ પોતાની મેળે જ બંધ થાય છે; અને પછી અંગમા જે વૈરાગ્યરૂપી મજબૂત કવચ પરિધાન કરેલુ હોય છે, તેને પણ તે ક્ષણભર ઢીલું કરે છે અને ધ્યાનરૂપી ખડ્ગ વડે નાશ કરવાની કોઈ પણ વસ્તુ અવશિષ્ટ ન રહેવાથી, તેને ધારણ કરનારી વૃત્તિનો હાથ પણ અકળાઈને હેઠો પડી જાય છે. જે પ્રમાણે ખરું રસાયણ રોગનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે, તેવી જ તેની પણ સ્થિતિ થાય છે; અથવા તો પોતાના થોભવાના સ્થાનને જોતાં જેમ દોડવાની ક્રિયા બંધ પડે છે, તેવી રીતે બ્રહ્મપ્રાપ્તિ થતા અભ્યાસનો વેગ પોતાની મેળે જ અટકી પડે છે. ગંગા સમુદ્રને મળ્યા પછી જેમ પોતાના વેગને ત્યાગી દે છે, અથવા કામાતુર સ્ત્રી જે પ્રમાણે પોતાનો પતિ મળે એટલે શાંત થઈ જાય છે; અથવા તો ફળ આવ્યા પછી જેમ કેળની વૃદ્ધિ થતી અટકી જાય છે, અથવા તો ગામ આવતાં જ જેમ માર્ગ પૂરો થાય છે; તે જ પ્રમાણે આત્મસાક્ષાત્કારનો પ્રસંગ પ્રાપ્ત થતાં જ, તે સાધનરૂપી હથિયારો હાથમાંથી ધીમેથી નીચે મૂકી દે છે, અર્થાત્ હે અર્જુન! બ્રહ્મની સાથે ઐક્ય થતી વખતે તેના સર્વ ઉપાયો (બ્રહ્મપ્રાપ્તિમાં સાધનભૂત જે હોય છે તે કર્મો) પાછાં વળે છે. બંધ પડે છે આ પ્રમાણે વૈરાગ્યનો ઉત્તરકાળ, જ્ઞાનાભ્યાસની

વૃદ્ધાવસ્થા અથવા યોગરૂપી ફળની પરિપક્વ દશા, એવી જે શાંતિ,' તે હે અર્જુન! તેનામાં સંપૂર્ણતાથી આવીને પ્રાપ્ત થાય છે, ત્યારે તે પુરુષ બ્રહ્મ થવાનો અધિકારી થાય છે. પૂર્ણિમા કરતાં ચૌદશની રાત્રિના ચંદ્રની કળામાં જેટલી ન્યૂનતા હોય છે; અથવા સોળ આનાના કસ કરતાં પંદર આનાના કસમાં જેટલી ન્યૂનતા રહેલી છે; જેવી રીતે સાગરમાં ગંગાએ પ્રવેશ કર્યા પછી જેટલી હદ સુધી તેનો વેગ દેખાય છે, તે ગંગા અને જ્યાં તે વેગ–પાણીનો પ્રવાહ–થોભી જાય–દેખાતો બંધ પડે છે, તે સમુદ્ર; એ જ પ્રમાણેનો બ્રહ્મ અને બ્રહ્મ થનારમાં જે ભેદ રહેલો છે, તે ભેદનો શાંતિના યોગથી તત્કાળ લોપ થઈ જાય છે. બ્રહ્મસાક્ષાત્કાર થવા પૂર્વે 'મૂળથી જ પોતે બ્રહ્મ છે' એવી જે પ્રતીતિ થવી, તે જ બ્રહ્મસ્વરૂપ થવાની યોગ્યતા છે, એમ તું જાણ. (૧૦૯૦)

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

અને તે બ્રહ્મરૂપ થયેલો પુરુષ પ્રસન્ન અંતઃકરણવાળો થઈને કશાનોય શોક કરતો નથી અને કશાની ઇચ્છા પણ કરતો નથી, પરંતુ સર્વ ભૂતોમાં સમબુદ્ધિ રાખીને મારી પરમ ભક્તિને પ્રાપ્ત કરી લે છે. ૫૪

હે અર્જુન! તે બ્રહ્મભાવની યોગ્યતાને પ્રાપ્ત થયેલો પુરુષ ત્યાર પછી આત્મબોધની પ્રસન્નતાના પદ પર વિરાજે છે. જે અગ્નિના યોગથી રસોઈ તૈયાર થાય છે, તે અગ્નિની તે પક્વ અન્નમાંની (પદાર્થોમાંની) ઉષ્ણતાનો જ્યારે લોપ થાય છે, ત્યારે જ તે અન્ન જેમ સમાધાનકારક બની ખાઈ શકાય છે; અથવા જે પ્રમાણે શરદઋતુનો આરંભ થતા વર્ષાકાળમાં દરરોજ આવતી ભરતી–ઓટનો વિલય થઈ ગંગા સ્થિર થાય છે; અથવા ગાયનની પરિસમાપ્તિ થતાં જેમ મૃદંગ, તંબૂરા વગેરે બંધ થઈ પાછળ કેવળ તેનો આનંદ અને લોકોની વાહવાહ જ બાકી રહે છે, તે જ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના શ્રમની પણ તે પ્રસન્ન સ્થિતિમાં એકતા થઈ જાય છે (પરિહાર થાય છે). જ્યાં શ્રમોનું પણ સ્મરણ રહેતું નથી, તે સ્થિતિને આત્મજ્ઞાનની પ્રસન્નતા કહેવામાં આવે છે. હે અર્જુન! આ સ્થિતિનો તે યોગ્ય પુરુષ ઉપભોગ લે છે. તે વખતે ઐક્યભાવનું પૂર આવવાથી અમુક એક વસ્તુ પોતાની ધારીને તેને માટે શોક કરવો અથવા તો કોઈ પદાર્થની પ્રાપ્તિની ઇચ્છા કરવી, એ બન્ને વાતો પોતાની મેળે જ થતી અટકી જાય છે! સૂર્યોદય થતાંની સાથે સર્વ નક્ષત્રો પોતાના તેજને ખોઈ

બેસે છે; તે જ પ્રમાણે હે અર્જુન! આત્માનુભવ પ્રાપ્ત થતાં તે ભૂતોમાં જ્યા જ્યાં દૃષ્ટિપાત કરે ત્યાં ત્યાં ભૂતો પ્રત્યેનો ભેદભાવ ભેદાતો જઈને, અંતે નષ્ટ થઈ જાય છે અને તે અભેદભાવને પ્રાપ્ત થાય છે. પાટી પર લખેલા અક્ષરો જે પ્રમાણે હાથ વડે ભૂસી નાખી શકાય છે, તે પ્રમાણે તેની દૃષ્ટિમાંથી સર્વ ભેદ અને દ્વૈતનો લોપ થઈ જાય છે. તેના યોગે જાગૃતિ અને સ્વપ્ન એ બે અવસ્થાઓમાંના જે વિપરીત જ્ઞાનો છે, તે ઉભય જ્ઞાનો અજ્ઞાનમા લીન થઈ જાય છે. પછી અન્યથા જ્ઞાનનુ કારણ જે અજ્ઞાન, તે પણ આત્મબોધની વૃદ્ધિ થવાથી જરતું જરતું, પછીથી પૂર્ણ બોધમાં લુપ્ત થઈ જાય છે. ભોજનનો આરંભ કર્યા પછી જેમ પ્રત્યેક ગ્રાસથી ભૂખ કમી થતા થતાં અંતે અંતિમ ગ્રાસ સાથે ક્ષુધાનો અંત થાય છે અને તૃપ્તિ થઈ જાય છે; અથવા ચાલવાના ક્રમથી માર્ગ ઓછો થતોથતો સ્વસ્થાન આવે એટલે ચાલવાનો જ અંત આવી જાય છે; અથવા ઊંઘમાથી મનુષ્ય જેમ જેમ જાગૃત થતો જાય, તેમ તેમ નિદ્રા ન્યૂન થતી જઈને પૂર્ણ જાગૃત થતાંની સાથે નિદ્રાનો લોપ થાય છે; અથવા પૂર્ણિમાને દિવસે પૂર્ણ કળા પ્રાપ્ત થતાં જેમ ચંદ્રની વૃદ્ધિનો અંત આવીને શુક્લ પક્ષની સમાપ્તિ થાય છે; તે જ પ્રમાણે જ્ઞેય લય પામીને પૂર્ણ જ્ઞાનમાં જ્ઞાનપણું પણ જ્યારે સમભાવથી ઐક્ય પામે છે, ત્યારે સર્વ અજ્ઞાનનો લોપ થઈ જાય છે. કલ્પાંતસમયે સર્વ સૃષ્ટિ જળમય થઈ જાય છે, ત્યારે સમુદ્ર અને નદીનો ભેદ જતો રહીને આ બ્રહ્મસ્તબ પર્યંત (બ્રહ્માથી માંડી સર્વ જડ પદાર્થ સુધી) જેમ કેવળ જળ જ હોય છે; અથવા ઘટમઠાદિ ઉપાધિનો લોપ થયો, એટલે પછી એક આકાશ જ બાકી રહે છે; અથવા કાષ્ટ બળી રહેતા કેવળ અગ્નિ જ શેષ રહે છે; અથવા અલંકારો ગાળી નાખવાથી તેના નામરૂપનો ભેદ નષ્ટ થઈ કેવળ સુવર્ણ જ અવશિષ્ટ રહે છે; અથવા મનુષ્ય જાગૃત થાય એટલે જેમ સ્વપ્નસૃષ્ટિ નષ્ટ થઈ, તે જાતે જ માત્ર શેષ રહે છે, તેમ એક મારા સિવાય તેનો પોતાનો સુદ્ધા તે પુરુષને ભેદ રહેતો નથી. (૧૧૧૦)

એ સ્થિતિને જ્ઞાનીઓ ચતુર્થ ભક્તિ કહે છે, કે જે તેને પ્રાપ્ત થાય છે. બીજા આર્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી, એ ભક્તો જે રીતે મારું ભજન કરે છે, તે તેની અપેક્ષાએ આ ચોથી ભક્તિ કહેવાય છે. બાકી તો પ્રથમ, દ્વિતીય, તૃતીય કે ચતુર્થ ભક્તિ, એવું કોઈ પણ નામ એને આપી શકાય તેમ નથી; પરંતુ કેવળ મારી જે સહજ સ્થિતિ, તેને જ ભક્તિ કહેવામાં આવે છે. જે ભક્તિ અજ્ઞાનને પ્રકાશિત કરીને

મને જ વિપરીત ભાવ (જગદ્રૂપ)થી દેખાડી સર્વ લોકો દ્વારા મારી ભક્તિ કરાવડાવીને સમજાવ્યા કરે છે, જે ભક્ત જે સ્થાનમાં જેવી કલ્પના કરી જુએ, તેને ત્યાં તેની કલ્પના પ્રમાણે જ દેખાય છે, એ તે અખંડ પ્રકાશના યોગે ભાસે છે. સ્વપ્નનું દેખાવું કે ન દેખાવું, એ જેમ પોતાના જ અસ્તિત્વ કે અનસ્તિત્વ પર અવલંબિત છે, તેમ મારા જે પ્રકાશથી વિશ્વનો ઉદય કે લોપ (અસ્ત) થાય છે, તે મારા સ્વાભાવિક પ્રકાશને, હે કપિધ્વજ! ભક્તિ કહેવામાં આવે છે; માટે આર્તભક્ત પોતે જ 'આર્તિ (દુઃખ)રૂપ' થઈને જે વસ્તુની ઇચ્છા કરે છે, તે વસ્તુ પણ એ ભક્તિ પોતે જ બને છે. તે જ પ્રમાણે જિજ્ઞાસુ ભક્તમાં પણ હે અર્જુન! એ જ ભક્તિ જિજ્ઞાસા અને જ્ઞાન એ બન્ને પણ તે પોતે જ બને છે. હે અર્જુન! એ જ ભક્તિ પોતે અર્થ, અર્થપ્રાપ્તિનું સાધન અને અર્થપ્રાપ્તિની ઇચ્છા કરનાર એમ ત્રિપુટી બની મને જ અર્થ નામની મર્યાદામાં લાવી મૂકે છે. આ પ્રકારે જે મારી ભક્તિ અજ્ઞાનને વશ રહેલી છે, તો તે મને–સર્વસાક્ષીને દૃશ્યરૂપે દર્શાવે છે. દર્પણમાં પોતાના સ્વરૂપને જોવા પછી જ તેનું પ્રતિબિંબ દેખાય છે, એમાં કશી પણ શંકા નથી; પરંતુ એમાં જે મિથ્યા બીજાપણું છે (એક મુખનાં બે મુખ દેખાવાં), તેનું કારણ દર્પણ જ છે. દૃષ્ટિ વડે ચંદ્ર દેખાય છે એ જો કે ખરું છે, પણ એકના બે ચંદ્ર દેખાવા એ પરિણામ આંખોમાં 'તિમિર' નામનો રોગ હોવાથી જ થાય છે, એ જ પ્રમાણે ભક્તિના યોગે કેવળ હું અને હું જ સર્વત્ર પ્રતીત થાઉં છું અને જે મિથ્યા દૃશ્ય પદાર્થ દેખાય છે તેનું કારણ અજ્ઞાન જ છે. તે ભેદને દર્શાવનાર અજ્ઞાનનો એ ભક્તિના યોગે લોપ થઈને જેવી રીતે ઉપાધિનો નાશ થતાં પ્રતિબિંબ પોતાના સ્વરૂપે મળી જાય છે, તેમ મારું દૃષ્ટત્વ મને આવી મળે છે (મારામાં જ લીન થાય છે). સુવર્ણ જ્યારે મેલ વડે મિશ્રિત સ્થિતિમાં હોય છે, ત્યારે પણ તે સુવર્ણ હોય છે, પરંતુ મેલનું મિશ્રણ જુદું પાડ્યા પછી જેમ શુદ્ધ સુવર્ણ જ શેષ રહે છે; અરે, પૂર્ણિમા પહેલાં પણ ચંદ્ર પૂર્ણ નથી હોતો કે શું? છતાં પૂર્ણિમાને દિવસે જેમ તેની પૂર્ણતા તેને આવી મળે છે; તેવી રીતે હું જ વૃત્તિ–જ્ઞાન દ્વારા દૃષ્ટિગોચર થાઉં છું, કિંતુ તેમાં દૃષ્ટત્વરૂપ ભેદ રહેલો હોય છે અને દૃષ્ટાપણું લુપ્ત થયેથી મને જ મારી પ્રાપ્તિ થઈ રહે છે; એટલા માટે હે પાર્થ! મારો જે ચતુર્થ ભક્તિયોગ છે, તે દૃશ્યમાર્ગ કરતાં સર્વથા ભિન્ન છે. (૧૧૨૯)

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥

અને તે હુ જેટલો અને જેવો છું, તેવો તે મને ભક્તિના યોગે યથાર્થ જાણ્યા પછી તે મદ્રૂપ થાય છે. ૫૫

એ જ્ઞાનભક્તિના યોગે જે (ભક્ત) મારામાં ઐક્ય પામે છે, તે કેવળ હું જ છું (અર્થાત્ તેનામાં અને મારામાં અતર નથી–તે મદ્રૂપ છે) એ તો તું જાણે છે જ; કારણકે હે અર્જુન! સાતમા અધ્યાયમાં હું હાથ પ્રસારીને કહી ગયો છું, કે જ્ઞાની મારો આત્મા છે. એ જ ભક્તિ અત્યુત્તમ હોવાને કારણે મેં કલ્પના આરંભમાં શ્રીભાગવતના મિષથી બ્રહ્મદેવને એનો ઉપદેશ કર્યો હતો. જ્ઞાનીજનો એ જ ભક્તિનો સ્વસંવિતી કહે છે, શિવોપાસક તેને શક્તિ કહે છે અને હું તેને મારી પરમ ભક્તિ (પરાભક્તિ) કહુ છું. કર્મયોગીને પણ મારી સાથે ઐક્ય થતી વેળાએ ફળદ્રૂપ થાય છે; અને ત્યારપછી આ સર્વ વિસ્તાર કેવળ મારાથી જ (ઓતપ્રોત ભરપૂર છે.) એવું જ્ઞાન કરાવી આપે છે. તે સમયે વૈરાગ્ય વિચાર સહિત નષ્ટ થાય છે. બંધ અને મોક્ષ સહિત લોપ પામે છે અને વૃત્તિ પણ નિવૃત્તિ સહિત નામશેષ થઈ જાય છે, જે ભક્તિના યોગે ત્વંપદ સહિત તત્પદ પણ વિલીન થઈ જાય છે, ત્યારે આકાશ જેમ (પૃથ્વી, અપ્, તેજ અને વાયુ) એ ચારે ભૂતોને વ્યાપીને શેષ રહે છે, તે પ્રમાણે, આ તીર, મધ્યભાગ અને પરતીર એ રીતે સાધ્ય, સાધન અને સાધક એ ત્રિપુટીથી પર એવું જે મારુ શુદ્ધ સ્વરૂપ તેની જોડે એકરૂપ થઈ તે સાધક પુરુષ મારું ભજન કરે છે. ગગા જેમ સમુદ્રને મળી ગયા પછી પણ સમુદ્રમાં જુદી શોભે છે, તેમ જે મારી સાથે ઐક્ય પામેલો છે, તે દ્વૈત રહિત મારી ભક્તિનો ઉપભોગ લે છે; અથવા તો બે દર્પણોને સ્વચ્છ કરીને એકબીજાની સામે મૂકવામા આવતાં, તેઓ જેમ એકમેકને જોવાનું સુખ ભોગવે છે, તે પ્રમાણે મદ્રૂપ–મારા રૂપ થતા તે જ્ઞાની મારી ભક્તિનો ઉપભોગ લે છે. એટલું જ નહિ પણ જ્યારે દર્પણ દૂર કરવાથી વદન દેખાતું બંધ થઈ જાય છે અને જોનારો કેવળ પોતામાં જ પોતાના સ્વરૂપનો આનંદ ભોગવે છે. જેમ જાગ્રત થયા પછી સ્વપ્નનો લોપ થતાં પોતાના સ્વરૂપમાં મળી ગયા પછી પોતાની એકતાનો ઉપભોગ દ્વૈત વિના જ લે છે; જેઓ શકા કરતા હોય કે એકરૂપ થયા પછી તે વસ્તુનો ઉપભોગ કેમ કરીને લઈ શકાય? એનો ઉત્તર એ જ છે કે, શબ્દથી જ શબ્દનું ઉચ્ચારણ કેમ કરી શકાય છે? આથી શંકા કરનારના ગામમાં સૂર્યને

દીપક લઈને જોવાનો રિવાજ હોય, એવું જ દેખાય છે; અથવા તો તેમને ત્યાં આકાશનો માંડવા નાંખવાનો રિવાજ હોય તો કોણ જાણે! અરે, જેનામાં રાજત્વનો અભાવ જ હોય, તેને રાજા, રાજાપણાનાં કેવાં કેવાં સુખો ભોગવે છે; એની કલ્પના કેમ કરીને આવી શકે? અંધકાર શું સૂર્યને આલિંગન આપી શકે એમ છે ખરું? અને જે પોતે આકાશરૂપ થયો નથી, તે આકાશની વ્યાપ્તિ શી રીતે જાણી શકે? ચણોઠીના અલંકારો રત્નના અલંકારની બરાબરી કેમ કરી શકે? અર્થાત્ જે મદ્રૂપ થયેલો નથી એટલે મારામાં તન્મય નથી બનતો, તે હું ક્યાં છું એ તત્ત્વને કેવી રીતે સમજી શકે? અને મને ન સમજી શકે, તો પછી તે મારી ભક્તિ કરે છે એવી તો વાત જ કેમ કરી શકાય? એટલા માટે તરુણાંગી સ્ત્રી જેમ પોતાના તારુણ્યનો ઉપભોગ લે છે, તેમ જ ક્રમથી આવનારો યોગી પણ મદ્રૂપ થાય છે ત્યારે જ મારા સ્વરૂપનો ઉપભોગ લે છે. જળની લહરીઓ સર્વ તરફથી જેવી રીતે જળનું જ સેવન કરે છે, અથવા જે પ્રકાશ છે, તે સર્વ પ્રકારે કરીને સૂર્યબિંબમાં જ રહેલો હોય છે; અથવા પોલાણ જેમ સર્વથા આકાશને જ વ્યાપી રહે છે, તે જ પ્રમાણે તે પુરુષ મદ્રૂપ થઈને કોઈ ક્રિયા કર્યા વગર જ મારું ભજન કરે છે. અલંકાર જેમ સ્વભાવતઃ સુવર્ણને જ સેવે છે, અથવા ચંદનની સુવાસ જેમ ચંદનનું જ સેવન કરે છે, અથવા ચંદ્રિકા જેમ સ્વભાવતઃ ચંદ્રમાં જ અનુરક્ત રહે છે, તે જ પ્રમાણે અદ્વૈત સ્થિતિમાં વસ્તુતઃ કોઈ ક્રિયા નહિ હોવા છતાં પણ ભક્તિ થઈ શકે છે. આ વાત કેવળ અનુભવને જ યોગ્ય છે, શબ્દથી કહેવા યોગ્ય નથી; માટે તે પુરુષ પૂર્વના સંસ્કારના યોગે જે કંઈ બોલે છે, તે બોલવાથી હું આર્દ્ર થતો હોવાથી તેણે બોલાવતાંની સાથે જ હું તેને સાદ આપું છું. જ્યાં બોલનારને કેવળ તેના વિના બોલવા માટે બોલનારનું જ મિલન અન્ય કોઈ મળતું ન હોય, ત્યાં તે બોલે છે એમ કેવી રીતે કહી શકાય? આવું જે મૌન છે; તે જ મારું ઉત્તમ સ્તવન છે. તે પુરુષ જે બોલે છે, તેને મારી બોલનારની ભેટ થતાં જ જે મૌનત્વ બની જાય છે, તેના વડે જ તે મારી સ્તુતિ કરે છે; તે જ પ્રમાણે હે કિરીટિ! તેની બુદ્ધિ કે દૃષ્ટિથી તે જે જે જાણે છે, તે જાણવું અને જોવું, જાણવાની અથવા જોવાની વસ્તુને દૂર કરીને જાણનારને અને જોનારને જ જુએ છે. દર્પણમાં જોતાં પહેલાં જે મુખ હોય છે, તે જ જેમ દર્પણને જોતાંની સાથે જ, દર્પણને ન જોતાં મુખને જ જુએ છે, તે જ પ્રમાણે તે પુરુષ-

'નું જોવું દ્રષ્ટાને જ દર્શાવે છે. જોવાની વસ્તુનો લોપ થતાં જો જોનાર જોનારને જ જુએ, તો પછી જોવાપણાનો ધર્મ બાકી રહેતો નથી. જેમ જાગ્યા પછી સ્વપ્નમાં જોયેલી પ્રિયતમાને પ્રેમપૂર્વક આલિંગન આપવા જતાં આલિંગન આપનાર અને આલિગન આપવાની વસ્તુ–એ બન્નેનો અભાવ હોઈ ત્યાં માત્ર પુરુષ જ વિદ્યમાન હોય છે, (પણ સ્ત્રી હોતી નથી) અથવા જેમ બે કાષ્ઠ ઘસવાથી તેમાથી જે અગ્નિ પ્રકટ થાય છે, તે બન્ને કાષ્ઠોને બાળીને તેમના નામનો લોપ કરી કેવળ પોતે જ અવશિષ્ટ રહે છે, અથવા તો પાણીમાં પડેલા પોતાના પ્રતિબિંબને જો સૂર્ય હાથ વતી લેવા જાય, તો તેનુ પ્રતિબિંબ લુપ્ત થવા સાથે બિંબત્વનો પણ અભાવ થઈ જાય છે, તે પ્રમાણે જોનાર જો મદ્રૂપ બનીને દૃશ્ય વસ્તુ જોવા જાય છે, તેને તે બીજી દૃશ્ય વસ્તુ ભિન્ન દેખાતી નથી; કિંતુ તેના દ્રષ્ટત્વનો પણ લોપ થઈ જાય છે. સૂર્ય અંધકારને પ્રકાશિત કરવા જતા પ્રકાશ્ય અધકાર જ જ્યાં અવશિષ્ટ રહેતો નથી; એટલે પછી સૂર્યના પ્રકાશક ધર્મનો પણ લોપ થાય છે; અર્થાત્ એ પ્રમાણે જ્યારે દૃશ્ય વસ્તુ હું જ થયેલો છું, તો પછી મારાથી દૃશ્ય વસ્તુ ભિન્ન ન હોવાથી જોનાર દ્રષ્ટા પણ અવશિષ્ટ રહેતો નથી; અર્થાત્ આવી રીતે જોવું અને ન જોવુ–એ બન્નેથી રહિત જે સ્થિતિ, તે જ વસ્તુતઃ મારું દર્શન છે. તે દર્શનનો ઉપયોગ હે કિરીટિ! ગમે તે પદાર્થના મળવા સાથે તેને એ દર્શન થઈ શકે છે અને તેથી તે સદા સર્વકાળ દૃશ્ય અને દ્રષ્ટા એવા દ્વૈતથી જે દૃષ્ટિ પર છે, તેને યથેચ્છ ભોગવે છે. આકાશ જેમ આકાશના ભારથી નથી ડગમગતું, તેવી રીતે હું–આત્માના કારણે સર્વત્ર મારી જ વ્યાપ્તિ થયેલી છે.

કલ્પના અંતમાં જેમ જળ જળથી જ રોકાઈ જઈને તેનું વહન બધ થઈ જાય છે, તેમ સમસ્ત વિશ્વ આત્મતત્ત્વથી ઉભરાયેલું હોવાથી તેના માટે આત્મા વિના બીજો પદાર્થ જ અવશિષ્ટ રહેતો નથી. પગ પોતાને જ શી રીતે ઓળગી શકે? અગ્નિ પોતાને જ શી રીતે બાળી શકે? જળ જળ વડે સ્નાન કરવા શી રીતે પ્રવૃત્ત થઈ શકે? અર્થાત્ સર્વત્ર મારી વ્યાપ્તિ હોવાના કારણથી તેનુ આવાગમન બંધ થાય છે, અને અદ્વય જે હું પરમાત્મા, તેની યાત્રાનો તેને તે કૃતિથી જ લાભ મળે છે. તેમ જ, પાણી પરનો પરપોટો અત્યત વેગથી કદાચિત્ દોડે છે, તથાપિ તે પાણી વિના ભૂમિ પર દોડતો નથી; અર્થાત્ તેનું તે દોડવું ન દોડવા જેવું જ સમજવુ જોઈએ; કેમ કે જે સ્થળને છોડવાનું છે તે અને જે સ્થળે જવાનું છે તે, તેમ જ ચાલનાર અને

ચાલવાનો વ્યાપાર કરનાર પગ સર્વ જળ જ હોવાથી તે તરંગ ગમે તેટલો દોડતો પણ હે પાંડુસુત! તે જળ હોવાના કારણે તેની એકાગ્રતા ભેદાતી નથી, તે જ પ્રમાણે તે પુરુષ મારારૂપ બન્યા પછી અહંતાથી કદાચિત્ તેને સ્ફુરણ થાય, તોપણ તે સર્વ ભાવે મારામાં જ સમાએલો છે અને એ પ્રકારે તે મારો જ યાત્રાળુ બને છે. શરીરના સ્વભાવવશ તે જો કંઈ પણ કર્મનો આરંભ કરે છે, તો તે કર્મના મિષથી હું તેને જઈ મળું છું. તે સમયે હે પાંડુસુત! કર્મ અને કર્તા નહિ રહેતાં હું જ નિજરૂપે જોતો હોઉં તેમ તે કેવળ મદ્રૂપ જ બની રહે છે. જેમ દર્પણ દર્પણને જુએ તો તે ન જોવા બરાબર જ છે; જેમ સુવર્ણને સુવર્ણથી ઢાંકીએ તો તે ઢાંકવું, જેમ ઢાંકવું થતું નથી અને જેમ દીપકને દીપક વડે પ્રકાશિત કરવો, તે પ્રકાશિત ન કરવા બરાબર જ છે; તે જ પ્રમાણે મારારૂપ બનીને જે કર્મ કરવું, તેને કર્મ કેવી રીતે કહી શકાય? કર્મ કરવા છતાં 'હું કર્તા છું' એવું અભિમાન નષ્ટ થવાથી તેની સર્વ ક્રિયા અક્રિયા જ બની જાય છે. તેની સર્વ ક્રિયાઓ આત્મસ્વરૂપ થયેલી હોવાથી તે ક્રિયાને અક્રિયા કહેવી જ યોગ્ય છે અને તે જ મારાં લક્ષણની પૂજા છે; માટે હે કપિધ્વજ! તે જે જે ક્રિયા યથાસાંગ કરે છે, તે ક્રિયા ન કરવા સમાન હોઈ તે જ મારી મહાપૂજા થાય છે; એ જ પ્રમાણે તે જે જે બોલે તે સર્વ મારી સ્તુતિ છે, તે જે કાંઈ પણ નિહાળે છે તે મારું દર્શન છે, તે ચાલે તે મારી–અદ્વયની યાત્રા છે. હે કપિધ્વજ! તે જે કાંઈ પણ કરે, તે મારી પૂજા, તે જે કલ્પના કરે તે મારો જપ અને તે જે સ્થિતિમાં હોય તે મારી સમાધિ છે. જે પ્રમાણે સુવર્ણ અને સુવર્ણકંકણમાં અભેદ છે, તેવી જ રીતે ભક્તિયોગથી મારામાં તે ઐક્ય પામે છે. પાણીમાં તરંગ, કપૂરમાં પરિમલ અને રત્નમાં તેજ એ જેમ ભિન્ન નથી, વધારે શું કહું? જે પ્રમાણે તંતુની સાથે પટ કે મૃત્તિકાની સાથે ઘટનું ઐક્ય હોય છે, તેવી જ રીતે મારો તે ભક્ત મારામાં ઐક્યને પામે છે. હે અર્જુન! એ એકનિષ્ઠ ભક્તિના યોગે દૃશ્યમાત્રમાં મને આત્માને–દ્રષ્ટાને તે જાણે છે. જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ–આ ત્રણે અવસ્થા દ્વારા અને શરીર તથા શરીરના ચાલકના યોગે વ્યક્ત તથા અવ્યક્તરૂપે સર્વ દૃશ્ય પદાર્થોનું સ્ફુરણ થાય છે, હે સુમતિ અર્જુન! તે સર્વ દૃશ્ય હું જ છું, એવા બોધના આનંદથી અનુભવની પતાકા નૃત્ય કરે છે. રજ્જુ (દોરી) દૃષ્ટિગોચર થતાં તેમાં ભાસેલા સર્પનો આભાસ નષ્ટ થઈને તે રજ્જુ જ છે, એવો જ્યારે

નિશ્ચય થાય છે; અલંકાર એક ગુંજા જેટલા પણ સુવર્ણથી ભિન્ન નથી એવો દૃઢ નિશ્ચય થતાં અલંકારોની લગડી થાય છે; પાણીમાં ઉત્પન્ન થનારા તરંગો ઉદકથી ભિન્ન નથી, એમ નિશ્ચયપૂર્વક સમજી જેમ કોઈ તેના આકાર વિષે ભ્રમમાં પડતો નથી; અથવા સ્વપ્નમાં જોયેલા સર્વ વિકારો પૈકી જાગ્રત થઈને જોવા જતા જેમ આપણા સિવાય અન્ય કાંઈ પણ અવશિષ્ટ દેખાતું નથી; એમ જેવી રીતે દેખાઈ આવે છે, તે પ્રમાણે સંસારમાં જે કાંઈ છે અને નથી, તેના યોગે આ જાણવાની સ્ફૂર્તિ થાય છે; અને તે સર્વ પદાર્થ હું જ છું, એવા અનુભવનો તે ઉપભોગ લે છે. (૧૧૯૨)

હું ઉત્પન્ન ન થનારો જરારહિત, અક્ષર, અવિનાશી, જેની પૂર્વે કાંઈ નથી એવો, અને જેનો અંત નથી એવો અને નિત્ય આનંદમય છું, એમ સમજે છે. અચળ, અચ્યુત, અંતરહિત અદ્વૈત સર્વેનું મૂળ તથા નિરાકાર છુ, તેમ જ સાકારરૂપે પણ હુ જ છું. સર્વનો ઈશ, અનાદિ અને અમર, અભય અને આધાર તથા આધાર પર રહેનાર જે આધેય આદિ તે સર્વ હું જ છું. સર્વનો અધિપતિ અને નિરંતર વિદ્યમાન, સહજ અને સતત સર્વવ્યાપી તથા સર્વત્ર ભરેલો અને સર્વથી પર હું છું. સર્વથી નવો અને જૂનો, અભાવરૂપ અને સંપૂર્ણ, સર્વથી મોટો અને અણુથી પણ નાનો હું જ છું. ક્રિયારહિત અને એક, સંગરહિત અને શોકરહિત એવો, સર્વ વસ્તુમાં હુ વ્યાપક હોઈ મારામા જ સર્વ વસ્તુ રહી છે; એવા સર્વમાં ઉત્તમ પુરુષ પુરુષોત્તમ હું છુ. શબ્દાતીત અને કર્ણરહિત, રૂપરહિત અને ગોત્રરહિત, સર્વત્ર સમાન અને સ્વતત્ર બ્રહ્મ તથા પરબ્રહ્મ હું છું. આ પ્રમાણે તે આત્મસ્વરૂપમાં ઐક્ય પામી, મારી ખરેખરી અદ્વય ભક્તિ કરીને તે (બ્રહ્મૈવ પુરુષ) મને જાણે છે; અને એ બોધનો પણ જ્ઞાતા જે હુ પરમાત્મા તે પણ તે પોતે જ છે, એમ તે સમજે છે. જાગૃત થયા પછી જેમ પોતાનું એકત્વ જ શેષ રહે છે અને એ પણ જે અનુભવે છે તે જ સમજી શકે છે., પ્રકાશ કરનાર જે સૂર્ય અને જે પદાર્થને પ્રકાશિત કરવાનો હોય છે તે પદાર્થ પણ તે જ છે; અને પ્રકાશક તથા પ્રકાશ્ય એ ઉભયમાના અભેદને પણ તે જ જાણે છે. તે જ પ્રમાણે જ્ઞેય વસ્તુઓનો લય થઈ ગયા પછી જે કેવળ જ્ઞાતા જ શેષ રહે છે, એ પણ હું જ છું એમ તે સમજે છે તેને હે અર્જુન! અભેદપણાને જાણનારી જ્ઞાનકળા જે હું ઈશ્વર, તે

પણ તે પોતે જ છે; એમ સમજવામાં આવે છે. પછી દ્વૈત અને અદ્વૈતથી પર જે આત્મા તે આત્મા પણ હું પોતે જ છું. એમ નિઃસંશય સમજવામાં આવી જવાથી જ્ઞાન પણ જ્યાં શમાઈ જાય છે, ત્યારે જાગ્રત થયા પછી આપણને જે આપણું હમેશનું જાગ્રતનું સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે, તેનો પણ પછી લોપ થઈ જતાં અંતે કઈ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે પણ જેમ કહી શકાતું નથી; અથવા તો સુવર્ણની સુવર્ણતાને દૃષ્ટિથી જોતાં જ અલંકારોની લગડી ન કરવા છતાં લગડી કર્યા પ્રમાણે જ થાય છે; અથવા લવણનું જળ બની જાય છે, ત્યારે તેનું ક્ષારત્વ જળરૂપે રહે છે અને એ જળનો પણ નાશ થયા પછી જેમ તેની જળરૂપતા પણ નષ્ટ થઈ જાય છે; તેમ તે મદ્રૂપ હોવાના ભાવને પણ આત્માનુભવના આનંદની એકતામાં મેળવી મારા રૂપમાં લય પામે છે; અને તે પણ (બીજા) ભાસનો જ્યાં લોપ થાય છે, ત્યાં 'અહમ્'(હું)નો પણ તેની સાથે લોપ થાય છે; કારણ કે જ્યાં ભાસ ન હોય ત્યાં અહમ્ શબ્દનો પ્રયોગ પણ કોને માટે સંભવે? એ પ્રમાણે તે નહિ હું અને નહિ તે–એવી સ્થિતિને પ્રાપ્ત થઈ મારા સ્વરૂપમાં જ તે ઐક્યને પામે છે, ત્યારે જેમ કપૂર પૂર્ણ બળી જાય છે; એટલે અગ્નિ પણ હોલવાઈ જાય છે અને તે બંનેથી પર એવું જે આકાશ છે, તે જ શેષ રહે છે; અથવા એકમાંથી એક બાદ કરતાં જેમ શૂન્ય જ શેષ રહે છે; તે પ્રમાણે સર્વ ભાવાભાવનું શમન થતાં શેષ કેવળ હું જ બચી રહું છું અને બ્રહ્મ, આત્મા, ઈશ્વર એ શબ્દો બોલવાની પણ ઇચ્છા નથી રહેતી તથા કાંઈ જ નહિ બોલવાનો પણ ત્યાં કંઈ આધાર નથી રહેતો. એ સ્થિતિમાં નિઃશબ્દતા (મૌન) ન બોલવાનું હોય તે ન બોલીને પછી મુખ ભરીને જેમ બોલવામાં આવે છે, તે પ્રમાણે જ્ઞાન અને અજ્ઞાન ઉભયને ત્યાગીને જે જાણવામાં આવે છે; એવી સ્થિતિમાં બોધને બોધ વડે જાણીને, આનંદને આનંદ વડે ભોગવીને, તે સુખનો કેવળ સુખ વડે જ અનુભવ લે છે, લાભને જ લાભ પ્રાપ્ત થાય છે, પ્રકાશ જ પ્રકાશને આલિંગન કરે છે અને આશ્ચર્ય જ આશ્ચર્યમાં ઊંડું ને ઊંડું જ ડૂબી જાય છે! એ સ્થિતિમાં શમ શાંત થઈ જાય છે, વિશ્રાંતિને વિશ્રામ પ્રાપ્ત થાય છે અને અનુભવને અનુભૂતિના કારણે સંકોચ પ્રાપ્ત થાય છે. અરે, કહો કે એ પ્રકારે તે પુરુષને કર્મયોગની સુંદર વેલીનું સેવન કરવાથી તેને મદ્રૂપ પ્રાપ્તિનું સુંદર ફળ પ્રાપ્ત થાય છે. હે કિરીટિ! મારો ભક્ત પોતે મને સમર્પિત થઈ, હું જે કર્મયોગરૂપી ચક્રવર્તીના

રાજમુકુટમાંનું જ્ઞાનરૂપી રત્ન છું અથવા તે કર્મયોગરૂપી મંદિરનો જે મોક્ષરૂપી કળશ છે, તેની પણ ઉપરનો આકાશરૂપી પ્રસાર બની જાય છે; અથવા સંસારરૂપી અરણ્યમાના કર્મયોગરૂપી સરળ રાજમાર્ગ દ્વારા તે મારા ઐક્યરૂપી ગામમાં પહોંચી જાય છે. કર્મયોગરૂપી પ્રવાહથી તેની ભક્તિરૂપી ચિદ્ગંગા આત્માનંદરૂપી સમુદ્રમાં જઈ પહોચે છે. હે મર્મજ્ઞ અર્જુન! કર્મયોગનો મહિમા એવો છે, તેથી હું તારી સમક્ષ વારંવાર તેનો ઉપદેશ કર્યા કરું છું. દેશ, કાળ, પદાર્થાદિ સાધનોથી મને સાધ્ય કરી લેવાના આ માર્ગ નથી. હું જ સર્વનો આત્મા છું; તેથી મને પ્રાપ્ત કરવા માટે વધારે કંઈ જ પ્રયાસ નથી કરવો પડતો. હું આ કર્મયોગના ઉપાયથી અવશ્ય સહેજ પ્રાપ્ત થાઉં છું. શિષ્ય અને ગુરુનો જે સંપ્રદાય ખરેખર અનાદિસિદ્ધ (પરાપૂર્વનો ચાલ્યો આવતો) છે, તે કેવળ મારી પ્રાપ્તિની રીત જાણવાના ઉદ્દેશથી થયો છે. હે અર્જુન! પૃથ્વીના ઉદરમાં જેમ દ્રવ્ય સિદ્ધ છે જ, કાષ્ઠમાં જેમ અગ્નિ અવશ્ય રહેલો છે; સ્તનમાં દૂધ પણ નિઃસંશય છે; પરંતુ એ વસ્તુઓ પ્રાપ્ત થાય તેવા ઉપાય આદરવા પડે છે. હું સ્વતઃસિદ્ધ હોવાથી મારી આડે આવનારા પદાર્થોને દૂર કરવાના ઉપાયો યોજવા જોઈએ. કદાચ તમે પૂછશો કે, ફળપ્રાપ્તિના વર્ણન પછી ઉપાયનો પ્રસ્તાવ કેમ કરો છો? તો તેનું કારણ એ છે, કે ગીતાર્થનું સામર્થ્ય મોક્ષનું સાધન (ઉપાય) પ્રાપ્ત કરાવી આપવાનું છે, એ જ તેની ઉત્તમતા છે. અન્ય શાસ્ત્રોના ઉપાયો વડે પ્રમાણોની સિદ્ધિ થતી નથી અને બીજાં શાસ્ત્રો પ્રમાણસિદ્ધ મોક્ષના ઉપાયો પણ નથી. વાયુથી સૂર્યની આડે આવેલા વાદળાં વિખેરાઈ જાય છે, પણ તેના વડે સૂર્યની ઉત્પત્તિ થઈ શકતી નથી. હાથ વડે પાણી પરની શેવાળ દૂર કરી શકાય છે ખરી, પણ જળ બનાવી શકાતું નથી; કારણ કે તે તો સ્વતઃસિદ્ધ જ છે. તે પ્રમાણે શાસ્ત્રથી આત્માનુભવપ્રતિબંધક જે અવિદ્યા–મળ તેનો નાશ થાય છે, પણ જે નિર્મળ આત્મા છે, તેને તો સ્વયં હું પ્રકાશિત કરું છું; તેઓ મારા નિર્મળ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવી શકતાં નથી; કારણ કે આત્મસ્વરૂપ તો સ્વતઃસિદ્ધ જ છે; અર્થાત્ સર્વ શાસ્ત્રો અવિદ્યા–અજ્ઞાનનો વિનાશ કરવા માટે જ યોગ્ય છે; તેમનાથી સ્વતઃસિદ્ધ આત્માનો બોધ કરી શકાતો નથી. અધ્યાત્મશાસ્ત્રોને જ્યારે સત્યનો નિર્ણય પૂછવામાં આવે છે, ત્યારે તે જે સ્થાનનો આશ્રય લે છે, તે આ ગીતાશાસ્ત્ર છે. સૂર્યથી અલંકૃત થયેલી પૂર્વ દિશાના

પ્રકાશને લીધે જેમ અન્ય સર્વ દિશાઓ પ્રકાશમય દેખાય છે, તેમ આ શાસ્ત્રોના રાજારૂપ ગીતા વડે જ સર્વ શાસ્ત્રો સનાથ થયેલાં છે. અસ્તુ. ગત અધ્યાયોમાં આ શાસ્ત્રરાજે આત્મા હસ્તગત કરવાનો ઉપાય વિસ્તારપૂર્વક વર્ણવ્યો છે ખરો, પરંતુ એક જ વખત સાંભળવાથી તે કદાચિત્ અર્જુનના સમજવામાં ન આવ્યો હોય, એવો વિચાર કરી પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ તે જ સિદ્ધાંત શિષ્યના હૃદયમાં સ્થિરતા પામે, એવા ઉદ્દેશથી પુનઃ સંક્ષેપમાં વર્ણવે છે અને ગીતા પણ હવે પૂર્ણ થવા આવી છે; તેથી પ્રસંગાનુસાર આદિથી અંત પર્યંત ગીતાની એકાર્થતા પણ બતાવે છે; કારણ કે આ ગ્રંથના મધ્ય ભાગમાં અનેક અધિકાર વર્ણવવા સમયે અનેક સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું છે; તેથી કદાચિત્ પૂર્વાપર સંબંધનો વિચાર કર્યા વગર જ કોઈ માની લે કે ગીતામાં તો તે સર્વ સિદ્ધાંતોનો પ્રસ્તાવ કરેલો છે. આથી શ્રીકૃષ્ણ મહાસિદ્ધાંતનું એકંદર ઐક્ય કરીને તેના ઉદરમાં તેઓ અનેક સિદ્ધાંત કક્ષા (યુક્તિ) મેળવીને, આરંભેલી ગીતા પૂર્ણ કરે છે. અવિદ્યાનો નાશ એ જ આ ગ્રંથની ભૂમિ છે, મોક્ષપ્રાપ્તિ એ જ એનું ફળ છે અને એ ઉપાયનું સાધન તે જ્ઞાન છે. આ જ જ્ઞાન અનેક પ્રકારે આ ગ્રંથમાં વર્ણવ્યાથી ગ્રંથનો વિસ્તાર થયેલો છે; પણ હવે તે જ જ્ઞાન હું કેવળ એક બે શબ્દોમાં જ કહું છું; અર્થાત્ ઉપાયસાધ્ય વસ્તુ પ્રાપ્ત થયા છતાં તે જ વસ્તુને પ્રાપ્ત કરવાનું સાધન શ્રીકૃષ્ણે પુનઃ એટલા માટે જ કહેલું છે. (૧૨૪૫)

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

જે મનુષ્ય મારામાં સર્વ ભાવ રાખે છે, તે મારા પ્રસાદથી શાશ્વત અને અવિનાશી પદને પામે છે. ૫૬

પછી દેવ કહે છેઃ હે સુભટ! તે ક્રમયોગી એવી નિષ્ઠાથી મદ્રૂપ થઈ મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે. સ્વકર્માનુષ્ઠાનરૂપી નિર્મળ પુષ્પો વડે મારી ઉત્તમ પૂજા કરીને તે મને પ્રસન્ન કરે છે તથા જ્ઞાનનિષ્ઠારૂપી મારી પ્રસાદ તે મેળવે છે. તે જ્ઞાનનિષ્ઠા જેને હસ્તગત થઈ છે, ત્યાં મારી પરમ ભક્તિ વિકાસને પામે છે અને તે ભક્તિ વડે તે મારી સાથે ઐક્ય પામી તે સુખ ભોગવે છે. વિશ્વને પ્રકાશિત કરનાર જે હું-આત્મા, તેને આ પ્રમાણે જે સર્વભાવ વડે અનુસરે છે, તે જેમ મીઠું સ્વત્વના લોભને ત્યાગીને જળનો આશ્રય લઈને જળરૂપ જ બની રહે

છે, અથવા આકાશમાં ફરીને અંતે વાયુ જેમ પુનઃ આકાશમા જ લય પામે છે, તેમ બુદ્ધિ અને કાયા, વાચા તથા મનથી જે મારો જ આશ્રય કરીને રહે છે, તેના હાથે કદાચિત્ કોઈ નિષિદ્ધ કર્મ પણ બની જાય, તોપણ જેમ મોટી નદીનો અથવા નાળાના મેલા પાણીનો ગંગાની સાથે સંબધ થતાં તે ગંગારૂપ બને છે, તેમ મારો આશ્રય કરી ભક્તને શુભ કે અશુભ કર્મનું પુણ્ય-પાપ લાગતું નથી. મલયગિરિ ચંદન અને બીજાં સામાન્ય કાષ્ઠને જ્યાં સુધી અગ્નિનો સ્પર્શ થયેલો હોતો નથી, ત્યાં સુધી જ ભેદ હોય છે (પણ અગ્નિનો સ્પર્શ થતા બને ભસ્મ થાય છે), અથવા હલકા અને ઉત્તમ સોના વચ્ચે ભેદ ત્યા સુધી જ રહે છે, કે જ્યાં સુધી તેને પારસમણિનો સંબંધ થતો નથી; તે પ્રમાણે શુભ અને અશુભનો ભેદ પણ ત્યા સુધી જ રહે છે, કે જ્યાં સુધી સર્વત્ર મારો પ્રકાશ વિસ્તરેલો હોતો નથી! સૂર્યનો સંઘાત થતો નથી ત્યાં સુધી જ દિવસ અને રાત્રિનો ભેદ ચાલુ રહી શકે છે; એટલા માટે હે અર્જુન! મારી પ્રાપ્તિ થતાં તેનાં સર્વ કર્મો લુપ્ત થઈ જતાં તે સાયુજ્યપદ પર આરૂઢ થાય છે, જે પદનો દેશ અને સ્વભાવથી કદી પણ નાશ થતો નથી, તે અવિનાશી પદ તેને પ્રાપ્ત થાય છે. વધારે શું કહું? હે અર્જુન! આત્મારૂપ મારી પ્રસન્નતાને તે પામે છે, કે જેનાથી વિશેષ લાભ આ જગમા અન્ય કોઈ જ નથી. (૧૨૫૯)

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી તુ મનપૂર્વક સર્વ કર્મો મને (ઈશ્વરને) અર્પણ કરી મારામાં તત્પર રહી, મારામા બુદ્ધિ પરોવીને સતત મારામાં જ નિષ્ઠાવાળો થા ૫૭

એટલા માટે હે ધનંજય! તારે તારા સર્વ કર્મોનો મારામાં સંન્યાસ કરવો જોઈએ; એટલે તું પોતાનાં સર્વ કર્મો મારામાં સમર્પણ કરી દે, એવો સન્યાસ કર. પરંતુ હે વીર! કર્મોનો એ સન્યાસ કેવળ ઉપરટપકેનો નહિ કરતાં ચિત્તવૃત્તિ પણ આત્મવિચારમાં રાખવી જોઈએ. પછી આત્મવિચારના બળથી જ પોતાના કર્મથી ભિન્ન નિર્મળ સ્વરૂપનું મારા સ્વરૂપમાં દર્શન કરીશ અને સર્વ કર્મની જન્મભૂમિ જે અજ્ઞાન (માયા), તે તને પોતાનાથી અત્યંત ભિન્ન વસ્તુરૂપે દેખાશે. તેમ થયા પછી હે અર્જુન! રૂપ સિવાય જેમ છાયા દૃષ્ટિ-

ગોચર થતી નથી, તે જ પ્રમાણે અજ્ઞાન પોતાનાથી જુદું નથી, એમ તારા જોવામાં આવશે. એવા જ્ઞાનના યોગે અજ્ઞાનનો નાશ થયા પછી અનાયાસે સમૂળ કર્મનો સંન્યાસ (ત્યાગ) થવા જેવું થઈ જશે. આ પ્રમાણે કર્મનો ત્યાગ થવાથી હું-કેવળ આત્મા જ શેષ રહું છું. મારામાં બુદ્ધિને પતિવ્રતા સ્ત્રીની પેઠે સ્થિર કરવી જોઈએ. એ પ્રમાણે બુદ્ધિ જ્યારે એવી અનન્યતાપૂર્વક મારામાં પ્રવેશ કરે છે, ત્યારે ચિત્ત પણ સર્વ વિષયોનું ચિંતન છોડી દઈ મારું જ ભજન કરે છે. આ પ્રકારે ચિંતન કરવાના વિષયોનો ત્યાગ કરી, ચિત્ત સર્વકાળ મારામાં જ પરોવાઈ રહે, એવી ત્વરિત વ્યવસ્થા કરી નાંખ. (૧૨૬૮)

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहङ्कारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥**

જો તુ મારામાં જ ચિત્ત રાખીને રહીશ, તો મારા પ્રસાદથી સર્વ સંકટોમાંથી પાર પડીશ, પરંતુ જો તું અભિમાનથી મારો બોધ નહિ સાંભળે, તો તું નાશને પ્રાપ્ત થવાનો. ૫૮

એવી રીતે અનન્ય સેવાથી જ્યારે તારું ચિત્ત મારામાં જોડાશે, ત્યારે જ તારા પર મારો પૂર્ણ પ્રસાદ થશે, એમ સમજવું. પછી સર્વ દુઃખોના ઘરરૂપ જે જન્મ-મૃત્યુ, કે જેને જીવમાત્ર ભોગવે છે, તે અતિ દુર્ઘટ છે, તોપણ તને સુખકારક થઈ પડશે. આંખને સૂર્યપ્રકાશની સહાય મળ્યા પછી અંધકારની મહત્તા શી? તે જ પ્રમાણે મારા પ્રસાદથી જેનો જીવભાવ નષ્ટ થયેલો છે, તે સંસારરૂપી મિથ્યા ભૂતના ભણકારાથી ભયભીત થાય એમ છે ખરું? અર્થાત્ હે ધનંજય! મારા પ્રસાદ વડે તું સંસારની દુર્ગતિમાંથી તરીને પાર ઊતરી જઈશ; પરંતુ જો તું અભિમાનને વશ થઈ મારું આ કથન નહિ સાંભળે, તો તું કે જે વાસ્તવમાં નિત્યમુક્ત અને અવ્યય છે, તોપણ તારે દેહસંબંધના ભાવ નિરર્થક સહન કરવા પડશે. જે દેહાભિમાનને લીધે ડગલે ને પગલે આ ઘાત થવાનો સંભવ છે, તે સહન કરતાં કદી પણ તને વિશ્રાંતિ મળનાર નથી. જો તું મારું કથન શ્રવણ નહિ કરે, તો ન મરવા છતાં પણ તારે એ મહાભયંકર મરણને વારંવાર સહન કરવું પડશે. (૧૨૭૭)

**यदहङ्कारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

જો અહંકારનો આશ્રય કરી 'હુ યુદ્ધ કરનાર નથી' એમ તુ કહીશ, તો તારી આ હઠ વ્યર્થ છે; કારણ કે ક્ષત્રિયસ્વભાવ તને બળાત્કારે પણ યુદ્ધમાં પ્રવૃત્ત કરશે. ૫૯

જે પ્રમાણે પથ્યનો દ્વેષ કરવાથી જ્વર વધે છે, અથવા દીપકનો દ્વેષ કરવાથી અંધકાર વધે છે, તે પ્રમાણે વિવેકનો દ્વેષ કરવાથી અહંકારની વૃદ્ધિ થાય છે. પછી તારા શરીરને અર્જુન, શત્રુઓનાં શરીરને મારાં સગાં અને તેમની સાથે સંગ્રામ કરવો એ પાતક–આ પ્રમાણે તારી બુદ્ધિ વડે તું ત્રણ ભેદ પાડીશ અને એમ કરીને હે અર્જુન! 'હું યુદ્ધ કરીશ નહિ' એવો તારા અંતઃકરણમાં તું પૂર્ણ નિશ્ચય કરીશ; તોપણ તારો જે નૈસર્ગિક સ્વભાવ છે, તે તારા નિશ્ચયને ટકવા દેશે નહિ. વાસ્તવિક વિચાર કરીને જોતાં હું અર્જુન, આ મારાં આપ્ત અને એમનો વધ કરવો એ પાતક, એ સર્વ કલ્પના માયા સિવાય ખરી છે કે? પ્રથમ તું યુદ્ધ માટે તૈયાર થયો, લડવા માટે હાથમાં શસ્ત્રો પણ ઉપાડ્યાં (રણભૂમિમા આવી ઊભો રહ્યો) અને હવે યુદ્ધ ન કરવા માટેની પ્રતિજ્ઞા કરે છે, એ શું યોગ્ય છે? અર્થાત્ તારો યુદ્ધ નહિ કરવાનો નિશ્ચય વ્યર્થ છે તથા લોકદૃષ્ટિએ પણ તે લોકવ્યવહારને યોગ્ય નથી. સારાંશ કે, 'હુ યુદ્ધ નહિ જ કરું' એવો તું પોતાના મનમાં જ જે નિશ્ચય કર્યા કરે છે, તે વ્યર્થ થઈને તારી ક્ષાત્રપ્રકૃતિ તને એથી વિરુદ્ધ જ ચલાવશે. અર્થાત્ તારા હાથે યુદ્ધ કરાવશે અને કરાવશે જ. (૧૨૮૫)

**स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

હે કૌંતેય! તારા સ્વભાવસિદ્ધ યુદ્ધકર્મમાં તુ બદ્ધ હોવાથી અત્યારે મોહથી જે કરવાને ઇચ્છતો નથી, તે તુ પછીથી અનિચ્છાએ પણ કરીશ જ. ૬૦

પાણીનો પ્રવાહ પૂર્વ દિશામાં જતો હોય અને તે પ્રવાહમાં તરનારો કહે કે, 'હું તો પશ્ચિમ દિશામાં જવાનો,' તો તેનું તે કથન વ્યર્થ થઈને પાણીનો પ્રવાહ તેને પોતાની સાથે જ ખેંચી જાય છે. ધાન્યનો દાણો કહે કે, હું ધાન્યરૂપે નહિ ઊગું, તો તે સ્વભાવધર્મથી વિપરીત કંઈ બની શકે છે? તે જ પ્રમાણે હે પ્રબુદ્ધ! તારી પ્રકૃતિ ક્ષાત્રસંસ્કારવાળી જ રચાઈ છે; તેથી 'યુદ્ધ નહિ કરું' એમ તારું બોલવું તે કેવળ વ્યર્થ જ છે. તારી પ્રકૃતિને અનુસરતો તારો ક્ષાત્રધર્મ તને યુદ્ધમાં જોડશે જ. હે અર્જુન! તારી ક્ષાત્રપ્રકૃતિએ તને જન્મ-

થી જ શૌર્ય, તેજ, દક્ષતા વગેરે ગુણો આપેલા છે, તે ગુણસમૂહને અનુરૂપ કર્મ કરવાનું ત્યજીને હે ધનંજય! યુદ્ધ ન કરીને સ્વસ્થ થઈ બેસી રહેવાનું તારાથી બનવાનું નથી. એટલા માટે હે કોદંડપાણિ! તું તે ક્ષાત્રગુણો વડે બંધાયેલો હોવાથી તારા સ્વભાવથી વિરુદ્ધ તારાથી ખરેખર કદાપિ જઈ શકાય તેમ નથી જ. અથવા પોતાના જન્મના મૂળનો વિચાર નહિ કરતાં, તું યુદ્ધ નહિ કરવાનો જ નિશ્ચય કરી રાખીશ; તોપણ જેમ હાથપગ બાંધીને રથમા નાખેલો મનુષ્ય 'હું તો ચાલવાનો નથી' એમ કહેવા છતાં જેમ રથની સાથે દિગન્તરે પહોચી જાય છે, તેમ 'હું તો કાંઈ કરવાનો જ નથી' કહીને તું જો સ્વસ્થ બેસીશ, છતાં ખાસ તું જ યુદ્ધ કરીશ, એમા લેશમાત્ર પણ સંશય નથી જ. વિરાટ રાજાના પુત્ર ઉત્તરની ગાયોને પકડીને લઈ જવામાં આવતી હતી, ત્યારે તે યુદ્ધમાંથી પલાયન કરી જતો હતો. આ સમયે તેં બૃહન્નટાનો વેષ લીધેલો હોવા છતાં તેનો સારથિ બનીને તું યુદ્ધમા શા માટે પ્રવૃત્ત થયો હતો? અર્થાત્ ત્યારે તારે ગુપ્ત રહેવાની જરૂર હતી, તોપણ તેં કેમ યુદ્ધ કર્યું હતું? અર્થાત્ એ જ તારો ક્ષાત્રસ્વભાવ આ પ્રસંગે પણ સ્વસ્થ ન રહીને તારા હાથે અવશ્ય યુદ્ધ કરાવશે અને કરાવશે જ. હે અર્જુન! જે સ્વભાવના બળથી અગિયાર અક્ષૌહિણી સેનાના મહાવીરોને તેં એકલાએ જ યુદ્ધમાં મોહનાસ્ત્ર ચલાવી તેમના વસ્ત્રો હરી લઈ તેમને પરાજિત કર્યા હતા. અરે! રોગીને રોગ ગમે છે કે? દરિદ્રીને દારિદ્રય ગમે છે કે? પરંતુ બળવાન પ્રારબ્ધ તેમને રોગ અને દારિદ્રય ભોગવવાની બળાત્કારે ફરજ પાડે છે જ. તે પ્રારબ્ધ ઈશ્વરાધીન હોવાથી કદી પણ અન્યથા નથી થતું અને એ ઈશ્વર પણ તારા હૃદયમાં જ નિવાસ કરીને રહેલો છે. (૧૨૯૮)

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

હે અર્જુન! દેહાદિક યંત્ર પર અભિમાનથી ચડેલા સર્વ ભૂતોની પોતાની માયારૂપ શક્તિ વડે વિવિધ યોનિઓમાં ફેરવનાર પરમેશ્વર સર્વ ભૂતોના હૃદયમા વસે છે. ૬૧

જે ઈશ્વર ભૂતમાત્રમાં રહેલા હૃદયરૂપી મહાકાશમાં જ્ઞાનવૃત્તિરૂપી હજારો કિરણ સહિત ઉદિત થયો છે અને જે જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિરૂપી ત્રણે અવસ્થારૂપી ત્રણે લોકોને પૂર્ણ પ્રકાશિત કરી, વિપરીત

જ્ઞાનવાળા પથિકોને જાગ્રત કરે છે; સંસારરૂપી સરોવરમા વિષયરૂપી કમળોને ખીલવીને, પાચ જ્ઞાનેદ્રિય તથા મન–એ છ પગવાળા જીવ-રૂપી ભ્રમરો પાસે તે કમળોનું સેવન કરાવે છે; જે ઈશ્વર સર્વ ભૂતોમાં તેમના અહંકારરૂપી વસ્ત્રોના અતરાયની પાછળ વિલસી રહેલો છે; નિજ માયારૂપી દોરી વડે તે ઈશ્વર બહારની બાજુ ચોરાશી લાખ યોનિરૂપી છાયાચિત્રને નચાવે છે, અને બ્રહ્માથી લઈને કીટક સુધીનાં સર્વ ભૂતોને યોગ્યતાનુસાર દેહના આકારમા લાવે છે. આ પ્રમાણે જીવોની યોગ્યતાનુસાર તેમને જે જે દેહ પ્રાપ્ત થાય છે, તે તે દેહ જ હુ છું, એમ સમજી સર્વ જીવો દેહરૂપ યંત્ર પર ચઢે છે. સૂતર સૂતર-થી જ લપટાય છે, ઘાસ ઘાસથી જ બંધાય છે, અથવા બાળક જળમાં પોતાનુ જ પ્રતિબિંબ જોઈ ભ્રમમાં પડે છે, તેમ આ દેહમાં જ જીવ આત્મબુદ્ધિ ધારણ કરે છે. આ પ્રકારે શરીરરૂપી યત્રો પર જીવને બેસાડી તે ઈશ્વર જ તેમનાં કર્મોરૂપી સૂત્રો હલાવે છે, ત્યારે જેને માટે જે કર્મસૂત્ર ચાલુ થયેલું હોય છે, તે તેવી જ ગતિએ પહોચે છે. હે ધનુર્ધર ! વાયુ જેમ તૃણને આકાશમા ઘુમાવે છે, તેમ સર્વ પ્રાણીઓને પ્રારબ્ધ સસાર અને સ્વર્ગમા ભમાવે છે. લોહચુબકની સત્તાથી લોખંડ જેમ ગતિમાન થાય છે, તે જ પ્રમાણે ઈશ્વરની જ સત્તાથી સર્વ ભૂતો વ્યવહાર કરે છે. હે ધનંજય ! જેમ ચદ્રના સાનિધ્યથી સમુદ્ર આદિની ચેષ્ટાઓનો આરંભ થાય છે, સમુદ્રમાં ભરતી આવે છે, સોમકાતમણિ દ્રવવા માંડે છે અને ચંદ્રવિકાસી કમળો પ્રફુલ્લિત થાય છે તથા ચકોર પક્ષીને આનદ થાય છે, તેમ મૂળ પ્રકૃતિને વશ એવા અનેક જીવોના સમૂહને જે એક ઈશ્વર પ્રવૃત્ત કરે છે, તે ઈશ્વર તારા હૃદયમા પણ છે જ; માટે હે પાડુસુત ! અર્જુનપણાનુ અભિમાન ધારણ ન કરતા તારામા જે અહત્વનો ઉદ્ભવ થાય છે, તે ઈશ્વરનુ જ તાત્વિક સ્વરૂપ છે; માટે તે ઈશ્વર તારી પ્રકૃતિને પ્રવૃત્ત કરશે જ અને તું યુદ્ધ કરવા નહિ ઇચ્છે, તોપણ તને યુદ્ધમા પ્રવૃત્ત કરશે જ, એમ નક્કી સમજવું. ઈશ્વર જ સર્વનો સ્વામી છે, તે જ સર્વની પ્રકૃતિનુ નિયમન કરે છે અને પ્રકૃતિને અનુસરીને જ સર્વ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયા કરે છે. (૧૩૧૮)

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

હે ભારત ! તુ સર્વ ભાવે કરીને તેને જ શરણે જા. તેના પ્રસાદથી તુ પરમ શાતિ અને શાશ્વત સ્થાનને પ્રાપ્ત થઈશ. ૬૨

માટે કર્મના અભિમાનને ધારણ નહિ કરતાં, એ બધી ક્રિયા પ્રકૃતિને આધીન છે, એમ સમજીને, પ્રકૃતિ જે હૃદયસ્થ આત્માને આધીન છે, તેને જે પ્રમાણે ગંગાનું પાણી સમુદ્રમાં મળીને તદ્રૂપ થાય છે, તે પ્રમાણે તારાં અહંકાર, વાચા, ચિત્ત અને શરીર, એ સર્વસ્વ અર્પણ કરીને શરણે જા. તે ઈશ્વરના પ્રસાદથી જ તું સર્વ વિષયોની શાંતિરૂપી સ્રીનો પતિ બનીને આનંદથી આત્મસ્વરૂપમાં રમમાણ થઈશ અને જે પદ ઉત્પત્તિનું ઉત્પત્તિસ્થાન છે તથા વિશ્રાંતિનું વિશ્રાંતિસ્થાન છે તથા અનુભૂતિનો અનુભવ લે છે, તે અક્ષય આત્મપદનો તું રાજા બનીને અક્ષય સુખ ભોગવીશ, એમ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ પાર્થ પ્રત્યે બોલ્યા. (૧૩૨૨)

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

હે અર્જુન! આ પ્રમાણે ગુહ્ય કરતાં પણ ગુહ્ય, એવું જ્ઞાન મેં તને કહી સંભળાવ્યું. હવે એનો પૂર્ણ વિચાર કરીને પછી જેમ તારા મનમાં આવે તેમ કર. ૬૩

એ જ્ઞાન ગીતાના નામથી પ્રસિદ્ધ છે અને જે સર્વ વેદોનો સાર છે અને જે જ્ઞાનથી આત્મસ્વરૂપ રત્ન સ્વાધીન થાય છે. વેદાંતશાસ્ત્રમાં જે જ્ઞાનના નામથી પ્રસિદ્ધ છે અને જેનું વર્ણન કરવાથી જગતમાંનાં સર્વ શાસ્ત્રોને કીર્તિ પ્રાપ્ત થયેલી છે; બુદ્ધયાદિક જ્ઞાનો જે જ્ઞાનની સમક્ષ નિસ્તેજ છે અને જે જ્ઞાન દ્વારા મને સર્વદ્રષ્ટાને પણ જાણી શકાય છે, તે આત્મજ્ઞાન સર્વથી ગુપ્ત એવો જે હું, તે મારું પણ ગુપ્ત ધન છે; અને વાસ્તવિકતાથી એ જ્ઞાન એટલી બધી યોગ્યતાવાળું છે છતાં તું મારો પરમ ભક્ત હોવાથી એને હું તારાથી કેમ કરીને ગુપ્ત રાખી શકું? હે પાંડવ! તારા પ્રેમથી સંતુષ્ટ થવાને લીધે જ મેં મારો આ ગુપ્ત ભંડાર તને આપી દીધો છે. જે પ્રમાણે બાળકના પ્રેમમાં માતા પોતાનું ભાન ભૂલી જઈને તેની સાથે પ્રેમભરિત સંભાષણ કરે છે, તે પ્રમાણે તારા પ્રેમને લીધે મારો પણ તારા પર પ્રેમ ઊભરાઈ ગયો છે. આકાશ સર્વ વસ્તુથી સૂક્ષ્મ હોવા છતાં પણ જેમ તેને ગાળી લેવામાં આવે, અમૃત (ફળ) અંતર્બાહ્ય મિષ્ટ હોવા છતાં જેમ તેની છાલ ઉતારવામાં આવે, અથવા દીપકને દેખાડવા સારુ જેમ બીજો દીપક પ્રકટાવવામાં આવે; જે સૂર્યના પ્રકાશથી પાતાળમાંના પરમાણુ પણ દેખાય છે, તે સૂર્યની આંખમાં પણ જેમ અંજન

આંજવામા આવે; તે જ પ્રમાણે હુ સર્વજ્ઞ હોવા છતાં પણ સર્વ જ્ઞાનોનો વિચાર કરીને મારા નિશ્ચિત અભિપ્રાય પ્રમાણે જે ઉત્તમ જ્ઞાન છે તે જ્ઞાન હે ધનંજય! મેં તને કહી સંભળાવ્યું છે. હવે તું પણ એ વિષે બરાબર વિચાર કરી નિશ્ચય કર અને પછી જેમ તને ફાવે તેમ કર. (૧૩૩૨)

દેવનું આ કથન સાંભળ્યા પછી અર્જુને 'દેવે મને છેવટનો નિર્ણય કહી દીધો; હવે શ્રવણસુખથી હું વંચિત થયો' એમ માન્યું તેથી તેના મનમાં માઠું લાગ્યું અને 'હજી પણ દેવ કાંઈ બોલે અને હું શ્રવણ કરું,' એવી ઇચ્છાથી તે સ્વસ્થ બેઠો. આવી સ્થિતિ જોઈ દેવ બોલ્યા: 'હે અર્જુન! તું કહેલા જ્ઞાનની વંચના કરનાર નથી; તું ખરેખર અવંચક જ છે, તથાપિ તારા આ સ્વસ્થ બેસવાથી એમ જણાય છે કે, હજી પણ કાંઈ સાંભળવાની તારી ઇચ્છા છે. પીરસનાર માણસ પદાર્થ પીરસતો હોય, છતાં પણ જો ક્ષુધિત મનુષ્ય શરમાઈને 'બસ થયું, બસ થયું' એમ કર્યાં કરે, તો ક્ષુધાની પીડા સહન કરવા ઉપરાંત તેને વંચકતા(ઠગાઈ)નો દોષ પણ લાગે છે; તે પ્રમાણે સર્વજ્ઞ શ્રીગુરુની પ્રાપ્તિ થવા છતાં જે મુમુક્ષુ સંકોચ રાખીને આત્મ-સ્વરૂપનો ખુલાસો તેની પાસેથી ન મેળવે, તો તે પોતાના લાભને ખોઈ બેસવા ઉપરાંત ગુરુની વંચના કરવાના પાતકને વહોરી લે છે, અને પોતાના હિતથી પણ હીનભાગી થાય છે. પરંતુ હે અર્જુન! સ્વસ્થ રહેવામાં તારો અભિપ્રાય એવો છે કે, હજી મારે એક વાર પુનઃ પણ આ જ્ઞાનનો સારાંશ તને કહી સંભળાવવો. એ વચન સાભળી પાર્થ સવિનય કહેવા લાગ્યો: 'હે ગુરો! આપે મારા મનમાંની વાતને ખરેખર જાણી લીધી છે. અને એ પુનઃ કહી બતાવવાની કશી પણ આવશ્યકતા નથી. કારણ કે આપના વિના બીજો કોઈ જ્ઞાતા છે ખરો? ના. સર્વ જગત આપનું દૃશ્ય (જોવાની વસ્તુ) છે અને તે સર્વને જાણનારા એકલા આપ જ છો. પછી સૂર્યને સૂર્ય કહીને તેની પ્રશંસા શી કરવાની?' અર્જુનનાં આવા વચનો સાભળી શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, 'આ તારા બોલવામાં શું મારું થોડું વર્ણન થયાનું તું સમજે છે કે?' (૧૩૪૦)

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्॥ ६४॥

સર્વથી અતિશય ગુહ્ય, એવું મારું વચન તું પુન સાંભળ; કારણ કે તુ મારો બહુ જ પ્રિય (ભક્ત) છે, અને તેથી હુ તને તારા હિતની વાત કહું છુ. ૬૪

ત્યારે પુનઃ એક વાર તારા અવધાનને સારી રીતે વિસ્તીર્ણ કરીને મારાં નિર્મળ વચનો સાંભળ. એ વચનો વાચ્ય છે, એટલે બોલાય છે કિંવા શ્રાવ્ય હોવાથી શ્રવણ કરાય છે, એમ નથી; કિંતુ એ વચન કેવળ બ્રહ્મસ્વરૂપ જ છે. પરંતુ તું ભાગ્યવાન હોવાથી એ તને પ્રાપ્ત થયેલું છે. હે ધનંજય! બચ્ચા જોતાંની સાથે જ કાચબીની દૃષ્ટિને પાનો છૂટે છે અને તેથી બચ્ચાંઓ તૃપ્ત થાય છે; અથવા આકાશ પોતાના ગર્ભમાં ચાતક પક્ષી માટે સર્વકાળ પાણી જાળવી રાખે છે; અર્થાત્ જે વ્યવહાર જ્યાં થતો નથી, તેનું ફળ ત્યાં જ પ્રાપ્ત થાય છે. દૈવ જ્યારે અનુકૂળ હોય છે, ત્યારે કયો લાભ ન મળી શકે? બાકી એ રહસ્ય કેટલું બધું દુર્લભ છે, તે કહી શકાતું નથી; કારણ કે આ રહસ્ય દ્વૈતભાવનો પરિત્યાગ કરી ઐક્યના આગારમાં ભોગવવાને યોગ્ય છે. હે પ્રિયોત્તમ! મારા ઉપચારરહિત પ્રેમનો જે તું વિષય થયો છે, તે તું બીજો કોઈ નહિ, પણ મારો આત્મા જ છે, એમ જ સમજ. હે અર્જુન! આરસીને વારંવાર લૂછીને સ્વચ્છ કરવામાં આવે છે, તે આરસીને માટે નહિ; પરંતુ પોતાના સ્વરૂપના સૌખ્યને ભોગવવા માટે જ આપણે તે લૂછવાનું કાર્ય કરીએ છીએ; તેમ હે પાર્થ! વિના કારણ તારું નિમિત્ત બતાવીને હું જે બોલું છું તે હું મારા પોતાને માટે જ બોલું છું. તારામાં અને મારામાં કાંઈ જ દ્વૈતભાવ નથી એટલા માટે મારા અંતરનું ગુહ્ય તને કહું છું; કારણ કે એકનિષ્ઠ ભક્તનો તો મને નાદ જ લાગ્યો છે. હે પાંડુસુત! જે પ્રમાણે મીઠું પોતાનું સર્વ સ્વત્વ જળને સમર્પણ કરી દે છે અને તે જળસ્વરૂપ થવામાં શરનાતું નથી, તેવી રીતે તું પણ મારી સાથે જ્યારે ભેદભાવ રાખતો નથી; તો પછી હું પણ તારાથી કોઈ પણ વાત ગુપ્ત શી રીતે રાખી શકું? એટલા માટે જેટલાં ગુહ્ય રહસ્યો છે, તે સર્વ જે મારાં ગુહ્ય વચન સમક્ષ ઉઘાડાં પડી જાય છે, તે મારું નિર્મળ ગુહ્ય વચન સાંભળ. (૧૩૫૨)

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

મારામાં મન રાખ, મારી ભક્તિ કર, મારું પૂજન કર અને મને નમસ્કાર કર; એમ કરવાથી તુ મને જ પ્રાપ્ત થઈશ, એમ હું પ્રતિજ્ઞા કરીને તને સત્ય કહું છુ, કારણ કે તું મને પ્રિય છે. ૬૫

હે વીર અર્જુન! તારા માનસિક અને શારીરિક સર્વ વ્યાપારનો વિષય મને સર્વવ્યાપકને જ બનાવ. વાયુ જે પ્રમાણે સર્વ દિશાએથી

આકાશમા મળેલો હોય છે, તે જ પ્રમાણે તું જે બધાં કર્મ કરે, તે મારી પ્રીતિને અર્થે જ કર. વધારે શું કહું? તું તારા મનને મારું જ નિવાસસ્થાન બનાવ. કર્ણ દ્વારા તું મારા જ ગુણોનું શ્રવણ કર. આત્મજ્ઞાનથી યુક્ત એવા સંતો કે જેઓ મારાં જ સ્વરૂપો છે તે સંતોમાં, કોઈ મનુષ્યની દૃષ્ટિ કામિની સ્ત્રીમાં જેમ લુબ્ધ હોય છે, તે પ્રમાણે, તું તારી પોતાની દૃષ્ટિને નિરંતર લુબ્ધ રાખ. વસ્તુમાત્રનું વસતિસ્થાન જે હું, તે મારાં જે નિર્મળ નામો, તેમને અંતઃકરણમાં ઉતારવા માટે તારી વાચાથી રટણ કર. હાથો વડે જે જે કર્મો કરે કે પગ વડે જ્યાં જ્યાં જાય, તે તે સર્વ ક્રિયા મારે માટે જ કર. તારા પોતાના કે અન્યના ઉપયોગ માટે જે જે ક્રિયા કરે, તે સર્વ હે અર્જુન! મને જ સમર્પણ કરીને તુ મારો જ યાજ્ઞિક થા. એક એક કરીને કેટલીક વાતો શીખવુ? તારામાં સેવકભાવનો ઉદ્ભવ કરી સર્વત્ર જે જે દૃષ્ટિગોચર થાય, તે તે સર્વ મદ્રૂપ જ છે, એમ સમજી તેની સેવા કર તથા ભૂતદ્વેષ છોડીને સર્વ સ્થળે એક હું જ છું, એવી પ્રતીતિપૂર્વક નમ્ર બનીને મને સર્વત્ર વંદન કર. આથી મારો અત્યંત આશ્રય તને પ્રાપ્ત થશે. પછી સર્વ જગતમાંનું તૃતીયત્વ નષ્ટ થઈ મારો અને તારો એકાંતવાસ થયેલો તું જોઈશ. પછી ગમે તે અવસ્થામાં અને ગમે તે વેળાએ હું તને અને તું મને ભોગવીશ. આ પ્રમાણે સહેજે તારા સુખની વૃદ્ધિ થશે અને હે અર્જુન! તૃતીયત્વ (જગદ્ભાવ) આડે આવે છે તે લુપ્ત થયું, એટલે તું મારો જ એટલે કે તું મને જ પ્રાપ્ત થવાનો જ. જળનો નાશ થયા પછી તેમાંના પ્રતિબિંબને મૂળ બિંબની સાથે ઐક્ય પામતાં કશી હરકત આવતી નથી; તે જ પ્રમાણે વાયુને આકાશની સાથે કે તરંગને સમુદ્રની સાથે મળી જવાને કાંઈ પણ હરકત હોય છે ખરી? અર્થાત્ દેહભેદને લીધે તું અને હું–એવો જે ભેદ દેખાય છે તે ભેદનો લોપ થતા તું મદ્રૂપ થઈશ. આ મારુ કથન સત્ય હશે કિંવા અસત્ય હશે, એવી મારા કથન વિશે શંકા પણ થવા દેતો નહિ; કારણ કે હું તારા શપથ લઈને કહું છું કે, મારા આ કથનમાં લેશમાત્ર પણ અસત્ય નથી; પરંતુ તું કદાચિત્ એવી કલ્પના કરીશ કે, મેં તારા શપથ ખાધા, એટલે હુ તો મુક્ત જ રહીશ અને એનુ પરિણામ કેવળ તારા પર જ થશે, પરંતુ ખરી રીતે જોતા એમ નથી. તારા સોગંદ ખાવા, એ કેવળ મારા પોતાના જ સોગંદ ખાવા સમાન છે; પ્રીતિનો પ્રકાર જ એવો છે કે, તેથી મનુષ્યને કોઈ પણ પ્રકારની શરમ

જ લાગતી નથી, જેના બોલ પર કોઈ વિશ્વાસ મૂકતું નથી, તેને જ શપથ ખાવાનો પ્રસંગ આવે છે, પરંતુ ભગવાનને તો વેદ પણ જાણે છે કે, તે નિર્ભેદ છે; અને તેની જ સત્તાથી આ જગદાભાસ દેખાય છે અને તેની આજ્ઞામાં એવી શક્તિ છે કે, તે કાળને પણ જીતે છે; તે હું–દેવ સત્ય સંકલ્પ ધરાવું છું અને જગતના હિત માટે પિતાના જેવી લાગણી ધરાવનારો છું; તો, મારે શપથ લેવાની ખટપટ શા માટે કરવી? પરંતુ હે અર્જુન! તારો મને જે અતિશય છંદ લાગેલો છે, તેના યોગે મેં ઈશ્વરત્વનો ત્યાગ કરી દીધો છે, અને હું તારો ભક્ત થયેલો હોવાથી હું અધીં છું અને તને મારો નાદ લાગી, તું મદ્રૂપ થવાથી આખો છે (અર્થાત્ હું પ્રભુ હોવા છતાં તું મદ્રૂપ થયેલો હોવાથી મારા કરતાં પણ ઉત્કૃષ્ટ છે; એમ કહી ભક્તિનો ઉત્કર્ષ દર્શાવ્યો છે). હે ધનંજય! રાજા પણ પોતાના કાર્ય માટે જેમ પ્રધાન આદિ પોતાની સભાના અધિકારીઓ સાથે મળીને તેમનો પોતામાં વિશ્વાસ બેસાડવા માટે ખાસ પોતે પોતાના જ શપથ લે છે, તેવો જ આ પ્રકાર છે. ત્યારે અર્જુન બોલ્યો કે: 'હે દેવ! આવાં અદ્ભુત વચન ન કહો. કેવળ આપના નામસ્મરણથી જ અમારાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે, એવા આપ બોધ આપો છો અને વળી શપથ પણ લો છો; એ આપના વિનોદનો કાંઈ પાર છે ખરો? કમળસમુદાયને સૂર્યનો યત્કિંચિત્ પણ પ્રકાશ મળતાં તે પ્રકાશિત થઈ જાય છે; એમ હોવા છતાં સૂર્ય તો પોતાના સામર્થ્યથી જગતમાત્રને એકંદર પૂર્ણ અંશથી પ્રકાશિત કરે છે; અને કેવળ નિમિત્ત કમળનું છે. ચાતકની તૃષા તૃપ્ત કરવાને ટીપું જળ પણ બસ છે; પરંતુ મેઘ એટલી બધી વૃષ્ટિ કરે છે કે, તેનાથી સંપૂર્ણ પૃથ્વી જળમય થઈ જળના રાશિથી મહાસાગર પણ છલાછલ ભરાઈ જાય છે, એટલું તેનું ઔદાર્ય અને સામર્થ્ય છે; માટે હે કૃપાનિધે! આપના ઔદાર્યની કાંઈ સીમા નથી. મને નિમિત્ત કરી જગદુદ્ધાર કરવા સારુ જ આપે આટલું બધું જ્ઞાન મને કહી સંભળાવ્યું છે.'

એના ઉત્તરમાં ભગવાને કહ્યું કે: 'બસ, હવે તારી આ સ્તુતિ રહેવા દે; પરંતુ તને મેં જે ઉપાય કહેલો છે તેથી તું મદ્રૂપ થઈશ. હે ધનંજય! મીઠું સમુદ્રમાં પડ્યા પછી જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ તે પીગળતું જાય છે અને પછી તેને શેષ રહેવાનું કાંઈ પણ પ્રયોજન હોતું નથી; તેમ સર્વ પ્રકારે સર્વત્ર મારું ભજન કરવાથી

સર્વત્ર હું જ છું, એવી જ્યાં તારી બુદ્ધિ થઈ, એટલે તારા અહંકારનો સમૂળ લોપ થતાં તું મદ્રૂપ થઈ જઈશ. એ પ્રમાણે કર્મથી આરંભ કરીને જ્ઞાન દ્વારા મારી પ્રાપ્તિ થાય; તે સર્વ ઉપાયોના પ્રકારો તને સ્પષ્ટતાપૂર્વક કહી સંભળાવ્યા, અર્થાત્ હે પાંડુસુત ! પ્રથમ સર્વ કર્મો ઈશ્વરાર્પણ કરવાં, એટલે એથી સર્વત્ર ઈશ્વરનો નિવાસ છે, એવી ભાવના થાય છે. પછી મારા પ્રસાદ વડે મારું જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે જ્ઞાનથી મારા શુદ્ધ સ્વરૂપમાં તે અવશ્ય મળી જાય છે. હે પાર્થ ! આ પ્રમાણે મારા સ્વરૂપમાં મળી ગયા પછી સાધ્ય અને સાધન લય પામે છે તથા કાંઈ પણ કર્તવ્ય શેષ રહેતું નથી. તેં તારાં સર્વ કર્મો સર્વ કાળે મને અર્પણ કર્યાં છે. તેથી આજે મારી પ્રસન્નતા તને મળી છે. હવે એ મારી પ્રસન્નતાના બળથી યુદ્ધપ્રસંગની અડચણની દરકાર ન કરતાં હું તને આવી મળ્યો છું અને તને મારો બોધ પ્રાપ્ત થયો છે (માટે મારી ઇચ્છા પ્રમાણે તું વર્ત). ગીતાના રૂપમાં દૃષ્ટાંત તથા યુક્તિ સહિત જે જ્ઞાન તને કહી સંભળાવ્યું, તે જ્ઞાન વડે પ્રપંચભેદ સહિત તારું અજ્ઞાન લુપ્ત થશે અને હું એકત્વભાવે તને પ્રાપ્ત થઈશ. તને મેં મારું જે જ્ઞાન, નાના પ્રકારથી-જુદે જુદે રૂપે-કહ્યું છે, તે જ્ઞાનના બળ વડે ધર્માધર્મજન્ય પાપપુણ્યનો અને સર્વ અજ્ઞાનનો પરિત્યાગ કર. (૧૩૮૯)

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

તુ સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મારે એકલાને જ શરણે આવ; હુ તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, તું શોક કરીશ નહિ. ૬૬

આશાથી જેમ દુઃખની, નિંદાથી પાતકોની અને દુર્દૈવના યોગથી દારિદ્રયની પ્રાપ્તિ થાય છે, તે પ્રમાણે સ્વર્ગ અને નરકની પ્રાપ્તિ થવામા સાધનભૂત ધર્મ અને અધર્મ, જે અજ્ઞાનમાથી ઉત્પન્ન થાય છે, તે અજ્ઞાનનો આ જ્ઞાન વડે સમૂળો નાશ કરી દે. જે રજ્જુ પર સર્પનો ભાસ થયેલો હોય છે, તે રજ્જુ હાથમા લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાય છે, અથવા નિદ્રાની સમાપ્તિ થતાં જેમ સ્વપ્નમાના ઘરબાર સહિત સર્વ પ્રપચનો નાશ થાય છે, પાંડુરોગ(કમળા)નો લોપ થતાં જેમ ચદ્રમા ભાસતી પીળાશ દૂર થાય છે, વ્યાધિનો અત આવતાં જેમ મુખની કડવાશ મટી જાય છે, દિવસ પૂરો થતાં જેમ મૃગજળનો અંત પોતાની મેળે આવે છે, અથવા કાષ્ઠનો ત્યાગ કર્યો

એટલે જેમ અગ્નિનો ત્યાગ થાય છે, તે પ્રમાણે ધર્માધર્મનો ભાસ કરાવનાર જે અજ્ઞાન તેનો ત્યાગ કર્યો એટલે સર્વ ધર્મો પોતની મેળે જ જતા રહેવાના! એ અજ્ઞાનનો લોપ થયો એટલે સ્વભાવતઃ હું એકલો જ શેષ રહીશ (અર્થાત્ આત્માને વિશે રહેલ આવરણરૂપ અજ્ઞાનતાનો નાશ થવાથી આત્મા પોતાની મૂળ પ્રકૃતિને પ્રાપ્ત થશે). જે પ્રમાણે નિદ્રા અને તેના દ્વારા ભાસેલું સ્વપ્ન એ ઉભયનો લય થાય છે, ત્યારે મનુષ્ય પોતે એકલો જ અવશિષ્ટ રહે છે; તે જ પ્રમાણે જેને મારું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને મારા સિવાય ભિન્ન કે અભિન્ન અન્ય કોઈ પણ ભાવ અવશિષ્ટ રહેતો નથી, પછી તે 'હું જ છું' એવી બુદ્ધિથી મારા સ્વરૂપમા ઐક્ય પામે છે. અહન્તાનો ભેદ ન રાખી મારી એકતાને જાણવી, તે કૃતિને જ 'તે મારે શરણે આવ્યો' એમ કહેવી જોઈએ. જેવી રીતે ઘટના ઉપાધિથી ઘટાકાશ ભિન્ન દેખાય છે અને ઘટનો નાશ થતાં ઘટાકાશ મહાકાશમાં ઐક્ય પામે છે; તે પ્રમાણે મારે શરણે આવવાથી (અર્થાત્ મારા વિચારને અનુસરવાથી અથવા ભેદાભેદનો વિચાર દૂર કરી તું, ભીષ્મ, દ્રોણ સર્વ હું જે પરબ્રહ્મ છું, તેમાંથી ઉત્પન્ન થયા છે ને પુનઃ હું જે પરબ્રહ્મ છું તેમાં જ લય પામવાના છે, અને કર્તારૂપ કોઈ નથી એમ જાણવા તથા માનવાથી) તું મારા સ્વરૂપમાં ઐક્ય પામીશ. સુવર્ણનો મણિ જે પ્રમાણે સુવર્ણની સાથે એકરૂપ હોય છે, અથવા પાણીની લહરી જેમ પાણીની સાથે એકરૂપ હોય છે, તેવી રીતે હે ધનંજય! તું પણ એકત્વથી મારે શરણે આવ; પરંતુ વડવાનલ જેમ સમુદ્રને શરણે જવા છતાં પણ નાશકારક થઈ પડે છે, તેવી રીતે મારે શરણે આવી મારી સાથે દ્વૈતભાવથી વર્તવાનો વિરુદ્ધ માર્ગ છોડી દે. મારે શરણે આવવા છતાં 'હું જીવ છું' (અર્થાત્ તે જીવભાવથી ભિન્ન રહે છે); એમ કહેતાં તેની બુદ્ધિ કેમ લજાતી નથી? એ તો ધિક્કારપાત્ર જ છે. હે ધનંજય! સામાન્ય રાજ્યના રાજા સાથે સંસર્ગમાં આવેલી તેની દાસી પણ રાજાના જેટલી જ સમાનતા પ્રાપ્ત કરે છે; તો પછી હું જે વિશ્વનો ઈશ્વર, તેનો ભેટો થવા છતાં જીવદશાનું બંધન તૂટતું નથી, એવું નિંદનીય કથન તું કદાપિ સાંભળીશ નહિ. એટલા માટે મારા સ્વરૂપને પ્રાપ્ત થયા પછી મારી ભક્તિ સહજ થશે. આવી ભક્તિ આ જ્ઞાન વડે પ્રાપ્ત કરી લે.

મંથન કરીને કાઢી લીધેલું માખણ પુનઃ છાશમાં નાખવાથી તે

જેમ તેની સાથે ભળતું નથી, તે પ્રમાણે અદ્વિતીય બોધથી તું મારે શરણે આવ્યા પછી તને ધર્માધર્મનો સ્પર્શ થનાર નથી. લોખંડને સાફ કરીને ખીટીએ ટાંગવા છતાં પણ તેને કાટ ચડે છે; પરંતુ પારસમણિના સ્પર્શથી જ્યારે તે જ લોહ સુવર્ણ થાય છે, ત્યારે તેને મૃત્તિકામાં દાટવામાં આવે, તોપણ તેને કાટ ચડતો નથી. વધુ તે શું કહું ? જેમ કાષ્ઠના ઘર્ષણ દ્વારા ઉપજાવેલા અગ્નિને પુનઃ કાષ્ઠમાં સમાવી શકાતો નથી; હે અર્જુન ! સૂર્યને જેમ અંધકાર ભેટી શકતો નથી, અથવા જાગ્રત થયા પછી જેમ સ્વપ્ન જણાતુ નથી; તેમ જ મારી સાથે ઐક્ય પામ્યા પછી સર્વરૂપ એવો જે હું, તેના સિવાય બીજું કોઈ પણ અવશિષ્ટ રહેતુ નથી. એટલા માટે, પાપ–પુણ્યની કે ધર્માધર્મની ચિંતા કરીશ નહિ. તારા પાપ અને પુણ્ય સર્વ હું પોતે જ થઈશ, સમજ્યો કે ? સર્વ બંધનોને ઉત્પન્ન કરનાર જે પાપ, તેનુ મારાથી ભિન્ન અવશિષ્ટ રહેવુ, એ જ મુખ્ય લક્ષણ છે. મારા જ્ઞાનથી તે નાશ પામશે. હે વિચારશીલ અર્જુન ! પાણીમા મીઠું પડ્યું, એટલે તે જળરૂપ બને છે, તેવી જ રીતે તું પણ અનન્ય ભાવથી મારે શરણે આવતાં મદ્રૂપ થઈશ. હે ધનંજય ! આના યોગથી તું પોતાની મેળે જ સર્વ બંધનોથી મુક્ત થઈશ. એટલા માટે તું મને જાણી લે, એટલે હું તને સર્વ બંધનોમાંથી મુક્ત કરીશ. હે સુમતે ! ધર્માધર્મની ચિંતા મનમાં રાખીશ નહિ. એક અદ્વિતીય જે હું, તેમને જાણીને મારે શરણે આવ એટલે થયુ ! (૧૪૧૯)

સર્વ રૂપોનુ રૂપ, સર્વ દૃષ્ટિ અને સર્વ દેશોનુ વસતિસ્થાન એવા જે શ્રીકૃષ્ણ ભગવાન, તે આ પ્રમાણે બોલ્યા અને પોતાનો ભૂષણયુક્ત જમણો હાથ આગળ ધરી પોતાને શરણે આવેલા ભક્તરાજ અર્જુનને આલિંગન દીધું. જે સ્વરૂપને પ્રાપ્ત ન થવાથી, શબ્દ અને બુદ્ધિને પાછાં ખેંચીને કથન પાછું વળ્યુ છે, એવું જે શબ્દ અને બુદ્ધિથી કળી ન શકાય એવુ સ્વરૂપ, તે સ્વરૂપનું દાન આપવા માટે દેવે આલિંગનનુ નિમિત્ત કર્યું. આ રીતે દેવે અર્જુન સાથે પોતાનું હૃદય મેળવી પોતાના હૃદયમાંનું જ્ઞાન તેના હૃદયમાં પૂર્યું અને દેવ-ભક્તનુ દ્વૈત ખંડિત કર્યા વિના જ અર્જુનને આત્મસ્વરૂપ કર્યો. એક દીપક વડે બીજો દીપક પ્રદીપ્ત કરવાથી જે પ્રમાણે દ્વૈતનો નાશ ન થતાં અદ્વૈત અવિચળ રહે છે, તેવો જ એ આલિંગનનો પ્રકાર થયો; એટલે કે દેવે દ્વૈતનો ભંગ કર્યા વિના જ અર્જુનને પોતાનુ સ્વત્વ અર્પણ કર્યું, તે વખતે અર્જુનને આનંદસૌખ્યનુ જે પૂર આવ્યું, તે

પૂરમાં શ્રીકૃષ્ણ ભગવાન સર્વવ્યાપક હોવા છતાં પણ ડૂબી ગયા. સમુદ્રમાં સમુદ્ર મળતાં પાણી બમણું વધવાથી પૂરવણી માટે જેમ આકાશને ગ્રહણ કરવું પડે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ અને અર્જુન, એ ઉભય આલિંગનપ્રેમને શમાવી શકયા નહિ! તેના રહસ્યને અન્ય કોણ જાણી શકે? વધારે શું કહું? સર્વ વિશ્વ નારાયણરૂપ જ થઈ ગયું.

એ પ્રમાણે વેદોનાં મૂળ સૂત્ર અને જેના શ્રવણ–પઠનનો સર્વને અધિકાર છે, એવું આ પવિત્ર ગીતાશાસ્ત્ર શ્રીકૃષ્ણે પ્રગટ કર્યું. ગીતાશાસ્ત્રને વેદનું મૂળ કેવી રીતે કહેવાય, તે સાંભળો; એમ શ્રીજ્ઞાનેશ્વર મહારાજ બોલ્યા. જે ઈશ્વરના શ્વાસોચ્છ્વાસમાંથી વેદ નીકળ્યા, તે જ સત્યસંકલ્પ ઈશ્વર શ્રીમુખે પ્રતિજ્ઞા કરી ગીતાશાસ્ત્ર બોલ્યા છે; એટલા માટે ગીતાશાસ્ત્રને વેદોનું મૂળ કહેવું યોગ્ય છે. વળી બીજું પણ એક કારણ છે. જે વસ્તુ વૃક્ષસ્વરૂપે ન હોવા છતાં તેનો વિસ્તાર જેમાં અંતર્ગત હોય છે, તે તે વૃક્ષનું બીજ કહેવાય છે અને જેમ વૃક્ષ બીજમાં ગુપ્ત રહેલું હોય છે, તે પ્રમાણે ત્રિકાંડ વેદ (કર્મ, ઉપાસના અને જ્ઞાન) ગીતામાં ગુપ્તરૂપે રહેલા છે; એટલા માટે વેદનું બીજ ગીતા છે એમ મને ભાસે છે, તેમ જ સ્પષ્ટતાથી દૃષ્ટિગોચર પણ થાય છે. જે પ્રમાણે રત્નો વડે અંગ સુશોભિત દેખાય છે, તે પ્રમાણે ગીતામાં વેદના ત્રણ કાંડો સ્પષ્ટ કરેલા છે. વેદના કર્માદિક ત્રણ કાંડો ગીતામાં કયે કયે સ્થળે વર્ણવવામાં આવ્યા છે, તે દર્શાવું છું; સાંભળો. (૧૪૩૪)

પ્રથમ અધ્યાયમાં ગીતાશાસ્ત્ર કયારે અને શા માટે પ્રવૃત્ત થયું, તેની પ્રસ્તાવના છે. દ્વિતીય અધ્યાયમાં સાંખ્યશાસ્ત્રનું તાત્પર્ય પ્રગટ કરવામાં આવ્યું છે. આ જ્ઞાનપ્રધાનશાસ્ત્ર સ્વતંત્ર મોક્ષદાયક છે, એ વાતનો આ દ્વિતીય અધ્યાયમાં સૂત્રરૂપે આરંભ કરવામાં આવ્યો છે. ત્રીજા અધ્યાયમાં અજ્ઞાનથી બદ્ધ થયેલા લોકોને મોક્ષપદ પ્રાપ્ત કરવાના સાધનનો આરંભ કહ્યો છે. દેહાભિમાનરૂપી બંધનને અને નિષિદ્ધ કર્મને છોડી દઈ, વિહિત કર્મને નહિ છોડતાં સદ્‌ભાવપૂર્વક કર્યા કરવાં જોઈએ; એવો જે શ્રીકૃષ્ણે ત્રીજા અધ્યાયમાં નિર્ણય કરેલો છે, તેને કર્મકાંડ જાણો અને તે જ અજ્ઞાનમૂલક, પરંતુ અધિકારને લઈને આવશ્યક એવાં નિત્યનૈમિત્તિકાદિ કર્મ કરવા છતાં તે મોક્ષના કારણભૂત શી રીતે બની જાય છે, તે જાણવાની જેને ઇચ્છા ઉત્પન્ન થાય; અર્થાત્ બદ્ધ મનુષ્ય મુમુક્ષુદશાને પ્રાપ્ત થાય, તેને માટે શ્રીકૃષ્ણે બ્રહ્માર્પણપૂર્વક

કર્મ કરવાનો ઉપદેશ કર્યો છે અને કહ્યું છે કે, કાયા, વાચા અને મનથી જે વિહિત કર્મ કરવામાં આવે, તે એક ઈશ્વરપ્રસન્નતાના ઉદ્દેશથી જ કરીને ઈશ્વરાર્પણ કરી દેવાં જોઈએ. કર્મયોગી ઈશ્વરનું ભજન અને કથન કરવાનો પ્રકાર કહેવાનો આરંભ ચોથા અધ્યાયના અંતિમ ભાગમાં કરેલો છે અને વિશ્વરૂપાત્મક અગિયારમો અધ્યાય પૂરો થતાં સુધી, કર્મ દ્વારા ઈશ્વરનું ભજન કરવું જોઈએ, એ જ વિષયનું નિરૂપણ કરેલું છે. તેમાંના ચતુર્થ અધ્યાયથી એકાદશ અધ્યાય પર્યંતના આઠમા અધ્યાયમાં સર્વ વિઘ્નોને દૂર કરી ઉપાસનાકાંડનું (દેવતાકાંડનું) વર્ણન કરવામાં આવ્યું છે અને ઈશ્વરપ્રસાદ વડે શ્રીગુરુસંપ્રદાયથી જે કોમળ અને સત્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ બારમા અધ્યાયમાં 'अद्वेष्टा सर्वभूतानाम्' એ શ્લોકથી લઈને અથવા તો તેરમા અધ્યાયમાંના अमानित्वमदंभित्वं ઇત્યાદિ શ્લોકથી વિસ્તારપૂર્વક કહેલું છે. આથી બારમા અધ્યાયને જ્ઞાનકાંડમાં જ ગણેલો છે. એ બારમા અધ્યાયના આરંભથી પંદરમા અધ્યાયના અંત સુધીના ચાર અધ્યાયોમાં ફળ અને તેની પરિપાકસિદ્ધિનું નિરૂપણ કર્યું છે; એટલા માટે જેના અંતમાં ऊर्ध्वमूलमधःशाखं ઇત્યાદિ શ્લોકોવાળો પંદરમો અધ્યાય છે; એવા એ પંદરમા અધ્યાયના અંત પર્યંતના ચારે અધ્યાયોમાં જ્ઞાનકાંડનું વર્ણન છે, એવી રીતે, (કર્મ, ઉપાસના અને જ્ઞાન) આ એક ત્રિકાંડરૂપિણી આ ગીતા, તે ગીતા નહિ, પણ એક નાનીશી લાવણ્યમયી શ્રુતિ જ છે, કે જેણે ગીતાના પદ્યરૂપી રત્નોના ભંડારને જન્મ આપેલો છેઃ અસ્તુ. એવી જે કાંડત્રયાત્મક આ શ્રુતિ તે ગર્જના કરી કહે છે કે, 'શોભો, શોભો અને આ મોક્ષરૂપી ફળને અવશ્ય લ્યો.' તે જ્ઞાનના સાધનો સાથે જેઓ અહર્નિશ વેર રાખે છે, તેવા અજ્ઞાની વર્ગનું વર્ણન સોળમા અધ્યાયમાં કરેલું છે, તથા શાસ્ત્રની સહાય લઈ તે વેરીને જીતવાનો સંદેશ સત્તરમા અધ્યાયમાં છે. આ પ્રમાણે પહેલાથી સત્તરમા અધ્યાય સુધીમાં શ્રીકૃષ્ણે વેદોનું જ તાત્પર્ય કહ્યું છે અને જેમાં એ સર્વ અર્થના અભિપ્રાયનો વિચાર-સિંહાવલોકન કરવામાં આવ્યું છે, તે આ અઢારમો કળશાધ્યાય છે. આમ સર્વ જ્ઞાનના ભંડાર શ્રીકૃષ્ણે અત્યંત ઉદાર બનીને શ્રીમદ્ભગવદ્ગીતા ગ્રંથરૂપે જાણે મૂર્તિમંત વેદની જ રચના કરી છે. વેદ સ્વયંસંપન્ન છે, પણ તેના જેવો કૃપણ પણ બીજો કોઈ નથી; કારણ કે તેને ત્રણ જ વર્ણ સાંભળી શકે છે. અન્ય સ્ત્રી-શૂદ્રાદિ મનુષ્યો પણ સંસારદુઃખમાં સપડાયેલાં હોવા છતાં તેમને વેદલાભ માટે અનધિકારી ગણ્યા છે; તેથી હું તો સમજું છું કે, શ્રીકૃષ્ણે એ ન્યૂનતા દૂર કરવા માટે જ વેદોને ગીતારૂપે રચી

પ્રગટ કર્યાં છે, જેથી કોઈ પણ તેનું સેવન કરી શકે. હવે કોણ કહી શકશે કે, વેદ સુલભ થયા નથી? કેમકે તે અર્થરૂપે મનમાં પ્રવેશ કરે છે, શ્રવણ નિમિત્તે કર્ણમાં પ્રવેશે છે અને જપના નિમિત્તે મુખમાં રહે છે. એ ગીતાનો પાઠ કરી શકાય છે; તેનો પાઠ કરનારના સંસર્ગમાં રહી શકાય છે અથવા પુસ્તકના નિમિત્તથી લખીને (કે છપાવીને×) લોકોને તે આપી શકાય છે અને એવી રીતે આ સંસારના ચૌટામાં જાણે મોક્ષસુખનું ઉત્તમ સદાવ્રત જ ખોલવામાં આવ્યું છે. જેમ આકાશમાં વસવાનો, પૃથ્વી પર બેસવાનો, સૂર્યપ્રકાશમાં વ્યવહાર કરવાનો અને આકાશની ઊંચાઈને વાપરવાનો કોઈને પ્રતિબંધ નથી હોતો. તે પ્રમાણે એનું ગમે તે માણસ સેવન કરે; છતા ગીતાશાસ્ત્ર પૂછતું નથી કે, તમે ઉત્તમ વર્ણના છો કે અધમ વર્ણના છો? એ તો સર્વ સંસારને મોક્ષગતિ આપી એકસરખો સુખી કરવા ઇચ્છે છે. આથી જણાય છે કે, વેદ જ પોતાની પાછલી નિંદાથી ભય પામી ગીતાના ગર્ભમાં આવીને હવે યશને પાત્ર બન્યા છે.

સારાંશ કે, વેદો વડે સેવન કરવા યોગ્ય આ મૂર્તિમતી ગીતા છે અને શ્રીકૃષ્ણે પોતે પાંડુસુત અર્જુનને તે કહી સંભળાવી છે. ગાયની વત્સ પરની પ્રીતિને લીધે આખા ઘરને તેના દૂધનું સુખ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે અર્જુનના નિમિત્તે સમગ્ર જગતનો (આ ગીતાપ્રાપ્તિ વડે) ઉદ્ધાર કરેલો છે! મનમાં ચાતકની ચિંતા રાખીને મેઘ જળની વૃષ્ટિ વર્ષાવે છે, પણ તેથી ચરાચરને શાંતિ પ્રાપ્ત થાય છે; અથવા સૂર્ય કેવળ એકનિષ્ઠ કમળને માટે જ વારંવાર ઉદય પામે છે, તોપણ તેથી અખિલ ત્રિભુવનનાં સર્વ પ્રાણીઓનાં નેત્રોને પ્રકાશ મળતાં આનંદ થાય છે, તેમ શ્રીકૃષ્ણે અર્જુનના નિમિત્તે ગીતા પ્રકાશિત કરીને જગતનો સંસાર જેવો ભારે બોજો હલકો કરી નાખ્યો છે. એ શ્રીકૃષ્ણ નહિ, પણ નિજસ્વરૂપી આકાશનાં ત્રણે જગતોમાં સકળ શાસ્ત્રરૂપી રત્નપ્રભાને પ્રકાશિત કરનાર સૂર્ય જ છે. તે કુળને અત્યંત પવિત્ર ગણવું જોઈએ, કે જે કુળમાં આવા જ્ઞાનને પાત્ર અર્જુન ઉત્પન્ન થયો; અને જેના નિમિત્તથી આખા સંસારને સારુ આ ગીતારૂપી એક સ્વતંત્ર ઉદ્યાન રચાયું. અસ્તુ.

પછી અર્જુન કે જે શ્રીકૃષ્ણ સાથે એકરૂપ બની ગયો હતો, તેને શ્રીકૃષ્ણ પાછા દ્વૈતભાવ પર લાવ્યા. પછી તેમણે કહ્યું કે, 'હે

× જ્ઞાનેશ્વરી છસો વર્ષ પર લખાઈ, ત્યારે છાપખાનાં ન હતાં; એટલે જ તેનું નામ તેમાં નથી આવવા પામ્યું.

પાંડવ! મે જે ગીતાશાસ્ત્ર તને કહી સંભળાવ્યું, તે તારા સમજવામાં આવ્યુ કે નહિ?' એટલે અર્જુને કહ્યું કે, 'હે પ્રભો! આપની કૃપાથી તે મારા સમજવામાં આવ્યુ છે.' પુનઃ પ્રભુએ કહ્યું કે, હે ધનજય! સદ્‌ભાગ્યે કદાચિત્ દ્રવ્યાદિની પ્રાપ્તિ થાય છે; પરંતુ પ્રાપ્ત થયેલા દ્રવ્યાદિનો ઉપભોગ કેવી રીતે કરી લેવો, એ કોઈ એકાદ જ સમજી શકે છે. ઐશ્વર્ય પ્રાપ્ત થઈને પુમઃ કેવી રીતે લુપ્ત થાય છે, એ વિશે શ્રીભગવાન ઉપપત્તિ કહે છે કે, ક્ષીરસાગર જેવા દૂધના પાત્રનુ મથન કરવાને દેવો અને રાક્ષસોને કેટલો શ્રમ ઉઠાવવો પડ્યો હતો? પરતુ એ શ્રમનું ફળ–અમૃત, તે પણ પ્રાપ્ત થયું, પણ તેને યત્નથી જાળવવાની કળાને તેઓ ભૂલી ગયા અને તેથી જે અમૃત અમર થવાની આશાથી મેળવવામાં આવ્યુ હતું, તે જ અમૃત રાહુના મરણનો હેતુ બન્યું. ઉપભોગ કરવાનું નહિ જાણવાથી સપત્તિનુ પરિણામ આવું ખરાબ આવે છે. નહુષ સ્વર્ગાધિપતિ બની ગયો; પરતુ તે પદને અનુસરતું વર્તન રાખવાનું ભૂલી ગયો, તેથી તેને સર્પનો જન્મ લેવો પડ્યો,*

* નહુષ એ આયુ રાજાના પુત્રોમાં સર્વથી જ્યેષ્ઠ પુત્ર હતો. આ રાજા પરમ પરાક્રમી અને સદ્‌ગુણી હતો; તેથી વૃત્રાસુરની હત્યાથી પીડિત થઈ ઇંદ્ર જ્યારે જળમાં વિશ્રાંતિ લેતો હતો, ત્યારે સર્વ દેવો અને ઋષિઓએ મળી એને ઇંદ્રપદનો અધિકારી કર્યો હતો. તેને ઇંદ્રપુરીનો અધિકાર–ઐશ્વર્ય ભોગવતાં ભોગવતાં કેટલાક સમય પછી એમ લાગ્યુ કે, ઇંદ્રાણીનો ઉપભોગ પણ આપણે લેવો જોઈએ. આથી તેણે દેવદૂતને ઇંદ્રાણીની પાસે મોકલીને પોતાની ઇચ્છા તેને વિદિત કરી. ઇંદ્રાણીએ બૃહસ્પતિની સમતિ લઈ એવો સંદેશો કહાવ્યો કે, 'તુ એકાદ અપૂર્વ વાહનમાં બેસીને આવ, એટલે હું તારી સેવા કરીશ.' હવે નહુષ વિચાર કરવા લાગ્યો કે, 'અપૂર્વ વાહન તે શું હશે?' વિચાર કરતા કરતાં દૈવે તેને એમ સૂઝ્યુ કે, 'આજ સુધી કોઈએ વાહનને સપ્ત ઋષિ જોડ્યા નથી; માટે આપણે આપણા વાહનને સપ્ત ઋષિ જોડીશું એટલે તે અપૂર્વ વાહન બનશે.' આ પ્રમાણે વિચાર કરી તેણે પોતાનું વાહન ઋષિઓ પાસે ઉપડાવ્યુ અને તે ઇંદ્રાણી પાસે જવાને નીકળ્યો. સર્વ ઋષિઓ પોતાના પગ નીચે કૃમિકીટકાદિ ચગદાય નહિ, એટલા માટે જોઈજોઈને પગ મૂકી ધીમે ધીમે ચાલતા હતા; પરતુ નહુષને જવાની અતિ ત્વરા હતી, તેથી તે ઋષિઓને લત્તાપ્રહાર કરી બોલ્યો કે, 'સર્પ, સર્પ' (ત્વરિત ત્વરિત પગ ઊચકો)' આથી અગસ્ત્ય ઋષિને ક્રોધ ચઢ્યો અને તેઓ બોલ્યા કે, 'તુ જ સર્પ થઈને પતન પામીશ.' આ શાપથી તે તત્કાળ સર્પ થઈ ગયો અને અજગરના રૂપે હિમાલયના યામુનગિરિ નામક શિખર પર તેનો વિનિપાત થયો.

(મ. ભા. ઉદ્યોગપર્વ–અ. ૧૧–૧૭)

એ શું તું નથી જાણતો? માટે હે ધનંજય! તેં અતિ પુણ્ય કર્યું છે, તેથી આજે તું ગીતાશાસ્ત્રનો વિષય બન્યો છે, પરંતુ હવે એ જ શાસ્ત્રના સંપ્રદાયને અનુસરીને આ શાસ્ત્રાર્થનું ઉત્તમ અનુષ્ઠાન આદર, બાકી હે અર્જુન! જો સંપ્રદાય વિરુદ્ધ અનુષ્ઠાન કરીશ, તો અમૃત-મંથનના જેવા લાભ થશે. હે કિરીટિ! ઉત્તમ અને નિર્દોષ ગાય પ્રાપ્ત થવા છતાં પણ તેને અનુરૂપ દૂધ તો ત્યારે જ મળશે કે, જ્યારે તેને દોહવાની કળા અવગત થયેલી હોય, તેવી જ રીતે શ્રીગુરુ પ્રસન્ન થયેલા હોય, અને તેથી શિષ્યને વિદ્યા પણ પ્રાપ્ત થયેલી હોય, તોપણ તે સંપ્રદાય દ્વારા ઉપાસના કરવાથી જ ફળે છે; માટે આ શાસ્ત્રમાં જે ઉચિત સંપ્રદાય છે, તે હવે શ્રદ્ધાપૂર્વક સાંભળો. (૧૪૮૫)

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।**
**नचाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

મેં તને કહેલું આ જ્ઞાન તપરહિતને તું કદી પણ કહીશ નહિ; અભક્તને પણ કહીશ નહિ; જેને સાંભળવાની ઇચ્છા ન હોય, તેને પણ કહીશ નહિ અને મારો દ્વેષ કરતો હોય, તેને પણ કહીશ નહિ. ૬૭

હે પાર્થ! તને આ ગીતાશાસ્ત્રની આસ્થાપૂર્વક પ્રાપ્તિ થયેલી છે, તે તપોહીન મનુષ્યને કદી પણ તું કહીશ નહિ; અથવા તાપસ મનુષ્ય પણ જો ગુરુભક્તિરહિત હોય, તો વેદોએ જેમ અંત્યજને પોતાની પાસેથી દૂર કર્યો છે, તેમ તેને તું દૂર રાખજે; અથવા યજ્ઞનો અવશિષ્ટ ભાગ (પુરોડાશ) કાગડો વૃદ્ધ હોય, તોપણ તેને આપવામાં આવતો નથી; તે પ્રમાણે આ ગીતાશાસ્ત્ર ગુરુભક્તિરહિત તાપસ મનુષ્યને પણ કહેવું ન જોઈએ; અથવા શરીરથી તપ કરીને ગુરુ તથા દેવની જે ભક્તિ કરે છે, પરંતુ જેને શ્રવણની ઇચ્છા ન હોય, તે તપ અને ગુરુભક્તિ–એ ઉભય અંગથી ઉત્તમ હોય, તોપણ ગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી. મોતી ઉત્તમ હોય, પરંતુ જો તેમાં છિદ્ર પાડવામાં આવ્યું ન હોય, તો તેમાં સુવર્ણનો તાર કેમ કરીને નાખી શકાય વારુ? સમુદ્ર ગંભીર છે, એ વાતની કોણ ના પાડી શકે એમ છે? પરંતુ તેના પર મેઘવૃષ્ટિ થતાં તે વ્યર્થ જાય છે. તૃપ્ત થયેલાને પકવાન્નો પીરસીને વ્યર્થ ગુમાવવાં, તેના કરતાં ક્ષુધિત મનુષ્ય પ્રત્યે જ ઔદાર્ય શા માટે પ્રગટ ન કરવું? અર્થાત્ મનુષ્ય સર્વ પ્રકારે યોગ્ય હોવા છતાં પણ જો તેને શ્રવણેચ્છા ન હોય, તો તેને ગીતાશાસ્ત્ર કૌતુકથી પણ કહીશ નહિ. રૂપનો વિષય નેત્રો વડે જ સમજવા યોગ્ય હોવાથી

તે જોવામા ચતુર એવી આંખો, શું પુષ્પની સુગંધ લેવાને યોગ્ય થશે કે? અર્થાત્ જેવી યોગ્યતા જેની હોય છે, તે પ્રમાણે જ તે કાર્ય કરે છે. એટલા માટે હે સુભદ્રાપતે! તપસ્વી, દેવ અને ગુરુની ભક્તિ કરનાર હોય, છતાં જો શાસ્ત્રશ્રવણ પ્રત્યે પ્રીતિ ન હોય, તો તેનો અવશ્ય ત્યાગ કરવો. અથવા તપસ્વી હોય, દેવ અને ગુરુની ભક્તિ કરનાર હોય અને શ્રવણની ઇચ્છા પણ હોય, તોપણ સકળ લોકોનું શાસન કરનાર એવો જે હું, તેને તે સાધારણ મનુષ્યના જેવો ગણી કાઢતો હોય, તેમ જ મારી અને મારા ભક્તોની નિંદા કરતો હોય, તો તે પણ શ્રીગીતાશાસ્ત્ર સાંભળવાને યોગ્ય નથી, એમ તું સમજ. તેની ઇતર સામગ્રી રાત્રિના સમયે દીપકની જ્યોતિ વિનાની, તેલ અને વાટથી ભરેલી દીવીની પેઠે વ્યર્થ છે. જેમ એકાદ મનુષ્ય તરુણ હોય, ગૌર વર્ણનો હોય અને શરીર પર દાગીના પણ ધારણ કર્યા હોય, પરંતુ તેનામાં જીવ ન હોય; સુવર્ણનું સુંદર અને ઝગઝગાટ મારતું ઘર હોય; પરંતુ તેના આંગણામાં નાગણ બેઠેલી હોય; ઉત્તમ અન્ન તૈયાર કર્યું હોય, પરંતુ તેમાં વિષ નાખ્યું હોય; અથવા પેટમાં કપટ અને બહારથી મૈત્રી હોય, તો તે જેમ વ્યર્થ છે, તેમ હે બુદ્ધિમાન્ અર્જુન! મારી અને મારા ભક્તોની નિંદા કરનારનું તપ, ભક્તિ અને બુદ્ધિ, એ સૌ કપટમય સમજીને તેને આ ગીતાશાસ્ત્રનો સ્પર્શ થવા દઈશ નહિ. નિંદક વિષે એથી વિશેષ તને શું કહું? તે બ્રહ્મદેવ જેવો હોય, તોપણ તેને કૌતુકથી સુદ્ધાં ગીતાશાસ્ત્ર કહીશ નહિ; અર્થાત્ હે ધનુર્ધર! જેણે તપરૂપી પાયો નાખીને તેના ઉપર ગુરુભક્તિરૂપી દેવાલય બાંધ્યું છે અને શ્રવણેચ્છારૂપી આગલો દરવાજો સદૈવ ખુલ્લો રાખી, અનિંદારૂપી રત્નનો ઉત્તમ કળશ શિખરે ચઢાવ્યો છે; (૧૫૦૮)

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

જે (કોઈ) આ પરમ ગુહ્ય જ્ઞાન મારા ભક્તોને કહેશે, તે મારી દૃઢ ભક્તિ કરીને અને સંશયરહિત થઈને મને જ પ્રાપ્ત થશે ૬૮

એવા ઉત્તમ બ્રહ્મરૂપી દેવાલયમાં ગીતારૂપી જ્ઞાનેશ્વરની સ્થાપના કર્યા પછી તને આ જગતમાં મારી યોગ્યતા પ્રાપ્ત થશે; કારણ કે એ એક અક્ષરપણાથી अकार, उकार અને मकार–એ ત્રણ માત્રાની કક્ષામાં જે ૐકાર ગર્ભવાસમાં અટકેલો હતો, તે વેદોનું બીજ જે ૐકાર, તે જ ગીતારૂપી વૃક્ષના વિસ્તારને પામ્યું છે. તેમાંના શ્લોક, તે ગાયત્રી-રૂપી ફળો અને ફૂલો થયાં છે. એવી આ મંત્રરૂપ ગીતા જે કોઈ મારા

ભક્તોને સંભળાવે છે અને માતાનાં સ્તન સિવાય જેના જીવનનું અન્ય કોઈ સાધન નથી, એવા બાળકને જેમ માતા સાથે મેળવી આપવામાં આવે છે, તેમ જે મારા ભક્તોનો ગીતાની સાથે આદરપૂર્વક મેળાપ કરાવી આપે છે, તે મૃત્યુ પછી મદ્રૂપ જ થાય છે. (૧૫૧૩)

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

મને જે મનુષ્યો પ્રિય છે, તેમનામા મારુ ગુણગાન કહેનાર મનુષ્ય કરતાં ઉત્તમ કોઈ પણ નથી, અને આ લોકમા તેના કરતા મને અન્ય કોઈ વિશેષ પ્રિય થવાનો જ નથી ૬૯

અને દેહ ધારણ કરેલો હોવા છતાં પણ જે દેહભાવથી અલિપ્ત હોય છે, તે મને પ્રાણથી પણ પ્રિય છે. જ્ઞાની, કર્મઠ અને તપસ્વી લોકોમાં પણ ગીતાર્થ જાણનાર મને અત્યત પ્રિય છે હે પાંડવ! જે મારા ભક્તજનોના સમુદાયને ગીતાશાસ્ત્ર સભળાવે છે, તેના જેવો આ પૃથ્વીતલ પર મને અન્ય કોઈ પણ પ્રિય નથી. મારી પ્રીતિ માટે જ પોતાનું મન સ્થિર કરી જે મારા ભક્તને ગીતાશાસ્ત્ર શ્રવણ કરાવે છે, તે સંતજનોનો મુકુટમણિ જ છે. મને એમ ભાસે છે કે, મારા ભક્તોના સમુદાયરૂપ ઉદ્યાનમાં ગીતાના અર્થનું પ્રતિપાદન કરનારો ભક્ત જાણે વસંત જ હોય ને! એથી વૃક્ષના નવપલ્લવની પેઠે શ્રોતાઓના અંગમાં રોમાંચ ખડાં થાય છે; અને મંદ પવનથી વૃક્ષ હાલે, તેમ તેમનાં અગ આનંદાવેશમાં ડોલતાં હોય છે; અને નક્ષત્રરૂપ પુષ્પમાંથી જે આનંદાશ્રુ ટપકે છે, તે મધુસ્રાવ સમાન શોભે છે, અને તે ઉદ્યાનમાં કોકિલ પક્ષી જેમ મધુર સ્વરથી ગાયન કરે છે, તેમ આ શ્રોતૃમંડળ ગદ્‌ગદિત અંતઃકરણથી ભગવન્નામનો જયઘોષ કરે છે; અથવા તો ચંદ્ર ગગનમાં દેખાતા જ જેમ ચકોર પક્ષીનો જન્મ સાર્થક થાય છે; અથવા તો મોરની ગર્જના સાંભળતાં જ જાણે કે નવીન મેઘ હુકારા કરતો આવી પહોચે છે; તે પ્રમાણે મારી પ્રાપ્તિ પર નજર રાખી જે સંતસમુદાયમાં ગીતાપદ્યરૂપી રત્નોની વૃષ્ટિ કરે છે, એના જેવો પ્રિય ભક્ત અગાઉ મને કોઈ મળ્યો નથી અને ભવિષ્યમાં મળનાર પણ નથી. હે અર્જુન! આ પ્રમાણે જે સંતજનોને ગીતાના અર્થની મિજબાની આપે છે, તેને હું મારા અંતઃકરણમાં ધારણ કરું છું. (૧૫૨૩)

अध्येष्यते च य इमं धर्म्यं सवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

અને જે તારા અને મારા આ ધર્મયુક્ત સંવાદનું પઠન કરશે, તેણે જ્ઞાન-યજ્ઞથી મને પૂજ્યો છે એમ હું સમજીશ ૭૦

એ જ પ્રમાણે મારા અને તારા સમાગમમાંથી જે આ સંવાદ થયો છે, તે આ પૃથ્વી પર મોક્ષને જીતવા માટે જ આવેલો છે. એ સકળ અર્થ પ્રાપ્ત કરાવી આપનાર આપણા ઉભયના સંવાદમાંનાં પદોનો વિચાર ન કરતાં જે કેવળ તેનો પાઠ જ કરે છે, તેણે જ્ઞાનરૂપી અગ્નિને પ્રજ્વલિત કરી, તેમા અજ્ઞાનની આહુતિ આપી, મને–પરમાત્માને, હે અર્જુન! સંતુષ્ટ કર્યો, એમ જ થાય છે. ગીતાર્થનો અનુભવ લઈ શોધક જ્ઞાની જે યોગ્યતા પ્રાપ્ત કરે છે, તે જ યોગ્યતા પરિણામે ગીતાને ગાનાર તથા તેનો પાઠ કરનાર પણ મેળવે છે; અર્થાત્ ગીતાના પાઠ કરનારને પણ છેવટે ગીતાર્થ જાણનારના જેટલી જ ફળપ્રાપ્તિ થાય છે; કારણ કે ગીતારૂપી માતાની આગળ જ્ઞાની અને અજ્ઞાની બાળકોનો ભેદ નથી. (૧૫૨૮)

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

જે મનુષ્ય ભક્તિયુક્ત અંતઃકરણથી નિર્મત્સર થઈને આ ગીતાશાસ્ત્રનું કેવળ શ્રવણ કરે, તે પણ આ લોકમાંથી મુક્ત થઈને જે શુભ લોકમાં પુણ્ય-પુરુષો જાય છે, તે શુભ લોકમા પ્રયાણ કરી શકે છે ૭૧

અને જે સર્વ પ્રકારે નિંદા છોડી, શુદ્ધ આસ્થાથી ગીતાના શ્રવણમાં શ્રદ્ધા રાખે છે, તેના કાનમાં ગીતાના અક્ષરો પડતાંની સાથે જ તેનાં પાપો નાસી જાય છે. જે પ્રમાણે અરણ્યમાં અગ્નિ લાગતાં પશુ–પક્ષી આદિ દશે દિશામાં નાસી જાય છે, અથવા સૂર્ય ઊગતાં જ જેમ અંધકાર દૂર થાય છે, તે પ્રમાણે કાનના મહાદ્વારથી ગીતાનો ઘોષ અંતઃકરણમાં પ્રવેશ જતાં જ સૃષ્ટિની ઉત્પત્તિની પહેલાનાં પાપોનો પણ લોપ થઈ જાય છે. આવી રીતે તેનું સર્વ કુળ પવિત્ર થઈને તે પુરુષ કેવળ પુણ્યરૂપ જ થાય છે. આ પ્રમાણે તેને અલભ્ય લાભ થાય છે.

આ ગીતાના જેટલા અક્ષરો કર્ણ દ્વારા અંતઃકરણમાં પ્રવેશ કરે છે, તેટલા અશ્વમેધ કર્યાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ગીતાના શ્રવણથી પાપોનો લોપ થઈ ધર્મની વૃદ્ધિ થાય છે અને તેના યોગથી અંતે સ્વર્ગની સંપત્તિ મળે છે. આવો જે પુરુષ છે, તે મારી પ્રાપ્તિરૂપ પ્રવાસનો પ્રથમ મુકામ સ્વર્ગલોકમાં કરી, ત્યાં મરજીમાં આવે ત્યાં સુધી સુખ ભોગવ્યા પછીથી મને આવી મળે છે. હે ધનંજય! વધારે શું કહું? ગીતાશ્રવણ કરનારને અને તેનો પાઠ કરનારને આનંદસ્વરૂપ જે

હું, તે મદ્રૂપ ફળ જે ગીતા, તે ગીતાની પ્રાપ્તિ કરાવી આપે છે, એટલા માટે, આના વિસ્તારને હવે રહેવા દો; પરંતુ જે કાર્ય માટે મેં આ ગીતાશાસ્ત્ર કહેવાનો આરંભ કર્યો હતો, તે તારું કાર્ય થઈ ગયું કે નહિ ? (૧૫૩૯)

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

હે પાર્થ! મેં કહેલું આ શાસ્ત્ર તે એકાગ્ર ચિત્તથી સાંભળ્યુ ને? હે ધનંજય! અજ્ઞાનને લીધે તારા મનમા જે મોહ ઉત્પન્ન થયો હતો, તે નષ્ટ થયો ને? ૭૨

હે પાંડવ ! તો કહે જોઈએ, આ ગીતાશાસ્ત્રમાંના સર્વ સિદ્ધાંતો તારા મનમાં પૂર્ણ રીતે ઠસી ગયા છે કે કેમ ? મેં જે રીતે એ સિદ્ધાંત તારા કાનને સ્વાધીન કર્યા, અને તેં સાંભળ્યા તે રીતે તારા કાનોએ તારા ચિત્તને તે સ્વાધીન કર્યા છે કે નહિ, અથવા તારા કાનોએ વચ્ચે જ માર્ગમાં ક્યાંક તેમને પાડી નાખ્યા, કિંવા એ તરફ લક્ષ ન રાખવાથી વચ્ચે જ તેનો વ્યય વ્યર્થ ગયો ? એમ તો બન્યુ નથી ને ? મેં જે રીતે એ સિદ્ધાંતો કહ્યા, તેવી જ રીતે જો તે તારા હૃદયમાં ઠસી ગયા હોય, તો હું પૂછું, તેનો ઉત્તર સત્વર આપ જોઈએ ! પ્રથમ જે અજ્ઞાનજન્ય મોહથી તું ભ્રમિત થયો હતો, તે મોહ હજી તારી પાસે છે કે તેનો લોપ થઈ ગયો છે ? વધારે શું પૂછું ? તને તારા પોતામાં પુણ્ય તથા પાપ દૃષ્ટિગોચર થાય છે કે કેમ, તે પણ કહે. હે પાર્થ રખે ને નિજાનંદૈક્યરૂપમાં નિમગ્ન થઈ જાય, એવી ધારણાથી આ પ્રશ્નના નિમિત્તથી ભગવાન તેને ભેદબુદ્ધિ પ્રતિ લઈ આવ્યા. જો પાર્થ પૂર્ણબ્રહ્મરૂપ થઈ જશે, તો ભાવિ કાર્ય સાધી શકાશે નહિ; એમ ધારી શ્રીકૃષ્ણે તેને ભેદ-દશાની મર્યાદા ઓળંગવા દીધી નહિ. બાકી સર્વજ્ઞ જે શ્રીકૃષ્ણ, તે શું પોતાની જ કૃતિ જાણતા નહોતા કે ? પરંતુ ઉપલા હેતુથી જ તેમણે અર્જુનને પ્રશ્ન કર્યો. આ પ્રમાણે પ્રશ્ન કરીને અર્જુનનું નષ્ટ થયેલું અર્જુનત્વ પાછું આણી, 'હું પૂર્ણ દશાને પ્રાપ્ત થયો છુ' એમ તેની પાસે જ કહેવડાવ્યુ છે. પછી પૂર્ણ ચંદ્ર જેમ વાસ્તવમાં ક્ષીરસમુદ્રથી અલિપ્ત* ન હોવા છતાં પણ તેને છોડીને

* એના સંબંધમા 'કોકિલ'ના તંત્રી રા. રા. કૃષ્ણાજી નારાયણ ટેંભૂકર લખે છે કે:

નાસિકના એક વિદ્વાન શાસ્ત્રી વેદશાસ્ત્રસંપન્ન રા. રા. શ્રીધર વામન દેશપાંડે કેટલાક દિવસ પૂર્વે આ ઓવી પર શંકા કરીને ખાસ મારી પાસે આવ્યા હતા; તે શંકા અતિ સયુક્તિક અને લક્ષમાં લેવા યોગ્ય છે, તેથી તે

આકાશમાંના તારકાપુંજને સુશોભિત કરે છે, તેમ અર્જુન અહંબ્રહ્મ-ભાવ વીસરી જઈ સર્વ જગત બ્રહ્મથી ભરપૂર છે, એ વાત પણ વીસરી ગયો અને તેના બ્રહ્મત્વનો પણ લોપ થયો. આ પ્રકારે બ્રહ્મરૂપતાની

---

અત્રે સંક્ષેપમાં સમાધાન સહિત સાદર રજૂ કરું છું:

'પૂર્ણ ચંદ્ર અલિપ્ત નહિ હોવા છતાં પણ અલિપ્ત હોય એમ દેખાય છે.' એવા કથનમાં કોનાથી અલિપ્ત? ક્ષીરસમુદ્રથી? જો તેનાથી તે અલિપ્ત હોય તો કેવી રીતે? વળી મૂળમાં 'નીવડે જૈસા ન નીવડત.' એ શબ્દો છે, તે પણ લક્ષમાં રાખવાના છે, આ તેમની શંકા હતી.

આ પર સમાધાન નીચે પ્રમાણે છે:

ક્ષીરસાગરથી અલિપ્ત એ પ્રગટ જ છે. ચંદ્ર જે પ્રમાણે અલિપ્ત ન હોવા છતાં પણ અલિપ્ત હોય એવો ભાસ થાય છે, તે પ્રમાણે જ અર્જુન પણ બ્રહ્મ-સ્વરૂપથી અલિપ્ત ન હોવા છતાં અલિપ્ત હોય એમ દેખાવા લાગ્યો.

ખુલાસો · અહીં 'ક્ષીરાબ્ધિ'નો અર્થ કેવળ 'સમુદ્ર' જ સમજવો.

कबंधमुदकं पाथः पुष्करं सर्वतोमुखम् ।

अम्भोर्णस्तोयपानीयं नीरक्षीरांबुशंबरम् ॥ २५८ ॥ (अमर)

કોઈ પણ પદાર્થનો ઉદય થતાં તે પૂર્વ તરફના સમુદ્રમાંથી (વા પર્વત પરથી) ઉપર આવે છે, એમ જણાય છે. આવા ભાસને અનુલક્ષીને જ્ઞાનેશ્વરે આ ઉકિત આપી છે. ચંદ્રોદય થતાં ચંદ્ર સમુદ્રમાંથી જ બહાર આવે છે. એવો ભાસ થાય છે. ચંદ્રનું અર્ધબિંબ ક્ષિતિજ પર હોય છે ત્યારે તે સમુદ્રમાંથી જ નીકળે છે, એવો ભાસ થાય છે. તેનો સંપૂર્ણ ઉદય થયા પછી કલાક બે કલાક વ્યતીત થાય છે; એટલે તે સમુદ્ર છોડીને એક હાથ કિંવા બે હાથ ઉપર આવ્યો. એમ કહેવાય છે, પરંતુ વસ્તુત ચંદ્રને તે ઉદયની સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. સમુદ્ર અને ચંદ્રની વચ્ચે જે નિયમિત અંતર હોય છે, તે તો કાયમનું કાયમ જ હોય છે, તેમાં તિલ માત્ર પણ ફરક પડતો નથી. વસ્તુત· તે સમુદ્રથી હાથભર ઊંચે પણ જતો નથી અને હાથભર નીચે પણ જતો નથી: કારણ કે ચંદ્ર ઉપર આવ્યો, એવો આપણને જે ભાસ થાય છે, તે આપણી પૃથ્વી જ પૂર્વ તરફ નીચે ને નીચે જાય છે. તેથી થાય છે. ચંદ્ર પૃથ્વી કિંવા સમુદ્રથી એક જ ત્રિજ્યા પર નિરંતર રહે છે. તે ઉદિત થતી વખતે તે ત્રિજ્યાના જે બિંદુ પર હોય છે, તે જ બિંદુ પર ત્યાર પછી બે કલાકને અંતરે પણ હોય છે. તેની ત્રિજ્યાના અંતરમાં જરા પણ ફરક પડતો નથી. તેમ જ ખરેખર તે સમુદ્ર કરતાં એક હાથભર ઊંચે પણ જતો નથી અને નીચે પણ જતો નથી; એ તો કેવળ આપણી દૃષ્ટિનો ભ્રમ છે. કિંવા આપણી અખંડ ગતિનું પરિણામ છે. માટે ચંદ્ર જે પ્રમાણે વસ્તુતઃ સમુદ્રથી એક હાથ ઊંચે કિંવા નીચે જતો નથી; પરંતુ તે નિરંતર એક જ અંતર પર હોય છે, તે પ્રમાણે અર્જુન પણ વાસ્તવમાં બ્રહ્મસ્વરૂપ સાથેનું ઐક્ય ન છોડતાં દેહભાનમાં આવ્યો એવું તાત્પર્ય છે.

સ્મૃતિ રાખી વર્તનાર અને બ્રહ્મની વિસ્મૃતિથી બ્રહ્મરૂપમાં જ રહેનાર એવો જે અર્જુન, તે મહા કષ્ટથી હું 'અર્જુન છું.' એવી સ્મૃતિ સહિત દેહસ્થિતિમાં આવીને ઊભો રહ્યો. પછી પોતાના કંપતા હાથ-પગને સ્થિર કરી ખડા થયેલા રોમાંચને નમાવી પ્રસ્વેદબિંદુઓને શમાવી, પ્રાણવાયુની વૃદ્ધિથી ડોલતાં અંગને અંગનો જ ટેકો આપીને અંતે કંઠ ગદ્ગદિત થયો હતો, તેને સ્વચ્છ કર્યો, અર્થાત્ એ ઉદ્ભવેલા સર્વ વિકારોને તેણે અંદર ને અંદર જ શમાવી દીધા. બને આંખોમાંથી પ્રેમાશ્રુધારા ચાલી હતી, તેને અટકાવી લૂછી નાખી. નાના પ્રકારની ઉત્કંઠાના આવેશમાં કંઠ રૂંધાતો હતો, તે ઉત્કંઠાને દબાવીને લથડી ગયેલી વાચાને સ્થિર કરી, પ્રાણક્ષોભને પણ તેણે ટાળી નાખ્યો; તેમ જ વિપરીત થયેલી શ્વાસોચ્છ્વાસની ગતિ પૂર્વવત્ નિયમિત બનાવી દીધી. (૧૫૫૭)

अर्जुन उवाच—नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

અર્જુન બોલ્યો હે અચ્યુત! આપના પ્રસાદથી મારો મોહ નષ્ટ થયો અને મારા સત્ય સ્વરૂપની સ્મૃતિ થઈ છે, હુ સંશયરહિત થયો છું અને હવે તમે કહો તેમ કરવાને હુ તૈયાર છુ. ૭૩

પછી અર્જુન બોલ્યો: 'હે દેવ! આપે મને 'હજી મોહ પર પ્રીતિ રહી છે કે?' એવો પ્રશ્ન કર્યો, તેનો ઉત્તર એ છે કે, 'તે તો પોતાના કુટુંબ સહિત ઘરબાર ઉઠાવીને ક્યારનો ચાલ્યો ગયો છે. સૂર્ય નિકટ આવ્યા પછી આંખોને અંધારું દૃષ્ટિગોચર થાય છે ખરું? આવું બોલવું ક્યાં અને કેમ કરીને શોભી શકે? તે જ પ્રમાણે હે શ્રીકૃષ્ણ-રાય! આપે આ મારી દૃષ્ટિને પ્રત્યક્ષ દર્શનનો લાભ આપ્યા પછી, શું તે મોહના નાશને માટે પૂરતું નહિ થઈ પડે કે? વળી આપે માતા કરતાં પણ અધિક પ્રેમથી, અન્ય કોઈ પણ ઉપાયથી નહિ પ્રાપ્ત થઈ શકે એવું જ્ઞાન વિસ્તારપૂર્વક મને કહી સંભળાવ્યુ. હવે અદ્યાપિ મોહ છે કે નહિ, એમ આપ પૂછો, તો આપની કૃપાથી હું આજે કૃતાર્થ થયો છું. હું અર્જુનપણાના અભિમાનમાં ફસાયેલો હતો, તે હવે આપના રૂપ સાથે ઐક્ય પામવાથી મુક્ત થયો છું. માટે હવે પ્રશ્ન કે ઉત્તર, એ ઉભયનો પોતાની મેળે લોપ થઈ ગયો છે. આપના પ્રસાદ-થી જે આત્મબોધની પ્રાપ્તિ થઈ છે, તેથી મારો મોહ સમૂળ નાશ પામ્યો છે. હવે ક્રિયા કરવી અથવા ન કરવી, એવા ભાવ જે દ્વૈતને લીધે ઉત્પન્ન થતા હતા, તે સર્વ આપના સિવાય કાંઈ પણ દેખાતું

નથી. એ સંબંધી હવે મારા મનમાં લેશ પણ સંશય રહ્યો નથી. ખરેખર, જ્યાં કર્મનું અસ્તિત્વ જ નથી, એવી જે બ્રહ્મસ્થિતિ, તે જ હું છુ, એવો મને નિશ્ચય થયો છે. આપની કૃપાથી હવે મને મારુ સ્વરૂપ પ્રાપ્ત થયુ છે અને મારાં કર્મ સમૂળ નષ્ટ થયાં છે; પરંતુ હે પ્રભો! આપની આજ્ઞા ઉપરાંત મારે કાંઈ પણ કરવાનુ નથી; કારણ કે જે દૃશ્યની પ્રાપ્તિથી દૃશ્ય ભાવનો નાશ થાય છે, જે દ્વૈત ગુરુશિષ્ય-ભાવનો લોપ કરે છે અને જે એક જ હોઈને સર્વને વ્યાપીને રહે છે, જેનો સંબધ થવાથી સર્વ બધનો તૂટી જાય છે, જેની આશાથી આશા કુંઠિત થાય છે, અને જેનો ભેટો થવાથી સર્વત્ર આત્મસ્વરૂપ જ દેખાય છે, એવા આપ મારા સદ્‌ગુરુ–મૂર્તિ છો. આપની મૂર્તિ એકત્વભાવથી સહાય કરે છે અને એના પરથી અદ્વૈત બોધને પણ ઓવારી નાખવામાં આવે છે. જે પોતે બ્રહ્મ થઈને સારાંનરસા કર્મોનો લોપ કરે છે, એવા આપની મારે નિઃસીમ સેવા કરવી જ જોઈએ. ગંગા સમુદ્રની સેવા કરવાને જાય એટલે તેનો સમુદ્ર સાથે મેળાપ થતાં જ જેમ તે સમુદ્રરૂપ થાય છે, તેમ જેમણે પોતાના ભક્તને આત્મપદનો મુખ્ય ભાગ આપ્યો છે, એવા આપ હે શ્રીકૃષ્ણ! ભેદરહિત અને સેવા કરવાને યોગ્ય એવા મારા સદ્‌ગુરુ છો; માટે આ જ બ્રહ્મમય થવાનો મારા પર આપનો ઉપકાર છે, એમ સમજો આપની અને મારી વચ્ચે જે વક્ર ભેદનું પ્રતિબધક દ્વાર હતું, તેને ખોલી નાખીને આપે મને ઉત્તમ સેવાસુખનો યોગ મેળવી આપ્યો છે; હે સર્વ દેવોના રાજા! હવે આપ જે આજ્ઞા કરશો, તે હું પાળીશ.'

અર્જુનનું આ કથન સાભળી દેવ અતિ હર્ષ પામી પ્રેમપૂર્વક નૃત્ય કરવા લાગ્યા અને બોલ્યા કે: આ વિશ્વરૂપી ફળ જે હું, તેને પણ અર્જુનરૂપી ફળ ઉત્પન્ન થયું. શું ક્ષીરસાગર પોતાના પુત્ર ચંદ્રને પૂર્ણ કળાએ પ્રકાશેલો જોઈ મર્યાદા નથી છોડતો? એ પ્રમાણે સવાદ-રૂપી લગ્નવેદી પર ઉભયનાં અતઃકરણનુ લગ્ન થયેલુ જોઈ સંજય આનદમા લીન બની ગયો. એવા આનદપૂર્વક સજયે કહ્યું કે, શ્રીકૃષ્ણ અત્યત કૃપાળુ છે; કેમકે તેમણે અર્જુન સમક્ષ સ્વહૃદય પ્રગટ કરી દીધું છે. વળી એ જ આનંદિત સ્થિતિમાં સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે મહારાજ! આપણાં બન્નેનાં ભાગ્ય કેટલાં બધાં મહાન છે કે, આવા સમયમાં શ્રીવ્યાસે આપણા બન્નેનુ ઘણું રક્ષણ કર્યું છે, આપને ચર્મચક્ષુ નહિ હોવાથી જ્ઞાનદૃષ્ટિએ વ્યવહાર કરવાની શક્તિ તેમણે પ્રાપ્ત કરી આપી છે અને રથ ચલાવનાર તથા ઘોડાની પરીક્ષા કરી

જાણનાર એવો જે હું તેને શ્રીકૃષ્ણ અને અર્જુનનો સંવાદ સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.* આ યુદ્ધનો ઘોર પ્રસંગ ચાલુ જ છે અને ઉભય પક્ષના યોદ્ધાઓની ધમાચકડીનો અંત આવ્યો નથી. બન્ને પક્ષમાંથી ગમે તે પક્ષના યોદ્ધાઓની હાર થશે, તોપણ તે આપણી જ હાર થવા સમાન છે; કેમકે પાંડવો અને કૌરવો બન્ને આપણા જ છે. આવું સંકટ છે ત્યાં શ્રીકૃષ્ણ બ્રહ્માનંદનો પ્રત્યક્ષ ઉપભોગ લેવડાવે છે, એ તેમનો કેવો અનુગ્રહ છે? સંજયે આટલુ કહ્યું, તથાપિ પથ્થર જેમ ચંદ્રકિરણથી દ્રવતો નથી, તેમ ધૃતરાષ્ટ્ર લેશમાત્ર દ્રવ્યા વિના સ્વસ્થ થઈને બેસી જ રહ્યો. રાજાની આવી સ્થિતિ જોઈ, સંજયે એ વાત છોડી દીધી અને આનંદાવેશથી ઉન્મત્ત થઈ તે પુનઃ કહેવા લાગ્યો. તે આનંદના આવેશમાં મસ્ત બનેલો હોવાથી જ બોલવા લાગ્યો; નહિ

---

+ સંજય એ ગાવલ્ગણ નામના સૂતનો પુત્ર હતો. તે રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ હતો; માટે તેણે પોતાની સ્થિતિના દર્શક એવા જ ઉદ્દગારો કાઢ્યા છે. સંજય મહાન સત્યવક્તા અને નિઃસ્પૃહી હતો, તેથી ધૃતરાષ્ટ્રને બોધ આપતાં પણ અચકાતો નહોતો. વ્યાસની કૃપાથી તેને યુદ્ધની સર્વ હકીકત ઘેરબેઠા જ જણાતી હતી અને તે ધૃતરાષ્ટ્રને સાંગોપાંગ કહી સંભળાવતો હતો. સંજય એક યોદ્ધો, દિવ્ય દૃષ્ટિવાળો, દિવ્ય જ્ઞાની અને દિવ્ય શરીરવાળો હતો. તેના વિષેનું વર્ણન અતિ ચમત્કારિક છે અને તે આ પ્રમાણે—

चक्षुषा सञ्जयो राजन् दिव्येनैव समन्वितः ।
कथयिष्यति ते युद्धं सर्वज्ञश्च भविष्यति ॥ १ ॥
प्रकाशं वाऽप्रकाशं वा दिवा वा यदि वा निशि ।
मनसा चिन्तितमपि सर्वं वेत्स्यति सञ्जय. ॥ २ ॥
नैनं शस्त्राणि छेत्स्यन्ति नैनं बाधिष्यते श्रमः ।
गावल्गणिरयं जीवन् युद्धादस्माद्विमोक्ष्यति ॥ ३ ॥

મહાભારત, ભીષ્મપર્વ, અ. ૨

અર્થાત્ 'હે રાજન્! દિવ્ય દૃષ્ટિવાળો સંજય તને યુદ્ધની સર્વ હકીકત કહેશે, કેમકે તે વખતે તે સર્વજ્ઞ થશે. પ્રકાશ હો કે અંધકાર હો; દિવસ હો કે રાત્રિ હો; અરે, એ તો શું પણ મનમાં વિચારેલી સર્વ વાત પણ સંજય જાણશે. તેને શસ્ત્રો છેદી શકશે નહિ, તેને શ્રમ નડશે નહિ અને એવી રીતે આ (ગાવલ્ગણનો પુત્ર) સંજય આ યુદ્ધમાંથી જીવતો છૂટશે.'

ધૃતરાષ્ટ્રનો સારથિ સંજય, અર્જુનનો સારથિ કૃષ્ણ, કર્ણનો સારથિ શલ્ય. આ સર્વનો વિચાર મનમાં આણતાં, પ્રાચીનકાળમાં સારથ્યકર્મ અતિ મહત્ત્વનું મનાતું હતું અને અત્યંત શ્રેષ્ઠ લોકો પણ તે કર્મ સ્વીકારતા હતા, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

તો તે જાણતો જ હતો કે, આ વચનો સાભળવાની ધૃતરાષ્ટ્રમાં યોગ્યતા નથી. (૧૫૮૬)

संजय उवाच–इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

સંજય બોલ્યો. હે રાજન્! આ રીતે વાસુદેવ અને પરમ શ્રેષ્ઠ અર્જુનનો અદ્ભુત અને રોમાંચકારી સંવાદ મે સાભળ્યો ૭૪

આગળ વધીને સંજય કહેવા લાગ્યો કે, 'હે ધૃતરાષ્ટ્ર રાજા! તારા ભત્રીજા અર્જુને ઉપરોક્ત વચન કહ્યાં, તેથી શ્રીકૃષ્ણને અત્યાનંદ થયો. પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર, એ નામો જ માત્ર જુદાં છે; પરંતુ જળની દૃષ્ટિએ જોતા તો તે જેમ એક જ છે, તેમ શ્રીકૃષ્ણ અને અર્જુન શરીરે જ ભિન્ન જણાય છે, છતાં તેમના પરસ્પર ચાલેલા ભાષણમાં તો કંઈ ભેદ રહેલો નથી. બે દર્પણોને સ્વચ્છ કરી એક-બીજાની સન્મુખ રાખવામાં આવે, તો જેમ એકનું રૂપ બીજામાં દેખાય છે, તેવી જ રીતે દેવ સહિત અર્જુનને દેવ પોતાના સ્વરૂપમાં જોવા લાગ્યા અને અર્જુન સહિત દેવને અર્જુન પોતાના સ્વરૂપમાં નિહા-ળવા લાગ્યો. તે દેવોનો દેવ ભક્ત માટે વિચાર કરીને પોતાના સ્વરૂપ પ્રતિ જોવા લાગ્યો, તો તેમાં ભક્તનુ સ્વરૂપ પણ દૃષ્ટિગોચર થવા લાગ્યું. જ્યા દ્વૈતભાવ છે જ નહિ, ત્યાં ઉભય એકરૂપ જ બની રહ્યા. હવે જો ભેદ જ ચાલ્યો જાય, તો પછી પ્રશ્ન અને ઉત્તર કેવી રીતે થઈ શકે? અને જો ઉભયના પરસ્પર પ્રશ્નોત્તર થતાં અટકી જાય, તો પછી સવાદનું સુખ ક્યાથી મળી શકે? એ પ્રમાણે તે દ્વૈતરૂપે બોલતા પણ હતા, પણ સંવાદસુખનો અનુભવ લેતા થકી દ્વૈતનો નાશ કરતા હતા. આવું એ ઉભયનું સંભાષણ મેં સાભળ્યુ છે. બે દર્પણ સ્વચ્છ કરી પરસ્પર સન્મુખ ગોઠવવામાં આવે, તો કોણ કોને જુએ છે એમ કહેવાય? અથવા દીપકની સામે દીપક રાખીએ, તો કોને કોનો પ્રકાશક કહી શકાય? નહિ, નહિ; સૂર્ય સન્મુખ કોઈ અન્ય સૂર્ય ઉદય પામે. તો પ્રકાશક કોણ અને પ્રકાશ્ય કોણ છે, તે શી રીતે કહી શકાય? તે પ્રમાણે એ બન્ને સવાદમાં એટલા એકરૂપ બની ગયા હતા કે, એ વિષે નિર્ણય કરવાનો પ્રયત્ન કરતાં નિર્ણય જ સ્તબ્ધ બની જાય. બે બાજુથી જળપ્રવાહ આવી એકત્ર થતા હોય, તેમને અટકાવવા સારુ વચ્ચે મીઠાની પાળ કરવામાં આવે, તો તે પણ ક્ષણમાત્રમાં તદ્રૂપ બની ગયા સિવાય રહે ખરી? શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદ વિષે પણ મને તેવી જ પ્રતીતિ થાય છે.

સંજયના મુખમાંથી આ શબ્દ નીકળ્યા ન નીકળ્યા, તેટલામાંજ અષ્ટ સાત્વિક ભાવોએ તેના સંજયપણાનું હરણ કર્યું; અર્થાત્ સંજયને શરીરનું ભાન રહ્યું નહિ. જેમ જેમ તેને રોમાંચ થતા જતા હતા, તેમ તેમ કરચળીઓ પડવા લાગી; સ્તબ્ધતા તથા સ્વેદને જીતી લઈ કંપ એકલો જ પ્રગટ થતો હતો. અદ્વૈતાનંદના સ્પર્શથી દૃષ્ટિ રસપૂર્ણ બની ગઈ હતી. તેમાંથી વહેતું જળ આંસુ નહિ, પણ કેવળ દ્રવત્વ જ હતું, તેના હૃદયમાં આનંદ સમાઈ શકતો ન હતો, કંઠમાં જાણે કંઈ ભરાઈ ગયુ હોય તેમ લાગતું હતું અને શ્વાસોચ્છ્વાસને લીધે મુખમાંથી શબ્દ નીકળતો અટકી ગયો. અરે ! કહો, કે આઠે સાત્વિક ભાવથી સંજય પ્રક્ષુબ્ધ બની ગયો હતો. અને તેની ઓબડી જ વળી ગઈ; આ પ્રમાણે તે શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદસુખનો બજારરૂપ બની ગયો હતો. તે સુખનો જાતિધર્મ જ એવો છે કે, તેથી શાંતિ પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. એ પછી સંજયને પુનઃ દેહસ્મૃતિ થઈ. (૧૬૦૭)

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ।। ७५।।

શ્રીવ્યાસના પ્રસાદથી પોતે અર્જુનને જ્ઞાનયોગ કહેનાર યોગેશ્વર શ્રીકૃષ્ણના પોતાના મુખથી આ અતિગુહ્ય જ્ઞાન મે સાંભળ્યુ છે. ૭૫

પછી સંજયના આનંદની ભરતી ઊતરવા લાગતાં તે બોલ્યો કે, ઉપનિષદોને જે ગુહ્યની ખબર નથી, તે શ્રીવ્યાસના પ્રસાદથી મને સાંભળવાને મળ્યુ છે. તે ગુહ્ય જ્ઞાન સાંભળતાંની સાથે મને બ્રહ્મભાવ પ્રાપ્ત થતાં હું અને તું, એ ભાવ સહિત સૃષ્ટિ ડૂબી ગઈ. સર્વ યોગમાર્ગ જે સ્થળે આવીને એકત્ર થાય છે, એવાં શ્રીકૃષ્ણનાં વાક્ય શ્રીવ્યાસની કૃપાથી મને સુલભ થઈ પડ્યાં. અહો ! અર્જુનના નિમિત્તથી શ્રીકૃષ્ણ ભગવાન પોતે જ અર્જુનરૂપ બની પોતાને જ ઉદ્દેશીને જે બોલ્યા, તે સાંભળવાને મારા કાનમાં યોગ્યતા આવી ગઈ. શ્રીગુરુના અદ્‌ભુત સામર્થ્યનું શું વર્ણન કરવું ? (૧૬૧૨)

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ।। ७६ ।।

હે રાજા ! કેશવાર્જુનના આ પુણ્યકારક ને અદ્‌ભુત સંવાદનું વારંવાર સ્મરણ થવાથી મને પુન પુન આનંદ થાય છે. ૭૬

ધૃતરાષ્ટ્ર રાજાને સંજય એટલુ કહીને પુનઃ વિસ્મિત થયો અને તેની–સંજયતાની સ્મૃતિ ચાલી ગઈ. જેવી રીતે રત્નપ્રભા ઘડીમાં

ચમકે છે અને ઘડીમાં ચમકતી બંધ થાય છે, તેમ તે પોતે પણ એ સંવાદમાં લીન બની જતો હતો. હિમાલયમાં આવેલુ સરોવર જેમ ચંદ્રોદય થતાં જ સ્ફટિક બની જાય છે અને સૂર્યોદય થતાં જ પુનઃ જળરૂપ બની રહે છે, તે પ્રમાણે શરીરની સ્મૃતિ થતાં જ સંજય તે સંવાદનું ચિત્તમાં સ્મરણ થતાં તત્કાળ તે વિસ્મયાપન્ન થઈ જતો! (૧૬૧૫)

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

અને હે રાજા' તે શ્રીકૃષ્ણના અતિ અદ્ભુત વિશ્વરૂપનું વારંવાર સ્મરણ થઈ મને મહા આશ્ચર્ય થાય છે અને પુન પુન મને આનંદ થયા કરે છે. ૭૭

ફરી સંજય આનંદના આવેશમાં ઊભો થઈ જઈ ધૃતરાષ્ટ્રને સંબોધીને કહેવા લાગ્યો કે, હે રાજન્! શ્રીહરિનું વિશ્વરૂપ જોવા છતાં આમ ચૂપ કેમ બેસી રહ્યો છે? જે વિશ્વરૂપ ન જોવા છતાં પણ જે દેખાય છે, જેનો અસ્વીકાર કરવા છતાં જેનું અસ્તિત્વ નષ્ટ થતું નથી; વિસ્મૃતિ કરવા છતાં પણ જેનું સ્મરણ થયા કરે છે, તે વિશ્વરૂપને કેમ કરીને ટાળી શકાય વારુ? આ આનંદનું જે પૂર આવ્યું તેને જોઈને 'આ શો ચમત્કાર!' એટલો ઉદ્ગાર કાઢવા મોહનો અવકાશ પણ રહ્યો નથી. આ આનંદવૃદ્ધિનું પૂર 'મારાપણાની' સ્મૃતિને પણ તાણી જાય છે. સંજયે આ પ્રકારે શ્રીકૃષ્ણાર્જુનસંવાદરૂપી સંગમમાં સ્નાન કરી તેણે અહંતાને તિલાંજલિ આપીને તેના પોતા સાથેના સંબંધને તોડી નાખ્યો તથા તે અનિવાર્ય આનંદની સ્થિતિમાં આવી ગયો હતો અને વારંવાર ગદ્ગદ વાણીથી 'શ્રીકૃષ્ણ! શ્રીકૃષ્ણ!' કહેવા લાગ્યો! સંજયની એ અવસ્થાને જોઈને પોતામાં તેમાંના એક પણ ભાવની ગંધ ન હોવાથી ધૃતરાષ્ટ્ર રાજાને તેના આનંદની કલ્પના માત્ર પણ થઈ શકી નહિ, એટલામાં પોતાને થયેલા સુખના લાભને પોતાના હૃદયમાં જ શમાવીને સંજય દેહભાનમાં આવ્યો. તે વેળાએ ધૃતરાષ્ટ્ર રાજા કહેવા લાગ્યો કે, 'હે સંજય! મારો સમય વ્યતીત થાય એ હેતુથી વ્યાસજીએ તને મારી પાસે બેસાડ્યો છે; છતાં તેમ કરવાને બદલે તેં આ વળી શો પ્રકાર કરવા માંડ્યો છે? તે વ્યાસ મુનિએ તને અહીં શા ઉદ્દેશથી બેસાડ્યો છે? અને વળી તું વચ્ચે આ અપ્રાસંગિક વાત બોલ્યા કરે છે વારુ?' જંગલવાસીને જો કોઈ મહેલમાં રાખવામાં આવે છે, તો તેને જેમ દશે દિશાઓ શૂન્યરૂપ

લાગે છે; અથવા સૂર્યનો ઉદય થતાં નિશાચર જેમ રાત પડેલી માને છે, તેમ જે માણસને જે વાતનો અનુભવ ન હોય, તેને તે વાતોને ભયંકર માને એ સર્વથા યોગ્ય જ છે: એટલે પછી સારી વાતને નઠારી વાત કહેવી, એ પણ યોગ્ય જ છે. પછી ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું: 'અત્યારે જે આ કલહ ઉત્પન્ન થયેલો છે. એમાં અંતે જય કોને મળશે?' સામાન્ય રીતે મારી મનોદેવતા તો મને એમ જ કહે છે કે દુર્યોધનનો પ્રતાપ સર્વથા અધિક છે અને પાંડવોના સૈન્ય કરતાં અમારું સૈન્ય પણ દોઢું કે બમણું છે, એટલે ખરેખર વિજય તો (મારા) દુર્યોધનને જ મળવાનો. મને તો એમ ભાસે છે, પછી તને ભલે ગમે તે ભાસતું હોય! પરંતુ તારા જ્યોતિષમાં શું આવે છે? માટે હે સંજય! જેવું હોય તેવું કહે.' (૧૬૩૦)

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધારી પાર્થ છે, ત્યા લક્ષ્મી, વિજય, ભૂતિ, ઐશ્વર્ય અને નિશ્ચળ નીતિ એ સર્વ હોવાં જ જોઈએ, એવો મારો મત છે. ૭૮

રાજાનું એ ભાષણ સાંભળીને સંજયે કહ્યું: 'મહારાજ! જય કોનો થશે કે કોનો નહિ, એ મારાથી કહી શકાય તેમ નથી; પણ એટલું સત્ય છે કે, જ્યાં આયુષ્ય બાકી હોય છે, ત્યાં જીવન ખાસ હોવું જ જોઈએ. જ્યાં ચંદ્ર ત્યા જ ચંદ્રિકા, જ્યાં શંકર ત્યાં જ પાર્વતી અને જ્યાં સંતજન ત્યાં જ્ઞાનનો નિવાસ અવશ્ય હોવાનો જ. જ્યાં રાજા ત્યાં સેના, જ્યાં સુજનતા ત્યા સગપણ (સ્નેહ), જ્યાં અગ્નિ ત્યાં દાહકતા, જ્યાં દયા ત્યાં ધર્મ, જ્યાં ધર્મ ત્યાં સુખસ્થાન અને જ્યાં સુખ ત્યાં જ પુરુષોત્તમનો નિવાસ અવશ્ય હોવાનો જ. જ્યાં વસંત ત્યાં વનસૌંદર્ય પ્રગટ થાય છે, જ્યાં વનસૌંદર્ય હોય છે, ત્યાં પુષ્પ ખીલે છે અને જ્યાં પુષ્પ ખીલે છે, ત્યાં ભ્રમરસમૂહ એકત્ર થાય છે. જ્યાં ગુરુ ત્યાં જ્ઞાન; જ્યાં જ્ઞાન છે, ત્યાં આત્માનુભવ અને જ્યાં આત્માનુભવ, ત્યાં સમાધાન(ચિત્તશાંતિ)નો નિવાસ અવશ્ય હોવાનો જ. જ્યાં સૌભાગ્ય છે, ત્યાં વિલાસ, જ્યાં સુખ ત્યાં ઉલ્લાસ અને જ્યાં સૂર્ય છે, ત્યાં જ પ્રકાશ અવશ્ય હોવાનો જ. તે પ્રમાણે હે રાજા! જેનાથી ચાર પુરુષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) સનાથ થયેલાં છે, તે શ્રીકૃષ્ણ ભગવાન જ્યાં હોય, ત્યાં જ લક્ષ્મી રહે છે અને તે જગદંબા લક્ષ્મી જ્યાં પતિ સહ વસે છે, ત્યાં તેની અણિમા આદિ

સિદ્ધિઓ દાસીરૂપે ન હોય, એમ કદાપિ બને જ નહિ.

શ્રીકૃષ્ણ સ્વયં વિજયસ્વરૂપ છે; તેથી તે જે તરફ આવીને ઊભા રહેલા હોય, તે તરફ જ જય પણ રહે છે. અર્જુન વિજયને નામે પ્રસિદ્ધ છે અને શ્રીકૃષ્ણનાથ વિજયસ્વરૂપ છે; માટે લક્ષ્મી સહિત વિજય પણ અવશ્ય ત્યાં જ છે. જે અર્જુનને આવાં શ્રેષ્ઠ માતા–પિતા છે, તેના ઘરનાં વૃક્ષ પણ કલ્પવૃક્ષને કેમ પરાજિત ન કરે? ત્યાંના પથ્થર પણ ચિંતામણિ કેમ ન બની જાય? ત્યાંની મૃત્તિકાની ભૂમિ પણ સુવર્ણ કેમ ન બની જાય? તેના ગામની નદીઓમાં અમૃત વહે, તોપણ હે મહારાજ! આશ્ચર્ય જેવું શું છે? તેનો તું પોતે જ વિચાર કરી જો. તેના મુખે નીકળેલા અવ્યવસ્થિત શબ્દો વેદ કહેવાય છે; અર્થાત્ તે મૂર્તિમંત સચ્ચિદાનંદ કેમ ન બને? તાત્પર્ય કે શ્રીકૃષ્ણ જેના પિતા અને લક્ષ્મી જેની માતા છે, તેને સ્વર્ગ અને મોક્ષ–બન્ને પદ આધીન જ છે; માટે તે લક્ષ્મીકાંત જે પક્ષમાં ઊભા હોય છે, ત્યાં જ સર્વ સિદ્ધિઓ આપોઆપ આવી મળે છે. એ સિવાય અન્ય કંઈ હું જાણતો નથી.

મેઘ સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે, પણ ઉપયોગમાં સાગર કરતાં શ્રેષ્ઠ છે; તેવો જ યોગ અર્જુન અને શ્રીકૃષ્ણનો બનેલો છે. લોહને સુવર્ણત્વની દીક્ષા આપનાર ગુરુ પારસમણિ હોય છે, પણ જગતનું પોષણ કરવાનો વ્યવહાર તો સુવર્ણ વડે જ થાય છે. તેની જ વધારે યોગ્યતા માનવામાં આવે છે. આ ઉપરથી એમ ન સમજવું કે ગુરુનું ગુરુત્વ કંઈક ન્યૂન છે. દીપકરૂપે અગ્નિ જ પોતાનો પ્રકાશ ફેલાવે છે, તેમ શ્રીકૃષ્ણની શક્તિ વડે જ અર્જુન શ્રીકૃષ્ણથી વિશેષ જણાતો હોવાથી, તેની સ્તુતિ વડે પણ શ્રીકૃષ્ણનો જ મહિમા ગવાય છે. પિતાની એવી ઇચ્છા હોય છે કે, મારો પુત્ર મારા કરતાં વિશેષ ગુણ-સંપન્ન બને અને પોતાથી ચઢિયાતો નીવડે. શ્રીકૃષ્ણની એ ઇચ્છા અહીં સફળ થઈ ચૂકી છે.

હે નૃપ! વધારે શું કહું? શ્રીકૃષ્ણકૃપાને પામેલો પાર્થ જે પક્ષમાં રહેલો છે, ત્યાં જ વિજયનું સ્થાન* છે, એ વિષે તારે જરાય સંશય રાખવો નહિ. ત્યાં વિજય ન હોય તો પછી વિજયનું વિજય-ત્વ જ વૃથા થઈ જાય; અર્થાત્ જ્યાં લક્ષ્મી ત્યાં તેનો પતિ શ્રીકૃષ્ણ ભગવાન અને જ્યાં પાંડુસુત અર્જુન હોય, ત્યાં જ વિજય અને ભાગ્યોદય પણ ત્યાં જ છે. જો વ્યાસજીની સત્યતામાં તમારો વિશ્વાસ હોય, તો આ વચનોને અવશ્ય સત્ય માનો. જ્યાં શ્રીપતિ શ્રીકૃષ્ણ છે, ત્યાં જ

તેમનો ભક્તસમુદાય રહે છે અને ત્યાં જ સુખ તથા કલ્યાણનો લાભ મળે છે. આ વચન જો મિથ્યા હોય, તો મને શ્રીવ્યાસનો શિષ્ય ન કહેશો.' આ પ્રમાણે સંજયે હાથ ઊંચો કરી ગર્જનાપૂર્વક કહ્યું. (૧૬૫૮)

એ પ્રમાણે સંજયે સર્વ મહાભારતનો સારાંશ ગીતાના અઢારમા અધ્યાયમાંના ઇઠ્ઠોતેરમા શ્લોકમાં વ્યક્ત કરી કુરુનાયક ધૃતરાષ્ટ્રના હાથમાં મૂકયો. અગ્નિ કેટલોક મોટો છે, પણ સૂર્યનો અસ્ત થયા પછી ફેલાયલો અંધકાર દૂર કરવા માટે તેને દિવેટના અગ્રભાગ પર જ લગાડવામાં આવતાં તેનું નિવારણ થઈ જાય છે. તે જ પ્રમાણે વેદ અનંત હોઈને તેના સારરૂપે સવાલાખ શ્લોકોના મહાભારતની રચના કરવામાં આવી; અને તે મહાભારતનો સારાંશ ગીતાના સાતસો શ્લોકોમાં લાવી મૂકયો છે. એ સાતસોયે શ્લોકોનો પૂર્ણ અભિપ્રાય આ અંતિમ શ્લોકમાં કહ્યો છે, જે વ્યાસશિષ્ય સંજયના સત્ય ઉદ્ગારરૂપ છે. માત્ર એક જ શ્લોકે અજ્ઞાનના મૂળનું સમૂળ ઉચ્છેદન કરી નાખ્યું છે. આ એક શ્લોકથી જ જે પૂર્ણ સંપન્ન રહેશે, તે પણ સર્વ અવિદ્યાને સારી રીતે જીતી લેશે. ગીતાના સાતસો શ્લોકો એ ગીતાના પદ–ચરણ જ છે. એ શ્લોકોને પદ કહું કે ગીતારૂપી આકાશમાંથી પડેલી પરમામૃતની વૃષ્ટિ કહું? જાણે તે આત્મરૂપી રાજાના સભામંડપરૂપી ગીતાના સાતસો સ્તંભ જ હોય; અથવા જાણે ગીતા એ સાતસો મંત્રોથી પ્રતિપાદિત સાક્ષાત્ ભગવતી દેવી જ છે, કે જે મોહરૂપી મહિષાસુરને મારીને આનંદિત બની છે; માટે જે કાયા, વાચા અને મનથી તેની સેવા કરશે, તે સ્વાનંદસામ્રાજ્યનો સાર્વભૌમ રાજા જ બનશે. અથવા અજ્ઞાનરૂપ જે અંધકાર તેને પ્રતિજ્ઞાપૂર્વક ચોક્કસ જીતનારા આ સાતસો શ્લોકો તે કેવળ શ્લોક જ નહીં પણ શ્રીકૃષ્ણરાજે ગીતાને બહાને એવા શ્લોકરૂપી સાતસો સૂર્ય જ પ્રકાશિત કર્યા છે. અથવા સંસારપંથમાં શ્રમિત થયેલ પથિકોની વિશ્રાંતિ માટે ગીતા, એ જાણે શ્લોકાક્ષરરૂપી દ્રાક્ષલતાયુક્ત એક મંડપ જ બનાવેલો છે; અથવા શ્રીકૃષ્ણ–આખ્યાનનામક ગીતા સરોવરમાંના એ સાતસો શ્લોકરૂપી કમળોની સુવાસને ભોગવનારા ભાગ્યશાળી સંતો ભ્રમરરૂપ છે; અથવા આ શ્લોકો નહિ, પણ ગીતાના મહિમાને ગાનારા મહાન સ્તુતિપાઠકો જ છે; અથવા ગીતારૂપ નગરને ઘેરી રહેલો એ સાતસો શ્લોકનો એક દુર્ગ જ છે અને એથી સર્વ શાસ્ત્રો ગીતારૂપી નગરમા નિવાસ કરવા માટે પધારેલા છે. અથવા નિજ પતિ આત્માને પ્રેમથી આલિંગન આપવા સારુ ગીતા પોતાના શ્લોકરૂપ બાહુ પ્રસારીને આવી હોય

એમ જ ભાસે છે; અથવા તે શ્લોકો જાણે ગીતારૂપી કમળની સુગંધ લેતા ભ્રમરો, અથવા ગીતારૂપી સાગરની લહરીઓ, અથવા શ્રીહરિના ગીતારૂપી રથને ખેંચનારા અશ્વો જ છે; અથવા જાણે અર્જુનરૂપી સિંહસ્થ પર્વણી પ્રાપ્ત થયેલ હોવાથી, શ્લોકરૂપી સર્વ તીર્થસમુદાય શ્રીગીતારૂપી ગંગા સમીપ આવ્યો છે; અથવા આ શ્લોકમાળા નથી, પણ ચિત્તથી અચિંત્ય જે બ્રહ્મ, તેની પ્રાપ્તિ કરાવનાર ચિંતામણિ જ છે. એવા એ સાતસો શ્લોકો છે અને તે પ્રત્યેક એકબીજાથી ચડિયાતા છે; એટલે કોનું વિશેષ વર્ણન થઈ શકે? કામધેનુ તરફ દૃષ્ટિ કરીને જોતાં તેનામાં જેમ દૂઝતી અને વસૂકી ગયેલી એવી બે કલ્પના સંભવતી નથી. દીપકમાં પહેલો કયો અને પછીનો કયો, સૂર્ય નાનો છે કે મોટો છે, અમૃતનો સાગર ઊંડો છે કે છીછરો છે, એવું કહી શકાતું નથી તે જ પ્રમાણે ગીતાના શ્લોકોમાં પણ આ પ્રથમ અને તે અંતિમ એમ કહી શકાતું નથી. પારિજાતકનાં પુષ્પોમાં જેમ આ પુષ્પ તાજું અને આ વાસી એવો ભેદ પાડી શકાતો નથી, તેવી જ ગીતાના શ્લોકોની પણ સ્થિતિ છે અને ગીતાના શ્લોકો અનુપમ છે, એમાં કશી પણ ન્યૂનાધિકતા નથી. એ વાતનું તો સમર્થન કરવાની જરૂર જ શી છે? પરંતુ આ ગીતાશાસ્ત્ર કહેનારમાં અને સાંભળનારમાં કશોય ભેદ ન હોઈને તે ઉભય એક સ્વરૂપ જ છે; કારણ કે આ ગીતાશાસ્ત્રમાં એક શ્રીકૃષ્ણ કહેનાર અને શ્રીકૃષ્ણરૂપ અર્જુન જ સાંભળનાર છે, એ વાત પ્રત્યેકની જાણમાં જ છે. આ ગીતાના અર્થના જ્ઞાતાને જે ફળ મળે છે, તે જ ફળ કેવળ પાઠ કરનારને પણ મળે છે; માટે આ શાસ્ત્ર વાચ્ય અને વાચક ઉભયને સમાન ફળ આપનારું છે. એટલા માટે આ ગીતાની મહત્તાને વિશેષતાથી સિદ્ધ કરવાની કશી પણ આવશ્યકતા રહેતી નથી; કારણ કે ગીતા શ્રીકૃષ્ણની વાઙ્મયી મૂર્તિ જ છે. ઇતર શાસ્ત્રોનું વાચન કરી તેના અર્થને સમજ્યા પછીની ફળપ્રાપ્તિ થઈ એટલે પછી તે શાસ્ત્રોનો લોપ થાય છે; પણ આ ગીતાશાસ્ત્ર તેવું નથી; તે તો સંપૂર્ણ પરબ્રહ્મ જ છે. વધારે શું કહેવું? શ્રીકૃષ્ણે અર્જુનને નિમિત્ત બનાવીને સમગ્ર જગત પર કૃપા કરવા માટે દુર્લભ એવા બ્રહ્માનંદને ગીતારૂપે સુલભ કરી નાખ્યો છે. જેમ પૂર્ણકળાવાન ચંદ્ર, ચકોર-નિમિત્તે પ્રકાશિત થઈ ત્રણે લોકના તાપની નિવૃત્તિ કરે છે, અથવા જેમ શંકરે ગૌતમના નિમિત્તથી કલિકાળરૂપી જ્વરથી પીડિત થયેલા જીવોના દોષોની નિવૃત્તિ માટે ગંગાને આ મૃત્યુ લોકમાં મોકલી દીધી છે; તે જ પ્રમાણે શ્રીકૃષ્ણરૂપી ગાયે પાર્થરૂપી વત્સનું નિમિત્ત કરીને, આ ગીતારૂપી

દુગ્ધનો ઝરો આપીને સમગ્ર જગતને સંતુષ્ટ કર્યું છે.

આ ગીતાશાસ્ત્રમાં જો જીવભાવથી ડૂબકી મારશો, તો અવશ્ય ગીતારૂપ જ થશો. અથવા જો એના પાઠનો જીભને શ્રમ આપશો, તોપણ ગીતારૂપ જ થશો, પારસમણિમાં એવું સામર્થ્ય છે કે, તે લોખંડને એક બાજુએ સ્પર્શ કરે, કે તરત જ સર્વ લોખંડ પોતાની મેળે જ સુવર્ણમય થાય છે; તે જ પ્રમાણે ગીતાપાઠરૂપી વાડકામાંથી કોઈ પણ શ્લોકના કેવળ એક જ પદને મુખે લગાડો, ન લગાડો એટલામા તો તત્કાળ બ્રહ્મત્વની પુષ્ટિ તમારા અંગમાં આવી જશે અથવા ગીતાનો પાઠ કરવા પ્રતિ દુર્લક્ષ કરી મુખ ફેરવી લેશો, તોપણ તેના શબ્દો કર્ણપટ પર અથડાતાં તે જ ફળ મળશે. ગીતાની ઉદારતાનું શું વર્ણન કરું? એ શાસ્ત્ર શ્રવણ, પાઠ અને અર્થ દ્વારા મોક્ષ વિના બીજું કોઈ ફળ જ આપતું નથી; જે પ્રમાણે શ્રીમાન દાતા કોઈને પણ ના નથી કહેતો, તે પ્રમાણે એ શાસ્ત્ર કોઈને પણ મોક્ષથી વિમુખ રાખતું નથી; માટે જે શાણા લોકો હોય, તેમણે તો માત્ર એક ગીતાનું જ સેવન કરવું; એ વિના ઇતર શાસ્ત્રોનું સેવન કરવાથી કાંઈ પણ પ્રાપ્ત થવાનું નથી. વળી શ્રીકૃષ્ણ અને અર્જુને જે કેવળ સંભાષણ કર્યું હતું, તેને શ્રીવ્યાસજીએ હાથમાં લઈ શકાય તેટલું બધું સુલભ કરી નાખ્યું છે. માતા જ્યારે અત્યંત પ્રેમપૂર્વક નાના બાળકને જમાડવા બેસે છે, ત્યારે તે ગળી શકે તેવા જ નાના નાના કોળિયા વાળે છે (અને પછી મોઢામાં મૂકે છે, જેથી બાળક સરળતાથી ખાઈ શકે છે); અથવા ચતુર મનુષ્યે જેમ પંખો બનાવીને અપાર વાયુને પણ આધીન કરી લીધો છે, તે જ પ્રમાણે જે શબ્દથી પ્રાપ્ત થવા યોગ્ય નથી, એવા વેદને શ્રીવ્યાસજીએ અનુષ્ટુપ છંદમાં રચીને, સ્ત્રી–શૂદ્રાદિની બુદ્ધિમાં સમાઈ શકે તેવા સરળ બનાવી દીધા છે. સ્વાતિ નક્ષત્રના જળમાંથી જો મોતી ઉત્પન્ન થતાં ન હોત, તો સ્ત્રીઓનાં શરીર શાથી સુશોભિત થાત? (૧૭૦૦)

નાદબ્રહ્મ જો વાદ્યમાં આવી વસ્યો ન હોત, તો શું તે આપણને જ્ઞાત થાત? પુષ્પ ઉત્પન્ન ન થાત, તો આપણે સુગંધ શી રીતે લઈ શકત? પકવાન્ન મધુર ન હોત, તો તે રસનાને કેમ રુચત? દર્પણ ન હોત, તો નેત્ર પોતાને કેવી રીતે જોઈ શકત? નિરાકાર શ્રીગુરુ-મૂર્તિએ જો સાકારત્વ ન સ્વીકાર્યું હોત, તો તે ઉપાસકોની સેવા શી રીતે ગ્રહણ કરત? તે જ પ્રમાણે અનંત સંખ્યાવાળા જે વેદ, તે જો આ પ્રમાણે ગીતાનું રૂપ લઈને સાતસો શ્લોકમાં પ્રકટ થયા ન હોત, તો તે કોઈના પણ જાણવામાં આવી શકત ખરું? મેઘ જોકે સમુદ્રના

જળને જ ઉપર આકર્ષી તેની વૃષ્ટિ વરસાવે છે અને તેનો ઉપયોગ કરે છે, છતાં લોકો (સાગર તરફ ન જોતાં) મેઘની જ આશા કરે છે; કેમ કે સમુદ્ર અપાર હોવા છતાં પણ તે લોકોના ઉપયોગમાં આવી શકતો નથી. અર્થાત્ આ સુંદર શ્લોકોની રચના જો વ્યાસે ન કરી હોત, તો વાચા વડે અપ્રાપ્ય એવા જે વેદ, તે આપણા કાન અને મુખને શી રીતે પ્રાપ્ત થઈ શકત?

એટલા માટે શ્રીવ્યાસે શ્રીકૃષ્ણના સંભાષણને ગીતાગ્રંથનો આકાર આપીને સંસાર ઉપર મહદ્ ઉપકાર કર્યો છે અને તે જ ગીતાના અર્થને-શ્રીવ્યાસનાં પદોને જોઈજોઈ મેં શુદ્ધ ભાષામાં શ્રવણ કરવા યોગ્ય બનાવ્યો છે. જે ગીતાના અર્થનું વર્ણન કરવામાં વ્યાસાદિકની પણ બુદ્ધિ શંકિત બની જાય છે, તે ગીતાનું મારા જેવા રંકે આ જેવું-તેવું વ્યાખ્યાન કર્યું છે. (૧૭૦૯)

પરંતુ ગીતારૂપી ઈશ્વર અત્યંત ભોળો છે અને તેથી શ્રીવ્યાસની વાણીરૂપ અનુપમ પુષ્પમાળા ધારણ કરે છે, તોપણ તે મારા જેવાની વાણીરૂપ ધ્રોના અંકુરનો પણ અસ્વીકાર કરતો નથી. ક્ષીરસાગરને કાંઠે જળપાન માટે હાથીઓનાં ટોળાં આવે છે; એટલે એકલા તેમને જ પાણી પીવાની પરવાનગી આપીને શું તે કદી મચ્છરોને પાછાં વાળી શકે છે? ફૂટતી પાંખનાં પક્ષી ઊડી શકતાં નથી; તથાપિ તે પણ આકાશમાં જ (વૃક્ષો ઉપરના માળામાં) રહે છે અને સમસ્ત આકાશમાં વિચરનાર ગરુડ પણ તે જ આકાશમાં રહે છે. રાજહંસની મંદ ગતિ દુનિયામાં ઉત્તમ ગણાય છે અને બીજાઓને તેવી ગતિથી ચાલતાં ન આવડતું હોય, તેથી શું બીજાઓએ સમૂળગું ચાલવું જ ન જોઈએ? કળશમાં વિશેષ અવકાશ હોવાથી તેમાં વિશેષ જળ સમાઈ શકે છે; પણ અંજલિ નાની હોવા છતાં તેમાં તેટલા પ્રમાણથી જળ નથી માતું કે શું? મશાલ મોટી હોય છે, તેથી તેનો પ્રકાશ વિશેષ પડે છે; પણ દિવેટ નાની હોવા છતાં તેના પ્રમાણમાં પ્રકાશ નથી પડતો કે શું અરે, સમુદ્રમાં આકાશનું પ્રતિબિંબ સમુદ્રના વિસ્તાર જેટલું મોટું પ્રતિબિંબિત થાય છે; પણ તે જ આકાશનું પ્રતિબિંબ નાના વહેળામાં પણ તેના પ્રમાણમા તો દૃષ્ટિગોચર થાય છે જ. તે જ પ્રમાણે વ્યાસાદિ મહાજ્ઞાનીઓએ આ ગ્રંથ વિષે વિસ્તાર કર્યો છે; તેથી અમારે સ્વસ્થ થઈ બેસી રહેવું, એ સયુક્તિક નથી લાગતું. જે સમુદ્રમાં મંદરાચળ સમાન મહાન જળચર નિવાસ કરે છે, ત્યાં તેમના વૈભવને જોઈને શું નાની માછલીઓએ ત્યાં રહેવું જ નહિ કે? અરુણ સૂર્યની નિકટમાં રહે-

નારો છે, તેથી તે જ શું સૂર્યને જોઈ શકે છે અને પૃથ્વી પરની નાની કીડી શું તેને નથી જોઈ શકતી ? અર્થાત્ મારા જેવા પ્રાકૃતજને ગીતાનું દેશભાષામાં વર્ણન કર્યું એ અયોગ્ય છે, એમ કહેવાનું કંઈ પણ પ્રયોજન નથી. પિતા તરફ દૃષ્ટિ રાખીને તેની પાછળપાછળ બાળક પણ ચાલવા માંડે, તો પિતા જે સ્થાને ગયો હોય તે સ્થાને તે બાળક પણ ન પહોંચી શકે કે ? તે જ પ્રમાણે વ્યાસજીની પાછળ-પાછળ ભાષ્યકારોને પૂછીપૂછીને ચાલનાર એવો જે હું, તે જોકે અયોગ્ય છું; તથાપિ જે સ્થાને વ્યાસજી ગયા છે તે ઇષ્ટ સ્થળે નહિ પહોંચું, તો અન્યત્ર હું ક્યાં જવાનો હતો વારુ ? જે પરમાત્માના ક્ષમાગુણને પ્રતાપે આ પૃથ્વી, સ્થાવર-જંગમ વિશ્વના ઉપદ્રવને સહન કરે છે, કંટાળતી નથી, જે પરમેશ્વરના અમૃત વડે ચંદ્ર સંસારને તેના સર્વ તાપોની નિવૃત્તિ કરીને શીતળતા આપી શાંત કરે છે, જેના અંશના તેજ વડે સૂર્યને તેજ પ્રાપ્ત થયું છે, જેથી તે અંધકારનો નાશ કરે છે; સમુદ્રે જ્યાંથી જળસંચય પ્રાપ્ત કર્યો છે, જળે જ્યાંથી મધુરતા મેળવી છે તથા માધુર્યને સૌંદર્ય પ્રાપ્ત થયું છે; જેમની સત્તાથી વાયુને ગતિ પ્રાપ્ત થઈ છે, આકાશને વિસ્તાર પ્રાપ્ત થયો છે અને જ્ઞાનને સાર્વભૌમત્વ પ્રાપ્ત થયુ છે; જેની સત્તાથી વેદને વાચાશક્તિ, સુખને આનંદ અને વિશ્વને આકાર પ્રાપ્ત થયો છે; એવા સર્વોપકારી સમર્થ સદ્‌ગુરુ શ્રી-નિવૃત્તિનાથ મારા હૃદયમાં પણ પ્રવેશ કરી નિવાસ કરી રહ્યા છે; તો પછી તેમની તૈયાર ગીતાને હું દેશભાષામાં કહેવાને સમર્થ થયો છું, એમાં આશ્ચર્ય તે શું ? શ્રીગુરુના નામથી ડુંગર પર (દ્રોણાચાર્યની) મૃત્તિકાની મૂર્તિ સ્થાપન કરી, તેની સેવાના પ્રતાપથી એકલવ્ય ભીલે*

---

* એ એકલવ્ય ભીલ નિષાદાધિપતિ હિરણ્યધેનુકનો પુત્ર હતો. ભીષ્મે કૌરવ-પાંડવોને ધનુર્વેદ શીખવવા માટે દ્રોણાચાર્યને હસ્તિનાપુરમાં રાખ્યા હતા અને આ સર્વ રાજપુત્રો તેમની પાસે અભ્યાસ કરતા હતા. આ વર્તમાન દેશેદેશ પ્રસરી ગયા અને અનેક રાજપુત્ર આવીને દ્રોણાચાર્યની પાસે અસ્ત્રવિદ્યા શીખવા લાગ્યા. દ્રોણાચાર્યની કીર્તિ સાંભળી એકલવ્ય પણ ત્યાં આવ્યો અને 'મારો અંગીકાર કરીને વિદ્યા ભણાવો' એવી દ્રોણાચાર્યને પ્રાર્થના કરી; પરંતુ દ્રોણાચાર્યે તેનો સ્વીકાર કર્યો નહિ. આથી તેણે દ્રોણાચાર્યની પાદુકા માગી, કે જે દ્રોણાચાર્યે, તેને છેક નિરાશ ન કરવાને માટે આપી. આચાર્યની પાદુકા લઈને તે સ્વગૃહે ગયો અને ભક્તિપુરઃસર દ્રોણાચાર્યની મૃત્તિકાની મૂર્તિ બનાવી, તેની સમક્ષ પેલી પાદુકા રાખી, તેની નિયમપૂર્વક નિત્ય પૂજા કરવા લાગ્યો; તથા હાથમાં ધનુષ્યબાણ પકડી, 'આ પ્રમાણે જ તીર છોડું ને ?' એવો

પોતાની વિદ્યાની કીર્તિને ત્રિભુવનમાં સર્વમાન્ય કરાવી હતી. ચંદનની સમીપ રહેનારાં વૃક્ષો ચંદન જેવી જ યોગ્યતા ધારણ કરે છે; વસિષ્ઠનો આશ્રય પામીને (તેમણે પહેરેલા) કૌપીને પણ સૂર્યની સાથે સ્પર્ધા કરી હતી; તો પછી હું તો ગીતાનું વ્યાખ્યાન કરવામાં ઉત્સુક અને સદ્‌ગુરુમય ચિત્તથી યુક્ત છું અને શ્રીગુરુ જેવા મારા સ્વામી સમર્થ સહાયક છે કે જે પોતાની કૃપાદૃષ્ટિ માત્રથી જ પોતાનું પદ આપી દે •

---

એવો પોતાના મનને જ પ્રશ્ન પૂછતો અને પોતે જ 'હા, હા, એમ જ તીર ફેંકું' એવો ઉત્તર આપીને બાણ છોડતો. એમ કરતાં કરના વિમોક્ષ, આદાન અને સંધાન આદિ જે ધનુર્વિદ્યાનાં પ્રકરણો, તેમાં તે અલ્પ સમયમાં પ્રવીણ થયો હતો.

આ તરફ કૌરવ, પાંડવ અને ઇતર રાજપુત્રો પણ ધનુર્વિદ્યામાં પ્રવીણ થઈ એક વખત મૃગયા ખેલવા ગયા અને તેઓ મૃગની પાછળ ગયા, એટલે શિકારી કૂતરો પાછળ રહી જઈ, જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયો, પરંતુ તે સદૈવ સુંદર વસ્ત્ર પરિધાન કરેલા રાજકુમારોને જોતો હતો; તેથી તે વિચિત્ર • વેષધારી એકલવ્યને જોઈને તેને ભસવા લાગ્યો. આથી એકલવ્યે તેના પહોળા કરેલા મુખમાં નાનાં નાનાં બાણોનો સમુદાય એવી યુક્તિથી ભરી દીધો, કે તેનાથી ભસી પણ ન શકાય અને મોં પણ બંધ ન કરી શકાય. પછી પેલો કૂતરો ત્યાંથી નાઠો અને આમતેમ ભટકતાં તેણે રાજપુત્રોને જોયા અને રાજપુત્રોએ તેને જોયો પછી જ્યારે તે રાજપુત્રોની છેક સમીપ ગયો, ત્યારે તે સર્વ જણે તેના મુખમાં પેલા નાનાં બાણોનો સમૂહ જોયો અને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા, તથા આવી અદ્‌ભુત કૃતિ કરનાર ધનુર્ધર આ અરણ્યમાં કોણ હશે, એવો વિચાર કરવા લાગ્યા. પછી તેઓ તે ધનુર્વેદનિષ્ણાત યોદ્ધાને શોધી કાઢવાને ઉદ્યત થયા. જતાં જતાં તેમણે એકલવ્યને હસ્તમાં ધનુષ્યબાણ ગ્રહીને ઊભો રહેલો જોયો અને આ જ તે હશે, એમ ધારી સર્વ ત્યાં ઊભા રહ્યા.

પછી સર્વે રાજપુત્રોમાંથી એક જણ આગળ આવી બોલ્યો કે, 'તું કોણ છે અને કોનો શિષ્ય છે?' તેણે ઉત્તર આપ્યો કે, 'હું હિરણ્યધેનુક નામના નિષાદાધિપતિનો પુત્ર છું અને દ્રોણાચાર્યનો શિષ્ય છું.' આ સાંભળી સર્વે રાજપુત્રોના મનમાં વિષાદ ઉત્પન્ન થયો અને તેઓ ખિન્ન હૃદય સહિત ઘેર આવ્યા તથા દ્રોણાચાર્યને પ્રશ્ન કર્યો કે, 'તમે, અમને જાણવા દીધા વિના એક નિષાદને ગુપ્ત રીતે શા માટે ધનુર્વેદમાં પ્રવીણ કર્યો?' દ્રોણાચાર્ય રાજકુમારોનો આ પ્રશ્ન સમજી શક્યા નહિ. પછી તેઓ રાજપુત્રોને લઈને હસ્તિનાપુરથી બહાર નીકળ્યા અને જ્યાં એકલવ્ય હતો ત્યાં ગયા દ્રોણાચાર્યને જોતાં જ એકલવ્યે દંડવત્ પ્રણામ કર્યા અને હાથ જોડી તેમની સમક્ષ ઊભો રહ્યો. પછી દ્રોણાચાર્યે અસ્ત્રવિદ્યામાં તેની પરીક્ષા કરી અને તેમાં તે આરૂઢ પારંગતતાને પ્રાપ્ત થયો છે, એમ જાણી તેમણે તેને પ્રશ્ન કર્યો કે, 'આ વિદ્યા તેં

છે. દૃષ્ટિ ઉત્તમ હોય અને તેમાં સૂર્યપ્રકાશની સહાય મળે, તો પછી એવી કઈ વસ્તુ છે કે, જે દૃષ્ટિએ ન પડે? માટે મારા શ્વાસોચ્છ્‌વાસ પણ શ્રીગુરુની કૃપાથી પ્રબંધ બની જશે. જ્ઞાનદેવ કહે છે કે, શ્રીગુરુકૃપાથી શું નથી થતું? મેં ગીતાનો અર્થ મરાઠીમાં એવો સરળ અને સુલભ કરી નાખ્યો છે કે, તે સર્વ લોકથી સમજી શકાશે. પરંતુ મરાઠી ભાષામાં ગીતાર્થ એટલો બધો સ્પષ્ટ કર્યો છે, તે જો કોઈ વક્તાનો અભાવ હોય, તોય કેવળ તેનાં વાક્યોના વાચનથી જ ઉદાસીન (અગમ્ય) ન દેખાતાં સર્વથા સ્પષ્ટતાથી જ સમજવામાં આવી જાય છે. અર્થાત્ ગીતાનું વક્તૃત્વ કરનારને તો તે ભૂષણાવહ જ થઈ પડશે; પરંતુ ગાનાર અથવા વક્તાનો અભાવ હશે અને માત્ર તેનું વાચન જ કરવામાં આવે, તોપણ તેમાં ગેયતા કે વક્તૃત્વની ન્યૂનતા લેશમાત્ર પણ જોવામાં આવતી નથી. સુંદર અંગ પર અલંકારો ધારણ નહિ કરતાં અથવા રાખી મૂકવામાં આવે તોપણ તે જેમ શોભે છે જ; અથવા તો અંગ પર અલંકાર ધારણ કર્યાં હોય, તોપણ શોભા આપે છે; પરંતુ એ બન્નેનો યોગ થાય તો તો પછી સૌંદર્યની સીમા જ થાય છે; અથવા તો મોતીનો સ્વભાવ જ છે કે, સુવર્ણને શોભાવવું, જેથી તે સુવર્ણને શોભાવે છે, પરંતુ સુવર્ણ વિના તે એકલાં હોય છે, તોપણ તે શોભી જ રહે છે; અથવા વસંતઋતુમાં મોગરાનાં ફૂલોનો ગજરો બનાવીએ કે તેમને છૂટાં હાથમાં લઈએ, તોપણ તેમની સુગંધમાં ન્યૂનતા નથી હોતી, તે જ પ્રમાણે મેં આ લાભદાયક પ્રબંધ ઓવીછંદમાં રચ્યો છે, જે ગીતમાં ગાવાથી પણ આનંદ આપે છે અને ગાયા વિના માત્ર વાંચી જવાથી પણ તેવો જ લાભ આપે છે. એમાં નાનાંથી મોટાં

---

મારી પાસેથી શી રીતે પ્રાપ્ત કરી?' ત્યારે તેણે સંપૂર્ણ પૂર્વવૃત્તાંત તેમને નિવેદિત કર્યું. આ વાત સાંભળી સર્વે રાજપુત્રો સંશયરહિત થયા અને તે ભીલની ભાવના તથા દ્રોણાચાર્યના પુણ્યપ્રભાવ વિષે તેમને પરમ આશ્ચર્ય થયું અને તેઓ તે વિષે પરસ્પર વાતો કરવા લાગ્યા; એટલે દ્રોણાચાર્ય 'પ્રસંગવશાત્ એ ભીલ, અર્જુનને ભારે પડી જશે' એમ ધારી તેની પાસેથી ગુરુદક્ષિણામાં, 'આ તારો અંગૂઠો બાણ છોડતી વખતે કદી પણ ઉપયોગમાં લાવીશ નહિ.' એમ માગી લીધું. તેણે 'તથાસ્તુ' કહી તે દિવસથી બાણને અંગૂઠાથી સ્પર્શ કરવાનું છોડી દીધું. આ વ્રત અદ્યાપિ સર્વ કિરાતો પાળે છે. તાત્પર્ય એ છે, કે જોકે દ્રોણાચાર્યે તેને વચનથી બાંધી લીધો હતો, તોપણ તે અર્જુનને ભારે જ હતો. (ભારત–આદિપર્વ) ભારતના યુદ્ધમાં એકલવ્ય દુર્યોધનના પક્ષમાં હતો; પરંતુ તે યુદ્ધમાં સર્વથા આવ્યો જ નહોતો.

સુધી સર્વને સમજવા યોગ્ય અને બ્રહ્મરસના સુસ્વાદથી યુક્ત વચનો ઓવીછંદમાં ગૂથ્યાં છે.

ચંદનવૃક્ષની સુગંધ લેવા માટે તેને પુષ્પ આવવાની રાહ નથી જોવી પડતી, તેમ આ પ્રબંધ કર્ણ પર પડતાં જ સમાધિ પ્રાપ્ત કરી આપે છે; તો પછી તેનું વ્યાખ્યાન સાંભળવાથી તેનો છંદ કેમ નહિ લાગે? એનો પાઠ કરવા સાથે વ્યાખ્યાન પણ કરવામાં આવે, તો તેથી જે માધુર્ય પ્રકટ થશે, તેની આગળ અમૃત પણ તુચ્છ જણાશે. એ પ્રમાણે આ પ્રબંધ પોતાની મેળે જ કવિત્વનું વિશ્રાંતિસ્થાન બની ગયો છે અને તેના શ્રવણે મનન અને નિદિધ્યાસનને જીતી લીધા છે. આ પ્રબંધ હરકોઈને આત્માનંદની પ્રાપ્તિ કરાવી આપે છે અને શ્રવણ દ્વારા સર્વ ઇંદ્રિયોને તૃપ્ત કરે છે. સ્વશક્તિથી ચંદ્રના અમૃતનો ઉપભોગ લેવામાં ચકોર પ્રસિદ્ધ છે, પણ તેવો ઉપભોગ અન્ય સર્વથી લઈ શકાતો નથી, તોપણ તારાઓનો ઉપભોગ સર્વને પ્રાપ્ત થાય છે; તે જ પ્રમાણે આ અધ્યાત્મશાસ્ત્રથી જિતેંદ્રિય અધિકારીને તો પૂર્ણ આનંદ થાય છે જ; પરંતુ ઇતર જનોને પણ વાણીના સુખની પ્રાપ્તિ થાય છે. શ્રીનિવૃત્તિનાથનો મહિમા આવા પ્રકારનો છે અને તેથી આ ગ્રંથ મારો નથી, પણ તેમની કૃપાનો જ વૈભવ છે. (૧૭૫૦)

ક્ષીરસાગરના તટ પર શ્રીશંકરે પાર્વતીજીના કાનમાં એક વાર ઉપદેશ કર્યો હતો; ક્યારે કર્યો હતો, તે કંઈ ખબર નથી; પણ તે સમયે ક્ષીરસાગરની લહરીઓમાં કોઈ મત્સ્યના ઉદરમાં મત્સ્યેંદ્રનાથ ગુપ્તરૂપે હતા, તેમને પ્રાપ્ત થયો. તે મત્સ્યેંદ્રનાથ સપ્તશૃંગ પર્વત પર હાથેપગે લૂલા એવા ચૌરંગીનાથને મળ્યા હતા અને તેમનું દર્શન થતાં જ ચૌરંગીનાથ સર્વ અવયવોથી પૂર્ણ બની ગયા હતા. તે પછી અચળ સમાધિનો ઉપભોગ લેવાની ઇચ્છાથી મત્સ્યેંદ્રનાથે તે જ્ઞાનનો ઉપદેશ ગોરક્ષનાથને કર્યો હતો. કહો, કે યોગરૂપી કમલિનીના સરોવર સમાન તથા વિષયનો વિધ્વંસ કરનાર એવા ગોરક્ષનાથને, તેમનો પોતાના યોગેશ્વરના પદ પર અધિષ્ઠિત કરી રાજ્યાભિષેક કર્યો હતો. પછી આ શ્રીશંકર પાસેથી પ્રાપ્ત થયેલું એ અદ્વૈતાનંદનું સુખ, ગોરક્ષનાથ પાસેથી સંપૂર્ણપણે શ્રીગૈનીનાથે સંપાદન કર્યું. તે શ્રીગૈનીનાથે પ્રાણીઓને કળિકાળથી ગ્રસ્ત થયેલાં જોઈને, શ્રીનિવૃત્તિનાથને એવી આજ્ઞા કરી, કે આદ્ય ગુરુ શંકરથી આરંભી શિષ્યપરંપરાનુસાર મને જે જ્ઞાનનું ઐશ્વર્ય પ્રાપ્ત થયેલું છે, તે સર્વ લઈને તમે જાઓ અને કળિના ભોગ થઈ પડતા જીવોને દુઃખના બંધનથી સર્વ પ્રકારે મુક્ત

કરો. શ્રીનિવૃત્તિનાથ પ્રથમથી જ કૃપાળુ તો હતા જ; તેમાં વળી શ્રીગુરુની આવી આજ્ઞા મળવાથી તેમને પરમ આનંદ થયો. જેવી રીતે મેઘ વૃષ્ટિ કરવા માટે પોતે જ તત્પર હોય છે અને તેવામાં વર્ષાકાળ આવી લાગતાં તે અત્યંત ખળભળી જાય છે, તેવો જ શ્રી નિવૃત્તિનાથનો પ્રકાર પણ થયો. એ પછી પીડિત જનોને દુઃખોથી મુક્ત કરવાની અનુકંપાથી ગીતાના અર્થનિમિત્તે તેમણે જે બ્રહ્મરસની વૃષ્ટિ કરી, તે જ આ ગ્રંથ છે. ગુરુપ્રસાદની આશાથી મને ચાતક સમાન વાટ જોઈ રહેલો આતુર શિષ્ય ભાળીને મારા પર તેમણે જે કૃપા કરી, તેથી જ હું આ યશને પ્રાપ્ત કરી શકયો છું. આ પ્રકારે મારા સ્વામીએ ગુરુપરંપરાથી પ્રાપ્ત જે તેમનું સમાધિધન હતું, તે મને આપ્યું છે. અન્યથા હું કે જે કંઈ શીખ્યો નથી અને શ્રવણ પણ કર્યું નથી, તેમ જ સ્વામીની સેવા કરવાનું પણ મને જ્ઞાન નથી; એટલે પછી ગ્રંથરચનાની યોગ્યતા તો મારામાં હોય જ ક્યાંથી ? પરંતુ સત્ય એ છે, કે શ્રીગુરુનાથે જ મારા નિમિત્તે આ પ્રબંધ રચીને સંસારનું રક્ષણ કર્યું છે; માટે પુરોહિતની પેઠે એમાં મેં આપ સન્મુખ જે કંઈ ઓછું–વધતું કહ્યું હોય, તેને માટે આપ સંતો માતાની માફક મને ક્ષમા કરજો. શબ્દની રચના કેવી રીતે કરવી, સિદ્ધાંત શી રીતે સ્થાપિત કરી શકાય છે તથા અલંકાર કોને કહે છે, તે હું જાણતો નથી; પરંતુ કળસૂત્રી જેમ સૂત્રધારના હાથમાંની દોરીની ગતિ અનુસાર નાચ્યા કરે છે, તે જ પ્રમાણે મારા સ્વામીએ મને જે કંઈ બતાવ્યું, તે જ મેં કહ્યું છે. મારો આ ગ્રંથ આદિથી અંત સુધી આચાર્યે જ મારી પાસે કહેવડાવ્યો છે અને આપ સંતોની સભામાં એમાં રહેલી કોઈ ન્યૂનતા જો પૂર્ણ નહિ થાય, તો હું પ્રેમપુરઃસર આપના પર ગુસ્સે થઈશ. પારસનો સ્પર્શ થવા છતાં જો લોહની લોહત્વરૂપી નિકૃષ્ટ સ્થિતિ નષ્ટ ન થાય, તો કોનો દોષ ? વહેળાનું કામ એટલું જ છે, કે ગંગાને જઈ મળવું; છતાં પણ તે ગંગા તેને પવિત્ર ન કરે, તો તેમાં વહેળાનો શો દોષ ? અર્થાત્ મારા મહદ્ ભાગ્યના યોગે હું આપ સંતોના ચરણમાં આવી ચૂકયો છું; તો હવે આ જગતમાં મારે શી ન્યૂનતા છે ? અરે, એટલું જ નહિ, પણ મારા ગુરુજીએ આપ સંતોનો મને મેળાપ કરાવ્યો છે; તેથી જ મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઈ છે. જુઓ, આપ જેવા પ્રેમી અને દયાળુ સંતજન મળવાથી જ મારી ગ્રંથરચનાનો મારો મનોરથ સિદ્ધ થયો છે. સમગ્ર પૃથ્વીતળ કદાચ સુવર્ણમય બનાવી શકાય, ચિંતામણિના પહાડ બનાવી શકાશે; સાતે સમુદ્રને સહેલાઈથી અમૃતપૂર્ણ

બનાવી શકાશે; તારાગણને ચંદ્ર બનાવવાનું પણ કઠિન નથી; કલ્પવૃક્ષના બગીચાઓ પણ બનાવી શકાય; આ સર્વ કાર્ય તપના બળથી કદાચ પાર પડી શકે; પરંતુ ગીતાના અર્થનો મર્મ તો ગુરુના પ્રસાદ વિના કદી પણ સમજી શકાતો નથી. હું સર્વ રીતે મૂગા જેવો હોવા છતાં પણ ગુરુની કૃપાથી ગીતાનો અર્થ સ્વભાષામાં મેં એવી રીતે કર્યો છે, કે તેને સર્વ કોઈ પોતાની આંખ વડે જોઈ શકે. અર્થાત્ સરળતાથી સમજી શકે. આવા વિશાળ ગ્રંથસાગરની પાર ઊતરી હું જે કીર્તિરૂપી વિજયધ્વજ ફરકાવી શક્યો છું, અઢારમા અધ્યાયરૂપ ઘુમ્મટ અને કળશ સહિત ગીતાર્થરૂપી મંદિરની રચના કરી, તેમાં હું શ્રીગુરુમૂર્તિની સ્થાપના કરી તેનું પૂજન કરી શક્યો છું અને ગીતારૂપી નિષ્કપટી માતાથી વિખૂટા પડી ગયેલાં મુમુક્ષુજનરૂપ બાળકોને તેમની માતા (ગીતા) સાથે મેળાપ કરાવી આપવાને આપ સજ્જનોનો ધર્મ છે. આપ સજ્જનોની મારા પરની કૃપાને લીધે જ હું જે કંઈ બોલ્યો છું તે અલ્પ નથી. જ્ઞાનદેવ કહે છે, કે આપના ઉપકાર ઓછા નથી. અરે, કહેવા દો કે, આ ગ્રંથ સમાપ્ત થવાથી મારા પૂર્વજન્મનું ફળ આપે મને પ્રાપ્ત કરાવી આપ્યું છે. મેં આપમાં શ્રદ્ધા રાખીને જે જે ઇચ્છા કરી તે સર્વ આપે પૂર્ણ કરી મને અત્યંત સુખ પ્રાપ્ત કરાવી આપ્યું છે. હે સ્વામિન્! મારે માટે આપે જે આ ગ્રંથરૂપી નવીન સૃષ્ટિ રચી છે, તેને જોઈને હું વિશ્વામિત્રની સૃષ્ટિને હસી કાઢું છું; કેમકે તે નાશવંત સૃષ્ટિ ત્રિશંકુને* માટે તથા બ્રહ્મદેવને ઉતારી પાડવા

* ત્રિશંકુ એ ઇક્ષ્વાકુ-કુલોત્પન્ન નિબંધન રાજાનો પુત્ર અને પ્રખ્યાત પુણ્યશ્લોક હરિશ્ચંદ્ર રાજાનો પિતા હતો. એનું મૂળ નામ સત્યવ્રત હતું. એ બાલ્યકાળથી જ કુમાર્ગગામી હતો અને પાછળથી તેણે બ્રાહ્મણસ્ત્રીઓનું પણ હરણ કર્યું હતું. આથી તેના પિતાને તેના પર ક્રોધ ચડ્યો અને તેમણે તેને પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો; તેમ જ તે દુઃખથી તે રાજા પોતે પણ રાજ્યનો સર્વ ભાર મંત્રીમંડળ પર નાખીને અરણ્યમાં તપશ્ચર્યા કરવાને ચાલ્યો ગયો. પિતા-પુત્ર ઉભય ચંડાળની પેઠે અરણ્યમાં ભટકવા લાગ્યા; એટલે અયોધ્યા નગરીનો ના કોઈ ધણી અને ના કોઈ વાલી, એવી તે નગરીની સ્થિતિ થઈ. ઘણી જ અવ્યવસ્થા પ્રસરી રહી અને 'દુષ્કાળમાં અધિક માસ' એ કહેવત પ્રમાણે સમસ્ત સામ્રાજ્યમાં અનાવૃષ્ટિનું સંકટ પ્રાપ્ત થયું. આવા કઠિન સમયમાં વિશ્વામિત્ર ઋષિ અરણ્યમા તપશ્ચર્યા કરવા ગયા હતા અને ઘેર તેમનાં સ્ત્રી-સંતાનો નિરાશ્રય બની અન્ન વિના ટળવળવા લાગ્યાં. આ સમયમાં ઉપલા સત્યવ્રતે તેમને નિત્ય થોડું માંસ આણી આપી તેમનું રક્ષણ કર્યું; પરંતુ આ જ વખતે તેના હાથથી વસિષ્ઠ ઋષિનો એક મોટો અપરાધ થયો. તે એ કે

માટે બનાવવામાં આવી હતી; પરંતુ આ સૃષ્ટિની રચના તેવી નાશવંત નથી, પણ શાશ્વત છે. શંકરે પણ પોતાના ભક્ત ઉપમન્યુના પ્રેમને વશ થઈ ક્ષીરસાગરની ઉત્પત્તિ કરી છે; કિંતુ તે ક્ષીરસાગર સુદ્ધાં આ ગ્રંથની ઉપમાને યોગ્ય નથી; કેમકે તેના ગર્ભમાંથી તો સમુદ્રમંથન સમયે હળાહળ વિષ નીકળ્યું હતું અને આ ગીતાસાગરમાં તો કેવળ અમૃત જ ભર્યું છે. અંધકાર અને નિશાચરથી પોતાને ત્રાસ ન થાય એવા હેતુથી પ્રાણીઓએ સૂર્યનારાયણ આગળ ધા નાખતાં સૂર્યે તેમના

---

સત્યવ્રતે વસિષ્ઠની ધેનુનો વધ કરી વિશ્વામિત્રના કુટુંબને માંસ આણી આપ્યુ, આથી વસિષ્ઠ ઋષિએ ક્રોધાવિષ્ટ થઈને શાપ દીધો કે, 'બ્રાહ્મણસ્ત્રીનો અપહાર, પિતાનો ક્રોધ અને ધેનુનો વધ, એ ત્રણ શંકુ(પાતકને)ને લીધે સત્યવ્રતને ત્રિશંકુ નામ પ્રાપ્ત થાઓ'' ત્યારથી તે અધિક ભ્રમિત થઈને અરણ્યમાં ભટકવા લાગ્યો. પાછળથી કાળાંતરે તેનો પિતા પુન પોતાના નગરમા આવ્યો, પરંતુ તેણે પોતાના પુત્રના નામનો મુખથી ઉચ્ચાર સુદ્ધાં કર્યો નહિ આથી તો ત્રિશંકુ અતિ વ્યાકુળ થયો અને એકવાર તો તે દેહત્યાગ કરવાને પણ પ્રવૃત્ત થયો; પરંતુ એટલામાં એકાદ દેવતાએ તેને કહ્યું કે 'તું દેહત્યાગ કરીશ નહિ. તારો પિતા સત્વર જ તને રાજ્યાસન પર સ્થાપિત કરશે.' આથી ત્રિશંકુએ પોતાનો તે નિશ્ચય ફેરવી નાખ્યો. કેટલોક કાળ ગયા પછી તેના પિતાએ રાજ્યની લગામ તેના હાથમાં સોંપી અને તેને સદુપદેશ કર્યો. પહેલા એક વાર તેણે આ પ્રમાણે ઉપદેશ કર્યો હતો; પરંતુ તે વખતે તો તેનું પરિણામ 'ઊંધી ગાગર પર પાણી રેડવા' સમાન આવ્યું હતુ, પરતુ આ વખતે તેણે પિતૃબોધ ગ્રહણ કર્યો અને તે નીતિથી રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો.

ત્રિશંકુએ આ પ્રમાણે રાજ્ય કરતાકરતાં એક વખત એવો વિચાર મનમા આણ્યો કે, 'આ મર્ત્યદેહ વડે જ સ્વર્ગમાં જઈ ત્યાંના દિવ્ય ભોગ ચિરકાળ પર્યંત ભોગવતા રહી શકાય, એવો એક યજ્ઞ કરવો જોઈએ.' આવો વિચાર કરી તે વસિષ્ઠ ઋષિની પાસે ગયો. વસિષ્ઠે પ્રત્યુત્તર આપ્યો કે, 'તું કહે છે તે પ્રમાણે બની શકશે નહિ.' ત્યારે ત્રિશંકુ બોલ્યો 'હં, સમજ્યો. પૂર્વે મેં આપની ધેનુ મારી હતી; તેથી આપ દ્વેષથી મને આ પ્રમાણે કહો છો. ઠીક છે, હું અન્ય ઉપાધ્યાયને બોલાવી એવો યજ્ઞ કરી સ્વર્ગમા જાઉં છું કે નહિ, તે જુઓ.' આથી વસિષ્ઠ ક્રોધિત થઈ બોલ્યા કે, 'તુ સ્વર્ગમાં જાય કે નહિ જાય; પરંતુ હમણાં તો તું ચાંડાળ થા.'

વસિષ્ઠના મુખમાંથી આ શબ્દો બહાર પડતાંની સાથે જ ત્રિશંકુને ચંડાળ સ્વરૂપ પ્રાપ્ત થયુ. આથી ત્રિશંકુને ઘણી જ ઘૃણા ઊપજી અને તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. આ જ પ્રસંગે વિશ્વામિત્ર ઘેર આવ્યા અને પોતાની સ્ત્રી તથા પોતાનાં સંતાનોને પૂછપરછ કરવા લાગ્યા કે, 'મારી પાછળ તમારું કોણે રક્ષણ કર્યું?' તેમણે ત્રિશંકુનું નામ જણાવી, તેથી હાલની શોચનીય સ્થિતિ નિવેદિત

દુઃખનું પોતાના તેજથી નિવારણ કર્યું ખરું, પરંતુ તેના તેજના તાપથી પ્રાણીમાત્રને ત્રાસ થાય છે, એથી સૂર્યમાં ન્યૂનતા છે. સંતપ્ત થયેલા જગતને ચંદ્ર પોતાની ચાંદનીથી શાંત કરે છે, પણ તે કલંકી ચંદ્રની ઉપમા પણ આ ગ્રંથને કેમ આપી શકાય? અર્થાત્ આપ સંતજનોએ મારા હાથે સર્વને ઉપયોગી થાય એવો આ ગ્રંથ રચાવ્યો છે, તે અનુપમ છે. કિંબહુના આપની કૃપાથી જ આ ગ્રંથરૂપ ધર્મ-કીર્તન પૂર્ણાહુતિ પામ્યું છે; માટે હવે મારું એટલું જ કાર્ય અવશિષ્ટ રહ્યું છે કે, મારે આપ સંતજનની તનમનથી સેવા. કરવી. હવે મારા વિશ્વરૂપ ગુરુદેવ, આ વાગ્યજ્ઞથી સંતુષ્ટ થઈને મને એવો આશીર્વાદ આપો કે, દુષ્ટોની કુટિલતા નષ્ટ થઈ તે સત્કર્મમાં પ્રેમી બને, જીવ-માત્રમાં નિરંતર પરસ્પર મૈત્રી વધ્યા કરે, વિશ્વમાનો પાપરૂપી અંધકાર નષ્ટ થઈ સંસારમાં સ્વધર્મરૂપી સૂર્યનો પ્રકાશ વિસ્તાર પામે, પ્રાણી-માત્રની સર્વ શુભેચ્છાઓ પૂર્ણ થાય; સંસારમાં પ્રાણીઓને નિરંતર સકળ મંગળની વૃષ્ટિ કરનારા ભગવજ્જનોનાં મંડળ મળતાં રહે. તે ભક્તજન કેવા છે? બોલતાચાલતા કલ્પતરુના બાગ, જીવત ચિંતા-મણિઓનાં ગામ કે અમૃતના બોલતાચાલતા સાગર અને કલંકરહિત ચંદ્ર સમાન છે, અથવા તાપરહિત સૂર્ય જેવા છે. એવા ભગવદ્ભક્ત

---

કરી. પછી ત્રિશંકુનો વિશ્વામિત્રની સાથે મેળાપ થયો, ત્યારે તે તેમના પ્રત્યે બોલ્યો કે, 'હવે મારુ રક્ષણ કરવુ આપના હાથમા છે.' વિશ્વામિત્રે પ્રત્યુત્તરમા જણાવ્યુ કે. 'ઠીક છે.' તે પછી તે ઉભયે યજ્ઞનો આરંભ કર્યો અને બ્રાહ્મણો-ને નિમંત્રણ કર્યું; પરંતુ વસિષ્ઠે 'ચાંડાળ યજમાન અને ક્ષત્રિય ઉપાધ્યાય' કહી તેમની નિંદા કરી; તેથી કોઈ બ્રાહ્મણ ત્યાં આવતા નહોતા. આથી વિશ્વા-મિત્રે ક્રોધિત થઈ વસિષ્ઠના પુત્રોને શાપ આપી ચંડાળ બનાવ્યા. તદનતર કેટલાક બ્રાહ્મણો યજ્ઞપ્રસંગે હાજર થવા આવ્યા; પરતુ દેવો હવ્ય સ્વીકારતા નહોતા. આથી વિશ્વામિત્રે ત્રિશંકુને કહ્યુ કે, 'હવે જો મારુ કાંઈ સ્વઉપાર્જિત પુણ્ય હશે, તો તું સ્વર્ગમાં જઈશ.' આટલું કહેતાંની સાથે જ પક્ષીની પેઠે ઊડી ત્રિશંકુ સ્વર્ગ પ્રતિ જવા લાગ્યો. ત્યારે ઇંદ્રને ક્રોધ ઉત્પન્ન થયો અને તે બોલ્યો કે, 'ગુરુશાપથી દગ્ધ થયેલા તને મર્ત્યદેહ સાથે સ્વર્ગમાં આવવાનો અધિકાર નથી; માટે તુ પતન પામ.' આથી ત્રિશંકુ નીચે પતિત થવા લાગ્યો અને બૂમ પાડવા લાગ્યો. તેની બૂમ સાંભળી વિશ્વામિત્રે 'तिष्ठ तिष्ठ' એમ કહ્યું; તેથી તે અંતરિક્ષમાં સ્થિર રહ્યો. પછી વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ અને પ્રતિસ્વર્ગ નિર્માણ કર્યાં: પછી 'હું ત્યા ત્રિશંકુને સ્થાપીશ' એવી પ્રતિજ્ઞા કરી, ધરતી આરંભી તથા કેટલાક પદાર્થો પણ નિર્માણ કર્યા. આથી ઇંદ્રે વિશ્વામિત્રને સમજાવી ત્રિશંકુના મર્ત્યદેહનો ત્યાગ કરાવી તેને દિવ્ય દેહથી સ્વર્ગમાં લીધો.

સંતજનોનો સર્વ લોકોને સત્સંગ મળે તથા તેઓ સર્વ કોઈના પ્રિય થાય, વધારે શું માગું ? સમસ્ત ત્રૈલોક્ય સર્વ સુખથી સંપૂર્ણ બની તેઓ આદ્ય પુરુષનું અખંડ ભજન કર્યાં કરે અને વિશેષતઃ જેઓ આ લોકમાં આ ગ્રંથ પર જ જીવન ધારણ કરે છે, તેમને આ લોકનું અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય. (૧૮૦૦)

આટલું સાંભળી શ્રીગુરુએ કહ્યું કે, ઠીક છે, તારી ઇચ્છા પ્રમાણે એ સર્વ દાનપ્રસાદ તને પ્રાપ્ત થશે. આથી જ્ઞાનદેવને આનંદ થયો. આ રીતે કળિયુગમાં મહારાષ્ટ્ર દેશમાં શ્રીગોદાવરીના દક્ષિણ તટ પર ત્રિભુવનમાં પવિત્ર અને અનાદિ પંચકોશી ક્ષેત્ર 'નેવાસણુ' જ્યાં જગતના જીવનસૂત્ર શ્રીમોહિનીરાજ× વિરાજે છે, જ્યાં યાદવ વંશના વિભૂષિત સકળકલાપ્રવીણ, ન્યાયના પાલનકર્તા શ્રીરામરાજા રાજ્ય કરતા હતા, ત્યા શ્રીશંકરપરંપરોત્પન્ન શ્રીનિવૃત્તિનાથના શિષ્ય જ્ઞાનદેવે* ભગવદ્

× 'શ્રીમહાલયા'નું દેવાલય અહમદનગર જિલ્લાના નેવાસા નામના ગામમાં છે. તેનું 'મોહિનીરાજ' એવુ બીજું પુરુષવાચક નામ પણ છે. શ્રીવિષ્ણુએ સમુદ્રમથન પ્રસંગે જે મોહિનીસ્વરૂપ ધારણ કર્યું હતું, તેનો આ અવતાર છે, માટે એને સ્ત્રીલિંગી અને પુલિંગી, એવાં બે જાતિનાં નામો છે; પરંતુ દેવનો મૂળ વેશ સ્ત્રીનો છે, તોપણ ઉત્સવાદિપ્રસંગે પુરુષનો વેશ પણ ધારણ કરાવવામાં આવે છે. આ જ નેવાસામાં જ્ઞાનેશ્વરજીએ આ જ્ઞાનેશ્વરી લખી હતી. ત્યાં અંદ્યાપિ 'જ્ઞાનોબાચા ખાંબ' એ નામનો પ્રસિદ્ધ પાષાણ છે. આ પાષાણ પર પ્રથમ જ્ઞાનેશ્વર મહારાજ કોલસાથી ઓવીઓ લખતા અને નેવાસાનો કુલકર્ણી તેની શુદ્ધ પ્રત ઉતારી લેતો. 'અહમદનગર ડિસ્ટ્રિક્ટ ગેઝેટિયર' એ નામથી સરકાર દ્વારા પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી પુસ્તકમાં 'નિવાસ' શબ્દનો અર્થ 'નેવાસા' કરવામાં આવ્યો છે, તે સ્પષ્ટ ભૂલ છે અને મહારાષ્ટ્ર ભાષાનું કેવળ અજ્ઞાન પ્રદર્શિત કરે છે; કારણ કે મૂળમાં 'સકળાનિવાસ' એ સમગ્ર પદ સામાસિક છે અને તે રાજા રામચન્દ્રનું વિશેષણ છે, એમ સ્પષ્ટ વ્યક્ત થાય છે.

* મૂળમાં 'શ્રીનિવૃત્તિનાથસુતે' એ પ્રમાણે છે. 'સુત' શબ્દનો અર્થ શિષ્ય પણ થાય છે અને કેટલાક મહંતોના પંથમાં શિષ્યપરંપરાને પુત્ર એવી જ સંજ્ઞા અપાતી હોઈ, તેને પુત્ર પ્રમાણે જ વારસો વગેરેમળે છે. એ સિવાય શિષ્ય એ પુત્રરૂપ જ છે, એવો શ્રી જ્ઞાનેશ્વરનો અભિપ્રાય પણ ઠેકઠેકાણે જ્ઞાનેશ્વરીમા પ્રગટ થયેલો છે. શ્રીપરશુરામ પાસે અસ્ત્રવિદ્યા શીખતી વેળા કર્ણે 'હું બ્રાહ્મણ છું' એમ કહ્યું હતું; તે ઉપરથી તેઓ તેના પર ક્રોધે ભરાયા. ત્યારે કર્ણે કહ્યું હતું કે, 'ગુરુ પણ શિષ્યનો પિતા જ છે; એટલે ગુરુની જે જાતિ, તે જ શિષ્યની જાતિ છે, એમ ધારીને મેં મને પોતાને બ્રાહ્મણ તરીકે ઓળખાવ્યો હતો;' અર્થાત્ અહીં શિષ્ય શબ્દનો કેટલાકો પુત્ર અર્થ કરે છે, તે અનુચિત નથી.

ગીતાને ભાષાના અલંકાર ચડાવ્યા છે. મહાભારતરૂપી નગરમાં ભીષ્મ નામક પ્રસિદ્ધ પર્વમાં શ્રીકૃષ્ણ અને અર્જુનનો જે ઉત્તમ સંવાદ વર્ણવેલો છે, જે સવાદ સર્વ ઉપનિષદોનો સાર છે, જે સર્વ શાસ્ત્રોનુ જન્મસ્થાન છે, જે પરમહંસ-સંતોની ક્રીડાનુ સરોવર છે, તે શ્રીગીતાનો કળશ એવો આ અઢારમો અધ્યાય, નિવૃત્તિદાસ જ્ઞાનદેવ કહે છે કે, પૂર્ણ થયો છે. ઉત્તરોત્તર આ ગ્રંથની પુણ્યસંપત્તિ દ્વારા જીવમાત્રને સકળ સુખોનો પૂર્ણ લાભ થાઓ. શાકે ૧૨૧૨માં આ ટીકા જ્ઞાનેશ્વર મહારાજે રચી અને સચ્ચિદાનંદ બાબાએ તે અતિ આદરથી લખી લીધી. (૧૮૧૦)

इति श्रीज्ञानदेवविरचितायां भावार्थदीपिकाया अष्टादशोऽध्यायः ॥ १८ ॥

## શ્રી એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરીનું સંશોધન કર્યા પછી તત્સંબંધી લખેલી ઓવીઓનું ભાષાંતર

શાકે ૧૫૦૬ તારણ નામ સવત્સરમાં જનાર્દન મહારાજના શિષ્ય એકનાથસ્વામીએ જ્ઞાનેશ્વરી ગીતાની પ્રત શુદ્ધ કરી. ગ્રંથ મૂળથી જ અતિ શુદ્ધ હતો; પરંતુ લોકના પાઠભેદથી ક્યાકક્યાંક અ(સં)બદ્ધ થઈ ગયો હતો. તેને તપાસીને જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરી છે. જેમની ગીતાની ટીકા વાંચવાથી ભાવિક વાંચનારને ગીતાનુ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે જ્ઞાનેશ્વર મહારાજને નમસ્કાર હો. વિપુલ કાળ પછી પ્રાપ્ત થતો જે ઉત્તમ કપિલાષષ્ઠીનો યોગ-ભાદ્રપદ કૃષ્ણ ષષ્ઠી-તે દિવસે ગોદાવરીના તીર પ્રાંતમાં પૈઠણનામક ક્ષેત્રમા જ્ઞાનેશ્વરીની પ્રત શુદ્ધ કરવાનું કાર્ય સમાપ્ત થયું. જ્ઞાનેશ્વરીના પાઠમાં જે મહારાષ્ટ્ર ભાષામાં ઓવી-પ્રબધ રચીને ઉમેરશે, તો તેનું તે કાર્ય અમૃતના પાત્રમાં કાચલી રાખ્યા પ્રમાણે જ થવાનું, એમ સમજવું. (૫)

इति श्रीज्ञानेश्वरी भावार्थदीपिका गीताटीका समाप्ता ।

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

# કેટલાક પારિભાષિક શબ્દો

**દ્વિવિધ પ્રકૃતિ:** (૧) પરા—એ જીવભૂતા છે. (૨) અપરા—એ જડ છે. તેના આઠ ભેદ છે. આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, મન, બુદ્ધિ અને અહંકાર.

**ત્રિવિધ કર્મ:** કર્મ, અકર્મ અને વિકર્મ.

**ત્રણ ગુણ:** સત્ત્વ, રજ અને તમ.

**ત્રિવિધ તાપ:** આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક.

**ત્રણ દોષ (શરીરના):** ચોરી, વ્યભિચાર અને હિંસા.

**ત્રણ દોષ (મનના):** તૃષ્ણા, ચિંતા અને બુદ્ધિમંદતા.

**ચાર દોષ (વાણીના):** નિંદા, અસત્ય, કઠોરતા અને વધારેપડતું બોલવું.

**ચતુર્વિધ અન્ન:** ભોજ્ય (ચાવવાનું), પેય (પીવાનું), લેહ્ય (ચાટવાનું) અને ચોષ્ય (ચૂસવાનું).

**ચાર આશ્રમ:** બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ.

**ચાર અવસ્થા:** જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા.

**ચાર પુરુષાર્થ:** ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

**ચાર પાદ બ્રહ્મના:** વૈરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને ઈશ્વરસાક્ષી.

**ચાર પાદ આત્માના:** વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય.

**ચાર માત્રા ૐકારની:** અકાર, ઉકાર, મકાર ને અર્ધમાત્રા (અમાત્ર).

**ચાર પ્રકારના ભક્ત:** આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ અને જ્ઞાની.

**ચાર પ્રકારના મનુષ્ય:** પામર, વિષયી, જિજ્ઞાસુ (મુમુક્ષુ) ને મુક્ત.

**ચાર મહાવાક્ય:** प्रज्ञानं ब्रह्म (ઋગ્વેદ), अहं ब्रह्मास्मि (યજુર્વેદ), तत्त्वमसि (સામવેદ), अयमात्मा ब्रह्म (અથર્વવેદ).

**ચાર પ્રકારની મુક્તિ:** સામીપ્ય, સાયુજ્ય, સારૂપ્ય અને સાર્ષ્ટિ.

**ચાર પ્રકારની યોનિ:** જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ.

**ચાર પ્રકારના યોગ:** હઠયોગ, મંત્રયોગ, લયયોગ અને રાજયોગ.

**ચાર પ્રકારની વાણી:** પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી.

**ચાર પ્રકારના શબ્દ:** ઘોષ, ધ્વનિ, નાદ અને ૐકાર.

**અંતઃકરણચતુષ્ટય:** મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર.

**પાંચ મુખ્ય આસન:** (યોગનાં) સિદ્ધ, પદ્મ, ભદ્ર, વજ્ર, સ્વસ્તિક.

**પાંચ જ્ઞાનેંદ્રિય:** શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ અને નાસિકા.

**પાંચ વિષય:** (જ્ઞાનેંદ્રિયના) શબ્દ, રૂપ, સ્પર્શ, રસ અને ગંધ.

**પાંચ કર્મેંદ્રિય:** વાચા, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ.

**પાંચ વિષય:** (કર્મેંદ્રિયના) બોલવું, આપવું–લેવું, ચાલવું, મળત્યાગ અને મૂત્રત્યાગ.

**પાંચ ક્લેશ:** અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને આસક્તિ.
**પાંચ પ્રકારનાં કર્મ:** નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત અને નિષિદ્ધ.
**પાંચ કોશ:** અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.
**પાંચ દેવતરુ:** મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન.
**પાંચ પ્રાણ:** પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.
**પાંચ ઉપપ્રાણ:** નાગ, કૂર્મ, કૃકલ, ધનંજય અને દેવદત્ત.
**પાંચ ભૂત:** પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ.
**છ ઋતુ:** વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર.
**છ શાસ્ત્ર–ષડ્દર્શન:** ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા
**છ પ્રમાણ:** પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ.
**કપિલાષષ્ઠી:** એ પર્વ બહુધા ૬૦ વર્ષે આવે છે. માસ ભાદ્રપદ, પક્ષ કૃષ્ણ, તિથિ ષષ્ઠી, વાર ભોમ, નક્ષત્ર રોહિણી, યોગ વ્યતીપાત અને મહાનક્ષત્ર હસ્ત; એટલા યોગો એકઠા થાય, ત્યારે એ પર્વ આવે છે.
**સપ્તકુલ પર્વત:** મહેંદ્ર, મલય, સહ્ય, શક્તિમાન, ૠક્ષ, વિંધ્ય અને પરિયાત્ર.
**સપ્ત ધાતુ:** રસ, રક્ત, માંસ, મેદ. અસ્થિ, મજ્જા અને શુક્ર.
**સપ્ત પાતાલ:** અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ.
**સપ્ત સ્વર:** નિષાદ, ઋષભ, ગાંધાર, ષડ્જ, મધ્યમ, ધૈવત અને પંચમ.
**સાત સ્વર્ગ:** ભૂ:, ભુવ:, સ્વ:, મહ:, જન:, તપ અને સત્ય.
**સાત ચક્ર:** આધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્રદલપદ્મ.
**આઠ અંગ (યોગનાં):** યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.
**આઠ દિગ્ગજ:** ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ. અંજન, પુષ્પદંત, સાર્વ–ભૌમ અને સુપ્રતીક.
**આઠ પ્રકારના સાત્ત્વિક ભાવ:** સ્તંભ, સ્વેદ. રોમાંચ સ્વરભંગ, કંપ વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય.
**અષ્ટ લોકપાલ:** ધર, ધ્રુવ, સોમ, અહ્ન, અનિલ, અનલ, પ્રત્યુષ અને પ્રભાસ.
**અષ્ટ સિદ્ધિ:** અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈષિતા અને વશિતા (શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધનો અધ્યાય ૧૫મો જુઓ)
**નવ પ્રકારની ભક્તિ:** શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.
**નવ રસ:** અલંકારશાસ્ત્રમાંના–શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક. બીભત્સ. અદ્ભુત અને શાંત.

**દશ નિયમ :** दानमिज्या तपो ध्यानं स्वाध्यायोपस्थनिग्रहः ।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश ॥
દાન, યજ્ઞ, તપ, ધ્યાન, સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન–એ દશ નિયમ છે.

**દશ યમ :** आनृशंस्यं क्षमा सत्यमहिंसा दम आर्जवम् ।
प्रीतिः प्रसादो माधुर्यमक्रोधश्च यमो दश ॥
અક્રૂરતા, ક્ષમા, સત્ય, અહિંસા, દમ, સરળતા, પ્રીતિ, પ્રસન્નતા, માધુર્ય અને શાંતિ–એ દશ યમ છે.

**એકાદશ રુદ્ર :** મૃગવ્યાધ, સર્પ, નિઋ઼ર્તિ, અજૈકપાત્, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઈશ્વર, કાપાલી, મહાદ્યુતિ અને ભર્ગ.

**ચૌદ મનુ :** સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, દેવસાવર્ણિ, ઇંદ્રસાવર્ણિ અને ધર્મસાવર્ણિ.

# શ્રીજ્ઞાનેશ્વર અને તુકારામની પાલખીઓ

દર વર્ષે આષાઢી એકાદશી નિમિત્તે શ્રીપંઢરપુર ક્ષેત્રની યાત્રાએ જતી વેળા શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજનો અહીં (પૂનામાં) એક દિવસ મુકામ થાય છે. આ પ્રસંગે રાષ્ટ્રીય કાર્યકર્તાઓ તેમ જ સુશિક્ષિત વર્ગને બોધદાયક કેટલીક બાબતો સહજ રીતે લક્ષમાં આવે છે; પણ અતિ વ્યવસાયને લીધે કહો અથવા વિચારવૈચિત્ર્યને લીધે કહો, આ વર્ગનું તે બાજુએ જેટલુ જવું જોઈએ, તેટલુ લક્ષ ગયુ હોય એમ જણાતુ નથી અને તેથી જ આ બાબતમાં ઉદ્ભવેલા કેટલાક વિચારો અત્રે નોંધી રાખવાનું યોગ્યુ છે.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજની પાલખીઓ પૂનામાં એક દિવસ રહે છે; એમ હોવા છતાં તેઓ પોતે અહીં એક દિવસ મુકામ કરે છે, એમ ઉપર લખેલું જોઈ કોઈને ભ્રમમાં પડવાનું કારણ નથી; કારણ કે એ પાલખીઓ ને પાદુકા, એ ચર્મચક્ષુએ દેખાતાં તેમનાં બાહ્ય ચિહ્નો છે, પરંતુ સત્પુરુષો કીર્તિરૂપે તેમ જ જ્ઞાનરૂપે સદૈવ અમર હોવાથી, તેઓ જ્ઞાનચક્ષુ વડે જ હંમેશાં અનુભવી શકાય છે. બીજું એ છે કે, તેમને સંતની પદવી મળી હોય, તોપણ તે પરીક્ષ્યમાણ અવસ્થામાં હોય છે. જગતના આઘાત વેઠીવેઠીને લોકોની નિંદાસ્તુતિને નહિ ગણકારતાં સદાચરણ વડે ભવચક્રની મોહજાળમાંથી પાર પડી, તેમનું દેહાવસાન થાય એટલે તેમની સત–પદવી સ્થિર થાય છે. આવા સત્પુરુષોનો મહિમા શ્રીજ્ઞાનેશ્વર મહારાજે પોતાની એક ઓવીમાં પ્રભુના મુખે બોલાવ્યો છે. તેમાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, 'દિવ્ય જ્ઞાન વડે તેજસ્વી થયેલા સંતો તે મારાં જ સ્વરૂપો છે, એમ તું સમજ અને એકાદ કામિની સ્ત્રી

ઉપર જેટલા પ્રેમથી–જેટલી ઉત્સુકતાથી તારી દૃષ્ટિ ઝડપ નાખે છે, તેટલા જ પ્રેમથી–તું તેમને જો.' અને આવા સત્પુરુષો ઘેર ચાલી આવે, ત્યારે આવા સંતપદનો લાભ મળતો હોય, ત્યારે જે અનુભવ થાય છે તે અનુભવ તુકારામ મહારાજ પોતાના એક અભંગ વડે વ્યક્ત કરે છે. તુકારામ મહારાજ કહે છે કે, 'જે દિવસે અમને સજ્જન–સંતની મુલાકાતનો યા તો ભેટનો લાભ મળે છે, તે જ દિવસ અમને દશેરા–દિવાળી 'જેવો લાગે છે. અમારા સુખને તેમ જ અમારા સદ્‌ભાગ્યને તે દિવસે સીમા જ રહેતી નથી. રામનામની ગર્જનાથી વાચા સાર્થક થઈ હોય, તે દિવસ અત્યંત ધન્ય છે. સંતોનાં ચરણકમળમાં આપણે જીવનસમર્પણ કરીએ, તોપણ તેમનો બદલો વળી શકતો નથી.' આવી રીતે પોતાની રસાળ, અર્થપૂર્ણ અને પ્રાકૃત એટલે શુદ્ધ મરાઠી એવી સહેલી ભાષામાં બોધામૃત પાઈને જેમણે મહારાષ્ટ્રીય જનતાને કૃતાર્થ કરી રાખી છે, એવા સત્પુરુષોની પાલખીઓ શહેરમા આવે છે, ત્યારે પૂનાના રહેવાસીઓની ભક્તિમાં એકદમ ભરતી આવે છે; અને પાલખ્ખીનું સ્વાગત કરવામાં અને તેને શહેરમાં ફેરવવામા તેઓ તલ્લીન થઈ જાય, એમાં શું આશ્ચર્ય? પરમ ઉલ્લાસથી નાના અને મોટા, ગરીબ અને શ્રીમંત સૌ કોઈ આ પાલખીની સામે જાય છે અને મોટા ઠાઠથી ગાજતાવાજતા 'ગ્યાનબા તુકારામ'નો જરા અશુદ્ધ પણ પ્રેમાળ તેમ જ ભક્તિપૂર્ણ જયઘોષ કરતાકરતા નિરભિમાન વૃત્તિથી ભજનમાં રંગાઈને તે પાલખીઓને શહેરમાં ફેરવી તેમના ઊતરવાને ઠેકાણે જઈ પહોંચાડે છે. પાલખ્ખા જે રસ્તે થઈને જવાની હોય છે, તે રસ્તાની બન્ને બાજુએ આવેલાં ઘરોના ઓટલા, બારીઓ, છજાંઓ અને છાપરાં વગેરે માણસોથી ઊભરાઈ ગયેલાં દેખાય છે. આ પાલખીઓનો એક દિવસ મુકામ થાય છે, એટલા વખતમાં આવો, આપણે તેના પૂર્વ ઇતિહાસ તરફ વળીએ.

પુંડળીક માટે શ્રીભગવાન પંઢરપુરમાં નિવાસ સ્વીકારી ઈંટના ટુકડા ઉપર ઊભા રહ્યા, ત્યારથી ભક્તિમાર્ગ સૌને માટે ખુલ્લો થયો. ભગવાનનાં દર્શન કરવા સારુ નિયમપૂર્વક જેમણે પરિપાઠ રાખ્યો, તેમને 'વારકરી'એવું નામ મળ્યું. શ્રી જ્ઞાનેશ્વર મહારાજ, શ્રીએકનાથ મહારાજ, વિશ્વંભર બુવા મોરે એટલે તુકારામ બુવાના સાતમા પૂર્વજ, આ બધા વારકરી જ હતા. ગોપીચંદનની મુદ્રાઓ ધારણ કરવી, તુલસીની માળાઓ પહેરવી, એકાદશીના ઉપવાસ વગેરે વ્રત કરવાં. દરરોજ નિયમપૂર્વક હરિભજન કરવું અને હરપ્રયત્ને હરિસ્મરણ અંતઃકરણમાં સદા જાગ્રત રાખવું, એ વારકરી લોકોનાં પ્રધાન લક્ષણો છે. અસ્તુ.

વિશ્વંભર બુવાને દૃષ્ટાંત (પરચો, પ્રભુલીલાનું દર્શન, ચમત્કાર) થયા ઉપરથી તેમણે મહારાષ્ટ્રમાં આવેલા દેહુ ગામમાં શ્રીવિઠ્ઠલપ્રભુની મૂર્તિની સ્થાપના કરી. દેહુના વિઠ્ઠલમંદિરમાં અદ્યાપિ તે જ મૂર્તિ છે. શ્રીતુકારામ બુવા જ્યારે પંઢરપુરની યાત્રાએ જતા, ત્યારે તેઓ શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાદુકાઓ સાથે લઈ જતા; એટલે શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખીની શરૂઆત તુકારામ મહારાજથી થયેલી છે. તુકારામ મહારાજના ત્રીજા ચિરંજીવી નારાયણ બુવાએ સતારાના શ્રીશાહુ

મહારાજ પાસેથી દેહુ, ચેલવાડી અને કિન્હઈ, એ ગામના વહીવટની તેમ જ ઉત્પન્નની કાયમની સનંદો મેળવી અને દેહુના વિઠ્ઠલમંદિરનો ઉત્તમ પ્રકારે જીર્ણોદ્ધાર કરી, બહુ સુંદર કામ ઉઠાવ્યું. શ્રીતુકારામ બુવાના વંશના ચોથા પુરુષ પણ ભગવદ્‌ભક્ત હોવાથી તેમને જ્ઞાનેશ્વર મહારાજની પાદુકા જે પ્રમાણે પંઢરપુર લઈ જવામાં આવે છે, તે પ્રમાણે પોતે પણ શ્રીતુકારામ બુવાની પાદુકા પંઢરપુર લઈ જવી, એમ લાગ્યુ. તેઓ જાગીરદાર હોવાથી પાદુકાને પાલખીમાં પધરાવી લઈ જવાનો રિવાજ શરૂ થયો, પણ પછીથી કાંઈ ખાનગી કલહને લીધે એ રિવાજ બંધ પડ્યો. સતારા જિલ્લામાં આરફળ નામના ગામમાં હૈબતરાવ નામના એક મરાઠા જાતિના પુરુષ હતા. તેમને સિંધિયા સરકારના રાજ્યમાં સારી નોકરી હતી, પણ તેમના અંતઃકરણમાં દૃઢ વૈરાગ્ય હોવાથી તેઓ પોતાની નોકરી છોડી દઈ આળંદીમાં આવી રહ્યા અને શ્રીજ્ઞાનેશ્વર મહારાજના પરમ ઉપાસક બન્યા. તેઓ જ્ઞાનેશ્વરી બહુ સરસ રીતે સમજાવતા હતા. આળંદીની ભજનમંડળીને અભંગ બોલવાની ક્રમવારી એમણે જ બાંધી આપી. તેમના જ મનમાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખીને પંઢરપુર લઈ જવાની ઉત્કટ ઇચ્છા થવાથી, મલ્લાપ્પા વારકર નામના પ્રસિદ્ધ વારકરીને અનુકૂળ કરી લઈને, પાલખીની દાંડી આગળ ભજન કરતા જવાનું માન વારકરને આપીને શ્રીજ્ઞાનેશ્વરની પાલખી પંઢરપુર લઈ જવાનો રિવાજ તેમણે પાડ્યો. આ બીનાને આજ આશરે ૧૦૦ વર્ષ થયાં. ત્યાર પહેલાં આળંદીની ભજનમંડળી જ માત્ર પંઢરપુર જતી હતી. વારકર વારકરીના વંશજોને દાંડીનું મળતું માન અદ્યાપિ ચાલુ છે. તેવી જ રીતે જ્ઞાનેશ્વર મહારાજના પંઢરપુરના ઉપાધ્યાય નેલેંકર પાલખીને લેવા સારુ જ ખાસ પંઢરપુરથી આળંદી આવતા હતા. તે પ્રમાણે તેમના વંશજો હજુ પણ પાલખી લેવાને આળંદી આવે છે. આળંદીના શ્રીજ્ઞાનેશ્વરના દેવળ-વાડાના ઉત્તર દરવાજે હૈબતરાવનું પિત્તળી પગથિયુ છે અને દેવળમાં પેસતાં જ ડાબી બાજુ તરફની યાત્રાળુઓને ઊતરવાની ઓરડીઓ પૈકી પહેલી ઓરડીમાં તેમની સમાધિ છે. અસ્તુ. આ પ્રમાણે શ્રીજ્ઞાનેશ્વરની પાલખી શરૂ થયા પછી શ્રીતુકારામ મહારાજની બંધ પડેલી પાલખી પણ ફરીથી શરૂ થઈ. આ બન્ને પાલખીઓ દર વર્ષે જેઠ વદ ૯ને રોજ અહીં એટલે પૂના મુકામે આવી પહોંચે છે અને દશમને દિવસે પણ અહીં જ રહે છે, એ ઉપર જણાવેલું જ છે.

પૂનામાં આવનારા એકાદ નવા મનુષ્યને પણ આ પાલખીનો મુકામ ક્યાં છે, એની તપાસ કર્યા સિવાય જ તેનાં દર્શન માટે દોડી જતા ભક્તજનોની ગિરદી ઉપરથી અને 'શ્રીજ્ઞાનેશ્વર માઉલી સમર્થ'' ઇત્યાદિ નામઘોષ ઉપરથી સહજમાં જણાઈ આવે તેમ હોય છે. આ સત્પુરુષોનાં સાંનિધ્યથી અને વાતાવરણમાં ઊછળી રહેલી આનંદની લહરીઓથી પૂના શહેરમાં આ દિવસ પંઢરપુરના દશેરા-દિવાળીના જેવા લાગે છે. બીજે દિવસે સવારે એટલે જેઠ વદ એકાદશીએ આરતી થયા પછી આ બન્ને પાલખીઓ આગલે મુકામે જવા સારુ કૂચ કરે છે, ત્યારે પરમ સ્નેહી એકાદ મનુષ્ય બહારગામ જવાનો હોય, એટલે તેના આપ્તમિત્ર

તેને વળાવવા સારુ જેમ તેની સાથે થોડેક દૂર જઈ રજા આપે છે, તેવી જ રીતે આ સત્પુરુષોની પાલખીને અને તેની સાથે જનારી ભજનમંડળીઓને તેમ જ વારકરીઓને વળાવવા સારુ પૂનાનાં માણસો ખરા પ્રેમથી ગુલટેકરી સુધી જાય છે. આ વખતે રસ્તામાં બહુ ગિરદી થાય છે. ગરીબ અને શ્રીમંત, નાના અને મોટા, સૌ કોઈ પાલખીની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાનો ભક્તિ-પ્રેમ વ્યક્ત કરે છે અને ભજનમાં સામેલ થઈ પ્રભુભક્તિમાં લીન થઈ જાય છે. સ્ત્રીઓ પોતાનાં બાળકોને પાલખીની આગળ રસ્તામાં સુવાડી તેમનું કલ્યાણ કરવા સારુ શ્રીજ્ઞાનેશ્વર–તુકારામની મનોભાવપૂર્વક પ્રાર્થના કરે છે. પાલખી ગુલટેકરી આગળ પહોંચ્યા પછી ફરીથી આરતી થાય છે અને પછી વળાવવા ગયેલા લોકો ધીમે ધીમે પાછા ફરવા માંડે છે. પંઢરપુર સુધી જનારા પોતાના આપ્તેષ્ટોને રજા આપતી વેળાએ ચિત્તવૃત્તિ પીગળવા લાગે છે, ને શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજને એ વર્ષના અને સાના છેવટના નમસ્કાર કરતી વેળાએ નેત્રો ભક્તિપ્રેમના પરમાનંદમાં અશ્રુધારાથી ભરાઈ આવે છે. પાછા ફરનારાનાં ગદ્ગદિત અંતઃકરણનુ વર્ણન તો એકાદો કુશળ ચિત્રકાર અથવા કોઈ પ્રાસાદિક કવિ જ કરી શકે.

આ બન્ને પાલખીઓ સાસવડ ગામ સુધી એકત્ર જાય છે અને ત્યાંથી તેમના માર્ગ જુદા થાય છે. શ્રીતુકારામ મહારાજની પાલખી બારામતી તરફથી જાય છે અને શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પાલખી જેજુરી, વાલ્હા ને નીરાપુલને રસ્તે થઈને જાય છે.

આ બે પાલખીઓની પેઠે જ બીજા સંતોની પાલખીઓ પણ પંઢરપુર લઈ જવાનો રિવાજ જુદી જુદી વેળાએ શરૂ થયો. આ બધી પાલખીઓ અષાઢ સુદિ ૯ને દિવસે વાખરીના મેદાનમાં એકઠી થવાની હોય છે. મુખ્ય પાલખીઓ આ પ્રમાણે હોય છે. ૧–પેઠણથી એકનાથ મહારાજની, ૨–ત્ર્યબકથી નિવૃત્તિ-નાથની ૩–એદલાબાદથી શ્રીમુક્તાબાઈની, ૪–મચ્છેંદ્રગઢથી મચ્છેંદ્રનાથની. ૫–સાસ-વડથી શ્રીસોપાનદેવની અને ૬–આરણગામથી શ્રીસાંવતા માળીની

આ સિવાય ચાંગદેવ, ગોરો કુંભાર, ચોખામેળા વગેરે સત્પુરુષોની પણ પાલખીઓ નીકળે છે. આ બધામાં શ્રીજ્ઞાનેશ્વરની ને તુકારામની પાલખીઓની સાથે ભજનમંડળીઓ તેમ જ વારકરીઓનો જમાવ બહુ મોટો હોય છે અને જતાંજતાં માર્ગમાં તેમાં ગામગામના વારકરીઓ સામેલ થતા જ રહે છે અને એવી રીતે ઉત્તરોત્તર વધતો જતો પ્રચંડ જનસમુદાય પાલખીઓ સહિત વાખરીના મેદાનમાં આવી પહોંચે છે. આ વખતનો દેખાવ અવર્ણનીય હોય છે. બધી પાલ-ખીઓને વચમાં મૂકી તમામ ભજનમંડળીઓ અને અન્ય વારકરીઓ ભેગા મળીને જ્યારે એકસાથે જ હરિભજનની ધૂન લગાવે છે, ત્યારે એકાદ નાસ્તિકનું અંતઃકરણ પણ ભક્તિરસથી દ્રવીભૂત થઈ જાય છે. ભેરીભૂંગળ ફૂંકાય છે, તૂરીનાદ ગગનમંડળને વિદારતા હોય છે અને તાલમૃદંગના અવાજથી તેમ જ હરિનામના ઘોષથી દશે દિશા ગાજી રહે છે. 'અમર ભુવન,' 'ભક્તિનદીનું મહાપુર,'

'મહીતળ ઉપરનાં સર્વ ક્ષેત્રોની પરિષદ'—આવા કૃત્રિમ શબ્દોથી આ પ્રસંગની કલ્પના થઈ શકવાની નથી. તે દેખાવ પ્રત્યક્ષ નેત્રો વડે જોઈને જ અનુભવવો જોઈએ અને આષાઢ સુદિ ૧૦ને રોજ જ્યારે આ બધું મંડળ વાજતુંગાજતું પંઢરપુરમાં પ્રવેશ કરવા કૂચ કરે છે, ત્યારે તો એકાદો દિલીપના જેવો મહાપ્રતાપી રાજા પોતાની અગણિત સેના લઈને જાણે પંઢરપુર ઉપર સવારી કરતો હોય, એવો ભાસ થાય છે.

આ આટલો મોટો જનસમુદાય એક હેતુથી પ્રેરિત થઈને પ્રતિ વર્ષે એકત્ર થાય છે, એ બીના રાષ્ટ્રહિતની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વની નથી કે? એક મહાન રાષ્ટ્રના આપણે ઘટક છીએ અને આપણા ઉપર રાષ્ટ્રના હિતાહિતની એક જવાબદારી છે, એ માન્યતા દૃઢ કરી આપવાને આ એક ઉત્તમ તક આવે છે. સમાજદૃષ્ટિએ પણ આ આષાઢી એકાદશીની પાલખીઓનો પ્રસંગ મહત્ત્વનો છે. ભક્તિરસમાં તલ્લીન થવાને લીધે નાતજાતના ભેદના અભિમાનને તે સ્થળે અવકાશ ન રહેતો હોવાથી તે પોતાની મેળે જ ગળી જાય છે. બધાને એક જ ઠેકાણે, એક જ વેળાએ જવાનું હોવાથી એકબીજાની બાબતમાં સહાનુભૂતિ અને પ્રેમ ઉત્પન્ન થઈ, આપણે બધા એક છીએ, એ ભાવના દૃઢ થવા માડે છે. તેવી જ રીતે વળી પાલખીઓના મુકામે અને પંઢરપુરમાં નવવિધ ભક્તિ વધારનારાં ભજન, કીર્તન, પુરાણ ઇત્યાદિ પ્રસંગ વારંવાર અને સર્વત્ર દૃષ્ટિ સમક્ષ આવતા હોવાથી, ધર્મદૃષ્ટિએ પણ એ બીના મહત્ત્વની જ છે. આવી રીતે રાષ્ટ્રીય, સામાજિક અને પરમપાવન એવો પાલખીઓનો આ મહોત્સવ પાર કોણ પાડે છે એમ પૂછશો, તો સુશિક્ષિતો તરફથી અશિક્ષિત કહેવામાં આવતા કણબી, માળી, મરાઠા અને પછાત વર્ગના લોક! ઝીણી પછેડીઓવાળા યાને પોતાને ઉચ્ચ વર્ણના કહેવડાવનારાનું આ આખા ઉત્સવમાં ક્યાંય નામ પણ નથી હોતું, સુશિક્ષિત વર્ગને આ ઉત્સવમાં પોતાને સામેલ થવા જેવું કંઈ છે એમ લાગતું નથી. ભારત, ભાગવતાદિ ગ્રંથો ઉપરથી ભક્તિરસની મોટીમોટી કથા કહેનારા પુરાણિકો, હાર્મોનિયમના સુસ્વરમાં શ્રીતુકારામના અભંગોનું વ્યવહારાનુભૂત એવું પ્રામાણ્ય માનાને અને મૃદંગની થાપો પર આ ભક્તિમાર્ગના કવિઓની કવિતાઓના વિવેચનથી શ્રોતાઓને છક કરી નાખનારા હરિદાસો, તુકારામના અભંગોના (રામકૃષ્ણ હરિનામ છોડી દઈને) આધાર પર અધ્યક્ષપીઠ ઉપરથી નિર્ગુણ ઈશ્વરની ઉપાસના કરનારા—આ પૈકી કોઈની પણ હાજરી આ મહોત્સવમાં હોતી નથી એ કેવું આશ્ચર્ય!

વર્ષની ઋતુઓ, મહિના અને દિવસ જેટલા નિયમિતપણે અને વિના તકરારે પુનઃ પુનઃ પ્રાપ્ત થાય છે, તેટલા જ નિયમિતપણે આજ કેટલાંય વર્ષથી આ પાલખીઓ શ્રીપંઢરપુરની યાત્રા કરે છે અને તેથી જ એ વહીવટ અનાદિ છે, એમ કેટલાકોને લાગતું હોય છે. હજારો ને લાખો વારકરીઓ નિમંત્રણપત્રિકા મળવાની રાહ ન જોતાં, સ્વાગતમંડળની આશા ન રાખતાં, અધ્યક્ષ, ઉપાધ્યક્ષ, કાર્યકારીમંડળ અને કાર્યક્રમની ભાંજગડમાં ન પડતાં એકત્ર થાય છે અને પૂર્ણ

એકતાથી વર્ષાનુવર્ષ પોતાની યાત્રા પાર પાડે છે. પાલખીઓના મુકામ 'બોમ્બે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિયા રેલવે તથા 'ગ્રેટ ઇન્ડિયન પેનિનસ્યૂલા રેલવે'નાં સ્ટેશનોનાં સમયપત્રક પ્રમાણે નક્કી થયેલા હોય છે. તે પાલખીઓની એક મુકામે આવી પહોંચવાની અને ત્યાંથી આગળ જવાની વેળા, ટ્રાફિક સુપરિન્ટેન્ડેન્ટના વેળાપત્રક પ્રમાણે બરાબર નક્કી થયેલી હોય છે. પાલખીઓની સાથેના હજારો ગરીબ વારકરીઓના ખાવા-પીવાનો ભાર-જવાબદારી સ્વેચ્છાથી પોતાને માથે લઈ ગામેગામના લોકો રોટલા, દાળ, છાશ, પાણી વગેરે પદાર્થોનાં ગાડાં ભરી લાવી પાલખીઓના રસ્તા પર અને તેના મુકામ પર અચૂક હાજર રહે છે; અને બ્રાહ્મણ વારકરીને સીધાં-સામગ્રી તેમ જ બીજી જોઈએ તે મદદ આપવાને ગામનો પટેલ એકપગે હાજર હોય છે. અશિક્ષિત કહેવાતા વર્ગનો આ ઉત્સાહ, બહુજનસમાજ-સંબંધની આ લાગણી, તેની વ્યવસ્થા, ટાપટીપ અને ભક્તિ જોઈને સુશિક્ષિતોએ મોંમાં આંગળાં જ ઘાલવાં જોઈએ. જ્ઞાનેશ્વર મહારાજ અને શ્રીતુકારામ મહારાજની મહત્તા, તેમનો અધિકાર, મહારાષ્ટ્રીઓ ઉપર અને પરંપરાએ અખિલ જનતા પર તેમણે કરેલા ઉપકાર ક્યાં અને આ મહોત્સવ સંબંધી સુશિક્ષિત વર્ગનું એટલે જેને આ બાબતનું જ્ઞાન છે, ભાન છે, તેની દેખાઈ આવતી ઉદાસીનતા અને તટસ્થતા ક્યાં!

પાલખીઓની સાથે પંઢરપુર આવનારો આ સમાજ રાષ્ટ્રનો કંઈ નાનો-સૂનો ઘટક નથી. એનાથી અલગ રહેવામાં રાષ્ટ્રની તેમ જ સમાજની મોટી હાનિ છે, એ સુશિક્ષિત વર્ગે લક્ષમાં લેવુ જોઈએ. આ મહોત્સવરૂપ દશેરાને દિવસે આપણા આ અશિક્ષિત બંધુઓ પાસેથી અભિમાનગલિત વૃત્તિથી ભગવદ્-ભજનમાં લીન થઈ જવાનુ રહસ્ય શીખી લઈ, તેમને ઇશ્વિરસ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરાવી આપવાને જ્યારે સુશિક્ષિત વર્ગ તૈયાર થશે, એટલે કે આ પરસ્પર આપ-લે કરવાના પ્રકારનુ સોનું લૂંટીને લૂટાવાશે, તે જ ધન્ય દિવસ અને તે જ દિવાળી' બોલો 'જ્ઞાનબા તુકારામ! જ્ઞાનબા તુકારામ!'

(જૂન-૧૯૩૩ના 'ચિત્રમય જગત'માંથી

# શ્રીજ્ઞાનેશ્વરનું આળંદી ક્ષેત્ર

આ જ્ઞાનેશ્વરીમાં આપેલા **શ્રી જ્ઞાનેશ્વર મહારાજના** જીવનચરિત્ર ઉપરથી જે વાચનાર સજ્જનોને શ્રી 'આળંદી'ના પવિત્ર ક્ષેત્રની યાત્રા કરવાની ઇચ્છા થાય તેમની જાણ અને સુગમતા માટે કેટલીક જરૂરી માહિતી નીચે પ્રમાણે છે:

**શ્રી 'આળંદી'** પૂનાથી ૧૩ માઈલ દૂર હોઈ ઠેઠ સુધી પાકી સડક છે. જવા-આવવા માટે ટાંગા મળે છે, જેમાં બે માણસ બેસી શકે છે; વળી મોટરો પણ મળે છે.

**દરેક માસની વદ ૧૧ની** યાત્રા કરવા પૂનાથી તથા આસપાસનાં ગામોથી

હજારો ભક્તજનો આવે છે. પૂના શહેરમાં શનિવારવાડામા મોટરો ત્યાં જવા-આવવા માટે તે દિવસે મળે છે.

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજે** કારતક વદ ૧૩ને દિવસે સમાધિ લીધેલી છે, જેથી દર વર્ષે કારતક વદ ૧૧ના દિવસે મોટો મેળો ભરાઈ લગભગ પોણો લાખ યાત્રાળુઓની સંખ્યા દર્શન માટે આવે છે અને રાત્રે તથા દિવસે ભજન, ધૂન, ઉપદેશ તથા દર્શનની ધમાલ મચી રહે છે.

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ**ની ચરણપાદુકા શ્રી 'આળંદી'થી દર જેઠ વદ ૮ને દિવસે પગરસ્તે શ્રીપંઢરપુર જાય છે, જે સાથે શરૂઆતમાં લગભગ પાંચ હજાર માણસો હોય છે, પણ મુકામે પહોંચતાં સુધીમા પાલખી લગભગ એક લાખથી વધુ માણસો સાથે અષાડ સુદ ૧૦ને દિવસે શ્રીપંઢરપુર પહોચે છે. એ સમયે શ્રીપંઢરપુરમાં પણ મોટો મેળો ભરાય છે અને પૂનમ સુધી રહે છે.

**શ્રી 'આળંદી'માં ધર્મશાળા**–દક્ષિણી લોકોની નાનીમોટી ૮–૧૦ ધર્મશાળા હોવા ઉપરાંત ગુજરાતી ભાઈઓને ઊતરવા માટે પણ '**ગંગાસ્વરૂપ રામીબાઈ બ્રહ્મક્ષત્રિયના સ્મરણાર્થે શ્રીજ્ઞાનદેવ ધર્મશાળા**' નામે એક ધર્મશાળા થોડા વખતથી બંધાઈ છે, જેમાં ઉતારાની તથા વાસણ, ગાદલાં વગેરેની સગવડ છે. ત્યાં ઊતરવા માટે માલિકની ચિઠ્ઠી લેવાની જરૂર હોતી નથી. ત્યાંના રખેવાળ દરેક જ્ઞાતિના યાત્રાળુ માટે સર્વ જાતની સગવડ કંઈ પણ દ્રવ્ય લીધા સિવાય કરી આપે છે. આ ધર્મશાળાં આળંદીમાં શ્રીનરસિંહ સરસ્વતીની સમાધિના મંદિરની નજદીક ગોપાલપુરમા આવેલી છે.

આ લખનારને શ્રી 'આળંદી' ક્ષેત્રની યાત્રાનો લાભ મળ્યો છે. કાચા સોનાની ગુજરાતની ડોળી ભક્તિ કરતાં, નિર્ધન દક્ષિણવાસી ભક્તોની કીર્તન-ભક્તિ અને ધર્મશ્રદ્ધા તેમ જ એકબીજા પ્રત્યેની નમ્રતા અને સદ્‌ભાવ જોઈને તેમ જ ચરિત્રમાં વર્ણવેલો ઓટલો તથા વૃક્ષ વગેરે જોઈને સંસ્કારી હૃદય પોતપોતાના ગજા પ્રમાણે ઉચ્ચ ભાવોમાં મગ્ન થયા સિવાય રહે નહિ.



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# સંસ્થાનાં ઉપયોગી પ્રકાશનો

## ધર્મગ્રંથો

મહાભારત—ભાષાંતર (સાત ગ્રંથોમાં) ૫૨—૦
યોગવાસિષ્ઠ મહારામાયણ ૧૪—૦
શ્રીશિવમહાપુરાણ ૧—૨, ૧૨—૦
તુલસીકૃત રામાયણ ૧—૨, ૧૦—૦
વાલ્મીકિ રામાયણ ૧—૨, ૧૧—૦
શ્રીમદ્ ભાગવત ૧—૨, ૧૦—૦
ભગવતી (દેવી) ભાગવત ૬—૦
ગિરધરકૃત રામાયણ ... ૪—૮
શાંતિપર્વ—મહાભારતનું ... ૮—૮
વિષ્ણુપુરાણ ... ... ૪—૦
એકનાથી ભાગવત—એકાદશ સ્કંધ—ભાગવતનો ... ૫—૦
શ્રીરામચરિતમાનસ—મૂળ ... ૨—૦
ધમ્મપદ . ... ૧—૦
તુલસીસતસઈ ... ... ૧—૮

### ઉપનિષદો (૧૧૨)

એકાદશ ઉપનિષદ ... ૩—૦
બૃહદારણ્યક ઉપનિષદ ... ૨—૦
સો ઉપનિષદો ... ... ૫—૦

### ભગવદ્ગીતાઓ

ભગવદ્ગીતા—પુરુષાર્થબોધિની—બે ગ્રંથો ... ૧૨—૮
શ્રીમદ્ ભગવદ્ગીતા—શાંકરભાષ્ય ... ૪—૦
શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ૪—૮
ભગવદ્ગીતા—નીલકંઠી ... ૩—૦
પંચરત્નગીતા—ભાષાંતર સાથે ૨—૦
શ્રીમદ્ ભગવદ્ગીતા(મોટા અક્ષર) ૦—૧૨
જ્ઞાનસત્રગીતા ... ... ૧—૪
શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) ૦—૮
પંચરત્નગીતા—મૂળમૂળ ... ૦—૮

### નીતિગ્રંથો

વચનામૃત—સ્વા. સહજાનંદજીનાં ૫—૦
મનુસ્મૃતિ ... ... ૪—૮
બળવાન બનો ... ... ૦—૧૨
વિદુરનીતિ ... ... ૧—૦
સંતોની અનુભવવાણી ... ૧—૮
અંતર નિરીક્ષણ ... ... ૧—૦
પ્રભુમય જીવનનું રહસ્ય ... ૧—૦
પ્રભુમય જીવન ... ... ૦—૧૨
મોક્ષમાળા ... .. ૧—૪
દૃષ્ટાંતશતક ... .. ... ૧—૪
આર્યધર્મનીતિ અને ચાણક્ય—નીતિસાર... ... ... ૦—૧૨
જપજી ... ... ... ૦—૧૦

### વેદાંત—તત્ત્વજ્ઞાન

પક્ષપાતરહિત અનુભવપ્રકાશ ૫—૦
પંચદશી ... ... ૪—૮
ધર્મજ્યોતિ ... ... ૧—૮
વેદાંત—રસબિંદુ ... ... ૦—૧૨
મનુષ્યધર્મ ... ... ૨—૦
સનાતન ધર્મ ... ... ૧—૦
શ્રી વેદાંતમાર્ગદર્શિની ... ૧—૮
મહાવાક્યરત્નાવલી ... ૦—૧૨
વિચારસાગર ... ... ૩—૦
આત્મસાક્ષાત્કારની કસોટી... ૧—૪

જીવન્મુક્તિવિવેક ... ... ૧-૪
પંચીકરણ ... ... ૨-૦
સ્વરૂપવિચાર ... ... ૦-૧૦
અષ્ટાવક્રગીતા ... ... ૦-૮
અવધૂતગીતા ... ... ૧-૪
ઉપદેશસારસંગ્રહ ... ... ૧-૮
સ્વામી રામતીર્થ-ઉપદેશો (૧) ૩-૦
સમયસાર નાટક ... ... ૩-૦
ભક્તિયોગ (૮મો)... ... ૨-૦
ધમ્મપદ ... ... ... ૧-૦
મોક્ષમાળા ... ... ... ૧-૪

### શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનના ગ્રંથો

મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો ૧-૦
શતશ્લોકી ને બીજાં ચાર રત્નો ૦-૧૨
સ્તોત્રસંગ્રહ ... ... ૦-૧૦
સર્વવેદાંત-સિદ્ધાંતસારસંગ્રહ ૧-૪
વિવેકચૂડામણિ ... ... ૦-૧૨

### ધર્મકથા-પ્રાર્થના

શ્રીપુરુષોત્તમમાસમાહાત્મ્ય ... ૨-
જપ અને નામસ્મરણ ... ૧-
નિત્યપાઠ ... ... ... ૦-
સત્યનારાયણની કથા ... ૦-
સૂર્યકાન્ત... ... ... ૨-
તુકારામગાથા (બે ગ્રંથો) ... ૬-
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨)... ૨-
આખ્યાનમાળા-ભાગ ૧ લો ૩-
સંતની વાતો ... ... ૧-
સંતગુરુનો પરિચય ... ૨-

### સ્વ૦ પઢિયારનાં ભક્તિરસનાં પુસ્તકો

સ્વર્ગનું વિમાન ... ... ૨-૦
સ્વર્ગની કૂંચી ... ... ૨-૦
સ્વર્ગનો ખજાનો ... ... ૨-૦
સ્વર્ગનો પ્રકાશ ... ... ૨-૦
સ્વર્ગનો આનંદ ... ... ૨-૦
સ્વર્ગની સીડી ... ... ૨-૦
સાચું સ્વર્ગ ... ... ૨-૦

## संतवाणी—भजनो

ભજનસાગર-ભા. ૧, ૨ ૩-૮
" -ભા. ૨ ૨-૦
મીરાંબાઈનાં ભજનો ... ૦-૧૨
નરસિંહ મહેતાનાં ભજનો ... ૦-૧૨
ભજનસંગ્રહ ... ... ૧-૦
પરિચિત પદસંગ્રહ ... ૧-૧૨
અખાની વાણી ... ... ૩-૦
પ્રીતમદાસની વાણી ... ૩-૦
એકાદશીમાહાત્મ્ય-છોટમકૃત ૧-૮
તુલસીરામાયણનાં મહાવાક્યો ૦-૮
દલપતરામની કવિતા ... ૦-૧૦
શામળના છપ્પા ... ... ૦-૧૨
અખાના છપ્પા ... ... ૧-૦
કર્મગાથા... ... ... ૧-૦

## उत्साहचेतना—प्रेरक ग्रंथो

કૈલાસદર્શન ... ... ૨-૮
બ્રહ્મદેશદર્શન ... . ૧-૦
આગળ ધસો ... ... ૩-૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ... ૩-૦
સાહિત્ય પ્રવેશિકા ... ... ૨-૮
સ્વામી અખંડાનંદજીના પત્રો ૧-૪
કહેવતો ... ... ... ૧-૪
શુભસંગ્રહ (૨)... ... ૩-૦
શુભસંગ્રહ (૯)... ... ૩-૦
ખેતીનાં મૂળ તત્ત્વો-૧ ... ૧-૪
" " " -૨ ... ૧-૦
" " " -૩ ... ૧-૮
" " " -૪ ... ૧-૧૨
હિંદુસ્થાની સંગીત ... ૦-૮

## नवलकथा—वार्तासंग्रह

| | |
|---|---|
| લાખેણી વાતો | ૨—૦ |
| મંગળ વાતો | ૨—૦ |
| દિવ્ય વાર્તાઓ | ૧—૦ |
| આળાં હૈયાં | ૨—૦ |
| માણસાઈની વાતો | ૩—૬ |
| રંગમેળો | ૧—૮ |
| કૃષ્ણચરિત્ર (નાટક) | ૧—૮ |
| અજબકુમારી (નાટક) | ૧—૪ |
| ગોપીચંદ (નાટક) | ૦—૧૨ |
| ગુલાબસિંહ | ૪—૦ |
| વનરાજ ચાવડો | ૨—૮ |
| ઇન્સાન મિટા દૂંગા અને બીજી વાતો | ૦—૧૨ |
| ઇતિહાસને અજવાળે | ૦—૧૨ |
| ભરતીઓટ | ૨—૦ |
| સંગમ | ૨—૦ |
| જીવનરંગ | ૧—૮ |
| બનાવટી ફૂલો | ૧—૦ |
| અત્તરના દીવા | ૧—૮ |
| સંસારના રંગ | ૧—૦ |
| રંગ અને દીવા | ૧—૮ |
| માટીની મૂર્તિઓ | ૦—૧૨ |
| અક્ષયપાત્ર | ૧—૮ |
| અંધારી રાતે | ૦—૧૨ |
| રાખની ઢગલી | ૦—૧૦ |
| ગામડું બોલે છે | ૦—૧૦ |
| જીવનપરિવર્તન | ૦—૧૦ |
| ભગવાન બુદ્ધની વાતો | ૧—૦ |
| સંત બળરામ અને પતિતા | ૦—૧૦ |
| કમળકુમાર | ૦—૧૨ |
| રાજર્ષિ | ૨—૦ |
| કતલખાનું | ૩—૦ |
| ગજરામારુ | ૦—૧૦ |
| સુંદર કામદારની વાર્તા | ૦—૧૨ |
| બરાસ-કસ્તૂરી | ૦—૮ |
| પરાક્રમી દશ કુમાર | ૨—૮ |
| કથાસરિત્સાગર | ૧—૦ |
| તરંગલોલા | ૦—૬ |

## जीवनचरित्रो

| | |
|---|---|
| ચૈતન્ય મહાપ્રભુ (ત્રણ ગ્રંથોમાં) | ૮—૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય | ૦—૧૦ |
| ગૌતમ બુદ્ધ | ૧—૪ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય | ૦—૮ |
| પરમપૂજ્ય બાપુ | ૧—૦ |
| સ્વામી ભાસ્કરાનંદ | ૧—૪ |
| સંત તુકારામ | ૩—૦ |
| શ્રી રમણ મહર્ષિ | ૨—૦ |
| મહર્ષિ દયાનંદ | ૧—૮ |
| હંસ મહારાજ | ૨—૮ |
| સ્વામી આત્માનંદ સરસ્વતી | ૧—૮ |
| મહાત્મા સૂરદાસ | ૦—૮ |
| ભિક્ષુ અખંડાનંદ | ૩—૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩—૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧—૬ |
| વીર દુર્ગાદાસ | ૧—૦ |
| શિવાજી છત્રપતિ | ૧—૪ |
| અકબર | ૧—૦ |
| બેન્જામિન ફ્રેંકલિન | ૧—૪ |
| લક્ષ્મીબાઈ | ૦—૧૨ |
| જોન ઓફ આર્ક | ૦—૧૨ |
| સ્વામી વિવેકાનંદ (સંક્ષિપ્ત) | ૧—૮ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | ૧—૮ |
| સ્વામીશ્રી નિત્યાનંદ | ૦—૮ |
| મહાત્મા દાદૂ દયાળ | ૦—૮ |
| શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય | ૧—૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | ૦—૮ |

## स्त्री–बालोपयोगी

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# આમ સાહિત્યશ્રેણીનાં ઉપયોગી પુસ્તકો

## ધાર્મિક

શિક્ષાપત્રી ... ૦–૬
ગીતાસાર ... ૦–૪
ગીતાપોથી ... ૦–૬
ગીતાસંકલન ... ૦–૩
ઉત્તરગીતા ... ૦–૬
શ્રીમદ્ ભગવદ્‌ગીતા અ. ૧૨.૧૫ ૦–૩

## નીતિ

યક્ષ અને યુધિષ્ઠિર ... ૦–૩
પ્રેમપંથ–ભાગ ૧–૨ ૦–૩, ૦–૪
નારદનાં ભક્તિસૂત્રો ... ૦–૩
પરમહંસશ્રી રામકૃષ્ણદેવનાં વચનામૃતો ... ૦–૬
રામકૃષ્ણ વાર્તાલાપ–ભાગ ૧ લો ૦–૮
ઉચ્ચ જીવન ... ૦–૪
પરવાળાં ... ૦–૩
વ્યવહારમાળા ... ૦–૮
વિચારમાળા ... ૦–૮
સત્સંગમાળા ... ૦–૬
વિવેક–વિચાર ... ૦–૬

## વેદાંત–તત્ત્વજ્ઞાન

સમાધિશતક ... ૦–૮
સ્વમાં ... ૦–૮
જ્ઞાન–લહરી ... ૦–૮
હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ૦–૨
પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી ... ૦–૩
તૈત્તિરીય ઉપનિષદ ... ૦–૩
દૃગ્–દૃશ્યવિવેક ... ૦–૨
ધ્યાન અને જ્ઞાન ... ૦–૩
વિચારસૂર્યોદય ... ૦–૪
યોગવાસિષ્ઠનાં સૂત્રો ... ૦–૪
તંત્રની સાધના ... ૦–૪
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ... ૦–૬
વિજ્ઞાનશતક ... ૦–૬
નીતિશતક ... ૦–૪
વૈરાગ્યશતક ... ૦–૪
પ્રવાસી ... ૦–૬
પુરોગામી ... ૦–૪

## ધર્મકથા–પ્રાર્થના

સંતોની ફૂલવાડી ... ૦–૮
પાંડવગીતા ... ૦–૪
નારાયણકવચ ... ૦–૮
શ્રીવિષ્ણુસહસ્રનામ ... ૦–૪
ગજેન્દ્રમોક્ષ ... ૦–૬
ભગવત્પ્રસાદ ... ૦–૪
ગીતાંજલિ ... ૦–૬
દત્તાત્રેય ... ૦–૪
શિવમહિમ્ન સ્તોત્ર ... ૦–૮
કણ્ઠાભરણમ્ ... ૦–૩
ખસીમાં ભગવાને શું ગાયું ? ૦–૩
મણિરત્નમાળા ... ૦–૧॥
ગંગામાતા ... ૦–૬

## જીવનચરિત્રો

દેવર્ષિ નારદ ... ૦–૫
મહાત્મા મસ્તરામજી ... ૦–૬
બાળકોના વિવેકાનંદ ... ૦–૪
વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર ૦–૪
સંત મૂળદાસ ... ૦–૬
ગોસ્વામી તુલસીદાસ ... ૦–૬